ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩મા અધ્યયન
"કેશી ગૌતમીય" અધિકાર

# ગિરિ ગર્જના

## ભેદ્યા પાષાણ; ખોલ્યાં દ્વાર

-: પ્રવચનકાર :-

"સૌરાષ્ટ્ર કેસરી" બા. બ્ર. પૂજ્ય શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબના
સુશિષ્ય પરમ દાર્શનિક, પંડિત મુનિ બા. બ્ર. શ્રી જયંતિલાલજી મહારાજ
ના સુશિષ્ય મધુર વ્યાખ્યાની બા. બ્ર
શ્રી ગિરીશચંદ્રજી મહારાજ



સંપાદક :-
પંડિત રોશનલાલ આર. જૈન
તપસ્વીજી માણેકચંદ્રજી જૈન વિદ્યાલય
વડીયા (સૌરાષ્ટ્ર)

-: પ્રકાશક :-
પ્રવચન પ્રકાશન સમિતિ
જેતપુર

પ્રકાશન તિથિ : મહાવીર જયંતી વિ. સં. ૨૦૩૩
વીર સંવત ૨૫૦૩

પ્રત : ૪૦૦૦ પૃષ્ઠ ૭૨૦

કિંમત : રૂપિયા આઠ



પ્રાપ્તિ સ્થાન :

(૧) શ્રી ભાઇચંદ જીમણભાઈ દેસાઇ
કાપડ બજાર, જેતપુર – સૌરાષ્ટ્ર

(૨) શ્રી જયંતિલાલ હીરચંદભાઈ મકાણી
૧૨, દિવાનપરા, રાજકોટ–૧ સૌરાષ્ટ્ર

(૩) શ્રી જયવંત જે. જસાણી
અનુપમ 'B' આગરા રોડ, ઘાટકોપર મુંબઈ ૮૬

પ્રકાશક . શ્રી જયંતિલાલ હીરચંદભાઇ મકાણી
૧૨, દિવાનપરા, રાજકોટ–૧ સૌરાષ્ટ્ર

મુદ્રક : શ્રી સુરેશકુમાર ગુણવંતરાય ગણાત્રા
ગણાત્રા એન્ડ સન્સ
સદર, રાજકોટ
(ફોન : ૨૬૦૨૧–૨૮૫૫૦–૨૮૫૫૧)

# અનુક્રમણિકા

# પ્ર કા શ કી ય...

ચાતુર્માસ એટલે ધાર્મિક તહેવારોના દિવસો. એ ચાર મહિનાની સ્થિરતા દરમિયાન સાધક, તેના ધાર્મિક વાંચન, મનન ચિંતનના પરિણામરૂપ જીનવાણી–આગમવાણીની અમીધારા અવિરતપણે વરસાવે અને શાસ્ત્રો–આગમો, સૂત્ર સિદ્ધાંતો વગેરે વાંચીને સમજવાની ફુરસદ ન હોય કે ધીરજ ન હોય તેવા જીજ્ઞાસુઓ, વિશેષરૂપે આ દિવસોમાં સાધક સંતની વાણી દ્વારા ધર્મ શ્રવણનો લાભ પામે. સાધક સંત પાસેથી શાસ્ત્રોના આધારે થયેલી ધર્મની શ્રેણીબંધ વ્યાખ્યાઓનું આખ્યાન સાંભળી એ રીતે જૈનધર્મનું પાલન કરતાં કરતાં જીવનને ક્રમશઃ આધ્યાત્મિક બનાવે. આમ ચાતુર્માસ દરમ્યાન સાધક સંત દ્વારા અપાયેલા ધાર્મિક પ્રવચનો–વ્યાખ્યાનો શ્રોતાજનો માટે, સમાજ માટે, ખૂબ જ મહત્ત્વના અને પ્રેરણાદાયક બની રહ્યા છે.

સૌરાષ્ટ્ર કેસરી પૂજ્ય ગુરુદેવ બા. બ્ર. શ્રી પ્રાણલાલજી મહારાજના પ્રશિષ્ય અને પરમ દાર્શનિક બા. બ્ર. શ્રી જયંતીલાલજી મહારાજના શિષ્યરત્ન, મધુર વ્યાખ્યાની બા. બ્ર. શ્રી ગિરીશચંદ્રજી મહારાજ તથા વિદ્યા વ્યાસંગી બા. બ્ર. શ્રી હરીશ મુનિના સંવત ૨૦૨૫ના રાજકોટ ચાતુર્માસ દરમ્યાન, તેમના વ્યાખ્યાનો સાંભળીને કેટલાયે શ્રોતાજનોને હૈયે પૂ. મહારાજશ્રીની વાણીની સચોટતા તેમજ શબ્દોની મધુરતા સ્પર્શી ગયાં હતાં. વીતરાગની વાણીના ઊંડા અધ્યયન સાથે તત્ત્વના ચિંતન અને મનન પછી વિવિધ તેમજ વિશાળ દૃષ્ટિએ થતું વિવેચન તથા પરિસ્થિતિને અનુરૂપ છતાં શાસ્ત્રોક્ત રીતે થતી સમયોચિત સર્વગ્રાહી ઉદ્બોધનની અનોખી શૈલીને લીધે, તેમના વ્યાખ્યાનો આકર્ષણનું કેન્દ્ર બની રહ્યાં.

પંચમહાભૂત તત્ત્વોમાનું બીજું તત્ત્વ, જે મનુષ્ય–જીવનની મૂળભૂત જરૂરિયાતોમાંની એક ગણાય તે પાણી, જે ચોમાસાના ચાર મહિના દરમ્યાન વાદળાઓમાંથી વરસે છે. આ પાણીનો ધોધમાર પ્રવાહ, વિશાળ પટ અને ઊંડું તળ ધરાવતી નદીમાં આગળને આગળ વહી જાય છે. નદી કે જેનું ઉદ્‌ગમસ્થાન ઉન્નત ગિરિ છે અને જેનો અંત ઘૂઘવતા સાગરની ગર્જનામાં છે એવી નદીને કિનારે વસેલાં ગ્રામ અને નગરોને ચોમાસા દરમ્યાન વરસેલા પાણીનો સંપૂર્ણ લાભ મળી શકતો નથી. એટલું જ નહિ, તેમને ચોમાસુ વિત્યે થોડા સમયે પાણીની મુશ્કેલી–તંગી અનુભવવી પડે છે. પરંતુ નદીના પ્રવાહ આડે બંધની રચના કરવામા આવે તો ચોમાસા દરમિયાન દરિયામાં વહી જતા પાણીનો સંગ્રહ થઈ શકે અને ચોમાસુ વીત્યા પછી પણ તે પાણીનો જરૂરિયાત મુજબ અવિરત યોગ્ય ઉપયોગ કરી વિકાસ સાધી શકાય. આવા શુભ કાર્ય માટે નદીના કિનારે આવેલ નગરના અધિકારીઓ, આગેવાનો, કાર્યકરો વગેરે જાગૃત હોવા જોઈએ. બધા લોકોને લાભદાયક એવું આ કાર્ય એકવાર ઉપાડી લેવામાં આવે તો બાકીના લોકો પોતાનું સૌજન્ય જરૂર દાખવે. એ વખતે સૌજન્ય દાખવનારા લોકોનો શક્ય એટલો સાથ સહકાર મેળવી પૂર્વ તૈયારી સાથે, મુશ્કેલીથી પાછા ન પડે, પણ સ્ફૂર્તિપૂર્વક કાર્યની શરૂઆતથી તેના અંત સુધી

તે માટે ખંત લેનાર થોડા કાર્યકરોની જરૂર રહે. આ બધું શક્ય બને ત્યારે જ 'બહુજન, હિતાય, બહુજન સુખાય' તેવું એક કાર્ય થઈ શકે અને ચોમાસાનો વિસ્તૃત લાભ જળવાઈ રહે.

સૂત્ર–આગમ વગેરે શાસ્ત્રો રૂપી ગિરિ માંથી ઉદ્‌ગમ પામેલો વિશાળ જ્ઞાનનો પટ તેમજ ઊંડું અધ્યયન ધરાવતી પૂ. મહારાજ સાહેબની વિચારધારાઓમાંથી વહેતો વાણીપ્રવાહ, શ્રોતાઓના કર્ણપટ પર અથડાઇ તેમના હૃદયસાગરમાં **ગર્જના** પેદા કરી તેમને ધર્માભિમુખ બનાવે છે. આવા મધુર વ્યાખ્યાની બા. બ્ર. શ્રી ગિરીશચંદ્રજી મહારાજની વ્યાખ્યાન વાણી પત્રાવલિમાં ઝીલીને ગ્રંથ સ્વરૂપે રજુ થાય તો તેનો લાભ શ્રોતાજનો સુધી મર્યાદિત ન રહેતાં, જૈન–જૈનેતર વાંચકો સુધી વિસ્તરે, એવી ભાવના ઘણા મહાનુભાવોએ પ્રદર્શિત કરી. ચાતુર્માસનો લાભ વિસ્તૃત રીતે જળવાઈ રહે, બધાના લાભ માટે નદીના પ્રવાહ આડે બંધ બંધાય તેવી ભાવના ઘણાને થાય પરંતુ એ માટે જરૂરી તૈયારી સાથે નિષ્ઠાપૂર્વક કામ ઊપાડી લેવા આગળ કોણ આવે ? અને વળી સારા કામમાં સો વિઘ્ન! છતાં પરમાર્થના કાર્યો કયારેય અટકતાં નથી એ ન્યાયે **"ગિરિ ગર્જના–ભેદ્યા પાષાણ. ખોલ્યાં દ્વાર"** માટે પૂર્વ તૈયારી સાથે બધી વ્યવસ્થા ગોઠવાઈ. અલબત્ત થોડો વધુ સમય લાગ્યો પરંતુ એકદમ વ્યવસ્થિત રીતે આયોજન થયું જેના પરિણામરૂપ પ્રવચન પ્રકાશન સમિતિ તરફથી આવા સુંદર સાહિત્યનું પ્રકાશન આપની સમક્ષ રજુ કરતાં હું ખૂબ જ હર્ષ અનુભવું છું. વળી વાંચકો સમક્ષ બા. બ્ર. શ્રી ગિરીશચંદ્રજી મહારાજના દીક્ષા પર્યાયના રજત જયંતિ વર્ષમાં જ તેમના વ્યાખ્યાનો ગ્રંથ સ્વરૂપે સર્વ પ્રથમ રજુ થઈ રહ્યાં છે તે રાજકોટ માટે વિશેષ આનંદની વાત છે.

તીર્થંકર ભગવાન મહાવીર સ્વામીની અંતિમ દેશના, જેમાં સર્વ સૂત્રોનો નિચોડ છે એવું ઉત્તરાધ્યયન સૂત્ર, જેના ૩૬ અધ્યયનોમાં દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ, કથાનુયોગ એ ચારેય અનુયોગના સમાવેશથી ધર્મ તત્ત્વને સમજાવેલ છે. અનુયોગનો અર્થ વ્યાખ્યા કરવી. આમ ચાર પ્રકારે ધર્મતત્ત્વની વ્યાખ્યા સમજાવી છે, જેમાં દ્રવ્યાનુયોગમાં સંસારની અસારતાનો બોધ છે, ચરણકરણાનુયોગમાં અનંતકાળથી જીવાત્માની સાથે રહી, જન્મમરણના ફેરા કરાવનાર કર્મના સ્વરૂપને સમજાવી, વ્રત અને ચારિત્રના આધારે જીવાત્માને તેનાથી મુક્તિ મેળવવાનો અને અસાર સંસારથી નિવૃત્ત થવા માટેનો ઉપદેશ છે; ગણિતાનુયોગમાં મનની ચંચળતાને કારણે જીવાત્માનું ચિત્ત અનેક વિષયોમાં પરોવાયેલું રહે છે જેથી તે પરલક્ષી અને ધર્મવિહોણો રહે છે તે દર્શાવી, પરને છોડી નિજ આત્મામાં એકાગ્રતા કેળવવાનો ઉપાય છે; જ્યારે કથાનુયોગમા સચોટ ધાર્મિક દૃષ્ટાંતો કે ઐતિહાસિક કથાનકો દ્વારા જીવાત્માની ચિત્તશુદ્ધિ કરી તેને આત્માભિમુખ બનાવી મોક્ષમાર્ગ માટે પુરુષાર્થ કરવા પ્રેરણા છે. આવા ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩મા અધ્યયન "કેશીગૌતમીય"ને ચાતુર્માસના વ્યાખ્યાનો માટે મુખ્ય વિષય તરીકે પસંદ કરવામા આવેલ છે. આ અધ્યયનમાં ૨૩મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ અને અંતિમ તીર્થંકર

શ્રી મહાવીરના શિષ્યો અનુક્રમે કેશી અને ગૌતમ વચ્ચેના સંવાદનો, જૈનધર્મ માટે ઐતિહાસિક મહત્ત્વ ધરાવતો પ્રસંગ છે. જેના પરથી જાણવા મળે છે કે, અંતિમ તીર્થંકર ભગવાન મહાવીરે સમયધર્મને ઓળખી, પૂર્વથી ચાલી આવતી ૨૩મા તીર્થંકર ભગવાન પાર્શ્વનાથની પરંપરા મુજબની ધાર્મિક ક્રિયાઓમાં ફેરફારો અમલમાં મૂકી, કડક વિધિવિધાનો સ્થાપી, જૈનધર્મમાં નવું ચેતન રેડી, તેની પુનઃ પ્રતિષ્ઠા કરી હતી.

આત્માને કર્મબંધનથી મુક્ત કરી, મોક્ષ પ્રાપ્ત કરવાના મૂળ ધ્યેય માટે તીર્થંકરોએ જૈનધર્મના જે મૂળ તત્ત્વો ઉપદેશેલ છે તે ત્રિકાલાબાધિત સત્ય છે. તેમાં ક્યારેય કોઈ ફેરફારને સ્થાન નથી. પરંતુ આત્મોન્નતિ માટેની સાધનરૂપ એ મૂળ તત્ત્વોની–મૂળ ગુણોની પુષ્ટિ માટે યોજાયેલી ધાર્મિક ક્રિયાઓ, એટલે કે ઉત્તર ગુણો વગેરેના વિધિવિધાનોમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ પ્રમાણે પલટો થયો છે, થાય છે અને થતો રહેશે. આ વાતની પ્રતીતિ કરાવતાં ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩મા અધ્યયનના અધિકાર સાથે ધર્મના મૂળ તત્ત્વો, ઉત્તર ગુણો વગેરેને આવરી લઈ આ વ્યાખ્યાનો ગુંથાયેલા છે. જેમ એક જ પ્રકારના સૂતરને જુદા જુદા રંગોના આધારથી કોઈ ચોક્કસ આકારમાં ગુંથવાથી સુંદર નયનરમ્ય ચાદર બનાવી શકાય, તે રીતે આ એક જ અધ્યયનના સ્વાધ્યાયમાં દ્રવ્યાનુયોગ, ચરણકરણાનુયોગ, ગણિતાનુયોગ અને કથાનુયોગ એમ ચારે અનુયોગરૂપી રંગોને આવરી લઈ ગુંથાયેલ વ્યાખ્યાનોરૂપી આ ચાદરનું સૌન્દર્ય જીવાત્મા માટે પારમાર્થિક અનેલ છે.

આ પ્રવચન ગ્રંથના વક્તા મધુર વ્યાખ્યાની બા. બ્ર. પૂ. શ્રી. ગિરીશચંદ્રજી મહારાજ કિશોર વયમાં જ બા. બ્ર. પૂ. ગુરૂદેવ શ્રી પ્રાણલાલજી મહારાજના સમાગમમાં આવતાં તેમના વૈરાગ્યપૂર્ણ જીવનના પ્રભાવે તેમજ હૃદયસ્પર્શી જોશીલી વાણીથી અનન્ય ભાવે આકર્ષાયા. તે અરસામાં પંડિત રત્ન બા. બ્ર. પૂ. શ્રી જયંતિલાલજી મહારાજની દીક્ષામાં હાજરી આપતાં તેથી અનેરૂં આકર્ષણ થયું. મહાન તપસ્વી બા. બ્ર. પૂ. શ્રી રતિલાલજી મહારાજના જીવન ચારિત્રે તેમને જ્ઞાન અને પોષણ આપ્યું. પૂજ્ય પ્રાણલાલજી મહારાજશ્રીના સમાગમની નીકટતામાં વૈરાગ્યભાવ પ્રબળ થવાથી શાસ્ત્રાભ્યાસમાં પ્રગતિ કરી, દશ દશ વર્ષના સંઘર્ષ બાદ દીક્ષાની અનુમતિ માટેના મુશ્કેલ સંયોગો–સૌમ્યતા, સરળતા, ધૈર્યતા અને વ્યવહાર દક્ષતાથી સાનુકૂળ બનાવી આપનાર પરમોપકારી "સૌરાષ્ટ્ર કેસરી" બા. બ્ર. પૂ. ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબ જેમને આ ગ્રંથ અર્પિત કરાયેલ છે, તેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર વાંચકો સમક્ષ મૂકવું આવશ્યક બની રહે છે.

પ્રસ્તુત વ્યાખ્યાનોને પ્રવચન દરમ્યાન જ નોંધપોથીમાં અક્ષરદેહ રૂપે કંડારવા માટે વૈરાગી કુ. જ્યોતિબહેને (હાલના બા. બ્ર. જ્યોતિબાઈ મહાસતીજી) તેમજ શ્રી છોટાલાલ ભીમાણીએ પરિશ્રમ લીધેલ છે અને પંડિતજી શ્રી રોશનલાલ જૈને, પોતાની નાજુક તબિયતમાં પણ જહેમત લઈને તેનું સંપાદન કરેલ છે તે બદલ તેઓ બન્નેનો આભાર માનું છું.

આ પ્રવચન ગ્રંથનું આમુખ, સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી હરસુખભાઈ સંઘવીએ લખી આપવાનું સ્વીકારી, પ્રવચનોમાં સમાયેલા તત્ત્વોની સુંદર રીતે તલસ્પર્શી છણાવટ સાથે આમુખ લખી આપેલ છે, તેઓશ્રીના સૌજન્ય બદલ તેમનો આભાર માનું છું.

અંધ મહિલા વિકાસ ગૃહ–રાજકોટના સંચાલિકા શ્રીમતી સંતોકબહેન બેંગાલીએ તેમની જવાબદારી ભરેલ અનેક સામાજિક પ્રવૃત્તિઓ વચ્ચેથી પણ સમય ફાળવી, આ ગ્રંથના પ્રવચનોના 'પ્રુફ' ખૂબ ચીવટથી સુધારવા તેમજ ગ્રંથ અંગે અનન્ય ભાવે "બે શબ્દ" લખી આપવા માટે, તેમજ ખૂબ ઉત્સાહથી મુદ્રણકાર્ય કરવા માટે શ્રી સુરેશકુમાર ગણાત્રાનો તેમજ પ્રકાશન સમિતિના સાથીદારો સર્વ શ્રી ભાઇચંદ ભીમજીભાઇ દેસાઈ, અમૃતલાલ મણીલાલ દોશી, નટવરલાલ નાનાલાલ દોશી અને મનસુખલાલ મણીલાલ શેઠ વગેરેનો આ કાર્યમાં સુંદર સહકાર માટે આભાર માનું છું.. સાહિત્ય પ્રત્યે પ્રેમ ધરાવનાર વ્યક્તિ, સાહિત્ય પ્રચાર માટે તન, મન, ધન વગેરે માથી કોઇપણ પ્રકારે સહયોગ આપી રહે છે. આ તકે આ સુંદર સાહિત્યના પ્રકાશન માટે સહયોગ આપનાર સાહિત્ય પ્રેમીઓને ધન્યવાદ અસ્થાને નહીં ગણાય.

શ્રી ગોંડલ સંપ્રદાયના શ્રમણ સંઘની શુભ નામાવલી પારા (૧) માં અનુક્રમ નાં. ૮ શાસ્ત્રાભ્યાસી બા. બ્ર. શ્રી મનોહર મુનિજી અને પારા (૮) માં અનુક્રમ નાં. ૨૩ બા. બ્ર. શ્રી નીલમબાઇ મહાસતીજીનો સમાવેશ કરવો રહી ગયેલ જેથી મુનિવરો ઠાણા ૧૪, મહાસતીજીઓ ઠાણા ૧૭૫ થાય છે જે સુધારી વાંચવા વિનંતી છે.

આશરે ૭૨૦ પાનાના આ ગ્રંથમાં ભૂલો ન રહી જવા પામે તે માટે સતત કાળજી રાખવાનો પ્રયત્ન થયો છે. છતાં કોઇ ક્ષતિઓ રહી જવા પામી હોય તેવી શકયતા નકારી ન શકાય. આ માટે વાંચકોને તેવી ક્ષતિઓ સુધારવા, ધ્યાન દોરવા વિનંતી છે.

જીનવાણીના પ્રસાર દ્વારા અજ્ઞાનરૂપી પાષાણને ભેદી જીવાત્માને ધર્મનું જ્ઞાન પમાડી આત્માની મુક્તિ અર્થે તેના હૃદયદ્વાર ખોલવાના હેતુથી, તેવા પ્રયત્ન રૂપે આ અમૂલ્ય પ્રવચન ગ્રંથ તૈયાર થયો છે. આ ગ્રથ તૈયાર કરવામાં થયેલ ખર્ચના પ્રમાણમાં નગણ્ય તથા વાચક વર્ગની સુવિધા માટે તદ્દન અનુકૂળ એવી આ ગ્રથની કિંમત રાખવામા આવેલ છે. આથી આ ગ્રંથનો પૂરેપૂરો લાભ લઈ ગ્રંથનુ નામ "ભેદ્યા પાષાણ, ખોલ્યાં દ્વાર" સાર્થક કરવા વાંચકો પુરુષાર્થ કરે એજ અભ્યર્થના સાથ વિરમુ છુ.

સં. ૨૦૩૩ માગશર શુદ ૧૦
દીક્ષા-રજત જયંતિ
૧૨, દિવાનપરા
રાજકોટ. ૧

જયંતિલાલ કીરચંદભાઈ મકાણી

# – સંપાદકીય –

વાંચકોના હાથમાં આવતા આ પ્રસ્તુત પ્રવચનો બા. બ્ર. શ્રી ગિરીશમુનિજીના વિ. સં. ૨૦૨૫ના રાજકોટ શહેરના ચાતુર્માસ વખતના છે. બા. બ્ર. શ્રી ગિરીશમુનિજી સૌરાષ્ટ્રના ખ્યાતનામ સાધુઓ અને વિશિષ્ટ પ્રવચનકારોમાંથી એક અને અપ્રતિમ છે. તેમનું પોતાનું મૌલિક ચિંતન અને ગહન આધ્યાત્મિક વાંચન પણ છે. તેમની ભાષાશૈલી લાલિત્યપૂર્ણ, માધુર્યગુણસંયુકત અને પરિષ્કૃત છે. તેમના ભાવોમાં ગાંભીર્ય, ઊંડાણ અને તલ–સ્પર્શી અવગાહન પણ છે. તેમના પ્રવચનો સાંભળવાનો સુયોગ અને અવસર એટલે જીવનનો એક અણમોલ લ્હાવો એમ કહેવામાં મને કશીજ અતિશયોક્તિ જણાતી નથી.

એમના ગુરુદેવની માફક વ્યાકરણ, સાહિત્ય, દર્શન અને આગમો સંબંધેનો એમનો ભલે ઊંડાણ ભર્યો અને જબરો અભ્યાસ નહોય; પ્રવચન શકિત અને તાત્ત્વિક ચિંતનમાં એમણે પોતાના ગુરુશ્રીનો વારસો યથાવત્ સાચવ્યો છે એમાં શંકાને જરા જેટલો પણ અવકાશ નથી.

ઉપર જણાવ્યા મુજબ રાજકોટ ચાતુર્માસ દરમિયાન કરેલા આ પ્રવચનો ચાતુર્માસની પરિસમાપ્તિ પછી મારી પાસે સંપાદન માટે યથા સમયે આવી ગયાં હતાં. પરંતુ લેખન કાર્ય તરફની મારી ઉદાસીનતા અને ઉપેક્ષાને લઇ આ પ્રવચનો મર્યાદિત સમય–મર્યાદામાં સંપાદિત થઇ શકયાં નહિ. પરિણામે પૂ. મહારાજશ્રીએ ધૈર્યપૂર્વકની દીર્ઘકાલીન પ્રતીક્ષા પછી મારા તરફ જરા પણ અપ્રસન્નતા લાવ્યા વગર, કશું જ પરિવર્તન કે પરિવર્ધન નહિ પામેલા અને પોતાના મૂળભૂત સ્વરૂપમાં યથાવત્ સુરક્ષિત રહેલા–અસંપાદિત આ બધા પ્રવચનો પાછા મંગાવી લીધાં. આ દરમિયાન મારે શ્રમણી વિદ્યાપીઠ, ઘાટકોપરમાં અધ્યાપન કાર્ય માટે જવાનું થયું. હું ન ભૂલતો હોઉં તો લગભગ ત્રણ વર્ષથી વધુ સમયનો ગાળો આમ જ પસાર થઈ ગયો. હું તો આ પ્રવચનોની વાત જ મૂળમાંથી ભૂલી ગયો, જાણે ભૂતના પ્રચ્છન્ન ગર્તમાં બધું દટાઇ ગયું.

લગભગ સાડા ત્રણ વર્ષ પૂર્વે અધ્યાપન કાર્ય કરતાં શ્રમણી વિદ્યાપીઠ, ઘાટકોપરમાંજ મારા પર હૃદયરોગના બે આક્રમણો થયા. જૈન કલીનિક, કાંદાવાડીના કુશળ ચિકિત્સકો અને પૂ. સાધુ, સાધ્વીઓ તથા સંઘના નાનામોટા બધા વ્યકિતઓના નિષ્ઠાભર્યા સદ્ભાવ સંજીવનીના બળે હું બચી જવા અવશ્ય પામ્યો; પરંતુ અધ્યાપન શકિત સદાને માટે ખોઈ બેઠો. હૃદય વધારે શ્રમ ખમી શકે એવું કાર્યક્ષમ ન રહ્યું. આમ છતાં ધીમી ગતિએ લેખનકાર્યની કોઇ હાનિ પ્રદ અસર ન થાય તો તે કાર્યનું મંગલાચરણ કરવું એવો મનમા નિર્ણય કર્યો. અઢી વર્ષના સતત આરામ પછી હું લેખન કાર્ય શાંતિપૂર્વક કરી શકીશ એવો પ્રાણોના અંતરતમમાં

વિશ્વાસ અવશ્ય જન્મ્યો, પરંતુ ઉપર્યુક્ત વિશ્વાસને ક્રિયાન્વિત કરવામાં સમયના પરિપાકની હજુ અપેક્ષા હતી.

પ્રારબ્ધ, નિયતિ, ઇશ્વરેચ્છા અથવા સંયોગ પ્રાણોના અંતરાલમાંથી જન્મેલી ભાવનાને મૂર્ત રૂપ મળવાના ઊજળા સંજોગો ઊભા થયા. સન્ ૧૯૭૫માં તપોધની પૂ. રતિલાલજી મ. સા.નું ચાતુર્માસ વઢિયા મુકામે નિશ્ચિત થયું તેમજ મધુર વ્યાખ્યાની બા. બ્ર. પૂ. શ્રી ગિરીશ મુનિજીનું ચાતુર્માસ જેતપુર મુકામે નિશ્ચિત થયું. જેતપુર અને વઢિયા આઠ દસ ગાઉના અંતરમાં આવેલા સમીપસ્થ ગામો છે. ટ્રેનની દૃષ્ટિએ વઢિયાથી જેતપુર જતાં માત્ર એક જ સ્ટેશન વચ્ચે આવે છે. આવવા જવાની ભારે સગવડતાઓ એટલે કામકાજ કરવામાં અગવડતાને ભાગ્યે જ અવકાશ.

પૂ. મહારાજશ્રી એ મારા પરમ મિત્ર શ્રી અમૃતલાલભાઈ મ. દોશી મારફત પરત કરેલા રાજકોટ ચાતુર્માસના પ્રવચનોના સંપાદનનો પ્રસ્તાવ મોકલાવ્યો. મારી પ્રત્યભિજ્ઞા જાગૃત થઈ. ઇશ્વરનો કોઈ અગમ્ય સંકેત જ હોય એમ માની મેં તેમના પ્રસ્તાવને વધાવી લીધો. લખાણ આ વખતે પણ સમય મર્યાદામાં થઈ શકશે કે કેમ, આ જાતની શંકાથી સભર મારું માનસ તો હતું જ, વળી હૃદય રોગના કારણે હૃદય શ્રમ ખમી શકવા અશકત જણાય તો પણ કામ મૂકી દેવું પડે એવી શકયતા પણ નકારી શકાય એમ ન હતી. આમ છતાં ઇશ્વરેચ્છા માની પ્રવચનોના સંપાદનનું કાર્ય હાર્દિક ભાવનાથી સ્વીકારી લીધું.

પૂ મહારાજશ્રીએ સરળતાપૂર્વક જે સહૃદયતા, પ્રભુતા અને વિરાટતાનો પરિચય આપ્યો અને ભૂતકાળને સ્મૃતિગોચર કર્યા વગર જ પ્રેમપૂર્વક મારા જેવા રુગ્ણ અને પથારીવશ વ્યકિતને આ ભગીરથ કાર્ય સોંપવાનું જે સાહસ કર્યું તેનો જો ઉલ્લેખ ન કરું તો તેઓશ્રીના આ વિરલ વ્યકિતત્વ તરફની મારી કૃતઘ્નતા જ ગણાશે. લેખનકાર્ય પરત્વેની મારી મૌલિક ઉદાસીનતા અને ઉપેક્ષાભરી નબળાઇને પાઠકો સમક્ષ ઋજુ ભાવે પ્રગટ કરવાને બદલે જો પ્રચ્છન્ન રાખવાનો પ્રયત્ન કરું, તો તે પણ ઇશ્વરીય અપરાધ જ ગણાશે. એટલે આ નવા આયામોને ઉદ્ઘાટિત કરતા, નવી દિશાઓનો ઈશારો કરતા, સામાન્ય પ્રવચનો કરતાં જુદી જ ભાત પાડતા આ પ્રવચનો આપને આટલા બધા વિલંબથી ઉપલબ્ધ થઇ શકયા તે માટેની બધી જવાબદારી મારા સ્વભાવગત પ્રમાદને જ આભારી છે અને તે માટે હું સરળતા પૂર્વક ક્ષમા યાચું છું.

આ બધા પ્રવચનોનો આત્યંતિક આદર્શ આત્મ-તત્ત્વની ઉપલબ્ધિ માટેનો સંકેત માત્ર છે. આત્મા અને પરમાત્મા એ બે પૃથક વસ્તુઓ નથી. એક જ સિક્કાની આ માત્ર બે બાજુઓ છે. એક જ પરમ તત્ત્વને જુદી જુદી દિશાઓથી જોવાની રીતને જ અર્પેલા આ નામો છે. પોતાના જ ઊંડાણ કે ગહનતામા પ્રવેશ કરી, પોતાના આત્યંતિક ઐશ્વર્ય-વૈભવ અને અક્ષય

નિધિની ઉપલબ્ધિ કે ઉપલબ્ધ કરેલ તે સ્વયંભૂ તત્ત્વ. જે અસૃષ્ટ, અનિર્મિત. સનાતન અને પરમ તથા ચરમ સત્ય છે તે જ આત્મતત્ત્વ છે. આ જ તત્ત્વની સંપ્રાપ્તિ કે અન્વેષણ જ્યારે બીજા આયામથી કે પરમા કર્યું અને બહારની દિશાથી આ પરમ અને અનાદિ નિધન, સનાતન તત્ત્વની પ્રત્યાભિજ્ઞા થઇ ત્યારે આત્માને નામે જાણીતી આ દિવ્ય ચેતના પરમાત્માના નામની પરમસંજ્ઞાથી સંબોધિત થાય છે. પરમાર્થતઃ આત્માજ પરમાત્મા છે અને પરમાત્માજ આત્મા છે એક તત્ત્વના વિભિન્ન આયામોથી ઉપલબ્ધ કરવાની વિભિન્ન પ્રક્રિયાઓને આપેલા માત્ર વિભિન્ન નામો જ છે. તાત્ત્વિક પાર્થક્ય અંશમાત્રનું પણ નથી જ. તાત્પર્ય સ્પષ્ટ છે કે–અંદરની બાજુએથી પકડવામા આવેલો આત્મા–પરમાત્માજ છે અને બહારની દિશાઓથી ઉપલબ્ધ થએલો પરમાત્મા–આત્મા જ છે.

આ આત્મતત્ત્વ અથવા સત્યનો નિર્ણય નહિ પણ સાક્ષાત્કાર કરવાનો હોય છે. માટે જ જ્ઞાન અને 'જ્ઞાનમા' આકાશ પાતાળ જેવો કે અંધારા અને પ્રકાશના જેવો ભારે તફાવત છે.

એક જ્ઞાન તો માત્ર જાણકારી, સ્મૃતિ, સૂચના, સંગ્રહ અથવા બૌદ્ધિક સમજણ છે જે પુસ્તકોમાંથી કે સાંભળવાથી પ્રાપ્ત થાય છે. તત્ત્વતઃ બૌદ્ધિક જ્ઞાન તાત્ત્વિક રૂપમાં જ્ઞાન નથી, જ્ઞાનનો માત્ર ભ્રમજ છે. મરેલા કે વાસી થએલા તથ્યોનો સંગ્રહ છે. પુસ્તકના ચિતરેલા ઘોડા પર સવારી કરી જેમ ઇષ્ટ સ્થાને પહોંચી શકાતું નથી તેમ પુસ્તકો કે શાસ્ત્રોના શબ્દો મોઢે કરી, સભાઓમાં મુક્ત રીતે વાપરવાની કળાથી આત્માનો સાક્ષાત્કાર થઇ જતો નથી. એવી જાતના જ્ઞાનની ભ્રાંતિ અજ્ઞાનને ઢાંકી લે છે. શાસ્ત્રોની શબ્દજાલ કે ધુમાડામા અજ્ઞાન વિસ્મૃત થઇ જાય છે. શાસ્ત્રના શબ્દો આવડી જવાથી આત્મજ્ઞાની થયાનો ભ્રમજ જન્મે છે જીવંત સત્યની પ્રતીતિ નથી થતી.

બીજુ "જ્ઞાન"જે અનુભૂતિ અથવા જીવિત પ્રતીતિ છે, સાક્ષાત્કાર અથવા પરમાત્મ–દર્શન છે, તેને ભગવાન બુદ્ધના શબ્દોમાં "પ્રજ્ઞા" પણ કહી શકાય છે. અજ્ઞાનને તેના સંપૂર્ણ અસલ સ્વરૂપમાં જાણી લીધા પછી કે અજ્ઞાનના બોધનો તીવ્ર સંતાપ જન્મ્યા પછી તે પ્રાદુર્ભૂત થાય છે. સારાંશ આ છે કે જ્ઞાન સદા અંદરનાથી આવિર્ભાવ પામે છે, જાગે છે. બહારથી આવેલી જાણકારી તે ઉપનિષદોની દૃષ્ટિમાં અવિદ્યા છે. દૃષ્ટાઓની તાત્ત્વિક દૃષ્ટિએ "અવિદ્યા"ના અર્થ પણ ભૌતિકજ્ઞાન અથવા પદાર્થજ્ઞાન છે.

રૂપાન્તરણ–પરિવર્તન લાવ્યા વગર જ ચાલ્યું જાય, ઉપનિષદ દ્રષ્ટાઓની પ્રજ્ઞાપૂર્ણ દૃષ્ટિમાં તે જ્ઞાન અથવા વિદ્યા જ્ઞાન અથવા વિદ્યાની કોટિમાં આવતા નથી. જ્ઞાન એ તો એવી દિવ્ય અને લોકોત્તર જ્યોતિ છે જે વાસનામૂલક જીવનને આમૂલ રૂપાન્તરિત કરી અમૃતત્વના માર્ગે વાળી દે છે, જાણે નવો જન્મ, નવી દિશા, નવો આયામ અને અનંત સૂર્યો કરતાં પણ વધારે પ્રકાશમાન લોકોત્તર પરમ દિવ્ય જગતમાં કે જ્યાં અંધારાને કશો જ અવકાશ નથી તેની પરમ પ્રતીતિ !

જ્ઞાનનો આત્યંતિક આદર્શ અથવા પરમ કસોટી આ જ છે કે તે પોતાની મેળે જ આચરણ બની જાય. જે જ્ઞાન પોતાની મેળે આચરણ ન બને પરંતુ આચરણ બનાવવા માટે જેને આરોપિત કરવું પડે, ઉપનિષદના દ્રષ્ટાઓ તેને અવિદ્યાના નામથી જાણતા અને ઓળખાવતા હોય છે.

ભગવાન બુદ્ધે જ્યારે એક માણસના શબને શ્મશાન તરફ લઇ જવાતું જોયું ત્યારે તે માણસની શ્મશાનયાત્રા તેમને પોતાની જ શ્મશાનયાત્રા લાગી. પોતે જ અર્થી સાથે બંધાયાની જીવંત પ્રતીતિ કે જીવિત સત્યનો બોધ થયો. મૃત્યુના આ પરમ સાક્ષાત્કારે અથવા પ્રાણસ્પર્શી જ્ઞાને તેમના આખા જીવનને રૂપાન્તરિત કરી નાખ્યું. હવે એમને રાજ્ય, રાજકીય ભોગપભોગ, સમૃદ્ધિપૂર્ણ સુખસાધનો, સ્ત્રી, પુત્ર, માતા, પિતા બધા આકર્ષક અને મોહક મટી, વિકર્ષક અને વિમોહક બની ગયા. તેમની દૃષ્ટિ પરિધ ઉપરથી કેન્દ્ર પર, સત્ય પર, કેન્દ્રિત થઇ. રાજકીય વૈભવ વિલાસો અને નવજાત શિશુ તથા પત્નીના વ્યામોહના આકર્ષણો વિકર્ષણોમાં ફેરવાઇ ગયા અને એક જ ક્ષણમાં કશી જ પ્રતીક્ષા, સલાહ કે આદેશની અપેક્ષા રાખ્યા વગર, રાજપુત્ર બુદ્ધ પ્રાસાદોની સુંવાળી શય્યાનો પરિત્યાગ કરી, પરિવ્રાજક–ભિક્ષુક થઈ ગયા. મહેલાતોની ફૂલ ભરેલી કોમળ શય્યા તેમને શલ્ય-કાંટાઓથી ભરેલી લાગવા માંડી અને કંટકાકીર્ણ પથરીલા માર્ગમાં, ભિક્ષાપાત્ર લઈ ભટકવામાં પણ બાદશાહતનું સૌંદર્ય દેખાવા લાગ્યું. સત્યનો કે જ્ઞાનનો પ્રાણોના અંતરતમમાં સંસ્પર્શ થાય એટલે આખું જીવન પારલૌકિક, પારમાર્થિક અને પરમ આધ્યાત્મિકતાના આલોકમય નવ જગતમાં રૂપાન્તરિત થઇ પ્રવિષ્ટ થઇ જાય.

શેખસાદીએ એક ઠેકાણે લખ્યું છે કે ઘણા દિવસો વીતી ગયા. એક નદી કાંઠે પડેલી અને રખડતી એક મડદાની ખોપરીએ માર્ગમાંથી પસાર થતા એક વટેમાર્ગુને અવનવી વાતો કહી. તદનુસાર–ખોપરી બોલી: “મૈં ભી કભી બાદશાહી દબદબા રખતી થી. મેરે પર હીરોં કા કરોડો કા તાજ શોભા દેતા થા. મૈંને પરાજય કા તો કભી નામ હી સુના ન થા. વિજય મુઝે પદ પદ પર ચૂમ કર ઇઠલાતી રહતી થી. વિજય કે ઇસ ઉન્માદ સે મેરે પૈર જમીન પર પડતે હી ન થે. મૈં કભી કલ્પના ભી ન કર સકીં યહ સારા દબદબા, વે બાદશાહત એક હી ક્ષણમેં ધૂલિ–ધૂસરિત હો જાયગી. કીડે મુઝે ક્ષત–વિક્ષત કર દેંગે. હર પૈર મુઝે ઠોકર મારતા, ફૂટબોલ કી તરહ ઉછાલતા ચલતા જાયગા”

"મુસાફિર ! તૂ ભી અપને કાનોંસે ગફલતકી રૂઈ નિકાલ ડાલ. તાકિ તુઝે મુરદોં કી આવાજ સે મિલને વાલી નસીહત હાંસિલ હો સકે."

મડદાઓના અવાજમાંથી મળતી બોધ-શિક્ષા આપણે ક્યારેય પણ સાંભળતા નથી. જે એને સાંભળી લે છે તેનું જીવન રૂપાન્તરિત થઈ જાય છે.

આ બધા પ્રાણોના અન્તરતમને સ્પર્શનારા સરળ સત્યોના ઇશારા આ પ્રવચનોમાં પાઠકોને ડગલે અને પગલે મળ્યા જ કરશે. મારી કલ્પના અને સમજણ પ્રમાણે પ્રસ્તુત પ્રવચનો આજ સુધી પ્રકાશિત થએલા અનેક પ્રવચનકારોના પ્રવચનો કરતાં નવી દિશા અને નવા આયામોને અદ્યતન રીતે સંસ્પર્શ કરનારા પ્રતીત થશે.

વાંચકો આ પ્રવચનોના નિમિત્તથી આધ્યાત્મિક ઉત્ક્રાન્તિની નવી દિશામાં ગતિ કરતા થાય અને પરમાત્મભાવના ગૌરીશંકરને સ્પર્શી સચ્ચિદાનંદ સ્વરૂપ સ્વભાવની ઉપલબ્ધિથી કૃત્યકૃત્યતા અનુભવે એ જ આંકાક્ષા અને અભીપ્સાની મંગળ ભાવના સાથે મારૂં "સંપાદકીય" સમાપ્ત કરું છું.

શ્રી જૈન વિદ્યાલય વઢિયા (સૌરાષ્ટ્ર)
વિ. સં. ૨૦૩૩ માગસર સુદ ૧૦
દીક્ષા રજત જયંતી

વિનયાવનત
પં. રોશનલાલ આર. જૈન

# આમુખ

પરમપૂજ્ય પરમ કૃપાળુ મધુર વ્યાખ્યાતા મહારાજસાહેબશ્રી ગિરીશમુનિજીના, મુમુક્ષુ જીવોના ઉત્કર્ષ માટેના આ પ્રસાદગ્રંથના આમુખ લખવાના પૂ. મહારાજ સાહેબના આદેશથી, સ્વાભાવિક રીતે જ મારા મનમાં એક મોટી મુંઝવણ ઊભી થઇ હતી. એક બાજુ પૂ. મહારાજ સાહેબનો આદેશ અને બીજી બાજુથી આવું મહાન અને કઠીન કાર્ય કરવાની અતિ અલ્પતા. જેમનું જીવન, અધ્યયન અને માર્ગદર્શન, પરમ પાવનકારી જૈનશાસનના ઉચ્ચ સિદ્ધાન્તો અને આત્માને નિર્જરા કરવા માટે તલસતા મુમુક્ષુ જીવો માટેના અમીઝર્યા અસ્ખલિત વાણી પ્રવાહથી, નિર્મળ ઝરાની માફક નિરંતર વહેતું રહ્યુ છે, એવા પરમ ઉપકારી મહારાજ સાહેબે બોધેલ અને અતિ અજ્ઞાની જીવોના કલ્યાણનાં માર્ગમાં પણ સતત પથદર્શક બની શકે તેવી રીતે જેમાં ન્યાય અને તત્ત્વની સરળ અને સહેલી ગુંથણી છે તેવા, આ પરમ પાવનકારી ગ્રંથના આમુખ લખવાનો હુ પ્રયાસ કરું એ જ મારા માટે કેવી રીતે યોગ્ય કહેવાય? એટલે, મેં આ કાર્ય માટે, જૈન સમાજનાં અન્ય અભ્યાસી અને આવું લખાણ લખવાને માટે પાંડિત્ય અને સામર્થ્ય ધરાવતા કોઇ વિદ્વાનને, આ કાર્ય સોપવા વિનંતી કરેલી. પરંતુ, કર્મનો કાંઈ એવો ઉદય હતો કે આવું લખાણ લખવાનો અવસર મને મળે અને તે દ્વારા જૈન શાસનનાં ઘણા બધા પાસાંઓ સમજવા માટે વિશેષ અનુકૂળતા પણ મળે: એટલે મારી આ વિનંતી સ્વીકારાઇ નહિ. વ્યસ્ત જીવનની અનેક ગડમથલોમા આવા વિદ્વતા-ભર્યાં લખાણો યોગ્ય સંદર્ભમાં સમજવા માટે આવશ્યક સમય, નિરાંત, અભ્યાસ અને અનુકૂળતા મળી નહીં એટલે આવા શુભ યોગનો પણ હુ જોઇએ તેટલો લાભ લઇ શક્યો નહીં. એ પુરુપાર્થની નબળાઈ છે તે પણ હું સમજુ છુ અને છતાયે આ પ્રયાસે સદ્ભાગ્યે મારામા જૈનધર્મ પ્રત્યેના જે અડગ વિશ્વાસ અને શ્રદ્ધા સંચર્યાં છે એ મહાન લાભ માટે પરમ પૂ. મહારાજ સાહેબ પ્રત્યેના ખૂબ જ ઋણ દર્શનનો સ્વીકાર કરી, આ ગ્રંથ સહવાસે પ્રેરેલા ભાવો રેખાંકિત કરવાનો આ નમ્ર પ્રયાસ બન્યો છે.

મુક્તિ પ્રાપ્ત ન થાય ત્યા સુધી જન્મ અને મૃત્યુ એ પ્રત્યેક જીવ માટે અનાદિથી ચાલી આવતો ક્રમ છે. અને છતાય આ ક્રમમા પડેલા જીવને. પરની મોહિની એટલી બધી તીવ્ર હોય છે કે સાચા સુખ અને મુક્તિનો જે માર્ગ છે તે માર્ગ તે ગ્રહણ કરી શકતો નથી. બહુધા, આ માર્ગ કયો અને કેવા પ્રકારનો છે તેની સાચી સમજણ પણ હોતી નથી. શ્રીમદ્ રાજચંદ્રજીએ એક સામાન્ય માનવને પણ વિચાર કરતા કરી મૂકે તેવી સરળ રીતે અમૂલ્ય તત્ત્વ-વિચારમા કહ્યુ છે કે.

"બહુ પુણ્ય કેરા પૂંજથી, શુભ દેહ માનવનો મળ્યો.
તોયે અરે ભવચક્રનો. આંટો નહીં એકે ટળ્યો."

આ ઉક્તિ જેટલી સત્ય છે તેટલી જ વેધક પણ છે. કારણ કે આજે સંસારમાંથી મુક્તિ માટે કેટલા જીવો ખરેખર ક્રિયાશીલ છે? જગતનાં ધર્મોમાં, જીવ માત્ર પ્રત્યે કલ્યાણ, કરુણા, સમતા અને સમભાવની ભાવના ઓતપ્રોત છે અને પ્રત્યેક ધર્મમાં આત્માના સુખ અને મુક્તિની વાતો ભિન્ન ભિન્ન રીતે મૂકવામાં આવી છે. છતાંય, જે ચૈતન્યપીંડ છે, જે દ્રષ્ટા છે, જે જ્ઞાતા છે, જેનું સાચું સુખ તો તદ્દન મુક્ત દશામાં છે, નિર્જરા અવસ્થામાં જ છે તેવા આત્મા–પરમ આત્માના–સાચા સુખની અને મુક્તિની વાત, તર્ક અને ન્યાયની રીતે, સમજવાની સાચી ચાવી જેટલી જૈનદર્શનમાંથી પ્રાપ્ત થાય છે, તેટલી કદાચ અન્યથા નહીં પ્રાપ્ત થતી હોય તેવી અલ્પજ્ઞાનની પ્રતીતિ છે. નાના મોટા અસંખ્ય જીવો, કોઈ દેવરૂપે, કોઇ માનવરૂપે, કોઈ તિર્યંચ રૂપે, કોઈ નરકગતિમાં, પોતપોતાના કર્મ અનુસાર પોતાના ફેરા પૂરા કરે છે. આ બધા સ્વરૂપમાં, માનવ સ્વરૂપ અતિ મૂલ્યવાન છે. કારણ કે મુક્તિ માટે માનવ દશા આવશ્યક છે. અને થોકબંધ પુણ્ય કરી પ્રાપ્ત કરેલ માનવ દેહમાં પડેલા જીવને પણ, સંસારનાં મોહ અને માયામા પોતાની સાચી મુક્તિ માટે તાલાવેલી ન લાગે એ ઓછી કરુણાજનક પરિસ્થિતિ નથી. અને છતાંય, જૈન દર્શનની છત્રછાયા નીચે જે કેટલાક જીવો, સાચું સત્ય સમજી પરમ સત્ય પ્રાપ્ત કરવા, પુરુષાર્થ કરી રહ્યા હોય છે એવા પુરુષાર્થી જીવો માટે પણ પથદર્શક સાહિત્ય અને જ્ઞાની ગુરુનો પ્રત્યક્ષ કે પરોક્ષ સહયોગ આવશ્યક હોય છે. આવો સહયોગ આ ગ્રંથ દ્વારા પ્રાપ્ત થઇ શકશે એ નિર્વિવાદ છે.

પૂજ્ય માતા–પિતાની છત્રછાયા નીચે જૈનદર્શનની આછી પાતળી રેખાઓ જાણવાનો અને કંઇક અંશે સમજવાનો સુયોગ તો પ્રાપ્ત થયો હતો; પરંતુ તેની વિદાય પછી આ અલ્પ સમજણની, ચેતનાની માત્રા ઢીલી પડી ગઇ. સંસારનું વિષચક્ર, સતત ચેતના માટે અત્યંત સાવધતા અને પુરુષાર્થ માગે છે અને સદ્‌ગુરુ સમાગમ તથા સાહિત્ય પરિચય આ પરિસ્થિતિમાં અતિ સહાયક સાથી બને છે. આવો યોગ પુનઃ પ્રાપ્ત થવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું ત્યારે મનમાં પ્રશ્ન એ ઊઠયો કે કયા ગ્રંથો શરુઆતમાં વાંચવા? વિદ્વતાભર્યા ગ્રંથો સમજવાને માટે આવશ્યક ભૂમિકા હોય નહીં અને માત્ર ગ્રંથોના પૃષ્ઠો ફેરવી અહીં તહીંથી સત્ય સમજવા કોશિષ થાય તો તેથી આત્માની પરિણતીનું ઊર્ધ્વગમન થતું નથી તેવો પ્રત્યક્ષ અનુભવ થયો. અલબત્ત, આ બધામાં શ્રીમદ્ રાજચંદ્ર રચિત કેટલુંક સાહિત્ય એક નિરાળી દિશા છે. પરંતુ આ વાત પણ નિઃશંક છે કે સંસારમાં રહીને પોતાની આધિવ્યાધિમાં, અને માની બેઠેલ સુખ અને દુઃખમાં પડેલા અને આત્મકલ્યાણ વાંચ્છતા અસંખ્ય જીવો માટે સહજ અને સુલભ સાહિત્યની પ્રાપ્તિ હજુ કદાચ પર્યાપ્ત નથી. આ દિશામાં, ઘણા વિદ્વાન અને પરમ ઉપકારી મુનિ મહારાજો અને મહાસતીઓના વ્યાખ્યાનોનાં સંગ્રહ–ગ્રંથો પ્રકાશિત થયા છે અને મુમુક્ષુ જીવોને માટે આવા પ્રકાશનો આશીર્વાદ સમાન નીવડયા છે. પરમપૂજ્ય મુનિ મહારાજો અને મહાસતીજીઓનું મુમુક્ષુ જીવો પ્રત્યેનું આ પરમ ઉપકારક દર્શન છે. સંસારની અનેકવિધ

ઉપાધિઓમાંથી, પળ બે પળ મુક્તિ મેળવી સત્યદર્શન માટે મથતા, અને ચૈતન્ય પ્રકાશને સાચવી સાચવીને પ્રદીપ્ત રાખતા અનેક મુમુક્ષુ જીવોને, અલ્પ સમય મળે ત્યારે, નિવૃત્તિની પળોમાં વાંચનનો અવકાશ રહે ત્યારે, થોડું જે કંઇ બને તે વાંચી, વિચારી, શુભ ભાવથી, સહજ અને સરળ રીતે સત્ય સમજવા માટે સહાયરૂપ થાય તેવા ગ્રંથોની હજુ ઘણી ઉપયોગિતા છે. આ વ્યાખ્યાન સંહિતાનાં ઘણા બધા ખંડો, મનનીય વિષયો, દ્રષ્ટાંતો, કથાનકો વગેરે સમજવાની, વાંચવાની કે ઉપરથી જોઇ જવાની તક સુલભ રીતે પ્રાપ્ત થઇ શકી હતી અને તેથી દૃઢ શ્રદ્ધા ઉપસી છે કે, જૈન દર્શનનું રહસ્ય અને સત્ય સમજવાની સાહજીકતા આ પ્રકાશન દ્વારા મુમુક્ષુ જીવો માટે સુલભ રીતે સવિશેષ પ્રાપ્ત થશે, અને આ પ્રકાશન વધારે ઊંડાણપૂર્વકનાં તલસ્પર્શી અધ્યયન ઇચ્છતા પુરુષાર્થી જીવો માટે પણ એક સહાયક કેડી અવશ્ય સિદ્ધ થશે.

આ સંહિતાની રચના અને પ્રકાશન પાછળના ભાવો જેટલા મંગળ અને ઉજ્જવળ છે તેવી જ તેની મંગળ અને ઉજ્જવળ શરુઆત છે. ભગવાન અરિહંત મંગળ છે, સિદ્ધ મંગળ છે, સાધુ મંગળ છે, સમ્યગ્દર્શન જેના વડે પ્રાપ્ત થાય તે જ્ઞાન મંગળ છે, અને કેવળી પ્રરૂપિત ધર્મ પણ મંગળ છે. એવી મંગળ વસ્તુ સિદ્ધ કરવા જીવ પ્રચંડ પુરુષાર્થ કરે તે પણ અનેક દૃષ્ટિએ મંગળ છે. જેમ મનુષ્ય શારીરિક શુદ્ધિ માટે સ્નાન કરી, પ્રફુલ્લિત બને છે તેમ ચિત્તની શુદ્ધિ માટે, મનની નિર્મળતા અને નિર્વિકલ્પતાથી મંગળને પ્રાપ્ત કરવા માટે શું કરવું ઘટે, તેનો પરમકૃપાળુ મહારાજ સાહેબે, શરૂઆતમાં જ માર્ગ ચીંધ્યો છે. પૂજ્ય મહારાજ સાહેબે યથાર્થ રીતે કહ્યું છે કે, "અરિહંતા મંગલમ"ના જાગૃતિપૂર્વક ઉચ્ચારની સાથે-જ અરિહંત થવાની યાત્રાનો મગળ પ્રારંભ થઈ જાય છે. મોટામા મોટી યાત્રા પણ નાના ડગલામાંથી પ્રારભાય છે પ્રારંભના પગલામા ભલે એની સ્પષ્ટ પ્રતીતિ ન પણ હોય તો પણ ધારણા–ભાવના, અરિહંત થવાની મોટી યાત્રાનું પહેલું કદમ છે. સમયની પરિપાટીની એક લાક્ષણિકતા છે કે સેંકડો વર્ષો સુધી શ્રુતિનું રહસ્ય અને મહત્ત્વ જળવાઇ રહ્યું ! માત્ર જૈનશાસન જ આ લાક્ષણિકતાનું દર્શન કરાવે છે એમ નથી. હિન્દુ ધર્મમા પણ શ્રુતિનું એટલું જ મહત્ત્વ અંકિત થયું છે અને હિન્દુ કાયદામાં ઇ. સ. ૧૯૫૬ સુધી કોયડારૂપ પ્રશ્નોના ઉકેલમાં શ્રુતિઓ પણ ઉપયોગ થતો હતો. ધ્વનિ અને ઉક્તિના સમાગમમાં, શબ્દાર્થની મહત્તા અને સમજણ, વાંચનના સંદર્ભમાં પલટાયેલાં બની શકે છે એ સમજી શકાય તેમ છે. એટલે ઘણા કાળ સુધી શાસ્ત્રાર્થ પ્રાપ્ત કરવાનું મુખ્ય માધ્યમ શ્રુતિ રહ્યું. પૂ. મહારાજ સાહેબે કહ્યું છે તે મુજબ શ્રી ગુરુમુખથી સાભળીને મળે તે જ શાસ્ત્ર. જે વાચીને ઉપલબ્ધ થાય તેને કદી પણ શ્રુતિ ન કહેવાય. કારણ ધ્વનિના આઘાતોના સંરક્ષણનો તેમાં પૂરેપૂરો અભાવ છે. આ રીતે જ શ્રી તીર્થંકર ભગવાનના મુખેથી વહેલ ધર્મવાણી, જૈન ધર્મમા આગમ કહેવાયા અને તે દૃષ્ટિએ, આ સંહિતામાં આગમની મહત્તાનું સુંદર આલેખન થયું છે. આત્મવૈભવના અંકમાં પૂ. મહારાજ સાહેબે, પામર જીવને પણ સહજ જાગૃતિ પ્રાપ્ત થાય તે રીતે મનની દશાનું વર્ણન કર્યું છે. મનના

સ્વભાવ પાણી જેવો છે. પાણીની ખાડા તરફ જવાની સ્વાભાવિક ગતિ છે. પાણીને ઉપર ચઢાવવા માટે તો પ્રયત્નો જોઇએ, મોટર-પંપ વગેરેની સહાય પણ જોઇએ. કારણકે પાણી સહેલાઇથી ઉપર ચઢી શકતું નથી. તેમ મન પણ અતિ ચંચળ છે અને તેને ઊર્ધ્વગામી બનાવવા માટે જાગૃતિપૂર્વકના પ્રયત્નો અને પ્રતિ પળની જાગૃતિ કેટલી બધી આવશ્યક છે તેનું રુચિકર દ્રષ્ટાંતથી અહીંયા વર્ણન આપવામાં આવ્યું છે. "આત્માવગાહનમાં મનની સહાયની પ્રાથમિક અપેક્ષા સહજ છે. ચિત્તવૃત્તિ સુધરે તો બધું સુધરે અને ચિત્તવૃત્તિ મલિનતાની પરિસીમાને સ્પર્શે તો બધું બગડે"–આ સનાતન સત્યની યથાર્થતા અતિ પામર જીવને પણ આવિષ્કાર કરનાર આવી સરળ વાણી આ ગ્રંથનું આગવું લક્ષણ છે. હવે પછીના ખંડમાં આગમ એક જીવન દિપક તરીકે, પછાત અને અજ્ઞાન અવસ્થામાં, મોહ અને માયાની જંજીરમાં, પરની અતિ પડતી લાલસા અને વ્યગ્રતામાં પડેલા આ જીવને પણ યોગ્ય માર્ગ દર્શાવી શકે છે તેની સુંદર પ્રતીતિ કરાવી છે. શ્રીમદ્ રાજચંદ્રે આત્મસિદ્ધિશાસ્ત્રમાં કેવું સરળતાથી કહ્યું છે કેઃ

"કોઈ ક્રિયા જડ થઈ રહ્યા, શુષ્ક જ્ઞાનમાં કોઇ;
માને મારગ મોક્ષનો, કરુણા ઊપજે જોઇ."

અર્થાત્, માત્ર જ્ઞાન અને ક્રિયાની પ્રભુતા આત્માને ઊર્ધ્વગામી બનાવવામા કેટલે અંશે ભાગ ભજવી શકે તેનો પણ મુમુક્ષુ જીવે સતત ખ્યાલ રાખવાનો છે. અને તે માટેની સચોટ સમજણ ત્યારપછીના 'જ્ઞાન અને ક્રિયાની પ્રભુતા' ના ખંડમા આપવામાં આવી છે. શાસ્ત્રનાં જ દ્રષ્ટાંતો આપી, જ્ઞાન અને ક્રિયાનું મહત્ત્વ સમજાવી, પૂ. મહારાજ સાહેબે ફરમાવ્યું છે કે. "વિદ્યા અને જ્ઞાન તો તેને જ કહેવાય કે જે આત્મજ્ઞાન સત્યોપલબ્ધિ અને પરમાત્મ ભાવની સંપ્રાપ્તિને માર્ગે મુમુક્ષુ જીવને દોરી શકે." તીર્થંકર શબ્દની મીમાંસા કરતી વખતે પૂજ્ય મહારાજ સાહેબે કેવી સરળ રીતે સમજાવ્યું છે કે, "જૈનોને ઇશ્વરની કે અદ્રષ્ટની કલ્પનાના કશાજ ખ્યાલ નથી. ઇશ્વર કોઈ સહાય આપી શકે છે એનો કશો જ અર્થ નથી. માણસને પોતાના ચૈતન્ય, સામર્થ્ય અને પરિશ્રમથી જ યાત્રા કરવી પડે છે." આ વાણી સહેજે, વાંચકના મનમા આત્માની નિર્જરા માટે પ્રબળ પુરુષાર્થની આવશ્યકતા અને સાર્થકતાની સાચી ઝાંખી કરાવી શકે છે.

આત્માની મુક્તિ માટે સંયમ એ પ્રથમ સોપાન છે. જીવનની પ્રત્યેક ક્રિયામાં જે જીવ બરોબર સંયમી બને તે ઊર્ધ્વગમનની દિશામાં પ્રથમ સોપાન ચઢી શકે અને તેથી પૂ. મહારાજસાહેબે સંયમ સૌંદર્યની પ્રતિભા દર્શાવી, ભારતવર્ષની બે અખંડ પરંપરા–બ્રાહ્મણ પરંપરા અને શ્રમણ પરંપરાની યથાર્થ મુલવણી કરી છે. વસ્તુતઃ ભગવાન મહાવીર માટે સંયમનો જે અર્થ હતો તે અર્થમાં સંયમ પ્રાપ્ત કરવા મુમુક્ષુ જીવો માટેનો માર્ગ તેમણે પ્રકાશિત કર્યો છે. દિવ્ય ખજાના માટે તલસતા માનવને કયો ખજાનો ખરા અર્થમાં દિવ્ય છે તેની સાચી કલ્પના કયાંથી હોય? અત્યંત કરુણાભાવથી, પૂ. મહારાજસાહેબે શ્વેતકેતુનું સુંદર દ્રષ્ટાંત

આપી સમજાવ્યું છે કે, તે જ જ્ઞાન દિવ્ય ખજાનો છે કે જેનાં મેળવ્યાથી બધું મળી શકે છે અને જેનાં અભાવમા મળેલ કોઈપણ જ્ઞાનની કશી કિંમત નથી. કૂપમંડૂક પરિસ્થિતિમાં પડેલ જીવ, અહંને પોષતા તત્ત્વોને પ્રથમ પિછાને છે અને આવા પિછાનની તૃષ્ણા વધારતો જાય છે. ભૂખ સંતોષવા, શિકાર પકડવા બહાર આવેલા શિયાળના દૃષ્ટાંતમાં પૂ. મહારાજસાહેબે માનવસહજ આ નિર્બળતાનું સુંદર દર્શન કરાવ્યું છે અને પ્રતીતિ કરાવી છે કે 'અહંના વિસ્તારને પોતાની જ સમૃદ્ધિ માની લેવાના ભૂલભૂલૈયામાં તે સપડાઈ જાય છે.' અહો ! આ કેટલું મોટું સત્ય છે ! મુમુક્ષુ જીવનો એક મોટો દુશ્મન અહમ છે. એ અહમ દૂર કરવાનું કાર્ય કેટલું બધું દુષ્કર છે ? શ્રીમદ્ રાજચંદ્ર પણ 'માનાદિક શત્રુ મહા, નિજ છંદે ન મરાય' એ સૂત્રની સમજણ આપી, સાચો માર્ગ બતાવી કહ્યું છે કે આ શત્રુ દૂર કરવાનો સાચો રસ્તો તો સદ્ગુરુ શરણમાં છે. સદ્ગુરુ શરણની પ્રાપ્તિ થાય તો અલ્પ પ્રયાસે આ મહાન શત્રુ ઉપર જીત મેળવાય છે. આ ગ્રંથનો મહિમા એટલા માટે જ વિશેષ છે કે તેના અભ્યાસથી સદ્ગુરુ શરણ ઘણું સહેલું બને છે.

આ સંહિતાના વિધ વિધ ખંડોમાંની હકીકત વિશિષ્ટ રીતે, વિશિષ્ટ હેતુસર આપીને, પૂ. મહારાજસાહેબે, જ્ઞાનમાં પછાત છતા જૈનશાસન પ્રણાલિત જીવન વ્યતીત કરવા ઇચ્છતા અસંખ્ય નરનારીઓ માટે, અત્યંત સરસ શૈલીમાં શાસને પ્રબોધેલું સમૂળગું જીવન કેવી રીતે નિર્માણ થઈ શકે તેવું અનન્ય માર્ગદર્શન આપ્યું છે. જન્મ અને મરણની બાબતમાં પણ સામાન્ય જીવોમાં કેટલું બધું અજ્ઞાન પ્રસરે છે તે સર્વ વિદિત છે. મૃત્યુથી માનવ હંમેશાં ડર જ પામતો હોય છે અને યેનકેન પ્રકારે પોતાનું જીવન, હેતુ હોય કે ન હોય, તો પણ વધારવા હંમેશાં કોશિશ કરતો હોય છે પણ મૃત્યુ તો નિર્માણ સમયે પહોંચી જ જાય છે. જીવન વ્યવહારમાં આવશ્યકતાઓ ઘટાડવામાં જીવનનુ સાફલ્ય છે અને વધારવાનાં પરિણામે વિષાદ, અજ્ઞાનતા, અસંતોષ અને સંતાપ પ્રાપ્ત થાય છે. આ પરિસ્થિતિમાંથી કેમ ઊગરવું તે માટે ભગવાન મહાવીરે સંજીવિત કરેલ શ્રમણ સંસ્કૃતિનું રસિક બયાન પણ આ સંહિતામાં આપવામાં આવ્યું છે. અને તેવી જ રીતે ભગવાનના પ્રથમ શિષ્ય જ્યોતિર્ધર ગૌતમની તથા આગળ જતાં ભગવાન શ્રીકૃષ્ણની વાત કહીને, મુમુક્ષુ જીવોના દિલમાં પ્રભુએ પાઠવેલા નિત્ય સંદેશનો સંચાર સવિશેષ યોગ્ય રીતે જ કર્યો છે. ત્યાગના માર્ગમાં આંતરિક પવિત્રતાની પ્રથમ જરુરિયાત છે તેવી મોટી અને મહત્ત્વની વાત અત્યંત રસિક રીતે શ્રોતાઓ અને વાંચકો સમક્ષ અહીંઆ રજુ થયેલ છે. "બિન્દુમા સિન્ધુ" અને 'વાસના' શિર્ષક ધરાવતા બે ખંડો અતિ મૂલ્યવાન છે. સામાન્ય માનવી માટે અતિ પ્રેરક છે. મુક્તિ ઈચ્છતા મુમુક્ષુ માટે, ઊર્ધ્વગમનના માર્ગમાં નડતાં અવરોધોનું તેમાં વેધક બયાન છે. ત્યાગની આડમાં, વાસનાનું તાંડવ નૃત્ય સુંદર રીતે સમજાવી, પૂ. મહારાજસાહેબ સામાન્ય માનવીને સાચા જીવન ઉપર દોરી રહ્યા છે. તેમણે એક બીજા ખંડમાં પણ કહ્યું છે કે, "શ્રદ્ધાનો ગુણ એ ધર્મની ઇમારતનો મૂળ પાયો છે. સમ્યગ્દર્શનના

અભાવમાં શ્રાવક અથવા સાધુ બની શકાતું નથી. આ ગુણ વગરનો માનવ દાનવ રૂપમાં ફેરવાઈ જાય છે તો પણ આશ્ચર્યની વાત નથી. શ્રદ્ધા અને વિવેકથી શૂન્ય હોય તો તેની ગણત્રી સમ્યગ્ દર્શનમાં થતી નથી. આખરે અંધ શ્રદ્ધા એ પણ શ્રદ્ધા જ છે અને છતાંય બન્ને વચ્ચે કેટલો બધો ભેદ છે?" આ સનાતન સત્યને શ્રી અંબડ સંન્યાસી અને સારસી નારી સુલસાની વાત મૂકીને, પૂ. મહારાજ સાહેબે સોસરી ઊતરી જાય તે રીતે, યથાર્થ શ્રદ્ધા જ આત્માના ઉત્કર્ષ માટે આવશ્યક છે, તે સમજાવ્યું છે. સમાધિ સ્થાનોના ખંડમાં, ઊર્ધ્વગમનના દશ સોપાનનો ટુંકમાં પણ વિશદ રીતે પરિચય આપવામાં આવ્યો છે, અને આ દશે પ્રકારની સમાધિ માત્ર ધર્મ ચિંતન ઉપર આધારિત છે તેમ દર્શાવી, સમાધિ મેળવવા તલસનાર વ્યક્તિએ ધર્મ ચિંતનમાં ઓતપ્રોત રહેવું જોઈએ, મોક્ષના એ પરમ દ્વારનો દ્વારપાળ બની જવું જોઈએ, એવું સુંદર દર્શન કરાવ્યું છે. શ્રાવકનો ધર્મ સામાયિક પાળવાનો છે પણ સામાયિક એટલે શું? સાચા શ્રાવકને કયા પ્રકારની સામાયિક શોભે? ઉપાશ્રયની સામાયિકને જીવન વ્યવહારની સાથે કેવા સંબંધો હોવા ઘટે? આવા પ્રશ્નો તો સામાન્ય શ્રાવકો માટેના હંમેશના કોયડાઓ છે. જો સામાયિક એ જ આત્મા હોય અને આત્મા એ જ સામાયિક હોય અને આ બંને પર્યાયો આખરે તો એક જ વસ્તુને નિર્દિષ્ટ કરે છે તો સામાયિકને યોગ્ય રીતે સમજવાનો પણ શ્રાવકનો ધર્મ છે. પૂણિયા શ્રાવક કે જે માત્ર બે જ દોકડાનો સંપત્તિધારક હતો તેનું દૃષ્ટાંત આપી, પૂ. મહારાજસાહેબે અતિ સરળ રીતે, સામાયિકની શાસ્ત્રકારે આપેલ વ્યાખ્યા સમજાવતાં કહ્યું છે કે "કોઈપણ પ્રાણીનો દ્રોહ કે કોઈની પણ સાથે રાગદ્વેષ એ આત્મદ્રોહ જ છે એમ જો બરાબર સમજાય જાય તો સામાયિકનું શુદ્ધ સ્વરૂપ, આત્મામાં ઊભું થાય." સામાન્ય શ્રાવકના શ્રેયાર્થે આથી વધુ અનુકૂળ ઉક્તિ શી હોઈ શકે? તેવી જ રીતે ક્ષુદ્ર અને અણુસમજુ માનવ કદાચ દેવગતિ વધારે વાંચ્છે. નરકના ત્રાસનો તેનો કંઈક ખ્યાલ હોય જ, પરંતુ નરકની તૃષા અને ભૂખના પ્રકારનો તેને જવલેજ ખ્યાલ હોય છે. પંચ સ્વરૂપના જીવો જોઈ તેની અસહાયતા તો તે નજરે જુએ છે અને તેથી તેના સ્વરૂપની પણ કલ્પના કરી શકે છે. મનુષ્ય તરીકે તો તેની આધિ, વ્યાધિ, સુખદુઃખનો સદૈવ અનુભવ કરે છે. એટલે સમજ્યા વિના દેવગતિ વાંચ્છે છે. પણ દેવગતિમાં પણ દેવોને જ્યારે અરસપરસ વજ્ર શસ્ત્રનો ઉપયોગ કરતો તે જાણે છે ત્યારે જ તેના મનમાં સત્ય સમજાય છે અને ચતુર્ગતિમાં શાંતિ નથી તેની તેને ખાત્રી થાય છે. તેનો ધર્મ સતત આત્માને શોધવાનો, આત્માનુભૂતિ અને પ્રતીતિ પ્રાપ્ત કરવાનો છે. તેને તે સ્પષ્ટ સમજી શકે છે. આવી જ અન્ય સમજણ અને મનને માટે જેનું નિરુપણ આવશ્યક છે તેવી મિથ્યાત્વમૂલક અહંની છે. અહંની વાતનો ઉપર નિર્દેશ તો થયો પણ માનવ જીવનમાં અહમ્ કેટલો બધો ખલનાયકનો ભાગ ભજવે છે તે સુવિદિત છે. સંસારનું મૂળ મિથ્યાત્વ છે. "મિથ્યાદર્શનના સદ્ભાવમાં જીવ અને જડ વિષેનું ભેદજ્ઞાન નાશ પામે છે. જડ અને ચૈતન્ય પરસ્પર વિરોધી તત્ત્વ છે એ સરળ સત્ય વિસરી જવાય છે, બાહ્ય પદાર્થો તરફનું આકર્ષણ સર્વોપરી બની જાય છે, અને આંતરિક સમૃદ્ધિ તરફ દૃષ્ટિ નાખવાની ભારોભાર ઉદાસીનતા

વર્તવા માંડે છે." આવી મુમુક્ષુ જીવનની ઘટમાળનાં, અહંનું સ્થાન સમજાવતાં પૂ. મહારાજ સાહેબે ભગવાન બુદ્ધના જીવનમાં બનેલી ઘટનાનું દૃષ્ટાંત આપી, અહં-અહંકારના ઝેરી વિસ્તારનો ખ્યાલ હૃદયનાં ઊંડાણથી વિચારવા સુંદર માર્ગદર્શન આપ્યું છે.

પરંતુ, પ્રત્યેક ખંડની ટૂંક સમીક્ષાની કોઈ આવશ્યકતા નથી. આ મારો-લેખકનો કોઈ અધિકાર પણ નથી. પરંતુ એ પણ હકીકત છે કે પૂ. મહારાજ સાહેબના આ વ્યાખ્યાન ગ્રંથમાં એટલું બધું વિશિષ્ટ જ્ઞાન અને માર્ગદર્શન પડ્યું છે કે, આ રીતે ટૂંક હકીકત રજુ કરવાનું પ્રલોભન પણ છૂટી શકતું નથી. સાચું ધન શું હોઈ શકે તે બાબત સમજણ વિનાના જીવમાં અનેક વિકલ્પો આવી શકે. જૈન શાસનમાં અને અન્ય ધર્મોમા પરિગ્રહને તો પાપનું મૂળ ગણવામા આવ્યું છે. શંકરાચાર્ય મહારાજે પણ અર્થને સદા અનર્થ રુપે જ ઘટાવવો જોઇએ તેમ કહ્યું છે; છતાં ધન અને વૈભવની લાલસા, અને ધન સંચય અને ધન સંગ્રહમાં ચકચૂર જીવનું ધનનુ પ્રદર્શન આજે સંસારમાં સારી રીતે દૃશ્યમાન. બને છે. એરણની ચોરી કરી, સોઈનું દાન પણ અપાતું હોય છે. સાચું દાન કયું હોઈ શકે તેની કલ્પના સહેજે મુમુક્ષુ જીવમાં પ્રગટે એવી બૌદ્ધિક વાણીનો પ્રતાપ આ ખંડના પ્રત્યેક પૃષ્ઠમાંથી પ્રાપ્ત થાય છે. "હું અને મારાપણું" તો સંસારના વિષયચક્રનું મધ્યબિંદુ છે અને વર્ષો સુધીના વ્યાખ્યાન શ્રવણ અને પુસ્તકોના પઠન કરનારાઓ પણ આ વિષયમાંથી મુકત થઈ શકતા નથી. સાચી મુકિતનો માર્ગ આ મારાપણાની મુકિતમાંથી જ સંભવી શકે એ સનાતન સત્યની સમજણ, બાળક પણ સમજી શકે એવી સરળ વાણીમાં અહીંયા પ્રાપ્ત થાય છે. "મીઠો આવકાર"નો ખંડ તો અત્યંત વિચારપ્રેરક છે. માનવમાત્રને મીઠી વાણી અને મીઠી વાતોનો સંગ કેટલો બધો પ્રિય છે?

ભગવાન બુદ્ધ ઉપર થૂંકનારા માનવીને ભગવાને પ્રેમથી નવાજ્યો. સંસારમાં આવી ઘટના કઈ રીતે પરિણમે? ક્રોધ અને ક્ષમા સાંસારિક જીવના સ્વાભાવિક લક્ષણો છે છતાંય માનવ વ્યવહારમાં ક્રોધ અતિ પડતો, અને ક્ષમા અતિ અલ્પ વરતાય છે. માનવ વર્તનને વિજળીના ગોળાની ઉપમા આપી, કર્મ અને પ્રતિકર્મની ઘટનાની પળોજણમા પડેલા જીવને સતત જાગૃત રહેવાની કેટલી બધી જરુર છે તેની અહીં સરળ સમજણ પ્રાપ્ત થાય છે. અને તેથી જ સંસાર સાગરનો ખંડ અત્યંત બોધક બની જાય છે. ફરી ફરીને પઠન કરવા જેવા આ ખંડનું જેમ વિશેષ વાંચન અને પઠન થશે તેમ મુમુક્ષુ જીવ શા માટે મુકિત ઝંખે તેનું સાહજિક દર્શન થશે. જન્માષ્ટમી, સત્સંગ મહિમા-સત્પુરુષોના સમાગમનો પ્રસાદ-અને ગમે તેટલી વિષમ ક્ષણ હોય તો તેમની પાસેથી મળતી સત્સ્વભાવના સાતત્યની પ્રતીતિ-સંસ્કારોનું પરીબળ-ધર્મનું મૂળ વિનય છે, ધર્મ તો આખરે સુસંસ્કારોનો પૂંજ છે, અને તેથી ધર્મ પ્રાપ્ત કરવા, અહંના વિસર્જન અને વિનયના સર્જન માટેની તાલાવેલી મુમુક્ષુ જીવ પાસે હોવી જોઇએ એટલું માર્મિક સૂચન, સાથે સાથે તપ અને જપનો મહિમા પૂ. મહારાજસાહેબના શબ્દોમાં કહીએ તો, 'એક તરફથી કર્મ અને બીજી તરફથી ભક્તિનો સુભગ સંયોગ લાધી જીવનને

પ્રતિક્ષણ–સત્યં–શિવમ્–સુંદરમ્ બનાવવા, આગળ ગતિ કરવા જે પ્રયત્નો કરશે તેના જીવનમાં અપાર આનંદ ઊભરાશે અને પાર વગરની પવિત્રતા આવશે.' આ આનંદ, આ પવિત્રતા–નિર્જરા થવાના માર્ગને પ્રકાશીત કરશે એમ સમજવામાં પણ અહોહો ! કેટલો બધો ઉલ્લાસ આવે છે! તેવી જ પ્રફુલ્લતા વાણીની પ્રભુતા સમજવામાં છે. પૂ. મહારાજસાહેબે યથાર્થ રીતે કહ્યું છે કે, "આપણી તો વાણી અને મનમાં કંઈ સંયોગ નથી. આપણે તો વિચારતા કંઈક હોઇએ કહેવા કંઈક માંગીએ, અને નીકળી જાય કંઈક...મન અને વાણીનો તાલ મેળ નથી...આપણને તો સદા ભય રહે છે કે આપણું શુદ્ધ મન, સાચું મન, જો વાણીના માધ્યમથી પ્રકટ થઇ જશે તો આખી વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ જશે." કેટલો બધો ઔદાર્યભર્યો આ વાણીનો ઘટસ્ફોટ છે ! પામર મુમુક્ષુ જીવો માટે આ ગ્રંથ આવીજ અમૃતમય પ્રસાદી છે.

પર્વાધિરાજ પર્યુષણ પર્વ–પ્રતિવર્ષ મુમુક્ષુ જીવો માટે સતેજ કરનાર આ મહા પર્વ, જેની આરાધના મંગલરુપ છે. બાર મહિનાના આત્મિક સમૃદ્ધિના નફાતોટાના હિસાબનો આ સમય છે. આંતર નિરીક્ષણ અને પરીક્ષણ માટેનું અપૂર્વ પર્વ–આત્મ શુદ્ધિનું આ પર્વ–પર્યુષણ મહાપર્વ–આત્માની સમીપતામાં પહોંચી, આંતરિક અનંત સૌંદર્ય અને અમૃતત્વની ઉપલબ્ધિમાં સહાય કરતું આ અનુપમ પર્વ–એની મહત્તાની વાત, પર્યુષણ માટેના ખંડમાં, ચિત્તની શાંતિ પ્રેરે એવી અમૃતમય વાણીમાં પ્રાપ્ત થાય છે. મનની ગતિ સરખી રીતે વળશે તો જ આત્માનું દર્શન થઈ શકશે. વાનર જેમ છલાંગ મારતા ચંચળ મનને નિયંત્રિત કરી, આત્માની સાથે આત્મસાત કરવા માટે પુરુષાર્થની પ્રેરણા આપનાર આ પાવનકારી મહાપર્વની મહત્તા અને ઉપયોગિતાની સમજણ, મુમુક્ષુ જીવની પ્રગતિ માટેનું અગત્યનું સોપાન છે તે હકીકત નિર્વિવાદ છે, અને તેથી પૂ. મહારાજસાહેબે પર્યુષણ પર્વના આઠેય દિવસ પ્રબોધેલા વ્યાખ્યાનો અતિ મનનીય, અતિ પઠનીય છે, અતિ મંગલકારી છે. અમરતાનો રાજમાર્ગ અનન્ય છે. જીવને તો મૃત્યુનો ડર છે અને છતાંય નિશ્ચિંત સમયે મૃત્યુ આવે ત્યારે તેમાંથી કોઈ છટકી શકતું નથી. નિર્મોહી નગરીના રાજા નિર્મોહીના પુત્ર શ્યામનું દૃષ્ટાંત આપી પૂ. મહારાજસાહેબે સંસારના જીવો ઉપર ઘણી મોટી કૃપા કરી છે. શ્યામનો કેસરી સિંહે ભોગ લીધો. ઋષિ મુનિ પોતાનું તપ છોડી, તેના ખબર રાજ્ય દરબારમાં શ્યામના પત્ની, માતા અને પિતાને આપવા ગયા અને સૌએ અદ્ભૂત ઉદાસીન ભાવે એ ખબર સાંભળી પોતાના પ્રતિભાવ જણાવ્યા. જવાબ તો શ્યામના પિતા રાજા નિર્મોહીએ, નિર્મોહ ભાવે આપ્યો અને કહ્યુ કે, "અરે ઋષિ, મારો દીકરો મરી ગયો એમાં તારે તપશ્ચર્યા છોડી આટલી દોડધામ શા માટે કરવી પડી ? આ જગત ધર્મશાળા છે. મુસાફરો રાતના આવે છે, વિસામો લે છે, સવાર થતાં ચાલ્યા જાય છે. એનો હર્ષ શોક શો ?" આ રાજનનો જવાબ જેટલો તેના નામને યથાર્થ ઠરાવે તેટલો જ મુમુક્ષુ જીવ માટે બોધકર છે, અને ધર્મશાળામાંથી ચાલ્યા જવા માટેનો કાળ આવી પહોચે તે પહેલાં તેનો સર્વ શ્રેષ્ઠ ઉપયોગ કરી લેવાનો તેનો અવલ નંબરનો ધર્મ છે, તે કેટલું ભવ્ય રીતે સુચિન

બને છે? અસાર સંસારને માનવ અમરતાનો રાજમાર્ગ ન કરી શકે? ઘણા પુણ્યાત્માઓ માનવ સ્વરૂપે નિર્જરિત થયા. મુમુક્ષુ જીવ માટે સંસારના મુક્તિમાર્ગ દ્વારા, અમરતાનો રાજમાર્ગ મળી શકે છે એ સમજણની પ્રાપ્તિ માટેની દિવ્યવાણી પૂ. મહારાજસાહેબ અને તેમના જેવા અનેક મુનિ મહારાજોનો પામર જીવો ઉપર પરમ ઉપકાર છે. પરિગ્રહનો આગ્રહ તમામ અનર્થોનું મૂળ છે. પ્રત્યેક જીવને પરિગ્રહની ઓછાવત્તા પ્રમાણમાં લાલસા હોય છે અને તેથી પરિગ્રહ કરવા કરતા જાણ્યે અજાણ્યે નાનાં મોટાં અનર્થમાં તે સંડોવાયેલો રહે છે. સંસારી જીવોના વ્યવહાર અને વર્તનની પ્રત્યક્ષ કે પરોક્ષ તપાસમા આ સત્યની પ્રતિતી થશે, લાલસામાંથી મુક્તિ મેળવવી અતિ કઠિન છે, અને લાલસા ઇચ્છાના નિયમન વગર, શાંતિ અને સમાધિ સમીપ હોતી નથી. તેથી જ પૂ. મહારાજસાહેબે જણાવ્યું છે તેમ ઇચ્છાઓનો સદ્ભાવ તે દુઃખ અને ઇચ્છાઓનો નિરોધ તે સુખ. અને તેથી ઇચ્છાઓના સમૂહમાં, અવળે રસ્તે પ્રવૃત્ત રહેલા પુરુષાર્થના પરિણામરૂપે પ્રાપ્ત થયેલ સંપત્તિ, સંન્યાસીની પાદુકા રૂપ જ રહે છે. પરમ ઉપકારી તીર્થંકર ભગવાનનો આપણા ઉપર કેટલો બધો ઉપકાર છે? એવા ઉપકારી પ્રભુ મહાવીરના જન્મદિવસની ઉજવણી પર્યુષણપર્વમાં યથાર્થ રીતે ગુંથવામાં આવી છે અને તેથી ભગવાન મહાવીરના જીવનની વાતમાથી સંસારી જીવને, મુક્તિ મેળવવા પુરુષાર્થ કરવાની પ્રેરણા પ્રાપ્ત થાય છે અને આવા પુરુષાર્થનું એક લક્ષણ મનની એકાગ્રતા છે. કાશી નરેશ શ્રીમદ્ ભગવત ગીતાના વાંચનમાં તન્મય થયા અને ડોકટરોએ તેમના ઉપર શસ્ત્રક્રિયા કરી. ક્લોરોફોર્મ સુંઘાડવાની આવશ્યકતા હતી છતાં કાશી નરેશે તે ગ્રહણ ન કરી અને વગર ક્લોરોફોર્મે શસ્ત્ર ક્રિયા થઈ. 'રાજનના મન ઉપર લેશ માત્ર દુઃખ કે વેદનાનું લક્ષણ નહિ. કારણ કે તેમને તો ભગવત્ ગીતાના અભ્યાસથી પ્રભુના દર્શન થયા અને તેમાં તેઓ તાદાત્મ્ય સાધી શકયા. યથાર્થ દિશામાં મનની એકાગ્રતા કેટલી બધી પાવનકારી બને છે તેનું આ સુદર દષ્ટાત છે. પરંતુ મનની એકાગ્રતા માટે જીવનની પરમ શુદ્ધિ અનિવાર્ય છે. આ માટે મનુષ્યે પોતાનુ આત્મ નિરીક્ષણ કરતાં રહેવું જોઇએ. આજે પોતે સંસારના ચક્રમા ભમ્યા કરે છે. સંયોગ અને વિયોગની ગડમથલમાં પડયો રહે છે અને પોતાનામાં–આત્મામા તેને સ્થિરતા નથી. અને તેથી મનની એકાગ્રતા માટે માપસર જીવન, સંયમિત જીવન આવશ્યક બને છે. બધામાં પરમાત્મભાવ જોવાની અલૌકિક વૃત્તિ જો વિકસશે તો ચિત્તની અસ્તવ્યસ્ત દશા દૂર થશે અને એકાગ્રતા સાધી શકાશે. અહો! કેટલી સરળ વાણીમાં જીવન સાધનાની અમૂલ્ય ચાવીનું અહીં દર્શન થાય છે!

સંવત્સરી મહાપર્વ, ક્ષમાપનાનો અને ક્ષમા યાચનાનો પવિત્ર દિવસ મુમુક્ષુ જીવો માટે કેટલો બધો પાવનકારી દિવસ છે? કષાયની કલુષિતતા, ક્ષમાપનાની દિવ્યતાથી ધોવાઈ જાય છે અને શુદ્ધ હૃદયથી માગેલી ક્ષમા આત્માની ઊર્ધ્વગતિમા અતિ સહાયક બને છે. જૈન શાસ્ત્રની મહત્તા આ દિવસના નિર્માણમા છે. કારણ કે આ દિવસે મુમુક્ષુ જીવો તપ, દાન, શાસ્ત્રનું વાંચન, મનન, ત્યાગ અને ક્ષમાપનામા વિશેષ પ્રવૃત્ત બને છે અને સંસારની વિરકતા, સસાર ત્યાગ,

અને કમ નિર્જરા થવાનો સાચો માર્ગ શોધે છે. એવીજ રીતે આલોચનાનું પણ કેટલું બધું મહત્વ છે? આંતરિક દોષોનું દર્શન કરાવનાર તેમને દૂર કરનાર, દરેક પાપોનું જાગૃતિપૂર્વક સ્મરણ કરી દરેક પાપના માટે હૃદયપૂર્વક પશ્ચાતાપ કરી ક્ષમાની વાંછના કરવાની મહાન વાત આપણને અહિં પ્રાપ્ત થાય છે. 'સમતાયોગ અને દ્વન્દ્વાતીત ધર્મ' અને 'પ્રભુતાનો સાક્ષાત્કાર' આ ખંડો તો અતિ મનન કરવા જેવા છે. બૌદ્ધિક સમજ ભાગ્યે જ પ્રાણ સ્પર્શતી હોય છે. ઉપલક રીતે બુદ્ધિ અનેક કષાય અને દોષો અગ્રાહ્ય કરવા કે તજવા નિર્ધાર કરે છે અને છતાંય આ જ કષાય અને આ જ દોષો મન ઉપર સવાર થઇ જાય અને અગ્રાહ્ય કે તજવા યોગ્ય નિર્બળતાઓમાં મન લપેટાઇ જાય તો ત્યારે તેનો તાત્વિક રીતે વિચાર કરતાં, બુદ્ધિનું શું સાચું મૂલ્ય છે તેની માનવને પ્રતીતિ થાય છે. બુદ્ધિપૂર્વક કરેલા નિર્ણયો પણ અનાદિના સંયોગોના જોરને કારણે કે સંસારની વિષમ પરિસ્થિતિની ભૂમિકામાં ક્ષણજીવી બની જાય છે અને ફરીથી મન બુદ્ધિએ કરેલ નિર્ણય ત્યાગીને ચક્રાવામાં પડે છે. સંસારની અસારતાનું અહિંયા કેટલું માર્મિક નિદર્શન છે? તે જ પ્રમાણે, "આપણા શાસ્ત્ર" ખંડમાં માનવ વ્યક્તિત્વમાં રહેલી ધારવાળી અને તીક્ષ્ણ શૂળો સંબંધી પ. પૂ. મહારાજ સાહેબે સરળ અને સચોટ ભાષામાં સુંદર નિરૂપણ કર્યું છે. માન, અહંકાર, નિંદા મદ, ક્રોધ ઇત્યાદિ શૂળો જ્યારે અન્ય દ્વારા માનવને સ્પર્શે ત્યારે તેની ધારદાર ચોટ તેને લાગે. પણ તે જ માનવ ભૂલે છે કે તેના પોતાના દ્વારા આજ શૂળોનો ઉપયોગ થાય ત્યારે તેની ધારો અન્યને કેટલીક પીડા ઊપજાવતી હશે? અહિંસાના વ્રતનું મહાત્મ્ય સમજતા મુમુક્ષુ જીવને કલ્પના પણ થતી નથી કે તેના વર્તનના, વાણીના, અને વ્યવહારના આવા દોષો દ્વારા, અનેક જીવોને દુઃખ ઉત્પન્ન થાય છે અને તેથી જૈનશાસને સમજાવ્યા મુજબની પારાવાર હિંસા થાય છે. શાંતિ અને સમાધિ ચાહતા મુમુક્ષુ જીવે તો પ્રથમ આવા હિંસક વર્તનમાથી મુક્તિ મેળવવી ઘટે છે. 'સ્વયંભૂ પરમ તત્વ'ના ખંડમાં તો પૂ. મહારાજ સાહેબે એ પરમ સત્ય સમજાવ્યું છે કે જેનું નિર્માણ થાય છે તેનો નાશ થાય છે અને એક માત્ર આત્મતત્વ સ્વયંભૂ છે. તેને યથાર્થ સ્વરૂપમાં પીછાની મુમુક્ષુ જીવનું કર્તવ્ય તો તેની મુક્તિ માટે પુરુષાર્થ કરવાનું જ રહે છે.

જૈનશાસનના સિદ્ધાંતોનું વિશેષ અધ્યયન, મનન કરી, શાસ્ત્રની વિશેષ સમજણ વાંચ્છતા મુમુક્ષુઓ માટે પણ આ સંહિતામાં અદ્ભૂત જ્ઞાન પડયું છે. 'નય નિરુપણ' 'નયવાદ' 'સપ્તભંગી' 'નિક્ષેપ,' 'પ્રમાણવાદ' ઇત્યાદિ શિર્ષકના ખંડો જ્ઞાનના ભંડાર છે અને તેમાં વિદ્વાન ગ્રંથોના તારતમ્યનું તલસ્પર્શી રસદર્શન છે. તે જ પ્રમાણે જ્ઞાનોની વિવિધતા અને પ્રભુતા, જ્ઞાનોનું સૌંદર્ય, પ્રમાણોનું ઐશ્વર્ય, આગમ-શબ્દ-પ્રમાણ અને દેહાસક્તિ અન્યય સિદ્ધાંતોને પ્રકાશમાં આણે છે. અજ્ઞાની જીવ, શરીરને સર્વસ્વ માની દેહ પ્રત્યેની આસક્તિને કારણે, દેહને ટકાવવા અનેક પ્રયત્નો કરે છે. ઘણા બધા મૂંગા જીવો ઉપર જેના ક્રૂર પ્રયોગથી જે દવાના ગુણોનો નિર્ણય થાય છે તેવી ઔષધિનું સેવન કર્યું છે, અને સાત્વિક

જીવન પ્રત્યે દુર્લક્ષ વધતું જાય છે. માનવ શરીરનો શણગાર જેમ વધતો જાય તેમ મનની નિર્મળતા, બુદ્ધિની સ્વચ્છતા, હૃદયનું સૌંદર્ય અને આત્માનો શણગાર ઘટતો જાય અને બંધન મુક્ત દશા પ્રાપ્ત કરી, નિર્જરા થવાનો અનુપમ આનંદ દૂર દૂર હડસેલાતો જાય. ક્રિયા અને કર્મ સરખા હોય છતાં ભાવનાના ભેદને લીધે તેમાં પણ ઘણો ફેર પડી જાય છે. પરોપકાર અને પરમાર્થ અર્થે તેમજ નિઃસ્વાર્થ ભાવે થયેલા કર્મ, અને અનેક પ્રકારના રાગ દ્વેષ અને વાસનાગ્રસ્ત કર્મો વચ્ચે ભેદ રેખા અતિ અગત્યની છે અને આવા છેદનીય કર્મોનું પ્રભુત્વ ઘટાડવા મુમુક્ષુ જીવોએ કાર્યરત બનવું જોઈએ તેવો પૂ. મહારાજ સાહેબનો સંદેશો મિતભાષી પ્રવચનમાં મુમુક્ષુઓને પ્રાપ્ત થાય છે. સંસારી જીવના મહત્ત્વાકાંક્ષી જીવનના અનેક પાસાંઓને સ્પર્શતી મહત્ત્વાકાંક્ષા, ભવઅટવીની ભ્રમજાળના નિરંતર બંધનમાં લપેટી રાખનાર મહત્ત્વાકાંક્ષા, મુમુક્ષુ માટે વિષવૃક્ષની મધલાળ સિદ્ધ થયેલી મહત્ત્વાકાંક્ષા, આત્માના પરમ સુખધામ પ્રત્યેની યાત્રામાં હંમેશાં તીવ્ર રીતે અવરોધક બને છે. અને તેથીજ મનને પેલેપાર પડેલું સત્ય અને સુખ ગ્રહણ કરવામાં જેટલો વિલંબ થાય તેટલી આત્માની ઊર્ધ્વ ગતિ વિલંબમાં પડે છે અને તેટલા પૂરતી, સ્વરુપની ઉપલબ્ધિની યાત્રા પણ વિલંબમાં પડે છે. જેમ યજ્ઞમાં અગ્નિનું પ્રાધાન્ય છે તેમ જીવનયજ્ઞમાં પણ કષાયરુપ અગ્નિનું પ્રાધાન્ય છે. અને આ કષાયરુપ અગ્નિ, સ્વરુપ દૃષ્ટિનું, આત્માના સૌંદર્યનું, ચૈતન્ય માધુરીનું જલન કરી રહેલ છે તેવું સાદું સત્ય પણ અસંખ્ય મુમુક્ષુ જીવો સમજી શકતા નથી. યાત્રા કરવી અને તીર્થધામોની મુલાકાત લેવી એવો સંસારનો અવિરત ચાલતો ક્રમ છે. પૂ. મહારાજસાહેબે કહ્યું છે તે મુજબ, તીર્થ એટલે એક એવી જગ્યા કે જ્યાંથી અનંત અને અસીમમાં છલંગ મારી શકાય અને તેથી જ જેમણે આવા તીર્થોનું નિર્માણ કર્યું તેવા તીર્થંકર પ્રભુને આપણે કોટી કોટી વંદન કરીએ છીએ. સાચા અર્થમાં, મુમુક્ષુ જીવ તીર્થયાત્રા કરી, અનંત અને અસીમમાં કેમ સરખી રીતે છલાંગ મારી શકાય તેની પ્રેરણા પ્રાપ્ત કરે છે, અને તેથી જ તીર્થધામનું મહત્ત્વ જૈન સમાજે સરખા અર્થમાં સ્વીકાર્યું છે.

'સમ્યગ્દર્શનનો મહિમા'–આ ખંડનું લખાણ તો પરમ પાવનકારી છે. અન્ય જીવોના સંદર્ભમાં નિરાળા એવા મુમુક્ષુ જીવ માટે આ ખંડમાં અદ્દભૂત સુધાનું રસપાન છે. આત્મા સ્વભાવે શુદ્ધ, બુદ્ધ, નિરંજન અને નિરાકાર છે, પરંતુ અનેક પ્રકારના મોહ, માયા, ઇત્યાદિ સંસારના વિષચક્રમાં આ આત્માનું સ્વરુપ વિસરાઈ જવાય છે અને તેથી આત્મા વિભાવમાં ચાલ્યો જાય છે. ભૌતિક વૈભવ, સમૃદ્ધિઓ અને સાધનોમાં રાચતો માનવ એ વાત ભૂલી જાય છે કે આ બધું પરિવર્તનશીલ છે. રાજા રંક બની જાય છે અને અતિ તંદુરસ્ત માનવ બિમારીને કારણે કૃશ બની જાય છે. માત્ર નથી પલટાતો આત્મા, કે જે જ્ઞાન પિંડ અને દ્રષ્ટા છે. તેનું ચૈતન્ય સ્વરુપ અને આત્માનું ખરું સ્વરુપ પ્રાપ્ત કરેલ આત્મા સદા શાંત, પ્રશાંત અને સમભાવના એક રસમાં રાચતો હોય છે અને આવી સ્થિતિ પ્રાપ્ત કરનાર આત્માને સ્વર્ગના

સુખો કે નરકના દુઃખો સ્પર્શ કરી શકતા નથી. માયાવી સંસારની અનેક અનુકૂળતાઓ અને પ્રતિકૂળતાઓમાં ડુબેલ હોવા છતાં આત્મા તેનાથી અલિપ્ત રહી શકે છે, અને આવી સ્થિતિ નિર્જરા થવામાં અલૌકિક સહાય આપે છે. અને તેથી જ બહુ પુણ્યના પ્રતાપે પ્રાપ્ત થયેલ માનવદેહ એળે ન જાય અને આત્માનું સત્ય સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે પુરુષાર્થી મુમુક્ષુ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવા અહર્નિશ કર્તવ્યશીલ બને, તેવી પાવક પ્રેરણા એ આ ખંડની મહત્તા છે.

સંપદા એ વિપદા છે, એ સત્ય સમજવું કેટલું બધું કઠીન છે. 'સૌને એ અનુભવ છે અને છતાંય તત્કાલીન લાભ, સુખ, સગવડ, ઇત્યાદિ બાબતોમાં મોહગ્રસ્ત બની જીવને સંપત્તિ પ્રાપ્ત કરવાની પળોજણ લાગુ પડેલી હોય છે. રાજા શ્રેણિકના સામ્રાજ્ય સામે પોતાના સામાયિકની બદલીને નકારનાર પૂણિયા શ્રાવક અને જ્ઞાનવલ્કમય કે જેણે પોતાની બે પત્નીઓ વચ્ચે સંપત્તિ વેંચવાની દરખાસ્ત કરી અને તે દરખાસ્ત એક પત્નીએ સ્વીકારી પરંતુ જે બીજી સુજ્ઞ પત્નીએ નકારી–આ બે દૃષ્ટાંતો સુજ્ઞ મુમુક્ષુ જીવો માટે અત્યંત ચિંતન પ્રેરક છે. તો પછી સાધુ પુરૂષોની શી સંપદા હશે ? બ્રહ્મચર્ય. પરંતુ બ્રહ્મચર્ય એટલે શું ? માનવ અને પશુઓમા પડેલી કામવાસનાનેજ માત્ર બ્રહ્મચર્ય સાથે સંબંધ હશે કે તેના વિશાળ અર્થમાં અન્ય બાબતો પણ અભિપ્રેત હશે ? પૂ. મહારાજ સાહેબના શબ્દોમાં વિચારીએ તો 'બ્રહ્મચર્યનો અર્થ એ થાય છે કે બ્રહ્મ જેવી ચર્યા, એવી જ રીતે જીવવું કે જાણે પરમાત્માજ જીવી રહ્યા છે. બ્રહ્મચારીના જ સ્વરુપમાંજ પરમાત્માની બધી ચર્યાના દર્શન કરી શકાય. તેનું બોલવું, ચાલવું અને દરેક ક્રિયા પરમાત્માની સાક્ષી પૂરે એવાં હોય છે. 'કેવા વિરાટ અર્થમા બ્રહ્મચર્યનું પૂર્ણ સ્વરુપ સમાયેલું રહે છે ? કેટલી બધી પાવનકારી ચર્યા અહીં સંકલિત થયેલ છે!' માનવ જીવનના પ્રત્યેક પ્રકારના વિકાસમાં મનની ગતિ, મનનો વ્યવહાર, મનની ચંચળતા અગત્યનો ભાગ ભજવે છે. આધ્યાત્મિક વિકાસમાં તો બહુધા મન પ્રયોગ વિશિષ્ટ અગત્ય ધારણ કરે છે અને છતાંય વાણીની જેમ આત્મા, સદા મનને માટે અવિષય છે. મનનો અર્થજ વિચારવાની ક્ષમતા થાય છે. જ્યારે જ્ઞાન તો બીજી અલૌકિક વસ્તુ છે. જ્યાં જ્ઞાન હોય છે ત્યાં વિચારોને કામ કરવાની કાંઇ જરૂરત રહેતી નથી. "જ્ઞાનમાં જેને જીવવું હોય, જ્ઞાન જેને ઉપલબ્ધ થયું હોય તેના માટે મનની જરૂર નથી. જ્ઞાનથી ચેતના થાય છે અને તેથી મનરુપી ઘોડો જે ભારે દુષ્ટ છે, ઉન્માર્ગે જવા ટેવાયેલો છે, એ ઘોડા ઉપર લગામ રાખવામાં જરા જેટલી ગફલત રાખવી ચાલી શકે એમ નથી. શાસ્ત્રજ્ઞાન અને અનુભવી આત્મજ્ઞ પુરુષોના આત્મસાક્ષાત્કારના સંકેતોના આધારે જો મનરૂપી ઘોડાની લગામ હાથમાં આવી જાય તો પછી મનરૂપી ઘોડાને કઈ દિશામા વાળવો તેનો આધાર આપણા હાથમાં હોય છે. પૂ. મહારાજ સાહેબે અહિંયા મુમુક્ષુ જીવને પ્રતિપળ પીડતી મનની ચંચળતા ઉપર વિજય મેળવવાની સહેલી અને સરળ ચાવી બતાવી છે. તેવીજ રીતે **'આત્માનું ઐશ્વર્ય,' 'સાધકતા અને આગમોના લેખા જોખા' 'સાધનામાં આગમોનો ઉપકાર,' 'આગમ અને અમૃતત્વ,'** આ બધા

ખંડોમાં શાસનની સૂક્ષ્મ અને અતિ અગત્યની વાતો સુંદર રીતે, સરળ, મુમુક્ષુ પણ સમજી શકે તે રીતે પૂ. મહારાજ સાહેબે બતાવેલ છે.

'આત્મ સાધના' એ તો સમગ્ર મુમુક્ષુ માટે પ્રથમ આવશ્યક છે. નિર્ધન બ્રાહ્મણને ધનની લાલસા પછી સિદ્ધ પુરુષના દર્શન થયા, મહા તપ આદરીને તેણે ઇન્દ્રને બોલાવ્યો, અને ઇન્દ્રે જ્યારે તેને શું જોઈએ છીએ તે પૂછ્યું, ત્યારે તેણે રોટલીની માગણી કરી. વર્ષો સભર તપને તુચ્છ રોટલીના ટુકડા માટે ગુમાવી દીધું. કારણ કે ઇન્દ્રિયો પ્રત્યેની આસક્તિઓથી તે ચકચૂર હતો. સત્ય સ્વરુપની આત્મસાધના તેનામાં હજુ પ્રવેશી નથી અને તપ, દાન, ક્રિયાકાંડ, યથાર્થ જ્ઞાન વિના આત્મસાધના માટે સહાયક બની શકતા નથી તેવી પરમ શ્રુત વાણીની તેણે યથાર્થ કરી બતાવી. જીવાત્માને પોતાની શક્તિનો અનુભવ નથી અને આપણાં પાસે જ રહેલ ચિંતામણિને આપણે ઓળખતા નથી. આપણામાં રહેલ દિવ્ય શક્તિઓથી આપણે અપરિચિત છીએ, વિભાવના સ્વરુપમાં આથડી રહ્યા છીએ અને તેથી જ જે મહાન દ્રષ્ટા છે, જ્ઞાતા છે અને જેનો અક્ષય ભંડાર છે તેવી પરમ પાવનકારી વસ્તુની પ્રાપ્તિથી દૂર અને દૂર જઈ રહ્યા છીએ. આ દુષ્કર પ્રવાસ રોકવા માટે 'ભાવનાનું માધુર્ય'નો ખંડ અતિ મનનીય બને છે. શરીર એ તો પરમાત્માનું મંદિર છે અને પરમ ચૈતન્ય પ્રભુ તો ત્યાં જ વસે છે અને તેથી આત્મા તરફનો સદ્‌ભાવ એ પ્રભુનું સન્માન. સાચા અર્થમાં એ જ પ્રભુની પૂજા. ચૈતન્યની સાચી પૂજાનો અર્થ એ જ કે સર્વમાં પ્રભુને નિહાળવા. સંસાર ત્યાગની જે મહાન અડચણવાળી સીડી છે તેના માટે આવો નિત્ય સંગ્રહ કરી, મનમાં સમજી વાગોળવાની કંડીકાઓ, મુમુક્ષુ જીવો માટે, સાચા સોપાન છે. પ્રભુપરાયણ ભક્તિ ભરપૂર, કરુણા અને પ્રેમથી સર્વાંશે અંકિત થયેલા, ભક્ત નામદેવનુ દ્રષ્ટાંત અતિ પ્રેરક અને અતિ પાવનકારી છે. જનક વિદેહીને સંસાર ત્યાગનો માર્ગ દર્શાવનાર અષ્ટાવક્ર, જેના આઠે અંગો વાંકાં છે તેવા પરમ ચૈતન્યશીલ જ્ઞાની ઋષિનો દ્રષ્ટાંત પણ કેવો બોધકારક છે ! હકીકતે, આ દ્રષ્ટાંતો, તેની પાછળ રહેલ ત્યાગના મહિમાની ભાવના સાથે સંસાર સાગરના નામ દ્વીપો સમાન કલ્યાણકારક બની રહે છે, અને તેથી જ ફરી ફરી તેનું વાચન-પઠન અને સમજણ અતિ મંગલકારી બને છે.

માનવ સહજ વૃત્તિ છે કે દાન, તપ, ક્રિયાકાંડ દર્શન અને કોઈ પણ સત્કાર્ય ભૂમિકામાં તેને ફલાકાક્ષાની અપેક્ષા હોય છે, પરંતુ જગતની ઘટમાળ તો કર્માધીન ચાલી રહી છે તે વાતનું તેને વિસ્મરણ થઇ જાય છે અને તેથી જ ફલાકાંક્ષાશૂન્ય કર્મ શુદ્ધ ભાવથી તેના દ્વારા થાય તે જ તેના કલ્યાણની કેડી બને છે. ત્યારે પ્રશ્ન ઊઠે છે કે સાચો ધર્મ શું હોઇ શકે ? ધનની માફક તેના તોલમાપ હોઈ શકતા નથી. ભગવાન મહાવીરે કહ્યું છે તેમ વસ્તુનો સ્વભાવ તે ધર્મ છે. પાણીનો સ્વભાવ શીત છે, અગ્નિનો સ્વભાવ ઉષ્ણતા છે તેમ મનુષ્યનો ધર્મ માનવતા છે અને માનવતાની કેડીનો અંત શરીર અને મનથી ઉપર આત્માની દ્રષ્ટિમાં પડેલ છે. મુમુક્ષુ જીવો પાસે ધર્મ અને ધન બંને પડેલા છે અને બંનેને યોગ્ય સ્વરુપમા સમજી, માનવતાની

દૃષ્ટિએ નિહાળી, આત્મકલ્યાણનો પથ સમજી, તે દિશામાં વિચારવા માટે સુજ્ઞ જ્ઞાની જીવ હંમેશાં પ્રયત્નશીલ રહે છે. જૈન દર્શનની મહા ઉપકારક મૂલવણી તો એ વાતમાં રહી છે કે અહીંઆ નિશ્ચય અને વ્યવહાર બંને બાબતોની સમજણ છે, અને તેથી વિચારોની દૃષ્ટિએ જૈનદર્શન અનેકાંતને સ્વીકારે છે, અને આત્માના અભ્યુદયની પિપાસા સમજનાર મુમુક્ષુ જીવે માત્ર પાપ અને પુણ્ય સમજવું પૂર્ણ નથી. જે સમજવાની વાત છે તે પૂ. મહારાજસાહેબના શબ્દોમાં કહીએ તો એ છે કે "પાપ જો બંધન છે, અને પાપ જો વિકાસોત્મુખ ઉત્ક્રાંતિને અવરોધક છે તો પુણ્ય પણ આધ્યાત્મિક અભ્યુદયમા માત્ર બાધક તત્ત્વની જ ગરજ સારે છે. બંધનની કક્ષાનો જો વિચાર કરીએ તો બંને એક જ કક્ષામાં અવસ્થિત થાય છે. હા, પુણ્ય જીવનમાં અનુકૂળ સાધનસામગ્રીમાં અર્પવામા અવશ્યક સહાયક હોય છે. પરંતુ અનુકૂળ સાધન સામગ્રી વિકાસોત્મુખ આત્માને સદા અનુલોમ અને ઉપકારક હોય તેવો એકાંત નિયમ નથી. આ વિધાનની યથાર્થતા શ્રીમદ્ રાજચંદ્રના જીવન ઉપરથી પણ ફલિત થાય છે. કારણ કે તેમની પાસે અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે તેવી શકિત હતી, અનુકૂળ સાધનો હતા અને છતાંય તે શકિત અને સાધનોથી દૂર રહી, તેમણે આત્માના અભ્યુદયનો સાચો રાહ પકડયો હતો અને તેનું દર્શન કરાવી અનેક જીવોના કલ્યાણમાં સહાયક બન્યા હતા.

માનવ સ્વભાવ નિજાનંદમાં પ્રવૃત્ત રહે છે એ નિજાનંદ કયા પ્રકારનો હોઈ શકે? આ નિજાનંદ આત્મહંતા પણ હોઇ શકે અને આત્મજ્ઞાતા પણ હોઈ શકે. ખરેખર તો મુમુક્ષુને જ્ઞાન થાય તો માનવ જે ઐચ્છીક સુખની પ્રાપ્તિ કરી પરમ આનંદ અને સંતોષ અનુભવે છે તે તેના માટે નરકની બારી બની જાય. ખરો આનંદ તો કોઇ અન્ય પણ અદ્‌ભુત છે અને સાચો આનંદ તો તે જ છે કે જેના દ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત થાય અને જે આત્મજ્ઞાન મુકિતને માર્ગે દોરે. 'હું કોણ છું?' 'હું કયાંથી થયો?' અને 'શું મારું સ્વરુપ છે?'–એ પ્રશ્નોનો જવાબ જેને યથાર્થ રીતે પ્રાપ્ત થાય, જે મુમુક્ષુ તેનો યથાર્થ જવાબ પ્રાપ્ત કરવા નિરંતર પ્રયત્નશીલ રહે તે સાચા સુખનો અધિકારી બને છે. આ કારણે જેનો છેડો જોઇ શકાતો નથી તેવા સમુદ્ર જેવા અનંત સંસારમાથી તરી જવા માટે જે માનવ દેહ પ્રાપ્ત થયો છે તેનો જેટલો બને તેટલો વિશેષ સદુપયોગ કરવા માટેની શીખ પરમ પાવનકારી છે.

જ્ઞાન પ્રાપ્ત કરવાની માનવશકિત પરત્વે વિચાર કરીએ ત્યારે માનવ અને પશુઓ વચ્ચેનો ભેદ વિશેષ સમજી શકાય છે. અને તેથી જ જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રક્રિયા–સ્વાધ્યાય–માનવને માટે પરમ આવશ્યક છે. પૂ. મહારાજ સાહેબે કહ્યું છે તેમ 'આજ સુધી જે પણ જાણવામાં આવ્યું તે માણસના જગતે જ જાણ્યું છે. ભવિષ્યમા જે પણ જાણવામાં આવશે તે પણ માણસ જ જાણશે. એટલે માણસ પોતાને જ જાણી લે તો પણ જાણી શકાયું છે અને જાણી શકાય છે તે બધું જાણી લેવાય છે. એટલે ભગવાને કહ્યું છે કે જે એકને જાણી લે છે તે બધાને જાણી લે છે.' આ એક જાણવાનું છે તે શું છે? આત્મજ્ઞાન મેળવવું તે શું છે? આત્મજ્ઞાન મેળવવા સ્વાધ્યાય કેવી રીતે મદદકર્તા થઈ શકે? સ્વાધ્યાયનો સાચો અર્થ

શું ? તેનો જવાબ પણ પૂ. મહારાજ સાહેબની બહુશ્રુત વાણીમાંથી પ્રાપ્ત થાય છે અને તે એ છે કે 'અનાદિકાળથી જગતના જીવો અજ્ઞાનને આધીન થઇને અંધકારમાં ભટકી રહ્યાં છે. અહિયાં તો આંધળાઓ આંધળાનું નેતૃત્વ કરી રહ્યા છે એટલે પ્રકાશને કયાંય અવકાશ દેખાતો નથી. અજ્ઞાન એ મોટી પીડા છે' આવા અજ્ઞાનમાં સબડતા, અંધકારમાંથી અંધકારમાં પડતા જીવોના કલ્યાણ માટે આ લોકમાં કોણ દિવ્ય પ્રકાશ કરશે ?' અન્ય કોઇ નહિ પરંતુ સ્વાધ્યાય; અને તે સ્વાધ્યાય જ આત્મોન્નતિનો એક માર્ગ છે, નિર્જરા થવા માટેની આવશ્યક કેડી છે, પરમ સુખ પ્રાપ્ત કરવાની એક માત્ર ચાવી છે. આ બાબતની પિછાન જેટલી વહેલી મુમુક્ષુ જીવોને મળે તેટલી વહેલી તેના આત્મકલ્યાણની યાત્રા પણ શરુ થાય એ નિર્વિવાદ વાત છે. આખરે તો તમામ મુમુક્ષુ જીવો આ મહાન પરમ પાવનકારી, આત્મોન્નતિના પંથે દોરનારી યાત્રાના યાત્રીઓ છે. સંસારની મોહિની અને માયામાં આ યાત્રાનો સાચો પંથ વીસરાઈ ગયો છે, અને મૂળ માર્ગ પ્રાપ્ત કરવા, સ્વાધ્યાય સર્વોત્તમ ઉપાય છે એટલું જ માત્ર સમજવાનું બાકી રહે છે.

'ઉપાદાન નિમિત્ત મીમાંસા' 'ઉપાદાન નિમિત્ત સમીક્ષા' 'નિમિત્તની શાસ્ત્રીય મહત્તા'–આ ખંડોમાં ઉપાદાન અને નિમિત્ત, જીવન વ્યવહારમાં પ્રતિપળ પ્રાપ્ત થતાં સંયોગોને, સુક્ષ્મ અને શાસ્ત્રીય રીતે સમજવા માટેની અદ્ભૂત સામગ્રી છે. તેવીજ રીતે 'નિશ્ચય વ્યવહાર' અને 'વ્યવહાર અને નિશ્ચય સમીક્ષા' આ બંને ખંડોમાં શાસ્ત્રોમાં નિરુપણ થયેલી અન્ય બાબતોની સામાન્ય મુમુક્ષુ જીવ સમજી શકે તેવી ચર્ચા છે. આ ચર્ચા તો માત્ર સ્વાધ્યાય યોગ્ય છે. તેના ઉપરનું અન્ય કાંઇ પણ લખાણ અપૂર્ણજ રહે તેવી તથા ગહન અને સહેલાઇથી પથ્ય ન બને તેવું શાસ્ત્રનું જ્ઞાન છે. અને તેથી જ શ્રીમદ્ રાજચંદ્રે જેમ કહ્યું છે તેમ, આ બધી વાતો 'અનુભવગોચર' સમાન હોઈ, તેમ 'અન્ય વાણી તો શું કહે ?' અભ્યાસીને તેમાં શાસ્ત્રનું સુક્ષ્મ દર્શન, આત્મા ઊર્ધ્વગમન અને કર્મના બંધનો તોડી તેને ત્યજવાની પીપાસા સેવતા મુમુક્ષુ જીવોને સહાયક એવા વચનામૃતો, આ બધા ખંડોમાંથી પ્રાપ્ત થાય છે.

ભારતીય ધર્મ મીમાંસાનું એ લક્ષણ છે કે કર્મની સાપેક્ષ અને કર્મની નિરપેક્ષ અવસ્થા બધા ધર્મોએ સ્વીકારી છે છતાંય કર્મ બંધનોથી ચકચૂર જીવ, નિરપેક્ષ પરિસ્થિતિને હંમેશાં દૂર દૂર ફેંકે છે. શ્રીમદ્ રાજચંદ્રે કેવી હૃદયંગમ રીતે અમૂલ્ય તત્ત્વનો વિચાર કર્યો છે અને બુદ્ધિને સ્પર્શી, સોંસરવો ઊતરી જાય તેમ કહ્યું છે કે–

'હું કોણ છું, કયાંથી થયો ? શું સ્વરૂપ છે મારું ખરું;
કોના સંબંધે વળગણા છે ? રાખું કે એ પરહરું ?'

વળગણા–શા માટે, કોના સંબધે, મારે રાખવા જોઇએ ? આ વાતનો વિચારજ મુમુક્ષુ માટે સ્વાભાવિક છે. અને તેથી સર્વ કર્મોમાંથી મુક્ત થવાનો તેનો પ્રયત્ન પણ સ્વાભાવિક છે. આ સમજવા માટે કર્મવાદના બંને ખંડો અત્યંત સહાયક છે. આત્માના અસ્તિત્વ ઉપર અને

કર્મવાદના સૂત્રો ઉપર રચાયેલ જૈનશાસનના મુમુક્ષુ જીવ માટે લૌકિક દૃષ્ટિએ એક સનાતન પ્રશ્ન એ રહે છે કે ઇશ્વરનું અસ્તિત્વ હશે કે કેમ ? ઇશ્વર, જગન્નિયંતા તરીકે સૃષ્ટિના અણુ અને પરમાણુ, માનવ અને પશુ જીવન, સ્વર્ગ અને નર્ક, આ બધાનું ખરેખર નિયમન કે નિયંત્રણ કરતા હશે કે શું ? મહાભારતમાં પણ, પ્રાણી કર્મોથી બંધાયેલ છે તેમ કહેવામા આવ્યું હોય, તો ઇશ્વરનું સાચું સ્થાન શું ? આ તો મોટી અને ગહન ફીલસુફી છે, અને અનેક પંડિતોએ, આચાર્યોએ અને ઋષિમુનિઓએ આ ગહનતા સરળ કરવા કોશિશ કરી છે. સાચો જૈન તો એમ જ માનશે કે ઇશ્વરનાં અસ્તિત્વ કરતાં આત્માના અસ્તિત્વનું સાતત્ય છે અને આત્મા એ જ પરમાત્મા છે. કર્મના બંધનોથી બધું નિયંત્રણ થાય છે, અને શુભ અશુભ કર્મનું ફળ એ અતિ સ્વાભાવિક છે. 'અનેકાન્ત સમીક્ષા' અને 'કર્મ સાધના' પણ અતિ વિદ્વતાભર્યા ખંડ છે, અને મુકિત ઝંખતાં મુમુક્ષુઓને પોતાની સાધના સહાયક બને તેવી તેમાં જ્ઞાનગંગા ભરી છે. તમોગુણ માનવ સહજ છે. પૂ. મહારાજ સાહેબે કહ્યુ છે તેમ તેની મુખ્ય નિશાની નિષ્ક્રિયતા છે, પ્રમાદ છે. પ્રમાદ, આળસ, ઊંઘ, કાર્યથી ગભરાઈ જવું, એ તમોગુણના સ્પષ્ટ ચિહ્નનો છે. અને પ્રમાદ–આળસને જ્ઞાનીઓએ મનુષ્યમાં રહેલો મોટામાં મોટો દુશ્મન માન્યો છે. જ્ઞાની પુરુષો આળસને હંમેશાં દૂર રાખવા બોધ આપે છે. મનની જાગ્રત અવસ્થા રાખવી હોય તો પ્રમાદ–આળસ–ઊંઘને જીતી લેવી એ પ્રથમ જરૂરિયાત છે. સતત જાગ્રત રહેતો, સાવધાન રહેતો, અને પ્રત્યેક ક્ષણ પોતાનું સાચું સ્વરૂપ દૃષ્ટિ સમક્ષ રાખતો મુમુક્ષુ જીવ, સિદ્ધ દશાને અવશ્ય પામે છે. જ્યાં સાધનાની પરાકાષ્ટા હોય, પ્રચંડ પુરુષાર્થનો ભગીરથ પ્રયાસ હોય તો સિદ્ધિ સામે ચાલી આવી રહે છે. એ સિદ્ધાત્માઓના જીવનનો પ્રસાદ છે, અને તેથી જ તમોગુણના ત્યાગમાં સિદ્ધિનું સોપાન છે. છેવટનાં ખંડોમાં, ધનતેરસથી શરૂ કરી, ભાઇબીજના તહેવારોને સ્પર્શતા લૌકિક ખ્યાલોનો ઉલ્લેખ કરી, આ બધા ખંડોમાં આખરે જે જ્ઞાતા છે, જે દૃષ્ટા છે, તેનું જ સર્વથી વિશેષ પ્રભુત્વ છે તેનું પૂ. મહારાજ સાહેબે સુંદર દર્શન કરાવ્યું છે. અંતમા, ભકિતની ભવ્યતાનો વિસ્ફોટ કરી, ભકિત એ સાર્વભૌમ સાધન છે, અમોઘ બ્રહ્માસ્ત્ર છે અને ભકિત દ્વારા આત્મોન્નતિ વિશેષ સરળ બને છે, એવી અમૃતવાણી છેલ્લા ખંડમાંથી પ્રાપ્ત થાય છે. સર્વ જીવો સિદ્ધ થઈ શકે છે. માત્ર જીવને આ વાત સમજવાની જરૂર છે. આવું રૂડું સત્ય સમજ્યા પછી તેને જરુર રહે છે જીનદશાની, એટલે કે જૈનધર્મના પ્રબોધેલ આચરણની, અને સાથે સાથે સદ્ગુરુ આજ્ઞાની. આ અતિ મૂલ્યવાન ગ્રંથમાં સદ્ગુરુ આજ્ઞા તો મુમુક્ષુ જીવો માટે પડી જ છે અને મુકિતના માર્ગ માટે પ્રત્યક્ષ સદ્ગુરુ સમાગમ આવશ્યક મનાયો છે. પરંતુ જ્યારે સદ્ગુરુ પ્રત્યક્ષ ન હોય ત્યારે તેમણે બોધેલા વચનોનું અવગાહન પણ એટલું જ પુણ્યકારી અને પાવનકારી બને છે. આવું પાવનકારી આ પ્રકાશન પણ બનશે, કારણ કે તે દ્વારા પૂ. મહારાજ સાહેબે બોધેલા અનેક વચનોનો અવગાહન અતિ સરળ રીતે થઇ શકશે. જ્ઞાની, અજ્ઞાની સ્ત્રી પુરુષ સૌ કોઇને માટે આ ગ્રંથની વાણી આત્મોન્નતિને માર્ગે વાળી શકે તેમ છે. તેથી પ. પૂ. મહારાજ સાહેબનું, વિશાળ જૈન સમાજ ઉપરનું અતિગણું

ઋણુ નિત્ય રહેશે. જે મુમુક્ષુ જીવ આ અમૃતવાણીનું પાન કરશે, અને તે દ્વારા પોતાના આત્માના વિકાસની કૂચ આગળ વધારશે તે જ હંમેશાં પૂ. મહારાજ સાહેબને અતિક્ષકિતભાવપૂર્વક વંદન કરશે. આવો પ્રચંડ પુરુષાર્થ માગતી માનસીક પરિસ્થિતિ, આ જીવને ક્યારે પ્રાપ્ત થશે તે તો ત્રિલોકીનાથ પોતાના જ્ઞાનમાં જોઇ રહ્યા હશે પરંતુ સંસારની ભવઅટવીમાંથી મુક્તિ માગવાની પ્રબળ ઇચ્છા મનમાં વસે એ પણ પરમ સૌભાગ્ય છે. એવું સૌભાગ્ય પ્રાપ્ત કરવામાં પૂ. મહારાજ સાહેબે જે આ અમૂલ્ય તક આપી છે તે માટે તેમને ભાવપૂર્વક કોટી કોટી વંદન કરી, જૈન સમાજને અને તમામ જ્ઞાની જીવોને આ લખાણની ક્ષુદ્રતા માટે ક્ષમા કરવા વિનમ્ર ભાવે વિનંતી કરી પૂ. મહારાજ સાહેબ ગિરીશ મુનિજીના ચરણ કમળમાં આ લખાણ અર્ધ્યરૂપે ધરી, કૃતજ્ઞતા અનુભવું છું.

વિ. સં. ૨૦૩૩ માગસર શુદ ૧૦
દીક્ષા રજત જયંતી
કુલપતિ નિવાસ, રાજકોટ.

**હરસુખભાઈ સાંકળચંદ સંઘવી**
(કુલપતિ, સૌરાષ્ટ્ર યુનિવર્સિટી)

# બે બોલ કહું !

આ પુસ્તકના પ્રકરણોને વાંચી જવાનો સદ્ભાગ્યે મને મોકો મળી ગયો. પ્રત્યેક પ્રકરણના શબ્દે શબ્દને સ્પર્શવાની મને તક મળી ગઇ અને એ સ્પર્શના જ મને એમાંથી નીતરતા અમૃતત્વનું ભાન અને પાન કરાવવા નિમિત્ત બની ગઈ! પૂજ્યશ્રીના વાણીમધુના ઘૂંટડા જેમ જેમ હું પીતી ગઈ તેમ તેમ મારી જિજ્ઞાસા અણછીપી આતુરતા શી વૃદ્ધિંગત થતી ગઇ !

ચિંતનની કો' સુમધુર પળે આગમના અતિ ગૂઢ રહસ્યો પણ અંતરની અણપ્રીછી સમજણને ઢંઢોળી, જ્ઞાનનો આહ્લાદ જગવી જાય અને એ આહ્લાદને ઝીલતાં આવડે, માણતાં આવડે તો જેમ જીવન, એ જ્ઞાન સંજીવનીના અમૃતત્વથી અભિસિંચિત બની નવજીવન પામી જાય, તેમ આ. પ્ર. પૂ. મુનિવર્ય શ્રી ગિરીશચંદ્રજી મહારાજનો 'ગિરિગર્જના' ગ્રંથ વાંચતાં મને અનુભવ થયો. આગમની અણભેદી 'વ્યાપ્તિ મહીં', ચિંતનની કો' ચિનગારી ચેતવી, પૂજ્યશ્રીએ એમાં પ્રકાશના પૂંજ રેલાવ્યા છે, અજવાળાંનાં ઓજસ પાથર્યાં છે, જ્ઞાનના દીપક પ્રગટાવ્યા છે.

હરકોઇ વાંચકના દિલમાં નૂતન જિજ્ઞાસા જગાડવાનું આ ગ્રંથમાં સામર્થ્ય ભર્યું છે. આ સામર્થ્યને પરિપોષતાં, પરિતોષતાં તેનાં પાનાંઓ "મંગલની મહાનતા"ના મંગલકારી સોપાન પરથી પ્રથમ કદમ ઊઠાવી, જીવન પ્રગતિના રહસ્યનું દર્શન કરાવતાં કરાવતાં આગળ વધે છે અને જીવન માંગલ્યની સિદ્ધિના સાધનરૂપ "ભક્તિની ભવ્યતા"ના અંતિમ સોપાને આવીને ઊભાં રહે છે. એ જ્ઞાનસરના પૃષ્ઠોમાંથી એવી તો મધુર, મનોરંજક, આરોગ્યપ્રદ સીઠાશ ઝરે છે કે સૌ કોઇ તેનું પાન કરવાને આતુર બની રહે !

પોતાના વિચારોના ફલકને ૧૧૦ પ્રકરણોમાં આવરી લઇ પૂજ્યશ્રીએ આ "ગિરિગર્જના" ગ્રંથને જે વિસ્તૃતતા આપી છે, તે વિસ્તૃતતાને ચિંતનની ભૂમિકા પર સ્થિર કરી તેનાં વ્યાપને જે ગહરાઈ આપી છે તે તેમનાં અનુભવ, જ્ઞાન અને કૌશલ્યના સાક્ષીરૂપ બની રહે છે. "ગિરિગર્જના"નું પ્રત્યેક પ્રકરણ આપણી અકિંચન વિચારધારાને શક્તિવંત કરવાની તાકાત ધરાવે છે. સ્યાદ્વાદ સિદ્ધાંત, નય પ્રમાણ અને સપ્તભંગી, કર્મની પ્રકૃતિઓ અને ગુણસ્થાનક શ્રેણી જેવા ગૂઢ વિષયોને પણ બા. બ્ર. પૂ. શ્રી. ગિરીશચંદ્રજી મહારાજે એટલા તો સરળ, સુંદર અને રસભર બનાવી આપણી સમક્ષ મૂક્યા છે કે એમાં સમાયેલા તત્ત્વ, વિચાર અને સંદેશને હર કોઇ સરળતાથી સમજી શકે અને હર કોઇને તે ગમ્યા વગર રહે નહિ. તેમાંથી કંઈક મેળવીને જ તે બહાર નીકળે !

સર્વધર્મ સમન્વયના ભાવથી ભરેલો આ ગ્રંથ નૂતન માર્ગદર્શન, નવલી પ્રેરણા અને ચેતનવંતી પ્રસાદીથી સભર છે. તેનું પ્રત્યેક પ્રકરણ કોઈ ને કોઈ સુંદર દૃષ્ટાંતથી આવૃત્ત છે. એ દૃષ્ટાંતો એટલાં વ્યવહારિક, માર્મિક અને પારદર્શી છે કે વસ્તુના મર્મને સમજવામાં તે સહાયક બને છે, પારમાર્થિક બને છે. પૂજ્યશ્રીનો અન્ય ધર્મોનો પણ ઊંડો અભ્યાસ છે તેની છાપ આ દૃષ્ટાંતો અંકિત કરી જાય છે.

ભવી જનો જેમને 'મધુરવ્યાખ્યાની'ના મધુર પદથી બિરદાવે છે એવા બા. બ્ર. પૂ. શ્રી. ગિરીશચંદ્રજી મહારાજની વ્યાખ્યાન શૈલી તેમના સાધુજીવનના આરંભ કાળથી જ ઈષ્ટ અને

સ્મિષ્ટ રહી છે; શ્રોતાજનોને શું આપવું, કેટલું આપવું, કેમ આપવું, તેનો પૂરેપૂરો ખ્યાલ તેમને છે, તેથી જ તેમની શૈલી છેવટ સુધી રોચક બની રહે છે. સાચું કહીએ તો આ 'ગિરિ ગર્જના' ગ્રંથ માત્ર શ્રી કેશીકુમાર શ્રમણના સંશયોનું શ્રી ગૌતમ સ્વામી દ્વારા સમાધાન જ નથી પરંતુ બા. બ્ર. પૂ. શ્રી ગિરીશચંદ્ર મહારાજે પૂરા મનોવૈજ્ઞાનિક રહી, આપણાં સૌનાં અંતરમાં પ્રતિપળ જે સંશયો રમી રહ્યા છે તેનું ગૌતમ-સ્વરૂપ બની સમાધાન કરેલ છે, તેનો તે દર્શક છે.

'આ 'ગિરિ ગર્જના' ગ્રંથમાં શું નથી ? કોને માટે નથી ? જેને જે જોઇએ તેને તેમાંથી તે મળી જાય છે. પૂજ્યશ્રીના વિચારોની વિશાળતા, દૃષ્ટાંતોની અર્થસૂચકતા અને વાણીની મધુરતાના ત્રિવેણી સંગમથી તે પરમતીર્થ સમો બન્યો છે. ચિંતનની ચિનગારી લઇને આપણામા પ્રવર્તમાન અજ્ઞાનતા, અણસમજ, અંધશ્રદ્ધા, અશ્રદ્ધામાં તેમણે સમજણની એવી તો સુરંગ ચાંપી છે કે એ અજ્ઞાનતા, અણસમજ, અંધશ્રદ્ધા અને અશ્રદ્ધાના પાષાણો ભેદીને તેમણે આપણે માટે જ્ઞાનના દ્વારો ખોલી નાખ્યાં છે. વાહ મુનિરાજ ! આપનાં સંતજીવનના સહજ કર્તવ્યને આમ બજાવીને આપે 'ગિરિ ગર્જના'ના 'ભેદ્યા પાષાણ ખોલ્યાં દ્વાર'ના શિર્ષકની સાર્થકતા પણ ઠીક સિદ્ધ કરી દીધી !

પથ્થરમાંથી મૂર્તિને કંડારવાની જેમ શિલ્પી અદ્ભુત ક્ષમતા ધરાવે છે તેમ માનવ જીવનનાં મોંઘા મૂલ્યોને પ્રતિષ્ઠિત કરવાનું બા. બ્ર. પૂ. શ્રી ગિરીશચંદ્રજી મહારાજ કૌશલ્ય ધરાવે છે. માનવ જીવનને ઘાટ આપનારા તેઓ કુશળ શિલ્પી છે. તેમના વ્યકિતત્વમાંથી વિલસતી અપ્રતિમ પ્રતિભા, તેમના સ્નેહમાંથી નીતરતી અદ્વિતિય આત્મીયતા અને તેમના જ્ઞાનમાંથી નિર્ઝરતો અદ્ભુત વૈભવ તેમની આત્મિક સંપત્તિના સહજ પાસાંઓ છે.

સૌરાષ્ટ્રના ગોમટા જેવા એક નાનકડા ગામડામાં જન્મ ધરી, ભારત ભૂમિના આસામ, બંગાળ, બિહાર, ઓરિસ્સા, ઉત્તર ભારત, મધ્ય પ્રદેશ, ગુજરાત, સૌરાષ્ટ્ર-વિશાળ ફલક પર વિચરી તેમણે જૈનધર્મના મહા સંદેશને ફેલાવ્યો છે. તેમના સંદેશમાં સર્વત્ર કોમળતા છે, અજ્ઞાન અંધકારમાં અટવાતા જીવો માટેની કરુણા છે પરંતુ તેની સાથે સાથે ચેતવણીની ગર્જના છે : 'ચેતો, મનુષ્યભવનું મૂલ્ય નહિ સમજો તો જીવન નિરર્થક જશે અને તમારી પૂંજી ખોવાઇ જશે બંધુઓ ! સંસારની બધી વસ્તુઓ અદ્ભુત જીવન અને અનેરા સૌંદર્યથી સભર છે. માત્ર આપણાં અહંકારને લઈ ને તે સૌંદર્ય અને મીઠાશ આપણે જીવનમાં ન જોઈ શકતાં હોઈએ કે ન અનુભવી શકતાં હોઇએ, તો તે આપણી વિકૃતિ અને અહંકારને જ આભારી છે. એકવાર આપણામાથી અહંકારનો વિકાર ખસી જતાં જગતને જોવાની આપણી આખી દૃષ્ટિ જ બદલાઈ જશે. જયાં દૃષ્ટિ નાખીશું ત્યાં દિવ્ય જીવનનાં અદ્ભુત દર્શન થશે. અહંકાર મટી જતાં આખું અસ્તિત્વ માધુર્યથી ભરેલું અને અનુપમ દિવ્યતાવાળું દેખાશે...'

ખરેખર, 'ગિરિ ગર્જના' ગ્રંથ આપણા અજ્ઞાનતાના દ્વારોને ખોલી નાખવા સમર્થ બન્યો છે. દરેક વાચકના, શ્રદ્ધાળુના, ભકતના હૃદયમાં તે મંગલ પ્રતિના પ્રયાણની નવી ભાવના, નવી ઝંખના, નવી શ્રદ્ધા પ્રગટાવે છે. પોતાના મનન ચિંતન અને અનુભવજ્ઞાનના ટાંકણાં વડે આપણામા ઘર કરી બેઠેલા અજ્ઞાનતાના મહાપાષાણને પૂજ્યશ્રીએ ભેદી, આપણે માટે જ્ઞાનના દ્વાર ખોલી નાખ્યા છે. ચાલો, એ જ્ઞાનનાં ઊઘડેલાં દ્વારમાથી આપણે અંદર પ્રવેશ કરીએ અને જીવનનાં મહામૂલા તત્ત્વોને પરિપુષ્ટ કરનારો જે દિવ્ય ખજાનો તેમા પડયો છે તેને લૂંટીએ-

સંવત ૨૦૩૩ માગસર શુદ ૧૦ — સંતોક પી. બેંગાલી

દીક્ષા રજત-જયંતી — સંચાલિકા-અંધ મહિલા વિકાસગૃહ-રાજકોટ

# અર્પણ

ગોંડલ ગચ્છાધિપતિ, એકાવતારી, નિદ્રાવિજેતા.
પ્રાતઃસ્મરણીય આદ્ય આચાર્યદેવ.

બા. બ્ર. પૂજ્ય શ્રી ૧૦૦૮ ડુંગરસિંહજી મહારાજ સાહેબના
શિષ્યરત્ન દ્વિતીય પટ્ટધર બા. બ્ર. પૂ. આ. શ્રી ભીમજી સ્વામીના
શિષ્યરત્ન તૃતીય પટ્ટધર બા. બ્ર. પૂ. આ. શ્રી નેણશી સ્વામીના
શિષ્યરત્ન પંચમ પટ્ટધર બા. બ્ર. પૂ. આ. શ્રી દેવજી સ્વામીના
શિષ્ય રત્નો

**પરમ યશસ્વી બા. બ્ર. પૂ. શ્રી જયચંદ્રજી મહારાજ**
**અને**
**પરમ તપસ્વી બા. બ્ર. પૂ. શ્રી માણેકચંદ્રજી મહારાજ**

બંધુ-યુગલ ગુરુદેવોના શિષ્ય રત્ન

શાસન ઉદ્યોતક, ધર્મકેશરી, જ્ઞાન પ્રચારક, રત્નત્રય-આરાધક, શાંત, દાંત, સંયમ અને તપના તેજથી દેદીપ્યમાન, પ્રખર તત્વજ્ઞાની, મહા પ્રભાવશાળી, યુગપુરુષ, પ્રાતઃસ્મરણીય "સૌરાષ્ટ્ર કેસરી" બા. બ્ર. પૂ. શ્રી

**પ્રાણલાલજી મહારાજ સાહેબના**

ચ ર ણ ક મ લ માં,

આ ગ્રંથ સ્વ-પર કલ્યાણની તથા ચતુર્વિધ સંઘના જ્ઞાન વિકાસની અંતઃભાવનાથી અર્પિત,

+ પ્રાણ-ગુરુ-પદરજ,
પરમ દાર્શનિક, પંડિત મુનિ બા. બ્ર.
શ્રી જયંતિલાલજી મહારાજના શિષ્ય

ગિરીશ મુનિ

## "ગિરિગર્જના" ના સહયોગી અને સૌજન્યશીલ ભવ્યાત્માઓની શુભ નામાવલી

| | |
|---|---|
| શ્રી મનસુખલાલ છગનલાલ દેસાઈ | ઘાટકોપર |
| સ્વ. શ્રી નરભેરામ દેવચંદ દેશાઈ (બબસરાવાળા) | " |
| શ્રી નાથાલાલ માણેકચંદ રૂપાણી | " |
| શ્રી ભોગીલાલ મોહનલાલ ટીંબડીયા | " |
| સ્વ. શ્રી અમૃતલાલ જગજીવન મડીયા | " |
| શ્રી પ્રાણજીવનદાસ જુઠાભાઈ શાહ | વિલેપાર્લા |
| શ્રી હેમચંદ કરશનજી દોશી | " |
| શ્રી શીવલાલ વસનજી લાઠીયા | " |
| શ્રી મણીલાલ સુંદરજી દોશી | " |
| શ્રી ભાઈલાલ રણછોડભાઈ શાહ | " |
| શ્રી વનેચંદ વી. દોશી | " |
| ગં. સ્વ. શ્રી સમરતબેન કેશવલાલ શેઠ | " |
| શ્રી પ્રાણલાલ છગનલાલ ગોડા | માટુંગા |
| શ્રી બાબુલાલ રાઘવજી દોશી | " |
| શ્રી દલીચંદ કરશનજી કામદાર પરિવાર | " |
| શ્રી ધીરજલાલ કાનજી ઘેલાણી | " |
| સ્વ. શ્રી વ્રજકુંવરબેન પરશોતમ ઘાટલીયા | " |
| શ્રી હસમુખરાય મહેતા હા. મુલજી મહેતા એન્ડ સન્સ. | " |
| અ. સૌ. જ્યોતિબેન પ્રવિણચંદ્ર ઘેલાણી | મુલુંડ |
| ગં. સ્વ. તપસ્વી શ્રી વૃજકુંવરબેન નરભેરામ ગાંધી | " |
| શ્રી ગોવંદજી નાગજી લાઠીયા | મલાડ |
| શ્રી ધીરજલાલ વચ્છરાજ હેમાણી | શાંતાક્રુઝ |
| ગં. સ્વ. શ્રી શીવકુંવરબેન કેશવલાલ બખાઈ (પોરાજીવાલા) | કાંદીવલી |
| શ્રી રવીચંદ સુખલાલ શાહ પરિવાર | દાદર |
| શ્રી વીરચંદ મીઠાલાલ મહેતા | વાલકેશ્વર |
| શ્રી વાડીલાલ કપુરચંદ દલાલ પરિવાર | સાયન |
| શ્રી અમૃતલાલ પોપટલાલ ઉદાણી | મુંબઈ |
| શ્રી ચુનીલાલ મુળજીભાઇ મોટાણી | " |
| શ્રી તલકચંદ પાનાચંદ તેજાણી | " |
| સ્વ. શ્રી જસોદાબેન જેચંદ દોશી | " |
| ગં. સ્વ. શ્રી લાલુબેન છોટાલાલ શેઠ (ચેકરીવાળા) | " |
| ગં. સ્વ. શ્રી કસુંબાબેન કેશવલાલ શેઠ તથા શ્રી હીરાલક્ષ્મી શેઠ | " |
| અ. સૌ. આસીતાબેન કે. શેઠ તથા શ્રી ઉદયકુમાર કે. શેઠ | " |
| શ્રી રતીલાલ ડી. ઘેલાણી | કલકત્તા |
| ગં. સ્વ. શ્રી લાભકુંવરબેન વનમાળી ટીંબડીયા પરિવાર | બેંગલોર |
| ગં. સ્વ. શ્રી દિવાળીબેન લક્ષ્મીચંદ સંઘરાજકા | રાજકોટ |
| સ્વ. શ્રી મણીલાલ જેસંગભાઇ પુનાતર પરિવાર | રાજકોટ |
| શ્રી મનસુખલાલ મણીલાલ શેઠ | ગોંડલ |
| શ્રી ભીખચંદ રવજીભાઈ ગોડા | " |
| શ્રી પરશોતમ મોતીચંદ દોશી | જેતપુર |

# પૂજ્ય જય–માણેક–પ્રાણગુરુ ગુણ પ્રશસ્તિ

## ગુણાષ્ટકમ્

શ્રી જિનશાસનોદ્ધારક આચાર્ય પ્રવર શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રી શ્રી પૂજ્ય શ્રી ડુંગરસિંહજી મહારાજ સાહેબના ગોંડલ સંપ્રદાયાનુયાયી જિનશાસન પ્રભાવક સૌરાષ્ટ્ર કેસરી ચારિત્ર ચૂડામણિ બા. બ્ર. પૂજ્ય શ્રી જય–માણેક–પ્રાણ ગુરુદેવશ્રીનું ગુણાષ્ટકમ્.

જેમનો વાણી ઉપર મહાન કાબુ હતો, સેવામાં અદ્વિતીય નિષ્ઠાવંત, આત્મધર્મમાં રુચિવાળા અને જેમણે માસખમણ આદિ-પુષ્કળ પ્રમાણમાં તપશ્ચર્યાઓ કરી હતી એવા મહાન તપસ્વી પૂજ્ય મુનિરાજ શ્રી જયચંદ્રજી સ્વામી સદા વંદનીય છે.

તે કાળમાં જેઓ જૈનધર્મના પ્રથમ પંક્તિના ઉપદેશક, પ્રવચન–કલામાં કુશળ, મધુરભાષી, સ્વપરના કલ્યાણને સાધનાર, સ્યાદ્વાદ શૈલીથી પદાર્થોનું વિવેચન કરવામાં બહુ નિષ્ણાત અને વિદ્વાન હતા તે આત્માર્થી, તપસ્વી પૂજ્ય શ્રી માણિક્યચંદ્રજી સ્વામી નિત્ય વંદનીય છે.

આચાર્ય પ્રવર પૂજ્ય શ્રી **ડુંગરસિંહજી** મહારાજ સાહેબના સમુન્નત ગચ્છમાં દેદીપ્યમાન (તેજથી ઝળહળતા) સૂર્યના સમાન રત્નત્રય (જ્ઞાન, દર્શન, ચારિત્ર)ના પરમ આરાધક, ચારિત્ર ચૂડામણિ **જયચંદ્રજી** મહારાજ સાહેબના ગુરુભાઇ શ્રી તપસ્વી ચારિત્ર ચૂડામણિ **માણેકચંદ્રજી** મહારાજ સાહેબના શિષ્ય સંયમ અને તપના તેજથી દેદીપ્યમાન ગુણોના સાગર શ્રી **પ્રાણલાલજી** મહારાજ સાહેબ ગુરુદેવને હું ભક્તિપૂર્વક વંદના કરું છું. ॥ ૧ ॥

સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રની સુવાસથી જેનું ચિત્ત સુવાસિત અને પવિત્ર બનેલ છે. જે સર્વજ્ઞોપદિષ્ટ ધર્મનો ઉપદેશ દેવામાં કુશળ છે, મુક્તિ માર્ગરૂપ વરદાન દેનાર મુનિઓમાં શ્રેષ્ઠ "સૌરાષ્ટ્ર કેસરી" પદના ધારક, મહાજ્ઞાની ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને હું ભક્તિપૂર્વક વંદના કરું છું. ॥ ૨ ॥

નિર્મલ જ્ઞાનના પુંજ, પરમ વિશુદ્ધ, મિથ્યાત્વરૂપી નિબિડ (ગાઢ) અંધકારનો નાશ કરવામાં સમ્યગ્જ્ઞાનરૂપી કિરણોથી ઝળહળતા સૂર્યના સમાન એવા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને હું ભક્તિપૂર્વક વંદના કરું છું. ॥ ૩ ॥

બાલ્યકાળ (બચપણ)માં પણ જ્ઞાનપૂર્વક આપની સંયમ રુચિ-આપના અટલ (દૃઢ) ઉચ્ચ પુરુષાર્થ અને પૂર્વ સંચિત સંસ્કારોને સૂચિત કરતી હતી અને આજ કારણથી આપના સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રરૂપ રત્નત્રય વિશુદ્ધ રૂપથી પ્રગટ થયેલું હતું એવા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને ભાવયુક્ત વંદન કરું છું. ॥ ૪ ॥

હે ગુરુદેવ ! આપ મુક્તિનો માર્ગ પ્રકટ કરવામાં એક અનોખા પ્રકૃષ્ટ (ઉત્કૃષ્ટ) દીપક છો. કારણ કે દ્રવ્ય દીપકમાં તો વાટ હોય છે, જેથી ધુમાડો પેદા થાય છે. તથા તે દીપક અલ્પ સમય સુધી જ બળે છે. અને દ્રવ્ય અંધકારને જ દૂર કરી શકે છે. પરંતુ ભાવદીપકરૂપ આપ બત્તી (વાટ) અને ધુમાડાથી રહિત છો. હંમેશને માટે પ્રજ્વલિત રહેનાર છો અને મિથ્યાત્વરૂપ ભાવ અંધકારનો નાશ કરનાર છો. આવા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને હું ભાવ પૂર્વક વંદના કરું છું. ॥ ૫ ॥

જેવી રીતે સૂર્યોદય થવાથી કમળો ખીલી ઉઠે છે. અર્થાત્ વિકસિત થઈ જાય છે. તેવી જ રીતે આપનાં દર્શનથી બધા મનુષ્યો પ્રસન્ન થઈ જાય છે. આમાં પણ એટલી વિશેષતા છે કે, સૂર્યમંડલ તો તાપથી તપેલ હોય છે. જ્યારે આપનું મુખ સૌમ્ય શીતલ અને નિર્વિકાર છે. આવા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને હું ભક્તિપૂર્વક વંદના કરું છું. ॥ ૬ ॥

જેનું મુખ હંમેશાં કૃપા અને પ્રસન્નતાપૂર્ણ છે. જેનાં નેત્રોમાંથી જાણે અમૃતની વૃષ્ટિ થઈ રહી છે. જેનું હૃદય સરલ અને શુદ્ધ છે અને જેમની વાણીનો પ્રવાહ તો જાણે અમૃતનો સ્રોત (ઝરણું) જ વહી રહ્યો હોય એવો છે, આવા આ ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને ભક્તિપૂર્વક વંદના કરું છું. ॥ ૭ ॥

"ननु इति वितर्के मन्ये इत्यर्थे" હું એમ માનું છું કે સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રરૂપ રત્નત્રયની ઉત્કૃષ્ટ આરાધના કરવાથી આપ એકાવતારી બની ગયા હો. એટલુ જ નહિ, પરંતુ તીર્થંકર નામ ગોત્ર બાંધવાના વીસ બોલની ઉત્કૃષ્ટ ભક્તિપૂર્વક આરાધના કરવાથી તીર્થંકર નામ ગોત્ર પણ તમે બાંધ્યું હોય અને તેથી જ આપ ભવ્ય પ્રાણીઓને માટે શરણભૂત (શરણરૂપ) બની ગયા છો. આવા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબને હુ ભક્તિપૂર્વક વંદના કરું છું. ॥૮॥

સૌરાષ્ટ્ર કેસરી પૂજ્ય શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબના ગુણરૂપી ફૂલોને ચૂંટી અને તેમની ઉજ્જવલ યશકીર્તિથી (સુગંધિત) દોરામાં પરોવી મરુધર મુનિ વીરપુત્ર શ્રી "ઘેવરચંદ્રજીએ" સર્વ સુખોને આપનાર ગુણમાળા ગુંથી છે. (બનાવી છે.) આ ગુણમાળાને જે વ્યક્તિ સદા કંઠમાં ધારણ કરે છે. અર્થાત્ આ ગુણાષ્ટકને કંઠસ્થ કરે છે તેને તરત જ શીઘ્રતાથી મોક્ષરૂપી લક્ષ્મી પ્રાપ્ત થાય છે. ॥ ૧ ॥

મરુધર મુનિશ્રી વીરપુત્ર ઘેવરચંદ્રજી મહારાજ સાહેબે પ્રાણસમા ગુરુદેવ શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબનું આ ગુણાષ્ટક બનાવ્યુ છે. આ ગુણાષ્ટકને જે વ્યક્તિ ભાવપુર્વક વાંચે છે, અથવા બીજાને સંભળાવે છે તે નિશ્ચય શિવ (કલ્યાણ–મોક્ષ)ને પ્રાપ્ત કરી લ્યે છે.

સૌરાષ્ટ્ર કેસરી બા. બ્ર. પૂજ્ય ગુરૂદેવ
શ્રી પ્રાણલાલજી મહારાજનું સંક્ષિપ્ત

# જીવન ચરિત્ર

"બહુરત્ના વસુંધરા" સમાન સૌરાષ્ટ્રની ભૂમિમાં મહાપુરુષો જન્મતા જ રહ્યા છે, યુગ પુરુષો પાકતા રહ્યા છે. સ્થાનકવાસી જૈન સમાજમાં, ગોંડલ સંપ્રદાયમાં, ધર્મકેસરી તરીકે વિખ્યાત થયેલા એવા પૂજ્ય શ્રી પ્રાણલાલજી મહારાજ, સંતભૂમિ સૌરાષ્ટ્રને સાંપડેલ નરરત્ન છે. શાસનરક્ષક ધર્મ-પ્રાણનો જન્મ વિક્રમ સંવત ૧૯૫૪ના શ્રાવણ વદ પાંચમના ધન્ય દિને, સાગરકાંઠાની હુંફમાં સમૃદ્ધિ સંપન્ન એવા વેરાવળ નગરમાં થયો હતો. સદ્દગુણની શોભતા વીસા ઓસવાલ વણિક કુટુંબના, ધર્મશીલ-પુણ્યશીલ, પ્રખ્યાત એવા "મીઠાશાહ" ના વંશજોમાંના એક શ્રેષ્ઠી, શ્રી કેશવલાલભાઈ શાહનું એ ત્રીજું સંતાન હતા. માતા કુંવરબાઈના સૌથી નાના પુત્ર, પ્રાણસમ પ્યારા હોઈ તેનું સાર્થક નામ "પ્રાણલાલ" રાખવામાં આવ્યું હતું. ત્યારે કોને કલ્પના હશે કે આ પુણ્યાત્મા-પ્રાણલાલ "શાસન-પ્રાણ" બની, ગોંડલ સંપ્રદાય માટે, પ્રાતઃ સ્મરણીય તરીકે ગૌરવ અને શોભા પામશે !

ગોંડલ ગચ્છાધિપતિ, પ્રાતઃસ્મરણીય પૂજ્ય આચાર્યપ્રવર બા. બ્ર. શ્રી ડુંગરસિંહજી સ્વામીના પદાર્પણથી ધર્મક્ષેત્ર તરીકે વિકાસ પામેલ વેરાવળની પુણ્યભૂમિમાં સંતો અને સાધ્વીજીઓનું સતત આવાગમન અખંડ હતુ. વિ. સં. ૧૯૫૬ માં પૂજ્યશ્રી જયચંદ્રજી મહારાજનું ચાતુર્માસ વેરાવળ મુકામે થયેલું. માતા કુંવરબાઇ ધર્મશ્રદ્ધા અને ગુરુભક્તિથી ભરપુર હોઇ પોતાના બાળ "પ્રાણ" સાથે નિયમિત ગુરુદર્શને જતાં. એ વખતે હાથ જોડી નમસ્કાર કરતાં શિશુ 'પ્રાણે' ગુરુદેવના હૃદયને લુંટવા માંડયું હતું. આ ચાતુર્માસ દરમ્યાન જ, (૧) ભવ્ય માતા (૨) મહાન ગુરુદેવ અને (૩) સમર્થ બાળનો ત્રિવેણી સંગમ રચાતાં, ધર્મ ભૂમિમાં અંકુર ફૂટયો હતો, ત્યારે કોને ખબર હતી કે આ અંકુર વિરાટ વૃક્ષમાં પરિણમી પોતાના શીતળ છાંયડાથી શાસનની ઉદ્યોતના કરશે !

પાંચ વરસની ઉંમરે વેરાવળમાં જ અભ્યાસનો આરંભ કરનાર પ્રાણલાલે ૧૩ વર્ષની ઉંમરે શાળામાં છ ગુજરાતી અને બે અંગ્રેજી ધોરણ સુધીનો તેમજ જૈનશાળામાં સામાયિક, પ્રતિક્રમણ, અર્થ સાથે છકાય, નવતત્ત્વ, ગતાગતિ, લઘુદંડક વગેરે ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત કરી લીધું હતું. પરંતુ એ પછી હૃદયની ભાવનાને પોષણ મળતાં તેમને ધર્મજ્ઞાન પ્રત્યે ખૂબ જ આકર્ષણ થયું. જેમ ઊગતો રોપ પોતાના ક્ષેત્રમાં સ્થિર થવા મૂળિયાં ફેલાવે તે રીતે તેમણે બુદ્ધિબળના મૂળ ફેલાવી પોતાના જ્ઞાનવૃક્ષને સમૃદ્ધ બનાવવા માંડયું; પરંતુ તેમના જીવનનો આનંદમય શાંતિકાળ પૂર્ણ થયો હતો. પંદર વર્ષની ઉંમરે હેતાળ માતાનો વિયોગ થતાં

પ્રાણુલાલના જીવનમાં વજ્રપાત થયો. અંતિમ સમયે માતાએ પોતાના બાળકોને વિદાય સંદેશ આપતાં ધર્મનું ભણવા અને ધર્મમાં શ્રદ્ધા રાખવા જણાવ્યું હતું. પ્રાણનો આત્મા ચિંતનમાં ગરકાવ થઈ ગયો હતો. દિવસો વીતતા હતા. વિચારમંથનમાં અટવાયેલા પ્રાણને માતૃવિયોગની કંઈક કળ વળે તે પહેલાં જ વિધાતાએ એક વધુ પ્રહાર કર્યો. શ્રી કેશવજીભાઈ પોતાની સુલક્ષણા અર્ધાંગનાનો વિરહ ન સહી શકયા. હજુ તો માતાના વિયોગને છ માસ થયા હતા ત્યાં પ્રેમાળ પિતા પણ પરલોકવાસી થયા. બસ આ દ્વિધા અસરથી પ્રાણનો અંતરાત્મા જાગી ઊઠયો. આ ભાગ્યવંત આત્માની વૈરાગ્ય પ્રાપ્તિ તો સહજ હતી. આ વખતે જ બા. બ્ર. પૂજ્ય શ્રી જયચંદ્રજી મહારાજનું વિ. સં. ૧૯૬૯નું ચાતુર્માસ વેરાવળ થયું હતું. ગોચરીએ પધારેલા પૂજ્ય ગુરુદેવને 'પ્રાણે' પોતાના હાથે આહાર વહોરાવ્યો. 'પ્રાણ' પ્રત્યે પ્રેમભરી નજરે જોઈ રહેલા ગુરુદેવને તો આજે દ્રવ્યની સાથે ભાવ આહાર પણ મળ્યો હતો. તેમણે આત્માની શાંતિ અને સત્યની શોધ માટે આમંત્રણ આપ્યું. પ્રાણને તો જોઈતું હતું તે જ આવી મળ્યું, ગુરુચરણમાં પહોંચી તેણે ધાર્મિક અભ્યાસ શરૂ કર્યો. આમ વિયોગનું દુઃખ ભૂલાવા લાગ્યું.

પ્રાણુલાલના મોટાભાઇ ભીમજીભાઈ સારો એવો અભ્યાસ કરી પ્રસિદ્ધ વકીલ બનેલ હતા. ધાર્મિક અભ્યાસ માટે પ્રાણુલાલને બહારગામ જવા દેવાની તેમની આનાકાની પછી આખરે મામા–હીરાચંદશેઠની દરમ્યાનગીરીથી પ્રાણુલાલને રજા મળી. આમ માંગરોળની નવી જૈન પાઠશાળામાં, બા. બ્ર. પૂજ્ય તપસ્વીજી માણેકચંદ્રજી મહારાજના સાંનિધ્યમાં, પ્રાણુલાલનો ધાર્મિક અભ્યાસ આગળ વધ્યો. આ પછી ક્રમશઃ વિ. સં. ૧૯૭૨–ધોરાજી, ૧૯૭૩–રાજકોટ, ૧૯૭૪–વેરાવળ અને ૧૯૭૫–ગોંડલ વગેરે સ્થળોએ, બા. બ્ર. પૂજ્ય શ્રી જયચંદ્રજી મહારાજ અને બા. બ્ર. તપસ્વીજી માણેકચંદ્રજી મહારાજના ચાતુર્માસ થયા. આ સમય દરમિયાન સાથે રહેલા પ્રાણુલાલનો અભ્યાસ ખૂબ જ પરિપુષ્ટ થયો, જ્ઞાન પચવા લાગ્યું. આમ તેઓ દીક્ષાના ઉમેદવાર તરીકે, શાસ્ત્રીય અભ્યાસ કરીને તૈયાર થઈ ચૂકયા હતા. પરંતુ દીક્ષા માટે મોટાભાઇ પાસેથી આજ્ઞા મેળવવાના ઘણા પ્રયત્નો નિષ્ફળ થયા હતા. આ દરમ્યાન બગસરા શ્રી સંઘે ખૂબ જ ઉત્સાહથી કાર્ય ઉપાડી લેવાની જોરદાર રજુઆત સાથે વૈરાગી પ્રાણુલાલ ભાઇની દીક્ષા બગસરામાં જ થાય તે માટે પૂ. ગુરુદેવને આગ્રહ કરતાં તે માટે સંમતિ મળી ગઇ. એ વખતે મોસાળ પક્ષના વડીલોની દરમ્યાનગીરીથી, આખરે ભીમજીભાઇને સમજાવવામાં સફળતા મળતાં વૈરાગી પ્રાણુલાલભાઇને દીક્ષાની આજ્ઞા પણ મળી ગઈ, ૨૧ વર્ષના યુવાન વૈરાગી વીર માટે બગસરા શ્રી સંઘે ભવ્ય દીક્ષા સમારોહ યોજ્યો. આમ મહાપ્રાણ બનવાને યોગ્ય બનેલા 'પ્રાણ' વિ. સં. ૧૯૭૬ના ફાગણ વદ ૬ ના બગસરા મુકામે દીક્ષા લઈ બા. બ્ર. પૂજ્ય શ્રી જયચંદ્રજી મહારાજના શિષ્ય બન્યા.

દીક્ષા પછી યુવાન યોગીરાજ બા. બ્ર. શ્રી પ્રાણુલાલજી મહારાજે વિદ્યુતવેગે એવી અપૂર્વ પ્રગતિ સાધી કે. તેમણે સમાજના દરેક વર્ગના આબાલ, વૃદ્ધ, યુવાન, પ્રૌઢ વગેરેના હૃદય

પોતાના ખમીરથી જીતી લીધાં. તેમના ચહેરાની સૌમ્યતા, સ્વભાવની નમ્રતા, પ્રેમની શીતળતા, વૈરાગ્યની પ્રબળતા અને વ્યવહાર દક્ષતાથી વડીલ ગુરુજનો, સ્થવીર ગુરુભાઈઓ, નવદિક્ષીતો, અનેક સંઘના ભકતજનો ઉપરાંત સંકુચિત દૃષ્ટિવાળા વિપરિત વર્ગને પણ તેમના પ્રત્યે અનન્ય આકર્ષણ થયું. તેમની ભકિત-શકિતથી ચતુર્વિધ સંઘોમાં સંપ સુલેહ અને શાંતિની સરવાણીઓ ફૂટી નીકળી, દીક્ષા પછીના ત્રીજા અને અગિયારમાં વર્ષમાં ક્રમશઃ પૂ. તપસ્વીજી માણેકચંદ્રજી મહારાજ તથા પૂ. ગુરુદેવ જયચંદ્રજી મહારાજનો વિયોગ થયો. એ દરમ્યાન ગુરુસેવામાં તત્પર, પૂ. પ્રાણલાલજી મહારાજ પૂરા કર્મયોગી બની, અગ્નિ પરીક્ષામાંથી પસાર થઈ, સાચું સોનું સાબિત થઈ ચૂકયા હતા. બા. બ્ર. પૂજ્ય ગુરુદેવ જયચંદ્રજી મહારાજની ગંભીરતા તથા બા. બ્ર. પૂજ્ય તપસ્વીજી માણેકચંદ્રજી મહારાજના તપઃતેજની પ્રતિભા, આ બંને મહાપુરુષોના નૈસર્ગિક ગુણો તેમનામાં સમભાવે પ્રગટ થયા હતા. આત્માનું ચૈતન્ય સામિલ થવાથી તેમની વાણીમાં ધર્માચાર્યનો પ્રભાવ જણાતો. પ્રવચનો દરમ્યાન પીરસાતા હાસ્યરસ તેમજ કરુણરસ પર તેમનું પ્રભુત્વ અજબ હતું.

વિક્રમ સંવત ૧૯૯૬માં પંજાબ કેસરી પૂજ્ય આચાર્યવર શ્રી કાશીરામજી મહારાજ અન્ય સંતો સાથે સૌરાષ્ટ્રમાં પધારેલા. પૂજ્ય શ્રી પ્રાણલાલજી મહારાજને જુનાગઢમાં તેમનો સમાગમ થયો. પ્રંજાબ કેસરી મહારાજ સાહેબની પ્રવચન માટેની નિમંત્રણ-હાકલને માન આપીને પૂજ્ય શ્રી પ્રાણલાલજી મહારાજે હજારોની જનમેદની સમક્ષ સિંહનાદ જેવા બુલંદ અવાજે પ્રવચનનો પ્રારંભ કર્યો. સભા જ્ઞાનરસમાં તરબોળ બની ગઈ. પ્રવચન પુરૂં થયું પણ બધા મંત્રમુગ્ધ થઈ ગયા. આ સમયે પ્રસન્ન થયેલા પૂ. શ્રી પંજાબ કેસરી મહારાજ સાહેબે આશીર્વાદ ભર્યા બુલંદ અવાજે તેમને "સૌરાષ્ટ્ર કેસરી" પદથી વિભૂષિત કર્યા. ઉપસ્થિત માનવ સમુદાયે, સૌરાષ્ટ્ર કેસરી પૂ. શ્રી પ્રાણલાલજી મહારાજના જયનાદ સાથે આનંદ વ્યકત કર્યો.

પૂજ્ય શ્રી જય-માણેક ગુરૂદેવોના અધૂરા મનોરથ પૂર્ણ કરવા એમણે, (૧) સમન્વયવાદ (૨) લોકોપકાર અને દાનધર્મની પ્રધાનતા (૩) જ્ઞાન સંસ્થા નિર્માણ-એમ રત્નત્રય જેવા ત્રણ સિદ્ધાંતો અપનાવી તપો ધર્મની મહત્તા સમજાવી, તેના દ્વારા શાસન ઉન્નતિ, સમાજ ઉન્નતિ અને જ્ઞાનમાર્ગનો વિકાસ આ ત્રણ હેતુઓ સિદ્ધ કરવા ઘોર તપસ્વી બા. બ્ર. પૂ. શ્રી રતિલાલજી મહારાજ, તપોધની પૂ. જગજીવનજી મહારાજ, પંડિત રત્ન બા. બ્ર. પૂ. શ્રી જયંતિલાલજી મહારાજ, મધુર વ્યાખ્યાની બા. બ્ર. પૂ. શ્રી ગિરીશચંદ્રજી મહારાજ આદિ સંતોને તથા અનેક સતીજીઓને જ્ઞાન સમૃદ્ધિ સાથે સંયમથી વિભુષિત કરી, શાસનને ચરણે ધરી, તેમની અગમ દૃષ્ટિએ પ્રભુ મહાવીરના પદાર્પણથી પુનિત થયેલ ભૂમિનો પુનરૂદ્ધાર કરવા અનેક અજ્ઞાનીઓના અંધકાર રૂપી પાષાણને ભેદવા અનુજ્ઞા, પ્રેરણા અને આશીર્વાદ આપી તેમને પશ્ચિમથી પૂર્વની નવી દિશા-નવી વાટ ઊઘાડી આપી. ૩૦ વર્ષ થયાં તેમનાં વિશાળ પરિવારના સંતો અને સતીજીઓ ઉત્તર ભારત, પૂર્વ ભારત, પશ્ચિમ ભારત અને મધ્ય ભારતમાં અવિરત પણે વિચરી

શાસન પ્રભાવનાની અમી વર્ષાનો ધોધ વહાવી રહ્યાં છે. પૂ. ગુરુદેવોના ઉપરોક્ત સિદ્ધાંતો અને હેતુઓ નવી પદ્ધતિથી છણાવટ કરી, ધર્મનું નક્કર વાસ્તવિક સ્વરૂપ સમાજને સમજાવી જૈન શાસનની અપૂર્વ શાન ફેલાવી, ગોંડલ સંપ્રદાયનું ગૌરવ વધારી રહ્યા છે. પૂ. શ્રી જય–માણેક પ્રાણ ગુરૂદેવોને આથી વિશેષ અને યોગ્ય શ્રદ્ધાંજલી કઈ હોઇ શકે ?

પૂ. પ્રાણલાલજી મહારાજશ્રીના ઉપદેશથી અનેક જૈનશાળાઓ સજીવન થઈ હતી અને અનેક નવી શરૂ થઇ હતી. તેમના ઉપદેશથી રાજકોટ, જામનગર, ગોંડલ અને રાણપુર એમ ચાર શહેરોમાં "ગોંડલ ગચ્છાધિપતિ પૂ. શ્રી ડુંગરસિંહજી પુસ્તકાલય" નામથી મોટા પુસ્તકાલયોની સ્થાપના થઇ હતી. અત્યારે વડિયામાં સુંદર પ્રગતિ પામનાર "તપસ્વીજી માણેકચંદ્રજી જૈન વિદ્યાલય"માં પ્રાણ પૂરનાર તેઓશ્રી હતા. આમ જૈન શાસનની અપૂર્વ શાન વધારતાં "સૌરાષ્ટ્ર કેસરી" પૂ. શ્રી પ્રાણલાલજી મહારાજ સાહેબે તેમની સંયમયાત્રાનુ ૩૭મું ચાતુર્માસ પોતાની દીક્ષાભૂમિ બગસરામાં કર્યું. આ અંતિમ ચાતુર્માસની સમાપ્તિ પછી, સંવત ૨૦૧૩ના માગસર વદ તેરશના સવારે સાડા સાત વાગ્યે તેઓશ્રી કાળધર્મ પામ્યા. જૈન શાસનના એક યુગ પુરુષને શોભે તે રીતે સંયમ યાત્રાના ૩૭ વર્ષ પસાર કરી જે ભૂમિ સંયમ ગ્રહણ કર્યો હતો તે ભૂમિ પર જ છેલ્લો વિશ્રામ પામ્યા. જાણે જગતને ત્યાગ અને વૈરાગ્યનો સંદેશ આપવા નીકળેલો આત્મા પુન: ચિર શાંતિમાં સમાઇ ગયો. આ ઓજસ્વી મહાન આત્માને આપણા કોટી કોટી વંદન.

0—0

# બા. બ્ર. પૂ. શ્રી ગિરીશચંદ્રજી મહારાજનો સંક્ષિપ્ત પરિચય

ન કોઇના પર રાગ કે ન કોઇના પર દ્વેષ-કેવળ 'બહુજન હિતાય બહુજન સુખાય'ની મંગલકારી ભાવનાને ભાવતા, પોતાની અનોખી જીવનસૌરભથી ધરતીના હૈયાને મહેકાવતા સંતો પોતાના જીવન કર્તવ્યને સન્મુખ રાખી વિચરતા રહે છે અને સમષ્ટિના કલ્યાણના ઉચ્ચ ધ્યેયથી, ન કોઇના છતાં સૌના બની, પ્રેમ કરુણાના અભિસિંચન કરતા, પોતાની આંતઅનુભૂતિઓમાંથી પોતાને સહજ પ્રાપ્ત જ્ઞાનને વિતરીત કરતા રહે છે. માનવજીવન પર સંતોના મહાન ઉપકારો છે.

આવા જ પરમ ઉપકારી, જન હિતકારી મહા સંત છે બા. બ્ર. પૂ. શ્રી ગિરીશચંદ્રજી મહારાજ.

ગોંડલ ગચ્છની પરંપરાના જ્યોતિર્ધર એવા બા. બ્ર. પૂ. ગિરીશચંદ્રજી મહારાજનો જન્મ વિ. સં. ૧૯૮૪ના ચૈત્ર વદ-૯ ને રવિવારની રાત્રિના તૃતિય પ્રહરની પરિસમાપ્તિમાં ને બ્રાહ્મમુહૂર્તના અનુસંધાનમાં, સૌરાષ્ટ્રના ગોમટા નામના એક નાનકડા ગામડામાં, અતિ સાત્વિક, પવિત્ર અને ધર્મપરાયણ માતા ઝમકૂબાઇની કૂખે, પિતા મણીલાલ કાનજી શેઠને ત્યાં થયો હતો.

શ્રી શ્વે. સ્થાનકવાસી જૈનસંઘની યુવાન પેઢીના આ આશાસ્પદ સંતનું બાળપણનું નામ ભૂપત હતું. 'પુત્રના લક્ષણ પારણામાં' તેમ ભાવિના આ મહાન સાધુનો પ્રત્યેક સંસ્કાર બચપણથી જ તેના ભાવિના અંતર્નિહિત નિર્માણને પ્રગટ કરતો હતો. જાણે તેમનો જન્મ જ સાધુતાને શોભાવવા, જૈનધર્મનો ઝંડો લહેરાવવા, જૈન શાસનની શાન બઢાવવા માટે જ થયો હતો.

બચપણથી જ ધર્મની લાગેલી લગનીએ તેમને શાળાના અભ્યાસમાં રસ ન પડવા દીધો અને પાંચ અંગ્રેજી સુધીનો અભ્યાસ માંડ માંડ પૂર્ણ કરી તેમણે હંમેશને માટે શાળાકીય અભ્યાસને તિલાંજલિ આપી દીધી.

લઘુવયમાંથી જે ભાવ પ્રગટ્યો તે સાધુસંતોના સતત સમાગમે વધુ પ્રબળ બન્યો. તેમાંયે 'સૌરાષ્ટ્ર કેસરી' બા. બ્ર. પૂ. શ્રી પ્રાણલાલજી મહારાજની પ્રેરણાદાયી વાણી અને વૈરાગ્યપૂર્ણ જીવનના પ્રભાવથી તે વધુ પરિપુષ્ટ બન્યો અને પંડિત રત્ન બા. બ્ર. પૂ. જયંતિલાલજી મહારાજની દીક્ષાથી તે એથીયે વધુ ઉદ્દીપ્ત બન્યો અને આખરે ગોંડલગચ્છની પરંપરામાં તેમને એક તેજસ્વી સાધુ તરીકે પ્રતિસ્થાપિત કરવામાં તે પૂર્ણ પરિસહાયક બન્યો.

વિ. સં. ૨૦૦૯ના માગસર સુદ-૧૦ ના રોજ કલકત્તામાં પૂ. શ્રી જગજીવનજી મહારાજની પુનિત સંનિધિમાં, પંડિત રત્ન પૂ. શ્રી જયંતિલાલજી મહારાજના શ્રીમુખથી દીક્ષાનો પાઠ ભણી, સ્થાનકવાસી સમાજના સાધુ તરીકે બહાર આવી તેઓ બંગાળ, બિહાર, ઓરિસ્સા, મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર ગુજરાત, સૌરાષ્ટ્ર એમ ભારતના અનેક પ્રદેશોમાં વિચર્યા છે. ૨૪ વર્ષની ભરયુવાન વયમાં સંયમ ધર્મને સ્વીકારીને બા. બ્ર. પૂ. શ્રી ગિરીશચંદ્રજી મહારાજે આત્મકલ્યાણ

અને ધર્મની પ્રભાવના માટે ઘણો ઘણો પુરુષાર્થ ખેડયો છે. ભારતભૂમિના ભૂતળ પર વિચરી તેમણે પચ્ચીસ પચ્ચીસ ચાતુર્માસ કર્યા છે જેમા તેમણે ધર્મની અનુપમ લ્હાણુ કરી છે, તપ-ત્યાગની હેલી વર્ષાવી છે, તપશ્ચર્યાઓની અત્યુત્તમ પ્રેરણા આપી છે અને સ્વપર કલ્યાણની મહદ્ ભાવનાને મૂર્તિમંત કરી છે.

૪૯ વર્ષની પ્રૌઢ વયના આ મહા સંત દીક્ષા પર્યાયના ૨૪ વર્ષ પૂર્ણ કરી ૨૫ મા વર્ષમા પ્રવેશી ચૂકયા છે. જે મહા હેતુને માટે આ સ્થવીર સાધુએ વીતરાગનો પથ લીધો હતો તે હેતુને પરિપૂર્ણ કરવા તેઓ આજે જીવનની પળેપળ ખર્ચી રહ્યા છે. ઘાટકોપરને આંગણે ચોવીસમું ચાતુર્માસ કરી તેમણે જે ધર્મઉદ્યોત કર્યો તે સ્થાનકવાસી સમાજનું બચ્ચું બચ્ચું જાણે છે. ઘાટકોપર શ્રી સંઘે તેમની દીક્ષા રજત જયંતિ ઊજવીને અનુપમ લ્હાવો પણ લીધો-

પ્રેમ અને કરુણાની મૂર્તિ સમા આ સાધુના વ્યકિતત્વમાં અનેરો પ્રભાવ છે. સર્વાંગની સુંદરતા જેમ તેમની બાહ્ય પ્રતિભાનું એક પાસું છે તેમ જ્ઞાનનું ઊંડાણ, વાણીમાથી નીતરતું માધુર્ય, હૃદયમાંથી નિર્ઝરતું વાત્સલ્ય અને ઉચ્ચત્તમ સાધુજીવનની તેજસ્વીતા તેમની આંતરીક પ્રતિભાનું બીજું પાસું છે. આ મહાપુરુષ પાસે સામાને પોતાના કરી લેવાની કળા છે ! તેમના ચરણોમાંથી ઊઠવાનું મન ન થાય એવી સાત્વિક મોહકતા તેમનાં સાંનિધ્યમા વિલસે છે ! તેમની રીત અનોખી છે, તેમનો પ્રેમ નિરાળો છે, તેમના આદર્શો અનેરા છે, તેમનુ સાધુત્વ અજોડ છે, તેમનું માર્ગદર્શન કલ્યાણકારી છે !

કોઇ પણ વિષય હોય-વિદ્યાર્થીઓને કહેવાનું હોય કે શિક્ષકોને, નાગરિકોને કહેવાનુ હોય કે નેતાઓને, બાળકોને કહેવાનું હોય કે વડીલોને, પોતાની લાક્ષણિક શૈલીથી તેઓ નિઃસંકોચપણે દરેકને કહે છે. બાળકો ભાવિના નાગરિકો છે અને તેથી બાળકોના સંસ્કાર ઘડતરમા તેમને ઊંડો રસ છે. બાળકોના સંસ્કાર ઘડતરને લક્ષમાં લઇને તેમણે જુદે જુદે પ્રસંગે 'જીવન પ્રાણ સંસ્કાર સંવર્ધન માળા'ની જુદી જુદી શ્રેણીઓ બહાર પાડી છે અને આપણાં શાસ્ત્રના આદર્શ પાત્રોને તે શ્રેણીઓમાં આલેખી બાળકોને માટે મૂકયાં છે.

બે પાનાંના તેમના પરિચયમાં શું આલેખીએ ? કેટલું આલેખીએ ? આજે અહીં તો એટલું જ કહીશું કે આપણી ધર્મધૂરાના વાહક આ પ્રતિભાસંપન્ન સંત આપણાં સંપ્રદાયની, આપણાં સમાજની શાન છે, ગૌરવ છે, મહારત્ન છે !

આપણાં સમાજના શાનરૂપ, જ્ઞાનરૂપ, પ્રેમરૂપ એ સાધુને આપણા ભાવની અંતરઅંજલિઓ અર્પી તેમનાં દીર્ઘાયુને વાંચ્છીએ-

—०—

## મધુર વ્યાખ્યાની બા. બ્ર. પૂ. શ્રી ગિરીશચંદ્રજી મહારાજના સંસારી માત-પિતા

સ્વ. માતુશ્રી ઝમકુબાઇ મણીલાલ શેઠ



દેહવિલય : તા ૨૧-૬-૧૯૬૯

સ્વ. પિતાશ્રી મણીલાલ કાનજી શેઠ



દેહવિલય : તા. ૫-૧-૧૯૬૧

વદનં પ્રસાદ સદનં, સદન હૃદયં સુધામુચો વાચઃ ।
કરણું પરોપકારણું યેષાં કેષાં ન તે વન્દ્યાઃ ॥

જેમનું મુખ પ્રસન્નતાનું ઘર છે, હૃદય દયાનું નિવાસ છે, વાણી અમૃત વરસાવનારી છે અને પરોપકાર જેમનું નિત્ય કર્મ છે એવા આત્માઓ કોને વંદનીય નથી ?

આવા ગુણોથી યુક્ત બા. બ્ર. પૂ. શ્રી ગિરીશચંદ્રજી મહારાજ જેવા જૈનસમાજના અમૂલ્ય રત્નસમા પુત્રને શાસનને ચરણે સમર્પિત કર્યા એવાં ધર્મપ્રેમી, ઉદાર અને હંમેશાં દયા, દાન, તપમાં રત રહેતાં પરમ ઉપકારી માતપિતાને કોટિ કોટિ વંદન હો !

લિ.

જદુલાલ મણીલાલ શેઠ
જયંતિલાલ મણીલાલ શેઠ
મનસુખલાલ મણીલાલ શેઠ
કાંતિલાલ મણીલાલ શેઠ
મણીલાલ કાનજી એન્ડ સન્સ-ગોંડલ

**શ્રી હીરાલક્ષ્મીબેન કેશવલાલ શેઠ**
**રાજકોટવાળા.**



દુખી બહેનોનાં દુઃખો
મટાડતાં નિશદિન તમે;
સતત કર્તવ્યપરાયણ રહી
સાદાઇમાં રહેતાં તમે.

હૈયું સુકોમળ ને સ્નેહભીનું
દયાભીનું દિલ છે તમારું;
દૃઢ સંકલ્પ સાથ કર્તવ્યનિષ્ઠા
નમે તમ ગુણોને ઉર અમારું.

**તપસ્વી શ્રી વ્રજકુંવરબેન ન. ગાંધી**
**-દામનગરવાળા- ઉ. ૧ ૭૪**



માસખમણ મહાતપ મહોત્સવપૂર્વક
ને અનેકવ્રત વિધિપૂર્વક કર્યાં
કરી સામાયિક પ્રતિક્રમણ પૌષધ ઉપવાસ
ને આજીવન લીલોતરીને પરહર્યાં.

વાળી જીવનને ઉત્કૃષ્ટ પથે
સંસાર સાગરે તરી રહ્યાં
શું વખાણીએ અમે તમને
ઓ ભવ્યાત્મા શ્રી વ્રજકુંવરબેન !

સ્વ. શ્રી અબાબેન કપુરચંદ દલાલ
ઉ. વ. ૮૧



જન્મ સ્થળ : જેતપુર

દેહવિલય : તા. ૭--૯-૧૯૬૯ મુંબઇ

સ્નેહ, સહિષ્ણુતા ને સજ્જનતાના
ત્રિવેણી તીર્થ સમા માત તમે!
કર્યા પરમ ઉપકાર અનંત અમ પરે
જીવ્યાં બની અમ ગૃહની અંબા ખરે!

આપના પુત્રો

સ્વ. શ્રી ઉજમમા સુંદરજી દોશી



દાન કાજે ધર્મ કાજે
રાખતાં અંતરે ઉજમ,
દુઃખીના દુઃખ દૂર કરવા
રાખતાં હૈયે ઉજમ

સંત સતીના સન્માન કાજે
ધરતાં ઉરમાં ઉજમ;
દાતા દયાળુ ઓ ઉજમ માતા!
યથા નામા તથા ગુણા આપના.

આપનો પરિવાર

સ્વ. શ્રી દિવાળીબેન છગનલાલ ગોડા



સરખાં ગણી સૌને તમ દૃષ્ટિમા
વૈરભાવ ધર્યાં ન કદી આ સૃષ્ટિમાં
બની સાદાઇ ને સ્નેહના દીપક સમા
નામ સાર્થક કરી જીવ્યાં તમે અમ્મા!

આપના પુત્રો

ગં. સ્વ. શ્રી હેમકુંવરબેન જુઠાલાલ શાહ
બાબરાવાળા



રાખીને દિલ સાફ નિરંતર
તમે પ્રેમથી પ્રભુભક્તિ કરી
અળગી કરી આશા પરાઈ
અરિહંતની તમે એક આશા કરી.
ઓ ધર્મપ્રેમી વાત્સલ્યમૂર્તિ મા!
નમ્રતા તમારી તો શી કહું?
'વસુધૈવ કુટુંબકમ્' જીવી રહ્યા તમે
વાર વાર પ્રણમીએ તમને અમે

આપના પુત્રો

स्व. श्री हरकुंवरबेन परसोत्तम दोशी
उ. व. ७५



સ્વર્ગવાસ: તા. ૨૧-૯-૭૫

ભૂખ્યાં જમાડીને પોતે જમે છે
ધરમનીમમાં રહીને સૌને નમે છે
સંત સાધુની સેવા જેને ગમે છે
વહી સંકટો અન્યના જે ખમે છે
દુઃખો હર કોઈના જે હરે છે

એવાં સદા સાંભરે શીલ સૌજન્ય
ને સ્નેહમૂર્તિ માત હરકુંવરબેન !

આપના પુત્રો

સ્વ. શ્રી લાભકુંવરબેન ભીખચંદભાઈ ગોડા



સ્વર્ગવાસ: તા. ૨૮-૩-૭૦

સૌમ્ય શાંત ને ગુણગ્રાહી
રહેતાં રત ત્યાગ તપ ને ધર્મમાંહી
સૌના કુશળ ક્ષેમ ને લાભની ભાવના
રમતી ઉરે તમ એ જ મંગલમયી કામના-

આપનો પરિવાર

સ્વ. શ્રી મોંઘીબેન કરસનજી કામદાર



સેવાભાવી અને સાચાં
આચાર સાથે વિચારમાં
માતા અને ભગિની સમાં
હેતાળ તમે વહેવારમાં.

ધર્મ પહેલો પછી બીજું
ટેક એવી દૃઢ શ્રદ્ધાની ધારી
માનવભવની મળેલી જિંદગીને
મોંઘી કરી જીવ્યાં તમે નેકધારી

આપના કુટુંબીજનો

સ્વ. શ્રી કડવીબાઇ પાનાચંદ તેજાણી



સાદાઈમાં સરસાં રહ્યાં
ને મનડાં મીઠપે ભર્યાં
કરકસર શ્રમરત રહ્યાં
ને આત્મશ્રદ્ધાથી જીવન તર્યાં

સ્નેહ વાત્સલ્યની સૌરભ પ્રસરાવી
પામ્યાં તમે પ્રતિષ્ઠા સવાઈ
આવાં ગુણીજનોનાં જગમાં
ગુણલાં ગવાયે એમાં શી નવાઈ?

આપના કુટુંબીજનો

સ્વ. શ્રી વ્રજકુંવરબેન પરસોત્તમ ઘાટલિયા



સૌજન્યમૂર્તિ ને દીનત્રાતા
મિષ્ટવાણી ને દિલ દરિયાવ દાતા
અહર્નિશ ધારી હૈયે અનુપમ શાતા
સૌને પ્રેમના અમૃત પાતાં

આપનો પરિવાર

સ્વ. જશોદાબેન જેચંદ દોશી



નાનાં અને મોટાં બધાં
જશગાન ગાતાં આપનાં
જશની પતાકા ફરકતી
ગુણગાન ગાતી આપનાં
જશનામી બની જે અવતરે
જશ આવી તેને સહજ મળે
તોયે આપી જશ અન્યને જીવે
તે જ કહેવાય છે 'જશોદા'

આપનો પરિવાર

| સ્વ. નર્મદાબેન શામળજી ઘેલાણી | સ્વ. વસંતપ્રભાબહેન રવિચંદ શાહ |
| --- | --- |
|  |  |

દીનજનોના દાનદાતા
અભ્યાગતોના શાંતિદાતા
દુઃખીજનોના ધૈર્ય દાતા
ને સંતપ્તજનોના નર્મદાતા

કરી સત્કૃત્યો સૌહાર્દથી
પીડિતજનોની પીડા હરી
ધન વાપર્યું તમે વિવેકથી
સુવાસ સઘળે દીધી ભરી.

આપના કુટુંબીજનો

જન્મ : તા. ૯-૨-૧૯૧૧

દેહવિલય તા ૧૨-૧-૧૯૭૧

પચ્ચખાણ લીધા
આલોયણા કીધા
અને દેહવિલયે
ચક્ષુદાન દીધાં

સંયમ સદાચાર સરળતાથી જીવ્યાં
પ્રસરાવી વસંતની પ્રભા સ્વજનમાં

આપના કુટુંબીજનો

સ્વ. શ્રી નવલબેન વચ્છરાજ દોશી
કુંકાવાવવાળા ઉ. વ. ૮૦



સ્વર્ગવાસ : સં. ૨૦૨૩ ભાદરવા સુદ ૩

ઓ કરુણામયી સ્નેહમયી મા !
દયામયી દેવી તું દીન જનની
મહાધરિત્રી તું ધર્મભાવની
મુજ જીવનની ગંગા તું પતિતપાવની

○ હે જનની ! મારા જીવન પર તારા જે અસીમ ઉપકારો છે તેને હું કેમ ભૂલી શકું ?

જેવી તારી મમતા હતી એવી જ તારી સમતા હતી. જેવી તારી ધર્મભાવના હતી એવી જ તારી મંગલ કામના હતી. તારી આ ભાવનાઓને મારા અંતરતમ ભાવો વડે હું અભિવંદું છું.

તારો સદાનો ઋણી પુત્ર

વિલેપાર્લા

વનેચંદ દોશી

સ્વ. વીરેન્દ્રકુમાર બી. દોશી–માટુંગા
(ધુનાવાળી મોણપરીવાળા)



જન્મ
૧૯–૩–૫૫

દેહવિલય :
૧૮-૯-૭૫

રે આવી આવી મદભર મસ્ત જવાની
પણ શું ચાર દિનનું ચાંદરડું એ થવાની
કે આવી આવીને ઘડીકમાં ચાલી જવાની ?
વસંતની મહેક શી પમરી ન પમરી ત્યા
હાથતાળી દઈ શું એ પાનખર થવાની ?

ના, ના એવી ક્રૂરતા ના કદી કોઈ આચરે
છીનવી કોઇ માતપિતાના લાડીલાને
ના ; કદી કોઈ તેને નિજ અંકે ધરે
ત્યારે ઓ કરપીણ ક્રૂર કાળ !
આવી નિષ્ઠુર કરણી તું કાં કરે ?

સ્વ. શ્રી અમૃતલાલ જ. મઢીઆ
દલખાણીયાવાળા



આંખો નીતરતી અમૃતે ને
અંતર ભરી અખૂટ દયા
દરિદ્રીમાં દરિદ્રનારાયણને
નિશદિન તમે નીરખી રહ્યા
માનવતાની મહેક
સાચેસાચ આપ પ્રસરાવી ગયા !

સ્વ. શ્રી લક્ષ્મીચંદભાઈ રાઘવજી સંઘરાજકા



જન્મ : વિ. સં. ૧૯૯૩
દેહવિલય : ૧૦–૧–૧૯૦૬

જાણીતા દાનવીર સંઘરાજકા
લક્ષ્મીચંદ ધીર વીર સંઘરાજકા
સજ્જન સુજન ગંભીર સંઘરાજકા
અંતર ઉજ્જવલ અમીર સંઘરાજકા
દાન દેવામા જન સેવામાં
હૈયાનાં નીચોવ્યાં હીર
સંઘરાજકા લખમીચંદના
વર્તન વાણી ગંગાનીર--

## શ્રી ચુનીલાલભાઈ મૂળજી મોટાણી



શ્રી ચુનીલાલભાઇમા ધર્મના સંસ્કારો સાથે સ્વભાવની સરળતા અને નિખાલસતાનો સુંદર સુમેળ થયો છે તેમના હૈયામા દયા અને દાન સહજ છે. તેઓ દશાશ્રીમાળી જૈન ભોજનાલયના ટ્રસ્ટી અને ઉપપ્રમુખ છે તેમજ દશા શ્રીમાળી સેવા સંઘના ટ્રસ્ટી છે.

સમાજ સેવાના કાર્યમા તેઓ સદાય ઉત્સાહી અને તત્પર છે. તેમનુ જીવન સાદગીભર્યું છે પુણ્ય યોગે પોતાને પ્રાપ્ત લક્ષ્મીનો તેઓ સુંદર સદ્ઉપયોગ કરે છે.

દાન પુણ્યે લક્ષ્મીનો
ઉપયોગ કરતા આવડયું;
શ્રેષ્ઠી બની ઉત્સાહથી
જનશ્રેય કરતાં આવડયું.

અંતરે નિખાલસતા સરળતા
ધર્મ સંસ્કારો ભર્યાં
રહી સાબદા સત્કાર્યે
સેવાકાર્ય પણ સો સો કર્યાં

## સ્વ. દિલીપકુમાર ધીરજલાલ હેમાણી



જન્મ તા ૨૧-૪-૧૯૫૦ દેહવિલય તા. ૨૫-૪-૭૫

મંગલ મંદિર ખોલો દયામય !
મંગલ મંદિર ખોલો !
જીવનવન અતિ વેગે વટાવ્યુ
દ્વાર ઊભો શિશુ ભોળો
પ્રેમે અમીરસ ઢોળો
દયામય ! મંગલ મંદિર ખોલો...

સૌજન્ય ને શીલ ઉત્તમ તમારાં
વિસર્યાં ન વિસરાય ગુણો તમારા
યુવાની જયા આવી
ત્યા અલ્પ સમયે તમે
અમારાથી ચિર વિદાય લીધા !

સપ્રેમ સાદર શ્રદ્ધાંજલિ આ
અર્પણ... સમર્પણ.
સ્વીકારજો અમ કુટુંબીજનના

હેમાણી પરિવાર

સ્વ. શ્રી રણછોડદાસ માણેકચંદ શાહ
( સરંભડાવાળા )



સ્વ. શ્રી વનમાળીભાઇ કેશવજી ટીંબડીયા
( બીલખાવાળા )



આપે અમારા જીવનમાં ધાર્મિક સંસ્કારોનું સીંચન કરી અમારા જીવનને સન્માર્ગે લઇ જવામાં ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે અને તે બદલ અમો આપનાં ભવોભવનાં ઋણી છીએ.

આપના યત્કિંચિત ઋણ તર્પણમાં સ્મૃતિરૂપે પ્રવચન પ્રકાશન માટેનો સહકાર આપી સંતોષ અનુભવીએ છીએ.

આપના પુત્રો
મણીલાલ ભાઇલાલ
મગનલાલ રતિલાલ

અંતરમા ઉત્તમ અરમાનો
આવી આવી ઉભરાય
વાણી વર્તન દર્શન વચને
વનમાળી શ્રેષ્ઠી પરખાય

સાચા ભ્રાતા
સાચા દાતા
દીન દુઃખીના
સાચા ત્રાતા
સૌને પૂછે શાતા—

**શ્રી વીરચંદભાઈ મીઠાલાલ મહેતા**
**જામનગરવાળા**



૬

શ્રી વીરચંદભાઈ ઓછું ભણ્યા હતા પરંતુ વ્યાપારી કુનેહ અને દીર્ઘ દૃષ્ટિને લીધે નાની વયમાંથી જ ધંધામા જોડાયા. અઢાર વર્ષની ઉંમરે તો આફ્રિકા ગયા. નવો દેશ, નવી ભાષા, નવા લોકો હોવા છતા મુશ્કેલીઓ વેઠીને પણ થોડા જ સમયમા તેમણે કાપડનો વેપાર શરુ કર્યો અને મોટો સ્ટોર નાખ્યો.

ધર્મ પ્રથમ અને ધંધો પછી એ જીવનનો મુદ્રાલેખ સમજી પો . જાતે મહેનત લઇ અથાગ ભોગ આપી, સ્થા. જૈન ભાઇઓના સહકારથી તેમણે કંપાલામા એક ભવ્ય ઉપાશ્રય બંધાવ્યો.

પોતે શ્રી વીરચંદ મીઠાલાલ ચેરીટી ટ્રસ્ટ કરેલ છે. ઉપરાંત જામનગરમા એમના દાનથી આર્ટ્સ અને કોમર્સ કોલેજ શરુ કરવામાં આવી છે. પોતાના વતન લાલપુર (જિ. જામનગર)મા પણ તેમણે ઉપાશ્રય બંધાવેલ છે. તેમની પ્રત્યેક પ્રવૃત્તિમા તેમનાં પત્ની અ.સૌ. નવલબેનનો તેમને પૂર્ણ સહકાર મળેલ છે. શ્રીમતી નવલબેને અનેક તપશ્ચર્યાઓ કરી છે. વાલકેશ્વર ઉપાશ્રયમા એનું મકાન બાંધવામા તેમણે રૂા. ૨૫ ૦૦૦નું દાન કરેલ છે.

ગીતાંજલિ
વાલકેશ્વર મુંબઇ–૬

**સ્વ. શ્રી વસનજી પુરુષોત્તમ લાઠિયા**
**મેંદરડાવાળા**



તમે જે કહેલું, તે છે હૈયે રહેલું
તમારું જીવન તત્ત્વજ્ઞાને ભરેલું.

જેમણે સભ્યતા, સૌમ્યતા, સાદાઇ, સદાચાર અને સત્યના પંથે કુટુંબીજનોની પ્રગતિ માટે ઉચ્ચ સંસ્કાર તથા માનવ સેવાની ઉચ્ચ વૃત્તિ વારસામાં આપી તેવા પ્રાતઃસ્મરણીય વડીલને વંદન !

લાઠિયા રબ્બર પ્રા. લિ.
સાકી નાકા–અંધેરી રોડ
કુરલા–મુંબઇ ૭૨ AS

સ્વ. શ્રી નરભેરામ દેવચંદ દેસાઈ
બગસરાવાળા ઉ.વ. ૯૮



દેહવિલય તા. ૧૨-૧૨-૧૯૭૬

જુઓ ! છે નમુનેદાર શ્રદ્ધા
દેવ ગુરુ ને ધર્મ તણી,
શીખ સદા સૌ લેતા રહેજો
કરણી કરી આ ભવ તણી !

સો સો શરદ પૂરી થતાં
સાચે જ સ્વર્ગે સંચર્યા

દુર્બળ દુઃખીના દુઃખ હરવા
દાન ધર્માદા કર્યા

વસ્ત્રો દીધાં વપુ ઢાંકવા
ને અન્ન દીધાં આરોગવા

કલ્યાણ કીધું આપે સર્વનું
નર નિર્ભય નરભેરામ !

સ્વ. શ્રી કાનજી કરસનજી ઘેલાણી
( વાંકિયાવાળા )



જન્મ: ૨૧-૨-૧૮૮૦ સ્વર્ગ: ૨૮-૮-૧૯૫૨

કટુવચન કોઈને ના કહેતા
સમદૃષ્ટિથી સૌને જોતા
જૈન ધર્મ પ્રેમી જન જ્ઞાની
ઘટ ઘટ પ્રભુને જોતા.
સદાય સત્ત્વગુણી ગુણવંતા
વાણી અમૃત સરવાણી
જય અરિહંત જપંતા જીવ્યા
દાતા દાની ઘેલાણી-

શ્રી હેમચંદ કરસનજી દોશી



સ્વ. શેઠ છોટાલાલ મોરારજી
વેકરીવાળા



મોંઘો મળ્યો આ દેહ માનવનો તમે જાણી શકયા
'ધર્મ રક્ષતિ રક્ષિતઃ' એ સૂત્રને જાણી શકયા
અહિંસા દયા તપ ત્યાગ શ્રાવક ધર્મને જાણી શકયા
અન્ન વિદ્યાદાન સાચું દાન તે જાણી શકયા

પ્રેરતી સન્માર્ગ સૌને સાદી શિખામણ આપની
મન ઠારતી સૌનાં મીઠી વાણી વિશદ આપની
ભૂલાય ના કોઈને કદી એવી ભલામણ આપની
યાદ પલ પલ આવશે સ્નેહાળ યાદી આપની

હેમચંદ એન્ડ કો.
વિલેપાર્લા—વેસ્ટ

સંપત્તિનો સદ્વ્યય સદા
ઔદાર્યથી આપે કર્યો,
નિજ ધર્મ કાજે દીન કાજે
દિલ દયા ઉદધિ ભર્યો.

મન મોકળું મૂકી રૂડું
ધન વાપરી જાણ્યું તમે
છોટા નહીં મોટા કહું
કહું દાનવીર સાચા તમે–

સ્વ. મોહનલાલ દુર્લભજી ટીંબડીયા
(બીલખાવાળા)



દેહવિલય : તા. ૧૧-૪-૬૮ બીલખા

આપ્તજન જેવા બનીને
ખબર અંતર તમે પૂછ્યા
સતી ને સંત સાધુને
વિનય વિવેકથી તમે પૂજ્યા
હતું તન દૂબળું તો યે
પુનિત મન આપનું મોટું -

આપના કુટુંબીજનો

સ્વ. મૂળજીભાઇ મહેતા



| જન્મ : | દેહવિલય : |
|---|---|
| વિ. સં. ૧૯૫૯ | વિ. સં. ૨૦૨૬ |
| માગસર સુદ-૬ | મહા સુદ ૨ |

મહાવીરની માળા મહેતા સદા મુખે જપતા હતા
'હાથે તે સાથે' આવશે કહી પુણ્ય કાર્ય કરતા હતા.
રોતાં ને છાનાં રાખી દુઃખીના આંસુડાં લૂછતા હતા.
રાખી દિલદ્વાર ખુલ્લાં સૌનાં ખબર પૂછતા હતા.

ભૂલાય કેમ રે આવા સજ્જન ?
વિસરાય કેમ રે આવા સ્વજન ?

આપના પુત્રો

સ્વ. કેશવલાલ તલકચંદ શેઠ
રાજકોટવાળા



સંપત્તિ કરતાં સદ્‌ગુણોને
પ્રાપ્ત કરજો- કહી ગયા
આત્મોન્નતિ ક્યારે કરીશું
એવી ઉત્તમ શીખ દઈ ગયા-

શુભ કાર્યો કીધાં, દાન દીધાં
ધનવાન ધન ખરચી ગયા
અહા, કેશવ! તમે માનવ સ્વરૂપે
દેવી જીવન જીવી ગયા!

સ્વ કેશવલાલ ભગવાનજી બખાઇ
ધોરાજીવાળા ઉ.વ. ૮૨



દેહવિલય: રાજકોટ તા. ૨૫-૭-૧૯૬૯

મીઠી નજરથી માનવીઓને
માનવતાથી જોતા'તા
કેશવ કરુણા દષ્ટિ તમારી,
સમાનભાવે જોતા'તા.

દુર્ગુણ કોઇના જોતા ના,
સદ્‌ગુણ બધાના જોતા'તા
જીવમાત્રમાં જિનેન્દ્રજીને
સેવકભાવે જોતા'તા.

સ્વ. શ્રી હીરચંદભાઇ કચરાભાઇ મકાણી
રાજકોટવાળા



જન્મ : ઇ. સ. ૧૮૮૧ — સ્વર્ગ : રાજકોટ તા. ૨૫-૬-૧૯૬૯

લોકપ્રિય મૂકસેવક શ્રેષ્ઠી ધર્મવીર શ્રી હીરચંદભાઇ
એમ.બી.ઇ. ઇલકાબ પામ્યા કર્મવીર શ્રી હીરચંદભાઈ
કઠિન તપશ્ચર્યા-તપ કીધાં, દીધાં દાન અને જ્ઞાન
એકટાણું ઉપવાસ વરસીતપ કીધાં મનન ધર્મ ધ્યાન

જીવનના તાણાવાણામાં
સેવા સાદાઈ વણી લીધી
શુદ્ધિ સમાધિ પ્રભુ સ્મરણમાં
અંતિમપળ ઉજ્જવળ કીધી

દિલ ઉદાર દાતા ! આત્મસાધના ભાવે તમે કરી
અમરનામની સુવાસ તમારી રહેશે સદા ભરી ભરી-

સ્વ. શ્રી મણીલાલ જેસીંગભાઇ પુનાતર



જન્મ : ૨૬-૧૦-૧૮૯૩ સ્વર્ગ ૩-૪-૧૯૭૩

જેમના મુખ પર સદાયે પ્રસન્નતા પ્રસરી રહેતી, ગરીબો પ્રત્યે જેમનાં દિલમા અથાગ કરૂણા ભરી હતી, પોતાના સંતાનોના સંસ્કારો પ્રત્યે જેમની પૂરી જાગૃતિ હતી અને એ જ જાગૃતિને કારણે આજે અમે જે છીએ તે બની શકયા આવા પરમ ઉપકારી પૂજ્ય પિતાજીને અમારા કોટિ કોટિ વંદન હો-

આપના પુત્રો

卐 ॐ अर्हम् 卐

# મંગલનો મહિમા

जो देवाणं वि देवो ज देवा पंजलीनमसंति ।
तं देवादेव महिय सिरसा वन्दे महावीर ॥

अज्ञान तिमिरान्धानां ज्ञानाञ्जन शलाकया ।
चक्षुरुन्मिलितं येन तस्मै श्री गुरवे नमः ॥

આ મંગલ સ્તુતિ છે. મંગલનો અર્થ જ म पाप गलयति એટલે म અર્થાત્ પાપને જે ગાળી નાખે, ધોઈ નાખે તે. મનનો સ્વાભાવિક નિયમ છે કે, જે પણ મંગલ હોય તે વિષેના ભાવો જો તેનામા સઘન અને પ્રગાઢ થઈ જાય, તો તેને મેળવવાની કલ્પના અને આકાક્ષા પણ તેનામાં ગહન થતી જાય છે. આ જ કારણથી ગૃહસ્થીઓ પ્રાત ઉત્થાન પછી, નિયમિતપણે अरिहंता मगलं, सिद्धा मगल, साहू मगलं, केवलीपन्नतो धम्मो मंगलम् નો માગલિક પાઠ સાધુ ભગવંતોના શ્રીમુખેથી શ્રવણ કરી, કૃતકૃત્યતા અનુભવે છે.

પ્રકૃતિનો નિયમ છે કે, આપણા અંદરમાં જે પ્રાણ શરીર છે, તેમાં જે વસ્તુ પહેલાં બી રૂપે જન્મે છે, તે જ વિશાળ વૃક્ષના બૃહદ્ આકારને ધારણ કરી, પ્રત્યક્ષ દૃષ્ટિગત થઇ, ભૌતિક શરીર સુધી વિસ્તરી જાય છે. "जहाअंतो तहा बहिं" શ્રી આચારાગસૂત્રની આ જે સૂક્તિ છે તેનું તાત્પર્ય જ એ છે કે, પ્રશસ્ત અથવા અપ્રશસ્તને જન્મ આપવો હોય ત્યારે સર્વ પ્રથમ પ્રાણ-શરીરમાં તે તે બી આરોપિત થાય છે અને કાલાંતરે આરોપાયેલાં તે બીજો સ્થિતિ, સંયોગ, વાતાવરણ, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને અનુલક્ષી વૃક્ષના સ્વરૂપમાં અંકુરિત અને પ્રસ્ફુટિત થાય છે. બાહ્ય વ્યવહારમાં જે દેખાય છે તે અંદરના પ્રાણ-શરીરમાં સૂક્ષ્માતિસૂક્ષ્મ રૂપે જન્મેલા બીનો જ ક્રમિક વિકાસ છે

અરિહંત મગલ છે, સિદ્ધ મગલ છે, સાધુ મંગલ છે, કેવલી પ્રરૂપિત ધર્મ-એટલે જેમણે પોતાની જાતને જાણી, ઉપલબ્ધ કરી, મેળવી એવા કેવલીઓ વડે પ્રરૂપિત ધર્મ પણ મંગલ છે. આ બધી તો માત્ર મંગલની ભાવના છે, ધારણા છે. પરંતુ મગલના આ ભાવો જો અંતસ્પર્શી થઈ જાય, પ્રાણોને આવરી લે અને ક્રમિક રીતે ઊંડાણમાં અવકાશ મેળવી લે, તો વગર શ્રમે મગલની કામના અને આકાંક્ષાના શ્રીગણેશ મંડાઈ જાય.

મંગલની ધારણા-ભાવનાને માત્ર જન્માવવી પડે છે, આકાક્ષા તો પડછાયાની માફક તેને અનુસરનારી બની જાય છે. આકાંક્ષા માટે પૃથક્ શ્રમની કશી જ જરૂર નથી. માત્ર મંગલની ધારણાને ગહન બનાવવા માટેના પ્રયત્નો અનિવાર્ય છે.

ધારણાનું યોગશાસ્ત્રમા ઘણું મહત્ત્વનુ સ્થાન છે. પતંજલિ પ્રરૂપિત યોગ સાધનાનાં આઠ અંગોમાંથી ધારણાને છઠ્ઠા અંગ તરીકેનું સ્થાન આપવામાં આવ્યું છે. ધારણાથી જ અંતર્યાત્રાનો શુભ પ્રારંભ થાય છે. તેથી આત્માભિમુખ થવા તલસતા મુમુક્ષુઓએ મંગલની ધારણાને સઘન બનાવવી અપરિહાર્ય છે.

પતંજલિ યોગશાસ્ત્રમા યોગનાં આઠ અંગોમાં ધારણાને છઠ્ઠું સ્થાન આપ્યું છે. પરંતુ મહાવીર પ્રભુના યોગસૂત્રમાં ધારણાને અંતર્યાત્રાના પ્રથમ સોપાન તરીકે સ્વીકારેલ છે. મંગલની ધારણા જેમ જેમ ઊંડાણમાં પ્રવેશતી જશે તેમ તેમ ચેતના સત્વર રૂપાંતરિત થતી જશે. આપણી ચેતનાનું રૂપાંતરણ તો થશે જ, ઉપરાંત આપણાં સાંન્નિધ્યમા આવતી પ્રત્યેક ચેતનાના રૂપાંતરણમાં પણ તે સહાયક બનશે.

આપણી આ પરંપરાનો સૌને સામાન્ય ખ્યાલ તો હશે જ કે તીર્થંકર પરમાત્માઓના સમવસરણમાં હિંસકપશુઓ પણ પોતાનો હિંસકભાવ વીસરી જાય છે, અને સર્પ અને નોળિયો, મૃગ અને મૃગાધિપ, જન્મ જન્મનાં મિત્ર હોય એમ વૈરવૃત્તિને તિલાજલિ આપી દે છે. ઈતિ, ભીતિ, રોગ, મરી, વગેરે ઉપદ્રવો ત્યાં આક્રમણ કરી શકતાં નથી. તીર્થંકર ભગવંતોના પદાર્પણ પૂર્વે કદાચ આવા રોગોના ઉપદ્રવની શરૂઆત થઈ હોય તો પણ તેમના શુભ પ્રવેશ પૂર્વે જ તે શમી જાય છે. શ્રી શાંતિનાથ પ્રભુના ગર્ભકલ્યાણકની પવિત્રતાના સંસ્પર્શને લઈ, મરી રોગનો નાશ થઈ ગયો હતો, એ વાત સુવિદિત છે. ઉપશાંતિની પવિત્ર સ્મૃતિમાં જ 'શાંતિનાથ' નામ સાર્થક અને ચિરંતન બન્યું છે.

નિષ્કર્ષ એ છે કે, આપણે માત્ર આપણી ધારણાઓથી જ પ્રભાવિત થતા નથી. પરંતુ સન્નિકટવર્તી ધારણાઓના અનવરત વહી રહેલા પ્રવાહોની સારી નરસી અસરો પણ આપણા પર થાય જ છે. સમીપસ્થ પ્રવાહિત ધારણાઓ પોતાનુ સ્વાભાવિક આકર્ષણ અને પ્રભાવ આપણામાં જન્માવતી જાય છે. માટે જ ભગવાન મહાવીરે કહ્યું છે કે, અજ્ઞાનીનો સહવાસ ન કરવો અજ્ઞાની અમંગલ છે. જ્ઞાની પુરુષોનુ સાન્નિધ્ય મંગલ છે. જેની ચેતના રુગ્ણ, વિક્ષિપ્ત, અસ્વસ્થ, રજોગુણ અને તમોગુણમય છે તેનાથી દૂર રહેવામાં જ આપણું શ્રેય છે. એનાથી ઊલટું, જેની ચેતના સ્વસ્થ, જગતના જીવોના શ્રેયસ્–નિઃશ્રેયસ્‌ની ભલી ભાવન ત્રાળી, આત્માભિમુખ છે, તેનુ સાંન્નિધ્ય સદા કલ્યાણકારી અને મંગલપ્રદ હોય છે.

જૈનો અને બૌદ્ધોમા સંઘની જે પરમપવિત્રતા અને તીર્થરૂપતા આંકવામા આવી છે, અને 'संघं शरणं गच्छामि' જેવા ઉચ્ચ શબ્દોમાં તેને પ્રતિષ્ઠિત કરવામા આવી છે, તેનું મૂળ જ આ છે કે, જ્યાં શુભ ધારણાઓ હોય, જ્યા શુભ કામનાઓ અને મંગલ ભાવનાઓથી સભર વાતાવરણ હોય, જ્યા ક્ષુદ્રતા, હીનતા, લઘુતા અને અકલ્યાણમૂલક દુર્વૃત્તિઓને લેશ માત્ર અવકાશ ન હોય, એવા પાવન ભાવોના કેન્દ્રસમા સંઘનુ સાંન્નિધ્ય પરમ મંગલ છે. શ્રી નન્દી-

સૂત્રમાં સંઘની જે સ્તુતિ કરવામા આવી છે તેમાં સંઘને સૂર્ય, ચંદ્ર, રથ, કમળ અને મેરુ પર્વતની ઉપમાઓથી ઉપમિત કરી જે કૃતાર્થતા અનુભવવામાં આવી છે તેનાં મૂળમાં મંગલ ધારણા અને ભાવનાઓ જ સન્નિહિત છે.

આપણી પાસેના પડોશીની ધારણા આપણને ક્યારે પ્રભાવિત કરે છે તેની સ્પષ્ટ માહિતી ભલે આપણને ન હોય, છતાં આ વૈજ્ઞાનિક યુગમાં, વિજ્ઞાનના વૈકાસિક યંત્રો આસપાસના વાતાવરણના પ્રભાવની આપણા ઉપર થતી સુસ્પષ્ટ અસર વિષે નિર્દેશન કરે છે. યંત્રોથી માહિતી મેળવવાની વાતને આપણે જતી કરીએ છતા જ્યારે આપણે દસ વીસના સમુદાયમાં સાથે જતાં હોઈએ, અને એક માણસ અનાયાસ બગાસું ખાય, ત્યારે સાથે ચાલતા બધા માણસોને ક્રમિક રીતે બગાસાં આવવા લાગશે. બસમાં એક માણસ ઊંઘવાનો પ્રારંભ કરે એટલે બીજા ઉપર પણ તત્કાલ તેની અસર થયા વગર રહેશે નહિ. ભૂલેચૂકે પણ ડ્રાઈવર પાસે બેસી ઊંઘ ન લેતા. અન્યથા અકસ્માતનો અનાયાસ ભોગ થવાનો પ્રસંગ આવી જશે!

મંગલની આ ધારણાનો પ્રાણોના અતલમા જો સઘન પ્રવેશ થઈ જાય તો, અમંગલની સંભાવના અલ્પ, અલ્પતર અને અલ્પતમ થતી જાય, તેમાં શંકાને અવકાશ નથી. જેવી જે ભાવના કરે છે, ધીરે ધીરે તે તેવો જ થઈ જાય છે– यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी–

આત્માની જે પ્રતિષ્ઠા પ્રભુ મહાવીરે આપી છે, એવી પ્રતિષ્ઠા આ પૃથ્વી ઉપર કોઈએ પણ આપી નથી. પરમાત્મા કોઈ આકાશમાં બેઠેલી એક અલગ, સ્વતંત્ર અને સાર્વભૌમ વ્યક્તિ નથી, પરંતુ દરેકનો આત્મા જ પરમાત્મા છે. તેની અંદર જાજ્વલ્યમાન જે જીવન છે, તે ક્યાંય બીજેથી કશું જ મેળવતુ નથી તે સ્વયં શક્તિનો પુંજ છે તે આત્માનો સ્રોત કોઈ પરમાત્મા નામની વ્યક્તિને ત્યાં છે એમ નથી, પરંતુ અનંત શક્તિનો સ્વામી એવો આત્મા જ સ્વયં સ્રોત છે. તે અનાદિ અને અનંત છે, તેનું કદી નિર્માણ થયું નથી એટલે નાશને અવકાશ જ નથી તે કોઈ ઉપર આધારિત નથી. કોઈની પાસેથી કશું જ માગવાની તેને જરૂર નથી. તે સમૃદ્ધિનો સ્વયં ખજાનો છે. પોતામાં પોતાની રીતે તે સમ્રાટ છે. પોતામા પોતાની રીતે તે સર્વતંત્ર છે, સ્વતંત્ર છે, સમર્થ અને સિદ્ધ છે. કોઈની પણ પાસે યાચકની જેમ યાચવાની તેને કશી જ જરૂર નથી. દીનતાપૂર્વક પરમાત્મા નામની વ્યક્તિનો દરવાજો ખટખટાવવાની તેને કશી જ જરૂર નથી. કેમકે તે પોતે જ પૂર્ણ પરમાત્મા છે

જ્યારે જ્ઞાન તે પરાકાષ્ટાએ પહોંચી જાય, જ્યારે સ્રોતરહિત પ્રકાશની ઉપલબ્ધિ થાય, ત્યારે જ મૂળને ઉપલબ્ધ કરી શકાય છે. એવી જ વ્યક્તિને આપણી પરંપરામાં કેવલી તરીકે પ્રતિષ્ઠિત કરવામાં આવી છે વ્યક્તિવાદને જૈનપરંપરામાં ભાગ્યે જ અવકાશ છે. તેથી જ આપણા પ્રસિદ્ધ નવકારમંત્રમા કે ચત્તારિમંગલમાં વ્યક્તિ વિશેષને જરા પણ અવકાશ નથી. જૈનધર્મ

મંગલ છે કે મહાવીર મંગલ છે, એવો ક્યાંય ઉલ્લેખ નથી. અરિહંત મંગલ છે, સિદ્ધ મંગલ છે, જેના આંતરિક બધા રોગો સમાપ્ત થઈ ગયા છે તે મંગલ છે, એવો જ માત્ર ઉલ્લેખ છે.

અરિહંતા મંગલમ્, સિદ્ધા મંગલમનું રટણ ત્યારે જ થઈ શકે છે જ્યારે આપણાં અંતરમાં અરિહંત થવાની ઉત્કટ ભાવના જાણ્યે અજાણ્યે પણ બી રૂપે પ્રાદુર્ભૂત થઈ હોય. અરિહંતા મંગલમ્‌ના જાગૃતિપૂર્વકના ઉચ્ચારની સાથે જ અરિહંત થવાની યાત્રાનો પણ મંગલ પ્રારંભ થઈ જાય છે. મોટામાં મોટી યાત્રાનો પ્રારંભ પણ નાનાં ડગલાંથી જ થાય છે. પ્રારંભના પગલામાં ભલે એની સ્પષ્ટ પ્રતીતિ ન પણ હોય, છતાં અરિહંત થવાની મોટી યાત્રાનું પહેલું કદમ ધારણા–ભાવના છે.

જાગૃત ચેતનામાં ભલે આપણે જે થવા ઇચ્છીએ તે વિષે ન વિચારતા હોઈએ, છતાં અચેતન મનનાં ઊંડાણમા આપણે જે થવા માંગીએ છીએ તેના તરફ આપણને સદ્‌ભાવ પેદા થાય છે. સન્માનની એક નવી દૃષ્ટિ ઊઘડે છે. મનમાં તેના જ ચિંતનના વર્તુલો ઉત્પન્ન થાય છે. આપણાં શ્વાસોચ્છ્‌વાસ, આપણા સપના, આપણી નસો–નાડીઓ અને લોહીમા પણ તેનો જ પ્રવેશ થઈ જાય છે.

**મંગલ ભાવનાની વૈજ્ઞાનિક અસર :**

મનની લોહી ઉપર શી અસર થાય છે તે વિષે ઓકસફર્ડ યુનિવર્સિટીની ડિલાબાર પ્રયોગશાળામાં અવનવા પ્રયોગ કરવામાં આવ્યા છે. તે અનુસાર, આપણી ભાવનાની અસર આપણા લોહી ઉપર તો થાય જ છે, પરંતુ બીજાની અપ્રગટ ભાવનાની પણ આપણા લોહી ઉપર ભારે અસર થાય છે. આપણા તરફ સદ્‌ભાવ, સ્નેહ અને મંગલ ભાવનાથી ઓતપ્રોત વ્યક્તિના સાંન્નિધ્યમાં જતાં આપણાં લોહીમાં સફેદ કણો ૧૫૦૦ની સંખ્યામાં વધી જાય છે. એનાથી વિપરીત, દુર્ભાવનાથી ગ્રસ્ત, વિક્ષિપ્ત વ્યક્તિના સાંન્નિધ્યમાં જતાં આપણાં લોહીમાં ૧૬૦૦ની સંખ્યામાં સફેદ કણો તત્ક્ષણ ઓછા થઇ જાય છે. શારીરિક વિજ્ઞાનની માન્યતા છે કે, સ્વાસ્થ્યની સુદૃઢતા અને સુરક્ષાનું મૂળ લોહીમા રહેલા સફેદ કણોની અધિકતા ઉપર આધારિત છે. જેટલા પ્રમાણમાં લોહીમાં સફેદ કણો વધારે હશે તેટલા પ્રમાણમાં શારીરિક સ્વાસ્થ્ય સુરક્ષિત હશે. પ્રયોગશાળાએ સિદ્ધ કરી બતાવ્યું છે કે, મંગલ કામનાથી ભરેલી વ્યક્તિ બીજાનાં લોહીનો **અનુપાત** પણ બદલી શકે છે, લોહીની અને હૃદયની ગતિમાં ફેરફાર કરી શકે છે, બ્લડ પ્રેસરમાં તફાવત જન્માવી શકે છે.

શિક્ષણ અથવા અક્ષરજ્ઞાન વધી જતાં માણસ શિક્ષિત અને કહેવાતો સંસ્કારી અવશ્ય થયો છે, પરંતુ તે હૃદય ખોઈ બેઠો છે. અક્ષરજ્ઞાનથી શૂન્ય, નાગરિકતાથી અસ્પૃષ્ટ ગ્રામીણ વ્યક્તિ ભલે પેલી વ્યક્તિની માફક છટાદાર ભાષામાં વાતચીત ન કરી શકતી હોય, ભભકાદાર

વસ્ત્ર ભલે ન પહેરતી હોય, ભલે બીજાને આંજી ન શકતી હોય, છતાં પ્રેમથી ભરેલું, અજાણ્યાને પણ આવકારતું, તેની પાસે મજાનું હૈયું હોય છે.

મંગલની આ ધારણા પણ આવા ખોવાઈ ગયેલાં, અક્ષરજ્ઞાનમાં દબાઈ ગયેલાં, સંસ્કારોના નામે કે પરિષ્કૃતિના ઓઠા હેઠળ રગદોળાઈ ગયેલાં હૃદયોને ફરી જન્માવવાનો આધાર બની શકે છે.

સમડી જ્યારે આકાશના અનંતમાં ઉડ્ડયન કરે છે ત્યારે તેનું હૃદય આકાશની અનંતતા, વ્યાપકતા, નિર્લેપતા અને અસ્પૃષ્ટતાદિ ગુણો તરફ હોતું નથી. તે ઊડે છે તો આકાશમાં, પરંતુ તેની દૃષ્ટિ પૃથ્વી પર પડેલા કચરા, ઉકરડા, મૃત પશુઓનાં માંસ કે સડી ગયેલી માછલી ઉપર જ હોય છે. બાહ્ય દૃષ્ટિથી તે અનંતમાં વિહાર કરનારી, આકાશમાં નિર્દ્વન્દ્વ ઊડનારી જણાશે, પરંતુ તેની દૃષ્ટિ સદા નીચે પેલા સડેલા માંસના કટકાઓને ગોતવામાં જ લાગેલી હોય છે. માટે એમ માનવાની કદી પણ ભૂલ ન કરશો કે આકાશમાં ઊડનારી સમડીનું ધ્યાન આકાશમાં ઊડવાને કારણે આકાશ તરફ છે. તેનું ઉડ્ડયન આકાશમાં હોવા છતાં, તેનું ધ્યાન તો નીચેની દિશામાં પૃથ્વી તરફ દુર્ગંધ ભરેલા પેલા સડેલા પદાર્થોમાં જ કેન્દ્રિત થયેલું હશે.

આપણે પણ એ જ રીતે આંતરિક નબળાઈઓથી ભરેલાં છીએ. માંગલિક મંત્રોના ઉચ્ચાર કરવાની દશામાં પણ આંતરિક અમંગલની ભાવનાઓથી જ આપણે પીડાતા હોઈએ છીએ. અમંગલ અસહજ છે, ઔપધિક છે. તે બહારથી આવેલ છે છતાં પ્રાણો સાથે તેનું એવું તો તાદાત્મ્ય થઈ ગયું છે કે, મંગલ મંત્રોના સ્મરણમાં, મંગલ તરફ ધ્યાન જવા કરતાં, સમડીની જેમ અમંગલ તરફ અધોદૃષ્ટિ થઈ જાય છે. માટે જે શ્રેષ્ઠતમ છે તે તરફ જો એક વાર પણ મંગલની ધારણાનો પ્રારંભ થઈ જાય, તો મંગલની દિશાની શુભ યાત્રાનો શુભ પ્રારંભ થયો ગણાય. કારણ, શત્રુમાં પણ મંગલ જોવાની દૃષ્ટિ કેળવવી મુશ્કેલ હોય છે. કણ કણમાં બ્રહ્મ છે. જગત પરમાત્મામય છે. सव्व भूयप्प भूयस्स સર્વ આત્મા મારા જેવા જ સ્વરૂપથી શુદ્ધ, બુદ્ધ, નિરંજન, નિરાકાર, સચ્ચિદાનંદ ઘન છે એવી વ્યાપક અને પારમાર્થિક દૃષ્ટિ પેદા થવી મહામુશ્કેલ હોય છે. તેથી શ્રેષ્ઠતાના પરમ શિખરને સ્પર્શ્યા છે એવા વરિષ્ઠતમ આત્માઓ વિષે એક વાર પણ જો મંગલની ધારણા આપણા પ્રાણોને સ્પર્શી જાય, તો આપણી દૃષ્ટિ ઊર્ધ્વગામિની થવા સંભવ બને.

ધાર્મિક ક્રિયાઓ, પ્રાર્થનાઓ, પરમાત્મ દર્શન, પૂજન, ઇત્યાદિ સ્વયંમા જ આનંદસ્વરૂપ છે. અનંતની દિશામાં હૃદય સંગીતથી ભરાઈ જાય, અંતરમાં આનંદની ઊર્મિઓ ઊછળવા લાગે, હૃદય આનંદથી નાચવા લાગે, એ જ પ્રાર્થનાઓ અને ક્રિયાઓનું આતરિક રહસ્ય છે. પરંતુ આપણે તો પરમાત્મભાવ સાધવામાં પણ આ પવિત્ર ક્રિયાઓને સંસાર-મૂલક બનાવી દીધી છે. દરેક ક્રિયાની પાછળ જાણ્યે અજાણ્યે ઇચ્છાઓને–વાસનાઓને પરિપુષ્ટ

કરવાની અમંગલ ભાવનાઓ, આત્મ–મૂલક મંગલ ભાવનાઓને હડસેલી, આગળ આવીને ઊભી રહી જાય છે, અને તે ક્રિયાઓમાંથી મળતો આંતરિક આનંદ, સંગીત અને નૃત્ય, સાંસારિક વૈભવ અને વાસનાઓની સંતૃપ્ટિ અને સંપુષ્ટિમાં પર્યવસિત્ થઇ જાય છે. એટલે આપણી સ્થિતિ પણ તે સમડી કરતાં જરાએ ચઢિયાતી નથી.

આપણી દશા તો विनायकं विकुर्वाणो स्वयामास् वानरम् જેવી છે. એટલે કે બનાવવા ગયા ગણપતિની મૂર્તિ અને બની ગઇ વાંદરાની! આપણે લક્ષ્ય અને આદર્શ તરફ કદી દષ્ટિ કરી નથી. ભગવત્ ભક્તિ, ઉપાસના, ધ્યાન, પ્રાર્થના, દર્શન અને પૂજનને અંતરાત્મામાં જે આદર્શ સ્થાન મળવું જોઇતું હતું, અદશ્યની શોધમાં છલાંગ મારવાનું જે જોમ સંગૃહિત કરવું જોઇતું હતું, પરમાત્મ ભાવ સાથે જે તાદાત્મ્ય સાધવું જોઇતું હતું, યોગ સાધવામાં જે મરજીવાંની કળાને આત્મસાત્ કરવી જોઇતી હતી, તેને બદલે આપણે આપણી દષ્ટિ સદા વિષયોને, વાસનાઓને પોષનારી, અધોમુખી જ રાખી પોતાના જ અક્ષય–ભંડારમાં ડૂબકી મારવાની અને અનંત ગુણ મૌક્તિકોને મેળવવાની પારમાર્થિક દષ્ટિ ભુલાઈ ગઈ, અને તેનું સ્થાન ભૌતિક સંપત્તિ, સાંસારિક વાસનાઓએ ઝૂંટવી લીધું. પરિણામે, हिम वदगन्तुं कामस्य गमनं सागरं प्रति– જેવી આપણી સ્થિતિ બની ગઈ. અર્થાત્ જવું હતું સમાધિની અભિષ્ણિત કામનાથી હિમાલયની શાંત અને ઊંડી ગુફાઓમાં, પરંતુ પહોંચી ગયા વાવાઝોડાના ભયંકર પ્રકોપથી ઉદ્વેલિત બનેલા ખળભળાટ અનુભવતા કોલાહલમય સમુદ્રને કાંઠે!

શારીરિક શુદ્ધતા માટે માણસ પ્રતિદિન સ્નાન કરે છે. કીમતી સાબુઓનો ઉપયોગ કરે છે. કપડાંને રજનો સંસ્પર્શ ન થઈ જાય તે માટે ભારે કાળજી રાખે છે. સ્નાન ન કરેલી વ્યક્તિ રખે અડી જાય અને હું અભડાઈ જાઉં તે માટે સચિંત રહે છે. પરંતુ ચિત્તના સ્નાનની વાતનો તે કદી વિચાર પણ કરતો નથી. પરમાત્માના દરબારમાં શારીરિક શુધ્ધિને કશો જ અવકાશ નથી. પરમાત્મ મંદિરમાં પ્રવેશ તો મનની નિર્મળતા અને નિર્વિકલ્પતાથી જ મળે છે. વાસ્તવિક સત્યને જોવા તરફ તે આંખ આડા કાન કરે છે. પરંતુ તે ભૂલી જાય છે કે, ચિત્તની શુધ્ધતા વિના ધ્યાનના મંગલ મંદિરમાં કદી પણ પ્રવેશ થઈ શકતો નથી. ધ્યાન વગર આત્મ–ભાવની સંપ્રાપ્તિ પણ શકય નથી. ચિત્ત શુધ્ધ ન થાય ત્યાં સુધી ધ્યાન કે ધારણામાં પ્રવેશ અશકય છે. સામાન્ય જીવોને માટે આ આત્યંતિક લાભની વાત છે. ચિત્તની શુધ્ધિથી ધારણા, મંગલ ભાવના બળવાન થશે અને તેથી ધ્યાનનો માર્ગ સુલભ થઈ જશે.

ધારણા એ ધ્યાનનો મૂળ પાયો છે. ચિત્ત શુધ્ધિ વગર ધારણા અશકય છે. આમ છતા, ચિત્તશુધ્ધ થયા વિના જો ધ્યાન સાધવા પ્રયત્ન થશે, તો તે ધ્યાન શાંતિ અને સમાધિ આપવાને બદલે અશાંતિ અને વિનાશને જ નોતરનારું બનશે. પુરાણોમાં કથા છે કે, રાવણે શિવજીની ભાકતમાં પોતાના મસ્તકોથી કમળ પૂજા કરી અને શંકરને પ્રસન્ન કર્યા. કથા આગળ

ચાલે છે કે શંકરે તેની ભક્તિથી પ્રસન્ન થઇ, રાવણને સાક્ષાત્ દર્શન આપ્યાં. પરંતુ રાવણની ચિત્તવૃત્તિમાં નિર્મળતાનો અભાવ હોવાને કારણે તેનું પરિણામ શું આવ્યું? મનની મલિનતાથી આકર્ષાઇ તેણે શું માંગ્યું? એવું વરદાન માંગ્યું કે જેનાથી તેનો પોતાનો અને આખા જગતનો નાશ થયો. માટે ચિત્તશુદ્ધિ વગર જ્ઞાન કે ભક્તિ લાભને બદલે હાનિ-પ્રદ જ નીવડે છે.

પ્રકૃતિનો નિયમ છે કે માણસ જે માંગે છે તે પ્રાયઃ તેને મળી જાય છે. પરંતુ માણસ જે માંગે છે, તે સદા ગલત જ માંગે છે, એ એક મોટી કમનસીબી છે. એક સિને અભિનેતાની આસપાસ મોટો સમુદાય ભેગો થાય છે, એ જ બતાવી આપે છે કે માણસના અચેતન મનના ઊંડાણમાં સિને અભિનેતા થવાની આકાંક્ષા પડી છે. માટે ભગવાન મહાવીરે અરિહંત, સિધ્ધ, સાધુ અને કેવલી પ્રરૂપિત ધર્મની મંગલતાની ઉદ્ઘોષણા કરી છે, જાણ્યે-અજાણ્યે પણ મંગલની આ ધારણા પ્રાણોના અતલમાં પ્રવેશી જાય તો માનવ મંગલની દિશાનો મંગલયાત્રી બની જાય.

सर्वे सुखिनः सन्तु—सर्वे सन्तु निरामयः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

આવો, આપણે સૌ આજથી મંગલની મંગલ દિશામાં મંગલ યાત્રાનો મંગલ પ્રારંભ કરીએ.

# શ્રુતિ માહાત્મ્ય

વિઘ્નોપશાંતિ માટે અભીષ્ટ દેવનું સ્મરણ અપરિહાર્ય છે. ઇષ્ટની નમસ્કૃતિ પરમ માંગલિક, ચરમ અને પરમ સાધ્યની સિદ્ધિમાં સાધકતમ નિમિત્તની પણ ગરજ સારે છે. માટે પ્રભુ-સ્મરણ અને પ્રાર્થના આપણા જ શ્રેયસ્ નિઃશ્રેયસ્ માટે અનિવાર્ય છે. આત્મોપલબ્ધિના પરમ શિખરને સ્પર્શેલા અને આર્ષ વાણીના સ્વયંભૂ અધિપતિ એવા સર્વજ્ઞ ભગવંતો આપણી દૃષ્ટિ સમક્ષ નથી છતાં આત્માનુભૂતિમાં પ્રાદુર્ભાવ પામેલી તેમની કીમતી વાણી, આજે પણ આગમોના રૂપમાં સુરક્ષિત સચવાતી આવી છે. આપણા માટે તે દીવાદાંડીની ગરજ સારે છે.

ભગવાન મહાવીર અને ત્યારપછી સેંકડો વર્ષો સુધી શાસ્ત્રોને સાંભળીને સ્મૃતિગત કરવાની પ્રથા સફળ રીતે ચાલતી આવતી હતી અને તેથી જ આગમોનું "શ્રુતિ" એવું નામ અદ્યાવધિ પ્રચલિત છે. જૈનાગમોના સંબંધમાં જ આ પ્રથા પ્રચલિત હતી એમ નહોતું, વૈદિક વાઙ્મયોમાં જેનું મૂર્ધન્ય સ્થાન છે એવા વેદો પણ શ્રુતિઓના નામથી જ પ્રસિદ્ધિને પામ્યા તેની પાછળ પણ આધ્યાત્મિક કારણો હતાં.

સમજવા જેવી વાત છે કે, ધ્વનિ વિદ્યુતનું એક સૂક્ષ્મ રૂપ છે. હવે તો વૈજ્ઞાનિકો પણ પણ આ સત્યને સ્વીકારવા લાગ્યા છે કે, ધ્વનિ વિદ્યુતનું રૂપ છે. જે કંઈ પણ છે તે બધું વિદ્યુત રૂપ છે. જો કે ભારતીય સૂક્ષ્મદર્શીઓ વૈજ્ઞાનિકોની ઉપર્યુક્ત માન્યતાથી થોડી જુદી માન્યતા ધરાવે છે. તેઓ કહે છે કે, વિદ્યુત પણ ધ્વનિનું જ રૂપ છે. એટલે જ "शब्दो वै ब्रह्म" અર્થાત્ શબ્દ પણ બ્રહ્મ છે. વૈજ્ઞાનિકો અને ભારતીય વિદ્વાનોમાં પ્રથમ ધ્વનિ છે કે પ્રથમ વિદ્યુત છે, એ સંબંધે થોડો મતભેદ રહી જવા પામ્યો છે જે સમય જતાં અવશ્ય પૂરાઈ જશે.

વિજ્ઞાનના મત પ્રમાણે વિદ્યુત પ્રથમ છે તો પૌર્વાત્ય વિદ્વાનો ધ્વનિની પ્રાથમિકતા સ્વીકારે છે. ધ્વનિની સઘનતા–પ્રગાઢતા જ વિદ્યુત છે. વૈજ્ઞાનિકોની માફક ભારતીય મનીષીઓએ, ધ્વનિની પ્રગાઢતા એ જ વિદ્યુત છે, એ નિર્ણય કોઈ વૈજ્ઞાનિક પ્રયોગશાળામાં કરેલા પ્રયોગોના આધારે નથી લીધો, પરંતુ મંદિરોની ગુંબજો નીચે ઓમ્કારનો સઘન ધ્વનિ જ્યારે કરવામાં આવ્યો ત્યારે સાધકોને એક સ્પષ્ટ અનુભવ થયો કે જેમ જેમ ધ્વનિની સઘનતા પ્રગાઢ અને પ્રચૂર થતી જાય તેમ તેમ, મંદિર પણ મટી જાય છે, સાધક પણ શૂન્યમાં સમાઈ જાય છે, માત્ર વિદ્યુતના વર્તુલો જ શેષ રહી જાય છે. આ અનુભવમાંથી જ આ નિષ્કર્ષ પરાકોટિએ લેવામાં આવ્યો કે, વિદ્યુત એ ધ્વનિની સઘનતા અને પ્રગાઢતાનું જ પરિણામ છે. 'શબ્દ બ્રહ્મ છે' એમ કહેનારાઓએ શબ્દના વિષે જે ઊંડાણભરી શોધ કરી હતી અને તે શોધના પરિણામે જે અનુભવ થયો હતો, તે બ્રહ્મનો હતો. બ્રહ્મથી મોટો બીજો કોઈ અનુભવ શક્ય નહોતો અને શબ્દથી ગંભીર બીજી કોઈ વસ્તુ તેમણે જાણી નહોતી કે જેનો પ્રયોગ કરી શકાય.

ધ્વનિના કેવાં સમ અને વિષમ પરિણામો આવે છે તે પણ જાણવા અને સમજવા જેવાં છે. ધ્વનિનું આ શાસ્ત્ર જો સામાન્ય રીતે પણ સમજાઈ જાય તો, શાસ્ત્રોને કર્ણોપકર્ણ આપવાની પ્રથાના મૂળનું માહાત્મ્ય અને ધ્વનિથી ઉત્પન્ન કરી શકાતી સારી નરસી અસરોથી સાધકની સાધનાને કેવા લાભો પહોંચાડી શકાય છે, તેનાથી કેવાં ઝડપી પરિણામો ઉપજાવી શકાય છે, તેનો ખ્યાલ પણ આપોઆપ આવી જાય. ધ્વનિને પોતાનું એક આગવું શાસ્ત્ર છે. કયો ધ્વનિ કયા ચક્ર ઉપર આઘાત કરે છે તેના સ્પષ્ટ અનુભવો છે. કુંડલિનીની જાગૃતિમાં ધ્વનિની ચોટ કઈ રીતે કામિયાબ બને છે, અને કુંડલિનીને જાગૃત બનાવી સહસ્રાર સુધી પહોચાડવામાં તે કેવો ભાગ ભજવે છે તેનો પણ એક અનુભૂતિપૂર્ણ ઇતિહાસ છે.

ધ્વનિની આ સ્વાભાવિકતા લૂંટાઈ ન જાય, અને પરંપરાગત શિષ્ય પ્રશિષ્યોને ગુરુ મુખે વડે સાક્ષાત્ મળતી રહે, તેમ જ સાધનાની ભૂમિકા સુગમ અને સરળ થાય, તે આદર્શને લક્ષ્યમાં રાખી, શાસ્ત્રો લખવા કે છપાવવાનો નિષેધ થતો આવ્યો હતો.

કોઈ પણ શબ્દ લખવામાં આવે તો લખવામાં કે તે શબ્દને વાંચવામાં શબ્દનું ધ્વનિગત મૂલ્ય સચવાતું નથી. શબ્દમાં વિશેષ ધ્વનિ અને વિશેષ ધ્વનિની માત્રાઓનું સમાહિત થવું

અનિવાર્ય છે. સંસ્કૃતનો ભાર શબ્દગત નથી પરંતુ ધ્વનિગત છે એટલે જ હજારો વર્ષો સુધી શાસ્ત્રો ન લખાવવા કે ન છપાવવાનો આગ્રહ રાખવામાં આવ્યો. કારણ શાસ્ત્રો લિપિબદ્ધ થતાં ભાર બદલાઈ જશે. ગુરુ પોતાના શિષ્યને બોલીને જ શાસ્ત્રની વાંચના આપે કે જેનાથી કયા અક્ષર પર કેટલો ભાર અપાય તેની પ્રત્યક્ષ અનુભૂતિ સારી રીતે જળવાઈ રહે. એ જ કારણે સેંકડો વર્ષો સુધી શાસ્ત્રોના પાઠો મુખોપમુખ અને કર્ણોપિકર્ણ અપાતા રહ્યા.

શાસ્ત્રોનું એકવાર લખવાનું કાર્ય પ્રારંભ થયું એટલે શાસ્ત્રોની ધ્વનિવિષયક સૂક્ષ્મ સંવેદનાઓ મરી જશે અને ધ્વનિની સ્વાભાવિક સંવેદનાઓથી શૂન્ય શાસ્ત્ર, સાધકની સાધનામાં ધારી અસર ઉપજાવી શકશે નહિ. પરિણામે શાસ્ત્રોનો સાધનાના ક્ષેત્રમાં જે કીમતી સહયોગ હતો તે શાસ્ત્રો શબ્દગત થતાં, ખોવાઈ જશે.

દાખલા તરીકે 'ગિરીશ' શબ્દને જો લખવામાં આવે તો વાંચનાર તેને જુદી જુદી રીતે વાંચી શકે. કોઈ 'ગિ' ઉપર ઓછો ભાર આપશે, તો કોઈ 'ગિ' ઉપર જરા વધારે ભાર આપશે. કોઈ 'રિ' ઉપર સામાન્ય કે વધારે ભાર આપશે, તો કોઇ 'રિ' ઉપર અલ્પ. 'શ'ના ઉચ્ચારની પણ આવી જ સ્થિતિ થશે. કારણ કયા અક્ષર ઉપર કેવો અને કેટલો ભાર આપવો તે ગુરુમુખેથી જાણવા મળ્યું નહિ, તેથી કયા અક્ષર ઉપર કેટલો અને કેવો ભાર આપવો એ વાંચનારની ઇચ્છા અને વાંચવાની કલા ઉપર આધારિત રહેશે. લખ્યા પછી ધ્વનિગત ભાર અને ધ્વનિગત વિશિષ્ટતાઓ પ્રાયઃ સમાપ્ત થઈ જશે. ફલતઃ સાધનામાં શાસ્ત્રોનું આંતરિક અને આધ્યાત્મિક કીમતી સત્ત્વ નાશ પામી જશે. એટલે જ ગુરુમુખે સાંભળી, ધ્વનિગત વિશિષ્ટતાઓ હજારો વર્ષો સુધી સાચવી રાખવામાં આવી. એ જ કારણે શાસ્રો 'શ્રુતિ' નામથી અભિહિત થયાં. જે શ્રી ગુરુમુખેથી સાંભળીને મળે તે જ શાસ્ર. જે વાંચીને ઉપલબ્ધ થાય તેને 'શ્રુતિ' કહી શકાય નહિ. કારણ કે ધ્વનિના આઘાતોના સંરક્ષણનો તેમા પૂરેપૂરો અભાવ છે.

ધ્વનિની પોતાની વૈજ્ઞાનિક પ્રક્રિયા છે કે ક્યાં તે તીવ્ર થશે, ક્યાં તે ક્ષીણ થશે. ઉદાત્ત અનુદાત્ત અને સ્વરિતના ધ્વનિગત ઉચ્ચારો કેવા કેવા થશે, તે બધાનાં યથોચિત સંરક્ષણ વગર શાસ્ત્ર માત્ર શબ્દોનું એક ખોખું જ રહી જશે એવો ભય પૂર્વાચાર્યોને હતો, તે શાસ્રો લિપિબદ્ધ થતાં સાચો પડ્યો. શાસ્ત્રોની જે મૌલિક અને આંતરિક આધ્યાત્મિક વ્યવસ્થા હતી તે ખંડિત થઈ ગઈ. શાસ્રો બજારોમાં ઉપલબ્ધ થવા લાગ્યાં. પુસ્તકની માફક તે વંચાવા લાગ્યાં. ધ્વનિગત વિશિષ્ટતાના સંરક્ષણ તરફ દૃષ્ટિ ન રહી, પરિણામે શબ્દોનો મૂળભૂત આત્મા જ મરી ગયો.

શબ્દો કેવા આઘાત–પ્રત્યાઘાતો ઊભા કરી શકે છે, તે સમજવું ભારે રસપ્રદ છે. હમણાં જ ચાલીસ–બેતાલીસ વર્ષ પહેલાં કરવામાં આવેલા એક પ્રયોગની વાત છે.

બનારસમાં વિશુદ્ધાનંદ નામના એક સાધુ છે. તેમણે ધ્વનિના આઘાતોથી થતી અસરો વિષેના અનેક પ્રયોગો જાહેરમાં કરી બતાવ્યા છે ધ્વનિના આઘાતથી મૃત્યુ પણ નિપજાવી શકાય છે એવા પ્રયોગો પણ તેમણે કરી બતાવ્યા છે. તે સાધુ પોતાના મઠમાં રહેતા હતા. ધ્વનિના આઘાતથી મૃત્યુ નિપજાવી શકાય એ વાત વૈજ્ઞાનિકો માટે પણ ઘણાં જ આશ્ચર્યની હતી. સાક્ષાત્ પ્રયોગોના અનુભવ વગર આ સત્ય સ્વીકારી શકાય એમ ન હતું એટલે સર્વ પ્રથમ, ત્રણ ડૉકટરોએ એક પક્ષીને પોતાના હાથમાં લઈ, તેમના બંધ મઠમાં પ્રવેશ કર્યો. વિશુદ્ધાનન્દ સ્વામીએ ધ્વનિના અમુક આઘાતો આપ્યા. પક્ષી તડફડવા લાગ્યું. થોડી ક્ષણોમાં તે મરી પણ ગયું. આ અનુભવોનો સાક્ષાત્કાર કરવા ખુદ ડૉકટરો આવ્યા હતા. તેમણે પક્ષીની સંપૂર્ણ શારીરિક પરીક્ષા કરી. પરીક્ષાને અંતે જાહેર કર્યું કે, પક્ષી મરી ગયું છે. બીજી જ ક્ષણે વિશુદ્ધાનન્દ સ્વામીએ ધ્વનિના બીજા આઘાતો આપવાનો પ્રારંભ કર્યો. ધ્વનિના આ જુદા આઘાતોથી પક્ષી પુન તડફડવા લાગ્યું અને પુનર્જીવિત થયું.

ધ્વનિના આઘાતો આવાં આશ્ચર્યજનક પરિણામો લાવી શકે એ વાત સહજ રીતે માનવામાં ન આવે એવી છે. કારણ આપણે વૈજ્ઞાનિક યુગનાં પ્રાણીઓ છીએ. એટલે વિજ્ઞાન સંમત બીજા આઘાતોનાં પરિણામો સરળતાથી માની લેતાં હોઈએ, પરંતુ ધ્વનિ ગંત પરિણામોને જ્યાં સુધી વૈજ્ઞાનિક પ્રયોગોનો ટેકો ન મળે ત્યાં સુધી આપણે તેને જલદીથી સ્વીકારી શકતાં નથી. વિશેષ પ્રકારનાં કિરણો શરીર ઉપર પડે અને તેનું જો વિશેષ પરિણામ આવે, વિશેષ પ્રકારની ઔષધિનું સેવન શરીરમાં જો વિશેષ પ્રકારની તાજગી અને સ્ફૂર્તિ લાવી શકે, વિશેષ પ્રકારનાં રંગો શરીર ઉપર જો વિશિષ્ટ પ્રભાવો પાડી શકે, તો વિશેષ ધ્વનિનાં વિશેષ પરિણામો વિષે શંકાને અવકાશ જ ક્યાં ?

હવે તો વિજ્ઞાન પણ ધ્વનિનાં પરિણામોની શોધ વિષે આતુર છે. આ દિશામાં કરવામાં આવેલા પ્રયોગોનાં આશ્ચર્યજનક પરિણામો પણ આવ્યાં છે. આ દિશામાં એટલી પ્રગતિ તો થઈ છે કે, જે માતાની છાતીમાં દૂધ ન આવતુ હોય તો વિશેષ પ્રકારની ધ્વનિના પ્રભાવથી તેમાં દૂધ લાવી શકાય છે. જે વૃક્ષો ૬ માસમાં ફૂલ આપતાં હોય તે બે માસમાં ફૂલ આપી શકે છે. ગાય જેટલું દૂધ આપે છે તે દૂધ વિશેષ પ્રકારના ધ્વનિના પ્રભાવથી બમણું થઇ જાય છે. આજે સોવિયેત સંઘ, અમેરિકા, ફ્રાંસ અને બ્રિટેનના જેવા વિકસિત દેશોની ડેરીઓમાં સંગીતના વિશેષ ધ્વનિ વગર ગાયોને દોહવામાં આવતી નથી. તેનાં વિશિષ્ટ પરિણામો પણ દૃષ્ટિગોચર થયાં છે. તેથી ભવિષ્યમાં કોઈ પણ ફળ, ફૂલ, શાકભાજી, ધ્વનિના આઘાત વિના પેદા થશે નહિ. આમ ફળ, ફૂલ, શાકભાજી, ગાય વગેરે પર ધ્વનિના આઘાતોનો સ્પષ્ટ પ્રભાવ દેખાય છે ત્યારે માણસ ધ્વનિના પ્રભાવથી અપ્રભાવિત કેમ રહી શકે ?

શ્રુતિ અને શ્રુતિ શબ્દ સાથે સંબંધિત ધ્વનિના સંબંધમાં વૈજ્ઞાનિક પ્રક્રિયાથી ઉપર્યુક્ત હકીકત જાણ્યા પછી આપણી શ્રુતિઓના ઈતિહાસ, તેને લિપિબદ્ધ કરવાનાં કારણો, તે વખતની

સાંયોગિક સ્થિતિનો અભ્યાસ પણ રસ પ્રદ છે. એટલે તે તરફ પણ જરા દૃષ્ટિ નાખવી અનિવાર્ય છે.

ઈતિહાસને સુરક્ષિત રાખવાની વ્યવસ્થિત પરિપાટીના અભાવે, ભગવાન મહાવીરથી આજ સુધીના સમૃદ્ધ ઇતિહાસનો મોટો ભાગ અજ્ઞાત રહ્યો છે. જૈન મુનિઓ મુખ્યત્વે વનમાં વસવાટ કરનારા, ગૃહસ્થોના સંસર્ગના ત્યાગી, અને પોતાની ખ્યાતિ કે યશ કામનાથી પ્રાય અળગા રહ્યા છે. આત્મ–સાધનાનું લક્ષ્ય હોવાને કારણે પણ ઈતિહાસની પરંપરાને સુરક્ષિત રાખવામાં ઉદાસિનતા વર્તાતી રહી છે. આમ છતાં પ્રાપ્ત પટ્ટાવલીઓના આધારથી આપણાં વૈભવપૂર્ણ ઇતિહાસનો ઝાંખો પ્રકાશ આપણને અવશ્ય જોવા મળી શકે છે. જૈન સાહિત્યમાં પટ્ટાવલી લખવાનો યુગ ચતુર્દશપૂર્વધર સ્થાવેર આર્ય ભદ્રબાહુસ્વામીથી પ્રારંભ થાય છે. આર્ય ભદ્રબાહુસ્વામીના પટ્ટધર થયાનો ઐતિહાસિક સમય શ્રી સંભૂતિવિજયજીના સ્વર્ગવાસ પછી વીરસંવત્ ૧૪૮ થી ૧૭૦ સુધીનો છે. શ્રી ભદ્રબાહુસ્વામી અંતિમ ચતુર્દશ પૂર્વધર હતા.

એમના પટ્ટધર શ્રી સ્થૂલિભદ્રસ્વામી પણ પૂર્વોની પરંપરાને જાળવી શકવાની પ્રબળતમ શક્તિ ધરાવતા હતા. પરંતુ દશ પૂર્વના અભ્યાસ પછી કૌતુહલને આધીન થઇ, પોતાની પ્રતિભા અને મેધાશક્તિનું પ્રદર્શન કરવા માટે પોતાની સાધ્વી બહેનો જ્યારે તેમનાં દર્શનાર્થે આવ્યાં ત્યારે સિંહનું વૈક્રિયરૂપ બનાવી પોતે બેસી ગયા. આર્ય ભદ્રબાહુસ્વામીને જ્યારે આ હકીકતની પ્રતીતિ થઈ ત્યારે પારદર્શી વિવેક દૃષ્ટિનો ઉપયોગ કરી તેમણે વિચાર્યું કે, હવે પછીના મુનિઓમાં આત્મ–સાધના કેન્દ્રમાં રહેવાને બદલે, ચમત્કારો બતાવવાની વૃત્તિ કેન્દ્રસ્થ થઈ જશે. પરિણામે જ્ઞાન આત્મોપલબ્ધિના ચરમ શિખરને સ્પર્શવામાં સાધકતમ થવાને બદલે, ચમત્કારોના પ્રદર્શન અને યશો વૈભવને વધારવાના અશુભ નિમિત્તને પ્રબળ બનાવવાની ગરજ સારશે. તેથી દસ પૂર્વના જ્ઞાનથી વધારે જ્ઞાન મેળવવા માટે જે ભૂમિકા અને પાત્રતાની શ્રેષ્ઠતા જોઇએ તેની અલ્પતાના યથાર્થ્યને સમજી, સ્થુલિભદ્રને વધારે જ્ઞાન આપવાનું તેમણે સ્થગિત કર્યું. પૂર્વોના હ્રાસનો આ પ્રથમ દાખલો હતો.

શ્રુતકેવળી શ્રી ભદ્રબાહુ સ્વામીએ કલ્પસુત્રની રચના કરી છે. આ ઉપરાંત દસ આગમોની નિર્યુક્તિ પણ તેમણે જ રચી છે. એમના પછી કોઈ શ્રુતકેવળી અથવા સંપૂર્ણ શ્રુતધર થયા નથી. એક પરપરા કલ્પસૂત્રને દશાશ્રુતસ્કન્ધના આઠમા અધ્યયન તરીકે સ્વીકારે છે. કલ્પસૂત્રમાં સ્થવિરાવલીની ગૌરવભરી પરંપરા અંકિત કરવામાં આવી છે જે શાસ્રીય પટ્ટાવલીના રૂપમાં અભિપ્રેત છે.

ભગવાન મહાવીરના સત્યાવીસમા પટ્ટધર શ્રીમદ્ દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણ થયા. તેમણે નન્દી સૂત્રમાં અનુયોગધરોની પટ્ટાવલી અંકિત કરી છે. કલ્પસૂત્રની સ્થવિરાવલી પટ્ટાનુક્રમથી છે તો નન્દીસૂત્રની પટ્ટાવલી અનુયોગધરોની દૃષ્ટિથી છે. પટ્ટાનુક્રમથી દેવર્દ્ધિગણિ ક્ષમા શ્રમણનો ક્રમ ચોત્રીસમો અને યુગપ્રધાન અનુયોગધરોમાં સત્યાવીસમો છે.

કલ્પસૂત્રની સ્થવિરાવલીનું સંકલન પણ આગમ-વાચનાની માફક ત્રણ વખત થયેલ છે. એટલે યશોભદ્ર સુધીની એક પરંપરા પાટલિપુત્રની પ્રથમ વાચનાના પૂર્વેની છે. આર્ય ફલ્ગુમિત્ર સુધીના સ્થવિરોનું સંકલન દ્વિતીય વાચના વખતના સંકલનનું પરિણામ છે. ત્યારપછીની સ્થવિરાવલી દેવર્દ્ધિ ગણિ ક્ષમા શ્રમણના વખતની અંતિમ વાચના જે વીર નિર્વાણથી ૯૮૦મા વર્ષની છે. એટલે સ્થવિરાવલીનાં નામોમાં પૃથકતા આવી જવા પામી છે. તેનું કારણ આ છે.

શ્રમણ ભગવાન મહાવીરના નિર્વાણ પછી ભારત વર્ષમાં એકથી અનેક વાર બાર બાર વર્ષના ભયંકર દુષ્કાળો પડ્યા. આર્યવજ્ર સ્વામીની પાટ પર જ્યારે આર્યવજ્રસેન આસિત થયા ત્યારે તેમના વખતમાં ભયંકર દુષ્કાળ પડ્યો. નિર્દોષ ભિક્ષાનું મળવું અસંભવ બની ગયું. જેના કારણે ૭૮૪ શ્રમણો અનશન કરી સ્વર્ગવાસી થયા. ભૂખથી નાના મોટાં બધાં તડફડવા લાગ્યાં. જિનદાસ શ્રેષ્ઠીએ એક લાખ દીનારથી એક અંજલિ પ્રમાણ અન્ન લીધું. તેને રાંધી તેમાં વિષ ભેળવી, સમસ્ત પરિવાર સાથે ખાવાની જ્યારે તેઓ તૈયારી કરી રહ્યા હતા ત્યારે આચાર્ય વજ્ર સ્વામીએ સુભિક્ષની ઘોષણા કરી અને બધાના પ્રાણોની રક્ષા કરી. બીજે જ દિવસે અન્નથી ભરેલું જહાજ આવી ગયું. જિનદાસે તે અન્ન ખરીદીને, મૂલ્ય લીધા વગર ગરીબો વચ્ચે વહેંચી દીધું. થોડા વખત પછી વરસાદ થવાથી સર્વત્ર આનંદની ઊર્મિઓ ઊછળવા લાગી. જિનદાસ શેઠે પોતાની વિરાટ સંપત્તિનો ત્યાગ કરી, નાગેન્દ્ર, ચન્દ્ર, નિવૃત્ત અને વિદ્યાધર નામના પોતાના ચાર પુત્રોની સાથે દીક્ષા ગ્રહણ કરી.

રાજા સમ્પ્રતિ મૌર્ય અને આર્ય વજ્રના સમયના દુર્ભિક્ષના કારણે જે શ્રમણ સંઘ, દક્ષિણ પ્રદેશ, મધ્ય ભારત અને પશ્ચિમ ભારતમાં વિચરતો થયો હતો તે દીર્ઘ કાળ સુધી ઉત્તર-પૂર્વના ભારતમાં વિચરનાર શ્રમણ સંઘ સાથે મળી ન શક્યો. તે કારણે ઉત્તરના શ્રમણોની સ્થવિરાવલી અને દક્ષિણ તેમજ પશ્ચિમ પ્રાંતોમા વિચરનારા સાધુઓના સંઘોની સ્થવિરાલીમાં પૃથકતા આવી.

આગમોની પણ ત્રણ વાચનાઓ થઈ. પ્રથમ વાચના આર્ય સ્કન્દિલની અધ્યક્ષતામાં મથુરામાં થઇ. આ વાચનામા ઉત્તર પ્રદેશ અને મધ્ય ભારતમાં વિચરનારા શ્રમણો જ એકત્રિત થયા હતા. આ વાચના માથુરી વાચના તરીકે જાણીતી થઇ.

બીજી વાચના આર્ય નાગાર્જુનના નેતૃત્વમાં દાક્ષિણાત્ય પ્રદેશમાં વિચરણ કરનારા શ્રમણોની થઇ. પરંતુ બન્ને વાચનામાં એકબીજા એકબીજાથી મળી શકયા નહિ.

ત્રીજી વાચના વલ્લભી વાચનાના નામથી જાણીતી છે. વીર નિર્વાણથી ૯૮૦ વર્ષ વીતી ગયા પછી વલ્લભીપુર નગરમાં દેવર્દ્ધિ પ્રમુખ શ્રમણસંઘે આગમોને પુસ્તકોના રૂપમાં લિપિ બદ્ધ કર્યા. એક વખત દેવર્દ્ધિ ક્ષમા શ્રમણ કફની શાંતિ માટે, સૂંઠનો એક ગાંઠિયો એક ગૃહસ્થ પાસેથી માંગીને લાવ્યા. ભોજન સમયે વિસ્મૃતિ દોષથી ખાવાનું ભૂલી ગયા. પ્રતિક્રમણ વખતે, પ્રતિ લેખના કરતાં, સૂંઠની ગાંઠ કાનમાથી જમીન પર પડી ગઇ. પડવાનો અવાજ સાભળતાં તેમને સૂંઠની

સ્મૃતિ થઇ આવી. તેમને થયું કે સૂંઠ ખાવાની સામાન્ય વાત પણ જો ભુલાઈ જાય, તો શાસ્ત્રો કંઠસ્થ રાખવાની પ્રતિભા અને મેધાશકિત તો કયાંથી લાવવી ? સમયના પ્રભાવથી તે નબળી થતી જાય છે. વલ્લભીપુરમાં બન્ને વાચનાના પ્રતિનિધિએ ભેગા થઈ, આગમોને પુસ્તકારૂઢ કર્યાં.

આપણી પાસે આજે આગમ-સંપદા છે એ આ બધા પૂર્વાચાર્યોના અથાગ પરિશ્રમ, કીમતી સંરક્ષણ અને અસાધારણ બુધ્ધિ પ્રતિભાને આભારી છે. આ આગમોની સંખ્યા ઘણી મોટી હતી. આજે પણ આગમોની સંખ્યા બીજા સંપ્રદાયોની દૃષ્ટિએ વધારે છે. પરંતુ આપણી પરંપરા, જેનો પ્રમાણિકતાપૂર્વક સ્વીકાર કરે છે તે આગમોની સંખ્યા બત્રીસ છે. તેમાં ૧૧ અંગ, ૧૨ ઉપાંગ, ૪ છેદ, ૪ મૂળ અને ૩૨ મું આવશ્યક સૂત્ર છે. સ્થાનકવાસી પરંપરાને જે ૩૨ માન્ય આગમો છે તેમાં ૪ મૂળ સૂત્રો છે. જેમાં શ્રી ઉત્તરાધ્યનસૂત્રનું આગવું સ્થાન છે. ઉત્તરાધ્યન સૂત્રમાંથી માત્ર ૨૩માં અધ્યયનનો જ સ્વાધ્યાય આ ચતુર્માસ માટે પસંદ કરેલ છે. તે ગંભીર અર્થો અને વિવિધ રસોથી ભરેલ છે.

શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર ભગવાનના શ્રીમુખની અંતિમ વાણી છે એ વાત કલ્પસૂત્રના મૂળ પાઠથી કહી બતાવવી વધારે પ્રમાણ અને ન્યાય સંગત ગણાશે એમ માની કલ્પસૂત્રના મૂળ પાઠનું ઉદ્ધરણ આપું છું.—

तेणं कालेण तेणं समभेण भगवं महावीरे बावत्तरिं वासाइं सव्वाउयपालइत्ता खीणे वेयणिज्जाउयनामगोत्ते इमीसे ओसप्पिणीभे दुसम सुसमाभे समाभे बहवीइक्कंताभे तिहिं वासेहिं अद्धनवमेहिं थ मासेहि सेसभेहिं पावाभे मज्झिमाभे हत्थिपालगस्स रन्नो रज्जुगसमाभे भेगे, अबीभे छट्ठेणं भत्तेणं अपाणभेणं साइणा नक्खत्तेणं जोगमुवागभेणं पच्चूसकालसमयंसि सपलियंक निसन्ने पणपन्नं अज्झयणाइं कल्लाण फलविवागाई पणपन्न अज्झयणाई पावफलविवागाई छत्तिसं च अपुट्ठवागरणाई वागरित्ता पधाणं नाम अज्झयणं विभावेमाणे विभावेमाणे कालगभे वितिक्कंते समुज्जाभे छिन्न जाइजरामरण बन्धणे सिद्धे बुद्धे मुत्ते अंतकडे परिनिव्वुडे सव्वदुक्खपहीणे ॥

અર્થાત્— તે કાળે તે સમયે શ્રમણ ભગવાન્ મહાવીર (ત્રીસ વરસ સુધી ગૃહવાસમાં રહીને, બાર વર્ષથી પણ વધુ સમય સુધી છદ્મસ્થ-શ્રમણ પર્યાયમાં રહીને, ત્યાર પછી ત્રીસ વરસથી કંઈક ઓછા વખત સુધી કેવળ પર્યાય પ્રાપ્ત કરીને) બોંતેર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી વેદનીય, આયુ, નામ, ગોત્ર કર્મ ક્ષીણ થયા પછી, આ અવસર્પિણી કાળનો દુષમ-સુષમ નામનો ચોથો આરો ઘણો પસાર થયા પછી, તે ચોથા આરાનાં ત્રણ વર્ષ અને સાડા આઠ મહિના બાકી રહેતાં, મધ્યમ પાવાનગરીમાં હસ્તિપાલ રાજાની રજ્જુક સભામાં એકલા, છટ્ઠતપની સાથે સ્વાતિ નક્ષત્રનો યોગ થતાં જ પ્રત્યૂષકાળના સમયે (ચાર ઘડી રાત બાકી રહે ત્યારે) પલ્યંકાસને બેઠેલા ભગવાન કલ્યાણ ફળ-વિપાકના પંચાવન અધ્યાયન અને પાપફળ-વિપાકના બીજા પંચાવન અધ્યયન અને અપૃષ્ટ અર્થાત્ બીજા કોઈ વડે પ્રશ્ન નહિ કરવામાં આવેલ છતાં તેનું સમાધાન કરનારાં છત્રીસ અધ્યયનોને કહેતાં કહેતાં કાળધર્મને પ્રાપ્ત થયા, સંસાર તજીને ચાલ્યા ગયા, ઊર્ધ્વગતિને પ્રાપ્ત થયા. તેમના જન્મજરા-મરણનાં બંધન વિચ્છિન્ન થઇ તેઓ સિદ્ધ થયા,

બુદ્ધ થયા, મુક્ત થયા. સંપૂર્ણ કર્મોનો તેમણે નાશ કર્યો. બધી જાતના સંતાપોથી મુક્ત થયા, તેમનાં સંપૂર્ણ દુખો નષ્ટ થઇ ગયા.

આ જ વાતની પુષ્ટિ આ ગાથાથી પણ થાય છે.

इय पाउकरे बुद्धे, नायए परिनिव्वुए ।
छत्तीस उत्तरज्झाए, भवसिद्धिय संवुडे ॥

આ રીતે, ઉત્તરાધ્યયન સૂત્ર નિર્વાણ વખતની ભગવાનની અંતિમદેશના છે. ૧૮ દેશના રાજાઓ પૌષધોપવાસ વ્રતને સ્વીકારી તેમની વાણી ઝીલી રહ્યા છે. ભગવાન એક ક્ષણ માટે પણ અટક્યા વગર અમૃત-વાણીનો ધોધ વરસાવી રહ્યા છે. સાક્ષાત્ ભગવદ્ વાણીનો લાભ લેનારા તો આ અમૃત સરિતામાં અવગાહન કરી, કૃતકૃત્ય થઈ ગયા. આપણને તેનો પરંપરાગત લાભ મળી રહ્યો છે. એની યથાર્થતાનો જાગૃતિપૂર્વક ખ્યાલ કરીશું, વિવેકપૂર્વક સાંભળીશું, જાણપણાને ક્રિયાન્વિત કરવા પ્રયત્ન કરીશું, તો ભગવદ્ વાણીના શ્રવણથી મળતા લાભો મેળવવા પાત્ર બની શકીશું.

તમારો અને અમારો આત્મા ભગવદ્વાણી ઝીલવા, સંઘરવા, અમલમાં મૂકવાની પરિપૂર્ણ પાત્રતાને વરે એ જ મંગળ કામના અને પ્રભુ-પ્રાર્થના.

## આત્માનો વૈભવ

ભૌતિક વૈભવની મોજ માણનાર, તેમાં જ રચીપચી રહેનાર, ભૌતિક ઐશ્વર્ય ઉપરાંત બીજો પણ વૈભવનો એક અસાધારણ ખજાનો છે તેનાથી તદ્દન અજ્ઞાત વ્યક્તિ આત્માની સાથે વૈભવ શબ્દનું જોડાણ જોઈ, આશ્ચર્ય અનુભવે તો તેમા કશું જ આશ્ચર્ય નથી. દુન્યવી રાગ રંગ કરતાં વૈભવનું એક અપ્રતિમ અને અલૌકિક જગત પણ છે એ વિષે જેણે અવગાહન કર્યું નથી, એના આનંદનો સ્વાદ ચાખ્યો નથી, આત્માભિમુખ દૃષ્ટિ કરી નથી, મરજીવાની માફક આંતર જગતમાં અવગાહન કરી ગુણ મૌક્તિકો મેળવવા સાહસ ખેડ્યું નથી, તેમના માટે ઇન્દ્રિયોથી દૃષ્ટ અને સ્પષ્ટ જગત સિવાયનું બીજું જગત કે બીજો વૈભવ સંભવિત નથી.

મનમાં રહેલી અહંતા અને મમતા, પારકું અને પોતાનું, આત્મ-વૈભવના પ્રગટીકરણના દુશ્મનો છે. આ બધા મનના ધર્મો છે અને મનના ધર્મોને અટકાવી મનને જ્યાં સુધી અમન કે નિર્વિચારરૂપ ન બનાવવામા આવે ત્યાં સુધી સ્વરૂપોપલબ્ધિની દિશામા ડૂબકી મારવાનું સંભવિત નથી. મનના ધર્મો જ્યારે આત્મસ્વરૂપમા ભાસવા માંડે છે, તેની સાથે સહજ તાદાત્મ્ય થઈ જાય

છે, પછી તો મનના ધર્મોને આત્મા પોતાના ધર્મો માની, પોતાને સુખી–દુઃખી માનવા લાગે છે. વસ્તુતઃ આત્મા તો સુખ અને દુઃખથી અતીત, પરમ આનંદ સ્વરૂપ છે.

આમ છતાં, આત્માવગાહનમાં મનની સહાયની પ્રાથમિક અપેક્ષા રહે જ છે. ચિત્તવૃત્તિ સુધરે તો બધું સુધરે અને ચિત્તવૃત્તિ મલિનતાની પરિસીમાને સ્પર્શે તો બધું જ બગડે. સુખદુઃખ આપનાર અહંતા અને મમતા છે. તેનું જો અતિક્રમણ કરી શકાય તો જ પોતાનું આનંદ સ્વરૂપ ઉપલબ્ધ થઈ જાય.

મન સ્વભાવથી અધોગામી છે. અમંગલની ભાવનાઓથી ભરેલું છે. મલિનતા માટે કશાજ પ્રશિક્ષણની જરૂર નથી. તે તો પ્રકૃતિ તરફનું આકર્ષણ છે, પશુવૃત્તિ છે. છતાં તે એવી તો બની ગઈ હોય છે કે, વારંવારના ઊર્ધ્વગામી થવાના પ્રયત્નો પણ તેની સામે નાકામિયાબ બની જાય છે.

મનનો સ્વભાવ પાણી જેવો છે. પાણી સદા નીચેની દિશામાં ગતિ કરનારું છે. ખાડા તરફ જવાની તેની સ્વાભાવિક દોડ હોય છે. ઉપર ચઢાવવા માટે તો મોટા પ્રયત્નોની અપેક્ષા રહે છે. મોટર–પંપની સહાય વગર પાણી ઉપર ચઢી શકતું નથી. પરંતુ અધો દિશા તરફની ગતિમાં પાણીને કશું જ કરવું પડતું નથી. તે હર્ષ ભેર દોડી શકે છે. આ રીતે મનનો પણ અધોગામી સ્વભાવ છે. તેને ઊર્ધ્વગામી બનાવવા માટે જાગૃતિપૂર્વકના પ્રયત્નો અને પ્રતિપળની જાગૃતિની જરૂર છે.

બરફના એક મોટા કટકાને જો પાણીમાં નાખવામાં આવે તો બરફનો મોટો ભાગ પાણીમાં ડૂબી જાય છે. તેનો ઉપરનો ભાગ જ પાણીની સપાટી પર તરતો જણાય છે. મનની પણ સ્થિતિ બરફના જેવી જ હોય છે. મનનો એક નાનકડો ભાગ જ જાગૃત હોય છે જેને આપણે સમજવા માટે 'ચેતન મન' કહી શકીએ. મનના બાકીના આઠ ભાગો તો પાણીમાં ડૂબેલા બરફના ટુકડાની માફક અજાગૃત અને ઊંડાણમાં ડૂબેલા હોય છે, જેને 'અચેતન મન' એ નામની સંજ્ઞા આપણે આપી શકીએ.

આપણે જ્યારે કોઈ જ્ઞાની પુરુષો પાસેથી ક્રોધથી થતી હાનિઓ અને ઉપદ્રવોની વાત સાંભળીએ છીએ, અથવા કોઈ સદ્ગ્રન્થોમાં ક્રોધથી થતા શારીરિક અને માનસિક દુષ્પ્રભાવોનું વર્ણન વાંચીએ છીએ, ત્યારે સપાટી ઉપર રહેલું જાગૃત મન તે શ્રવણ અને વાંચનથી પ્રભાવિત થઈ જાય છે. તે શ્રવણ અને વાંચનમાં તેને સત્યનું દર્શન થતું હોય છે. ક્રોધના ઉપદ્રવોનું ચિત્ર સચેતન મનની સામે નૃત્ય કરતું થઈ ગયું હોય છે. એટલે ક્રોધને તજી દેવાની ભાવના પ્રબળતમ બની જાય છે. આવેશમાં ક્રોધ ન કરવાની તે પ્રતિજ્ઞા પણ લઈ લે છે. મન તેથી સંતુષ્ટિનો પણ અનુભવ કરે છે. એક દુર્ગુણ છોડયાનો આત્મસંતોષ તે મેળવી લે છે. પરંતુ આ બધી પ્રતિજ્ઞાઓ ઇન્દ્ર ધનુષની માફક સૌંદર્યથી ભરેલી પરંતુ ક્ષણજીવી નીવડે છે.

ઇન્દ્ર ધનુષને તો તમે જોયું હશે. તેના સુંદર રંગો કેવું આકર્ષણ ઊભું કરી શકે છે! ઘડીક તો તમોને થાય કે આ ઇન્દ્ર ધનુષને આકાશમાંથી ઊપાડી લાવી, આપણા શણગારેલા ઓરડામાં એક ઠેકાણે મૂકી દઈએ. પરંતુ આ સુંદર કલ્પનાની સૃષ્ટિને સાકાર બનાવવાનાં કદાપિ સપનાં સેવશો નહિ. અન્યથા ઇન્દ્ર ધનુષને લેવા જતાં ત્યાં તમને વરાળ અને તેમાંથી પસાર થતાં સૂર્યનાં કિરણો સિવાય ભાગ્યે જ કશું મળશે.

ઉપરની સપાટી ઉપર તરતા મનના એક ભાગની સમજણના આધારે સ્વીકારેલી ક્રોધ ન ન કરવાની પ્રતિજ્ઞા પણ ઇન્દ્ર ધનુષની માફક આ૦ર્ષક બની જાય છે. પરંતુ તેની સ્થિતિ અમુક ક્ષણોથી વધારે વખતની હોતી નથી. કારણ મનના એક ભાગે જ આ પ્રતિજ્ઞા સ્વીકારી હતી. પાણીના ઊંડાણમાં રહેલા બરફની માફક મનના આઠ અચેતન ભાગોને આ પ્રતિજ્ઞા વિષેની કશી જ માહિતી હોતી નથી. ક્રોધાદિ વિકારો કે વૈષયિક વાસનાઓનું ઊંડાણ અતલ હોય છે. તે પ્રાણોની ગહરાઈને સ્પર્શેલી હોય છે. જે ભાગે પ્રતિજ્ઞાનો સ્વીકાર કર્યો તેની તેને કશી જ ખબર હોતી નથી. એટલે જ્યારે પણ ક્રોધાદિ કાષાયિક ભાવો કે વૈષયિક વિકારોના સાંયોગિક નિમિત્તો મળે છે ત્યારે પ્રાણના અતલ ઊંડાણમાં સુષુપ્ત વિકારો સર્પની ફેણની માફક સત્વર માથું ઊંચકવા માંડે છે. કરેલી પ્રતિજ્ઞા વિસ્મૃતિના ગર્તમાં સંતાઈ જાય છે. અચેતન મનની ગુફામાંથી ઊઠેલો ક્રોધાગ્નિ સચેતન મનની પ્રતિજ્ઞાને હતી ન હતી કરી નાખે છે. પછી પશ્ચાત્તાપની પરંપરાનો પ્રારંભ થાય છે.

તે મનમાં સારી પેઠે સમજતો હોય છે કે હું સાધુપુરુષ છું. ક્રોધ ન કરવાની મેં પ્રતિજ્ઞા લીધી હતી. તેનું યથાર્થ પાલન કરવા હું દૃઢ નિશ્ચયી હતો. તે માટેના મારા સાચી દિશાના પ્રયત્નો પણ હતા. પરંતુ સંયોગોએ મને ભૂલ ખવરાવી દીધી. હું સંયોગોને આધીન બની ગયો એ જ મારી ભૂલ હતી. એ ભૂલનું હવે પુનરાવર્તન નહિ થવા દઉં. આ દૃઢ નિર્ણય સાથે પુન ક્રોધાદિ ન કરવા પ્રતિજ્ઞારૂઢ થાય છે. પરંતુ ક્રોધનાં આત્યંતિક નિમિત્તો મળતાં ફરી તે ભૂલથાપ ખાઈ જાય છે અને ફરી પ્રતિજ્ઞાનું ચક્ર શરૂ થઈ જાય છે આ રીતે પ્રતિજ્ઞા–ભૂલ–ફરી પ્રતિજ્ઞા–ફરી ભૂલ આમ ભૂલની પરંપરા ચાલ્યા જ કરે છે. ઘાણીના બળદની માફક એ ગોળ ગોળ ગતિ અવશ્ય કરે છે, પરંતુ કોઈ નિશ્ચિત દિશા તરફ તે આગેકૂચ કરી શકતો નથી.

એ ભૂલી જાય છે કે આ બધી ચાલાકી મનની જ છે. મનને કામ વગર ચાલતું નથી. તે સ્વભાવથી ચંચળ છે. તેને નવું નવું કામ ન મળે તો તે જીવી શકે નહિ. કોઈ ચાલાકી ભરેલું કામ ગોતી લેવાની મનની પોતાની આગવી કળા છે. જો આવું કોઈ કામ ન મળે તો મન–અમન થઈ જાય અને તેનો મૃત્યુઘંટ વાગી જાય. આથી જીવિત રહેવા માટે મન હજારો રીતે ફાંફાં મારે છે. મનનું મૃત્યુ એટલે આત્મ–વૈભવ દ્વારનું ઉદ્‌ઘાટન. જીવિત રહેવા માટે મન પ્રતિક્ષણ એક યા બીજી રીતે પ્રયત્નો કર્યા જ કરે છે. મન આપણને આપણામાં જ

વિભાજિત કરી નાખે છે. આપણે જ આપણાથી લડતા થઈ જઈએ છીએ. આપણી શકિતને આ રીતે ઉપયોગમાં લઈ લેવાની, અંતે આપણને આત્મા તરફ દૃષ્ટિ ન નાખવા દેવાની તેની અજબ ગજબની કળા છે. તે આ કળાનું કુશળ કારીગર છે. એટલે જ જ્યારે વહેલી સવારે ચાર વાગ્યે ઊઠવાનો આપણે સંકલ્પ કરીએ છીએ ત્યારે દૃઢ મનથી નિશ્ચય કરીએ છીએ કે આપણે ચાર વાગ્યે ઊઠી જઈશું. પરંતુ ચાર વાગ્યાનું એલામં વાગે એટલે આ જ મનનો બીજો ભાગ સૂતો સૂતો નિર્ણય કરશે કે, આજે તો ઊંઘનો આનંદ લઈ લઈએ, આવતી કાલે અવશ્ય ઊઠીશું. તે વખતે માણસ ભૂલી જાય છે કે, ચાર વાગ્યે ઊઠવાનો નિર્ણય કરનાર પણ તેનું જ મન છે અને ન જાગવાનો અને સૂઈ જવાના આનંદનો નિર્ણય કરનારું પણ તેનું જ મન છે. મને જ આ બન્ને નિર્ણયો લીધા છે. મને જ મનને અથડાવી મારવાની અને શક્તિને ખંડ ખંડમાં વિભાજિત કરી નાખવાની હામ ભીડી હોય છે. એમાં તેણે મેળવેલી સફળતા એ જ તેના જીવતા રહેવાનું સાધન છે. એટલે જ ઘણી વખત માણસ ઘરથી કંટાળી મંદિરની શોધ કરે છે, સંસારથી ત્રાસી મોક્ષની ઇચ્છા કરે છે, સંપત્તિને ત્યાગી નિર્ગ્રંથ થવાની ભાવના સેવે છે, પણ આ બધાંની પાછળ ચાહની સૂક્ષ્મતમ વાસના ભરી હોય છે. એ સૂક્ષ્મતમ વાસનાને ટકાવી રાખવાની કળા એ જ મનને ટકી રહેવાના પ્રાણો છે, શ્વાસોચ્છ્વાસ છે

મનને નિર્મન બનાવવાની સાધના સામાન્ય નથી. તેને માટે અસાધારણ આત્મબળ જોઈએ. અસાધારણ આત્મબળ વિના મનનુ મૃત્યુ સંભવિત નથી. છતાં એવડી મોટી છલાંગ ન ભરી શકાય તો મનને ઉલટાવી નાખવામાં તો કશા જ શ્રમ કે સવિશેષ સાધનાની અપેક્ષા નથી. મન શબ્દને જ ઉલટાવી નાખીએ, મનને બદલે 'નમ'નું સતત સ્મરણ રાખવાની કળાને આત્મસાત્ કરી લઈએ તો આત્માનો બેડો પાર થઈ જાય. આત્મવૈભવની સંપ્રાપ્તિનો નમસ્કાર મંત્ર એક અનુપમ, અજોડ અને અપ્રતિમ સાધન છે

જૈન પરંપરા પાસે જે આ નમસ્કાર મંત્ર છે તે એક આશ્ચર્યજનક ઘોષણા છે. અનંત અનુભૂતિમાંથી આવિર્ભાવ પામેલી આ ઉદ્‌ઘોષણા છે—

> एसो पंच नमुक्कारो सव्व पावप्पणासणो ।
> मंगलाणं च सव्वेसिं पढमं हवई मंगलं ।।

બધાં પાપોનો નાશ કરી દે એવો સર્વ મંગલોમાં પ્રથમ મંગલરૂપ આ મહામંત્ર છે. આપ કહેશો કે નમસ્કાર મંત્રના સ્મરણથી પાપનો કેવી રીતે નાશ થાય ? પાપના નાશનો જો આટલો સહેલો ઉપાય હોય તો પછી જોઈએ જ શું ? ગમે તેવાં પાપો ક્ષણભંગુર બની જશે. સંભવ છે કે તેથી તો પાપનો ભય જ ચાલ્યો જશે. માણસ પાપ કરવા રીઢો થઈ જશે. તે વિચારશે કે પાપનો ક્ષણ માત્રમાં નાશ કરવાનો કીમિયો મારી પાસે છે. પાપને પુણ્યમાં ફેરવી

નાખવાની કળા મેં હસ્તગત કરી છે. પાપોના પહાડોને પણ ધરાશયી બનાવી દેવાની શક્તિ મેં મેળવી લીધી છે. પાપને ઉડાડવાનું રામબાણ ઔષધ મારા ખિસ્સામાં છે. પાપની સજા ભોગવ્યા વગર પણ તેમાંથી મુક્તિ મેળવવાનો અમોઘ ઉપાય મારી પાસે છે એમ માની પાપભીરુ બનાવવાને બદલે તે ધર્મ પરાઙ્મુખ બની જશે.

જો આ પ્રશ્નનો ગંભીરતાપૂર્વક વિચાર ન કરવામાં આવે તો ઉપર્યુક્ત શંકા સાચી માની લેવાને અવકાશ રહે. પરંતુ હકીકતે એમ નથી. નમસ્કારમંત્રના ઉચ્ચાર માત્રથી એમ સીધેસીધું પાપ નાશ પામી જતુ નથી. પરંતુ જેના માનસમાં શિખર પર પહોંચેલા આ બધા પરમાત્માઓ તરફ જો નમન-સંપૂર્ણ ભાવે સમર્પણનો પ્રાણસ્પર્શી દૃઢ શ્રદ્ધાભાવ જાગૃત થાય, તો તે વખતે આ રીતે સમર્પિત વ્યક્તિની ચારેકોર જે આભામંડળનું નિર્માણ થાય છે, તે આભામંડળની ઉપસ્થિતિમાં કશા જ પાપને અવકાશ મળતો નથી, કશા જ અમંગળનો પ્રવેશ સંભવતો નથી પાપ કરવા માટે એક વિશેષ પ્રકારના આભામંડળની અપેક્ષા હોય છે. તે જાતના આભામંડળનું જો નિર્માણ ન થાય તો પાપ કરવું મુશ્કેલ થઈ જાય. સમર્પણની અપ્રતિમ ભાવનાથી સ્મરણ કરેલા આ નમસ્કારમંત્રથી આભામંડળ રૂપાંતરિત થઈ જશે અને પાપ કરવુ અસંભવ બની જશે.

નમોકાર મંત્રમાં જે નમન-સમર્પણનો ભાવ છે તે માત્ર શાબ્દિક નથી. તે શબ્દો નથી, પરંતુ આત્માના ઊંડાણમાંથી સદ્ભાવોના પરિબળે જન્મેલા ભાવો છે. આ ભાવો જો પ્રાણોને સ્પર્શી, એટલા નક્કર, પ્રગાઢ અને ઊંડાણવાળા થઈ જાય કે તે પ્રાણોને જગાડી દે, રુંવાડે રુંવાડું અરિહંતોના નમસ્કારથી ગાજી ઊઠે, શરીરનું અવયવે અવયવ અરિહંતના સ્મરણથી સભર બની જાય, તે વખતે સદ્ભાવોનું જે પરિબળ ઉત્પન્ન થાય છે તેમાં પછી પાપ કે અમંગળને સ્થાન જ રહેતું નથી.

અરિહંતોને નમસ્કાર એટલે જે જાણે છે, જે સર્વજ્ઞ અને સર્વદર્શી છે, તેમનાં ચરણોમાં હું મસ્તક મૂકું છું. જે લક્ષ્યને, મંજિલને પામી ગયા છે, જે પહોચી ગયા છે, તેમનાં ચરણોમાં હું મસ્તકને સમર્પણ કરું છું. પરમ શિખરને સ્પર્શેલા એ શિખર પુરુષોના દ્વાર પર યાચક બનીને ઊભા રહેવામા પણ હું ગૌરવ અનુભવું છું.

રશિયામાં મિખાયલોવાનું પોતાનું એક વિશિષ્ટ વ્યક્તિત્વ છે. ધ્યાનમાત્રથી જ સ્થિતિ શીલ વસ્તુઓને ગતિશીલ બનાવવાની કળામા તેઓ નિષ્ણાત છે. હાથ કે શરીરના અવયવોના સહાયની તેમાં કશી જ જરૂર રહેતી નથી. તેમનાથી દૂર મૂકવામા આવેલી વસ્તુ પર તેઓ એકાગ્રતાપૂર્વક પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે છે અને સહુના આશ્ચર્ય વચ્ચે થોડા જ વખતમા તે વસ્તુ ચાલતી થઈ જાય છે. લોહચુંબક જેમ સુદૂરવર્તી લોઢાના કટકાને પોતાનાં તરફ આકર્ષી લે છે તેમ મિખાયલોવા પણ ધ્યાન અને એકાગ્રતાના બળે વસ્તુઓને પોતાની તરફ ખેંચી લે

છે. તે ઘડિયાળના કાંટાઓને માત્ર ધ્યાનના પ્રયોગથી તેજીથી ગતિ કરતા કરી શકે છે, ચાલતી ઘડિયાળને ચાલતી અટકાવી શકે છે.

પરંતુ તેમની આસપાસ જો શ્રદ્ધા અને સમર્પણથી ભરેલી વ્યક્તિઓનો સમુદાય એકત્રિત હોય, સહાનુભૂતિથી ભરેલા સહૃદયી મિત્રોની હાજરી હોય તો વસ્તુને હલાવવાની ક્રિયા તેઓ અર્ધા કલાકમાં જ કરી શકે છે. પણ જો સંદેહશીલ સમુદાય આસપાસ એકત્રિત થયો હોય તો આ પ્રયોગમાં તેમને પાંચ કલાક લાગી જાય છે. કોઈ વસ્તુને હલાવવામાં જ્યારે તેમને પાંચ કલાક લાગી જાય ત્યારે તેમનુ વજન દસ પાઉંડ ઓછું થઈ જાય છે. અર્ધો કલાક લાગે ત્યારે ત્રણ પાઉંડ વજન ઘટે છે અને જ્યારે પાંચ મિનિટમાં જ હલાવવાની ક્રિયા થઈ જાય તો તેમનાં વજનમાં ફેર પડતો નથી.

મિખાયલોવા કોઇ પણ વસ્તુને પોતાની દિશામાં ખેંચવા પ્રયત્ન કરતા હોય ત્યારે તેમના શરીરમાંથી જે પ્રાણ-ઊર્જા પડતી હોય છે કે જેના કારણે તેના શરીરનું વજન દસ પાઉંડ કે ત્રણ પાઉંડ ઘટી જતું હોય છે. તે ઊર્જાને સંગૃહિત કરી શકાય એવાં ગ્રાહક યંત્રોની પણ શોધ થઈ છે. તે ઊર્જા જો યંત્રોમાં પ્રવેશ કરી જાય અને સંગૃહિત થઈ જાય તો તે યંત્ર જે ઠેકાણે મૂકવામાં આવેલ હોય ત્યાંથી પસાર થતા દરેકને પોતાની બાજુ ખેંચવાનો તે પ્રયાસ કરશે. તે યંત્રની પાસે જવાનું દરેકનુ મન થઈ જશે.

મંત્રની મૂળભૂત આધારશીલા પણ આ જ છે. શબ્દોમાં, વિચારોમાં, તરંગોમાં ભાવો સંગૃહિત અને સમાવિષ્ટ થઈ જાય છે. જ્યારે કોઈ વ્યકિત કહે છે "णमो अरिहन्ताण" એટલે હું તે બધાને કે જેમણે રાગદ્વેષને જીત્યા છે, જે ઉપલબ્ધિને પામ્યા છે, જે જ્ઞાતા અને દ્રષ્ટા થયા છે, તેમનાં ચરણોના શરણમાં હું મારી જાતને અર્પણ કરું છુ. આવો ભાવ જ્યારે પ્રગાઢ થાય ત્યારે અગ્નિના સાન્નિધ્યથી જેમ મીણબત્તી વિગલિત થઈ જાય છે તેમ તેનો અહંકાર વિગલિત થઈ જાય છે. અરિહંતોના સ્મરણની સઘનતાથી જૈનોમા જે મહાશક્તિનું નિર્માણ થયું તે મહાશકિતનો, તે એક ભાગ બની જાય છે. પ્રભુના અનંત અનુગ્રહની અમીવર્ષાનો તે પાત્ર બની જાય છે. એક લોકોત્તર દિવ્યલોકનું નિર્માણ થઈ જાય છે કે જેની સાથે તેનું વ્યક્તિત્વ જ પરિવર્તિત થઈ જાય છે.

કોઈ વ્યક્તિ રાત-દિવસ, જ્યારે અવકાશ મળે ત્યારે નમોકકારના સ્મરણમાં સંલીન બની જાય તો તેનું વ્યક્તિ જ પરિવર્તિત થઈ જાય છે અને તે બીજા જગતનો આત્મા બની જાય છે. અરિહંતનો અર્થ જ એ છે કે જેના બધા શત્રુઓ નાશ પામી ગયા છે, જેનામાં એવો કોઈ અવશેષ રહેતો નથી કે તેની સાથે વિગ્રહ કે સંઘર્ષને અવકાશ હોય. ક્રોધ, અહંકાર કે અજ્ઞાન બધાં જ જ્યાં નામશેષ થઈ ગયાં હોય એવા અરિહંતોને નમસ્કાર એટલે જે મંજિલને પહોંચી ગયા છે તે બધાંને નમસ્કાર. આ રીતે આ મંત્ર ભારે અદ્‌ભુત અને અજોડ છે. વિશ્વના કોઈ

પણ ધર્મે આવો મહામંત્ર, કે જે સર્વાંગી અને સર્વસ્પર્શી હોય તેવો, આજ સુધી વિકસિત કર્યો નથી. આ નમસ્કારમાં વિરાટ સમાયેલ છે. અરિહંત માત્ર જૈન પરંપરાની જ દેન નથી. કોઈ પણ પરંપરામાં અરિહંત હોઈ શકે. અને જે અરિહંત થયા હોય તે બધાને નમન એટલે તે બધાનાં ચરણોમાં સમર્પણ. એમાં વ્યક્તિમૂલક દૃષ્ટિ નથી. કેવળ શક્તિનો જ ખ્યાલ છે. રૂપનું તો તેમાં ધ્યાન જ નથી. જે અરૂપ–નિરાકાર સત્તા છે તેનું જ ધ્યાન, તેને જ નમસ્કાર.

નમનથી એક જાતની ગ્રાહકતાનો પ્રાદુર્ભાવ થાય છે. આપણે જ્યારે કોઈને નમસ્કાર કરીએ છીએ તે જ ક્ષણે આપણું હૃદય ઊઘડી જાય છે. આપણામા તેને પ્રવેશ આપવા માટે આપણે તૈયાર થઈ જઈએ છીએ. કારણ જેનાં ચરણોના શરણનો સ્વીકાર કર્યો તેને અન્તરાત્મામાં પ્રવેશ કરવા દેવામાં કશી જ બાધા આવતી નથી. જેના તરફ સમર્પણ અને શ્રદ્ધાનો જન્મ થયો તેના માટે આપણો દરવાજો નિશ્ચિત ઊઘડી જાય છે.

આપણું ધ્યાન સદા બાહ્ય વસ્તુમૂલક હોય છે એટલે અંતરમાં અંધારું સચવાઈ રહે છે. ધ્યાન પદાર્થો તરફ છે. આકર્ષણ પદાર્થોનું છે એટલે પરમાત્મા તરફનું વિકર્ષણ થઇ જાય છે. ઈન્દ્રિયોને બહિર્મુખી મટાડી અન્તર્મુખી બનાવવાના સાધનામૂલક પ્રયત્નોથી જ અનાદિ કાલથી સચવાતું આવેલુ અંધારું ઉલેચાઈ જશે. એક સૂર્યના પ્રકાશ કરતાં કરોડો સૂર્યોનો પ્રકાશ, લાખગણી રોશની, આપણા અંદરમાં છે. પરંતુ આપણને તે જ દેખાય છે જે તરફ આપણું ધ્યાન હોય છે. તે દેખાતું જ નથી જે તરફ આપણું ધ્યાન નથી હોતું.

દાખલા તરીકે, એક માણસ જતાં જતાં કોઈને ગાળ દેતો જાય છે. જ્યારે તે ગાળ આપે છે ત્યારે બે ઘટનાઓ ઘટે છે. એક તો જે માણસ ગાળ આપી રહ્યો છે તે બહાર દૃષ્ટિગોચર છે. તે માણસ બહાર છે તેની ગાળ પણ બહાર છે. પરંતુ સાંભળનારના અંતરમાં ક્રોધ પ્રજ્વલિત થઈ જાય છે તે બીજી ઘટના છે, જે અંદરમાં ઘટિત થાય છે. જો શ્રોતાનું ધ્યાન તે વ્યક્તિ અને તે ગાળ તરફ જશે તો તેના આત્મિક વૈભવનો ખજાનો બંધ થઈ જશે. પરંતુ ગાળ તરફ ધ્યાન જવાને બદલે જો તેનું ધ્યાન પોતાના ક્રોધ તરફ જશે અને તેનાં કારણો ગોતવામાં તે સંલગ્ન બનશે તો તે ક્રોધ પણ એક કે બીજી રીતે તેના આત્મિક વૈભવના પ્રવેશનું નિમિત્ત થઈ જશે.

આટલી સૂક્ષ્મતામાં ઊતરવામાં જો કષ્ટની પ્રતીતિ થતી હોય તો ગૃહસ્થ જીવનમાં ડગલે અને પગલે અનુભવાતાં અને જીવનમાં ઉપયોગી થતાં આત્મમૂલક કાર્યો તરફ જો ધ્યાન કેન્દ્રિત કરીશુ તો આત્મ–વૈભવને મેળવવાની દિશામાં ગતિ કરવા આપણે સક્રિય બની શકીશું.

મનુષ્યનું જીવન અગરબત્તી જેવું હોવુ જોઈએ. અગરબત્તી પોતે ભસ્મીભૂત થઈને પણ આખા વાતાવરણને સુગંધમય બનાવી દે છે. યાદ રાખજો. તમારુ જીવન માત્ર તમારા

માટે જ નથી. તમે તમારી જાત કે કુટુંબ સાથે જ સંબંધિત નથી. તમે સમષ્ટિના એક ભાગ છો એટલે સમષ્ટિ સાથે જોડાયેલા છો. ચાર કરોડ માઈલ દૂર રહેલો સૂર્ય જો ત્યાં ઠંડો થઈ જાય તો આપણે બધા અત્રે ઠંડા થઈ જઈએ. હવે તમે જ વિચાર કરો કે તમારા જીવનના સંરક્ષણમાં ચાર કરોડ માઈલ દૂર રહેલા સૂર્યનો પણ ઉપકારક ભાગ છે કે નહિ? હવા, પાણી, વનસ્પતિ આદિ પદાર્થો કે જેના વગર જીવન ટકાવવું મુશ્કેલ છે, તે બધાની સાથે પણ એક યા બીજી રીતે આપણે જોડાયેલા છીએ માટે "वसुधैव कुटुम्बकम्"ની ભાવના ભાવવામાં આપણું હિત સમાયેલું છે.

અમેરિકાના પ્રમુખ અબ્રાહિમ લિંકન એક દિવસ પાર્લમેન્ટમાં જઈ રહ્યા હતા. જતાં જતાં તેમણે એક સુવરને કીચડમાં ખૂંચેલું જોયું. પ્રયત્ન કરવા છતાં તે નીકળી શકતું ન હતું. પ્રમુખે પોતાની મોટર ઊભી રખાવી અને જાતે જઈને સુવરને કીચડમાંથી બહાર કાઢયું. કીચડમા પ્રવેશવાથી તેમનાં કપડાં પર છાટા ઊડયા હતા પરંતુ તેઓ તો તે જ કપડે પાર્લમેંટમાં ગયા. પાર્લમેંટના અન્ય સભ્યોએ જ્યારે તેમનાં આવાં કપડાં જોયાં ત્યારે તેઓ આશ્ચર્યમાં પડી ગયા. છેવટે મોટર ડ્રાઇવરે તેમને બધી વાત કહી ત્યારે તે લોકો તેની પ્રશંસા કરવા લાગ્યા. આ સાંભળી પ્રમુખે કહ્યું: 'મેં તે સુવરનું દુઃખ ઓછું નથી કર્યું પરંતુ તેને જોઈ મને જે દુઃખ થયું તે જ મેં દૂર કર્યું છે અર્થાત્ મેં મારું જ દુઃખ દૂર કર્યું છે.'

આ છે નિઃસ્વાર્થ પરદુઃખભંજકતા! આત્મ-વૈભવની શોધની પૂર્વભૂમિકામાં આવા સદ્‌ગુણો જ સમાહિત છે. આ સદ્‌ગુણોની પરાકાષ્ઠા જ આત્મોપલબ્ધિના દરવાજાને ઉદ્ઘાટિત કરે છે અને પોતામાં છુપાયેલા અનંત વૈભવનાં દર્શન કરાવે છે.

તમારો-અમારો આત્મા આંતરિક ઐશ્વર્યની શોધમાં પ્રયત્નશીલ થાય તો કલ્યાણ થઇ જાય.

## આગમ છે જીવન-દીપક

આજે અસ્વાધ્યાય ન હોવાથી આપણે પૂર્વે કરેલી પ્રતિજ્ઞા મુજબ મંગળશાસ્ત્રનો પ્રારંભ કરીએ છીએ. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩માં અધ્યયનનો સ્વાધ્યાય એટલે ભગવાન પાર્શ્વનાથ અને ભગવાન મહાવીરની પરંપરાનો સંગમ. બે અથવા બે થી વધારે નદીઓ જ્યાં ભેગી થાય છે તે સ્થાનને સંગમ સ્થાન તરીકે ઓળખવામાં આવે છે. સંગમનું ખાસ મહત્ત્વ છે. તે આપમેળે તીર્થસ્થાન બની જાય છે. તેમાં નહાવવાની ખાસ મહત્તા છે. અલૌકિક જગતમા પ્રવેશ માટેનો જાણે તે અજ્ઞાત સંકેત કે ઇશારો હોય તેમ સહુ તેના વિષે માન્યતા ધરાવે છે. સંગમમા સ્નાન એટલે વૈદિક દૃષ્ટિએ પાપોને ધોવાનું અજોડ સ્થાન. ઉત્તરાધ્યનમા પણ આ પવિત્ર સંગમ

સ્થાનની વાત છે. પણ એ છે આધ્યાત્મિક સંગમની વાત. આત્માને અંતર્મુખી બનાવવા માટેના અનંત ઇશારાઓથી ભરપૂર આ અધ્યયન છે. ઇશારાથી મળતા સંકેત સ્થાનોને ઓળખવાની દિવ્ય દૃષ્ટિ જો તમારા અને અમારામાં જાગૃત થઈ જશે તો આ પ્રવચન સ્વરૂપદર્શનમાં કે પરમાત્મભાવની ઉપલબ્ધિમાં ઉપકાર નિમિત્તની અપૂર્વ અને અસાધારણ ગરજ સારશે.

શાસ્ત્રોના સંબંધમાં એક સ્પષ્ટ સત્ય સમજી લેવાની પારમાર્થિક દૃષ્ટિ એ એક અનિવાર્ય અપેક્ષા છે. સહુથી પહેલાં 'શાસ્ત્ર' શબ્દ વિષે વ્યાકરણ સંબંધી વ્યુત્પત્તિપૂર્વક વિચારણા કરીએ. 'શાસ્ત્ર' શબ્દ શાસ્ ધાતુમાંથી નિષ્પન્ન થાય છે. શાસ્ ધાતુનો અર્થ જે શાસન કરે તે. જે નિયમન કરે, સત્ય તરફ સંકેત કરે, અજ્ઞાત અને અસીમની દિશામાં છલાંગ મારવા ઉત્પ્રેરણા આપે, સ્વરૂપોપલબ્ધિ અથવા પરમાત્મદર્શનનો ઇશારો કરે, કાળની મર્યાદામાંથી બહાર કાઢી કાલાતીતની દિશામાં ગતિ કરાવવા કથન કરે, વામનમાંથી વિરાટની અનંત અને અવ્યાબાધ દિશામાં યાત્રા માટેની સૂચના પૂરી પાડે, તેનું નામ શાસ્ત્ર છે.

શાસ્ત્ર જો ખરેખર પરમાત્મભાવ તરફની મંજિલની દિશાનો નિર્દેશ કરનાર માત્ર ઇશારો જ થઈ જાય તો તે ઇશારો જ આપણી અજાત, અજન્મા, અમરણધર્મા અથવા પરમ અમૃતત્વની સંપ્રાપ્તિની શોધની દિશાના ચરમ અને પરમ આદર્શની યાત્રાના શુભ પ્રારંભમાં અપ્રતિમ હિતકર માર્ગદર્શકનો અમૂલ્ય અને અસાધારણ લોકોત્તર ભાગ ભજવી શકે. પરંતુ જો તે જ શાસ્ત્રો સત્યના સંશોધનની દિશામાં સંકેત અથવા અજ્ઞાત ઇશારાની ગરજ સારવાને બદલે અમૂલ્ય મન્દિરનું સ્થાન સ્વીકારી લે તો, સત્યમાં અવગાહન કરવાની, શ્રમપૂર્વક સત્ય સંશોધનની, પરમાત્મ ભાવોપલબ્ધિની દિશા તરફની વિરાટ યાત્રાની આગેકૂચ જ અટકી જાય. પછી તો શાસ્ત્ર જ મન્દિર બની જાય. શાસ્ત્રોના મુખપાઠ અને આવર્તનમાં જ કર્તવ્યની ઇતિશ્રી થઇ જાય. સ્વના અધ્યયનની પારમાર્થિક દૃષ્ટિ જ ભૂલાઇ જાય અને શાસ્ત્રની ગાથાઓના આવર્તનમાં જ સ્વાધ્યાય દૃષ્ટિગોચર થાય. જાતને અવલોકવાની, પોતાને આલોચન કરવાની, સ્વમાં બુડવાની, મરજીવા થઇ સ્વના અતલ તળમાં અવગાહન કરવાની મરજીવાની શ્રમસાધ્ય કળા જ વિસ્મૃતિના અંધકારભર્યા ગર્તમાં લુપ્ત થઇ જાય.

શાસ્ત્રો કહે છે કે "अप्पणा सच्च मेसेज्जा" જેવા પ્રગટ સત્યો અદૃષ્ટ બન્યા છે. સત્યની ઉપલબ્ધિ શ્રમથી સાધી શકાય છે. પરમાત્મભાવની સંપ્રાપ્તિ માથા સાટેનો ખેલ છે એ વાત ભૂલાઈ ગઈ છે. જાતે સત્યનું અન્વેષણ કરવાની ભગવાનની આજ્ઞા શાસ્ત્રોના મુખપાઠ અને કંઠાગ્રતામાં જ અવરોધાઇ ગઇ છે. શાસ્ત્રોના સંકેતોને અનુસરી, જાતે અન્વેષણ કરવાની અને જીવનને ભગવાન મહાવીરની માફક સત્યની શોધમાં હોમી દેવાની તત્પરતા અને આતુરતાનો સર્વત્ર અભાવ દૃષ્ટિગોચર થાય છે. સત્યને મેળવવાની સાચી પ્યાસ ભાગ્યે જ જોવા મળે છે. પાણી વિના જેમ માછલું તડફડે, તેમ સત્યની ઉપલબ્ધિ વિના અશાંતિ અને અજંપો ભાગ્યે જ

દૃષ્ટિગોચર થાય છે. "अप्पणा सच्च मेसेज्जा"ના ભાગવતી આદેશને આદર્શ બનાવી, સ્વયંના ભગીરથ પુરુષાર્થથી સ્વયંના સત્યને સાક્ષાત્કાર કરવાની કળાનો પારમાર્થિક પાઠ ભૂલાઇ ગયો છે.

ધર્મને યથાર્થ રૂપમાં 'જાણવાની' ભૂમિકાને બદલે 'માનવાની' આધારશીલા ઉપર ધર્મના ભવ્ય પ્રાસાદનું ચણતર શરૂ થયું છે. કારણ સ્પષ્ટ જ છે કે, 'જાણવામાં' જાતના શ્રમની, પુરુષાર્થની, જીવનના આમૂલ રૂપાંતરણની, અહંને હોમવાની કિલષ્ટતમ પ્રક્રિયાઓમાંથી, એટલે આધ્યાત્મિક ઉત્ક્રાંતિઓમાંથી, પસાર થવાનું હોય છે, જ્વાલામુખીના વિસ્ફોટની સાથે ઝઝુમવાનું હોય છે. ત્યારે 'માનવાની' પ્રક્રિયામાં આવી કોઇ જાતની અગ્નિપરીક્ષામાંથી પસાર થવાનું હોતુ નથી, તેમાં કશી જ જટિલતાનો સામનો કરવો પડતો નથી. ચેતનામાં ધર્મનો જે વિકાસ દૃષ્ટિગોચર થાય છે તેનો મંગલ પાયો અહંના વિસર્જનમાં છે. 'માનવામાં' અહંના પરિત્યાગની કશી જ જરૂર રહેતી નથી. જ્ઞાનને પુસ્તક બનાવી દેવામાં, કે જાણવાને શાસ્ત્ર ઉપર આધારિત કરી દેવામાં, કશી જ મુશ્કેલી નથી. તેમાં સાધના કે તપશ્ચર્યાની દિવ્ય અગ્નિમાંથી પસાર થવાનું હોતું નથી. શાસ્ત્રોના મુખપાઠથી જ જાણી લીધાની સંતુષ્ટિના અહંને યથાર્થ પોષણ મળી રહે છે. જાણવાનું-સાક્ષાત્ અનુભૂતિનું સ્થાન સ્મૃતિ સ્વીકારી લે છે અને શાસ્ત્રોને યાદ કરી લેવા માત્રથી કર્તવ્યની ઇતિશ્રીનો કે કૃતકૃત્યતાનો સંતોષ મેળવી લે છે. 'अप्पणा सच्च मेसेज्जा' શબ્દોમાં યાદ રહે છે, તે રોજ સ્વાધ્યાયમાં બોલાય છે, આવર્તનો ઉપર આવર્તનોની પારાયણ પણ થઇ જાય છે, પરંતુ સત્યના સંશોધનમાં જીવન સમર્પણનું કીમતી તત્ત્વ, વિસ્મૃતિના અંધકારમય ગર્તમાં સદાને માટે સમાઇ જાય છે.

સ્વરૂપનો સાક્ષાત્કાર, પરમાત્મભાવની ઉપલબ્ધિ કે સત્યનું પારમાર્થિક અન્વેષણ શાસ્ત્રોના પાઠોને સ્મૃતિબદ્ધ કરી લેવા માત્રથી નથી થતું. તેની સંપ્રાપ્તિ તો માથા સાટે છે. માટે 'માનવા' જેવો સરળ ઉપાય જગતમાં બીજો કોઇ જ નથી. માનવામાં કશો જ ભોગ દેવાની કે યોગ સાધવાની જરૂર રહેતી નથી. માટે જ મોટા ભાગના ધર્મો 'જાણવા' કરતાં 'માનવા'ની જ આજુબાજુ ઊભા છે.

જાણવાના પણ બે પ્રકારો છે. શાસ્ત્રો કે ગ્રન્થોનાં અભ્યાસથી પણ જો કોઇ વસ્તુનું સ્વરૂપ જાણી લે, તો તે પણ જાણવાનો એક પ્રકાર છે અને તે પ્રકાર શ્રુતિ સત્ય છે પણ ખરો, પરંતુ આ રીતે જાણવાની પ્રક્રિયા પરોક્ષ થઇ. આ રીતે મેળવેલી જાણકારીને પ્રત્યક્ષમાં કશો જ અવકાશ નથી. એટલે જ આગમ પ્રરૂપકો અને દર્શન શાસ્ત્રીઓએ આગમનો અંતર્ભાવ પ્રત્યક્ષ પ્રમાણમાં ન કરતા, પરોક્ષ પ્રમાણના અવાતર ભેદોમાં કરેલ છે. સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ એ બધાં પરોક્ષ પ્રમાણના પ્રકારો છે.

શાસ્ત્રોના નિર્દેશો, સંકેતો અને અજ્ઞાત ઇશારાઓના આધારે સ્વયંના અનુભવથી સ્વયંમાં જે જણાય તે અનુભૂતિ સત્ય અથવા સાક્ષાત્ સત્ય છે અને આ પણ જાણવાનો એક બીજો

પરંતુ પારમાર્થિક અને આત્યંતિક પ્રકાર છે. આ જાતની સાક્ષાત્ અનુભૂતિમાં જ પરમ સત્યના પરમ વિરાટમાં પ્રવેશવાના દ્વારો ઉદ્ઘાટિત થાય છે 'अप्पणा सच्चमेसेज्जा' આ જે ભગવદ્વાણી, આર્ષગિરા છે તેનું આંતરિક હાર્દ, આત્યંતિક રહસ્ય, પરમનવનીત અને અંતિમ નિષ્કર્ષ પણ ઉપર્યુક્ત અનુભૂતિ સત્યમાં અન્તર્નિવિષ્ટ છે.

પ્રથમ પ્રક્રિયા એટલે કે આગમથી જાણી લેવા માટે શિક્ષિત અથવા પઠિત થવું જ માત્ર અનિવાર્ય છે. તેના માટે આધ્યાત્મિક ઉત્ક્રાંતિમાંથી પસાર થવાની કે જીવનને રૂપાન્તરિત કરવાની કશી જ અપેક્ષા નથી. શાસ્ત્રોના અભ્યાસ, મુખપાઠ કે કંઠાગ્રતાથી જાણી લીધાનો જે સંતોષ અનુભવે છે તે જાણપણાને પારમાર્થિક, આન્તર સ્પર્શી, આત્મ–પ્રદેશોમાં આંદોલન જગાડનાર, સ્પંદનો ઉત્પન્ન કરનાર ગણી શકાય નહિ. ખરી રીતે તો તેને 'જાણકાર' કહેવા કરતાં 'માનનાર' કહેવું જ વધારે સમીચીન અને યુક્તિ સંગત ગણાશે. શાસ્ત્રોના વારંવારના આવર્તન, વાંચન તેમજ અવલોકનથી તે શીખી જાય છે કે આત્મા અજર છે, અમર છે, અજન્મા છે અને અમરણધર્મા છે. પોપટની માફક આ શબ્દો તે પટપટાવી જાય છે. એમાં વળી ભાષાકીય અભિવ્યક્તિનું સામર્થ્ય જો કેળવાઇ ગયું હોય તો શાસ્ત્રોના શબ્દોને ભાષાનું છટાદાર પરિધાન પહેરાવી, શ્રોતાઓને અસરકારક રીતે મુગ્ધ બનાવી દઇ શકે છે. જ્યાં ત્યાં શાસ્ત્રીય સૂક્તિઓ, નીતિશાસ્ત્રના સુભાષિતોનો તે છૂટથી ઉપયોગ કરે છે. મુખપાઠ કરી સ્વાધ્યાયના નામે પુનઃ પુનઃ આવર્તન કરે છે. વારંવાર શાસ્રીય વચનોના આવર્તનના સંમોહથી સંમોહિત થએલો તે બિચારો ભૂલી જાય છે કે, તે જે કંઇ પણ બોલી રહ્યો છે તે કોઇકના ઉછીના, વાસી, જૂનાં અને ઉધાર લીધેલા શબ્દો છે. પોતાના જાત અનુભવનું કે સાક્ષાત્કારનું આ પરિણામ નથી, પરંતુ શાસ્ત્રોના વાંચનમાંથી મેળવેલ સૂચનાઓ કે સ્મૃતિને જ જાણપણું માની લેવાના સંમોહનનું એક સુનિશ્ચિત ફળ છે. દાખલા તરીકે કોઇ માણસે તરવાના શાસ્ત્રના સંબંધમાં અનેક ગ્રન્થોમાંથી તરવાની કળાના વિવિધલક્ષી પ્રયોગો જાણી લીધા હોય, તરવા વિષે પ્રસંગોપાત સામયિક પત્ર-પત્રિકાઓમાં અન્વેષણાત્મક લેખો પણ લખ્યા હોય, તરવાના વિષયને અભિમુખ રાખી આકર્ષક વાણીમાં સભાને સ્થિર અને મંત્ર મુગ્ધ બનાવી દે તે રીતે અસરકારક, પ્રભાવી પ્રવચનો પણ કર્યા હોય, એટલું જ નહિ, તરવાના સંબંધમાં એક મહાનિબંધ લખી પી. એચ. ડી.ની પદવી પણ મેળવી લીધી હોય, છતાં તેવા માણસને ભૂલથી પણ જો કોઇ ઊંડા કૂવા, નદી કે દરિયામાં ધકકો મારશે તો તરવાના શાસ્ત્રની તેની ઉપર જણાવેલ જાણકારી કે તરવાના શાસ્ત્ર સંબંધેનો તેનો મહાનિબંધ પાણીમાં તડફડિયા કે લથડિયા ખાતા તેનું સંરક્ષણ કરી શકશે નહિ. કારણ તરવાના સંબંધમા ગ્રન્થોમાંથી સૂચનાઓ મેળવવી કે સ્મૃતિ એકત્રિત કરવી, અને પાણીમાં તરી બતાવવાની સાક્ષાત્ કળા આત્મસાત્ કરવી, એ બન્ને એકદમ જુદી વાતો છે. બરાબર તે જ રીતે સત્ય પરમાત્વભાવ કે સ્વરૂપના સંબંધમાં જાણવું અને સત્ય અથવા પરમાત્વભાવનો સાક્ષાત્કાર કરવો, એ બન્નેમાં પાયાનો ભેદ રહેલ છે.

શાસ્ત્રોના સંબંધમાં ઉપર્યુક્ત સત્યને હૃદયંગમ કર્યા પછી આપણે નિર્ણીત કરેલ ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩મા અધ્યયન તરફ દૃષ્ટિપાત કરીએ તો તદ્દનુસાર ભગવાન પાર્શ્વનાથ અને ભગવાન મહાવીરના ઐતિહાસિક યુગના સમયના માણસોના માનસ, સ્થિતિ, સંયોગો, દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવની હીનાધિકતા તરફ પણ વિહંગાવલોકન આવશ્યક છે. તેને જાણ્યા વગર એક જ પરંપરામાં જન્મેલા, એક જ જાતના સત્યને ઉપલબ્ધ થએલા, એક જ પરંપરાને અનુસરનારાઓમાં જે આચાર-વિચાર અને વ્યવહાર વિષયક બાહ્ય ભેદરેખા પ્રત્યક્ષીભૂત થાય છે તેનું સમાધાન થશે નહિ. બાહ્ય ભૂમિકાના ભેદોના મૂળભૂત કારણોની યથાર્થ સમીક્ષા શાસ્ત્રના આરંભ પૂર્વે જાણી લેવી જોઈએ કે જેથી શાસ્ત્રીય રહસ્યો સમજવા સુગમ થઈ જાય.

ભગવાન પાર્શ્વનાથના યુગમાં સત્યની સંપ્રાપ્તિ જેટલી સુગમ હતી તેટલી ભગવાન મહાવીરના યુગમાં સુગમ રહેવા પામી નહિ. આજના વૈજ્ઞાનિક યુગમાં તેના કરતાં પણ વધારે મુશ્કેલી છે. ભગવાન પાર્શ્વનાથ અને ભગવાન મહાવીરનો અંતરાલ તો અઢીસો વર્ષ માત્રનો છે પરંતુ અઢીસો વર્ષના આ નાના સમયમાં, સાંયોગિક પરિસ્થિતિઓ અને માણસોના માનસોમાં એવું તો પાયાનું પરિવર્તન આવી ગયું કે સમાન આદર્શો, સમાન સિદ્ધાંતો, સમાન તત્ત્વજ્ઞાનો, સમાન ઉપલબ્ધિઓ અને સમાન પરંપરાઓની, એક જ પરંપરાની કડી સાથે જોડાએલા એ બંને પરમાત્માઓને અનુસરનારાઓના વ્રતો, આચારો અને વ્યવહારોના સંબંધમાં આકાશ પાતાળ જેટલો ફરક દેખાવા લાગ્યો.

ભગવાન પાર્શ્વનાથની પરંપરાને અનુસરનારા સાધકો રંગબેરંગી અને કંઈક કીમતી વસ્ત્રો પહેરી શકતા હતા. ભગવાન મહાવીરની પરંપરાને અનુસરનારા સાધકોની માફક માત્ર શ્વેત અને તેમાં પણ હલકી જાતના વસ્ત્રો, તથા અતિ અલ્પમાત્રામાં જ વસ્ત્રો રાખવાં, તેમને માટે જરૂરી નહોતું. વસ્ત્રોની પસંદગીનો આધાર સાધકની ભૂમિકા, મન અને સાંયોગિક સ્થિતિ પર નિર્ભર હતો. પ્રભુ પાર્શ્વનાથની પરંપરાને તેમાં અમુક મર્યાદાના સ્વીકારની કશી જ અડચણ નહોતી. તેનું કારણ પણ સ્પષ્ટ હતું કે પાર્શ્વ પરંપરાના સાધકો સ્વભાવે સરળ અને સમજણની દૃષ્ટિએ સુજ્ઞ હતા. ભગવાન મહાવીરના વખત સુધી બીજા તીર્થંકરથી ચાલી આવતી આ સરળતા અને સુજ્ઞતા ધીરે ધીરે ઘસાતી ગઈ અને ભગવાન મહાવીરના શાસનમાં તો એ સરળતા જાણે આખી ને આખી વક્રતામાં જ ફેરવાઈ ગઈ અને સુજ્ઞતા અજ્ઞતામાં બદલાઈ ગઈ.

માણસની બુદ્ધિ અને હૃદય બન્ને જ્યારે પરિવર્તિત થઈ જાય, ત્યારે સાધકો અને મુમુક્ષુઓના આચાર-વિચાર અને વ્યવહારની મીમાંસામા પણ જો પરિવર્તન કરવામાં ન આવે તો વિસંવાદ અને અસંગતિને પગ પસારો કરવાનો અવકાશ મળી જાય. આ જ કારણથી વ્રતો, વ્યવહારો અને આચાર વિષયોના ભેદો અનિવાર્ય અને અપરિહાર્ય હતા.

## ૨૬ . ભેદ્યા પાષાણ, ખોલ્યાં દ્વાર

ભગવાન પાર્શ્વનાથની પરંપરા સરળ અને સમજુ હોવાથી, સત્યના મર્મને પામવાની અસાધારણ પ્રતિભાથી તે સંપન્ન હતી. વળી સરળતાના ગુણને કારણે અર્થનો અનર્થ થવાનો કે અનર્થ પરંપરાની દિશા તરફ ઘસડાઈ જવાનો લગીરે ભય નહોતો. એટલે જ પાર્શ્વનાથની પરંપરામાં રંગબેરંગી વસ્ત્રો, રેશમી દુકૂલો કે કીમતી ઉપકરણોમાં વ્યામોહ, અહંતા કે મમતાને પ્રવેશવાનો અવકાશ નહોતો. એક સ્થાનમાં, એક જ ઠેકાણે વર્ષો સુધી વસવાટ કરે છતાં નિઃસંગતાના ગુણને કંઈજ આંચ આવતી નહોતી. તે તે ક્ષેત્રના માણસો સાથે મમતાના બંધન બંધાઈ જવાના ભયને કશું જ સ્થાન નહોતું. સાયં–પ્રાતઃ પ્રતિક્રમણ કરવાના પાકા નિયમ સાથે પણ આ પરંપરા જોડાયેલી નહોતી. છદ્મસ્થની લહરમાં અજાણ્યે ભૂલ થઈ જાય તો પણ તે પાપની નિવૃત્તિને માટે, તેજ ક્ષણે પ્રતિક્રમણ કરી, મુક્ત થઇ જવા માટે સાધકો સ્વતંત્ર હતા.

આ પરંપરા માટે બ્રહ્મચર્ય વ્રતને અલગ સ્થાન નહોતું. બ્રહ્મચર્યની પૃથક્ સમજણ, તે માટેની નવવાઢની પૃથક્ જાણકારી અનિવાર્ય નહોતી. સ્ત્રીને પરિગ્રહમાં જ સમાવી દેવામાં આવતી. અપરિગ્રહના વ્રતમાં જ બ્રહ્મચર્યનો સ્વીકાર થઈ જતો. સરળતા અને સુજ્ઞતાના કારણે વિસંવાદ ઊભો કરવાની કે જાણી જોઇ કુતર્કોના આશ્રયે માર્ગ વિરૂદ્ધ આચરણ કરવાની વિદ્રોહી વૃત્તિનો સંદતર અભાવ હતો. એટલે આપણી દૃષ્ટિએ કે ભગવાન મહાવીરની પરંપરાની દૃષ્ટિએ દેખાતી ઉપર જણાવેલી છૂટછાટો કે નિરંકુશતાઓ તેમને તેમના માર્ગમાંથી ચલિત બનાવી શકતી નહોતી.

ભગવાન મહાવીરના યુગના ઉદય સાથે જ સરળતા અને સમજણ અસ્તંગત થયાં. છૂટછાટના પૃથક્ કારણોમાંથી પણ અનર્થની અનર્થકારી પરંપરા ઊભી થવાની અને શાસનની સમુજ્જ્વલતા, પવિત્રતા, જયેષ્ઠતા, શ્રેષ્ઠતા અને વરિષ્ઠતાને આંચ આવવાની જે જોરદાર શક્યતા હતી, તેના નિવારણની અનિવાર્યતા અને આવશ્યક્તા અપરિહાર્ય હતી. તેથી ભગવાન મહાવીરે પોતાની પરંપરાની પવિત્રતાને અક્ષુણ્ણ રાખવા નિયમન અને નિયંત્રણને કઠોર બનાવ્યું. બ્રહ્મચર્યવ્રતને સ્વતંત્ર સ્થાન આપ્યુ. તેના વિષેની સૂક્ષ્મતમ સમજણ ઊભી કરી. બ્રહ્મચર્ય વ્રતની મહત્તા વધારી, તેના સ્થાનની દિવ્યતા સમજાવી. સંયમની સાધનાના મૂળમાં નવવાઢ વિશુદ્ધ બ્રહ્મચર્યની અનિવાર્ય જરૂરિયાત બતાવી. મૂર્છા મમતા અને અહંતાને ભૂલેચૂકે પણ સાધકો વશવર્તી ન થઇ જાય તે માટે શ્વેત વસ્ત્ર અને તેમાં પણ અતિ અલ્પ મૂલ્યના, ઓછામાં ઓછા પરિમાણમાં રાખવાનો આદેશ આપ્યો. સાધકો સ્થાનના વ્યામોહમાં ન ફસાઈ જાય, મઠાધીશ ન બની જાય, ગૃહસ્થો સાથેના ગાઢ પરિચયમાં ન આવી જાય, સાધનાના પવિત્ર ક્ષેત્ર અને મંગલ દિશાને ભૂલી મંત્ર, તંત્ર, યંત્ર અને યશોવૈભવમાં ભાન ન ભૂલી જાય એટલે ચાતુર્માસ સિવાય ક્યાંય વધારે ન રોકાઇ રહેવાના નિયમ વિષેની યથાર્થ મર્યાદાઓ સૂચવી.

ભગવાન પાર્શ્વનાથ અને ભગવાન મહાવીરના સમયભેદને અનુલક્ષીને કરવામાં આવેલો આ ભેદ સાધકની ભૂમિકા અને યોગ્યતાને સુસંગત હતો એ સત્ય જો સમજાઇ જશે તો આ પ્રવચન સમજવું સહેલું થશે.

# ઈશ્વરનું ઐશ્વર્ય

ઇશ્વરના વિષેના ચિંતનો વિવિધ આયામી છે. એટલે વિવિધ રંગોથી રંગાએલા વિવિધ લક્ષી પણ છે. ઇશ્વરને જ જગતનો સ્રષ્ટા, હર્તા અને ભર્તા માનનારો જ્યારે એક મોટો સમુદાય છે, ત્યારે ઇશ્વરને આ પ્રપંચો સાથે સ્નાનસૂતકનો પણ સંબંધ નથી એમ માનનારો વર્ગ પણ ઓછો નથી. ઇશ્વરના કતૃત્વ વિષેની માન્યતાઓમાં જેમ અંધશ્રદ્ધા, પરંપરા, રૂઢિગત સંસ્કારોનું પરિબળ દૃષ્ટિગોચર થાય છે તેમ ઊંડાણથી વિચારતાં, ગંભીરતાથી અવલોકન કરતાં, સાંપ્રદાયિક રંગોની વિવિધરંગી અસરોથી બચતાં, તેની ઉજળી બાજુ પણ જોવા મળી શકે તેમ છે. પરંતુ તેનો આધાર વ્યક્તિના વ્યક્તિત્વની ઊંચાઈ, આધ્યાત્મિક ભાવના, તલસ્પર્શીજ્ઞાન અને તેની ઉજ્જવલ મીમાંસાપૂર્ણ છણાવટ પર આધારિત છે. દર્શનશાસ્ત્રોના તર્કો કે બુદ્ધિના વિતંડાવાદના આધારે સત્યનું સંશોધન શક્ય નથી. બુદ્ધિ અને તર્ક તો સદા બેધારી તલવારનું જ કામ કરતાં આવ્યાં છે. તર્કથી એક વાર સિદ્ધ કરાએલી વસ્તુ વધારે તીક્ષ્ણતમ પ્રજ્ઞા અને બલિષ્ઠ તર્કથી કાપી શકાય છે માટે 'તર્કોઽપ્રતિષ્ઠ' એટલે કે તર્કની કોઇ પ્રતિષ્ઠા નથી. અપ્રતિષ્ઠ તર્કના બળે પરમ સત્યના વિરાટ ઐશ્વર્યની ઉપલબ્ધિ સંભવિત નથી

આમ છતાં ઇશ્વર કર્તૃત્વના સંબંધમાં જે માન્યતાઓ રૂઢ થઇ ગઇ છે તેની પારમાર્થિકતા કે અપારમાર્થિકતા વિષેનો વિચાર આવશ્યક છે. ઇશ્વર કર્તૃત્વ પાછળની ભાવનાનું મૂળ તો કદાચ આધ્યાત્મિક હશે, અહંતા અને મમતાના વિસર્જનનું હશે, કર્તૃત્વની અહંતામૂલક વૃત્તિના બંધનમાંથી છોડાવવાનું હશે, પરંતુ સમય જતાં આધ્યાત્મિક મૂલ્યો, આંતરિક રહસ્યો અને ચરમ નિષ્પત્તિઓ ભૂલાતી અને ખોવાતી જાય છે. એ કીમતી તત્ત્વો વિસારે પડતાં તેમનું પ્રતિષ્ઠિત અને વૈભવશીલ સ્થાન બાલિશ કલ્પનાઓ લઇ લે છે. ઇશ્વર કર્તૃત્વના સંબંધમાં પણ એવું જ બનવા પામ્યું છે.

જેમ કુંભાર ઘડાનું નિર્માણ કરે છે તેમ ઇશ્વર જાગતિક વસ્તુનું નિર્માણ કરે છે. ઇશ્વર વિષેની આ જાતની માન્યતા અપરિપકવ ધારણા અને ઇશ્વર વિષે સૂક્ષ્મતાપૂર્વકના અવગાહનના અભાવે જન્મેલી છે. જેમ આ ધારણા બુદ્ધિની કચાશ, તલસ્પર્શી ઊંડાણમાં જવાની અશક્તિ, સ્વરૂપચિંતનની પ્રગાઢતામાં પ્રવેશવાની અનાતુરતાને સૂચવે છે તેમ ઇશ્વર કર્તૃત્વના ખંડનો પણ આટલી જ સ્થૂલતા અને બાહ્ય ભૂમિકા ઉપર આધારિત છે.

અત્રે એક વાત સ્પષ્ટ સમજી લેવી જોઇએ કે જૈન ધર્મે કોઇ એક વિશિષ્ટ વ્યક્તિને ઈશ્વર તરીકે સ્વીકારેલ નથી. દરેક વ્યક્તિમાં પ્રભુતા પડેલી છે. દરેક આત્મા પરમાત્મા છે. પોતાની ઉત્ક્રાન્તિમાં પોતાની સાધના, પોતાની તપશ્ચર્યા, પોતાની માનસિક સંકલ્પ શક્તિ, પોતાના મનોબળની દૃઢતા અને શ્રમશક્તિની વિપુલતા જ માત્ર અપેક્ષિત છે. ઇશ્વરનો અનુગ્રહ મેળવવા માટે

તેના મોઢા સામે તાકીને બેસવાની, ભિખારીની માફક યાચના કરવાની, અપંગ અને અપાહિજની જેમ લાચાર બની જવાની કશીજ જરૂર નથી. આપણો અનુગ્રહ આપણામાંથી જ મેળવાય છે, આપણા શ્રમથી જ તે સધાય છે, આપણા પુરુષાર્થ અને આરાધનાના બળ વડેજ તે ઉપલબ્ધ કરી શકાય છે. કોઈની પણ પાસે દીનતા બતાવવી તે મહાવીરના માર્ગને ઇષ્ટ નથી. પોતાની જ સાધના અને ઉપાસનાના શ્રમ વિના કદાચ કોઈ અદૃશ્ય શક્તિ મોક્ષોપલબ્ધિ કરાવી દે તો તે પણ મહાવીરના માર્ગને સ્વીકાર્ય નથી. મહાવીરનો માર્ગ ઉપાસનાનો પૌરુષ માર્ગ છે. સમર્પણને એમાં જરા પણ અવકાશ નથી. દીનતા કે ગરજને એમાં ક્યાંય સ્થાન નથી. માથા સાટે શ્રમથી મેળવવાનો, મફતમાં મળતા તરફ દૃષ્ટિ પણ ન નાખવાનો, કેવળ પુરુષાર્થ અને શ્રમથી સાધ્યને પ્રાપ્ત કરવાનો આ માર્ગ છે.

અહંને વિસર્જીત કરવાના સ્રૈણ માર્ગો પણ છે. અને તે સમર્પણના માર્ગો છે. પુષ્ટિ સંપ્રદાય અને ભક્તિમાર્ગના મૂળમાં સમર્પણની પ્રમુખતા છે. વ્યક્તિ પોતાની જાતને સંપૂર્ણ રીતે ઈશ્વરના હાથમાં સોંપી દે છે. જે વ્યક્તિ સ્વયંના મૂળ સ્રોતોથી, બ્રહ્મથી અથવા પરમ અસ્તિત્વથી સંબંધિત થઈ જાય છે તેનું અભિમાન ખોવાઈ જાય છે.

જ્યાં સુધી વ્યક્તિ કર્તા હોય છે ત્યાં સુધી પોતાના સારા નરસાં કાર્યો માટે સ્વયં જવાબદાર હોય છે. પરંતુ જ્યારે પોતાને વિરાટના શરણમાં સમર્પી દે છે ત્યારે તે જવાબદાર મટી જાય છે. એક નાનકડો બાળક પોતાના બાપનો હાથ પકડી ગતિ કરી રહ્યો છે. ચાલતાં ચાલતાં જો તે પડી જાય તો તેના માટે તેના પિતા જવાબદાર છે. પરંતુ બાળક જ્યારે પિતાના આશ્રયનો પરિત્યાગ કરી, પોતે જ ચાલવા માંડે છે ત્યારે પડી જતાં તેનો બાપ જવાબદાર નથી રહેતો. પરંતુ તે પોતે જ જવાબદાર બની જાય છે.

જે માણસ અહંકારના આધારે જીવવા પ્રયત્ન કરે છે તે પોતાના બધાં કાર્યો માટે પોતે જ જવાબદાર છે. સારું કે નરસું જે કંઇ પણ કર્યું તે પોતાનાં જ પરિણામો છે. કારણ તેના દરેક કાર્યો પાછળ પોતાના કર્તૃત્વનો ભાવ સઘનરૂપે ઊભો છે.

તેનાથી વિપરીત એક વ્યક્તિએ પોતાની જાતને વિરાટમા સમર્પી દીધી. તેણે કહ્યું: 'હે પ્રભો, હવે જેવી તારી મરજી. બુરું થાય તો પણ તું, અને સારું થાય તો પણ તું.' આવી આત્યંતિક અર્પણતા સ્વીકાર્યા પછી કદાચ તે લાખો રૂપીઆના ખર્ચે મંદિરનું નિર્માણ કરે અને ગામમાં જઈને કહે કે, 'જુઓ, મેં કેવા ભવ્ય મંદિરનું નિર્માણ કર્યું!' અથવા તેનાથી ઊલટું જો તે ક્યાંક ચોરી કરવા જાય અને સપડાઇ જાય તો ચોરીને પરમાત્માનું કૃત્ય ગણાવી કહે, 'હું શું કરું? મેં તો ઇશ્વરે કરાવ્યું તેમ કર્યું.' તો તેવી વ્યક્તિનું સમર્પણ ખરેખરું સમર્પણ નથી. તેવી વ્યક્તિ પોતાની સાથે કે પરમાત્માની સાથે ઇમાનદાર નથી. હાં, મંદિર પણ

પરમાત્માનું અને ચોરી પણ પરમાત્માની, મારું કશું જ વ્યકિતગત અસ્તિત્વ નથી. આ કર્તૃત્વ શૂન્ય ભાવજ સમર્પણનો મૂળભૂત પાયો છે.

એક ફકીર ટ્રેનમાં મુસાફરી કરતો હતો. તે સીટ ઉપર તો બેસી ગયો પરંતુ પોતાનો સામાન માથા પર રાખીને બેઠો. પાસે બેઠેલા માણસોને આશ્ચર્ય થયું. આ રીતે માથા પર ભાર વહન કરવાનું કારણ તેઓ સમજી શકયા નહિ. એટલે કુતૂહલ સાથે તેમણે કહ્યું: 'સામાન નીચે મૂકી આરામથી બેસી જાઓ. અકારણ માથા ઉપર ભાર શા માટે ઉપાડો છો?' ફકીરે ઠાવકાઇથી જવાબ આપ્યો . 'જનાબ ! મેં મારી જ ટિકિટ લીધી છે એટલે સામાનનો ભાર ટ્રેન ઉપર નાખવો તે એક પ્રકારની અનીતિ છે. માટે હું સામાનને માથે ઉપાડી બેઠો છું. આ જવાબથી મુસાફરો હસ્યા અને કહ્યું. 'મહાશય ! આમ કરવાથી પણ કશોજ ફેર પડતો નથી કેમકે ભાર તો ટ્રેન ઉપર જ પડે છે.'

ફકીર હસવા લાગ્યો. તેણે કહ્યું: 'હું તો વિચારતો હતો કે, આ ટ્રેનમાં બેઠેલાં બધાં અજ્ઞાની છે એટલે લાવ, સામાનનો ભાર માથે ઉપાડું. પણ હવે મને ખબર પડી કે આ ટ્રેનના યાત્રીઓ જ્ઞાની છે.' આમ કહી તેણે ભાર માથા ઉપરથી ઊંચકી નીચે મૂકી દીધો. માણસો વધારે આશ્ચર્યાન્વિત થયા અને એકસામટા બોલી ઊઠયા: 'અમે આપની આ પ્રક્રિયાનું રહસ્ય સમજી શકયા નથી. માટે મહેરબાની કરી આ વાતનું રહસ્ય સમજાવી અમને કૃતાર્થ કરો.' ફકીરે કહ્યું: 'મેં તો એમ વિચારીને માથા પર ભાર મૂક્યો હતો કે તમે બધાં પણ આખી જિંદગીનો ભાર પોતાના ઉપર રાખતા હશો. ખરી રીતે તો બધો ભાર પરમાત્મા ઉપર જ છે. છતાં મકાન બનાવશો તો કહેશો. 'મેં બનાવ્યું છે.' બધો ભાર તમારી જાત ઉપર તમે ઉપાડી લો છો. માટે હું પણ મારી ઘરવખરી મારા માથા ઉપર રાખીને બેઠો હતો. એમ માનીને કે તમારી સાથે બેસવાની સંગતિ આ જ રીતે થશે. પરંતુ સારું થયું કે તમે બધા જ્ઞાની નીકળ્યા.

વિરાટ સહુ માટે જવાબદાર છે. પરંતુ તેની સાથે અમુક રીતે સમજુતી સંભવિત નથી. તમે એમ નહિ કહી શકો કે અમુક માટે હું જવાબદાર છું અને અમુક માટે વિરાટ. ધાર્મિક માણસ બધું વિરાટ ઉપર છોડી દે છે અને અધાર્મિક માણસ કર્તૃત્વનો બધો ભાર પોતાના ઉપર ઉપાડયા કરે છે. જે વ્યક્તિ પોતાની જાતને પરમાત્મા ઉપર છોડી દે છે તેનાથી બૂરાં કાર્યો થવાં મુશ્કેલ થઈ જાય છે. કારણ બૂરાં કાર્યો માટે અહંકાર અનિવાર્ય છે, શુભ કાર્યો માટે અહંકાર વિઘ્નરૂપ છે.

સારીયે ગીતા અહમ્‌ના વિસર્જન માટેની સમજણથી ભરેલી છે. કૃષ્ણ એક જ વાત અર્જુનને સમજાવી રહ્યા છે કે, તું તારી જાતને કેન્દ્ર ન માન. તું નિમિત્ત માત્ર થઈ જા. પરંતુ કર્તૃત્વનો અહં તેને નિમિત્ત થવા દેતો નથી. તેને ખ્યાલ છે કે હું કર્તા છું. મારા વગર આ યુદ્ધ શકય નથી. કર્તૃત્વ ભાવની મમતા ધરાવતી વ્યક્તિ પરમાત્માની માધ્યમ કેમ બની શકે?

કર્તૃત્વ સંબંધનો પણ જરા ઊંડાણથી વિચાર કરવો આવશ્યક છે. ઈશ્વરને કર્તા તરીકે માનનારા શિખર પુરુષોની માન્યતા છે કે, પરમાત્મા માટે અસ્તિત્વ એવું જ છે જેવું આપણા માટે આપણું શરીર. આપણા હાથ-પગ આદિ અવયવો જેમ આપણા શરીરના જ વિસ્તાર છે તેમ પરમાત્મા માટે સમસ્ત અસ્તિત્વ પણ તેનો જ વિસ્તાર છે. પરમાત્માનું સૃજન એટલે પારકાનું સૃજન નથી. તે સૃજનને યથાર્થ રીતે સમજી લેવું જરૂરી છે.

એક ચિત્રકાર ચિત્ર બનાવે છે, અને એક મૂર્તિકાર મૂર્તિનું નિર્માણ કરે છે. ચિત્ર કે મૂર્તિ, ચિત્રકાર કે મૂર્તિકારથી નિર્માણ થયા પછી તેમનાથી જુદી થઈ જાય છે. ચિત્ર અને મૂર્તિનું પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ થઈ જાય છે. ચિત્રકાર કે મૂર્તિકાર મરી જાય તો પણ તે અનિવાર્ય નથી કે ચિત્ર અને મૂર્તિ પણ નાશ પામી જાય. ચિત્રકાર અને મૂર્તિકારના અભાવમાં પણ ચિત્ર અને મૂર્તિ બચી રહે છે. માતા પુત્રને જન્મ આપે છે પરંતુ માતાની અનુપસ્થિતિમાં પણ પુત્રની હૈયાતી હોય છે. કારણ કે પુત્રનું પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ છે. ચિત્ર, મૂર્તિ કે પુત્ર, જન્મની સાથે જ ચિત્રકાર, મૂર્તિકાર કે માતાને માટે 'તું' બની જાય છે. ચિત્ર કે મૂર્તિના નિર્માણ પછી કોઈ પણ ચિત્રકાર કે મૂર્તિકાર તેને 'હું' કહી શકે નહિ. 'તું'થી જ તેઓ સંબોધન કરશે, કેમકે તેમનાથી તે ભિન્ન, સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી વસ્તુઓ છે.

એનાથી ઊલટું એક નૃત્યકાર છે. તે નાચે છે પરંતુ તે નૃત્યથી જુદો થઈ શકતો નથી. નૃત્ય સાથે નર્તકનું તાદાત્મ્ય છે. તે ગમે જેટલું નાચે તો પણ નર્તક અને નૃત્ય એક જ રહે છે. એટલે જ હિંદુ લોકોએ પરમાત્માને નૃત્ય કરતા નટરાજની જેમ વિચારેલ છે. મૂર્તિકાર કે ચિત્રકારની જેમ મૂર્તિ કે ચિત્ર બનાવતાં વિચારેલ નથી. નર્તકની માફક નૃત્ય કરતા વિચારવા પાછળ ભારે રહસ્ય છે અને તેનું કારણ એક જ છે કે નર્તક અને નૃત્ય એક જ છે. નર્તક રોકાઈ જાય તો નૃત્ય પણ અટકી જાય છે. અને નૃત્ય રોકાઇ જાય તો પણ નર્તક, નર્તક રહેતો નથી. નર્તક ત્યાં સુધી જ નર્તક હોય છે જ્યાં સુધી નૃત્ય કરતો હોય છે. નર્તક વચ્ચે એકાત્મકતા છે, તે બન્ને એક રૂપ જ છે. પરસ્પર એકબીજામાં એકબીજા સમાએલાં છે.

પરમાત્મા અને સૃષ્ટિ વચ્ચે જે સંબંધ છે તે પણ નર્તક અને નૃત્યનો છે. પરમાત્મા નર્તક છે અને સૃષ્ટિ તેનું નૃત્ય છે. સૃષ્ટિને સ્થગિત કરી પરમાત્મા સ્રષ્ટા રહી શકે નહિ. સૃષ્ટિ શાશ્વત ચાલતી જ રહેશે કારણ સ્રષ્ટા અને સૃષ્ટિ, નર્તક અને નૃત્યની માફક, એક છે.

નર્તક અને નૃત્યની કલ્પનામાં સૃષ્ટિ પણ પરમાત્મા જ બની ગઇ. પરમાત્માથી શૂન્ય કશું જ અવશિષ્ટ નથી. એટલે જ જગતને હિન્દુ સૃષ્ટિએ એક અજબનું નામ આપ્યું છે—'પરમાત્માની લીલા.' લીલાનો અર્થ ક્રીડા, રમત, ખેલ થાય છે. રમતમાં અહંકાર નથી હોતો. રમતમાં જો અહંકારની રેખા દેખાતી હોય તો પછી તે રમત, રમત રહેતી નથી પણ તે એક કાર્ય થઇ

જાય છે. બે માણસો તાશ રમતા હોય તો પણ અકડાઈ આવી જાય છે. શતરંજ રમતાં તલવારો ખેંચાઈ જાય છે. ખેલમાં પણ અહંકાર આવી જાય છે. હાર-જીત પકડાઈ જાય છે. પછી ખેલ, ખેલ નથી રહેતો, કાર્ય બની જાય છે.

બાપ જ્યારે પોતાના નાના પુત્ર સાથે રમતા હોય છે ત્યારે બાપમાં અહંકાર હોતો નથી. બાળકની સાથે રમતાં અહંકાર કરવામાં તેમને તેમાં અણસમજ દેખાય છે. પછી બાપ હારવા જીતવાની ચિંતા કરતા નથી. કેટલીક વખત તો પોતે જાણી જોઈને હારી જાય છે. પોતે પડી જાય છે અને બાળકને છાતી ઉપર ચઢવા દે છે. અને બાળક આનંદથી ઊછળવા માંડે છે. બાળકની જીત, બાળકની ખુશી, બાપની ખુશી બની જાય છે આ એક ખેલ છે.

પરમાત્મા માટે પણ આખું જગત એક ખેલ છે. કેટલીક વાર તે બાળકની માફક આપણને જીતાડે છે, કેટલીક વાર આપણે એક બાળકની જેમ તેમની છાતી પર પણ ચઢી બેસીએ છીએ. કારણ કે અંદરમાં કશો જ અહંકાર નથી.

આ છે ઈશ્વર વિષેની એક સમૃદ્ધ અને વ્યાપક હિન્દુ દર્શનની મૂળભૂત દૃષ્ટિ. આ દૃષ્ટિ પાછળ પણ ઊંડી સૂઝ અને ગંભીર સમજણ રહેલી છે. એના ખંડનમંડનના વિતંડાવાદમાં તર્કનો આશ્રય લઈ કૂદનાર એક દાર્શનિક સૌંદર્યને ભૂંસવાનો અનિચ્છનીય પ્રયાસ કરે છે તેમાં પોતાની જ વામનતાનું પ્રદર્શન કરે છે, વિરાટ તરફની પોતાની જ આગેકૂચને અટકાવે છે. આપણે આવી હીનભાવનાનો આશ્રય લેવા ઇચ્છતા નથી. આપણે તો એક મૂળભૂત દર્શનની ઈશ્વર વિષયક મૂળભૂત દષ્ટિને સમજી, તેમાંથી કોઈ નવી દષ્ટિ ઉપલબ્ધ થાય તો તે મેળવી લેવાની દૃષ્ટિ જ કેળવવાની છે. કશી જ વિકૃતિ વગર આ એક દૃષ્ટિ તમારી સમક્ષ મૂકી છે, તેના ઊંડાણમાં ઊતરવા અને તેમાંથી જે કંઈ તાત્ત્વિક નિષ્કર્ષો મેળવી શકાય તો તે મેળવી લેવા સૌએ આગેકૂચ કરવાની છે.

હવે આપણે ભગવાન પાર્શ્વનાથ અને ભગવાન મહાવીરના શિષ્યોના મધુરમિલન, તેમજ આધ્યાત્મિક વિચાર વિનિમયની મૂળભૂત ભૂમિકા તરફ વળીએ, અને ઉત્તરાધ્યયન સૂત્રની મૌલિક ધારાઓનો આશ્રય લઈ આધ્યાત્મિક જગતમાં અવગાહન કરીએ.

કુમારકેશી શ્રમણ ભગવાન પાર્શ્વનાથની પરંપરાના ચોથા પટ્ટધર હતા તો પ્રભુ ગૌતમ ભગવાન મહાવીરના પ્રથમ ગણધર હતા. એકવાર આ બંને ધુરંધરો પોતાના શિષ્યો સાથે શ્રાવસ્તી નગરીમાં પધાર્યા. બંને પરંપરાઓમા કેટલાક આચાર-વિચારોના ભેદો હતા. એક જ લક્ષ્ય, એક જ આદર્શ, એકજ સાધ્ય હોવા છતા સાધનાના આ ભેદોએ બંને શિષ્ય સમુદાયોમાં અંદેશનું એક વાવાઝોડું ઊભું કર્યું અને બંનેએ મળી વિચાર-વિનિમય કરવાનો અવકાશ જોઈ રહ્યો.

પાર્શ્વનાથની પરંપરા ભગવાન મહાવીરથી પૂર્વવર્તી છે એટલે જ્યેષ્ઠ માની શકાય. પ્રજ્ઞાશીલ અને સ્વભાવથી વિનમ્ર એવા પ્રભુ ગૌતમ. ભગવાન પાર્શ્વનાથની પરંપરાની જ્યેષ્ઠતાને

અનુલક્ષી, કેશીકુમાર શ્રમણના સાંનિધ્યમાં તિન્દુક ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં કેશીકુમાર શ્રમણે પોતાની પરંપરા અને શ્રમણ ધર્મને શોભે એ રીતે પ્રાજ્ઞ ગૌતમનો સત્કાર કર્યો. આ પાર્શ્વભૂમિકાના સામાન્ય ઉલ્લેખ પછી આ અધ્યયનના મૂળપાઠ તરફ વળીએ.

जिणे पासे त्ति नामेण, अरहा लोग पूइओ ।
सबुद्धप्पा य सव्वन्नू धम्म तित्थयरे जिणे ॥
तस्स लोग पईवस्स आसी सीसे महायसे ।
केसीकुमार समणे बिज्जा चरण पारगे ॥
ओहिनाण – सुभे बुद्धे सीससंघ – समतुळे ।
गामाणुगाम रीयते सावत्थिनगरीमागमे ॥

આ ગાથાઓનો સામાન્ય અર્થ આ પ્રકારે છે. પાર્શ્વનામના જિન, અર્હંત, લોક પૂજિત, સંબુદ્ધાત્મા, સર્વજ્ઞ, ધર્મતીર્થના પ્રવર્તક હતા. ૧ ૧ ૧

મહા-યશસ્વી, વિદ્યાચારિત્રમાં પારંગત એવા કેશીકુમાર શ્રમણ લોક પ્રદીપ ભગવાન પાર્શ્વના શિષ્ય હતા. ૧ ૨ ૧

તેઓ અવધિજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી પ્રબુદ્ધ હતા. તેઓ પોતાના શિષ્યો સાથે ગામેગામ વિહાર કરતા શ્રાવસ્તી નગરીમાં પધાર્યા. ૧ ૩ ૧

આ મૂળ ગાથાઓમાં ઉચ્ચરિત એક એક શબ્દનો વિશિષ્ટ મહિમા શાસ્ત્રોની ટીકાઓમાં ઠેકઠેકાણે દૃષ્ટિગોચર થાય છે. તે બધા શબ્દોનું એ રીતે વિશ્લેષણ કરવા જતાં, કાલ મર્યાદાના અતિક્રમણની અપેક્ષા રહે છે. તેથી તે બધા શબ્દોની મીમાંસા કે સમીક્ષા હું કરીશ નહિ. જે વિશિષ્ટ શબ્દો છે કે જેમાં વધારે ગાંભીર્ય અને આધ્યાત્મિક સૌંદર્ય દૃષ્ટિગોચર થાય છે તે શબ્દોની જ છણાવટને હું પ્રાધાન્ય આપીશ.

ભગવાન પાર્શ્વનાથ જિન હતા, અર્હંત હતા, સર્વજ્ઞ હતા અને ધર્મતીર્થના પ્રવર્તક હતા. અરિહંતોની સ્તુતિ માટે આપણે જે 'नमोत्थुणेण' નો મંગલ પાઠ ગણીએ છીએ, તેમાં અરિહંતોના વિશિષ્ટ ગુણો અને તેમની સર્વોપરિતા યા પ્રભુતા સહજ રીતે જણાઈ આવે છે. પરંતુ અરિહંતોમાં પણ જે તીર્થંકરો થયા છે તે તો વિશિષ્ટતમ અને શ્રેષ્ઠતમ શિખરના અતિ માનવો છે. તીર્થ શબ્દનો અર્થ ઘાટ છે. તીર્થ એટલે કાંઠો, ઘાટ, કિનારો. તેનો અર્થ છે કે એક એવી જગ્યા કે જ્યાંથી અનંત અસીમ અને અજ્ઞાતના સાગરમાં ઊતરી શકીએ. તીર્થંકર શબ્દ, આ તીર્થ શબ્દની સાથે કૃ(કર)નો ઉપપદ સમાસ થતા, નિષ્પન્ન થયો છે. તીર્થને બનાવનાર એવો તેનો અર્થ છે. આ સિવાય બીજો કશો જ અર્થ નથી. જૈનોએ અવતાર શબ્દનો કદી ઉપયોગ કર્યો નથી. જૈનોની પરંપરામાં અવતારી જેવા પુરુષો માટે તીર્થંકર શબ્દ વ્યવહૃત થાય છે અને તે અવતાર કરતાં સવિશેષ પ્રભાવી તેમ જ ચઢિયાતી કોટિનો છે. કારણ પરમાત્મા મનુષ્યમાં અવતરિત થાય તે એક વાત છે અને માણસ પરમાત્મામાં પ્રવેશનું તીર્થ બનાવી લે તે એ કરતાં પણ ઉચ્ચતર અને મહિમાવાળી વાત છે.

# જ્ઞાન અને ક્રિયાની પ્રભુતા

ગઈ કાલે તીર્થંકર શબ્દની મીમાંસા ચાલી રહી હતી, આજે તે જ વાતને સામે રાખીને આગળ વધીએ છીએ. તદનુસાર જૈનધર્મ પરમાત્માના અનુગ્રહ ઉપર વિશ્વાસ રાખનારો ધર્મ નથી પરંતુ માણસના પોતાના પુરુષાર્થ, ધૈર્ય, પ્રતીક્ષા અને હિંમતમાં વિશ્વાસ રાખનારો ધર્મ છે. એટલે જ તીર્થ અને તીર્થંકર શબ્દનો જેટલો પ્રગાઢ અને સઘન ઉપયોગ જૈન લોકો કરી શકયા, તેટલો કોઈ પણ કરી શકયા નથી. જૈનોને ઈશ્વરની કે અદૃષ્ટની કલ્પનાનો કશો જ ખ્યાલ નથી. ઈશ્વર કોઈ સહાય આપી શકે છે એનો કશો જ અર્થ નથી. માણસને પોતાની જાતના સામર્થ્ય અને પરિશ્રમથી યાત્રા કરવી પડે છે.

ભગવાન પાર્શ્વનાથ જિન હતા, અરિહંત હતા. રાગ, દ્વેષ, કામાદિ રિપુવર્ગને મૂલતઃ પરાભવ આપી દેવાના કારણે તે વિજેતા બની ગયા હતા. આત્માની ઉત્ક્રાન્તિમાં અવરોધ ઉત્પન્ન કરનાર કોઈ આંતર શત્રુ તેમને માટે અવશિષ્ટ ન રહ્યો. અંદરમાં એવું કંઈ રહ્યું નહિ કે જેની સાથે ભવિષ્યમાં કયારેય પણ લડવાનો પ્રસંગ આવે. હવે આત્મામા કામ નથી, ક્રોધ નથી, વિષય કે વાસના નથી. અહંકારને પણ અવકાશ નથી રહ્યો કે જેથી તેની સાથે સંઘર્ષ જન્માવવો પડે. એટલે અરિહંતપણું આંતર-યાત્રાનું, માનવીય ઉત્ક્રાંતિનું શિખર છે. તેના પછી કશી જ આગળ કોઈ જ યાત્રા નથી. અરિહંત મંજિલ છે, સાધ્યની ચરમ સિદ્ધિ અને સાધનાની પરમ નિષ્પત્તિ છે, કે જેના પછી ન કોઈ યાત્રા રહી, ન કંઈ કરવાનું શેષ રહ્યું, કે ન કંઈ મેળવવાનું કે ન કંઇ છોડવાનું બચ્યું, જ્યાં પહોંચી જીવ શિવ થઈ ગયો, કૃતાર્થ અને કૃતકૃત્ય થઈ ગયો.

ભગવાન પાર્શ્વનાથ સ્વયં સંબુદ્ધ હતા. આ વિશેષણનું પણ વિશિષ્ટ સામર્થ્ય છે. માણસ સેંકડો શાસ્ત્રો કંઠસ્થ કરી શકે છે, આડા અવળા પદો, કે જ્યાંથી આપણે બોલાવવા માંગીએ ત્યાંથી શરૂ કરી, પોતાની મેધાચાતુરીનું અદ્ભુત પ્રદર્શન કરી શકે છે, શાસ્ત્રાર્થ અને વાદવિવાદમાં અપૂર્વ પાંડિત્ય દાખવી શકે છે, પરંતુ આ બધું જ્ઞાન પારકું છે, માત્ર સ્મૃતિઓ અને સૂચનાઓનો સંગ્રહ છે. આત્મામાં એની મૂળભૂત ગંગોત્રી નથી. એનું ઉદ્ભવ સ્થાન તો પુસ્તકો, ગ્રંથો અને આગમો છે. પોતાના સ્વયંભૂ મૂળભૂત સ્રોત સાથે આ અક્ષરીય જાણપણાને કંઈ પણ સંબંધ નથી. આત્માના રૂપાતરણમાં આવા જ્ઞાનનો ઉપયોગ ભાગ્યે જ હોય છે. જીવનને બદલાવવામાં સહાયક થવાને બદલે આવું જ્ઞાન અહંનું પોષક અને વર્ધક બની જતું હોય છે, એટલે ઉપનિષદો વિદ્યાનો અર્થ આત્મજ્ઞાન કરે છે, પુસ્તકીય જ્ઞાન નહિ. આત્મજ્ઞાનનો સંબંધ પોતાના આધારભૂત મૂળ સ્રોત સાથે હોય છે. તેને લઈને જ 'सा विद्या या विमुक्तये'ની ઉપનિષદોની ઉદ્ઘોષણા છે. અહીં વિદ્યા શબ્દથી માત્ર જ્ઞાન અભિપ્રેત નથી પરંતુ રૂપાંતરણ છે.

જે જ્ઞાન સ્વયને રૂપાંતરિત કરી શકે, સ્વયંમાં લોકોત્તર પરિવર્તન લાવી શકે, તે જ વિદ્યા, તે જ જ્ઞાન ગણાય.

શબ્દોની માહિતી હોય, સિદ્ધાંતોની પ્રતીતિ હોય, શાસ્ત્રોના પાઠો કંઠસ્થ હોય, પણ સત્યની ઉપલબ્ધિ કે અનુભૂતિનો સદંતર અભાવ હોય તો એવી વ્યક્તિની ઉપનિષદોએ મીઠી મજાક કરી છે. ઉપનિષદોના જ શબ્દોમાં તે સમજવા પ્રયત્ન કરીએ–

अन्धतमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव तमो ये तु विद्याया रता ॥

અર્થાત્ જે અજ્ઞાનના ભયંકર અંધકારમાં ડૂબેલા છે તે તો અંધકારમાં સબડે તેમાં કંઇ જ આશ્ચર્ય નથી પરંતુ જે વિદ્યામાં, અક્ષરજ્ઞાનમાં, શાસ્ત્રો કંઠસ્થ કરવામાં અને આત્મજ્ઞાન શૂન્ય પાંડિત્ય વધારવામાં જ મશગૂલ છે તે તો અજ્ઞાની કરતાં પણ વિશિષ્ટતમ અન્ધકારમાં ડૂબેલા છે. બીજાને સુધારવાનો પ્રયત્ન અજ્ઞાનપૂર્ણ છે તેમ પોતાની ભૂલો ન સ્વીકારવાનો પ્રયત્ન અહંકારપૂર્ણ છે. એકવાર આન્તર નિરીક્ષણ કરી, પોતાની જાતને પૂછી લેવું જોઇએ કે, જે હું જાણું છું તે મારી પોતાની અનુભૂતિપૂર્ણ દૃષ્ટિ છે કે શાસ્ત્રોના વારંવારના આવર્તનમાંથી જન્મેલું કોઇ સંમોહન છે!

જે જાણપણું પ્રાણોને સ્પર્શતું ન હોય, જીવનને રૂપાંતરિત કરતું ન હોય, તે જાણપણું એક જાતનો સંગ્રહ માત્ર છે. તે જાણપણાથી આત્મા ઊર્ધ્વગામી બનતો નથી. શાસ્ત્રો કંઠસ્થ કરવાથી કશો જ લાભ નથી, હૃદયસ્થ કરવાથી લાભ છે.

સત્યના સંબન્ધનું અજ્ઞાન ક્યારેક સત્યના સંશોધનની દિશામાં ગતિ કરાવવા ઉપકારક અને સહાયક પણ બની શકે, સત્યને પ્રગટાવવાની તાલાવેલી પણ જગાડી શકે, સત્ય વિષેનું અંધારું સત્યની અભિવ્યક્તિનો પ્રચ્છન્ન ઇશારો કે સંકેત પણ બની શકે, પરંતુ સત્યના સંબંધનું જાણપણું સાક્ષાત્ સત્યના અન્વેષણમાં બાધક પણ બની શકે છે. સત્યના સંબંધની શાસ્ત્રીય માહિતી જ સત્ય અનુભૂતિ અથવા આત્મદર્શનના સાક્ષાત્કારમાં અવરોધક બની શકે. સત્યના સંબન્ધના જ્ઞાનને સત્ય રૂપ માની લેવાની ભૂલ પણ કરી શકે, અને તેથી જ સત્યના સંબંધના અજ્ઞાન કરતાં સત્યના સંબંધનું જાણપણું ઘણીવાર ખતરનાક પણ નીવડે છે. માટે શાસ્ત્રો સત્યના ઉદ્ઘાટનના ઇશારા રૂપે સત્યના સંશોધનની પરમાત્મ ભાવને પ્રગટાવવાની આપણી વિરાટની દિશા તરફની પરમયાત્રામાં ઉપકારક બને, આપણામાં પરમચૈતન્ય, પરમસંગીત, પરમનૃત્ય અને પરમઆનંદને અભિવ્યક્ત કરવા માટે ધ્રુવ તારક બને એ જ શાસ્ત્રોની મહત્તા અને ઉપયોગિતા છે.

પ્રભુ પાર્શ્વનાથ સ્વયં સંબુદ્ધ હતા. આત્મસાધનાના પ્રબળ પુરુષાર્થથી તેમનામાં જ્ઞાન ગંગા પ્રવાહિત થઇ હતી. તેઓ સ્વયંમાં સ્વયંના સાર્વભૌમ સત્તાધીશ હતા. પોતાની જ્ઞાન

ગંગોત્રીનું મૂળસ્રોત તેઓ પોતે જ હતા. પોતામાં છુપાએલા જ્ઞાનના આ અખૂટ ભંડારને આત્માવગાહનના પુરુષાર્થથી તેમણે હસ્તગત કરેલ હતો. તેમના જ્ઞાનનો આધાર પુસ્તકો કે શાસ્ત્રો નહોતા, તેમનો આત્મા જ તેની આધારશિલા હતી. હસ્તામલકવત્ ભૂત, ભવિષ્ય અને વર્તમાનને સાક્ષાત્ કરનારા હતા. કારણ સ્પષ્ટ હતું કે, આત્માને જાણ્યા વગરનું, ગમે તેટલું જ્ઞાન પણ અજ્ઞાન જ છે. આત્મા જણાઈ ગયા પછી જગતમાં કશું જાણવાનું રહેતું નથી. ભગવાન પાર્શ્વનાથ આત્મજ્ઞ હતા એટલે સર્વજ્ઞ પણ હતા. કારણ–जे एगं जाणइ से सव्वं जाणइ જે એક માત્ર આત્માને જાણી લે છે તે સર્વજ્ઞ બની જાય છે. આત્મોપલબ્ધિ વિનાનું જાગતિક પદાર્થોનું સવિશદ વિજ્ઞાન કે વૈજ્ઞાનિક અન્વેષણ આધ્યાત્મિક જગતમાં કશું જ મહત્ત્વ ધરાવતાં નથી. એવા આત્મજ્ઞ ભગવાન પાર્શ્વનાથ ત્રણે લોકના અધિપતિ, ત્રણે લોકથી પૂજિત હોય તો તેમાં આશ્ચર્યને અવકાશ જ શો હોઇ શકે ?

દીપકની માફક સચરાચર જગતને આત્મસાક્ષાત્કારનો, પરમાત્મભાવનો, અને વિરાટ તરફની યાત્રાનું માર્ગદર્શન આપનાર પ્રભુ પાર્શ્વનાથની પરંપરાના ચતુર્થ પટ્ટધર શિષ્ય કેશીકુમાર શ્રમણ હતા. કેશીકુમાર શ્રમણ માત્ર જ્ઞાનનાજ પારગામી નહોતા, ચારિત્રમાં પણ તેઓ પારંગત હતા. માત્ર જ્ઞાન કે માત્ર ક્રિયાથી સિદ્ધિ મેળવવી મુશ્કેલ છે. "ज्ञानक्रियाभ्या मोक्षः' આચાર્ય ઉમાસ્વાતિનું આ સૂવર્ણસૂત્ર જ્ઞાન અને ક્રિયા બન્નેની, આત્મસાધનામાં પ્રમુખતા અને પ્રખરતા દર્શાવે છે. જ્ઞાન અને ચારિત્રના સંબંધમાં આપણે પણ જરા ઊંડાણમાં અવગાહન કરીએ–

સમ્યગ્જ્ઞાનનો અર્થ–યથાવાસ્થિત વસ્તુ તત્ત્વનો અવબોધ એટલે કે જે વસ્તુ જેવી હોય તે વસ્તુને તે રીતે જાણવી. અને ક્રિયાનું તાત્પર્ય છે તપ અને સદાચરણ. જેમ જ્ઞાન અને ચારિત્ર આત્મ–કલ્યાણના સાધન છે તેમ સમ્યગ્દર્શન પણ મોક્ષનો આત્યંતિક ઉપાય છે. એટલે જ તત્ત્વાર્થ સૂત્રકારે મોક્ષના મૂળભૂત ઉપાયોને સૂચવતાં– 'सम्यग्दर्शन ज्ञान चारित्राणि मोक्ष मार्गः।' કહ્યું છે. એટલે કે સમ્યગ્દર્શન (યથાર્થ શ્રદ્ધા), સમ્યગ્જ્ઞાન (યથાર્થ અવબોધ), અને સમ્યક્ ચારિત્ર (જ્ઞાનના અનુરૂપ યથાર્થ આચરણ)ને મોક્ષના સાધકતમ ઉપાયો તરીકે બતાવ્યાં છે. ભગવાન પાર્શ્વનાથના સંતાનિક શ્રી કેશીકુમાર શ્રમણ માટે 'विज्जा चरण सपन्ना' વિશેષણ અપાયેલ છે. તેનું સમજવા લાયક કારણ એ છે કે સમ્યગ્જ્ઞાનના ગ્રહણથી સમ્યગ્દર્શનનું ગ્રહણ સ્વત. થઇ જાય છે. કેમકે સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન સદા સહચારી છે. દર્શન વગર જ્ઞાનમાં સમ્યક્પણું કદાપિ આવી શકે નહિ. ક્રિયા અથવા ચારિત્રને સમ્યગ્જ્ઞાનથી પૃથક્ ગણવામાં વિશિષ્ટતા એ છે કે, જે ક્રિયા સમ્યગ્જ્ઞાનપૂર્વિકા હોય તે જ કર્મક્ષયમાં સાધકતમ નિમિત્ત બને છે. મિથ્યાત્વ–કાલુષ્યથી જેનો વિવેક નાશ પામી ગયો છે એવા આત્માઓની મિથ્યાજ્ઞાનપૂર્વિકા કઠિનતમ ક્રિયાઓ, ઉપાસનાઓ, કે શારીરિક કષ્ટો પણ મોક્ષનું અસાધારણ કરણ બનતાં નથી.

કદાચ કોઈ શંકા કરે કે સમ્યગ્જ્ઞાન જ મોક્ષ માટે અનિવાર્ય છે. ફળ સંપાદન માટે ક્રિયાની કશી જ અપેક્ષા નથી. અન્યથા મિથ્યાજ્ઞાનથી પણ ક્રિયામાં ફળોત્પાદનો પ્રસંગ આવશે. જેમકે.–

विज्ञप्तिः फलदा पुंसां न क्रिया फलदामता ।
मिथ्याज्ञानात् प्रवृत्तस्य फलाऽसंवाददर्शनात् ॥

મિથ્યાજ્ઞાનપૂર્વક પ્રવૃત્ત થએલી વ્યક્તિની ક્રિયાના ફળમાં વિસંવાદ દેખાતો હોવાથી જ્ઞાન જ ફળ આપનાર છે પરંતુ ક્રિયાને તે માટે કશું જ મહત્ત્વનું સ્થાન નથી. જો ક્રિયાની કોઈ વિશિષ્ટતા હોય તો મિથ્યાજ્ઞાનપૂર્વક પ્રવૃત્ત થએલાની ક્રિયા પણ ફલોત્પાદિકા હોવી જોઈએ પરંતુ તેમ દેખાતું નથી માટે જ્ઞાનનો મહિમા છે. જ્ઞાન જ શ્રેષ્ઠ અને વરિષ્ઠ છે.

श्रियः प्रसूते विपदो रुणद्धि यशांसि दुग्धे मलिनं प्रमार्ष्टि ।
सस्कार शौचेन परं पुनीते शुद्धाहि बुद्धिः कुल कामधेनुः ॥

સંસ્કારની પવિત્રતાથી બુદ્ધિ પવિત્ર બને છે. અને પવિત્ર બનેલી બુદ્ધિ લક્ષ્મીને જન્માવે છે, વિપત્તિઓને અવરોધે છે, મલિનતા–કલ્મષતાનું પ્રમાર્જન કરે છે, યશ–કીર્તિને ઉપલબ્ધ કરાવે છે. વધારે તો શું કહીએ પણ શુદ્ધ બુદ્ધિ, પવિત્ર જ્ઞાન, બધી દિશામાં કામધેનુની ગરજ સારે છે. નિષ્કર્ષ એ છે કે જેમ કામધેનુ ઇચ્છિત અભિલાષાઓની સત્વર સંપૂર્તિ કરે છે તેમ જ્ઞાન પણ બધી કામનાઓ અને ભાવનાઓની સંપૂર્તિ કરે છે. જ્ઞાનને જ પ્રાધાન્ય આપનાર જ્ઞાનવાદીઓ જ્ઞાનની આ વિશેષતાને ગાયા કરે છે.

પ્રકૃતિનો નિયમ છે કે એક વસ્તુને જ્યારે આવશ્યકતા કરતાં વધારે પ્રાધાન્ય અપાય છે ત્યારે બીજી બાજુ તે જ ક્ષણે તેની પ્રતિક્રિયા, તેના પ્રતિકારરૂપે, ઊભી થાય છે. વિશ્વ સદા સંતુલનના નિયમ ઉપર આધારિત છે. એક બાજુ જેવડો મોટો પહાડ ઊભો થશે, ત્યારે તેની બીજી બાજુ, તેના સાંનિધ્યમાં તેટલી જ ઊંડી ખાઈ થઈ જશે. એક બાજુ એક શ્રીમંત કે અતિ જ્ઞાની થશે, તો બીજી બાજુ એક અતિશય દરિદ્ર અને અજ્ઞાની પણ થશે. સંતુલન જેમનું તેમ સદા ટકી રહે છે. જ્ઞાનવાદીઓ જ્ઞાનની પ્રશસ્તતામાં ક્રિયા તરફ ઉદાસીન અને ઉપેક્ષાવૃત્તિવાળા થઈ ગયા ત્યારે જ્ઞાનવાદીઓની અકડ અને પકડને તોડવા માટે, જ્ઞાનવાદીઓની જ અકડ અને પકડની પદ્ધતિ ક્રિયાવાદીઓએ અપનાવી. જેમ જ્ઞાનવાદીઓએ ક્રિયાને ધરાશાયી કરવાનો એક જટિલ પ્રયત્ન કર્યો, તેમ ક્રિયાવાદીઓએ જ્ઞાનવાદને જડમૂળથી ઉખેડી નાખવા તેટલો જ મહા પ્રયત્ન આદર્યો.

ક્રિયાવાદીઓ કહેવા લાગ્યા કે, ક્રિયા જ ફળનું કારણ છે. જ્ઞાન ફળ પ્રાપ્તિ માટે સંપૂર્ણ નથી. સ્ત્રી કે જલેબીના જ્ઞાનમાત્રથી સ્ત્રીસુખનો અનુભવ, કે જલેબી ખાવાથી મળતી સંતૃપ્તિ થઈ જતી નથી. તેના સમર્થનમાં તેઓ કહે છે—

क्रियैव फलदा पुंसां न ज्ञानं फलदं मतम् ।
यतः स्त्री भक्ष्यभोगज्ञो न ज्ञानात् सुखितो भवेत् ॥

એટલેથી જ તેઓ અટકયા નથી, એનાથી પણ આગળ વધી કહે છે—

शास्त्राण्यधीत्यापि भवन्ति मूर्खा यस्तु क्रियावान पुरुषः स विद्वान् ।
सचिन्त्यतामौषधं मातुरं हि न ज्ञानमात्रेण करोत्यरोगम् ॥

શાસ્ત્રોના સમુચિત અભ્યાસથી વિદ્વત્તા જન્મતી નથી. જ્ઞાન જ્યારે આચરણ બની જાય છે ત્યારે ખરી વિદ્વત્તાનો આવિર્ભાવ થાય છે. રોગી માણસ દવાના જ્ઞાનમાત્રથી નિરોગી થઈ શકતો નથી. પથ્યપૂર્વક તે દવાનો યોગ્ય ઉપયોગ અને સેવન કરે તો જ તેને આરોગ્ય લાભ મળે છે. આ રીતે જ્ઞાનવાદીઓ અને ક્રિયાવાદીઓ એકબીજાનું ખંડન કર્યા કરે છે. એકબીજા એકબીજાને કાપ્યા કરે છે. એકબીજા, એકબીજાથી પરસ્પર કપાઈ જાય છે તેથી જ એકલો જ્ઞાનવાદ કે એકલો ક્રિયાવાદ સમ્યક્ ફલસિદ્ધિના સંપાદનમાં અસરકારક ભાગ ભજવી શકતો નથી. બન્નેના એકાન્ત માર્ગો અધૂરા અને અપૂર્ણ છે. એટલે મોક્ષરૂપ પુરુષાર્થમાં આપણે પરસ્પર સાપેક્ષ સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ક્રિયાનો સ્વીકાર કરીએ છીએ.

શ્રી કેશીકુમાર શ્રમણ પણ વિદ્યા અને ચારિત્ર બન્નેના પારગામી છે. જ્ઞાન અને ક્રિયાના અજોડ સમન્વયના જીવતા-જાગતા દષ્ટાંત છે. તેમનું જીવન જ્ઞાન અને ક્રિયાનું મૂર્તિમંત સ્વરૂપ છે. એટલે જ શાસ્ત્રકારોએ તેમને આ વિશેષ વિશેષણથી વિશિષ્ટ બનાવ્યા છે. આત્મ-જ્ઞાન વગર કશું જ પોતાનું હોતું નથી. જે નિષ્પત્તિ, જે નિષ્કર્ષ, સ્વયંની અનુભૂતિમાંથી જન્મ્યાં હોય તેના જ મૂળો આપણા પ્રાણો સાથે જોડાએલા હોય છે. જે નિષ્પત્તિ કોઇકની પાસેથી લીધેલી હોય છે, કૃપાપૂર્વક કોઇકે આપેલી હોય છે, તે નિષ્પત્તિનું કશું જ મૂલ્ય હોતું નથી. તે તો ઉછીની, વાસી, મૃત અને ઉધાર ગણાય. સ્વયંના પુરુષાર્થથી, સ્વયંની ગંગોત્રી-માંથી આવિર્ભાવ પામેલી ગંગાનું, આત્માનુભૂતિનું, સત્યાન્વેષણનું જ પારમાર્થિક મહત્ત્વ છે. શ્રી કેશી શ્રમણ લોકોત્તર વૈભવ અને દિવ્ય ઐશ્વર્યથી સંપન્ન હતા. તેમણે જે કંઇ પણ મેળવ્યું હતું તેમાં બીજાની કૃપા, મહેરબાની કે અનુગ્રહને સ્થાન નહોતું. એટલે શાસ્ત્રમાં તેમના માટે 'વિદ્યા અને ચારિત્રના પારગામી' એવું અલૌકિક વિશેષણ વાપરવામાં આવ્યું છે.

કબીર એક આધ્યાત્મિક સાધુ પુરુષ હતા. આત્મસાક્ષાત્કારની ઝલકને પામેલા હતા. અક્ષરજ્ઞાનથી તો તદ્દન અજાણ હતા, પરંતુ આધ્યાત્મિક ક્ષેત્રમાં તેમનો પ્રવેશ ગહન હતો. સત્યની ઉપલબ્ધિમાં ભણતરનું કીમતી મૂલ્ય નથી. અભણ માણસ પણ આત્માવગાહનમાં ડૂબી આંતર સમૃદ્ધિનો ધણી થઈ શકે છે. કબીર પણ એક એવી જ વ્યક્તિ હતા. તેઓ કહેતા—

'मै कहता हूँ आँखन देखी तू कहता है कागद लेखी'

મેં વેદ, પુરાણ, કુરાન, શાસ્ત્રો કે આગમોનું અવગાહન કર્યું નથી. વેદ પુરાણ અને શાસ્ત્રોને તમે જ સાંભળો અને સાંચવો. અમે તો તેની જ ખબર આપીએ છીએ જે આંખોથી, જ્ઞાનનેત્રથી જોએલ છે. કાગળ સાથે જોડાએલી, એટલે કે શાસ્ત્રોમાં લખેલી કે આગમો સાથે સંબંધિત વસ્તુઓ સાથે અમારે કંઈ લેવા દેવા નથી. શાસ્ત્રજ્ઞાન સાક્ષી બની શકે છે, સત્ય નહિ. સત્યની અનુભૂતિ હોય તો શાસ્ત્રમાં સત્યનું ઉદ્‌ઘાટન થાય. શબ્દની તો વ્યાખ્યાઓ નિર્મિત થાય છે. એટલે દરેક વ્યકિત તે જ સમજી શકે, જે તેની પોતાની ક્ષમતા છે. મહાવીર જે કહી રહ્યા છે તે જ આપણે સમજી રહ્યાં છીએ એમ કદાપિ માનશો નહિ. કેમકે આપણે તો તે જ સમજીએ છીએ, જે આપણે સમજી શકીએ છીએ. માટે શાસ્ત્રોનાં જ્ઞાન કરતાં પણ સ્વાનુભૂતિનું સવિશેષ મહત્ત્વ છે. સ્વાનુભવ પ્રથમ કોટિનું જ્ઞાન છે. પ્રાણ તો પોતાના અનુભવથી જ આવે છે. પારમાર્થિક શાસ્ત્રો તો ત્યારે જ મળશે, જ્યારે સત્ય મેળવી લીધું હશે.

વિદ્યા તો તે છે જે જીવન બની જાય, જે સ્મૃતિ થવાને બદલે પ્રાણ થઈ જાય. શાસ્ત્રોની માત્ર બૌદ્ધિક સમજનો કશો જ અર્થ નથી. પ્રાણગત સમજ આવી જાય તે મહત્ત્વનું છે. ઉપનિષદ તેને જ વિદ્યા કહે છે જે આપણને નવો જન્મ આપી જાય, આપણને બીજો જ બનાવી જાય. બીજું બધું જાણી લેવાય છે, પણ સ્વયંને જણાતું નથી તેનું નામ અવિદ્યા છે. અવિદ્યા એટલે પદાર્થજ્ઞાન. વિદ્યા એટલે આત્મજ્ઞાન, સત્યોપલબ્ધિ, કે પરમાત્મભાવની સંપ્રાપ્તિ.

ઉપનિષદોની દૃષ્ટિમાં વિદ્યાનો જે તાત્ત્વિક અર્થ અભિપ્રેત છે, તેના કેશીકુમાર શ્રમણ મૂર્તિમંત સ્વરૂપ હતા. આવા તથાતા મહાપુરુષના શુભાગમન પછી શ્રાવસ્તી નગરીમાં શું શું બને છે તેના ભાવભેદો અવસરે.

# સંયમનું સૌંદર્ય

દશવૈકાલિક સૂત્રની પ્રથમ ગાથા અહિંસા, સંયમ અને તપના સૌંદર્યને પરખાવતી, તેના મહિમાને બતાવતી, લોકોત્તર સૌંદર્યથી ભરેલી છે–

धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो ।
देवा वि तं नमंसंति जस्स धम्मे सया मणो ॥

ધર્મ સર્વશ્રેષ્ઠ મંગલ છે પણ કયો ધર્મ? જે અહિંસા, સયમ અને તપથી યુકત છે તેવો ધર્મ. જે માણસનું મન સદા ધર્મમાં સંલગ્ન રહે છે, તેને દેવતા પણ નમસ્કાર કરે છે.

ભગવાન મહાવીરના ધર્મનો આત્મા અહિંસા છે, સંયમ તેનો શ્વાસોચ્છ્‌વાસ છે અને તપ તેનો દેહ છે. અહિંસાને પ્રથમ સ્થાન આપ્યું છે, તપની પ્રતિષ્ઠા અંતિમ કરી છે તો

સંયમને અહિંસા અને તપની વચ્ચે મૂક્યું છે. ભગવાનની વિશુદ્ધ પરંપરાથી ચાલ્યા આવતા ધર્મના આ સ્થાનોમાં પાયાના પરિવર્તનો થઈ ગયા છે. તપ ધર્મનો દેહ છે, જે તરત જ દૃષ્ટિનો વિષય થાય એવો સ્થૂલ અવયવ છે, જેને ધર્મના અંગ તરીકે ત્રીજું એટલે ચરમ સ્થાન ઉપલબ્ધ છે, તે આજે પ્રથમ સ્થાન ઉપર આસીન છે. તપ તરત જ આંખને વળગી જાય છે. એના તરફનું આકર્ષણ જાણીતું છે. સંયમ પણ તપની પૃષ્ઠભૂમિકામાં ધકેલાઈ જાય છે. અહિંસાનો આત્મા તો જાણે અદૃશ્ય જ થઈ ગયો છે. ભગવાન મહાવીર અંદરથી બહાર તરફ ચાલે છે અને આપણે બહારથી અંદર તરફ ચાલીએ છીએ. તપસ્વીનો જેવો સત્કાર, જેવી પૂજા, આજે ચારેકોર દૃષ્ટિગોચર થાય છે તેટલો સત્કાર અને તેવી પૂજા આજે અહિંસા કે અહિંસકની દેખાતી નથી. તેનું કારણ પણ સ્પષ્ટ છે. તપ આપણને દૃષ્ટિગોચર થાય છે કારણ કે તે દેહની માફક ધર્મનો બાહ્ય અવયવ છે. અહિંસા આત્માની માફક ઊંડાણમાં સંતાએલી છે તેથી તે દૃષ્ટિનો વિષય થતી નથી, અદૃશ્ય છે. અને સંયમ તો માત્ર અનુમાનનો જ વિષય છે. કોઈ તપસ્વીને આપણે જોઈએ છીએ એટલે માની બેસીએ છીએ કે તે સંયમી છે. સંયમી ન હોય તો તપનું આચરણ કેમ શક્ય બને?

જ્યારે કોઈ ભોગી કે ગૃહસ્થને જોઈએ છીએ ત્યારે આપણે માની બેસીએ છીએ કે તે અવશ્ય અસંયમી હશે. અસંયમી વગર ભોગોને બીજે અવકાશ ક્યાં? પરંતુ એવો કોઈ અવિનાભાવનો ઐકાંતિક નિયમ નથી. તપસ્વી પણ અસંયમી હોઈ શકે છે અને બહારથી ભોગી જેવી જણાતી કે દેખાતી વ્યક્તિ પણ સંયમી હોઈ શકે છે. એટલે સંયમ વિષે માત્ર આપણે અનુમાનનો જ આશ્રય લઈએ છીએ. પણ એ અનુમાન એવી જાતનું છે કે જેમ માર્ગ ઉપર પડેલા પાણીને જોઈ આપણે વિચાર કરીએ કે વર્ષા થઈ હશે, પરંતુ માર્ગ ઉપરના પાણીને જોઈ વર્ષાની કલ્પના સદા સાચી જ થવા સંભવ નથી. મ્યુનિસીપાલિટીની મોટર પણ પાણી છાંટી શકે છે.

એવી જ જાતનું અનુમાન આપણે તપ વિષે પણ કરીએ છીએ અને માનવા પ્રેરાઇએ છીએ કે, જે માણસ તપ કરી રહ્યો છે તે સંયમી પણ છે જ. પરંતુ એમ માનવું જરૂરી નથી. તપ કરનારો અસંયમી પણ હોઈ શકે છે. જો કે સંયમી પુરુષના જીવનમાં તપને પ્રતિષ્ઠાભર્યું સ્થાન હોય છે પરંતુ તપસ્વીના જીવનમાં સંયમનું હોવું અનિવાર્ય કે આવશ્યક નથી. તેથી ભગવાન મહાવીર આત્માથી દેહ તરફ એટલે અહિંસાથી તપની દિશામાં ગતિ કરે છે, કારણ તે જ પ્રાણ છે. ત્યાંથી જ ચાલવું ઉચિત અને અનિવાર્ય છે. કેમકે ક્ષુદ્રથી વિરાટ તરફ ગતિ કરતાં ભૂલ થવાનો સંભવ રહે છે પરંતુ વિરાટથી ક્ષુદ્ર તરફ જવામાં ભૂલો થવાની શકયતા સંભવિત નથી. ક્ષુદ્રથી વિરાટ તરફ ગતિ કરવા મથતો માણસ પોતાની ક્ષુદ્ર ધારણાઓને વિરાટ તરફ લઈ જાય છે. તે સંકીર્ણ દૃષ્ટિ ધરાવતો હોય છે, તેથી ભૂલ થવા સંભવ છે.

સંયમનો સર્વ પ્રથમ પારમાર્થિક અર્થ સમજવો જરૂરી છે. સંયમના જે અર્થને આપણે પ્રાધાન્ય આપીએ છીએ તે અર્થ ભગવાન મહાવીરને પણ ઈષ્ટ હતો કે નહિ, તે વિષે પણ ગંભીર વિચારની જરૂર છે. સાધારણ રીતે સંયમનો અર્થ આપણે દેહદમન, ઇન્દ્રિય નિગ્રહ, મનનું નિયંત્રણ કે વૃત્તિઓનો નિરોધ એવો કરીએ છીએ. અને સંયમ વિષેના આ જ અર્થો આપણા પ્રાણોમાં પ્રવેશી ગયા છે. તેથી કોઈ મનુષ્ય જ્યારે કઠોરતાપૂર્વક પોતાની જાતનું દમન કરે છે, વૃત્તિઓને રોકે છે તેમજ ઇન્દ્રિયો અને મનને નિયંત્રણમાં રાખવા પ્રયત્ન કરે છે, ત્યારે તેને આપણે સંયમી કહીએ છીએ. સંયમની આ પરિભાષા નિષેધાત્મક છે. જે ખાવાનો ત્યાગ કરે, સૂવાની મર્યાદા બાંધે, વિવાહ ન કરે, ઓછાં કપડાં વાપરે, તેને આપણે સંયમી કહીએ છીએ. જે જેટલો નિષેધ કરે, જેટલી સીમા બાંધે, તેટલો તે સંયમી ગણાય છે. પરંતુ જીવન સદા નિષેધથી ચાલતું નથી. જીવન ચાલે છે વિધેયથી. જીવનની આખી શક્તિ વિધેયથી ચાલે છે. જીવનની નિષેધાત્મક પરિભાષા જીવંત પરિભાષા ગણાતી નથી, અને જે જીવંત પરિભાષા નથી હોતી, તે અશક્ત અને મૃત ગણાય છે.

આપણી પ્રચલિત પરિભાષાને માનીને જે સંયમમાં પ્રવેશ કરે છે તેની પ્રતિભા, તેનું ઓજસ, તેનું તેજ વધતાં નથી. પરંતુ તેની પ્રતિભા ઝાંખી પડતી જાય છે, ક્ષીણ થતી જાય છે. છતાં તે વિષે આપણે કશી જ ચિંતા સેવતા નથી. આપણે કદી પણ વિચારતાં નથી કે ભગવાન મહાવીરે જે સંયમની વાત કરી છે તેનાથી તો જીવનનો મહિમા, જીવનની જીવંત પ્રતિભા વધવી જોઈએ, વિશિષ્ટ રીતે આભામંડિત થવી જોઈએ. જેને આપણે તપસ્વી તરીકે પ્રતિષ્ઠા આપીએ છીએ, તેની બુદ્ધિના આંકમાં વૃદ્ધિ થઈ છે કે ક્ષીણતા આવી છે, તે તરફ ઊંડાણથી જોવાની આપણને ફુરસદ જ હોતી નથી. કોણ કેટલી રોટલી ખાય છે કે કોણ કેટલાં કપડાં પહેરે છે, એ જ એક તેનો માપદંડ રહેવા પામ્યો છે.

અશરીરી (આત્મા)ને જાણ્યા વગર પ્રાયઃ મનુષ્ય શરીરને વશ કરવામાં લાગી જાય છે. શરીરનું દમન એજ સંયમનું પ્રધાનતત્ત્વ બની જાય છે. પરંતુ આત્માના સંશોધન વગર જે શરીરને વશવર્તી કરવા મથી રહ્યો છે, તે શરીરને જ બે ભાગોમાં વિભાજિત કરી નાખે છે. તે શરીરથી જ શરીરને લડાવે છે. શરીરથી શરીરને લડાવી, પોતાની શક્તિનો હ્રાસ કરી નાખે છે. પરંતુ આથી શરીર કદી નિયંત્રણમાં આવતું નથી. આ હકીકતને જો વધારે સ્પષ્ટતાથી સમજવી હોય તો આ રીતે સમજી શકાય છે

એક માણસ કામના અને વાસનાથી ભરેલો છે. વિષયો તેના પ્રાણોને સ્પર્શી ગયા છે. તે જ્યાં જુએ ત્યાં તેની આંખને વાસનાના વિષયો જ દૃષ્ટિગોચર થાય છે. દૃષ્ટિ જતાં વિષયો માથું ઊંચકવા માંડે છે. તે વિચારવા લાગે કે, આંખોને લઈ વાસનાઓની જાળમાંથી હું મુક્ત થઇ શકતો નથી. લાવ, આંખોને જ ફોડી નાખું તો 'न रहेगा बास न बजेगी बाछुरी' આમ આવેશમાં

વિષયોને વશવર્તી કરવા સૂરદાસની માફક આંખો જ ફોડી નાખે તો તેમ કરવાથી વિષયો કે વાસનાઓ અટકી જશે નહિ. વાસનાઓનો સંબંધ આંખો સાથે નથી પરંતુ પ્રાણો સાથે છે. વાસનાઓએ કેન્દ્ર સુધી પોતાનાં મૂળિયાં ઊંડા નાખી દીધાં છે. તે ત્યાંથી જન્મે છે. આંખો તો બાહ્ય અને એકદમ સ્થૂલ નિમિત્ત છે. પ્રાણો સાથે જોડાએલી આ વાસનાઓ જો મૂળથી જ નાશ પામી ગઈ હોય તો તે વાસનાઓને ફરી જન્માવવા આંખો સમર્થ નથી. વાસનાઓ અચેતન મનમાં પ્રસરી ગએલી છે. અને તેથી જ સાધારણ નિમિત્તો મળતાં તે ઉશ્કેરાઇ જાય છે, ઉત્તેજિત થઈ જાય છે. આંખ સાથે વાસનાઓનો આત્યંતિક સંબંધ નથી છતાં વાસનાઓના ઊંડાણમાં અવગાહન કર્યા વગર, તેના મૂળને શોધ્યા કે પકડયા વગર, કોઈ માણસ જો ઉતાવળથી વાસનાઓથી મુકત થવા માટે આંખોને ફોડી નાખે તો તે શરીરથી જ શરીરને લડાવી, પોતાની શક્તિને નિરર્થક વેડફી નાખે છે.

તે માણસ ભૂલી જાય છે કે જે હાથથી તે આંખો ફોડી રહ્યો છે તે હાથ પણ શરીરનો જ એક વિસ્તાર છે અને જેને ફોડી રહ્યો છે તે આંખો પણ શરીરના જ એક ભાગરૂપ છે. હાથ કે આંખોનું શરીરથી ભિન્ન અસ્તિત્વ જ નથી. ભલે પોતાના હાથથી પોતાની આંખોને ફોડી નાખે છે, પરંતુ શરીરથી શરીરને લડાવી શરીરને વશમાં લઈ શકાતું નથી. તેજ રીતે મનથી મનને લડાવીને પણ મનને નિયંત્રણમાં લઈ શકાતું નથી. મન અને શરીરને વશવર્તી કરવાનો અમોઘ અને લોકોત્તર ઉપાય એક જ છે કે શરીર અને મનની પાર કોઈ અનુપમ-તત્ત્વનો, આત્મોપલબ્ધિનો અનુભવ પ્રારંભ થઇ જાય. કારણ આત્માના જગતમાં પવિત્રતા જ બળ છે; અપવિત્રતારૂપ નિર્બળતાને તેમાં કશો જ અવકાશ નથી.

આપણે સામાન્યતયા સંયમનો અર્થ પોનાના શરીરથી શરીરને લડાવવું એવો કરીએ છીએ. ભગવાન મહાવીરે સંયમનો અર્થ પોતાની સાથે રાજી થવું, પોતાની વૃત્તિઓ ઉપર સ્વામીત્વ ધરાવવું, એવો કર્યો છે. વૃત્તિઓ સાથે લડવાની જરૂર ત્યારે જ પડે છે જ્યારે વૃત્તિઓ આપણી માલિક બની ગઈ હોય. લડવું ત્યારે જ પડે છે જ્યારે વૃત્તિઓથી આપણે કમજોર હોઇએ. વૃત્તિઓ કરતાં આપણામાં શક્તિ વધારે હોય તો વૃત્તિઓ આપણી સામે ઊભા રહેવાની પણ હિંમત ન કરી શકે. પોતાની મેળે જ તે પડી જાય. ભગવાન મહાવીરે સંયમીનો અર્થ, આત્માવાન—એવો તો જબરો આત્મવાન કે જેની સામે વૃત્તિઓ માથું ઊચકવાની પણ હિંમત દાખવી શકતી નથી, એવો કર્યો છે.

આવા આત્મવાન પુરુષને ક્રોધને દબાવવા તાકાત અજમાવવી પડતી નથી. તે જાતે એવો તો આત્મવાન છે કે તેની સામે આવવાની ક્રોધ ક્ષમતા જ ઊભી કરી શકતો નથી. શક્તિ જ્યારે સ્વયંમાં યોગ્ય રીતે વિકાસ પામી હોય ત્યારે વૃત્તિઓથી લડવાની જરૂર રહેતી નથી. આત્મવાનની સામે વૃત્તિઓ માથું ઝૂકાવીને ઊભી રહે છે. નબળા આત્માની સામે જ વૃત્તિઓ માથું ઊચકે છે.

ભગવાન મહાવીર માટે સંયમનો અર્થ છે, પોતે પોતાની શક્તિમાં પ્રતિષ્ઠિત હોવું. પોતાની શક્તિમાં પ્રતિષ્ઠિત હોવું એ જ વૃત્તિઓને નિર્બળ અને નપુંસક બનાવવા માટે પર્યાપ્ત છે. ભગવાન મહાવીર પોતાની કામવાસના ઉપર અંકુશ રાખી બ્રહ્મચર્યને ઉપલબ્ધ થતા નથી, પરંતુ બ્રહ્મચર્યની જ પોતાની ઊર્જા છે, શક્તિ છે કે જેથી કામવાસના તેમની સામે માથું ઊંચકી શકતી નથી. પ્રભુ કદી હિંસાથી લડીને અહિંસક થતા નથી, પરંતુ પોતે જ પૂર્ણ અહિંસક છે એટલે હિંસાને આવવાનો અવકાશ જ નથી. ક્રોધથી લડીને તેઓ ક્ષમાને મેળવતા નથી પરંતુ ક્ષમા જ તેમના પ્રાણો સાથે સ્પર્શેલી છે જેથી ક્રોધને પ્રવેશવાનો અવસર જ પ્રાપ્ત થતો નથી. સ્વયંની શક્તિને ઓળખી કાઢવી, એટલે સ્વયંની શક્તિથી પરિચિત થઈ જવું એ જ સંયમ છે, એમ ભગવાન મહાવીરે આપણને બતાવ્યું છે.

જે ગમે તેવા સંયોગોમાં પણ વિચલિત થતો નથી એવો શાંત, નિષ્કંપ, અવિચલિત, ઠરેલો માણસ સંયમનો પરમાર્થ છે. એ જ સંયમનો સાચો અર્થ છે. ગીતામાં સ્થિતપ્રજ્ઞના જે લક્ષણો છે તે ભગવાન મહાવીરના સંયમના જ અર્થો છે.

સંયમના પરમાર્થની એક બાજુને આપણે જોઈ, તપાસી અને વિચારી. એની બીજી વ્યાવહારિક બાજુનો પણ આ સ્થળે સ્થૂલ દૃષ્ટિએ વિચાર કરી લેવો જરૂરી છે. તે મુજબ આ ભરતભૂમિ આર્યાવર્ત ક્ષેત્રના નામથી પ્રતિષ્ઠિત છે. આ દેશ જેમ કૃષિપ્રધાન છે તેમ ઋષિપ્રધાન પણ છે. મહર્ષિઓ, અવતારો અને તીર્થંકરોના જન્મનું સદ્ભાગ્ય આ ભૂમિને સાંપડેલ છે. આ બધા મહાપુરુષો દીપકની માફક સ્વ-પર પ્રકાશી છે. એટલે સાધુ શબ્દની વ્યુત્પત્તિ જ છે-સ્વ અને પરના કલ્યાણને જે સાધે છે તે સાધુ.

**सरवर तरुवर सतजन चौथो वरसे मेह ।**
**परोपकारना कारणे धरी आपणी देह ॥**

પાણીથી ભરેલ સરોવર પોતાના કિનારે આવેલા પશુ-પક્ષીઓ અને માણસોને તરસ્યા જવા દેતું નથી. સરોવરો અને નદીઓ પ્રાણીઓની ગંદકી પણ પોતામાં સમાવી લે છે અને તેના બદલામાં સ્વચ્છતા અને પવિત્રતા પ્રદાન કરે છે. સરોવર કદાચ પોતાના કિનારે આવેલા પ્રાણીઓને પાણી ન આપે, અને એમ જો માણસની માફક સ્વાર્થી બની જાય, તો માણસો તેને ખાડો માની પૂરી નાખે. વૃક્ષો અનેક પ્રકારના ફળફૂલોથી સમૃદ્ધ હોય છે. મુસાફરો તેની શીતળ અને ઠંડી છાયામાં શાંતિ અને વિશ્રાંતિ મેળવે છે તેના ફળફૂલોથી પોતાના પેટની ક્ષુધાનો ખાડો પૂરે છે. વૃક્ષો જો ભૂલથી પણ માણસને આ નિઃસ્વાર્થ સેવાની ના પાડી દે તો માણસો વૃક્ષોને પણ જીવવા ન દે અને તેને કાપી, કટકા કરી, વહેંચી નાખે. સાધુપુરુષો અને મેઘ પણ પોતાની જાતને બીજાના ભલા માટે ઘસી નાખે છે. સાધુતાની આ સંયમના સૌંદર્યથી ભરેલી પગદંડીનો મંગળ પ્રારંભ આ અવસર્પિણી કાળમાં ક્યારથી થયો તે સમજવા માટે-

आदिमं पृथ्वीनाथमादिमं निष्परिग्रहम् ।
आदिमं तीर्थनाथं च ऋषभ स्वामिनं स्तुमः ॥

આ અવસર્પિણીકાલીન યુગના પ્રથમ પૃથ્વીના અધિપતિ, પ્રથમ પરિગ્રહ, રાજ્યવૈભવ અને અપાર સંપત્તિનો ત્યાગ કરનાર, પ્રથમ તીર્થંકર પ્રભુ ઋષભ સ્વામિની અમો સ્તુતિ કરીએ છીએ. આદિનાથ પ્રભુ પૃથ્વીના આદિ ભોગી પુરુષ છે તો આદિ ત્યાગી પુરુષ પણ છે. તેઓ સર્વ પ્રથમ તીર્થંકર છે અને તેથી જ આદિનાથના નામથી પ્રતિષ્ઠિત છે.

સાધુતાની આ પરંપરાના પ્રસ્તોતા ભગવાન ઋષભદેવ છે. ઋષભદેવની લોકપ્રિયતા માત્ર જૈન સંપ્રદાય સુધી જ મર્યાદિત નથી રહી પરંતુ હિંદુ ધર્મના અવતારી પુરુષોમાં પણ તેમની ગણતરી થવા પામી છે. ઐતિહાસિક દૃષ્ટિએ તેમના કાળની કશી જ નિશ્ચિત ગણના થઈ શકતી નથી. ઇતિહાસના યુગ કરતાં તે ઘણા પ્રાચીનતમ યુગના છે. ઇતિહાસનો પ્રારંભ ઋષભદેવ ભગવાન કરતાં ઘણો પશ્ચાદ્વર્તી છે.

જેમ તેઓ પૃથ્વીના પ્રથમ અધિપતિ છે તેમ ત્યાગના આદર્શને જીવનમાં વણી જન જીવન સામે જીવંત આદર્શ મૂકનાર ઋષિઓમાં પણ તેઓ પ્રથમ છે. સાધુતાની આ પગદંડી સમતા-વિષમતા, અનુકૂળતા-પ્રતિકૂળતાના ખાડા ટેકરાઓ ઓળાંગતી, અથડાતી, પથરાતી, જીવતી જાગતી સુરક્ષિત રૂપે ચાલતી આવી છે. આ પરંપરાની કડીના અંકોડારૂપ અંતિમ તીર્થંકર ભગવાન મહાવીર સ્વામી થયા છે અને આજે જે પવિત્ર પરંપરાના તમો દર્શન કરો છો, તે ભગવાન મહાવીરથી ચાલી આવતી અક્ષુણ્ણ પરંપરા છે.

ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩માં અધ્યયનમાં કેશી ગૌતમના મિલનના પ્રસંગને વર્ણવતા આગમકાર સાધુતાના સહજ સ્વરૂપને પ્રગટ કરતાં કહે છે–

तस्स लोगपईवस्स आसी सीसे महायसे ।
केसीकुमारसमणे विज्जाचरण पारगे ॥

લોકમાં પ્રદીપ સમાન ભગવાન પાર્શ્વનાથની પરંપરામાં મહા યશસ્વી, વિદ્યા અને ચારિત્રના પારગામી એવા કેશી નામના કુમાર શ્રમણ હતા.

હિન્દુસ્તાનમાં સનાતન કાળથી બે અખંડ પરંપરાઓ ચાલી આવી છે. એક છે બ્રાહ્મણ પરંપરા અને બીજી છે શ્રમણ પરંપરા. આદિનાથ પ્રભુથી લઈ મહાવીર પ્રભુ અને તેમના શાસનમાં આજ સુધી સતત ચાલી આવતી આ પરંપરા શ્રમણ પરંપરાના નામથી પ્રચલિત છે. સમાજ પાસેથી ઓછામાં ઓછું લેવાનો તેમનો આદર્શ છે. આત્મોપલબ્ધિના આધારભૂત મૂળ સાધનામાં સતત શ્રમ કરનારી, સતત જાગૃત રહેનારી પરંપરા તે શ્રમણ પરંપરા છે.

સંયમી અથવા શ્રમણોના સંબંધમાં આપણે આપણા વિચારો વ્યક્ત કરીએ એના કરતાં આજ ઉત્તરાધ્યયનના પચ્ચીસમાં યજ્ઞીય અધ્યયનમાં 'શ્રમણ, બ્રાહ્મણ અને તાપસ શબ્દોની માર્મિકતા તરફ ગંભીરતાપૂર્વક ઇશારો કરવામાં આવ્યો છે. તદનુસાર–

न वि मुण्डियण समणो, न ओंकारेण वम्भणो ।
न मुणी रण्णवासेण कुस चीरेण न तावसो ॥

કેવળ માથું મુંડાવવાથી કોઈ શ્રમણ નથી થઈ જતો, ઓમ્‌નો જપ કરવાથી કોઈ બ્રાહ્મણ નથી થતો. જંગલમાં વસવાટ કરવા માત્રથી કોઈ મુનિ બની જતો નથી, કુશના બનેલા કપડાં પહેરવાથી જ કોઈ તપસ્વી બનતો નથી. પરંતુ–

समयाओ समणो होई वम्भ चेरेण वम्भणो ।
नाणेण य मुणी होई तवेण होई तावसो ॥

સમભાવથી શ્રમણ બને છે. બ્રહ્મચર્યથી બ્રાહ્મણ બને છે. જ્ઞાનથી મુનિ બને છે અને તપથી તપસ્વી બને છે. શ્રમણ, બ્રાહ્મણ, મુનિ અને તાપસના આંતરિક ગુણધર્મોનો સ્પષ્ટ ઇશારો કર્યા પછી જન્મથી જાતિની સર્વોપરિતાને અનપેક્ષિત માની– 'जन्मना जायते शूद्रः कर्मणा द्विज उच्यते"ની ઉક્તિનું સમર્થન કર્યું છે.

कम्मणा वम्भणो होई कम्मणा होई खत्तिओ ।
कम्मणा व इस्से होई सुद्दो हवाई कम्मणा ॥

કર્મથી બ્રાહ્મણ બને છે. કર્મથી ક્ષત્રિય થાય છે. કર્મથી જ વૈશ્ય અને કર્મથી જ શૂદ્ર બને છે.

## આત્માનો દિવ્ય ખજાનો

આત્મા અપૂર્વ અને લોકોત્તર દિવ્ય સમૃદ્ધિથી ભરેલો છે. તેનો પોતાનો ભંડાર અક્ષય અને અનંત છે. આંતરદૃષ્ટિના અભાવે તે પોતાના જ ખજાનાથી અજ્ઞાત અને અપરિચિત છે. એટલે સમૃદ્ધિ મેળવવા તરફનું આત્માનું આકર્ષણ અજબ ગજબનું છે. પોતાના દિવ્ય ગુણો શોધવા અને મેળવવામાં તે નિષ્ફળ નીવડે છે તેથી પોતાની જાતને ખાલીખમ માની બેસે છે અને તેની પૂર્તિ ધન, મકાન, ગાડી, લાડી અને વાડીથી કરવા મથે છે. વસ્તુઓની પ્રાપ્તિમાં તે પોતાની જાતને કૃતકૃત્ય માને છે. તેના અહંને આવી વસ્તુઓની પ્રચુરતા અસરકારક આકર્ષણ ઊભું કરે છે. પદાર્થોની વિવિધરંગી મોહજાળમાં તે ફસાઈ જાય છે. પદાર્થોના સંગ્રહમાં તે

પરમાત્માના દર્શનની સંતૃપ્તિ અનુભવે છે. પદાર્થોની પકડમાંથી મુક્ત થવાની વાત તેને રૂચતી નથી. પરમાત્મા તરફના આકર્ષણનો માર્ગ પદાર્થ સ્વીકારી લે છે. પરિણામે પદાર્થો તરફ આકર્ષણ અને પરમાત્મા તરફનું વિકર્ષણ વધતું જાય છે.

અહંના વિસ્તારને પોતાની જ સમૃદ્ધિ માની લેવાની ભુલભુલામણીમાં તે સપડાઈ જાય છે. કેન્દ્રમાં બ્રહ્મને સ્થાપવાનું પરમ સત્ય તે વિસરી જાય છે. બ્રહ્મને બદલે અહં કેન્દ્રમાં બેસી જાય છે. બ્રહ્મને બદલે પરિકેન્દ્ર અથવા ખોટા કેન્દ્ર તરીકે અહં પોતાનું આધિપત્ય જમાવી બેસે છે અને ખોટા કેન્દ્રને લઈને ભૂલોની અનર્થકારી પરંપરાનું નિર્માણ થતું જાય છે.

અહંના આ વિસ્તારને સુસ્પષ્ટતાથી સમજવા માટે આપણે એક દાખલો લઈએ. એક શિયાળ સવારમાં શિકાર કરવા નીકળ્યું. સવારના ઊગતા સૂર્યનાં કિરણોને લઈને, તેનો પડછાયો તેનાં કરતાં ચારગણો મોટો થઈ ગયો. પડછાયાને જ શિયાળ પોતાની લંબાઈ પહોળાઈ માનવા લાગ્યું. તે મૂર્ખ વિચારવા લાગ્યું: "મારો પડછાયો આવડો મોટો માટે હું પણ ખૂબ જ મોટું થઈ ગયું છું. આ સ્થિતિમાં નાના શિકારથી કામ ચાલી શકે નહિ. મારા આવડા મોટા શરીરને સસલા જેવા નાનકડા પ્રાણીઓના શિકારથી શું થાય? મારે તો ક્ષુધા શાંતિ માટે હાથી અથવા ઊંટ જેવા વિશાળકાય પ્રાણીઓ જોઈએ. મોટા મોટા શિકાર વગર ક્ષુધાતૃપ્તિ થાય નહિ." પોતાના લાંબા પહોળા પડછાયાને પોતાની લંબાઈ પહોળાઈ માની બેસનાર તે શિયાળ, લાંબા અને મોટા શરીરની ભ્રમણામાં, મોટા શિકારની શોધમાં આમતેમ ભમવા લાગ્યું. ભ્રમની ભ્રમણામાં અટવાતા માણસોને સાચો માર્ગ ભાગ્યે જ દેખાતો હોય છે. શિયાળની પણ એ જ સ્થિતિ થઈ. મોટા શિકારના પ્રલોભનમાં તે વનમાં ચારેકોર આંટા મારતું ફરવા લાગ્યું. પરંતુ જે હાથી અને ઊંટના શિકારને મેળવવાની તેની માનસિક ભાવના હતી તે પરિપૂર્ણ ન થઈ. કદાચ હાથી અને ઊંટનો ભેટો થઈ ગયો હોત તો પણ તે બિચારાનું તેમની સામે ટકવાનું સામર્થ્ય જ ક્યાં હતું? તેમની સામે ટટ્ટાર ઊભા રહેવા જેવું તેનું ગજું નહોતું, છતાં પોતાના પડછાયાને પોતાનું જ સ્વરૂપ માની બેસવાની ભૂલ કરનાર તે શિયાળ, તે સત્યને સમજી શકે એવી સ્થિતિમાં નહોતું. એકવાર ભ્રમણાની જાળમાં ફસાઈ ગયા પછી તે ભ્રમણામાંથી મુક્ત થવાની વાત આસાન નથી હોતી.

ભૂખથી ટળવળતું, સંત્રસ્ત અને પીડિત થતું તે શિયાળ બપોર સુધી ભટકતું રહ્યું પરંતુ પોતાના માનસિક ખોટા ખ્યાલને તે સક્રિય ન બનાવી શક્યું. તે થાકી અને પરેશાન થઈ ગયું. બપોરનો વખત થયો. સૂર્યના સવારના કિરણો જે પૃષ્ઠ ભાગમાં અને ત્રાંસાં હતાં તે સીધાં થયાં. મધ્ય આકાશમાં સૂર્ય ઝળહળવા લાગ્યો. ધરતી ઉપર પ્રખર તાપ અગ્નિ વરસાવતો હોય તેમ તપવા લાગ્યો. ભૂખ અને થાકથી પરિશ્રમિત થયેલું શિયાળ શિકાર ગોતવાની હિંમત ખોઈ બેઠું. તે એક જગ્યાએ સ્થિર ઊભું રહી ગયું. તેનો પડછાયો સંકોચાઈ ગયો. હવે તેની

લંબાઈ પહોળાઇ જે ચારગણી દેખાતી હતી તે સંકોચાઇ, તેના શરીરના વિસ્તારમાં મર્યાદિત થઈ ગઇ. તે વિચારવા લાગ્યું 'ખરેખર, મારા શરીરનું કદ ભૂખથી સંકોચાઇ જવા પામ્યું છે; હવે મારે હાથી કે ઊંટના શિકારની જરૂર નથી. એક સસલાના શિકારથી પણ કામ ચાલી જશે.

કેન્દ્રમાં જ્યારે બ્રહ્મ એટલે કે આત્માને બદલે અહં આવીને બેસી જાય છે, ત્યારે અહંના પડછાયાંને માણુસ પોતાનો પડછાયો, પોતાનું સ્વરૂપ, માની લેવાની ભૂલ કરી બેસે છે. મારુ ધન, મારો યશ, મારી પ્રતિષ્ઠા, મારું મકાન, મારો માળો, મારી સ્ત્રી, મારા પુત્રો એ બધાં અહંના જ પડછાયા છે. એ પડછાયા જેટલા મોટા, તેટલા પ્રમાણુમાં તે પોતાની જાતને મોટો માની બેસે છે. કોઈ વિપુલ ધન–સંપત્તિથી પોતાને મોટો માનવાની ભૂલ કરે છે તો કોઇ યશ, જ્ઞાન અને પ્રતિષ્ઠાને કારણે સર્વોપરિતાની ભુલભુલામણીમાં પડી જાય છે. મકાનની મોટાઇ અને સુંદરતા માણુસની પોતાની મોટાઇ અને સુંદરતા બની જાય છે. તે ભૂલી જાય છે કે વસ્તુ સાથેના સંબંધો માત્ર સાંયોગિક છે. તે આત્માનું આત્યંતિક સ્વરૂપ નથી. આત્મા અને વસ્તુમાં પરસ્પર અત્યંતાભાવ છે. વસ્તુ અને આત્મા કદી ત્રણુકાળમા પણુ એકરૂપ બની શકતાં નથી. પદાર્થ (જડ વસ્તુઓ) અને આત્મામાં તાદાત્મ્ય સંબંધ નથી. એક આનુષંગિક સંયોગ માત્ર છે જે સમય જતાં વિખુટો પડી જવાનો છે. કેન્દ્રમાં અહં બેઠેલું છે એટલે પરમ સત્ય તરફ દૃષ્ટિ ફેંકી શકાતી નથી. સત્યમાં અસત્યના દર્શન થવા લાગે છે તો અસત્યમાં સત્યની ભ્રાંતિ થાય છે. અહં પોતાની આજુબાજુ એવું તો આકર્ષણુ ઊભું કરે છે કે બ્રહ્મ સદંતર ભુલાઈ જાય છે. બ્રહ્મ, બ્રહ્મને ઠેકાણે રહી જાય છે અને અહં પોતાની સત્તાને પ્રગાઢ અને સઘન બનાવી લે છે.

મનુષ્યને પદાર્થ તરફનું જે ગજબનું આકર્ષણુ છે તેનું કારણુ તેના મૂળમા અહં છે. જો અહં કેન્દ્રમાંથી ખસી જાય અને બ્રહ્મ પોતાના અસલી સ્થાનમાં અવસ્થાન પામે તો તેનામા પદાર્થો તરફ વિકર્ષણુના ભાવો જન્મે, અને આત્મા તરફનું અજબનું આકર્ષણુ પેદા થાય.

આ જગતમાં બે જાતના દરિદ્ર માણુસો છે. એક તો એ કે જેને ખાવાના સાંસાં છે. તે ભૂખથી પીડાય છે પરંતુ ખાવા માટેના અનુકૂળ સાધનો તેની પાસે નથી. ક્ષુધા શાંતિ માટેના તેની પાસે કોઈ ઉપાયો નથી. દાણા દાણા માટે તે ટળવળતો હોય છે, છતાં પેટપૂરતું તે મેળવી શકતો નથી. બીજા પ્રકારનો દરિદ્ર એ છે કે જેની પાસે પ્રચુર પ્રમાણુમાં ખાવાનું છે પણુ તે ખાઈ શકતો નથી, તેને ભૂખ નથી. તેને ધન અને વૈભવની કશી જ ખામી નથી. પાણી માંગે ત્યાં દૂધ મળે છે, છતાં ભૂખ જ લાગતી નથી ત્યાં દૂધ, કેશર, કસ્તુરી દૂધપાક કે શ્રીખંડ શા કામનાં? ભૂખના અભાવે સુંદર સ્વાદવાળાં ભોજનો પણુ નકામાં છે. પાચનશક્તિના અભાવે આવા ભોજનો આનંદ આપવાને બદલે વિષાદ જન્માવવાના નિમિત્તની ગરજ સારે છે. આમ છતાં, આ બંને દરિદ્રોમાંથી, કયા માણુસને વધુ દરિદ્ર ગણાય, એ પણુ એક પ્રશ્ન છે. વિચારપૂર્વક

અને પારમાર્થિક રીતે જવાબ આપવા પ્રયત્ન કરશો તો તમારો જ અંતરાત્મા પોકારી ઊઠશે કે, બીજા પ્રકારનો દરિદ્ર, જે સાધન–સામગ્રીની વિપુલતામાં પણ પાચન શક્તિ ખોઈ બેઠો છે, તે વધુ દરિદ્ર છે. તેની દરિદ્રતા શા માટે મોટી છે? પહેલા પ્રકારના દરિદ્ર કરતાં તે શા માટે મોટો દરિદ્ર છે, તેના ઊંડા કારણો પણ સમજવા જેવાં છે. જેની પાસે ભોજન છે પરંતુ ભૂખ નથી તે બાહ્ય દૃષ્ટિએ ભલે સુખી, સમૃદ્ધ, વૈભવશીલ અને પુણ્યશાળી પુરુષ ગણાતો હોય, પરંતુ માનસિક રીતે તે ભારે અસંતોષ અને બેચેની અનુભવતો હોય છે. એનો વૈભવ જ એના માટે સંતાપનું કારણ બની ગયો હોય છે. આટલી વૈભવપૂર્ણ અનુકૂળતામાં પણ આંતરિક દરિદ્રતા તેને કોતરી ખાતી હોય છે. લૂખો સૂકો રોટલો રળનાર અને પ્રેમથી સાથે બેસી ખાનાર કરતાં પણ તે પોતાને વાસ્તવિક દૃષ્ટિએ વધુ દુઃખી અનુભવ કરતો હોય છે. સમૃદ્ધિની વિપુલતા અને પ્રચુરતા સુખ આપવાને બદલે, તેની અશાંતિને વધારનારાં બની જાય છે. કારણ પણ સ્પષ્ટ છે કે ભોજન બહારની વસ્તુ છે, બાહ્ય ચીજ છે, ત્યારે ભૂખ આંતરિક છે. ભોજન માંગી શકાય છે, ચોરીને મેળવી શકાય છે, બળથી ઝૂંટવી શકાય છે, પરંતુ ભૂખ માંગી શકાતી નથી, ચોરી શકાતી નથી અને ઝૂંટવી પણ શકાતી નથી, જેની પાસે ભોજન હોય, બહારની ટાપટીપ પરિપૂર્ણ પ્રમાણમાં હોય, સમાજમાં મોભો અને પ્રતિષ્ઠા પણ સાધન–સામગ્રીના બળે પર્યાપ્ત માત્રામાં મળેલાં હોય, પરંતુ ભૂખ ન હોય તો તેની આંતરિક કો'ક શક્તિ મરી ગઈ હોય છે કે જેની પરિપૂર્તિમાં બહારના આ બધા સાધનો પણ ટાંચા, મહત્ત્વહીન, ફીકાં અને નકામાં બની જાય છે. ભૂખની આંતરિક શક્તિ જગાડવા, પોતાને પ્રાપ્ત બધા જ સાધનોની કુરબાની કરવા પણ તે તત્પર થઇ જાય છે. ભૂખની શક્તિને પુનઃ પ્રજ્વલિત કરવા તે ઇચ્છે છે. આ જ વાત બાહ્ય વૈભવ કરતાં આંતરિક ક્ષુધા શક્તિનું મહત્ત્વ સૂચવે છે.

બહારના ભાગમાં ઘણી સામગ્રી, ઘણા પદાર્થો, વૈભવ અને ઐશ્વર્યનો સારો એવો ઠઠારો જામી ગયો હોય છે. આ કહેવાતા કીમતી ઠઠારાને એકત્રિત કરવાના મૂળમાં આંતરિક આનંદ મેળવવાની તમન્ના હતી, પાછળનું જીવન નિશ્ચિંતતા, શાંતિ અને સંતોષ સાથે વ્યતીત કરવાની તીવ્રતમ અને ઉત્કટ ભાવના હતી, પરંતુ વૈભવના ઠઠારાને એકત્રિત કરવામાં તે આનંદ અને આંતરિક શક્તિને ખોઇ બેઠો હોય છે. ભૂખની શક્તિના બલિદાનના ભોગે તેને જે વૈભવો ઉપલબ્ધ થયા તે ક્ષુધા શક્તિ કરતાં ઓછી કીમતના અને ઓછા મહત્ત્વના હતા. જેને તે બચાવવા ઇચ્છતો હતો તેનો જ અજ્ઞાનમાં ભોગ દેવાઇ ગયો.

ભોજન રળવામાં (ભોજનની કારણભૂત સંપત્તિ મેળવવામાં) તે ભૂખની કુરબાની કરી દે નાખે છે. ડનલોપના ગાદલા અને સુંવાળી પથારી મેળવવાના પ્રલોભન અને સ્વપ્નમાં તે જાણ્યે અજાણ્યે મૂળમાંથી નિદ્રાને જ ખોઇ બેસે છે. નિદ્રાની બલિ આપી બિસ્તર મેળવી લેવાય તો પણ તેનો લાભ કે આનંદ શો? સારી પથારી મેળવવાનો પ્રયત્ન જ એ માટે હતો કે, સારી

પથારી મળી જાય તો આરામથી ઊંઘ કરી શકાય. પરંતુ થાય છે તેનાથી ઊલટું. સારી પથારી મેળવવાના પ્રયત્નોમાં રાત-દિવસ ઊંઘને હરામ કરી, તીવ્ર પુરુષાર્થના બળે તે અનુકૂળતાવાળી પથારી (અનુકૂળ-સાધન-સામગ્રી અને સમૃદ્ધિ) પ્રાપ્ત કરી, તો ઊંઘ જ સદાને માટે ઊડી ગઈ. નિદ્રાની આંતરિક શક્તિ જ ખોવાઈ ગઈ. ભોજન તો મેળવ્યું પરંતુ ભૂખ જ ઊડી ગઈ.

આંતરિક રીતે દરિદ્રતા અનુભવતો માણુસ તે દરિદ્રતાને આવૃત્ત કરવા બાહ્ય ઉપાયોનો આશ્રય લે છે પરંતુ બાહ્ય સાધનો આંતરિક શક્તિઓના મૂળભૂત સ્રોતને જન્માવી શકતા નથી અને આંતરિક શક્તિઓની જાગૃતિ વગર શાંતિ કે સમાધિ ઉપલબ્ધ થતી નથી.

બ્રહ્મ-દર્શન અથવા આત્મ-દર્શન જીવ માત્રનો મૂળભૂત અધિકાર છે. બ્રહ્મનો સાક્ષાત્કાર એ જ જીવનની આધારભૂત પરીક્ષા છે. આત્મોપલબ્ધિ એ જ આંતરિક ભવ્ય નિધાન, દિવ્ય ખજાનો છે. તેની સંપ્રાપ્તિ વગર શાંતિ કે સમાધિ સંપ્રાપ્ય નથી. સત્યનું સંશોધન અને તેની ઉપલબ્ધિ એ જ પરમ અને ચરમ લક્ષ્ય છે. તે લક્ષ્યની સંસિદ્ધિ આગમોના મુખપાઠ કે આવર્તન માત્રથી નહિ, પરંતુ સાક્ષાત્ સાક્ષાત્કાર કરીને મેળવવાની છે. તેનાથી ઓછી સંપ્રાપ્તિનો સવાલ નથી. આ પરમ સત્યને આત્મસાત્ કરવા ઉપનિષદનો એક જ દાખલો બસ થઈ પડશે.

શ્વેતકેતુ ગુરુકુળમાં ગુરુઓના સાંનિધ્યમાં રહી, ભણવા લાયક શાસ્ત્રો ભણી, અનેક વિષયોમાં પારંગત બની, અજોડ પ્રતિભા મેળવી, પોતાના પિતૃગૃહે પાછો આવ્યો. જ્યારે તે પોતાના પિતાને મળ્યો ત્યારે પિતાએ તેને એક જ સવાલ કર્યો. તું શાસ્ત્રોનો અભ્યાસ કરી આવ્યો છે, વિવિધ કલાઓમાં પારંગત બન્યો છે, પરંતુ હજી તેં તે વસ્તુ જાણી નથી કે જેને જાણી લેવાથી બધું જણાઈ જાય છે અને જેને જાણ્યા વગર જગતની બધી કલા અને વિજ્ઞાનને પણ હસ્તગત કર્યાં હોય છતાં, તે પાંડિત્ય અને પ્રતિભાનું કંઈ જ મૂલ્ય નથી હોતું. પિતાના આ આકસ્મિક અને વિચિત્ર સવાલથી શ્વેતકેતુ ડઘાઈ ગયો, વિમાસણમાં પડી ગયો, આશ્ચર્યમાં ગોથા ખાવા લાગ્યો. નહિ વિચારેલી અને નહિ સાંભળેલી અભૂતપૂર્વ અને અશ્રુતપૂર્વ આ વાત હતી. તે બિચારો વિચારના વમળમાં ગોથા ખાવા લાગ્યો. તે વિચારવા લાગ્યો કે, શું એવું પણ કોઈ તત્ત્વ છે કે જેને ન જાણવાથી જાણી લીધેલું બધું ફોક થઈ જાય, અને જેને જાણી લેવા માત્રથી ન જાણેલું પણ બધું જણાઈ જાય! તેના પુસ્તકીય જ્ઞાનથી બહારની આ વાત હતી. તે વિચારવા લાગ્યો: આવી ગુહ્ય અને આંતરિક હકીકતનો આજ સુધી કેમ મને કોઈએ સંકેત કે ઇશારો નહિ કર્યો હોય? આટલા વર્ષોના ગુરુકુળ વાસ દરમિયાન ગુરુજનોએ આવા કીમતી રહસ્ય વિષે કેમ મૌન સેવ્યું હશે? શું એ પરાવિદ્યા માટે હું અપાત્ર હતો? તેને મેળવવા માટેના જે સવિશિષ્ટ આંતરિક મૂલ્યો હતાં, તે મૂલ્યો ચૂકવવા શું હું અસમર્થ હતો? ગુરુજનોની મારા ઉપર હોવી જોઈતી કૃપાનો શું અભાવ હતો? અથવા આ આંતરિક સમૃદ્ધિને મેળવવા

માટે જે ભોગ, જે ત્યાગ, જે શ્રદ્ધા, જે ભાવના અને જે સમર્પણની જરૂર હતી તેનો શું મારામાં શૂન્યાવકાશ હતો ?

આ વળી શી કલા અને કઇ બલા છે ? જ્યોતિષ શાસ્ત્રમાં અપૂર્વ પાંડિત્ય મેં પ્રાપ્ત કરેલ છે. આયુર્વેદ શાસ્ત્રના મર્મો અને રહસ્યો મારાથી અજ્ઞાત નથી. એક એક વનસ્પતિને ઓળખી બતાવવાની મારામાં કલા અને ક્ષમતા છે. કોઇ પણ વનસ્પતિના ગુણ-દોષો મારાથી અજાણ નથી. રોગોની પરીક્ષા, નિદાન અને સાનુકૂળ ચિકિત્સા તેમજ ઓપરેશનથી, પણ હું સારી રીતે પરિચિત છું. સંગીતની કળામાં અપૂર્વ કુશળતા મેં હસ્તગત કરી છે. આરોહ–અવરોહ, રાગ અને રાગિણીઓથી હું અજ્ઞાત નથી. વેદો મારા મોઢા પર રમે છે. ઉપનિષદોની સૂક્ષ્મતાપૂર્વક છણાવટ હું કરી શકું છું. બ્રહ્મ વિષેની શાસ્ત્રીય જાણકારી સાંગોપાંગ મારા જ્ઞાનનો વિષય બની છે. મારી દૃષ્ટિમાં તો જગતની કોઈ કલા કે કોઈ જ્ઞાન બાકી નથી જેની જાણકારી મને ન હોય, કે જેનામાં ઊંડાણથી અવગાહન કરવાની વાત હું ભૂલી ગયો હોઉં. છતાં મારા જ્ઞાનથી મારા પિતા પ્રફુલ્લિત, આનંદિત થવાને બદલે કરમાએલા અને ઉદાસીન જેવા લાગે છે. મારી આટલા વર્ષોની જ્ઞાનસાધના અને જ્ઞાનની તપશ્ચર્યાની એમને મન કંઇ જ કીમત નથી. મેં મેળવેલા જ્ઞાનની પ્રસન્નતાની એક નાની રેખા પણ એમના મુખકમલ ઉપર દૃષ્ટિગોચર થતી નથી. એમણે તો મેં શું મેળવ્યું, અથવા મારી સાધના કેવી અને કેટલી ઉત્કટ હતી, તે વિષે લેશ માત્ર પણ જાણવાની જિજ્ઞાસા ન બતાવી. અભ્યાસી વિષયોની સ્થૂલ કે સૂક્ષ્મ પરીક્ષા પણ ન કરી. કસોટીના સવાલો ન પૂછ્યા, કુશળક્ષેમની વાત પણ ન કરી, આટલા વર્ષો પછી ફરી મળ્યાનો સંતોષ કે આનંદ પણ અભિવ્યક્ત ન કર્યો અને એક જ સવાલ પૂછી મારી બધી સાધના, આરાધના, ઉપાસના, તપશ્ચર્યા, રાત દિવસની મહેનત અને ઉજાગરાને નિરર્થક અને નિઃસાર જેવાં લેખ્યાં.

તેમનો સવાલ પણ સમજમાં આવતો નથી કે જે એકને યથાર્થ રીતે ઓળખી લેવાથી, જાણી લેવાથી, બધું જાણી લેવાય છે. અને જેને ન જાણવાથી, જાણી લીધેલું બધું કંઈજ ખપનું નથી. મારા હૃદયમાં તો આટલા વર્ષોના અભ્યાસનું ગૌરવ હતું. આટલા પ્રમાણપત્રોની શુભ પ્રશસ્તિનો ભવ્ય આનંદ હતો અને પિતાશ્રીએ તો ભણેલા વિષયોની કંઈ જ કસોટી કર્યા વગર મારા જ્ઞાનને કચરાની ટોપલીમાં ફગાવી દીધું. મારા બધા જ્ઞાન ઉપર પાણી ફેરવી નાખ્યું.

શ્વેતકેતુ પાસેથી મળવો જોઇતો જવાબ જ્યારે પિતાને ન મળ્યો, તેના અંતરાત્મામાંથી ઊઠવો જોઇતો મીઠો રણકાર જ્યારે પિતાને સાંભળવા ન મળ્યો, ત્યારે પિતાએ કઠોરતા અને તેજસ્વિતાપૂર્વક આદેશ કર્યો: 'બેટા ! તું જે સંગૃહીને લઈ આવ્યો છે તે વાસ્તવિક દૃષ્ટિએ જ્ઞાન નથી. તારી પાસે જે કંઈ છે તે તો માત્ર જ્ઞાનની રાખ છે. રાખના ઢગલાને સાચવી રાખવાની કીમત શી ? તેનું પ્રયોજન શું ? તું ફરી જા, અને મેળવવા લાયક વસ્તુને મેળવી આવ, કે જેને મેળવ્યાથી બધું મેળવી લેવાય છે, અને જેના અભાવમાં, મેળવેલની પણ કશી જ કીમત નથી.

પિતાના ઊંડા અસંતોષનો પડઘો પુત્રના પ્રાણોને સ્પર્શી ગયો. તે એક મિનિટ માટે પણ ઊભો ન રહી શક્યો. કુટુંબીઓ કે આપ્તજનોને મળવાની, વર્ષોના વિયોગને સંયોગમાં પલટાવવાની તક પણ તેણે ન ઝડપી અને તે જે રીતે આવ્યો હતો તે રીતે ગુરુકુળમાં ફરી પાછો આવ્યો.

વર્ષો પછી ફરી જ્યારે શ્વેતકેતુ પોતાને ઘેર પાછો આવ્યો ત્યારે પોતાની મહુલીની બારીમાંથી તેના પિતાએ દૂરથી શ્વેતકેતુને આવતો જોયો. આ વખતે શ્વેતકેતુની ચાલમાં જુદી જ મસ્તી હતી. આંતરિક ઐશ્વર્યના દર્શનની ચાડી કરતાં આકર્ષક ચિહ્નો સ્પષ્ટ દૃષ્ટિગોચર થતાં હતાં. તેનામાં એક નવા સંગીતનો જન્મ થયો હતો. તેના હૃદયમાં આધ્યાત્મિક આનંદની પરાકાષ્ઠાને સૂચવતો નવો થનગનાટ હતો. બ્રહ્મ-દર્શનમાંથી જન્મેલાં આકર્ષક નૃત્યથી તેનો મન-મયૂર નાચી ઊઠ્યો હતો. મોઢા ઉપર અપૂર્વ શાંતિ, સમાધિ, સંતોષ, પરમ આનંદ અને પરમ સંતૃપ્તિની સુસ્પષ્ટ રેખાઓ તરવરી રહી હતી.

શ્વેતકેતુના પિતાએ પોતાની પત્નીને કહ્યું. 'શ્વેતકેતુ પાછો આવી રહ્યો છે, અને તે એવા અપૂર્વ, અલૌકિક, લોકોત્તર, દિવ્યતત્ત્વને જાણીને આવી રહ્યો છે કે જેનું જ્ઞાન, જેની ઓળખ, જેનું દર્શન, જેનો સાક્ષાત્કાર, જેની ઉપલબ્ધિ હું આજ સુધી કરી શક્યો નથી. શ્વેતકેતુને મેં જે કહ્યું હતું, કે શું તેં તે વસ્તુ જાણી છે કે જેને જાણી લેવાથી બધું જણાઈ જાય છે? ત્યારે મેં પણ તે પુસ્તકો, ઉપનિષદો વાંચીને જ જાણ્યું હતું. મારી સ્વતંત્ર અનુભૂતિ કે સાક્ષાત્કાર નહોતો. મેં તો અમથો પ્રશ્ન કર્યો હતો. પરંતુ તે ભારે વિચિત્ર નીકળ્યો. બ્રહ્મનો તાગ મેળવી, સાક્ષાત્કાર કરીને જ પાછો વળ્યો છે. તેની ચાલ, તેની આસપાસનું વાતાવરણ, તેની આંખોની ચમક, તેની ચારે બાજુનું આભામંડળ, તેના આત્મસાક્ષાત્કારની સાક્ષી પૂરે છે. હવે તે મારા ચરણોને સ્પર્શે તે મારે માટે યોગ્ય નથી. જ્યાં સુધી આ દિવ્ય ખજાનાને હું પણ જાતે જાણી ન લઉં ત્યાં સુધી હું પુત્રના દર્શન કરવા યોગ્ય નથી. અને આમ કહી પિતા તે અજ્ઞાત, અનંત અને અસીમના દિવ્ય ખજાનાને શોધવા ચાલી નીકળ્યા.

# ગતિ અને પ્રગતિ

જીવનનો આનંદ એક જ વાતથી મળી શકે એમ છે અને તે એ કે, જે ફૂલો આપણામાં ખીલી શકવા સંભવ છે તે ખીલી ઊઠે, જે સંગીત કે નૃત્ય આપણામાંથી જન્મી શકવા સંભવ છે તે જન્મી જાય, અને જે આપણે થઈ શકીએ તેમ છીએ તે થવા આપણે પ્રયત્ન કરીએ. આપણા ગુણો અને ધર્મોને જો આપણે ઓળખતા થઈએ તો તો તે ગુણો અને ધર્મોના પરમ શિખરને સ્પર્શવામાં આપણને મુશ્કેલી અનુભવવી પડતી નથી. જે મનુષ્ય આ સત્યને જાણી શકતો નથી તે નિરર્થક મુશ્કેલીમાં સપડાઈ જાય છે. ધારો કે ગુલાબનું ફૂલ, કમળ કે ચમેલી થવાનાં સ્વપ્ના

સેવે, તે થવાના પ્રયત્નોમાં તે ગુંથાઈ જાય, પોતાની રીતે ખિલવાના પ્રયત્નોને તે તિલાંજલિ આપી દે, અને પોતે પૂરેપૂરું ગુલાબનું ફૂલ થવા રાજી ન થાય, પરંતુ કમળ કે ચંપા–ચમેલી થવાની ચિંતામાં મશગૂલ રહે, તો તેના હાથમાં વિષાદ, પરેશાની, સંતાપ, ગ્લાનિ, ઉદ્વેગ અને ભયંકર નિરાશા સિવાય કંઈ જ આવવાનું નથી. આવી ખોટી મહત્ત્વાકાંક્ષામાં ગુલાબ થવાનું પણ તે ભૂલી જશે, અને પોતાની કમળ કે ચમેલી થવાની વાત તો ત્રિકાળમાં પણ સંભવિત થશે નહિ. પોતાના ગુણધર્મોને છોડી, બીજું ફૂલ થઈ જવાની ગુલાબની આકાંક્ષા માત્ર મૃગજળ જેવી છે, પોતાની જ ગતિ અને પ્રગતિને અવરોધનારી છે, પોતાના આખા ભવિષ્યને અંધકારમય બનાવી દેનારી છે.

આ પ્રગતિના સત્યને બીજી રીતે સમજવું હોય તો જરા ગીતાજીના ગ્રંથમાં અવગાહન કરીએ. અર્જુન કુરુક્ષેત્રની સમરભૂમિમાં સંદેહગ્રસ્ત બન્યો છે. તે ક્ષત્રિય પરંપરામાં જન્મેલો છે. શક્તિનો પારંપરિક વારસો તેને મળ્યો છે. તે શક્તિનો શોધક છે, શક્તિનો પૂજક છે, તેને રૂંવાડે રૂંવાડે શક્તિની ઉપાસના છે. શક્તિને મેળવવા માટે ગમે તે ભોગ આપવા તેની તત્પરતા છે. શક્તિ વગરનું જીવન તેને માટે નિઃસત્ત્વ, નિસ્તેજ અને નિષ્પ્રભ છે. શક્તિ જ તેનો આદર્શ છે. શક્તિ જ તેની મંજિલ છે. શક્તિની યાત્રા એ જ તેને માટે પરમાત્માની યાત્રા છે. પરમાત્મભાવને મેળવવા માટે પણ તે ક્ષત્રિયોચિત પૌરુષમાર્ગનો જ સ્વીકાર કરશે. પુષ્ટિ સંપ્રદાયની માફક ભક્તિનો માર્ગ–સમર્પણનો માર્ગ તેને માટે અસ્વાભાવિક થશે. ખુદ ઈશ્વર આવીને તેને મફતમાં દર્શન આપવા પ્રયત્ન કરશે તો પણ તે તેને સ્વીકારશે નહિ. પોતાના બાહુબળ, પુરુષાર્થ અને શક્તિમાં તેને અપૂર્વ શ્રદ્ધા હશે. શક્તિ એજ તેનો આત્મા હશે. આક્રમક વૃત્તિરૂપ પુરુષત્વની પ્રબળતાને લઈ, ગ્રાહકતા કે સમર્પણતારૂપ સ્ત્રૈણ માર્ગ તેની પ્રગતિમાં અવરોધક અને બાધક થશે.

આ સત્ય શ્રીકૃષ્ણની દૃષ્ટિમાં છે. તે અર્જુનની નાડના સાચા પરીક્ષક છે. શ્રીકૃષ્ણ નાડી વૈદ્ય છે. પોતાના કુટુંબીઓ, ગુરુજનો અને આપ્ત પુરુષોને જોઈને ક્ષણભર અર્જુન પોતાનો જાતીય સ્વભાવ, મૂળગત સંસ્કાર કે જે તેને પરંપરાથી એટલે કે ગળથૂથીમાં મળ્યા છે અને પ્રશિક્ષણથી જે સઘન અને પ્રગાઢ બન્યા છે, તેને ભૂલી જાય છે. એટલે શ્રીકૃષ્ણને ગીતામાં ઠેકઠેકાણે ટકોર કરવી પડે છે કે, હે અર્જુન! ઉતાવળો ન થા, તું તારા ગુણધર્મોને બરાબર ઓળખ. જે માણસ પોતાના સ્વાભાવિક ગુણોને છોડી, બીજાના ગુણોની રીતે વ્યવહાર કરે છે તે પરેશાનીમાં સપડાઈ જાય છે. કારણ તે તે કામ કરી રહ્યો છે, જે તે કરી શકતો નથી. અને તે તે કામ છોડી રહ્યો છે, જે તે કરી શકે છે. જીવનનો સમસ્ત આનંદ એમાં જ સમાહિત છે કે આપણે તે જ કાર્ય નિષ્ઠાપૂર્વક કરીએ, જે કરવાનું નિયતિએ નિર્ધારિત કરેલ છે; જે કરવા માટે અસ્તિત્વે આપણને ઉત્પ્રેરિત કર્યા છે. અન્યથા શાંતિ, સમાધિ કે આનંદના દર્શન સદાને માટે દુર્લભ જ નહિ, અશક્ય પણ થઈ જશે.

આ પ્રસંગને અનુસરનારો રામાયણનો એક દાખલો સ્મૃતિનો વિષય થઈ ગયો છે તેને પ્રસ્તુત કરવો પણ પ્રસંગને અનુરૂપ જ છે. પ્રસંગને પોષનારો પણ છે તેથી કહી બતાવું છું. જમદગ્નિઋષિના પુત્ર પરશુરામજી હતા. ગણાય છે તો તેઓ હિન્દુઓમાં અવતાર સમા પરંતુ સ્વભાવે તેઓ તીખા અને રૂદ્ર હતા. ક્ષત્રિય કુળ તરફ એમને ઘણી નફરત હતી. તેઓ જન્મતઃ બ્રાહ્મણ હતા. બ્રાહ્મણનો મૂળભૂત ગુણધર્મ તો બ્રહ્મની ઉપાસના, બ્રહ્મના દર્શન, જ્ઞાનની ખોજ, જ્ઞાન અને બ્રહ્મની સાથે તાદાત્મ્ય કેળવવાના માર્ગનું શોધન, અને તેને માટે ગમે તેવા અનુકૂળ–પ્રતિકૂળ સંયોગોને પણ આત્મસાત્ કરી, બ્રહ્મદર્શનની ગતિમાં અવરોધ ન આવે તેને માટે પૂરતી કાળજી રાખી, અને તેને માટે આપવા જોઈતા ભોગોને આપીને પણ, જ્ઞાનની જ્યોતને પ્રજ્વલિત રાખવી એ છે. પરંતુ તેને બદલે પરશુરામજી પોતાનો સ્વધર્મ, પોતાનો પારંપરિક ગુણ ભૂલી ગયા. ક્ષત્રિયોના ધર્મને સ્વીકારવાની તેમણે પહેલ કરી. તેમણે શક્તિનો માર્ગ સ્વીકાર્યો, જ્ઞાનનો પવિત્ર માર્ગ તેઓ ભૂલી ગયા. સ્વધર્મ અને સ્વગુણથી તેઓ ચલિત થયા. ક્ષત્રિયોના ગુણધર્મને સ્વીકારવાની તેમણે ભૂલ કરી. એકવીસ વખત ક્ષત્રિય વિહોણી પૃથ્વી બનાવવાની તેમણે પ્રતિજ્ઞા લીધી. જે શિક્ષણ અને જે સંસ્કારો પરશુરામજીને વારસામાં મળ્યા હતા, પ્રશિક્ષણથી જે પલ્લવિત થયા હતા અને ક્રમશઃ સઘન અને પ્રગાઢ બન્યા હતા, તે સંસ્કારોના આધારે પ્રગતિનો પારમાર્થિક માર્ગ તેમણે સમજપૂર્વક સ્વીકાર્યો હોત તો તેમનો ઇતિહાસ જ બદલાઈ ગયો હોત. ઇતિહાસમાં એક નવા પૃષ્ઠનો ઉમેરો થયો હોત. તેમનો ઇતિહાસ સુવર્ણાક્ષરોમાં અંકિત થયો હોત. પરંતુ દુર્ભાગ્યે બ્રહ્મદર્શન અને જ્ઞાનની ખોજમાં ઠાલવવી જોઈતી શક્તિ તેમણે ક્ષત્રિયોના સંહારમાં, શક્તિની ઉપાસનામાં, શક્તિના દર્શનમાં, શક્તિની પૂજામાં વાપરી. તેઓ બ્રાહ્મણ મટયા, ઋષિ તરીકે વિલુપ્ત થયા, અને તેમનું વ્યક્તિત્વ બ્રાહ્મણની આકૃતિમાં ક્ષત્રિય તરીકે ઊપસી આવ્યું. બ્રાહ્મણત્વનું બલિદાન દેવાઈ ગયું, બ્રાહ્મણના દેહમાં ક્ષત્રિયત્વ મૂર્તિમંત બન્યું.

સ્વધર્મ અને સ્વગુણ તરફની આ ઉપેક્ષા તેમની પ્રગતિમાં બાધક બની. જ્ઞાનના માર્ગમાં જો તેમની આ સારીયે શક્તિ વપરાઈ હોત તો તેમનું બ્રહ્મત્વ કરોડો સૂર્યની માફક ઝળહળી ઊઠ્યું હોત. તેમનો માર્ગ સોળે કળાએ ખીલી ઊઠયો હોત. પરંતુ સ્વધર્મ અને સ્વગુણથી પરાઙ્મુખ થનારાં, અંતમાં વિષાદ, ઉદ્વેગ અને સંતાપના પાત્ર બનતાં હોય છે, પરાજય તેમને ચારેકોરથી ઘેરી વળતો હોય છે અને વિજય દૂર દૂર ભાગી જતો હોય છે. તેમનો ઇતિહાસ જ બદલાઈ જાય છે.

શ્રી પરશુરામના સંબંધમાં પણ આમ જ બન્યું. મર્યાદા પુરુષોત્તમ શ્રી રામના હાથે તેમનો કરૂણ પરાજય થયો. તેમનો પરશુ કુંઠિત થઈ ગયો. કરમાઈ ગએલા ફૂલની માફક તેઓ નિસ્તેજ, નિષ્પ્રભ અને પ્રતિભાશૂન્ય બની ગયા. તેઓ પોતાના પરાજયની શરમ ન અનુભવે તે ખાતર, શ્રીરામે તેમની મહત્તા આ શબ્દોમા વર્ણવી બતાવી–

"राम नाम लघुनाम हमारा परशु सहित बड नाम तुम्हारा"

પ્રભો ! મારું તો રામ આ બે અક્ષરોનું નાનું નામ છે. આપના રામ નામની સાથે તો પરશુ શબ્દ ઉમેરાય છે માટે નામથી પણ આપ જ શ્રેષ્ઠ, વરિષ્ઠ અને જ્યેષ્ઠ છો.

તાત્પર્ય એ છે કે સ્વભાવ, ધર્મ અને ગુણથી બ્રાહ્મણ હોય અને તે ક્ષત્રિય થઈ જાય તો કઠિનાઈ થાય. બ્રાહ્મણને શક્તિમાં કશો જ રસ નહોતો. બ્રહ્મદર્શન અને જ્ઞાનની શોધ એ જ એમના જીવનનો પરમ આદર્શ હતો, એટલે આ દેશમાં બ્રાહ્મણો ભારે આદર પામ્યા. 'वर्णानां ब्राह्मणो गुरुः'– વર્ણોમાં બ્રાહ્મણોની આટલી બધી સર્વોપરિતા સ્વીકૃત હોવા છતાં, આટલા બધા આદૃત અને સન્માનિત હોવા છતાં, બ્રાહ્મણોએ કોઈ શક્તિ ન મેળવી. તેઓ અકિંચન જ રહ્યા. પોતાની મઢુલીમાં બેસી તેઓ બ્રહ્મ અને જ્ઞાનની જ શોધ કરતા રહ્યા. જો કે તેઓ ઘણાં આદરણીય હતા, મોટા મોટા સમ્રાટો પણ તેમના ચરણોમાં મસ્તક ઝુકાવતા હતા, તેમણે ધાર્યું હોત તો રાજ્યો તેમના ચરણોને ચુમી શકત, પરંતુ ભૌતિક વૈભવનો તેમને જરા પણ મોહ નહોતો. ભૌતિક ઐશ્વર્ય તેમને મન અનર્થનું મૂળ હતું.

મહર્ષિ કણાદના જીવનની એક મીઠી કથા છે. કણાદ ઋષિ ગુણ અને ધર્મથી બ્રાહ્મણ જેવા છે. તેમનું નામ જ કણાદ પડી ગયું. તે એટલા માટે કે તેમણે એટલું અનાજ પણ ઘરમાં ભેગું ન કર્યું, કે જેથી તેને સંઘરવા અને સાચવવાનો શ્રમ કરવો પડે. રોજ ખેતરમાંથી કણ કણ વીણી લાવીને તેઓ પોતાનો નિર્વાહ ચલાવતા અને આ જ કારણે તેમનું ગુણ નિષ્પન્ન કણાદ એવું નામ પડી ગયું. અસલી નામ ભૂલાઈ ગયું અને કણાદ નામ વિશ્વ વિશ્રુત થઈ ગયું. અપરિગ્રહ અને નિર્મમત્વનો આવો મીઠો દાખલો વિરલ હોય છે.

આ મહર્ષિની બ્રાહ્મણ નિષ્ઠામાંથી જ વૈશેષિક દર્શનનો જન્મ થયો. વૈશેષિક દર્શનનાં આદ્ય પ્રસ્તોતા મહર્ષિ કણાદ હતા. કણાદમાંથી વૈશેષિક દર્શન જન્મેલું હોવાને કારણે આ દર્શનનું બીજું નામ કાણાદ પડ્યું છે. તેમની જ્ઞાન પ્રત્યેની નિષ્ઠા અને ગજબની ઉપાસનાનું આ ફળ હતું. પોતાના ગુણ–ધર્મને ઓળખી, તેના વિકાસમાં તેમણે જીવન અર્પણ કર્યું તો વિશ્વને એક નવા દર્શનનો સાક્ષાત્કાર થયો. માણસ તે જ દિશામાં ગતિ–પ્રગતિ કરી શકે છે જે દિશાના ગુણ અને ધર્મો તે ધરાવતો હોય. પોતાના ગુણ–ધર્મોથી વિમુખ થઈ, અવળી દિશામાં ગતિ કરવા પ્રયત્ન કરતી વ્યક્તિ, પરાજય અને પરેશાનીમાં પડી જાય છે.

મહર્ષિ કણાદ જ્યાં રહેતા હતા ત્યાંના સમ્રાટને મહર્ષિ કણાદની અકિંચનતાનો ખ્યાલ આવ્યો. તેમને થયું: કણાદ છે તો અદ્ભુત વ્યક્તિત્વ ધરાવતો અતિ માનવ, પરંતુ આર્થિક કંગાલિયતમાં સબડતો એક લાચાર અને પંગુ માણસ છે! મારા આધિપત્યમાં જો એની ગરીબી દૂર ન થાય તો આ સમૃદ્ધ રાજ્યશ્રીનો અર્થ પણ શો ? મારે એની દરિદ્રતા દૂર કર્યે જ છૂટકો છે. આ દરિદ્રતામાંથી હું તેને મુક્ત ન કરી શકું તો મારી સમ્રાટ થવાની સિદ્ધિ પણ શી ?

આવી ભલી ભાવનાઓ બલવત્તર થતાં, તેણે સેવકોને આજ્ઞા કરી: 'રથોને ધનધાન્યથી ભરી નાખો, અને કણાદની મઢુલીએ જઈ ત્યાં તેનો ઢગલો કરો.'

ધન–ધાન્યથી ભરેલા રથો સાથે સમ્રાટ પોતે પણ કણાદને ત્યાં પહોંચ્યો. કણાદનું આ વિશેષ સન્માન હતું. સમ્રાટ સમજતો હતો કે, મારી પાસે જે કાંઈ પણ છે, તેના કરતાં વધારે કીમતી, વધારે અક્ષર અને વધારે અક્ષય સંપત્તિ કણાદ પાસે છે. મારી સંપત્તિ સામાન્ય જન માનસની દૃષ્ટિએ ભલે મૂલ્યવાન અને મહત્ત્વની ગણાતી હોય, પરંતુ કણાદની આંતરિક સંપત્તિ સામે તે નિર્મૂલ્ય છે. ખરી સંપત્તિનો અધિપતિ તો કણાદ છે. હું તો માત્ર ભારવાહક છું. જો મારી આ સંપત્તિનો તેઓ કૃપાપૂર્વક સ્વીકાર કરે તો હું પવિત્ર અને કૃતાર્થ બની જાઉં. આ અપવિત્ર સંપત્તિને પણ પવિત્રતાનો પુટ લાગી જાય.' આવી ઉત્કૃષ્ટ લાગણીઓને હૃદયમાં રમાડતો તે કણાદના ચરણોમાં મસ્તક નમાવી અને કહેવા લાગ્યો: 'પ્રભો, હું ધન–ધાન્યથી ભરેલા રથો લઈને આવ્યો છું. આપ તેનો કૃપાપૂર્વક સ્વીકાર કરો. મારા રાજ્યમાં આપને કણ કણ વીણી ખાવા પડે તે મારાથી જોઈ શકાતું નથી. મારા આ માનસિક દર્દને દૂર કરવા મેં આ લઘુ પ્રયત્ન કર્યો છે. આપ જેવા પ્રભુપરાયણ મહર્ષિ ખેતરોમાં કણ વીણો, એમાં મારું અપમાન છે.'

કણાદે કહ્યું: 'ક્ષમા કરો, રાજન્! સમાચારો જ મોકલી દીધા હોત તો પણ હું તમારું રાજ્ય છોડીને ચાલ્યો જાત. ધન–ધાન્યથી ભરેલા રથો મોકલવાનું અને જાતે સાથે આવવાનું કષ્ટ જ શા માટે કર્યું?'

સમ્રાટે કહ્યું: 'ભગવન્! આપ આ શું કહો છો? આપ મારી વાત સમજ્યા નથી, એટલે આપને અજુગતું લાગ્યું છે.' કણાદ કશો જ જવાબ આપ્યા વગર ઊભા થઈ ગયા. કોઈ ઘરવખરી, સરસામાન કે સંપત્તિ તો હતી જ નહિ, જે કંઈ હતું તે બે પાંચ પુસ્તકો હતાં. તેઓ પુસ્તકો બાંધવા લાગ્યા.

સમ્રાટે કહ્યું: 'આપ આ શું કરો છો? આપની આ રીતભાત હું સમજી શકતો નથી.'

કણાદે કહ્યું: 'મારે કશું જ સાંભળવું નથી, રાજન્! તેમ કંઈ જોઈતું પણ નથી. તારા રાજ્યની સીમા ક્યાં સુધી છે તે મને ભલી પ્રકારે બતાવી દે, એટલે હું સહર્ષ તારા રાજ્યને છોડીને ચાલ્યો જાઉં. મારે કારણે તારે દુઃખી થવું પડે, તને અપમાન જણાય, તને લઘુતા લાગે, એવું કરવામાં મને શો લાભ?'

સમ્રાટે જવાબ આપ્યો: 'ભગવન્! મારો કહેવાનો આ અર્થ નથી કે આપ જેવા પ્રભુ પરાયણ મહાપુરુષ મારા રાજ્યનો ત્યાગ કરી ચાલ્યા જાય. એમાં તો મને અને મારા રાજ્યને જ હાનિ છે. આપ જેવા ઉત્તમ પુરુષોના પુણ્ય–પ્રતાપે તો આ સમૃદ્ધિ અને સુખવૈભવ છે. રાજ્ય છોડવાની આપની વાત મારા મર્મને ભેદી નાખે છે, મારા પુણ્યને પાતળું પાડવામાં

નિમિત્ત બનતી લાગે છે. હું તો આપને એટલી જ પ્રાર્થના કરવા આવ્યો છું કે, જે ધન–ધાન્ય લઈને હું આપના ચરણોમાં ઉપસ્થિત થયો છું તેનો આપ સહર્ષ સ્વીકાર કરી, મારા પર અનુગ્રહ કરો.

'કણાદે બેફિકરાઈથી જવાબ વાળ્યો: 'આ બધું તું જેમ લાવ્યો છે તેમને તેમ પાછું લઈ જા. આ ધન–ધાન્યની વ્યવસ્થા અને સુરક્ષા અત્રે કોણ કરશે ? આ બધાની દેખરેખ પાછળ ઊંઘ હરામ કોણ કરશે ? આ બધાને સંઘરવાના વ્યામોહમાં પ્રભુભક્તિ ખીંટીએ ટીંગાઈ જશે તેની ચિંતા કોણ રાખશે ? અમને એટલો વખત જ ક્યાં છે ? અમને તો અમારા કામમાંથી ફુરસદ જ મળતી નથી, થોડો સમય ફાજલ પડી જાય છે તો ફરવા નીકળી જઈએ છીએ, ત્યારે તે વખતે, ખેતરોમાંથી દાણા વીણી નાખીએ છીએ અને પાછા પોતાના કાર્યમાં ફરી સંલગ્ન થઈ જઈએ છીએ. કોઈ ઝંઝટ, કોઈ ભાર માથા પર નથી. આ નવી આફત શા માટે ઊભી કરે છે ? મહેરબાની કરી આ બધું પાછું લઈ જા. આની ઉપાધિ કોણ રાખશે ? કૃપા કરી બીજી વખત, આ રીતે, આ બાજુ ન આવતો. આ રીતે જ આવવું હોય તો તેની ખબર પહેલેથી જ આપી દેજે, કે જેથી અમે રાજ્ય છોડી પહેલેથી જ જઈ શકીએ. દાણા અમને ગમે ત્યાં વીણવા મળી જશે. ખેતરો તો બધે ઠેકાણે પડેલા છે.'

આવી વ્યક્તિ બ્રાહ્મણ ગુણ, ધર્મ વાળી હોય છે. ખેતરોમાંથી દાણા વીણીને આજીવિકા મેળવવામાં પણ તેને સંતૃપ્તિ અને સુવિધા જણાય છે. સમ્રાટના રાજ્ય વૈભવને પણ તે આસાનીથી લાત મારી શકે છે. તેને માટે જ્ઞાન જ વૈભવ છે, જ્ઞાન જ સંપત્તિ છે, જ્ઞાન જ સર્વસ્વ છે. માણસ જો પોતાના આંતરિક ગુણોનું યથાર્થ નિરીક્ષણ કરી, તેને વિકસાવવા અને પોષવાના પ્રયત્નમાં કટિબદ્ધ થઈ જાય, તો એક વખત તે પ્રગતિના પરમ શિખરને સ્પર્શીને જ વિરામ પામે, તેમાં શંકાને અવકાશ નથી.

કેશીકુમાર શ્રમણની નિયતિ પણ આત્મદર્શન, સત્યના સંશોધન, અને પરમાત્મભાવની ઉપલબ્ધિ સાથે જોડાએલી છે. તે દિશામાં તેમના અવિરત પ્રયત્નો પણ છે. શ્રાવસ્તી નગરીમાં ભેગા થવાના મૂળમાં પણ સત્યના સંશોધનના બી પડેલાં છે. પ્રભુ ગૌતમ સાથેના વિવિધલક્ષી પ્રશ્નોત્તરોના વિનિમયથી પણ આ વાતની સંપુષ્ટિ ઉત્તરોત્તર થતી જ રહેશે.

કેશીકુમાર શ્રમણ પોતે સાધનાના પ્રભુના પૂર્ણ માર્ગને વરેલા છે. સાધના માટે જે શક્તિ, સાહસ, પ્રતિભા, જ્ઞાન, ત્યાગ અને વૈરાગ્યનું ઐશ્વર્ય જોઈએ તે બધાં ઐશ્વર્યથી તે સભર છે. સાધનાના શ્રમ સાધ્ય માર્ગમાં તેમને કોઈ જ કષ્ટનો, થાકનો કે કંટાળાનો અનુભવ થતો નથી.

અમૃતત્વને મેળવવા માટે અશાશ્વત સાધનો નકામા છે. નાશવંત સાધનો અમરતા લાવવામાં નિષ્ફળ નીવડે છે. અમૃતત્વના સાધનો વડે જ અમરતા મળી શકે છે. દશ અમર સાધનો બતાવવામાં આવ્યા છે જે દશ યતિ–ધર્મના નામથી પ્રચલિત છે.

खत्ति मुत्ति अज्जवे मद्दवे लाघवे सच्चे ।
संजमे तवे चेइमे बमचेर वासिमे ॥

આ દશ ધર્મોને જીવનમાં તાણાવાણાની માફક વણી લેવાથી, અસત્યથી સત્યની દિશામાં અને મૃત્યુથી અમરતાના પંથે પ્રયાણ કરી શકાય છે. શ્રી કેશીકુમાર શ્રમણ પણ અમૃતત્વની શોધના શોધક છે., અવધિજ્ઞાનની સંપદાથી સંપન્ન છે. શ્રાવસ્તી નગરીમા તેઓ પધાર્યા છે—

ओहिनाण सुमे बुद्धे सीससघ समाउले ।
गामणुगामं रीयते सावत्थिनगरिमागमे ॥

શ્રી કેશીકુમાર શ્રમણ અવધિજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી પ્રબુદ્ધ હતા. તેઓ પોતાના શિષ્ય સમુદાય સાથે ગામેગામ વિહાર કરતા શ્રાવસ્તી નગરીમાં આવ્યા.

ગમે જેટલી જ્ઞાન સંપદા અને શિષ્ય સંપદા હોય તો પણ સંતોએ જાગૃત રહી, ગામોમાં અને નગરોમાં પરિવ્રાજકની માફક, ફરતાં રહેવું જોઈએ. સંયમની વિશુદ્ધિ માટે, મોહના વિસર્જન માટે, અને બ્રહ્મચર્યના સંરક્ષણ માટે પણ તે અનિવાર્ય છે. જનહૃદયને પારખવા, વૈરાગ્યમાં વૃદ્ધિ કરવા, તેમજ કાળજીપૂર્વકની સતત જાગૃતિ રાખવા માટે પણ તે જરૂરનું છે. શ્રી પાર્શ્વ પરંપરાને, સ્વભાવગત સરળતા તેમજ વિશિષ્ટ બુદ્ધિ–પ્રતિભાને કારણે પણ એક સ્થાન ઉપર લાંબા વખત સુધી રહેવાની છૂટ છે. આ રીતે રહેતાં, તેના વ્રતોમાં અતિચાર કે અનાચારનો સંભવ નથી. મહાવીરની પરંપરા મુજબ, સતત વિહાર પણ તેમને માટે અનિવાર્ય નથી. શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાનથી સંપન્ન એવા કેશીકુમાર શ્રમણ પાર્શ્વની પરંપરાના હોવા છતાં, વિહારમાં સતત જાગૃત રહેનાર હતા. આટલું જ્ઞાન હોવા છતા તેઓ નવું મેળવવાની, જાણવાની જિજ્ઞાસા અને ભાવનાથી ભરેલા હતા.

મનુષ્ય જો અવળા માર્ગનો આશ્રય ન લે, અને મુક્તિના નિશ્ચિત આદર્શ સાથે સુનિશ્ચિત માર્ગથી યાત્રાનો પ્રારંભ કરે તો તે અવશ્ય મુક્તિસુખ ફળને મેળવી શકે છે.

શ્રી કેશીકુમાર શ્રમણનું શ્રાવસ્તીમાં પદાર્પણ થયું છે. પ્રભુ પાર્શ્વની પરંપરાના તે પવિત્ર પ્રતીક છે. શ્રી ગૌતમ સ્વામીનું પણ શ્રાવસ્તીમાં શુભાગમન થશે જે હવે પછી કહેવાશે.

## જીવનની કલા

જીવન સદા વિપરીત આધારોથી નિર્માણ પામે છે. જીવન જે રીતે દૃષ્ટિગોચર થાય છે તેવું જ હોતું નથી. દૃષ્ટિગોચર થતા તત્ત્વો પાછળ અદૃશ્ય તત્ત્વો પણ પડેલા હોય છે જે ઘણી વાર વિપરીત હોય છે.

દાખલા તરીકે, આપણે જન્મ જોઈએ છીએ પણ તેની સાથે જ નિર્માણ પામેલા મૃત્યુને જોઈ શકતાં નથી. જન્મની આનંદ અને ઉત્સવભરી ક્ષણોમાં મૃત્યુની ક્લિષ્ટ કલ્પના કરનારી વ્યક્તિ, માનસ હોસ્પિટલની પાત્ર જ ગણાશે. પરંતુ જન્મના પૃષ્ઠ ભાગમાં જ મૃત્યુ સંતાએલું છે. પારદર્શીદૃષ્ટિના અભાવે જન્મની સાથે જ નિર્માણ થયેલા મૃત્યુને ભલે આપણે ન જોઈ શકતાં હોઈએ, કે પ્રતિક્ષણ પગપેસારો કરતા, આગળ ને આગળ ધપતાં મૃત્યુ સામે ભલે આપણે આંખ આડા કાન કરતા હોઈએ, પરંતુ તેથી મૃત્યુની શક્યતા ઘટી જવા પામતી નથી. જન્મમાં જે મૃત્યુના દર્શન કરી શકે છે તે જ જ્ઞાની છે, આત્મજ્ઞ છે, સંત છે, ઋષિ છે અને પારદર્શી છે.

જેમ જન્મમાં મૃત્યુને જોવાની આપણામાં ક્ષમતા નથી, તેમ મૃત્યુના પૃષ્ઠ ભાગમાં રહેલા જન્મને પણ જોઈ શકવાની આપણામાં શકિત નથી. કોઈની મરણ શય્યા પાસે ઊભતાં પણ આપણને તેના મૃત્યુમાં રહેલા જન્મનો કંઈ જ ખ્યાલ આવતો નથી. પરંતુ પ્રાયઃ દરેક મૃત્યુના પછી જન્મ, અને દરેક જન્મ પછી અવશ્યંભાવિ મૃત્યુ હોય છે. ભગવાન બુદ્ધ જેવા પ્રબુદ્ધ આત્મા તો બીજાના મૃત્યુમાં પોતાના મૃત્યુના બીજાના વાર્ધક્યમાં પોતાના વાર્ધક્યના દર્શન કરે છે. તેઓ એક શબને જુએ છે, એક વૃદ્ધની નમી ગએલી રૂપવિહીન કાયાને જુએ છે અને ઊંડા વિચારમાં પડી જાય છે. પોતામાં તેની શક્યતાઓ તપાસે છે. અને જેને મેળવવા માટે ભારે તપશ્ચર્યા અને સાધના કરવી પડે છે, જેને અનંત પુણ્યોના ફળરૂપે બિરદાવવામાં આવે છે તે રાજ્ય અને રાજ્યશ્રી, નવયૌવના પત્ની અને હમણાં જ જન્મેલો પુત્ર રાહુલ, આ બધાં તરફનો તેમનો વ્યામોહ શમી જાય છે. આ વૈભવ અને વિલાસોમાં તેઓ વિટમણાના દર્શન કરે છે. ભૌતિક સંપત્તિથી મળતા સુખોની બીજી બાજુએ છુપાએલા દુખોનો તેમને સાક્ષાત્કાર થવા માંડે છે, સુંદર દેખાતા રૂપમાં તેમને કુરૂપતા પ્રત્યક્ષીભૂત થવા લાગે છે, યુવાવસ્થાના ઉષ્માભર્યા સૌંદર્યમાં તેમને વૃદ્ધત્વનો પદધ્વનિ સંભળાય છે.

આપણે ભૂલી જતા હોઈએ છીએ કે, સફળતાની આજુબાજુ અસફળતા ઝડપભેર આંટા ફેરા કરતી હોય છે. રાજસિંહાસન પર પ્રતિષ્ઠિત થવાની સુખદ વેળાએ ધૂળધાણી થઈ જવાની કે પૃથ્વી પરથી નામશેષ થઈ જવાની કોઈ જ સ્મૃતિ આપણને કોતરી ખાતી નથી હોતી, અન્યથા રાજ્યાભિષેકનો આનંદ પણ વિષાદમાં પરિણમી જાય.

જીવન વિપરીતને હંમેશાં પોતામાં છુપાવી રાખે છે. એટલે જ જ્ઞાની તેને કહેવાય કે જે જીવન સિક્કાની સારી એને નરસી, બંને બાજુને, એક સાથે જોવા અને અનુભવવા સમર્થ છે. એ પણ જોવાની એક કલા છે. આ કલાને જ જીવનની કલા કહેવામાં આવી છે. આ કલાનું જ શાસ્ત્રીય નામ 'ધર્મકલા' છે અને ધર્મકલા બધી કલાઓમાં સર્વોપરિ છે. "सव्वा कला धम्म कला जिणाइ" ધર્મકલા બધી કલાઓમાં મૂર્ધન્ય છે. બીજી ગમે તેટલી કલાઓ જીવનમાં હોય,

પરંતુ તેમાં ધર્મકલા ન હોય તો તે ખાલીખમ જ રહેવાનું. અને તેથી ઊલટું, જીવનમાં બીજી બધી કલાઓનો અભાવ હશે, પરંતુ એક જ જીવતી જાગતી ધર્મકલા સિદ્ધ થએલી હશે, તો જીવન ભર્યું ભર્યું, વૈભવ સંપદાથી સંપન્ન અને સત્યં શિવં સુંદરમ્ બની રહેવાનું.

જેણે જન્મમાં મૃત્યુનો સાક્ષાત્કાર કરવાની કલા સાધી લીધી છે તે વ્યક્તિ ઘૃણામાં પ્રેમના, દુઃખમાં સુખના, અંધકારમાં પ્રકાશના, અસફળતામાં સફળતાના, કુરૂપતામાં સુરૂપતાના અને નિંદામાં સ્તુતિના ગીતો સાંભળી શકે છે. આવી જાતની યોગ્યતાનો આવિર્ભાવ જ જીવન જીવવાની કલાનો કલાત્મક પાયો છે.

ભગવાન મહાવીરના સમકાલીન અને ભગવાન મહાવીરની જ કોટિના એક મહાપુરુષ ચીન દેશમાં થયા છે, તેમનું નામ લાઓત્સે છે. લાઓત્સેના આ સુવર્ણ વાક્યો છે· 'મને કોઇ હરાવી શકતો નથી, કારણ કે મેં કદી કોઇને જીતવાની કામના કરી નથી. મારું કોઇ કદી અપમાન કરી શકતો નથી, કારણ કે સન્માન અને પ્રતિષ્ઠા મેળવવાની મેં કદી જ દરકાર કરી નથી.' આ વાક્યોની મીમાંસા કરતાં તેઓ કહે છે– 'જ્યારે જ્યારે કોઇ સભા સોસાયટીમાં ન છૂટકે અથવા અનાયાસે જવાનો પ્રસંગ મને સાંપડતો ત્યારે ત્યારે હું ત્યાં જઇને બેસતો કે જ્યાં લોકો પોતાના જોડા ઉતારતા. કારણ ત્યાંથી મને ઉઠાડી મૂકવાનું કોઇને પ્રયોજન રહેતું નહિ.' આગળ ચાલીને લાઓત્સે કહેતા 'હું સદા નંબર એક જ રહ્યો. નંબર એમાં મને મૂકવાની કોઇની તાકાત ન હતી. કેમ કે હું હંમેશાં છેલ્લે નંબરે, છેલ્લી હારમાં, સહુથી પાછળ જ ઊભો રહેતો કે જેથી મને પાછળ હટાવવાનું કોઇને કોઈ જ પ્રયોજન ન રહે.

સીધી રીતે જોવામાં તો આ ઊલટી વાત લાગશે, પરંતુ વાસ્તવિકતાની કસોટીએ કસતાં એમાં જ યથાર્થતા અને સત્યતાના દર્શન થશે. કારણ પાછળ ઉભેલાને પાછળ હટાવવાનું રહેતું જ નથી. પરંતુ જે આગળ, પ્રથમ પંક્તિમાં ઉભેલા છે, તેણે તે પંક્તિમાં ઉભવામાં જાણ્યે અજાણ્યે પણ એવી વ્યવસ્થા કરી રાખી છે, જે તેને પાછળ ધકેલી દેશે. આગળ આવવા માટે જે પગથિયાંઓનો તેણે ઉપયોગ કર્યો છે, તેજ પગથિયાંનો ઉપયોગ તેને પાછળ હડસેલી દેવામાં અવશ્ય કોઈ બીજો કરશે.

પાણીમાં એક જાતના જળચર જીવો હોય છે જે કેંકડા નામથી ઓળખાય છે. આ જીવોને કોઇ એક પાત્રમાં ભરી રાખે તો તેમાંથી બહાર નીકળી જવા તે પ્રયત્ન કરે છે. પણ જેવો એક કેંકડો બહાર કૂદવા મથે છે કે તરત જ અંદર રહેલા ત્રણચાર કેંકડા તેને પાછળ ખેંચવા પ્રયત્ન કરે છે. એ જ રીતે કોઈ એક રાજનીતિજ્ઞ, વડાપ્રધાન જેવા માનભર્યા પદ ઉપર આસીન થઇ જાય તો બીજા તેને તે પદ ઉપરથી હટાવવા હંમેશાં દરેક રીતે પ્રયત્ન કર્યા જ કરે છે.

તાત્પર્ય એ છે કે, એક વ્યક્તિ જ્યારે ઉપર ચઢવા લાગે છે, ત્યારે ન જાણે કેટલાય માણસો તેને પાછળ ખેંચવા માટે, તેને ઉતારી પાડવા માટે, ઉત્સુક બની જાય છે. પરંતુ સિંહાસન

ઉપર બેસવાની મજા જ ત્યારે આવે જ્યારે સિંહાસનથી નીચે ઉતરવા કોઈ ઉત્સુક હોય. સિંહાસનની કિંમત એ જ છે કે જ્યારે કોઈ તેના પર ચઢવા પ્રયત્ન કરે છે, ત્યારે અન્ય લોકો તેને તે સિંહાસન પરથી ઉઠાડી મૂકવા અને તેના સ્થાન ઉપર પોતે બેસી જવા આતુર બની જાય છે. એકને ઊઠાડી બીજાએ તે સ્થાન પર ચઢી બેસવાની આકાંક્ષા કે આતુરતાનું બીજું નામ જ સિંહાસન છે. માણસ સિંહાસન ઉપર બેસે છે જ એ માટે કે તે સ્થાન જ એવું છે, જ્યાં અનેક લોકો બેસવાને માટે સતત પ્રતીક્ષાપૂર્વક ઉત્સુક હોય છે.

સિંહાસન ઉપર બેસનારને બેસવાનો જે રસ અને આનંદ છે, તે જ રસ અને આનંદ અન્યને સિંહાસન ઉપર બેઠેલાને ઉતારવાનો છે. એટલે લાઓત્સે કહે છે કે, મેં બેસવાની એવી જગ્યા પસંદ કરી છે, કે જેનાથી નીચી બીજી કોઈ જગ્યા નથી, એટલે મારું સિંહાસન સદા આબાદ અને સર્વતઃ સુરક્ષિત છે.

આ તો આપણે જીવન કલાની સૂક્ષ્મતામાં ઊતરી ગયાં. એનાથી જરા શુષ્કતા પણ આવી જવા સંભવ છે. બધાંને બહુ ઊંડાણમાં જવાનું રૂચતું નથી હોતું. તેથી ચાલો, આ સૂક્ષ્મતાને સંકેલી લઇએ.

યાદ રાખજો, જીવન જીવવા માટે જોઈતાં પ્રત્યેક સાધનો સમુચિત રૂપમાં અને સમગ્ર પરિમાણમાં મળ્યાં હોય, પરંતુ જીવન જીવવાની કલાની સુયોગ્ય આવડતનો અભાવ હોય, તો વિપુલ સાધનસામગ્રી પણ જીવનમાં જીવન રેડવા સમર્થ થતી નથી. એ સાધનસામગ્રી પણ એક બાજુ પડી રહે છે, અને જીવન નીરસ અને ફીકું થઈ જાય છે. પરંતુ જીવન જીવવાની સાચી કલા જેણે પ્રાપ્ત કરી છે, તે અલ્પતમ સાધનોમાંથી પણ હિમાલય ઊભો કરી શકે છે, પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારી શકે છે, અને સ્વર્ગમાંથી ગંગાને લાવી શકે છે.

જીવનને કલામય બનાવવાનો મૂળ પાયો પવિત્રતા, સરળતા અને સદાચાર છે. પરસ્પર પ્રેમભરી દૃષ્ટિ હોય, ઇર્ષા, અહંકાર, રાગદ્વેષ કે સ્વાર્થની જરાપણ વૃત્તિ ન હોય; સુખદુ:ખમાં એકબીજાને પૂરક થવાની ભાવના હોય, સંતોષ, શ્રદ્ધા અને સ્નેહ હૈયામાં સભર હોય તો તેવા મનુષ્યોનાં જીવન સ્વર્ગના સુખને જન્માવે છે.

જીવન કલાના યાથાર્થ્યને સમજવા માટે ઐતિહાસિક 'શક' સંવતના પ્રવર્તક રાજા શાલિવાહનનો ભારે આકર્ષક, અસરકારક અને મધુર પ્રસંગ યાદ આવે છે.

એક વખત રાજા શાલિવાહન, સભા ભરી, દરબારમા બેઠા હતા. તે વખતે, તેમના મનમાં સહજ એક પ્રશ્ન ઉદ્ભવ્યો. તેઓ બોલી ઊઠયા 'કહો, જીવતું કોણ છે?'

દરબારીઓ વિચારમાં પડી ગયા. તેઓ એકબીજાના મોઢા સામે જોવા લાગ્યા. પરસ્પર કાનફૂસિયાં કરવા લાગ્યા· 'અરે, પણ આજે મહારાજાને શું થઈ ગયું? બુદ્ધિમાન રાજાના મુખેથી

આવો સામાન્ય, નજીવો, મહત્ત્વહીન પ્રશ્ન કેમ? હરતાં, ફરતાં, ઊઠતાં, બેસતાં, ગાતાં, નાચતાં જે પ્રત્યક્ષ દેખાય છે તે બધાં જીવતાં છે. એક બાળક પણ સમજી શકે તેવી સાદી સીધી વાત છે. છતાં મહારાજાના મનમાં આવો પ્રશ્ન કેમ ઉપસ્થિત થયો કે, જીવતું કોણ છે? આ તે કેવી પરીક્ષા? ન સમજાય એવો આ કોયડો છે. છતાં બુદ્ધિમાન રાજા વડે પૂછવામાં આવેલો આ પ્રશ્ન છે, તેથી જરૂર તેની પાછળ કોઈ ગુપ્ત રહસ્ય છુપાયેલું હોવું જોઈએ.'

સ્તબ્ધ બનેલા સભાસદોમાંથી જ્યારે કોઈ જ સંતોષજનક ખુલાસો ન આપી શક્યું ત્યારે શ્રી કાલિકાચાર્ય સત્વર ઊભા થયા અને બોલ્યા: 'રાજન! જે કઠોર તપની સાધનાથી તપ્ત શરીરવાળો છે, સારા આચાર અને સદ્‌વિચારોથી જે પરિપુષ્ટ છે, તાપત્રયથી સંતપ્ત જીવો માટે જેનું હૈયું સદા સહાનુભૂતિથી ભરેલું છે, ઉત્તમ જ્ઞાન, પાવન શ્રદ્ધા, અને સદાચારના બીનું જેના જીવનમાં વાવેતર થયેલું છે, જે પ્રભુ પરાયણ અને પરહિત પરાયણ છે, બીજાનું ભલું કરવું એ જ જેની સ્વાર્થ સંપત્તિ છે, ત્યાગ અને સદ્‌ભાવનાઓથી સંપુષ્ટ જેનું મન છે, તે જ મનુષ્ય જીવતો છે. ઉપર્યુક્ત સદ્‌ગુણોથી શૂન્ય જેનું જીવન છે એવો મનુષ્ય દૈહિક દૃષ્ટિએ ભલે જીવતો હોય, છતાં બીજાઓ માટે તે ભય કે ત્રાસનું વાતાવરણ સર્જતો હોય તો તે જીવતા છતાં મરેલા જેવો જ છે.

આ સ્પષ્ટ અને નગદ સત્ય સાંભળી આખી સભા આભી બની ગઈ. સૌના આશ્ચર્યનો પાર ન રહ્યો. હલન–ચલનને જીવનનું નામ આપનાર જીવતા જીવો તો બધા જ હતા, પરંતુ શ્રી કાલિકાચાર્યના જવાબ મુજબ, માનવ સમુદાયનો મોટો ભાગ જીવતો જ મરેલા જેવો હતો.

રાજા શાલિવાહને શ્રી કાલિકાચાર્યને આ વાત વધારે વિસ્તાર અને સ્પષ્ટતાથી સમજાવવા નિવેદન કર્યું કે જેથી આ સ્પષ્ટ સત્યમાં કંઈ અસ્પષ્ટતા ન રહે.

શ્રી કાલિકાચાર્યે રાજાની વિનંતીનો સ્વીકાર કર્યો, અને પોતાની સંક્ષિપ્ત હકીકતની મીમાંસા કરતાં કહ્યું 'રાજન્! એક વખત મેં મારા શિષ્યને અનાયાસ કહી નાખ્યું હતું કે, 'સદ્‌ગુણ, સદ્‌વિચાર અને સદાચારથી શૂન્ય મનુષ્ય, મનુષ્યના રૂપમાં પશુ જ છે.' આ વાત પશુઓને રુચિ નહિ. તેમણે મારા જવાબનો વિરોધ કરતાં કહ્યું: અમે ભલે પશુ યોનિના રહ્યાં, પરંતુ માણસોના દૈનિક જીવનમાં અમે ઘણી વખત ઘણી રીતે ઉપયોગી થઈએ છીએ. અમારા શરીરના અવયવો પણ મનુષ્યના ઉપયોગમાં આવે છે. અમારા ચામડાથી તેમનાં પગરખાં બને છે. ચમરી ગાયના વાળમાંથી ચામર બને છે. હાથી દાંતમાંથી અનેક જાતના આભૂષણો અને શોભાના પ્રસાધનો તૈયાર થાય છે. યોગીઓ, સંન્યાસીઓ માટે મૃગ અને સિંહચર્મ આસનનું કામ આપે છે. અમારા જાતિભાઈઓ આ માણસ જાત માટે પોતાની જાતને ઘસી નાખે છે. અમારા માંસનો પણ તેઓ છૂટથી ઉપયોગ કરે છે, ગોમૂત્ર અને છાણ તેમના અગત્યના કામોમાં

ઉપયોગી થાય છે. અમારી કોઇ પણ વસ્તુ નિરુપયોગી નથી. આ સ્વાર્થી મનુષ્ય જ કોઇના ઉપયોગનો નથી. માટે અમારી સાથે તેને સરખાવી અમને હલકા ન બનાવો.'

પશુઓના એકસામટા આવા વિરોધને સાંભળી, મેં મનુષ્યોને વૃક્ષ જેવા કહ્યા. પરંતુ વૃક્ષોએ પણ આ સરખામણી માટેનો વાંધો ઉઠાવ્યો. તે એકીસાથે બોલી ઊઠયાં: 'અમે ગરમીથી સંતપ્ત થએલા, પરસેવાથી રેબઝેબ થએલા પથિકોને મીઠી છાયા આપીએ છીએ, સુંદર ફૂલો અને ફળો આપીએ છીએ, રોગીઓ માટે ઔષધિ અને આહારની ગરજ સારીએ છીએ. અમારી સાથે ગુણશૂન્ય વ્યક્તિઓની સરખામણી કરો નહિ. તેથી અમને અન્યાય થાય છે.'

વૃક્ષોના વાંધાને લક્ષમાં રાખી મેં મનુષ્યને કૂતરાની ઉપમા આપી. તો કૂતરાએ પણ પોતાનો અસંતોષ અને અપ્રસન્નતા જાહેર કર્યાં. તેણે કહ્યું-'અમે એક રોટલાના ટુકડાના બદલામાં અમારા ધણીના જાનમાલ અને ઘરવખરીની રક્ષા કરીએ છીએ. અમે નિમકહલાલ સેવકો છીએ. મનુષ્ય જાતમાં આવી વફાદારી, આવી સંનિષ્ઠા જ કયાં છે? માટે મનુષ્યને અમારી સાથે સરખાવી અમને શરમમાં ન નાખો.'

ત્યારપછી મેં મનુષ્યને ઘાસની ઉપમા આપી. પરંતુ ઘાસે પણ મારી વાત મંજુર ન રાખી. તેણે પણ પોતાનો સખત અણગમો વ્યક્ત કર્યો અને સ્પષ્ટ કહ્યું: 'પશુઓના ખોરાક માટે પણ અમે ખપના છીએ. પશુઓ ઘાસ ખાઈ માણસોને દૂધ આપે છે, અને માણસ તેને પીવાના ઉપયોગમાં લે છે. માણસ જેવા એકાંત સ્વાર્થી અને નિરુપયોગી અમે નથી. માટે મહેરબાની કરી અમારી સાથે મનષ્યને સરખાવવાની વાત ન કરશો.'

જ્યારે વિરોધનું યત્ર, તત્ર, સર્વત્ર આવું પરિબળ જોયું ત્યારે મેં ગુણવિહીન અને અસદાચારી વ્યક્તિને રાખની ઉપમા આપી. પરંતુ રાખે પણ તેનો સ્વીકાર ન કર્યો. તેણે પણ પોતાની ઉપયોગિતાનો એક લાંબો ઇતિહાસ રજુ કર્યો: 'વાસણો જે સોના ચાંદી જેવાં ચળકતાં દેખાય છે, તે મારી જાતને ઘસી નાખવાનું જ ફળ છે. વર્ષભર સુધી અનાજના સંરક્ષણની જવાબદારી પણ હું વફાદારીપૂર્વક ઉઠાવું છું. માણસો અનાજમાં મારી મેળવણી કરી, અનાજનું જીવાતથી રક્ષણ કરે છે અને નવા વર્ષ માટેના બીનો સંગ્રહ કરે છે. મારો ઉપયોગ આ રીતે ઓછા મૂલ્યનો નથી. માણસજાત તો નિષ્કારણ કજિયા-કંકાસ ઉત્પન્ન કરે છે, વેરઝેર ઊભાં કરે છે, પરસ્પર એકબીજાનાં ગળા કાપવામાં પણ શરમ અનુભવતા નથી. માટે મારી સાથે તેમને સરખાવવામાં મારી આબરૂને ધક્કો લાગે છે.'

શ્રી કાલિકાચાર્યે શાલિવાહન રાજાને કહ્યું: 'રાજન્! જ્યારે દરેકે, મનુષ્યને પોતાની સાથે સરખાવવાની ના પાડી, ત્યારે મેં મારા મનમાં નિર્ણય કર્યો કે મનુષ્યના મનમાં ભલે પોતાની સર્વોપરિતાની ગમે તેવડી અકડની પકડ હોય, પણ જો તે સદાચારથી શૂન્ય હશે તો તે જીવન

જીવવાની કલા વગરનો છે. આવા મનુષ્ય સાથે પોતાની જાતને સરખાવવા જ્યારે જગતમાં કોઈ જ તૈયાર થતું નથી ત્યારે ખરેખર તે જીવતો પણ મરેલા જેવો જ છે.

જીવન કલાના સંબંધમાં આ બધું જાણ્યા પછી, જેમણે આ કલાને સંપૂર્ણ રીતે આત્મસાત્ કરેલ છે તેવા કેશીકુમાર શ્રમણ ભગવાનને આપણે યાદ કરીએ.

એકવાર શ્રી કેશી શ્રમણ ભગવાન શ્રાવસ્તી નગરીમા પધાર્યા છે. આ શ્રાવસ્તી નગરી ક્યાં આવી છે, વર્તમાનમાં તે કયા નામથી ઓળખાય છે, તેની શી સ્થિતિ છે, તે આખો વિષય પુરાતત્ત્વ વિશારદો, ઇતિહાસજ્ઞો અને સંશોધકોનો છે. હું તે વિષયનો નિષ્ણાત નથી, છતાં જે કંઈ જાણ્યું છે તે કહી બતાવું છું. વધારે અને વાસ્તવિક હકીકત તો ઇતિહાસજ્ઞોથી જાણી શકાય.

આ શ્રાવસ્તી નગરી નેપાલમાં આવેલી છે. આજે જે રાવતી નદીને નામે પ્રસિદ્ધ છે, અને બૌદ્ધ ગ્રંથોમાં જે અચિરાવતીના નામે પ્રસિદ્ધ છે, તેને કાંઠે આ નગરી આવેલી હતી. કપિલવસ્તુ જે ભગવાન બુદ્ધની જન્મભૂમિ છે તે શ્રાવસ્તીનું જ એક ઉપગામ હતું. આજે તો આ નગરી આ જ સ્વરૂપમાં વિદ્યમાન નથી. કાળ બધાંને બદલાવી નાખે છે. નદીઓના પ્રવાહો ફેરવી નાખે છે, જળ છે ત્યાં સ્થળ કરી નાખે છે, અને સ્થળ છે ત્યાં જળ કરી નાખે છે.

ઇતિ, ભીતિ અને દુષ્કાળના ઉપદ્રવોથી શૂન્ય આ નગરી હતી. તે સમૃદ્ધ હતી, ચોર આદિના ભયથી રહિત હતી. સુકાળ સદા ત્યાં પ્રવર્તતો હતો. લોકો સુખી હતા. આંગણ આવેલ દુઃખી, યાચક કે ગરીબ, કોઈ ખાલી હાથે જતું નહિ. સુંદર આવાસોથી શોભતી આ નગરીના લોકો વૈભવશીલ હતા. કરવેરાનો સર્વથા અભાવ હતો. એવી સુંદર આ નગરી હતી.

तिंदुयं नामउज्जाणं तम्मि नगरमडले ।
फासुबे सिज्जसंथारे तत्थवासमुवागजे ॥

તે નગરી પાસે, નાહે મધ્યમાં કે નહિ બહુ દૂર કે નહિ બહુ નજીક, એ રીતે તિન્દુક નામનો એક બગીચો હતો. ત્યાં જીવજંતુરહિત નિર્દોષ રહેઠાણ અને પાથરવા પીઠ, ફલક આસન વિગેરે મળી રહે તેમ હતુ.

સાધુને ક્યાં ઉતરવુ કલ્પે, તેમને માટે કયું સ્થાન નિર્દોષ ગણાય, કેવા ઉપકરણો તેમને ખપના ગણાય, વગેરેનું વિવેચન અવસરે કરાશે.

# સતી શિરોમણિ શ્રી માનકુંવરબાઈ

વિશ્વવંદનીય જગત પિતા ભગવાન મહાવીરના શાસનમાં આજ સુધી જ્ઞાન, તપ, ત્યાગ, અને વૈરાગ્યની સમૃદ્ધિથી સમૃદ્ધ અનેક રત્નો થઈ ગયાં છે. તેમની આંતરિક દિવ્યતા અને પ્રભુતાના દિવ્યકણો આજે પણ પૃથ્વી ઉપર પથરાયેલાં છે જે સત્યનાં સંશોધનની દિશા તરફ ગતિ કરવાનો આપણને ઈશારો કરી રહ્યાં છે.

આ વિશ્વ ઉપર સામાન્યતઃ પ્રતિભાશાળી વ્યક્તિઓનું જ સામ્રાજ્ય હોય છે. પરંતુ જેનું સામ્રાજ્ય હોય છે તે બધાં જ પ્રતિભાશાળી હોય છે, એમ પણ હોતું નથી. પશુબળથી, ભય અને ત્રાસથી વિશ્વને વશમાં કરનારાઓની સંખ્યાનું પરિબળ કંઈ ઓછું નથી. આવી વ્યક્તિઓ પોતાની સત્તાનું સામ્રાજ્ય માનવદેહ સુધી જ પહોંચાડી શકે છે. માણસો તેમનાં બળ સામે નમી પડે છે, તેમની સર્વોપરિતાનો સ્વીકાર અવશ્ય કરે છે, પરંતુ તે સ્વીકાર ભયમાંથી જન્મેલો હોય છે. એટલે આવા સત્તાધારીઓ પ્રત્યે લોકોનાં દિલમાં હાર્દિક સન્માન, શ્રદ્ધા, કે હૃદયની લાગણીઓ લેશમાત્ર હોતી નથી. પ્રેમ, સહાનુભૂતિ, સદાચાર અને સદ્‌વિચારાદિ સદ્‌ગુણોથી ભરેલી સાચી પ્રતિભાશાળી વ્યક્તિઓનું સામ્રાજ્ય તો જન જનના હૃદયમાં સ્થાપિત થઈ ગયું હોય છે.

'પ્રતિભાશાળી' શબ્દમાં પ્રતિભા શબ્દથી આંતર પ્રકાશ જ અભિપ્રેત છે. સત્યની જેણે ઉપલબ્ધિ કરી છે તેનું હૃદય સર્વજીવો પરત્વે પ્રેમથી ભરેલું હોય છે. આંતર જ્યોતિની સંપ્રાપ્તિના અભાવે મેળવેલ જ્ઞાન પણ પ્રકાશની ગરજ સારતું નથી. એટલે જ હંમેશાં ત્યાગી ઓના જય વિજયનો ઉદ્‌ઘોષ સંભળાય છે, સમ્રાટોનો નહિ. સંતો, મુનિઓ, મહર્ષિઓ, જ્ઞાનીઓ, જનતાનાં હૃદયને સ્પર્શી ગયા હોય છે. તેથી જ તે પ્રજાના હૃદય સિંહાસનના અધિકારી બને છે. સત્તાધારી વ્યકિતનો પ્રવેશ માત્ર દેહ સુધી જ સંભવિત છે. પરંતુ પ્રતિભાશાળી વ્યક્તિ તો દેહથી પર એવા પરમ સૂક્ષ્મ મન અને હૃદય સુધી પ્રવેશ કરી, તેના પર પોતાનો કબજો જમાવે છે.

જો આ સ્પષ્ટ સત્ય ન હોત તો રાજા શ્રેણિક અને કોણિક પ્રભુ મહાવીરના ચરણોમાં પોતાનાં મસ્તકોને નમાવત નહિ. પ્રભુ મહાવીર તો નગ્ન હતા. સંપત્તિનાં નામે ગણી શકાય એવું કંઈ જ તેમની પાસે ન હતું. તેઓ કરપાત્રી હતા, પદયાત્રી હતા, નિસંગ અને નિઃસહાય હતા. છતાં તેઓ બેતાજ બાદશાહ હતા. ભગવાન મહાવીરની વાતને જવા દઈએ, અને પ્રદેશી રાજાને લઇએ. રાયપસેણીમાં આવેલા પ્રસંગ મુજબ તેણે શ્રી કેશીકુમાર શ્રમણનાં 'ચરણનું શરણ સ્વીકાર્યું' હતું. જેની પાસે પૂરાં વસ્રો પણ હતાં નહિ, ખાવા માટે પૂરી ભોજન સામગ્રી પણ નહોતી, એવા બિલકુલ અકિંચન શ્રી કેશીકુમાર

શ્રમણનાં ચરણોમાં, કંચન કામિનીનો સ્વામી એવો પ્રદેશી રાજા પોતાનું મસ્તક નમાવે, તેની પાછળ કોઈ અગમ્ય કારણ તો હશે ને? નહિતર આમ કેમ બને? અને એ જ રીતે રાજા શ્રેણિક અનાથી મુનિ પાસે પોતાની જાતને નમ્રતાપૂર્વક સમર્પી દે, હાથ જોડી, મસ્તક નમાવી, વિનમ્રભાવે શિષ્યની માફક લઘુતા સ્વીકારી પ્રશ્નો પૂછે, તેની પાછળ પણ કોઈ કારણ તો હશે ને? આ બધાંની પાછળ એક સનાતન સત્ય કામ કરી રહ્યું હોય છે, તે એ કે સત્તાધીશો પાસે સત્તાનું જે ખમીર અને સંપત્તિની અમીરાત હોય છે, તેનાં કરતાં હજારગણી વધારે-હજારગણી નહીં, અનંતગણી વધારે, આવા મસ્ત ફકીરોની ફકીરીમાં હોય છે. આવી ત્યાગમૂર્તિઓની પાસે પ્રતિભા, આત્મજ્યોતિ, અને સત્યોપલબ્ધિનો દિવ્ય પ્રકાશ હોય છે. જેની સામે સત્તાધારીઓની સત્તા કે શ્રીમંતોની સંપત્તિ ઝાંખી દેખાય છે. મસ્ત ફકીરોની આ દિવ્ય સંપત્તિ પાસે તેમની ઐહિક સંપત્તિનું કોઈ જ મૂલ્ય નથી.

તેમને પોતાને જ પોતાની સંપત્તિ ફીકી, નિસ્તેજ, અને નિષ્પ્રભ લાગવા માંડે છે. ભૌતિક સમૃદ્ધિનો અંબાર હોવા છતાં અંદરથી તેઓ સાવ ખાલી, રિક્ત જણાતા હોય છે. જ્યારે મુનિઓ બહારથી સાવ શૂન્ય દેખાતા છતાં આંતરિક ઐશ્વર્યથી તેઓ સમૃદ્ધ અને સભર હોય છે.

આવા જ આંતરિક વૈભવથી સંપન્ન એક સતી શિરોમણિ શ્રી માનકુંવરબાઈની આજે પુણ્યતિથિ છે. તેમનાં જીવન કવનની જાણકારી આપણે માટે પ્રેરણાદાયી બની રહે. તેથી આજનાં પ્રવચનનો વિષય આપણે રાખ્યો છે–"સતી શિરોમણિ શ્રી માનકુંવરબાઈ."

સતી શિરોમણિ બા. બ્ર. માનકુંવરબાઈ મહાસતીજી આજથી લગભગ ૧૩૧ વર્ષ પૂર્વે, આ પાર્થિવ દેહનો ત્યાગ કરી, સ્વર્ગવાસી થયાં છે. આ સતીશ્રીને યથાર્થ રીતે સમજવા માટે આપણે ૧૩૧ વર્ષ પૂર્વના ઇતિહાસ તરફ દૃષ્ટિ નાખવી પડશે. તે વખતની ધાર્મિક, સાંપ્રદાયિક, અને સામાજીક પરિસ્થિતિનો પણ સમીચીન ખ્યાલ મેળવી લેવો જરૂરી બની રહેશે.

આચાર્ય શ્રી હસ્તિમલ્લજી મહારાજશ્રીએ પટ્ટાવલી પ્રબંધ સંગ્રહનું હમણાં જ સંપાદન કર્યું છે. તેમાંથી સ્થાનકવાસી પરંપરાના ઇતિહાસની સામાન્ય માહિતી મળે છે. પ્રસ્તુત સંગ્રહમાં સ્થાનકવાસી પરંપરાથી સંબંધિત દશ પટ્ટાવલીઓ છે, જેમાં મુખ્યત્વે પૂ. જીવરાજજી, પૂ. ધર્મસિંહજી, પૂ. લવજી પૂ. ધર્મદાસજી અને પૂ હરજીની મૂળ પરંપરાનો ઇતિહાસ જણાઇ આવે છે.

દેવર્દ્ધિ ગણિ ક્ષમા શ્રમણ સુધી વિશુદ્ધ પરંપરા રહી. તે દરમિયાન સાત નિહ્નવો થયા. ભયંકર દુષ્કાળોને કારણે શ્રમણવર્ગ શિથિલાચારનો શિકાર બન્યો. યથાયોગ્ય આહાર ન મળી શકવાને કારણે શિથિલાચારે સારી રીતે પ્રવેશ કર્યો. સાધારણ ભેદોના કારણે ગચ્છો જુદા જુદા થયા, અને નવા ગચ્છો જન્મવા લાગ્યા. ત્યારબાદ લોકાશાહના સિધ્ધાંતલેખન,

તેમનો ધર્મપ્રચાર, પીસ્તાલીસ માણુસો સાથે ભાણુજી, નૂનજી, સરવાજી આદિની દીક્ષાનું વર્ણન વગેરે બાબતો કવિ વિનયચંદ્રજીની પટ્ટાવલીમાં વ્યવસ્થિત રીતે મળી આવે છે. આ પટ્ટાવલી મુજબ ઋષિ ભાણુજીથી ઋષિ જીવાજી સુધી આઠ પાટ સુધીના સાધુઓ મર્યાદામાં રહ્યા. પણુ ફરી શિથિલતાનો પ્રવેશ થયો. ભિક્ષાવૃત્તિ છોડી, સાધુઓ આમંત્રિત અને આધાકર્મી આહાર લેવા લાગ્યા. સં. ૧૭૦૯માં શ્રી લવજી ઋષિએ દીક્ષા લીધી અને સં. ૧૭૧૪માં તેમણે ક્રિયોદ્ધાર કર્યો. ઢૂંઢામાં રહેવાને કારણે, તેઓ ઢૂંઢિયા કહેવાવા લાગ્યા.

પૂ. ધર્મદાસજી મહારાજ ૧૫ વર્ષ સંસારમા રહ્યા. ૫ વર્ષ વ્રતધારીના રૂપમાં તેમણે વ્યતીત કર્યાં. ૧૫ દિવસની સામાન્ય પ્રવ્રજ્યાનું પાલન કર્યું. અને ૫૨ વર્ષ સુધી આચાર્યપદે બિરાજ્યા. આમ ૭૨ વર્ષનું આયુષ્ય ભોગવી, સં. ૧૭૬૩માં ધારાનગરીમાં તેમનો સ્વર્ગવાસ થયો.

શ્રી ધર્મદાસજી પોતાના એકવીસ સાથીઓ સાથે શ્રી લવજી મહારાજ પાસે આવ્યા અને ધર્મચર્ચા કરી. તેમની સાથેની ચર્ચામાં સાત બોલનો ફરક પડયો. એટલે શ્રી ધર્મદાસજી, શ્રી ધર્મસિંહજી મુનિ પાસે ગયા. પરંતુ તેમની પાસે એકવીસ બોલનો અંતર પડયો. એટલે ત્યાં પણુ દીક્ષિત ન થયા. શ્રી જીવરાજજી મહારાજ પાસે તેમને યોગ્ય સમાધાન મળ્યું. પરિણામે પોતાના ધન્નાજી આદિ એકવીસ સાથીઓ સાથે, અમદાવાદની બાદશાહી વાડીમાં, સં. ૧૭૨૧ કાર્તિક સુદ ૫ ને રોજ સ્વયં દીક્ષિત થયા.

ધર્મદાસજીની સ્વયં દીક્ષાની પ્રસિદ્ધિ એ કારણે થઈ કે તેમની દીક્ષાના પંદર દિવસ પછી શ્રી જીવરાજજી સ્વામીનો સ્વર્ગવાસ થઈ ગયો. એટલે માણુસો ધર્મદાસજી સ્વયં દીક્ષિત થયા એમ કહેવા લાગ્યા.

પૂ. ધર્મદાસજીના નવાણું શિષ્યો થયા. તેમા સંપ્રદાય સ્થાપન કરનારા, એકવીસ પ્રમુખ શિષ્યોનાં નામો વધારે પ્રસિદ્ધિમાં આવ્યાં.

પૂ. ધર્મદાસજી મહારાજ સાહેબના શિષ્ય મૂળચંદજી, અને તેમના શિષ્ય પંચાણુજીએ સૌરાષ્ટ્ર ગુજરાતને પોતાનું વિહારક્ષેત્ર બનાવ્યું. સૌરાષ્ટ્રમાં આજે સ્થાનકવાસી સમાજના જેટલા સંપ્રદાયો અને શાખાઓ દષ્ટિગોચર થાય છે તેનાં મૂળ પૂ. ધર્મદાસજી મહારાજ સાહેબ છે. તદ્દનુસાર મૂળચંદજીના શિષ્ય પંચાણુજી અને તેમના શિષ્ય રતનશી ગોંડલ ગયા. અને તેની આસપાસનાં ક્ષેત્રોમાં તેઓ વિચરવા લાગ્યા. શ્રી રતનશી મહારાજના એક પ્રભાવશાળી શિષ્ય શ્રી ડુંગરશી સ્વામી થયા. આ ડુંગરશી સ્વામી જ ગોંડલ ગચ્છના આદ્ય પ્રવર્તક, આદ્ય સ્થાપક પુરુષ હતા. પૂ. શ્રી મૂળચંદજીના શિષ્ય ગુલાબચંદજી, તેમના શિષ્ય શ્રી બાલાજી, અને તેમના શિષ્ય શ્રી હીરાજી, લીંબડી આવ્યા અને તેમની પશ્ચાદ્દવર્તી પરંપરા લીંબડી સંપ્રદાયના નામથી પ્રસિદ્ધિ પામી. લીંબડીથી શ્રી કાનજી સ્વામી બરવાળા ગયા. શ્રી વશરામજી સ્વામી ધ્રાંગધ્રા ગયા. શ્રી જસાજી

સ્વામી બોટાદ ગયા. અને શ્રી નાગજી સ્વામી સાયલા ગયા. તે તે સ્થાનોનાં નામ ઉપરથી બરવાળા, ધ્રાંગધ્રા, બોટાદ અને સાયલા આદિ ગચ્છો પ્રચલિત થયા. શ્રી કૃષ્ણજી સ્વામી કચ્છમાં ગયા. ત્યાં આઠ કોટિ સંપ્રદાય સ્થાપિત થયો, જે આજે મોટા પક્ષ અને નાના પક્ષ રૂપે અવસ્થિત છે.

ગોંડલ ગચ્છના આદ્ય પ્રવર્તક અને અપ્રતિમ પ્રતિભાશાળી પુરુષ પૂ. શ્રી ડુંગરશી મહારાજના સતી શિરોમણિ શ્રી માનકુંવરબાઈ સંસાર પક્ષે ભાણેજ થતાં હતાં. પોતાના મામા સાથે જ તેઓ દીક્ષિત થયાં હતાં. માત્ર મામા અને ભાણેજે જ એક સાથે દીક્ષા લીધી એમ નહોતું. તેમનાં કુટુંબના પાંચ પાંચ સભ્યોએ એક સાથે આ અસાર સંસારનો ત્યાગ કરી, ભગવાન મહાવીરના શાસનમાં ઝંપલાવ્યું હતુ. આનો તો એક રસપ્રદ ઇતિહાસ છે. આજે પૂ. માનકુંવરબાઈ સ્વામીની પુણ્યતિથિનો દિવસ છે એટલે એ ભવ્યાત્માઓના ત્યાગ અને વૈરાગ્યને યાદ કરી, આપણે પણ આપણાં જીવનમાં અજબ ક્રાંતિ અને શાન્તિ લાવવાનાં છે. આજનો દિવસ એવી પ્રેરણાનો દિવસ છે. એટલે ચાલો, તેમાં ઊંડા ઊતરીએ—

સૌરાષ્ટ્રમાં મેંદરડા, જે પ્રાચીન કાળમાં મંગળપુરીનાં નામે વિખ્યાત હતું, તે ગિરનાં મધ્ય ભાગમાં પ્રકૃતિનાં અનેરાં સૌંદર્ય વચ્ચે, નદીનાં કાંઠે વસેલું એક સુંદર ગામ છે. ત્યાં બદાણી કુટુંબના શેઠશ્રી કમળશીભાઈ અને તેમનાં ધર્મપત્ની અ. સૌ. હીરબાઈ સપરિવાર રહેતાં હતાં. આ કુટુંબ સ્વભાવથી પાપભીરુ અને ધર્મપરાયણ હતું. ગૃહસ્થોચિત વ્યવહારની સાથે ધર્મના તત્ત્વો પણ તેમનાં જીવનમાં વણાયેલાં હતાં. એટલે પોતાની રીતે તેઓ સુખી અને સમૃદ્ધ હતાં. તેમણે વ્યાવહારિક, વ્યાપારિક, કારણોને લઇને ક્રમશ માંગરોળ અને પછી દિવમાં વસવાટ કર્યો હતો. દિવમાં ફીરંગીઓનું શાસન હતું. દિવમાં સામાન્યત: સોરઠિયા સ્થાનકવાસી જૈનોની વસ્તી વધારે પ્રમાણમાં હતી. શ્રી દશાશ્રીમાળી કુટુંબો પણ વ્યાવહારિક હેતુથી ત્યાં આવીને વસ્યાં હતાં. દિવનાં પ્રાકૃતિક સૌંદર્યની શોભા અનુપમ હતી. દિવ દ્વીપ દિવ્ય હતું. આવતાં–જતાં માણસોનાં આકર્ષણનું કેન્દ્ર હતું.

સૌરાષ્ટ્ર તરફ પધારેલા પૂ. ધર્મદાસજી મહારાજના શિષ્ય શ્રી મૂળચંદજી, તેમના શિષ્ય શ્રી પંચાણજી, અને તેમના શિષ્ય શ્રી રત્નસિંહજી મહારાજે તો સૌરાષ્ટ્રને જ હવે પોતાની કર્મભૂમિ અને ધર્મભૂમિ બનાવી હતી. એટલે શ્રી રત્નસિંહજી મહારાજ જ્યારે દિવની આજુબાજુ ઘોઘા પધાર્યા અને દિવના સંઘને તેની ખબર પડી, ત્યારે શ્રી સંઘે તેમને ભાવપૂર્વક ચાતુર્માસ માટેની વિનંતી કરી. પૂ. શ્રી રત્નસિંહજી મહારાજે પણ સંઘની આવી ભક્તિભાવભરી વિનંતીથી પ્રભાવિત થઈ, તેમની દિવ ચાતુર્માસ માટેની વિનંતીને માન્ય કરી.

પૂ. શ્રી રત્નસિંહજી મહારાજ પ્રતાપી પુરુષ હતા. તેમનું બાહ્ય વ્યક્તિત્વ જેટલું પ્રતિભા સંપન્ન અને અસાધારણ હતું તેથી યે વધુ તેજસ્વી તેમનું આંતર વ્યક્તિત્વ હતું. એટલે તેમનાં

પદાર્પણ પછી, ચાતુર્માસ દરમિયાન એમની દિવ્ય વાણીનો જનતાને ઘણો લાભ મળ્યો. ગંગાની પવિત્ર ધારા જેવી તેમની અમૃતમય વાણીથી શ્રોતાઓ પરમોત્સાહ અને પરમ આહ્લાદ પામ્યા. તેઓ સંસારના ત્યાગી અને એકાંત નિષ્પરિગ્રહી મહાપુરુષ હતા. તેઓ નિઃસ્વાર્થી, નિસ્પૃહી અને નિસ્તૃષ્ણ હતા. એટલે તેમની વાણીમાં મંત્ર-તંત્રના ચમત્કારોની આકર્ષણભરી વાતો ન હતી. તેમની વાણીમાંથી તો એકાંત જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ આત્મગુણોની જ કથા નીકળતી હતી. સંસારની વિચિત્રતા અને ઔપધિક સંયોગોના નિમિત્તોનું સારંગર્ભિત અને વૈરાગ્યપ્રેરક ભવ્ય વિશ્લેષણ કરતા તેઓ વીતરાગ વાણીના આધારે ગર્જી રહ્યા હતા.

શ્રી કમળશીભાઇ જેઓ મેંદરડાથી દિવ આવીને વસ્યા હતા, તેઓ પણ પરિવાર સહિત ગુરુદેવની અપૂર્વવાણીનો લાભ લઈ રહ્યા હતા. તેમના જ્યેષ્ઠ પુત્ર શ્રી ડુંગરશીભાઇ ઉપર તો પૂ. શ્રી રત્નસિંહજી મહારાજની વાણીએ ગજબનું આકર્ષણ ઊભું કર્યું. તેમને સંસાર ખારો ઝેર જેવો લાગવા માંડ્યો. વિષય અને વાસનાઓમાં તેમને આત્મ ગુણોના વિનાશના દર્શન થયા. એક બાજુ ગુરુદેવના ધર્મોપદેશથી શ્રી ડુંગરશીભાઇના હૃદયમાં આત્મસ્વરૂપ વિષે સ્પષ્ટ વિશદ તાત્ત્વિક પારમાર્થિક ભાવો તરવરવા લાગ્યા, તો બીજી બાજુ સંસારની વિચિત્રતાનાં અવનવા દૃશ્યો તેમની સામે ઊભાં થયાં. તે નરક, નિગોદનાં દુઃખોથી ભયભીત બની ગયા. તિર્યંચોની લાચારી તેમની આંખો સામે તરવરવા લાગી. મનુષ્યના સુખદુઃખના પ્રવાહો તેમની આંખો સામે નાચવા લાગ્યા. દેવોની તૃષ્ણા, ઇર્ષ્યા, સ્પર્ધાના શાસ્ત્રીય દાખલાઓ તાજા થવા લાગ્યા. જન્મ, મરણ અને જરાનાં પુનઃ પુનઃ ભોગવવા પડતાં દુઃખો તેમને અસહ્ય લાગ્યાં. દુઃખના દરિયામાં ડૂબવાની હવે વાત જ રહી નહિ. આત્મ સમુદ્રમાં મરજીવાની માફક અવગાહન કરી, શાંતિ અને સમાધિના દર્શન કરવાના હવે તેમને કોડ જાગ્યા.

તેમના દૃઢતમ વૈરાગ્યની અસર તેમના માતુશ્રી, તેમના બહેન, તેમની ભાણેજ અને તેમના ભાણેજ પર પણ થઇ. એક સાથે એક જ કુટુંબના પાંચ સભ્યો શ્રી રત્નસિંહજી સ્વામીના ચરણોમાં સમર્પિત થવા તૈયાર થયા. આ પાંચે પુણ્યશાળીઓનાં પવિત્ર નામો હતાં (૧) ડુંગરશીભાઇ (૨) એમના માતુશ્રી હીરબાઇ (૩) એમનાં બેન શ્રી વેલબાઈ (૪) એમના ભાણેજ શ્રી હીરાચંદભાઇ અને (૫) એમની ભાણેજ શ્રી માનકુંવરબાઈ. વિ. સં. ૧૮૧૫ના કાર્તિક વદ ૧૦ના મંગલ દિવસે આ પાંચેય ભવ્યાત્માઓ દીક્ષિત થયા. ખરેખર-

कुल पवित्रं जननी कृतार्था, वसुन्धरा पुण्यवती च तेन ।
अपार सवित्सुखसागरेऽस्मिन् लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥

જે પરમાત્મ ભાવમાં સંલગ્ન થયાં છે તેવા પુણ્યાત્માઓનું કુળ પવિત્ર છે. જે પૃથ્વી ઉપર તેમણે જન્મ ધારણ કરેલ છે તે પૃથ્વી આજે ધન્ય અને કૃતાર્થ બની છે. જેની કુક્ષિમાં એમણે જન્મ ધારણ કરેલ છે તે માતાપિતા પણ કૃતાર્થ થયા છે.

દીક્ષિત થનારા આ પાંચ આસન્ન મોક્ષગામી આત્માઓમાં બા. બ્ર. શ્રી માનકુંવરબાઇ સ્વામી પણ જૈન શાસનાકાશના તે વખતના એક ઉદીયમાન તેજસ્વી સિતારા હતાં. બા. બ્ર. પૂ. ડુંગરશી સ્વામી જેમ ગોંડલ સંપ્રદાયના આદ્ય પ્રવર્તક હતા, તેમ બા. બ્ર. શ્રી માનકુંવરબાઈ આ ગચ્છના સાધ્વીસમાજનાં આદ્ય પ્રવર્તિની હતાં.

કુદરતે એમને અપાર રૂપ આપ્યું હતું. તેઓ શારીરિક દૃષ્ટિએ જેટલાં સુંદર અને સુકુમાર હતાં, તેટલાં જ બુદ્ધિ, પ્રતિભા, ત્યાગ, વૈરાગ્ય અને યમનિયમોના પાલનમાં કઠોર અને દેહદમનમાં સંપૂર્ણ સાવધાન હતાં. "**वज्रादपि कठोराणि मृदुनि कुसुमादपि**"–આ ઉક્તિનાં તેઓ મૂર્તિમંત સ્વરૂપ હતાં. કરુણા, પ્રેમ, સદ્‌ભાવ, આદિ ગુણોથી તેઓ યુક્ત હતાં. પ્રતિજ્ઞા પાલનમાં તેઓ એટલાં દઢ હતા કે, લીધેલી પ્રતિજ્ઞાઓમાં આંશિક પણ બાંધછોડ કરતાં નહિ.

પ. પૂ. માનકુંવરબાઈ મહાસતીજીનાં જીવનનો એક ઉલ્લેખનીય પ્રસંગ છે, જે આપણને પણ સાવધાન અને જાગૃત કરી જાય છે.

એક વખત પૂ. શ્રી માનકુંવરબાઈ સ્વામીએ વિહારમાં એક નાનકડા ગામમાં રાત્રિવાસ કરવા નિર્ણય કર્યો. તે ગામમાં જૈન શ્રાવકનું એક જ ઘર હતું. બાકી તો ગરાસિયા, ખેડૂત અને વસવાયાઓની વસતી હતી. શ્રાવકનાં ડેલીબંધ મકાનમાં તેઓ ઊતર્યાં. ગામડાંઓના રિવાજ પ્રમાણે બપોરે ગામના લોકો વ્યાખ્યાન સાંભળવા આવ્યા. એક સાધારણ ગરાસદાર પણ આવ્યો હતો. તે આવ્યો તો હતો ધર્મોપદેશ શ્રવણ કરવા, પરંતુ પૂ. મહાસતીજીનાં સૌંદર્યભર્યાં રૂપ લાવણ્યના આકર્ષણમાં ધર્મ સાંભળવાનું એક બાજુ રહી ગયું, અને તે અજ્ઞાની વિકારનો વશવર્તી બની, વિવેક ચૂકી ગયો. વિષયાંધ માણસ સારા–નરસાના ભેદજ્ઞાનને ભૂલી જાય છે. તે ગરાસદારનું પણ એમ જ થયું. તેણે શ્રાવકને પાસે બોલાવ્યો અને ધમકાવીને પૂ. મહાસતીજીને રાત રોકાવા દબાણ કરવા કહ્યું. રાતના બાર વાગ્યે પોતે અહીં આવશે એમ પણ કહી ગયો. બીજાને વાત કરી છે તો જાનથી મારી નાખીશ એમ તે ધમકી પણ આપતો ગયો. શ્રાવકનાં મનને ભારે ચિંતા થઈ. તે વિચારમાં પડી ગયો. સાપ મરે નહિ અને લાકડી તૂટે નહિ, એવો માર્ગ કાઢવાના વિચારમા તે પડી ગયો. ગરાસદારની બુદ્ધિ બગડી હતી, એટલે સમજાવટની તો તે વિષયાંધ પર કોઈ અસર થાય તેમ નહોતું. તેથી શ્રાવક કિંકર્તવ્યમૂઢ થઈ ગયો. એટલામાં અચાનક તેને યાદ આવ્યું કે, પૂ. ડુંગરશી સ્વામી આસપાસના જ ક્ષેત્રમાં વિચરી રહ્યા છે. આ વાત સ્મૃતિગોચર થતાં જ જાણે તેને માર્ગ મળી ગયો. પ્રભુ પાધરા છે એમ માની, ઘોડા ઉપર પલાણ નાખી સવાર થઈને, તે પૂજ્યશ્રી પાસે પહોંચી ગયો. પૂજ્યશ્રીએ બધી હકીકત સાંભળી, અને તરત જ જ્યાં મહાસતીજી બિરાજતાં હતાં ત્યાં પધાર્યા. સૂર્યાસ્તને હજી કલાક દોઢેકની વાર હતી. તેમણે મહાસતીજીઓને તરત વિહાર કરવાનો આદેશ આપ્યો. નજીકના ગામમાં સૌએ રાતવાસો કર્યો. કંઈ અજુગતું બની ન જાય તે માટે

પૂજ્યશ્રી તે રાત તે જ ગામમાં બીજા મકાનમાં રહ્યા. અને બીજે દિવસે તેમણે શાંતિપૂર્વક મહાસતીજીને અથથી ઇતિ સુધી બધી વાત કરી.

આ બાજુ ગરાસિયાનું વિકાર ઝેર પણ ઊતરી ગયું. સતી ઉપર કુદૃષ્ટિ કર્યાનું પાપ તેનાં હૃદયને ડંસવા લાગ્યું. પેલા શ્રાવકને ત્યાં આવી તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો, અને ભવિષ્યમાં કદી પણ આવું પાપ ન થઈ જાય તે માટે સૂર્યની સાક્ષીએ એકપત્નીવ્રતની તેણે પ્રતિજ્ઞા લીધી.

પૂજ્યશ્રીએ પણ મહાસતીજીને વિહારમાં હંમેશાં હાથે, પગે અને મોઢે કોલસાની ભૂકી ચોપડીને જ વિહાર કરવાની આજ્ઞા આપી. મહાસતીજીએ તે આજ્ઞાનું યાવજ્જીવન પાલન કર્યું.

મહાસતીજી ૮૦ વર્ષની સંયમની સુદીર્ઘ પર્યાય પાળી ૯૪ વર્ષની ઉંમરે, સાત પ્રહરનો સંથારો કરી, સમાધિપૂર્વક બહોળા શિષ્યા પરિવારને મૂકી, સ્વર્ગે સિધાવ્યાં. આજે આ પુણ્ય શ્લોક મહાસતીજીની પુણ્યતિથિ આપણાં સૌનાં તપ, ત્યાગ અને સંયમના ગુણોની વૃદ્ધિમાં સાધકતમ નિમિત્તની ગરજ સારે એ જ મંગલકામના.

## પાપનો ભાર અને મૃત્યુનો ભય

મનુષ્ય મૃત્યુથી ભય પામે છે. તેનાં હૃદયમાં મૃત્યુની ભારે પીડા છે. મૃત્યુથી તે ગભરાતો રહે છે. મૃત્યુનો ભૂલથી પણ પડછાયો ન પડી જાય તે માટે તે સતત કાળજી રાખતો હોય છે. પરંતુ મૃત્યુ તો જન્મ સાથે નિશ્ચિત રીતે જોડાએલી, એક જ સિક્કાની બીજી બાજુ છે. જન્મનો તે અંતિમ વિકાસ છે, જેને મૃત્યુના નામથી આપણે ઓળખીએ છીએ. ખરેખર તો જન્મ અને મૃત્યુ બંને ભિન્ન વસ્તુઓ નથી, એક જ વસ્તુનાં ભિન્ન પાસાં છે.

જેમ કોઇ માણસ સિક્કાની એક બાજુને પોતાની પાસે સુરક્ષિત રાખવા માંગે, અને બીજી બાજુને ફેંકી દેવા ઇચ્છે, તો તેની આ પ્રકારની અજ્ઞાનતા ઉપર આપણે હસીશું અને કહીશું, કેવો મૂર્ખ માણસ છે? આ સ્પષ્ટ દેખાતા સત્યને પણ તે જોઇ શકતો નથી. સિક્કાની એક બાજુ સિક્કાથી જુદી પાડી શકાય નહિ. છતાં આ અજ્ઞાની સિક્કાના એક પક્ષને સંઘરવા માગે છે, અને બીજાને ફગાવી દેવા પ્રયાસ કરે છે. આ તો તેની અણસમજણની પરાકાષ્ઠા છે. અન્યથા પરસ્પર સદા સંયુક્ત રહેવા સરજાએલી સિક્કાની બે બાજુમાંથી, એક બાજુનાં સંરક્ષણની અને બીજી બાજુના વિસર્જનની, ભાવના જ તેણે ન ભાવી હોત.

જન્મ અને મરણની સમજણ વિષે પણ આપણે હમણાં જ જોઇ ગયાં તેવો અવિવેક જ દાખવીએ છીએ અને છતાં ડાહ્યા, સમજુ, વિવેકી અને સુજ્ઞોમાં મૂર્ધન્ય થવા માંગીએ છીએ. જન્મનો આનંદોત્સવ ઊજવીએ, બેંડવાજાં વગડાવીએ, ચાપાટીં ગોઠવીએ, પરસ્પર વધાઇ અને અભિનંદનો

પાઠવીએ, જલસો અને આનંદ માણીએ અને એથી ઊલટું, મૃત્યુમાં આ બધો ઉલ્લાસ ભૂલાઈ જાય, આનંદને ઠેકાણે શોક ફરી વળે, સંગીત અને બેંડને બદલે મરશિયા ગવાય, ટી પાર્ટીને બદલે શોકસભાઓ યોજાય, આ તે કેવા વિરોધી ભાવો? જન્મ અને મૃત્યુને સ્વભાવથી વિરોધી અને મૂલત. વિપરીત માની બેસવાની ભૂલ ભરેલી ભૂમિકામાંથી જ આ વિરોધી ભાવો જન્મે છે. જન્મની પાછળ મૃત્યુ, અને મૃત્યુની પાછળ જન્મ સ્વભાવથીજ છુપાએલાં પડયાં છે. પરંતુ આપણી પ્રજ્ઞા પારદર્શી ન હોવાને કારણે, આ સ્પષ્ટ અને નિઃશંક સત્યને આપણે સરળતાપૂર્વક જોઇ શકતાં નથી.

એટલે જ, મનુષ્ય હંમેશાં લાંબું જીવવાનો પ્રયત્ન કરે છે. મૃત્યુ જેટલું દૂર હડસેલી શકાય તેટલું હડસેલવા તે ઇચ્છે છે, પરંતુ મૃત્યુ હડસેલાતું નથી. મનુષ્યની ઇચ્છામાત્રથી તે દૂર ભાગી જતું નથી. તે તો પ્રતિક્ષણ અંતર કાપતું આપણી સામે ચાલ્યું આવતું હોય છે. આપણી પાસે તેને જોઈ શકવાની આંખો હોય કે ન હોય, પરંતુ પ્રતિક્ષણ અવિચ્છિન્નપણે તે આપણી નજીક ને નજીક ચાલ્યુ આવતું હોય છે. આપણી નજીક ને નજીક આવી રહેલા તેના પદધ્વનિને આપણે સાંભળી શકીએ તેવા કુશળ કાન ભલે આપણી પાસે હોય કે ન હોય, પણ તે ચાલ્યું જ આવે છે. પ્રકૃતિના પરમ સત્યો અવિરત, કશા જ પક્ષપાત વગર, પોતાનાં કાર્યો નિયમિત રીતે કર્યા જ કરે છે.

લાંબું જીવન જીવવાની પાછળ પણ કોઈ આદર્શ હોય તો સારી વાત છે. અભિમન્યુની સોળ વર્ષની કિશોર જીંદગી, દુર્યોધન અને દુઃશાસનનાં લાંબા જીવન કરતાં વધારે કીમતી અને મહત્ત્વની હતી. અભિમન્યુએ સોળ વર્ષની નાનકડી જિંદગીમાં જે યશસ્વી ઇતિહાસનું સર્જન કર્યું, ઇતિહાસમાં પોતાનાં અદ્ભુત પરાક્રમનાં જે સોનેરી પૃષ્ઠો ઊમેર્યાં, તે દીર્ઘ જીવન જીવનાર દુર્યોધન કે દુઃશાસન કરી શકયા નહિ. જૈન કથાઓમાં ગજસુકુમાલની કથા ભારે મીઠી છે. તેઓ સોળ વર્ષના સુકુમાર રાજપુત્ર હતા. કૃષ્ણના નાના ભાઇ હતા. નેમિનાથ પ્રભુના સાંનિધ્યમાં, તેમનામાં આધ્યાત્મિક ઉત્ક્રાંતિની ભાવના જન્મી. કિશોર વયમા જ તેઓ દીક્ષિત થઈ ગયા. દીક્ષાની પ્રથમ રાત્રીએ જ નેમિનાથ પ્રભુનો આદેશ લઈ, દ્વારિકાનાં મહાસ્મશાનમાં જઇ, તેઓ આત્મધ્યાનમાં ધ્યાનસ્થ બન્યા. આ તકનો લાભ લઇ, પૂર્વ જન્મની વૈરવૃત્તિના કારણે તેમજ તેમણે સંન્યસ્ત સ્વીકારતાં તેમની સ.થે પોતાની પુત્રીનું જે વેવિશાળ થયેલું તે ફોક થઈ જતાં, સોમીલ બ્રાહ્મણે ક્રોધે ભરાઇ, ગજસુકુમાલના માથા ઉપર ધગધગતા અંગારા મૂકયા. છતા પોતાના અંતરાત્મામાં જરાપણ મલિનતા અવકાશ ન પામી જાય તેની પ્રતિક્ષણ જાગૃતિ રાખી, મૃત્યુની અંતિમ ક્ષણ સુધી સમભાવ અને ક્ષમાને ધારણ કરી, ગજસુકુમાલે કારમી અગ્નિ જ્વાલાની અસહ્ય વેદના સહન કરી. નાની વયમાં પણ ગજસુકુમાલ જે સુવાસ મૂકી ગયા, જે અમરકીર્તિ સંપાદન કરી ગયા, તે સુવાસ કે કીર્તિ સો વર્ષનું લાબું જીવન જીવનાર સોમીલ બ્રાહ્મણને શું મળી શકવાનાં હતા? તેણે તો પોતાને હાથે જ પોતા માટે નરક ઊભું કર્યું, જે નરક તેને અશાંતિના

દરિયામાં ધકેલી દેનારૂં બન્યું. સોમીલ બ્રાહ્મણનું મૃત્યુ કેવી રીતે થયું તે જૈન શાસ્ત્રોના અભ્યાસી બરાબર જાણે છે.

ચર્મરોગથી પીડિત વ્યક્તિથી મનુષ્ય હંમેશાં ભય પામે છે, કોઢથી સંત્રસ્ત વ્યક્તિના સ્પર્શથી તે દૂર ભાગે છે, રક્તપિત્તના રોગથી જર્જરિત થએલાંની સેવા કરવામાં તે જોખમ જુએ છે. એક આંતરિક ભય તેને હંમેશાં સતાવ્યા કરે છે કે, આ રોગીઓનો ભૂલથી પણ જો મારાથી સ્પર્શ થઈ જશે, તો તેમની માફક હું પણ આ ચેપી રોગોનો ભોગ બની જઇશ. અંદરમાં સંતાએલા આ ભયના કારણે તે ભાગતો ફરે છે. પણ તે ભૂલી જાય છે કે શરીર તો રોગોનું ઘર જ છે. અશાતા વેદનીય કર્મનો ઉદય આવવાનો હોય તો સાધારણ નિમિત્તનો આશ્રય મળતાં જ રોગ ઉદિત થઈ જાય છે. રોગોને ક્યાંય લેવા જવા પડતા નથી. તેનાં મૂળભૂત બી તો શરીરમાં જ અવ્યક્તરૂપે છુપાએલાં છે. બહાર પ્રગટ થવા માટે થોડા નિમિત્તની માત્ર અપેક્ષા રહે છે. એટલે રોગ કે રોગીથી ભય પામવાનું કોઈ જ કારણ નથી. માણસ રોગથી બીને રોગીથી દૂર ભાગવા પ્રયત્ન કરે છે, પણ ભૂલી જાય છે કે, આ શરીરમાં જેટલાં રૂંવાડાં છે, તેટલે રૂંવાડે રૂંવાડે, પોણા બે રોગ છે. રોગથી ભાગીને માણસ ક્યાં જઇ શકશે ?

આમ માણસ રોગ કે રોગીથી તો અકલ્પ્ય ભય પામે છે, પરંતુ જેનામાં કામ, ક્રોધ, મદ, લોભ, ઇર્ષા, વેરઝેર, કજિયો કંકાસ, વાસના અને વૈષયિક વૃત્તિઓ ફાલ્યાંફૂલ્યાં હોય છે તેવાથી તે જરાપણ ભય પામતો નથી. આવા માણસના સ્પર્શ, સહવાસ કે સાંનિધ્યથી આ માનસિક રોગો નિશ્ચિંતપણે મારા ઉપર આધિપત્ય જમાવી બેસશે એવો કોઈ જ વિચાર, ચિંતા, કે ભય તેનાં મનને સતાવતાં નથી. જે રોગોથી કશો જ ભય પામવાનો નથી, તેનાથી તે ભયગ્રસ્ત બને છે, અને જેનાથી ખરેખર ભય પામવાનો છે, તેના વિષે તે નિશ્ચિંત રહે છે. આ પણ એક કમનસીબ આશ્ચર્ય નથી ? કહેવાતા રોગોની વધારેમાં વધારે અસર શરીર સુધી હોય છે. શરીરથી આગળ પ્રવેશવાની તેમની કોઇ તાકાત હોતી નથી. પરંતુ આપણે હમણાં જોયા તે માનસિક રોગો તો સંક્રામક બળ ધરાવે છે. તેનાથી માણસનું માનસ રોગગ્રસ્ત, ક્ષુદ્ર, નિર્બળ અને દરિદ્ર બને છે. તેની અસર આત્મા સુધી પહોંચે છે, અને તેની પરંપરા અનેક જન્મ-મરણની અનર્થકારી પરંપરાનું નિર્માણ કરે છે. માનસિક રોગો તરફની ઉદાસીનતા એ એક કરુણ કમનસીબી છે.

આ માનસિક રોગો, અથવા કોઈ અવિચાર્યા કાર્યો, વિજ્ઞાનની પરાકાષ્ઠાએ પહોંચેલા માણસના જીવનને પણ ધૂળધાણી અને બરબાદ કરી નાખે છે તે વિષેનો હમણાં જ બનેલો એક દાખલો છે.

એ તો જાણીતી હકીકત છે કે, જાપાને પોતાના ઇતિહાસમાં કદી પરાજયની નામોશી જોઈ નહોતી. દરેક જાપાનીને પોતાના દેશ પ્રત્યે પ્રગાઢ ભક્તિ હોય છે. દેશને માટે જાતને

હોમી દેવામા તેઓ પોતાનું ગૌરવ અનુભવે છે. બચપણથી જ દરેક જાપાની બાળકમાં દેશદાઝના સંસ્કારો રેડવામાં આવે છે. શાળાઓમાં પણ બાળકોમાં એ જ સંસ્કારનું સિંચન કરવામાં આવે છે કે, 'જાપાનની માટીથી તમારા શરીરનું નિર્માણ થયું છે. જાપાનની સમૃદ્ધિ તે તમારી પોતાની સમૃધ્ધિ છે. જાપાનનો વિનાશ તમારો સ્વય નો વિનાશ છે. જાપાન છે તો તમે છો. જાપાન જો રુગ્ણ અને પાંગળું જઈ જશે, તો તમે બધાં પણ રુગ્ણ અને પાંગળાં બની જશો. જાપાનની સ્વસ્થતા અને સુદઢતામાં તમારી સ્વસ્થતા અને સુદઢતા છે.' આ સંસ્કારોના બળે, પોતાના દેશ માટે ફના થવામાં દરેક જાપાની ગૌરવ અનુભવે છે. આજ કારણથી જાપાને વિજયની દિશામાં હંમેશાં આગેકૂચ કરી છે. પરંતુ પ્રકૃતિનો નિયમ છે કે, વિજયના પૃષ્ઠ ભાગમાં પરાજય છુપાયેલો છે. પરાજયથી બચવું હોય તો વિજયની કામના અને આકાક્ષામાંથી જ મુક્ત થવું જોઇએ.

વિજયોન્નત મસ્તક ધરાવતા જાપાન ઉપર એકવાર અણુબોંબનું આક્રમણ થયું. હૃદયને કંપાવનારા વિનાશનાં અકલ્પ્ય દશ્યો ઊભાં થયાં. હિરોશિમાનો સર્વનાશ થયો. લાખો બાળકો, સ્રીઓ, પુરુષો મરણને શરણ થયાં. અનેક લોકો પાંગળાં, લૂલાં, નેત્રવિહોણાં, અને શ્રવણ શક્તિ વગરનાં થયાં. અણુબોંબે પ્રલયનાં તાંડવને ઊભું કર્યું. મૃત્યુ જાણે સાક્ષાત્ પોતાનાં અનંત સામર્થ્યને પ્રગટ કરવા સન્મુખ થયું. મનને આંચકો આપનારાં, જોઇ ન શકાય તેવાં કરુણ દશ્યો સાક્ષાત્કાર થયાં. ચારેકોર હાહાકાર મચી ગયો. આજ સુધીના ઇતિહાસમાં જે દેશે કોઈનું શરણ સ્વીકાર્યાનો દાખલો નહોતો, જે દેશ 'શરણ' શબ્દથી તદ્દન અજાણ અને અપરિચિત હતો, તે દેશે, આજે સામે ચાલીને અમેરિકાની શરણાગતિ સ્વીકારી. તેમ કરવામાં જ તેણે પોતાની સલામતી માની.

આવા કરુણ વિનાશને સર્જનાર અણુબોંબના આવિષ્કારક ડૉ. ચાર્લ્સ નિકોલસ હતા. તેમનો ઇતિહાસ પણ જાણવા જેવો છે. ડૉ ચાર્લ્સ નિકોલસ એક ઉચ્ચ કોટિના વૈજ્ઞાનિક હતા. મેરી તેમની પત્ની હતી. સિડની તેમનો અંગત મિત્ર હતો જે નિકોલસ સાથે આત્મીય સંબંધ ધરાવતો હતો. સિડની શાંતિવાદી હતો અને અહિંસાનો પ્રેમી હતો. કરુણા અને સહાનુભૂતિથી ભરેલું તેનું હૈયું હતું. નિકોલસ સાથેની તેની મૈત્રી અને સતત સહવાસના કારણે, નિકોલસની પત્ની મેરીમા પણ અહિંસામાં ભારે વિશ્વાસ જન્મ્યો હતો. તે પણ સિડનીને અનુસરનારી શાંતિવાદી બની હતી. પોતાના પતિ નિકોલસને અણુબોંબની શોધમાં ઊંડા ન ઊતરવા તેણે ઘણું સમજાવવા પ્રયત્ન કર્યો, છતાં સાથે સાથે તે માણસની આંતરિક નબળાઇઓને પણ જાણતી હતી. તે બરાબર સમજતી હતી કે, અણુબોંબના ઉપયોગને સર્જનાત્મક બનાવવાનો પ્રયત્ન તો ધીર, ગંભીર, પારદર્શી દષ્ટિવાળો રાજનૈતિક જ કરી શકે. પરંતુ સામાન્યતઃ રાજનૈતિક વ્યક્તિઓમાં અહં અને સામ્રાજ્યલિપ્સા માઝા મૂકી ગએલી હોય છે. તેથી તેનો સર્જનાત્મક ઉપયોગ થવાને બદલે વિનાશાત્મક ઉપયોગ જ થવા સંભવ રહે છે. પોતાના પતિને માટે પણ

મેરીના મનમાં આજ ભય હતો અને તેનો તે ભય સાચો પડયો. નિકોલસે મેરીની સમજાવટને ગણકારી નહિ, અને પોતાનું સંશોધન તીવ્રતમ ગતિએ ચાલુ જ રાખ્યું. એ કારણે તે પોતાના આત્મીય મિત્ર અને સુજ્ઞ પત્નીનો સહકાર પણ ગુમાવી બેઠો. જો કે મિત્ર અને પત્નીને ગુમાવ્યાનું તેના મનમાં અસહ્ય દુઃખ હતું, એટલે અણુબોંબની શોધ અને તેનાં પરિણામો, કોઈને ન આપવાનો તેણે નિર્ણય કર્યો. પરંતુ અમેરિકાના પ્રમુખે એક માણસને અણુબોંબના સંબંધના કાગળો લઈ આવવા નિકોલસ પાસે મોકલ્યો. કલાકોની વાતચીત પછી તે માણસ સંશોધનની સાથે સંબંધ ધરાવતા કાગળો અને તૈયાર કરેલા અણુબોંબો લઈને ચાલ્યો ગયો.

આ ઘટનાની નિકોલસનાં માનસ ઉપર ભારે વિપરીત અસર થઈ. તે વધારે ગંભીર થઈ ગયો. હવે સંશોધનની દિશામાં આગળ વધવાનો તેનો રસ ઊડી ગયો. તેણે પોતાના સાથી નોકરને કહ્યુઃ 'ટોમ! કદાચ જગતમાં શાંતિ તો આવશે, પરંતુ તેની ઘણી આકરી કીમત ચૂકવવી પડશે. લાખો માણસો અને સેંકડો ગામો હતાં નહોતા થઈ જશે. પૃથ્વી ઉપરથી તેમનું અસ્તિત્વ જ મટી જશે. જગતમાં શાંતિ તો સ્થપાશે, પરંતુ કેટલાયે નિર્દોષોનું બલિદાન લેવાઈ જશે.'

નિકોલસ બીજે દિવસે ખાધાપીધા વગર ભૂખ્યો અને તરસ્યો, રેડિયો પાસે બેસી રહ્યો. રેડિયોમાં જાણે તે કોઈ અનિષ્ટનાં દર્શન કરતો હોય તેમ તે તેની સામે જોતો જ રહ્યો. તેના અંતરાત્માને જે ભય સતાવી રહ્યો હતો તે સાચો પડયો. એકાએક તેણે સાંભળ્યું–'હિરોશિમા ખલાસ થયું. લાખો માણસો અણુબોંબમાં હોમાઇ ગયાં.' આ સમાચાર સાંભળતા જ, તે બેબાકળો બની ગયો. તે ગાંડાની માફક આમતેમ આંટા મારવા લાગ્યો. પોતાના જ હાથથી પોતાના વાળ ખેંચવા લાગ્યો. દોડાદોડ અને ચીસાચીસ કરવા માંડયો. બીજે દિવસે તે શાંત થયો નોંધપોથીમાં નોંધ લખી બહાર જવા રવાના થયો ત્યારે ટોમે પૂછયું, 'આપ પાછા કયારે આવશો?' નિકોલસે કશો જ જવાબ ન આપ્યો. મૂઢની જેમ એકીટસે તે તેની સામે જોઈ જ રહ્યો. આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસાવતો તે ચાલી નીકળ્યો. તે ગયો તે ગયો. પાછો ફર્યો જ નહિ.

ટોમથી ઉપલબ્ધ સંકેતો મુજબ નોંધપોથી જોતાં તેમા તેના અંતિમ શબ્દો હતા 'શાંતિનાં સર્જનમાં મારા સંશોધનનો ઉપયોગ થતો હશે તો જ કરીશ.'

નિકોલસ અમેરિકાથી ગુમ થયો. તેની કશી જ ખબર ન મળતાં તેનો મિત્ર સિડની અને તેની પત્ની મેરી જાપાન આવ્યાં. હિરોશિમાના રાહતકેન્દ્રમાં ગયાં અને શાતિ સંઘના સભ્યોને મળ્યાં. કામચલાઉ તંબુઓ અને ઊભી કરવામા આવેલી ઇસ્પીતાલોમાં ફર્યાં, ત્યાંનાં દૃશ્યો જોઈ કંપી ઊઠયાં. કોઈ હાથ ખોઈ બેઠા હતા તો કોઈ પગ, કોઇએ આખો ગુમાવી હતી તો કોઈ

સાવ છુંદાઇ ગયા હતા. હજારો લાશો હતી, ન જોવાય એવાં ધ્રૂજાવનારાં દૃશ્યો હતાં. તેમનાં હૃદયો રડી ઊઠ્યાં. હિંસાનાં તાંડવનૃત્યનું આ નગ્ન દૃશ્ય હતું.

રાહતકેન્દ્રના ડૉ. વિલિયમથી સેવા આપતાં બોલાઈ ગયું· 'આવા વિનાશનાં ખપ્પરમાં માનવ જાતને ધકેલનાર અણુબૉંબનો શોધક કોણ ?'

સિડનીએ તરત જ જવાબ વાળ્યો. 'અણુબૉંબનો શોધક વિખ્યાત વૈજ્ઞાનિક ડૉ. ચાર્લ્સ નિકોલસ છે. શું આપ તેમને નથી જાણતા?' ડૉ. વિલિયમે કહ્યું· 'હા, જાણું તો છું. પરંતુ ડૉ. નિકોલસ પણ કેટલાય દિવસથી ગુમ થયો છે. તેના કશા જ સમાચાર નથી.

સિડની અને ડૉ. વિલિયમ વચ્ચે પરસ્પર આ રીતે વાતચીત ચાલતી હતી, ત્યાં રાહત કેન્દ્રમાં સેવા આપતા એક સ્વયંસેવકે જોરથી બૂમ પાડી "સાહેબ ! આમ પધારો, પેલા હિન્દીને કંઈક વધારે ફૂટક્યું છે, તે આપને યાદ કરે છે."

આ ગાંડા દેખાતા માણસની સ્થિતિ દયાજનક હતી. શરીર લોહીથી ખરડાયેલું હતું. ચારેબાજુએથી લોહીની ધારાઓ વહી રહી હતી. ભેગા થએલા માણસોને જોઈ તે શાંત થયો. પરંતુ તેની આંતરિક પીડાને સૂચવતો એક ઉષ્ણ નિસાસો તેણે નાખ્યો અને ધીમા અવાજે તે બબડી ઊઠ્યો: 'Alas! he shall go to hell'

આ સાંભળી સિડની આશ્ચર્ય પામ્યો ને વિલિયમને પૂછવા લાગ્યો 'આ શું બબડે છે?'

વિલિયમે કહ્યું· 'તે હંમેશાં આમ જ બોલ્યા કરે છે, અને ઠેકઠેકાણે આમ જ લખ્યા કરે છે.'

આ સાંભળતાં જ સિડનીને ભૂતકાળ યાદ આવ્યો. તે આ પાગલ દેખાતા માણસને ઓળખી ગયો. તેની આંખોમાં આંસુઓ ભરાઈ આવ્યાં. ગદગદિત સ્વરે તે પાગલનો હાથ પકડી બોલી ઊઠ્યો· 'ઓ મારા પ્રિય નિકોલસ ! તારી આવી દયાજનક અને કરુણ દશા ?'

ઊભેલાં બધાં વસ્તુસ્થિતિને પામી ગયાં. હિરોશિમામાં પાગલની માફક આમતેમ રખડતો અને હિંન્દી તરીકે ઓળખાતો આ માણસ બીજો કોઈ નહિ, પણ અણુબૉંબની શોધમાં જીવનને હોમી દેનાર ડૉ. ચાર્લ્સ નિકોલસ હતો.

નિકોલસને સિડનીના તંબુમાં લઈ જવામાં આવ્યો. શાંતિવાદી સંઘના બધા સભ્યો એકત્રિત થઈ ગયા. બધા નિકોલસની આજુબાજુ ગોઠવાઈ ગયા. સિડની અને મેરી તેના મસ્તક પાસે બેઠાં. નિકોલસ વારંવાર આંખો ખોલતો અને બંધ કરતો હતો. તેની આંખોમાંથી આંસુઓ સરી રહ્યાં હતાં. મેરીની આંખોમાં પણ આંસુઓ ઊભરાઇ આવ્યાં. તે નિકોલસ તરફ જોઇને બોલી· 'ચાર્લ્સ ! મને ન ઓળખી? હું તારી મેરી !'

છેલ્લા શ્વાસ ખેંચતા નિકોલસે લથડતી જીભે જવાબ આપ્યો : 'તું સાચી હતી, મેરી! તારી સાચી સલાહની અવગણનાનું આ કડવું ફળ હું ભોગવી રહ્યો છું. I shall go to hell. હું અવશ્ય નરકે જઇશ, મેરી! હું અવશ્ય નરકે જઇશ. લાખો નિર્દોષોની નિષ્કારણ હત્યાના પાપનું મૂળ હું છું. મારી શોધનો આ કરુણ અંજામ છે.'

નિકોલસનું માથું લથડી પડ્યું. તેની આંખો હંમેશને માટે મીંચાઇ ગઈ. મેરી માટે આ દૃશ્ય અસહ્ય હતું. મેરીએ પોતાનું માથું એની છાતી ઉપર મૂક્યું. નિકોલસનું પ્રાણ પંખેરૂં ઊડી ગયું.

હિંસા અને પાપના પ્રત્યાઘાતો કેવા થાય તે હકીકત નિકોલસના દાખલાથી સરળતા પૂર્વક સમજાઇ જાય છે. સારાંશ એ છે કે, એક કમનસીબ દિવસે હિરોશિમા અણુબોંબનો ભોગ બન્યું. આખું શહેર ખંડિયેર જેવું થઇ ગયું. ઠેરઠેર ધગધગતી આગ અને રાખના ઢગલા જોવા મળ્યા. પૃથ્વી ઉપર ન કલ્પાયેલો મહા વિનાશ ઊતરી આવ્યો. ૪૦ વર્ષની નિકોલસની એકધારી મહેનતનું એક ક્ષણમાં આવું વિનાશક પરિણામ આવ્યું. નિકોલસનાં જીવનમાં અણધાર્યો પલટો આવ્યો. તે પાપના ભારથી દબાઇ ગયો. તેનું માનસ વિકૃત થઇ ગયું. તેનું અંતિમ પરિણામ દુઃખદ અને કરુણ આવ્યું.

ભૂલથી પણ પાપ ન થાય તેવી કાળજી જો જીવનમાં સતત જળવાઇ રહેશે તો ધર્મ તરફ વૃત્તિ વળશે અને તેનાં સુખદ અને મીઠાં ફળો અનુભવવા મળશે, જે આપણાં જીવનમાં પણ મીઠાશ ઊભી કરશે.

# મૃત્યુંજય ભગવાન મહાવીર

સર્પ અને નોળિયો અથવા મૃગ કે સિંહની જેમ રાક્ષસો અને દેવો વચ્ચે પણ સ્વાભાવિક શત્રુતા રહેતી. એકબીજાનાં વર્ચસ્વ, પ્રતિભા, સામ્રાજ્ય વિસ્તાર, કે શક્તિની પ્રબળતાને એકબીજા સહન કરી શકતા નહિ. તેથી કળથી કે બળથી, પરસ્પર એકબીજાને દબાવવા, અને પોતાની સર્વોપરિતા સ્થાપવા, પરસ્પર પ્રયત્નો કર્યા કરતા. યુદ્ધનો અનિવાર્ય ભય લટકતી તલવારની માફક હંમેશાં તેમના માથા ઉપર ઝઝૂમતો રહેતો. દાવપેચમાં કોઇ કોઇથી ઊતરે એવા ન હતા. પરંતુ પુરાણોના ઉલ્લેખ મુજબ રાક્ષસોના ગુરુ પાસે એક અમોઘ અને વિશિષ્ટ વિદ્યા હતી, જેનાં બળે રાક્ષસો પ્રાય દેવતાથી બે ડગલાં આગળ રહેતા.

દાનવોના ગુરુ શુક્રાચાર્ય હતા. તેમની પાસે સંજીવની નામની વિદ્યા હતી. આ વિદ્યાના પ્રતાપે દાનવોનું સરળતાપૂર્વક રક્ષણ થઇ જતું, અને દેવતાઓ માર્યા જતા. દેવતાઓની આ

રીતે ઘટતી સંખ્યાથી ચિંતિત થએલા દેવોએ, પોતાના ગુરુ બૃહસ્પતિના પુત્ર કચને દાનવોના ગુરુ શ્રી શુક્રાચાર્ય પાસેથી સંજીવની વિદ્યા હસ્તગત કરવા મોકલ્યો. દેવતાઓની સલાહ અને આજ્ઞા મુજબ કચ શુક્રાચાર્યને ત્યા ગયો. શુક્રાચાર્ય પાસેથી આ વિદ્યા સહેલાઇથી મેળવી શકાય એમ નહોતુ, કેમકે તેમાં શુક્રાચાર્યને પોતાના અનુયાયીઓનાં અસ્તિત્વનો સવાલ હતો. એટલે શુક્રાચાર્ય સાવધાન હતા. કચ પણ ગાજ્યો જાય એવો નહોતો. તે પણ બૃહસ્પતિનો પુત્ર હતો. તેણે પોતાની પ્રતિભાથી એક અમોઘ ઉપાય શોધી કાઢયો. શુક્રાચાર્યની દીકરી દેવયાનીને કોઈ પણ ઉપાયે સાધી લેવાનો તેણે નિર્ણય કર્યો. તેના આ નિશ્ચય અનુસાર, પોતાની નૃત્ય અને સંગીત કલાવડે તેણે દેવયાનીનાં હૃદયમાં સ્થાન પ્રાપ્ત કરવા હજારો વર્ષો સુધી પ્રયત્ન કર્યો. પરિણામે તે પોતાના સંકલ્પમાં વિજયી બન્યો. દેવતાઓના હાથમા સંજીવની વિદ્યા આવી ગઈ. મૃત્યુના ભયમાંથી, ગુરુપુત્ર કચના પ્રયત્ને, તેઓ મુક્ત થઈ ગયા.

આ તો એક માત્ર રૂપક છે. સંજીવની શબ્દ 'સમ' ઉપસર્ગપૂર્વક 'જીવ' ધાતુથી નિષ્પન્ન થએલ છે. સંજીવની વિદ્યા એટલે સાચી રીતે, સાચી દિશામાં, સમ્યક્ પ્રકારે જીવન ધારણ કરી અને રહેવાની તથા જીવવાની કલા જીવનને સમગ્રતામાં જીવનાર માણસ માટે તે સહજ અને સુગમ છે સંજીવન કલા જો પ્રાપ્ત થઈ જાય તો મૃત્યુનો ભય આપોઆપ ટળી જાય છે. સંજીવની વિદ્યાને હસ્તગત કરનારની દૃષ્ટિમાં જીવન ખંડખંડ હોતું નથી. તેની દૃષ્ટિમાં જીવન સમગ્ર અને અખંડ હોય છે. તેની દૃષ્ટિમાં મૃત્યુ ફાટી ગએલાં વસ્ત્રોને ફેરવવાની એક માત્ર પ્રક્રિયા જ છે. જીવનને સાચા માર્ગે લઈ જનાર મૃત્યુના ભયથી કદી પીડિત થતો નથી. પાપના ભારથી દબાએલા, મિથ્યા માર્ગમાં ગતિ કરનાર તેમજ પાપમાં ડૂબેલા માણસને જ મૃત્યુનો ભય સતાવે છે. જીવનને સમગ્રતામા સ્વીકારનાર મનુષ્ય તો મૃત્યુને પણ હસતે મોઢે સ્વીકારી લે છે.

આવશ્યકતાઓ ઘટાડવામાં સંજીવન કલાનાં મૂળ છે. જેટલા પ્રમાણમા આવશ્યકતાઓ ઓછી તેટલા પ્રમાણમાં પ્રપંચની અલ્પતા, અને જેટલી પ્રપંચની અલ્પતા તેટલી સંતોષ અને આનંદની અનુભૂતિની બહુલતા. પરંતુ આજે આપણે જોઇએ છીએ કે, માણસ આવશ્યકતા વધારવાના મહારોગથી ગ્રસ્ત છે. પરિણામે ઠેકઠેકાણે વિષાદ, અસંતોષ અને સંતાપનાં જ દર્શન થાય છે. આવાં દુઃખમાંથી ઊગરવા માટે ભગવાન મહાવીરે એક સુંદર સંસ્કૃતિને સજીવન આપ્યું છે અને તે છે આપણી શ્રમણ સંસ્કૃતિ. શ્રમણ સંસ્કૃતિએ આપણા દેશમાં અનેરી પ્રતિષ્ઠા ઊભી કરી છે. સ્વાશ્રય તેનો મૂળભૂત પાયો છે. શ્રમણ સંસ્કૃતિનો મૂળભૂત પાયો અને આદર્શ છે–શકિત જેટલું આપીને, જરૂરિયાત પૂરતું ઓછામાં ઓછું લેવું. આ આદર્શને કારણે જ હજારો વિકૃતિઓ આવી છતાં શ્રમણ સંસ્કૃતિની આધારભૂત પ્રતિષ્ઠાને કયાંય આંચ આવી નથી.

આ શ્રમણ સંસ્કૃતિ આમ તો આદિ તીર્થંકર પ્રભુ ઋષભદેવની પરંપરાનું પરિણામ છે. પરંતુ આજે તેનું જે પરિષ્કૃત અને વિકસિત રૂપ દેખાય છે, તેનો યશ ભગવાન મહાવીર સ્વામીને ફાળે જાય છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩મા અધ્યયનમાં ભગવાન મહાવીર વિષેનો સામાન્ય ઉલ્લેખ છે.

अह तेणेव कालेणं धम्मतित्थपरे जिणे ।
भगवं वद्धमाणो त्ति सव्व लोगम्मिविस्सुभे ॥

તે કાલે, તે સમયે જ ધર્મતીર્થપ્રવર્તક જિન ભગવાન વર્ધમાન (મહાવીર) હતા. જે સમગ્ર લોકમાં પ્રસિદ્ધ હતા.

આ ગાથામાં ભગવાન મહાવીર વિષેનો માત્ર સામાન્ય ઉલ્લેખ જ છે. ભગવાન મહાવીરનાં જીવનની સવિશદ જીવન સામગ્રી શ્રી કલ્પસૂત્રમાં યથાવત્ ઉપલબ્ધ છે. તેમની સાધના અને તપશ્ચર્યાનું યથાર્થ અને અસરકારક ચિત્ર શ્રી આચારાંગ સૂત્રના નવમા ઉપધાન નામના અધ્યયનમાંથી મળી શકે છે. તમો કહેશો, 'મહારાજ! અમોને આટલી બધી ગંભીરતામાં શા માટે ઊતારો છો? આપ જ શાસ્ત્રોના મર્મને પ્રવચનના સ્વરૂપમાં સંક્ષેપમાં કહી બતાવો, પ્રવચન દ્વારા પણ અમારું કામ તો થઈ જ જવાનું છે, પછી વધારે માથાકૂટમાં પડવાનું અમારે શું કામ છે?'

તમારી વાત સાચી છે. શાસ્ત્રોનો અભ્યાસ કે સ્વાધ્યાય તમને માથાકૂટ જેવો લાગે છે. અને વસ્તુઓને મેળવવા માટેની તમારી અવિશ્રાંત દોડધામ તમને કીમતી ચીજ લાગે છે. મૃત્યુ પછી શાસ્ત્રનો અભ્યાસ કે સ્વાધ્યાય કદાચ સાથે ન આવે, પરંતુ જે વસ્તુઓને આટલી આત્મીયતા અને મમતાથી તમે સંઘરો છો, થાક કે ભૂખતરસ ગણ્યા વગર ઉપલબ્ધ કરવા મથો છો, તે વસ્તુઓ, મૃત્યુની પેલે પાર, તમારી સાથે અવશ્ય આવવાની ખરી કેમ?

તમે તમારા વંશવેલાનો આંબો તૈયાર કરાવો છો. કાચમાં સુંદર ફ્રેમમાં મઢાવી, પ્રસાધન રૂમમાં દિવાલ પર ટીંગાડો છો, તમારાં નાનાં બાળકોને સાત પેઢીનાં નામો ગોખાવો છો, પરંતુ ભગવાન મહાવીર કોણ હતા? ક્યાં થયા? ક્યારે થયા? તેમનું ગોત્ર શું હતું? તેમનાં માતા–પિતા, ભાઈ, પત્ની વગેરેનાં નામો શું હતાં? વગેરે તમે તેમને શીખવો છો ખરાં? આ સંબંધમાં અમે પણ તમને કંઈક પ્રશ્ન પૂછીશું તો તમે તરત જ કહેશો 'મહારાજ! એ બધાં માટે તો આપ પ્રમાણ છો. અમારું શું ગજું? અમને યાદ પણ શું રહે? શાસ્ત્રમાં અમારી ચાંચ ક્યાંથી ડૂબે? આપ જ સમજાવો એટલે બસ.'

લાખોનો હિસાબી વહીવટ તમારી આંગળીઓને વેઢે રાખો છો, લેણદેણની રકમ સ્વપ્નમાં પણ ભૂલતા નથી, વળી ક્યાંક આંટીઘૂંટી ઊભી કરવી હોય અથવા કોઈને પાડી દેવાની વાત

હોય તો તેમાં તમને ક્યાંય વાંધો આવતો નથી. તમારે ગળે તે વાત તરત જ ઊતરી જાય છે. પરંતુ જ્યારે શાસ્ત્રના સ્વાધ્યાયની વાત આવે છે ત્યારે તમારે ગળે તે ઊતરતી નથી. ઊલટાનું તેના બચાવના તર્કો ઊભા કરવામાં જોઈતી પ્રતિભા તમારામાં આપોઆપ આવી જાય છે, આ તે કેવું આશ્ચર્ય ? પોતાના દેવ, ધર્મ કે ગુરુને યાદ કરવા, તેમની માહિતી મેળવવી, તેમના વિષેનું જ્ઞાન ધરાવવું, વગેરે જે તમારી સ્વાભાવિક ફરજ છે, તેમાંથી છટકી જવાની પણ અજબની કલા તમારી પાસે છે !

આજે શ્રી કલ્પસૂત્રનાં આધારે આપણે ભગવાન મહાવીર વિષે કંઈક જાણવા પ્રયત્ન કરીએ.

આ પૃથ્વી પર તીર્થંકરનું અવતરણ એટલે ધર્મ, અધ્યાત્મ અને જ્ઞાનના દિવ્ય અને લોકોત્તર પ્રકાશનું જીવંત સ્વરૂપમાં સાક્ષાત્ અવતરણ. તેમનો જન્મ, માત્ર ક્ષત્રિયકુંડ ગ્રામ ઉપર જ પોતાનો અલૌકિક પ્રભાવ પાડે છે એમ નહિ, સમસ્ત વસુંધરા તેમના જન્મના લોકોત્તર પ્રકાશથી પ્રકાશિત અને અનિર્વચનીય દિવ્ય આનંદથી ભરાઈ જાય છે. તે દૃષ્ટિથી તીર્થંકરના જન્મ, દીક્ષા અને કેવળ કલ્યાણકમાં અભૂતપૂર્વ ઉદ્યોત થયાની વાત આગમમાં એકથી અનેકવાર અનેક ઠેકાણે આવે છે.

ત્રિશલા રાણીએ જ્યારે પુત્રને જન્મ આપ્યો, ત્યારે પ્રિયંવદા નામની દાસીએ, રાજા સિદ્ધાર્થ પાસે આવી, સર્વ પ્રથમ તેની વધામણી આપી. આ મંગળ વધામણી સાંભળી, રાજાના હૃદયમાં ઉલ્લાસની ઊર્મિઓ હિલોળા લેવા લાગી. તેમણે પોતાના મુગટ સિવાયના બધાં જ આભૂષણો ઊતારીને દાસીને પુરસ્કારમા આપી દીધાં. દાસીનાં કાર્યમાંથી તેને મુક્ત કરી અને સન્માનભર્યું સ્થાન આપ્યું.

**समणे भगवं महावीरे कासवगोत्ते णं, तस्स णं तओ नाम धिज्जा, ओवमाहिज्जंति, तजहा– अम्मापिउसंतिओ वद्धमाणे, सहसम्मुइयाते समणे र अयले भयभेखाणं परीसहोवसग्गाणं खंतिखमे पडिमाणं पालओ धीरे अरतिरतिसहे दविओ वीरियसपन्ने देवेहि सेणामं कय समणे भगव महावीरे ।**

શ્રમણ ભગવાન મહાવીર કાશ્યપ ગોત્રના હતા. વર્ધમાન, શ્રમણ, મહાવીર એ નામોથી આપણે તેમને ઓળખીએ છીએ. માતાના ગર્ભમાં આવતાંની સાથે જ તેમના રાજ્યમાં હિરણ્ય, સોનું, ધન, ધાન્ય, પ્રીતિ, સત્કાર, ખૂબ જ વૃદ્ધિ પામ્યા, તેથી માતાપિતાએ તેમનું 'વર્ધમાન' એવું નામ રાખ્યું. તેમની સહજ સહિષ્ણુતા અને સદ્‌ભાવસભર સન્મતિને કારણે તેમનું 'શ્રમણ' એવું નામ વિશ્રુતિમાં આવ્યું. તેઓ ભયમાં અવિચળ રહેનારા, પોતાના સંકલ્પથી જરાપણ વિચલિત ન થનારા, પરીષહો અને ઉપસર્ગોને સમભાવપૂર્વક સહન કરનારા, ભિક્ષુઓની પ્રતિમાઓનું પાલન કરનારા, અખૂટ ધૈર્ય ધરનારા, હર્ષ અને શોકમાં સમભાવ રાખનારા, સદ્‌ગુણોને ધારણ કરનારા અને અતુલ બળ ધરાવનારા હોવાને કારણે દેવતાઓએ તેમનું મહાવીર એવું નામ રાખ્યું.

બાલ્યકાળથી મહાવીર નવનવોન્મેષશાલિની પ્રતિભા અને મેધાશકિતથી સભર હતા. અધ્યાત્મ–સાગરમાં અવગાહન કરવા અને મરજીવાની માફક ગુણમૌકિતકો મેળવવા તેઓ સતત જાગૃત હતા. માતાપિતાનો વાત્સલ્યપૂર્ણ આગ્રહ અને મોટાભાઇની હાર્દિક ભાવનાને અનુસરી તેઓ ૩૦ વર્ષ સુધી સંસારમાં રહ્યા તો ખરા, પરંતુ જલકમળવત્ નિર્લેપ રહ્યા. બાહ્ય દષ્ટિએ ગૃહસ્થ લાગતાં છતાં આધ્યાત્મિક દષ્ટિએ તેઓ આંતરિક જાગૃતિ અને આધ્યાત્મિક અનુભૂતિમાં ડૂબેલા હતા. ભૌતિક પદાર્થો પ્રત્યેનું આકર્ષણ તેમનામાંથી વિરમી ગયું હતું. સંસારના ભાવો પ્રત્યે તેઓ ઉદાસીન અને અનાસક્ત બની ગયા હતા.

માતા–પિતા આ વાત જાણતાં હતાં, છતાં પોતાનો પુત્ર સંસારનો ત્યાગ ન કરી બેસે એવી તેમની આંતરિક મમતા હતી અને આ મમતાથી આકર્ષાઇને, વસંતપુરના સામંત સમરવીરની અપ્સરા સમી અદ્દભુત રૂપ સૌંદર્યથી સંપન્ન, યશોદા નામની પુત્રી સાથે તેમનો સંબંધ બાંધ્યો.

સંસારી ભાવોથી વિરક્ત છતાં માતાપિતાના સ્નેહભર્યા આગ્રહને તેઓ ટાળી ન શકયા અને વિવાહનાં બંધનનો તેમણે સ્વીકાર કર્યો. યશોદાથી તેમને એક પુત્રીનો જન્મ થયો કે જેનું નામ પ્રિયદર્શના રાખવામાં આવ્યું. પ્રિયદર્શનાનો વિવાહ ભગવાનની બહેન સુદર્શનાના પુત્ર જમાલિની સાથે કરવામાં આવ્યો હતો.

**समणस्सणं भगवओ महावीरस्स पिया कासवे गोत्तेणं, तस्सणं तओ नामधेज्जा अेवमाहिज्जति. तजहा–सिद्धत्थे इवा, सेज्जसे इवा, जसंसे इवा**—ભગવાન મહાવીરના પિતા કાશ્યપ ગોત્રના હતા. તેમનાં ત્રણ નામ આ પ્રમાણે છે–સિદ્ધાર્થ, શ્રેયાંસ અને યશસ્વી.

**समणस्सणं भगवओ महावीरस्स माया वासिट्ठा गोत्तेणं, तीसेणं तओ नामधेज्जा अेवमाहिज्जति, तंजहा–तिसला इवा विदेहदिण्ण इवा, पिय–कारिणी इवा**—શ્રમણ ભગવાન મહાવીરના માતા વાસિષ્ઠ ગોત્રનાં હતાં તેમનાં ત્રણ નામો આ પ્રમાણે છે–ત્રિશલા, વિદેહદિન્ના અને પ્રિયકારિણી.

**समणस्सणं भगवओ महावीरस्स पित्तिज्जे सुपासे, जेट्ठेभाया नंदिवद्धणे, भगिणी सुदसणा, भारिया जसोया कोंडिन्ना गोत्तेणं**

શ્રમણ ભગવાન મહાવીરના કાકાનું નામ સુપાર્શ્વ હતું. મોટાભાઇનું નામ નંદિવર્ધન હતું. બહેનનું નામ સુદર્શના હતું. પત્નીનું નામ યશોદા હતું. અને તેનું ગોત્ર કૌંડિન્ય હતું.

**समणस्सणं भगवओ महावीरस्सणं धूया कासवीगोत्तेणं तीसेणं दो नामधेज्जा अेवमाहिज्जति, तंजहा–अणोज्जा इवा. पियदंसणा इवा**—

શ્રમણ ભગવાન મહાવીરની પુત્રી કાશ્યપ ગોત્રની હતી. તેનાં બે નામ આ પ્રમાણે છે–અનવદ્યા અને પ્રિયદર્શના.

**समणस्सणं भगवओ महावीरस्सनत्तुई कासवी गोत्तेणं, तीसेणं दो नामधिज्जा एवमाहिज्जति तंजहा–सेसवई इवा, जस्सवई इवा।** શ્રમણ ભગવાન મહાવીરની દૌહિત્રી કાશ્યપ ગોત્રની હતી. તેનાં બે નામ હતાં–શેષવતી અને યશસ્વતી.

ભગવાન મહાવીર જ્યારે અઠ્ઠાવીસ વર્ષના થયા ત્યારે તેમના માતાપિતાનો સ્વર્ગવાસ થયો. ભગવાન મહાવીરે હવે સંસારમાં ન રહેવાની અને સંયમને સ્વીકારવાની ઇચ્છા દર્શાવી પરંતુ તેમના મોટાભાઈ નંદિવર્ધનને માટે તેમનો ગૃહત્યાગ અસહ્ય થઈ પડયો. તેમણે સ્નેહ અને મમતાભર્યા હૃદયે કહ્યું · 'ભાઈ! માતાપિતાના વિયોગનું દુઃખ હજી તાજું છે ત્યાં તમે પણ અભિનિષ્ક્રમણની તત્પરતા દાખવો છો. આ બંને તાજા ઘા એક સાથે મારાથી કેમ સહન થઈ શકશે ?'

મોટાભાઇના આગ્રહથી તેમણે પોતાનો નિર્ણય બે વર્ષ માટે મુલતવી રાખ્યો તો ખરો, પરંતુ ત્યારથી તેમણે સચિત્ત પાણીનો ત્યાગ કર્યો, રાત્રિભોજનનો ત્યાગ કર્યો, સર્વસ્નાનનો ત્યાગ કર્યો અને બ્રહ્મચર્યના પાલનમાં ઉદ્યમવંત થયા.

હમણાં કહ્યા તે સર્વ સંકલ્પ સાથે તેમણે ઓગણત્રીસમું વર્ષ વીતાવ્યું, તેમનો અભિનિષ્ક્રમણનો સંકલ્પ થતાંની સાથે જ લોકાંતિક દેવો ઉપસ્થિત થયા. તેમણે ભગવાનને જયવિજય શબ્દોથી વધાવ્યા અને નિવેદન કર્યું કે, ધર્મતીર્થનું પ્રવર્તન કરો કે જેથી બધા જીવો ધર્મના સાચા માર્ગમાં પ્રવૃત્ત થઇ શકે.

ભગવાને ત્રીસમું વર્ષ દીન–દુઃખીઓનાં દુઃખો દૂર કરવામા અને દાન કરવામાં ગાળ્યું. દરરોજ એક પ્રહર દિવસ ચડતાં સુધી તેઓ એક કરોડ અને આઠ લાખ સોનમહોરોનું દાન કરતા હતા. આખા વર્ષમાં તેમણે ત્રણ અબજ અઠાસી કરોડ એંસી લાખ સુવર્ણ મુદ્રાઓનું દાન કર્યું.

ત્રીસ વર્ષની ભરયુવાનીમાં રાજ્યવૈભવ, સ્રી પરિવારનો ત્યાગ કરી, મોટાભાઇની અનુમતિ લઈ, માગશર વદ દશમના દિવસે વિજય મુહૂર્તમાં જાતે જ આભૂષણોને દૂર કરી, પંચમુષ્ટિ લોચ કરી, સિદ્ધોને નમસ્કાર કરી, એવી પ્રતિજ્ઞા સ્વીકારી કે–'હું સમભાવનો સ્વીકાર કરું છું. સાવદ્યયોગનો ત્યાગ કરું છું. મનસા, વાચા અને કર્મણા સાવદ્યયોગમય આચરણ હું કરીશ નહિ, કરાવીશ નહિ અને કરતા હોય તેને અનુમોદન આપીશ નહિ.

આ રીતે સર્વવિરતિ ચારિત્ર અંગીકાર કરતાંની સાથે જ તેમને મનઃપર્યવજ્ઞાનની ઉપલબ્ધિ થઈ. તે વખતે તેમણે મનમાં એવો સંકલ્પ કર્યો કે, જ્યાં સુધી હું કેવળજ્ઞાનને પ્રાપ્ત નહિ કરું, ત્યાં સુધી આ શરીરની સાર સંભાળ, સેવા સુશ્રૂષા નાહ કરું. દેવ મનુષ્ય અને તિર્યંચ કૃત ઉપસર્ગ પરીષહોને સમભાવથી સહન કરીશ. ભગવાને એકાકી દીક્ષા સ્વીકારી હતી. તેમની સાથે બીજા કોઇ દીક્ષિત થયા નહોતા.

**समणे भगवं महावीरे संवच्छरं साहियं मासं जावचीवरधारी होत्था तेण परं अचेले पाणि पडिग्गहवे ।**

શ્રમણ ભગવાન મહાવીર એક વર્ષ અને એક માસ સુધી વસ્ત્રધારી રહ્યા હતા. ત્યારપછી નિર્વસ્ત્ર અને પાણિપાત્ર થયા હતા.

શ્રમણ ભગવાન મહાવીરે, દીક્ષાનો સ્વીકાર કર્યા પછી, બાર વર્ષથી કંઇક વધારે સમય સુધી અડોલ સાધના કરી હતી. સાધનાના આ કાળમા શરીર તરફ તેઓ બિલકુલ ઉદાસીન રહ્યા હતા. ભગવાને બાર વારસ અને તેર પખવાડિયાની સાધનાની આ લાંબી સમય મર્યાદામાં માત્ર ત્રણસો ઓગણ પચાસ દિવસ આહાર ગ્રહણ કર્યો હતો. બાકીના દિવસો નિર્જળ અને નિરાહાર રહ્યા.

સાધનાના આ કાળ દરમિયાન મહાવીરે દરિદ્ર બ્રાહ્મણનો ઉદ્ધાર કર્યો–ગોવાળે બળદોને બાંધવાનાં દોરડાથી તેમને માર માર્યો–ઇન્દ્રે સહાય આપવાની વિનંતિ કરી પણ ભગવાને તેનો અસ્વીકાર કર્યો– શૂલપાણિ યક્ષનો ઉપદ્રવ થયો– ચંડકૌશિકને પ્રતિબોધ આપ્યો– ભગવાનની કૃપાથી નાવ કાંઠે પહોંચી–ગોશાલકનો ભેટો થયો–લાટ પ્રદેશના પરીષહો સહ્યા–કટ પૂતનાનો ઉપદ્રવ–તલનો પ્રશ્ન–વૈશ્યાનન તાપસ–સંગમના ઉપસર્ગો–જીર્ણશેઠની ભાવના અને પૂર્ણનું દાન–ઘોર અભિગ્રહ–કાનમાં ખીલા–આદિ વિષયોનું જો વર્ણન કરવા બેસીએ તો ચાતુર્માસનો સમય નાનો પડે. તેથી આ બાબતો અવસર ઉપર છોડી દઉં છું.

મધ્યમ પાવાથી પ્રસ્થાન કરી, જંભિયગ્રામની નજીક, ઋજુવાલિકા નદીને કાંઠે, શાલ વૃક્ષ નીચે, ગોદોહિકા આસનથી આતપના લેતા, સાધનાના બાર વર્ષ પૂરાં થતાં અને તેરમા વર્ષના પ્રારંભમાં, વૈશાખ સુદ ૧૦ના અંતિમ પહોરે ભગવાન મહાવીરને કેવળજ્ઞાન થયું. દેવોએ સમવસરણની રચના કરી. પરંતુ મનુષ્યોની ઉપસ્થિતિ નહોતી, તેથી કોઇએ ચારિત્ર ગ્રહણ ન કર્યું. આ એક અછેરું થયું. ભગવાન બોતેર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી, ચોથા આરાના ત્રણ વર્ષ અને સાડા આઠ મહીના બાકી રહેતાં, મધ્યમ પાવાનગરીમાં હસ્તિપાલ રાજાની રજ્જુક સભામાં એકલા છઠ તપની સાથે સ્વાતિ નક્ષત્રનો યોગ થતાં જ પ્રત્યૂષ કાળના સમયે (ચાર ઘડી રાત બાકી રહે ત્યારે) જન્મ, જરા અને મરણનાં બંધનો વિચ્છિન્ન કરી, સિદ્ધ, બુદ્ધ, મુક્ત થયા.

## જ્યોતિર્ધર ગૌતમ

ભગવાન મહાવીરના જીવનની રૂપરેખા અતિ સંક્ષેપમાં આપણે ગઇકાલે જોઈ ગયાં. તેમના પ્રથમ શિષ્ય શ્રી ઇન્દ્રભૂતિ ગૌતમ, તેમનાં જીવનના સન્નિકટવર્તી સાક્ષી રહ્યા છે. ભગવાન મહાવીર પ્રત્યે તેમનાં હૃદયમાં અપ્રતિમ નિષ્ઠા, લોકોત્તર સ્નેહ અને અસાધારણ લાગણી હતાં.

ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩મા અધ્યયનનો સ્વાધ્યાય ચાલે છે તે પણ શ્રી કેશીકુમાર શ્રમણુ અને ગૌતમ સ્વામી સાથે જ સંબન્ધિત છે.

ભગવાન મહાવીરના જીવન વિષેની પણુ તમને વિશદ માહિતી નથી, ત્યારે શ્રી ગૌતમ-સ્વામીનાં જીવન વિષેની માહિતીની તમારી પાસેથી અપેક્ષા રાખવી વધારે પડતી છે. છતાં મહાપુરુષોનાં જીવન હંમેશાં પ્રેરણાદાયી હોય છે. તેમના પરમ આદર્શો આપણામાં નવી ચેતના, નવો પ્રાણુ, અને નવીન શક્તિ અર્પી જાય છે. તેથી તેમનાં જીવન કવન વિષે જાણવું આપણે માટે આવશ્યક છે. સૂર્ય પ્રતિદિવસ પોતાના નિશ્ચિત ક્રમ પ્રમાણે ઉદય પામે છે અને જગતના પટ ઉપર પ્રકાશ પાથરે છે. સૂર્યોદયની સાથે જ આખી ચેતના સૃષ્ટિ કોઇ નવો જ થનગનાટ, નવી જ સ્ફૂર્તિ, નવી જ અન્તઃપ્રેરણા અને ચેતનાને મેળવે છે. પક્ષીઓ અરુણોદય થતાં જ આનંદમાં મસ્ત બની કિલકિલાટ કરવા લાગે છે. રોજે રોજ ઊગતો સૂર્ય પણુ નિત્ય નવીન ભાસે છે. તેના ઉદયની સાથે નવા તેજ, નવા પ્રાણો તેમજ કોઈ અકલ્પ્ય સ્ફૂર્તિઓની નૂતન પ્રભા જન જીવનમાં ઉદ્દીપ્ત થાય છે. તેથીજ સૂર્યનો મહિમા પોતાનાં સ્વરૂપમાં ટકી રહેવા પામ્યો છે.

એકવાર એક કવિને કોઇએ સૌંદર્યની વ્યાખ્યા પૂછી–'સૌંદર્ય કોને કહેવાય?' સૌંદર્યના અંતરાત્માને સ્પર્શેલા એવા તે કવિએ તેનું સ્વરૂપ બતાવતાં કહ્યું · '**क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः** – જે હરક્ષણે પોતાના નાવીન્યને સુરક્ષિત રાખે છે, જ્યારે જુઓ ત્યારે તાજું ને તાજું દેખાય છે, જેની નવીનતા અને કમનીયતામાં કશોજ ફેર પડતો નથી તેજ પારમાર્થિક રીતે સૌંદર્ય કહી શકાય.

ધર્મ પણુ જીવનની વાસ્તવિક દિશામાં રૂપાંતરણુની એક પ્રક્રિયા છે. તેનાથી જીવન સરળ, નિર્મળ, સંક્લેશ શૂન્ય, તાજગી ભર્યું અને પરમાત્મપરાયણુ બની જાય છે. ધર્મથી જીવન અનેરા પ્રકાશથી ભરાઈ જાય છે. કરોડો સૂર્યોના પ્રકાશ કરતાં પણુ આંતજ્યોતિનો પ્રકાશ કરોડગણો વધારે હોય છે. એક વખત આવા પ્રકાશની ઉપલબ્ધિ થઈ જાય એટલે અજ્ઞાનના અંધારામાં અથડાવાનો કશો જ ભય રહેતો નથી.

સૂર્ય, ચંદ્ર, ગ્રહમંડળ અને તારાગણુ પ્રતિક્ષણુ ગતિ કરતાં હોય છે. તેમની ગતિ અને સ્થિતિમાં કદી પણુ ફરક પડતો નથી. તે આકાશમાં યથાસ્થાન યથા રીતે સ્થિત છે અને સ્વભાવતઃ ગતિશીલ છે. હિમાલય જેવા પહાડ, ગંગા, બ્રહ્મપુત્રા જેવી વિરાટકાય નદીઓ અને વિશાળ પૃથ્વીમાં જે સંતુલન દૃષ્ટિગોચર થાય છે તેની મૂળભૂત આધાર ભૂમિ ગુરુત્વાકર્ષણુ છે. આ ગુરુત્વાકર્ષણુનો જ પ્રતાપ છે કે જેને કારણે આ બધી વસ્તુઓ એક દોરાવા પણુ સરકતી નથી. ગુરુત્વાકર્ષણુ જ બધી વસ્તુઓને સંઘર્ષણુમાં જતાં અટકાવે છે.

જીવનમાં ધર્મ પણુ ગુરુત્વાકર્ષણુની જ ગરજ સારે છે. વિવિધ કલ્પનાઓ, વાસનાઓ, આકર્ષણો, પ્રલોભનો અને વૈષયિક વિકારોના પ્રભાવથી અધોમુખી થતા મનના પ્રવાહોને ધર્મ જ

અટકાવે છે. એટલે આપણે માટે ધર્મ જ ધ્રુવ તારક છે. આપણા જીવનનો સંરક્ષક અને સંવર્ધક પણ ધર્મ જ છે. ધર્મ સિવાય આપણે માટે કોઇ બીજો તરણોપાય નથી. એટલે જ સ્મૃતિઓ બોલે છે—

**धर्म एव हतो हन्ति, धर्मो रक्षति रक्षितः ।**
**तस्मात् धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत् ॥**

જે માણસ ધર્મનો નાશ કરે છે, તેનો ધર્મ નાશ કરે છે. જે ધર્મની રક્ષા કરે છે, ધર્મ તેની રક્ષા કરે છે. આ રીતે ધર્મનો નાશ કરવાથી આપણો નાશ થશે એમ સમજી ધર્મનો નાશ ન કરવો.

ધર્મની આટલી વાત એટલા માટે કહેવામાં આવી છે કે, ગૌતમનું જીવન ધર્મના રંગે રંગાએલું તેમજ ભગવાન મહાવીરના ચરણોમાં સંપૂર્ણ સમર્પિત થએલું હતું. તેમને આ દિવ્ય સમૃદ્ધિ અને લબ્ધિ કેમ ઉપલબ્ધ થઇ, તે કોણ હતા અને શું થઈ ગયા, આ બધાનો ઇતિહાસ ભારે રસપ્રદ અને જાણવા જેવો છે.

ભગવાન મહાવીરની સાધનાને બાર વર્ષ પૂરાં થઈ તેરમા વર્ષનો પ્રારંભ થયો હતો. વૈશાખ સુદ ૧૦નો શુભ દિવસ હતો. ભગવાન સઘન શાલવૃક્ષની નીચે ગોદોહિકા આસનથી કાઉસગ્ગ ધ્યાને બેઠા હતા. જંભિય ગામની નજીકમાં, ઋજુવાલિકા નદીના ઉત્તરતટ ઉપર, આત્મમંથનની ચરમ સીમાએ પહોંચી જતાં તેમને કેવળ જ્ઞાન પ્રગટ થયું.

ભગવાન મધ્યમ પાવાપુરીથી વિહાર કરી જંભિયગામ તરફ જતા હતા, ત્યારે મધ્યમ પાવાપુરીમાં સોમિલ નામના એક વૈભવસમૃદ્ધિથી સંપન્ન વ્યક્તિએ એક અજોડ યજ્ઞનું આયોજન કર્યું હતું. તે યજ્ઞની નિર્વિઘ્ને વિધિપૂર્વક પૂર્ણાહૂતિ કરવા માટે, ભારતભરના નામાંકિત, ક્રિયાકાંડમાં નિષ્ણાત, પ્રકાંડ વિદ્વાનો બોલાવવામાં આવ્યા હતા. તેમાંથી ઇન્દ્રભૂતિ પ્રમુખ વિદ્વાન હતા. તેઓ વેદ, વેદાંગ, પુરાણ, સ્મૃતિ, તેમજ શ્રુતિઓના પરમજ્ઞાતા હતા. ચૌદ વિદ્યાઓમાં તેઓ પારંગત હતા. તેમની સાથે તેમની પ્રતિભાને ઉપસાવનાર તેમના પાંચસો શિષ્યો હતા. શ્રી ઇન્દ્રભૂતિ મગધ જનપદના ગોબર ગ્રામના નિવાસી હતા અને ગૌતમ ગોત્રીય હતા.

પોતાના નિર્મળ કેવળ જ્ઞાન અને દર્શનથી ત્રણે લોકને હસ્તામલકવત્ સાક્ષાત્ કરનારા એવા ભગવાન મહાવીર, મધ્યમ પાવાપુરીનું આ યજ્ઞનું આયોજન લોકોત્તર લાભનું કારણ છે એમ પોતાની પારદર્શી પ્રજ્ઞાથી જાણતા હતા. તેમણે જોયું કે, પ્રજ્ઞાના પરમ શિખરને સ્પર્શેલા વિદ્વાનોના જીવન પરિવર્તનનો આ કીમતી સંયોગ છે. આ વિદ્વાનોને સામાન્ય સંકેત કે ઇશારાની જ માત્ર જરૂર છે. તે મળી જતાં સત્વર જ્ઞાનનો દિવ્ય પ્રકાશ તેમને લાધી જશે અને તેનાથી તેઓ જાતે, અને તેમનાં નિમિત્તથી બીજા હજારો ભવ્ય આત્માઓ, પરમસત્યના પરમ માર્ગે ચાલવા પ્રેરિત થશે.

કેવળ જ્ઞાન થતાં ચાલી આવતી પરંપરા મુજબ એક અંતર્મુહૂર્ત સુધી ભગવાન ત્યાં રોકાયા. પરંતુ વિરતિના પરિણામ માટે કોઇ યોગ્ય વ્યક્તિ ત્યાં હતી નહિ. માત્ર દેવોની જ હાજરી હતી, એટલે તેમની દેશના નિષ્ફળ ગઇ. આ એક ભારે આશ્ચર્ય થયું.

ભગવાન મહાવીર જંભિયાગ્રામથી ફરી મધ્યમ પાવાપુરીમાં પધાર્યા. દેવોએ તેમના જીન વ્યવહાર મુજબ સમવસરણ બનાવ્યું. આ વખતે ભગવાનને સાંભળવા વિશાળ જન સમુદાય એકત્રિત થયો. મહાવીરની આધ્યાત્મિક અને સમગ્ર જીવનનું મૂલતઃ રૂપાંતરણ કરનારી દિવ્ય વાણીના શ્રવણથી જનમન નાચી ઊઠયાં. ઘણાના પ્રાણોને તે વાત સ્પર્શી ગઇ. સહુ મંત્રમુગ્ધ, સંતુષ્ટ અને આનંદિત થયાં.

ભગવાનની આ લોકોત્તર દિવ્યવાણીને સાંભળવા આતુર બનેલા દેવો જ્યારે આકાશ માર્ગેથી સમવસરણની દિશામાં ગતિ કરી રહ્યા હતા, ત્યારે તેમને આવતા જોઇ, પંડિતોએ વિચાર્યું કે 'આ દેવો અમારા વિધિપૂર્વકના આ વિશિષ્ટ યજ્ઞથી આકર્ષાઈ અત્રે આવી રહ્યા છે. પરંતુ જ્યારે તેમને યજ્ઞ મંડપથી આગળ નીકળી જતા અને પાસે જ રચાયેલા શ્રી મહાવીરના સમવસરણમાં ઉતરતા નિહાળ્યા ત્યારે તેઓ ભારે નિરાશ થયા. ઇન્દ્રભૂતિના અહમ્‌ને ભારે આંચકો લાગ્યો. ભગવાન મહાવીરનું આગમન તેમના પ્રકાંડ પાંડિત્યને ચોટ લગાડી ગયું. મહાવીરની પ્રતિભા અને પ્રજ્ઞાશક્તિ કેવી અને કેટલી છે તે જોઇ લેવાનો તેમને વિચાર ઉદ્‌ભવ્યો. તેમને થયું કે 'ગમે તેમ હશે તો પણ તે મારા પાંડિત્ય સામે ટકી શકશે નહિ. પ્રતિભા શી વસ્તુ છે તેનું ભાન મારે તેમને કરાવવું જરૂરી છે. અટકથી કટક સુધી અને ન્યાકુમારીથી કાશ્મીર સુધી મારી વિસ્તૃત અસર છે. પરાજય એટલે શું તે હું જાણતો નથી. માટે લાવ, આજે મહાવીર સાથે પણ શાસ્ત્રાર્થ કરી, મારી વિજયશ્રી ઉપર એ ચાંદ વધારે ચઢાવી લઉં.'

અને આમ અહંની અકડ સાથે, શાસ્ત્રો અને શ્રુતિઓના પારગામી એવા શ્રી ઇન્દ્રભૂતિ, પોતાના પાંચસો શિષ્યોના પરિવાર સાથે, મહાવીર પ્રભુ સાથે શાસ્ત્રાર્થ કરવા હાજર થયા. પરંતુ ત્યાં આવીને ભગવાનનાં તપસ્તેજથી પ્રદીપ્ત આભામંડળને જોતાં જ ઇન્દ્રભૂતિ હતપ્રભ થઇ ગયા. ઇન્દ્રભૂતિ કાંઇપણ બોલે તે પહેલાં જ ભગવાન મહાવીરે 'હે ગૌતમ!' એમ કહી સંબોધન કર્યું. ત્યાં જ ગૌતમ સ્થંભિત થઇ ગયા. છતાં અંદર બેઠેલા અહંને હજી શાંતિ નહોતી. તેમણે માથું ઊંચકયું અને વિચાર્યું. 'હું કાંઈ જેવો તેવો વિદ્વાન નથી. મારી ખ્યાતિ વિશ્વવિશ્રુત છે. આબાલવૃદ્ધ સૌ મારા નામથી પરિચિત છે. મહાવીરે પણ મારી વિદ્વત્તા અને પ્રતિભાના વખાણ સાંભળ્યા હોવા જોઇએ. તેથી જ તેમને મારા નામની ખબર લાગે છે. જ્યાં સુધી મારા માનસિક સંશયોનું તેઓ નિવારણ ન કરે, ત્યાં સુધી તેમને સર્વજ્ઞ માનવાને હું તૈયાર નથી. ગૌતમના મનમાં જ્યારે આવા સંકલ્પ-વિકલ્પો ઊઠી રહ્યા હતા ત્યાં જ ભગવાન મહાવીર ફરી બોલ્યાઃ

'ગૌતમ! ચિરકાળથી આત્માના અસ્તિત્વના સંબંધમાં તમારા ચિત્તમાં ઉહાપોહ ચાલી રહ્યો છે, ખરું?'

મનમાં હરહંમેશ જે મુંઝવણભર્યો પ્રશ્ન ઊઠી રહ્યો હતો તેનો જ ભગવાન મહાવીરે આમ ઉલ્લેખ કર્યો ત્યારે ઇન્દ્રભૂતિ ગૌતમ આશ્ચર્યમાં પડી ગયા. તેઓ બોલ્યા: 'હા, મને તે વિષયમાં ઘણા વખતથી શંકા છે. શંકાથી ઘેરાયેલા મારા માનસને ક્યાંયથી સમાધાન મળતું નથી. કારણ કે એક શ્રુતિ છે **विज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति, न प्रेत्यसंज्ञाऽस्ति** જે મારી શંકાને વધારે દૃઢતમ અને પરિપુષ્ટ બનાવે છે. ભૂતસમુદાય (પંચમહાભૂત-પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, અને આકાશ)ના ભેગા થવાથી વિજ્ઞાનઘન એવા ચૈતન્યનો આવિર્ભાવ થાય છે. અને કાલાંતરે તેમાં તે ફરીને અંતર્નિવિષ્ટ થઈ જાય છે. તેથી પરલોકનો અભાવ છે.

શ્રુતિની ઉક્તિ મુજબ જ્યારે ભૂતસમુદાયથી વિજ્ઞાનમય ચૈતન્યની ઉત્પત્તિ થાય છે ત્યારે ભૂતસમુદાયથી વ્યતિરિક્ત પુરુષ એટલે આત્માના અસ્તિત્વની સિદ્ધિ કઈ રીતે થાય? વળી વેદમાં આત્માના સ્વતંત્ર અસ્તિત્વને પ્રમાણિત કરતાં બીજાં વાક્યો જેવાં કે-"**सवै अयमात्मा ज्ञानमयः।**" ઇત્યાદિ પણ યત્ર તત્ર પથરાએલા પડયા છે. જે આત્માના અસ્તિત્વને સિદ્ધ કરે છે. આવા પરસ્પર બાધક અને વિરોધી શ્રુતિ વાક્યોએ જ આત્માના અસ્તિત્વ વિષેની મારી શંકા જાગૃત કરી છે. આ બંને વાક્યોમાં કોને પ્રમાણિત માનવા અને કોને ન માનવા? શ્રુતિની સાથે બંનેનો સંબંધ સમાન હોઈ, મારી મૂંઝવણ વધારે વધી જવા પામી છે.'

ભગવાન મહાવીરે કહ્યું: 'શ્રુતિ વાક્યોના જે અર્થો તમે સમજો છો, વિચારો છો, કલ્પો છો અને અવધારો છો તેવા જ ખરેખર તેના અર્થો નથી. તમો વિજ્ઞાનઘનને ભૂત સમુદાયથી ઉત્પન્ન 'ચૈતન્ય પિંડ' અર્થમાં વ્યવહૃત કરો છો. પરંતુ વિજ્ઞાનઘનનો સાચો અર્થ અનેક પ્રકારની વિવિધરંગી જ્ઞાનપર્યાયોથી છે. આત્મામાં ક્ષણે ક્ષણે નવા નવા જ્ઞાનપર્યાયનો આવિર્ભાવ થાય છે. અને તેના પહેલાંના જ્ઞાન પર્યાયનો વિનાશ થાય છે. ધારો કે જ્યારે કોઈ વ્યક્તિ કોઈ એક અશ્વાદિ પદાર્થનું ચિંતન કરતો હોય, તે વખતે અશ્વ વિષયક જ્ઞાનોપયોગ આવિર્ભાવ પામે છે, જે અશ્વ વિષયક જ્ઞાન પર્યાયના નામથી ઓળખાય છે. જ્યારે ચિંતનની ધારા અશ્વ વિષયક જ્ઞાનના ઉપયોગનો ત્યાગ કરી, ગજનું ચિંતન કરે છે ત્યારે તે ગજ વિષયક જ્ઞાનપર્યાયના નામથી ઓળખાય છે. તે ક્ષણે અશ્વ વિષયક જ્ઞાનપર્યાય તિરોહિત થઈ ગયેલ હોય છે અને ગજ વિષયક જ્ઞાનપર્યાય આવિર્ભાવ પામે છે. વિવિધ પદાર્થ વિષયક વિવિધ જ્ઞાનના પર્યાયથી જ વિજ્ઞાન ઘન કહેવાય છે. જેની ઉત્પત્તિ ભૂતો એટલે પંચમહાભૂત નહિ, પરંતુ ભૂત એટલે જ્ઞેય-જાગતિક જડ ચેતનાદિ બધા પદાર્થોના નિમિત્તને પામીને થાય છે.

બધા પ્રમેય પદાર્થો આત્મામાં સ્પષ્ટ પ્રતિભાસિત થાય છે. એટલે ઘટ પોતાના સ્વરૂપમાં ઘટરૂપે અને પટ પોતાનાં સ્વરૂપમાં પટરૂપે પ્રતિબિંબિત થાય છે. આવા પૃથક્ પૃથક્ સ્પષ્ટ

પ્રતિભાસને જ જ્ઞાનપર્યાય કહેવાય છે. જુદા જુદા પદાર્થોના નિમિત્તથી વિજ્ઞાનઘન એટલે પુરુષ નહિ, પરંતુ જ્ઞાનપર્યાયો ઉત્પન્ન થાય છે અને ક્ષણે ક્ષણે વિલીન પણ થઇ જાય છે.

'ન પ્રેત્ય સંજ્ઞાઽસ્તિ' વાક્યનો જે તમે પરલોક અર્થ સમજો છો, તે અર્થ બરાબર નથી. તેનો તો માત્ર આ જ અર્થ થાય છે કે, જ્યારે આત્મામાં ઉત્તરકાલીન જ્ઞાનપર્યાય ઉત્પન્ન થાય છે ત્યારે પૂર્વકાલીન જ્ઞાનપર્યાય નષ્ટ થઇ જાય છે. કારણ કોઇપણ દ્રવ્ય કે ગુણના ઉત્તરકાલીન પર્યાયની સામે પૂર્વકાલીન પર્યાય ટકી શકતો નથી.'

ભગવાન મહાવીરના આવા યુક્તિ સંગત, બુદ્ધિ અને પ્રાણોને સ્પર્શે એવા સુંદર અને તાત્ત્વિક અર્થ–સમન્વય સાંભળી ગૌતમના હૃદયની આંતર્ગ્રંથિ ખુલી ગઈ. તેનો અહં ગળી ગયો. મિથ્યાત્વનું ઝેર ઊતરી ગયું. શ્રદ્ધાથી હૈયું પુલકિત થઇ ગયું. પરમ સત્યની પરમ ઉપલબ્ધિથી તેઓ કૃતકૃત્ય અને પ્રમુદિત થઈ ગયા. પોતાના પાંચસો શિષ્યો સાથે તે ભગવાનનાં ચરણોમાં નમી પડ્યા અને ભગવાનના શિષ્ય બની ગયા.

સત્પુરુષોના સાંનિધ્યથી આખી સૃષ્ટિ બદલાઇ જાય છે અને જીવન રૂપાંતરિત થઈ જાય છે. અધ્યાત્મજ્ઞાનનું આ આત્યંતિક ફળ છે. ગૌતમ સ્વામી ભગવાન મહાવીરના પ્રથમ ગણધર થયા. અનંત લબ્ધિઓના તે ભંડાર કહેવાય છે. એમની લબ્ધિઓના કથાનકો તો આપણે ત્યાં જાણીતા છે. તમો બધા પણ લબ્ધિઓથી અંજાઇ જનારા છો ને? એટલે તમારા ચોપડામાં સર્વ પ્રથમ લખો છો "ગૌતમ સ્વામીની લબ્ધિ હોજો." સમય ઘણો થઇ ગયો એટલે એમનાં શુદ્ધ જ્ઞાન અને ચારિત્ર ગુણના બાહ્ય ફળ તરીકે જે લબ્ધિઓ તેમને ઉપલબ્ધ થઈ હતી તેનું વર્ણન હું કરતો નથી. પરંતુ તેમણે ભગવાનનાં ચરણોમાં આવી આંતર્જ્યોતિ પ્રગટાવી લીધી એ જ તેમની મોટી લબ્ધિ અને ચમત્કાર હતો.

હવે આપણે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના સ્વાધ્યાય તરફ વળીએ. તે મુજબ–

तस्स लोगपईवस्स आसि सीसे महायसे ।
भगवं गोयमे नामं विज्जाचरणपारगे ॥

લોક પ્રદીપ ભગવાન વર્ધમાનના તે વિદ્યા અને ચારિત્રમાં પારગામી શ્રી ગૌતમ નામના શિષ્ય હતા.

શ્રી ગૌતમ સ્વામીના આ વિશેષણમાં ભારે વિશેષતા છે. આ વિશેષણ એવી વિશિષ્ટતા-ઓથી ભરેલું છે કે તેમાં તેમના આંતરિક અનુભૂતિના સત્યોનો પણ પડઘો પડે છે અને બાહ્ય રૂપમાં દૃષ્ટિગોચર થતા પ્રભાવોની ઝાંખી પણ થઈ જાય છે. જ્ઞાન અને ચારિત્રની પરાકાષ્ઠા એ જ આંતરિક બાહ્ય સમૃદ્ધિની ચરમ રેખા છે.

ત્યાગના માર્ગમાં આંતરિક પવિત્રતા ઇષ્ટ છે. આંતરિક નિર્મળતા વગરનો ત્યાગ માત્ર દંભનું જ એક સ્પષ્ટ રૂપ છે. કષાયોપશમન કે મંદ કષાયના અભાવમાં લોકૈષણાથી કરવામાં

આવતાં વ્રતાનુષ્ઠાનોથી આત્મલાભ એટલે આત્મિક સદ્દગુણોની સંવૃદ્ધિ અશક્ય બની જાય છે. કાયાની કૃશતા અવશ્ય થાય છે, પરંતુ કષાયની કૃશતા થતી નથી.

કષાયની ઉત્કટતાના કારણે ત્યાં અશુભ અને તીવ્ર બંધનોનો જ ભય ઊભો રહે છે. તેથી વ્રતાનુષ્ઠાનો સાથે આત્મિક નિર્મળતાનું રક્ષણ આવશ્યક જ નથી, અનિવાર્ય પણ છે.

ત્યાગના માર્ગની આ અનિવાર્ય શરત શ્રી ગૌતમ સ્વામીએ પૂરી કરી છે. તેમણે સાધનાના ક્ષેત્રમાં પગ મૂકતાંની સાથે જ આત્મિક ગુણોના પરમ શિખરને સ્પર્શવાની મંગળયાત્રા આરંભી દીધી તે- '**विज्जाचरणपारगे**' આ વિશેષણથી સ્પષ્ટ પ્રતિફલિત થાય છે. શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામી તપ, ત્યાગ અને જ્ઞાન વૈરાગ્યમાં સમાન કક્ષાના છે. બંનેના સંગમથી શ્રાવસ્તી તીર્થ બનેલ છે. આ તીર્થમાં અવગાહન કરવાથી થતા લાભો અવસરે કહેવાશે.

# બિંદુમાં સિંધુ

ભગવાન મહાવીરની ધર્મની વ્યાખ્યા ભારે ગંભીર અર્થને સૂચન કરનારી, અંતરને સ્પર્શનારી અને કીમતી છે. તેઓ કહે છે–'**वत्थु सहावो धम्मो**'

ભગવાન મહાવીરે જ્યાં જ્યાં ધર્મ શબ્દનો પ્રયોગ કર્યો, ત્યાં ત્યાં ધર્મથી કોઈ ગચ્છ, સંપ્રદાય કે મજહબના અર્થમાં ધર્મ શબ્દને તેમણે નથી વાપર્યો. ધર્મ શબ્દનો ઉપયોગ તેમણે વ્યાપક અર્થમાં કર્યો છે અને તેથી જ ધર્મના સંબંધી તેમની વ્યાખ્યા વધારે હૃદયસ્પર્શી અને પ્રાણસ્પર્શી બની છે. ધર્મથી તેમનું તાત્પર્ય છે–વસ્તુનો જે સ્વભાવ તે ધર્મ છે. અગ્નિ ઉષ્ણ છે, તે તેનો સ્વભાવ છે. જળ શીતળ છે, તે તેનો ધર્મ–સ્વભાવ છે. પાણી ખાડા તરફ વહે છે અને સંગૃહીત થાય છે, તે તેનો સ્વભાવ–ધર્મ છે. જગતમાં કોઈ વસ્તુ એકાંત નિત્ય અથવા એકાંત ક્ષણિક નથી પરંતુ ઉત્પાદવ્યય અને ધ્રૌવ્યાત્મક છે–તે તેનો ધર્મ–સ્વભાવ છે. કારણ–**उत्पादव्यय ध्रौव्ययुक्तं सत्** એ જ વસ્તુનું વાસ્તવિક લક્ષણ છે.

ધર્મનો વ્યાપક અને યથાર્થ રીતે ઘટતો અર્થ જે 'સ્વભાવ' છે તે જો પ્રાણોને સ્પર્શી જાય તો આપણી જ અજ્ઞાનતાથી આપણે જ ઊભી કરેલી જંજાળ, પ્રપંચમાંથી આપણે સરળતા પૂર્વક મુક્ત થઈ શકીએ છીએ. માણસ હંમેશાં સ્વભાવની સાથે સંઘર્ષમાં ઊભો હોય છે. સ્વભાવને સુગમતાથી સ્વીકારવા તે ટેવાએલો નથી માટે જ પરેશાની અને વિસંવાદોની પરંપરાઓ ઊભી થાય છે.

યાદ રાખજો, દુઃખ ત્યારે જ દુઃખ લાગે છે જ્યારે દુઃખનો આપણે અસ્વીકાર કરીએ છીએ. દુ.ખનો જે દંશ છે, જે યાતના અને પીડા છે, તે ખરેખર દુઃખમાં નથી પરંતુ તેના

અસ્વીકારમાં છે. દુઃખમાં પોતામાં કશી જ પીડા કે યાતના નથી, પીડા કે યાતના તો તેને માટેના આપણા અસ્વીકારમાં છે. આમ થવું જોઈતું નહોતું અને છતાં આમ થયું, આ જે અસ્વીકારનો ભાવ છે તે જ દુઃખની મૂળભૂત આધારશિલા છે. જે થયું તે તેમજ થવાનું હતું, તેમજ થવું જોઇએ અને તેમજ થઈ શકે છે, એ સત્ય જો આપણાં અંતરાત્માને સ્પર્શી જાય તો દુઃખની કોઈ પીડા રહે નહિ. દુઃખનો સ્વીકાર દુઃખને ભગાડી દે છે. જેમ દુઃખને માટે તેમ સુખને માટે પણ સમજવું. એકવાર એવો ભાવ સ્થિર થઇ જાય પછી સુખ ઝુંટવાઈ જાય તો પણ તેનું કશું જ દુઃખ આપણાં અંતરાત્માને સ્પર્શતું નથી. મને જે સુખ મળ્યું તે ઝુંટવાઈ જવું જોઇતું નહોતું, હું તેને કાયમ રાખી શકયો હોત, પણ ન રાખી શકયો–આ ભાવમાં જ પીડા છે. જો આપણે પરમાર્થને તારવી લઇએ કે દુઃખ આવ્યું અને ગયું, એટલે જે આવે છે તે જાય છે, તો દુઃખમાં પણ દુઃખી થવાનું કારણ રહેતું નથી. સુખને વિષે પણ જો આપણા મનમાં એવો ખ્યાલ ન ઉદ્દભવે કે હું સુખને બચાવી શકતો હતો, તો પીડા થવાનો કશો પ્રશ્ન જ રહેતો નથી.

મનુષ્યસ્વભાવની આ નબળાઇ છે કે, સ્વભાવથી ઘટિત થતી વસ્તુઓમાં પણ માણસ પોતાના કર્તવ્યનું આરોપણ કરી બેસે છે. 'મેં આ કર્યું', મારાથી જ આ થઇ શકે, મારા વિના આ થઈ શકયું નહોત–' વગેરે ભાવો મનુષ્યસ્વભાવની નબળાઇના દર્શક છે. જગતમાં એવુ કશું જ નથી જેને ઘટિત કરવામાં કોઈની અનિવાર્ય જરૂરિયાત હોય જ. ગધેડાની 'મદદ વગર પણ ઘડો બની શકે છે. આપણા વગર કામ અટકી જશે, કશું જ થશે નહિ, એમ માનવા મનાવવા આપણામાં રહેલો અહં મથે છે. હકીકતે તો પ્રકૃતિ પોતાની રીતે પોતાનું કાર્ય કર્યા જ કરે છે. ઊંઘ આવે છે, ભૂખ લાગે છે, જન્મ થાય છે, મરણ થાય છે, બધું પોતાની મેળે જ ઘટિત થાય છે.

જન્મવું છે આપણે, છતાં પ્રકૃતિ આપણને તે વિષે કંઇ પૂછવા પણ આવતી નથી. પોતાની રીતે તે કામ પતાવી દે છે. મૃત્યુ આપણું થાય છે, છતાં આપણાં મૃત્યુના આપણે ધણી જ ન હોઇએ તેમ કોઇપણ જાતના ઇશારા, સંકેત કે હા–નાની પૃચ્છા કર્યા વગર તે પોતાની રીતે કામ પતાવી દે છે. કયાં, કેમ, કયારે આપણે ઊપડી જઇએ છીએ તેની આપણને ખબર પણ પડતી નથી. આમ છતાં દરેક વસ્તુના કર્તૃત્વને આપણે સ્વીકારી લઇએ છીએ એ જ આપણામાં રહેલી મોટી અજ્ઞાનતા છે.

અજ્ઞાની વિચારે છે, હું જમી રહ્યો છું. તપસ્વી વિચારે છે, હું ઉપવાસ કરી રહ્યો છું. બન્નેની ક્રિયાઓમાં ભલે તફાવત છે પરંતુ બંને પોતાને કર્તા માની બેસે છે. કર્તૃત્વનો અહંકાર તો બંનેને સમાન ભાવે પીડી રહ્યો છે. પારમાર્થિક જ્ઞાની તો તેને કહેવાય કે જે જમતી વખતે પણ 'હું'થી પીડિત નથી અને ઉપવાસ કરતી વખતે તો 'હું'ને અવકાશ જ આપતો નથી. જ્ઞાની

એમ માનતો નથી કે હું ભોજન કરું છું. તે તો જાણે છે કે આ બધું ભૂખ કરે છે. ભૂખનો દેહની સાથે સંબંધ છે. હું તો દ્રષ્ટા છું, સાક્ષી છું, જોનાર છું. જ્યારે ભૂખ લાગે છે ત્યારે જમી લઉં છું. નથી લાગતી ત્યારે ઉપવાસ થઈ જાય છે. આવો માણસ ન તો ભૂખથી હટે છે, ન તો ભૂખને આગ્રહપૂર્વક ભરે છે. ભૂખની સાથે તે કશી જ છેડતી કરતો નથી. ભૂખની પ્રક્રિયા સાથે સાક્ષીભાવનો જ વ્યવહાર કરે છે.

અજ્ઞાની માણસ સ્વભાવ સાથે યુદ્ધ કરવા લાગે છે. શરીરનો સ્વભાવ જીર્ણ થવાનો છે તે સત્ય તે ભૂલી જાય છે અને તેને સાચવવાની અને ટાપટીપની કાળજીમાં તે પડી જાય છે. શરીર રુગ્ણ થઇ જાય તો તરત જ તે ઉપચારની ચિંતા કરવા માંડે છે. પોતાના શરીરને રખે કંઈ ન થઈ જાય તે માટે, સાવચેતીનાં પગલાંરૂપે તે ઉપચાર શરૂ કરી દે. છતાં શરીરનું રક્ષણ તેના હાથમાં હોતું નથી. અનેક પ્રયત્નો અને ઉપચારો કરવા છતાં શરીર તો પોતાના સ્વભાવ પ્રમાણે જીર્ણશીર્ણ થાય જ છે અને એક દિવસ મૃત્યુના મુખમાં પણ ધકેલાઈ જાય છે.

જગત પોતાના નિયમથી જ ચાલે છે. પરંતુ ક્યારેક આપણી કામના કોઇ પ્રક્રિયા સાથે મેળ ખાઇ જાય તો આપણે માનવા લાગીએ છીએ કે આ પ્રક્રિયા મારાથી ચાલી રહી છે. આપણે માનીએ છીએ કે સાગરની લહરો આપણી આજ્ઞા માની ઊછળી રહી છે, અને તે માટે આપણે તેનાં કાવ્યો પણ ગાઈએ છીએ કે, ઊઠો, લહરો ! ઊઠો ! અને જ્યારે તે લહરો નથી ઊઠતી ત્યારે આપણે દુઃખી થઇ જઇએ છીએ. આપણે ભૂલી જઇએ છીએ કે, આપણી આજ્ઞા પ્રમાણે સાગર નથી ચાલતો, આપણા આદેશને તે શિરોધાર્ય નથી કરતો, આપણી કામના સાગરની ઊછળતી લહરો સાથે મેળ ખાઈ જાય એ તો એક સંયોગની વાત છે, અન્યથા તે પોતાની રીતે જ ગતિ, સ્થિતિ કર્યા કરે છે.

સમજુ અને ડાહ્યા માણસો પણ સામાન્ય માણસોની જેમ જીવનની બધી પ્રક્રિયાઓમાંથી યથાવિધિ પસાર થાય છે. તે પણ બાલ્યાવસ્થામાં બાળક હોય છે, યુવાનીમાં યુવાન બને છે અને વૃદ્ધાવસ્થામાં વૃદ્ધ થાય છે. પરંતુ તે તે બાલ્યાવસ્થા, યુવાની, કે વૃદ્ધત્વનો કર્તા માણસ નથી, તે તે સ્થિતિની તે સહજ પ્રકૃતિ છે. એટલે સમજુ ને ડાહ્યા માણસો તેના કર્તા બનતા નથી, તે તે સ્થિતિના માલિક થતા નથી. માલિકી એ જ દુઃખનું મૂળ છે. માલિકી એ જ નરક છે. જ્યાં જ્યાં નરક દેખાય ત્યાં પ્રચ્છન્ન રૂપે પણ માલિકપણું આવીને ઊભી જ રહે છે. અધિકારની આ ઘેલછાની આડમાં નરકનો જન્મ થાય છે. અને માલિકપણાના અભાવમાં આ શુભ અને અનાચ્છાદિત આકાશમાં સ્વર્ગ અવતરે છે.

એક વખત જીવનમાં અધિકાર વૃત્તિનો પ્રારંભ થયો કે દુઃખની વણઝાર આવવી શરૂ થઈ એમ સમજી લેજો. યુવાનીને સાચવવા ભૂલથી પણ તેના માલિક થશો નહિ. અન્યથા વૃદ્ધાવસ્થા આવતાં રડશો, પસ્તાશો અને દુઃખી થશો. જ્ઞાની પુરુષો યુવાનીમાંથી પસાર થાય છે

ખરા, પરંતુ તેઓ યુવાનીના માલિક થતા નથી. તેથી તેમને જ્યારે વૃદ્ધાવસ્થા આવે છે ત્યારે વૃદ્ધાવસ્થાનું પણ તેઓ ભારે પ્રેમથી સ્વાગત કરે છે. મૃત્યુને પણ તેઓ હસતે મુખે ભેટે છે.

આવા જ્ઞાની પુરુષો કર્તવ્યનું પાલન યથાવત્ કરે છે. પરંતુ તેના શ્રેયના અધિકારી થતા નથી. કામ પૂરું થાય એટલે તરત જ ત્યાંથી ખસી જાય છે. કેમકે તેઓ માને છે કે કર્તવ્ય જ પૂર્ણ આનંદ છે. શ્રેય તો તે લેવા ઇચ્છે છે જેમને કર્તવ્યમાં આનંદ નથી હોતો.

જીવનમાં જે પણ મેળવવાનું છે તે સદાથી સહુને મળેલ જ છે. પરંતુ ચેષ્ટાના કારણે આપણે એટલા વ્યસ્ત અને પરેશાન છીએ કે, આપણે તેને જોવા ઇચ્છીએ તો પણ જોઈ શકતાં નથી. આપણાં સહુનો અનુભવ છે કે, એક વસ્તુ આપણી પાસે જ મૂકેલી હોય છતાં તે મેળવવા આપણે એટલા ઉતાવળા અને વ્યગ્ર થઈ જતાં હોઇએ છીએ કે, આપણું માનસિક સંતુલન જળવાતું નથી. અને પરિણામે, આપણી સામે પડેલી વસ્તુ પણ આપણે શોધી શકતા નથી. ઘણી વાર એવું બને છે કે, જે માણસનું આપણે નામ બોલવા માંગીએ છીએ તેની આખી આકૃતિ આપણી આંખો સામે તરવરવા લાગે છે પણ તે માણસનું નામ યાદ આવતું નથી. આપણે વ્યગ્ર બની જઇએ છીએ અને કહીએ છીએ, તેનું નામ હૈયે છે પણ હોઠે આવતું નથી. નામ જીભ પર જ રમી રહ્યું છે છતાં ઉતાવળ એટલી બધી છે કે, જીભ ઉપર રહેલું નામ યાદ આવતું નથી, શબ્દબદ્ધ કરી શકાતું નથી. આપણાં તેને યાદ કરવાનાં પ્રયત્ન અને ચેષ્ટા જ સ્મૃતિમાં બાધક બની જાય છે. એક માણસ આપણી સામે ઊભેલો છે. તે સહજ પૂછે છે, ઓળખો છો મને? આપણે તેને જાણતાં પણ હોઇએ, ચહેરો પરિચિત પણ લાગે, ઘણી વખત આપણે તેને મળ્યાં હોઇએ એવી આપણને પ્રતીતિ પણ થાય, છતાં તેની સ્મૃતિ તાજી કરવાના પ્રયત્નોમાં આપણે એટલા ઉતાવળા બની જઇએ છીએ કે તે ઉતાવળ, તેનાં નામની સ્મૃતિ કરાવવામાં સહાયક થવાને બદલે, વધારે વિસ્મૃતિના ગર્તમાં આપણને ધકેલી દે છે. એટલે વ્યસ્તતા, ચેષ્ટા, ઉતાવળ અને પ્રયત્નો સફળતામાં પરિણમવાને બદલે અસફળતામાં પરિણમે છે.

આવાં પ્રસંગો આપણાં સૌને માટે ઘણી વખત ઊભા થયા હોય છે. ઘણીવાર આવી સ્થિતિઓ મૂંઝવણમાં મૂકનારી પણ બની જાય છે. પરંતુ જે વ્યક્તિને આપણે યાદ કરવા માંગીએ છીએ તે વ્યક્તિ તરફનું જ્યારે આપણું ધ્યાન હટી જાય છે, તે વ્યક્તિને યાદ કરવાની વાત આપણા સ્મરણમાંથી નીકળી જાય છે અને પછી આપણે કોઈ નોવેલ કે છાપું વાંચવામાં ગુંથાઇએ ત્યારે અપ્રત્યાશિત રૂપમાં તે વ્યક્તિ, તેનું નામ અને ઠેકાણું, તેનો આખો ઇતિહાસ અને પરિચયની આખી રૂપરેખા, ચિત્રપટનાં ચિત્રોની માફક અનાયાસે આપણી આંખોની સામે તરવરવા લાગે છે. આ એક અનુભૂત પરંતુ અદ્ભુત સત્ય છે.

જેઓ માણુસના અંતરતમને જાણે છે તેઓ કહે છે કે, જે જાણી શકાય તે જાણેલું જ હોય છે. જે આ વિશ્વમાં ક્યારેય પણ જાણવામાં આવશે તેને આજે, આ જ ક્ષણે પણ આપણે જાણી રહ્યાં છીએ, પરંતુ તેની સ્પષ્ટ પ્રતીતિ આપણને નથી. મનુષ્યની અંતઃ ચેતનામાં બધું છુપાએલું જ છે, જે ક્યારેક પણ પ્રગટ થાય છે.

વૃક્ષમાં જે પાંદડાં, શાખા અને પ્રશાખાઓ હજારો વર્ષ પછી પ્રગટ થશે તે આજે પણ બીજમાં પ્રચ્છન્નરૂપે અવસ્થિત છે. અન્યથા તે પ્રકટ થઈ ન શકે. હજારો વર્ષ પછી માણુસ જે જાણુશે તેને આજે પણ તે જાણે છે. પરંતુ તેને ખબર નથી કે તે જાણે છે. કારણ તેના પ્રયત્ન બીજી શોધખોળમાં ગુંચવાએલા છે.

ચીનના એક મહા સંત શ્રી લાઓત્સેનું તો સ્પષ્ટ વિધાન છે કે માણુસ જો કશી જ ચેષ્ટા ન કરે, પ્રયાસ ન કરે, કર્તા ન બને, માલિકી અથવા સ્વામિત્વનો અધિકાર ન ભોગવે અને દાવેદાર ન બને તો પણ તે બધી સંપદા તેને ઉપલબ્ધ થઈ જશે કે જેને મેળવવા તે પ્રયત્નો કરી રહ્યો છે. પ્રયત્ન અને પ્રયાસની જંજટથી સંપદા સમીપવર્તી હશે તો પણ વ્યસ્તતા અને ઉતાવળનાં કારણે તે મળશે નહિ, ચૂકી જવાશે. પ્રયત્ન પણ ઘણી વાર વિઘ્નરૂપ બની જાય છે. કારણ તે એક તનાવ છે. એટલે નિશ્ચેષ્ટ અવસ્થા કે જેમાં કશા જ પ્રયત્નોને અવકાશ ન હોય તેમાં પણ સત્યોપલબ્ધિ કરી શકાય છે. જેમકે એક વૃક્ષની નીચે બેઠા હોઇએ, ત્યારે વૃક્ષ ઉપરથી સુકાઈ ગએલાં પડતાં પાંદડાં કે ફળોને જોઇને પણ જીવનનાં સત્યો ઉપલબ્ધ થઈ જાય છે.

અમેરિકા અને રૂસમાં સંમોહન શિક્ષા ઉપર ઘણા નવા નવા પ્રયોગો થઈ રહ્યા છે. વિદ્યાર્થી સૂઈ ગયો હોય છે. તેના કાન પાસે એક નાનકડું નાજુક યંત્ર મૂકેલું હોય છે. જ્યારે તે વિદ્યાર્થી મીઠી ઊંઘમાં ઊંઘી જાય છે ત્યાર બાદ એક કલાક પછી તે તે યંત્ર પોતાના શિક્ષણનું કામ પ્રારંભ કરશે. બે કલાક સુધી તે યંત્ર સતત બોલતું રહેશે. બે કલાક પછી તે ઘંટી વગાડશે એટલે વિદ્યાર્થી જાગી જશે, અને બે કલાકમાં જે કંઈ પણ તે શીખ્યો હશે તેની તે નોંધ કરશે અને ફરી સૂઈ જશે. બે કલાક પછી ઉપર્યુક્ત અભ્યાસની પુનરાવૃત્તિ થશે કે જેથી સંસ્કારો વધારે સુદૃઢ થાય.

આ શિક્ષણનું પરિણામ ભારે આશ્ચર્યજનક આવ્યું. મહીનાઓના શ્રમથી જે સાધી ન શકાય, જે સમજાવી ન શકાય, તે સંમોહન શિક્ષાથી માત્ર સાત દિનની અવધિમાં સંપન્ન થઇ જાય છે. કારણ તે વખતે બાળકની કશી જ ચેષ્ટા નથી, તનાવ નથી, કોઇ પ્રયત્ન નથી, માત્ર તે નીંદમાં–ગાઢ નિદ્રામાં સૂતેલો હોય છે. એટલે બધી વાતો ઠેઠ હૃદય સુધી પહોંચી જાય છે. વિસ્મૃતિને હવે અવકાશ રહેતો નથી. હૃદયમાં બધી વાત કોતરાઇ ગએલી હોય છે. બુદ્ધિ કશો જ શ્રમ કરતી નથી.

લાઓત્સે કોઇ સાધનમાં શ્રદ્ધા રાખતો નથી. લાઓત્સેનું સ્પષ્ટ મંતવ્ય છે જે સાધીને મળે તે સ્વભાવ નથી. જેને સાધવું પડે તે તો ટેવ—એક આદત થઇ ગણાય. સ્વભાવ તો તે જ છે જે સાધ્યા વગર જ મળે. ખરેખર તો જે છે જ તે સ્વભાવ છે. જેને નિર્મિત કરવું પડે તે સ્વભાવ નથી, આદત છે. એટલે જ માણસ સિગારેટ પીવાની પણ ટેવ પાડે છે અને પ્રાર્થના કરવાની પણ ટેવ જ પાડે છે. ટેવની દૃષ્ટિએ તો બંને સમાન જ છે. જેમ જળ ઉપર પાંદડાં છવાઈ જાય છે તેમ આ આદતો સ્વભાવ ઉપર આચ્છાદિત થઇ જાય છે. તેથી સ્વભાવ દબાઇ જાય છે, ઢંકાઇ જાય છે. લાઓત્સેનો ઇશારો છે કે તમો કશી જ આદત ન બનાવો. તમો તો માત્ર તેને જાણી લો જે જન્મના પહેલાં પણ હતું અને મૃત્યુના પછી પણ રહેશે. તમે તો તેને જ શોધી લો જે ઊંડાણમાં સદા છે જ. કેમકે સ્વભાવ શરીર અને મન બંનેની પાર છે.

સ્વભાવ-ધર્મ સાથે તાદાત્મ્ય સાધતા ભગવાન મહાવીરના સુશિષ્ય ઇન્દ્રભૂતિ ગૌતમ અને પાર્શ્વાપત્ય શ્રી કેશીકુમાર શ્રમણના શ્રાવસ્તી નગરીમાં શુભાગમનની આ વાત શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩મા અધ્યયનમાં આવેલી છે. આ અધ્યયનની આ સાતમી ગાથા છે.

बारसगविअ बुद्धे, सीससघसमाउले ।
गामाणुगाम रीयते से वि सावत्थिमागओ ॥

શ્રી ગૌતમ સ્વામી દ્વાદશાંગીના જ્ઞાતા અને પ્રબુદ્ધ હતા. પોતાના શિષ્ય સમુદાય સાથે ગામેગામ વિહાર કરતા શ્રાવસ્તી પહોંચ્યા.

ભગવાને 'उप्पन्नेइ वा, विगमेइ वा धुवेइ वा'ની ત્રિપદીના માધ્યમથી દ્વાદશાંગીના ગૂઢ જ્ઞાનની ચાવી ઇન્દ્રભૂતિ વગેરે ગણધરોને સોંપી. ગણધરોએ તે ત્રિપદીના આધારે દ્વાદશાંગીની રચના કરી. સાત ગણધરોની વાચના જુદી જુદી હતી. અકંપિત અને અચળ ભ્રાતાની એક દ્વાદશાંગી હતી અને મેતાર્ય અને પ્રભાસ ગણધરની એક સરખી હતી. એટલે અગિયાર ગણધર હોવા છતાં ગણ નવ જ કહેવાયા એવો ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્રમાં ઉલ્લેખ છે.

આ પૂર્વે જ્યોતિર્ધર શ્રી ગૌતમસ્વામી વિષે ઘણું કહેવાઈ ગયું છે. શ્રી ગૌતમ સ્વામીનો આપણે ત્યાં અપૂર્વ મહિમા છે. હિન્દુઓમાં ગણેશજીને મંગલકરણ અને વિઘ્નહરણ દેવ તરીકે ગણવામાં આવ્યા છે તેમ શ્રી ગૌતમગણીને જૈનોમાં લબ્ધિના અધિપતિ તરીકે માનવામાં આવ્યા છે.

अगुष्ठे अमृत वसे लब्धितणा भंडार ।
श्री गुरु गौतम सुमरिये वांछित फलदातार ॥

सर्वारिष्ट प्रणाशाय सर्वाभीष्टार्थ दायिने ।
सर्व लब्धिनिधानाय, श्री गौतम स्वामिने नमः ॥

આ દોહરા અને શ્લોકમાં શ્રી ગૌતમ સ્વામીના ગુણો ગ્રથિત કરવામાં આવ્યા છે તે ઉપરથી જૈન શાસનમાં તેમનો મહિમા અને ગરિમા કઇ જાતનો છે તે જાણી શકાય છે. ભગવાન મહાવીર અને ગૌતમ વચ્ચે ગુરુશિષ્યનો જ માત્ર સંબંધ ન હતો, અંતરાત્માથી પણ બંને જોડાએલા હતા. ભગવાનની બધી દેશના ગૌતમમૂલક છે. 'समय गोयम मा पमायए' આદિ ઉપદેશો ગૌતમને માધ્યમ બનાવી તેમણે ઉપદેશેલા છે.

ગણધર હોવાને કારણે દ્વાદશાંગીને સૂત્રરૂપે ગ્રથિત કરવાની કળા તો તેમને સહજ ઉપલબ્ધ હતી. એટલે તેઓ દ્વાદશાંગીના જ્ઞાતા હતા એ વાત તેમના માટે સ્વાભાવિક હતી. જેમ બધા ગણધરોને પોતપોતાના ગણ હતા તેમ શ્રી ગૌતમ સ્વામી શ્રુત જ્ઞાનના પૂર્ણ અધિકારી હતા. અવધિ અને મનઃ પર્યવજ્ઞાનના પણ તેઓ ધણી હતા. પોતાની શિષ્ય સંપદા સાથે શ્રાવસ્તી નગરીમાં તેમણે પદાર્પણ કર્યું છે. શ્રી કેશીકુમાર શ્રમણે આ નગરીને તે પહેલાંથી જ પાવન કરી છે. શ્રી ગૌતમ સ્વામી પણ ત્યાં પધાર્યા છે. શ્રી પાર્શ્વપ્રભુ અને વીરપ્રભુની બે પવિત્ર પરંપરાનો ત્યાં સંગમ થયો છે. આ સંગમના તીર્થમાં સ્નાન કરી પાવન થવા અને આનંદ માણવા ભવ્ય જીવો પણ ભેગા થયા છે. હવે શું થશે તેના ભાવ ભેદો અવસરે કહેવાશે.

# વાસનાનો વૈભવ

ભગવાન મહાવીર અને ભગવાન ગૌતમ સ્વામીની સંક્ષિપ્ત જીવનરેખા તમને ગત બે પ્રવચનોમાં કહેલ છે. આજે તેના જ અનુસંધાનમાં થોડી જાણવા જેવી વાતો કહેવી છે. જે જ્ઞાનવર્ધન સાથે જીવન ઘડતર માટે પણ સહાયરૂપ થશે.

ભગવાન મહાવીર શબ્દની પૂર્વે હંમેશાં શ્રમણ ભગવાન મહાવીર એ રીતે વિશેષણ મૂકાય છે. આચારાંગ અને કલ્પસૂત્રમાં પણ ભગવાન મહાવીરનાં જે ત્રણ નામોનો ઉલ્લેખ મળે છે તેમાં બીજું નામ 'समण' છે. 'समण' એ અર્ધ માગધીનો શબ્દ છે તેના સમન, સુમનસ્ અને શ્રમણ એવાં ત્રણ સંસ્કૃતનાં રૂપો બને છે.

'सव्व भूयप्प भूयस्स' સર્વ જીવોને પોતાની જેમ જ આત્મીય ભાવે જોનારા સમદર્શી આત્માઓ 'સમન' કહેવાય છે.

રાગ-દ્વેષાદિ કષાયના કાલુષ્યથી શૂન્ય, તટસ્થ દૃષ્ટિને સ્વીકારેલા, ઉપેક્ષાવૃત્તિને કેન્દ્રમાં રાખનારા 'સમનસ્' અથવા 'સુમનસ્' કહેવાય છે. 'સમનસ્' અને 'સુમનસ્' શબ્દો પ્રાયઃ એકાર્થક છે. જેનું ચિત્ત સદા સ્વ-પરના હિત સાધનમાં સંલગ્ન હોય, ભૂલથી પણ પાપને પ્રશ્રય ન

આપતા હોય, માનસિક અનિષ્ટ ચિંતનથી પણ જે હંમેશાં પર હોય તે 'સમનસ્'[1] અથવા 'સુમનસ્' કહેવાય છે.*

જેઓ તપસ્ત્યાગની શિખર કોટિને સ્પર્શ્યા છે એવા ક્ષીણદેહ તપોધની શ્રમણ[2] શબ્દથી ઓળખાય છે. સમભાવ આદિ શ્રેષ્ઠ અને સ્વાભાવિક ગુણોથી સંપન્ન હોવાને કારણે પણ તેઓ 'श्रमण' કહેવાય છે. જે પોતાના જ શ્રમ ઉપર નભે છે, જે સ્વાશ્રયી, સ્વપ્રતિષ્ઠિત અને સ્વાવલંબી છે જેને પરની સહાય મનથી પણ ગમતી નથી, જે વધારેમાં વધારે શ્રમ કરે છે, જે વધુમાં વધુ આપે અને ઓછામાં ઓછું લે છે તે 'શ્રમણ' છે શ્રમણ સંસ્કૃતિની મૂળભૂત આધાર શિલા અને પ્રતિષ્ઠા પણ આજ ગુણોને વરેલી છે.

ભગવાન શબ્દમાં મૂળ 'ભગ' શબ્દને 'વતુ' પ્રત્યય લાગી ભગવાન શબ્દ નિષ્પન્ન થયો છે. ભગ[3] શબ્દનો પ્રયોગ–ઐશ્વર્ય, રૂપ, યશ, શ્રી, ધર્મ અને પ્રયત્ન એ છં અર્થમાં થાય છે.

---

* जहमम न पियं दुक्खं, जाणिय अेमेव सव्व जीवाणं ।
न हणइ न हणावे इय, सममणइ तेण सो समणो ॥

દશવૈ. નિર્યુક્તિ ગા. ૧૫૪

नत्थि यसि कोइ वेसो, पिओ व सव्वे सुचेव जीवेसु ।
अेअेण होइ समणो, अेसो अन्नो वि पज्जाओ ।
तो समणो जइ सुमणो भावे य जइ न होइ पावमणो
समणे य जणेय समो, समोय माणावमाणेसु

દશવૈ. નિર્યુક્તિ ગા. ૧૫૪–૧૫૫

૧ सह मनसा शोभनेन, निदानपरिणामलक्षण, पापरहिते न च चेतसा वर्तते इति समनसः

સ્થાનાંક

૨ श्राम्यति–तपसा खिद्यत इति कृत्वा श्रमणः — સૂત્રકૃ.
श्राम्यन्तीति श्रमणाः तपस्यन्तीत्यर्थः — દશવૈ. હરિભદ્રીયા ટીકા

૩ अैश्वर्यस्य समग्रस्य रूपस्य यशसः श्रियः ।
धर्मस्याथ प्रयत्नस्य षण्णामग इतीङ्गना ॥ — દશવૈકાલિક સૂત્રટીકા ૪–૧

भगशब्देन अैश्वर्यरूपयशः श्री धर्मप्रयत्नाअभिधीयन्ते स भगो अस्तियस्य स भगवान् ·
जसादी भण्णइ सो जस्स अत्थि सो भगव भण्णइ — દશવૈ. જિન ચૂર્ણિ પૃ ૧૩૧

* महतोयसोगुणेहिं वीरो त्ति महावीरो — દશવૈ. જિન–ચૂર્ણિ પૃ. ૧૩૨
महावीरेण–"शूरवीर विक्रान्ता" विति कषायादिशत्रुजयान महाविक्रान्तो महावीरः
દશવૈ. હરિભદ્રોયા ટીકા ૧૩૭

सहसमइअे; समणे तीम भयमेरवं उरालं अचलयं
परीसहसहत्तिकट्टु देवेहिं से नाम कयं संमणे भगव महावीरे
આચારાંગ ૨–૩–૪૦૦ પૃ. ૩૮૯

જેના યશ કીર્તિ વગેરે ગુણોનો મહાન વિસ્તાર થાય છે, તેને ભગવાન કહે છે. બૌદ્ધ ગ્રંથ 'વિસુદ્ધ મગ્ગો'માં ભગવાન શબ્દનો વ્યુત્પત્તિમૂલક અર્થ આપણે જોઇએ.

भग्गरागो भग्गदोसो भग्गमोहो अनासवो ।
भग्गास्सपावको धम्मो भगवा तेन वुच्चति ॥

'જેના રાગ, દ્વેષ, મોહ, આશ્રવ અને આશા–તૃષ્ણાદિ પાપમૂલક દોષો નષ્ટ થઈ ગયા હોય તેને ભગવાન કહે છે.

મહાવીર–યશ અને ગુણોમાં મહાન વીર હોવાથી ભગવાન મહાવીર કહેવાયા. જે શૂર અને વિક્રાંત હોય છે તે વીર કહેવાય છે, પરંતુ રાગ, દ્વેષાદિ આંતરિક શત્રુઓ જે સંસાર સાગરમાં પરિભ્રમણ કરાવનારા છે તે મહાન શત્રુઓ ઉપર વિજય મેળવવાથી તેઓ મહાવિક્રાંત એટલે મહાવીર કહેવાયા. આચારાંગ અને કલ્પસૂત્રમાં તો દેવોએ અર્પેલું આ તેમનું ગુણનિષ્પન્ન નામ છે. તદનુસાર–

' ભયંકર ભય, ઉપદ્રવો, અચેલકતા વગેરે કઠિન તથા ઘોરથી પણ ઘોર પરિષહોને દઢતાપૂર્વક સહન કરવાને કારણે દેવોએ તેમનું નામ મહાવીર રાખ્યું'.

શ્રમણ ભગવાન મહાવીર–આ ત્રણ શબ્દોના શાસ્રીય ટીકાઓના આધારે પ્રચલિત અને વિશિષ્ટ અર્થો મેં તમને બતાવ્યા. ભગવાન મહાવીરના જીવન સાથે આ શબ્દો માત્ર વિશેષણ રૂપે જ નહિ, પરંતુ તાદાત્મ્ય સંબંધથી જોડાએલા હતા. તે પ્રતિક્ષણ જાગૃત આત્મા હતા. સંન્યાસી અથવા શ્રમણ તેને જ કહેવાય કે જે સતત જાગૃતિમાં જોડાએલો છે. તે પોતાના સુષુપ્ત અંગોને–ખંડોને એવી રીતે તો જગાડીને એક બનાવી લે છે કે, પછી ખંડ થવાનાં કારણો જ પ્રાયઃ લુપ્ત થઈ જાય છે. આ અખંડ ચેતનાનું નામ જ વિવેક છે. અને વિવેક એ જ ધર્મ છે.

યાદ રાખજો, જીવન ઘણું નાનું છે. કોઈ દિવસ નકામો ન જાય, તેની સતત કાળજી રાખજો. ઉપનિષદનું વાક્ય છે કે "अवन्ध्यं दिवसं कुर्यात्" દિવસ વન્ધ્ય (નિષ્ફળ–નકામો) ન બનાવવો જોઇએ. દરેક દિવસે આપણા હાથથી કંઇક સારું કાર્ય થવું જ જોઇએ. આ નાનાં નાનાં સારાં કાર્યોનો સરવાળો મૃત્યુના ક્ષણ સમયે સત્કાર્યોનું એક મોટું ભાથું થઈ જશે. માટે પ્રતિપળ જીવનનો યોગ્ય હિસાબ બરાબર રાખજો. જીવનના સરવૈયામાં દેવાળું ન દેખાય તેની કાળજી લેજો.

એકનાથ નામના એક પ્રસિદ્ધ સંત થયા છે. તેમની પાસે એક અશાંત, ઉદ્વિગ્ન, વિષણ્ણ, ખિન્ન અને અધીરો માણસ આવ્યો. માણસની આંતરિક મનોવૃત્તિની અસર તેના મોઢા ઉપર થયા વગર રહેતી નથી. સારા રાજનીતિજ્ઞોની એવી અજબની કળા હોય છે કે તે પોતાના આંતરિક ભાવોના પ્રત્યાઘાતો મોઢા ઉપર ઉપસવા દેતા નથી. છતાં રાજનીતિજ્ઞોની માફક જો

માનસશાસ્ત્રની પરમ સૂક્ષ્મતામાં અવગાહન કરનાર કોઈ માનસશાસ્ત્રી હોય તો તે કુશળ રાજનીતિજ્ઞોના અદૃષ્ટ રહેલા ભાવો તેનાથી અજ્ઞાત રહી શકતા નથી. બાહ્ય આકૃતિ અને ચેષ્ટા તેની આંતરિક મનોવૃત્તિની ચાડી કર્યા વગર રહે જ નહિ.

એકનાથ સંત પાસે આવેલી અશાંત વ્યક્તિ જેમ આંતરિક રીતે અશાંત હતી, તેમ તેના મુખમંડલ ઉપર પણ તેની સ્પષ્ટ છાયા દેખાઈ આવતી હતી. તેણે આવતા વેંત એકનાથને કહ્યું: 'ભગવન્! જેટલું આપનું જીવન સરળ, શાંત, મધુર અને સ્થિર છે તેટલું જ મારું જીવન અશાંત અને ક્લિષ્ટ છે, તેનું કારણ શું?'

એકનાથે એકાએક જવાબ વાળ્યો: 'ભાઇ, આ બધી વાતોની પંચાત છોડી દે. તારું મૃત્યુ એક અઠવાડિયામાં જ થવાનું છે તેનો બરાબર વિચાર કરી લેજે.'

એકનાથજીની આવી અણધારી અકલ્પ્ય વાતથી તે ગભરાઇ ગયો. હવે તેને પોતાનાં બધાં પાપકાર્યો યાદ આવવા લાગ્યાં. તે ધંધો-વેપાર ભૂલી ગયો. પોતે કરેલાં પાપોનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. ઇશ્વર સ્મરણ અને નામ-સ્મરણ એક ક્ષણ માટે પણ તે હવે વિસરતો નથી. આઠ દિવસમાં તો જાણે તે એક નવો જ માણસ થઈ ગયો. જાણે તેનો નવો જ જન્મ થયો. પોતાના કુટુંબીઓ અને આસપાસનાં પડોશીઓ સાથે પોતે કરેલ કટુતાપૂર્ણ વ્યવહારોની તે હાર્દિક ક્ષમા માંગવા લાગ્યો. આત્માને ખટકે એવું કોઇ શલ્ય ન રહી જવા પામે તે માટે સંપૂર્ણ જાગૃત થઇ ગયો. મૃત્યુના ભયે તેને એક એવો જબ્બર આંચકો આપ્યો કે જેને કારણે તેના અશાંતિ, વ્યગ્રતા, અને ઉદ્વેગ ઊડી ગયાં. તે નરમાંથી નારાયણની દિશામાં પ્રગતિ કરવા લાગ્યો. તે સામાન્ય જન મટી ગયો અને સજ્જન બની ગયો. અરે સામાન્યમાંથી સજ્જન અને સજ્જનમાંથી સંતની દિશામાં તેણે કદમ ઊઠાવ્યાં.

અઠવાડિયા પછી જ્યારે એકનાથજી તેને ઘેર પધાર્યા ત્યારે તે તેમના ચરણોમાં પડી વિનવવા લાગ્યો: 'ભગવન્! હવે મારા મૃત્યુને કેટલી વાર છે?' એકનાથે શાંતિ અને સ્થિરતાપૂર્વક જવાબ આપ્યો · 'તારા મૃત્યુની વાત તો ઈશ્વર જાણે, પણ આ અઠવાડિયું કેવુ ગયું, તેની માંડીને વાત કર.' તે માણસે શાન્ત અને ગંભીર અવાજે જવાબ આપ્યો: 'ભગવન! મૃત્યુનું તાંડવનૃત્ય મારી આંખ સામે ક્ષણે ક્ષણ રમી રહ્યું હતું. તેના ભયથી આ અઠવાડિયામાં કશું જ ખરાબ કામ મારાથી થયું નથી. અરે, ખરાબ કામની તો વાત જ દૂર રહી, કોઇ ખોટી કલ્પના કે ખોટા વિચારો પણ મને આવ્યા નથી.'

એકનાથજીએ કહ્યું: 'આ આઠ દિવસ દરમિયાન મૃત્યુ તારી આંખ સામે નાચી રહ્યું હતું. એટલે ભૂલમાં પણ તારાથી પાપ થયું નહિ. તો એજ રીતે મહાપુરુષો અને આધ્યાત્મિક પુરુષોની પારદર્શી દૃષ્ટિમાં મૃત્યુ પ્રતિક્ષણ તેમની સામે ઊભેલું જ હોય છે. તેમની પ્રજ્ઞાભરી દૃષ્ટિમાં મૃત્યુ સાક્ષાત્ દૃષ્ટિગોચર થતું હોય છે. તેથી કશા જ પાપનો વિચાર તેઓ કરી શકતા

નથી. જ્યાં પાપ ન હોય, ત્યાં ભય કે અશાંતિ સંભવતાં જ નથી. આજ શાંતિ અને સમાધિનો મૂળ મંત્ર છે.

વાસના એજ અશાંતિનું મૂળ છે. વાસના કદી આધ્યાત્મિક હોતી નથી. મનને જીવતા રહેવા માટે વાસનાના આશ્રયની જરૂર પડે છે. એટલે મન નવી નવી તરકીબો અને ઉપાયો કર્યા જ કરે છે. વાસનાના અભાવમાં મનનું જીવિત રહેવું મુશ્કેલ છે. એટલે માણુસ જ્યારે ધનની વાસનાથી કંટાળી જાય છે ત્યારે ધર્મને પકડે છે. પરંતુ એ પણુ મનની જ એક પ્રક્રિયા છે. ઘરથી કંટાળે એટલે મંદિર તરફનું આકર્ષણુ જન્મે, પણુ વાસના તો એક યા બીજા રૂપમાં જીવતી જ છે એટલે વાસના એજ સંસાર છે અને નિર્વાસના એ જ મોક્ષ છે. મોક્ષ મેળવવાની પણુ વાસના હોય તો તે પણુ સાંસારિક જ છે. સંસારનું મૂળ જ વાસના છે. વાસના અને સંસાર એક જ છે. માત્ર શબ્દો બે છે. તાત્પર્ય તો એક જ છે. એટલે વાસના કહો કે સંસાર, એમાં કશો જ તફાવત પડતો નથી. માણુસ વાસનામાંથી મુક્ત થયા પછી સંસારમાં રહેતો, વ્યવહાર કરતો, અને જીવતો પણુ મોક્ષમાં જ છે.

જીવના બે ભેદો કહ્યા છે, એક સંસારી અને બીજો મુક્ત અર્થાત્ કેવલી. કેવલી એટલે જે કૈવલ્ય અવસ્થાને પામી ગયા છે, જે વીતરાગી છે અને સદેહ મુક્ત છે. આમ છતાં જ્યારે કેવલીને આ બે ભેદોમાં સમાવવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે ત્યારે કેવલી પણુ સંસારીના જ કોઠામાં જશે. જીવતી દરેક વ્યક્તિની ગણુતરી, જ્યાં સુધી આત્મા અને દેહ જુદા ન પડે ત્યાં સુધી, સંસારીમાં જ થવાની. વાસનાથી મુક્તિ એ જ મોક્ષ છે. વાસનાનું અસ્તિત્વ એ જ સંસાર છે.

વાસનાનો સંબંધ વિષયો કે પદાર્થો સાથે નથી. વાસનાનો સંબંધ આપણે શું માંગીએ છીએ તેની સાથે પણુ નથી, માત્ર આપણે માંગીએ છીએ તેની સાથે જ છે. આપણે શું માંગીએ છીએ તે વાત જ અસંગત છે. ધન માંગો, યશ માંગો, ધર્મ માંગો કે મોક્ષ માંગો, એમાં બહુ ફેર પડતો નથી. જ્યાં સુધી માંગવાની વૃત્તિ અને લાલસા છે ત્યાં સુધી વાસના તેની આડમાં જીવતી અને જાગતી ઊભી જ છે. માંગવાની ભાવના જીવતી હોય ત્યાં સુધી સંસાર જ છે.

વાસનામાં ચેતના કદી નિષ્કંપ અને સ્થિર રહેતી નથી. દીપકની વાટની માફક તે અસ્થિર હોય છે. છતાં અજ્ઞાનતાથી માણુસ માની બેસવાની ભૂલ કરે છે કે, મેં સાંસારિક વાસનાઓ છોડી નાખી છે અને ધર્મ અને મંદિરને સ્વીકારતાં ઊંચી વાસનાઓ પકડી પાડી છે. પરંતુ હકીકતે કોઈ વાસના ઊંચી નથી. પછી ભલે તે વાસના ધનની હોય કે ધર્મની, ઘરની હોય કે મંદિરની, સંસારની હોય કે મોક્ષની, જ્યાં સુધી વાસનાનું અસ્તિત્વ છે ત્યાં સુધી સંસારમાંથી મુક્ત થવાનો કશો જ ઉપાય કોઈ પણુ રીતે કામયાબ નીવડતો નથી.

જેમ કોઈ ઝેર ઊંચું હોતું નથી, તેમ કોઈ પાપ પણુ ઊંચું હોતું નથી. ઝેર ગમે તે સ્થિતિમા ઝેર જ છે. ઝેર ઊંચું તો ન હોઈ શકે પરંતુ શુદ્ધ અને અશુદ્ધ તો અવશ્ય હોઈ શકે છે.

ઝેરમાં જો બીજી વસ્તુઓની ભેળસેળ થઈ જાય તો તે અશુદ્ધ ઝેર ગણાય છે. અને કશા જ ભેળસેળ વગરનું ઝેર પોતાના સ્વરૂપમાં હોઈ, શુદ્ધ ઝેર ગણાય છે. તે જ રીતે સંસારની વાસના અશુદ્ધ ઝેર છે, મોક્ષની વાસના શુદ્ધ ઝેર છે. સંસાર અને વાસનામાં મેળ ખાય એવી સંગતિ છે. વાસનાશૂન્ય સંસાર ન હોઈ શકે તેમ સંસારશૂન્ય વાસના પણ સંભવિત નથી.

સંસાર વાસના વગર સંભવે નહિ અને વાસના સંસાર વગર જીવે નહિ. તેથી બંનેનો મેળ તો સમજી શકાય છે. પરંતુ મોક્ષ અને વાસનામાં કશી જ સંગતિ કે તાલમેળ નથી. વાસના અને મોક્ષને સ્નાનસૂતકનો પણ સંબંધ નથી. એટલે જે માણસ મોક્ષની વાસનામાં પડ્યો છે, તે શુદ્ધ ઝેરમાં પડેલો છે.

ધનને મેળવવા ફાંફાં મારનાર ધનને મેળવી શકે છે. સંસાર માટે દોડનાર સંસારને પ્રાપ્ત કરી શકે છે. પરંતુ મોક્ષ તરફ દોડનાર કદી પણ મોક્ષ મેળવી શકતો નથી. એ વાસના, એ દોડ જ, મોક્ષ મેળવવાની એ ઇચ્છા જ, મોક્ષ પ્રતિબંધક એટલે મોક્ષ માટે બાધક થઈ જશે. એટલે જ તો આચાર્યોએ ફરમાવ્યું છે કે, **"मोक्षे भवे च सर्वत्र निःस्पृहो मुनिसत्तमः"**

શ્રેષ્ઠ મુનિઓ સંસાર અથવા મોક્ષ બન્ને પ્રકારની વાસનાઓમાંથી મુક્ત થઈ ગયા હોય છે. એટલે જે માણસ વાસનાને મોક્ષ તરફ વાળે છે. તે મોક્ષને ટાળે છે. તે એક ખતરનાક જોખમ ખેડી રહ્યો હોય છે. તે વાસનાને એવી જગ્યાએ મૂકી રહ્યો છે, જે કદી સફળ થઈ શકવાની નથી. કારણ મોક્ષનો અર્થ જ નિર્વાસના છે.

વાસનાનો કહેવાતો વિસ્તાર માત્ર ભોગી સાથે જ સંબંધ ધરાવતો નથી. કહેવાતા ત્યાગીઓ પણ જાણ્યે-અજાણ્યે તેના જ ભોગ બનતા હોય છે. ભોગી તો આંતરિક રીતે પણ ક્યારેક વસ્તુઓનાં આકર્ષણથી પીડિત બને છે. વસ્તુઓની મમતામાંથી મુક્ત ન થઈ શકવાની પોતાની અશક્તિનો તેના હૃદય ઉપર આઘાત પણ હોય છે. ઘણી વખત તેની આ આંતરિક પીડા શબ્દોમાં પણ તેનાથી વ્યક્ત થઈ જતી હોય છે. તે માનતો પણ હોય છે કે હું અજ્ઞાની છું, પાપી છું, વસ્તુઓની પકડમાંથી હું મુક્ત થઈ શકતો નથી. પરંતુ ત્યાગી તો ત્યાગીપણાની આડમાં જ વસ્તુઓનો ઉપભોગ કરે છે. તેનો ત્યાગ પણ તેના અહંકારનો એક ભાગ થઈ જાય છે. ત્યાગીપણાની આડનાં કારણે તે પાપ કે અહંકારને આઘાત પહોંચવાનું પણ કોઈ કારણ રહેતું નથી. માની બેઠેલા ત્યાગની પ્રશંસામાં, વસ્તુઓના ત્યાગના અહંની પીડા પણ તેનાં અંતરને કોતરતી નથી.

ભોગીના સિક્કા તો ચોર પણ ચોરી શકે છે. પરંતુ ત્યાગીની પાસે જે સિક્કા છે તે વધુ ચમકદાર છે. ભોગીની સંપત્તિનો કોઇ ભાગીદાર થઈ શકે છે, પરંતુ ત્યાગીની સંપદાનો કોઇ ભાગીદાર નથી. તેની સંપદા સદૈવ સુરક્ષિત છે.

ખરી વાત તો એ છે કે ભોગી અને ત્યાગીની મૂળભૂત દૃષ્ટિમાં પાયાનો ભેદ નથી. ભોગી માને છે કે, હીરા કીમતી છે માટે તેને પકડી રાખ્યા છે. ત્યાગી માને છે કે, હીરા કીમતી છે એટલે હું તેને છોડી રહ્યો છું. જો હીરા કીમતી ન હોય તો તેને છોડવાનું કશું જ મૂલ્ય નથી. ત્યાગી તો વળી ચારેકોર ઘોષણા પણ કરતો રહે છે કે, મેં કેટલી સંપત્તિનો ત્યાગ કર્યો છે! એટલે ત્યાગીની પાસે પણ સંપત્તિનો હિસાબ તો ભોગીની માફક સુરક્ષિત રહેતો જ હોય છે. ભોગી પોતાની સંપત્તિનું સરવૈયું એટલે કે કેટલા લાખ પોતાની પાસે છે તે રાખે છે. અને ત્યાગી કેટલા લાખ મેં છોડયા તેનો હિસાબ રાખે છે. બન્નેની દૃષ્ટિમાં લાખ તો લાખ જ છે, એમાં પાયાનો ભેદ નથી. તે મૂલ્યવાન છે તેમાં પણ કોઈ ભેદ નથી. ભેદ છે માત્ર, એકને મેળવવાનો અને બીજાને છોડવાનો જે અહં છે તેનો! આજ વાસના છે. ત્યાગની આડમાં તે જ વાસનાનું નગ્ન નૃત્ય છે.

# આઝાદીની આહલેક

આજની સોનેરી ઉષા કેવી ભવ્ય છે? આજનો આ ભવ્ય દિવસ કેવો સુંદર અને ઐતિહાસિક છે? હજારો વર્ષોથી પરતંત્રતાની બેડીમાં જકડાએલા આ દેશે આજના મંગલ દિવસે સ્વતંત્રતાનો પ્રથમ શ્વાસ લીધો. આપણા દેશમાં, આપણા જ લોકો વડે, આપણા જ લોકો માટે, આપણા જ લોકોના લોકશાહી રાજ્યના શ્રી ગણેશ મંડાયા. અંગ્રેજોની લગભગ ૧૫૦–૨૦૦ વર્ષની ગુલામીનો અંત આવ્યો. રાષ્ટ્રપિતા ગાંધીજી, સરદાર પટેલ અને જવાહરલાલ નેહરુના નેતૃત્વમાં સ્વાધીનતાનો રણમોરચો મંડાયો. આમ તો દયાનંદ સરસ્વતી, રાજા રામમોહનરાય, લાલ-પાલ અને બાલની ત્રિપુટી, સુરેન્દ્રનાથ બેનરજી વગેરે નેતાઓએ પણ સ્વદેશપ્રેમ જગાડવા અને લોકોના હૃદયમાં ક્રાંતિની લહેર પેદા કરવા ભગીરથ પ્રયાસ કર્યો હતો. સ્વાધીનતા માટેના બી તો ક્યારનાય વવાઇ ગયાં હતાં. માત્ર તેને પલ્લવિત અને પ્રસ્ફુટિત થવા માટે યોગ્ય નિમિત્તની જરૂર હતી. સદ્‌ભાગ્યે ભારતને ગાંધીજી જેવા અહિંસા અને સત્યના પરમ ઉપાસકનું નેતૃત્વ સાંપડ્યું. નાના એવા સમુદાયના બળે ચળવળ શરૂ થઇ. સાધનશુદ્ધિપૂર્વક સાધ્ય સિદ્ધિના પ્રયત્નો હતા. સત્યાગ્રહનો મુક્ત માર્ગ હતો. પશુબળની સામે નિઃશસ્ત્ર અને નિઃસહાય માણસો યુદ્ધે ચઢ્યા હતા. તેમની સામે મુકાબલા માટેની કોઈ શારીરિક અથવા શસ્ત્રાસ્ત્રની શક્તિ નહોતી. અહિંસાને સાચવી, સત્યના માર્ગે, સત્યાગ્રહ સાથે, અહિંસક આંદોલન હતું. પરંતુ માણસોમાં નૈતિક જુસ્સો ઘણો હતો. માણસો મરણિયા થયા હતા. સ્વતંત્રતા મેળવ્યે જ જંપવાની તેમની પ્રતિજ્ઞા હતી. જન મનમાં તિલક મહારાજે આપેલો મંત્ર 'સ્વતંત્રતા મારો જન્મસિદ્ધ અધિકાર છે' ગુંજી રહ્યો હતો. લોકો પોતાની જાતને આઝાદી માટે ફના કરવા તૈયાર થયા હતા.

જ્યાં સુધી માણસના મનમાં જીવનની કીમત હોય, મૃત્યુનો ભય હોય, ત્યાં સુધી સ્વતંત્રતા મેળવવા માટેની યોગ્યતા કે પાત્રતા તેનામાં આવતી નથી. આપણો દેશ આમ તો અધ્યાત્મ-સંસ્કૃતિનો

પુરસ્કર્તા છે. તીર્થંકરો, અવતારો અને મહર્ષિઓની પવિત્ર ભૂમિ છે. આ ભૂમિને ઋષિ ભૂમિના નામથી ઓળખવામાં આવે તો પણ કશી જ અતિશયોક્તિ નથી. અધ્યાત્મપ્રધાન સંસ્કૃતિને જન્મ આપનાર, આત્મા અમર છે, અછેદ્ય છે, અભેદ્ય છે, સચ્ચિદાનંદઘન છે, એમ બોલનાર માણસોના મનમાંથી તો મૃત્યુનો ભય વિસરાઈ જવો જોઈએ. જે અમરણધર્મા છે તે કદી પણ મરવાનો નથી આ પરમ સત્યને પામ્યા પછી, મૃત્યુનો ભય કેમ હોઇ શકે ? છતાં મોતથી બીનારી પ્રજામાં આપણો નંબર પ્રથમ છે. જો આત્માની અમરતા ખરેખરી આપણાં પ્રાણોને સ્પર્શી ગઇ હોત તો મુઠ્ઠીભર માણસો કરોડોની આબાદી ધરાવતા હિન્દને કદી આધીન ન બનાવી શકયા હોત. પરંતુ વિધિની આ કરુણ ક્રૂરતા છે કે, જ્યાં આત્મ-મૂલક સંસ્કૃતિનો જન્મ થયો છે, જ્યાં આત્મા વિષેના રોચક પ્રવચનો અને અધ્યાત્મની ઊંડાણભરી વાતો તો ઠેર ઠેર સાંભળવા મળે છે ત્યાંજ આત્માની શાશ્વતતા માત્ર જીભમાં જ રમે છે અને અંતરને સ્પર્શતી નથી. મૃત્યુનો ભય આત્માની અમરતાની કથા કરનારને વધારે સતાવે છે. તે મૃત્યુ વિષેના પોતાના ભયને આત્માની અમરતાની ચાતુરી ભરી વાતોની આડમાં છુપાવવા પ્રયત્ન કરે છે. શ્રી રવીન્દ્રનાથ ટાગોરના જીવનમાં બનેલી એક ઘટના છે.

એકવાર કવિવર શ્રી રવિન્દ્રનાથ ટાગોર ચીનની યાત્રાએ ગયા હતા. તેઓ દેખાવે મહર્ષિ જેવા હતા. તેમના મુખ ઉપર અસાધારણ આભા-મંડળ હતું. દિવ્યતાના તપસ્તેજથી દીપતું તેમનું શરીર હતું. કાવ્ય પ્રતિભા તેમને કુદરતી રીતે સાંપડી હતી. સ્વભાવથી તેઓ કવિ હતા. ગીતાંજલિની રચનાથી તેમની પ્રતિભા ઉપર એ ચાંદ લાગ્યા હતા. નોબેલ પુરસ્કારના તે વિજેતા હતા. પ્રકૃતિના પરમપ્રેમી હતા. પ્રાકૃતિક સૌંદર્ય તરફ તેમનું અજબનું આકર્ષણ હતું. કવિઓનો પ્રકૃતિ સાથેનો પ્રેમ જાણીતો છે. કવિઓ સ્વભાવથી ઇશ્વરની સંનિકટતા ધરાવતા હોય છે. કવિઓમાં તેની અવ્યકત ઝાંખી પણ આપણને જોવા મળે છે. રવીન્દ્રનાથની ગીતાંજલિ તો તેમની હૃદય વીણામાંથી નીકળેલો પ્રભુના ગીતોનો જ ઝંકાર છે. એટલે માત્ર આપણા દેશમાં જ નહિ, પરદેશમાં પણ તેમના પ્રતિ ભારે આકર્ષણ હતું. તેમના પ્રત્યે આકર્ષાઈ, એકવાર ચીન દેશમાં, લોકોનો સમુદાય તેમની આસપાસ તેમને ઘેરી વળ્યો. તે સમુદાયમાંથી એકે પૂછયું, 'જ્યાં ભકિતના આવાં અદ્ભુત કાવ્યો રચાતાં હોય, ઉપનિષદો, આગમો અને ત્રિપિટક જેવા આત્મમૂલક શાસ્ત્રોનો જ્યાં જન્મ થયો હોય તે દેશ અને તે દેશની પ્રજા કેવા સદ્ગુણોથી ભરેલી હશે ? ચોરી, વ્યભિચારાદિ દુર્ગુણોને તો ત્યા સ્થાન જ નહિ હોય. લોકોમાં પરસ્પર ભાઇચારો, દેશપ્રેમ, ઈશ્વરભકિત આદિ સદ્ગુણો જીવંતરૂપમાં દેખાતા હશે.'

આ સાંભળી કવિશ્રીની આંખો આંસુઓથી ઉભરાઈ ગઈ. તેઓ કહેવા લાગ્યાઃ અમારે ત્યાંના મહર્ષિઓના આત્મ-મૂલક શાસ્ત્રો અને ગ્રંથોની તમે જે વાત કરો છો તે સાચી છે. તેબધા અનુભૂતિના અદ્ભુત ખજાના છે. એવું અમૂલ્ય સાહિત્ય આ જગતમાં મેળવવું મુશ્કેલ

છે. અમારે ત્યાં આવા અસાધારણ અને લોકોત્તર સાહિત્યનું સર્જન થયું એ અમારું સદ્ભાગ્ય છે. પરંતુ તે સાથે અમારું દુર્ભાગ્ય પણ છે કે, એવા સાહિત્યની, એવા કીમતી શાસ્ત્રોની, અમારા જીવન સાથે કશી જ સંગતિ નથી. અમારા જીવનનું આંતરિક ધોરણ તમે માનો છો તેટલું ઉચ્ચ નથી. આ અમારી એક દુઃખદ અને કરુણ કમનસીબી છે.'

બંધુઓ ! દરેક રાષ્ટ્ર પોતાના દેશના સ્વાતંત્ર્ય રક્ષણ માટે પોતાનું બલિદાન આપવા તત્પર હોય છે, એટલે સ્વાધીનતાનું રક્ષણ સદા માથા સાટે હોય છે. જો આટલી શકિત અને આંતરિક હિંમત પ્રજામાં ન હોય તો સ્વતંત્રતા સુરક્ષિત કેમ રહી શકે? આ સંબંધમાં જાપાનનો એક નાનકડો દાખલો સમજવા માટે ભારે રસપ્રદ થઈ રહેશે. તદનુસાર—

સને ૧૯૦૫ની આ વાત છે. રશિયાનું જાપાન સાથે યુદ્ધ ચાલતું હતું. એક જંગલમાં જાપાની સૈનિકોની સંખ્યા માત્ર ૫૦ની હતી અને રશિયન યુદ્ધ સૈનિકો સંખ્યામાં ૨૫૦ હતા. જાપાનીઓની દેશદાઝ તો જાણીતી છે. તેમણે રશિયન સૈનિકોને, મોટા સમુદાયમાં હોવા છતાં, ઘેરી લીધા. જાપાની સૈનિકોની સંખ્યા નાની હતી અને તેમાંથી ઝપાઝપીમાં ૪૮ સૈનિકો તો ત્યાં જ ખપી ગયા. માત્ર બેજ સૈનિકો બચ્યા જેમના નામ ઓક અને સુત્સ હતા. ઓક પણ બચી ન શકયો. રશિયનોનો તે કેદી બન્યો. ઓક રશિયન સૈનિકોના હાથમાં સપડાય તે પૂર્વે જ તેણે પોતાના સાથી સુત્સના હાથમાં રશિયન ઝંડો આપ્યો અને અંતિમ સંદેશ મોકલાવ્યો કે—'મારા જીવનની કશી જ સલામતી નથી. જીવન–મરણના સંઘર્ષ વચ્ચે હું અટવાએલો છું. ઇશ્વરની શી ઇચ્છા હશે તે તો ઇશ્વર જ જાણે, પરંતુ મારે માટે બચવાના સંયોગો નહિવત્ છે. આ ઝંડો મારી પત્નીને આપજે અને કહેજે કે, ઓકે તારે માટે આ ઝંડો મોકલેલ છે. આટલાથી તે પરમાર્થ પામી જશે.' 7366

સુત્સ દોડી પોતાના સેનાપતિ પાસે આવ્યો અને બોલ્યો : 'સાહેબ ! ઓક તો કેદ પકડાઇ ગયો છે. રશિયનોના હાથમાં ઝડપાઈ ગયો છે પરંતુ તેણે આ રશિયન ઝંડો મને આપ્યો છે અને પોતાની પત્નીને તે પહોંચાડવાની ઇચ્છા જાહેર કરતો ગયો છે.'

સેનાપતિ પરમાર્થને પામી ગયા. તે ઓકની બહાદુરી અને સ્વદેશાભિમાનથી પરિચિત હતા. રશિયન ઝંડો પહોંચાડવાની પાછળ તેની માનસિક ભૂમિકા તે સમજી ગયા. અને તેમણે તે ઝંડો તેની પત્ની પાસે પહોંચાડી દીધો.

આ બાજુ પકડાઈ ગએલા જાપાની સૈનિક ઓકને રશિયન સેનાપતિની સામે ઊભો કરવામાં આવ્યો. યુદ્ધમાં એકબીજા તરફની નફરત એ અનિવાર્ય શરત છે. તે વગર યુદ્ધ સંભવિત નથી. એટલે જ જર્મની સાથેના યુદ્ધમાં રશિયાએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે જ્યાં સુધી તમારા હૃદયમાં જર્મન પ્રજા તરફ તીવ્ર ધિક્કારની લાગણી પેદા નહિ થાય ત્યાં સુધી તમે

જર્મનોને જીતી નહિ શકો. ઘૃણા અને ધિક્કાર એ જ યુદ્ધની આધારશિલા છે. એ જેટલા પ્રમાણમાં વધારે હશે; લડવાનું ઝનુન તેટલા જ પ્રમાણમાં તીવ્ર હશે.

ઓક કેદ તો થયો, પરંતુ તેના હાથમાં પોતાના દેશનો રાષ્ટ્રધ્વજ હતો. રશિયન સેનાપતિની સામે તેને લાવવામાં આવ્યો ત્યારે પણ તેણે તે ધ્વજને પોતાના હાથમાં રાખ્યો હતો. રશિયન સેનાપતિથી આ વાત સહન ન થઈ. તે ગર્જ્યો–'ઓક! હવે તું અમારો કેદી છે. એટલે તારા હાથનો ઝંડો અમને સોંપી દે.'

ઓકે ટાઢે કલેજે જવાબ વાળ્યો 'મારા દેશનો રાષ્ટ્રધ્વજ મને જીવથી પણ વધારે પ્યારો છે. જીવતાં તો હું તેને કદી છોડી શકીશ નહિ.'

રશિયન સેનાપતિએ તોપને ગોળે ઉડાડી દેવાની ધમકી આપી પરંતુ તેની તેના મન પર કોઈ અસર ન થઈ. તે તો પોતાના નિર્ણય ઉપર અડગ અને અચળ રહ્યો. અંતે તો જે પરિણામ આવવાનું હતું અને આવવું જોઈતું હતું, તે જ આવ્યું. ઓકને સેનાપતિના આદેશથી તોપની સામે ઊભો રાખવામાં આવ્યો અને નિર્દયતાપૂર્વક રહેંસી નાખવામાં આવ્યો. પરંતુ તેણે પોતાના હાથમાંથી તે રાષ્ટ્રધ્વજ ન મૂકયો તે ન જ મૂકયો.

ઓકનો ઝંડો તોપના ગોળાથી ઓકની સાથે ઊંચે આકાશમાં ઊડયો અને તે રશિયન સેનાપતિના માથા ઉપર પડયો. રશિયન સેનાપતિનું હૃદય થીજી ગયું. મોતની સામે આમ નિર્ભયતાપૂર્વક ઝઝુમનાર તેની દૃષ્ટિમાં આ પ્રથમ રાષ્ટ્રપ્રેમી હતો. હતો તો તેનો શત્રુ, પરંતુ રશિયન સેનાપતિના હૃદયને તેણે જીતી લીધું. મૃત્યુને આટલી સરળાપૂર્વક ભેટવાની તેની આ બહાદુરીને જોઈ, શત્રુઓના હૃદયમાં પણ તેને માટે અપૂર્વ માન ઊપજ્યું.

આપણી સ્વતંત્રતા ટકાવી રાખવા આપણે પણ જો કૃતનિશ્ચયી હોઇશું તો આપણે પણ ઓકની માફક, દેશને ખાતર હસતે મોઢે મૃત્યુને ભેટવા તૈયાર રહેતા શીખવું પડશે.

આપણે જાણીએ છીએ, ભારત ભૂમિની લગામ જનતા જનાર્દને જે દિવસે પોતાના હાથમાં સંભાળી, અંગ્રેજોના પગ તળે કચરાતી, છુંદાતી અને અગણિત અત્યાચારોથી રિબાતી ભારતની આ વિરાટ જનતાએ જે દિવસે પોતાના ભાગ્યોદયનું નવ પ્રભાત નિહાળ્યું એ સુભગ દિવસ છે પંદરમી ઓગસ્ટ.

રાજા રામમોહનરાય, લાલ, પાલ અને બાલની ત્રિપુટી અને સુરેન્દ્રનાથ બેનરજી વગેરે રાષ્ટ્ર ભક્તોએ દેશના સ્વાતંત્ર્ય માટેની આધારશિલા ઊભી કરી. ગાંધીજી જેવા સત્પુરુષે તેના ઉપર આલિશાન ઇમારત ચણી. પરંતુ તે ઈમારત પર જનતાનો ધ્વજ ફરકતો નહોતો. ૬૦૦ જેટલા નાનાં મોટાં રાજ્યો હજી સુધી ભારતના અવિભક્ત અંગ બન્યા નહોતાં. સરદાર પટેલ જેવા લોખંડી પુરુષે જુદા જુદા રાજ્યોના રાજવીઓને સમજાવી ભારતનું એકીકરણ સાધ્યું.

આ શુભ દિવસ પ્રતિવર્ષ રાષ્ટ્રીય તહેવાર તરીકે ઊજવવામાં આવે છે. સવારમાં ઠેકઠેકાણે ધ્વજવંદન થાય છે, પ્રભાત ફેરીઓ નીકળે છે. રાષ્ટ્રીય કક્ષાના ઉચ્ચતમ નેતાઓ રાષ્ટ્રીય એકતાના લોકોને સંદેશાઓ પાઠવે છે. સરકારી અને ખાનગી મકાનો તે દિવસે રાત્રે અમરાપુરી જેવા ઝળાંહળાં થઈ જાય છે. મોટા શહેરો રંગબેરંગી રોશનીની અવનવી છટાથી અવનવાં દૃશ્યો ઊભાં કરે છે. હૈયે હૈયું દળાય એટલો માનવ-મહેરામણ આ દૃશ્યોને નિહાળવા ઊમટી પડે છે. શહેરના આકર્ષક સ્થળો, વનો અને ઉપવનો વિવિધરંગી રોશનીથી ઝળહળી ઊઠે છે.

૧૫મી ઓગસ્ટના શુભ દિવસે આ રીતે આનંદ મનાવ્યે આપણી આપણા દેશ પ્રત્યેની ફરજ પૂરી થતી નથી. ૨૫ જેટલાં વર્ષો આપણી સ્વાધીનતાને થયાં છે, છતાં આર્થિક દૃષ્ટિએ જે પ્રગતિ દેશે સાધવી જોઇએ તે આપણે સાધી શકયાં નથી. એટલે આમ જનતાના ઘરોમાં સ્વાતંત્ર્યનો જે ઉલ્લાસ, જે સંગતિ, જે આનંદ અને જે નૃત્ય પહોંચવા જોઇએ તે પહોંચી શકયાં નથી. આ એક દુ:ખદ, કરુણ અને કમનસીબ હકીકત છે.

અંગ્રેજોના રાજ્યમાં ભારતીય જનતાનું ભારે શોષણ થતું હતું. આર્થિક દૃષ્ટિએ દેશ બેહાલ બન્યો હતો એ હકીકત ઘણા અંશે સાચી છે, છતાં આ આખો ભાર અંગ્રેજી અમલ ઉપર જ મૂકી દેવા માત્રથી, આ કરુણ રકાસમાંથી આપણે બચી શકતાં નથી. આ માટે તો કઠોર શ્રમ, પ્રામાણિક જીવન અને રાષ્ટ્ર નિષ્ઠા આદિ સદ્ગુણો આપણે જીવન સાથે વણી લેવા પડશે. દેશના પુનરુત્થાનમાં સહકાર આપવો તે દરેક નાગરિકની પવિત્ર ફરજ છે. ઘણી વખતે આપણી શકિતઓ અવળે માર્ગે વેડફાઇ જાય છે. પરસ્પરના સંઘર્ષોમાં રાષ્ટ્રીય હિત ભૂલાઇ જાય છે. લોકો પ્રાદેશિક, ભાષાકીય, પ્રાંતીય અને પક્ષીય ભાવનાઓથી પ્રેરાઈ રાષ્ટ્રીય હિતની અવગણના કરી નાખતા હોય છે. આ સ્વાર્થમૂલક ભાવનાઓ દેશના વિકાસમાં અવરોધક બને છે અને રાષ્ટ્રહિત માટે ભારે ખતરનાક નીવડે છે.

આપણે આપણા સંકુચિત સ્વાર્થ ખાતર દેશના હિતનો બલિ આપવાનું પાપ કરતા અટકીશું અને રાષ્ટ્રીય ઘડતરમાં સામુદાયિક રીતે નિષ્ઠાપૂર્વક વ્યકિત-વ્યકિત સાથ આપીશું ત્યારે જ આપણી સ્વાધીનતા સોળે કળાએ ખીલી ઊઠશે.

આપણા રાષ્ટ્રીય ધ્વજમાં ત્રણ રંગો છે. સામાજિક અને રાષ્ટ્રીય દૃષ્ટિએ તે શૌર્ય, વીરતા અને પ્રેમનો સંદેશ આપે છે. આધ્યાત્મિક ક્ષેત્રે, જ્ઞાન દર્શન અને ચારિત્રના સંદેશની કલ્પના કરી શકાશે. આ રીતે જો જીવન સ્વતંત્ર બનાવવામાં આવશે તો જ આ દિવસની સાર્થકતા સિદ્ધ થશે.'

ઉત્તરાધ્યયન સૂત્ર આધ્યાત્મિક સ્વાતંત્ર્યની સાચી દિશાનો ઇશારો કરી રહ્યું છે. તેનું જ પ્રવચન ચાલી રહ્યું છે. કેશીકુમાર શ્રમણ શ્રાવસ્તી પધાર્યા છે. આ બાજુ શ્રી ગૌતમ સ્વામીનું પદાર્પણ થઈ રહ્યું છે. ગૌતમ સ્વામીના સામાન્ય જીવન વિષેનું એક સ્વતંત્ર પ્રવચન થઈ ગયું

છે. ઉપાસક દશાંગ નામના અંગમાં ભગવાનના એક પ્રમુખ શ્રાવક શ્રી આનંદ સાથે શ્રી ગૌતમ સ્વામીનો જે વાર્તાલાપ થયો છે અને તેમાં શ્રી ગૌતમ સ્વામીએ જે સરળતા, વિનમ્રતા અને ગુરુતાનો પરિચય આપ્યો છે તે જાણવા જેવો છે.

આનંદ શ્રમણોપાસક વ્રત નિયમો અને પ્રતિમાઓનો વિધિપૂર્વક નિર્વાહ કરતો જ્યારે શુષ્ક શરીરવાળો અને સુકાએલા લોહી માંસવાળો થઈ ગયો, ત્યારે એક રાત્રિએ ધર્મ જાગરણ કરતો એવો અધ્યવસાય તેને ઉત્પન્ન થયો–જ્યાં સુધી મારામાં ઉત્થાન, કર્મબળ, વીર્ય પરાક્રમ, શ્રધ્ધા, ધૈર્ય, સંવેગ છે, જ્યાં સુધી મારા ધર્મોપદેશક ભગવાન મહાવીર જયવંતા વિચરી રહ્યા છે ત્યાં સુધી અપશ્ચિમ મરણાંતિક સંલેખના સ્વીકારી, ધર્મની આરાધના પૂર્વક વિચરવું એજ મારા માટે શ્રેયસ્કર છે. આવા શુભ વિચારો આવતાંની સાથે તે સંલેખના વિધિનો સ્વીકાર કરી લે છે અને મૃત્યુની ઇચ્છા ન રાખતો વિચરે છે. અન્યદા ક્યારે વિશેષ પ્રકારના શુભ અધ્યવસાયથી અવધિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી તેમને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું.

પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણમાં લવણ સમુદ્રમાં ૫૦૦ યોજન સુધીનું ક્ષેત્ર, ઉત્તરમાં ચુલ્લ હિમવંત પર્વત સુધી, ઊર્ધ્વ દિશામાં સૌધર્મદેવલોક સુધી, અધોદિશામાં પ્રથમ નરકના લોલુચ્ચુત નરકાવાસમાં ૮૪ હજાર વર્ષ સુધીનું ક્ષેત્ર તેમણે અવધિજ્ઞાન દર્શનથી જાણ્યું અને જોયું.

તે જ સમયે ભગવાનનું ત્યાં પદાર્પણ થયું. શ્રી ગૌતમ સ્વામી વાણિજ્યગ્રામ નગરના ઊંચ, નીચ, મધ્યમકુળમાં સામુદાયિક ગોચરી માટે નીકળ્યા. યથારૂચિ આહાર ગ્રહણ કરી, વાણિજ્યગ્રામના મધ્યમાંથી નીકળી, કોલ્લાક સન્નિવેશની પાસેથી જતા માનવ સમુદાય પાસેથી શ્રી આનંદ શ્રાવકના સંલેખના સ્વીકારવાની વાત સાંભળી. એટલે આનંદ શ્રમણોપાસકને દર્શન આપવા તેઓ પધાર્યા. ગૌતમ સ્વામીના શુભાગમનથી આનંદના હર્ષનો પાર ન રહ્યો. તેણે નિવેદન કર્યું: 'પ્રભો ! હું તપથી કૃશ થઈ ગયો છું. આપની પાસે આવી ચરણોમાં મસ્તક નમાવી વંદન કરવાની શક્તિ મારામાં રહી નથી, એટલે કૃપા કરી આપ જ પાસે પધારો. ગૌતમ સ્વામી તેમની પાસે પધાર્યા. આનંદ મસ્તક નમાવી કૃતાર્થ થયો. પછી એક પ્રશ્ન પૂછ્યો–'પ્રભો ! ગૃહસ્થાવાસમાં રહેતા ગૃહસ્થને અવધિજ્ઞાન ઉત્પન્ન થાય ખરૂં ?' ગૌતમે જવાબ આપ્યો 'હા.'

આનંદે કહ્યું. જો આ સત્ય હોય તો પ્રભો ! મને પણ અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે. પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણમાં લવણ સમુદ્રમાં પાચસો યોજન સુધી હું જાણું અને જોઉં છું. ઉત્તરમાં ચુલ્લ હિમવંત પર્વત સુધી, ઊંચે પ્રથમ દેવલોક સુધી અને નીચે રત્નપ્રભા નરકના લોલુચ્ચુત નરકાવાસ સુધી જાણવા જોવાનું મને જ્ઞાન થયું છે. આ સાંભળી શ્રી ગૌતમસ્વામી આશ્ચર્યમાં પડયા. તેમણે કહ્યું. 'ગૃહસ્થોને અવધિજ્ઞાન થાય છે ખરૂં, પરંતુ આવા પ્રકારનું એટલે કે જેવું તમને થયું છે તેવું થતું નથી. માટે તમે જે મિથ્યાલાપ કર્યો છે તેની આલોચના અને નિંદા કરી પ્રાયશ્ચિત કરો.

આ સાંભળી આનંદે કહ્યું–'ભગવન્ ! જૈન શાસનમાં યથા તથ્ય કહેનારને પણ આલોચના અને પ્રાયશ્ચિત્ત કરવાં પડે ખરાં ?'

આમ કહી આનંદ શ્રાવકે કહ્યું ' 'ના, ના, તો પ્રભો ! આપ જ આ સ્થાનની આલોચના કરો કારણ હું ખરેખર ઉપર જણાવેલ ક્ષેત્રને અવધિજ્ઞાનથી જાણી અને જોઈ શકું છું.'

આ સાંભળી ગૌતમ શંકાશીલ થયા. ભગવાન પાસે આવ્યા. બધી બનેલી ઘટના કહી સંભળાવી. ભગવાને જવાબ આપ્યો-'ગૌતમ ! આનંદ કહે છે તે સત્ય છે. તમે જ આ સ્થાનકની આલોચના કરો અને પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરો અને આનંદ શ્રાવકને ખમાવો.'

ભગવાનની પાસેથી આ નિર્ણય સાંભળી, કશા જ સંકોચ કે ક્ષોભ વગર, શ્રી ગૌતમસ્વામી પુન આનંદ શ્રાવકને ત્યાં આવ્યા અને ભગવાન સાથે થએલી વાતચીત કહી સંભળાવી અને પોતે સેવેલ મિથ્યા સ્થાનક માટે શ્રી આનંદ પાસે ક્ષમા યાચી.

એવા હતા પરમજ્ઞાની છતાં સરળચિત્ત પ્રભુ ગૌતમસ્વામી-

# ભગવાન શ્રીકૃષ્ણ

ભારતીય સંસ્કૃતિમાં ભગવાન શ્રીકૃષ્ણનું અનેરું સ્થાન છે. તેમનો આપણી સંસ્કૃતિમાં અદ્ભુત મહિમા છે. ભગવાન શ્રી ઋષભદેવ, ભગવાન શ્રીરામ અને ભગવાન શ્રીકૃષ્ણ-આ ત્રણ મહાપુરુષો આપણી સંસ્કૃતિમાં પરમ પુણ્યપ્રભાવી વ્યક્તિઓ તરીકે ઓળખાય છે.

આર્ય સંસ્કૃતિમાં જન્મેલા અને પુષ્ટ થએલા કોઈપણ ધર્મો કે સંપ્રદાયોએ એ ત્રણેયના વિશિષ્ટતમ વ્યક્તિત્વનું લોકોત્તર મૂલ્યાંકન કર્યું છે. એ પ્રતાપી પુરુષોને પોતાના ધર્મમાં અસાધારણ અતિમાનવ તરીકેનું સ્થાન આપીને દરેકે કૃતાર્થતા અનુભવી છે. શ્રી ઋષભદેવ જૈનોના આદિ રાજા, + આદિ જિન, આદિ કેવળી, આદિ તીર્થંકર અને પ્રથમ ધર્મચક્રવર્તી છે. તેમ શ્રીમદ્ ભાગવતમાં તેમને વાસુદેવનો આઠમો અવતાર માનવામા આવ્યો છે. આ અવતરણ નાભિ રાજા અને મરુદેવી માતાને ત્યાં થયું. ત્યાં તેઓ ઋષભ નામે અવતરિત થયા અને બધાં આશ્રમોદ્વારા તેમણે લોકોને નમસ્કૃત માર્ગ દેખાડ્યો.* ઋષભદેવ ભગવાને મોક્ષધર્મની પ્રરૂપણા કરી તેથી શ્રીમદ્ ભાગવતમાં તેમને વાસુદેવાંશ તરીકે ઓળખાવેલ છે.

---

\+ आदिमं पृथ्वीनाथ मादिम निष्परिग्रहम् ।
आदिम तीर्थनाथं च ऋषभ स्वामिनं स्तुम ॥ [illegible]

* अष्टमे मरुदेव्यां तु नाभे र्जात उरुक्रमः ।
दर्शयन् वर्त्मधीराणां सर्वाश्रमनमस्कृतम् ॥ [illegible]
[illegible] मोक्षधर्म विवक्षया ।
हिरण्यगर्भो भगवान् वेत्ता नान्यः पुरातन ॥ [illegible]
एषा हिरण्मयी [illegible] निवासिता ।
[illegible] ॥ [illegible]

ભગવાન ઋષભદેવનું ઋગ્વેદમાં વર્ણિત વર્ણનને અનુસરી તેમનું નામ બ્રહ્મા અથવા હિરણ્યગર્ભ એટલે ભૂત જગતના એકમાત્ર અધિપતિ તરીકે બતાવેલું છે. મહાભારતના શાંતિપર્વમાં હિરણ્યગર્ભને યોગના સનાતન જ્ઞાતા તરીકે ઓળખાવવામાં આવેલ છે. પુરાણોમાં ઋષભદેવને હિરણ્યગર્ભ કહેવાનું કારણ એ બતાવ્યું છે કે જ્યારે તેઓ ગર્ભમાં આવ્યા ત્યારે કુબેરે હિરણ્યની વૃષ્ટિ કરી હતી.

ભાગવતકારે ઋષભદેવને યોગેશ્વરના નામથી બિરદાવેલ છે. તો હઠયોગીઓએ ભગવાન ઋષભદેવને હઠયોગ વિદ્યાના આદ્ય ઉપદેશકના રૂપમાં નમસ્કાર કરેલ છે. જૈનાચાર્યોએ પણ તેમને યોગવિદ્યાના સંસ્થાપક તરીકે પ્રતિષ્ઠિત કરેલ છે જેની પુષ્ટિ આ રીતે થાય છે–"**श्री आदिनाथाय नमोऽस्तु तस्मै, येनोपदिष्टा हठयोग विद्या।**" જ્ઞાનાર્ણવમાં ઋષભદેવની સ્તુતિ કરતાં કહ્યું છે–"**योगिकल्पतरुं नौमि देवदेवं वृषध्वजम्**"

જૈનોના જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ મુજબ, ભગવાન ઋષભદેવ જ્યારે દીક્ષિત થયા ત્યારે તેમણે ચાર મુષ્ટિ લોચ જ કર્યો. લોચ કરવાની પ્રચલિત પરંપરા પંચમુષ્ટિ લોચની રહી છે. પરંતુ જ્યારે ભગવાન અભિનિષ્ક્રમણ મૂલક પ્રથમ લોચ કરી રહ્યા હતા અને બન્ને પાર્શ્વના (ભાગોના) કેશોનું લુંચન હજુ બાકી હતું, ત્યારે દેવાધિપતિ શક્રેન્દ્ર ઉપસ્થિત થયા અને ભગવાનને પ્રાર્થના કરી: 'પ્રભો ! આવી કમનીય કેશરાશિને આમ જ રહેવા દો.'

ભગવાને ઇન્દ્રની પ્રાર્થના સ્વીકારી અને બન્ને બાજુના કેશો રહેવા દીધા. તેથી તેઓ આ જગતમાં એક વિશિષ્ટ 'કેશી'* એવાં નામથી વિખ્યાત થયા.

ઋષભદેવના સંબંધમાં જેમ છે તેમ શ્રીરામ અને શ્રીકૃષ્ણના સંબંધમાં પણ સમજવું જોઇએ. શ્રીરામ જેમ હિન્દુ સૃષ્ટિના અવતાર ગણાય છે તેમ જૈન લોકોની દૃષ્ટિમાં તે બલદેવ અને તે જ ભવે મોક્ષે ગએલા પુનીત આત્મા ગણાય છે. આજનો આપણો વિષય છે ભગવાન શ્રીકૃષ્ણ એટલે આ વાતને અહીંથી જ અટકાવી, ભગવાન શ્રીકૃષ્ણના સંબંધમાં પહેલાં હિન્દુ ધર્મની માન્યતાને અનુસરી વિવેચન કરું છું.

ભગવાન શ્રીકૃષ્ણ આ જાગતિક ઇતિહાસના એક પ્રતિભાસંપન્ન, અનુપમ વ્યક્તિત્વવાળા, દિવ્ય પુરુષ છે. તેમની સાર્વત્રિક પ્રતિભા અને શક્તિ આશ્ચર્ય ઉપજાવે એવી છે. તે ઘણે ઠેકાણે

---

* तीर्थकृता पचमुष्टिलोचसम्भवेऽपि अस्य भगवतश्चतुर्मुष्टिकलोचगोचरः। श्री हेमाचार्यकृत ऋषभचरित्राद्यभिप्रायोऽयं प्रथममेकया मुष्टया स्मश्रुकूर्च्चयोर्लोचे तिसृभिश्च शिरोलोचे कृते भेका मुष्टिमवाशिष्यमाणा पवनान्दोलिता कनकावदातयो प्रभुस्कन्धयोरुपरिलुन्तौं मरकतोपमानविभ्रतीं परमरमणीया वीक्ष्य प्रमोदमानेन शक्रेण–भगवन् मय्यनुग्रहं विधाय भ्रियतामियमित्थमेवेति विज्ञप्ते भगवतापि सा तथैव रक्षितेति, नहि अेकान्त भक्ताना याञ्चामनुग्रहीतारः खण्डयन्तीति।

જંબુદ્વીપનો મૂળ પાઠ–चाउहिं मुट्ठीहिं लोअं करेइ

અણુથી પણ લઘુ જણાય છે તો વળી ક્યાંક એમનું વ્યક્તિત્વ મેરુના શિખરને સ્પર્શી જાય છે. આવો સુભગ સમન્વય્ અન્યત્ર દુર્લભ છે. 'अणोरणीयान् महतो महीयान्' આવું આશ્ચર્યજનક તેમનું વ્યક્તિત્વ છેઃ તેઓ યોગી પણ છે અને ભોગી પણ છે. એક બાજુ યોગેશ્વર કૃષ્ણના નામથી તેઓ વિશ્રુત છે તો બીજી બાજુ તેમનો સોળ હજાર રાણીઓનો મોટો અંતપુર છે. તેઓ નર્તક પણ છે અને સુભટ પણ છે. તેઓ ગોવાળ પણ છે અને ત્રણ ખંડના અધિપતિ પણ છે. ઉત્કટ પ્રેમી પણ છે અને નિર્માન નિર્મોહી પણ છે. કૌરવોના લાખોનાં સૈન્યની સામે પાંડવોને વિજયશ્રી અપાવી દે તેવા રાજનીતિજ્ઞ પણ છે અને રાજસૂય યજ્ઞમાં પધારેલા અતિથિઓનાં ચરણ પ્રક્ષાલન કરે તેમજ તેમની એઠી પાતળો ઉપાડે એવા વિનમ્ર પણ છે. મહાન પણ એવા છે કે, **सेस महेस गनेस दिनेस सुरेसहु जाहि निरतर ध्यावे**–અને લઘુ પણ એવા કે–**ताहि अहीरकी छोहरिया छछिया भरी छाछ पै नाच नचावे**

શ્રીકૃષ્ણનું આદિથી અંત સુધીનું સારુંયે જીવન વિરોધાભાસ અને અસંગતિઓથી ભરેલું છે. આમ છતાં તેમને હિન્દુ ધર્મે પૂર્ણાવતાર માન્યા છે. બીજા બધા અવતારો અંશાવતાર તરીકે ગણાયા છે જ્યારે કૃષ્ણાવતાર જ પૂર્ણાવતાર તરીકે પ્રતિષ્ઠિત થએલ છે. હમણાં આપણે જોઈ ગયા તે વિરોધાભાસો અને વિસંવાદોમાં જ શ્રીકૃષ્ણની પૂર્ણતાનું રહસ્ય છુપાએલું છે. જીવનનો ભવ્ય પ્રાસાદ એકબીજાના વિરોધમાં મૂકાએલી ઇંટોથી જ નિર્મિત થાય છે.

મૃત્યુ વગર જન્મની, દુઃખ વગર સુખની અને અંધારા વિના પ્રકાશની કલ્પના કરવી અસંભવ છે. ખરેખર પરસ્પર વિરોધી દેખાતા આ દ્વંદ્વો એક જ સિક્કાની બે બાજુઓ છે. તેને પૃથક્ પૃથક્ માની બેસવાની ભૂલભરેલી માન્યતાને કારણે જ એકનો સ્વીકાર અને બીજાનો અસ્વીકાર કરવાના ભ્રામક પ્રયત્નો આપણે કરીએ છીએ. પરંતુ સિક્કાની એક બાજુને રાખવાની અને બીજી બાજુને ફગાવી દેવાની વાત કદી પણ શક્ય બનતી નથી.

જગતમાંથી મૃત્યુને જો હટાવવા પ્રયત્ન કરીશું તો જીવન જ ખોવાઈ જશે અને જીવનને હટાવવા પ્રયાસ કરીશું તો મૃત્યુ ખોવાઈ જશે. જન્મ અને મૃત્યુ પરસ્પર સાપેક્ષ છે. જન્મના એકાંત અભાવે મૃત્યુ અને મૃત્યુના એકાંત અભાવે જન્મ અસંભવિત છે. વિશ્વ જીવે છે વિપરીતથી. બે ધ્રુવીય વિપરીતના સહારે જ જગતનું અસ્તિત્વ છે. પરસ્પર વિરોધી દેખાતા બે વિપરીત વચ્ચે જ વિશ્વની હૈયાતીનું સંગીત છે. એક વિપરીતને ખસેડી લેવા માત્રથી બન્નેની પરિસમાપ્તિ થઇ જશે. પુરુષને હટાવવાથી સ્ત્રી ખોવાઈ જશે અને સ્ત્રીને હટાવવાથી પુરુષ ખોવાઈ જશે. વૃદ્ધાવસ્થાને દૂર ખસેડવા જતાં જુવાનીથી હાથ ધોવાઈ જશે. યુવાન સદા માનસિક રીતે ઇચ્છતો જ હોય છે કે વૃદ્ધાવસ્થાનું મારા પર આક્રમણ ન થાય. પરંતુ તે ભૂલી જાય છે કે, યુવાની અને વાર્ધક્ય પરસ્પર એટલા સંયુક્ત છે કે, એકના અભાવે બીજું ખોવાઇ જાય છે. આપણને

ખબર નથી કે અસુંદર ખોવાઇ જતાં સુંદર પણ ખોવાઇ જાય છે. બુરાઇ ખોવાઈ જતાં ભલાઇ પણ ભાગી જાય છે. સુંદર–અસુંદર, ભલાઇ–બુરાઇ, અહિંસા–હિંસા, બધાં પરસ્પર આધારિત છે.

યાદ રાખજો, જીવન બધી દિશાઓમાં વિપરીતથી બંધાએલું છે. આપણી દૃષ્ટિ પારદર્શી ન હોવાને કારણે સિક્કાની એક જ બાજુને આપણે જોઇ શકીએ છીએ. સિક્કાના પૃષ્ઠ ભાગ તરફ આપણી દૃષ્ટિ જતી નથી. એટલે આપણે માટે સિક્કાની બીજી બાજુ સદા અસ્પષ્ટ, અસ્પૃષ્ટ અને વિસ્મૃત રહે છે. જ્યારે ફૂલ તરફ દૃષ્ટિ જાય છે, ત્યારે કાંટા અદૃશ્ય થઇ જાય છે અને જ્યારે કાંટા તરફ દૃષ્ટિ નાખીએ છીએ, ત્યારે ફૂલ જોવાની પ્રક્રિયા બંધ થઈ જાય છે. આપણે એ પરમ સત્યને ભૂલી જઈએ છીએ કે ફૂલ અને કાંટા એક જ વૃક્ષથી પરિપુષ્ટ થએલા, તે જ વૃક્ષના, અવિભાજ્ય અંગો છે. એક જ શાખા બંનેને પ્રાણો અર્પે છે, એક જ મૂળ બંનેને જીવનદાન સમર્પે છે, એક જ સૂર્ય બંને પર કિરણો વરસાવે છે, એક જ વ્યકિત બંનેનું જલથી સિંચન કરે છે, એક જ અસ્તિત્વમાંથી બંનેનું આગમન છે. પરંતુ આપણી દૃષ્ટિ સદા સમગ્રતાને જોવા ટેવાએલી નથી. આપણી આંશિક દૃષ્ટિ ખંડ ખંડ જોવા ટેવાએલી છે. એટલે આશિક દૃષ્ટિ એ જ અજ્ઞાનની પરાકાષ્ઠા છે.

ભગવાન શ્રીકૃષ્ણ જીવનને હંમેશાં સમગ્ર અને સહજરૂપે સ્વીકારે છે. તે જીવનના કહેવાતા 'સુંદર' અને 'અસુંદર' બન્ને પક્ષને સમાનભાવે સહજરૂપે સ્વીકારે છે. તેમનાં જીવનમાર્ગમાં રાધા જેવી અપ્સરા આવી જાય તો પણ તેને પ્રેમથી સ્વીકારે છે અને કુબજા જેવી કુબડી આવી જાય તો પણ તેઓ તેટલી જ સહજતાથી તેને સ્વીકારી લે છે. ગોકુલમાં ગોપીઓના પ્રેમમાં તેઓ મસ્ત બની જાય છે તો મથુરામાં જઈ જાણે તે કોઇને ઓળખતા ન હોય તેમ તેમને ભૂલી જાય છે. શ્રીકૃષ્ણના જીવનમાં શુભ અને અશુભ બન્નેનો સહજ સ્વીકાર છે. પરંતુ પરંપરાગત ચિંતનથી ગ્રસિત આપણી બુદ્ધિ જીવનને ખંડ ખંડ કરી જોવા ટેવાએલી છે. સારા–નરસા, શુભ અને અશુભમાં ભેદ કરી સમજવાને આપણી બુદ્ધિ અભ્યસ્ત છે તેથી કૃષ્ણના વિરોધાભાસથી ભરેલા જીવનની ઉચિતતા સમજવી તેને માટે ભારે મુશ્કેલ છે. આજ કારણે આધુનિક સંસ્કૃતિમાં જન્મેલા અને પોષણ મેળવેલા વિદ્વાનોએ, ગોકુલ અને મહાભારતના શ્રીકૃષ્ણને જુદા બતાવી, બે કૃષ્ણની બેહુદી કલ્પના કરી નાખી છે.

જૈન જગતમાં શ્રીકૃષ્ણ વાસુદેવ છે. ભગવાન નેમિનાથના તેઓ પિતરાઈ ભાઈ છે. તેઓ ત્રણ ખંડના ધણી છે. ભગવાન નેમિનાથના ભક્ત છે. તેઓ સમ્યગ્દૃષ્ટિ આત્મા છે. પૂર્વ ભવે કરેલા નિયાણાના બળે કરી વાસુદેવરૂપે તેઓ જન્મ્યા છે. રાજ્ય, વૈભવ અને અંતઃપુરનું ઐશ્વર્ય તેમની પાસે અપાર છે. આવતી ચોવીસીમાં તેઓ તીર્થંકર થવાના છે. ત્રેસઠ શ્લાઘ્ય પુરુષોમાં એમની ગણતરી છે. એટલે શ્રીકૃષ્ણ જૈનોની દૃષ્ટિમાં પણ પ્રાતઃસ્મરણીય અને ભગવદ્ સ્વરૂપ છે. અંતગડદશાંગ સૂત્ર સાથે સંબંધિત એમની એક કથા હું તમને સંક્ષેપમાં કહું છું.

શ્રીકૃષ્ણ દ્વારિકાના અધીશ હોવા છતાં, પોતાના માતુશ્રીને વંદન કરવાના પોતાના પુત્રધર્મને, વૈભવના અતિરેકમાં પણ વિસરતા નથી. એક દિવસ જ્યારે તેમણે પોતાની માતાને અપ્રસન્ન અને ઉદાસીન જોયાં, ત્યારે તેઓ વિચારમાં પડી ગયા. મારી માતાનો વાળ પણ વાંકો કરી શકે એવું કોઇ નથી, છતાં તે ઉદાસ કેમ ? તેમણે માતાજીને ઉદાસીનું કારણ વારંવાર પૂછ્યું ત્યારે માતાજીએ કહ્યું: 'બેટા ! મને બધી જાતનું સુખ છે. તારા જેવા આજ્ઞાંકિત પુત્રની હયાતીમાં મને કોઈપણ વસ્તુનો અભાવ નથી. પરંતુ મને એક જ વાતનું દુઃખ છે. મેં કોઇ પણ બાળકની બાળક્રીડા જોઇ નથી. ઘણા પુત્રોને મેં જન્મ આપ્યો, છતાં કોઈની બાળલીલા જોવા હું ભાગ્યશાળી થઇ નથી. તેથી એક ખોળાનો ખૂંદનાર મને મળી જાય તો હું કૃતાર્થ થઈ જાઉં. હું તને શું કહું, બેટા ! પણ આજે આપણે ત્યાં, બે બેની જોડીમાં એક જ સરખા, એક જ જાતનાં રૂપ લાવણ્ય અને વયવાળા છ મુનિઓ ગોચરી માટે આવ્યા હતા. મેં તેમને કેશરિયા લાડુ વહોરાવ્યા. પરંતુ એ જ મુનિઓ ફરીથી ગોચરીએ આવ્યા છે એવી મને શંકા જતાં, મેં તેમને પૂછ્યું 'આપ કોણ છો ? મારા જેવી હતભાગીને આજે આપે ત્રીજી વાર ભાગ્યવાન બનાવી ?' મુનિઓએ જવાબ આપ્યો: 'અમે ત્રીજી વાર નથી આવ્યા. પરંતુ અમે છ સરખા ભાઇઓ છીએ. ગુરુદેવે અમને બબ્બેની જોડીમાં ગોચરી માટે મોકલ્યા છે. અમે છયે રૂપ રંગ વર્ણમાં એકસરખા હોવાથી અમે એના એ જ ગોચરી માટે આવ્યા છીએ એવો તમને ભ્રમ થએલ છે. અમે એક જ માતાના છ દીકરાઓ છીએ અને ભગવાન નેમિનાથની દેશનાથી દીક્ષિત થયા છીએ.'

તેમની આ વાતનો તાગ મેળવવા હું ભગવાન નેમિનાથ પાસે ગઈ ત્યારે ભગવાને કહ્યું: 'દેવકી ! આ છ મુનિઓ એ તારા જ પુત્રો છે. સુલસાને ત્યાં અગમ્ય કારણસર તે મોટા થયા છે.'

આ સાંભળતાં જ મારું માતૃ વાત્સલ્ય ઊભરાઇ આવ્યું. મારા કચવાની કસો તૂટી પડી. અને મારા સ્તનમાંથી દૂધની ધારાઓ વહેવા લાગી. બસ, કૃષ્ણ, મારી એક જ ઇચ્છા છે કે મારા ખોળાનો ખુંદનાર મારે જોઇએ છે.'

માતાની ભાવના પૂર્ણ કરવા કૃષ્ણ અઠમનો તપ આદરે છે અને દેવતાને બોલાવે છે. અઠમ પૂરો થતાં દેવતા હાજર થાય છે અને કહે છે: 'તમારે ત્યાં તમારા ભાઇનો જન્મ અવશ્ય થશે. પરંતુ સોળમે વર્ષે તે ભગવાન નેમિનાથ પાસે દીક્ષિત થશે.' શ્રીકૃષ્ણે આ સાંભળી પ્રસન્નતાથી તેને વિદાય આપી અને માતાને આ સુખદ સમાચાર કહ્યા.

સવાનવ માસ પછી દેવકીને ત્યાં ગજસુકુમાલનો જન્મ થાય છે. દેવકીમાતા બાળકની બાળલીલા જોઈ આનંદિત બની જાય છે. મનના મનોરથો પૂરા થયા છે. તેના હરખનો પાર નથી. ગજસુકુમાલ પણ મોટો થતો જાય છે. બધી કળાઓમાં કુશળતા મેળવતો જાય છે. એક દિવસે શ્રીકૃષ્ણ ભગવાન નેમિનાથના દર્શનાર્થે જાય છે. માર્ગમાં સોમિલ બ્રાહ્મણની એક લાવણ્ય ભરી પુત્રીને જુએ છે ત્યારે પોતાના નાના ભાઈ માટે તેની માંગણી કરે છે. સોમિલ તેથી પ્રસન્ન થાય છે અને તેનો સ્વીકાર કરે છે.

આ બાજુ સોળ વર્ષના ગજસુકુમાલ દેશના સાંભળવા આવે છે. ભગવદ્ વાણી સાંભળી વિરક્ત થઇ જાય છે. સંસારમાંથી તેમનો રસ ઊડી જાય છે. દીક્ષા માટે તૈયાર થઇ જાય છે. માતા અને સકળ પરિવારને વિનવી ભગવાનનાં ચરણોમાં દીક્ષિત થઇ જાય છે. કાચી અને નાની ઉંમર છે. પરંતુ પૂર્વભવની સાધનાના પ્રબળ સંસ્કારો છે. શ્મશાન પ્રતિમાના આરાધનની આજ્ઞા ભગવાન પાસે માંગે છે. ભગવાન પણ એ જ નિયતિ અને પ્રારબ્ધ છે એમ જાણી આજ્ઞા આપે છે. મુનિ ગજસુકુમાલ ધ્યાનમાં સંલગ્ન થઈ જાય છે. ત્યાં સોમિલ બ્રાહ્મણ તે દિશામાંથી નીકળે છે. ગજસુકુમાલને જોઈ પોતાની પુત્રીને નિષ્કારણ તજી દીધાની વાત તેને યાદ આવી જાય છે. પૂર્વ ભવનું વેર સ્મરી આવે છે. અને ગજસુકુમાલના માથા ઉપર પાણીથી ભીની કરેલી માટીની પાળ તે બાંધે છે અને તેમાં ધગધગતા અંગારા મૂકે છે. ગજસુકુમાલના માથા પર કેશ નથી, મુંડન છે. એટલે દાઝવાના કારણે માથામાં તડતડનો અવાજ થાય છે. તેમને અસહ્ય શારીરિક વેદના થાય છે. ભયંકર અસાતા વેદનીય કર્મનો ઉદય છે. છતાં ગજસુકુમાલ ભારે સહનશીલતા દાખવે છે. મન, વચન, અને કાયાના યોગોને સ્થિર કરી, સમભાવમાં તેઓ તન્મય થઈ જાય છે. આમ જે આદર્શને લક્ષ્યમાં રાખી તેમણે સાધુત્વ સ્વીકાર્યું હતું, તે આદર્શની પરમ સિદ્ધિને તેઓ પ્રાપ્ત કરી લે છે.

ઉત્તરાધ્યયનના ત્રેવીસમાં અધ્યયનમાં પણ આવા જ સમભાવને વરેલા બે વરિષ્ઠ સત્પુરુષોનો સમાગમ થાય છે. ધર્મના મર્મને સમજવા અને તેમાંથી નવનીત મેળવવાના તેમના પ્રયાસો છે. શાસ્ત્રકાર કહે છે—

**कोट्ठगं नाम उज्जाणं, तम्मि नयरमडले ।**
**फासुके सिज्जसंथारे तत्थवासमुवागके ॥**
**केसीकुमार-समणे गोयमे य महायसे ।**
**उभओवि तत्थ विहरिसु अल्लीणा सुसमाहिया ॥**

શ્રી ગૌતમસ્વામી શ્રીવાસ્તીનગરીના કોષ્ઠક નામના ઉદ્યાનમાં જ્યાં પ્રાસુકશય્યા તેમજ સંસ્તારક સુલભ હતા ત્યાં ઊતર્યા. કેશીકુમાર શ્રમણ અને મહાયશસ્વી ગૌતમ બંને ત્યાં હતા. બંને આત્મલીન અને સુસમાહિત હતા. બંને સમાધિસ્થ હતા.

કેશીકુમાર શ્રમણ અને ગૌતમસ્વામી બંને માટે શાસ્ત્રકારોએ '**अल्लीणा सुसमाहिया**' એવાં સમાન વિશેષણો વાપર્યાં છે. સંસારનો ત્યાગ કર્યા પછી બંનેને પદાર્થો તરફ વિકર્ષણ થઈ જવા પામ્યું છે. બંનેને પરમાત્મા તરફનું આકર્ષણ જન્મ્યું છે. બંને શરીર અને આત્માના ભેદજ્ઞાનને પામી ગયા છે. એટલે અહંમૂલક મમતા અને પદાર્થોને સંગૃહીત કરવાની વૃત્તિ તેમનામાંથી મૂલતઃ નાશ પામી છે. તેઓ સ્વરૂપમાં ઠરી ગયા છે, સમાધિસ્થ બન્યા છે.

સમાધિ શબ્દ ભારે સરસ છે. આત્મા જ્યારે ભેદજ્ઞાનને ઉપલબ્ધ થાય છે ત્યારે તે પોતાના શરીરનું પાર્થક્ય પણ બીજા પદાર્થોની માફક જ, પોતાથી એકાંત ભિન્ન અનુભવે છે.

એટલે જ સુશ્રૂષા કે શણગારથી જ્ઞાનીઓ વિરક્ત હોય છે. તેમની દૃષ્ટિમાં જીવતું શરીર પણ મૃત કલેવર જ જણાય છે એટલે જીવતાં જ તેઓ સમાધિને મેળવી લે છે.

સંન્યાસીઓનાં મૃત શરીરને જે ઠેકાણે માટીમાં દાટવામાં આવે છે તે સ્થાન સમાધિ શબ્દથી ઓળખાય છે. મર્યા પછી જે સમાધિ રચાય છે તે આત્મજ્ઞાનીઓ પોતાની રીતે જીવતાં જ રચી લે છે. શરીરને મરેલા ખોખાથી વધારે કશું જ મહત્ત્વ તેઓ આપતા નથી. આત્મા એ જ તેમના માટે પરમ તત્ત્વ બની જાય છે. શરીરનો તો માત્ર સાધન તરીકેજ ઉપયોગ કરે છે. તાદાત્મ્ય અથવા એકાકાર વૃત્તિ વિલીન થઈ જાય છે અને આત્માનું શુદ્ધ સ્વરૂપ ઊભરાઈ આવે છે. આજ સમાધિનો મૂળ મંત્ર છે.

# અંતર્યાત્રાનું સુપાત્ર

આજનું પ્રવચન એક નાનકડી વાર્તાથી શરૂ કરું છું.

એક બાદશાહ હતો. કલાનો તે ભારે પ્રેમી હતો. કલાકારોને તેના દરબારમાં ભારે આદર મળતો હતો. કલા તરફનું તેનું આકર્ષણ જાણીતું હતું. એટલે કવિઓ, સંગીતજ્ઞો અને કલાકારોથી તેનો દરબાર ભર્યો ભર્યો રહેતો.

એક વખતની વાત છે કે એક પરદેશી કલાકાર બાદશાહની કલા તરફના પ્રેમની ખ્યાતિને સાંભળી, તેના દરબારમાં આવ્યો અને કહ્યું: 'આજ સુધી આપે કદી જોયાં ન હોય એવાં ચિત્રો બનાવવાની કળાનો હું કુશળ કારીગર છું.' ચિત્રકારની આ વાત સાંભળી બાદશાહને આશ્ચર્ય થયું. ચિત્રકલાના નિષ્ણાત કલાકારો તેના દરબારમાં હતા. એટલે આ કલાકારની વાત તેમને સાચી લાગી નહિ. તેણે કહ્યું: 'મારા દરબારમાં આ કલાના સર્વોત્કૃષ્ટ કલાકારો છે. તેમની સંખ્યા પણ મારે ત્યાં નાનીસૂની નથી. આજ સુધી મેં તેમના અનેક અજાયબી પમાડે એવાં અજોડ ચિત્રો જોયાં છે.'

આગંતુક કલાકારે કહ્યું: 'જહાંપનાહ! હું તેની સાથે સ્પર્ધામાં ઊતરવા પણ તૈયાર છું.' પછી બાદશાહના દરબારનો જે વરિષ્ઠતમ કલાકાર હતો, તેની પ્રતિયોગિતા માટે પસંદગી કરવામાં આવી. આમાં તો રાજ્યની પ્રતિષ્ઠાનો પણ સવાલ હતો. એટલે આગંતુકના હાથે પરાજય પામવાનો અવસર ન આવે તે માટે વરિષ્ઠતમ કલાકારને પણ પોતાની પૂરેપૂરી શક્તિ કામે લગાડવાની હતી.

બંને કલાકારોને પોતપોતાની કલા વિષે ભારે નિષ્ઠા, મમતા, અને અજાયબીભરી પ્રતીતિ હતી. પોતપોતાના વિજય વિષે બંનેમાંથી કોઈના પણ મનમાં લગીરે શંકા ન હતી. સ્પર્ધાની

દોડમાં હોડ લગાવવાની મળેલી આ સોનેરી તક કોઈ જતી કરવા ઇચ્છતા નહોતા. વર્ષોની તપશ્ચર્યા અને સાધનાનાં બળે આત્મસાત થએલી આ કલાને બતાવવાનો આ તો જાણે તેમને મન કોઈ પ્રારબ્ધનો સંકેત કે નિયતિનો પ્રચ્છન્ન ઇશારો હતો. પોતાની કલાકીય વરિષ્ઠતા ઉપર રાજાનો મુદ્રાલેખ લગાડવાની પણ બંનેની અંતર્નિવિષ્ટ આકાંક્ષા અને અભીપ્સા હતી.

બાદશાહનો નિર્ણય બંને કલાકારોને કશી જ આનાકાની વગર માન્ય કરવાનો હતો. આ તો પ્રતિષ્ઠાની એક ભારે લડાઈ હતી. બાદશાહ તેનો ચરમ અને પરમ નિર્ણાયક હતો. અંતે સ્પર્ધાના પ્રારંભનો એક શુભ દિવસ નક્કી કરવામાં આવ્યો. બંને કલાકારોને પોતાની હસ્ત કારીગરીના ચાતુર્યને બતાવવાનો અવસર પ્રાપ્ત થયો. છ માસનો તે માટે સમય નિર્ધારિત કરવામાં આવ્યો.

કલાના પરમ શિખરને સ્પર્શેલા બંને કલાકારોએ પોતાના હસ્તલાઘવને બતાવવા મન, બુદ્ધિ અને હાથને કામે લગાડયા. બાદશાહના કલાકારે તો પોતાના દસ વીસ સહયોગીઓને લઈ દરબારી હોલની દીવાલો ચિત્ર વિચિત્ર ચિત્રોથી ભરવી શરૂ કરી દીધી.

પરદેશી કલાકારે તો કહ્યું: 'મારે કશા જ ઉપકરણની જરૂર નથી. મારે ન કોઇ રંગ જોઇએ, ન કોઈ પીંછી કે ન બીજા કોઈ સાથીઓ. મારી તો એક જ વિનંતિ છે કે, જ્યાં સુધી આ ચિત્રકામની સમય મર્યાદા પૂરી ન થાય, ત્યાં સુધી અમારા બંને વચ્ચે જે પડદો નાખવામાં આવ્યો છે, તે ઉપાડવામાં ન આવે.

દરબારી ચિત્રકારનાં ચિત્રો જોવા દૂર દૂરથી માનવ મહેરામણ ઊમટવા લાગ્યો. તેનાં સુંદર ચિત્રો જોઈ લોકો આનંદવિભોર થઇ જતા હતા. પરદેશી ચિત્રકાર શું કરે છે તેની કોઇને કશી જ ખબર પડતી નહોતી. બાદશાહનો ચિત્રકાર રોજ સાંજે થાકીને લોથપોથ થઈ પાછો ફરતો ત્યારે સામાન્ય જન–માનસમાં તેના તરફ ભારે શ્રદ્ધા અને સદ્‌ભાવનાં દર્શન થતા.

પરદેશી ચિત્રકારના હાથમાં કદી કોઇએ રંગ કે પીંછી જોયા નહોતા. તેના હાથ પણ કદી રંગવાળા થતા નહોતા. આમ છતાં સાંજે જ્યારે તે કામ પરથી પાછો ફરતો ત્યારે પરસેવાથી તે રેબઝેબ થઇ જતો. તે થાકી જતો. લોકો આશ્ચર્ય પામતા હતા કે, સાધનો વિના પણ તે ચિત્રો કેવી રીતે ચિતરતો હશે? અને આમ છતા થાકીને તે લોથપોથ કેમ થઇ જતો હશે?

પરદેશી ચિત્રકાર વિષે સહુના મનમાં શંકા કુશંકાઓ થવા લાગી. ખુદ બાદશાહ પણ સંદેહગ્રસ્ત થયો. તે પણ વિચારવા લાગ્યો કે, આ તે કેવો માણસ છે? તેનાં કપડાં ઉપર રંગના કોઇ જ ડાઘ નથી. તેના હાથ પણ સાફ છે. રખે એ ગાંડો તો નહિ હોય ને? આ તો કેવી પ્રતિયોગિતા? છતાં છ માસ સુધી પ્રતીક્ષા કર્યે જ છૂટકો છે.

બાદશાહના કલાકારની કલાની ખ્યાતિ દૂર દૂર દેશોમાં પહોંચી. જન–સમુદાય તેનાં કલા કૌશલ્યથી અજાયબ પામતો હતો. સાથે સાથે જે કશા જ રંગ પીંછી કે સહયોગીના સાથ વગર

પણ સ્પર્ધામાં ઊભો હતો તે પરદેશી કલાકાર વિષે પણ તેમને ભારે આશ્ચર્ય થતું હતું. સૌ છ માસ પૂર્ણ થવાની આતુરતાપૂર્વક પ્રતીક્ષા કરતા હતા.

અંતે છ માસ પરિપૂર્ણ થયા. બંનેની દીવાલો વચ્ચે જે પડદો હતો કે જેનાં કારણે એકબીજા એકબીજાની કલાને જોઈ ન શકે અને નિઃસંકોચ પોતાની કલાને સોળે કળાએ ખીલવી શકે, તેને ઊપાડી લેવામાં આવ્યો. બાદશાહ ચિત્રો જોવા આવ્યો. પોતાના ચિત્રકારની ચિત્ર કુશળતાને જોઈ તે સ્તબ્ધ થઈ ગયો. આજ સુધી તેણે એનાં ઘણાં ચિત્રો જોયાં હતાં, પરંતુ આવો શ્રમ અને આવી કલા ચિત્રકારે કદી પણ બતાવી નહોતી. આજે જ સ્પર્ધાની આડમાં જાણે તેની કલા ખીલી હોય, તેમ તે નિર્જીવ ચિત્રોમાં તેણે પ્રાણ પૂર્યા હોય તેમ લાગતું હતું. જોનાર તેનાં સજીવ નિર્જીવના ભેદને જાણી પણ ન શકે એવું અલૌકિક એનું કલા ચાતુર્ય હતું.

બાદશાહનાં મનમાં પોતાના કલાકારના વિજય વિષે કોઇ શંકા ન રહી. પોતાના કલાકારનું કૌશલ્ય જોઇ તેનાં હૃદયમાં ભારે શાંતિ અને સંતોષ થયાં. હવે તેણે વિદેશી ચિત્રકારનો પરદો ઊચકવા આદેશ કર્યો. બાદશાહના આશ્ચર્યનો પાર ન રહ્યો. પોતાના કલાકારે જેવાં ચિત્રો બનાવ્યાં હતાં, વિદેશી ચિત્રકારે પણ આબેહુબ તેવાં જ ચિત્રો બનાવ્યાં હતાં. બન્નેનાં ચિત્રો એકજ સરખાં હતાં. પરંતુ આંખને સ્પર્શી જાય એવી પરદેશી કલાકારનાં ચિત્રમાં એક અદ્ભૂત વિશેષતા હતી. તેની આશ્ચર્ય પમાડનારી વિશેષતા એ હતી કે બાદશાહના ચિત્રકારનાં ચિત્રો માત્ર દીવાલ ઉપર જ પ્રતિબિંબિત થતાં હતાં, ત્યારે વિદેશી કલાકારનાં ચિત્રો વીસ ફીટ દીવાલની ગહરાઇમાં દૃષ્ટિગોચર થતાં હતાં. બાદશાહ આ વિશેષતાનુ આંતરિક રહસ્ય કળી શકયો નહિ. આશ્ચર્ય પામતાં તેણે પૂછ્યું: 'કલાકાર! તેં આ શી કલા કરી? તેનું રહસ્ય શું? આમાં જાદુ શો છે?

વિદેશી કલાકારે શાંત કલેજે જવાબ આપ્યો: 'જહાંપનાહ! મેં એમાં કશું જ કર્યું નથી. હુ દર્પણ બનાવવાની અદ્ભુત કલાનો કુશળ કારીગર છું. મેં માત્ર દીવાલને અરીસામાં પલટી નાખી. છ માસની આ મારી એકધારી સાધના હતી. છ મહીના સુધી દીવાલને ઘસવાના કાર્યમાં મેં ખૂબ ચીવટ રાખી. એક ક્ષણનો પ્રમાદ ન્ કર્યો. જે ચિત્ર આપ જોઈ રહ્યા છો તે તો આપ સાહેબના કલાકારનું જ, સામેની દીવાલ પરનું ચિત્ર છે. મેં તો દીવાલને ઘસી દર્પણ જેવી બનાવી એટલે તેમાં તે કલાકારનાં ચિત્રનું પ્રતિબિંબ પડે છે.

વિદેશી કલાકાર પ્રતિયોગિતામાં વિજયી થયો કેમકે બાદશાહના ચિત્રકારનું તે ચિત્ર અરીસા જેવી દિવાલમાં પ્રતિબિંબિત થઇ એટલા ઊંડાણથી ઉપસી આવ્યું હતું કે જે સ્વયંમાં પણ ન હોતું. અરીસામાં પ્રતિબિંબિત થઈ તે ચિત્ર ગહન થઇ ગયું હતું. બાદશાહના ચિત્રકારના ચિત્રમાં તે ગહરાઇ નહોતી.

બાદશાહે કહ્યું · 'તમે મને પહેલેથી જ કેમ ન કહ્યું કે હું માત્ર દર્પણ- બનાવવાની જ કલામાં કુશળ છું?'

વિદેશી કલાકારે જવાબ આપ્યો. 'રાજન્! હું કલાકાર નથી. હું તો એક ફકીર છું.'

બાદશાહે કહ્યું: 'આ તો વળી એનાથી યે રસપ્રદ વાત તમે કરી. પહેલાં તમે એમ ન બતાવ્યું કે, હું દર્પણ બનાવનાર છું. હવે તમે ફકીર છો એમ બતાવો છો, તો ફકીરને વળી દર્પણ બનાવવાની કલામાં કુશળતા કેળવવાનું પ્રયોજન શું હોય?

વિદેશી ચિત્રકારે ઉત્તર આપ્યો : 'જ્યારથી મેં મારી જાતને અરીસા જેવી બનાવી આ જગતનું ચિત્ર નિહાળ્યું છે, ત્યારથી હું દર્પણ બનાવવાનાં કામમાંજ ગુંથાઈ ગયો છું. જેમ આ દીવાલને ઘસી ઘસી મેં તેને અરીસા જેવી બનાવી, તેમ મારી જાતને પણ ઘસી ઘસી મેં તેને દર્પણ જેવી બનાવેલ છે. આ આત્મ દર્પણમાં જગતની સૌંદર્યભરી અનુપમ પ્રતિમા હું નિહાળું છું. એવી પ્રતિમા બાહ્ય જગતમાં મને ક્યાંય દૃષ્ટિગોચર થતી નથી. જ્યારથી હું જાતે જ દર્પણ થઇ ગયો છું ત્યારથી આખું જગત મારામાં સમાએલું, પ્રતિફલિત થયેલું હું જોઉં છું.

આ તો વાર્તાના માધ્યમથી સમજવાનું અને અધ્યાત્મમાં અવગાહન કરવાનું એક રૂપક માત્ર છે. જે દિવસે આપણું હૃદય દર્પણ બની જાય છે તે દિવસે આપણે પ્રભુ અને પ્રભુતા નિહાળતા થઇએ છીએ. આખું જગત આપણામાં ઝલકતું દેખાય છે. જ્યારથી આપણું હૃદય દર્પણ થાય છે, ત્યારથી આપણે માટે આખું જગત પણ દર્પણ થઇ જાય છે. પછી આપણે આપણી જાતને પણ દરેક ક્ષણે દરેક ઠેકાણે પ્રતિફલિત થતી જોઈ શકીએ છીએ. આમ છતાં જગતને આપણે દર્પણ બનાવી શકીએ નહિ. દર્પણ તો પોતાની જાતને જ બનાવી શકાય. એટલે અંતર્યાત્રાનો ઉત્સુક સાધક પોતાને જ દર્પણ બનાવવાનો મંગળ પ્રારંભ કરે છે.

દર્પણ બનાવવાની વાત પણ પારમાર્થિક રીતે સાચી નથી. કારણ દર્પણ તો આપણે બધા સ્વભાવથી છીએ, માત્ર ધૂળથી આવૃત્ત છીએ. આ રજકણોને માત્ર ઝાટકવા લૂછવા અને સાફ કરવાના છે. અરીસો જ્યારે ધૂળથી ભરાઈ જાય ત્યારે અરીસો, અરીસો રહેતો નથી. તે પોતાના સ્વભાવને, પ્રતિફલન કરવાની શક્તિને ગુમાવી બેસે છે. ધૂળની સાથે એક રસ થઇ ગએલા અરીસામાં કોઈ વસ્તુનું પ્રતિબિંબ પડતું નથી. તેની પ્રતિફલન શક્તિ કચરાઇ જાય છે, મરી જાય છે. આપણે પણ ધૂળથી ભરેલાં દર્પણ છીએ. આ ધૂળ પણ આપણી જ પુરુષાર્થની નબળાઇને કારણે અર્જિત થએલી છે. માર્ગમાં ચાલતાં કે મુસાફરી કરતાં જેમ ધૂળથી ભરાઇ જઇએ, તેમ અનંતાનંત જીવનમાં યાત્રા કરતાં કરતાં ન જાણે કેટકેટલા માર્ગો પર, ન જાણે કેટકેટલા કર્મો અને કર્તા થવાની વાસનાની કેટકેટલી ધૂળ ભેગી થઈ જાય છે! કર્મની ધૂળ છે, કર્તૃત્વની ધૂળ છે, અહંતાની ધૂળ છે, વિચારો, વાસનાઓ અને વૃત્તિઓની ધૂળ છે. આ ધૂળને હટાવી દેવાની જ વાત છે. તે હટી જાય એટલે આપણે દર્પણ જ છીએ. જે સ્વયં દર્પણ હોય તેના માટે આખું

જગત, બધા જ—જાગતિક પદાર્થો દર્પણ થઈ જાય છે, કારણ જે આપણે છીએ તે જ આપણને ચારેકોર દેખાય છે. આપણે તે જ જોઇ શકીએ છીએ જે આપણે છીએ. તેનાથી ભિન્ન કદી પણ જોઇ શકતાં નથી.

બાહ્ય જગતમાં જે કંઇ પણ આપણને જે તે રૂપે દૃષ્ટિગોચર થાય છે, તે પારમાર્થિક રીતે આપણું જ પ્રક્ષેપણ—આરોપણ છે. ખરી રીતે તે આપણે જ છીએ. આપણું જ પ્રતિબિંબ છે. રામાયણનો એક દાખલો યાદ આવી જાય છે.

એકનાથ મહારાજ રામાયણની કથા કરી રહ્યા છે. ઘરમાં રહેવા છતાં તે સંત જીવન ગાળતા હતા. ભક્તિના પરમ રંગે રંગાએલા હતા. ભક્તિ એ પ્રભુતાને પામવાનો સરળ અને પરમ માર્ગ છે. એટલે જ્યારે તેઓ રામાયણની કથા કરવા બેસતા, ત્યારે રામાયણમાં એમને અનેરો રંગ આવી જતો. પોતે તો તેમાં રસ તરબોળ થઇ જતા, પરંતુ શ્રોતાઓને પણ મંત્રમુગ્ધ કરી દેતા.

રામાયણમાં સુંદરકાંડ તો વળી સ્વભાવથી સુંદર છે, ઉત્કૃષ્ટ છે, લોકોત્તર છે. 'સુન્દરે સુન્દરં સર્વમ્'—સુંદરકાંડમાં સઘળું સુંદર જ છે. સુંદરકાંડનું નામ પણ સુંદરકાંડ એટલા માટે જ રાખ્યું છે કે, હનુમાનજીને સીતા માતાજીમાં પરા ભક્તિનાં દર્શન થયાં છે. એકનાથજીની અજબ કથા શક્તિથી આકર્ષાઈ અદષ્ટ રૂપે શ્રી હનુમાનજી પોતે તે કથા સાંભળવા પ્રતિદિન ત્યાં આવતા હતા. હનુમાનજી જે રામાયણના સાક્ષાત્ સાક્ષી હતા તેઓ પણ આ કથા સાંભળી મંત્રમુગ્ધ બની જતા. જાણે રામાયણ સજીવ થઈ ઊતરી આવ્યું હોય એમ હનુમાનજી જેવા શ્રોતાને પણ જણાતું હતું ત્યારે બીજા શ્રોતાઓની તો વાત જ શું કરવી ?

રામાયણની આ વાત છે. પોતાની નૈષ્ઠિક બ્રહ્મચર્યની શક્તિ અને ભક્તિ તથા નિષ્ઠાપૂર્વક લેવાતા રામનામની શક્તિનો સંગમ થાય તો આ સંસાર સાગર પાર ઊતરી જવાય. હનુમાનજી તેનો સ્પષ્ટ સંગમ છે. એટલે હનુમાનજી દરિયો ઓળંગી શકે અને અશોકવન (જ્યાં શોકનું સામ્રાજ્ય નથી માત્ર આનંદ જ છે) તેમાં પહોંચી શકે. દરિયો ઓળંગી હનુમાનજી સીતાજીની શોધમાં અશોકવનમાં આવ્યા છે. આ વાતને આગળ ચલાવતાં શ્રી એકનાથ મહારાજે કહ્યું: હનુમાનજી જ્યારે અશોકવનમાં આવ્યા ત્યારે ત્યાંના ફૂલઝાડો ઉપર ધોળાં ફૂલ ખીલી રહ્યાં હતાં, સીતાજી વિશુદ્ધ ભક્તિનાં એક સુંદર પ્રતીક છે. જ્યાં વિશુદ્ધ ભક્તિ હોય ત્યાં શોકને અવકાશ જ ક્યાંથી હોય ?

હનુમાનજી અદશ્ય રહી કથા સાંભળતા હતા. તેમને આ વાત રુચિ નહિ. અશોકવનમાં જનારા, સીતાનો સાક્ષાત્કાર કરનારા અને ફૂલઝાડોને નિહાળનારા તેઓ પોતે જ હતા. તેમને ફૂલઝાડોના ફૂલો લાલ દેખાણાં હતાં. અને એકનાથ મહારાજ તેને ધોળાં કહે એ વાત હનુમાનજીને ખટકી. અદૃશ્યરૂપે પોતાનો વિરોધ નોંધાવ્યો. પરંતુ એકનાથ એકથી બે ન થયા, તે તો કહેવા લાગ્યા . 'ફૂલઝાડનાં ફૂલો ધોળાં જ હતાં, લાલ હતાં જ નહિ. લાલ હોવાની વાત જ ખોટી છે.'

જ્યારે વાદવિવાદથી એકનાથજીનાં મનનું સમાધાન હનુમાનજી ન કરી શક્યા ત્યારે તેઓ સાક્ષાત્ પ્રગટ થઈ કહેવા લાગ્યા: 'એકનાથ ! પ્રભો ! હું જાતે જ હનુમાન છું. આપ મારી વાત માનવા તૈયાર ન થયા એટલે હું સાક્ષાત્ પ્રગટ થઇ આપને બનેલી હકીકત કહેવા તમારી સામે ઊભો છું. અશોક વનમાં જનારો અને સીતાજીની શોધ કરનારો હું પોતે જ હનુમાન છું. મેં ત્યાં લાલ ફૂલો જોયાં હતાં. આ સ્પષ્ટ અને પ્રત્યક્ષ પ્રમાણથી પુષ્ટ હકીકત છે. છતાં આપ ફૂલોને ધોળાં કહો છો તે ખોટું છે. આટલો સુધારો કરી લેવા મારી આપને વિનંતિ છે.

એકનાથજીએ તો સાક્ષાત્ હનુમાનની આ વાતનો પણ અસ્વીકાર કર્યો. પોતાની પારદર્શી દૃષ્ટિથી કે તૃતીય નેત્રથી જગતને અવલોકન કરવાનું તેમનું સામર્થ્ય હતું, એટલે તેઓએ સુધારો કરવાની સ્પષ્ટ ના ભણી અને કહ્યું: 'ભલે તમે હનુમાન રહ્યા, અશોકવનમાં ફૂલઝાડોનાં ફૂલોના ભલે તમે સાક્ષાત્ દ્રષ્ટા રહ્યા, મારી આ વાતમાં કશો જ ફેર થવા સંભવ નથી. ફૂલઝાડોનાં ફૂલો ધોળાં હતાં અને ધોળાં જ હતાં. સાક્ષાત્ રામ પ્રભુ આવીને પણ તે ફૂલોને લાલ કહે તો પણ હું તે સ્વીકારવા તૈયાર નથી.'

હનુમાનજીની મુંઝવણનો પાર ન રહ્યો. ફરી ફરી ભૂલ સુધારી લેવા જણાવ્યું. પરંતુ એકનાથ પોતાના અડગ નિર્ણયમાંથી જરા પણ ચલિત ન થયા. તેઓ તો કહેતા જ રહ્યા –'હું મારા સીતા રામને રીઝવીને જ આ વાત કહું છું. મને જેવું દેખાય છે તેવું વર્ણન કરું છું. આ વર્ણનમાં ફેરફારને કિંચિન્માત્ર અવકાશ નથી.'

છેવટે ઝગડો રામચંદ્રજી પાસે ગયો. પ્રભુ રામે ન્યાય આપ્યો તમે બંને સાચા છો. ફૂલો હકીકતે ધોળાં જ હતાં. પરંતુ હનુમાનની આંખો તે વખતે ક્રોધથી લાલ થએલી એટલે એમની દૃષ્ટિમાં ક્રોધની લાલાશ હતી. એમને ધોળાં ફૂલો પણ લાલ દેખાણાં. પરંતુ ફૂલો હતા ધોળાં જ.

જેવી મનુષ્યની દૃષ્ટિ હશે તેવી તેને સૃષ્ટિ દેખાશે. દુર્યોધનને જગતમાં કોઈ સંત ન દેખાયો. બધા દુર્જન જ માલૂમ પડ્યા. અને યુધિષ્ઠિરને જગતમાં કોઇ દુર્જન ન દેખાયો, તેમને બધા સજ્જન જ લાગ્યા.

શ્રાવસ્તી નગરીમાં પણ અંતર્યાત્રાના બે મહાન યાત્રીઓ પોતપોતાના શિષ્ય સમુદાય સાથે એકત્રિત થયા છે. સંત થયા વગર સાચા સંતો મળતા નથી. સંત શોધવા તમે ક્યાં જશો ? તમે જ સંત થાઓ એટલે સંત તમને મળી રહેશે. સંતનાં લક્ષણો જીવનમાં ઉતારો તો સહેજે સંત થઇ જવાશે.

બંનેના આદર્શો શિખરને સ્પર્શેલા છે. પરમ અને ચરમ યાત્રા માટેની બંનેની તૈયારી છે. તેમનો શિષ્ય સમુદાય પણ આત્માવગાહનમાં જે ભૂમિકા જોઇએ તેવી ભૂમિકા લઇને ઊભો છે. એટલે સાધના માટેની કે અંતર્યાત્રાની પરિપૂર્ણ તૈયારી છે. બંને મહા પુરુષોનું મિલન

આશાસ્પદ અને યશસ્વી ધર્મના મર્મનું સંશોધન કરનારું અને શ્રેયસ્–નિઃશ્રેયસ્‌ના માર્ગને સ્વચ્છ અને સ્પષ્ટ કરનારું નીવડશે જેના ભાવો અવસરે–

# શ્રદ્ધાનો દીપ

શાસ્ત્રકારોએ ઠેક ઠેકાણે સમ્યગ્દર્શન અથવા શ્રદ્ધાનો ભારે મહિમા બતાવ્યો છે. તેનું કારણ પણ સ્પષ્ટ છે. દર્શનના અભાવે જ્ઞાનને સમીચીન સ્થાન ઉપલબ્ધ થતું નથી. એમ તો નિગોદમાં પણ જ્ઞાનની માત્રા હોય છે. કારણ જ્ઞાન જીવનું સ્વરૂપ જ છે. 'उपयोगो जीवलक्षणम्' આચારાગ સૂત્રમાં પણ આત્માના સ્વરૂપનું વર્ણન કરતાં સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે–जे आया से विन्नाणे जे विन्नाणे से आया–જે જ્ઞાન છે તે જ આત્મા છે, જે આત્મા છે તે જ જ્ઞાન છે. આત્મા અને જ્ઞાન ભિન્ન વસ્તુ નથી. પરંતુ એક જ વસ્તુની બે બાજુ છે. દિગંબર જૈનાચાર્યશ્રી અમૃતચંદ્રસૂરિ પણ આ જ વસ્તુને અનુમોદન કરતાં કહે છે, 'आत्मज्ञानं स्वयज्ञानं ज्ञानादन्यत् करोति किम् '— આત્મા જ્ઞાન સ્વરૂપ છે. આત્મા જાતે જ જ્ઞાન છે. જ્ઞાનથી ભિન્ન બીજું કંઈ આત્મા કરતો નથી.

મનુષ્ય સ્વભાવતઃ પોતાની જ્ઞાનેન્દ્રિયોથી વસ્તુનું જ્ઞાન મેળવે છે. જેમ કે કાનથી શબ્દો સાંભળે છે, આંખથી સારા નરસા રૂપોને જુએ છે. જીભથી વસ્તુના ખારા, ખાટા, મીઠા સ્વાદની અનુભૂતિ કરે છે. નાકથી સુગંધ અથવા દુર્ગંધનું જ્ઞાન કરે છે અને સ્પર્શેન્દ્રિયથી રૂક્ષ, સ્નિગ્ધાદિ સ્પર્શોની ઓળખાણ કરે છે. શબ્દોને સાંભળવા, રૂપને જોવું, સ્વાદનું આસ્વાદન કરવું, સુરભિ–દુરભિ ગંધને ઓળખવી અને કોમળ, કઠોર, શીતોષ્ણ, આદિ સ્પર્શોની અનુભૂતિ કરવી–એ આખર વસ્તુ શી છે ? કાનથી શબ્દોનું શ્રવણ કરવું એટલે શબ્દ વિષયક જ્ઞાન કરવું અને આંખથી રૂપને જોવું એટલે વસ્તુના રૂપના વિષયમાં જાણવું. તે સિવાયનું સાંભળવું કે જોવું બીજું કંઇ જ હોતું નથી. સાંભળેલા શબ્દો ક્રમશઃ ગતિશીલ થતાં આખા લોકમાં વિસ્તરી જાય છે, બીજાં દ્રવ્યોથી સંમિશ્રિત થઇ જાય છે અને ક્રમશઃ વિલય પણ પામી જાય છે. આંખથી જોએલાં રૂપમાં પણ ક્રમશઃ પરિવર્તન, પરિવર્ધન થતાં એક રૂપ બીજા રૂપમાં રૂપાંતરિત થઈ જાય, વિકૃત બની જાય અને વિનાશ પણ પામી જાય, છતાં તેના વિષેનાં જે જ્ઞાનો છે તે સદા ટકી રહે છે.

જગત સ્થાવર જંગમ પદાર્થોની જોડ છે. તે જડ અને ચેતન પદાર્થોને જાણવા કે જોવાનું કામ આત્માનું છે. જે પદાર્થ જે સ્વરૂપમાં અવસ્થિત છે તે પદાર્થને તે સ્વરૂપમાં યથાર્થ રીતે જાણી લેવું એ જ જ્ઞાનનું કામ છે. પદાર્થોમાં કોઈ પણ જાતના પરિવર્તનો અને પરિવર્ધનો લાવવાં કે કરાવવાં તે જ્ઞાનનું કામ નથી.

જેમ એક દીપક હોય તેને એક ઓરડામાં મૂકવામાં આવે તો, સ્વભાવથી પ્રકાશ સ્વભાવ વાળો તે દીપક, પોતાની જ્યોતિ ઓરડામાં ચારેકોર પાથરતો રહેશે. તે પ્રકાશનો કોઇ ગમે તે

જાતનો ઉપયોગ કરે અથવા પથરાએલા તે પ્રકાશનો કિંચિત્ માત્ર પણ ઉપયોગ ન કરે, તો પણ દીપકને તેની કશી જ પડી હોતી નથી. તેનો તો સ્વભાવ જ પ્રકાશ પાથરવાનો છે. જ્યાં સુધી દીવેલ છે, ત્યાં સુધી તે જલતો રહેશે અને પ્રકાશ પાથરતો રહેશે.

જીવનાં જ્ઞાન ગુણનો પણ એવો જ સ્વભાવ છે. જે પદાર્થ જ્ઞાનનો વિષય થાય તેને તે જાણે છે. પોતાના જાણવાના સ્વભાવનો તે કદી પરિત્યાગ કરતો નથી. વસ્તુમાં પરિવર્તન વસ્તુને આધીન છે. વસ્તુના ગુણો અને પર્યાયોમાં તરતમતા લાવવી તે કંઇ જ્ઞાનનું કામ નથી. તે કાર્ય તો તે જ વસ્તુનું છે કે જેના તે ગુણો અને પર્યાયો છે. માટે જ્ઞાનગુણ પોતાના સ્વભાવ પ્રમાણે વસ્તુના સ્વરૂપને યથાર્થ રીતે જાણવાનું જ કર્તવ્ય બજાવ્યા કરે છે.

જ્ઞાન તે જીવનો સ્વભાવ છે. પરંતુ સમ્યગ્દર્શન (શ્રદ્ધા)ના અભાવે તે જ્ઞાન જ્ઞાનની કોટિમાં ગણાતું નથી.

સમ્યગ્દર્શનના અભાવે તે જ્ઞાન અજ્ઞાન ગણાય છે. તેથી સમ્યગ્દર્શનનો શાસ્ત્રોમાં ભારે મહિમા આંકવામાં આવેલ છે. સમ્યગ્દર્શનના અભાવે સત્યાગ્રહી દુરાગ્રહી કહેવાય અને સમ્યક્ત્વી, મિથ્યાત્વી ગણાય.

આત્માનો અપૂર્વ મહિમા જ્યારે યથાર્થ સમજાઇ જાય અને સમ્યગ્દૃષ્ટિ–સાચી, સીધી અને સરળ દૃષ્ટિ–જો માણસને પ્રાપ્ત થઇ જાય, તો તે દૃષ્ટિ પ્રાપ્ત કરનાર વ્યક્તિના આચરણમા તફાવત પડી જાય છે. પર પદાર્થો તરફનું તેનું આકર્ષણ વિકર્ષણમાં પરિવર્તિત થઇ જાય છે. સ્વરૂપ સિવાય સર્વત્ર ઉદાસીનતાની વૃત્તિ તેનામા પ્રધાન બની જાય છે. ભરત ચક્રવર્તીને જ્યારે આ સત્ય સમજાઈ ગયું, ત્યારે તેનાં જીવનમાં ચમત્કારિક પરિવર્તન આવ્યું. પ્રતિક્ષણની સાવધાની અને જાગૃતિ માટે તેણે એવી રીતે તો માણસોની ગોઠવણ કરી કે, જે બાજુ તેનું પદાર્પણ થાય તે બાજુ તેમના કાનમાં આ શબ્દો સતત અથડાયા જ કરે કે– 'ચેત, ચેત રે ભરતરાયા, કાળ ઝપાટો દેત હૈ.'–અરે ભરતરાજ! ચેતો, સાવધાન થાઓ, ગાફેલ ન રહો. પ્રમાદને ખંખેરી નાખો. કારણ, કાળ પ્રતિક્ષણ તમારા આયુષ્યનું અપહરણ કરી રહેલ છે.

શ્રદ્ધાનો ગુણ એ ધર્મની ઇમારતનો મૂળભૂત પાયો છે. સમ્યગ્દર્શનના અભાવમા માણસથી શ્રાવક અથવા સાધુ કંઈ પણ બની શકાતું નથી. આ ગુણ વગરનો માનવ દાનવના રૂપમાં ફેરવાઇ જાય તો પણ આશ્ચર્યની વાત નથી.

શ્રદ્ધા જો વિવેકથી શૂન્ય હોય તો તેની ગણતરી સમ્યગ્દર્શનમાં થતી નથી. અંધશ્રદ્ધા પણ શ્રદ્ધાના જ નામથી ઓળખાય છે. પરંતુ સમ્યક્ શ્રદ્ધા અને અંધશ્રદ્ધા વચ્ચે ઘણો મોટો તફાવત છે. હીરો કોલસાનું જ એક પરિષ્કૃત રૂપ છે, છતાં હીરા અને કોલસા વચ્ચે જેવો તફાવત છે તેવો જ તફાવત આ બન્ને શ્રદ્ધા વચ્ચે રહેલો છે.

શ્રદ્ધાશીલ વ્યક્તિની શ્રદ્ધા, દેવ, ગુરુ અને ધર્મ તરફ અડગ હોય છે. તે અડગ શ્રદ્ધાથી કહે છે રાગદ્વેષાદિ અઢાર દોષોથી રહિત વીતરાગ પ્રભુ એ મારા દેવ, પંચ મહાવ્રતોનું યથાર્થ પાલન કરનારા કંચન-કામિનીના ત્યાગી અને આત્મ સંનિષ્ઠ સત્પુરુષો તે જ મારા ગુરુ, અને કેવલી પ્રરૂપિત ધર્મ જે ભવ્યાત્માઓને મોક્ષોન્મુખ બનાવે છે તે જ મારો ધર્મ.

આજે તો જૈનકુળમાં જન્મ લેવા માત્રથી જ તમે તમારી જાતને સમ્યક્ત્વી અને શ્રાવક તરીકે માની બેઠા છો. પરંતુ આ માન્યતા સત્યમૂલક નથી. શાસ્ત્રોમાં સમ્યક્ત્વીનાં પાંચ લક્ષણો બતાવ્યાં છે. અને તે સમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, અને આસ્થા છે. સમ્યક્ત્વીના આ પાંચ લક્ષણોનો જો આપણામાં અભાવ હોય તો આપણી ગણતરી મિથ્યાત્વીમાં જ થવાની છે. અને મિથ્યાત્વીની બધી ક્રિયાઓ સાર વિનાની હોય છે. તેનું કંઇ પણ સમ્યક્ પરિણામ-સમ્યક્ ફળ આવતું નથી.

શ્રદ્ધાની કસોટીમાં સો ટચ સોનાની માફક પાર ઉતરતાં જેને આવડે તેજ સમ્યગ્દૃષ્ટિ પાવન આત્મા ગણાય. શ્રદ્ધાની સઘનતા અને પ્રગાઢતાને સમજવા માટે સુલસા સતીનો દાખલો ભારે રસપ્રદ થઇ પડશે. ભગવાન મહાવીર જ્યારે આ ભારતભૂમિ ઉપર વિચરી રહ્યા હતા ત્યારે બનેલી આ એક સત્ય ઘટના છે.

ભગવાન મહાવીર એક વખત ચંપાપુરીમાં બિરાજમાન હતા. અંબડ નામનો સંન્યાસી જે શ્રાવકોના વ્રતોનું પાલન કરતો હતો. તે ભગવાન મહાવીરનાં ચરણોમાં ઉપસ્થિત થયો. તે રાજગૃહી જવા માગતો હતો. રાજગૃહીમાં ધર્મના રંગે રંગાએલી પરમ શ્રદ્ધાના ગુણથી ભરેલી એક સુલસા નામની શ્રાવિકા હતી. ધર્મ તરફનો તેનો લોકોત્તર અનુરાગ જાણીતો હતો. ભગવાન તે શ્રાવિકાને યાદ કરી ધર્મલાભનો સંદેશ શ્રી અંબડ સંન્યાસી સાથે રાજગૃહી મોકલી રહ્યા હતા. એક ગુજરાતી કવિએ આ પ્રસંગને કાવ્યમાં ગુંથી લીધેલ છે.

ચંપાપુરીમાં પ્રભુ મહાવીર આવ્યા ને રેલાયા તેજના અંબાર,
અંબડ નામે એક યોગી મળ્યા, રાજગૃહીમાં જનાર
રે પ્રવાસી લઈ જજે રે સંદેશ.

રાજગૃહી રાજાના સારથિની નારી શ્રાવિકા સુલસા નામ,
ચંપાપુરીથી કહેજો, મહાવીર સ્વામીએ મોકલ્યા ધર્મલાભ......રે પ્રવાસી૦

ચંપાનગરી ભગવાન મહાવીરના પદાર્પણથી ધન્ય બની હતી. ચારેકોર આનંદનું સામ્રાજ્ય છવાઈ ગયું હતું. જેમનાં નામ શ્રવણનો આટલો પુણ્ય લાભ તો તેના સાક્ષાત્ દર્શન અને પ્રવચન શ્રવણનો તો કેટલો અપૂર્વ લાભ અને મહિમા! ત્યાં અંબડ નામના એક સંન્યાસીનું પણ આગમન થયું હતું. તે સંન્યાસ ધર્મ પાળતો હતો, છતાં ભગવાન મહાવીર પ્રત્યે ભારે

શ્રદ્ધાશીલ હતો. આ અંબડ સંન્યાસી સાથે ભગવાને રાજગૃહીના રાજા શ્રેણિકના સારથિની ધર્મપત્ની સુલસાને ધર્મ લાભનો સંદેશ મોકલ્યો.

અંબડ મનમાં વિચારે, ક્યાં મહાવીર ક્યાં આ નાર,
રાજા રાણીને નહિ, શેઠ શ્રીમંતને નહિ, સારથિના શા માન....રે પ્રવાસી.

અંબડ આ સંદેશો મેળવી સંદેહગ્રસ્ત બની ગયો. મનુષ્ય સ્વભાવની એક નબળાઈ છે કે તે માણસનું માન તેના બાહ્ય વૈભવ, ઠાઠમાઠ, અને મોભો જોઇને કરે છે. તેની આંતરિક સમૃદ્ધિ તરફ તેનું ભાગ્યે જ લક્ષ્ય જતું હોય છે. અંબડ સંન્યાસીનું માનસ પણ એ જ રીતે ટેવાએલું હતું એટલે તે વિચારવા લાગ્યો: ક્યાં ભગવાન મહાવીર અને ક્યાં આ રાજાના નોકર સારથિની પત્ની! ભગવાન રાજા કે રાણીને કોઈ સંદેશો મોકલતા નથી, રાજગૃહીમાં વસતા શ્રીમંત અને શાહુકારોને કોઇ સંદેશો મોકલતા નથી અને એક સામાન્ય સારથિનાં ધર્મપત્નીને ધર્મલાભનો સંદેશો મોકલે છે, તો તેનું કારણ શું હશે? મારી કલ્પનાથી બહારની આ વાત છે, પરંતુ તેમાં અવશ્ય કોઈ જાણવા જેવું આંતરિક રહસ્ય હોવું જોઇએ. આમ સંદેશયુક્ત અંબડ વિચારવા લાગ્યો: ભગવાનના હૃદયમાં સુલસા માટેના આવા બહુમાનનુ કોઇ પણ ગૂઢ કારણ હોવું જોઇએ. તે કારણને જાણવા માટે મારે સુલસાની કસોટી કરવી જોઈએ.

તે સંન્યાસીની પાસે લબ્ધિ તો હતી જ. લબ્ધિના બળે વિવિધ રૂપો ધારણ કરી શકવાની કળામાં તે કુશળ હતો એટલે સુલસાની કસોટી કરવા તેણે જૈન સાધુનું રૂપ ધારણ કર્યું અને સુલસાના આંગણામાં જઇ ઊભો.

કરવી કસોટી પહેલાં સુલસાની, પછી જ ધર્મલાભની વાત,
જૈન મુનિના વેષમાં જઇને, ઊભો આંગણ માંય......રે પ્રવાસી.

અને—

સાધુ ન માંગે એવું એણે રે, માંગ્યું, સુલસાને શંકા થાય,
સાધુ નથી પણ ઠગ છે પાકો, એમ સમજીને ચાલી જાય. ....રે પ્રવાસી.

સુલસા પોતાનાં આંગણામાં જૈન સાધુને જોઇ હરખાઇ ગઇ. પરંતુ એટલામાં તો આ સાધુએ જે વસ્તુની માંગણી કરી તે જૈન સાધુના આચાર સાથે તેને સુસંગત ન લાગી. તે વિમાસણમાં પડી ગઇ. તે વિચારવા લાગી, વેશથી આ અવશ્ય જૈન સાધુ જેવો જણાય છે. પરંતુ તેની માંગણી તેને જૈન સાધુ હોય એમ પુરવાર કરતી નથી. આ જરૂર કોઇ છેતરનાર વેશધારી ઠગ છે અને એને આદર આપવો મારા માટે યોગ્ય નથી. એમ સમજીને તે ત્યાંથી ચાલી ગઇ. સુલસાના ચાલ્યા જવાથી અંબડ ભોંઠો પડી ગયો. તે કોઈ નવી તરકીબ શોધવા લાગ્યો.

ભોંઠો પડીને અંબડ શોધે બળ યુક્તિનો પ્રકાર,
બ્રહ્માનું રૂપ ધરીને બેઠો જગનો સરજનહાર....રે પ્રવાસી.'

અંબડે વિચાર્યું કે જૈન સાધુનાં રૂપમાં ભલે હું ન ફાવ્યો, છતાં એની શ્રદ્ધાની ચકાસણી તો મારે પૂરેપૂરી કરવી જ છે. એટલે એણે જગતના સરજનહાર બ્રહ્માનું રૂપ ધારણ કર્યું. બ્રહ્માનું રૂપ કેવું હોય તેની તો તમોને ખબર છે ને ? બ્રહ્મા ચતુર્મુખ ગણાય છે. વૈક્રિય લબ્ધિના બળે ચારમુખવાળા બ્રહ્માનું સ્વરૂપ ધારણ કરી, તે ગામની વચ્ચોવચ બેસી ગયો. તેના આ સ્વરૂપને સાક્ષાત્ બ્રહ્મા માની લોકો તેને પૂજવા આવ્યા. માનવમહેરામણ ઊભરાયો. લોકો બ્રહ્માના દર્શનથી ધન્યતા અનુભવવા લાગ્યા. આમ સારીયે રાજગૃહીની પ્રજા તેના દર્શનાર્થે આવી. પણ એક સુલસા ન આવી. પોતાના દર્શનાર્થે સુલસાને ન આવેલી જોઇ તે નિરાશાના વમળમાં સપડાઇ ગયો.

દર્શન કાજે લોકો ગયા સહુ, સુલસા નહિ દેખાય,
કૃષ્ણની લીલા માંડી ફરીથી એમાંય નિષ્ફળ જાય....રે પ્રવાસી.

અંબડ સંન્યાસીએ પોતાના બ્રહ્માના રૂપથી પણ ન આકર્ષાએલી સુલસાને આકર્ષવા હવે વિષ્ણુનું રૂપ ધારણ કર્યું. શંખ, ચક્ર, ગદા વગેરે વિષ્ણુનાં બધાં ચિહ્નો ધારણ કરી તે ઊભો. જાણે સાક્ષાત્ ભગવાન વિષ્ણુ જ જોઇ લો! તેનાં કૃત્રિમ રૂપને સાચું રૂપ માની તેના દર્શનાર્થે લોકોનાં ટોળે ટોળાં ઊભરાવા લાગ્યાં. પરંતુ સુલસા આજે પણ ન આવી. તેથી કૃત્રિમ વિષ્ણુ સ્વરૂપ ધારી અંબડની અશાંતિ વધી ગઈ. હજારો માણસો તેના દર્શને આવ્યા હતા પણ તેનો તેના મનમાં જરાયે આનંદ ન હતો. સુલસાની અનુપસ્થિતિ તેને સાલતી હતી. સુલસાની તે પૂરેપૂરી કસોટી કરવા માંગતો હતો તેથી તેણે ફરીને નવી યુક્તિ કરી.

પચ્ચીસમો તીર્થંકર હું છું, ઢંઢેરો એમ પીટાય,
ભદ્રિક ભોળાં ટોળાં રે ઊમટયાં, ઘેલા થઇ હરખાય....રે પ્રવાસી.

તેણે ૨૫ મા તીર્થંકર અવતર્યાનું રૂપ ધારણ કર્યું. રાજગૃહીમાં નવા તીર્થંકરના પદાર્પણથી આનંદ છવાઇ ગયો. માણસો તેમને સાંભળવા ઊમટયા. પરંતુ સુલસા તો આ વંચનામાં પણ ન છેતરાણી. તે સમજતી હતી કે–અવતારો, પયગંબરો, તીર્થંકરો ૨૪ જ હોય, ૨૪ થી વધારે ન જ હોય. પરમાત્મા શબ્દ પણ આ ૨૪ની સંખ્યાની સાક્ષી પૂરે છે. પ=પાંચ, ૨=૨, મા=૪ા, ત્=૮, મા=૪ા=૫+૨+૪ા+૮+૪ા=૨૪

અંબડે ૨૫ મા તીર્થંકર આવ્યાની ભારે જાહેરાત કરી પરંતુ સુલસા તો પોતાના નિર્ણયમાં અડગ હતી. અંબડ આ અંતિમ ચાલાકીમાં પણ જ્યારે ન ફાવ્યો ત્યારે એક બાજુ જરા નિરાશ થયો, પરંતુ બીજી બાજુ સુલસાની આવી અખંડ અને અવિચળ શ્રદ્ધા અને ધર્મનો લોકોત્તર રંગ જોઈ તે હરખાઇ ગયો. તે વિચારવા લાગ્યો

અંધશ્રદ્ધાળુ નથી રે સુલસા પાખંડ સૌ સમજાય,
જિન શાસનમાં સાચીરે શ્રદ્ધા અંબડ જોઈ હરખાય....રે પ્રવાસી.

પચ્ચીસમા તીર્થંકરનાં સ્વરૂપને ધર્યું છતાં તે મારા પાખંડને પામી ગઈ એ વાત અંબડના મનને આશ્ચર્ય પમાડનારી છતાં આનંદની હતી. ભગવાન મહાવીરે રાજા કે રાણીને ધર્મ સંદેશો ન મોકલ્યો, શેઠ કે શ્રીમંતોને યાદ ન કર્યા, પરંતુ સુલસાને જ સંદેશો મોકલ્યો તેનું રહસ્ય તેને સમજાઇ ગયું. તેની આવી અખંડ શ્રદ્ધા જોઇ અંબડને સુલસા માટે ભારે માન ઊપજ્યું. તે સુલસા પાસે આવ્યો.

આવ્યો ફરીથી સુલસા પાસે કહી દીધા ધર્મલાભ,
મહાવીર પ્રભુનું નામ સુણતાં વ્યાપી રહ્યો ઉલ્લાસ....રે પ્રવાસી.

અંબડ હવે ફરી સુલસાના દરવાજે આવી ઊભો રહ્યો અને બોલ્યોઃ 'હું તમારા માટે ચંપાનગરીથી ભ. મહાવીરનો ધર્મલાભનો સંદેશો લઈને આવ્યો છું.' સુલસા આ સાંભળી આંતરિક આનંદથી ઘેલી ઘેલી થઈ ગઈ. મારા પ્રભુનો સંદેશો આટલે દૂરથી પણ મને મળ્યો ! તે સંદેશથી જાણે તેને સાક્ષાત્ પરમાત્મા જ મળ્યા !

છે તમારામાં આવી ભગવદ્ વાણી તરફની શ્રદ્ધા ? છે આવો ધર્મનો અનુપમ રાગ ? કોઈ નાનકડો ચમત્કાર બતાવે અને જાણ્યે અજાણ્યે પૈસાનો સાચો ખોટો કીમિયો બતાવે, તો તમારા આકર્ષણને માટે તે બસ થઈ પડે. પૈસા મળતા હોય તો ગમે તેવા દેવ કે ગુરુને સ્વીકારવામાં પણ તમારા મનને કશી જ અડચણ નથી આવતી. એટલે તમારા દેવો પણ કંઈ ઓછા છે ? એક દેવથી તમારું કામ ન ચાલે એટલે તમારે રાંદલ મા, ધાંધલ મા, મેલડી મા, અંબા મા એવાં હજારો દેવી અને દેવો છે.

આજે માસખમણધરનો શુભ દિવસ છે. તમારી શ્રદ્ધાને અવિચળ રાખવાનો આજે નિર્ણય લેજો અને તમને મળેલ આ સુંદર આત્મ–ધર્મનું તમે શરણ સ્વીકારજો. આત્મા સ્વયં સર્વ શક્તિમાન છે. તમો તમારા સામર્થ્યમાં શ્રદ્ધાશીલ થશો તો જે મેળવવા માંગશો તે અવશ્ય પ્રાપ્ત થશે જ. કોઈ પણ ઉપલબ્ધિ આત્મ–વિશ્વાસ સિવાય સંપ્રાપ્ત થતી નથી. માટે કોઈની પાસે કશું પણ માંગવાની અધીરાઇ દાખવશો નહિ. અન્યથા તમારો આત્મા રાંક થઇ જશે. તમારામાં જ તમારો પરમાત્મા પ્રગટાવવા સતત જાગૃતિપૂર્વક પ્રયત્ન કરશો તો અનુપમ ઐશ્વર્યના તમને અવશ્ય દર્શન થશે.

# સમાધિ સ્થાનો

જ્યારે ચિત્ત ઉપર વાસનાની કશી જ લહેરો ઊઠતી નથી, કામના અને આકાંક્ષાના ઝંઝાવાતની અસરથી જ્યારે મન શૂન્ય હોય છે ત્યારે ચિત્ત પોતામાં રમતી શક્તિથી આંદોલિત થતું નથી, ત્યારે મન સરોવરની માફક શાંત અને મૌન બની જાય છે, સ્થિર થઈ જાય છે. આ સ્થિરતા જ તેને દર્પણની યોગ્યતા આપી દે છે. પછી તો તે સરોવરમાં આકાશનો ચાંદ અને તારા પણ ઝબકવા માંડે છે. આકાશનો સૂર્ય પણ પૂરા સ્વરૂપમાં તેમાં પ્રતિફલિત થાય છે. આ નાનકડા સરોવરમાં આખું આકાશ પકડાઈ જાય છે. અનંત આકાશ–વિરાટ આકાશ કે જેની કોઈ સીમા નથી તે આમ એક નાનકડા સરોવરની સપાટી ઉપર પ્રતિબિંબિત થઈ જાય છે. સરોવર જેવા વિશુદ્ધ દર્પણ જેવા ચિત્તમાં પરમાત્મા છવાઈ જાય છે. એટલે તો કહેવાય છે કે, ભક્તના હૃદયમાં પણ વિરાટ પરમાત્મા સમાઈ જાય છે.

નાનકડા દર્પણમાં સૂર્ય પ્રતિબિંબિત થઈ જાય છે. નાનકડી આંખ સર્વોત્કૃષ્ટ શિખરને પણ પોતાની દૃષ્ટિમાં પકડી લે છે. આંખ ભલે નાની રહી, આકાશ, સૂર્ય કે વિરાટ ભલે મોટાં અને અસીમ રહ્યાં, છતાં પ્રતિફલનની ક્ષમતા અનંત છે. નાનકડી આંખમાં પ્રતિફલનની ક્ષમતા અનંત છે. આ રીતે આંખ નાની નથી, અવરેસ્ટ શિખર એક રીતે નાનું થઈ જાય છે. એ જ રીતે ભક્તના નાનકડા હૃદય સામે અસીમ અને વિરાટ પરમાત્મા પણ વામન થઈ જાય છે.

પરંતુ આવા . વિરાટ પરમાત્માને હૃદયમાં સમાવવા માટે હૃદય સંપૂર્ણ શાંત, મૌન, વાસના અને સંકલ્પ–વિકલ્પથી રિક્ત, શૂન્ય હોવું જોઈએ. જ્યાં સુધી કોઈ માણસ કોઈ પણ ધ્યેય પર પહોંચવાની ઈચ્છા રાખે છે, પછી ભલે તે ધ્યેય ધનપ્રાપ્તિનું હોય કે યશપ્રાપ્તિનું, પણ તે ધ્યેયને સિદ્ધ કરવા પરેશાન થતો જ રહે છે. તેનામાં તેની પ્રાપ્તિ માટેની એવી તો તાલાવેલી લાગે છે કે પછી તેનું મન શાંત રહી શકતું નથી. સાધુઓ પણ આમ કામનાઓના નામથી સંત્રસ્ત અને પીડિત છે, પછી ભલે તે કામનાઓ આત્મા, પરમાત્મા કે મોક્ષની પ્રાપ્તિની હોય! જો પરમાત્માને મેળવવાની પણ કામના હશે, તો ત્યાં પણ સૂક્ષ્મરૂપમાં વાસના જ કામ કરતી હશે. માત્ર કામનાએ રૂપ બદલ્યું એટલુંજ. કામના તો કામનારૂપે ઊભીજ રહી. વિષય બદલાયો પરંતુ કામના બદલાણી નહિ. ધનની કામનાની જગ્યા ધર્મે લીધી, સુખનું સ્થાન સ્વર્ગે સ્વીકાર્યું, પદાર્થની જગ્યાએ પરમાત્મા આવી ઉભો રહ્યો, મકાનની કામના મંદિરમાં પરિવર્તિત થઈ, પરંતુ કામના એક યા બીજા રૂપમાં જીવતી ને જીવતીજ રહી. પોતાને જીવિત રાખવાના મનના આ બધા ઉપાયો છે, મનની તરકીબો છે. ગીતાજીમાં કહ્યું છે–

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥

હે કુરુ શ્રેષ્ઠ અર્જુન ! યજ્ઞોના પરિણામરૂપ જ્ઞાનામૃતને ભોગવનારા યોગીજનો સનાતન પરબ્રહ્મ પરમાત્માને ઉપલબ્ધ થઈ જાય છે. અને યજ્ઞરહિત પુરુષ માટે આ મનુષ્ય લોક પણ સુખદાયક નથી તો પછી પરલોક કેમ સુખદાયક થશે ?

જેનું જીવન યજ્ઞરૂપ છે એમ જે અહીં કહ્યું છે તેનું તાત્પર્ય એ છે કે જેનું મન વાસના રહિત, અહંકાર શૂન્ય અને કામનાઓથી રિક્ત છે તેવા પુરુષો પરાત્પર પરબ્રહ્મને ઉપલબ્ધ થાય છે, અમૃતત્વ અને આનંદને સંપ્રાપ્ત થાય છે. પરંતુ જેનું જીવન યજ્ઞરૂપ નથી એટલે કે જે વાસનાઓ અને અહંકારની આસપાસ જ ફર્યા કરે છે, તેઓ તેની સુવર્ણ જાળમાંથી મુક્ત થઈ શકતા નથી. તેમને આ લોકમાં પણ આનંદની ઉપલબ્ધિ થતી નથી, તો પછી પરલોકની તો વાતજ ક્યાં રહી ? જેની આકાંક્ષાઓ અને અહંમૂલક મમતાઓ ક્ષીણ થઇ જાય છે તે પોતાની આજુબાજુ ફરતો નથી. તે તો પરમાત્માની આજુબાજુ પરિભ્રમણ કરતો થઇ જાય છે.

તમે આમ તો સ્થાનકવાસી છો છતાં તમે મંદિરમાં નહિ જતા હો એમ તો કેમ માની શકાય ? જો તમે મંદિરમાં ગયા હશો તો મંદિરની વેદીની ચારે બાજુ બનાવેલી પરિક્રમાને પણ અવશ્ય જોઈ હશે. પરંતુ તેના મર્મ વિષેનો તમે ભાગ્યે જ વિચાર કર્યો હશે. મંદિરમાં પરમાત્માની વેદીની આસપાસ જે પરિક્રમા છે તે તો તેવા પુરુષોનું પ્રતીક છે કે જેઓ અહંકારથી મુક્ત થઇ ગયા હોય, જેમને કોઇ જ અહંકાર ન હોય અને જે પરમાત્માની આજુબાજુ જ જીવનમાં પરિભ્રમણ કરી રહ્યા હોય. અહંકારના અસ્તિત્વમાં જ માણસ પોતાની જાતને કેન્દ્ર બનાવી પોતાના અસ્તિત્વમાં પરમ અસ્તિત્વના અસ્તિત્વને વિસરી જાય છે. અહંના વિસર્જન સાથે પોતે શૂન્ય થઇ ગયો હોય છે. હવે તેને પોતાનું કેન્દ્ર રહ્યું નહિ કે જેની આસપાસ તે ફરી શકે. હવે તે સમષ્ટિમય થઇ ગયો હોય છે. પરમાત્માનો ઉપગ્રહ થઈ ગયો હોય છે. હવે પરમાત્મા જ કેન્દ્રમાં થઇ જાય છે. હવે પરમાત્મ ભાવ સિવાય કશું જ અવશેષ રહેતું નથી. એટલે જ્યારે વ્યક્તિ વાસના અને અહંકારથી શૂન્ય થઇ જાય છે ત્યારે જ તેનું જીવન યજ્ઞ થઈ જાય છે.

જેનું જીવન યજ્ઞમય થઇ જાય તે જ્ઞાન રૂપી અમૃતને ઉપલબ્ધ થઇ જાય છે. આ જગતમાં અજ્ઞાન સિવાય બીજુ મૃત્યુ નથી. અજ્ઞાન જ મૃત્યુ છે. અજ્ઞાન જ મૃત્યુ છે એનો અર્થ એ થયો કે મૃત્યુ જેવી કોઈ ચીજ જ નથી. આપણે જાણતાં નથી એટલે મૃત્યુ દેખાય છે. મૃત્યુ અશક્ય છે. મૃત્યુ આ પૃથ્વીની સર્વાધિક અસંભવ ઘટના છે જે છે નહિ, હતું નહિ, અને હશે નહિ, છતાં પ્રતિપળ તેનો ભય આપણને પરેશાન કર્યે જાય છે. તે મૃત્યુ આપણને દેખાય છે કારણ આપણે જાણતા નથી. આપણે અજ્ઞાનમાં, અંધારામાં ઊભાં છીએ. જે શાશ્વત છે, સનાતન છે, અમર છે, મરતો નથી છતાં મરતો દેખાય છે તે જ અજ્ઞાન છે અને એ અર્થમાં

અજ્ઞાન જ મૃત્યુ છે. જે દિવસે આ પરમ સત્યના દર્શન થઇ જાય છે ત્યારે અજ્ઞાન તિરોહિત થઈ જાય છે. મૃત્યુ ક્યાંય ક્યારેય હતું નહિ એટલે અમૃત જ શેષ રહી જાય છે.

જ્ઞાન તો બસ એકજ છે અને તે સ્વયંનું જ્ઞાન. પોતાથી ભિન્ન જે કાંઇ હું જાણું છું તે તો વાસ્તવિક છતાં ઔપચારિક છે. સ્વયંનું જ્ઞાન જ સ્વયંમાં પરિપૂર્ણ છે. જેને જાણી લેવા માત્રથી બધું જણાઇ જાય છે અને જેને ન જાણવાથી, બીજું બધું જાણેલું હોય છતાં કશાજ ખપનું કે ઉપયોગનું હોતું નથી.

जे एगं जाणइ से सव्वं जाणइ
जे सव्वं जाणइ से अगं जाणइ

શાસ્ત્રની આ જે પરમ સૂક્તિઓ છે તેનું રહસ્ય પણ એ જ છે કે જાણવા જેવો એકજ આત્મા છે કે જેને જાણવાથી બધું જણાઇ જાય છે. જેના અભાવમાં આખા જગતનું વિજ્ઞાન-પદાર્થ જ્ઞાનનું પણ કશુંજ મહત્ત્વ નથી.

સ્વરૂપની પ્રાપ્તિ માટે ભગવાને દશાશ્રુતસ્કન્ધની પાંચમી દશામાં દશ સમાધિ સ્થાનો બતાવ્યા છે. અકુશળ ચિત્તનો નિરોધ કરવાથી અને કુશળ ચિત્તના પ્રકટ થવા પર જ સમાધિનો આવિર્ભાવ થાય છે. જેના વડે ચિત્ત મોક્ષ માર્ગ અથવા ધર્મધ્યાનાદિ શુભ અથવા શુદ્ધ પ્રક્રિયામાં સ્થિર રહે તે ચિત્ત સમાધિના નામે ઓળખાય છે. તે સમાધિ બે પ્રકારની સંભવે છે. એક દ્રવ્ય ચિત્ત સમાધિ અને બીજી ભાવ ચિત્ત સમાધિ. દ્રવ્ય ચિત્ત સમાધિના તો તમે ડગલે અને પગલે અનુભોક્તા છો તે સમજાવવાની તમને ભાગ્યે જ જરૂર હોય. કોઈ પણ વ્યક્તિની ઇચ્છા સાંસારિક ઉપભોગ્ય પદાર્થોના ઉપભોગ કરવાની હોય, અને પુણ્ય બળે તે તેને ઉપલબ્ધ થઈ જાય, તો તેનાથી તેને જે ચિત્ત સમાધ પ્રાપ્ત થાય છે તે દ્રવ્ય સમાધિ ગણાય છે અને જ્ઞાન દર્શન ચારિત્રમાં ચિત્તનો ઉપયોગ સ્થિર કરી, સ્વરૂપના અનુભવથી જે સંતોષ અને સમાધિ પ્રાપ્ત થાય તે ભાવ ચિત્ત સમાધિ છે.

જે ક્ષેત્રની ઉપલબ્ધિથી ચિત્ત સમાધિશીલ બને તે ક્ષેત્ર સમાધિ, અને જે કાળમાં ચિત્તને સમાધિ ઉત્પન્ન થાય છે તે કાળ સમાધિ કહેવાય છે. ભાવ સમાધિ તો જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ રૂપ હોય છે. જે વખતે આ આત્મમૂલક ગુણોમાં ચિત્ત એકાગ્રવૃત્તિથી લાગી જાય ત્યારે ભાવ સમાધિની ઉત્પત્તિ થાય છે. આ બધામાં પરસ્પર નૈમિત્તિક સંબંધ પણ છે, કારણ ક્ષેત્ર આદિ શુદ્ધ હશે તો મન અનાયાસ જ સમાધિની દિશામાં વળી જશે. સમાધિ માટેની આ પૂર્વ ભૂમિકા જાણ્યા પછી શાસ્ત્રની ગાથાઓના આધારથી જ દશ સમાધિ સ્થાનો વિચારી જોઇએ.

ओय चित्तं समादाय झाण समुप्पज्जइ ।
धम्मेठिओ अवि मणो निव्वाणमभिगच्छइ ॥ १ ॥

આ પ્રથમ સમાધિ સ્થાનની વાત છે. તદનુસાર, જેના ચિત્તમાં રાગ–દ્વેષ નથી, જેનું મન વાસના અને અહંકરથી શૂન્ય બન્યું છે, કષાય–કાલુષ્યના પરિણામોના અભાવથી નિર્મળ અને સ્ફટિકની જેમ સ્વચ્છ થયું છે, તે જ આત્મા ધ્યાનની પ્રાપ્તિ કરી શકે છે. એવી વ્યક્તિજ સર્વવિરતિ રૂપ અને દેશવિરતિ રૂપમાં અસંદિગ્ધ ભાવથી સ્થિત થઇ નિર્વાણ પદને સમુપલબ્ધ થઇ જાય છે. એટલે સમાધિ માટેની પ્રથમ શરત ઓજઃ એટલે રાગ-દ્વેષ, વાસના અને અહંથી શૂન્ય હૃદય હોવું તે છે. આ જ સમાધિની આધારશિલા છે.

णइम चित्त समादाय भुज्जो लोयसि जायई ।
अप्पणो उत्तमं ठाणं सन्नि–णाणेण जाणइ ॥ २ ॥

જાતિ સ્મરણ રૂપ ચિત્તને ઉત્પન્ન કરતો આત્મા ફરી ત્રસ અને સ્થાવર લોકમાં ઉત્પન્ન નથી થતો કારણ ઉત્તમ જ્ઞાનની સહાયતાથી એક તો તે પોતાના પૂર્વજન્મોને કે જે સંજ્ઞી રૂપે થયા છે તેને ભલી પ્રકારે જાણે છે અને બીજામાં તે પોતાનો કર્તૃત્વભાવ તથા ભોક્તૃત્વભાવ પણ યથાર્થ રીતે જાણી લે છે.

આત્માનું ઉત્તમ સ્થાન સમાધિ છે જેના વડે તે શિવ ગતિને પામી શકે છે. સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર પણ આત્માના ઉત્તમ સ્વસ્થાનો છે. એનાથી આત્મા નિર્વાણપદને પામે છે. જાતિ સ્મરણ જ્ઞાનથી આત્મા આ બધા ઉત્તમસ્થાનો જાણી શકે છે. સંયમના અસંખ્યાત સ્થાનોમાંથી વિશુદ્ધ સ્થાન જ ઉત્તમ સ્થાન છે, જેને જ્ઞાન વડે તે જાણી લે છે.

अहातच्च तु सुमिणं खिप्पपासेतिसवुडे ।
सव्वं वा ओहं तरति दुक्खदोयं विमुच्चइ ॥ ४ ॥

આ સૂત્રમાં યથાર્થ સ્વપ્નનો કોણ અધિકારી છે તેના વિષેનો એક સામાન્ય સંકેત છે. તે સ્વપ્નનું પરિણામ શું આવે છે તે સંબંધે પણ ઇશારો છે. ઇન્દ્રિયો અને મનને દુષ્પ્રવૃત્તિઓમાંથી રોકનાર પરમ સંયત આત્મા જ યથાર્થ સ્વપ્નનો દ્રષ્ટા છે. તેનું ફળ પણ તેને યથાશીઘ્ર મળી રહે છે. સ્વપ્ન દર્શનના નિમિત્તથી તે આત્મા બધી રીતે સંસારસમુદ્રથી પાર થઈ જાય છે અને આધિ–વ્યાધિ તથા ઉપાધિથી મુક્ત થઇ, કર્મબંધનથી મુક્ત થઇ જાય છે.

અત્રે શંકા થઇ શકે છે કે સ્વપ્નના ફળથી આત્માને મોક્ષની ઉપલબ્ધિ થઇ શકે ખરી ? તેના ઉત્તરમાં આ સૂત્રનું કથન વ્યવહાર નયની પ્રધાનતાને અનુસરીને છે. જેણે વિશુદ્ધ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપથી આત્માને નિર્મળ બનાવેલ છે તે જ આત્મા આવા પ્રકારના શુભસ્વપ્નો જોઈ શકે છે જેનું અંતિમ ફળ, નિર્વાણ છે. યથાર્થ સ્વપ્ન શ્રેયસ્કર ભવિષ્ય માટેના સંકેતરૂપ હોય છે. શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ દશ સપનાઓ જોયાં હતાં જેનું પારંપરિક ફળ સંસારસમુદ્રથી તરી જવાનું મળ્યું. આવું યથાર્થ સ્વપ્ન દર્શન સંવૃત–સંયત આત્માઓને જ થાય છે બીજાને નહિ–

पंताइं भयमाणस्स विवित्तं सयणासणं ।
अप्पाहारस्स दंतस्स देवा दंसति ताइणो ॥

દેવ દર્શનરૂપ આ ચતુર્થ સમાધિ સ્થાન છે. જે સાધુ અંત-પ્રાન્ત (સાધારણ અને નિરસ) આહાર કરનાર છે, જેની આહાર માત્રા-શરીર નિર્વાહના હેતુથી અત્યલ્પ છે, જે પાંચ ઇન્દ્રિયો અને મનનો નિરોધ કરનાર છે, જે સ્ત્રી, પશુ, પંડક (નપુંસક) રાહત શય્યા-આસનનું સેવન કરનાર છે, જે ષડ્ જીવનિકાયનો રક્ષક છે, તે દેવ દર્શનનો અધિકારી છે. શાંતચિત્ત, મેધાવી, ગાંભીર્યાદિગુણોયુક્ત મુનિઓને દેવતા સાક્ષાત્ દર્શન દે છે. દેવ દર્શનથી શાસ્ત્રીય દેવ વર્ણન પ્રત્યક્ષ થઈ જાય છે. તેથી ધર્મ, શાસ્ત્ર અને વીતરાગ દેવ તરફ અસાધારણ શ્રદ્ધાનો આવિર્ભાવ થાય છે. પરિણામે આત્મા સ્વસ્થ અને સમાધિસ્થ બને છે.

सव्वकामविरत्तस्स खमणो भयभेखं ।
तओ से ओही भवइ संजयस्स तवस्सिणो ॥ ५ ॥

રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ સંબંધી પાંચ કામ ભોગોની જેણે અભિલાષા ત્યાગી છે, જે ભયંકર કષ્ટો અને ઉપસર્ગોને સહન કરનાર છે, જે ૧૭ ભેદ સહિત સંયમ પાલનાર છે અને જે બાર જાતના તપમાં સંલગ્ન છે તેને અવધિજ્ઞાનનો આવિર્ભાવ થાય છે. અવધિજ્ઞાનથી લૌકિક મૂર્ત પદાર્થોને તે જાણે અને જુએ છે. તેથી તેના ચિત્તમાં શાંતરસમયી સમાધિનો જન્મ થાય છે.

तवसा अवहट्टुलेस्सस्स दसणं परिसुज्झइ ।
उड्ढ अहेतिरियं च सव्वमणुपस्सवि ॥ ६ ॥

આ અવધિદર્શન રૂપ છઠ્ઠું સમાધિ સ્થાન છે. જે વ્યક્તિએ કૃષ્ણાદિ અશુભ લેશ્યાઓને આત્મ-પ્રદેશોથી વિલગ કરેલ છે અને તપ આદિથી આત્માને શાંત, નિર્મળ અને વિશુદ્ધ લેશ્યાવાળો બનાવેલ છે તેને અવધિદર્શન ઉપલબ્ધ થાય છે. તે દર્શનની સહાયતાથી તે ઊર્ધ્વ, અધો અને તિર્યગ્લોકમાં રહેનારા જીવાદિ પદાર્થોના સ્વરૂપને યથાર્થ જોવા લાગે છે કારણ જેના અવધિજ્ઞાનાવરણનો ક્ષયોપશમ થયો હોય તેનું દર્શન સ્વભાવતઃ નિર્મળ થઈ જાય છે.

सुसमाहिये लेस्सस्स अवितक्कस्स भिक्खुणो ।
सव्वतो विप्पमुक्कस्स आया जाणाइ पज्जवे ॥

આ મનઃપર્યવ જ્ઞાનના પ્રાકટ્યરૂપ સાતમું સમાધિ સ્થાન છે જે તેજ, પદ્મ અને શુકલ લેશ્યાનો ધણી છે, જેનું ચિત્ત નિશ્ચલ અને શ્રદ્ધાશીલ છે, તર્ક-મીમાંસા (વિચારણા-સંશય)ને જેણે દૂર હડસેલ્યા છે અને એનાથી જેના હૃદયમાં દૃઢ વિશ્વાસ જન્મ્યો છે. જે વિશુદ્ધસયંમી છે, અપ્રમત્ત સયંત છે તેને મન.પર્યવ જ્ઞાન ઉત્પન્ન થાય છે. તેથી તેને સમ્યગ્જ્ઞાન, દર્શન ચારિત્ર તથા તપ સંબંધી સવિશેષ સમાધિ ઉત્પન્ન થાય છે.

जयासे णाणावरणं सव्वं होइ खयं गयं ।
तओ से लोगमलोगं च जिणो जाणति केवली ॥ ८ ॥

जयासे दंसणावरणं सव्वं होइ खयं गयं
तओ लोगमलोगं च जिणो पासति केवली ॥ ९ ॥

આ બે ગાથામાં ક્રમશઃ કેવળ જ્ઞાન અને કેવળ દર્શન રૂપ આઠમું અને નવમું સમાધિ સ્થાન બતાવેલ છે. જેના જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય રૂપ ચાર ઘનઘાતક કર્મ ક્ષયંગત થઇ જાય છે તે જિન ભગવાન થઈ જાય છે. કેવળજ્ઞાન અને કેવળદર્શનને ધારણું કરનારો હોઈ તે કેવળીના નામથી ઓળખાય છે. સર્વ કર્મોના ક્ષય થવાના કારણે તે સર્વજ્ઞ–સર્વદર્શી થઈ સંપૂર્ણ મૂર્ત–અમૂર્ત પદાર્થોને જાણનાર અને જોનાર થઈ જાય છે. આ સમાધિ અચ્યુત હોય છે. આ સમાધિમાં પડવાનું કે તરતમતા આવવાનું ભયસ્થાન નથી.

તાડ વૃક્ષને પોષણ આપનારી ઘણી નસો હોય છે પરંતુ એક પ્રમુખ નસને જો તીક્ષ્ણ સોય જેવા શસ્ત્રથી છેદન કરવામાં આવે તો તે તાડ વૃક્ષ આખું સુકાઇ જાય છે. બરાબર એજ રીતે મોહનીય કર્મના ક્ષય થવા પર જ્ઞાનાવરણીયાદિ ઘાતી કર્મો સ્વયં નાશ પામી જાય છે. મસ્તક કપાઇ જવાથી જેમ શેષ અંગ અને આત્મા પણ પ્રાણવાયુથી શૂન્ય થઇ જાય છે, સેનાપતિના મૃત્યુથી જેમ સેના ભાગી જાય છે, ધૂમાડા રહિત અગ્નિ જેમ લાકડા આદિ ઉત્પાદક કારણોના અભાવથી સ્વયં શાંત થઇ જાય છે, તેમ મોહનીય કર્મનો નાશ થવાથી, શેષ બધા કર્મો સ્વયં નષ્ટ થઇ જાય છે. જેમ સુકાએલા વૃક્ષો જળ સિંચનથી પુનઃ જીવિત નથી થતા, જેમ બળી ગયેલા બીજો પુનઃ અંકુરિત થતા નથી, તેમ કર્મ બીજના દગ્ધ થવા પર જન્મ મરણ રૂપ અંકુર અંકુરિત થતા નથી.

चिच्चा ओरालियं बोदिं नामगोय च केवली ।
आउय वेयणिज्जं च छित्ता भवति निरओ ॥

આ ચરમ અને દશમ સમાધિ સ્થાન છે. જ્યારે અંત સમય આવે છે ત્યારે કેવલી ભગવાન ઔદારિક, તૈજસ અને કાર્મણ શરીરને તથા નામ, આયુ, ગોત્ર અને વેદનીય કર્મોને પોતાના આત્મ પ્રદેશોથી પૃથક્ કરી, કર્મપ્રદેશો રહિત થઈ, મોક્ષ મેળવી લે છે. તેવા જીવને સાદિ અનંત પદની પ્રાપ્તિ થઈ જાય છે. તે પવિત્ર આત્મા સિદ્ધ, બુદ્ધ, મુકત, અજર, અમર, નિત્ય, શાશ્વત આદિ અનેક નામોથી ઓળખાવા લાગે છે.

આ દશે પ્રકારની સમાધિ માત્ર ધર્મ ચિંતન ઉપર આધારિત છે. એટલે સમાધિ મેળવવા ઇચ્છતી વ્યકિતએ ધર્મ ચિંતન અથવા અનુપ્રેક્ષામાં રત રહેવું જોઇએ. આજ મોક્ષનું પરમ દ્વાર છે.

# સામાયિક સાધના

આજે સામાયિક વિષે કિંચિત્ માત્ર પ્રકાશ નાખીશ.

તમે બધા રોજ સામાયિકની આરાધના કરો છો. સામાયિકની આ સાધના જો સમભાવની વૃદ્ધિમાં સહાયક બને, અહંના વિસર્જન અને મમતાના ત્યાગમાં સમર્થન કરનારી બને, તો ભગવાને બતાવેલી સામાયિકની સાચી દિશામાં તમે પ્રગતિશીલ છો એમ નિઃશંકપણે માની શકાય. પ્રતિદિન તમે નિયત પ્રમાણે સામાયિક વ્રતની આરાધના તો કરો છો, પરંતુ તે વ્રતના આરાધનથી જીવનમાં આવવાં જોઇતાં પરિવર્તનો ન આવતાં હોય, સદ્‌ગુણોના સંવર્ધનની ધારી પુષ્ટિ જોવા ન મળતી હોય, દૈનિક ચર્યા તેમજ વ્યવહાર અને વ્યાપાર સંબંધી કાર્યોમા ડગલે ને પગલે સમતા અદૃશ્ય થઇ જતી હોય, અને વિષમતાનું તાંડવ નૃત્ય સ્પષ્ટ દેખાઇ આવતું હોય તો સમજવું કે જે વ્રતની તમે આરાધના કરી રહ્યા છો તે ભગવાને બતાવેલ સામાયિક વ્રત નથી. એવા વ્રતારાધનથી તમારા મનની સંતુષ્ટિ ભલે થઇ જતી હોય, પરંતુ આત્મિક ગુણોની સંપુષ્ટિ તેનાથી સિદ્ધ થતી નથી.

આપણા મનમાં જો એ ભાવ ઊંડાણથી પ્રવેશી જાય અને પ્રાણોને સ્પર્શી જાય કે, આ જગત એક રંગમંચ છે, અભિનય બતાવવાનું એક અજોડ સ્થાન છે, આપણે તો માત્ર અભિનેતા છીએ, અભિનયને ભજવનારા છીએ, કર્તા નથી પણ માત્ર અભિનય કરનારા છીએ, તો અહંને સઘન કે પ્રગાઢ થવાનો અવકાશ રહેશે નહિ અને અહંના અભાવમાં કતૃત્વના ભાવો ઉત્પન્ન થશે નહિ. કર્તૃત્વના ભાવથી શૂન્ય ક્રિયાઓ બંધક થતી નથી. બંધ હંમેશાં અહંમૂલક હોય છે બ્રહ્મને બદલે જ્યારે કેન્દ્રમાં અહં આવીને બેસી જાય છે, ત્યારે અહંનો વિસ્તાર વધતો જાય છે અને જેમજેમ અહંનો વિસ્તાર વધતો જાય છે, તેમતેમ માણસ વસ્તુઓ સાથે તદાકાર થતો જાય છે. તે પોતાને વસ્તુઓનો કર્તા અને નિર્માતા માનતો થઈ જાય છે. પ્રકૃતિથી ઘટતી ઘટનાઓ, નિયતિથી યથાવાસ્થિત ચાલતી સૂર્ય, ચંદ્રાદિ પદાર્થોની નિયત ગતિઓ અને પ્રારબ્ધથી સમુપલબ્ધ થતી અનુકૂળતા પ્રતિકુળતાનું કર્તૃત્વ પોતાને માથે ઓઢી લે છે. પરિણામે તે સમતાને ખોઈ બેસે છે અને વિષમતાના ગર્તમાં ધકેલાઈ જાય છે. વિષમતા એ જ દુખ છે એટલું જ નહિ, દુખની પરંપરાનું દુઃખદાયી મૂળ છે.

તમે રામલીલા અનેકવાર જોઇ હશે. આજે રામ અને સીતાને થયાં હજારો વર્ષો થઇ ગયાં છે. તેમનાં જીવન ઇતિહાસની આછી રૂપરેખા રામલીલામાં બતાવવામાં આવે છે. અસલી રામ તો આજે મોક્ષમાં છે. સીતાજી દેવલોકમાં બિરાજિત છે. અને રાવણ આજે નરકમાં રગદોળાઇ રહ્યો છે. છતાં રામલીલા તો ચાલ્યા જ કરે છે.

જો કે રામલીલા તો માત્ર અભિનયજ છે, પરંતુ સાચા રામને પણ જો શોધી કાઢવામાં આવે તો તે પણ રામલીલાનાં એક અભિનયના પાત્રથી વધારે નથી જ. અસલી રામની પણ

આ જ એક વિશેષતા છે. સીતાને શોધવા તેઓ પોતાની આખી જિંદગીને હોડમાં મૂકે છે અને એક ધોબીના નાસમજ શબ્દો સાંભળી તે જ સીતાને પાછા જંગલમાં તજી પણ દે છે. રાવણ સાથે જીવ સટોસટની લડાઈ કરીને અથાગ પરિશ્રમ પૂર્વક તેઓ લંકાનું રાજ્ય મેળવે છે અને એકક્ષણમાં, કાંઇજ વિચાર કર્યા વગર, પાછું તેને દાનમાં પણ આપી દે છે. આ બધું જો રામને માટે વાસ્તવિક હોત, લીલા કે ક્રીડા ન હોત તો ભારે મુશ્કેલી થાત. પરંતુ રામને માટે ખરેખર આ બધું વાસ્તવિક નહોતું, માત્ર અભિનયનો જ એક ભાગ હતો. રામ અતિશય ગંભીર છે. અન્યથા એક નજીવી, નાનકડી, નગણ્ય વાત માટે, એક ધોબીની વાત સાંભળીને સીતાનો ત્યાગ કરે ખરા ? પરંતુ આ એક તેમના અભિનયની જ પૂર્તિ હતી.

શ્રી રામનો આ પણ એક બીજો અભિનય છે. સીતા ખોવાઇ ગયાં છે. રામ ભારે આક્રંદ અને વિલાપ કરી રહ્યા છે. ગાંડાની માફક જંગલમાં આમ તેમ ભટકી રહ્યા છે. અને સીતાજીને શોધી રહ્યા છે. જંગલનાં વૃક્ષોને પૂછી રહ્યા છે કે મારી સીતા ક્યાં છે ? આશ્ચર્યની વાત તો એ છે કે, રામ સીતાની ઇચ્છાથી જ સોનાના મૃગને મેળવવા તેની પાછળ ભાગ્યા છે. આપણે પણ જાણીએ છીએ કે, સોનાનો મૃગ હોતો નથી. છતાં રામ સોનાના મૃગની પાછળ દોટ મૂકે છે. આ બધા શ્રીરામના અભિનયનો જ એક કીમતી અને હૃદયસ્પર્શી ભાગ છે.

સોનાના મૃગની પાછળ રામ દોડે છે અને લક્ષ્મણને ઉદ્દેશીને મોટા અવાજે બૂમ પણ મારે છે–'હે લક્ષ્મણ ! આવ, મને બચાવ !' લક્ષ્મણજી શ્રીરામના આ ઉદ્દ્ગારો બરાબર સાંભળે છે પણ સીતાને એકલાં મૂકી, લક્ષ્મણજી જવા તૈયાર થતા નથી. તેથી સીતાજી ભારે મુંઝવણમાં પડી જાય છે. લક્ષ્મણને જવા માટે તેઓ દબાણ કરે છે, પરંતુ લક્ષ્મણ એકના બે થતા નથી. તેઓ કહે છે, મોટાભાઇ મને તમારા રક્ષણની જવાબદારી સોંપીને ગયા છે એટલે હું જઇશ જ નહિ. સીતા માટે તે અસહ્ય બની જાય છે. તેઓ લક્ષ્મણજીને ન કહેવાના શબ્દો પણ કહે છે. સીતાજી લક્ષ્મણને આવા કડવા શબ્દો ક્યારે કહી શકે કે જ્યારે તેણીની દૃષ્ટિએ આ એક અભિનયનો જ હિસ્સો હોય. રામ અને સીતાની દૃષ્ટિમાં તો આ બધો અભિનયનો જ એક ભાગ હતો. પરંતુ લક્ષ્મણજીની દૃષ્ટિમાં આ એક હકીકત હતી. એટલે સીતાના તીખા તમતમતા અને વ્યંગભર્યા શબ્દોની તેમના મન પર ભારે માઠી અસર થઇ. તેઓ રામને ભૂલી ગયા, સીતા પણ ભૂલાઇ ગયાં, અને તે બન્નેને સ્થાને ક્રોધે રુદ્ર સ્વરૂપ ધારણ કર્યું. ક્રોધના આવેશમાં રામના આદેશનું પ્રાણાતે પણ પાલન કરવાની વાત વિસરાઈ ગઈ, અને કાંઇજ વિચાર્યા વગર તેઓ સીતાને છોડી ચાલી નીકળ્યા.

સીતા જેવી દેવીના મોઢેથી આવા કઠોર અને અજુગતા શબ્દો ઘણાને ભારે કષ્ટપૂર્ણ લાગશે. સીતાના આ જાતના અભદ્ર અને કઠોર વ્યવહારની ભારે ક્લિષ્ટ ટીકા પણ થશે. પરંતુ આ બધું તેમને જ લાગશે અથવા તેઓ જ કરશે, જેઓ આ આખી લીલાની પૂરેપૂરી વ્યવસ્થા સમજતા નથી. સીતા અને રામના આ બધા વ્યવહારો, તેમની જે પાત્રતા, યોગ્યતા, ક્ષમતા

અને પવિત્રતા આપણા માનસમાં સંઘરાએલાં છે તે દૃષ્ટિએ હલકી કોટિના અને ઓછાપણાના લાગશે, પણ આ એક તેમના અભિનયના ભાગની જ માત્ર પૂર્તિ છે. તેઓ શ્રી રામ શ્રી લક્ષ્મણ અને સીતાજીની સ્થિતિને પામેલા નથી તેથી તેમને માટે આ બધી હકીકત છે, રમત કે લીલા નથી.

આ આખા ખેલમાં રામને આપણે પ્રમુખ માન્યા એટલે આ આખી ક્રીડાને 'રામલીલા'નું નામ આપ્યું, પરંતુ તેનું પણ કારણ છે. આમ તો ભરતને પણ કોઇ પ્રમુખ માનત તો પણ કોઇ અલ્પતા રહેવા ન પામત. તેઓ પણ કંઇ ઓછા કીમતીનાયક નહોતા. રાવણને પણ આપણે મુખ્ય માની શકયા હોત કેમકે તેના વગર આ આખી ઘટના ઘટી શકી ન હોત. સીતાજી તો કેન્દ્રીય છે જ, કેમકે તેમની આસપાસ જ આ આખી લીલાની જાળ ફેલાએલી છે અને વિસ્તાર પામી છે. પરંતુ આ બધાં નાયકોને છોડીને માત્ર રામને જ નાયક માન્યા, તેનું એકજ મુખ્ય કારણ એ હતું કે આ આખા ખેલમાં તેને ખેલ તરીકે જાણનાર, ઓળખનાર અને માનનાર એ એકજ વ્યક્તિ હતા.

જીવન પણ એક ખેલ છે. આવી પડેલી ફરજને અભિનય માની, અહંશૂન્ય માનસથી તેને અદા કરતાં રહેવામાં વિષમતાને સ્થિર થવાનો અવકાશ નથી. સમતાના સંવર્ધનની તેમાં શકયતા છે અને એ જ સામાયિકની ભૂમિકા છે જે ચોવીસે કલાક જીવન સાથે જોડાએલી રહે છે.

સામાયિકને જીવનમાં વણી લેનારના હૃદયમાં કડવાશને સ્થાન નથા રહેતું. સવ ; જીવો પરત્વે તેની સમભાવની ભૂમિકા વૃદ્ધિંગત થતી જાય છે અને તેના જીવનમાં મીઠાશ અને મૈત્રી ભાવ વધતાં જાય છે. ચારિત્ર્ય ગુણનું મૂળ જ સામાયિક છે. શ્રાવક હોય કે સાધુ, સામાયિક તેમનાં આધ્યાત્મિક જીવનનું અવિભાજ્ય અંગ બની જાય છે. આ સામાયિકનું સ્વરૂપ અનુયોગ દ્વાર સૂત્રમાં આ રીતે જણાવેલ છે–

जस्स सामाणीओ अप्पा सजमे नियमे तवे ।
तस्स सामाइयं होइ इइ केवली भासियं ॥

સર્વજ્ઞ સર્વદર્શી પરમાત્માએ સામાયિકનું રહસ્ય બતાવતાં જણાવેલ છે કે જેણે પોતાના આત્માને સંયમ, નિયમ અને તપમાં પ્રતિષ્ઠિત કરેલ છે તેને સામાયિક હોય છે. આ સામાયિક જીવનમાં પ્રશમ ગુણનો આવિર્ભાવ કરનારી હોય છે. પ્રશમ ગુણનું શું માહાત્મ્ય છે તે બતાવતાં આચાર્ય ભગવાન કહે છે.

स्वर्गे सुखानि परोक्षाण्यत्यन्त परोक्षमेव मोक्षसुखम् ।
प्रशमसुख प्रत्यक्षं न परवश न च व्ययप्राप्तम् ॥

સ્વર્ગ અને મોક્ષના અનુપમ સુખ વિષે ગ્રંથો અને શાસ્ત્રો સાક્ષી પૂરે છે. સ્વર્ગના લોકોત્તર સુખો અને મોક્ષના અમૃતત્વના આનંદનાં વર્ણનો કયાંય ઓછા જોવા મળતાં નથી. તેમની સત્યતા આગમ પ્રમાણથી માની શકાય ખરી, પરંતુ તે પરોક્ષ અત્યંત પરોક્ષ છે. પરંતુ ઉપશમથી

પ્રાપ્ત થતા-અમૃત રસના સુખસ્વાદની અનુભૂતિ સ્વસંવેદન પ્રત્યક્ષથી સહુ કોઇ જાતે જ અનુભવી શકે છે. પ્રશમ રસમાંથી આવિર્ભાવ પામેલું સુખ પરાશ્રિત નથી કે જે સમય અને સંજોગે ફરતાં દુઃખરૂપે પરિણમે.

જેમ ક્રોધ કષાય આત્મ પ્રદેશોમાં સ્પંદન અને અણધારી ઉષ્ણતા ઉત્પન્ન કરે છે, સમતાને ઊલટાવી તામસમાં ફેરવી નાખે છે તેમ અહંકાર પણ જંપીને માણસને બેસવા દેતો નથી. અહં આત્મિક શાંતિનો પરમ દુશ્મન છે. વિવિધ વક્તાની જે ચેષ્ટાઓ દૃષ્ટિગોચર થાય છે તે વિફરેલા અહંનું જ વિકૃત નૃત્ય છે. આ અહંના ફેણીધરને, વિનમ્રતા અને મૃદુતાના અવંધ્ય મંત્રથી જો વશ કરવામાં ન આવે તો અનિષ્ટની પરંપરા ઊભી કરવામાં તે કશીજ મણા રાખે નહિ. માટે ગમે તેમ સમતા રસ વધારવા અને અહંમૂલક વિષમતાઓ દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ.

મને સમતા રસની પ્રચુરતાનો એક દાખલો યાદ આવી જાય છે. તદનુસાર, રામાનુજ સંપ્રદાયમાં વેંકટેશ્વર નામના એક પરમ ભકત આચાર્ય થયા છે. પુષ્ટિ માર્ગને અનુસરનાર, ભકિતમાર્ગની પરંપરાને સાચવનાર એક પુષ્ટિ સંપ્રદાય છે શ્રી વેંકટેશ્વરાચાર્ય તો ભકિતના શિખરને સ્પર્શેલા હતા. તેમની ભકિતનો મહિમા વ્યાપક હતો. ભકતશિરોમણિ તરીકે પોતાના યુગમાં તેઓ ખ્યાતિ પ્રાપ્ત મહાપુરુષ હતા. પરંતુ પ્રકૃતિ સદા સંતુલન જાળવી રાખે છે. સંતુલનમાં વિષમતાને તે કદી પ્રવેશવા દેતી નથી. તે મુજબ એમના સદ્‌ગુણો અને સદાચાર તરફ જેમ એક મોટો સમુદાય આકર્ષાયેલો હતો તેમ એમના તરફ અસહિષ્ણુતા, ઇર્ષ્યા અને તેજોદ્વેષથી જોનારો, જ્ઞાત અજ્ઞાત માર્ગે તેમના દોષોને શોધી કાઢવા તત્પર એવો એક બીજો વિરોધી સમુદાય પણ હતો. આ સમુદાય તેમની લોકોત્તર દિવ્યતા અને પ્રતિભા સંપન્ન પવિત્રતાથી અંજાઇ જવાને બદલે, વેરની દુષ્ટ ભાવનાથી સળગી રહ્યો હતો. આ પવિત્ર પુણ્યાત્માને ગમે તે રીતે અપમાનિત કરવા તે પ્રયત્ન કરી રહ્યો હતો

એમના દુર્ગુણો દેખાય અને એમને બદનામ કરી શકાય એવું તો હતું જ નહિ. દુશ્મનો પણ આ સત્ય કબુલ કરતા હતા. તેમની પવિત્રતાને સાબીત કરવા કશાજ પ્રયત્નની જરૂર નહોતી. પરંતુ દ્વેષથી બળતું માનસ વિવેકને ચૂકી જાય છે સારાનરસા પરિણામનું તેને ભાન રહેતું નથી. તે ભીંત ભૂલે છે, ન કરવાનું કરી બેસે છે અને ન બોલવાનું બોલી જાય છે.

વિરોધી દળના માણસોએ શ્રી વેંકટેશ્વરાચાર્યની ઝુંપડીની બહાર પગરખાંનું એક તોરણ બનાવી બાંધી દીધું કે જેથી તે જોડાઓનો સંસ્પર્શ, આવતા જતાં, એમના માથા સાથે થાય, અને તેથી લોકોની નજરમાં તેઓ હલકા પડે, મશ્કરીના પાત્ર બને. બીજાને હલકા પાડવાની કલુષિત અને કુત્સિત વૃત્તિથી ખરેખર તો પોતેજ હલકા પડતા હતા તે સત્ય તેઓ ભૂલી જતા હતા!

જ્યારે મહાત્મા વેંકટેશ્વર પોતાની મઢુલીમાંથી બહાર નીકળ્યા, ત્યારે પગરખાનાં તોરણે તેમનું બરાબર સ્વાગત કર્યું. આ જોઇ તેજોદ્વેષથી પીડાતો વિરોધી સમુદાય જોરથી હસી પડ્યો.

પોતાના હૃદયમાં રહેલી બિભત્સવૃત્તિ પોષાયાનો તેમને સંતોષ થયો. શ્રી વેંકટેશ્વરાચાર્ય તરફ તેમના હૃદયમાં જે ઈર્ષ્યા અને વેરવૃત્તિ હતી તેનું આ નગ્ન પ્રદર્શન હતું. પરંતુ શ્રી વેંકટેશ્વર તેથી જરાપણ ક્ષોભ કે સંકોચ અનુભવ્યા વગર તરતજ હસતા હસતા બોલી ઊઠયાઃ

कर्मावलम्बकाः केचित् केचिद् ज्ञानावलम्बकाः ।
वयंतु हरिदासानां पादरक्षावलम्बकाः ॥

કેટલાક સત્પુરુષો ગીતા પ્રરૂપિત કર્મમાર્ગનો આશ્રય લઈ તરી ગયા છે. કબીર, રૈદાસ, વગેરે મહાત્માઓએ પોતાને નિયતિએ આપેલા કર્મને નિષ્ઠાથી વરેલા રહી, તાણાવાણા વણતા અને જોડા ગાંઠતા, આત્માના તાણાવાણા વણી-લીધા. શંકરાચાર્ય જેવા સત્પુરુષો જ્ઞાન માર્ગનું અવલંબન સ્વીકારી, સંસાર સમુદ્ર પાર કરી ગયા. અમે તો હરિદાસોના, આવા ભગવદ્ ભકતોના પગરખાંનું અવલંબન લઇને તરવાના છીએ.

આચાર્યશ્રીની સરળતા, વિનમ્રતા, અને પવિત્રતા જોઈ હસનારાઓનું હાસ્ય બંધ થઈ ગયું. તેઓ શરમાઈ ગયા અને પગે પડયા. તાત્પર્ય એ છે કે ગમે તેવા વિષમ સંજોગોમાં પણ સમતા ટકાવી રાખવી એ જ સામાયિકનો પરમ આદર્શ છે.

તમે બધા રોજ ઉપાશ્રયમાં સામાયિક કરો છો. સામાયિક કરતી વખતે તમારી સ્થિતિ, તમારા અધ્યવસાયો, જુદા હોય છે અને ઉપાશ્રય છોડયા પછી તમે સાવ બદલાઇ જાઓ છો. બંને વખતે હોવી જોઇતી એકરૂપતા તમારામાં દૃષ્ટિગોચર થતી નથી. તમે માની લીધું કે, સામાયિક તે ઉપાશ્રયનો ધર્મ છે. વ્યવહાર અને જીવનના બીજા ક્ષેત્રમાં તેનો કશો જ ઉપયોગ નથી. પરંતુ તેમ સમજવું એક મોટી ભૂલ છે.

પુણિયા શ્રાવકની સામાયિક તો જાણીતી છે. ભગવાન પોતાના શ્રીમુખેથી તેની સામાયિકના વખાણ કરે છે. રાજા શ્રેણિકને, નરકના દળિયા તોડવા, પુણિયા શ્રાવકની સામાયિક ખરીદવા તેઓ ભલામણ કરે છે. સામાયિક એ કંઇ બજારની લેવાદેવાની વસ્તુ નથી, આત્મા સાથે સંબંધ ધરાવતી આંતર્જ્યોતિ છે. આ સત્ય તેના પ્રાણોને સ્પર્શાવવા જ ભગવાને આ ભલામણ કરી હતી.

કહેવાય છે કે, પુણિયા શ્રાવક પાસે બે દોકડાની જ સંપત્તિ હતી. છતાં એક દિવસ તે પોતે ઉપવાસ આદરતો અને સ્વધર્મી બંધુને જમાડતો અને બીજે દિવસે તેનાં ધર્મ પત્ની ભૂખ્યાં રહેતાં અને સ્વધર્મીનું સન્માન કરતા. એકવાર ચૂલો સળગાવવા, કોઈના ચુલામાથી પૂછયા વગર તેનાં પત્ની ભારેલો અગ્નિ લઈ આવેલાં. આ નજીવી અણુહકની વસ્તુનો ઉપયોગ કરવાને કારણે પુણિયા શ્રાવકને સામાયિકમા જે સ્થિરતા રહેવી જોઇએ તે રહી નહિ. એટલે કંઇક ભૂલ થઇ ગઈ હોવાની, અજાણ્યે પણ અનીતિ આચરાઈ ગઈ હોવાની ફરિયાદ તેણે પોતાની પત્નીને કરી. તેનાં પત્ની પણ સરળ સાત્વિક અને નિખાલસ હતાં. પોતે કરેલ ભૂલ કહી બતાવી. ફરી એ ભૂલની આવૃત્તિ ન થાય તેનો દઢ નિર્ણય કર્યો ત્યારે પુણિયા શ્રાવકને સંતોષ થયો.

બે ઢોકડાની જ માત્ર સંપત્તિવાળા પુણિયા શ્રાવકની નિષ્ઠા, અને લાખોની સંપત્તિ ધરાવતા એવા તમારા નિષ્ઠાના છેડા કયાંય મેળ ખાય છે ખરા? પછી ગમે તેટલી સામાયિકો બાંધો તોયે અંતરાત્મામાં શાંતિ અને સમાધિનો જન્મ થાય જ કયાંથી? સામાયિકની વ્યાખ્યા કરતાં શાસ્ત્રકારો કહે છે.

जो समो सव्वभूवेसु तसेसु थावरेसु य ।
तस्स सामाइयं होइ इइ केवली भाखिय ॥

જગતમાં ત્રસ અને સ્થાવર રૂપે બે પ્રકારની જીવરાશિ છે. પરંતુ એકેન્દ્રિયથી લઈ પંચેન્દ્રિય સુધી બધામાં આત્મા તો સમ એટલે મારી માફક સમાન જ છે, એટલે કોઇપણ પ્રાણીનો દ્રોહ કે કોઇની પણ સાથે રાગદ્વેષ એ આત્મ દ્રોહ જ છે, એમ જો "सव्वभूय्य भूयस्स" બરાબર સમજાઈ જાય, તો સામાયિકનું શુદ્ધ સ્વરૂપ આત્મામાં ઊભું થાય. ખરી રીતે તો સામાયિક એજ આત્મા છે અને આત્મા એજ સામાયિક છે. આત્મા અને સામાયિક બે નથી પરંતુ એકજ વસ્તુના બે નામો છે–

# ચતુર્ગતિના ભયસ્થાનો

સંસારમાં સુખ અને દુઃખનો દ્વન્દ્વ છે. ખરેખર સુખ જેવી કોઇ વસ્તુજ નથી. દુઃખની માત્રાની અલ્પતાને સુખ એવું નામ આપી દેવામાં આવ્યું છે. સુખની આવી મરીચિકામાં ફસાએલો માણસ સુખની શોધમાં રાત દિવસ ફાંફાં માર્યા કરે છે, પરંતુ સુખનાં બી વાવવા જતાં દુઃખનાં બી વવાઇ જાય છે. સુખની ઇચ્છામાંથી જ દુઃખનો જન્મ થાય છે. દુઃખ અને સુખ જીવનનાં અનિવાર્ય પાસાં છે. આ બંનેમાંથી કોઈ એકનો સ્વીકાર અને બીજાનો અસ્વીકાર અશક્ય બની જાય છે. જો જીવનમાં નિતાંત દુઃખ જ હોત તો માનવ જાતને વારંવાર જાગૃત કરવાની ભગવાન મહાવીર કે ભગવાન બુદ્ધને જરૂર ન પડત. લોકો દુઃખથી ઘણા ગભરાય છે. સૌ દુઃખને છોડવા ઇચ્છે છે અને સુખને મેળવવા ચાહે છે, છતાં દુઃખથી ભાગીને સંન્યાસી થઈ જતા નથી. દુઃખથી પીડિત હોવા છતાં તે દુઃખથી ભાગી જતા નથી માટે દુઃખથી ભિન્ન એવું કોઇ અનેરું આકર્ષણ હોવું જ જોઇએ જે દુઃખના દરિયા વચ્ચે પણ તેમને અટકાવી અને રોકી રાખે છે.

જો દુઃખ સાથે ક્યારેય પણ સુખના કણની અનુભૂતિ ન થવા પામી હોત તો માણસ દુઃખથી કંટાળી અવશ્ય ભાગી જવા પ્રયત્ન કરત. પરંતુ સુખની આશા અને અભીપ્સામાં તે આ મોટા દુઃખના પહાડને પણ વહન કર્યે જાય છે. કણભર સુખને માટે મણભર દુઃખ સહન કરવા તે તૈયાર રહે છે એનો અર્થ જ એ છે કે, તેને મન મોટા દુઃખ કરતા ક્ષણભર સુખની કિંમત વધારે છે. એટલે સુખ પણ સત્ય છે. પરંતુ એકાંત ત્યાગને વરેલા દુઃખ પર ભાર મૂકે છે તો ભોગની પ્રમુખતાવાળા સુખને જ જોઇ શકે છે. ત્યાગીઓની દષ્ટિમાં સુખનું ક્યાંય દર્શન નથી

તો ભોગીઓની દૃષ્ટિમાં દુઃખનું ભારોભાર અદર્શન છે. આ એકાંત દૃષ્ટિમાં આંશિક સત્યો હોવા છતાં પરસ્પર નિરપેક્ષ હોવાને કારણે, આંશિક સત્યો પણ અસત્યમૂલક બની જાય છે.

કોઇ કહે કે, માત્ર જન્મ જ છે–તો તે અભિપ્રાય અસત્ય થઇ જાય છે. કારણ કે દરેક જન્મ સાથે મૃત્યુ જોડાએલું જ છે. કોઇ કહે કે મૃત્યુ જ છે–તો તે પણ અસત્ય બની જાય છે. કારણ કે પ્રાયઃ દરેક મૃત્યુની સાથે જન્મ સંકુળાયેલો છે. સુખદુઃખની પણ આ જ વ્યવસ્થા છે. આ વસ્તુને જરા ગંભીરતાથી વિચારીએ અને તેની ગહનતામાં પ્રવેશીએ તો આપણને લાગશે કે દરેક સુખ સાથે દુઃખ અને દરેક દુઃખ સાથે સુખ અનિવાર્ય રીતે જોડાએલાં છે. આ દ્વંદ્વ જ સંસાર છે. એટલે જ્યારે વધારે ગહનતા અને ઊંડાણમાં જવાનો અવસર મળે છે ત્યારે આપણે સમજી શકતાં નથી કે દુઃખ ક્યારે સુખમાં પરિવર્તિત થઇ જાય છે અને સુખ ક્યારે દુઃખમાં ફેરવાઇ જાય છે. એક ક્ષણ પહેલાં જે સુખકર પ્રતીત હોય છે, પરિસ્થિતિ બદલાતાં તે દુઃખરૂપ બની જાય છે. દુઃખરૂપ જણાતી વસ્તુઓ સંજોગો પરિવર્તિત થતાં, સુખમાં ફેરવાઇ જાય છે.

સુખ અને દુઃખ આકાશમાં છવાએલાં વાદળાં જેવાં છે, જે આવે છે અને જાય છે. છતાં સુખ અને દુઃખ બેઉ સત્ય છે. એટલે જ્યારે માણસ દુઃખના પ્રસંગોમાં પણ અનુકૂળતા અથવા પ્રસન્નતાનો અનુભવ કરે અને સુખના પ્રસંગોમાં પણ સુખ અને આનંદનો અનુભવ કરે, ત્યારે જ તે કહી શકે કે દુઃખ પણ મને સ્વીકાર્ય છે, તેમાં હું રાજી છું; સુખપણ મને મંજુર છે, તેમાં હું ખુશી છું. જે ક્ષણે એવી સમજ ઊભી થશે કે આજનું દુઃખ છે તે આવતી કાલનું સુખ છે અને આજના સુખમાં આવતી ક્ષણોનું દુઃખ સમાએલું છે પછી તે દુઃખમાં ગભરાશે નહિ અને સુખમાં અભિમાન કરશે નહિ. તે સમજશે કે જીવનમાં સુખ અને દુઃખ બંનેનું સમાન સ્થાન છે. જીવનમાં બંને આવે છે, અને આવીને ચાલ્યાં જાય છે. માટે બંનેના સત્કારમાં જ દુઃખાતીત થઇ જવાની ચાવી છે. આવી અવસ્થા જ પરમ આનંદની અવસ્થા છે. સમજણને જ્યારે આવી અવસ્થા પ્રાપ્ત થશે ત્યારે જ સચ્ચિદાનંદ જે આત્માનું સ્વરૂપ છે અને તેમાં જે આનંદ ગુણ છે તે સોળે કળાએ ખીલી ઊઠશે.

જ્યાં સુધી દ્વન્દ્વાતીત ન થઈએ ત્યાં સુધી સુખ દુઃખ મિશ્રિત સંસારની વિચિત્રતાના અવનવાં દૃશ્યો આપણી સમક્ષ ઊભાં થતાં જ રહેવાનાં. આ જગત નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિરૂપ છે. આ ચાર ગતિઓમાં સંસારી જગત સમાઈ જાય છે. એક એવી પણ ગતિ છે કે જ્યાં ગયા પછી પાછા આવવાનું રહેતું જ નથી અને તે છે સિદ્ધ ગતિ. સહુથી ક્ષુદ્ર સ્થિતિ અને જ્ઞાનની અત્યલ્પતા નિગોદની સ્થિતિમાં છે. નિગોદ એ પણ તિર્યંચ ગતિના જ જીવો છે. સહુથી અવિકસિત જીવની આ દશા છે. નિગોદના જીવો, એક સ્વસ્થ માણસ એક શ્વાસોચ્છ્વાસ લે એટલા જ સમયમાં સાડાસત્તર વખત જન્મ મરણ કરે છે.

નિગોદના જીવના ભવને ક્ષુદ્રભવ કહેવાય છે. જૈન કાળગણના અનુસાર અસંખ્યાત સમયની આવલિકા હોય છે. સંખ્યાત આવલિકાનો એક ઉચ્છ્વાસ–નિશ્વાસ હોય છે. એક રોગરહિત નિશ્ચિંત તરુણ પુરુષના એક વાર શ્વાસ લેવા અને છોડવાના કાળને એક શ્વાસોચ્છ્વાસ કાળ કહેવાય છે. સાત શ્વાસોચ્છ્વાસ કાળનો એક સ્તોક થાય છે. સાત સ્તોકનો એક લવ થાય છે. સાડા આડત્રીશ લવની એક ઘડી થાય છે. બે ઘડીનું એક મુહૂર્ત થાય છે. એક મુહૂર્તમાં શ્વાસોચ્છ્વાસની સંખ્યા કાઢવા માટે ૧ મુ × ૨ ઘ. × ૩૮$\frac{૧}{૨}$ લવ × ૭ સ્તોક × ૭ ઉચ્છ્વાસ–આ બધાનું ગુણન ફળ ૩૭૭૩ સંખ્યા આવે છે. એક મુહૂર્તમાં એક નિગોદિયાનો જીવ ૬૫૫૩૬ વાર જન્મ લે છે.. એટલે ૬૫૫૩૬ ને ૩૭૭૩થી ભાગવાથી ૧૭$\frac{૧૩૯૫}{૩૭૭૩}$ લબ્ધ આવે છે. સારાંશ એ છે કે, એક શ્વાસોચ્છ્વાસ કાળમાં સત્તરથી પણ કાંઈક અધિક ક્ષુદ્રભવ પ્રમાણ જાણવુ જોઈએ.

આધુનિક કાળગણના મુજબ એક મુહૂર્તના ૪૮ મિનિટ હોય છે. એક મુહૂર્તમાં ૩૭૭૩ શ્વાસોચ્છ્વાસ હોય છે. ૩૭૭૩ને ૪૮થી ભાગવાથી એક મિનિટનાં લગભગ સાડા અઠ્ઠોતેર શ્વાસોચ્છ્વાસ આવે છે. એટલે એક શ્વાસોચ્છ્વાસ કાળ એક સેકંડથી પણ અલ્પ હોય છે. આટલા જ કાળમાં એક નિગોદિયો જીવ સત્તરથી પણ કાંઈક વધારે જન્મ ધારણ કરે છે.

સ્પર્શેન્દ્રિય સિવાય નિગોદના જીવોને બીજી કશી જ ઇન્દ્રિયો કે સાધનો હોતા નથી. આખા જગતમાં નિગોદના જીવો ભર્યા પડ્યા છે. સ્પર્શેન્દ્રિયબળ પ્રાણ, કાયબળ પ્રાણ, આયુષ્ય બળ પ્રાણ અને શ્વાસોચ્છ્વાસબળ પ્રાણ એમ ચાર પ્રાણ તેમને હોય છે. આવી મુશ્કેલીભરી અને વિચિત્ર અસહાય અવસ્થામાં તેમને નાનો એવો કાળ વ્યતીત કરવાનો નથી હોતો પરંતુ અનંતાનંત કાળ એની એ પરિસ્થિતિમાં તેમને વ્યતીત કરવાનો હોય છે. આજની કાળ ગણતરી મુજબનો હિસાબ કરવામાં આવે તો, એક સેકંડ કરતાં પણ ઓછા કાળમાં નિગોદના જીવો સાડાસત્તર વખત એક યોનિમાંથી બીજી યોનિમાં (પણ નિગોદમાં જ) આવ-જા કરે છે. તેમના જન્મ અને મરણનાં દુઃખો અસામાન્ય હોય છે. આવાં દુઃખોની પરંપરામાં આ જીવો અનંતકાળ સુધી સબડતા રહે છે. આવી રીતે જન્મમરણ પામતાં તેમને જે દુઃખો થાય છે તે તો તેઓ પોતે જ જાણી અનુભવી શકે છે. આવા જીવોને જન્મ–મરણની સંતાપભરી અવસ્થામાંથી એક મિનિટ માટે પણ વિશ્રાંતિ મળતી નથી. અનંતકાલિન આ ચક્રની ભુલભુલામણીમાંથી અકામ નિર્જરાના બળે કંઈક પુણ્ય સામગ્રી ભેગી થતાં, નિગોદમાંથી તેઓ નીકળે છે ખરા, છતાં એકેન્દ્રિયપણું તો હજુ પણ તેમની સાથે જ રહે છે. તેઓ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એમ વિવિધ પર્યાયોમા અસંખ્યાત કાળ સુધી જન્મમરણ કર્યા જ કરે છે. વનસ્પતિના પર્યાયમાં તો ભૂલો ન પડે તો જ અસંખ્યાતો કાળ છે. અન્યથા વનસ્પતિના પર્યાયમાં તો અનંતોકાળ નીકળી જાય છે. આ બધા જીવોની સ્થિતિ કેટલી દયાભરી અને અસહાય હોય છે તે આપણે નજરે જોઈએ છીએ.

ઘણો કાળ આ રીતે વ્યતીત કરી તેઓ બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિયમાં પરિભ્રમણ કર્યા કરે છે. એકથી અનેકવાર ઇયળ, કીડી, ભમરાઆદિના ભવો ધારણ કરે છે અને મૃત્યુને પામે છે. આ વિકલેન્દ્રિય જીવો ભૂખ, તરસ, ટાઢ, તડકાનાં અસહ્ય દુઃખો ભોગવ્યા કરે છે. તેઓ આમતેમ અસહાય ફર્યા કરે છે અને પગતળે રગદોળાયા કરે છે. આ સ્થિતિમાં ઘણો કાળ વીતી ગયા પછી જીવ ઉત્ક્રાન્તિના ક્રમ પ્રમાણે આગળ વધે છે અને અસંજ્ઞી પંચેન્દ્રિયની પર્યાયને ધારણ કરે છે. મન ન હોવાને કારણે તે અનેક જાતનાં દુઃખોનો ઉપભોક્તા થાય છે. ત્યાર પછી કદાચ સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચમાં જન્મ લે તો તે સિંહાદિ હિંસક પશુઓની પર્યાયને ધારણ કરે છે. આમ સિંહાદિ હિંસ્ર જીવોના રૂપમાં જન્મ લઇ તે નિર્બળ પ્રાણીઓને સતાવે છે. પંચેન્દ્રિય ઘાતના તીવ્ર અને ક્રૂર પરિણામોથી તે ભારે પાપોનું ઉપાર્જન કરે છે. પોતે જેમ બીજાનો શિકાર કરે છે, તેમ પોતે પણ નિર્દય વ્યક્તિ વડે, શિકારનું લક્ષ્ય બની, તરફડી તરફડીને મૃત્યુ પામે છે, અને અત્યંત સંક્લિષ્ટ પરિણામો વડે નરકગતિને પાત્ર બને છે.

નરકની વેદના ક્યાં કોઇથી છૂપી છે? શાસ્ત્રીય નરકની વાત, કે જે અધોલોકમાં સાતરાજુ કરતાં પણ વધારે વિસ્તારમાં વિસ્તરેલી છે, તેને એક ક્ષણ માટે બાજુએ મૂકીએ તો પણ લોક વ્યવહારની રીતે જ્યારે કોઈ માણસને અસહ્ય વેદના થતી હોય છે, વેદનાના મહા ત્રાસથી સંત્રસ્ત થઈ માછલાની માફક જ્યારે તે તરફડિયા મારતો હોય છે, ત્યારે તેને જોઇ સહુ કોઈ કહેવા લાગે છે કે, 'આ માણુસ નારકીય વેદના અનુભવી રહ્યો છે.' કોઇ જગ્યાએ કચરા અને ઉકરડાના ઢગલા પડયા હોય, દુર્ગંધ મારતી વિષ્ટાઓથી માથું ફાટી જતું હોય, દુર્ગંધને કારણે નાક અને મોઢા સંકોચવા પડતાં હોય, ત્યારે પણ એકાએક બોલી જવાય છે કે, 'આવા સુંદર સ્થાનને નરક બનાવી રાખ્યું છે.' આ બધું તો નરકની ઝાંખી કરાવવાના માત્ર રૂપક છે. નરકની ભૂમિ તો હમણાં કહ્યું તેવા દુઃખ અને દુર્ગંધ કરતાં અનંતગણી વધારે દુઃખ અને દુર્ગંધથી ભરેલી છે. ત્યાંનો એક કણ ભૂલેચૂકે પણ જો આ મનુષ્ય લોકમાં આવી જાય તો સેંકડો ગાઉ સુધી રહેતા જીવોના પ્રાણો નાશ પામી જાય. શાસ્ત્રોનાં આ કથન ઉપરથી અસલી નરકભૂમિની ભૂમિ વિષેની કલ્પના કરી શકાય છે.

નરકમાં રહેતા નારકોની ભૂખ અને તરસની પીડા શબ્દોથી વર્ણવી શકાય તેવી નથી. નારકી જીવો સદા તરસ્યા જ રહે છે. તરસની પીડા એવી ભયંકર અને અસહ્ય હોય છે કે, સમુદ્ર આખાનું પાણી પણ તેમની તૃષાની સંતૃપ્તિ માટે પૂર્ણ થતું નથી. તૃષાની જ માત્ર તેમને આટલી પીડા છે એમ નથી. તેમને ભૂખની પીડા પણ એટલી જ સતાવે છે. આખા જગતનું સઘળું અનાજ તેમને ખવડાવી દેવામાં આવે તો પણ તેમની ભૂખ ભાંગે નહિં એવા ભસ્મક રોગથી તેઓ સતત પીડાતા હોય છે. ભૂખ અને તરસ ઉપરાંતની પણ અન્ય ક્ષેત્રજન્ય અને પરસ્પરના સંઘર્ષોથી જન્મેલી અનંત પીડાઓ તેમને માટે મોઢું ફાડીને ઊભી જ હોય છે.

શાસ્ત્રકારો ત્યાંની ક્ષેત્રજન્ય શીત પીડા અને ઉષ્ણતાની પીડાને એક દાખલાથી સમજાવતાં કહે છે કે, એક લાખ મણ વજનવાળો એક ગોળો, જો ઉષ્ણ સ્પર્શવાળા નરકક્ષેત્રની ગરમીમાં મૂકવામાં આવે તો, 'એક ક્ષણ માત્રમાં તે લોખંડનો ગોળો પોતાનાં કઠણપણાંને છોડી, પાણી બની જાય છે. આવી અસહ્ય ઉષ્ણતામાં સતત સબડતા નારક જીવોને કેટલી ઉષ્ણતાજન્ય પીડા ભોગવવી પડતી હશે તેનું તો માત્ર આપણે અનુમાન જ કરવું રહ્યું. તમે તો ઉષ્ણતામાનની ડિગ્રી જો ૧૦૪-૧૦૫થી વધી જાય તો ઇલેકટ્રીક ફેનનો ઉપયોગ કરો છો. ઉષ્ણતાથી બચવા એરકંડીશન બંગલા બનાવો છો. ઉષ્ણતા તમારા શરીરને સ્પર્શી ન જાય તે માટે ભારે સાવચેતીનાં પગલાં આગળથી જ લો છો. ત્યારે નરકના જીવોને તમારી જેમ સગવડતા નથી. એ તો ઉષ્ણતાની ધગધગતી ભઠ્ઠીમાં સતત સળગ્યા જ કરતા હોય છે. આજે ભલે આ સાંભળવાનો વિષય બની રહ્યો હોય, ભૂતકાળમાં સાક્ષાત્ અનુભૂતિનો વિષય પણ બન્યો હશે, પરંતુ ભવિષ્યમાં ફરી આ વેદના અનુભવવી ન પડે, તેની સતત કાળજી રાખીશું તો પણ બેડો પાર થઈ જશે.

આ તો ઉષ્ણતાજન્ય વેદનાની વાત થઇ. શીતજન્ય વેદનાની અસર એનાં કરતાં જરાયે ઓછી નથી. શીતજન્ય વેદનાને સમજાવવા માટે શાસ્ત્રકારો તે જ દાખલાને વિસ્તૃત કરતાં કહે છે કે, એક લાખ મણ વજનવાળો ગોળો જે ઉષ્ણતાની તીવ્રતાથી એક ક્ષણમાં ગળી પાણી થઇ ગયો હતો, તે જ ગોળાને હવે જો એક ક્ષણ માટે પણ શીતસ્પર્શવાળી નરકભૂમિમાં મૂકવામાં આવે, તો પાછું એકજ ક્ષણમાં તે પાણી, ફરી લોઢાનો ગોળો બની જશે. અરે, સામાન્ય શિયાળાની ઠંડીમાંથી બચવા માટે પણ તમે કેટકેટલા ઉપાયો કરો છો ? જે જેટલા શ્રીમંત તેટલાં સમૃદ્ધ અને વિપુલ તેના સાધનો ! હવે તો વૈજ્ઞાનિક વિકાસને કારણે ઠંડી કે ગરમીથી બચવાને માટે ઇલેકટ્રીકલ વિવિધ સાધનો પણ ઉપલબ્ધ છે. તમારી શકિત પ્રમાણે તે બધાં સાધનોનો તમે ઉપયોગ કરોજ છો. પરંતુ નારકક્ષેત્રોમાં નરકના જીવોને તમારી માફક સગવડતા પ્રાપ્ત નથી. એટલે આ બિચારા આ દુઃખમાં પીડાયા જ કરે છે.

ત્યાં તેમનું નિયમન કરનાર કોઇ શાસ્તા નથી. "परस्परोदीरित दुःखा" એક બીજા એકબીજાનાં દુઃખની ઉદીરણા કરનારા હોય છે. પ્રત્યેક ક્ષણ એકબીજા એકબીજાને હંફાવવા વિવિધ અને વિચિત્ર વૈક્રયરૂપો, વિકુર્વીતાડન, તર્જન અને વિદારણ કરવામાં સંલગ્ન હોય છે. પરસ્પર એક બીજાનાં શરીરનાં કટકે કટકા કરી નાખે છે અને પાછાં વિખુટા પડેલા પારાની માફક સંધાઇ જાય છે. આયુષ્યની સમાપ્તિ ન થાય ત્યાં સુધી આવા સંકિલષ્ટ વાતાવરણમાં તેઓ સબડયા જ કરે છે.

પુણ્યોદયથી નરકમાંથી ઉદ્ધાર થયો અને મનુષ્ય દેહની સંપ્રાપ્તિ થઇ, તો પણ માતાના રજ અને પિતાના વીર્યનાં મહાદુર્ગંધમય પદાર્થનું પહેલવહેલાં તેમને ભોજન કરવું પડે છે. ગર્ભમાં નવ માસ સુધી ઊંધે માથે લટકતા રહેવું પડે છે. મળમૂત્રનાં ઝરણાં તેનાં શરીર સાથે ઘસાઇ વહ્યાં જતાં હોય છે.

જન્મ પછી પણ બાળકને ભૂખ, તરસની પીડા સતાવતી હોય છે. આખો દિવસ બાળક રડ્યા કરે છે. જ્યારે ભૂખ લાગતી હોય ત્યારે મા તેને સુવડાવતી હોય, અને ઊંઘ આવતી હોય ત્યારે મા તેને ધવરાવતી હોય એમ પણ બને છે. મળમૂત્રથી ખરડાયેલી પથારીમાં ઘણા વખત સુધી તેને પડયા રહેવું પડે છે. પરાધીનતાપૂર્વક આ બધું તેને સહન કરવું પડે છે. ભૂલેચૂકે પણ જો સ્ત્રી પર્યાયમાં જન્મ થયો તો તો પછી કમનસીબીનું પૂછવુ શું? કન્યાના જન્મ સાથે જ મા બાપનાં હૃદયમાં ચિંતા અને અસમાધિનો જન્મ થઈ જાય છે. માબાપ તેને પોતાનું જીવતું જાગતું કરજ માને છે. ઘરનો ઉકરડો કે સાપનો ભારો માની, ઘરથી બહાર કાઢવાની ચિંતામાં મગ્ન રહે છે. કોની સાથે પરણાવવી એ પણ માબાપ માટે કોયડો થઇ જાય છે. ગાય અને દીકરી જ્યાં દોરે ત્યાં દોરાય–એ કહેવત અનુસાર તેને પોતાનો પતિ ઇષ્ટ હોય કે અનિષ્ટ, ભણેલો હોય કે અભણ, સુંદર હોય કે કદરૂપો, સ્વસ્થ હોય કે અસ્વસ્થ–ઇચ્છાએ કે અનિચ્છાએ પણ તેને તેની પાછળ જવું પડે છે. આ રીતે મનુષ્ય જન્મમાં અનેક વિડંબનાઓ પોતાની જાળ પાથરી ઊભી જ હોય છે.

વૃદ્ધાવસ્થાનાં દુઃખોનો તો પાર જ રહેતો નથી. ઘરમાં તે બધાંનો અપ્રિય થઇ પડે છે. સૌના કટાક્ષનો તે પાત્ર બની જાય છે. તેને જીવન કરતાં મૃત્યુ સુખદાયી થઈ જાય છે. તેનાં ઇન્દ્રિયો અને અવયવો શિથિલ બની જાય છે. કંપવા ઘર કરી જાય છે. પગ લથડિયાં ખાવા માંડે છે. મોઢેથી લાળ અને નાકમાંથી લીંટ ટપકવા લાગે છે. ઇન્દ્રિયો બરાબર કામ કરતી નથી. તે જીવતો પણ બિચારો મરેલા જેવો સહુના ઉપહાસને પાત્ર બની જાય છે.

મંદ કષાયને લઈ તે દેવાયુષ્ય અને દેવગતિને બાંધે, તો ત્યાં પણ શાંતિ કે સમાધિ નથી. આપણી કલ્પનામાં દેવલોક સુખનો ખજાનો છે. મનુષ્ય કરતાં તેમની ચઢિયાતી પુણ્ય સામગ્રી હોય છે તેમાં શંકા નથી. પરંતુ ઇર્ષ્યા, વેરઝેર વગેરે જે આંતરિક અશાંતિ છે, તેનાં મૂળ તો દેવોમાં પણ સુરક્ષિત પડયાં હોય છે. તેઓ પણ એક બીજાની સમૃદ્ધિને જોઇ આંતરિક નબળાઇઓથી સળગતા હોય છે. કાષાયિક વૃત્તિના અભાવમાં અશાતિમૂલક જગત જયાં ત્યાં બધે સમાન ભૂમિકાએ સમાન જ ભાગ ભજવતું હોય છે. દેવો પણ બીજા દેવોની વધુ સુંદર અપ્સરાઓ જોઇ, તેમજ તેમના ઐશ્વર્યની વિપુલતા જોઈ, પીડાતા હોય છે. બીજાની અપ્સરાઓ અને વૈભવનાં અપહરણ કરવા મથતા હોય છે. આ રીતે સમ્યગ્દર્શનના અભાવમાં આકુળ વ્યાકુળતાનાં પરિણામોમાં ઉદ્વિગ્નતા અને વ્યગ્રતા અનુભવતા હોય છે.

ઉપર્યુક્ત સત્યને સમજવા માટે ભગવતી સૂત્રનો એક જ દાખલો પર્યાપ્ત થઈ પડશે. તે મુજબ, પહેલા અને બીજા દેવલોકના જ દેવો માત્ર નહિ, દેવેન્દ્રો પણ એકબીજાની સમૃદ્ધિને જોઇ શકતા નથી. તેમની વચ્ચે પણ વખતોવખત ગજગ્રાહો ઊભા થતા હોય છે. સામાન્ય મનુષ્યોની માફક માત્ર બોલચાલમાં જ તે ગજગ્રાહોનું પર્યવસાન થતું નથી, પરંતુ આગળ વધી તે બંને

પોતાનું વરિષ્ઠતમ આયુધ જે વજ્ર છે, તેનો એક બીજા ઉપર ઉપયોગ કરવામાં પણ ખચકાટ અનુભવતા નથી. એવા પ્રસંગે, ત્રીજા દેવલોકના ઇન્દ્ર શ્રી સનત્કુમારેન્દ્ર તેમને માત્ર 'माहुहम्मा' અને 'माइसाणा' એવા બે શબ્દોના ઉચ્ચારથી જ શાંત પાડી દે છે. ભગવતી સૂત્રનો આ ઉલ્લેખ તેમની આંતરિક અશાંતિનું સૂચન કરી જાય છે.

ભગવતી સૂત્રમાં ચમરેન્દ્ર સંબંધી પણ આવી જાતનો ઉલ્લેખ છે. ચમરેન્દ્ર પોતાના માથા ઉપર રહેલા પ્રથમ દેવલોકના સૌધર્મેન્દ્રના વિમાન અને પગને જોઈ વિચાર કરે છે કે, આ સૌધર્મેન્દ્ર મારા શકિત અને ઐશ્વર્યથી અજ્ઞાત હોઇ, મારા પર પગ રાખીને બેસે છે. એને મારી શકિતનો પરચો બતાવવો પડશે એવા મોહજન્ય કષાયમાં તે સૌધર્મેન્દ્ર ઉપર આક્રમણ કરે છે. આ સૌધર્મેન્દ્ર એના ઉપર જ્યારે વજ્રનો પ્રહાર કરે છે ત્યારે તે તેનાથી બચવા નાસી છૂટે છે. પરંતુ બચવાનો કોઈ જ ઉપાય નજરે ન પડતાં, ધ્યાનમાં સ્થિત ભગવાન મહાવીરના ચરણમાં તે નાનકડા કંથવાનું સ્વરૂપ ધારણ કરી, શરણ સ્વીકારી, પોતાનું રક્ષણ મેળવે છે. આ બધી શાસ્ત્રીય હકીકત દેવોના માનસ, સ્થિતિ અને કાષાયિક આંતરિક પીડાનું સ્પષ્ટ દર્શન કરાવે છે.

આ રીતે જગતમાં ચતુર્ગતિમાં ક્યાંય શાંતિ નથી. શાંતિ તો એકાંત આત્મામાં છે, શાંતિ તો ધર્મ એકાંત સ્વરૂપરમણમાં છે. શાંતિ તો પુરુષાર્થ એકાંત સ્વરૂપાવસ્થાનમાં છે. શાંતિ અને સમાધિનું કેન્દ્ર આત્માનુભૂતિ અને તેની પ્રતીતિમાં છે. માટે સતત આત્માને શોધવામાં ગાફેલ નહિ રહો તો આંતરિક સમૃદ્ધિથી પણ સમૃદ્ધ થઈ જશો.

# જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ

આપણા જે નિર્ણયો નીકળે છે તે બુદ્ધિમાંથી જન્મ લે છે. પૂરા અસ્તિત્વમાંથી આવિર્ભાવ પામતા નથી. બુદ્ધિમાંથી પ્રાદુર્ભાવ પામેલી દૃષ્ટિની સૃષ્ટિ હંમેશાં યથાર્થ જ હોય એ સુનિશ્ચિત નથી. અંતર્દૃષ્ટિથી લેવામાં આવેલા નિર્ણયોમા ભાગ્યે જ ફેર પડે છે. આ વાતની યથાર્થતાને સમજવા માટે, તમારા અનેક વખતના આકસ્મિક અનુભવો અને આકસ્મિક લેવાએલા નિર્ણયોનો કાળજીપૂર્વક અભ્યાસ કરી જવો આવશ્યક છે. ઘણી વખત કોઈ માણસનો અપ્રત્યાશિત સંયોગ થાય છે અને કશા જ પરિચય વગર કે આંતરિક સંબંધ વગર તમારા મનમાંથી એક આકસ્મિક નિષ્કર્ષ સરી પડે છે કે, આ માણસથી બચીને રહેવામાં શ્રેય છે. આ માટે તમારી પાસે કોઇ તર્ક નથી હોતો. કોઈ તેનું કારણ પૂછે, તો કારણ બતાવવા જેવું કારણ પણ નથી હોતું. છતાં તે માણસને જોતાંવેંત તમારી ચેતના, તમારી અંતર્દૃષ્ટિ તેને માટે ઝડપથી અભિપ્રાય બાંધી લે છે. આકાશમાં જેમ અચાનક વીજળી ચમકી ઊઠે તેમ તમારા અંતરાકાશમાં ચેતનાની વીજળી

ચમકી જાય છે, એક પડઘો પડે છે કે, તેનાથી ચેતવા જેવું છે. આવા અનુભવોની જો તમે બરાબર નોંધ રાખી હશે તો તમને પ્રતીતિ થશે કે પ્રાયઃ સોમાંથી નવાણું પ્રસંગોમાં, વિચાર્યા વગર લીધેલા નિષ્કર્ષો સાચા પડયા છે. જે લોકો અંતર્દૃષ્ટિનાં સંશોધનની ગહનતામાં ઊતર્યા છે તેઓ ભારપૂર્વક કહે છે કે, જો અંતર્દૃષ્ટિ શુદ્ધ હોય તો તે હંમેશાં સાચી જ પડવાની. તર્ક ગલત પણ હોઈ શકે છે, પરંતુ અંતર્દૃષ્ટિ ગલત હોતી નથી.

જાપાન ભૂકંપ માટેનો પ્રસિદ્ધ દેશ છે. ભૂકંપના વધારેમાં વધારે આંચકા આ દેશને ખમવા પડે છે. ત્યાં લાકડાની ઈમારતો બનાવવાનો હેતુ પણ એ જ છે કે, જેથી અવારનવાર અને આકસ્મિક થતા ભૂકંપોને કારણે જાનહાનિ ન થાય. આ જાપાન દેશમાં એક નાનકડું ચકલા જેવડું પક્ષી હોય છે. તે કોઇ પાળી શકાય એવું પક્ષી નથી. ચકલાની માફક તે બહાર જ્યાં ત્યાં ઊડતું જોવા મળે છે. જ્યારે ભૂકંપ થવાનો હોય છે ત્યારે ભૂકંપ થવાના ચોવીસ કલાક અગાઉ, આ પક્ષી ગામ ખાલી કરી, બીજે ચાલ્યું જાય છે. વૈજ્ઞાનિકોએ ભૂકંપને પકડવા માટે જે યંત્રો તૈયાર કર્યાં છે તે ભૂકંપ થવાની આગાહી છ મિનિટથી પહેલાં કરી શકતાં નથી. અને છ મિનિટના અલ્પ સમયમાં સાવચેતીનાં પગલાં કેટલાં લઇ શકાય? હજુ લોકોને ભૂકંપની ખબર પહોંચે ન પહોંચે ત્યાં ભૂકંપ આવીને ઊભો રહી જાય છે અને જનતાના જાનમાલનું રક્ષણ મુશ્કેલ બની જાય છે. પરંતુ જાપાનના આ નાનકડા પક્ષીને ચોવીસ કલાક પહેલાં ભૂકંપની આગાહી થઇ જાય છે એટલે તે તે ગામમાંથી ચાલ્યું જાય છે. તેના ચાલ્યા જવા ઉપરથી લોકો સમજી જાય છે કે, ચોવીસ કલાકમાં ભૂકંપ આવી રહ્યો છે. લોકો તરત જ સાવચેતીનાં પગલાં લઇ લે છે. આમ જાપાનના લોકો ભૂકંપના સંબંધમાં વૈજ્ઞાનિક યંત્ર ઉપર જેટલો આધાર નથી રાખતા, તેટલો આધાર આ પક્ષી ઉપર રાખે છે. હજારો વર્ષથી ભૂકંપના સંબંધમાં જાપાનના લોકોની નજર આ પક્ષી ઉપર રહી છે. આ પક્ષી સાધારણ પક્ષી છે. ઘણી મોટી સંખ્યામાં આ પક્ષીઓ જાપાનમાં જોવા મળે છે. જાપાનનું પ્રત્યેક બાળક આ પક્ષીથી પરિચીત છે. પ્રશ્ન તો એ છે કે, આ પક્ષીને ભૂકંપની પ્રતીતિ કેમ થાય છે?

આ પક્ષી કોઈ તર્કશાસ્ત્રી નથી કે તર્ક સાથે તેનો પરિચય હોય. ગણિતશાસ્ત્રનો તેણે કોઈ સ્કૂલ કે કોલેજમાં કોઈ નિષ્ણાત અધ્યાપકો પાસે નથી કોઇ અભ્યાસ કર્યો કે જેથી તેની પાસે કોઇ ગણિત હોય. તેમ તેના પ્રશિક્ષણ માટે નથી કોઇ વિશ્વ વિદ્યાલય કે જ્યાં તેણે ફિલોસોફી કે લોજીકનો અભ્યાસ કર્યો હોય. છતાં તે આ ભૂકંપની આગાહી કેમ કરી શકે છે? ભૂકંપના આગમનની તેને ચોવીસ કલાક અગાઉ કેમ ખબર પડી જાય છે? એ છે તેની અંતર્દૃષ્ટિ, એ છે તેનો અંતરનાદ, એ છે તેની આંતરિક પ્રતીતિ કે જેનાં આધારે તે આટલો વિશ્વસનીય વ્યવહાર કરે છે, જે સો એ સો ટકા સાચો પડે છે.

તેમને જાણીને આશ્ચર્ય થશે પણ પશુ હંમેશાં મોટે ભાગે અંતર્દૃષ્ટિથી ચાલે છે જેમાં કોઇ તર્ક હોતો નથી. પશુ જગત અંતર્દૃષ્ટિથી કામ કામ કરે છે અને સાચી દિશામાં કામ

કરે છે. આ અંતર્દૃષ્ટિ શી વસ્તુ છે તે પણ સમજી લેવા જેવું છે. અસ્તિત્વની સાથે સર્વાત્મના સંયુક્ત થઇ જવું એ જ અંતર્દૃષ્ટિને જન્માવનાર છે. જાપાનનું તે પક્ષી જો પોતાના ચારે બાજુનાં વાતાવરણ સાથે એકરૂપ હોય, તો જ વાતાવરણમાંથી જન્મતા સૂક્ષ્મતમ કંપનોની પ્રતીતિ તે સહજરૂપે કરી શકે. તે પ્રતીતિ બૌદ્ધિક નથી, પરંતુ તે પક્ષીનું પૂરું અસ્તિત્વ જ આ કંપનનો અનુભવ કરે છે.

આ અંતર્દૃષ્ટિ ગાય, ઘોડા આદિ પશુઓમાં સ્વાભાવિક હોય છે. પશુઓ રસ્તામાં ચાલ્યાં આવતાં હોય અને અમુક દૂરના અંતરે કોઇ ભયનું નિમિત્ત ઉપસ્થિત થાય, કોઇને તેની જાણ પણ ન હોય, છતા એટલે દૂર ઉપસ્થિત થયેલ ભયનો ખ્યાલ પશુઓને આવી જાય છે. તરત જ તેની ચાલ બદલાઇ જાય છે અને તે ભાગવા પ્રયત્ન કરે છે. આપણને તે પૈકી કશાંજ ચિહ્નો દેખાતાં ન હોય એટલે પશુ જગતની આવી અણધારી અને અણકલ્પેલી વિચિત્રતા જોઇ આપણે આશ્ચર્ય પામીએ છીએ. આપણે તેમને નાથવા મથીએ છીએ. અને તેમને નિશ્ચિત માર્ગે ચલાવવા પ્રયત્ન કરીએ છીએ. પરંતુ થોડા જ વખતમાં જ્યારે હિંસક પ્રાણી કે ચોર લૂંટારાનો ભય આપણી સામે આવીને ઊભો રહે છે ત્યારે જ પશુઓની તે અગમચેતી વિષેનો આપણને ખ્યાલ આવે છે.

આ તો અંતર્દૃષ્ટિની શુદ્ધિ કેવા સચોટ નિર્ણયો આપી શકે છે તેની સામાન્ય વાત થઇ. બાકી તો પાપથી ભરેલું ચિત્ત સદા પદાર્થો તરફ દોડયા જ કરતું હોય છે. પદાર્થને જુએ છે ને તે ત્વરિત ગતિએ તેની પાસે પહોંચી જાય છે. જે ક્ષણે કોઇ આલિશાન મકાન કે કોઈ ખૂબસૂરત યુવતી તેને દૃષ્ટિગોચર થાય છે, તે જ ક્ષણે તે ડામાડોળ બની જાય છે, વિચલિત થઈ જાય છે અને તેને જોવા, મેળવવાના વિકલ્પોમાં ડૂબી જાય છે. પદાર્થો તરફ દોડતી અને વ્યામોહ પામતી આ દૃષ્ટિ પરમાત્મ ભાવની સૃષ્ટિનું દર્શન કયાંથી કરી શકવાની? પદાર્થોમાં મુગ્ધ બનેલી દૃષ્ટિ, પરમાત્મા તરફની દોડમાં કુંઠિત સિદ્ધ થશે.

આ પ્રસંગે મને રામાયણનો એક સુંદર દાખલો યાદ આવી જાય છે. લંકા ઉપર વિજય મેળવવા રામે વાનરાઓની મોટી સેના તૈયાર કરી હતી. લંકા ઉપર આક્રમણ માટે સેના થનગની રહી હતી, પરંતુ સમુદ્રની ખાઇને પૂર્યા વગર સમુદ્ર કેમ ઓળંગાય? અને સમુદ્ર ઓળંગ્યા વગર, લંકા ઉપર આક્રમણ કરવાનું અશકય હતું. તેથી સમુદ્રની ખાઇને કેમ પૂરવી તે પ્રશ્ન સૌને મુંઝવવા લાગ્યો. હનુમાને તેનો અમોઘ ઉપાય બતાવ્યો. 'આપણા પ્રભુ રામ છે. એમનું નામ અતિ પાવન છે. આ અતિ પાવન રામનામથી પથ્થર પણ તરે છે. માટે ભગવાન રામનું નામ લઈ, સમુદ્રમા પથરા નાખવા માંડો.'

રામના યુગના લોકોના હૃદય બાળક જેવાં નિષ્કપટ, સરળ અને વિધાયક હતાં. અસ્વીકારની વાત તેમનાં મનમાં કદી ઊઠતી નહિ. સંદેહને તેમનાં મનમાં કયારેય અવકાશ નહોતો. નિર્દોષ

શિશુની જેમ તેમની વૃત્તિ નિર્દોષ હતી, એટલે જ જ્યારે આપણે પ્રાચીનતમ ગ્રંથોનું અવલોકન અને સંશોધન કરીએ છીએ, ત્યારે ડગલે અને પગલે આશ્ચર્યથી ભરાઇ જઇએ છીએ. આ ગ્રંથોમાં હમણાં કહ્યાં તેવા વિધાયક મનવાળા, સરળ, સાત્ત્વિક અને બાળક જેવા નિર્દોષ હૃદયવાળા, લોકોને ઉદ્દેશીને સંવાદો લખવામાં આવેલા છે. તેથી તેમાં ક્યાંય તર્ક-વિતર્ક કે યુક્તિ-પ્રયુક્તિ નથી. સાદા સીધા સંવાદો છે. અને તે સીધા માણસો માટે છે. દાખલા તરીકે, એક માણસ એક ઋષિ પાસે ગયો અને પૂછ્યું: 'ભગવન્! મારું મન અશાંત છે. તેને સમાધિમાં લાવવા માટે મારે શું કરવું?'

પૂછનારના મનમાં કશા જ તર્ક-વિતર્કો કે સંકલ્પ વિકલ્પો નથી. જવાબ આપનાર ઋષિ પણ તેની આંતરિક વૃત્તિના કુશળ પારખુ છે. પૂછનારની સાદાઈ અને સરળતાથી તેઓ પૂરેપૂરા પરિચિત છે. એટલે સહજભાવે અશાંતિ-નિરોધનો ઉપાય બતાવી દે છે: 'જા રામનું નામ લેજે. મન શાંત થઈ જશે.'

પૂછનાર ઋષિના આ જવાબમાં કશી જ શંકા કરતો નથી. બીજું કાંઈ પૂછતો પણ નથી. વિધાયક મન છે. એટલે સરળતાથી ઋષિએ બતાવેલ ઉપાય સ્વીકારી લે છે. તેને શ્રદ્ધા છે કે, રામ નામથી મારું મન અવશ્ય શાંત થઇ જશે.

ખરેખર તો તેને મનની શાંતિ રામના નામથી નથી થતી. પરંતુ તેના ચિત્તની જે નિર્દોષ અને બાલોચિત્ત સ્થિતિ છે તેનાથી થાય છે. કદાચ તેને રામના નામને બદલે, કોઈ બીજું નામ લેવાનું કહ્યું હોત તો પણ તેનું મન અવશ્ય શાંત થઈ જાત. અરે, 'પથરાના નામનો જપ કર'-એમ કહ્યું હોત તો પણ તેનું મન એટલું જ શાંત થઈ જાત. કેમકે મન શાંત થવામાં ન તો રામનું નામ ભાગ ભજવે છે; કે ન તો પથરાનું. સાચી વાત તો એ છે કે, મનની જે સરળ અને વિધાયક વૃત્તિ છે, સ્વીકારની જે સરળ ભાવના છે, કે જે ભાવનામાં નિષેધ કે સંદેહને ક્યાંય અવકાશ નથી, તે જ મનની શાંતિને લાવે છે. સરળતા અને સમર્પણ વૃત્તિનું જ આત્યંતિક પરિણામ છે કે મન રામનામથી શાંત બની જાય છે.

હનુમાનની આ વાતને બધા વાનરોએ શ્રદ્ધાપૂર્વક, સરળ અને વિધાયક મનથી સ્વીકારી. પછી તો કહેવું જ શું? પ્રેમપૂર્વક રામનું નામ લઇ, સૌ પથરાઓ નાખવા માંડયા. કથા કહી જાય છે કે પથરાઓ તરવા લાગ્યા. થોડીવારમાં તો સમુદ્ર પર એક ઝૂલતો પુલ ઊભો થઇ ગયો. લંકા ઉપર આક્રમણ કરવાની ભાવના ક્રિયાન્વિત થવાના સાનુકૂળ સંજોગો આમ સહજ પ્રાપ્ત થઈ ગયા.

રામને કાને આ વાત પહોચી. તેમના મનમાં વિશ્વાસ ન બેઠો. તેઓ વિચારવા લાગ્યા: આવું તે કદી બને, કે મારું નામ સ્મરણ કરી, પથરાને સમુદ્રમા નાખે એટલે તે તરવા લાગે? લોકો તો પ્રેમઘેલા હોય છે એટલે કદાચ પ્રેમ અને ભક્તિથી પ્રેરાઇને આમ બોલતા હશે.

ભગવાન રામનું માનસ આ વિષે સંદિગ્ધ બની ગયું. તેમના મનમાં આ સત્યની પરીક્ષા માટેના ભારે વિકલ્પો ઊભા થયા. તેમણે મન સાથે નિર્ણય કર્યો કે, મારે એકલાએ જ જઇ આ વાતની પરીક્ષા કરી લેવી. કથા ઘણી સરસ છે. એક દિવસ અંધારી રાતમાં, જ્યારે આખું જગત નિદ્રાદેવીની સુખદાયી ગોદમાં નિશ્ચિંતતાપૂર્વક વિશ્રાંતિ લઇ રહ્યું હતું, ત્યારે કોઇ ન જુએ તેમ, તેઓ એકલા સમુદ્ર કિનારે આવ્યા. અંધારામાં કોઈ ન જુએ તેમ હાથમાં પાણાને લઇ, કોઇ જોતું નથી એમ ચારે બાજુ નજર નાખી, તેઓ સમુદ્રમાં પથ્થર ફેંકવા લાગ્યા.

પથ્થર ભારે દ્રવ્ય હોવાને કારણે, પોતાના સ્વભાવ પ્રમાણે, સમુદ્રમાં ડૂબી જવા લાગ્યા. આથી રામને ખૂબ આશ્ચર્ય થયું. તેમણે ચારે બાજુ દૃષ્ટિ નાખી, કોઇ જોતું તો નથીને? પણ જેવી તેમની દૃષ્ટિ પાછળ ગઈ, કે પોતાના પરમ ભક્ત હનુમાનને તેમણે જોયા. હનુમાનને જોઇ તેઓ ખચકાઈ ગયા. તેઓ એમ માનતા હતા કે, મારી આ ક્રિયા કોઇએ જોઈ નથી. પરંતુ તેમની આ કલ્પના ખોટી નીવડી. હનુમાનને જોઇ તેઓ આશ્ચર્યમાં પડી ગયા, અને કહેવા લાગ્યાઃ 'હનુમાન! તેં કંઇ જોયું તો નથીને?' હનુમાન કહેઃ 'ભગવન્! એમાં જોવાની કે આશ્ચર્યની વાત જ શું છે? તમે જેને ફેંકી દેવા ઇચ્છો તે તો ડૂબી જ જાયને? જેને તમે રાખવા માંગો તે જ રહી શકે. તમે પાણાને ફેંકી દેવા માંગતા હતા, એટલે તે ડૂબે જ ને?'

હનુમાનના અંતરમાં ભગવાન રામ પ્રત્યે અનુપમ નિષ્ઠા હતી. હનુમાનની જગ્યાએ જો તમારા જેવા ભકત હોત તો કહેત, લોકો ભલે રામનામથી પથરા તરી જવાની વાત કરે, પરંતુ મેં સાક્ષાત્ રામને પથરા નાખતા જોયા, અને તે ડૂબી ગયા.

હનુમાનની દૃષ્ટિમાં તો રામ ભગવાન હતા. હનુમાનને રૂંવાડે રૂંવાડે રામ વ્યાપેલા હતા. તેના શ્વાસોચ્છ્વાસ અને નસેનસમાં રામનું નામ જ રમી રહ્યું હતું. રામ વગર તેમનું જીવન નિરર્થક હતું. એટલે એમની દૃષ્ટિમાં રામ એક પરમ પરમાત્મા હતા.

હનુમાનની રામ વિષેની આ ભક્તિ કેવી હતી તે પણ જાણવા જેવી વાત છે. લંકાના વિજય પછી રામ અયોધ્યામાં પધાર્યા અને ગાદીનશીન થયા. દરેકને પુરસ્કારો વિતરિત કરવામાં આવ્યા. ત્યારે હનુમાનના અપૂર્વ કાર્યકૌશલ્ય અને ભોગના બદલામાં સીતાજીએ તેમને કીમતી હીરાનો હાર આપ્યો. હીરાનો હાર હાથમાં આવતાં જ, સ્વભાવથી ચંચળ અને વાનર સ્વરૂપ હનુમાન, પથ્થર લઇને તે હારને તોડવા લાગ્યા. સીતા અને બીજા સભાસદોને હનુમાનજીની આ રીત ગમી નહિ. તેમણે એ કીમતી હારનાં વખાણ કરી, હનુમાનજીને તે સાચવવાની ભલામણ કરી. પરંતુ હનુમાનને ગળે તેમની વાત ન ઊતરી. હનુમાનજીએ કહ્યું: 'હું તે જ વસ્તુને મારી પાસે રાખું છું, જેમાં મારા રામ હોય. આ હીરાના હારના ઉપરના ભાગમાં મને ક્યાંય મારા રામ દેખાતા નથી એટલે મેં વિચાર્યું કે, કદાચ તેના અંદરના ભાગમાં હશે. તેથી તેના હીરા ભાંગી ભાંગીને હું તેમાંથી મારા રામને ગોતી રહ્યો છું. રામ વગરનો હાર લાખનો હોય તો પણ

મારે મન તે રાખનો છે. તેમ રામના નામથી અંકિત રાખ પણ મારે મન લાખની છે. રામ વગરના હીરાના હારનું મારે મન કોઈ જ મૂલ્ય નથી.'

રામ પરત્વેની આવી અસાધારણ શ્રદ્ધાનાં કારણે જ, રામની સાથે હનુમાન પણ પૂજ્ય થઇ ગયા. ગમે તે ગામ કે શહેરમાં જાઓ, રામના મંદિરો કરતાં તમને હનુમાનજીની દેરીઓ ઠેકઠેકાણે અને વધારે પ્રમાણમાં જોવા મળશે. હનુમાન જેવી શુદ્ધ દૃષ્ટિમાં જ આખી સૃષ્ટિ સૌંદર્ય ભરી અને પ્રભુતાપૂર્ણ દેખાય છે. જો દુર્યોધનની દૃષ્ટિ કેળવશો તો જગતમાં તમે ક્યાંય સજ્જનતાનાં દર્શન કરી શકશો નહિ. માટે અંતર્દષ્ટિ વિશુદ્ધ બનાવવા હંમેશ પ્રયત્ન કરો.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર વિષેની વાત ઘણા દિવસથી રહી જાય છે. આજ ફરી એ મંગળ પ્રવચનનો પ્રારંભ કરીએ-

उभओ सीससघाणं, संजयाणं तवस्सिणं ।
तत्थ चिन्ता समुप्पन्ना, गुणवन्ताण ताइणं ॥
केरिसो वा इमो धम्मो ? इमो धम्मो वा केरिसो ?
आयारधम्मपणिही, इमा वा सा व केरिसी ?

સંયત, તપસ્વી, ગુણવાન અને ષટ્કાયના સંરક્ષક એવા બંને શિષ્ય સમુદાયમાં આ ચિંતન (સંદેહ-વિકલ્પ) ઊભું થયું-આ કેવો ધર્મ છે અને આ કેવો ધર્મ છે? ચાર ધર્મની આ વ્યવસ્થા કેવી છે? અને આ કેવી છે?

શ્રાવસ્તી નગરીમાં સૂર્યચંદ્ર સમા તેજસ્વી બે પરમ જ્ઞાની આત્માઓ-શ્રી કેશીકુમાર શ્રમણ અને શ્રી ગૌતમ સ્વામીનું એક સાથે પદાર્પણ થયું છે. બંને જ્ઞાની પુરુષો છે. સ્વરૂપજ્ઞ છે. પરંતુ તેમના શિષ્ય સમુદાયને ભારે આશ્ચર્ય અને કુતૂહલ છે. આચારનો ભેદ અને ધર્મ પ્રરૂપણામાં જે ભિન્નતા દૃષ્ટિગોચર થાય છે તેનાં મૂળો શું છે? તેનાં કારણો શું છે? તે કારણોએ તેમનાં મનને સંદેહગ્રસ્ત બનાવ્યાં છે. એક જ આદર્શ, એક જ લક્ષ્ય અને છતા આ સ્પષ્ટ દેખાતી ભિન્નતાના કારણે તેમની ચિત્ત વૃત્તિમાં વિવિધ પ્રશ્નો ઊભા થયા છે.

મુનિધર્મનું તો અમે બંને અનુસરણ કરી રહ્યા છીએ છતાં આચાર, વિચાર અને ધર્મ પ્રજ્ઞપ્તિમાં પાયાના ભેદો છે. પાર્શ્વનાથ પરંપરાને આહાર, વિહાર અને પ્રતિક્રમણ સંબંધે ભારે છૂટછાટો છે ત્યારે મહાવીરની પરંપરાને અનુસરનારાઓ તે વિષે અમુક નિયમનો અને નિયંત્રણોને આધીન થઈ વર્તે છે. મહાવીર પરંપરા અનુસાર ક્યાંય વધારે સ્થિરતા કરી શકાય નહિ. વિહાર અનિવાર્ય છે. આહાર લેવાના સંબંધમાં પણ ચોક્કસાઇના નિયમો વર્તે છે. ત્યારે પાર્શ્વનાથે આટલી બધી છૂટછાટો કેમ આપી?

કપડાંના સંબંધમાં તો આકાશ પાતાળનો ફેર દેખાય છે. મહાવીરની પરંપરા તો નગ્નતાને સ્વીકારે છે અથવા અત્યલ્પ અને સાવ સાદાં વસ્રોના ઉપયોગને આવકારે છે. ત્યારે પાર્શ્વનાથની

પરંપરાના સાધુઓ ગમે તેવા કીમતી, ગમે તે જાતના રંગનાં, અને ગમે તેવા વસ્ત્રોનો સરળતાથી ઉપયોગ કરી શકે છે. જેમ બાહ્યાચાર અને ઉપકરણોના આ સ્પષ્ટ ભેદો દેખાય છે, તેમ ધર્મ પ્રરૂપણાના સંબંધમાં પણ પાયાના ભેદો જણાય છે. બંને પ્રભુઓ એક જ કડીના અંકોડાઓ છે. ઋષભદેવ પ્રભુથી ચાલી આવતી તીર્થંકરોની પરંપરામાં ૨૩મા પાર્શ્વ પ્રભુ છે તો ૨૪મા ભગવાન મહાવીર છે. વળી આ બંને તીર્થંકરોની કાળ મર્યાદામાં હજારો વર્ષોના સમયનો ગાળો પણ નથી, છતાં આ બધી પાયાની વિચિત્રતાઓ શાને આભારી છે?

બંને પક્ષનો શિષ્ય સમુદાય એકબીજાની રહેણી કરણી અને આચાર ગોચરની ભિન્નતાને જોઇને જે શંકાશીલ બન્યો હતો, તેની વાત તેમણે પોતપોતાના ગુરુદેવોને કહી. આ ઉપરથી બંનેના ગુરુદેવોનાં માનસમાં પરસ્પર મળવાનો અને એ રીતે શિષ્યોનાં માનસને યોગ્ય સમાધાન મળી રહે તેમ કરવાના વિચારનો પ્રાદુર્ભાવ થયો, જેનાં પરિણામો બંને માટે સુખદ અને શ્રેયસ્કર આવશે જે અવસરે.

## જીવનનાં ધ્રુવ સત્યો

જિંદગી ક્ષણેક્ષણ પરિવર્તન પામતી અને બદલાતી રહેતી સ્થિતિ છે. ક્યાંક છાયા છે તો ક્યાંક તડકો. અત્યારે જ્યાં તડકો દેખાય છે, થોડા વખત પછી ત્યાં છાયા થશે. અને જ્યાં આ ક્ષણે છાયાનાં દર્શન થઈ રહ્યાં છે, સમય જતાં ત્યાં ધોમધખતાં તડકાનું અસ્તિત્વ થઇ જશે. વારથી સાંજ સુધી, આ જીવન ઉદ્યાનને ગહનતાથી અને હોંશપૂર્વક નિહાળશો, તો આ જીવન બાગનું બધું બદલાતું જ વાતાવરણ દેખાશે. કોઈ પણ વસ્તુની સ્થિરતાનાં દર્શન ભાગ્યે જ થશે. તડકો જશે અને છાયા આવશે, વળી છાયાનું સ્થાન કદીક તડકો લઇ લેશે. વાદળાંઓ આવશે અને વિખરાઇ જશે. સૂર્યોદય થશે, બપોર થશે, સાંજ થશે, રાત્રિ થશે, અંધારું આવશે અને પ્રકાશ થશે.

જીવનમાં કોઈ નિશ્ચિંત ધારણા સામાન્યતયા કોઇ બાબતની થઇ શકે નહિ. એટલે આપણે ઘણી વખત અનુભવ કરીએ છીએ કે, જે આજે આપણી દૃષ્ટિમાં દુશ્મન દેખાતો હોય છે તે સમય બદલાઇ જતાં, મિત્ર બની જાય છે. અને મિત્રને પણ આ જ રીતે શત્રુ બની જવામાં ભાગ્યે જ વાર લાગે છે. કોણ મિત્ર અને કોણ શત્રુ, તેનો નિર્ણય પરિસ્થિતિઓ અને સંયોગો કરે છે. જીવન જીવવાની આપણી રીત જુદી જ જાતની છે. આપણી જીવન જીવવાની જે પ્રક્રિયા છે, તેમાં તો કોઈ આપણો મિત્ર હોય છે તો કોઈ આપણો શત્રુ હોય છે. પરંતુ જ્યારે પરિસ્થિતિઓ મૂલતઃ ફરી જાય છે, ત્યારે ફરી મુશ્કેલીઓ ઊભી થાય છે. જીવનમા શત્રુતા કે મિત્રતા કોઈ સુનિશ્ચિત વસ્તુ નથી. તે હંમેશાં પરિવર્તનશીલ છે. જીવનની આવી

પરિવર્તનશીલ પરિસ્થિતિમાં ચોક્કસ નિર્ણય કેમ કરી શકાય કે કોણ મિત્ર છે, અને કોણ શત્રુ છે? જે આજે મિત્ર છે, તે આવતી કાલે શત્રુ પણ બની શકે છે અને જે આજે શત્રુ છે, તે સમય જતાં મિત્ર પણ થઇ શકે છે. ક્ષણનો પણ વિશ્વાસ નથી. આવતી કાલની કશી જ સુનિશ્ચિતતા નથી. ક્ષણ બદલાય એટલે બધું બદલાય.

આ સત્યને સમજવા માટે મહાભારત તરફ સૂક્ષ્મતા અને ગંભીરતાપૂર્વક દૃષ્ટિપાત કરીએ. મહાભારતના આ યુદ્ધમાં કુરુક્ષેત્રની ભૂમિ પર મિત્રો, સ્વજનો, ગુરુઓ અને શિષ્યો બધા એક બીજાની સામે ઊભા છે. દ્રોણાચાર્ય પાસેથી જેણે ધનુર્વિદ્યામાં કુશળતા મેળવી છે એ અર્જુન પણ એ જ ધનુષ અને એ જ બાણને લઇને તેમની સામે ઊભો છે. ભીષ્મ કે જેઓ પિતામહ છે, ધર્માવતાર છે, જેમની પાસેથી જીવન અને ધર્મનાં તથ્યો ડગલે અને પગલે મેળવ્યાં છે, તેમને જ હણવા માટેની પાંડવ પક્ષની તત્પરતા છે. જીવનમાં કશું જ સુનિશ્ચિત નથી એ સત્યનું મહાભારત આપણને અહીં સ્પષ્ટ દર્શન કરાવે છે. દરેક વસ્તુ બદલતી અને પરિવર્તન પામતી રહે છે. જે કાલે ભાઇ ભાઇ હતા તે આજે શત્રુઓ બન્યા છે. જે ગઈ કાલના મિત્રો હતા તે આજે સામે પક્ષે શત્રુ બની લડવા અને એકબીજાને કાપી નાખવા તૈયાર થયા છે. જે ગઈ કાલ સુધી ગુરુ હતા, જેમનાં ચરણોની રજ માથે ચઢાવી ધન્યતા અનુભવાતી હતી, જેમની સેવા આંતરિક ઐશ્વર્યની ઉપલબ્ધિ માટે મેવા હતી, આજે તેમની જ સાથે લડવામાં કર્તવ્યનાં પાલનનો સંતોષ દેખાય છે. એટલે જ હું કહું છું કે સામાન્ય જીંદગી સંજોગો અને પરિસ્થિતિઓની વશવર્તી છે.

મહાભારતની ઉપર્યુક્ત ભૂમિકા જેમ અવનવી વિચિત્રતા અને આશ્ચર્યથી ભરેલી છે, તેમ એનાથી પણ હેરત પમાડે એવી બીજી અનેક વાતો તેમાં છે. એટલે મહાભારત હિન્દુ સંસ્કૃતિનો સર્વાંગ પરિપૂર્ણ અને પરમ અદ્‌ભુત મહાગ્રંથ ગણાય છે.

આ મહાભારતમાં આશ્ચર્ય ઉપજાવનારી વાત તો એ છે કે, કૌરવો અને પાંડવોના બંને પક્ષો, સાંજ સુધી એકબીજાનાં માથાં ઊતારી લેવાનાં ભયંકર યુદ્ધમાં સમગ્રતાથી પડયા હોય છે, અને સૂર્યાસ્ત થતાં, બંને પક્ષના લોકો એકબીજાની છાવણીમાં, એકબીજાના કુશળક્ષેમ પૂછવા જાય છે કે જેમની સાથે દિનભર તેમણે ખૂનખાર જંગ ખેલ્યો છે.

આ યુદ્ધ ઇમાનદારીનું યુદ્ધ હતું. આ લડાઈમાં દગો ફટકો, ધોખો કે બેઇમાનીને કયાંય અવકાશ નહોતો. યુદ્ધનાં મેદાનમાં ચાહે દ્રોણાચાર્ય જેવા ગુરુ સામે આવે કે ભીષ્મ પિતામહ જેવા ધર્માવતાર, પણ શસ્ત્ર ઉપાડવું એ જ ધર્મ બની રહેતો; અને સાંજે યુદ્ધ પૂરું થતા સૌ વૈરવૃત્તિને ભૂલી પણ જતા. ભીષ્મ અને દ્રોણ જેવી વ્યક્તિના નિધન ઉપર સાથે મળીને શોક મનાવવામાં પણ તેમને કશી જ અડચણ આવતી નહિ. આવો હતો એ સમયના યુદ્ધનો મિત્રતાભર્યો વ્યવહાર!

મહાભારતમાંથી એક ગંભીર સૂચના મળે છે કે, એ પણ એક યુગ હતો કે, જ્યારે આપણે મિત્રતાભરી પ્રક્રિયાથી લડી શકતા હતા. આજે આખો યુગ બદલાઈ ગયો છે. આજ તો શત્રુતાપૂર્ણ પદ્ધતિથી જ મિત્ર થઇ શકાય છે. મિત્ર થવાની પદ્ધતિની પૂર્વ ભૂમિકા પણ શત્રુતા ભરેલી–આ તે આજના યુગની કેવી વિચિત્રતા ! તે જમાનામાં મિત્રતાપૂર્ણ ઢંગથી યુદ્ધ પણ થઇ શકતું હતું, તો આજે શત્રુતા પૂર્ણ ઢંગથી મિત્રતા ચાલે છે ! કૃત્રિમતાના એવાં તો આવરણો ઊભાં કરી દેવાય છે કે કહેવાતી મિત્રતામાં શત્રુતા દેખા દેતી હોય છે અને શત્રુતામાં કહેવાતી મિત્રતા ડોકિયું કરતી હોય છે. આજે તો મિત્ર પણ પ્રતિયોગી છે અને ત્યારે તો શત્રુ પણ સહયોગી હતો. જીવનની ગહનતા અને સઘનતામાં આ બધું વિચારવા જેવું છે.

આ જિંદગી આપણે કલ્પીએ છીએ એટલી સરળ નથી. તે ભારે જટિલતા અને વિષમતાઓથી ભરેલી અતિ કઠિન છે. એટલે આપણા જીવનમાં માત્ર મિત્રનું જ સ્થાન હોય છે અને શત્રુનું કશું જ સ્થાન નથી એમ બનતું નથી. ખરી રીતે તો મિત્ર કરતાં પણ શત્રુનું સ્થાન વધારે ગહન હોય છે. કેમકે મિત્ર કરતાં પણ આપણે શત્રુનું ચિંતન વિશેષ કરીએ છીએ. મિત્ર કરતાં પણ શત્રુ આપણને વધારે જાગૃત રાખે છે. મિત્રનું સ્થાન તો પરિધિને જ સ્પર્શતું હોય એમ પણ બને, પરંતુ શત્રુનું સ્થાન તો સદા પ્રાણો સાથે જોડાએલું અને પ્રાણોને સ્પર્શતુ હોય છે. તેથી મિત્રના મૃત્યુથી જ આપણી જીંદગીમાં વિષાદ વ્યાપી જાય છે અને રિક્તતા દેખાય છે એમ નથી. પરંતુ શત્રુના મૃત્યુથી પણ આપણાં અંદરમાં કંઇક મરી જાય છે. તે 'કંઈક'નું મૃત્યુ પણ જીવનને ખટકતું હોય છે. તેનાથી પણ જીવનમાં રિક્તતા વધતી હોય છે. એટલે શત્રુના મૃત્યુથી શત્રુ જ નથી મરતો, આપણે પણ આંશિક રીતે મરીએ છીએ. આપણા જીવનનાં અસ્તિત્વ સાથે શત્રુ સંકળાએલો છે. તે આપણા જીવનનો એક જોરદાર, અણીવાળો ભાગ છે. માટે જીંદગીમાં શત્રુ પરત્વે પણ બહુ શત્રુતા રાખવાનો કશોજ અર્થ નથી. શત્રુ પણ એક ગહન અર્થમાં મિત્ર છે અને મિત્ર પણ એ જ ઊંડા અર્થમાં શત્રુ છે.

જીવનને જે આપણે ધ્રુવ માનીને ચાલીએ છીએ તે કદાચ શબ્દો અને સિદ્ધાંતોમાં સત્ય હશે, પરંતુ જીંદગીનાં સરળ ઊંડાણમાં બધી વિપરીતતાઓ પરસ્પર જોડાએલી જ છે. ઉત્તર અને દક્ષિણ, ઉપર અને નીચે–બધું એક યા બીજી રીતે સંયુકત જ છે.

આખા મહાભારતમાં માત્ર કૃષ્ણ જ એવી વ્યક્તિ છે કે જે નથી કોઇના મિત્ર કે નથી કોઇના શત્રુ. કૃષ્ણની કોઈ નિશ્ચિત ધારણા કોઇના પક્ષમાં નથી. આ મિત્ર કે આ શત્રુ એવી કોઇ ખેંચતાણમાં કૃષ્ણ નથી. સ્થિતિ અને સંયોગને અનુસરીને તેઓ ચાલનારા છે. એટલે કૃષ્ણ ભલે પાંડવ પક્ષે હોય, પરંતુ પરિસ્થિતિ બદલાય અને અર્જુન પણ સામે આવી ઊભો રહે, તો તેની સાથે પણ યુદ્ધમાં ઊતરતાં ન ખચકાય એવા તે વિરલ વ્યકિતત્વવાળા છે. જ્ઞાતા

ધર્મ કથાંગમાં દ્રૌપદીના અધ્યયનમાં પાંડવોને શ્રીકૃષ્ણનો આવો અનુભવ પણ થયો જ છે. આ શાસ્ત્ર અનુસાર પાંડવો દેશનિકાલના દંડના ભાગીદાર પણ થયા હતા.

આપણે એમ માનીએ છીએ કે મિત્રે હંમેશાં મિત્રની રીતે જ રહેવું જોઇએ, અને શત્રુએ હંમેશાં શત્રુની રીતે જ રહેવું જોઇએ. આપણે જીવનને નિશ્ચિત વિભાગોમાં વિભાજિત કરીએ છીએ અને તેને સ્થિરતાની પરિસ્થિતિમાં મૂકવા પ્રયત્ન પણ કરીએ છીએ. પરંતુ જીવન પહાડની માફક સઘન અને સ્થિર નથી. તે નદીની માફક તરલ અને અસ્થિર છે. જીવનનું આ ધ્રુવ સત્ય જો સમજાઈ જાય, ઓળખાઈ જાય અને પારદર્શી પ્રજ્ઞાથી હૃદયંગમ બની જાય તો અર્જુનના સખા અને સારથિ તરીકે ભાગ ભજવતા શ્રીકૃષ્ણ, પ્રસંગ આવ્યે અર્જુન સાથે યુદ્ધમાં પણ સરળતાથી ઊતરી શકે છે, એ સત્ય સમજવામાં કશી જ અડચણ આવવા સંભવ નથી.

નદીની જે લહર અત્યારે સમીપવર્તી અને ચક્ષુગોચર થઈ રહી છે, થોડા જ વખતમાં તે દૂર સુદૂર અને આંખોથી અગોચર થઇ જશે. જે તરંગો આજે સાથે સાથે ચાલતા દેખાતા હતા, આવતી કાલે તે બહુ દૂર ફેંકાઈ ગએલા જણાશે. એટલે લંબાણભર્યા, ક્ષણે ક્ષણે બદલાતા, નદીની જેમ તરલ અને અસ્થિર જિંદગીના માર્ગમાં, કોણ કોની સાથે છે તે નિશ્ચિત ન કહી શકાય. બધું જ ક્ષણવર્તી છે, ક્ષણક્ષયી છે, પ્રતિક્ષણ પરિવર્તનશીલ છે. ક્ષણિક અને નિત્યવિનશ્વર-શીલ આ જગતમાં ક્ષણ પછી કોણ સાથે રહેશે એ કેમ કહી શકાય ? આજે કોણ વિરોધમાં છે અને ક્ષણ પછી કોણ વિરોધી થશે, તે કંઈજ કહી શકાય નહિ. આ જીંદગીને જે નદીના વહેતા પ્રવાહના જેવી તરલ માને છે અને તે રીતે જીવે છે, તે કોઇને પણ શત્રુ કે મિત્ર બનાવતા નથી. જે શત્રુ બની જાય છે, તેને ક્ષણ માટે તે શત્રુ માની લે છે અને જે મિત્ર બની જાય છે, તેને ક્ષણ માટે તે મિત્ર માની લે છે. જીવનમાંથી પસાર થતાં, જે સંયોગો અને પરિસ્થિતિઓ આવે છે તેને સ્વીકારી લેવામાં જ, તે જીવનની સમગ્રતાનો અનુભવ કરે છે.

કૃષ્ણ માટે કોઈ શત્રુ નથી અને કોઈ મિત્ર પણ નથી. કૌરવો અને પાંડવો બેઉ તેમને પોતાના માનીને જ ચાલતા હતા. કયા પક્ષમાં શ્રીકૃષ્ણે કામ કરવું, તે પ્રસંગ પણ રસપ્રદ છે. કૃષ્ણ સૂતા છે. તે વખતે કૌરવો અને પાંડવ પક્ષના પ્રતિનિધિઓ તેમનો સાથ મેળવવા તેમની સેવામાં આવ્યા છે. તેમના જાગવાની બંને કાળજીભરી પ્રતીક્ષા કરી રહ્યા છે. અર્જુન કૃષ્ણના પગની પાસે અને દુર્યોધન કૃષ્ણના માથાની પાસે બેઠા છે. દુર્યોધન પગની પાસે કેમ બેસી શકે ? પગની પાસે બેસવા વિનમ્રતા જોઇએ, અહંનું વિસર્જન જોઇએ. આવી નાની નાની બાબતો પણ ભારે સૂચક હોય છે. આપણે સૌ જીવનમાં તે જ આચરીએ છીએ જે આપણે અંદરથી છીએ. આચરણ આપણી આંતરિક વૃત્તિનું દર્પણ છે. આપણાં કાર્યો આપણી મનોદશાના દ્યોતક છે, પડઘો પાડનારા છે. આ કાઇ આકસ્મિક ઘટના નથી. દુર્યોધનનું માથાની પાસે બેસવું, અને અર્જુનનું પગની પાસે બેસવું એ આવી રહેલા ભવિષ્યનું સૂચન કરનારી, સારા અને

નરસા ભાવિની આગાહી છે. સ્વાભાવિક જ જે પગ પાસે બેઠા છે તેના ઉપર જ પ્રથમ નજર પડવાની એટલે ભાવિની પસંદગીનો પહેલો અધિકાર તેને જ મળવાનો. જે વિનમ્ર છે તેને જ પક્ષે વિજય થશે. વિભાજનની જે પદ્ધતિ શ્રીકૃષ્ણે અપનાવી તે ભારે વિચિત્ર અને ડહાપણ ભરેલી હતી. તેમાં પણ અકલ્પ્ય ગણિત હતું. તેમનો અફર નિર્ણય હતો કે, એક બાજુ હું એકલો, તે પણ નિઃશસ્ત્ર, અને યુદ્ધમાં ન ઉતરવાના પાકા નિર્ણય સાથે, અને બીજી બાજુ મારી આખી સેના. આ નિર્ણય સાંભળી દુર્યોધનની પ્રસન્નતાનો પાર નહોતો. કારણ એકલા, નિઃશસ્ત્ર અને યુદ્ધમાં ન ઉતરવાના નિર્ણય વાળા શ્રીકૃષ્ણની માંગણી તો તે જ કરે જે હારવાની તૈયારી રાખતો હોય. માંગણી કરવાનો અધિકાર પ્રથમ અર્જુનને મળ્યો હતો—કેમકે શ્રીકૃષ્ણની નજર પ્રથમ તેના પર પડી. આ જોઈ દુર્યોધન ભય પામ્યો. દુર્યોધનના મનમાં થયું, ભારે ભૂલ થઈ, ભારે છેતરાઇ ગયા. પગની પાસે ન બેસવાની ભારે કીમત ચૂકવવી પડશે. કેમકે એકલા નિઃશસ્ત્ર શ્રીકૃષ્ણની અર્જુન યુદ્ધમાં પસંદગી કરશે નહિ. તે નક્કી તેમની ફોજની માંગણી કરશે અને મારી હાથ વેંતમાં આવેલી જીત હારમાં પલટાઈ જશે.

અર્જુન જાણતો હતો કે જ્યાં શ્રીકૃષ્ણ છે ત્યાં જ વિજય છે. એટલે તેણે તેમની મોટી સેનાની પોતાના પક્ષમાં માંગણી કરવાને બદલે એકલા શ્રીકૃષ્ણની માંગણી કરી. શ્રીકૃષ્ણે ફેરવી ફેરવીને અર્જુનને પૂછી જોયું, લાભાલાભના હિસાબો ગણાવ્યા, ફરી વિચારી જવા સમજાવ્યું, પરંતુ અર્જુન પોતાના નિર્ણયમાં અડગ રહ્યો. દુર્યોધન મનમાં હસવા લાગ્યો. પોતાની આતરિક ભાવનાને ક્રિયાન્વિત થવાનો ઇશ્વરે અવસર આપ્યો છે એમ માની, પાંડવોની અજ્ઞાનતાની તે મનમાં મશ્કરી કરવા લાગ્યો. તેને ખુશી એ વાતની થઇ કે નાસમજ અને નાદાન પાંડવોએ મોટી સંખ્યાની સૈનિક શકિતની ઉપેક્ષા કરી અને એકલા કૃષ્ણની પસંદગી કરીને પોતાની હારની સુનિશ્ચિત આગાહી કરી છે. પોતાનાં મનની બાજી સફળ થયેલી જોઇ, દુર્યોધનના મનમાં ખાતરી થઇ કે જ્યારે કૃષ્ણનું આવું મોટું સૈન્ય બળ મારે પક્ષે છે, ત્યારે મારો વિજય ચોક્કસ છે. પરંતુ કલ્પેલી આ સુનિશ્ચિત જીતમાં જ સુનિશ્ચિત હાર સમાએલી હતી એ વાત અભિમાનમાં આંધળા બનેલ દુર્યોધનને સમજાય એમ નહોતી.

પાંડવોની જે પસંદગી હતી તે આત્મીય હતી, ગહન હતી, આધ્યાત્મિક હતી અને ધર્મમય હતી. ખરેખર તો કૃષ્ણ તેમના પક્ષે ઊભા રહ્યા એ જ યુદ્ધના પરિણામની આગાહી હતી. પગની પાસે બેસવાની ઘટના આત્યંતિક અને મહત્ત્વપૂર્ણ બની ગઇ. કૃષ્ણનું પાંડવપક્ષે હોવું યુદ્ધની નિષ્પત્તિનું સૂચક હતું.

આમ તો કૃષ્ણ બંનેના મિત્ર છે. કૌરવ અને પાંડવ બંને કૃષ્ણને હૃદયથી ચાહે છે. કૃષ્ણ જો બંને તરફ સદ્ભાવના રાખતા ન હોત, તો બંનેના પ્રતિનિધિઓ તેમની પાસે આવ્યા જ ન હોત. પરંતુ પાંડવો ધર્મના પક્ષમાં હતા. કૌરવોની અન્યાયી વૃત્તિ કોઇથી છાની ન હતી. એટલે

'યતો ધર્મસ્તતો જય'ના સિદ્ધાંત મુજબ વિજય પાંડવોનો, ધર્મના પક્ષનો નિશ્ચિત હતો. એ વાત કૃષ્ણથી અજાણી નહોતી.

કુરુક્ષેત્રનાં યુદ્ધનાં મેદાનમાં ઊભેલા અર્જુનનું માનસ જેમ શંકાઓથી ગ્રસ્તિ બન્યું અને શંકાથી હાલકડોલક સ્થિતિમાં 'શું કરવું અને શું ન કરવું' તેનો કશો જ નિર્ણય તે ન કરી શક્યો, તેમ શ્રાવસ્તી નગરીના ધર્મક્ષેત્રમાં, પાર્શ્વ પ્રભુની પરંપરાનો અને ભગવાન મહાવીરની પરંપરાનો શિષ્ય સમુદાય, કૃષ્ણસમા ભગવાન શ્રી કેશીકુમાર શ્રમણ અને ભગવાન ગૌતમસ્વામીની છત્રછાયામાં, એકત્રિત થયો. તે બંને પક્ષનો શિષ્ય સમુદાય પરસ્પર એકબીજાની સામે જોઇ રહ્યો. એક જ લક્ષ્ય છતાં, પ્રત્યક્ષ દેખાતી અને અનુભવાતી પાયાની આ બધી વિચિત્રતાઓ અને વિસંગતીઓનો હૃદયસ્પર્શી ઉકેલ તેમને મન એક જટિલ કોયડો હતો. તેને ઉકેલ્યા વિના તેમને શાંતિ થાય એમ નહોતું. શંકાનાં કારણે બેઉ પક્ષ માનસમાં અસ્થિરતા અને અસમાધિ ભાવ અનુભવી રહ્યો હતો. આવા વખતે શાસ્ત્રકાર આગળ શું કહેવા માંગે છે તે શાસ્ત્રના જ શબ્દોમાં અવલોકવા પ્રયત્ન કરીએ. તદનુસાર–

चाउज्जामो य जो धम्मो जो इमो पंचसिक्खिओ ।
देसिओ वद्धमाणेण पासेण य महामुणी ॥

આ ચતુર્યામ ધર્મ છે. આનું પ્રતિપાદન ભગવાન પાર્શ્વનાથે કર્યું છે. આ પંચશિક્ષાત્મક ધર્મ છે. આનું પ્રતિપાદન ભગવાન વર્ધમાને કર્યું છે.

ભગવાન પાર્શ્વનાથ ૨૩મા તીર્થંકર થયા છે. બીજા તીર્થંકરથી માંડી ત્રેવીસ તીર્થંકર સુધીના બધા તીર્થંકરોના સાધુ સાધ્વીઓ સ્વભાવતઃ સરળ અને પ્રજ્ઞાશીલ હોય છે. તેમની સરળતા અને પ્રજ્ઞાશીલતાને અનુરૂપ જ ધર્મ પ્રરૂપણા થાય છે. ધર્મની દેશના વ્યક્તિ અને સભાને અનુલક્ષીને જ કરાય છે. અન્યથા ધર્મદેશનાનું જે પ્રભાવી પરિણામ આવવું જોઇએ તે આવે નહિ. ભગવાન મહાવીર સુધીના કાળમાં માણસોની સરળતા વક્રતામાં ફેરવાઇ ગઇ છે. પ્રજ્ઞાનું સ્થાન જડતાએ લીધું છે. પરિણામે તેમના વખતના માણસોના સ્વભાવ અને સમજણને અનુસરી ભગવાન મહાવીરે ધર્મદેશના ફરમાવેલ છે. સમય સ્થિતિ, સંયોગો અને માણસોના સ્વભાવ ભેદોને અનુલક્ષી મૂલતઃ એક છતાં ચતુર્યામ અને પંચશિક્ષાત્મક ધર્મના રૂપે જુદા જણાતા ધર્મોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

બંનેના શિષ્ય સમુદાયને સાંયોગિક સ્થિતિ અને માનવ પ્રકૃતિનાં પરિવર્તનની પાયાની વાત ધ્યાનમાં નથી એટલે તેઓ ધર્મની પ્રરૂપણાની ભિન્નતાથી શંકાશીલ બન્યા છે. તેઓ વિચારે છે કે, તીર્થંકરોની આ એક જ સળંગ અને અખંડ પરંપરા છે. એક જ પરંપરા અને એક જ આદર્શ છતાં ધર્મ પ્રરૂપણાની આ ભિન્નતા શાથી ? પાર્શ્વનાથ પ્રભુ પણ પૂર્ણ પરમાત્મા છે,

સર્વજ્ઞ અને સર્વદર્શી છે. ભગવાન મહાવીર પણ ત્રણે લોક અને ત્રણે કાળના જ્ઞાતા છે છતાં આવી પ્રત્યક્ષ દેખાતી અને આશંકાઓ ઉત્પન્ન કરતી પ્રરૂપણા ભેદની કલ્પનાનું મૂળ શું છે? તે જાણવા બંને પક્ષના શિષ્યો સમુત્સુક બન્યા છે. આવી શંકા એક જ પક્ષે ઊભી થએલી નથી. પરંતુ બંને પક્ષે આ શંકા સમાનરૂપે ઊભી છે. તેનું શું સમાધાન કરવામાં આવશે અને એ બંને પ્રભુઓના મિલનથી કયાં રહસ્યો પ્રગટ થશે તે અવસરે.

## મિથ્યાત્વમૂલક અહં

શાસ્ત્રો વારંવાર સાવચેતીના સૂરો કાઢી, ચોરાસીના ચક્રમાં ભમતા જીવોને સાવધાન બનાવતાં કહે છે કે, સંસારનું મૂળ મિથ્યાત્વ છે. મિથ્યાત્વનો સીધો સાદો અર્થ એ છે કે-જે વસ્તુઓ જેવી છે, પારમાર્થિક રીતે તે વસ્તુઓને તે રીતે ન નિહાળતાં, અન્યથા નિહાળવાની દૃષ્ટિ. મિથ્યાત્વ કોઈ પદાર્થ કે વસ્તુમાંથી નિષ્પન્ન થતો ગુણ કે દોષ નથી. આત્માનો જ તે વિભાવ જન્ય ધર્મ છે. આત્માનો સહજ ગુણ ઉપયોગ છે. પદાર્થો જેવા છે તેવા જ તેને જાણવા અને જોવા તે આ ગુણનો ધર્મ છે. કમળને કમળની રીતે જાણો કે જુઓ તેમાં ભાગ્યે જ બંધને અવકાશ હોય, પરંતુ કમળને જોતાંવેંત તેમાં સુંદર-અસુંદરનું આરોપણ કરી પદાર્થ સાથે આત્મા જ્યારે તાદાત્મ્ય સંબંધ જોડી લે, અને જાણવા જોવારૂપ પોતાના મૂળ સ્વભાવને વિસરી જાય, ત્યારે દર્શનમોહજન્યરૂપી વિષ, નિર્મળ અને સહજ ઉપયોગ ગુણને, દૂષિત અને ઝેરી બનાવી દે છે.

મિથ્યાદર્શનના સદ્ભાવમાં જીવ અને જડ વિષેનું ભેદજ્ઞાન નાશ પામે છે. પર એવા જડ પદાર્થોમાં આત્મીય બુદ્ધિ જન્મી જવા પામે છે. જડ અને ચેતન પરસ્પર વિરોધી તત્ત્વો છે. એ બન્ને એટલા વિરોધી છે કે, ત્રિકાળમાં પણ જડનો ચેતનતત્ત્વમાં અને ચેતન તત્ત્વનો જડ તત્ત્વમા પ્રવેશ સંભવ નથી. આ પારમાર્થિક અને આત્યંતિક સત્યની મિથ્યાત્વના સદ્ભાવમાં અવહેલના થઈ જાય છે. પદાર્થો તરફનું આકર્ષણ સર્વોપરિ બની જાય છે. બાહ્ય પદાર્થોના સંગ્રહની મમતા અને લોલુપતા વધી જવા પામે છે. પદાર્થોમાં પ્રભુતા અને ઐશ્વર્યના દર્શન થાય છે. આંતરિક સમૃદ્ધિ તરફ દૃષ્ટિ નાખવાની ભારોભાર ઉદાસીનતા વર્તવા માંડે છે. પદાર્થો અને પૈસાનું આકર્ષણ આત્મભાવ તરફના વિકર્ષણને બલવત્તર બનાવતું જાય છે.

પોતાના સમુદ્ધારનો માર્ગ પોતાના જ પુરુષાર્થ ઉપર આધારિત છે. સંસારમાં પરિભ્રમણ આપણી અજ્ઞાનતાને લઈને છે. કારણ બંધ સદા આત્માના પુરુષાર્થ હોવના સદ્ભાવના કારણે હોય છે. શાસ્ત્ર સાક્ષી પૂરે છે કે—

નો इन्दियगेज्झ अमुत्तभावा, अमुत्तभावावि य होइ निच्चो ।
अज्झत्थ हेउ नियवस्स बन्धो, संसारहेउ च वयंति बन्धं ॥
ઉત્તરા અ ૧૪-૧૯

આત્મા અમૂર્ત–અરૂપી હોવાને લીધે ઇન્દ્રિયોનો વિષય થઈ શકે નહિ. અમૂર્ત દ્રવ્યો સ્વભાવથી જ નિત્ય હોય છે. આત્મા પણ અમૂર્ત હોવાને કારણે નિત્ય દ્રવ્ય છે. છતાં મિથ્યાત્વ અવ્રત, કષાય અને યોગજન્ય વિભાવ પરિણતિને લઇ વ્યવહાર દૃષ્ટિએ તે બંધાય છે એમ મનાય છે. વાસ્તવમાં (નિશ્ચય નયની દૃષ્ટિએ) તો આત્મા બંધાતો પણ નથી અને મુક્ત પણ થતો નથી. વ્યવહાર–અપારમાર્થિક દૃષ્ટિએ આ બંધ અવસ્થા જ સંસારની જનની છે.

સંસાર જે રૂપે છે તે રૂપે ભલે રહે. તેમાં પરિવર્તન કે સંસ્કરણ કોઇથી શક્ય નથી. બધા પદાર્થો પારમાર્થિક દૃષ્ટિએ સાર્વભૌમ સ્વાતંત્ર્ય ધરાવે છે. કોઈ પદાર્થ કોઇને આશ્રિત નથી. એક પરમાણુથી લઇ પરમ–આત્મા સુધીના બધા દ્રવ્યોનો, પરિપૂર્ણ સ્વાતંત્ર્ય એ સહજ ગુણ છે. અગુરુ એટલે લઘુ નામનો ગુણ કદી એક દ્રવ્યને બીજા દ્રવ્યમાં, કે એક દ્રવ્યના ગુણોને બીજા દ્રવ્યના ગુણોમાં ભળવા દેતો નથી. આ બધા દ્રવ્યોની આત્યંતિક, સહજ અને પારમાર્થિક સ્થિતિ છે. વળી આત્મ દ્રવ્ય તો બધા દ્રવ્યો કરતાં અલૌકિક અને અસાધારણ માહાત્મ્ય ધરાવતું દ્રવ્ય છે. જાગતિક અનંત પદાર્થોમાં આત્મ દ્રવ્યનો મહિમા અને ગરિમા અચિંત્ય અને અકલ્પ્ય છે. આમ તો બધા દ્રવ્યોનું પોતપોતાના સ્થાને તેટલું જ મહત્ત્વ હોય છે. પોતપોતાની રીતે દરેકનો મહિમા છે. ખીલી અને તલવાર, પોતપોતાના સ્થાને, પોતપોતાનું મહત્ત્વ બરાબર ધરાવતાં જ હોય છે. ખીલી જે કામ કરે છે તે તલવાર કદી કરી શકતી નથી. તલવાર ભલે મોટું દ્રવ્ય રહ્યું પણ તે ખીલીની ગરજ સારી શકે નહિ અને ખીલી પણ તે જ રીતે તલવારનું કામ કરી શકે નહિ. માટે નાના કે મોટા હોવાના કારણે કોઈ વધારે મહિમા ધરાવતાં કે કોઇ ઓછો મહિમા ધરાવતાં બની જતાં નથી. નાના કે મોટા હોવાને કારણે જ કોઈ ઊંચ કે કોઇ નીચ પણ બની જતાં નથી. નાના કે મોટા હોવામાં તો પ્રકૃતિ, પ્રારબ્ધ કે નિયતિ કદાચ ભાગ પણ ભજવે, પરંતુ ઊંચ કે નીચના ભાવો તો માણસની ઈર્ષ્યા અને સ્પર્ધામાંથી જ પ્રાયઃ જન્મેલા હોય છે. જન્મથી કોઇ ઉચ્ચ કે કોઇ નીચ હોતો નથી. અહં મૂલક ભાવોથી પીડાએલી વ્યકિત જ આવા ઊંચા નીચાના વર્ગો ઊભા કરે છે. પશુઓ કે પક્ષીઓમાં અહંકાર કે સ્પર્ધા પૂરેપૂરા વિકસિત થવા પામ્યા નથી તેથી તેમનામાં ઉચ્ચ અને નીચના ભાવો જન્મવા પામતા નથી. પાંચ પોપટ સાથે ચણુતા હોય, બેસતા હોય, આકાશમાં ઉડ્ડયન કરતા હોય, પણ કોઈ કોઇને કોઈ ઊતારી પાડવા પ્રયત્ન કરતા નથી. અહંકારના દોષથી પીડાતા મનુષ્યમાં જ આ બધા દોષો સંભવે છે.

આત્મ દ્રવ્યનો જે વિશિષ્ટ મહિમા શાસ્ત્રોમાં વર્ણિત છે તે તેના જ્ઞાન, દર્શનરૂપ અસાધારણ સ્વભાવને લઇને છે. આત્મ દ્રવ્યને લઇને જ બીજા દ્રવ્યોના અસ્તિત્વ, નાસ્તિત્વના વિચારો સમુદ્ભવે છે. આત્મ દ્રવ્યના અભાવમાં તેમના હોવા ન હોવાનો ઉપયોગ પણ શો? સ્વ સ્વરૂપમાં પરિણમનરૂપ સ્વાભાવિક શકિત તો બધા દ્રવ્યોને સહજ પ્રાપ્ત છે. પરંતુ ભોકતૃત્વ શકિત આત્મ દ્રવ્ય સિવાય બીજા કોઈ દ્રવ્યોમાં હોતી નથી. કારણ બીજા દ્રવ્યોમા ઉપયોગ

ગુણની સત્તા હોતી નથી અને આત્મદ્રવ્યનો તો તે સહજ સ્વભાવ છે. આ રીતે આત્મદ્રવ્ય બધા દ્રવ્યોમાં પોતાની પ્રધાનતા અને શ્રેષ્ઠતા ટકાવી રાખે છે.

ચૈતન્ય એ આત્માનું લક્ષણ છે. ક્રોધાદિ ભાવો તે આત્માના આત્યંતિક સ્વરૂપ નથી, તેથી તે સ્વાભાવિક પણ હોતા નથી. ક્રોધાદિ કષાયો પણ જો આત્માના ઉપયોગ ગુણની માફક સ્વરૂપ હોત, તો આ વિભાવો પણ જ્ઞાનગુણની જેમ અનાદિ અને અનંત હોત. કષાય ભાવ અને ઉપયોગ પરસ્પર વિરોધી અને ભિન્ન વસ્તુઓ છે. જ્યારે ક્રોધાદિ કષાયો આપણા સ્વરૂપો નથી ત્યારે ક્રોધાદિમાં ગમે તે નિમિત્ત બને, છતાં તેને આપણામાં અવકાશ શા માટે આપવો જોઇએ?

એક વખતનો પ્રસંગ છે. ભગવાન બુદ્ધ કરુણા અને ધર્મનો પ્રચાર કરી રહ્યા હતા. ભગવત્ સ્વરૂપ એવા આ પાવન આત્માઓ સાથે પણ વેરવૃત્તિ અને અસહિષ્ણુતાના વિષમભાવો રાખનારા જઘન્ય કોટિના જીવો પણ આ જગતમાં રહેતા જ આવ્યા છે. પ્રકૃતિ સદા સંતુલનને ટકાવી રાખે છે. એક ગામથી વિહાર કરી જ્યારે તેઓ બીજા ગામે જઇ રહ્યા હતા, ત્યારે એક એક માણસ તે રસ્તે આવતા ગામમાંથી રાજમાર્ગ ઉપર આવ્યો અને ન બોલવાના શબ્દો બુદ્ધ પ્રભુને કહેવા લાગ્યો. બુદ્ધ તો પ્રબુદ્ધ આત્મા હતા. તે બધા શબ્દોને પચાવી ગયા, પી ગયા, પરંતુ તેમના શિષ્યોથી તે માણસનું આવું અસભ્ય, વિવેકહીન વર્તન સહન ન થયું. ભગવાન બુદ્ધે જ્યારે તેને કશો જ જવાબ ન વાળ્યો અને શાંતિપૂર્વક તેના શબ્દો સાંભળી લીધા, ત્યારે આનંદ નામના તેમના એક શિષ્યથી આ વાત સહન ન થઇ. તે ભગવાનને કહેવા લાગ્યો. 'પ્રભો! આની આવી ક્રૂરતાનો પણ કશો જ જવાબ કેમ નહિ?' બુદ્ધ બોલ્યા 'આનંદ! એ બિચારો ખૂબ દૂરથી આટલી મહેનત ઊઠાવીને આવા ભાવો સાથે અહીં આવ્યો છે. તેના મનમાં જે છે તે કાઢી રહ્યો છે. તેનો એ અધિકાર છે. એના એ સ્વાતંત્ર્ય અને અધિકારમાં દખલગીરી કરનાર હું કોણ? વળી તેની વાણી જો મારા હૃદયમાં સ્પંદન અને કંપન જન્માવી શકે, મારા અંતરાત્મામાં ડહોળાપણું ઉત્પન્ન કરી શકે, તો એનો અર્થ જ એ થયો કે, મારો પોતાનો પણ મારી પોતાની જાત ઉપર કશો જ અધિકાર નથી. મારા સંચાલનની દોરી હું તેને સોંપવા તૈયાર નથી. તે તેના મનનો માલિક છે. હું મારા મનનો માલિક છુ. તેને યોગ્ય લાગે તેમ તે વર્તે, મને યોગ્ય લાગે તેમ હું વર્તું. તેનાથી હું દોરવાઇ જાઉં એવો તું મને નબળો ધારે છે?"

ભગવાન બુદ્ધની આ વાણી આનંદના હૃદયને સ્પર્શી ગઇ. તેના મનનું દુઃખ દૂર થઇ ગયું. ભગવાન બુદ્ધમાં તેણે અજબ પ્રભુતાના દર્શન કર્યા.

તમને બધાંને પણ અવારનવાર અનુકૂળ, પ્રતિકૂળ સંયોગો તો સાંપડતા જ હશે. પરંતુ તમારી દોરી તમે તમારા હાથમાં રાખી હોતી નથી. અને તેથી જ કોઇ પણ વ્યકિત તમારા માટે બે ચાર સારા શબ્દો ઉચ્ચારીને તમારા અહંને ફોસલાવી શકે છે. તમારા મોઢા ઉપર હાસ્યની રેખાઓ પ્રસરાવી શકે છે. વળી કયારેક ન કહેવાના શબ્દો કહીને તમારા અહંને આઘાત પણ પહોચાડી શકે છે, તમારા અહંને સંકોચાવી શકે છે, તમારા આત્મપ્રદેશોમાં સ્પંદન અને

કંપન ઊભું કરી શકે છે, તમારા ક્રોધને ઉત્તેજિત કરી શકે છે, મદિરાની માફક તમને ઉન્મત્ત બનાવી શકે છે, ભાન ભૂલાવી શકે છે, તમારી સામાયિક સામાયિકને ઠેકાણે રહી જાય છે અને તમે સ્વર્ગને બદલે નારકીય વાતાવરણને જન્માવનારા બની જાઓ છો. કારણ, તમારી દોરી તમારા હાથમાં નથી.

ભગવાન બુદ્ધના જીવનમાં ઘટેલી આ ઘટના જો આપણા પ્રાણોને સ્પર્શી જાય, તો ગમે તેવા સાનુકૂળ અને પ્રતિકૂળ પ્રત્યાઘાતોની વિષભરી અસર આપણા માનસને વિક્ષિપ્ત અને રુગ્ણ બનાવનારી ન નીવડે.

જ્યારે કષાયભાવો આત્માના સ્વરૂપ નથી, ત્યારે તેમને પોતાના માની અશાંતિ અને અસમાધિ શા માટે ઊભી કરવી જોઇએ ? અરીસાની સામે જે વસ્તુ આવે છે તે તેમાં પ્રતિબિંબિત અવશ્ય થાય છે. પરંતુ અરીસો તેને કેમેરાની માફક સંઘરી રાખતો નથી. જીવન પણ દર્પણ જેવું હોવું જોઇએ. પ્રતિબિંબ ભલે બધાંનું પડે પરંતુ સંગ્રહ કોઈનો નહિ.

સંસારમાં જન્મ, મરણ, સુખ અને દુઃખ જે કંઈ પણ જીવોમા દેખાય છે, તે પોતાના જ સારા–નરસા પુરુષાર્થનું સુનિશ્ચિત ફળ છે. આ બધાંને પ્રકૃતિ, પ્રારબ્ધ કે નિયતિ સ્વરૂપ માનીને ચાલીએ તો વાંધો ન આવે. પરંતુ આપણે કરીએ છીએ એનાથી ઊલટું જ. દરેક સ્થિતિમાં આપણે પોતાના કર્તૃત્વનું આરોપણ કરીએ છીએ અને આમ રાગદ્વેષના વમળમાં, વગર વિચાર્યે, અનાયાસ સપડાઈ જઇએ છીએ. આ જ આપણી એક કરુણ કમનસીબી છે. કહ્યું છે કે–

अज्ञानमेतदधिगम्य परात्परस्य पश्यन्ति ये मरणजीवितदुःखसौख्यम् ।
कर्मण्यहं कृतिरसेन चिकीर्षवस्ते, मिथ्यादृशो नियतमात्महनो भवन्ति ॥

અર્થાત્ અજ્ઞાનરોગથી ગ્રસ્ત અજ્ઞાની આત્મા પરથી પરનાં સુખ દુઃખ અને જન્મ–મરણને જુએ છે. તે અહંની સઘનતા વડે, કર્તૃત્વના રસનો ઇચ્છુક બને છે અને નિયમથી મિથ્યાદૃષ્ટિ અને આત્મઘાતી હોય છે.

જેમ બેધ્યાનમાં ચાલતા માણસને માર્ગમાં પડેલા પથ્થરની ઠેસ વાગે ત્યારે કશો જ વિચાર કર્યા વગર તે એમ માનવા લાગે કે, જો આ પથ્થર રસ્તાની વચ્ચે ન પડયો હોત તો મને ઠેસ વાગત નહિ. અને પછી, જો તે પથ્થર ઉપર ક્રોધ ઊતારવા લાગે, તેને તોડવા પ્રયત્ન કરવા લાગે, તો તેની આ અજ્ઞાનતા જોઈ આપણને હસવું આવે છે. પરંતુ આપણે બધાં અહં અને કર્તૃત્વના અભિમાનમાં ઉન્મત્ત બની, આવા જ મૂર્ખાઇભર્યાં કામો કરી રહ્યાં છીએ તેનો આપણને જરા પણ ખ્યાલ નથી.

અહંકાર એ ક્ષણેક્ષણ ફરતું ચલચિત્ર છે. અહંકાર પોતામાં એવો તો કુશળ છે કે, તે ફૂટેલી કોડી ઉપર પણ મોટું સામ્રાજ્ય ઊભું કરી શકે છે. એક વખતનો પ્રસંગ છે. અકબર બાદશાહ યમુનાજીના દર્શન કરવા આવ્યો હતો. જે માણસ અકબર બાદશાહને યમુનાજીના દર્શન

કરાવવા લઇ ગયો હતો તે મોટો પુરોહિત હતો. પુરોહિત પોતાના સદ્ભાગ્યને પ્રશંસવા લાગ્યો તો કેટલાક તેને સાંપડેલ આ સદ્ભાગ્યથી તેની ઇર્ષ્યા કરવા લાગ્યા. સહુને એક વિશ્વાસ હતો કે બાદશાહ પોતાને યમુનાજીના દર્શન કરાવનારને અવશ્ય કીમતી પુરસ્કાર આપશે.

અકબર આ સ્થિતિ પામી ગયો. એટલે જે પુરોહિત દર્શન કરાવવા ગયો હતો તેને, સડક ઉપર પડેલી એક ફૂટેલી કોડી લઇને તેણે પુરસ્કારમાં આપી દીધી. બ્રાહ્મણ પણ વસ્તુસ્થિતિ સમજી ગયો. તેથી તેણે પણ કશા જ ક્ષોભ કે કચવાટ વિના બાદશાહે આપેલા પુરસ્કારને હાથમાં લઇ લીધો, અને માથે ચઢાવી કોઇ જોઈ ન જાય તેમ મુઠ્ઠી બંધ કરી દીધી. કોઈ બીજો તો જોઈ શકયો ન હતો. માત્ર અકબર અને પુરોહિતને જ ખબર હતી કે તે ફૂટેલી કોડી છે. બ્રાહ્મણે બાદશાહને માથું નમાવ્યું, ધન્યવાદ આપ્યા અને આશીર્વચનો ઉચ્ચાર્યા. આખા ગામમાં આશ્ચર્યની લહર ફેલાઈ ગઈ. બાદશાહે પુરોહિતને શી કીમતી ભેટ આપી તે વિષે જેટલા લોકો તેટલા અનુમાનો થવા લાગ્યા. લોકોએ જ્યારે પુરોહિતને આ વિષે પૂછ્યું ત્યારે તેણે પણ હસતે મોઢે જવાબ આપ્યો, કે જન્મ જન્માન્તરો સુધી મારા પરિવારના સભ્યો ખર્ચ કરે છતાં ખર્ચ ન કરી શકે, એવી એ અજબ ભેટ છે. ફૂટેલી કોડી કયાંથી ખર્ચી શકાય ? લોકો વધારે પરેશાનીમાં પડયા. ઇર્ષ્યાએ પોતાના હાથ લંબાવ્યા. અંતે આ ખબર બાદશાહના કાન સુધી પહોંચી. દરબારીઓ પણ તેજોદ્વેષથી પીડિત હતા એટલે અંતે બધાએ હિંમતપૂર્વક આ વાત બાદશાહને પૂછી લેવાનો નિર્ણય કર્યો.

બ્રાહ્મણ કહેતો હતો કે તેને એવી વસ્તુ આપી છે કે જે તેના પરિવારના સભ્યો જન્મ-જન્માંતરો ખર્ચ કરે તો પણ ખર્ચ કરી શકાય નહિ. બાદશાહ અકબર પણ બ્રાહ્મણની આવી વાત સાંભળી વિચારમાં પડી ગયો. પોતે ફૂટેલી કોડી જ આપી છે તેની તેને ખાતરી હતી. વળી પોતે બ્રાહ્મણને ફૂટેલી કોડી આપી છે એ વાતને તે બહાર પાડી શકે તેમ પણ નહોતો. કેમકે તે વસ્તુ તેના મોભાને છાજે તેવી નહોતી. તે વિમાસણમાં પડયોઃ 'બ્રાહ્મણ આમ કેમ બોલતો હશે ? કોડીને બદલે કાંઈ બીજું તો નહિ અપાઇ ગયું હોય ને ? તેને ચિંતા થવા લાગી. સડક ઉપરથી મળેલી તે કોડીમા કોઈ જાદુઈ રહસ્ય તો નહિ છુપાયેલું હોય ને ?'

આ ચિંતા ક્રમિક રીતે વધતી બાદશાહના પ્રાણોને સ્પર્શી ગઈ. બાદશાહની નીંદ હરામ થઈ ગઇ. દરબારીઓ અને બેગમો પણ આ વાત જાણવા આતુર બની ગયાં. તે બ્રાહ્મણ પણ ભારે કુશળ હતો. પોતાને થએલા અપમાન અને અન્યાયને તે પચાવી ગયો હતો. હવે માત્ર તે સમયની રાહ જોતો હતો. અંતે જે સમયની તે રાહ જોતો હતો તે સમય આવી પહોંચ્યો. અકબરે જ બ્રાહ્મણને પોતાના દરબારમાં બોલાવવા સંદેશ મોકલ્યો.

બ્રાહ્મણ બાદશાહના ચરણોમા હાજર થયો. તે બોલ્યો· 'હું ભાગ્યશાળી છું કે આપની પાસેથી મને એવી અમૂલ્ય વસ્તુ ભેટ મળી છે કે જેને ખર્ચવી જ અશકય છે. જન્મોજન્મ

સુધી ખર્ચ કરીએ, તો પણ આ ભેટ કદી ખર્ચાશે નહિ. અકબર ભારે મુંઝવણમાં પડયો. તેણે કહ્યું: 'ભાઇ એકાંતમાં મારી સાથે ચાલ.' બંને એકબાજુ ગયા. અકબરે પૂછયું: 'વાત શી છે? સાચું તો કહે.!' બ્રાહ્મણે કહ્યું: 'મારા પર આપની ભારે દયા છે.' અકબરની માનસિક મુંઝવણ વધી જવા પામી. અકબરના વિવિધ ઉપાયો છતાં, બ્રાહ્મણ પાસેથી વાત કઢાવવી મુશ્કેલ બની ગઈ. બ્રાહ્મણે તે ફૂટેલી કોડી ઉપર આવી ઉપદ્રવની પરંપરા ઊભી કરી દીધી. તે કહેતો જ રહ્યો: 'આપની અપાર અનુકંપા, મારું ભારે સદ્ભાગ્ય! સમ્રાટ તો આ પૃથ્વીના પટ ઉપર અનેક થયા, મારા જેવા બ્રાહ્મણો પણ અનેક થયા, પરંતુ આપના જેવો દાનવીર બાદશાહ કોઇ ન થયો. વળી બ્રાહ્મણોને દાન તો ઘણા પાસેથી મળ્યું હશે, પરંતુ મારા હાથમાં જે પુરસ્કાર આવ્યો તે કોઇ બ્રાહ્મણના હાથમાં આજ સુધી નહિ આવ્યો હોય!

અકબર ભારે નિરાશ થયો. તેને વધારે માનસિક ચિંતા થવા લાગી. તે બ્રાહ્મણની સામે હાથજોડી કહેવા લાગ્યો: 'ખરેખર' બતાવ કે વાત શી છે? તને પુરસ્કારમાં શું મળ્યું છે? મેં તો તને ફૂટેલી કોડી જ આપી હતી, પરંતુ તેમાં કંઇ ન સમજાય એવી ગડબડ તો નથી થવા પામી ને?

બ્રાહ્મણે બે ફિકરાઇથી જવાબ વાળ્યો: 'જહાંપનાહ! જો અહંકાર કુશળ હોય તો ફૂટેલી કોડી ઉપર પણ સામ્રાજ્ય ખડું કરી શકાય છે. મેં આપે આપેલી ફૂટેલી કોડી ઉપર જ મારું સામ્રાજ્ય ઊભું કરી લીધું છે, જ્યારે તમે તમારા હાથથી જ એક સડક પર પડેલી ફૂટેલી કોડી મને આપીને, તમારા માનસને શંકા–કુશંકાઓથી ગ્રસિત બનાવ્યું છે, તમારી નીંદને હરામ કરી છે. તમારી જ નહિ, સારા યે નગરની, તમારા દરબારીઓની, તમારી બેગમોની પણ નીંદને તમે હરામ કરી દીધી છે.

અહંના આ વ્યાપક ઝેરી વિસ્તારનો યથાર્થ ખ્યાલ હૃદયમાં ઊંડાણથી વિચારીએ અને અહંથી દૂર રહી, તેની મોહક જાળમાં ફસાઇએ નહિ તે માટે સદા જાગૃત અને પ્રયત્નશીલ રહીએ.

# પુણ્યશ્લોક શ્રી વિનોદમુનિ

કવિ નિર્જીવ શબ્દોમાં એવું આકર્ષક સૌંદર્ય ભરી દે છે કે, સાંભળનારાઓ મંત્રમુગ્ધ બની જાય છે. કવિના હૃદયમાં પ્રભુતાના દિવ્ય અંશો હોય છે. તેની જોવાની દષ્ટિ ગહન અને લોકોત્તર હોય છે. તેની પાસે કાદવમાં પણ કમળની કમનીયતા જોવાની પ્રકૃતિદત્ત પ્રતિભા હોય છે. એક જ વૃક્ષમાં અનેક જુદા જુદા રંગોની અજાયબીભરી રમણીયતા નિહાળવાની તેની અદ્ભુત ક્ષમતા હોય છે.

એ જ રીતે ચિત્રકાર પણ માત્ર પીંછી અને રંગોની સહાયથી જ નિર્જીવ ચિત્રોમાં પ્રાણ પૂરે છે. જોનાર આશ્ચર્યમાં પડી જાય એવી જીવતી જાગતી સજીવતા પ્રદાન કરવાની તેની આશ્ચર્યોત્પાદક અલૌકિક કલા હોય છે. આમતેમ રગદોળાતા, પગ તળે અથડાતા અણઘડ પહાડના પથ્થરોને કોતરી, તે પથ્થરોમાં પ્રાણોની પ્રતિષ્ઠા કરી, મૂર્તિકાર પ્રભુની પ્રતિમા બનાવી દે છે. મૂર્તિકાર તો નમસ્કારને પાત્ર થાય કે ન થાય, પરંતુ પ્રાણોની પ્રતિષ્ઠા પામેલી પ્રતિમા અવશ્ય જગદ્વંદ્ય બની જાય છે.

આ બધા જુદી જુદી દિશાના જુદા જુદા કલાકારો છે. બધાની કલાઓમાં એક પ્રકારની દિવ્યતા અને પ્રભુતા છે. જે કલાના ઉપાસકો છે તેમના માનસમાં આ બધા કલાકારો પ્રત્યે માનભર્યું સ્થાન હોય છે. પોતપોતાની પ્રતિભા અનુસાર લોકોત્તર પ્રતિષ્ઠા પણ તેમને પ્રાપ્ત થતી હોય છે. પરંતુ જે સ્વયંને સૌંદર્યથી ભરી તેને દિવ્યતા પ્રદાન કરવાની કલાના કુશળ કારીગર છે, જે પોતાના જીવનને સત્યં, શિવં અને સુંદરમ્ બનાવવામાં સફળ થયો છે, તેનાથી મોટો સર્જક અને યથાર્થ કલાકાર આ જગતમાં બીજો કોઈ નથી. આ એક અસંદિગ્ધ અને નિરપવાદ હકીકત છે. જીવનને રૂપાંતરણ કરવાની કલાથી બીજી કોઇ મોટી કલા નથી.

ભોગ અને વસ્તુઓ તરફની રાગવૃત્તિ વિરામ પામે, પદાર્થમૂલક આકર્ષણ વિકર્ષણમા ફેરવાઈ જાય, ભૌતિક સુખ અને તેનાં સાધનોમાં એકાંત નિરર્થકતા પ્રતિભાસિત થાય, રાગમાત્ર રોગની માફક ભીતિકર અને અનર્થકર જણાય, નિત નવાં સુખો અને નવી નવી વસ્તુઓ તરફના રાગોની મૃગમરીચિકામાં મન ન ખેંચાય, અને સીતાની માફક સોનેરી મૃગનું લોમહર્ષક આકર્ષણ પોતાના જ અપહરણ માટેના નિમિત્તની ગરજ ન સારવા દે એવી ગહનતા અને એવા તલસ્પર્શી ઊંડાણથી અંદરમાં દૃષ્ટિપાત કરવાની જ્યારે જિજ્ઞાસા જન્મે છે અને કેન્દ્રને એટલે કે આત્માને મેળવવા માટેનો અપ્રતિમ ઉત્સાહ અને પરમ પુરુષાર્થ પ્રગટે છે, ત્યારે જ સત્યની અનુભૂતિનાં સુવર્ણ દ્વારો પરમાત્માના દર્શન કરાવવા ઉદ્ઘાટિત થાય છે.

પદાર્થથી આકર્ષાતી, તેના તરફ જતી, તેની સાથે તાદાત્મ્ય સાધતી અને તેમા રંગાઇ જતી ચેતનાનો અસ્ખલિત પ્રવાહ તે રાગ છે. એનાથી ઊલટું, સ્વયં તરફ આકર્ષાતી, સ્વયં સાથે જોડાતી, સ્વયંની સાથે રંગાઇ જતી અને પ્રલોભનો અને આકર્ષણોના લોભાવનારા આકર્ષણ સ્થાનોમાં પણ મરુભૂમિ જેવા વિકર્ષણનાં દરયો જોવાની દષ્ટિ કેળવતી ચેતનાની અતૂટ ધારાનું નામ વૈરાગ્યવૃત્તિ છે. જો પ્રતિક્ષણની જાગૃતિ, વિવેક અને કાળજીભર્યા અભ્યાસથી, આ વૈરાગ્યવૃત્તિ આપણા પ્રાણો સાથે આત્મસાત્ થઈ જાય, તો આ સંસારમાંથી આપણો બેડો પાર થઈ જાય.

દૃઢતમ વાસનાઓ અને અહંથી વાસિત ચિત્તનું રૂપાતરણ સર્વથા અશક્ય છે. મારો અહં બીજાના અહંની સામે અમૃતસરનું ગુરુદ્વારા એટલે સુવર્ણ મંદિર દેખાય એવી સજજડ, સઘન,

ઊંડી અને પ્રાણો સાથે વીંટળાએલી પ્રગાઢવૃત્તિઓ જ્યાં સુધી અંદરમાં પડી હશે, ત્યાં સુધી જીવનના સાચા કલાકાર થવાની કે મૂલતઃ રૂપાંતરણની વાત આકાશના ફૂલ જેવી અશક્ય છે.

યાદ રાખજો, ગંતવ્યશૂન્ય જીવન ભોગ છે. ગંતવ્યયુક્ત જીવન યોગ છે. ભોગનું જીવન સરોવરનું જીવન છે. તે ક્યાંય જતું નથી, બસ ત્યાંનું ત્યાં જ રહી સુકાઇ જાય છે. યોગનું જીવન સરિતાનું જીવન છે, તેની સાગર તરફની સતત ગતિ છે. સરોવર માત્ર પોતાનામાં જ જીવે છે. જ્યારે સરિતા પોતાનામાં જ નથી જીવતી, પોતાના અતિક્રમણ માટે જીવે છે. એટલે સરિતા યાત્રા છે, ગતિ છે.

પત્થરને પ્રતિમામાં પરિવર્તિત કરવાની કલા કઠિન છે, શ્રમસાધ્ય છે. પરંતુ સ્વયંને દિવ્યતામાં રૂપાંતરિત કરવાની આંતરિક કલા કરતાં ઘણી સરળ છે કારણ, સ્વયંનું વ્યક્તિત્વ પત્થરથી પણ વધારે કઠણ છે.

જીવન જેને સાચી દિશામાં જીવતાં આવડે છે, જેણે જીવવાની પારમાર્થિક કલાને આત્મસાત્ કરી છે તે જ જીવનનો સાચો અને મોટો કલાકાર છે. આ વિશાળ પૃથ્વીના પટ ઉપર લાંબું જીવન જીવવાથી જીવનના કલાકાર થઇ શકાતું નથી. જીવનની સાર્થકતા દીર્ઘ જીવનથી અંકાતી નથી; તે અંકાય છે ગુણોની કેળવણીથી. ચંદનની જેમ બીજાના હિતમાં ઘસાવાની કલા અને આવડતમાં જ જીવનની સાર્થકતા સમાયેલી છે.

અંતગઢદશાંગ સૂત્રમાં જોવા મળે છે કે, શ્રીકૃષ્ણના નાનાભાઇ ગજસુકુમાલ કરતાં સોમિલ બ્રાહ્મણે લાંબી જિંદગી ભોગવી. મહાભારતમાં જોવા મળે છે કે, અર્જુનના સોળ વર્ષના પુત્ર અભિમન્યુ કરતાં દુર્યોધન અને જયદ્રથે લાંબી જિંદગી ભોગવી. પરંતુ આ દીર્ઘ જીવનનો લાભ શો હતો ? એનું સૌંદર્ય શું હતું ? એની પ્રતિષ્ઠા શી હતી ?

ગજસુકુમાલ માત્ર સોળ વર્ષની કિશોર વયમાં જ રાજ્યવૈભવનો ત્યાગ કરી, ભગવાન નેમિનાથનાં ચરણોમાં દીક્ષિત થઈ ગયો. જે દિવસે દીક્ષિત થયો તે જ સંધ્યાએ શ્મશાન પ્રતિમાની આરાધનામાં તે સંલગ્ન બન્યો. જગતના જીવો સાથે મૈત્રીનો અતૂટ સંબંધ બાંધ્યો. પોતાને મરણાંતિક ઉપસર્ગ કરનાર સોમિલ બ્રાહ્મણ તરફ લગીરે ક્રોધ કે વેરની દૃષ્ટિ નાખી નહિ. ક્ષમાની ધૂપસળીની માફક સુગંધ ફેલાવી તેણે ક્રોધને અમૃતમાં ફેરવી નાખ્યો. "विषमपि अमृततायते क्वचित्, तमोऽपि प्रकाशायते क्वचित्." ઝેરને અમૃતના રૂપમાં અને અંધકારને પ્રકાશના રૂપમાં તેણે રૂપાંતરિત કર્યાં, અને આરાધનાને અંતે પ્રકાશનો એ દૂત અનંત પ્રકાશમાં વિલીન થઇ ગયો.

સોમિલે ભલે લાંબું આયુષ્ય ભોગવ્યું, પરંતુ તેના જીવનમાં પ્રકાશને ક્યાંય અવકાશ નહોતો. અમૃતનું એક નાનું સરખું બુંદ પણ તેના જીવનમાંથી ટપક્યું નહોતું. વેરઝેરનાં દૂષિત વાતાવરણમાં સબડતા આ સોમિલના જીવનમાં પ્રેમ, શાંતિ, ક્ષમા કે સમાધિના ક્યાય દર્શન

થતાં નહોતાં. લાંબું જીવન ભલે એ જીવ્યો પરંતુ તે હંમેશાં અંધકારને જ ફેલાવતો રહ્યો. પોતાનાં કાર્યોથી દુર્ગંધને રેલાવતો રહ્યો. અને અંતે અંધકારનો એ કીડો એક દિવસ અંધકાર ભરેલા નરકમાં પહોંચી ગયો.

અર્જુન પુત્ર અભિમન્યુ કિશોરાવસ્થાની સંધ્યાએ મોજમજા અને આનંદોલ્લાસ ભર્યા દિવસો વટાવતો નવયૌવનના તરવરાટ અને થનગનાટ સાથે જીવનની કેડીએ અંતરનાં લાખલાખ અરમાનો સાથે પગલાં પાડતો હતો.

સુંદરતાની સુરખીભર્યો તેનો તેજસ્વી ચહેરો, અંગઅંગમાંથી નીતરતું નવયૌવનનું તેનું મોહક જોમ અને વીરત્વભરી પ્રતિભાને પ્રગટ કરતી તેની આકર્ષક ચાલને જાણે આપણે નિહાળ્યા જ કરીએ એવો માત્ર સોળ જ વર્ષનો દૂધમલિયો જુવાન અભિમન્યુ, કિશોર છે એવું જાણતાં છતાં, તેજોદ્વેષી કૌરવોએ લાગ જોઈ પાંડવોને હલકા અને ઝાંખા પાડવા એક ચક્રવ્યુહ રચ્યો. અદેખા અને ઇર્ષ્યાખોર બીજું શું કરે?

આ આખોયે પ્રસંગ કરુણ અને વીરરસ સભર છે. કુરુક્ષેત્રના મેદાન પર પાંડવ–કૌરવોનુ યુદ્ધ ચાલી રહ્યું છે ત્યારે ત્રિગર્તોએ યુદ્ધનું આહ્વાન કરતાં અર્જુનને એક બાજુ તેની સાથે લડવા જવું પડયું છે જ્યારે બીજી બાજુ દ્રોણાચાર્યે ચક્રવ્યુહ ગોઠવીને પાંડવોને મુંઝવણમા નાખ્યા છે. પાંડવોમાં અર્જુનના પુત્ર અભિમન્યુ સિવાય કોઈ ચક્રવ્યુહનો ભેદ જાણતા નથી. 'હવે શું કરવું?' યુધિષ્ઠિર મુંઝાયા. તેમણે અભિમન્યુને કહ્યું: 'બેટા! તારો બાપ સંશસકોની સામે ગયો છે. અમે કોઇ તો આ ચક્રવ્યુહનો ભેદ જાણતા નથી. માટે તું જ એને ભેદ.'

અભિમન્યુ વીર હતો. તેને ચક્રવ્યુહ તોડતા આવડતો હતો પણ તેમાંથી પાછા ફરવાના ઉપાયની તેને ખબર નહોતી. છતાં તે વીર કિશોરે તે જવાબદારી સ્વીકારી અને ચક્રવ્યુહને તોડીને અંદર પ્રવેશ્યો, અને કૌરવ સેનાનો કચ્ચરઘાણ વાળવા લાગ્યો. કૌરવસેનાના વીર યોદ્ધાઓ એકઠા મળીને અભિમન્યુ ઉપર મારો ચલાવી રહ્યા હતા. પરંતુ અભિમન્યુ કોઇથી ગાંજ્યો જાય તેમ નહોતો. તે તો શત્રુ સૈન્યનો સામનો કરતો આગળ ને આગળ ધસ્યે જતો હતો. તેના કાકાઓ મામાઓ પણ તેનું રક્ષણ કરતા પાછળ ને પાછળ ધસ્યે આવતા હતા. પણ જયદ્રથે તેમને રોકયા અને અભિમન્યુ પાંડવ સેનાથી વિખૂટો પડી ગયો. એકલો પડેલો અભિમન્યુ ખૂબ બહાદુરીથી લડયો પણ તે કયા સુધી ટકી શકે? કૌરવસેનાના છ છ મહારથીઓ તેના પર એકઠા મળીને તૂટી પડયા અને અંતે વિજયશ્રીની વરમાળ પરોક્ષ રીતે પહેરીને કૌરવોએ ઊભા કરેલાં આ અન્યાયપૂર્ણ યુદ્ધમાં વીરભદ્રસમો એ વીર મૃત્યુ પામ્યો. અભિમન્યુ તો ગયો પણ તેની વીરતાની સૌરભ આજ પણ આ પૃથ્વીના પટ પર મહેકતી રહી છે. આમ મરતાં મરતાં પણ અભિમન્યુ અમર ઇતિહાસનું સર્જન કરતો ગયો.

જયદ્રથ અને દુર્યોધનને, પાપ અને પાખંડ, ડોળ અને દંભભર્યા આ ભ્રષ્ટ અને દીર્ઘ જીવન દરમિયાન રોજબરોજ કડવા ઘૂંટડા ઊતારવા પડ્યા, ત્યારે અલ્પ જીવનમાં વીર અભિમન્યુએ યશસ્વી અને અમર સ્વર્ગીય જીવનની ભારતવર્ષને ભેટ ધરી.

શ્રી વિનોદમુનિ પણ એક ટૂંકી, અને તેમાયે સંયમ જીવનની તો અતિઅલ્પ, જિંદગી જીવી ગયા. પરંતુ તેમનું આ નાનકડું જીવન ભવ્ય મહિમા અને ગરિમાની સર્વોત્કૃષ્ટતાને સ્પર્શનારું અને જૈન સમાજમાં એક ભવ્ય ઇતિહાસનું નિર્માણ કરનારું નીવડ્યું.

પરમ વૈરાગી શ્રી વિનોદમુનિનો જન્મ વિ. સં. ૧૯૯૨મા પોર્ટસુદાન (આફ્રિકા) કે જ્યાં વીરાણી કુટુંબનો વ્યાપાર ચાલતો હતો ત્યાં થયો હતો. તેમના પિતાશ્રી, શ્રી દુર્લભજીભાઈ આપણી જ્ઞાતિના ધનકુબેર છતાં એક સરળ, નિરાભિમાની, સાત્ત્વિક અને ધર્મપરાયણ ઉત્તમ આત્મા છે. તેમનાં માતુશ્રી મણિબેન ભદ્રિક પરિણામી, દયાશીલ અને તપોનિષ્ઠ શ્રેષ્ઠ આત્મા છે. આ વીરાણી કુટુંબ આમ તો રાજકોટ (સૌરાષ્ટ્ર)નું મૂળવતની છે. પરંતુ ગુજરાત સૌરાષ્ટ્રમાં જ નહિ, આખા જૈન જગતમાં આ પુણ્યશાળી કુટુંબનું ભારે મહત્ત્વપૂર્ણ સ્થાન છે.

શ્રી વિનોદમુનિ આ શ્રીમંત કુટુંબમાં જન્મ્યા હતા એટલે અદ્યતન સુખસાધનો અને અનુકૂળતાઓની તેમને કશી જ ખામી ન હોય તે આપણે સમજી શકીએ છીએ. છતાં પૂર્વજન્મની સાધનાઓના સંસ્કારોના બળે કરીને, આ જન્મમાં સહજ પુણ્યથી તેમને જે આ સુખસાહ્યબી સંપ્રાપ્ત હતી, તેના પ્રત્યે તેઓ અંતરંગમાં ઉદાસીન હતા. પરદેશોના પ્રવાસે જવાનું પણ તેમને થયું; અને એ રીતે તેમણે ઇંગ્લેન્ડ, બેલ્જીયમ, હોલેન્ડ સ્વીટ્ઝર્લેન્ડ, ઇટાલી, ઇજીપ્ત આદિ દેશોના પ્રવાસો પણ ખેડ્યા, છતાં એ દેશોનું સૌંદર્ય કે અદ્યતન વૈજ્ઞાનિક સાધનોની પ્રચુરતા અને અનુકૂળતા તેમને સ્પર્શી ન શકી. તેઓ તેનાથી જરાયે આકર્ષાયા નહિ કે તેમની વૈરાગ્યવૃત્તિમાં જરાયે કચાશ આવી નહિ. પરદેશોના પ્રવાસોમાં પણ, તેમણે પોતાના ખાનપાનની જે મર્યાદાઓ નક્કી કરી હતી, તે બરાબર જાળવી અને યમનિયમોનાં પાલનમાં કિંચિન્માત્ર શિથિલતા આવવા ન દીધી. તેમની આંતરિક વૈરાગ્યવૃત્તિની સુદૃઢતાની આ શુભ નિશાનીઓ હતી.

શ્રી વિનોદમુનિ અવશ્ય પૂર્વજન્મના કોઇ યોગભ્રષ્ટ આત્મા હોવા જોઇએ. નહિતર આટલા ભોગોપભોગના ઉચ્ચતમ, અદ્યતન સાધનો તેમને ઉપલબ્ધ હોવા છતાં તેના તરફ આવી ઉપેક્ષા તેમને કેમ થાય? સુખ વૈભવની સુંવાળી શય્યા છોડી, સાધનાની કાંટા ભરેલી કેડી ઉપર પગલા માડવાની આવી યોગવૃત્તિ કેમ જન્મે?

તેમના આ સંસ્કારોને વધારે સંપુષ્ટ અને પલ્લવિત કરનારા મહાપુરુષોમાં તેમના માટેના આસન્ન ઉપકારી અને આદ્ય મહાપુરુષ પૂ. માણેકચંદ્રજી મ. સા. બોટાદ સંપ્રદાયવાળા હતા. તેમના અસરકારક પ્રવચનોએ તેમના જીવનને રૂપાંતરિત કરવામાં અસરકારક અને કીમતી

ભાગ ભજવ્યો હતો. બીજી અસર મરૂધર તપસ્વી મુનિશ્રી લાલચંદ્રજી મ. સા. કે જેઓ મુંબઇમાં ચાતુર્માસ બિરાજતા હતા તેમની થઇ. તેમના નિકટતમ પરિચય અને સંસર્ગમાં આવતાં, તે પરિચય અને સંસર્ગ તેમને માટે દીક્ષા લેવાના ભાવમાં પરિણમ્યો.

દીક્ષા લેવાની ભાવનાના મૂળોને આ જાતનું સિંચન મળતાં, સં. ૨૦૧૨ના અષાઢ સુદ ૧૫થી દીક્ષાને કેન્દ્રમાં રાખી, તેમણે ધર્મશાસ્ત્રોનો અભ્યાસ શરુ કર્યો. ગોંડલ ગચ્છના શાસ્ત્રજ્ઞ બા.બ્ર. પૂ. શ્રી પુરુષોત્તમજી મ. સા.ના પરિચયમાં આવતાં, તેમનાં શાસ્ત્રજ્ઞાન અને શાસ્ત્રીય આચારો તરફ પણ તેમનું આકર્ષણ જન્મ્યું. પૂજ્યશ્રી પાસે તે વખતે શ્રી જસરાજભાઇ (હાલના પ. પૂજ્યશ્રી જસરાજજી મહારાજ સાહેબ) નામના એક વૈરાગી અભ્યાસ કરતા હતા, તેમના તે સહાધ્યાયી થયા. વેરાવળમાં સાથે રહી અભ્યાસ કરવા લાગ્યા. પરંતુ શ્રી જસરાજભાઇને દીક્ષાની આજ્ઞા મળી જવા પામી હતી અને તેમની દીક્ષા સાં. ૨૦૧૩ જેઠ સુદ પાંચમને સોમવારની નિશ્ચિત પણ થઇ ગઇ હતી.

શ્રી વિનોદકુમારને તેમના માતાપિતા આજ્ઞા આપવા તૈયાર નહોતા. તેમની દૃષ્ટિમાં શ્રી વિનોદકુમાર કાચી ઉમરના અને અપરિપકવ સમજના લાગતા હતા; એટલે તેઓ ઉતાવળ કરવા માંગતા નહોતા. 'શ્રી જસરાજભાઈ મારી પહેલાં દીક્ષા લઈ લે અને હું પાછળ રહી જાઉં' તે વિનોદકુમારને રૂચે અને ગળે ઊતરે એવી વાત નહોતી. માતાપિતાને સમજાવી આજ્ઞા મેળવી શકે એવી શકયતા પણ દેખાતી નહોતી. તેથી તેમની માનસિક મુંઝવણ ખૂબ વધી જવા પામી. તેમણે ગમે તેમ દીક્ષા લઈ લેવાનો દૃઢતમ સંકલ્પ કર્યો. આજ્ઞા ન મળે તો પણ અંતરાત્માના આ દિવ્ય અને લોકોત્તર સંગીતના અવાજને દબાવવો તો નહિ જ, એવો તેમણે દૃઢ નિર્ણય કર્યો. આ અંતરનો અવાજ ઇશ્વરીય આજ્ઞાનો ઇશારો છે એમ માની, તેમણે દીક્ષા લેવાનો પાકો નિશ્ચય કર્યો.

તપસ્વી મુનિશ્રી લાલચંદ્રજી મહારાજ સાહેબ, પોતાના શિષ્ય સમુદાય સાથે ખીચન (મારવાડ)માં, ધર્મદાસજી મ. સા.ના સંપ્રદાયના પરમશાસ્ત્રજ્ઞ પુણ્યાત્મા પૂ. શ્રી સમર્થમલજી મ. સા. પાસે, બિરાજતા હતા. આ સમાચારો શ્રી વિનોદકુમારે મેળવી લીધા હતા. નિર્વિઘ્ન દીક્ષા માટે તેમની દૃષ્ટિમાં આજ સર્વોત્તમ, સરળ અને અમોઘ સાધન હતું. તેમણે પોતાના મન સાથે તેમની પાસે દીક્ષિત થવાનો નિર્ણય લીધો; અને તા. ૨૪-૫-૫૭ સં-૨૦૧૩ વૈશાખ વદ દસમને શુક્રવારના રોજ સાંજના પોતાના પૂ. માતુશ્રી સાથે છેલ્લું ભોજન લઇને, જ્યારે તેમના માતુશ્રી પ્રતિક્રમણમાં બેસી ગયાં ત્યારે કોઇને જાણ કર્યા વગર, ખીચન તરફ મંગળ પ્રસ્થાન આદર્યું. તા. ૨૪-૫-૫૭ના રોજ રાત્રે આઠ વાગ્યે રાજકોટથી જોધપુરની ટીકીટ કપાવી. તા. ૨૫-૫-૫૭ના રોજ પ્રાતઃ ૮ વાગ્યે મહેસાણા પહોંચ્યા. ત્યાં લોચ કરવા માટેના શિખાના વાળ રાખી, મુંડન કરાવ્યું. ત્યાંથી પ્રસ્થાન કરી તા. ૨૬-૫-૫૭ પ્રાતઃ ૪-૩૦ વાગ્યે ફલોદી

પહોંચ્યા. ત્યાંથી ખીચન સુધી પગે ચાલી ઉપાશ્રયમાં પહોંચ્યા. ત્યાં બિરાજતા ઉપર જણાવેલા મુનિવરોને તેમણે વંદન કર્યા. સામાયિક કરવા માટે સામાયિકનાં કપડાં પહેર્યાં, અને સામાયિકનાં વ્રતને સ્વીકારતાં **'जावनियम पज्जुवा सामि दुविह तिविहेण'** ના બદલે **'जावज्जीवाण तिविहं तिवेहेण'** બોલ્યા. મુનિવરો તે સાંભળી ચમકયા, તેમને અટકાવવા જતા હતા, ત્યાં તો **'अप्पाणं वोसिरामि'** બોલી પાઠ પૂરો કર્યો.

પૂ. શ્રી સમર્થમલજી મહારાજે તેમને કહ્યું: 'આ ઠીક નથી. તમે રજોહરણની દાંડી ઉપરથી કપડું કાઢી નાખો કે જેથી તમે શ્રાવક ગણાવ; અને જરૂર પડે તો શ્રાવકોનો સહકાર લઇ શકો. પરંતુ શ્રી વિનોદમુનિ પોતાના નિર્ણયમાં મકકમ રહ્યા, ત્યારે મુનિઓ આ જવાબદારીના નિષ્કારણ ભોગ ન થઇ પડે તે માટે તેમણે શ્રી વિનોદકુમારને એક જાહેર નિવેદન બહાર પાડવા જણાવ્યું. તે વાતનો તેમણે સ્વીકાર કર્યો, અને તે પ્રમાણે તેમણે એક જાહેર નિવેદન બહાર પાડયું: 'મારા માતપિતા મોહને વશ થઇને દીક્ષાની આજ્ઞા આપે તેમ ન હતા. **'असख्यम् जीविय मा पमायवे'** ના આધારે એક ક્ષણ હું દીક્ષાથી વંચિત રહી શકું તેમ નહોતું. મને સમય માત્રનો પ્રમાદ કરવો ઠીક ન લાગ્યો. તેથી શ્રી અરિહંત ભગવંતો તથા શ્રી સિદ્ધ ભગવંતોની સાક્ષીએ, મારા ગુરુ મહારાજ સમક્ષ દીક્ષાનો પાઠ ભણીને, મારા આત્માના કલ્યાણ માટે મેં દીક્ષા અંગીકાર કરી છે. સમાજને ખોટો ખ્યાલ ન આવે કે મારી દીક્ષા ક્ષણિક જુસ્સાથી અગર ગેરસમજથી થઇ છે તેથી, તેમજ સમાજમાં જૈનશાસનની પ્રભાવના થાય તે હેતુથી, મારે મારો વૃત્તાંત પ્રગટ કરવો ઉચિત છે.'

આ બાજુ, વિનોદકુમાર ન દેખાતાં બધાં ચિંતામાં પડયાં. ખીચન જવા સંબંધેની ભૂમિકાનું તેમના પિતાને સ્મરણ થયું, અને તા. ૨૬-૫-૫૭ના રોજ પૃથ્વીરાજજી માલુને આ સંબંધે ખીચન તાર કર્યો, ત્યારે વિનોદકુમારના સ્વયમેવ દીક્ષિત થઇ જવાના સમાચારો મળ્યા. આ સમાચારથી બધાને આશ્ચર્ય સાથે આંચકો લાગ્યો. અહીંથી એક શિષ્ટમંડળ તેમને સમજાવવા માટે ખીચન ગયું. અને તે શિષ્ટમંડળને તેમણે જે શિષ્ટતાપૂર્ણ જવાબ આપ્યો કે 'તમો અમારા વીરાણી કુટુંબના હિતૈષી છો, અને જો સાચા હિતૈષી હો તો મારા બા બાપુજીને સમજાવીને, હવે પછીની મોટી દીક્ષાની આજ્ઞા અઠવાડીયાની અંદર અપાવી દો.'

તેમની આવી દૃઢતા અને આત્મનિષ્ઠાને જોઈ, શ્રી વિનોદમુનિને રાજકોટ લઇ આવવાની તેમની ભાવના નિષ્ફળ નીવડી. શ્રી વિનોદમુનિના તો ત્યાગ અને વૈરાગ્યમાં વર્ધમાન પરિણામ જ રહ્યા.

તપસ્વી મુનિશ્રી લાલચંદજી મ. સા.નું આ ચોમાસું ફલોદી નિશ્ચિત થયું. દીક્ષા પછીના અઢી મહિના તો ભારે શાંતિ અને સમાધિથી પસાર થયા. ચાતુર્માસ દરમિયાન એક વખત તેમને હાજતે જવાની સંજ્ઞા થઈ. ગુરુની આજ્ઞા લઈ તેઓ દિશાએ ગયા. હાજતથી મોકળા

થઇ પાછા ફરતા હતા, ત્યાં રેલવે લાઇન ઉપર બે ગાયો આવી રહી હતી. બીજી બાજુથી ટ્રેન પણ આવતી હતી. ટ્રેન વ્હીસલ વગાડતી હતી, પરંતુ ગાયો ખસતી નહોતી. વિનોદમુનિનું સ્વભાવથી દયાશીલ હૃદય થરથરી ઊઠ્યું. મહાઅનુકંપાએ હૃદયમાં આસન જમાવ્યું. હાથમાં રજોહરણ લઈ, જાનનાં જોખમે ગાયોનું રક્ષણ કરવા તેઓ સમુદ્યત થયા. ગાયો તો બચી જવા પામી, પરંતુ સાધુઓના ષડ્ જીવનિકાયના રક્ષાના સાધનભૂત રજોહરણ કે જે વિનોદમુનિને પોતાના પ્રાણથી પણ પ્યારો હતો, તે રેલવે લાઇન ઉપર પડી જવા પામ્યો. તેને ઊપાડવાની ઉતાવળમાં ધસમસતી આવતી રેલના એન્જિનના ઝપાટામાં તેઓ સપડાઈ ગયા. 'અરિહંત', 'અરિહંત' શબ્દોના ઉચ્ચાર સાથે શરીર તૂટી પડ્યું. રક્ત પ્રવાહ વહેવા લાગ્યો. ગણતરીની ક્ષણોમાં તો અધ્યાત્મ ક્ષિતિજમાં ઉદય પામેલો આ પ્રકાશમાન તારો પ્રકાશમાં વિલીન થઇ ગયો. શ્રી વિનોદ મુનિ તો પુણ્યશાળી આત્માના પુણ્યશીલ રત્નસમા દિવ્ય આત્મા હતા. તેમનાં જીવનની જ્યોતિર્મય ક્ષણો સૌને દિવ્યતાનો દિવ્ય સંદેશ આપે એ જ મંગળ ભાવના–

## કામ એ જ રામ

સિકંદર હિન્દુસ્તાન તરફ આવી રહ્યો હતો. ત્યારે તેને ડાયોજનીજની મુલાકાત થઇ. ડાયોજનીજે સિકંદરને પૂછ્યું :

"તમે ક્યાં જઇ રહ્યા છો ? શા માટે જઈ રહ્યા છો ?"

"હું એશિયા માઇનોર જીતવા જઈ રહ્યો છું."

"હાં, સમજ્યો. પછી શો ઇરાદો છે?"

"પછી હિન્દુસ્તાન જીતીશ."

"પછી શું કરશો?"

સિકંદરે ગર્વથી માથું ઊંચું કરી કહ્યું: "પછી હું આખા વિશ્વને મારે આધીન બનાવીશ."

"હા, પછી?"

"પછી વિશ્રામ કરવાની મારી ભાવના છે."

ડાયોજનીજ નદીની રેત ઉપર મસ્તીથી આળોટી રહ્યો હતો. સિંકદરના મનની મુરાદો સાંભળી તે ખડખડાટ હસી પડ્યો. તેની સાથે તેની મઢુલીમાં તેનો હંમેશનો સાથી એક કૂતરો હતો. તેને બોલાવીને તેણે કહ્યું: 'લે સાંભળ આ પાગલ સિકંદરને! આપણે આરામ કરી રહ્યા

છીએ અને તે ઉપદ્રવ કરવા જઈ રહ્યો છે !' અને પછી ડાયાજનીજે સિકંદરને કહ્યું : 'જો તારું અંતિમ ધ્યેય વિશ્રાંતિનું જ છે તો પછી શા માટે આ બધા ઉપદ્રવોમાં પડે છે? આવ, આ નદીને કાંઠે આળોટ, અને આનંદ કર ! અહીં ઘણી જગ્યા છે. આપણે બધા સહેલાઇથી સમાઇ જઇશું સિકંદર ! આ બધું કર્યા પછી પણ જો છેલ્લો ઇરાદો આરામનો જ છે, તો આ ક્ષણથી જ આરામ કરવા માંડ ! હું પણ આરામ કરી રહ્યો છું, તું પણ આવી જા !'

સિકંદરે જવાબ આપ્યો: 'તમારી વાત તો યુક્તિસંગત લાગે છે, પરંતુ હમણાં મારા મનમાં વિજયની આકાંક્ષા છે, તેની ધૂન છે. એ ધૂનને પૂર્ણ કર્યા વિના મારે માટે વિશ્રાંતિ સંભવિત નથી. વિશ્વ પર મારી સાર્વભૌમ સત્તા થઈ જાય એવી મારી મહત્વાકાંક્ષા છે. એ મહત્વાકાંક્ષાને પૂર્ણ કર્યા વગર, વિશ્રાંતિના આનંદની સમીચીન અનુભૂતિ મારે માટે કદાપિ શક્ય નથી.'

ડાયોજનીજે કહ્યું: 'વિજય અને વિશ્રામને શો સંબંધ છે? કોઇને જીત્યા વગર જ અમે તો વિશ્રામ કરી રહ્યા છીએ, વિશ્રામ માટે જીત અનિવાર્ય નથી.'

સિકંદરે જવાબ વાળ્યો: 'તમારી વાત હ્રદયમાં ઊતરે તેવી છે ખરી, હું મારા અભીપ્સિત આદર્શની યાત્રાને માટે પ્રસ્થાન કરી ચૂક્યો છું; યાત્રા પૂરી કર્યા વગર પાછું વળવું મારે માટે શક્ય નથી.'

ડાયોજનીજ ફરી હસવા લાગ્યો અને હસતાં હસતાં બોલ્યો: 'આજ સુધી કોની યાત્રા પૂરી થઇ છે? મનની આકાંક્ષાઓ મનમાં જ રહી જતી હોય છે. સહુના મનના મનોરથો અધૂરા જ રહી જતા હોય છે. કોઈ જ પોતાના મનની ઇચ્છાઓ, આશાઓ કે અરમાનોને પરિપૂર્ણ કરી શક્યું હોય એમ જાણ્યું નથી.'

બન્યું એમ જ. હિંદુસ્તાનથી પાછા ફરતાં સિકંદર યુનાન પહોંચે તે પહેલાં જ, માર્ગમાં તેનું અવસાન થયું. વિશ્વને વશવર્તી કરવાની તેની બધી આશાઓ અને આકાંક્ષાઓ ધૂળમાં મળી ગઈ.

જગતમાં પણ આમ જ બને છે. માણસ ભવિષ્યના સુખનાં સ્વપ્નાઓ સેવે છે, તેની કલ્પનાઓમાં રાચે છે અને વર્તમાન કાળના આનંદને ફગાવી દે છે. ભવિષ્યનાં સુખ માટે રાતદિવસ ફાંફાં મારે છે. ભૂખ, તરસ, ઊંઘ, કંઈ જ જોતો નથી. રોટલીઓ ભેગી થઈ જાય છે પરંતુ ખાવાનો સમય મળતો નથી. સુંદર શય્યાઓ છે, પરંતુ ઊંઘ ઊડી ગઇ હોય છે. સુખને મેળવવા માટેની તેની આવી અવિશ્રાંત દોટ તેને જંપીને બેસવા દેતી નથી.

હું તમને પૂછું છું કે તમે જે દોડાદોડ કરી રહ્યા છો અને ક્યાંય અટકતા નથી, તો શું આ બધું જીવવા માટે તમે કરી રહ્યા છો કે આ બધું કરવા માટે તમે જીવી રહ્યા છો ?

ખરેખર મને તો લાગે છે કે તમે જે કરી રહ્યા છો તેનો મોટા ભાગ જીવવા માટે કરી રહ્યા છો; કરવા માટે જીવી રહ્યા નથી. જો આપણે જીવવા માટે કરી રહ્યા હોઇએ તો તેટલું જ કરવું પર્યાપ્ત છે કે જે કરવાથી જીવી શકાય. વધારે દોડધામ અને ઉપદ્રવથી શો લાભ? આવી વિવેકપૂર્ણ વૃત્તિ જો કેળવાય જાય તો ઠેકઠેકાણે દેખાતો અસંતોષ, ઉપદ્રવો અને અશાંતિઓ બંધ થઇ જાય. કારણુ વધારે પડતા ઉપદ્રવોનું મૂળ તો, આપણે જેટલું જોઇએ છે તેના કરતાં વધારે મેળવવા માટેનાં આપણાં જે ફાંફાં છે, તેમાં છે. માણુસ જરૂરિયાત પૂરતું જ મેળવવું એ ધ્યેયને અપનાવી લે, તો આ જગત વધારે શાંત અને પ્રમુદિત બની જશે. આમ થશે તો દુનિયામાંથી ચિંતાઓ ચાલી જશે, પરેશાની દૂર થઈ જશે, પાગલખાનાંઓ બંધ થશે, માનસિક રોગો નાબૂદ થશે અને ચારેકોર આનંદ ઉલ્લાસ, નૃત્ય, અને સંગીતથી જગત સભર દેખાશે.

જીવનમાં જે પણુ શ્રેષ્ઠતાનું અવતરણુ થાય છે તે એવા લોકોમાંથી થાય છે જે જિંદગીને એક ઉત્સવ, એક ક્રીડા, એક આનંદ માને છે. તાજમહાલને જોઇને તમારા માનસમાં જે પ્રફુલ્લતા અને આનંદનાં દર્શન થશે, તે પ્રફુલ્લતા અને આનંદ તાજમહાલમાં ઈંટો મૂકનાર, તેને ચણુનાર અને તેને આવી સુંદર અને આકર્ષક આકૃતિ આપનાર મજુરને નહિ થાય. કારણુ તેની દૃષ્ટિમાં તે માત્ર એક કામ છે. દરેક કાર્ય ઉત્સવરૂપે પણુ થઈ શકે છે અને કામરૂપે પણુ થઇ શકે છે. ઉત્સવરૂપે થતું કામ આનંદ બની જાય છે; કામરૂપે થતું કામ શ્રમ બની જાય છે.

આ સત્યને સમજવા હું તમને એક દૃષ્ટાંત આપું.

ભગવાનના એક મંદિરનું નિર્માણુ થઈ રહ્યું છે. ગામનાં માણુસો મંદિરના નિર્માણુકાર્યથી પ્રસન્ન, સંતુષ્ટ અને આનંદિત છે. સહુનાં હૈયાં હર્ષના હિલોળે ચઢયાં છે. સહુના મન મલકી ઊઠયાં છે. આબાલવૃદ્ધ સૌનાં હૈયામાં નવમંદિરની રચનાનો આનંદ છે.

એવામાં કોઈ એક સદ્‌ગૃહસ્થ આ મંદિર પાસેથી પસાર થયા. તેમણે એક મજૂરને પૂછ્યું: 'તમે આ શું કરી રહ્યા છો?'

મજૂરે પૂછનાર તરફ દૃષ્ટિ પણુ ફેંકી નહિ અને પરસેવાથી રેબઝેબ થઇ ગએલો અને થાકી ગએલો તે ક્રોધમાં બોલી ઊઠયોઃ

'એમાં પૂછો છો શું? જોતા નથી? આંધળા છો? હું પથ્થર ભાંગી રહ્યો છું.'

મજૂરનો આવો ઉત્તર સાંભળી તે સજ્જન સ્તબ્ધ થઈ ગયા. કામના ભારથી દબાએલા અને કામને આનંદ બનાવવાની કલાથી અજ્ઞાત વ્યક્તિ પાસેથી આનાથી વધારે સારા જવાબની અપેક્ષા પણુ શું રાખી શકાય? પૂછનાર સજ્જન વિવેકી અને શાણુા હતા. તેઓ થાકેલા

મજુરનો આવો જવાબ પચાવી ગયા. વસ્તુના તાગને મેળવવા મથતા આ સદ્‌ગૃહસ્થે પાસે જ કામ કરતા બીજા મજૂરને ફરીને આ જ પ્રશ્ન કર્યો: 'મિત્ર! આ શું કરી રહ્યા છો?'

તે બીજા મજુરે પથ્થર તોડવાના પોતાનાં છીણી હથોડી વગેરે સાધનો નીચે મૂક્યાં અને એક ઉદાસીનતાભરી દૃષ્ટિ તે સજ્જન પર ફેંકી જવાબ આપ્યો: 'સાહેબ! દેખાય છે તો એમ કે હું પાણા ભાંગી રહ્યો છું; પરંતુ ખરી રીતે હું મારી રોજીરોટી રળી રહ્યો છું. કુટુંબની આજીવિકા મેળવી રહ્યો છું.' આમ કહી, તે મજૂર ફરીથી પોતાને કામે લાગી ગયો. હવે તે સદ્‌ગૃહસ્થ મંદિરનાં પગથિયાં પાસે કામ કરતા ત્રીજા મજૂર પાસે ગયા અને બંને મજૂરોને અગાઉ જે પ્રશ્ન પૂછયો હતો, તે જ પ્રશ્ન તેમણે, તેને પૂછયોઃ 'ભાઇ! આ તમે શું કરી રહ્યા છો?'

મજૂરે જવાબ આપ્યોઃ 'શું કરી રહ્યો છું? જુઓ, પ્રભો! હું પરમાત્માનું મંદિર બનાવી રહ્યો છું.' આમ કહી, ફરી પથ્થર ભાંગવાનું કામ તેણે શરૂ કરી દીધું. કામની સાથે તેના હૃદયના આનંદને બહિર્ભૂત કરતો સંગીતના સ્વરોનો મીઠો ધ્વનિ પણ તેના મુખમાંથી સંભળાઇ રહ્યો હતો!

ત્રણે માણસો એક જ જાતના કાર્યમાં પ્રવૃત્ત હતા. ત્રણે માણસો પોતાની આજીવિકા માટે કામ કરી રહ્યા હતા. પરંતુ તેમના જીવવાની પ્રક્રિયાઓ, કામ પ્રત્યેની તેમની દૃષ્ટિ જુદી જુદી હતી. પહેલાને અનિચ્છાએ કામ કરવું પડતું હતું. તેથી તેના મન ઉપર તેનો ભારે ભાર હતો. પરાણે કરવા પડતા કામને કારણે મનમાં તે જે અકળામણ અનુભવી રહ્યો હતો, તે તેના શબ્દોમાંથી બહિર્ભૂત થતી હતી. બીજાની કામ પ્રત્યેની ઉદાસીનતા અવશ્ય દૃષ્ટિગોચર થતી હતી, છતાં કામથી રોજી રોટી મેળવ્યાનો આંશિક સંતોષ તેના શબ્દોમાં દેખાઇ આવતો હતો. પરંતુ ત્રીજા માણસે કામને એક ઉત્સવ બનાવી દીધું હતું. તેનાં રૂંવાડે રૂંવાડે પરમાત્માના મંદિરના નિર્માણનો આનંદ હતો. આવા પવિત્ર કાર્યમાં જોડાયાની તેના અંતરમાં અત્યંત પ્રસન્નતા હતી.

એક માળી રોજ સવારમાં બગીચામાં આવી કામે લાગી જાય છે. પરંતુ તે કામને ઉત્સવ બનાવીને કરતો નથી. આ જ કામને ઉત્સવ બનાવીને કરતાં તેને કોણ રોકે છે? ભલે આ કામથી તે આજીવિકા મેળવે છે, રોજી રોટી મેળવે છે, પરંતુ ખીલતાં ફૂલોને જોઇને તે આનંદ મેળવતો નથી. હૃદયમાંથી તે ઉલ્લાસને પ્રગટાવતો નથી. હૃદયમાંથી ઉલ્લાસને પ્રગટાવતાં તેને કોઈ જ રોકતું નથી. છતાં તે તેમ કરી શકતો નથી. કેમકે કામ તેને મન માત્ર શ્રમ છે, આનંદનું દ્યોતક નથી. ફૂલોના ખીલવાની સાથે તેનું મન પણ જો આનંદ, પ્રસન્નતા અને પ્રફુલ્લતાથી ખીલી ઊઠે તો આજીવિકા ગૌણ બની જશે, અને પછી તે માળી માત્ર નોકર જ નહિ રહે, બગીચાનો સાચો માલીક બની જશે. પછી જ્યારે તે બગીચામાં રંગબેરંગી વિવિધ જાતનાં ફૂલો ખીલશે, ફળો જામશે ત્યારે તેને જે આંતરિક સંતોષ, આનંદ અને શાંતિનો અનુભવ થશે તે રૂપિયા

પૈસામાં કદી મૂલવી શકાશે નહિ. કામમાંથી આનંદ મેળવવાની આ કલા છે. કામને રામ બનાવી લેવાથી આત્માનંદની અનુભૂતિનો આવિર્ભાવ થશે.

કામથી પેટ ભરાશે અને કામને ઉત્સવ બનાવી લેવાથી આત્મા સંતૃપ્ત થશે. પરંતુ માણસની દૃષ્ટિ ભાગ્યે જ આત્મમૂલક હોય છે. જો આત્માને કેન્દ્રમાં રાખી દરેક કાર્ય કરીએ તો નાનું મોટું, સારું નરસું ગણાતું દરેક કાર્ય, સ્વયં ઉત્સવ બની જાય. પછી તો માણસ ખેતરમાં ખાડો ગાળતો હશે તોયે તેની અંદરમાંથી ગીતનો જન્મ થશે. ગીતના જન્મથી કામમાં કશી જ અડચણ કે મુશ્કેલી આવશે નહિ, ઊલટાનું તેમાંથી નિષ્પન્ન આંતરિક આનંદ તેની ચેતનાના વિકાસમાં સહાયક બનશે.

આજે યુગ પલટાઇ ગયો છે. વિજ્ઞાનનો જ્યારે આટલો વિકાસ નહોતો થયો ત્યારે જન સમુદાયની આવશ્યકતાઓ મર્યાદિત હતી. સાધનો મર્યાદિત હતાં. આવાગમન પણ મર્યાદિત હતું. લોકોનાં જીવનમાં આટલી વિષમતા નહોતી. એટલે ખેતરોમાં કામ કરતાં પણ તેઓ આનંદથી ગીતો ગાતા. શ્રમથી શરીર પોષાતું તો અંદરમાંથી જન્મેલા સંગીતથી આત્મા પોષાતો. એક સાથે બંનેને સંપુષ્ટિ મળતી. પરિણામે શરીરની સાથે આત્મા પણ સદા સમૃદ્ધ રહેતો. આજે પરિસ્થિતિ બદલાઇ ગઈ છે. કારખાનાઓ વધ્યાં છે. વૈજ્ઞાનિક સાધનો વિપુલ પ્રમાણમાં વિકસિત થયાં છે. હવે કામ સંગીત બની શકતું નથી. કારખાનાંઓ સંગીત–શૂન્ય બની ગયાં છે. ગીતો અદૃશ્ય થઈ ગયાં છે. માત્ર કામ જ અવશિષ્ટ રહ્યું છે. સાત કલાક યંત્રવત્ કામ કરીને માણસ થાકીને લોથપોથ થઈ જાય છે. આત્માને આનંદનો ખોરાક મળતો નથી. એટલે આંતરિક સમૃદ્ધિ પણ ખોવાતી જાય છે. આત્મા રિક્ત, શૂન્ય અને દરિદ્ર થતો જાય છે. આજ સ્થિતિ રહેશે તો એક દિવસ આંતરિક સમૃદ્ધિના અભાવમાં આત્મા રુગ્ણ, દીન, અને વિક્ષિપ્ત બની જશે.

એકલું કામ માણસના જીવન માટે હિતકારક નથી. કામને આનંદના રૂપમાં રૂપાંતરિત કરવાની પ્રક્રિયા જો માણસ ન અપનાવે, તો તે ખાલીખમ, શૂન્ય અને ઉદાસ બની જાય છે. એક સ્ત્રી ઘરમાં પોતાના પરિવાર માટે રસોઈ બનાવે છે. પરિવારની મમતા તેના પ્રાણોને સ્પર્શેલી હશે તો જ તે રસોઇ કામને, કામનાં રૂપમાં જોવાને બદલે, ઉત્સવનાં રૂપમાં જોશે. પછી તેને રસોઇ કામમાં, કામનો ભાર નહિ લાગે. તેના કામમાં પ્રભુતા પ્રગટશે. તે માનશે કે મારા પ્રભુઓની આ સેવા છે. આવી કીમતી ભાવનામાંથી બનાવાતી રસોઈ અમૃત થઇ જશે. ખાનારને અમૃતરસનો આનંદ મળશે અને બનાવનારને ભાર કે થાક નહિ લાગે. આટલા શ્રમ પછી પણ તે પોતાની જાતને હળવી ફૂલ જેવી અનુભવશે અને ઘરમાં ચારેકોર આનંદનું વાતાવરણ પ્રસરેલું રહેશે.

કામ જ્યારે ઉત્સવ નથી બનતું ત્યારે તે વિષરૂપ બની જાય છે. રસોઇને કામ માની તેને પરાણે કરનાર સ્ત્રીની રસોઇમાં કદી અમૃતરસનો સ્વાદ કે આનંદ જોવા નહિ મળે. પોતાના માટે તેમજ પોતાના પરિવાર માટે તે રસોઈ વિષરૂપ પરિણમશે. માટે કામને આનંદ અને ઉત્સવમાં પરિવર્તિત કરતાં શીખો.

દરેકે પોતાની જાતને પૂછવું જોઇએ કે જીવન કામ છે કે ઉત્સવ? જો જીવનને કામ માની ચાલશો તો તે ભાર થઇ જશે; જો જીવન એક કામ છે એમ માનીને ચાલશો તો તે કર્તવ્ય થઈ જશે. જીવનને કામ માની ચાલવાથી તેને વહન કરવાનો ભાર લાગે છે. અને પછી તેને ગમે તેમ કરીને પૂરું કરવા પ્રયત્ન તો થાય છે, પણ તેમાં આત્મા જોડાતો નથી.

જીવન એક આનંદનો ઉત્સવ છે, કામ નથી. કામ તો કરવું જ પડે. કામ વગર જીવન ચાલે જ નહિ. કામમાં આનંદ પ્રગટાવવાની જેની પાસે કલા છે, તેજ કામને ઉત્સવનાં રૂપમાં પરિવર્તિત કરી શકે છે. આવું આનંદથી કરેલું કામ જ માણસને ઉત્સવના રંગમાં રંગાવી દઇ સંગીત અને નૃત્યના આનંદમાં ડૂબાડી દઈ શકે છે.

જે માણસ કામને ઉત્સવ બનાવવાની કલામાં કુશળ નથી તેનું જીવન ચિંતાઓથી ઘેરાયેલું, અશાંતિથી વ્યથિત અને ઉદાસીન હોય છે. પ્રત્યેક કામ આનંદ માટે જ હોય છે. પરંતુ જ્યારે માણસ તે કામ પરાણે, આંતરિક ઉલ્લાસના અભાવમાં કરે છે, ત્યારે તેનું જીવનસંગીત બસૂરું બની જાય છે. માણસ જીવનભર દોડાદોડ કરે છે. તે એમ માને છે કે એક દિવસ વિશ્રાંતિનો આવશે ત્યારે આરામ કરીશ. પરંતુ ગળાડૂબ કામમાં ડૂબેલા તે માણસને વિશ્રાંતિનો દિવસ આવતો નથી. મૃત્યુની અંતિમ ક્ષણ સુધી તે કામને વળગેલો રહે છે.

શ્રાવસ્તી નગરીમાં ભેગો થયેલો બંને પરંપરાનો શિષ્ય સમુદાય આશંકાઓથી ગ્રસ્ત બન્યો છે. તેમની શંકાઓનો ઇશારો કરનારી શાસ્ત્રની આ ગાથા છે–

अचेलगो य जो धम्मो, जो इमो संतरुत्तरो।
एगकज्ज-पवन्नाणं विसेसे किन्नुकारणं ॥

આ અચેલક, વસ્ત્રરહિત અથવા અત્યલ્પ વસ્ત્રવાળો ધર્મ વર્ધમાન પ્રભુએ કહ્યો છે. અને આ સાંતોત્તર–સુંદર રંગવાળા કીમતી વસ્ત્રવાળો ધર્મ પ્રભુ પાર્શ્વનાથે ચલાવ્યો છે. એક જ કાર્ય–લક્ષ્યમાં પ્રવૃત્ત બંનેમાં આ ભેદનું શું કારણ છે?

આ ગાથામાં પ્રત્યક્ષ દેખાતા આ ભેદનો નિર્દેશ કર્યો છે. પાર્શ્વનાથની પરંપરા મુનિઓ માટે ઇચ્છિત વસ્ત્રો પહેરવાની છૂટ આપે છે. ત્યારે વર્ધમાનની પરંપરા નગ્નતા અથવા જીર્ણ શીર્ણ, સાદા વસ્ત્રો અને તે પણ અતિ મર્યાદિત પ્રમાણમાં રાખવાની આજ્ઞા કરે છે. મહાવીર પ્રભુ

તો પોતે નગ્ન જ રહ્યા હતા. દીક્ષા વખતે ઇન્દ્રે જે દેવદુષ્ય વસ્ત્ર તેમનાં શરીર ઉપર નાખ્યું હતું, તે પણ એક દરિદ્ર બ્રાહ્મણને તેમણે આપી દીધું હતું. અને પોતે આજીવન નગ્ન જ રહ્યા હતા. તેઓ તો નગ્ન રહ્યા, પરંતુ પોતાને અનુસરનારા સાધુઓ માટે પણ તેમણે મર્યાદાની લક્ષ્મણરેખા ખેંચી. તદનુસાર–

अह पुण भेवं जाणेज्जा–उवातिक्कं तं खलु हेमंते, गिम्हे पडिवन्ने, अधा परिजुन्नाइं वत्थाइ परिट्ठाविज्जा अदुवा मतसत्तरे, अदुवा ओमचेले, अदुवा ओग साडे, अदुवा अचेले, लाघवियं आगममाणे। तवे से अभिसमन्ना गमे भवति। जमेयं भगवया पवेदित तमेव अभिसमेच्चा सव्व तो सव्वत्ताले समत्तमेव समभिजाणिया आचारांग ४२२

મુનિ જાણે કે હવે ઠંડીની ઋતુ વ્યતીત થઈ ગઈ છે અને ગ્રીષ્મ ઋતુ આવી ગઇ છે ત્યારે પહેલાંનાં જીર્ણ વસ્ત્રોને પરઠી દે, અથવા જરૂર હોય તો ઓછા કરે, અથવા એક જ વસ્ત્ર રાખે, અથવા અચેલક થઈ જાય. આમ કરવાથી લાઘવગુણની અને તપોબળની પ્રાપ્તિ થાય છે. ભગવાને જે આ કહ્યું છે, તેનાં રહસ્યને સમજી, સર્વ પ્રકારે સંપૂર્ણરૂપે, સચેલક અને અચેલક અવસ્થામાં સમભાવનું સેવન કરે.

से भिक्खु वा भिक्खुणी वा से ज्जाइं पुण वत्थाइं जाणेज्जा विरुवरूवाइं, महद्धणे मोल्लाइ तेजहा–आईणगाणि वा, सहिणाणि वा, सहिणकल्लाणाणि वा आयाणि वा, कायकाणि वा, खोमियाणि वा, दुगुल्लाणि वा, पट्टाणि वा, मलयाणि वा, पत्तुण्णाणि वा, अंसुयाणि वा चीण-सुयाणि वा, देसरागाणि वा, अमिलाणि वा, गज्जलाणि वा...अण्णयराणि तहप्पगाराइं वत्थाइं महद्धणमोल्लाइं लाभेसंते णो पडिग्गाहेज्जा। અર્થાત્ સાધુ સાધ્વી મહામૂલ્યવાન વિવિધ પ્રકારનાં વસ્ત્રોની જાતોને જાણી લે. જેમ કે ઉંદર વગેરેના ચામડાંમાંથી બનાવેલાં વસ્ત્રો, સુંવાળા બારીક વસ્ત્રો, વર્ણયુક્ત મનોહર વસ્ત્રો, વિશિષ્ટ દેશોમાં ઉત્પન્ન થએલા બકરી–બકરાનાં વાળમાંથી બનાવેલાં વસ્ત્રો, ઇન્દ્રનીલવર્ણના કપાસમાંથી, સામાન્ય કપાસમાંથી બનાવેલાં બારીક વસ્ત્રો, ગૌડ દેશના કપાસમાથી બનાવેલાં વસ્ત્રો, રેશમના અને મલય દેશના સૂતરમાંથી બનાવેલાં વસ્ત્રો, વલ્કલ વસ્ત્રો, અંશુક, ચીનાંશુક, અથવા દેશ રાગ વસ્ત્ર, અમલ દેશના કપાસમાંથી બનાવેલા અમલ વસ્ત્ર, ગજ્જલવસ્ત્ર, ફાલિક દેશના ફાલિકવસ્ત્ર, કોયલ દેશના કોયલવસ્ત્ર, રત્ન કંબલ અથવા મલમલ તથા તેવા પ્રકારનાં બીજા કોઇ મૂલ્યવાન વસ્ત્રો મળવા છતાં પણ ગ્રહણ ન કરે.

આચારાંગ દ્વિ. શ્રુ. સ્કંધ ૮૦૮

આ આગમના પાઠોથી ભગવાન મહાવીરે પોતાના સાધુઓ માટે વસ્ત્ર ન વાપરવાં અથવા વાપરવાં જ પડે તો કેવા પ્રકારનાં વાપરવાં તે માટેની સુનિશ્ચિત મર્યાદાઓ આંકી છે. આ બધાંનું સવિસ્તર વર્ણન કરવા જતાં તમારી સ્થિરતાને વાંધો આવે એટલે હવે પછીના ભાવો અવસરે—

# ઉદારતાની તેજસ્વીતા

ગરીબી અને અમીરીનો પ્રશ્ન માત્ર આજનો જ પ્રશ્ન નથી. સનાતન કાળથી અમીરી અને ગરીબીનું દ્વન્દ્વ પોતાની પરંપરાને અક્ષુણ્ણ રાખતું આવ્યું છે. ભગવાન શ્રીકૃષ્ણ અને શ્રીરામના યુગમાં પણ કોઇ ગરીબ નહોતું એમ નહોતું. આજે ધનાઢ્ય લેખાતા પાશ્ચમના દેશોમાં ગરીબીનો એકાંત અભાવ છે એમ પણ કહી શકાય નહિ. શ્રીકૃષ્ણના યુગમાં એક મુઠ્ઠી ચોખાના દાણા પણ જેની પાસે નહોતા એવો શ્રીકૃષ્ણનો જ મિત્ર સુદામા હતો. પશ્ચિમના દેશોમાં પણ જો યોગ્ય રીતે અન્વેષણ કરવામાં આવે, તો ત્યાં પણ ગરીબ વ્યક્તિઓ સરળતાથી મળી આવે. ગરીબો તે વખતે પણ હતા અને આજે પણ છે, છતાં આજની ગરીબી અને તે વખતની ગરીબીમાં પાયાનો ભેદ છે. તે વખતે સુદામાની માફક ગરીબ વ્યક્તિઓ ભાગ્યે જ મળી આવતી હતી. સામાન્ય રીતે સમાજ સમૃદ્ધ અને વૈભવશીલ હતો. પશ્ચિમના દેશોમાં સુદામાની માફક વ્યક્તિમૂલક ગરીબીનાં દર્શન ક્યાંક અવશ્ય થાય છે. પરંતુ એનાથી પશ્ચિમના દેશો ગરીબ સમાજ નથી થઈ જતા. આમ તો આપણા દેશમાં પણ બિરલા, ટાટા, સેકસરિયા જેવી સમૃદ્ધિ સંપન્ન વ્યક્તિઓ છે. પરંતુ ગણ્યા ગાંઠ્યા સમૃદ્ધ માણસોથી કંઈ આખો દેશ સમૃદ્ધ ગણી શકાય નહિ. સમાજનો મોટો ભાગ જો સમૃદ્ધિનાં શિખરને સ્પર્શતો હોય, જીવનની સગવડતાઓ અધિકતમ માણસોને ઉપલબ્ધ હોય, તો જ તે સમાજ સમૃદ્ધ સમાજ કહેવાય.

આજે અમેરિકા, ઇંગ્લેંડ, ફ્રાન્સ અને રશિયાદિ દેશોમાં સુખ અને સુવિધાઓ અધિકતમ વ્યક્તિઓને સંપ્રાપ્ત છે, એટલે સંપન્ન સમાજમાં ઉત્સવ સહજ રીતે પ્રવેશી શકે છે. ગરીબ સમાજમાં પર્વો અને ઉત્સવો આનંદ અર્પવાને બદલે, ભારના પ્રતીક બની જાય છે. પર્વનો આનંદ ક્રમિક રીતે વિલીન થઈ જાય છે. કાર્યને ઉત્સવમાં રૂપાતરિત કરવાની કલા ભૂલાઇ જાય છે અને ઉત્સવ એક કાર્ય બની જાય છે. ગરીબ સમાજ હોળી, દીવાળી, આદિ તહેવારો મનાવે છે ખરા, પરંતુ તે તહેવારોની પાછળ જે હાર્દિક આનંદ, આંતરિક મોજ, આત્મિક પ્રસન્નતા અને વિશ્રાંતિનો પ્રમોદ જોઇએ, તે ભાગ્યે જ જોવા મળે છે. તેમને માટે તો દીવાળી હોળી બની જાય છે અને હોળી જે વિવિધરંગોથી રમવાનો, એકબીજાને રંગોથી ભરી મૂકવાનો ગીત સંગીત, નૃત્ય અને ઉલ્લાસનો પરમ ઉત્સવ છે, તે રૂઢિને વહન કરનારું, ઉત્સવને નામે રૂઢિને ટકાવી રાખનારુ, માત્ર એક કામ બની જાય છે. કોઇ આપણાં કપડાં પર રંગ છાંટી તેને બગાડે તો પણ આપણાં મનમાં તેની ખુશી હોવી જોઇએ. મનમાં આનંદ થવો જોઇએ કે તે માણસે મારા ઉપર રંગ છાંટી, રગ છાંટવા યોગ્ય મને માન્યો. તે વખતે રંગ એ રંગ મટી પ્રેમનું આવિર્ભૂત સ્વરૂપ બની જાય છે. પરંતુ સ્થિતિ એનાથી ઊલટી થઈ જાય છે. રંગથી કપડાં બગડ્યાની નાખુશી રંગ છાંટવાના આનંદને વિલીન કરી નાખે છે.

આપણા દેશનો સમાજ દરિદ્ર છે. અને પશ્ચિમના દેશોનો સમાજ સંપન્ન છે. જ્યારે સમાજ સંપન્ન હોય છે, ત્યારે સંપન્ન સમાજની એકલદોકલ દરિદ્ર વ્યકિત પણ દરિદ્ર સમાજની સંપન્ન વ્યકિત કરતાં ચઢિયાતી હોય છે. આજે અમેરિકાની ગરીબ ગણાતી વ્યકિતની પૈસા માટેની પકડ એટલી પ્રબળ નથી જેટલી જોરદાર પકડ પૈસાના સંબંધમાં હિન્દુસ્તાનના સંપન્નતમ વ્યક્તિઓની હોય છે. ગરીબ સમાજની વચ્ચે જે ગણ્યાગાંઠયા શ્રીમંત માણસો છે તેઓ જો પૈસાની આવી પકડ ન રાખે, તો આવતી કાલે તેઓ પણ દીન, હીન અને દરિદ્ર બની જાય.

એકવાર કામ કરી શકે એવો એક સશક્ત યુવાન એક સંપન્ન વ્યકિતને દરવાજે ભિક્ષા માટે આવીને ઊભો રહ્યો. સંપન્ન વ્યકિતની સ્ત્રીએ સ્વસ્થતા અને ઉદારતાપૂર્વક તેની આવશ્યકતા-ઓને પૂર્ણ કરી. પછી તે સ્ત્રીએ તે ભિક્ષુકને કહ્યું: 'તમારાં સ્વરૂપ, શકિત અને શરીર રચના જોતાં તમે કોઈ સંપન્ન ઘરમાં જન્મ્યા હો એવું લાગે છે. છતાં તમારી આ સ્થિતિ કેમ થઈ? તમારે માગવાનો વારો કેમ આવ્યો તે હું સમજી શકતી નથી.'

ભિક્ષુકે શો જવાબ આપ્યો તે જાણો છો? તેણે કહ્યું: 'જે રીતે મારી સ્થિતિ થઇ છે તે રીતે ગણ્યાગાંઠયા દિવસોમાં તમારી પણ થશે. જે ખેલદિલી અને ઉદારતાથી આજે તમે આપી રહ્યાં છો એ જ ખેલદિલી અને ઉદારતાથી એક દિવસ હું પણ આપતો હતો. પણ મારી પરિસ્થિતિ પલટાઇ ગઈ. તેમ હવે તે દિવસ બહુ દૂર નથી કે, જ્યારે તમારી પણ મારા જેવી જ સ્થિતિ આવીને ઊભી રહેશે.'

તાત્પર્ય એ છે કે, જો ચારેકોર ગરીબ અને દરિદ્ર સમાજ હોય તો પૈસાની ગાંઠ બાંધવાની વૃત્તિ પ્રબળ બની જાય છે. સમાજ જો શ્રી અને વૈભવથી ભરેલો હોય તો ગરીબ વ્યકિત પણ ધનનો સરળતાથી ત્યાગ કરી શકે છે. કારણ આવતી કાલે સરળતાથી તે મેળવી લેવાની તેના મનમાં હિંમત હોય છે. સંપન્ન સમાજમાં એકલદોકલ ગરીબના યોગક્ષેમનો નિર્વાહ બહુ મુશ્કેલ હોતો નથી. પોતાની સુરક્ષાનો તેને ભય હોતો નથી. આવતી કાલની તેને ચિંતા હોતી નથી. આવતી કાલ તેને સહજ અને સરળ લાગતી હોય છે.

એટલા માટે જ મનુષ્યે પોતાના જીવનનું ઘડતર હંમેશાં સમજપૂર્વક કરવું જોઇએ. શોષણથી મેળવેલ ધન કે સત્તા સાચા વિજય કે શાંતિને અર્પતાં નથી. દરેક કાર્યમા વિવેકને પ્રધાનતા હોવી જોઇએ. શાકભાજી કે દાતણ ખરીદવા જેવા નજીવા અને નગણ્ય કાર્યથી લઇને શાસન, સત્તા, યુદ્ધ કે જીવન સાથે સંકળાએલા દરેક મહત્ત્વનાં કાર્યો માટે શુદ્ધ સમજણની અને વિવેકની અનિવાર્યતા અપેક્ષિત છે. ગરીબ અને લાચાર વ્યકિતના દસ પૈસાની કિંમતનાં દાતણ કે શાકભાજી પાચ પૈસામાં મેળવી, માણસ મનમાં ગઢ જીત્યાનો આનંદ માને છે. પણ એ પાંચ પૈસાના બચાવમાં તે પોતાની માનવતાની મહામૂલી કીમત ખોઇ બેઠો હોય છે તે સત્ય તે ભૂલી જાય

છે. શાકભાજી સાથે મફતનાં કોથમીર મરચાં માગનાર, કોથમીર મરચાંની નગણ્ય કીમતની સામે પોતાની માનવતાની મહામૂડી ગુમાવી નાખે છે. માણસની આ જાતની પૈસાની પકડને કારણે તે આંતરિક રીતે શ્રીવિહીન, દરિદ્ર, રિક્ત અને શૂન્ય થઈ જાય છે.

પૈસાનું પણ એક બળ છે. સમાજમાં તેનું સ્થાન છે. પૈસાને લઇ પૈસાદારની સામાજિક પ્રતિષ્ઠા છે. અને તે આજે જ છે એમ નથી, સનાતન કાળથી તેનું મહત્ત્વ અકબંધ ચાલતું આવ્યું છે. છતાં પૈસા કરતાં પણ અધિક કીમતી એક તત્ત્વ છે જે પૈસાની શક્તિને પણ ફીકી પાડી દે છે. માત્ર પૈસાને કારણે પૈસાદાર બની બેઠેલાનો ભલે થોડો ઘણો બાહ્ય મોભો સચવાતો દેખાતો હોય, પરંતુ જન સમુદાયના હૃદયના સિંહાસન ઉપર તેનું સ્થાન હોતું નથી. આડકતરી રીતે તો લોકો તેની ટીકા જ કરતા હોય છે. લક્ષ્મીનું વાહન ઘૂવડ કહેવાય છે. એટલે પૈસાના કારણે શ્રીમંત .ગણાતા માણસોને લોકો ઉલ્લુ–ઘૂવડ બનાવવા પ્રયત્ન કરતા હોય છે. પ્રસંગ આવ્યે તેમના પૈસાનો લાભ લઇને પણ તેમને સારી રીતે ઉલ્લુ બનાવ્યાનો નિર્દેશ પણ કરતા હોય છે. પૈસાને પકડી રાખનાર માણસની આવી કરુણ સામાજિક ıસ્થતિ હોય છે. તેને પોતાને માન સન્માન કે પ્રતિષ્ઠા હોતાં નથી. માન સન્માન કે પ્રતિષ્ઠા તેના પૈસાને હોય છે. પૈસાની સાથે તે આવે છે અને પૈસા જતાં તે ચાલ્યાં જાય છે. એટલે ખરી રીતે તો પૈસાને પકડી રાખનાર આંતર્સમૃદ્ધિથી શૂન્ય અને રિકત હોય છે.

લક્ષ્મી ચંચળ છે. પુણ્ય અને પ્રારબ્ધના સંયોગથી તે ઉપલબ્ધ થાય છે. સંયોગો બદલાતા લક્ષ્મીને જતાં વાર લાગતી નથી એમ જે સમજે છે, તે સમય, સ્થિતિ અને લક્ષ્મીનો સાર્વજનિક હિતમા બરાબર ઉપયોગ કરી લે છે; અને એવી વ્યકિત બાહ્ય સમૃદ્ધિના સમીચીન ઉપયોગમાં આંતરિક વૈભવ અને સમૃદ્ધિથી પોતાને સમૃદ્ધ બનાવી લે છે. આ હકીકતનું મર્મ સમજવવા માટે એક કાઠિયાવાડીનું જ એક દષ્ટાંત છે. તે સાચી ઘટેલી હકીકત છે. તદનુસાર—

થોડાં વર્ષો પહેલાં રાજકોટમાં એક રામજીભાઇ નામના સદ્‌ગૃહસ્થ રહેતા હતા. તેમની પાસે સંપત્તિ અને વિપુલ વૈભવ વિલાસનાં સાધનો હતા. પરદેશોમાં તેમનો ધીકતો વેપાર ચાલતો હતો. ઘણી પેઢીઓ હતી. શ્રી રામજીભાઇ તે બધી પેઢીઓનું સંચાલન ભારે કુશળતાથી કરતા હતા. પરમાત્માનો અનુગ્રહ કહો કે પ્રકૃતિનો, પુણ્યનો અનુગ્રહ કહો કે પ્રારબ્ધનો, પણ લક્ષ્મીની પરમ કૃપાનો અમૃતભર્યો વરસાદ તેમના ઉપર સતત વરસી રહ્યો હતો. તેમની પોતાની કલ્પના કે બુદ્ધિ પણ કામ કરતી નહોતી કે લક્ષ્મીની આવી અનુગ્રહભરી અનુકંપા પોતાના ઉપર શા માટે ઊતરી છે?

લક્ષ્મીનો સ્વભાવ છે કે જ્યારે તે આવે છે ત્યારે વાંસામાં લાત મારે છે, એટલે માણસ છાતી કાઢી અહંકારથી ચાલવા માંડે છે. 'મઢી સાંકડી અને બાવો પહોળો–' જેવી એની સ્થિતિ

બની જાય છે. પોતાના સિવાય તે જગતમાં બીજા કોઈને જોઈ શકતો નથી. પરંતુ લક્ષ્મી ચંચળ છે. તે આવે છે અને ચાલી જાય છે. આવે છે ત્યારે જેમ વાંસામાં લાત મારે છે તેમ જાય છે ત્યારે તે છાતીમાં લાત મારે છે, તેથી માણસ વાંકો વળી જાય છે. ઉપર જોવાની શક્તિ પણ ખોઇ બેસે છે. શ્રીવિહીન બની જાય છે. તેનાં કાંતિ, પ્રતિભા, અને ઓજસ હરાઈ જાય છે, માણસ છતાં તેની માનવીય પ્રતિભા ભૂંસાઇ જાય છે.

શ્રી રામજીભાઇ ઉપર લક્ષ્મીની આવી અસાધારણ કૃપા હોવા છતાં તેઓ કદી અક્કડ થઈને, છાતી કાઢીને ચાલતા નહિ. તેમને શ્રીમંતાઇનું જરા પણ અભિમાન નહોતું. સાદાઈ તેમનાં જીવનનો મૂળ મંત્ર હતો અને ઠેઠ સુધી તે તેમણે ટકાવી રાખ્યો. લોકો તેમને 'કપાળ ફૂટ્યો' કહીને બોલાવતા હતા. કારણ કે તેમના કપાળમાં એક મોટો ખાડો પડેલો હતો. શ્રી રામજીભાઇના પાડોશમાં રહેતા એક સદ્‌ગૃહસ્થે શ્રી રામજીભાઇને એક દિવસ પૂછ્યું 'રામજીભાઈ! તમે તો વેપારી છો, ગરમ થવાનો તમારે ભાગ્યે જ પ્રસંગ આવે, ત્યારે લડવાની કે મારામારી કરવાની તો તમારે માટે વાત જ ક્યાંથી હોય ? છતાં તમારા કપાળમાં આ આવડો મોટો ઘા ક્યાંથી પડ્યો છે?' શ્રી રામજીભાઇ જરા ગંભીર થઇ ગયા. થોડી વાર તેઓ મૌન રહ્યા, પછી બોલ્યાઃ 'મેં મારામારી, લડાઇ કે ઝગડાટંટામાં ભાગ નથી લીધો. પરંતુ આ ઘા મારે માટે ત્રીજા નેત્રની ગરજ સારે છે.

પાડોશી સજ્જન જરા આશ્ચર્યમાં પડી ગયા એટલે રામજીભાઇએ કહ્યું 'સાંભળો, બાલ્યાવસ્થામાં મારા માબાપ ઘણાં ગરીબ હતા. રાજકોટમાં જ્યા અમે રહેતાં હતાં ત્યા, તમારા જેવા જ એક શ્રીમંત સદ્‌ગૃહસ્થનો અમારે પાડોશ હતો. તેમની અને અમારી આર્થિક સ્થિતિમાં આસમાન જમીનનો તફાવત હતો. અમારી સાથે બોલવામાં પણ તેઓ નાનપ અનુભવતા હતા. તેમની શ્રીમંતાઈ અને અમારી ગરીબી, એ જ અમારી વચ્ચેના ભેદભાવનું કારણ હતું. જો કે અમારા બાળકોના માનસમાં તો કશો જ ભેદભાવ નહોતો, એટલે અમે સહુ બાળકો સાથે મળીને રમતાં. શેઠનાં બાળકો ફળફૂલ ખાય અને છાલ અમારી તરફ ફગાવે. તેઓ રોજ મિઠાઇ ખાય અને એઠું અમારી તરફ નાખી જાય. અમે નાના એટલે કંઈ સમજીએ નહિ, તેથી તેમને ખાતા જોઈ, અમે પણ અમારા માબાપ પાસે તે વસ્તુઓ અપાવવા હઠ કરીએ. માબાપ મુંઝાતાં, અમને આશ્વાસન પણ આપતાં, પરંતુ તે બધું પાણીમાં ખેંચેલી લીટી જ સિદ્ધ થતું.

એક વાત આપણે હંમેશાં ધ્યાનમાં રાખવી જોઇએ કે આપણે ભલે આપણાં બાળકોને પ્યાર કરીએ, પરંતુ આપણાં બાળકો તરફનો આપણો પ્યાર બીજાનાં બાળકો તરફનો અત્યાચાર ન બની જવો જોઇએ. બાળક પોતાનું હોય કે બીજાનું પણ બાળક તરીકે તેનાં પ્રતિ આપણા હૃદયમાં સમભાવ હોવો જોઇએ. બાળકો તો પ્રભુના પયગંબર છે. રામજીભાઈએ આગળ વાત કરતાં કહ્યું 'આ તો રોજની વાત થઈ એટલે દરરોજ અમે માબાપ સાથે મિઠાઇ સારુ કજીયો કરતા. એક દિવસ મારી

બા તે શેઠાણી પાસે ગયાં અને કહ્યું· 'તમે સુખી છો તેથી અમે રાજી છીએ. પરંતુ મારી તમને એક વિનંતી છે કે, તમારાં બાળકો રોજ મારા ફળિયામાં આવી મેવા મિઠાઇ કે ફળફૂલ ખાય છે. મારાં બાળકો પણ સમજતાં નથી એટલે તેમને ખાતાં જોઇને તેઓ પણ તેને માટે કજિયો કરે છે. માટે કૃપા કરી તમે તમારાં બાળકોને ઘરમાં બેસાડી ખવડાવી દેતા હો તો સારું.'

શેઠાણીનાં મનમાં પોતાનાં પ્રારબ્ધ, પુણ્ય અને લક્ષ્મીનું અભિમાન હતું. એટલે મારી બાની વાતને સાચી રીતે સમજવાને બદલે તેઓ ગર્જી ઊઠયાં: 'બાળકો તો રોજ ફળિયામાં આવશે ને ખાશે. અમારા પ્રારબ્ધ અને પુણ્યની તું શા માટે ઇર્ષ્યા કરે છે? તારાથી અમારું સુખ ન જોઈ શકાતુ હોય તો આંખે પાટા બાંધી દે! તારાં છોકરાં ન જોઈ શકતાં હોય તો તેમને ઘરમાં બાંધી રાખ! શું તારા કે તારાં છોકરાં ખાતર મારાં બાળકો ઘરમાં ગોંધાઇ રહે? શું તારા છોકરાં માટે થઇને મારાં બાળકો મેવા-મિષ્ટાન્ન ખાવાનું છોડી દે? જા, ચાલી જા, અહીંથી! મારાં બાળકો તો જેમ કરતાં હશે એમ જ કરશે'

મારી બાએ આવા અમાનુષી જવાબની અપેક્ષા રાખી નહોતી. નિરાશ થઈ તેઓ ઘેર પાછાં આવ્યાં. તેમનાં મનમાં ભારે આઘાત લાગ્યો હતો. ગરીબીની પીડા તો હતી જ તેમાં વળી શેઠાણીની વાતે ઘા ઉપર મીઠું ભભરાવવાનું કામ કર્યું. શેઠનાં બાળકો આજે તો વળી જુદા જ મિજાજમાં આવી બરફી ખાતાં હતાં. અમે બધાં એકીટસે જોઇ રહ્યાં હતાં. બાળક રહ્યાં એટલે ખાવાની લાલચ જન્મી. બાને જોયાં કે તરત જ તેમના સાડલાનો છેડો પકડયો અને બરફી અપાવવા હઠ કરી. શેઠાણીએ કરેલાં અપમાનની આગ તેમનાં દિલમાં સળગી જ રહી હતી. તેમાં અમારા હઠાગ્રહે ઘી હોમવાનું કામ કર્યું. ક્રોધ અને આવેશમાં તેઓ ભાન ભૂલી ગયાં અને પાસે જ પડેલા તાવેથાનો ઘા કરી કહ્યું: 'લે, આ બરફી!' તાવેથો સીધો મારા કપાળમાં લાગ્યો ને ઊંડો ઘા પડયો. બસ, તમને મારા કપાળમાં જે ઘા દેખાય છે તે જ એ બરફીને કારણે પડેલો ઘા છે. આ ઘટનાથી જો કે મારી બાનાં દુઃખનો પાર રહ્યો નહોતો. તેઓ ખૂબ રડયાં હતાં. પરંતુ થાય શું? થોડા દિવસ પછી ઘા તો રૂઝાઈ ગયો. પરંતુ તે જેમ મારા કપાળમાં, તેમ મારા હૃદયમાં પણ કંડારાઈ ગયો. પણ ત્યાર પછી મેં કદીયે મારી બા પાસેથી કોઇ પણ વસ્તુની માંગણી કરી જ નહિ.

વખત જતાં હું મોટો થયો. વિદેશમાં વ્યાપાર કરવાનો મને અવસર પણ મળ્યો. મારા પર ઇશ્વરનો અનુગ્રહ ઊતર્યો અને લક્ષ્મી દેવીની અનુપમ કૃપા થઇ. છતાં આ ઘા મને પ્રતિક્ષણ સંયમ અને નિયમમાં રાખે છે. આ ઘા આજે પણ મને કહી જાય છે કે બીજાનાં ધનને જોઇ તારા કપાળમા ઘા વાગ્યો, પરંતુ તારું ધન જોઈ બીજાને ઘા ન વાગે, તેની તું સતત જાગૃતિ અને ચીવટ રાખજે.'

શ્રી રામજીભાઈની આ ઘટના આપણને નવો પ્રકાશ આપી જાય છે. તેમાંથી જો આપણે સત્યને હૃદયમાં ઊતારવા યથાશક્ય યત્ન કરીશું તો આપણું જીવન પણ ઘણા અનર્થોમાંથી બચી જશે.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ત્રેવીસમા અધ્યયનનો સ્વાધ્યાય ચાલે છે. કેશીકુમાર શ્રમણ અને ગૌતમસ્વામી બંને શ્રાવસ્તી નગરીમાં પધાર્યા છે. બંનેના ઉતારા અલગ અલગ છે. બંને હજુ મળ્યા નથી. બંનેના શિષ્યો એકબીજાને જુએ છે. બંને વચ્ચે જે બાહ્ય અને આંતરિક ભિન્નતા તેમણે જોઈ તેથી તેઓ શંકાશીલ બન્યા છે. તેમણે પોતપોતાના ગુરુને આ વાતનો નિર્દેશ પણ કર્યો છે. બંને ગુરુજનોએ પોતાના શિષ્ય સમુદાયની આવી માનસિક આશંકાઓ જાણી, એક ઠેકાણે મળવા વિચાર પણ કર્યો છે. તે સંબંધે આપણે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની જ મૂળ ગાથા તરફ વળીએ. તે મુજબ–

अह से तत्थ सीसाणं विन्नाण पवितक्कियं ।
समागमे कय भई उभओ केसि–गोयमा ॥

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમસ્વામીએ બંનેએ શિષ્યોમાં ચાલતી આશંકાને જાણીને પરસ્પર મળવાનો વિચાર કર્યો.

શંકાઓથી આશંકિત થએલા શિષ્યોને આશ્વસ્ત કરવા બંને ગુરુજનોએ ભેગા મળવાનો નિર્ણય કર્યો. શંકાથી ત્રસ્ત હૃદય હંમેશાં અસમાધિ અનુભવતું હોય છે. અને અસમાધિને અનુભવતા મનની શાંતિ ભાગી જાય છે. તેથી આશંકાથી ભરેલા વાતાવરણને બદલાવવા માટે બંને પુરુષોને પરસ્પર મળવાની આવશ્યકતા જણાઇ.

સત્પુરુષોના સમાગમથી અનેરા લાભો થાય છે. સત્પુરુષોનો સમાગમ પુણ્યના યોગ સિવાય સંભવિત નથી. કહ્યું છે કે–सतां सद्भिः सगः कथमपि हि पुण्येन भवति । સત્પુરુષોનો સત્પુરુષો સાથેનો સમાગમ કોઇ વિશિષ્ટ પ્રકારના પુણ્યના યોગથી જ થાય છે. શ્રાવસ્તી નગરીની ધરતી આજે ધન્ય ભાગ્ય બની છે. સત્પુરુષોમાં મૂર્ધન્ય સમા મહાનુભાવોનું ત્યાં પદાર્પણ થયું છે. બંનેને સાથે બેસીને વિચારણા કરવાનાં કારણો ઊભાં થયાં છે. બંને એક બીજાને સમજવા આતુર છે. બંને મળવા માટે ઉત્સુક છે. હવે તે મિલન કેમ થશે અને શી વિચારણાઓ થશે તે અવસરે—

# રક્ષાબંધન પર્વ

આજે રક્ષાબંધનનો પવિત્ર તહેવાર છે. હિન્દુ ધર્મનું આ એક ધાર્મિક પર્વ છે. જેનું નામ બળેવ છે. પર્વો અને તહેવારો હંમેશાં નવી સ્ફૂર્તિ, નવી તાજગી અને નવો ઉલ્લાસ લાવનારાં હોય છે. આવા દિવસો નિરાશાને આશામાં, ઉદાસીનતાને પ્રસન્નતામાં અને વિષાદને પ્રમોદમાં રૂપાંતરિત કરે છે. તેથી જ વર્ષના ત્રણસો પાંસઠ દિવસોમાંથી મોટા ભાગના દિવસોને પર્વ અને તહેવારો બનાવી દેવામાં આવ્યા છે. જીવનના પરમ સત્ત્વ, આંતરિક ચૈતન્ય અને પ્રભુતાને ટકાવી રાખવા માટે, તેમજ વાતાવરણને પરમ મુક્ત અને આહ્‌લાદક બનાવવા માટે પણ પર્વોની ઉજવણી અનિવાર્ય છે.

સમય અને સંજોગો બદલાઈ ગયા છે. દિવાળી અને રક્ષાબંધન જેવા તહેવારોથી મળતા આનંદની સુસ્પષ્ટ રેખા ભાગ્યે જ કોઇના મોઢા ઉપર જોવા મળે છે. મોંઘવારીએ પોતાની ભીષણતાની એવી ભયંકર જાળ પાથરી છે, કે સામાન્ય માણસને પોતાના જીવનનિર્વાહનો પ્રશ્ન મુશ્કેલીભર્યો થઇ પડયો છે. જ્યાં ખાવા પીવાના પણ સાંસાં હોય ત્યાં પર્વોની ઉજવણી ક્યાંથી થાય ? દુઃખથી ઘેરાયેલો અને ચિંતાઓથી તંગ થયેલો માણસ ઘાણીના બળદની જેમ દિવસ અને રાત કામ કરે છે. છતાં તેની આજીવિકાનો પ્રશ્ન તે સરળતાથી ઉકેલી શકતો નથી. પરિણામે તેનાં મનનો આનંદ ધોવાઇ જાય છે. જ્યાં ગરબીનું આવું વ્યાપક પરિમાણ હોય, ત્યાં પર્વો, ઉત્સવ કે આનંદનું નિમિત્ત બનવાને બદલે માત્ર એક પરંપરાથી ચાલી આવતી રૂઢિ જ બની જાય તેમાં શું આશ્ચર્ય છે ?

આ પર્વ પુરાતન યુગથીજ રક્ષાબંધનના નામે ઓળખાતું આવ્યું છે. બ્રાહ્મણોનું આ એક વિશિષ્ટ અને મહત્ત્વપૂર્ણ પર્વ છે. આ પર્વના આંતરિક અને સનાતન પરમાર્થો સમજવા જેવાં છે. સારું સારું ખાવા પીવા કે સારાં સારાં કપડાં પહેરવા માટેજ માત્ર પર્વો નથી હોતાં. આપણે પર્વોને જે આનંદ અને ઉત્સવના પ્રતીકો માનીએ છીએ, તે તો માત્ર તેનાં સ્થૂલ અને બાહ્ય પાસાં છે. તેના પારમાર્થિક રહસ્યો તો જુદાં જ છે.

બળેવના દિવસે હિન્દુઓ પ્રાય :-દરિયાકાંઠે કે નદીને કિનારે જાય છે અને પોતાની જનોઈ બદલાવે છે. પરંપરાથી ચાલ્યો આવતો આ તેમનો ક્રમ છે. આ ક્રમની બાહ્ય ભૂમિકાનું રક્ષણ તો આજ સુધી બરાબર થતું આવ્યું છે, પરંતુ તેના આત્મા તરફ ભાગ્યે જ કોઇએ દૃષ્ટિ કરી છે. યજ્ઞોપવીત લેવા માટે પણ અમુક પાત્રતા અને યોગ્યતા અપેક્ષિત હતી. દરેક માણસ યજ્ઞોપવીત માટે યોગ્ય ગણાતો નહિ. યજ્ઞોપવીત તે પવિત્રતા અને પ્રામાણિકતાની નિશાની હતી. જીવનનાં આધ્યાત્મિક મૂલ્યો સાથે તેનો સંબંધ હતો. આ મૂલ્યોની સાચવણીના પ્રતીકરૂપે જનોઇને ગણવામાં આવતી. વર્ષને અંતે જે માણસો યજ્ઞોપવીત માટે આવશ્યક અને અનિવાર્ય ઉત્તમતાને

સાચવવામાં નિષ્ફળ જતા તેની પાસેથી જનોઇ આંચકી લેવામાં આવતી. જનોઇ માણુસની શ્રેષ્ઠતાના શિખર માટે એક વિશિષ્ટ પ્રતીક હતી. અને એ જ કારણે, સમાજમાં યજ્ઞોપવીતની પ્રતિષ્ઠા હતી, તેનું માનભર્યું સ્થાન હતું. શ્રેષ્ઠતાને આંકવા માટે જનોઈ એક માપદંડની યથાર્થ ગરજ સારતી. આજના યુગમાં જે. પી.નું જે પ્રતિષ્ઠાભર્યું સ્થાન છે એવું જ લોકોત્તર સ્થાન તે યુગમાં જનોઇનું હતું.

જો કે બ્રાહ્મણો માટે યજ્ઞોપવીત આજે પણ પવિત્ર વસ્તુ ગણાય છે. યજ્ઞોપવીતના સમ ખાવામાં પણ તે ખચકાય છે. કારણ જનોઇ તે બ્રાહ્મણના પારમાર્થિક બ્રાહ્મણત્વના નવા જન્મનું પ્રતીક ગણાય છે. બ્રાહ્મણ માટે સામાન્યતયા દ્વિજ શબ્દ વપરાય છે. દ્વિજ શબ્દનો વ્યુત્પત્તિમૂલક અર્થ પણ એ જ થાય છે કે, જેનો બે વખત જન્મ હોય તે દ્વિજ કહેવાય. બ્રાહ્મણ એકવાર તો પોતાના માતાપિતાથી જન્મ પામે છે. તો બીજીવાર યજ્ઞોપવીત સંસ્કારથી. યજ્ઞોપવીત સંસ્કારથી મળેલું જીવન પારમાર્થિક અને સાચું જીવન છે. તે જીવન મર્યાદાપૂર્ણ, જવાબદારીઓથી ભરેલું, પવિત્રતાની ટોચને સ્પર્શતું, આધ્યાત્મિક મૂલ્યો અને આધારોને સાચવતું અને ઉત્તરદાયિત્વ પૂર્ણ છે. બ્રાહ્મણના આ રીતે પરંપરાથી ચાલ્યા આવતા જ્ઞાનમય દિવ્યજીવનને કદી આંચ ન આવે તે માટે યજ્ઞોપવીત આપી, જીવનમાં સાચવવા જેવા યમનિયમો સાથે ગુરુમંત્રથી તેને નવા બ્રાહ્મણના સ્વરૂપની, એકાંત નવી જ દીક્ષા આપવામાં આવે છે.

યજ્ઞોપવીતને ત્રણ તાર હોય છે. તે ત્રણ તારો ભારે સૂચક છે. બ્રાહ્મણ આ એક સત્ય ન ભૂલી જાય કે તે ત્રણ પ્રકારનાં ઋણથી ઋણી બનેલો છે. પિતૃઋણ, ઋષિઋણ અને દેવઋણ–આ ત્રણે જાતનાં ઋણોમાંથી ઋણાનૃણ્ય થવા માટેની સતત જાગૃતિ તેને માટે અનિવાર્ય છે.

પિતૃઋણ વિષે કહેવાની ભાગ્યે જ જરૂર છે. માતાપિતા તીર્થસ્વરૂપ છે, પરમાત્મસ્વરૂપ છે–એ વિધાન સૌ કોઈ સ્વીકારે છે. શાસ્ત્રો કહે છે, શ્રુતિઓ બોલે છે–"मातृदेवो भव, पितृदेवो भव, आचार्यदेवो भव, अतिथिदेवो भव"

શ્રી ઠાણાંગ સૂત્રમાં તો આ વિષે ભારે સ્પષ્ટ વિધાન છેઃ ભગવાન મહાવીર સ્વામીને તેમના પટ્ટશિષ્ય શ્રી ગૌતમ સ્વામીએ એકવાર પૂછ્યું: 'પ્રભો ! કોઇ માણુસ પોતાનાં માતા પિતાની રાત દિવસ સેવા કરે, સતત સાવધાનીપૂર્વક તેમની આજ્ઞાનું પાલન કરે, તેમને સારું સારું ખવરાવે, તેમને કીમતી તેલોનું મર્દન કરે, અને તેમની સેવામાં કશી જ ખામી ન આવવા દે, તો તે તેમનાં ઋણમાંથી મુક્ત થઈ શકે ખરો ?'

"ગૌતમ ! આવી શારીરિક ક્રિયાઓ અને શારીરિક સેવાઓથી માતાપિતાનાં ઋણમાંથી કદી પણ મુક્ત થઈ શકાતું નથી. કારણકે પોતાનાં સંતાનો પ્રત્યેનો માતાપિતાનો ભોગ ભારે સૂક્ષ્મ અને કીમતી હોય છે."

"તો પ્રભો ! કોઈ પુત્ર પોતાનાં માતાપિતાને કાંધે બેસાડી યાત્રા કરાવે અને સાધુ-સાધ્વીઓનાં તેમને દર્શન કરાવે, તો તેમનાં ઋણમાંથી તે મુક્ત થઈ શકે ખરો ?"

"આ બધી તો કાયાની જ ક્લિષ્ટ, ક્લિષ્ટતર અથવા ક્લિષ્ટતમ સેવાઓ છે. કાયાની ગમે તેવી આકરી સેવા પણ તેમનાં ઋણમાંથી તેને મુક્ત બનાવી શકતી નથી."

"ત્યારે શું પ્રભો ! પોતાનાં શરીરનું ચામડું ઊતારી તે માતાપિતાના પગના પગરખાં બનાવી દે તો તેમના ઋણમાંથી મુક્ત થાય ખરો ?"

"આ પણ કાયાની સેવાનો જ એક વિશિષ્ટતમ અને ક્લિષ્ટતમ પ્રકાર છે. ગૌતમ ! માતાપિતાનાં ઋણમાંથી અનૃણ્ય થવા માટેના આવા સહેલા ઉપાયો કદી કામયાબ નીવડતા નથી."

"તો પ્રભો, આપ જ બતાવો ! માતાપિતાનાં ઋણમાંથી મુક્ત થવાનો ઉપાય શો ?"

"જે પુત્ર પોતાનાં માતાપિતાને નિર્ગ્રંથ પ્રરૂપિત ધર્મનું શરણ અપાવે, અધ્યાત્મમૂલક પ્રવૃત્તિઓમાં સતત સહાય કરે, આત્માની ઉત્ક્રાંતિના શ્રેયોમૂલક માર્ગો ઉદ્ઘાટિત કરી દે, તે જ માતૃઋણ અને પિતૃઋણમાંથી મુકત બની શકે છે."

ઋષિઓનું ઋણ પણ સમાજ પર ઓછું હોતું નથી. ઋષિઓએ આત્મસાધનાના પ્રબળ પુરુષાર્થથી, પોતાની ચેતનાને અનાવૃત્ત બનાવી, જગતના જીવોના કલ્યાણ માટે અનુપમ શ્રેયસ ભરેલા નિઃશ્રેયસનો મંગળ માર્ગ બતાવ્યો છે. સમાજપર પિતૃઋણ જેટલું જ ભારે ઋષિઋણ છે. આ ઋણમાંથી મુકત થવાનો એકજ માર્ગ એ છે કે, આત્માને ઉત્ક્રાંતિના પથ તરફ જે દોરી જાય છે, સ્વ-પરનો જે કલ્યાણકારી માર્ગ છે એવા માર્ગે જવાનો જે તેમણે આપણને નિર્દેશ કર્યો છે, તે માર્ગે ચાલવાનો સતત પ્રયત્ન કરવાથી આપણે ઋષિ ઋણમાંથી આંશિક રીતે પણ ઋણમુક્ત થઇ શકીએ છીએ. આ સિવાય બીજો ઋષિઋણમાંથી મુક્ત થવાનો કોઇ માર્ગ નથી.

દેવઋણ શબ્દ સાંભળી તમે આશ્ચર્યમાં પડયા હશો. ભલે આપણે ઇશ્વર કર્તૃત્વને નથી સ્વીકારતા, પરંતુ આ તો બ્રાહ્મણોના યજ્ઞોપવીતના ત્રણ તારની વાત છે. તેમની દષ્ટિમાં તો આ જગત એક સૃષ્ટિ છે. સૃષ્ટિ શબ્દનો અર્થ છે સર્જાએલી. સૃષ્ટિ શબ્દનો અર્થ જો સર્જાએલી એવો થતો હોય, તો તેમની દૃષ્ટિમાં તેનો કોઇ સ્રષ્ટા પણ હોવોજ જોઇએ. સ્રષ્ટાનું સર્જન તે સૃષ્ટિ છે. આપણે ત્યાં તો સૃષ્ટિને બદલે 'પ્રકૃતિ' શબ્દ પ્રચલિત છે. પ્રકૃતિ તે કોઇનું સર્જન નથી. એટલે દેવ શબ્દનો અર્થ તેમની દૃષ્ટિએ ઇશ્વર, અને આપણી દૃષ્ટિએ પ્રકૃતિ એવો કરીએ, તો પણ તે બંનેના આપણા ઉપર અનંત ઉપકારો છે. ઇશ્વર કે પ્રકૃતિએ કરેલાં સર્જનનો વિનાશ કરવાનો આપણને અધિકાર નથી. ઈશ્વર અથવા પ્રકૃતિ, આપણને જે ખાવા પીવા અને જીવાડવા હવાદિ પદાર્થો આપે છે અને આપણી જરૂરિયાતો પૂરી પાડે છે, તેમ આપણે પણ બીજાના

ભલા માટે આપણી સેવાઓ આપવી જોઇએ. વખત આવ્યે આપણાં જીવનનો ઉત્સર્ગ કરવાની ફરજ પડે તો તે કરવા પણ તત્પર રહેવું જોઇએ.

આ રક્ષાબંધન પર્વ નાળિયેરી પૂર્ણિમાના નામે પણ ઓળખાય છે. આજના દિવસે દરેક બ્રાહ્મણ નાળિયેર લઇ દરિયા કાંઠે જાય છે અને પૂજા કરે છે. અર્ધું નાળિયેર સમુદ્રમાં પધરાવે છે અને અર્ધું પાછું લાવે છે. પરંતુ નાળિયેર વધેરવાની ક્રિયા અવશ્ય કરે છે. આ બધી પરંપરાથી ચાલી આવતી ક્રિયાઓ પાછળ આધ્યાત્મિક સત્યો છુપાએલાં છે. તે સત્યો અને આધ્યાત્મિક મૂલ્યો આજે ભૂલાઇ જવા પામ્યાં છે, છતાં ક્રિયાઓ વિસ્મૃત થવા પામી નથી.

આપણી સંસ્કૃતિ સદા અધ્યાત્મમૂલક રહી છે. આત્માને કેન્દ્રમાં રાખીનેજ બધાં પર્વો, ઉત્સવો અને તહેવારોનાં આયોજનો થયાં છે. દરેક કાર્યોનાં મૂળમાં આત્મા જ લક્ષ્ય રહ્યો છે. આત્મા જ આપણી અધ્યાત્મપ્રધાન સંસ્કૃતિનો પ્રાણ છે. કહેવાતા જણાતા અને સ્થૂલ રીતે દેખાઇ આવતા, વ્યવહારોના આંતરિક મૂલ્યો પણ અધ્યાત્મના રંગોથી રંગાએલા છે.

જેમ એક ચાવી હોય, અને ચાવીથી સીધાજ જાણવા પ્રયત્ન કરીએ અથવા ચાવીથી ચાવીને સમજવા મહેનત કરીએ, તો કોઈ કલ્પના પણ ન કરી શકે કે, ચાવીની આમ તેમ શોધખોળ કરવાથી, કોઈ ખજાનો હાથ લાગી જશે. ચાવીમાં આવો કંઈ નિર્દેશ નથી કે કોતરાએલા અક્ષરો નથી, કે જેથી ચાવીને જોઇ સીધી ખજાનાની માહિતી મળી જાય. ચાવીને તોડવા કે કાપવા જતા લોઢા સિવાય બીજું કશું જ હાથ આવવાનું નથી. તેમ કરવાથી માત્ર લોઢાની ધાતુ જ હાથ લાગશે. પરંતુ તેનાથી ખોલી શકાય તેવા ખજાનાની માહિતી હાથ લાગશે નહિ. જ્યારે જેનાથી ખજાનાની કશી જ પ્રતીતિ નથી મળતી, ત્યારે એવી ચાવીનો ઉપયોગ માત્ર ભાર વહન કરવા સિવાય બીજો કશો જ રહેતો નથી. જીવનમાં એવી ઘણી ચાવીઓ છે જે કોઈ ખજાનાનાં દ્વારોને ખોલે છે, ખોલી શકે છે પરંતુ આજે આપણને તે ખજાનાની કે તાળાની પ્રતીતિ નથી, તો પછી જે ચાવી આપણા હાથમાં રહી જાય છે તેને ચાવી પણ કહી શકાયે નહિ. ચાવી ત્યારે જ ચાવી કહેવાય જ્યારે તે કોઇ તાળાને ઉઘાડતી હોય અથવા પહેલાં કયારેક તેનાથી કોઇ ખજાના ખુલ્યા હોય. પરંતુ આજે તો તેનાથી કોઈ તાળા ઊઘડતાં નથી, માટે ચાવી માત્ર એક બોજ છે. છતાં ચાવીને ફગાવી દેવાનું આપણને મન થતું નથી કારણ આજે નહિ તો હજારો વર્ષ પહેલાં પણ આ ચાવી તાળાં ખોલતી હતી અને એનાથી ઘણા ખજાના ઉપલબ્ધ થયા હતા. આ સ્મૃતિના આધારે જ આપણે ચાવીના ભારને વહન કરતાં જઇએ છીએ.

નાળિયેરી પૂર્ણિમાના પણ આંતરિક રહસ્યો, અધ્યાત્મમૂલક મર્મો ભુલાઈ ગયા છે. તે પવિત્ર ખજાનાઓ ખોવાઇ ગયા છે. છતાં સ્થૂલ વ્યવહારો અને રૂઢિઓને ચાવીની માફક આપણે સુરક્ષિત રાખતાં આવ્યાં છીએ. આ નાળિયેરી પૂર્ણિમાનો પરમાર્થ આપણે સમજવા માંગતાં હોઇએ તો તેના ઘણાં આત્મ-મૂલક આંતરિક રહસ્યો છે, જે સમજવા જેવાં છે.

જો લીલા નાળિયેરને તોડવામાં આવે તો, જેમ તેની કાચલીની સાથે તેનો ગળ પણ તૂટી જાય છે તેમ જીવ પણ જ્યારે શરીરની સાથે તાદાત્મ્ય જોડી લે છે ત્યારે તે શરીરની ક્રિયાને પોતાની ક્રિયા, શરીરના શણગારને પોતાનો શણગાર, શરીરનાં મરણને પોતાનું મરણ માની બેસવાની ભૂલ કરી બેસતો હોય છે. તે દેહાત્મવાદી બની જાય છે. શરીર અને આત્માનું આત્યંતિક પાર્થક્ય તેના સમજણની બહારની વસ્તુ બની જાય છે. શરીરને આત્મા માની મમાકાર વૃત્તિ અને અહંને પોષતો તે થઈ જાય છે. શરીરનાં સંરક્ષણ અને સંવર્ધનમાં જ તે રચ્યોપચ્યો રહે છે. તે અજ્ઞાની, દેહવાદી અને પરમાર્થશૂન્ય જીવ છે.

જ્યારે સૂકા નાળિયેરને તોડવામાં આવે છે ત્યારે કાચલી એકલી તૂટે છે. પરંતુ અંદરથી ગોટો તૂટતો નથી. કારણ ગોટો કાચલીથી જુદો થઇ ગયો હોય છે. કાચલી સમાન આ દેહ છે. તેને સંવારવાનો કે પોષવાનો વ્યામોહ એકાંત અજ્ઞાનતા છે. રક્ષણ જ કરવું હોય તો અંદરના ગોટાનું રક્ષણ કરવું જોઇએ, જે વિશિષ્ટ અને મૂલ્યવાન છે. કાચલી તો ગોટાના સંરક્ષણનું માત્ર સાધન છે. દેહ પણ આત્મસાધના માટેનું એક સાધન છે. સંયમ જીવનનાં રક્ષણ માટે દેહનું પરિપાલન છે. જ્યારે સંયમનું સંરક્ષણ અશક્ય જણાય ત્યારે શરીરને વોસિરાવી દેવાની શાસ્ત્રની આજ્ઞા છે. સાધકો શરીર માટે જીવતા નથી પણ સંયમ માટે તેનું પરિપાલન કે રક્ષણ કરે છે. માટે આ દેવદુર્લભ મનુષ્ય દેહથી આત્મ-સાધનાના અભીષ્ટ સાધ્યને ઉપલબ્ધ કરવા પ્રયત્નશીલ બનવાનો નાળિયેરી પૂર્ણિમા આંતરિક સંદેશ આપી જાય છે.

કોઇપણ જીવને દુઃખમાંથી મુક્ત કરવો અને પ્રાણાંતે પણ બીજા જીવોનું રક્ષણ કરવું, એવી સઘન ગંભીરતા અને પ્રગાઢ ઉદારતા આ પર્વના હાર્દમાં સમાએલી છે.

જિન સાધકો તો ષડ્ જીવનિકાયના પરિપૂર્ણ રક્ષક હોય છે. કોઇ પણ જીવને સતાવવાની ભાવના તેમના માનસમાં કદાપિ ઊભી થવા પામતી નથી. નવે નવ કોટિએ તેમણે પંચમહાવ્રતો સ્વીકારેલાં હોય છે. એટલે તેમનાં જીવનના સૂક્ષ્માતિસૂક્ષ્મ ભાવો આ પર્વ સાથે જોડાએલા જ હોય છે. જૈન સાધકો 'નિર્ગ્રંથ' નામે ઓળખાય છે. કોઈપણ જાતની ગ્રંથિ તેમને માટે ગ્રાહ્ય નથી. ગ્રંથિશૂન્ય થવામાં જ નિર્ગ્રન્થતાનો આત્મા ધબકતો હોય છે. ભગવાનનું શાસન જ દયામૂલક છે. દરેકનું રક્ષણ એ જ નિર્ગ્રન્થ પ્રવચનનું નવનીત છે. પ્રશ્નવ્યાકરણ સૂત્ર કહે છે– "सव्वजगजीवरक्खणदयट्ठाए पावयणं भगवया सु कहियं."

સર્વ જગતના જીવોનાં રક્ષણ માટે તેમની અનુકંપા અને દયા માટે જ ભગવાને નિર્ગ્રંથ પ્રવચન ઉપદેશ્યું છે. સર્વ જાગતિક સત્વોના રક્ષણ, કલ્યાણ અને અભ્યુદયની ભાવના આપણા નિર્ગ્રન્થ પ્રવચનનું હાર્દ છે. માટે આ સત્ય કદી વિસ્મૃત ન થવું જોઇએ.

આ પર્વ સાથે જે કથાઓ વર્ષોથી તાદાત્મ્યપણાને પામી ગઈ છે તેનો સાધારણ ઉલ્લેખ અત્રે અસ્થાને નહિ ગણાય એમ માની થોડો ઉલ્લેખ અહીં કરું છું.

હિન્દુઓની માન્યતા છે કે, બલિરાજાનો વિશ્વ ઉપર ભારે ત્રાસ હતો. દેવો પણ તેના ત્રાસમાંથી મુક્ત નહોતા. બધાએ વિષ્ણુ પાસે રક્ષણની પ્રાર્થના કરી. બલિરાજામાં આ દુષ્ટતાની સાથે દાનનો એક મોટો અને કીમતી સદ્‌ગુણ પણ હતો. નિત્યનિયમ પ્રમાણે જ્યારે દાન દેવા તે બેસતો ત્યારે જે કોઈ, જે કંઈ માગે તે આપી દેવામાં તે પાછી પાની કરતો નહિ. ભગવાન વિષ્ણુએ એના દાનગુણનો ભારે લાભ લીધો. પોતે વામનરૂપ બનાવ્યું. અને નિત્યનિયમ વખતે બલિરાજા પાસે સાડા ત્રણ ડગલાં જમીનની યાચના કરી. બલિએ વધારે માગવા વિનંતી કરી. પરંતુ વામનજી પોતાની માગણીમાં અફર રહ્યા. બલિએ 'તથાસ્તુ' કહી દાન અર્પણ કર્યું.

વિષ્ણુએ વામનમાંથી વિરાટ સ્વરૂપ પ્રગટાવ્યું. એક પગલાથી આકાશ, બીજા પગલાથી મધ્યલોક, ત્રીજા પગલાથી પાતાળને માપ્યા પછી પણ અર્ધા પગલા જમીનનો પ્રશ્ન તો ઊભો જ રહ્યો. તે અર્ધા પગલાની પૂર્તિ, વિષ્ણુએ બલિરાજાના શરીર ઉપર પગ મૂકી તેને પાતાળલોકમાં મોકલી દીધો અને કરી. ગૌ, બ્રાહ્મણ અને દેવતાઓનું બલિના ત્રાસમાંથી આમ તેમણે રક્ષણ કર્યું. તે ઉપકારની સ્મૃતિરૂપે રક્ષાબંધનની પરંપરા ચાલી આવી છે.

આ કથા સાથે ઘણા અંશે સામ્ય ધરાવતી આપણે ત્યાં પણ એક કથા છે. નમુચી નામનો એક પ્રધાન પ્રગાઢતમ મોહનીય કર્મના ઉદયથી ગ્રસિત હતો. એક વખત સુવ્રતાચાર્યાદિનો સમુદાય વિહાર કરતાં કરતાં જ્યાં નમુચી રહેતો હતો ત્યાં ગયો. મિથ્યાત્વના ઉત્કટ ઉદયથી નિર્ગ્રંથ સાધુઓ તરફ આકર્ષણ જન્મવાના બદલે વેરવૃત્તિ જન્મી. તેમને મારવાનો તેણે ઉપક્રમ કર્યો. રાજાને નમુચીની વાતની માહિતી મળી ગઇ. એટલે તેને દેશનિકાલની સજા આપી. નમુચી ત્યાંથી હસ્તિનાપુર ગયો. હસ્તિનાપુરના રાજાને તેણે પોતાની કુશળતાથી મુગ્ધ કરી દીધા અને તેમની પાસેથી વરદાનો મેળવ્યાં અને તે હસ્તિનાપુર નરેશનો વિશ્વસનીય દીવાન બની ગયો. આ બાજુ મુનિઓ પણ વિહાર કરી ક્રમશઃ ત્યાં પહોંચ્યા. મુનિઓને જોઇ પોતાનું પાપ ઉઘાડું પડી જવાનો તેને ભય લાગ્યો. રાજા પાસેથી લેવાના વરદાનના બદલામાં નમુચી થોડા વખત માટે રાજા થઈ ગયો અને બધા મુનિઓને ઘાણીમાં પીલવાનું ષડ્‌યંત્ર રચ્યું. વિષ્ણુકુમાર નામના મુનિને આ વાતની ખબર પડી. વૈક્રિયલબ્ધિના બળે વામન સ્વરૂપ ધારણ કરી તે નમુચી પાસે આવ્યા અને ત્રણ ડગલાં જમીનની માગણી કરી. ત્રણ ડગલાંમાં વિરાટ રૂપ ધરી આખા જગતને માપી લીધું અને મુનિઓને ઘાણીમાં પીલવાના ઉપસર્ગથી બચાવી લીધા. ફેરફાર એટલો જ છે કે ત્યાં બલિરાજાને પગ મૂકી પાતાળમાં મોકલવામાં આવે છે ત્યારે અહિંસક મુનિ હિંસાનો બદલો હિંસાથી ન લેતાં તેનો અહિંસાથી બોધપાઠ આપે છે. આ કથા તો ઘણી લાંબી છે. સમય થઈ ગયો છે. રક્ષાબંધન મહાપર્વની કથામૂલક ભૂમિકાનું સંક્ષિપ્તતમ હાર્દ જ માત્ર બતાવેલ છે.

# સાચું ધન શું ?

વહેલી સવારે જો મનુષ્ય ભગવાન સૂર્ય સામે વાંસો રાખીને ચાલે તો તેનો પડછાયો તેની આગળને આગળ ભાગવા માંડશે. પડછાયાને પકડવા તે હજારો ઉપાયો કરે તો પણ તે તેને પકડી શકશે નહિ. આગળ દોડતા પડછાયાને પકડવાનું શક્ય જ નથી. પરંતુ જો તે જ માણસ સૂર્ય તરફ મોઢું ફેરવી નાખે, તો પડછાયો તેની પાછળ દોડવા માંડશે. પ્રકૃતિના આ નિયમને પ્રાયઃ ભૌતિક સંપત્તિ પણ આ જ રીતે અનુસરે છે. માણસ જ્યારે તેને મેળવવા તેની પાછળ પડે છે, ત્યારે પડછાયાની માફક તે આગળને આગળ ભાગતી જાય છે. માણસ હજારો પ્રયત્નો કરે છતાં તે હાથ આવતી નથી. પરંતુ જો તે વ્યક્તિ તેની તરફ પીઠ ફેરવીને ચાલવા માંડે, તો ભૌતિક સંપત્તિ તેની પાછળ પાછળ દોડતી આવે છે, તેને અનુસરનારી બની જાય છે. આમ તો પરિગ્રહને પાપનું મૂળ ગણવામાં આવ્યું છે. શ્રીમત્ શંકરાચાર્યના સિદ્ધાંત મુજબ પણ 'अर्थम् अनर्थमावय नित्यम्.'–અર્થને સદા અનર્થ રૂપ જ માનવો જોઇએ. આમ છતાં વ્યાવહારિક જગતમાં તેનો ભારે મહિમા છે. સામાજીક પ્રતિષ્ઠા માટે તે ચરમ માપદંડ છે. અર્થની આ પ્રતિષ્ઠા કંઇ આજકાલની નથી. સનાતન કાળથી તે પોતાની પ્રતિષ્ઠાને ટકાવતો આવ્યો છે. મહાભારતના યુગમાં જ્યારે ભીષ્મ પિતામહ અને દ્રોણાચાર્યને પૂછવામાં આવ્યું કે, તમે ધર્મ અને અધર્મના ભેદના પારખુ છો, છતાં તમે અધર્મના પક્ષે રહો, એ કઇ રીતે ઉચિત છે ? ત્યારે તેમણે જવાબ આપ્યો: 'अर्थस्य सर्वे दासाः नार्थो दासस्तु कस्यचित्' જગતમાં બધા પૈસાના દાસ છે. પૈસો કોઇનો દાસ નથી.

આ ઉપરથી તમે કલ્પી શકો છો કે પૈસાએ પોતાની મહત્તાનો એટલો ઊંડો પાયો નાખ્યો છે કે, તેની પ્રતિષ્ઠાને યુગો સુધી આંચ આવે એમ નથી. પૈસાનું મહત્વ કેટલું છે એ તમારા સૌની સાક્ષાત્ અનુભૂતિનો વિષય છે. પૈસાદાર માણસો જ્યારે પોતાના વૈભવનું પ્રદર્શન કરવામાં મહત્તા માનવા લાગે છે, ત્યારે પૈસો તેમની સામાજીક જીવનની પવિત્રતાને ડહોળી નાખનાર એક દૂષણ બની જાય છે. તેમનાં સામાજીક જીવનને છિન્નભિન્ન કરી નાખનાર એક પાપ બની જાય છે.

આવા માણસો આંતરિક સત્ત્વ અને શક્તિથી શૂન્ય હોય છે. તેમની આંતરિક શક્તિ અને સત્ત્વ પૈસો બની જાય છે. પૈસો જ તેમનું સર્વસ્વ, તેમની સમજણનો આધાર, તેમની પ્રતિભાનું મૂળ, તેમનાં સન્માનનું કારણ અને તેમના માનભર્યા સ્થાનનું સંરક્ષણ બની જાય છે. સમાજમાં તેમને જે માન અને મોભો મળે છે તે તેમની આંતરિક શક્તિને કારણે નથી મળતાં પરંતુ પૈસાને કારણે મળે છે.

તેમને મળતાં માન કે પ્રતિષ્ઠા, સદાચારમૂલક નથી હોતાં. તેમના માન મરતબા અને વિકાસની આધાર શિલા પૈસામાં સંન્નિહિત હોય છે. તેનો પાયો એવો તો કાચો હોય છે કે,

જેના આધાર ઉપર તેમણે જે ભવ્ય ઇમારતો ઊભી કરી છે તે ક્યારે ધરાશાયી થઈ જશે, તેની તેમને પોતાને પણ ખબર હોતી નથી. તેનું મૂળ જ અપરિપકવ છે. તેનો પાયો જ કાચો છે. પૈસાની સાથે જેનો સંબંધ છે, પૈસાથી જે મેળવેલ છે, તે પૈસો રહેશે ત્યાં સુધી રહેશે, અને પૈસો જતાં, તેની સાથેની સંબંધિત વસ્તુઓ પણ ચાલી જશે.

આવા માણસોને માટે પૈસો સાધન નથી, સાધ્ય બની જાય છે. તેમનું જીવન પૈસામૂલક બની જાય છે. તેઓ જીવે છે પણ પૈસા માટે અને મરે છે પણ પૈસા માટે. પૈસો જ તેમને માટે પરમેશ્વર છે. આમ જેમનાં હૃદયમાં પૈસા સિવાય બીજા કશાને જ અવકાશ નથી. તેઓ પરમાત્માની પૂજા પણ પરમાત્મા રૂપે નહિ, પરંતુ લક્ષ્મીનારાયણ રૂપે કરે છે.

પૈસામાં જ એકાંત પ્રભુતાના દર્શન કરનારને કોઈ પ્રબુદ્ધ કહે કે–'ભાઈ! પરમાત્માના એક ભવ્ય મંદિરના નિર્માણનું એક સુંદર આયોજન થઈ રહ્યું છે. તમને ઉપલબ્ધ લક્ષ્મીનો સદુપયોગ કરવાનો આનાથી વધારે કીમતી અવસર બીજો કયો મળવાનો છે? માટે આ સમય અને ક્ષેત્રને સાનુકૂળ સમજી, તમારી લક્ષ્મીનો સદુપયોગ આમાં કરો.' તો તે શું જવાબ આપશે જાણો છો? તે કહેશેઃ 'મારા અને મારા પત્નીનાં નામની તકતી ક્યાં લગાડશો તે પહેલા મને બતાવો, પછી હું વિચાર કરી જોઉં.' તેનો જવાબ સાંભળીને જો ફરી પેલી પ્રબુદ્ધ વ્યક્તિ કહે કે 'ભાઈ! આ તો પ્રભુનો દરબાર છે. ભક્તિ અને સાધના માટેનું આ તો પવિત્ર સ્થાન છે. આમાં ભગવાન સિવાય કોઈનાં નામને અવકાશ નથી'–તો નિશ્ચિત માનજો કે તકતી લગાડવાની ભાવનાવાળા તે માણસના વિશ્વાસે તે મંદિરનું નિર્માણ કદી થઈ શકવાનું નથી. ખરેખર તો મંદિર બનાવવાની ભાવનાથી લોકો મંદિરો નથી બનાવતા, પ્રભુ પરત્વેની ભક્તિની પ્રગાઢતામાંથી લોકોના મનમાં મંદિરોનાં નિર્માણની ભાવના ઊભી નથી થતી; પરંતુ પોતાના નામની તકતીઓ લગાડવા માટે લોકો આજે મંદિરો બનાવે છે. ખરેખર જોઈએ તો મંદિરો નથી બનાવાતાં, તકતીઓ બનાવાય છે! મંદિરો પર તકતીઓ લગાડાય છે એમ કહેવું વાસ્તવિક નથી. હકીકતમાં તો તકતીઓ ઉપર મંદિરો લગાડાય છે! તકતીઓ કીમતી અને મહત્ત્વપૂર્ણ બની છે, મંદિરો ગૌણ બન્યાં છે. વાસ્તવમાં તો મંદિરો છે માટે તકતીઓનો મહિમા જળવાય છે, છતાં પ્રધાનતા તકતીઓની છે, મંદિરોની નહિ, આ તે કેવું આશ્ચર્ય? લોકો તો એવા છે કે દાનથી પણ જો તેમને માન સન્માન કે પ્રતિષ્ઠા ન મળતાં હોય તો દાન પણ આપવાનું તે બંધ કરી દે! એટલે જ માણસોને દાનના ભાવિ લાભો બતાવાય છે. ભાવિ લાભોના પ્રલોભનોથી દોરવાઈ તે દાન આપવા સમુત્સુક બને છે. તેને કહેવું પડે છે કે, ભાઈ! જે દાન કરશે તેને આ લોકમાં તો પ્રશંસા અને આદર મળશે જ પરંતુ પરલોકમાં પણ સુખ, પુણ્ય અને આનંદની ઉપલબ્ધિ થશે. અને એક પૈસો આપશો તો પરલોકમાં તે કરોડગણો થઈ ઊગી નીકળશે. આમ એક પૈસો દાન કરાવવા માટે તેને કરોડગણા પ્રલોભનનું આશ્વાસન આપવું પડે

છે. વાસ્તવમાં પુણ્યનો અર્થ જ જુદો છે. જેનાથી દંભ નિર્મિત ન થાય એવું કૃત્ય તે પુણ્ય છે. જેનાથી દંભ નિર્મિત થાય તે પુણ્ય નથી, પાપ છે.

ખરી રીતે તો પ્રલોભનથી અપાતું દાન એક પ્રકારે પશુતા છે. પશુ એ સંસ્કૃતનો ભારે અદ્ભુતતા ધરાવતો કીમતી શબ્દ છે. જેને ખેંચવા માટે ગળામાં પાશ બાંધવો પડે, નિર્દિષ્ટ દિશા તરફ લઈ જવા માટે જેને ખેંચવું પડે તે પશુ છે. જ્ઞાનીઓની દૃષ્ટિમાં હમણાં કહ્યું તે પ્રમાણે ભવિષ્યની આકાંક્ષાઓથી બંધાએલી વ્યક્તિ પશુ સમાન જ છે. ફળની ઇચ્છાથી જે દાન પુણ્ય કરે છે, તે ઇચ્છાઓ અને આકાંક્ષાઓના પાશથી બંધાએલા પશુ જ છે. કર્મને સન્મુખ રાખી જે ગતિ કરતા નથી પરંતુ ફળથી બંધાઇને જે ચાલે છે તે પશુ છે. આવી વ્યક્તિઓ જ્યાં સુધી ફળનું આકર્ષણ ઊભું ન થાય, ત્યા સુધી કોઈપણ કર્મમાં પ્રવૃત્ત થતી નથી કર્મ ખાતર કર્મ કરવાની તેમનામાં વૃત્તિ જ હોતી નથી. તેની સામે ફળ સ્પષ્ટ અને અસંદિગ્ધ દેખાય તો જ તે કર્મ માટે સમુદ્યત થાય છે અન્યથા કર્મમાં તેમને કશો જ રસ હોતો નથી. તે કર્મ કરે છે તો પણ તેને કર્મ કરવામાં નહિ પરંતુ તેનાં ફળમાં રસ હોય છે. આવા માણસો પારમાર્થિક રીતે પશુની જ શ્રેણીના છે. કારણ, જેમ પશુઓને કોઈ પાછળથી લાકડી મારે અથવા આગળથી કોઈ દોરડું ખેંચે ત્યારે ચાલે છે, તેમ ફલાકાંક્ષી માણસ પણ કાં તો ભવિષ્ય ખેંચે ત્યારે ગતિશીલ બને છે અથવા અતીત ધક્કો મારે ત્યારે ગતિક્રિયામાં પ્રવૃત્ત થાય છે. અર્થાત્ ભૂતકાળના કર્મોના ધક્કા લાગવાથી તે ચાલે છે, અથવા ભવિષ્યની આકાંક્ષાની જાળમાં બંધાઈ તે ખેંચાય છે.

યાદ રાખજો, મંદિરમાં જ્યાં પરમાત્માનો આવાસ છે, જ્યાં પ્રભુતા મેળવવા માટેના પ્રયત્નો છે ત્યાં પણ જો સકામ ભાવનાથી પ્રવેશ કરશો તો તે મંદિર મટી જશે, માત્ર મકાન બની જશે, અને મકાનમાં પણ નિષ્કામ ભાવનાથી પ્રવેશ કરશો તો તે મકાન પણ મંદિર બની જશે. નિષ્કામ થઇ જે ભૂમિ પર ફરશો તે તીર્થ બની જશે અને સકામ ભાવનાથી જે ભૂમિ પર ફરશો તે પાપ બની જશે. માટે જ નિષ્કામ અને ફલાકાંક્ષાશૂન્ય ભાવોની મોટી કીમત છે.

સદ્ગુણોનું સંરક્ષણ નીતિમૂલક પૈસા સાથે સંબંધ ધરાવે છે. અનીતિપૂર્વક સર્જન કરેલો પૈસો તો વિષની ગરજ સારે છે. આ સત્યને એક દાખલાથી સમજી શકાશે.

જૂના જમાનાની આ વાત છે. 'અમર' નામનો એક કવિ થઇ ગયો. તે માત્ર કવિ જ ન હોતો, તેની પાસે માત્ર કાવ્ય સંપત્તિજ નહોતી, તેનામાં અનેક સદ્ગુણો સાકાર બન્યા હતા. તેની આર્થિક સ્થિતિ ઘણીજ નબળી હતી. અસંતોષ કે વિષાદને તેના જીવનમાં ક્યાંય સ્થાન નહોતું. કવિઓ વિદ્વાનો અને લેખકો પ્રાયઃ પૈસાથી દરિદ્રજ હોય છે. અમર કવિ પણ ચારેકોરથી દરિદ્રતાથી ઘેરાએલો હતો. બાળકો અનાજ વગર ભલે ટળવળતાં હોય, ભૂખથી પીડાતાં હોય, છતાં અનીતિના

પૈસાનો એક દાણો પણ તેમનાં મોંમાં ન જવો જોઇએ એવો તેનો સિદ્ધાંત હતો. એટલે તે માંગવા જાય ખરો, પરંતુ જેવો જાય તેવો જ ખાલી હાથે પાછો આવે. તે પાછો આવે ત્યારે તેનાં બાળકો ભૂખની પીડાથી રડતાં હોય. એક દિવસ તેની પત્નીએ કહ્યું: 'શું તમારી વિદ્વત્તા, પ્રતિભા, કે કાવ્યશક્તિની એટલી પણ કિંમત નથી કે લોકો તમને સન્માનપૂર્વક કંઇક ને કંઇક આપે? બાળકોને રડતાં જોઇ મારું તો હૃદય વીંધાઇ જાય છે, કાળજું કપાઇ જાય છે!'

પત્નીના શબ્દો સાંભળી અમર કવિએ શો જવાબ આપ્યો, જાણો છો? જેમના જીવનમાં સદાચાર અને સિદ્ધાંતનાં મૂલ્યો હોય, જેઓ પૈસા કરતાં આત્માના આંતરિક અને નૈતિક મૂલ્યોને વધારે કીમતી માનતા હોય, તેમની પાસેથી જ આવા જાગૃત જવાબની અપેક્ષા રાખી શકાય.

કવિ અમરે કહ્યું: 'પ્રિયે! મારી વિદ્વત્તાથી પ્રભાવિત થએલા અનેક માણસો મને માંગ્યા વગર પણ આપવા તૈયાર છે. પરંતુ હું જોઉં છું કે, કોઇ મને અહંકારથી આપે છે તો વળી કોઇકનો તો પૈસો જ બીજાના પરસેવાનો, બીજાનું શોષણ કરીને મેળવેલો મને દેખાય છે. આવો પૈસો મારાથી કેમ લેવાય? આવો પૈસો લેવા કરતા તો ભૂખે મરવું મને વધારે હિતકર લાગે છે. ભૂખે મરવાથી કદાચ મૃત્યુ આવશે, પરંતુ વૃત્તિ ખરાબ થવાનો ભય તો નહિ રહે ને?'

અમરની પત્નીએ નિઃસાસો નાખતાં કહ્યું: 'શું જગતમાં કોઈ સાચો દાતા જ નથી? બાળકો રડે છે, ભૂખ્યાં છે, જાઓ તપાસ કરો, અને બાળકોને રાજી કરો!'

અમર રાજદરબારમાં ગયો. ત્યાં કુમાર મહેન્દ્રનો રાજ્યાભિષેક ચાલી રહ્યો હતો. આ શુભ પ્રસંગના નિમિત્તમાં સૌ આશીર્વાદો વરસાવી રહ્યા હતા. અમરે પણ આશીર્વચન ઉચ્ચારતાં કહ્યું: 'હે રાજન્! માત્ર સોનાનાં સિંહાસન ઉપર જ નહિ, પ્રજાનાં હૃદય સિંહાસન ઉપર બિરાજી આપ રાજ્ય કરો!'

કુમાર મહેન્દ્ર ઉપર કવિ અમરના શબ્દોની ભારે સુંદર છાપ પડી. તેણે કહ્યું: 'કવિરાજ! જે જોઇએ તે માંગો.' અમર મનમાં વિચારવા લાગ્યો: આની પાસેથી માંગવું શું? આના ખજાનામાં પણ તેના પોતાનાં પરસેવાનો પૈસો ક્યાં છે? એ બધો પૈસો પ્રજાનાં લોહી અને પરસેવાથી ખરડાએલો છે. આમ વિચારી અમરે શાંતિથી કહ્યું: 'રાજન્! અત્યારે રહેવા દો. ક્યારેક વળી માંગીશ.'

રાજાએ કહ્યું: 'ના, વિલંબને અવકાશ નથી. હમણાં જ માંગો!'

અમરે કહ્યું: 'આપની એમ જ ઇચ્છા હોય તો મને આપની જાતમહેનતની કમાણીનો, આપના ખરા પરસેવાનો, માત્ર એક રૂપિયો આપો.'

આ સાંભળી સૌ આશ્ચર્યમાં પડી ગયા. પરંતુ કુમાર મહેન્દ્ર તેનો ભાવ સમજી ગયો. તેણે કહ્યું: 'તમે જે બાદશાહી દાન માંગ્યું છે તે હું સમજી ગયો છું. અત્યારે આ ચાલી રહેલ

રાજ્યાભિષેક વિધિને સ્થગિત કરવામાં આવે છે. એક રૂપિયાનું તમને દાન આપ્યા પછી જ રાજ્યાભિષેક થશે.

કુમાર મહેન્દ્ર સિંહાસન ઉપરથી ઊભો થઇ ગયો. એક રૂપિયો કામવાની તજવીજમાં તે પડી ગયો. તેણે બહુ વિચાર કર્યો, તે ઘણું ફર્યો, પરંતુ પરસેવાનો રૂપિયો મળે તેવી મજુરી તેને ક્યાંય મળી નહિ. અંતે એક લુહારને ત્યાં તેને કામ મળ્યું. લુહારે કહ્યું: 'આ લોઢાને હથોડા વડે ટીપો અને મજુરી મેળવો.' હથોડો ઉપાડી રાજકુમાર કામે તો લાગ્યો, પણ તે પરસેવે રેબઝેબ થઈ ગયો. એક રૂપિયો કેવી મુશ્કેલીથી પેદા થાય છે તેની આજે તેને ખબર પડી. રાજકુમાર હોવાથી તેણે કદી કામ તો કર્યું જ નહોતું; એટલે વચ્ચે વચ્ચે ક્યારેક તે અટકી જતો, ત્યારે લુહાર તરતજ બોલી ઊઠતોઃ 'ભાઇ! મારે ત્યાં હરામના પૈસા નથી આવતા. આમ પોરો ખાતાં ખાતાં કામ કરવું હોય તો ઘેર સિધાવો. અહીં તો બરાબર કામ કરશો તો જ પૈસા મળશે.

કુમાર મહેન્દ્રે તે બધું સાંભળ્યું અને સહન કર્યું. સાંજ સુધી કામ કરી તે થાકીને લોથપોથ થઇ ગયો હતો છતાં પ્રમાણિકતાપૂર્વક એક રૂપિયો કમાયાનો તેના મનમાં સંતોષ હતો. રૂપિયો લઇને ખુશી થતો તે તરતજ અમરના મકાન તરફ ચાલ્યો. માર્ગમાં તે વિચાર કરવા લાગ્યોઃ આવી રીતે પરસેવો પાડનાર અને લોહી પાણી એક કરી, સાચી મહેનત અને પ્રામાણિકતાથી કમાનારની સમાજમાં શી કીમત અંકાય છે? જે લોકો માત્ર પોતાના સાધારણ મોજશોખ ખાતર એક મહિનાની કારમી મજુરીને, માત્ર એક કલાકમાં જ ઉડાડી દે છે, તે કેટલું અમાનુષી અને શોચનીય છે?

આ વિચારે કુમાર મહેન્દ્રનું જીવન રૂપાંતરિત કરી નાખ્યું. તે એક રૂપિયાએ તેના જીવનમાં ગજબનું પરિવર્તન આણી દીધું. તે કવિ અમરને ઘેર પહોંચ્યો, અને જાત મહેનતથી કમાયેલા એક રૂપિયાનું દાન આપ્યું. કવિએ પણ તેનો સ્વીકાર કર્યો અને અંતઃકરણના આશીર્વાદ આપતાં ફરી કહ્યું: 'રાજન્! તમે માત્ર સુવર્ણ સિંહાસન પર જ નહિ, પ્રજાના હૃદય સિંહાસન પર પણ બિરાજમાન થાઓ.'

આજે તમારો પૈસો કેવી કમાણીનો છે? તે ખરા પરસેવાનો છે કે શોષણનો છે? આજે તમારાં દાનો કેવાં છે? એરણની ચોરી કરી, સોયનું દાન આપવા જેવા તો નથી ને? આ પ્રશ્નો તમારા આત્મમંથન માટે રાખી, હવે મૂળ સૂત્રના સ્વાધ્યાય તરફ વળું છું. તે મુજબ શ્રાવસ્તી નગરીમાં બંને પરંપરાના શિષ્ય સમુદાયો એકત્રિત થયા છે. બંનેનાં માનસ સંદેહગ્રસ્ત બન્યાં છે. શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામીને પોતપોતાના શિષ્યોના સંદિગ્ધ માનસ વિષેના નિર્દેશો મળ્યા છે. મિલાપનું આયોજન કરવાની માનસિક આકાંક્ષા જન્મી છે. ભેગા મળી પરસ્પર વિચાર વિનિમય કરી, શિષ્યોનાં મનનું સમાધાન કરવું બંનેને અનિવાર્ય લાગ્યું છે. તે માટે તૈયારીની ભૂમિકાનો સંકેત શાસ્ત્રીય ગાથાથી જ સમજવા પ્રયત્ન કરીએ. તદનુસાર—

गोयमे पडिरूवन्नू सीससघ समाउले ।
जेट्ठं कुलमवेक्खतो, तिंदुयं वणमागओ ॥

કેશીકુમાર શ્રમણના કુળને શ્રેષ્ઠ માની યથોચિત્ત વ્યવહારના જ્ઞાતા શ્રી ગૌતમસ્વામી પોતાના શિષ્યોના સમુદાય સાથે તિન્દુક વનમાં ગયા.

આ ગાથા ભારે સરસ છે. ધર્મનો પ્રધાન આધાર વિનય છે. વિનયમૂલક ધર્મમાં વિનયની વરિષ્ઠતા છે. શ્રી ગૌતમસ્વામીને માટે 'पडिरूवन्नू' વિશેષણ આપવામાં આવ્યું છે. તે આ વાતનું દ્યોતક છે કે, ગૌતમસ્વામી યથોચિત્ત વ્યવહારના જ્ઞાતા છે. તેઓ વ્યવહારકુશળ અને વિનમ્ર છે. કેશીકુમાર શ્રમણ પાર્શ્વનાથની પરંપરાને અનુસરનારા છે. ગૌતમસ્વામીની પરંપરા વર્તમાન તીર્થંકર ભગવાન મહાવીરની છે. પાશ્વર્નાથ પરંપરા મહાવીરથી પૂર્વવર્તી છે. એટલે કેશીકુમાર શ્રમણનું કુળ તેમની પરંપરાની દૃષ્ટિએ જ્યેષ્ઠ છે. તેથી ગૌતમસ્વામી વિચારે છેઃ તેઓશ્રી મારે ત્યાં પધારે તે મારા વિનય ધર્મ માટે ઉચિત ગણાય. મારું કર્તવ્ય છે કે, હું જાતે મારા શિષ્ય સમુદાય સાથે શ્રી કેશીકુમાર શ્રમણનાં ચરણોમાં ઉપસ્થિત થાઉં – આમ માત્ર જવાનો જ વિચાર કરીને જ અટકી ન ગયા. તેમણે પોતાના વિચારોને ક્રિયાન્વિત પણ કર્યા. પોતાના શિષ્ય સમુદાય સાથે તેઓ સત્વર તિન્દુક વન કે જ્યાં કેશીકુમાર શ્રમણ પોતાની શિષ્ય સંપદા સાથે ઉતરેલા હતા ત્યાં તેમની સેવામાં પહોંચી ગયા. તિન્દુક વનમાં પહોંચતાં, શ્રી કેશી શ્રમણ તેમનો સત્કાર કેમ કરે છે અને શું થાય છે, તેના ભાવભેદ અવસરે કહેવાશે.

## પ્રાર્થનાની પ્રભુતા

પ્રભુ બુદ્ધે ધમ્મપદમાં સર્વ પ્રથમ એ વાત કહી છે કે, જેવો તમે વિચાર કરશો તેવા તમે થઈ જશો. એટલે દરેક વિચારો વિવેકપૂર્ણ હોવા જોઈએ. વિચારોજ આચારના રૂપમાં પરિવર્તિત થાય છે. માટે આવતી કાલે જે કાંઈ આપણે હોઈશું, તેના જવાબદાર બીજા કોઈ નથી પણ આપણે પોતેજ છીએ. આજે જે કાંઇ આપણે છીએ તે ભૂતકાળના વિચારોનુંજ એકાંત પરિણામ છે. આપણી આવડત કે અણઆવડત આપણાંજ વિચારોનું સ્પષ્ટ પરિણામ છે. આપણા વિચારોનું પ્રતિફલન આપણા આચારો છે. આપણા જ સારા નરસા વિચારો સઘન અને પ્રગાઢ થઇ આચરણ બની જાય છે. આપણા જ વિચારોનાં કેન્દ્રીકરણને જીવન ગણી લેવામાં આવે છે.

આજે સૂક્ષ્મ સ્વરૂપમાં પણ વિચારોના જે તરંગો ઊઠે છે તે નાનકડા રૂપમાં પણ આચરણ થઈ જવાની યાત્રાનો મંગલ પ્રારંભ છે. આવતી કાલે તે નક્કર થઇ જતાં વસ્તુ બની જશે. બધી વસ્તુઓ વિચારનાજ સઘન રૂપ છે. આપણે જે કંઇ પણ છીએ તે આપણા વિચારોનું જ પરિણામ છે. આપણે આપણા વિચારોની પ્રગાઢતાની જોડ છીએ.

કોઈ માણસ પ્રભુની પ્રાર્થના સાથે તાદાત્મ્ય જોડી લે, પ્રાર્થના સાથે એકાકાર થઇ જાય, તેના પ્રાણોના ધબકારમાં પ્રાર્થના રમવા લાગે, તેને રૂંવાડે રૂંવાડે પ્રાર્થના ગુંજવા લાગે, તેનાં શરીરનું અણુ અણુ પ્રાર્થનાના સ્વરોથી આંદોલિત થઇ જાય અને તેનું અંતરંગ પ્રાર્થનાના નાદથી ડોલવા લાગે, તો જ પ્રાર્થના માણુસના જીવનનું સંગીત બની જાય છે. જ્યારે પ્રાર્થના જીવનની ધુન બની જાય છે, પ્રાર્થના અને જીવન એક બની જાય છે, ત્યારે જે પરિણામો જણાય છે, જે દિવ્યતા અને ભવ્યતાનાં દર્શન થાય છે, તે આપણી જ લોકોત્તર ભાવનાની પ્રગાઢતા અને નક્કરતાનું દિવ્ય પરિણામ હોય છે. આપણી શુભ ભાવનાની સઘનતા જ ભવ્યતા અને દિવ્યતાનો આકાર લે છે.

કવિવર રવીન્દ્રનાથના જીવનની એક મીઠી ઘટના છે. કવિવર રવીન્દ્રનાથે ગીતાંજલિની રચના કરી છે. ગીતાંજલિમાં પ્રભુની પ્રાર્થનાઓ છે. પ્રાર્થનાઓની સઘનતાને સ્પર્શવાનો તેમાં પ્રયત્ન છે. આ ગીતાંજલિને વિશ્વની સર્વોત્તમ કાવ્યકૃતિઓમાં વિશિષ્ટતમ સ્થાન પ્રાપ્ત થયેલ છે અને તેથીજ વિશ્વનો સર્વોત્તમ પુરસ્કાર 'નોબેલ પ્રાઇઝ' તેને મળેલ છે. આખા વિશ્વમાં ગીતાંજલિનાં ગીતોની એક અનોખી અને વિશિષ્ટ છાપ છે. ગીતાંજલિનાં ગીતો વાંચી લોકો ભક્તિમા લીન બની જાય છે અને નાચવા માંડે છે.

આમ છતાં કવિવર રવીન્દ્રનાથના પાડોશમાં જ રહેતા એક વૃદ્ધ માણસે રવીન્દ્રનાથને માટે ભારે મુશ્કેલી ઊભી કરી. તે વૃદ્ધની આંખમાં અજબ ચમક હતી, જે તેની પારદર્શી પ્રજ્ઞાની સાક્ષી પૂરતી હતી. તેની ચાલમાં વિચિત્ર મસ્તી હતી, જે તેની પ્રભુતાની ઉપલબ્ધિનો સંકેત કરતી હતી. તે માણુસ બરાબર કવિવર રવીન્દ્રનાથના પાડોશમાં રહેતો હતો. એટલે જ્યારે જ્યારે તેને તેમનો ભેટો થતો ત્યારે ત્યારે તે કવિવર રવીન્દ્રનાથના શરીરને જોરથી પકડી હલાવતો અને તેમની આંખોમાં આંખો નાખી પૂછતોઃ 'સાચું કહો, રવીન્દ્ર! તમે ઇશ્વરને જાણ્યો છે? ઇશ્વરનો તમને સાક્ષાત્કાર થયો છે?'

તે માણુસ ભારે આગ્રહી હતો. તેનો આ પ્રશ્ન રોજનો હતો. રવીન્દ્રનાથ ભારે ઇમાનદાર હતા. ખોટું બોલવા ટેવાએલા નહોતા. આંખમાં આંખ મિલાવી તે વૃદ્ધની પૂછવાની રીત જ એવી હતી કે, તેની સામે કોઈપણુ માણસની અસત્ય બોલવાની હિંમત જ ચાલે નહિ. રવીન્દ્રનાથના શરીરમાં આ વૃદ્ધ માણુસની રીતથી એક પ્રકારની ધ્રૂજારી છૂટી જતી. તેઓ તેનાં આવાં વર્તનથી ગભરાઇ જતા.

એક બાજુ ગીતાંજલિના રચયિતા અને નોબેલ પ્રાઇઝના આ વિજેતાને જ્યાં જાય ત્યાં સર્વત્ર આદર મળતો હતો, વિશ્વભરમાં તેમની પ્રતિષ્ઠા અને યશ કીર્તિ ગવાતાં હતાં, ઉપનિષદ્‌ના ઋષિ સમ એવા તેમને લોકો સન્માનતા હતા, વિશ્વની ચારેકોર મહર્ષિરૂપે તેમની પ્રતિષ્ઠા વ્યાપી

હતી, સૌ તેમની પ્રભુતાથી પ્રભાવિત થતાં હતાં, ત્યારે બીજી બાજુ તેમના જ પડોશમાં રહેતો આ વૃદ્ધ માણસ તેમને માટે એક કોયડારૂપ બની ગયો હતો.

કોઈ એકાદ વખતની વાત હોય તોયે માણસ તેનાથી બચીને ચાલે, ત્યારે આ તો હંમેશાં સવાર, બપોર, સાંજ અને રાત તેનો સમાગમ નિશ્ચિત હતો. ખુરશી નાખી, આસન જમાવીને તે બેઠો જ હોય. વૃદ્ધ માણસ એટલે ઘરની પણ કાંઇ જવાબદારી નહોતી. બરાબર-રવીન્દ્રનાથ ઘરની બહાર જવા તૈયાર થાય કે તે વૃદ્ધનું મિલન નિશ્ચિત થાય જ.

રવીન્દ્રનાથ લખે છે કે, ઘરથી બહાર નીકળવું પણ મારે માટે મુશ્કેલ થઈ ગયું. બહાર જવાનો જ્યારે પણ વિચાર કરું તે પહેલાં, તે વૃદ્ધ દરવાજા પર ખુરશી નાખીને બેઠો તો નથી ને, તે હું જોઇ લેતો. કારણ હું જેવો ત્યાંથી નીકળતો કે તે વૃદ્ધ માણસ મારા ખંભા હલાવી, મારી આંખોમાં તાકી મને પૂછતો: 'સાંભળ, તેં ઇશ્વરને ઓળખ્યો છે?' અને મારા પ્રાણો ધ્રૂજી ઊઠતા. હૃદય કંપવા લાગતું. ગાત્રો શિથિલ થઇ જતા. કારણ, ઇશ્વર વિષે મને કશી જ માહિતી નહોતી. પરમાત્માનો સાક્ષાત્કાર મને થયો નહોતો. મેં જે કંઈ લખ્યું હતું તે તો શ્રુતિઓ અને ઉપનિષદ્દોનાં વાંચનમાંથી મળેલી માત્ર જાણકારી, પરોક્ષ જ્ઞાન જ હતું. પ્રત્યક્ષ અનુભૂતિ અને સાક્ષાત્કારનો તો સંસ્પર્શ પણ મને થયો નહોતો. એટલે મારા આવા એકાંત મૌન અને ખિન્નતાને તે ભારે કુશળતાથી જાણી જતો અને મને કશો જ ઠપકો આપ્યા વગર તે જોરથી ખડખડાટ હસી પડતો. તેનું આ અટ્ટહાસ્ય મારી બેચેનીનું નિમિત્ત બની જતું. ચોવીસે કલાક તે અટ્ટહાસ્ય મારી આંખો સામે રમ્યા કરતું. આ હાસ્યે મારી ઊંઘને હરામ કરી દીધી. પડછાયાની માફક તે હાસ્ય મારી સાથે ફર્યા કરતું હતું. પ્રતિક્ષણ એ વૃદ્ધના શબ્દો મારા મનમાં પ્રતિધ્વનિત થયા કરતા હતા. એક ક્ષણને માટે પણ આ વિચારોથી મારું મન મુક્ત બની શકતું નહોતું. મને તેનાથી ભય લાગવા માંડયો, મનમાં હું ધ્રૂજારી અનુભવવા લાગ્યો. ગીતાંજલિ લખી મુસીબત ઊભી કર્યાનો મને આભાસ થયો. નોબેલ પુરસ્કારનો મારો આનંદ ખોવાઈ ગયો.

તે વૃદ્ધ પાસે અવશ્ય કોઈ જાણકારી હોવી જોઇએ, આંતરિક ઐશ્વર્યથી તે વૃદ્ધ સંપન્ન હોવો જોઇએ, કોઇ વિશિષ્ટ ઉપલબ્ધિથી તે ઉપલબ્ધ હોવો જોઇએ, નહિતર આવી ભયજનક હિલચાલ તે મારા માનસમાં ઊભી કરી શકે નહિ એમ હું માનવા લાગ્યો. ગીતાંજલિનાં બે ચાર પદો ગાઇ હું તેના મનને સંતુષ્ટ કરી શકયો હોત; પરંતુ તેની આંખોમાં એવી વિચિત્ર દમક અને ચમક હતી કે, ગીતાંજલિનાં પદો ગાવાની, કે તેની સામે આંખો ઉપાડી જોવાની પણ મારી હિંમત ચાલી નહિ. આમ તો આખી ગીતાંજલિમાં ઇશ્વરનાં જ મધુર ગીતો છે અને તે ગીતો હું બોલી શકત, પરંતુ હું તેમ કરી શકયો નહિ. વર્ષો સુધી આ મુશ્કેલી પડછાયાની માફક મારી પાછળ પાછળ ભમતી જ રહી. મને કદીએ તે વૃદ્ધે જંપીને બેસવા ન દીધો. હું શાંતિનો શ્વાસ પણ લઇ ન શકયો. તેની પૂછપરછ ચાલુ જ રહી. તે કદી અટકયો નહિ.

અને એક દિવસ જ્યારે તે વૃદ્ધના પ્રશ્નનું હું સમાધાન કરી શક્યો, ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો. મારા મનનો ભાર હળવો થઇ ગયો. હું હળવો ફૂલ જેવો થઇ ગયો. મારો ભય હવે અદૃશ્ય થઈ ગયો.

વરસાદના દિવસો હતા. અષાઢ મહિનો હતો. પહેલો જ જોરદાર વરસાદ આવ્યો હતો. નદીઓ ઊભરાઇ ખાડાઓ ભરાઈ ગયા હતા. નદી, સરોવર, તળાવ છલકી ઊઠયાં હતાં. આજુબાજુ, સર્વત્ર, જ્યાં જ્યાં ખાડાઓ હતા, ઊંચીનીચી જગ્યા હતી, ત્યાં બધે પાણી ભરાઇ ગયું હતું. દેડકાંઓના ટર ટર અવાજથી દિશાઓ ગૂંજવા લાગી હતી. કવિવર રવીન્દ્રનાથ વહેલી સવારે ઊઠયા. કવિનું કાવ્યમય હૃદય હતું. પ્રભુતા પ્રગટ થવાના સાધનો ઉપલબ્ધ હતાં. તેમાં પ્રકૃતિનાં સૌંદર્યનો સહકાર મળ્યો. વર્ષાનાં કારણે જાણે વાતાવરણ જીવતું થયું હતું. વાદળાંઓનો ગડગડાટ, વીજળીના ચમકારા, પ્રથમ વરસાદને કારણે આવતી માટીની ગંધ, વનસ્પતિઓની પ્રફુલ્લતા, પક્ષીઓનો કિલકિલાટ–પછી તો પૂછવું જ શું ? કવિવર રવીન્દ્રનાથનો પ્રાણ બહાર જવા તલસી ઊઠયો. જતાં પહેલાં, તે વૃદ્ધ ખુરશી લગાવી દરવાજા પર બેઠો તો નથી ને તે જોઈ લીધું. વૃદ્ધ દરવાજા પાસે બેઠો ન હતો. સંભવ છે આવી વહેલી સવારે તે જાગ્યો પણ ન હોય! વૃદ્ધને દરવાજા પર ન જોતાં રવીન્દ્રનાથ સમુદ્ર તરફ, સમુદ્રના પ્રાકૃતિક દૃશ્યોનું અવલોકન કરવા ઝડપથી ભાગ્યા. સમુદ્રને કાંઠે ઊભા રહ્યા. અચાનક વાદળાંઓની વચ્ચેથી સૂર્યદેવે દર્શન આપ્યા. સમુદ્રમાં તેનું પ્રતિબિંબ પડયું. સૂર્ય સમુદ્રમાં ઝબકવા લાગ્યો. કવિવર રવીન્દ્રનાથે સૂર્યના દર્શન કર્યાં, તેના પ્રતિફલનના પણ દર્શન કર્યાં.

આ સૂર્યદર્શને કવિવર રવીન્દ્રનાથના આંતરિક ચૈતન્યસૂર્યને જગાડી દીધો. 'તેમના ચૈતન્ય સાગરમાં જ્ઞાનનો સૂર્ય ઝળકી ઊઠયો. તેમના અંતરમાંથી જ્ઞાનગંગોત્રી વહેવા લાગી. જાણે તેમણે કોઇ અલૌકિક જગતમાં પ્રવેશ કર્યો! આ આખી ઘટનાએ તેમના આખા જીવનને આમૂલ ફેરવી નાખ્યુ. હવે રવીન્દ્રનાથ પહેલાંના રવીન્દ્રનાથ જ ન રહ્યા. ગીતાંજલિના રચયિતા રવીન્દ્રનાથ, ગીતાંજલિના ગીતોના સાક્ષાત્ અનુભવ કરનારા થયા! શ્રુતિઓના શાસ્ત્રીય સત્યો તેમનામાં ઉદ્ઘાટિત થયા. તેમનો અંતરાત્મા બ્રહ્મદર્શનના પરમાનંદમાં નિમગ્ન થઇ ગયો.

તેઓ ઘર તરફ પાછા ફર્યા. માર્ગમાં ગંદા ખાડાઓના ગંદા પાણીમાં ઝળકતા સૂર્યના પ્રતિબિંબમાં તેમને ગંદકીનો સ્પર્શ પણ ન દેખાયો. સાગરમાં, સરોવરમાં, તળાવમાં, નદીમાં, ખાડાઓમાં, વાવમાં, કુવામાં સર્વત્ર સૂર્યનું પ્રતિબિંબ સમાન રીતે પડી રહ્યું હતું.

રવીન્દ્રનાથનું કવિ હૃદય હતું એટલે કવિતાના માધ્યમથી તેમનામાં પ્રભુતા નિકટવર્તી હતી. તેમનાં ઉરમાંથી એક સંગીત ઊઠયું અને તેમનો અંતર્નિનાદ ઝણકી ઊઠયો. તેમનું હૈયું આનંદના સાગરમાં હિલ્લોળા લેવા લાગ્યું. અંતરમાં કોઇ સુમધુર રહસ્યપૂર્ણ સ્વર ગુંજી ઊઠયો અને હૃદય લોકોત્તર આનંદથી નાચી ઊઠયું. તેમને પરમ સત્યના દર્શન થયા કે, પ્રતિબિંબ

ક્યાંય ગંદું થતું નથી. સ્વચ્છ પાણીમાં પડતું સૂર્યનું પ્રતિબિંબ જેટલું તાજું અને સ્વચ્છ હોય છે તેટલું જ તાજું અને સ્વચ્છ તે ગંદા પાણીમાં પડે ત્યારે પણ હોય છે. પ્રતિફલન કદી ગંદું હોતું નથી. પાણી ગંદુ હોય તો પણ તેથી મૂળ પ્રતિબિંબ પર તેની કશી જ અસર થતી નથી. પાણીમાં જે સૂર્યનું પ્રતિબિંબ દેખાઇ રહ્યું છે, જે છાયા પડી રહી છે, તે તો તાજી અને સ્વચ્છ જ હોય છે.

આ જે અનુભવ છે, આ જે ઘટના છે, તે એક ક્રાંતિકારી અનુભવ છે, એક ક્રાંતિકારી ઘટના છે. એનો નિષ્કર્ષ એ છે કે, ખરાબમાં ખરાબ ગણાતી વ્યક્તિમાં પણ જે ચૈતન્ય પ્રભુ, પરમાત્મા બિરાજિત છે, તે હંમેશાં શુદ્ધ અને સ્વચ્છ છે. પાપીમાં પાપી માણસની અંદર પણ જે પરમાત્માનું પ્રતિબિંબ છે, તે એટલું જ શુદ્ધ અને સ્વચ્છ છે, જેટલું તે પુણ્યાત્માની અંદરમાં છે. આજ સુધી જે આત્મદર્શનનું એક ઝાંખું આવરણ હતું, કે જેનાથી પરમાત્માના દર્શન દુર્લભ થયા હતા, તે આજે પ્રાકૃતિક સૌંદર્યથી ઊભા થયેલા નૂતન વાતાવરણના નિમિત્તમાં સુલભ બન્યા ! જે દરવાજો બંધ હતો તે આજે આમ આકસ્મિક ખુલી ગયો ! કવિવરને બ્રહ્મની સાક્ષાત્ ઝાંખી થઇ ગઇ !

કવિવર ઘેર પહોંચ્યા ત્યારે તે વૃદ્ધ માણસ હંમેશની માફક દરવાજા ઉપર બેઠો હતો. કવિવરે તેને જોયો. આજે કવિવરને તેનો જરાપણ ભય નહોતો. તેને જોતાં ન તેમનાં હૃદયમાં કોઇ કંપન થયું, ન મનમાં કોઇ વિમાસણ જન્મી કે ન પગે કોઇ લથડિયું ખાધું. રોજના કરતાં આજની સ્થિતિમાં ભારે અંતર હતું. કવિવર પોતાના સ્વાનુભવને, આગળ વર્ણવતાં કહે છે, હું કંઇ પણ કહું તે પહેલાં જ તે વૃદ્ધ બોલી ઊઠયો : 'વારુ, આજે મને લાગે છે કે તેં ખરેખર જાણ્યું છે! આજે તને ભગવદ્ દર્શનની ઉપલબ્ધિ થઇ છે. પરમાત્માનાં દરવાજાને આજે તેં ખટખટાવ્યા છે. આજે તને બ્રહ્મનો સાક્ષાત્કાર થયો છે ! તારા પગની મસ્તી, તારો આંતરિક આનંદ, તારા સંગીતના સ્વરો અને તારૂં નૃત્ય, આ બધું આ વાતની સાક્ષી પૂરે છે.' આમ કહી તે વૃદ્ધ મને પ્રેમથી ભેટી પડયો. તેની આંખમાં આનંદનાં આંસુઓ છલકાઇ આવ્યાં. પ્રેમથી મને ભેટતાં તેણે કહ્યું : 'તારી આજની મસ્તી જ, તારી આ જાણકારીની ચાડી કરે છે. મારી દૃષ્ટિથી તો તું આજ જ પુરસ્કારને પાત્ર થયો છે.'

કહેવાય છે કે, આ લોકોત્તર મસ્તી, આ અપ્રતિમ અને દિવ્ય આનંદની ધુન, રવીન્દ્રનાથને ત્રણ દિવસ સુધી લગાતાર રહી. ત્રણ દિવસ સુધી જાણે તે લોકોત્તર જગતમાં જીવી રહ્યા ! 'सव्व भूयप्प भूयस्स'નાં તેમને દર્શન થયાં. સૌ જીવોમાં પોતાનું જ પ્રતિબિંબ નિહાળવા તેઓ સક્ષમ થયા. પોતાનામાં આખા જગતનું પ્રતિબિંબ અને બધામાં પોતાનું પ્રતિફલન હવે તેમને માટે સહજ થઇ ગયું. જે કોઇ તેમને મળતું તેનામાં તેમને શુદ્ધ ચૈતન્યના, પરમાત્માના દર્શન થતાં અને તે તેને ભેટી પડતા. ઘરનાં માણસો અને પરિવારને લાગ્યું કે રવીન્દ્રનાથ ગાંડા થઈ ગયા છે. પરંતુ તે વૃદ્ધ પુરુષે સૌને આનંદભર્યા હૈયે જણાવ્યું કે, તમે જરા યે ગભરાશો

નહિ તમે માનો છો કે આ પાગલ થઇ ગયો છે તેથી બધાંને હૈયે લગાડે છે, અને દરેકને પરમાત્મા માની ભેટે છે. પણ ના, એમ નથી. હા, આજસુધી તે પાગલ હતો, કેમકે પરમાત્મ દર્શનથી તે વંચિત હતો, પણ આજે તો તેને પરિપૂર્ણ ખજાનો મળ્યો છે. આજે સર્વ ભૂતોમાં તે એને જોઇ રહ્યો છે કે જેનાં દર્શન વગર, તે જે કાંઇ ગાઇ રહ્યો હતો તે બેકાર હતું, ઉછીનું હતું, મૃત હતું, વાસી હતું, પોતાના અનુભવનું ફળ કે પરિણામ નહોતું. શ્રુતિ અને સ્મૃતિઓમાંથી સંઘરેલી તુકબંદી માત્ર હતી. એની જ્ઞાન ગંગોત્રીમાંથી ઉદ્ભુત સ્વયંના સૂરો નહોતા. બીજાનાં ગીતોને, બીજાનાં સંગીતને તે પોતાનું માની બેઠો હતો. આજે એનાં જીવનમાં સાચા સંગીતનો જન્મ થયો છે. માટે આનંદો ! લાપસીના આંધણ મૂકો !

રવીન્દ્રનાથ કહે છે કેઃ હું ધીમે ધીમે મારી જાતને નિયમન અને સંયમમાં લાવી શક્યો. ખરેખર, જે પારદર્શી પ્રજ્ઞાથી સર્વ ભૂતોમાં સ્વયંને જોઇ શકે છે અને સ્વયંમાં સર્વ ભૂતોને જોઈ શકે છે, તે જ સાચા અર્થમાં વિદ્વાન છે.

અત્રે પણ આત્મસાક્ષાત્કારને વરેલા બે મહાપુરુષોનું મિલન થયું છે. શ્રી ગૌતમસ્વામી વિનય ધર્મને અનુસરી પોતાના કરતા વરિષ્ઠ કુળમાં જન્મેલા એવા શ્રી કેશીકુમાર શ્રમણ પાસે તિન્દુક વનમાં પોતાના શિષ્ય સમુદાય સાથે પધારે છે. શ્રી કેશીકુમાર શ્રમણ શ્રી ગૌતમસ્વામીના પોતાના શિષ્ય સંપદા સહિતના શુભાગમનને કેવો મીઠો આવકાર આપે છે તે શાસ્ત્રોના જ શબ્દોમાં અવલોકવા પ્રયત્ન કરીએ. તદનુસાર—

केसीकुमार समणे गोयमं दिस्समागयं ।
पडिरूवं पडिवत्तिं सम्मां संपडिवज्जइ ॥

શ્રી ગૌતમને પોતાની શિષ્ય પરિષદા સહિત પોતાને ત્યાં આવતાં જોઈ ગૌતમ માટે શોભે એવા યથોચિત્ત સત્કારથી તેમને અને તેમના પરિવારને સત્કૃત કર્યા.

આ તો બંને મહર્ષિઓ છે. ઉત્તમ આચાર, વિચાર અને પ્રધાન જ્ઞાનને વરેલા છે. વિનય એ ધર્મનું મૂળ છે એ સત્યને માત્ર સમજ્યા જ નથી, જીવી પણ જાણ્યું છે. એટલે જ ગૌતમસ્વામીએ પોતાના વિનયમૂલક કર્તવ્યને બજાવવા પહેલ કરી. અને તેનો ઉચિત જવાબ, મીઠો આવકારો, યથોચિત સત્કાર, શ્રી કેશીકુમાર શ્રમણ તરફથી તેમને મળ્યો. આ આપણી અધ્યાત્મ પ્રધાન આર્ય સંસ્કૃતિનાં હાર્દને સ્પર્શનારી મીઠી ઘટના છે. શ્રુતિ પણ અતિથિઓમાં દેવોના દર્શન કરવાની નિશ્ચિત ભલામણ કરે છે. શ્રુતિ કહે છે "अतिथिदेवो भव" અતિથિમાં તેંત્રીસ કોટિ દેવોના દર્શન તુલ્ય લાભ માની તેના સત્કારની ભલામણ કરે છે. તેના ઉચિત સત્કારની જો અવગણના કરે તો "स तस्मै दुष्कृतम् दत्वा पुण्यमादाय गच्छति" તેમ અતિથિને કશી જ હાનિ થતી નથી. અતિથિ તો પોતાનો ઉચિત આદર સન્માન ન કરનાર આતિથેયનાં પુણ્યોને લઇ તે ચાલ્યો જાય છે અને તેને પોતાના પાપો આપી જાય છે. આ નીતિશાસ્ત્રનું કથન છે. સોરઠનો કવિ પણ કહે છે—

મહેમાનોને માન દિલભરી દીધાં નહિ,
એ મેડી નહિ પણ મસાણ કે સાચું સોરઠિયો ભણે.

આવેલા અતિથિને જોઇ ઉમળકો આવવો જોઇએ. મારાપણાની મમતાની મીઠી ભાવનાઓ જન્મવી જોઇએ કે મહેમાનનાં પવિત્ર પગલાં મારે ત્યાં ક્યાંથી? અતિથિના ચરણો, એ તો પ્રભુના ચરણો છે એવો અમૃતરસ જો અતિથિને માટે હૃદયમાથી ઝરતો હોય તો તે ઘરમાં આનંદ અને સમૃદ્ધિની છોળો ઊડતી હોય છે. શ્રી કેશીકુમાર શ્રમણના મનમાં આનંદનો પાર નથી. પોતાની પાસે મુનિની મર્યાદાના જે સ્વાગતના સાધનો છે તે ગૌતમસ્વામીના આવકારમાં સમર્પિત કરે છે અને સાધ્વાચારને શોભતા સ્વાગતથી ગૌતમસ્વામી પર પ્રેમનો જાદુ પાથરે છે.

## હું અને મારાપણું

કંઇક અમારું છે એવી ભ્રાંતિમાં આખું જીવન આપણે પસાર કરીએ છીએ. આ સ્વામીત્વની ભાવનાનું મૂળ અહં છે. અહંકારના વિસ્તાર કે નિર્માણ માટે કંઈક અવલંબન જોઇએ, આધાર જોઇએ. આધાર વગર અહંને પણ ઊભવાનો અવકાશ નથી. 'હું'ને ઊભા રહેવા માટે 'મારા'ના સહાયની અપેક્ષા રહે છે. 'મારા'ની મદદ વગર 'હું'નું નિર્માણ સર્વથા અશક્ય છે. સામાન્ય રીતે તો એમ જણાય છે કે, મારાપણું એ 'હું'નો જ વિસ્તાર છે. આ પણ એક સત્ય છે એમાં શંકાને કશું સ્થાન નથી, કે 'હું'નું પોતાનું સાર્વભૌમ કોઇ સ્વાતંત્ર્ય નથી. 'મારા'ની જોડે જ 'હું'ના ભવ્ય પ્રાસાદનો પાયો છે. 'મારા'નું નિર્માણ પ્રથમ થાય છે. ઘણીવાર 'મારા'નો સરવાળો 'હું'નું સ્વરૂપ ધારણ કરી લે છે. જેને આપણે મારું કહી સંઘરીએ છીએ તે 'મારા'ને ક્રમિક રીતે એક પછી એક ઝુંટવી લેવામાં આવે તો પછી આપણું 'હું' પણ અવશિષ્ટ નહિ રહે. અનેક મારાનું સંયુક્તિકરણ 'હું'માં પરિણમે છે. મારું ઘર, મારી પત્ની, મારો પુત્ર, મારો ધર્મ, મારું મંદિર, મારી મસ્જિદ, મારો ગુરુદ્વારો, મારું પદ, મારું નામ, મારો યશ, મારી પ્રતિષ્ઠા, મારો મોભો, મારી ઇજ્જત, મારો વંશ–આવા અનેક 'મારા'ના સંયોજીકરણથી 'હું'નું નિર્માણ થાય છે. એકાએક 'મારા'પણાને પાડતા જાઓ તો 'હું' ધરાશાયી થઈ જશે. 'હું'ને પરિરક્ષિત રાખવા માટે કોઇ આધારશિલા જોઇએ, અને તે માટે મારાપણાનો વિસ્તાર પાયાનો પથ્થર છે, જેના વગર 'હું'નું મકાન ધરાશયી બની જાય છે.

જીવનમાં આવી ઘણી ભ્રાંતિઓ આપણે જન્માવીએ છીએ. જિંદગીની બધી ભાવનાઓ કોઈ અજ્ઞાત છોરથી જ આવે છે જેનો આપણને કશો જ ખ્યાલ હોતો નથી. આપણા જન્મને જ લઇએ. 'હું જન્મું છું'–પરંતુ મારા જન્મના સંબંધમાં મને કોઈ પૂછતું નથી, તે વિષે પૂછવાની કોઇ દરકાર પણ કરતું નથી કે હું જન્મવા ઇચ્છું છું કે નહિ? મારો જન્મ એ

મારી ઇચ્છા કે મારી સ્વીકૃતિ ઉપર આધારિત નથી. જ્યારે હું મને પોતાને જોઉં છું ત્યારે જન્મેલો જોઉં છું. જે જન્મ મારી ઇચ્છા વગરનો છે તેને મારો જન્મ કહીને સંબોધવો એ પણ એક બાલિશતા સિવાય બીજું શું છે?

જેમ જન્મના સંબંધમાં આપણે જોયું તેમ મૃત્યુના સંબંધમાં પણ સમજવું જોઇએ. મારા મૃત્યુનો સંબંધ મારી સાથે હોવા છતાં જ્યારે પણ મારું મૃત્યુ આવશે ત્યારે મને પૂછીને નહિ આવે. મારા અભિપ્રાયોને જાણવાની દરકાર પણ તે નહિ દાખવે. મારી મરવાની ઇચ્છા છે કે નહિ, તે જાણવાનો પણ તે પ્રયત્ન નહિ કરે. કોઇપણ જાતની સૂચના આપ્યા વિના જ પોતાની મરજી પડશે ત્યારે દરવાજા ઉપર આવીને ઊભું રહી જશે. જે મૃત્યુ ઉપર મારી આંશિક પણ સત્તા નથી, તે મૃત્યુને મારા મૃત્યુ તરીકે ઓળખાવવામાં હું એક પ્રકારની મૂર્ખતા જોઉં છું. મારી મરજી વગરનો જન્મ જેમ મારો જન્મ નથી, તેમ મારી મરજી વગરનું મૃત્યુ પણ મારું મૃત્યુ કેમ હોઇ શકે?

જન્મ–મરણની વાતને બાજુએ મૂકીએ, તો પણ જીવનમાં એવી ઘણી વાતો છે, કે જેને વશવર્તી થઇ આપણે એમ માનતા થઇ જઇએ છીએ કે, આ બધું અમારું છે. પરંતુ હકીકતે તે ભ્રમણા છે. ખરેખર તે પરવશતા છે; તે નિયતિ છે. આપણે નિરર્થક કર્તવ્યનું અભિમાન કરીએ છીએ. ભૂખ લાગે છે. ઊંઘ આવે છે. સવાર થતાં નીંદ ઊડી જાય છે. રાત્રિ થતાં આંખ નીંદથી ઘેરાવા લાગે છે, જન્મીએ છીએ, કિશોરાવસ્થા આવે છે, પરંતુ કોઇ પણ સ્થિતિની કોઇપણ અવસ્થા આપણને કહી પૂછતી નથી કે પોતે ક્યારે આવશે અને ક્યારે ચાલી જશે! તે કશો જ વિચાર વિનિમય આપણી સાથે કરતી નથી કે નથી આપણને તે બાબતની કોઇ સૂચના આપતી! યુવાની આવે છે, ચાલી જાય છે ને વૃદ્ધાવસ્થા આવીને ઊભી રહે છે. આ બધું થાય છે તેમાં કોઈ આપણી સલાહ લેતું નથી. મૃત્યુ આપણી સામે આવીને ઊભું રહે અને તેને ક્ષણભર રોકાઈ જવા આપણે ભૂલથી પણ જો સૂચન કરીએ, તો તેનો પણ અમલ થતો નથી. આપણી ઇચ્છા પ્રમાણે કશું જ થતું ન હોવા છતા, આપણે કહેતાં હોઇએ છીએ કે 'હું યુવાન છું, હું વૃદ્ધ છું.'

કર્તૃત્વમૂલક આ અહંના વિસર્જન માટે, ઇશાવાસ્યોપનિષદમાં એક સુંદર સૂક્તિ છે, જે માણસના કર્તૃત્વને વિવેકપૂર્વક સંકેલી લેવામાં સહાય આપે છે—

ईशावास्यमिदं सर्वं यत् किं च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जिथाः मा गृधः कस्यस्विद्धनम् ॥

વિશ્વમાં જે કંઈ સ્થાવર–જંગમ જગત છે તે ઇશ્વર વડે આચ્છાદિત છે. તેના પર પરમાત્મા સિવાય બીજા કોઈની માલિકી નથી. આવા ત્યાગભાવથી જ તું તારું પાલન કર. કેમકે જે ત્યાગે છે, તે જ ભોગવી શકે છે. કોઈનાં પણ ધનની ઇચ્છા ન રાખ.

ઈશાવાસ્યનો અર્થ જ એ છે કે, જે છે તે બધું ઇશ્વરનું છે. આપણે ઇચ્છીએ છીએ કે, આપણે કાંઈક કરી શકીએ. ઈશાવાસ્ય કહે છે, તમે કંઈ કરી શકતા નથી; તમે કર્તા બની શકતા નથી. ભાગ્યની કે નિયતિની જે કલ્પના છે, તેની પાછળ પણ કર્તૃત્વના અભિમાનના વિસર્જનનું જ અદ્ભુત રહસ્ય સમાયેલું છે. નિયતિ અથવા પ્રારબ્ધનો અર્થ એ નથી કે કોઇ કંઇ કરે જ નહિ અને નિયતિ કે પ્રારબ્ધને ભરોસે હાથજોડી બેસી રહે. તામસવૃત્તિમાં જેમ અજગર અને સાપની માફક પડયા રહેવાય છે, તેમ પ્રારબ્ધ અને નિયતિ ઉપર વિશ્વાસ રાખનારાઓ પણ આળસુ થઈ બેસી રહે, એવો જો ભાગ્યનો અર્થ તારવવામાં આવે તો, તે નિયતિ અથવા પ્રારબ્ધની મૂળભૂત ધારણા સાથે વિસંગત અને અન્યાયમૂલક બની જાય. જેમ ખાલી બેસાડી રાખવું એ જો નિયતિનું કાર્ય હોય, તો શ્રમ કરાવવો એ પણ કોઈ બીજાનું નહિ પણ નિયતિનું જ કાર્ય બની જાય છે. નિયતિની ખરી ધારણાની આધારશિલા તો એ છે કે, આપણે છીએ જ નહિ એટલે આપણે કંઈ જ કરવાનુ રહેતું નથી; જે છે તે તે જ છે, તે પરમાત્મા છે.

જયારે આપણે કંઇ જ કરી ન શકતાં હોઇએ, કર્તા ન થઈ શકતાં હોઇએ, તો પછી હું અને મારાપણું શા માટે? છતાં નાના નાના કાર્યોના કર્તા થવાના આપણા કોડ હોય છે. એક મકાન બંધાવ્યું તો તરત જ આપણે બોલી ઊઠીએ છીએ 'મારું મકાન.' પણ એમ તો નાનકડાં પક્ષીઓ પણ પોતાના માળા બાંધતાં હોય છે. સુધરીના માળાની તો વાત જ શું કરવી? સુધરી ભારે કારીગર છે. કોઇ કુશળ કારીગર પણ જો તેના જેવો માળો બનાવવા પ્રયત્ન કરે તો તે પણ સહેલાઇથી ન બનાવી શકે, તેને શીખવું પડે. અને શીખ્યા પછી પણ તે સુઘરીના જેવો જ માળો બનાવી શકશે કે કેમ તે પ્રશ્ન છે. આ કળા શીખવા માટે સુઘરીઓ કયાંય કોઇ કોલેજ કે સ્કૂલમાં ગઇ હોતી નથી; છતાં તે માળા બનાવવાની કળામાં અસાધારણ નિષ્ણાત હોય છે. ઘણાં પક્ષીઓ તો વળી એવાં હોય છે કે, બચ્ચાંને જન્મ આપીને જ અથવા ઈંડું મૂકીને તરત જ ઊડી જાય છે. ઇંડું ફૂટે છે અને બચ્ચું મોટું થાય છે. માતાનું રક્ષણ કે પિતાનુ શિક્ષણ તેને મળ્યું હોતું નથી; છતાં જ્યારે તે મોટું થાય છે, ત્યારે તેની મા જેવા માળાની રચના કરતી હતી, તેવા જ માળાની રચના તે પણ કરે છે, તેવાં જ પાંદડાં અને તેવી જ સામગ્રી તે પણ ભેગી કરે છે. આ બધું શીખવા માટે તે બચ્ચું કોઇ વિશ્વવિદ્યાલયમાં ગયું હોતું નથી; છતાં તેના જન્મની સાથે જ તેનામાં આ કલા પ્રચ્છન્નરૂપે છુપાએલી હોય છે, જે સમય જતાં પ્રગટ થાય છે. તમારે તો તમારાં મકાનો બાંધવા માટે કુશળ કારીગરો જોઇએ. તમારા હાથથી તમે તેને બાંધી પણ શકતા નથી. અન્યની કલા કે મહેનતથી બાંધવામાં આવેલાં મકાનો, માત્ર પૈસો ખર્ચવાથી જ જો તમારા પોતાનાં બની જતાં હોય, તો આ પક્ષીઓ તો પોતાના માળાઓને માટે તમારા કરતાં પણ વધારે અધિકારપૂર્વક પોતાપણાંનો દાવો કરી શકે એમ છે ખરું ને?

તમો કહો છો કે 'ધન મારું છે.' તો ધનનો સંગ્રહ પણ જુદા જુદા સ્વરૂપમાં સૌ કોઇ કરે છે. એટલે માણસ જ સંગ્રહ કરવામાં સર્વાધિક કુશળ પ્રાણી છે એ વાતને નિશ્ચિત માની,

કદી પણ અહંનું સર્જન થવા દેશો નહિ. માણુસ સંગ્રહ કરવામાં કદી પણ સર્વાધિક કુશળ પ્રાણી છે જ નહિ. માણુસ કરતાં પણ સંગ્રહ કરવામાં વધારે કુશળ પ્રાણીઓ જગતમાં છે. દાખલા તરીકે સાઇબિરિયામાં એક સફેદ રીંછની જાત હોય છે. તેની સંગ્રહ કરવાની કુશળતા અજબ છે. સાઇબિરિયામાં લગાતાર છ માસ પર્યંત બરફ પડે છે. આવા સંયોગોમાં જ્યારે માણુસજાતને બચવું પણ ભારે મુશ્કેલ થઇ જાય છે ત્યારે આ સફેદ રીંછ બચી જવા પામે છે. તેની સંગ્રહ કરવાની કળા વિચિત્ર છે. તેની પરિગ્રહ વધારવાની પ્રક્રિયા જુદી જાતની છે. તે આપણી માફક વસ્તુઓનો સંગ્રહ નથી કરતું, પણ ચરબી જ ભેગી કરે છે. શરીરમાં ચરબી વધારતું જ જાય છે. આટલી બધી ચરબી તે એટલા માટે ભેગી કરે છે કે જ્યારે છ મહીના સુધી લગાતાર બરફ પડે એટલે બરફના થર જામી જાય છે અને તે બરફની નીચે આ રીંછ પણ દબાઇ જાય છે. બરફમાં દબાયેલું તે ખાય શું? એટલે તે વખતે પોતે સંગ્રહીત કરેલી પોતાના શરીરમાંની ચરબીને તે ખાય છે, અને આમ પોતાનાં જીવનને ટકાવી શકે છે. તમે જે વસ્તુ કે સંપત્તિનો સંગ્રહ કરો છો, તે વસ્તુ કે સંપત્તિનાં રક્ષણ માટે તિજોરી કે એવાં કોઇ બીજાં સાધનોનો તમે ઉપયોગ કરો છો. વસ્તુઓ સંઘરી રાખી હોય અને પછી વેંચવા કાઢો, ત્યારે બજારમાં ભાવ ન આવે તો તે સંગ્રહ પણ દગા રૂપ બને છે. પણ તમે જોયું કે તે સફેદ રીંછ સંગ્રહ કરવાની કળામાં તમારા કરતાં પણ વધારે કુશળ અને આગળ પડતું છે.

•

આખું જગત સંગ્રહ કરે છે. સંગ્રહ કરવા માત્રથી તમે એમ ન માની લેશો કે સંગ્રહ આપણે માત્ર માણુસો જ કરી શકીએ છીએ. બાળકનો જન્મ થાય તો માનાં સ્તનમાં સ્વભાવત: દૂધ આવી જાય છે. જેમ બાળક જન્મે છે તેમ તેની સાથે દૂધનો પણ જન્મ થઈ જાય છે. બાળક જેમ જેમ મોટું થતું જાય છે અને તેને દૂધની જરૂરિયાત નથી રહેતી ત્યારે માના સ્તનમાંથી ધાવણુ પણ અદ્રશ્ય થતું જાય છે. એટલે બધું નિસર્ગગત છે. સંગ્રહવૃત્તિ પણ નૈસર્ગિક છે. ઇશાવાસ્યનું સૂત્ર કહે છે કે બધું પરમાત્માનું છે. પરમાત્માના નામથી ચમકી જતા નહિ. વ્યાકરણુશાસ્ત્ર મુજબ તો "सर्वे शब्दा: सर्वार्थवाचका:" એટલે બધા શબ્દો બધા અર્થોના વાચક છે. કોઈ શબ્દ કોઇ ખાસ અર્થમાં નિયત નથી. શબ્દ બ્રહ્મનું જ બીજું સ્વરૂપ છે. 'शब्दो वै ब्रह्म' આ કથન મુજબ બ્રહ્મ જેમ વ્યાપક છે, અનંત છે, અસીમ છે, તેમ શબ્દ પણ અક્ષર છે, અનંત છે, અસીમ છે. બ્રહ્મના ગુણધર્મો જો શબ્દોમાં ન હોય, તો શબ્દ બ્રહ્મનું સ્વરૂપ કેમ બની શકે? હા, દેશ કાળ અને રૂઢિ ને અનુસરી, તે તે ક્ષેત્ર અને કાળને અનુલક્ષી, તે તે ઠેકાણે અને તે તે સમયે, તેનો અમુક નિશ્ચિત અર્થ રૂઢ થઇ જાય છે અને તે રીતે તે વ્યવહારસાધક બને છે તે વાત જુદી છે. એક દેશમાં ઓદનનો અર્થ ભાત થાય તો એ જ શબ્દનો બીજા ક્ષેત્રમાં ચોર અર્થ પણ થતો હોય છે. એટલે આપણે શબ્દોના જે અર્થો જાણુતાં હોઇએ તેને જ સંપૂર્ણ માની વ્યામોહબુદ્ધિ થઈ જવાની જરૂર નથી. તેમ કરવાથી ઘણી સમજવા જેવી વાતો, મર્મો કે રહસ્યોને સમજ્યા વગર આપણે રહી જશું.

પરમાત્મા શબ્દ સાથે તમને ઇશ્વર કર્તૃત્વનો બોધ થઇ આવતો હોય તો પરમાત્મા શબ્દને બદલે નિસર્ગ કહો, નિયતિ કહો, પ્રકૃતિ કહો, ચાહે તે કહો, તેનાથી કશો જ ફેર પડતો નથી. વિજ્ઞાન પણ આ વાતને સમર્થન આપે છે અને કહે છે કે, જે જે કાર્યો છે તે બધાં પ્રકૃતિના ધર્મો છે. તે તે કાર્યો પ્રકૃતિ જ કરે છે. જ્યારે આ વસ્તુ વિજ્ઞાનની ભાષામાં આ રીતે કહેવામાં આવે છે ત્યારે આપણું કર્તૃત્વ ઝૂંટવાઈ જતું આપણને લાગે છે, અને તેથી તે વાત આપણને જાણે પરાસ્ત કરતી હોય તેમ લાગે છે.

ધર્મ અને વિજ્ઞાનના મૂળભૂત નિષ્કર્ષમાં આમ તો સાદૃશ્ય દૃષ્ટિગોચર થાય છે. વિજ્ઞાન તે જ વાતો કહે છે જે ધર્મ કહે છે. ભેદ માત્ર એટલો જ છે કે વિજ્ઞાનનો ભાર યંત્ર પર હોય છે અને ધર્મનો ભાર ચેતના પર હોય છે, પ્રજ્ઞા ઉપર હોય છે અને તે વાત મહત્વની છે. જો જગતમાં કદી વિજ્ઞાન ચરમ કોટિને સ્પર્શી જશે અને બધા આયામોમાં સફળ થઇ જશે, તો માણસની ચેતનાનો વિકાસ અવરોધાઈ જશે. ચેતનાએ આજ સુધી જે વિકાસના ચરમ અને પરમ શિખરોને સ્પર્શ્યાં છે, તે વિજ્ઞાનનું પરિબળ વધતાં, અને બધાં ક્ષેત્રમાં તેનો વ્યાપક પ્રભાવ વધતાં, ચેતનાનાં બળો કુંઠિત થઇ જશે અને માણસ યંત્ર અથવા મશીન બની જશે. પરંતુ વિજ્ઞાનનો પ્રભાવ ઘટી જશે, અને ધર્મની અસર જો જનસમાજને વધારે આકર્ષનારી અને પ્રભાવી બનશે તો ચેતનાના અંતિમ વિકાસની પરમકોટિને સ્પર્શતાં માણસ નરમાંથી નારાયણ અને પરમાત્મા બની જશે. માણસનો અહંકાર વિજ્ઞાન પણ ઝૂંટવે છે અને ધર્મ પણ ઝૂંટવે છે. પરંતુ પ્રકૃતિ અને વસ્તુના હાથમાં બધી સત્તા સોંપી, વિજ્ઞાન માણસને દીન બનાવી દે છે, તેના અહંકારને ખંડિત કરી નાખે છે; જ્યારે બીજા માર્ગથી તે માણસની પરમ ગરિમા અને ઊંચાઈને વાળી શકતું નથી. તેને જે અહંકારમાંથી ગૌરવ મળતા તે ઘાસલેટથી બળતા નાનકડા દીપકની માફક ક્ષુદ્ર હતા. તેને પણ વિજ્ઞાન ઠારી નાખે છે. એટલે ગહન અંધકાર છવાઈ જાય છે પરંતુ પ્રકાશના દિવ્યપુંજરૂપ મહાસૂર્યનો જન્મ મળતો નથી. પરંતુ ધર્મ, અહંકારથી મળતા ક્ષુદ્ર ગૌરવસમા દીપકના પ્રકાશને છિનવીને ચૈતન્યના મહાસૂર્યને જન્મ આપે છે. જે ખોવાઈ ગએલા દીપક કરતાં હજાર ગણો કીમતી છે.

ધર્મ કહે છે, તમે ટિમટિમ કરતા નાનકડા દીપક નથી, તમે મહાસૂર્ય છો, પૂર્ણ પરમાત્મા છો. તમારી જાતને દીપક માની લેવાની તમારી ભૂલ છે. અહંકારના ટિમટિમ કરતા દીપકને બુઝાવી ધર્મ માણસને પરમ સૂર્યની, પરમ પરમાત્માની સ્થિતિમાં મૂકી દે છે. આપણામાંથી ક્ષુદ્રતા અને વામનતાને ઝૂંટવી, તેને સ્થાને તે આપણામાં વિરાટતા અને પ્રભુતાને પ્રગટાવે છે. ઘાસલેટના ધુમાડા નીકળતા દીપકના ધુંધળા પ્રકાશને બુઝાવી, તે આપણને સૂર્યનો દિવ્ય આલોક આપે છે.

વિજ્ઞાને સર્વ પ્રથમ આ વાતને સિદ્ધ કરી કે, માણસ માણસ નથી પરંતુ પશુ છે. એટલે માણસના માનસમાં જે સર્વોપરિતા અને કર્તૃત્વનો અહં હતો તેના ઉપર ભારે આઘાત થયો.

પરંતુ વિજ્ઞાન એટલેથી અટકી ન ગયું. તેની શોધખોળ આગળ ને આગળ ચાલતી રહી. પશુઓનું અનેક રીતે સંશોધન કરી, વિજ્ઞાન એ નિર્ણય ઉપર આવ્યું કે, પશુઓ પણ એક જાતનાં યંત્ર છે. માત્ર આમ કહીનેજ તે અટકી ગયું નથી. તેણે તે સિદ્ધ પણ કરી બતાવ્યું છે. સામાન્યતઃ કાચબાને જો આપણે તડકામાં રાખીએ, અને તડકો ખૂબ તપવા લાગે ત્યારે કાચબો છાંયડા તરફ સરકી જાય છે. આપણી સમજણ મુજબ આપણે માનીએ છીએ કે, તે છાયા તરફ ખસ્યો છે. પરંતુ હકીકતે વિજ્ઞાન એમ કહે છે કે, કાચબાની પોતાની વિચારશક્તિની આ કરામત નથી. તે સાબીત કરવા તેણે યાંત્રિક કાચબા બનાવ્યા. તે યાંત્રિક કાચબાઓને તડકામાં મૂકવામાં આવ્યા. તડકો જ્યારે ખૂબ જોરથી તપવા લાગ્યો, ત્યારે યાંત્રિક કાચબાઓ સરકયા અને ફાડીઓમાં ચાલ્યા ગયા. વિજ્ઞાનની માન્યતા છે કે, ગરમીનું પ્રમાણ જ્યારે વધારે માત્રામાં યાંત્રિક કાચબાના અંદરમાં પહોંચી જાય છે ત્યારે તેની સરકવાની ક્રિયા આપોઆપ શરૂ થઈ જાય છે. આમાં ચેતના કંઈ કરતી નથી. આ તો વિજ્ઞાનની વાત હું તમને કરી રહ્યો છું. આ મારી પોતાની માન્યતા છે એમ ન માનશો.

પતંગિયું દીપકની જ્યોતિ તરફ સ્વાભાવિક રીતે આકર્ષાઇ આવે છે. કવિઓ કલ્પના કરે છે કે તે જ્યોતિનો પ્રેમી છે એટલે પોતાના પ્રાણોની બાજી લગાવી દે છે. પરંતુ વૈજ્ઞાનિકોએ પ્રયોગોથી સિદ્ધ કરી બતાવ્યું કે, પતંગિયાંને જેવાં તો જ્યોતિનાં દર્શન થાય છે કે, સ્વાભાવિક જ તેની પાંખો જ્યોતિની દિશામાં વળવા લાગે છે. આ વસ્તુ સિદ્ધ કરવા તેમણે યાંત્રિક પતંગિયાં બનાવી અંધારામાં મૂક્યાં. જેવો દીપકનો પ્રકાશ થયો કે તરત જ તે યાંત્રિક પતંગિયાંઓ બીજી દિશાઓમાં ફરવાનું મૂકી, દીપકની દિશામાં આવવા લાગ્યાં. આ વિજ્ઞાનની સિદ્ધિની વાત કરું છું.

આ બધાનો નિષ્કર્ષ એ નીકળ્યો કે, વિજ્ઞાને માણસને પશુ માની તેના અહંકાર ઉપર ઘા કર્યો અને પશુઓને યંત્ર સિદ્ધ કરી, આડકતરી રીતે માણસને પણ યંત્ર સિદ્ધ કરવા તેણે પ્રયત્ન કર્યો. આ રીતે વિજ્ઞાને માણસના અહંને તોડવાનો પ્રયત્ન તો કર્યો, પરંતુ આ રીતે તોડાએલા અહંકારથી માણસ યંત્રની માફક પડી જાય છે. માણસને યંત્ર માનીને જ હીટલરે અને સ્ટેલીને લાખો માણસોની હત્યા કરી નાખી. વિજ્ઞાને તેમને હત્યાની દિશા તરફ ધકેલ્યા. કારણ યંત્રને તોડી નાખવામાં પાપ નથી એમ તેમણે માન્યું. એટલે વિજ્ઞાન અહંકારને તોડી માણસને પાડે છે. પરંતુ ધર્મ અહંકારને તોડી અનંત અને અસીમની ચેતનાની યાત્રાના ભવ્ય માર્ગને ઉદ્ઘાટિત કરી દે છે. અંતતઃ તે પરમાત્મા બની જાય છે.

# માનવીય સમાનતાનું મૂળ

ગીતાના ચોથા અધ્યાયમાં શ્રી કૃષ્ણ કહે છે "चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः" હે અર્જુન ! ગુણ અને કર્મોના વિભાગને અનુસરી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એમ ચાર વર્ણો મેં સરજેલા છે.

શ્રીકૃષ્ણના આ શ્લોકને વાંચનારા અને તેના માર્મિક અર્થને સમજવા માંગનારા લોકો ભારે મુશ્કેલી અનુભવશે. પરમાત્માએ સાક્ષાત્ વર્ણોની રચના કરી છે એ વાત તેમને અસામયિક લાગશે. એક બાજુ વર્ણોના નામ પર જે અનાચારો, અન્યાયો અને હિંસાઓ થઈ છે તેનો કોઇ હિસાબ નથી. તો બીજી બાજુ વર્ણોની રચનાનું મૂળ ઇશ્વરને ગણવામાં આવેલ છે. આ બન્ને વાતો પરસ્પર વિરોધી છે. વર્ણોની રચના જો સાક્ષાત્ પરમાત્માએ કરી હોય તો સૌ એક જ પરમાત્માના સંતાનો છે; તેથી સૌએ હળીમળીને રહેવું જોઇએ. પરસ્પરના વ્યવહારો સ્નેહ, સદ્ભાવ, સહાનુભૂતિ અને મમતામૂલક હોવા જોઈએ. પરંતુ આપણે જોઇએ છે કે વર્ણોના નામે જે કડવાશ અને ઊંચ નીચની ભાવનાઓ જન્મી છે તેનાથી તો આખા દેશનું શરીર ક્ષય ગ્રસ્ત થઈ ગયું છે. એટલે આ શ્લોકના આંતર રહસ્યમાં ઊતરવાની ભાગ્યે જ કોઈ મહેનત કરતું હોય છે. પરંતુ એક સુનિશ્ચિત વાત છે કે અસત્યને ઊભવા માટે તેને પોતાના પગ હોતા નથી. અસત્યને પણ જો ઊભવું હશે તો સત્યના પગ ઉછીના લેવા પડશે. ગુણની આડ લઇને જ કોઇ પણ દોષ ગતિ કરી શકે છે. અપ્રામાણિકતાને ટકવા માટે પ્રામાણિકતાના વસ્ત્રો પહેરવાં પડે છે. આ જગતમાં જ્યારે કોઇ સત્ય સિદ્ધાંત પ્રગટ થાય છે ત્યારે તેનો હંમેશાં સારો જ ઉપયોગ થાય છે એમ કહી શકાય નહિ. સત્ય સિદ્ધાન્તોના પણ ઊલટા ઉપયોગો થાય છે પરંતુ તેથી સિદ્ધાન્તો ગલત થઇ જતાં નથી.

વૈજ્ઞાનિકોએ એટમનું વિશ્લેષણ કર્યું. અણુમાં દિવ્યશક્તિનું સંશોધન કર્યું. શક્તિ હંમેશાં બેધારી તલવાર જેવી હોય છે. સર્જનાત્મક કાર્યોમા પણ તેનો ઉપયોગ થઇ શકે છે અને વિસર્જનાત્મક કાર્યોમાં પણ તે ક્રિયાન્વિત થઇ શકે છે. અણુનું સંશોધન માનવજીવનને માટે સુખ સમૃદ્ધિનું અનુકૂળ સાધન પણ બની શકત, અને હીરોશિમા અને નાગાસાકીના વિધ્વંસનું મૂળ પણ એ જ બન્યું. પરંતુ તેથી એટમના વિશ્લેષણના સિદ્ધાન્તમાં કોઈ ભૂલ છે એમ કહી શકાય નહિ. આપણે તેનો સદ્ઉપયોગ ન કરી શકયાં તેથી તેનો સિદ્ધાન્ત ગલત થઇ જતો નથી.

આના વૈજ્ઞાનિક ચિંતનમાં ઊતરવા આપણે પ્રયત્ન કરીએ કેમકે એજ વાત પાયાની છે. વર્ણના કારણે જે અસમાનતા અને ઊંચ નીચની તીવ્રતમ ભાવનાઓ જન્મવા પામી છે તેનું કારણ એના પાયાના વિજ્ઞાનનો યોગ્ય ઉપયોગ આપણે નથી કરી શકયા એ છે.

શ્રીકૃષ્ણે ગીતામાં વર્ણોની રચના સાથે બે શબ્દોનો ઉપયોગ કર્યો છે. તેઓ કહે છે, ગુણ અને કર્મ અનુસાર મેં ચાર વર્ણો બનાવ્યા. દરેક વ્યક્તિના ગુણો અને કર્મો સમાન નથી હોતા.

તેના ભેદો પ્રકૃતિતઃ છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના ગુણોનો ભેદ મટાડી શકાય એવી કોઈ સમાનતાનો કોઈ જ ઉપાય નથી. ધનની વિષમતા ધનના વિભાજનથી કદાચ દૂર થઈ શકે છે. કપડાંની અસમાનતા પણ લશ્કરી ધોરણે હટાવી શકાય છે. સૌને સમાન મકાનોનો પ્રશ્ન પણ એક સરખાં મકાનો બાંધવાની વ્યાપક યોજના વિચારીને હલ કરી શકાય છે. કેમકે આ જે બધી અસમાનતાઓ છે તેનું મૂળ મનુષ્ય છે. મનુષ્યે ઊભી કરેલી વિષમતાઓ મનુષ્યથી દૂર થઈ શકે છે. પરંતુ ગુણોની બાબતમાં એમ થઈ શકતું નથી. ગમે તેવી ઉચ્ચતમ સામ્યવાદી સમાજની રચના કરવામાં આવે તો પણ વ્યક્તિમૂલક ગુણોનો ભેદ તો રહેવાનો જ છે. કારણકે ગુણ એ સામાજિક વ્યવસ્થાનો ભાગ નથી, પરંતુ વ્યક્તિના આત્માનો હિસ્સો છે.

શ્રીકૃષ્ણ કહે છે કે, આ વર્ણ વ્યવસ્થા મેં કરી છે. આ ચર્ચા વ્યક્તિના આંતરિક ગુણધર્મની છે. સામાજિક વ્યવસ્થા સાથે એને કશોજ સંબંધ નથી. તેના વધારે ઊંડાણમાં ઊતરી આપણે જોઈશું, તો આપણને જણાયા વગર નહિ રહે કે, ગુણોનો સંબંધ દરેક વ્યક્તિના પોતાના આંતરિક વ્યક્તિત્વ સાથે છે અને આંતરિક વ્યક્તિત્વમા સમાનતાને અવકાશ નથી. ગુણો વ્યક્તિના જન્મ સાથેજ આવેલા હોય છે. તે નિર્મિત નથી થતા. પાછળથી વાતાવરણમાંથી તો તેનો માત્ર વિકાસ જ થાય છે.

શ્રીકૃષ્ણ કહે છે કે, વર્ણોના ચાર પ્રકારના વિભાજનો મેં કર્યા છે. મેં એટલે પ્રભુએ મનુષ્યોને ચાર પ્રકારોમાં વ્હેંચ્યા છે. પ્રભુનો અર્થ પ્રકૃતિ કરો, અથવા પરમાત્મા કરો એનાથી પાયામાં કશોજ ભેદ ઊભો થતો નથી. મનુષ્યના ચાર વિભાગો તેના ગુણોની વિશિષ્ટતાને લઈને છે.

મનુષ્યોમાં એવા ઘણા છે જેમની શક્તિ સદા જ્ઞાન માર્ગે જ વહેતી હોય છે. તે નવું નવું જાણવા, નવા નવા સંશોધનો કરવા અને નવી નવી શોધો માટે જાનની બાજી પણ લગાડવા તત્પર હોય છે. એક વૈજ્ઞાનિક એક સત્યના સંશોધન માટે પોતાની જાતને હોડમાં મૂકીને પણ પરીક્ષણ કરતો હોય છે. આ તેની એક ધૂન હોય છે. એક લગન હોય છે, જેને આપણે કેટલીક વાર 'ગાંડપણ' એવું નામ આપી બેસીએ છીએ. આવા વૈજ્ઞાનિકને પોતાનીજ જીભ પર ઝેર મૂકી પ્રયોગ કરવામાં શી મઝા આવતી હશે? મૃત્યુને વહોરી કાંઈક મેળવી લેવાનું મહત્ત્વ પણ શું છે? પરંતુ તે વૈજ્ઞાનિક તેમ કર્યા વગર રહી શકતો નથી. એક વસ્તુના ગુણ દોષના પરીક્ષણમાંથી, બીજા નવાજ સત્યનું સંશોધન કરવાની તેને એવી તો ધૂન લાગી હોય છે કે, તેને પોતાનાં શરીરનાં રક્ષણની દરકાર હોતી નથી. તે પોતાની જિંદગીને હોડમા મૂકે છે પણ સત્યને જાણીને જ અટકે છે. જાનને જોખમે પણ તે ઝેરને જીભ ઉપર મૂકીને જાણી લેશે કે, ઝેરથી માણસ મરી જાય છે. આ પ્રકારે જાનની બાજી લગાવીને પણ સત્ય શોધવાની ચોક્કસ ટાઈપ છે. જેને બ્રાહ્મણ ટાઈપ કહી શકાય છે. બ્રાહ્મણ જ એ બ્રાહ્મણત્વના આનંદને માણી શકશે. તે સિવાય બ્રાહ્મણત્વના આ આંતરિક આનંદને કોઈ પારખી શકશે નહિ.

આજે વૈજ્ઞાનિકો પોતાની પ્રયોગશાળામાં રાત દિવસ કશી જ વિશ્રાંતિ વગર જે અવિરત શ્રમ કરી રહ્યા છે તેનાથી તેમને શા લાભો મળી જાય છે? આટલી મહેનતની રૂપિયા પૈસામાં તેમને શું ફલશ્રુતિ મળે છે? એક જ ધૂનમાં તેઓ ખાવાનું, નહાવાનું, પીવાનું અને ઊંઘવાનું પણ ભૂલી જાય છે. આનાં બાહ્ય કારણો ગોતવા જો પ્રયત્ન કરશો તો આવા માણસો તમને ગાંડા લાગશે. જીવનના ભૌતિક આનંદોથી વિલગ એમની જિંદગી તમને શુષ્ક અને શૂન્ય જેવી લાગશે. એમની પ્રક્રિયા અને પદ્ધતિ ગાંડામાં ખપશે છતાં તે એમના જીવનનો આંતરિક આનંદ છે. તે આનંદની પ્રતીતિ આપણે બ્રાહ્મણત્વનાં વ્યક્તિત્વને મેળવીને જ સમજી શકીએ અન્યથા નહિ.

ગુણ ચાર છે. તેમાં પ્રથમ ગુણ એ છે – કે જેનો આત્મા જ્ઞાનની ખોજ માટે આતુર છે. તેના આત્મામાં હંમેશાં એક જ ખટકો રહે છે, અને તે માત્ર જાણવા અને જાણવાની અંતરિત યાત્રાનો–

હમણાં રશિયા અને અમેરિકાએ ચંદ્ર અને મંગળ ઉપર જીવન છે કે નહિ, તેની શોધ શરુ કરી છે. જીવનની બાજી લગાવી વૈજ્ઞાનિકો ચંદ્ર અને મંગળ ઉપર પહોંચ્યા છે. ત્યાં પહોંચ્યા પછી શું મળશે, મળશે કે નહિ મળે, એ બધી ગૌણ વાતો છે. મુખ્ય વાત છે તેમની જોવા અને જાણવા સંબંધેની ઉત્કટતા! જોવા જાણવાની તેમની ઉત્કટ ઇચ્છા, ઉદ્દામ વાસના કે તેની તીવ્ર તૃષા તેમને ચંદ્ર કે મંગળ સુધી પહોંચી ગયા પછી પણ અટકાવી શકશે નહિ. તેઓ આગળને આગળ જવા મથશે. તેની કોઇ મર્યાદા નહિ હોય. જે આ જાતના નવા સંશોધનો કરવા અને નવું નવું મેળવવા, જાણવા આતુર છે, એ વ્યક્તિત્વ ગુણોને અનુસરીને બ્રાહ્મણ વ્યક્તિત્વ છે.

બીજો ગુણ શક્તિનો છે. શક્તિને વધારવામાં, શક્તિને સંપુષ્ટ કરવામાં, શક્તિને શોધવામાં તત્પર રહેનારું અને શક્તિનું પૂજક વ્યક્તિત્વ છે તે ક્ષત્રિયનું વ્યક્તિત્વ છે. તેના માટે શક્તિ એ જ સર્વસ્વ છે. શક્તિ મળી જાય એટલે બધું મળી ગયું. શક્તિ મેળવવાના પ્રયત્નોમાંજ તે મસ્ત રહે છે. તેની બધી યાત્રા શક્તિ માટે હોય છે. ગીતામાં જે અર્જુન છે તે આવીજ કક્ષાની વ્યક્તિ છે. તે જન્મથી તો ક્ષત્રિય છે જ, અને ગુણોથી પણ ક્ષત્રિય છે. તેને જે પ્રશિક્ષણ મળ્યું હતું તેનાથી પણ તેના આ જ ગુણનો વિકાસ થયો હતો. જન્મ અને ગુણ બંને દૃષ્ટિએ ક્ષત્રિયત્વનું તેનું બેવડું વ્યાક્તત્વ છે એટલે કૃષ્ણ તેને અવારનવાર જાગૃત કરે છે અને કહે છે કે, તું તારા ગુણ ધર્મને ઓળખ. જો તારા ગુણ ધર્મને ઓળખ્યા વગર, બીજાના ગુણ ધર્મોને અપનાવવા અને સ્વીકારવા પ્રયત્ન કરીશ તો તું મુશ્કેલીમાં મૂકાઇ જઇશ. જે પ્રકૃતિતઃ તારા ગુણ ધર્મો નથી અને પ્રશિક્ષણથી પણ જેને પોષણ અપાયું નથી એવા ગુણોને જો તું તારા આંતરિક ગુણધર્મો માની બેસીશ, તો તું ભ્રાંતિઓના વમળમાં અટવાઈ જઇશ; અને નિરાશા, હતાશા અને વિષાદ સિવાય તારા હાથમાં કશુંજ આવશે નહિ. આવો

માણસ શકિતનો ઉપાસક હોય છે. શકિતમાંજ તે પ્રભુતાનાં દર્શન કરે છે અને શકિતમાં જ તેને દિવ્યતા દૃષ્ટિગોચર થાય છે. શકિતવિહીન જીવનની તે કલ્પના પણ કરી શકતો નથી.

ત્રીજા ગુણવાળા વ્યકિતત્વને માટે જ્ઞાન કે શકિતનું કોઇ જ મહત્વ હોતું નથી. તેના કેન્દ્રમાં ધન જ જીવનનું સર્વસ્વ હોય છે. ધન વગરનું જીવન તેની દૃષ્ટિએ જીવન જ નથી. તેની દૃષ્ટિએ ધનશૂન્ય જીવન એટલે શુષ્ક અને નીરસ જીવન હોય છે. ધનની પ્રધાનતાવાળી આ વ્યકિતને સમજવા માટે એક દાખલો લઇએ.

અમેરિકાના એક અબજપતિ કાર્નેગીએ એક વખત પોતાના સેક્રેટરીને પૂછ્યું: 'જો તને બીજી વખત પરમાત્મા જન્મ આપે, તો તું કાર્નેગી થવા ઇચ્છીશ કે કાર્નેગીનો સેક્રેટરી ?' સેક્રેટરીએ શો જવાબ આપ્યો તેની તમે કલ્પના પણ નહિ કરી શકો. કારણ તમને જ જો આ પ્રશ્ન પૂછવામાં આવ્યો હોત તો તમો બધા કાર્નેગીજ થવાનું પસંદ કરત. પરંતુ સેક્રેટરી કાર્નેગીના ક્ષણે ક્ષણના જીવનનો સાક્ષી હતો. એટલે તેણે જવાબ આપ્યો: 'સાહેબ, નારાજ ન થશો પણ હું મારા હૃદયની વાત કહું છું. જયાં સુધી હું આપને બરાબર જાણતો નહોતો ત્યાં સુધીની વાત જુદી હતી. ત્યાં સુધી તો હું પરમાત્માને કાર્નેગી થવાજ પ્રાર્થના કરત, પરંતુ હવે મેં મારી નોંધપોથીમાં જુદીજ નોંધ કરી છે. તે અગત્યની નોંધ એ છે કે, હે પ્રભો ! ભૂલીને પણ બીજા જન્મમાં તું મને કાર્નેગી બનાવતો નહિ. તેની મીમાંસા કરતાં મેં મારી નોંધ બુકમાં લખેલ છે કે, કાર્નેગી પોતાની ઓફિસમાં હંમેશાં નિયમિત નવ વાગ્યે પહોંચી જાય છે ત્યારે તેનો ચપરાસી દસ વાગ્યે આવે છે. કારકુન સાડા દસ વાગ્યે પહોચે છે. મેનેજર અગિયાર વાગ્યે પહોંચે છે. અને ડાયરેકટર્સ એક વાગ્યે કામે લાગે છે. આ તો તેમનો આવવાનો ક્રમ છે. જવાનો ક્રમ એનાથી ઊલટો છે. ડાયરેકટર્સ ત્રણ વાગ્યે ચાલ્યા જાય છે. મેનેજર ચાર વાગ્યે જાય છે. કારકુન સાડાચાર વાગ્યે ચાલ્યા જાય છે. અને ચપરાસી પણ પાંચ વાગ્યે કામમાંથી મુક્ત થઈ જાય છે. પરંતુ કાર્નેગી સાંજે સાડાસાતે ઑફિસ છોડી શકે છે.'

કાર્નેગી દસ અબજ રૂપિયા મૂકીને સ્વર્ગવાસ પામ્યો. પરંતુ તે માલિક નહોતો, મેનેજર પણ નહોતો, તેમ ચપરાસી પણ નહોતો. કારણ કાર્નેગી ચપરાસી પૂર્વે ઓફિસમાં ઉપસ્થિત થતો અને ચપરાસીના ગયા પછી અઢી કલાકે ઘેર જતો.

આવા પ્રકારના માણસોનો પણ એક પ્રકાર છે અને તે ત્રીજો પ્રકાર છે. જેને આપણે વૈશ્ય કહીએ છીએ. વૈશ્યને જ્ઞાનથી, શક્તિથી, બ્રહ્મથી, અન્વેષણથી કે સૂરજ અને ચાંદથી કશો જ સબંધ હોતો નથી. એ તરફ તેની દૃષ્ટિ પણ નથી. ધન સિવાય બીજી કોઈ પણ વસ્તુ સાથે તેને કશી જ લેવા દેવા હોતી નથી. તેના મનથી તેની તિજોરી એ જ તેનું સર્વસ્વ છે. ધન સિવાયનું તેને મન બધું જ નિરર્થક અને નિષ્ફળ છે. આ ત્રીજો પ્રકાર, જે ધનની આકાંક્ષામા ખૂંપેલો છે, તે વૈશ્ય છે.

ચોથો પ્રકાર શુદ્રનો છે. આજે જે રીતે અમુક પ્રકારનાં કામ અમુક માણસોએ જ કરવાં જોઇએ એવું માનવામાં આવે છે પરંતુ ખરેખર તે આ ચોથા પ્રકારનો અર્થ નથી. ચોથા પ્રકારનો અર્થ છે–શ્રમની આકાંક્ષા. માણસ શ્રમ વગર રહી શકે નહિ. શ્રમ એ જ તેને માટે જીવન છે. શ્રમ એ જ જીવનનો આનંદ છે. શ્રમમાં જે પરમાત્માનાં દર્શન કરે છે, શ્રમને જ જે પોતાનું સર્વસ્વ માને છે તે ચોથા પ્રકારનું વ્યક્તિત્વ છે.

શ્રમ કરવા આતુર તેનું વ્યક્તિત્વ શ્રમમાં એવું તો નિમગ્ન બની જાય છે કે, જો તે કુહાડાથી લાકડાં કાપતો હોય તો જેવો કુહાડો ઊપડે કે તે પણ ઊભો થાય, અને જેવો કુહાડો પડે કે તેની સાથે તે પણ પડી જાય. કુહાડા અને તેની વચ્ચે કશું જ અંતર ન રહે તો જ તે ધ્યાનને, સમાધિને અને પરમાત્મભાવને ઉપલબ્ધ થઇ શકે છે.

બ્રાહ્મણ જો જ્ઞાનની સાથે આત્મસાત્ થઈ જાય તો જ તેની ચેતના શ્રેષ્ઠ થઇ જાય છે. ક્ષત્રિય શક્તિ સાથે એકાકાર બની જાય તો તે શક્તિ તેનાં જીવનની અંતર વીણા બની જાય છે. વૈશ્ય ધનની સાથે અને શુદ્ર શ્રમ સાથે તાદાત્મ્ય સાધી લે તો જ, બ્રાહ્મણ જેમ પોતાની મહુલીમાં બેઠો પ્રભુતાને પામી જાય છે, તેમ ચાર વર્ણના લોકો પોતપોતાના ઢંગથી પરમાત્મભાવને ઉપલબ્ધ થઇ જાય છે.

શ્રેષ્ઠતાનો સંબંધ જન્મની સાથે નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર–એમ વર્ણના ભેદને કારણે કોઇને શ્રેષ્ઠ કે કોઇને અશ્રેષ્ઠ માની શકાય નહિ. શ્રેષ્ઠતાનો સંબંધ ચેતનાના વિકાસ સાથે છે. જો ચેતનાને, ગમે તે માર્ગથી ધ્યાન ઉપલબ્ધ થઈ જાય, તો તેને શ્રેષ્ઠતા ઉપલબ્ધ થઇ જાય છે. આવી એકાગ્રતા વૈજ્ઞાનિકને પ્રયોગશાળામાં, શિક્ષકને ભણાવતાં, ખેડૂતને ખેતર ખેડતાં અને વણકરને વણતાં જો પ્રાપ્ત થઇ જાય, તો ચેતનાની શ્રેષ્ઠતા તેમને સંપ્રાપ્ત થઇ જાય.

આ રીતે ગીતાના આધારે વર્ણ વ્યવસ્થાના મૂળને ઊંડાણ અને ગહનતાથી સ્પર્શવાનો મેં પ્રયત્ન કર્યો છે. ઉપર કરેલાં વિવેચન મુજબ ડોકટર, એન્જીનીયર, જે કોઇ પણ શિલ્પના આધારે જીવન જીવતા હોય તે બધા શૂદ્રમાં જશે.

શૂદ્ર કંઈ નાનો વર્ણ નથી. તે ઘણો અદ્દભુત અને વિશાળ છે. તેની ભારે કીમત છે, તેની ભારે મહત્તા છે. સમસ્ત શિલ્પી શૂદ્રમાં જશે. જે શિલ્પી હોય, કામ મહત્વપૂર્ણ હોય તો તે શૂદ્રમાં જશે. જે વ્યવસાયી છે, ધન જેને કેન્દ્રમાં અને મહત્વપૂર્ણ છે તે વૈશ્યમાં પરિગણિત થશે. જે શક્તિની શોધમાં, સત્તાની ખોજમાં, સત્તાનાં માધ્યમથી શક્તિની જ પૂજા કરતો હોય તે ક્ષત્રિયમાં ગણાશે. જે વિશ્વની મૂળ શક્તિ, બ્રહ્મની જીજ્ઞાસામાં સંલગ્ન છે તે બ્રાહ્મણની કોટિમાં આવશે.

ગીતાનાં આંતરિક રહસ્યને સ્પર્શીને આ વાત થઇ છે. જૈન શાસ્ત્રોમાં પણ વર્ણોના આ વિભાગો ગુણકર્મને અનુસરીને જ સ્વીકારેલા છે. તદ્દનુસાર–

कम्मुणा बम्मणो होइ, कम्मुणा होइ खत्तिओ ।
वइस्से कम्मुणा होइ, सुद्दो हवइ कम्मुणा ॥

અર્થાત્ કર્મથી જ બ્રાહ્મણ થાય છે. કર્મથી ક્ષત્રિય બને છે. કર્મથી જ વૈશ્ય અને કર્મથી શૂદ્ર બને છે. શૂદ્ર હોવામાં કે બ્રાહ્મણ હોવામાં કશું જ આગવું મહત્ત્વ નથી. સૌનું સૌનાં સ્થાને મહત્વ છે. કોઇ વિશિષ્ટ નથી કે કોઈ ગૌણ નથી. મુશ્કેલી તો ત્યારે ઊભી થઇ, જ્યારે આપણે બ્રાહ્મણને ઉચ્ચ માનતા થયા અને શૂદ્રને નીચ. તે દિવસથી શૂદ્રનાં માનસમાં ઉપર જવાની વાસના જન્મી અને બ્રાહ્મણના મનમાં ભયનો જન્મ થયો કે મને કોઇ નીચે નહિ ઉતારી દે ને ! આવા ઉચ્ચ નીચના ખ્યાલોમાંથી જ સ્વસ્થતા ખોવાઇ ગઈ અને રુગ્ણતા આવી.

સમય અને સંયોગો બદલાતા જાય છે. આજે નહિ તો આવતી કાલે બ્રાહ્મણ પણ શૂદ્ર થવા આતુર થશે. શુદ્ર બ્રાહ્મણ થવા શા માટે આતુર છે? કારણ બ્રાહ્મણનો વર્ગ મહત્વપૂર્ણ છે. આવતી કાલે શૂદ્ર પણ મહત્ત્વપૂર્ણ હોઇ શકે છે. આજે સ્કૂલો, કોલેજો, અને યુનિવર્સિટીઓમાં શૂદ્ર નથી એવા ઘણા વિદ્યાર્થીઓએ પોતાને શૂદ્ર તરીકે ઓળખાવેલ છે. કારણ શૂદ્રો માટે વિશેષ સ્કોલરશીપની વ્યવસ્થા છે. નોકરી માટે સવિશેષ સ્થાનો અને અનધિકૃત છૂટછાટો છે. ચૂંટણીમાં શૂદ્રો માટે સુનિશ્ચિત જગ્યાઓ છે. જે શૂદ્રનાં ઘરમાં નહિ જન્મ્યા હોય તે ઇશ્વરને દોષ દેશે એવો સમય પણ બહુ દૂર નથી. વસ્તુતઃ તો– जन्मना जायते शूद्रः कर्मणा द्विज उच्यते ॥

વાલ્મીકિ વગેરે ઋષિઓની જન્મથી જાતિ અને સ્થિતિ શૂદ્રની હતી. પરંતુ માત્ર રામનું નામ જપતાં અરે, રામનું નામ પણ જપતાં ક્યાં આવડ્યું ! રામને બદલે 'મરા'મરા' જપતાં અને મરા મરામાંથી જપની તીવ્રતમ ગતિથી રામ રામ થઈ જતાં જે વિદ્યુત સર્કલ રચાયું તેને લઈ કેન્દ્ર સાથેનો સંબંધ બંધાઇ ગયો. અંદરના રામનાં દર્શન થઈ ગયા. તૃતીય નેત્ર ઊઘડી ગયું. વગર ભણેલા વાલ્મીકિ ભારતીય સંસ્કૃતિના આદ્ય અને મહાન કવિ થઇ ગયા. તાત્પર્ય એ છે કે બધા માણસો સમાન છે. માત્ર પોતાના ગુણ ધર્મો અને કર્મોને ઓળખી તે રીતે વિકાસની દિશામાં તેણે પગલાં ભરવા પ્રયત્ન કરવો જોઇએ કે જેથી ઐશ્વર્ય પ્રાપ્ત થઈ શકે.

# મીઠો આવકાર

આજનું પ્રવચન એક મધુર કથાથી પ્રારંભ કરું છું. ભગવાન બુદ્ધના જીવનનો આ પ્રસંગ છે. પ્રસંગ તો તમારા અમારા સૌનાં જીવનમાં બને છે, પરંતુ આપણે બધાં પ્રતિકર્મમાં જીવનારાં છીએ. જ્યારે ભગવાન મહાવીર, ભગવાન બુદ્ધ, ભગવાન કૃષ્ણ જેવા મહાપુરુષો કર્મમાં જીવનાર હતા. તેમનાં જીવન ઉપર દૃષ્ટિપાત કરતાં પ્રતિકર્મનું નામ નિશાન પણ જોવા મળતું

નથી આ વાતને સમર્થિત કરતી આ વાર્તા છે. કર્મ અને પ્રતિકર્મ શું છે તે વાત તો આ વાર્તા સમાપ્ત થઇ ગયા પછી કરીશું. આ વાર્તાથી પણ કદાચ તમને તે સમજાઇ જશે.

એકવાર એક માણસ ભગવાન બુદ્ધ પાસે આવીને અચાનક ઊભો રહ્યો અને તેમના ઉપર થૂંક્યો. આ માણસના આવા અપકૃત્યની ભગવાન બુદ્ધના મન પર જરાપણ અસર ન થઇ. તેમના પુષ્પસમ પ્રફુલ્લિત અને પ્રમુદિત વદન પર તેમણે મંદહાસ્ય રેલાવ્યું અને થૂંકને ચાદરથી લૂછી નાખતાં તેમણે તે માણસને પૂછ્યું 'ભાઇ! તારે બીજું કંઇ કહેવું છે?'

આ સાંભળી થૂંકનાર વિચારમાં પડી ગયો. પોતે તેમના પર થૂંકીને એક ધૃણાસ્પદ કાર્ય કર્યું હતું. છતાં પોતાના પર ક્રોધ કરવાને બદલે ભગવાન બુદ્ધે તેને જે મીઠો આવકાર આપ્યો, એવા આવકારની તેણે કદી કલ્પના પણ કરી ન હતી. પોતાના પર થૂંકનારને પણ આવો મીઠો આવકાર આપે એવી તેણે આ જગતમાં આ પ્રથમ જ વ્યક્તિ જોઇ.

થૂંકનાર સંકોચ અનુભવવા લાગ્યો. તે શું જવાબ આપે? ભગવાન બુદ્ધે મધુરસ્મિતથી મીઠો આવકારો આપીને તેને મૂંઝવણમાં મૂકી દીધો હતો. ભગવાન બુદ્ધ જો પ્રતિકર્મ કરત, પોતાના આવા અણછાજતા વર્તનની સામે તેઓ ક્રોધ કરત, તો તેનું તેને જરાપણ આશ્ચર્ય ન થાત. વળી તે પ્રતિકર્મનો પ્રત્યુત્તર પણ તે ઘડીને જ આવ્યો હતો. એટલે પોતે કરેલ આ અઘટિત કૃત્ય વિષે તેને કાંઈ વિચારવાનું જ નહોતું. પ્રતિકર્મ માટે આપણે સૌ પ્રાયઃ તૈયારજ હોઇએ છીએ. ભગવાન બુદ્ધે પણ જો હસવાને બદલે તે માણસને એમ પૂછ્યું હોત કે, આ રીતે થૂંકવાનું તારું શું પ્રયોજન હતું? તો કદાચ તેનો શો જવાબ વાળવો તે પણ તે મનમાં નક્કી કરીને જ આવ્યો હતો. એટલે વિના સંકોચે તે તૈયાર જવાબ આપી દેત. આ જાતની પ્રાથમિક ભૂમિકાઓ આપણે સૌ પણ પ્રાયઃ તૈયાર જ રાખતાં હોઇએ છીએ–'જેમકે અમુક બાબતના સંબંધમાં અમુક માણસ મને આમ કહેશે તો તેનો જવાબ હું આમ આપીશ. આ થૂંકવાના સંબંધમાં બુદ્ધ આમ કહેશે તો હું તેના જવાબમાં આમ કહીશ.' પરીક્ષામાં જેમ ઉત્તર તૈયાર કરીને આપણે લઈ જઇએ છીએ તેમ જીવનમાં પણ ડગલે અને પગલે ઉપસ્થિત થતા પ્રશ્નોના જવાબ આપવાની પૂર્વ તૈયારી આપણે કરી રાખતાં હોઇએ છીએ. પરંતુ તે તૈયારી પ્રતિકર્મની હોય છે.

ભગવાન બુદ્ધ જેવો પ્રબુદ્ધ આત્મા તો લાખો વર્ષે એકાદ થાય છે. એવા ઉત્તમ આત્માઓના પવિત્ર જીવનમાં પ્રતિકર્મ શોધવા જઇએ તો પણ ન મળે. ભગવાન બુદ્ધના જીવનમાં ઉપસ્થિત થયો તેવો પ્રશ્ન પણ હજારો વર્ષે ક્યારેક જ ઊભો થાય છે. કારણ હજારો વર્ષોમાં ક્યારેક જ કોઈ એકાદ વ્યાકત કર્મ કરે છે. બાકી તો બધા પ્રતિકર્મ કરવામાં જ તત્પર હોય છે.

થૂંકનાર માણસ મુંઝાઈ ગયો. તેને કશો જ જવાબ ન સૂઝયો. તે કહેવા લાગ્યો: 'આપ શું પૂછો છો?'

ભગવાન બુદ્ધે કહ્યું: 'હું ખરેખર પૂછું છું. તમારે બીજું કંઇ કહેવું છે?' થૂંકનારે કહ્યું: 'મેં તો આપને કશું જ કહ્યું નથી. માત્ર આપના ઉપર થૂંક્યો છું.'

ભગવાન બુદ્ધે કહ્યું: 'ખરી વાત છે કે, તમે મને કાંઈ કહ્યું નથી, માત્ર થૂંક્યા જ છો; પરંતુ થૂંકવાની આડમાં તમે કંઇક અવશ્ય કહેવા ઇચ્છતા હશો. કેમકે થૂંકવું એ પણ કંઇક કહેવાની એક પ્રકારની ચેષ્ટા છે. સંભવ છે કે તમને મારા ઉપર એટલો બધો ક્રોધ ચડ્યો હોય કે જેથી તમારે મને જે કહેવું હતું તે શબ્દોથી નહિ પણ આમ થૂંકીને કહ્યું હોય!'

કેટલીયે વાર ભાવોની અભિવ્યક્તિમાં શબ્દો નબળા સિદ્ધ થાય છે. એટલે ભગવાન બુદ્ધે કહ્યું: 'હું પણ કેટલીક વાર કેટલીક વાતો શબ્દોથી કહી શકવામાં અસમર્થ બનું છું ત્યારે તેને શબ્દોથી કહેવાનો પ્રયત્ન કરતો નથી. શબ્દોથી કહેવા જતાં તે વાતો પ્રાણશૂન્ય બની જાય છે. એટલે આવા પ્રસંગોમાં શબ્દોને બદલે હું ઇશારાનો આશ્રય લઉં છું. હું માનું છું કે, તમોએ પણ મારી જેમ આવા જ એક પ્રકારના ઇશારાનો આધાર લીધો છે. મને લાગે છે કે, આ સત્ય હું બરાબર સમજી શક્યો છું.

તે માણસે કહ્યું: 'આપ મારો ભાવ સમજ્યા જ નથી. મેં તો માત્ર ક્રોધની અભિવ્યક્તિ કરી છે.

ભગવાન બુદ્ધે કહ્યું: 'હું તમારી માનસિક ભૂમિકાને બરાબર સ્પર્શ્યો છું. તમારા થૂંકવામાં તમારો ક્રોધ ભારોભાર વ્યક્ત થતો હતો તે વાત મારી જાણ બહાર નથી.'

માણસે કહ્યું: 'તો ક્રોધનો જવાબ તમે ક્રોધથી કેમ નથી વાળતા? ભગવાન બુદ્ધે કહ્યું: 'તમે મારા માલિક નથી; અને હું તમારો સેવક નથી કે તમે કહો તેમ મારે કરવું. તમે ક્રોધ કર્યો, થૂંકીને તેની અભિવ્યક્તિ કરી, એટલે તમારી ચેષ્ટાથી ઉશ્કેરાઇને હું પણ ક્રોધ કરું, તો એનો અર્થ એ થયો કે હું તમારો ગુલામ થઈ ગયો. હું તમારો અનુસર્તા કે અનુયાયી નથી. તમે ક્રોધ કર્યો એ તમારી ઇચ્છાની વાત હતી, મારે શું કરવું તે મારી ઇચ્છાની વાત છે. તમારી જેમ જ મારે પણ વર્તવું મારે માટે અનિવાર્ય કે આવશ્યક નથી.'

ભગવાન બુદ્ધનો આવો જવાબ સાંભળી તે માણસ આગળ કાંઇ પણ બોલ્યા વિના ત્યાંથી ચાલ્યો ગયો. પણ પોતે કરેલા આવા દુષ્ટ વર્તનનો તેના મનમાં ભારે પશ્ચાત્તાપ થવા લાગ્યો. બીજા દિવસે તે માફી માગવા આવ્યો અને બોલ્યો: 'માફ કરો, પ્રભો! મારી ભૂલ થઈ ગઇ. આમ કહી, તે ભગવાન બુદ્ધનાં ચરણોમાં માથું મૂકી રડવા લાગ્યો. તેની આંખોમાંથી આંસુઓની ધારા ચાલી. ભગવાનનાં ચરણોમાં માથું મૂકીને આંસુઓ સારતો તે એમને એમ ક્યાંય સુધી પડી રહ્યો. પછી જ્યારે તે થોડો સ્વસ્થ થયો ત્યારે ભગવાન બુદ્ધે તેને પૂછ્યું: 'તમારે બીજું કંઇ કહેવું છે?'

તે માણસે કહ્યું: 'આ તે કોઈ પ્રશ્ન છે ? આપ તો કેવો પ્રશ્ન પૂછો છો ? ભગવાન બુદ્ધે કહ્યું: 'હા હું સમજી ગયો. તમારા મનમાં એવા સઘન અને પ્રગાઢ ભાવો છે કે જે ભાવોને તમે શબ્દોમાં સ્પષ્ટ આકાર આપી શકતા નથી એટલે તમે ચરણોમાં માથું મૂકીને, આંખના આંસુઓથી તેને વ્યક્ત કરી રહ્યા છો. શબ્દોમાં અશક્ય જણાતી વસ્તુઓ હાવભાવથી વ્યક્ત કરાતી હોય છે. એટલે ગઇ કાલે તમારે જે કહેવું હતું તે તમે શબ્દોમાં કહી શક્યા નહિ એટલે તમે ઈશારાનો આશ્રય લીધો. આજે પણ તમે અવશ્ય કંઇક કહેવા ઇચ્છો છો જે શબ્દોથી કહી શકતા નથી, એટલે આમ તમે હાવભાવનો આધાર લીધો છે.

તે માણસે કહ્યું : 'પ્રભો ! હું આપની માફી માગવા આવ્યો છું. મને ક્ષમા કરો.' ભગવાન બુદ્ધે કહ્યું: મેં તમારા પર ક્રોધ કર્યો નથી માટે ક્ષમા કરવાનો કોઈ પ્રશ્ન જ ઊભો થતો નથી. ગઈ કાલે મેં તમને થૂંકતાં જોયા હતા; અને આજે તમોને પગમાં માથું મૂકતાં જોઉં છું. બસ વાત પૂરી થઇ ગઇ ! આથી વધારે કર્મમાં હું પડતો નથી. હું તમારો ગુલામ કે સેવક નથી.'

પ્રતિકર્મ એ ગુલામી છે. જ્યારે કોઈ બીજો માણસ આપણી પાસેથી આપણી ઇચ્છા વિરૂદ્ધ પરાણે કોઇ કાર્ય કરાવી લે છે ત્યારે આપણે આપણા માલિક નથી રહેતા. બીજાની અસરથી ચાલનારા, બીજાની ઇચ્છાને અનુસરનારા આપણે બની જઇએ છીએ. આપણા ઉપર બીજાનું પ્રભુત્વ સ્થપાઈ જાય છે.

આ સંબંધમાં ગીતામાં પણ કહેવામાં આવ્યું છે કે–

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥

કર્મ શું છે ? અને અકર્મ શું છે ? આ બાબતમાં સામાન્ય કક્ષાના માણસોની વાત તો બાજુએ રહી, પરંતુ કવિઓ, બુદ્ધિમાનો અને વિદ્વાન ગણાતા માણસો પણ તેમાં વ્યામોહિત છે. તે બધો પણ કર્મ અને અકર્મ વિષે યોગ્ય નિર્ણય કરી શકતા નથી. તે કર્મ અને અકર્મનું તત્ત્વ–ગૂઢ રહસ્ય હે અર્જુન ! હું તને સારી રીતે સમજાવીશ કે જેના સમ્યગ્જ્ઞાનથી માણસ અશુભ સંસારના જટિલતમ બંધનોથી વિમુક્ત થઈ જાય છે.

તમે કહેશો કે કર્મ અને અકર્મ વિષે તો મૂઢ ગણાતા માણસો પણ માહિતી ધરાવતા હોય છે. આ વિષય એવો ક્યાં ગૂઢ છે કે જેમાં બુદ્ધિમાન માણસો પણ વ્યામોહ પામે ? છતા શ્રીકૃષ્ણ એમ કેમ કહે છે કે, કર્મ અને અકર્મ વિષયક રહસ્યોને ડાહ્યા અને પ્રજ્ઞાશીલ ગણાતા માણસો પણ સમજતા નથી.

કર્મ અને અકર્મ વિષેના આપણા જે ખ્યાલો છે, તે જ ખ્યાલો જો શ્રીકૃષ્ણના પણ હોત, તો નિશ્ચિત રીતે શ્રીકૃષ્ણ 'कवयोऽप्यत्र मोहिताः' શબ્દનો પ્રયોગ ન કરત. આપણી જે

કર્મ-અકર્મ વિષયક સમજણ છે તેનાથી એકાંત ભિન્ન કર્મ-અકર્મ વિષયક શ્રીકૃષ્ણની સમજણ છે. અન્યથા કર્મ અકર્મની સમજણને તેમણે આટલી બધી ગૂઢતાપૂર્ણ અને તાત્ત્વિક ગણી ન હોત.

જ્યારે કોઈ માણસ આપણા કાનને, હૃદયને અને પ્રાણોને ન ગમે એવા અઘટિત અને અણછાજતા શબ્દોનો પ્રયોગ કરે છે, આપણને પસંદ ન પડે એવું આચરણ કરે છે, ત્યારે આપણાં હૃદયમાં ઉદ્વેગ, વિષાદ, ઉદાસીનતા અને ખિન્નતાની એક રેખા ખેંચાઈ જાય છે. તેના શબ્દો અને વર્તન આપણા પ્રાણોને સ્પર્શી જાય છે. આંદોલનોનું એક ભીષણ વાવાઝોડું આપણા અંતરાત્મામાં હલચલ ઊભી કરી દે છે. તે આપણું કર્મ નથી, સહજ ઊભી થએલી સ્થિતિ નથી, પરંતુ બીજાના શબ્દો અને આચરણના પ્રત્યાઘાતમાંથી પરિણમતી અને અભિવ્યક્ત થતી એક સ્થિતિ છે, જે પર પ્રેરિત છે. આપણા હૃદય અને પ્રાણોને હલાવનારી આ સ્થિતિની જો આપણાં માનસમાં કશી જ અસર ન થાય, હૃદય અને પ્રાણ કોઈપણ પ્રકારના કંપન અને આંદોલનોથી આંદોલિત ન થાય, આપણે સહજ રીતે આપણી પ્રસન્નતા અને સ્વસ્થતાને ટકાવી રાખી શકીએ તેમજ આંતરિક ભાવોમાં કશો જ પ્રત્યાઘાત ન જન્મવા દઈએ તો જ આપણે સહજ સ્થિતિને પ્રાપ્ત કરી શકીએ છીએ અને તે આપણું કર્મ છે જે આપણને આધીન છે. તે પર પ્રેરિત નથી, બીજાના પ્રભાવથી તે પ્રભાવિત થએલું નથી, તે સ્વયંભૂ છે, સહજ છે. એટલે તેને આપણું કર્મ કહી શકાય. કારણ આપણે તેના સ્વામી છીએ.

આવી સ્થિતિ માત્ર અણછાજતા શબ્દો કે કૃત્યોથી જ નથી થતી, અનુકૂળ લાગતા શબ્દો કે કાર્યોમાંથી પણ તે આવિર્ભાવ પામતી હોય છે. કોઈ માણસ આપણા માટે બે સારાં શબ્દોનો પ્રયોગ કરે, અનુકૂળ થઈ વર્તે, ત્યારે આપણાં હૃદયમાં પ્રસન્નતા વ્યાપી જાય છે. આપણું મન અહંકારથી ફુલાઈ જાય છે. કોઈએ કરેલી પ્રશંસા કે ઉચ્ચારેલા સારા શબ્દો આપણને આંદોલિત અને તરંગિત બનાવી દે છે—આ બધી સ્થિતિ પર પ્રેરિત હોય છે. આપણામાથી જન્મેલી નથી હોતી. બીજાના શબ્દો કે કાર્યોના તે પ્રત્યાઘાતો છે. એટલે આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, આપણું સ્વામિત્વ તેના ઉપર નથી હોતું. આપણને ઘણીવાર એવા અનુભવો પણ થાય છે કે આપણે ન બોલવા ઇચ્છતા હોઈએ છતાં, ક્રોધ કે આવેશના અંદરમાં જન્મેલા પ્રત્યાઘાતોથી પ્રેરાઈ, બોલી જઈએ છીએ. આ બધા આપણા કર્મો નથી, પરંતુ પ્રતિકર્મો છે. આપણાં બધાં કાર્યો સહજ નથી હોતાં. બહારથી ઊભાં થએલાં હોય છે. એટલે પ્રતિપળ આપણે પ્રતિકર્મમાં જ જીવીએ છીએ.

કોઈ આપણને ગાળો ભાંડે, ત્યારે આપણે ક્રોધે ભરાઈ જઈએ છીએ. કોઈ ફૂલમાળા પહેરાવે ત્યારે અહંકાર અને આનંદથી ફૂલાઈ જઈએ છીએ. આપણી સ્થિતિ વીજળીના ગોળા જેવી છે, જેમાં સ્વીચને ઉપર કરતાં પ્રકાશ થઈ જાય છે અને નીચે કરતાં તે ઠરી જાય છે. સારું છે કે તે ગોળો નિર્જીવ છે, નહિતર તે પણ આપણી માફક બોલી ઊઠત કે પ્રકાશ કરવાનું

અને ઠારવાનું કાર્ય હું જાતે જ કરું છું. ખરી રીતે ગોળો કંઇ જ કરી શકતો નથી. સ્વીચ ઉપર કરતાં તે પ્રકાશિત થાય છે અને સ્વીચ નીચી કરતાં તે ઠરી જાય છે. આ જ રીતે કોઈ આપણને ન કહેવાના શબ્દો કહે ત્યારે આપણાથી ઉત્તર અપાઈ જાય છે. એ વખતે તે આપણા હાથની વાત નથી રહેતી. આપણે હજારો પ્રયત્નો કરીએ, કદાચ મોઢામાં આવેલા શબ્દોને અટકાવી પણ લઇએ, છતાં મનો જગતમાં તેના તરફ ગાળો ફેંકાઈ જ ગઈ હોય છે. તે વખતે તે આપણા વશની વાત રહેતી નથી. આપણી સ્વીચના આપણે માલિક રહેતા નથી. એની ઉપર નીચે કરવાની ચાવી કોઇ બીજાના હાથમાં આવી જાય છે. આપણે તો નિર્જીવ ગોળાની માફક યંત્રવત્ તેને અનુસરનારા જ બની જઇએ છીએ. આ આપણું પ્રતિકર્મ છે.

અકર્મ તો એના કરતાં પણ ક્લિષ્ટતમ છે. આપણી સમજ ભ્રાંતિઓથી ભરેલી છે. એટલે પ્રતિકર્મને પણ કર્મ માની લેવાની અને કર્મશૂન્યતાને અકર્મ માની લેવાની ભૂલમાં આપણે પડી જતાં હોઇએ છીએ. કોઈ પણ શારીરિક ક્રિયાઓને અટકાવવી કે તેવા કાર્યોમાંથી નિવૃત્તિ મેળવવી, એટલે અકર્મની દિશામાં આપણે પ્રગતિ કરી છે એમ માની શકાય નહિ. શારીરિક રીતે, તેવા બધા વ્યાપારોથી આપણે અટકી પણ જતાં હોઇએ, છતાં તેથી આપણને અકર્મના આદર્શની ઉપલબ્ધિ થતી નથી. ઇન્દ્રિયોના સ્થૂલ વ્યાપારને રોકી દેવા માત્રથી મનો જગતના વ્યાપારો અટકી જતા નથી. ખરી રીતે તો બહારના જગતની સ્થૂલ ક્રિયાઓ અટકાવવા જતાં માનસિક જગતની ક્રિયાઓ વધારે સઘનતાપૂર્વક સક્રિય થઇ જાય છે.

બાહ્ય જગતમાંથી પોતાના કાર્યના વિસ્તારને અટકાવવા જતાં અંદરના જગતમાં વધારે સૂક્ષ્મ કાર્યોની જાળનો પ્રારંભ થઇ જાય છે. દાખલા તરીકે, રાતમાં આપણે ઊંઘમાં આરામમાં હોઇએ ત્યારે આપણને એમ લાગે છે કે, આપણે અકર્મના જગતમાં પ્રવેશ કરી ગયા છીએ. પરંતુ ખરી રીતે જોતાં, ઉપર ઉપરથી દેખાતા આ અકર્મમય જગતમાં, દિવસભર કરેલાં કાર્યો કરતાં પણ વધારે સૂક્ષ્મ કાર્યોનું જગત ક્રિયાત્મક થઈ જાય છે. દિવસમાં જે કાર્યો આપણે નથી કરી શકયાં તે બધાં કાર્યો રાત્રે સ્વપ્નાંઓમાં વધારે રસપૂર્વક અને સરળતાથી આપણે કરીએ છીએ. સારી રાત આપણી ચેતના ગહન કર્મમાં પ્રવૃત્ત રહે છે. એટલે જ્યાં સુધી કર્મની વાસના લુપ્તપ્રાય: ન થાય, મન ખરી રીતે પ્રશાંત અને શૂન્ય ન બની જાય, અમન અથવા નિર્વિચાર સમાધિ ઉપલબ્ધ ન થાય, ત્યાં સુધી સ્થૂલ ક્રિયાઓનો આપણે ત્યાગ કર્યો હશે છતાં માનસિક જગતનાં સૂક્ષ્મ તરંગો આપણને આંદોલિત કર્યા વગર રહેશે નહિ. ત્યાં સુધી અકર્મના જગતમાં પ્રવેશ મેળવવો પણ આપણે માટે અશકય છે. અકર્મનું જગત એક ક્રાંતિપૂર્ણ ઘટના છે અને તે અસામાન્ય સાધનાને આભારી છે.

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામીની સાધના પણ આવી જ અસામાન્ય છે. પ્રતિકર્મ તેમને માટે અશકય બન્યું છે. કોઇપણ ઘટના તેમના અંતરમાં આંદોલન કે પ્રત્યાઘાત

જન્માવી શકતી નથી. તેમનાં કાર્યો કોઈની પ્રતિક્રિયામાંથી જન્મેલાં નથી. તે પરપ્રેરિત નથી, સહજ છે. તેમના માનસિક જગતમાં વાસનાનાં સૂક્ષ્મ તરંગોનાં આંદોલનો ઊભાં થવા પામતાં નથી. એટલે બાહ્ય રીતે પોતાના ક્રિયાકાંડોમાં સાવધાનીપૂર્વક જાગૃત હોવા છતાં, આંતરિક રીતે તેઓ અકર્મના જગતની મોજ માણતા હોય છે. જે કર્મ અને અકર્મ વચ્ચેની સૂક્ષ્મ રેખાને પારદર્શી પ્રજ્ઞાથી જોઈ શકે છે, ઓળખી શકે છે, તે મોક્ષના માર્ગને ઉપલબ્ધ કરી શકે છે. કર્મ અને અકર્મ વચ્ચેના બહુ જ નાજુક અને સૂક્ષ્મ ભેદને જે વિવેકપૂર્વક પારખી લે છે તેને માટે આ જગતમાં પછી બીજું કાંઇ જાણવાનું રહેતું નથી.

શ્રી ગૌતમ સ્વામી શ્રાવસ્તીનગરીના તિંદુકવનમાં શ્રી કેશીકુમાર શ્રમણ પાસે મળવા પધાર્યા છે. બંને મહાપુરુષો આધ્યાત્મિક જગતના જાગૃત આત્માઓ છે. શ્રી કેશીકુમાર શ્રમણ શ્રી ગૌતમ સ્વામીને પોતાને ત્યાં પધારેલ જોઇ આનંદિત થયા છે. સાધુઓ પાસે સાધુઓના સ્વાગત માટે ઉચિત જે ઉપકરણો છે તેનાથી તેઓ તેમનું હાર્દિક સ્વાગત કરે છે. મીઠો આવકાર આપે છે. આ સત્ય શાસ્ત્રની જ ભાષામાં જોઇએ.

पलालं फासुयं तत्थ, पंचमं कुसतणाणिय ।
गोयमस्स निसेज्जाओ, खिप्पं संपणामओ ॥

શ્રી ગૌતમ સ્વામીને બેસવા માટે તેમણે તત્કાળ પ્રાસુક, પલાલ, કુશતૃણના આસનો અર્પણ કર્યાં. સાધુઓ અકિંચન હોય છે. તેમનાં સાધનો અને ઉપકરણો મર્યાદિત હોય છે. તેમનાં બધાં સાધનો નિર્દોષ અને પવિત્ર હોય છે. હૃદયમાં પ્રેમનો અસાધારણ ઉમળકો છે. સાધુઓ માટે યોગ્યતમ સત્કારની હાર્દિક તીવ્રતમ આકાંક્ષા છે. એટલે ઉપરથી સામાન્ય દેખાતા આ ઉપકરણોમાં હાર્દિક પ્રેમ અને સદ્ભાવનાનો અક્ષય ભંડાર સમાયેલો છે. કવિ આ વાતને પોતાના શબ્દોમા આ રીતે વ્યક્ત કરે છે.

तृणानि भूमिसदक वाकचतुर्थी च सुनृता ।
अेतान्यपि सतांगेहे, नोच्छिद्यन्ते कदाचन ॥

ગમે તે સંયોગો અને સ્થિતિઓમાં પણ ચાર વસ્તુઓ સાધુ પુરુષો પાસે સુનિશ્ચિત હોય છે. આવેલા અતિથિના સ્વાગતમાં આ ચાર વસ્તુઓની જ મુખ્ય જરૂર છે. આ વસ્તુઓની સાથે જ્યારે હૃદયમાં વહેતા સ્નેહનાં ઝરણાંનો અમૃતરસ ભળે છે ત્યારે વસ્તુઓ, વસ્તુઓ મટી પ્રેમભર્યા હૈયાનું ઐશ્વર્ય બની જાય છે. આ ચાર વસ્તુઓ જેમ શાસ્ત્રની ગાથામાં નિર્દિષ્ટ છે તેમ આ શ્લોકમાં પણ તેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. શુદ્ધ ભૂમિ, તૃણનું આસન, પીવા માટે શીતલ પાણી, અને બોલવામાં મધુર વાણી—આ ચાર પ્રકૃતિ ઉપલબ્ધ વસ્તુઓનું દારિદ્રય સાધુઓમાં ક્યાંય દૃષ્ટિગોચર થતું નથી. પ્રકૃતિએ આપેલા આ કીંમતી તત્ત્વોના બાકી બીજા

બધાં તો રૂપાન્તરો છે. બિહારમાં તો વળી આજે પણ- ઘાસ પાથરવાની પદ્ધતિ પ્રચલિત છે. સંથારાના પાઠમાં 'દર્ભાદિક સંથારો સંથરીને' જે કહેવામાં આવેલ છે તેનાથી પણ નિર્દોષ ઘાસના આસનની વિશિષ્ટતા જૈન સાધુઓ માટે પારંપરિક છે. સાધુ પુરુષો બીજા પાસેથી પણ કશી જ અપેક્ષા રાખતા નથી. આ તો સમાનતામાં આવેલા ઉમળકાના પ્રતીક રૂપે આવકારનું મીઠું રૂપક બતાવેલ છે.

## તલવારની ધાર

આપણે ત્યાં મુનિ શ્રીસ્થૂલિભદ્ર અને કોશા વેશ્યાની કથા પ્રચલિત છે. આ આખી કથા તમે સહુએ ઘણીવાર સાંભળી હશે. સાધુઓને વેશ્યાઓના વાડા તરફ જવાની પણ મનાઈ હોય છે. ત્યારે મુનિ સ્થૂલિભદ્રજીને વેશ્યાને ત્યાં ચાતુર્માસ માટેની અનુમતિ મળી, આ જેવી તેવી વાત નથી. આ વાતથી સામાન્ય માણસો તો આશંકિત બને એ સ્વાભાવિક છે, પરંતુ સાધુઓ પણ સંક્ષુબ્ધ બની જાય તેવી આ વાત છે. આ આખી કથાની ફલશ્રુતિ અને નિષ્કર્ષ આપણે જાણીએ છીએ, તેથી આ વાતથી આજે આપણને જરાપણ આશ્ચર્ય થતું નથી. પરંતુ તે સમયમાં જ્યારે લોકોએ આ વાત જાણી હશે ત્યારે તેમને કેવો આંચકો લાગ્યો હશે, કેવા ગંભીર પ્રત્યાઘાતો તેમનાં માનસ પર પડ્યા હશે, તે પણ આપણે સમજી શકીએ તેવું છે. 'વેશ્યા અને સાધુ' સૌના વિચારોનું કેન્દ્ર બની ગયાં હશે. બન્ને તરફ અધ્યાત્મમૂલક પવિત્ર લાગણી જન્મવાને બદલે શંકા, ભય, અને તિરસ્કારની લાગણી જન્મી હશે. આમ બને તે સ્વાભાવિક પણ છે. તેમાં કશું જ આશ્ચર્ય કે કુતૂહલ કરવા જેવું નથી.

તમારામાંના દરેકે આ વાત સાંભળી છે એટલે હું તે કહેતો નથી. પરંતુ આજ વાર્તા સાથે સામ્ય ધરાવતી, એવી જ એક બીજી કથા હું આજે તમને કહીશ, જે સાંભળીને તમારા માનસમાં મુનિ સ્થુલિભદ્રજીનું ચિત્ર અવશ્ય ખડું થશે! આશંકાઓના આ જગતમાં પોતાના આગવા અસ્તિત્વને મિથ્યા આવરણોમાંથી તારવી, સત્ય પોતાની ઓજસભરી ધારાનો અસરકારક પ્રભાવ કેવો ઉપજાવી શકે છે, તેનું સ્પષ્ટ ચિત્ર પણ આ કથા તમારી સામે મૂકી દેશે!

બુદ્ધના એક ભિક્ષુને, એક ગામની એક વેશ્યાએ, ચાતુર્માસ માટે આમંત્રણ આપ્યું. આમંત્રણ આપતાં વેશ્યાએ જણાવ્યું : 'આ વર્ષાવાસમાં ચાર માસ માટે મારે ત્યાંજ રોકાઈ જાઓ. આપનાં સાંનિધ્યથી મારું મન ખૂબ સંતોષ અને આનંદ અનુભવશે.'

સાધારણ કોટિનો સાધુ હોત તો આ જાતના નિમંત્રણથી આશ્ચર્ય પામત. આ પ્રકારના નિમંત્રણથી તે ભારે મૂંઝવણમાં પડી જાત. વેશ્યાને ત્યાં ચોમાસાની વાત જ કેટલી વિસંગત અને અપવાદ ભરેલી હતી! વેશ્યા પણ પોતાનું આ નિમંત્રણ સાધુ સ્વીકારશે કે નહિ તેના

સંશયમાં હતી. વેશ્યાના મનમાં શંકા હતી કે કદાચ સાધુ મારા આ નિમંત્રણનો અસ્વીકાર કરશે. ક્યાં સાધુતાનું સૌંદર્યમય અલૌકિક જગત અને ક્યાં વેશ્યાની નારકીય સૃષ્ટિ ! બન્ને વચ્ચે ક્યાંયે મેળ ખાય એવી વાત નહોતી. તેથી સાધુ તેનાં નિમંત્રણનો સ્વીકાર કરશે એવો તેના મનમાં વિશ્વાસ બેસતો નહોતો. એટલું જ નહિ, તેને થતું હતું કે કદાચ સાધુ એમ પણ કહે કે, ક્યાં તું અને ક્યાં હું ? ક્યાં તારી કક્ષા અને ક્યાં મારી ? તારી રહેણીકરણી, રીતભાત, અને જીવન પદ્ધતિ સાથે અમારો કોઇ જ મેળ ખાય તેમ નથી ! ૩૬ના આંક જેવી કશા જ મેળ વગરની આ વાત છે.

આમ વિચાર આવતાં વેશ્યાનાં મનમાં નક્કી થઈ ગયું કે, મારે ત્યાં ચાતુર્માસની વાત જ અશક્ય છે. મારી ઇચ્છા કોઈપણ રીતે પરિપૂર્ણ થાય તેમ નથી. ક્યાં આ સાધુ અને ક્યાં હું વેશ્યા !

પણ વાત તેનાથી ઊલટી જ બની. ઘણી વાર મહાપુરુષોને માટે આપણે જે કલ્પના કરતા હોઇએ છીએ, તે આપણી પોતાની કલ્પનાનું પ્રતિફલન હોય છે. આપણી કલ્પના મહાપુરુષોની ઊંચાઇને સ્પર્શતી નથી. આપણા વામન વિચારોથી વિરાટને માપવાનો આપણો તે ક્ષુદ્ર પ્રયત્ન હોય છે. મહાપુરુષોને સમજવા માટે, તેમની ઊંચાઇને સ્પર્શવા માટે તે પ્રકારનું આપણામાં સામર્થ્ય પ્રગટે, તો જ આપણે મહાપુરુષોનાં વ્યક્તિત્વને, તેમની મહાનતાને, તેમની દિવ્યતાને, સમજી શકીએ. અન્યથા તેમને માટે કરેલી કલ્પના એક વિટંબનાથી વધારે કાંઇ જ હોતી નથી. વેશ્યાએ જે ધાર્યું હતું તેનાથી ઊલટું જ બન્યું. મુનિએ તરત જ વેશ્યાનાં નિમંત્રણનો સ્વીકાર કરી લીધો. ભગવાન બુદ્ધની આજ્ઞાની અપેક્ષાએ, મુનિએ વેશ્યાને ત્યાં વર્ષાવાસ વ્યતીત કરવાની સ્વીકૃતિ આપી. એ જોઇ વેશ્યા પણ આશ્ચર્યમાં પડી ગઈ. છતાં પોતાની ઊંચાઈએથી વધારે ક્યાસ કાઢવા, પોતાનાં મનમાં પ્રગટ થતા સંશયને વ્યક્ત કરતાં તે બોલી· 'ભિક્ષુક ! આપ ચાતુર્માસની સ્વીકૃતિ તો આપો છો, પણ ભગવાન બુદ્ધ ના પાડશે તો ?' મુનિએ એટલા જ વિશ્વાસથી જવાબ આપ્યોઃ 'તમે જરા પણ ચિંતા ન કરો. હું મારા વચનમાં સંપૂર્ણ જાગૃત અને સાવધાન છું. ભગવાન બુદ્ધ મને અવશ્ય આજ્ઞા આપશે એવો મને વિશ્વાસ છે, છતાં તેમની આજ્ઞા લેવી મારે માટે અનિવાર્ય છે. આજ્ઞા મળી જવાની છે તેની મને ખાત્રી છે છતાં તેનો નિર્ણય આવતી કાલે આવશે. નિર્ણયની પરમ અને ચરમ મહોર ભગવાન બુદ્ધની આજ્ઞા છે. ભગવાન બુદ્ધને મારામાં પૂર્ણ વિશ્વાસ છે. અમારી સાધુચર્યાની મર્યાદાઓ છે. કેટલાક ઔપચારિક અને વ્યાવહારિક નિયમોથી અમો બંધાએલા છીએ એટલે આજ્ઞા અમારે માટે અપરિહાર્ય છે. અન્યથા મને પોતાને પણ મારામાં પૂર્ણ વિશ્વાસ છે. મંદિર હોય કે વેશ્યાનું ઘર મારે માટે સમાન છે. મારી આવી આંતરિક વૃત્તિઓથી ભગવાન બુદ્ધ પણ સુજ્ઞાત છે.'

બીજે દિવસે જ્યારે બધા ભિક્ષુઓ ભગવાન બુદ્ધની આસપાસ જાણે ભિક્ષુઓની પરિષદ ભરાણી હોય તેમ, વીંટળાઇને બેઠા હતા ત્યારે આ ભિક્ષુએ ઊભા થઇ ભગવાન બુદ્ધને કહ્યુઃ

'પ્રભો! ગઈ કાલે એક અજબ ઘટના બની છે. એક વેશ્યાએ ''મને વર્ષાવાસ માટે આમંત્રણ પાઠવેલ છે, ફક્ત આપશ્રીની આજ્ઞાની અપેક્ષા છે. આપની આજ્ઞા હોય તો હું તેના ઘરમાં વર્ષાવાસ રહું.' ભગવાન બુદ્ધ તેને બરોબર ઓળખતા હતા. તેમણે કહ્યું: 'પ્રિય ભિક્ષુ! એમાં આજ્ઞાની શી જરૂર છે? વેશ્યાથી જો સંન્યાસી ભય પામતો હોય તો વેશ્યા સંન્યાસી કરતાં પણ બલવત્તર છે એમ નક્કી થયું. વેશ્યાથી ભય પામનાર સંન્યાસી મારી દૃષ્ટિમાં સંન્યાસી જ નથી. તેની સાધનાનો પાયો જો એવો નબળો હોય કે તે એક સામાન્ય વેશ્યાથી પણ ડગમગી જાય, તો તે સાધનાની કિંમત શું? વેશ્યા સાધુને સાધનાથી ભ્રષ્ટ કરી શકે તો તે સાધના સાચી સાધના જ નથી. સાધનાનું બળ તો તે ગણાય કે સાધુ વેશ્યાનાં જીવનને પલટાવી તેને સાધ્વી બનાવી દે! જાઓ, મારી આજ્ઞા છે કે, તમે તેને ત્યાં શાંતિથી ચાતુર્માસ વિશ્રામ કરો!'

પ્રભુ બુદ્ધ પાસેથી આવી અકલ્પ્ય આજ્ઞા મળતાં બીજા ભિક્ષુઓ ધ્રૂજી ઊઠયા. કેમકે તે વેશ્યા પણ કોઈ સાધારણ વેશ્યા નહોતી. મોટા મોટા રાજાઓ પણ જેનાથી મુગ્ધ થતા એવું લોકોત્તર તેનું સૌંદર્ય હતું. કેટલાક ભિક્ષુઓ અને સંન્યાસીઓ પણ ભિક્ષાને બહાને તેનાં સૌંદર્યને નિહાળવા, તેના નિવાસસ્થાન પાસેથી કેટલીકવાર પસાર થતા! તેથી આજ્ઞાની વાત સાંભળી એક ભિક્ષુએ વિરોધ કર્યો: 'હે પ્રભો! આ અનુચિત છે. કોઈ ભિક્ષુક વેશ્યાને ઘેર ચાતુર્માસ કરે એ ક્યાંની રીત? એમાં બુદ્ધ શાસનની શોભા શી?' ભગવાન બુદ્ધે તે ભિક્ષુની શંકાનો પ્રત્યુત્તર આપતાં કહ્યું: 'તું જો વેશ્યાને ત્યાં ચોમાસાની આજ્ઞા માંગે તો હું તને ન આપું, કેમકે જે સંન્યાસી વેશ્યાથી ભય પામે છે, લપસી પડવાનો સંદેહ રાખે છે તે નિર્બળ છે. વેશ્યાની શક્તિ સામે જો સંન્યાસી હારી જાય તો તેની સાધનાની કિંમત કોડીની પણ રહે નહિ. આ તો સંન્યાસીની સાધનાની કસોટીનો અવસર છે, ભિક્ષુ! હાર કે જીતનો વિચાર અત્યારે કરવાનો નથી. વેશ્યાનું નિમંત્રણ છે અને સાધુને પણ પોતાની શક્તિમાં પૂરેપૂરો વિશ્વાસ છે. વેશ્યાને સંદેહ નથી કે સાધુ પોતાના જીવનને આમૂલ ફેરવી નાખશે, તેમ ભિક્ષુને પણ ભય નથી કે વેશ્યાના સાંનિધ્યથી પોતાના જીવનનું પરિવર્તન થઈ જશે! સાધુ પોતાની શકિત ઉપર મુસ્તાક છે, વેશ્યા પોતાની ભાવનામાં! જેને પોતાની જાતમા આટલો વિશ્વાસ હોય તેને આજ્ઞા આપવામાં શો વાંધો હોય? વાંધો હોય તમારા જેવા સાધુઓને માટે, જે પોતાની જાતમાં વિશ્વાસ ધરાવતા નથી.'

કથા આગળ ચાલે છે. ભિક્ષુ વેશ્યાને ત્યાં રહ્યો. જે ભોજન વેશ્યા કરતી તે જ ભોજન તે કરતો, પરંતુ તેની સાધનામાંથી તલભાર પણ તે ચ્યુત થતો નહોતો. હવે વેશ્યાએ પોતાનું સ્વરૂપ પ્રગટ કરવા માંડયું. તેણે નૃત્ય અને ગીતોનો પ્રારંભ કર્યો. અર્ધનગ્ન અવસ્થામાં તે નાચવા લાગી. સાધુને સાધુ જીવનમાંથી ભ્રષ્ટ કરવા તેણે પોતાનાથી બનતા બધા જ પ્રયત્નો કર્યા, શણગારો સજ્યાં, અવનવા હાવભાવો બતાવ્યા અને વિવિધ આકર્ષક મુદ્રાઓ પણ રજુ કરી છતાં ભિક્ષુ પોતાની સાધનામાં અડોલ રહ્યો. વેશ્યાનો એક પણ પ્રયત્ન તેને વિક્ષુબ્ધ ન કરી શકયો. 'તેની

ચેષ્ટાઓમાં ન તો સાધુએ કોઇ ઉત્સુકતા બતાવી કે ન કોઇ તેના મને રસ બતાવ્યો. પોતાની નીરસતાનું દર્શન કરાવવા તેણે પોતાની આંખો પણ બંધ ન કરી. તેની દરેક ક્રિયાઓનો તે ઉદાસીન સાક્ષી જ બની રહ્યો. તે જાણતો હતો કે વેશ્યાની ક્રિયાઓમાં જેમ રસ બતાવવા જતાં કેન્દ્રમાં વેશ્યા જ આવીને ઉભી રહેશે, તેમ નીરસતા બતાવવા જતાં પણ મનના જગતમાં તે જ આવીને ઊભી રહેશે.

આ સત્યને યથાર્થ રીતે સમજવા એક નાનકડો દાખલો લઇએ. તમો સૌ ગૃહસ્થો છો. તમારે મન પૈસાની ખૂબ કિંમત છે. રોજ તમારી તિજોરીના પૈસા ગણી તમે મનમાં એક પ્રકારનો સંતોષ અનુભવો છો. તમારે મન પૈસા અસાધારણ વસ્તુ છે. એ જ રીતે એક ત્યાગી કે જેણે લાખોની સંપત્તિને લાત મારી ત્યાગનો માર્ગ સ્વીકાર્યો છે, તે જ્યારે પોતાના ત્યાગનો અહંકાર કરવા લાગે અને કહે કે, હું કોઇ હાલીમવાલીની સ્થિતિમાંથી દીક્ષિત નથી થયો, લાખોની સંપત્તિનો હું માલિક હોવા છતાં મેં તેનો ત્યાગ કર્યો છે ! આમ ત્યાગ કર્યા પછી પણ જો સંપત્તિની સ્મૃતિ તેના મનમાં રહી જતી હોય, તો સાધારણ ગૃહસ્થી અને ત્યાગીમાં ફેર નથી. તિજોરીના પૈસા ગણતાં જેમ તમારા મનમાં લક્ષ્મીનું કીમતી અને માનભર્યું સ્થાન છે તેમ ત્યાગ કરેલ ત્યાગીના મનમાં તે જરજવેરાત અને પૈસાની સ્મૃતિ છે. જો ત્યાગીના સ્મૃતિ કેન્દ્રમાં જરજવેરાત અને પૈસોજ રહે, તો ત્યાગી અને ગૃહસ્થીમાં ફેર શું ? ગૃહસ્થનાં મનમાં જેમ કેન્દ્રમાં પૈસો છે તેમ ત્યાગીનાં માનસમાં પણ પૈસાની મમતા છે. જો તે બન્ને વચ્ચે કોઈ પ્રત્યક્ષ ફેર જોઇ શકાતો હોય તો તે આટલો જ છે કે, ગૃહસ્થ પોતાની રીતે પોતાના સીધા પગથી ચાલી રહ્યો છે અને ત્યાગી શીર્ષાસનથી ચાલવા પ્રયત્નશીલ છે. ગૃહસ્થને તો પોતાના પરિગ્રહના પાપ વિષે ક્યારેક પણ જાગૃત થવાનો અવકાશ રહે છે, પણ ત્યાગીને ત્યાગના સ્વાંગમાં, તે વિષે વિચાર કરવાનો પણ અવસર સાંપડતો હશે કે કેમ, તે એક પ્રશ્ન છે. સ્થૂલ ભૂમિકાએ વૈભવના ત્યાગે તેની માનસિક સૃષ્ટિમાં વૈભવની કિંમત વિષે સક્રિયતા જન્માવી છે.

કથા હજુ આગળ ચાલે છે. વર્ષાવાસ આનંદથી પસાર થઈ રહ્યો છે. અન્ય ભિક્ષુઓ પરેશાન, ચિંતિત, અનાશ્વસ્ત અને સંદેહશીલ છે. રોજ નવી નવી ખબરો તેઓ લાવે છે અને ભગવાન પાસે રજુ કરે છે : 'પ્રભુ ! ખબર છે આપને કે આજે તે ભિક્ષુ અર્ધનગ્ન વેશ્યાનો નાચ જોતો હતો ? કોઈ કહેતા : 'પ્રભો ! વેશ્યા તેને રોજ વિવિધ પ્રકારના મેવા મિષ્ટાન્નો ખવરાવે છે અને ભિક્ષુ પણ કોઇ જાતની આનાકાની કર્યા વગર તે પ્રેમથી ખાય છે.' તો વળી કોઈ કહેવા લાગતા : 'ભગવન્ ! વેશ્યા તેને જાતજાતનાં સુંદર રેશમી વસ્ત્રો આપે છે અને ભિક્ષુ તેનો આનંદથી સ્વીકાર કરે છે.' વળી કોઈક તેજોદ્વેષથી ગર્જી ઊઠતાઃ 'નાથ ! શાસનની બધી મર્યાદાઓ ભ્રષ્ટ થઇ રહી છે. નિયમો નષ્ટ થઇ રહ્યા છે.'

ભગવાન બુદ્ધ આ બધાની વાત ખૂબ શાંતિથી સાંભળ્યે જતા હતા પણ તેઓ તે ભિક્ષુને માટે બિલકુલ નિશ્ચિંત અને સંપૂર્ણ આશ્વસ્ત હતા. તેઓ સૌને એકજ જવાબ આપતા : 'તમે

નિષ્કારણ મૂંઝાઓ છો. તે ભિક્ષુની ચિંતામાં તમે તમારી સાધના શા માટે ભૂલી જાઓ છો ? તમે તે ભિક્ષુમાં ઉત્સુક છો કે વેશ્યામાં ? જો તમે ભિક્ષુ માટે ઉત્સુક હશો અને તેની સાધના ભ્રષ્ટ થવાની તમને ચિંતા હશે તો પણ તમને તેનાથી કોઇ નુકસાન થવાનું નથી. કદાચ ભિક્ષુ સાધનાથી ભ્રષ્ટ થશે તો તે થશે, ગુમાવશે તો તે ગુમાવશે, બૂડશે તો તે બૂડશે, તમે નિષ્કારણ પરેશાન શા માટે થાઓ છો ? તેને માટેની તમારી આટલી આતુરતા શા માટે છે ?'

કહેવાય છે કે ચાર માસ પછી તે ભિક્ષુક બુદ્ધનાં ચરણોમાં ઉપસ્થિત થયો. પરંતુ જ્યારે તે આવ્યો ત્યારે તે એકલો નહોતો. તેની સાથે એક ભિક્ષુણી હતી. વેશ્યા જ્યારે પોતાની કોઈ કળા તે ભિક્ષુ ઉપર ન અજમાવી શકી ત્યારે ભિક્ષુએ પોતાની અધ્યાત્મ સાધનાની કળા, ધર્મકળા તે વેશ્યા પર અજમાવી અને પરિણામસ્વરૂપ તે વેશ્યાનું જીવનપરિવર્તન થઇ ગયું. તે વેશ્યા મટી ભિક્ષુણી બની ગઈ. વાત પણ સાચી છે **'सव्वा कला धम्मकला जिणाइ'**–

ધર્મની કળા બધી કળાને જીતવાનું અસાધારણ સામર્થ્ય ધરાવે છે. આત્મમૂલક સમ્યગ્દર્શનની પ્રાપ્તિ પછી પડવાનાં ભયસ્થાનો ભાગ્યે જ હોય છે. શરીરમૂલક દૃષ્ટિના જગતમાં જ ચડવા–પડવાના, ડગલે અને પગલે ભયસ્થાનો છે. શરીરનાં સંયમમાં પણ જો આંતરિક રહસ્ય યથાર્થ રીતે સમજાઇ જાય તો એક નવી દિશાનું પાનું ઊઘડી જાય. આજે આપણને 'આ મારું શરીર છે' આ જાતની જે એક અલગ લાગણીનો અનુભવ થાય છે અને સમષ્ટિ કે શુદ્ધ અસ્તિત્વથી તેને સ્વતંત્ર અને પૃથક્ જોવાની જે આપણી દૃષ્ટિ છે તેના મૂળમાં રાગભાવની મમતામૂલક વૃત્તિ છે. આ મમતામૂલક વૃત્તિ જ પાર્થક્યની સૃષ્ટિ રચે છે. આ વૃત્તિ જ અસીમને સ્પર્શવાથી આપણને દૂર રાખે છે.

બ્રહ્મના શરીરને ઉપલબ્ધ થવું અથવા પોતાના શરીરને ભૂલી જવું એ બંને એક જ સિક્કાની બે બાજુઓ છે. જે વ્યક્તિ પોતાના શરીરની સીમાઓ ભૂલી જાય છે તે બ્રહ્મના શરીરના સ્મરણથી ભરાઇ જાય છે. મારાપણાનો ભાવ જે 'આ મારૂં શરીર છે' તે ત્યાં સુધી છે જ્યાં સુધી મારાપણાની ભાવના છે. મારાપણાની ભાવના છે ત્યાં સુધી જ શરીર છે. આ મારાપણાની ભાવના શરીર સુધી જ સીમિત ન રહેતાં ક્રમશઃ વધતી જાય છે અને તે એટલી હદે વર્ધમાન થઈ જાય કે તે આખા બ્રહ્માંડને ઘેરી લે છે. બ્રહ્માંડની સાથે એકરૂપ થઈ જાય તો પછી જે છે તે બધું મારું જ શરીર છે એમ દેખાવા લાગે છે.

ખરેખર તો બધું શરીર જ છે પરંતુ આ વિષે આપણી એક ભ્રાંતિ છે એ પણ સમજવા જેવી છે. આપણું શરીર ક્યાં સમાપ્ત થાય છે ? જે ચામડી ઉપર આપણે આપણા શરીરની સમાપ્તિ માની બેઠા છીએ તે ચામડી હવા વગર એક ક્ષણ પણ જીવી શકે નહિ. એટલે ચારેકોર હવાની જે પર્ત છે તે આપણી ચામડીનો એક ભાગ છે. બસો માઇલ સુધી પૃથ્વીની ચારેબાજુ હવાની પર્તો છે. પરંતુ જો તેની ચારે બાજુ સૂર્યનાં કિરણોની જાળ ન હોય તો તે હવાની પર્તો પણ

ન જીવી શકે. હવાને જીવવા માટે સૂર્યનાં કિરણોની જાળ અનિવાર્ય છે. તે કિરણોની જાળ દસ કરોડ માઇલ સુધી વિસ્તરેલી છે. શરીરની ચામડીને જીવંત રાખવા જેમ હવાની આવશ્યક્તા છે તેમ હવાને જીવતી રાખવા સૂર્યનાં કિરણોની જાળ આવશ્યક છે. વાત આટલેથી જ અટકતી નથી. વિજ્ઞાનની શોધ એનાથી પણ આગળ ગઈ છે.

આપણાથી દસ કરોડ માઇલ દૂર રહેલો સૂર્ય જો ત્યાં જ ઠંડો થઇ જાય તો, તેના ઠંડા થવા માત્રથી આપણે આટલે દૂર બેઠાં પણ ઠંડાં થઇ જઇએ. આપણું જીવન સૂરજની ઉષ્ણતા સાથે જોડાએલું છે એટલે શરીરને ચામડી સુધીના સીમિત ક્ષેત્રમાં કદાપિ કેદ કરી રાખશો નહિ. સૂરજની ઉષ્ણતા પણ આપણા શરીરની એક પર્ત છે.

જો અહર્નિશ સૂર્યને પણ મહાસૂર્યોથી શક્તિ ન મળે તો તે પણ બચી શકે નહિ. સૂર્યની ઉષ્ણતા મહાસૂર્યોની ઉષ્ણતા સાથે સંબંધિત છે. આ બધી વિજ્ઞાનના સંશોધનની વાત છે. વિજ્ઞાનના આધારે આ વાત કહેવાય છે. એટલે શરીરનાં સંબંધમાં પણ જે કંઈ કહી રહ્યો છું તે વૈજ્ઞાનિક સત્યના આધારે છે. એટલે આ વાતને વૈજ્ઞાનિક દૃષ્ટિકોણથી જ સમજવા અને ઘટાવવા પ્રયત્ન કરશો.

વિજ્ઞાન કહે છે કે, આપણો જે સૂર્ય છે તે તો એક નાનકડો સૂર્ય છે. આપણો આ નાનકડો સૂર્ય પણ આમ તો આપણી આ પૃથ્વી કરતાં સાઠ હજાર ગણો મોટો છે. પરંતુ ગગનમંડળના બીજા સૂર્યોની અપેક્ષાએ તે નાનો છે. નાનાપણું એ સદા સાપેક્ષ હોય છે. રાતના આકાશમાં જે તારાઓ દૃષ્ટિગોચર થાય છે તે બધા મહાસૂર્યો છે. આપણો સૂર્ય તો અબજો સૂર્યોમાં નાનો અને મધ્યમવર્ગીય છે. આ સૂર્યને જો એનાં કરતાં બીજા મોટા સૂર્યોથી ઊર્જા, જીવનશક્તિ કે ઉષ્ણતા ન મળે તો તે ઠંડો થઇ જાય. એટલે આપણાં શરીર સાથે માત્ર આપણા સૂર્યનોજ સંબંધ નથી, પારંપરિક રીતે મહાસૂર્યોનો પણ સંબંધ છે. એટલે ગંભીરતાથી જો આપણે વિચારશું કે આપણું શરીર ક્યાં સમાપ્ત થાય છે, તો નિષ્કર્ષ એ નીકળશે કે જ્યારે બ્રહ્માંડ સમાપ્ત થશે ત્યારે શરીરની પણ સમાપ્તિ થશે, તે પહેલાં નહિ. 'જે પિંડમાં તે બ્રહ્માંડમાં'-એ જૂની કહેવતનો પણ આ જ વૈજ્ઞાનિક અર્થ હોવો જોઇએ. સૂર્ય અને મહાસૂર્યોની શક્તિ સમા ગૌતમ સ્વામી અને ચંદ્રમાની શુભ્ર જ્યોત્સનાના પુંજ સમા શ્રી કેશીકુમાર શ્રમણ શ્રાવસ્તીમાં ભેગા થયા છે. તેમને શાસ્ત્રકારોએ સૂર્ય અને ચંદ્રની ઉપમા આપી છે; એટલે સૂર્ય અને ચંદ્ર એ આપણાં જીવનની પ્રકાશભરી જીવંત ધારાઓ છે એ બતાવવા માટે જ વૈજ્ઞાનિક રીતે મેં આ બધો ઉલ્લેખ કર્યો છે. હવે આપણે શાસ્ત્રની આ સંબંધેની મૂળ ગાથા જોઇએ.

केसीकुमार समणे गोयमे य महायसे ।
उभयो निसण्णा सोहंति, चन्द–सूर–समप्पभा ॥

ભેગા થએલા તે બન્ને મહામુનિઓ કેવા શોભતા હતા તે સંબંધે કહે છે કે કેશીકુમાર શ્રમણ અને મહા યશસ્વી ગૌતમ બંને બેઠા હતા તેઓ ચંદ્ર અને સૂર્યની જેમ શોભતા હતા.

આ મહામુનિઓને સૂર્ય અને ચંદ્ર કરતાં કરોડો સૂર્યોનો આંતરિક દિવ્ય પ્રકાશ ઉપલબ્ધ છે. પરંતુ તે બધાંને, અંતે તો શબ્દોના માધ્યમથી જ અભિવ્યક્ત કરી શકાય. શબ્દો તો માત્ર વસ્તુ સ્થિતિને બતાવવા સંબંધેના સામાન્ય સંકેતનો જ નિર્દેશ કરી શકે છે. અંતર્જ્યોતિના દિવ્ય પ્રકાશની સાક્ષાત્ અનુભૂતિ સિવાય આ સત્યના જીવંત દર્શન થઇ શકતાં નથી. આ બંને મહા-પ્રભુઓ પોતાની દિવ્ય ચેતનામાંથી જે જ્ઞાનગંગોત્રી પ્રવાહિત કરશે તેના ભાવો અવસરે.....

# સંસાર સાગરને તીર

સંસાર ભયાનક છે. આ સત્ય તરફ વખતો વખત બધા શાસ્ત્રોએ યથાયોગ્ય સંકેતો કર્યા છે. જ્યારે નેમિનાથ ભગવાન તોરણેથી પરણ્યા વગર પાછા ફરે છે અને રાજેમતી પણ બીજા કોઇ સાથે વિવાહ કરવાને બદલે, દીક્ષાનો સંકલ્પ કરે છે ત્યારે શ્રીકૃષ્ણ તેને આશીર્વાદ આપતાં સંસારની ભયાનકતાનો ખ્યાલ આપતાં કહે છે **"संसार सागरे घोरे तरकन्ने लहुं लहु"**

'આ સંસાર ભયંકર સાગર સમાન છે. હે કન્યે ! આ સંસારસમુદ્રને તું સત્વર તરી જા.' સંસારને આ રીતે સમુદ્ર સાથે સરખાવવામાં ભારે રહસ્યો રહેલાં છે. સમુદ્રમાં પણ ચારે કોર જ્યાં નજર નાખો ત્યાં પાણી સિવાય ભાગ્યેજ કશું જોવા મળે છે. સંસારની પણ બરાબર સમુદ્ર જેવીજ સ્થિતિ છે. જેમ સમુદ્ર ક્યાંય પાણીથી શૂન્ય નથી તેમ તમે ગમે ત્યાં જાઓ, બધે જ સંસાર ભરેલો છે. કહેવાતા જગતનો આશ્રય છોડી કોઇ જંગલમાં ચાલ્યા જાય, તો ત્યાં પણ પડછાયાની માફક સંસાર તેની પાછળને પાછળ દોડતો જ આવવાનો. આ પ્રસંગે એક નાનકડી કથા યાદ આવે છે.

એક દિવસ એક માણસ પોતાના ઘરની રોજ બરોજની જંજાળથી કંટાળી ગયો. ઘરમાં રોજને રોજ કોઇને કોઈ ચીજની માંગણી ઊભી જ હોય. કોઇક દિવસ પત્નીનો સ્વભાવ અનુકૂળ ન આવે, તો કોઇક દિવસ છોકરાંઓ કંટાળો આપતાં હોય. પરિણામે ઘરનું વાતાવરણ તેને મૂંઝવણભર્યું લાગવા માંડ્યું. અને એક દિવસ ઘરને છોડી તે સંન્યાસી થઈ ગયો. સંન્યાસ લીધા પછી તે એક આશ્રમમાં રહેવા લાગ્યો. ત્યાં પણ માણસોની કતાર એક યા બીજા બહાને તેની પાસે આવવા લાગી. કોઇ પુત્ર પ્રાપ્તિને માટે મંત્ર તંત્ર કે દોરાધાગાની શોધમાં તેની પાસે આવતા તો કોઇ ધનપ્રાપ્તિને માટે લક્ષ્મીજીને પ્રસન્ન કરવાના ઉપાયો શોધવાના હેતુથી તેની પાસે આવવા લાગ્યા. જેટલાં માણસો તેટલાં જ તેમનાં જુદાં જુદાં દુઃખો હતાં. કોઈ માનસિક દુઃખથી સંતપ્ત હતું, તો કોઈ શારીરિક દુઃખથી પીડિત હતું. તે વિચારવા લાગ્યો કે, આવી મૂંઝવણથી કંટાળીને તો હું સંન્યાસ સ્વીકારી આશ્રમમાં આવ્યો, અને અહીં પણ

એક યા બીજા રૂપમાં અશાંતિ અને અસમાધિ તો ઊભી જ છે. એટલે આ સ્થાનને છોડી જ્યાં એકાંત શાંતિ અને શૂન્યતા હોય ત્યાં હું ચાલ્યો જાઉં.

આમ તેણે વિચાર તો કર્યો, પણ તે ભૂલી ગયો કે, સંસારનો સંબંધ કોઈ સ્થાન, વસ્તુ કે વ્યકિત સાથે નથી. સંસાર પોતાનાં જ મનની રચના છે. જ્યાં સુધી મન સક્રિય છે ત્યાં સુધી ગમે તે ઠેકાણે તે પોતાનો સંસાર અવશ્ય ઊભો કરી લેવાનું છે. મનના અભાવમાં સંસારનો અભાવ છે. મન પોતાને જીવતું રાખવા માટે ઠેઠ સુધીના મરણિયા પ્રયાસ કર્યા જ કરવાનું અને જ્યાં સુધી મન એક યા બીજા વસ્તુનો આશ્રય લઈ જીવતું રહેશે ત્યાં સુધી ગમે તેટલાં પરિવર્તનો પછી પણ સંસાર પોતાનાં સ્વરૂપમાં યથાવત્ આવીને ઊભો જ રહેવાનો. ઘણી વખત માણસો સંસારની ભીડને અશાંતિનું મૂળ માની એકાંત ગુફાનો આશ્રય લે છે. સ્થાનના પરિવર્તનથી પોતાને શાંતિ અને સમાધિનાં દર્શન થશે, અને સંસારના ભયો વિલય પામશે, એમ માની મનનાં પરિવર્તન માટે તે કશો જ શ્રમ કરતો નથી. પરિણામે એકાંત ગુફાના નિર્જન નિવાસમાં પણ તેની વેંતભરની કોપીનમાં સંસાર ભારોભાર ભરાય જાય છે. નાનકડી એવી લંગોટી પણ તેની માયામમતાનું સર્વસ્વ થઇ બેસે છે.

જેમ રૂપિયાની એક નાનકડી નોટમાં, ચેકના કે ડ્રાફ્ટના સામાન્ય દેખાતા કાગળમાં, હજારો રૂપિયા ભરેલા હોય છે તેમ નાનકડી લંગોટીમા પણ કેન્દ્રીભૂત બનેલી પાર વગરની મમતા ભરેલી હોય છે. વિસ્તારને સંકોચવાથી કે ફેલાવાને ટૂંકાવવા માત્રથી સંસાર નાનો કે ઓછો થઇ જતો નથી. દસ ત્રીસાંશ કહો કે એક તૃતિયાંશ, કહેવાનો પ્રકાર ભલે જુદો છે, પણ વાસ્તવમાં બંને એક જ છે. ઘર અને વનના અવલંબનથી સંસાર અને તેના અભાવનો કોઇ સંબંધ નથી. સંસારનો સંબંધ સ્થળને બદલે આસક્તિ અને મમતા સાથે હોય છે. આસક્તિના અભાવમાં ઘર પણ વન છે અને મમતાના સદ્ભાવમાં વન પણ ઘર બની જાય છે. એવું પણ બને છે કે, હિમાલયની શાંત પ્રશાંત ગુફાનો આશ્રય લેનાર કહેવાતો સંન્યાસી સંસારથી ભલે હજારો ગાઉ દૂર ચાલ્યો ગયો હોય, છતાં તેનાં માનસમાં જગતમાં ઘટતી ઘટનાઓની અસર હલચલ ઉપજાવ્યા વગર રહેતી નથી. બીજાના યશ અને અપયશને સાંભળી તેની સારી નરસી અસરથી તે મુક્ત રહી શકતો નથી. સંસારથી તે દૂર ગયો હોવા છતાં સંસારમાં ઘટતી ઘટનાઓના પ્રત્યાઘાતો તેના માનસમાં જે સ્પંદનો ઊભાં કરશે, તેનાથી તે પ્રભાવિત થયા વગર રહેશે નહિ.

પુરાણોમાં વાર્તા છે કે, રાક્ષસો પાસે એવી એવી તો ઘણી વિદ્યાઓ હતી કે જેથી તેઓ ક્યારેક મોટા શરીરમાંથી નાનું શરીર બનાવી લેતા અને ક્યારેક નાનાં શરીમાંથી મોટું શરીર બનાવી લેતા. આમ ભલે શરીર નાનું હોય કે મોટું, આખરે તો તે રાક્ષસ જ છે. તેમ કુટુંબ પરિવારના વિસ્તારને સંકોચી, ઘરની મમતાને છોડી, વિસ્તારને ઘટાડી, સંસારને ટૂંકો કરવા આપણે ભલે પ્રયત્ન કરીએ, પણ તે સંકોચાએલા વિસ્તારમાં પણ વિસ્તૃત જગતની વિસ્તૃત માયા

અને મમતા, નાનકડા રાક્ષસનું શરીર બનાવી, વાસ કરીને પડી હોય છે. એટલે સંસારથી નાસવાના આપણા પ્રયત્નમાં પણ સંસારના જ પડછાયાની આપણને ઓથ મળે છે. સંસાર પ્રાયઃ છૂટતો નથી. આ રીતે સંસાર સતત આપણી પાછળ જ પડયો છે. આપણે આપણી જાત ઉપર ચાહે તેટલાં નિયંત્રણો અને નિયમનો મૂકીએ, છતાં નિયમનો અને નિયંત્રણોની આધીનતામાં પણ સંસાર પોતાની જગ્યા, પોતાનું સ્થાન, સુરક્ષિત બનાવી લે છે.

માણસ ઘર છોડી મંદિરમાં જાય, ધન છોડી ધર્મનો આશ્રય લે, પદાર્થમૂલક મમતાનો ત્યાગ કરી પરમાત્માની ભક્તિ તરફ વળે, પરંતુ એ બધી મનની ચાલાકીઓ છે. મન એકમાંથી કંટાળી બીજાનો આશ્રય અવશ્ય શોધે છે પરંતુ તેમ કરતાં તે મરી જતું નથી. ન મરવા માટેના જ તેના આ બધા મરણિયા પ્રયાસો છે. અનેક જાતની ઊથલપાથલો, ઝંઝટો અને નકામી પીડાઓનો લાંબો વિસ્તાર ઘટાડી, ભલે તે આશ્રમનો આશ્રય શોધે, પરંતુ આશ્રમમાં પણ અનેક ધમાલો અને ઊથલપાથલો ઊભી થાય તેવું વાતાવરણ સર્જવામાં મન કશી જ કમી રાખવાનું નથી. મનનો તે સ્વભાવ છે. મનને માર્યા વગર સર્વોત્તમ સત્તા હાથમાં આવે તો પણ તે નકામી છે. મન મરી ગયા પછી જ તે સર્વોત્તમ સત્તા બંધનરૂપ થતી નથી. આખું જગત તે મનનો વિસ્તાર છે. સંસારની મૂળભૂત ગંગોત્રી મન છે. મનને સંકેલવાની સાથે સંસાર સંકેલાઈ જાય છે. મન અને સંસાર એમ બે ભિન્ન શબ્દો ભલે રહ્યા, હકીકતે તે બંને એક જ છે.

સંસારને નાનો કરવા છતાં સંસારનું મૂળ જે મન છે, તેને મારવાનો પ્રયત્ન ન કર્યો, તો તે નાના સંસારમાં પણ અનેક ઝઘડાઓ ઊભા થયા જ કરવાના. આ નાનો બનાવેલો સંસાર પણ એક દિવસ ખારો થઇ જશે. આપણને એમ જ થઇ જશે કે મારે આવો સંસાર ન જોઇએ. સ્વધર્મનાં આચરણ કરવા માત્રથી કે યમનિયમનાં પાલનથી, વ્રતાદિ અનુષ્ઠાનો કરવા માત્રથી કે કઠોર દૈહિક અનાચારો (કઠણ ક્રિયાઓ)થી અથવા તો કર્મનો પસારો ઘટાડી નાખવા માત્રથી અનાસક્તિ કેળવાતી નથી કે વ્યામોહ બુદ્ધિ આમૂલ વિલય પામતી નથી. અનાસક્તિ કેળવવા મનોમય પ્રયત્નો અપેક્ષિત છે.

આ સત્યને સમજવા એક નાનકડો દાખલો પર્યાપ્ત થઈ પડશે. આપણે આપણા તોફાની બાળકથી કેટલીક વાર કંટાળી જતાં હોઇએ છીએ. બાળકના જીવનને ઘડવાની કળાની સાધારણ આવડત પણ કેટલાક માબાપો પાસે હોતી નથી. બાળકો તેમને માટે માથાના દુઃખાવા જેવા થઇ ગયાં હોય છે. એક તરફ બાળકો તરફની સહજ મમતા માબાપનાં હૃદયમાં હોય છે ત્યારે બીજી તરફથી તેમનાં માઝા મૂકતાં તોફાનો ભારે કંટાળો આપે છે. આવાં બાળકોને પોતાની પાસેથી દૂર ખસેડવા સિવાય, માબાપ પાસે બીજો વિકલ્પ ભાગ્યે જ રહે છે. કોઇ સારા ગણાતા છાત્રાલયમાં તેઓ પોતાના બાળકને મૂકી દે છે. તેમને એ રીતે સુધારવાનો તેઓ સંતોષ અનુભવે છે. પોતાની નજરથી દૂર ગયેલાં બાળકો જે કાંઈ કરતા હોય છે, તે માબાપ પ્રત્યક્ષ

ન જોતાં હોવાથી તેની કશી જ પ્રત્યક્ષ અસર તેમનાં માનસ પર થતી નથી. એટલે તેઓ ભારે નિશ્ચિંતતા અનુભવતા હોય છે. બાળક પણ છાત્રાલયના ગમતા કે અણગમતા નિયંત્રણોનો, ઇચ્છાએ કે અનિચ્છાએ, સ્વીકાર કે અસ્વીકારની વૃત્તિથી, સ્વીકાર કે અસ્વીકાર વચ્ચે ઝૂલતો હોય છે. ત્યાં તેને ફરજિયાત વહેલી સવારે ઊઠવું પડે છે. સામાયિક અથવા સંધ્યા વંદન કરવું પડે છે. ચાનો પ્રતિબંધ હોય એટલે ચા પીવા મળતી નથી. કસરત પણ ફરજિયાત હોય એટલે કસરત પણ ફરજિયાત કરવી પડે છે. પરંતુ જ્યારે રજાઓ પડે છે અને છાત્રાલયને છોડી તે ઘેર આવે છે, ત્યારે છાત્રાલયના આખા વર્ષ સુધી પાળેલા નિયમોની તેનાં જીવન ઉપર કશી જ અસર દેખાતી નથી. ઘેર આવતાંવેંત વહેલા ઊઠવાનું તે ભૂલી જાય છે. સામાયિક કે સંધ્યા વંદનની તો વાત જ કરતો નથી. સામાયિકાદિ નિયમોને તો સાવ તે કોરે મૂકી દે છે. કસરતને કોરે મૂકી દે છે. ચા પીવાની તો જાણે તેની હંમેશની ટેવ હોય તેમ ઊઠતાંવેંત તે પીવા લાગે છે. જેમનાં બાળકો છાત્રાલયમાં ભણતાં હશે, તેમને આવો અનુભવ અવશ્ય થતો જ હશે. કારણ માણસ કંઈ માટીનો પિંડો નથી. કુંભાર માટીના પિંડાને જે આકાર આપવા માંગે તે આપી શકે છે. ત્યારે બાળકને માટે તો જે ઘાટ તેનાં મનને તમે આપવા ઇચ્છતા હો તે પ્રથમ તો તેના મનમાં ઊતરવો જોઇએ. તમે ઇચ્છતાં હો એ વાત જો બાળકનાં મનમાં ઊતરે નહિ, અને પરાણે તેના પર તમારા વિચારો લાદવા જશો તો થોડો વખત ભલે તે તમારા કહ્યા પ્રમાણે કરશે, પરંતુ આગળ જતાં, તે પરાણે લાદવામાં આવેલા તમારા વિચારોના પ્રત્યાઘાતો તેના માનસ પર પડયા વગર રહેશે નહિ. માટે જ સર્વ પ્રથમ માનસિક સહકારની અગત્યની જરૂર હોય છે.

પ્રાયઃ આપણાં બધાંનું મન ખાબોચિયાનાં પાણી જેવું હોય છે. ખાબોચિયાનું પાણી ઉપરથી ભારે શાંત, સ્વચ્છ, અને નિર્મળ દેખાય છે, પરંતુ ભૂલેચૂકે પણ જો એક પથરો અંદર નખાઈ ગયો, તો ખાબોચિયાનું અસલી સ્વરૂપ તરત જ પ્રગટ થયા વગર રહેશે નહિ. ખાબોચિયાના ગંદવાડને પ્રગટ કરવા માટે બીજા કશા જ સાધનની જરૂર નહિ રહે. ખાબોચિયાનો ગંદવાડ જે અંદર સમાયેલો હતો, તે તરત જ પોતાનાં નગ્નસ્વરૂપે પ્રગટ થઈ જાય છે.

આજ સુધી આપણાં મને પણ ઘણો કચરો અને ઉકરડો સંઘરેલ છે. મનના અંતઃ સરોવરમાં છૂપાએલી આ ગંદકી, બહારની વસ્તુઓ સાથે સંબંધમાં આવતાં જ અભિવ્યક્ત થયા વગર રહેતી નથી. કોઈ આપણને કટુ શબ્દ કહે કે આપણાં ક્રોધનો પારો તરત જ અણધારી રીતે ઉપર ચઢી જાય છે. ક્રોધ શું બહારથી આવે છે? બહારના આ શબ્દોએ તો માત્ર આપણામાં પ્રચ્છન્ન રૂપે રહેલી આ ગંદકીને બહાર કાઢવા માટેના એક નિમિત્તની જ ગરજ સારી છે. ક્રોધનાં મૂળ જો મનમાંથી સદંતર ભૂંસાઇ ગયાં હોય, મનમાં તેના કશા જ અવશેષો ન રહ્યાં હોય તો ગમે તેવા સંજોગો ઉપસ્થિત થાય તો પણ ક્રોધને આવિર્ભાવ પામવાનો પ્રસંગ આવતો નથી. ભગવાન શ્રી મહાવીર સ્વામી ઉપર ગોશાલકે તેજોલેશ્યા છોડી. તેજોલેશ્યા છોડનાર ગોશાલક કરતાં

પ્રભુ મહાવીર બધી રીતે વધારે શક્તિશાળી હતા. પ્રતિકારાત્મક શક્તિના તેઓ પુંજ હતા. પ્રભુતા તેમનામાં પૂર્ણ સ્વરૂપે પ્રગટી હતી. એટલે તેમનામાં શક્તિની કોઈ પણ જાતની અપૂર્ણતા નહોતી. પરંતુ આ રીતે જેઓ પૂર્ણતાને પામ્યા હોય છે તેમને પ્રતિકાર કરવાનું પછી કોઈ જ કારણ રહેતું નથી. તેઓ તો જે સ્થિતિ અને સંયોગો ઉપલબ્ધ થાય છે તેને વધાવી લે છે. તેમને નથી હોતું તે સંયોગોનું આકર્ષણ કે નથી હોતું તેના તરફનું વિકર્ષણ. જે અસ્તિત્વને સ્વીકાર્ય હોય તે તેમને પણ મંજૂર જ હોય છે.

આપણી મૂળભૂત વાર્તા બહુ પાછળ રહી ગઈ છે. તે સંન્યાસી આશ્રમની આવી ધાંધલભરી સ્થિતિમાંથી ઊગરવા માટે ઉતાવળો થયો. સંન્યાસ જીવનમાં પણ તેને એક જાતનું સંસારનું જ સ્વરૂપ દેખાવા લાગ્યું. પરિણામે તેણે આશ્રમનો પરિત્યાગ કર્યો અને હિમાલયની એકાંત ગુફામાં, શાંતિની શોધમાં, આસન જમાવી તે બેસી ગયો. આમ ઘણાં વર્ષો પસાર થઈ ગયાં. ખૂબ શાંત અને એકાંત સ્થાન હતું. તેના મનમાં થયું: 'હાશ! હવે સંસારથી હું છૂટયો. સંસારનો પડછાયો જે વળગાડની માફક મારી સાથે સાથે ભમતો હતો તેનો હવે માંડ માંડ અંત આવ્યો. હવે તેનાં મનમાં સંસાર છૂટયાનો આનંદ જન્મ્યો. કેટલી શાંતિ! કેવી શૂન્યતા! કેવું પ્રાકૃતિક સૌંદર્યભર્યું વાતાવરણ! નિસર્ગના વિવિધરંગી ઇશ્વરીય સ્વરૂપોના આવાં દર્શન મને આજ સુધી ક્યાંય થયાં નહોતાં. ઇશ્વરનો અનુગ્રહ અને કૃપાપૂર્ણ પ્રસાદ હવે મારા ઉપર ઊતર્યો!' ગુફાનાં એકાંતમાં આ રીતે રહેતા સંન્યાસીને, કોઇના પણ સંપર્કમાં ન આવવાનાં કારણે, પોતાને શાંતિ અને સમાધિની સંપ્રાપ્તિ થઇ ગઈ છે એવી ભ્રાંતિ ઊભી થઇ!

ઘણા દિવસોના એકાંતથી પણ માણસ મુંઝાઇ જાય છે. એકની એક સ્થિતિમાં લાંબા વખત સુધી રહેવા માણસ ટેવાયેલો નથી. મનુષ્ય સ્વભાવની આ નબળાઇ તે સંન્યાસી પાસે પણ આવી ઊભી રહી. એક વખત ગુફામાં એકાંતની સાધના કરતાં અને સાધ્યને મેળવી લેવાની ભ્રમણામાં તે ગુફામાંથી બહાર નીકળ્યો. પાસેની કોઈ સારી એવી વસતીમાં ભિક્ષા માગવા રવાના થયો. એક ગૃહસ્થને ઘેર તે ભિક્ષા માટે ગયો. તે ગૃહસ્થનો એક છોકરો હતો, જે હતો તો નાનો, પણ ભારે તોફાની હતો. બરાબર આ જ વખતે તે છોકરો બારણાની સાંકળ ખખડાવી રમવા લાગ્યો. ખરેખર તે બાળ બ્રહ્મ આ રીતે નાદ બ્રહ્મમાં લીન થયો. પરંતુ પેલા સંન્યાસીને આ નિર્દોષ અને નિષ્પાપ બાળકની સાંકળ ખખડાવવાની ક્રિયા અસહ્ય થઇ પડી. તેની અંદરની કહેવાતી આટલા વખતની શાંતિ જાણે એક સામટી પ્રતિક્રિયા કરવા ઊભી થઇ હોય તેમ ક્રોધમાં લાલચોળ થઇ તે કહેવા લાગ્યો: આ છોકરો છે તો નાનો, પરંતુ એની ધાંધલ ભારે ગડબડ મચાવનારી છે.' ગુફામાં રહીને તેણે પોતાનું મન એટલું બધું નબળું પાડી દીધું હતું કે, બાળકની રમતનો જરા જેટલો ધક્કો પણ તે સહન કરી શક્યું નહિ. જરાક સાંકળનો અવાજ થયો કે અંદર અશાંતિના આંદોલનો આંદોલિત થઇ ઊઠયાં. ગુફામાં ગયા પછી પણ સંસાર તેની સાથે ને સાથેજ રહ્યો. આવો છે આ સંસાર સાગર!

આ સંસાર સાગરને પાર કરીને, તેની પેલી પાર પહોંચી જવાની આંતરિક વિભૂતિ અને શક્તિસંપન્ન શ્રાવસ્તી નગરીને પાવન કરી રહેલા મહાપુરુષો શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામીમાં છે. આ ઐશ્વર્યનાં દર્શન ડગલે અને પગલે તે બન્નેની જ્ઞાન ચર્ચામાં આપણને થયા વગર રહેશે નહિ. એટલે હવે આપણે શાસ્ત્રના મૂળ સ્વાધ્યાય તરફ વળીએ.

समागया बहू तत्थ, पासंडा कोउगासिया ।
गिहत्थाणं अणेगाओ, साहस्सीओ समागया ॥
देव-दाणव-गंधव्वा, जक्ख-रक्खस किन्नरा ।
अदिस्साण च भूयाणं, आसी तत्थ समागमो ॥

કુતૂહલ વશ ત્યાં ઘણા બીજા સંપ્રદાયોના પરિવ્રાજકો આવ્યા અને હજારો ગૃહસ્થો પણ આ બન્ને મુનિ પુંગવોની ધર્મ-ચર્ચા સાંભળવા સમુત્સક થઇ ભેગા થયા. દેવો, દાનવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, કિન્નરો, અને અદૃશ્ય ભૂતોનો ત્યાં મેળો જામ્યો હતો.

આ ધર્મ ચર્ચા સંબંધેના મૂળમાં બન્નેના શિષ્યોના માનસમાં જન્મેલો વ્યામોહ છે. આચાર ભેદોના કારણે બન્ને પરસ્પરમાં શંકાશીલ બન્યા છે, પરંતુ આ ચર્ચા અસામાન્ય અને લોકોત્તર છે એમ એકત્રિત થએલા સમુદાય ઉપરથી અનુમાન થઈ જાય છે. અનેક વ્રતધારી સંન્યાસીઓ, પરિવ્રાજકો કે હજારોની સંખ્યામાં ગૃહસ્થો આકર્ષાય એ તો સમજી શકાય, પરંતુ દેવતાઓ, દાનવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, કિન્નરો અને અદૃશ્ય ભૂતોનો પણ ત્યાં મેળો જામ્યો છે. આવો અવસર ભાગ્યેજ ઉપલબ્ધ થાય છે. આવી દિવ્ય ચર્ચા ભાગ્યે જ સાંભળવા મળે છે. આ અવસર તો પરમ પુણ્યના યોગને જ આભારી છે. વળી આવા ઉત્તમ પુરુષોનાં દર્શન કેવાં દુર્લભ છે તે પણ શાસ્ત્રના આધારે સમજવા જેવું છે.

देवदानव गंधव्वा जक्ख रक्खस किन्नरा ।
बंभयारिं नमंसंति दुक्करं जे करंति ते ॥

દુષ્કર બ્રહ્મચર્ય વ્રતનો સ્વીકાર કરનાર મહાપુરુષો પ્રત્યે માણસોજ માત્ર આકર્ષાતા નથી દેવો અને દાનવો પણ તેમનાં ઘોર બ્રહ્મચર્યવ્રતથી આકર્ષાય છે. વળી—

अन्य स्थाने कृतं पापं धर्मस्थाने विमुच्यते ।
धर्मस्थाने कृतं पापं वज्रलेपं भविष्यति ॥

આવા સત્પુરુષો જ્યાં બિરાજતા હોય, ત્યાં ભૂમિ પવિત્ર તીર્થભૂમિ બની જાય છે અને આવી તીર્થભૂમિમાં અન્ય સ્થાને કરેલાં પાપો ધોવાઇ જાય છે. પરંતુ ધર્મસ્થાનમાં કરેલું પાપ વજ્રલેપ બની જાય છે. પોતાના પાપોનું પ્રક્ષાલન, પુણ્યનું ઉપાર્જન, ધર્મચર્ચાનું શ્રવણ, મહામુનિઓનું દર્શન, જેવાં એક સામટાં લાભો તો અનેરા પુણ્યના પ્રકર્ષથી જ ઉપલબ્ધ થાય છે. આ અલૌકિક સુભગ સંયોગ આજે સહજ ઉપલબ્ધ થયો છે એટલે એનો લાભ લેવા જેને ખબર પડી છે, તે સૌ કોઇ આવ્યાં છે. માત્ર માનવ મહેરામણનો જ નહિ, દેવો અને દાનવોનો પણ મેળો જામ્યો છે. હવે આગળ શું થશે તેના ભાવભેદો અવસરે.

# જન્માષ્ટમી પર્વ

આજે શ્રીકૃષ્ણનો જન્મ દિવસ છે. શ્રીકૃષ્ણ ભારતીય સંસ્કૃતિના સંરક્ષક છે, એટલું જ નહિ પણ પ્રત્યેક ભારતીના હૃદયમાં તેમનું આગવું અને સન્માન ભર્યું સર્વોચ્ચ સ્થાન છે. એટલે કૃષ્ણના આદર્શ વ્યક્તિત્વની પ્રતીતિ રૂપે આજે હિન્દુ સમાજમાં તેમની જયંતિ ભારે ધૂમધામ અને ઉલ્લાસથી ઊજવાઈ રહી છે.

કૃષ્ણ શબ્દનો એક અર્થ આકર્ષિત કરવું એવો થાય છે. આકર્ષિત કરવું એટલે ખેંચવું. ખેંચવાની જેનામાં ક્ષમતા હોય તે કૃષ્ણ ! જેના તરફ બધી વસ્તુ આપોઆપ ખેંચાય તે ચુંબક. શ્રીકૃષ્ણ પણ હિન્દુસમાજના એવાજ એક વિશિષ્ટ શક્તિ ધરાવતા શક્તિશાળી ચુંબક હતા.

શ્રીકૃષ્ણનું વ્યક્તિત્વ અલૌકિક અને અદ્ભુત છે. એટલે આજે આપણે એમના વિષે અધ્યાત્મમૂલક ચર્ચા વિચારણા કરવી છે. હિન્દુ ધર્મમાં એમને વિષ્ણુના અવતાર તરીકે માનવામાં આવે છે. એમાં પણ થોડેઘણે અંશે અસામંજસ્ય ઊભું છે. ઘણાનું માનવું છે કે, ગીતાના ગાયક કૃષ્ણ અને શ્રીમદ્ ભાગવતના કૃષ્ણ એક હોઈ શકે નહિ. બંને વચ્ચે કોઈ સીધો ઘનિષ્ટ સંબંધ નથી. બંનેમાં એકદમ પાર્થક્ય દૃષ્ટિગોચર થાય છે, માત્ર પાર્થક્ય જ દૃષ્ટિગોચર થતું નથી, બંને જુદી જુદી દિશાની જુદી જુદી વ્યક્તિઓ હોય તેમ જણાય છે. બંનેનું દૃષ્ટિબિંદુ પણ જુદું જુદું દેખાય છે.

આ બંને વચ્ચે એકરૂપતા સાધવાનો આપણો પ્રયાસ નથી. કદાચ આપણું મન તે માટે તૈયાર પણ ન હોય. તેનાં કારણો બહુ સબળ અને સ્પષ્ટ છે. ગીતાના કૃષ્ણ ધીર, ગંભીર અને આધ્યાત્મિક જ્ઞાનનાં શિખરે પહોંચેલા જણાય છે; જ્યારે ભાગવતના કૃષ્ણ કનૈયાને કશી જ જવાબદારી કે ગંભીરતાનો ખ્યાલ નથી. આ રીતે શ્રીકૃષ્ણને, બે કૃષ્ણના અલગ અલગ રૂપમાં જોવાનું આપણને મન થશે. આપણે કહીશું કે શ્રીકૃષ્ણ એક હોવા છતાં તેમનું વ્યક્તિત્વ બે ભાગોમાં વિભાજીત છે. કૃષ્ણ ક્યારેક એક જાતની વાત કરે છે તો ક્યારેક બીજી જાતની વાત કરે છે. એક જ વ્યક્તિમાં બે પૃથક્ પૃથક્ વ્યક્તિત્વ કામ કરી રહ્યું છે.

ઇતિહાસજ્ઞ પ્રકાંડ પંડિતને પૂછીશું, તો તે કહેશે કે એક માણસ અનેકની વૃત્તિ અને કાર્યક્ષમતા ધરાવે એ અશક્ય છે. એક જ માણસ જુદા જુદા ઘણા માણસો જેવો હોઈ શકે તે માની શકાય તેવું નથી. તે બોલી ઊઠશે કે ગીતાના મહાયોગી કૃષ્ણ કેવા અને ભાગવતના રાસવિહારી રસિક લીલાધર કૃષ્ણ કેવા? બંને એક હોઈ શકે નહિ.

આ બધું સત્ય હોવા છતાં કૃષ્ણનાં વ્યક્તિત્વને વિભાજીત કરી, બાળ કૃષ્ણ, યુવા કૃષ્ણ, દ્વારિકાધીશ કૃષ્ણ અને ગીતાના રચયિતા મહાન યોગી કૃષ્ણનાં એક અને અખંડ સ્વરૂપ પ્રત્યે જો ઉદાસીનતા કેળવીશું તો સચ્ચિદાનંદ, બંસીધર, હસતા, ગાતા, નાચતા અને ગોપાલો સાથે

રમતા, રાચતા, રાસલીલાના રસિક તેમજ ગોકુળ–મથુરાનો સંબંધ ભૂલી જતા કૃષ્ણનાં કામણગારા વિવિધ રૂપો અને રંગોનાં આંતરિક રહસ્યોને સમજવામાં આપણે ભૂલથાપ ખાઈ બેસીશું. કૃષ્ણ તો તેમનાં પરસ્પર વિરોધી છતાં એક સાથે રહેલાં રૂપોમાં જ પરિપૂર્ણ છે. તેમનાં એક અને અખંડ વ્યકિતત્વનાં દર્શનમાં જ તેમની મહામૂલી મહત્તા અને ગૌરવભરી ગરિમા છુપાએલી છે. કૃષ્ણ એટલે એકમાં અનેક અને અનેકમાં એક! એ જ તેમનો મહિમા છે, એમાં જ તેમના વ્યકિતત્વની ચમક છે.

જે કૃષ્ણ વાંસળી વગાડી નાચી શકે છે તે સમય આવતાં સુદર્શનચક્ર હાથમાં લઈને લડી પણ શકે છે. બીજા સાથે લડવાની કે યુદ્ધ કરવાની તો વાત દૂર રહી, પણ તેના પરમ પ્રિય સખા અર્જુન સાથે પણ પ્રસંગ આવ્યે તેઓ યુદ્ધમાં ઊતરી શકે છે! જે કૃષ્ણ મહીની મટુકીને પ્રેમ કાંકરીથી ફોડી શકે છે એ જ કૃષ્ણ કુરુક્ષેત્રના મેદાનમાં યુદ્ધની નોબતો અને પાંચજન્ય જેવા શંખના ધ્વનિ સાથે 'ગીતા'નો ગંભીર ઘોષ પણ કરી શકે છે! તે બાલમુકુંદ માખણચોર પણ હોઈ શકે છે અને પરમયોગી પણ! આ છે શ્રીકૃષ્ણના વ્યક્તિત્વની સ્વધર્મતા!

આવું વિરોધી વ્યક્તિત્વ રામ, મહાવીર કે બુદ્ધમાં જોવા મળતું નથી. તેમનાં જીવન તો સમાનતા અને સમરસથી ભરેલાં મેળ સુમેળવાળાં છે. એટલે આ બધા પુણ્યશ્લોક પુણ્યાત્માઓ અને પરમાત્માઓની પ્રભુતા સમજવી સરળ છે, પણ આંટીઘૂંટીવાળું કૃષ્ણનું વ્યક્તિત્વ સમજવું જરા કઠિન છે. શ્રીકૃષ્ણ અનેક વિરોધોની વચ્ચે સમાગમ છે–સમસ્ત વિરોધોનો સમાગમ. એટલે દેખાતા અને જણાતા વિરોધોને વિરોધી થવાનું કશું જ મહત્ત્વનું કારણ નથી. કારણ સમગ્ર જીવનનું સત્ય જ વિવિધરંગી વિરોધોનો સમાગમ છે. આ કહેવાતા વિરોધોમાં વિસંવાદિતા કે વિસંગતિ પારમાર્થિક રીતે હોતી નથી. એક માણસ પિતા પણ હોય છે અને પુત્ર પણ હોય છે. આજે જે બાળક કે યુવક દેખાય છે, તે જ સમય જતાં વૃદ્ધ થાય છે. એ બધામાં શાબ્દિક વિરોધ ભલે જણાય, પણ હકિકતે તો તેમાં અવિરોધ અને સુમેળ જ હોય છે.

બાળક અને યુવક પ્રતિ ક્ષણ વૃદ્ધિ પામતા હોય છે અને અંતે બંને વૃદ્ધાવસ્થાને આરે આવીને ઊભા રહે છે. એટલે આપણે અનુક્રમે બાળકને યુવક, અને યુવકને વૃદ્ધ, એમ સરળતાપૂર્વક ભાવિમાં છુપાયેલી સંજ્ઞા આપી શકીએ છીએ.

સુખ અને દુઃખ, પ્રકાશ અને અંધકાર, જન્મ અને મૃત્યુ, શાંતિ અને અશાંતિ આપણી કલ્પનામાં બે પૃથક્ વસ્તુઓ છે. શબ્દો અને શબ્દાર્થ બંનેમા આ દ્વંદ્વો પરસ્પર વિરોધી છે. છતાં જ્યારે જીવનની સૂક્ષ્મ સમીક્ષા કરીશું તો ડગલે ને પગલે આપણને જણાશે કે દુઃખ સુખ થઈ જાય છે અને સુખ દુઃખ થઈ જાય છે. સવાર સાંજ થઈ જાય છે અને જન્મ મૃત્યુ બની જાય છે. પ્રકાશ અંધકાર બની જાય છે અને અંધકાર પ્રકાશમાં ફેરવાઈ જાય છે. કેમકે જીવન સમસ્ત વિરોધોનો સમાગમ છે. ભિન્ન જણાતી આ વસ્તુઓ ભિન્ન નથી પણ અભિન્ન છે. એક જ શક્તિની બે બાજુ છે. એક જ શકિતના બે ખેલ છે.

આ કારણે હિન્દુ સમાજમાં બાકીના બધા અવતારો અંશાવતારો છે પણ પૂર્ણાવતાર તો માત્ર કૃષ્ણ જ છે. પૂર્ણાવતાર માનવા પાછળનું રહસ્ય એ છે કે, કૃષ્ણનાં જીવનમાં એક સંગીત, એક સ્વર અને એક અપૂર્વ આનંદ તેમજ અલૌકિક નૃત્યનાં દર્શન થાય છે. જીવનની પૂર્ણતા જ્યારે કોઇ એક વ્યકિતમાં સોળે કળાએ ખીલે છે, ત્યારે તેમાં અનેક વ્યકિતઓ એક સાથે ફલિત થતી દેખાય છે. તેમની અસંગતિઓમાં એકસંગતિ હોય છે, અનેક વિસંવાદોમાં પણ સંવાદિતા હોય છે અને વિવિધ વિરોધોમાં પણ એક અવિરોધ હોય છે.

કૃષ્ણના સમગ્ર જીવનના નિષ્કર્ષ રૂપે તેમનાં જીવનના આ માધ્યમનો જો યથાર્થ ખ્યાલ આવી જાય, તો કૃષ્ણ સંબંધમાં જે પાયાની ગેરસમજણો અને ભૂલો થાય છે તે ન થાય. કૃષ્ણના જીવનમાં રહેલી ઐક્ય અને સમાનતાની પારમાર્થિક દૃષ્ટિ જો યથાર્થ રૂપે આપણામાં જન્મે તો કૃષ્ણને સમજવામાં તેને અન્યાય થવાનો ભય ન રહે. હવે એમનાં જીવનની વિશિષ્ટતાઓ અને રહસ્યો પણ સમજવા જેવાં છે. અત્રે તેને સમજવા યત્કિંચિત્ પ્રયત્ન કરીએ. તદ્નુસાર કૃષ્ણનો જન્મ અંધકારપૂર્ણ રાત્રિમાં થયો. કૃષ્ણ તો એક પ્રતીક છે. બધાંના જન્મો અંધકારભરી રાત્રિમાં જ થાય છે. આપણા જ જન્મની વાત નથી, જગતની કોઇ પણ વસ્તુ પ્રકાશમાં જન્મતી નથી. એક બીજ પણ અંકુરિત કે પ્રસ્ફુરિત થાય છે તો તે પણ પૃથ્વીના અંધારાભર્યા પેટાળમાં જ જન્મે છે. જન્મ સદા અંધારામાં થાય છે અને ફૂલ સદા પ્રકાશમાં જ ખીલે છે.

પ્રકૃતિની આ રહસ્યભરી પ્રક્રિયા છે કે જન્મ સદા અંધારામાં જ સંભવિત બને છે. આ તો સ્થૂલ જન્મ, કે જેને આપણે જન્મના નામે સ્પષ્ટરૂપે ઓળખીએ છીએ તેની વાત થઈ, પરંતુ જ્યારે જ્યારે કોઈ પણ વસ્તુનો જન્મ થાય છે, ત્યારે તેનાં મૂળો સઘન અંધકારમાં જ હોય છે. ભલે પછી તે કાવ્યનો, સંગીતનો, ચિત્રનો, શિલ્પનો, ધ્યાનનો કે સમાધિનો, ગમે તેનો જન્મ કેમ નથી હોતો ! જ્યાં પ્રકાશને પહોંચવાનો કશોજ અવકાશ નથી, જગતનો કહેવાતો પ્રકાશ જ્યાં પ્રવેશ પામી શકતો નથી, તે મનના અતલ ઊંડાણમાંથી તેનો જન્મ થાય છે. જન્મ માટેની આ સામાન્ય અને સાર્વજનિક પ્રક્રિયા છે.

કૃષ્ણનો જન્મ કારાગૃહમાં થાય છે તે પણ એક પ્રતીક છે. કોનો જન્મ કારાગૃહમાં નથી થતો ? જન્મ જ એક બંધન ઊભું કરે છે. જન્મથી એક લક્ષ્મણરેખા બંધાઇ જાય છે અને સીમા નિર્ણીત થઈ જાય છે. શરીરનાં ચોકઠામાં પૂરાઈ–બંધાઇ જવું એથી બીજું મોટું બંધન આત્મા માટે કોઇ નથી. આત્માનુ મોટામાં મોટું, જેલખાનું શરીર છે. આવા આધ્યાત્મિક રહસ્યોને ઐતિહાસિક ઘટના માની લેવામાં આવે ત્યારે તેની પરમ કાવ્યાત્મકતા અને આધ્યાત્મિકતા ભૂલાઇ જાય છે. હાં મૃત્યુની અંતિમ ક્ષણે જો આ કારાગૃહમાંથી સદાને માટે મુક્તિ મળી જાય, તો જીવનની યાત્રા સફળ અને સાર્થક થઈ જાય. પરંતુ મૃત્યુ સદા સર્વદા મુક્તિ દાયક નીવડતું નથી. જેમ જન્મ બંધનમાં થાય છે તેમ સંભવ છે કે મૃત્યુ પણ કારાગૃહનો એક ભાગ કે નવા કારાગૃહના નિર્માણની માત્ર ભૂમિકા જ હોય !

કૃષ્ણના જીવન સાથે જન્મથી જ જોડાયેલી એક વાત એ છે કે તેને કંસથી મૃત્યુનો ભય છે ! જન્મ પહેલાં પણ મળેલી આ ધમકી ગૂઢ અને ગંભીર પ્રતીક છે. જન્મ પછી મૃત્યુનો ભય કોને નથી ? જન્મ થતાંની ક્ષણેજ મૃત્યુનો પ્રારંભ સંભવિત છે. જન્મની સાથેની મરણની ઘટના સંલગ્ન છે. જન્મની એક ક્ષણ પછી પણ મૃત્યુ ઘટી શકે છે. કારણ જન્મ પછી પ્રતિપળ મૃત્યુની શકયતા છે. મૃત્યુ માટે એકજ વસ્તુ જરૂરી છે અને તે જન્મ. જન્મની બીજી જ ક્ષણે, મરણ માટે એક બાળક જેટલો યોગ્ય ગણાય છે, તેટલોજ સો વર્ષ સુધી જીવેલો માણસ પણ ગણાય છે. મૃત્યુ માટે બીજી કશીજ યોગ્યતા અનિવાર્ય નથી. માત્ર જન્મ એ જ મૃત્યુનું મૂળ છે. જીવન તે મરવાની એક લાંબી પ્રક્રિયા જ છે, જે જન્મની ક્ષણથી શરુ થાય છે અને મૃત્યુની ક્ષણે પર્યવસાન પામે છે.

કૃષ્ણ જીવનમાં આશ્ચર્ય અને ઐશ્વર્યનાં દર્શન સ્થળે સ્થળે થાય છે. મૃત્યુનાં વાવાઝોડાંનો સામનો તેમને ક્ષણે ક્ષણે કરવો પડે છે. પરંતુ તેમાં તેઓ ક્ષેમકુશળ પાર ઉતરે છે અને તેમને ઊની આંચ પણ આવતી નથી. મારનાર પોતેજ મૃત્યુના પંજામાં સપડાય અને તેને મૃત્યુનો સ્પર્શ પણું ન થાય, એ જ આશ્ચર્ય અને ઐશ્વર્ય ! કૃષ્ણને માટે મૃત્યુ પોતેજ મરી જાય છે. મૃત્યુના બધા ઉપાયો એમની સામે નાકામિયાબ બને છે. આવા મૃત્યુંજયોના જીવનનો આપણને કશો જ પરિચય નથી કે જેમનાં જીવન દ્વારે મૃત્યુ હંમેશાં હારી જાય છે. આપણું જીવન જોઇએ તો જીવંત જીવન નથી. આપણે તો જીવતાં છતાં મરેલાં જેવાં છીએ, પામર છીએ, કંગાલ છીએ, અને દુર્બળ છીએ કે મૃત્યુની એક સાધારણ થપાટ પણ આપણને બસ થઇ પડે. કૃષ્ણનું જીવન એવું છે કે જેમની પાસે મૃત્યુ વિવિધ રૂપે વિવિધ સ્વાંગમાં આવે છે, પરંતુ કૃષ્ણને તે સ્પર્શી પણ નથી શકતું. ખાલી હાથે હારીને પાછું વળે છે. આ બધાં રૂપકો કથાનાં રૂપમાં ગુંથાઈ ગયાં છે. તેનું રહસ્ય માત્ર એટલું જ છે કે મૃત્યુ અનેકરૂપે માનવીને ઘેરતું હોય છે, પરંતુ કૃષ્ણ જેવી કોઇ વિરલ વિભૂતિ જ તેમાંથી મુક્ત રહે છે અને મૃત્યુ પોતે જ પ્રતિ ક્ષણ હારતું જાય છે. અંતમાં કહીએ તો મૃત્યુ પોતે જ મરી જાય છે અને તેના બધા ઉપાયો નિષ્ફળ નીવડે છે.

આવા શ્રીકૃષ્ણના જીવનને પ્રતીક માની, આપણે બધાં આપણા જીવન સાથે સનાતનરૂપે સંકળાયેલ આ કાવ્યાત્મક કથાઓના પારમાર્થિક સત્ય સ્વરૂપને સમજવા યથાર્થ પ્રયત્ન કરીશું, તો આપણે જ નિઃશંક કૃષ્ણ થઇ શકીશું.

સમય ઘણો થઇ ગયો છે. એટલે હવે શ્રીકૃષ્ણના પરમપ્રિય સખા શ્રી સુદામાના વિશિષ્ટતમ સંબંધની સામાન્ય ચર્ચા કરી, આ વાતને સમાપ્ત કરીશ. તે મુજબ–

કહેવાય છે કે કૃષ્ણે પોતાની બાલમૈત્રીનાં માધુર્યભર્યા સંબંધોની યાદમાં સુદામાને કુટુંબ નિર્વાહ માટે પરોક્ષ રીતે જે આપ્યું, તે સુદામાની યોગ્યતા અને પ્રભુતા કરતાં વધારે હતું.

દ્વારિકાધીશ પોતે સિંહાસન ઉપરથી ઊઠીને, હઠી કાઢીને સુદામાને ભેટવા દોડે, માત્ર ત્રણ મૂઠી તાંદુલના બદલામાં ત્રણ લોકનું રાજ્ય આપી દે એ સાંભળીને આપણને આશ્ચર્ય થાય તે સ્વાભાવિક છે. આપણી શક્તિ અને યોગ્યતા મર્યાદિત છે. એટલે આ અમર્યાદિત ઐશ્વર્યયુક્ત દાનની વાત આપણને મહાપ્રયાસે અને મહામુશ્કેલીથી ગળે ઊતરે છે. પરંતુ હકીકતે તો કૃષ્ણ કરતાં સુદામાનું દાન વિશિષ્ટતમ અને ક્લિષ્ટતમ હતું, એ સત્ય પણ સહેલાઈથી સમજાય તેવું નથી. એ સમજવા માટે તો સુદામા જેવી સ્થિતિ, અને પ્રભુપ્રેમ ભીનું ઉત્કટ પ્રેમથી સભર હૃદય જોઈએ. મુઠ્ઠી તાંદુલના બદલામાં અષ્ટસિદ્ધિ અને નવનિધિ સાથે ત્રણ લોકનું સામ્રાજ્ય આપી દેવાની વાત વધારે પડતી લાગે, છતાં રહસ્યભરી અને જાણવા જેવી છે.

કૃષ્ણપ્રેમનાં પ્રતીકરૂપે પ્રેમથી ભેટ ધરવા તાંદુલ ભેગા કરવાનું કાર્ય સુદામા માટે જેટલું કઠિન હતું, તેટલું કઠિન ત્રણ લોકનું સામ્રાજ્ય આપવાનું શ્રીકૃષ્ણ માટે કઠિન ન હતું. ગરીબ માણસની મરણમૂડી સમા પાંચ રૂપિયા વિશાણી ભાઈઓના લાખો રૂપિયા કરતા જરાયે ઓછી કિંમતના નથી હોતા. એટલે ખરા અર્થમાં જોઈએ તો ખરું દાન સુદામાનું હતું. સુદામાની દારિદ્રય ભરેલી દયનીય અને હૃદયદ્રાવક ગરીબીનો સાચો અને જીવંત ખ્યાલ આપણને નથી આવતો એટલે તેનાં તાંદુલની કિંમત પણ કયાંથી સમજાય? કૃષ્ણનો તો આ મિત્ર તરફથી પ્રદર્શિત થયેલ મૈત્રી ભાવનો માત્ર જવાબ હતો. જે બહુ મોટો નહિ, છતાં પણ મોટામાં મોટો હોઈ શકે તેટલો।

પહાડોની ખીણમાં, આપણે જ્યાં એક અવાજ કરીએ ત્યાં, તે ખીણ તે અવાજને સાતગણો કરી પ્રતિધ્વનિરૂપે પાછો વાળે છે. ખીણને આપણા અવાજની અંશમાત્ર પણ આતુરતા કે પ્રતીક્ષા ખપતી નથી. તે આપણા અવાજનો જવાબ વાળવા તૈયાર નથી. છતાં પ્રતિધ્વનિ સંભળાવવાની તેની પ્રકૃતિ છે–સ્વભાવ છે. તો ત્રણ મૂઠી તાંદુલના બદલામાં ત્રણ લોકનું સામ્રાજ્ય આપવું એ પણ ખીણની જેમ જ શ્રીકૃષ્ણનો સ્વભાવ જ માનીએ. સુદામા જેવી ભક્ત અને ઉદાત્ત પ્રેમી વ્યક્તિની ભેટરૂપ અવાજના જવાબમાં, શ્રીકૃષ્ણે તે ભેટને હજારો કે લાખો ગણી કરીને, તેનો સન્માનપૂર્વક જવાબ વાળ્યો હોય તો તે સ્વાભાવિક છે.

અત્રે વિચારવા જેવી એક ખાસ વાત તો એ છે કે, ગરીબ હંમેશા માગવા જાય, પણ ગરીબ સુદામો તો કૃષ્ણને આપવા આવ્યો હતો. આવો રંક દેવા જાય છે ત્યારે તેના ઐશ્વર્યનો જોટો જડતો નથી. આનાથી ઊલટી વાત શ્રીમંતની છે–અમીરની છે. અમીર આપવા જાય, પરંતુ આપવાને બદલે ભિક્ષાવૃત્તિ કરે ત્યારે વાત જુદી જ થઈ જાય છે. સુદામાને બુદ્ધ અને મહાવીર સાથે સરખાવીએ તો સંભવ છે કે આંશિક સત્યનાં દર્શન થશે.

સુદામો ગરીબ છે અને દેવા ગયો છે. મહાવીર અને બુદ્ધ પાસે તો સામ્રાજ્ય છે, છતાં ભીખ માંગવા નીકળ્યા છે. રાજા જ્યારે ભિક્ષુક બને અને કણ કણ માટે કણસતો ગરીબ જ્યારે દાન આપવા નીકળે, ત્યારે તે અલૌકિક ઘટના લેખાય છે. સામાન્ય રીતે અમીર આપે અને ગરીબ

માગે એ સ્વાભાવિક છે. એમાં કશું નવું નથી; પરંતુ અહીં તો સુદામા એવી વિશિષ્ટતમ સ્થિતિમાં છે જે સ્થિતિમાં બુદ્ધની ભિક્ષાવૃત્તિ-'પ્રેમ સદા શું નથી કરી શકયો' તેનો હિસાબ રાખે છે. સામી વ્યક્તિ પાસે પ્રેમ ગમે તેટલો હોય, છતાં તે દેવા માટે જ આતુર હોય છે. સુદામા શરમના માર્યા પોટલી છુપાવવા પ્રયાસ કરે, કૃષ્ણ તે ગોતી કાઢે, અને ભર દરબારમાં સૌના દેખતાં તાંદુલ આરોગવા માંડે, અમૃત રસનો આસ્વાદ માણે, આમ પ્રેમને પારખવા માટે અને સમજવા માટે સુદામા અને કૃષ્ણ જેવાં હૃદય જોઇએ.

# સત્સંગ મહિમા

સામાન્યજનસમાજની લૌકિક દૃષ્ટિમાં લોકોત્તર વ્યક્તિત્વને સમજવામાં હંમેશાં કિલષ્ટતા રહેતી હોય છે. પોતાની અણસમજનાં કારણે, તેમના વિચારો અને વર્તન સાથે તે હંમેશાં વિરોધમા ઊભો રહે છે. એટલે અતિ માનવોને સમાજ તરફથી પીરસાતાં ઝેર અને અપમાનના કડવા ઘૂંટડા આજીવન પીવા પડે છે. અલૌકિક માણસોની દિવ્યતા અને પ્રભુતાને ઓળખવા માટે લોકોત્તર ચક્ષુઓ જોઇએ. શંકરની જેમ તૃતીય નેત્ર ઊઘડે તો જ આવા મહાપુરુષોને ઓળખી શકાય છે. અન્યથા તેઓ હંમેશાં સામાન્ય સમજણથી બહાર જ રહે છે. તેમના સરળ અને સીધા માર્ગમાં લોકો પથરા પાથરે છે, કાંટાઓની મર્મભેદી ગૂંચ ઊભી કરે છે, જાણ્યે અજાણ્યે અનેક અવરોધો ઉભા કરે છે અને આમ અણસમજુ સમુદાય કર્તવ્ય બજાવ્યાનો સંતોષ અનુભવે છે. પરંતુ સત્પુરુષોને આવા વિરોધોની કશીજ પડી હોતી નથી. તેઓ પોતાના કર્તવ્ય ક્ષેત્રમાં કડવા મીઠા અનુભવોનું પાથેય બનાવી, આગળ ને આગળ ચાલતા રહે છે.

અણસમજુ માણસોએ પાથરેલ કાંટાઓમા તેઓ ફૂલનાં દર્શન કરે છે. તેમનું મન નિ:શલ્ય હોય છે. કડવાશ કે કોઈ પરત્વે અભાવાનું તેમના મનમાં લેશમાત્ર સ્થાન હોતું નથી. તેઓ સદા સ્મિત અને હાસ્ય જ વેરતા હોય છે. સત્પુરુષોના આવા સ્વભાવનું એક કવિએ એક શ્લોકમાં સુંદર વર્ણન કરેલ છે. તદ્નુસાર–

घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारुगन्धं ।
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुदंडम् ॥
दग्धं दग्धं पुनरपि पुनः कांचनं कांतवर्णं ।
न प्राणान्तेऽपि प्रकृति विकृतिर्जायते सज्जनानाम् ॥

ચંદન એક સુગંધી દ્રવ્ય છે. ગમે તેવી કઠોરતમ પરીક્ષામા પણ તે પોતાનો સુગંધ આપવાનો સ્વભાવ છોડતું નથી. પથ્થરની સાથે જ્યારે ચંદનને ઘસવામાં આવે છે, ત્યારે પોતે તો ઘસાય છે પરંતુ જેમ જેમ તે ઘસાય છે, તેમ તેમ તે પોતાની સુગંધ મુક્ત મનથી જગતને

આપે છે. ઘસનાર તરફ તે જરાપણ ક્રોધ કરતું નથી કે નથી ઘસાઇ ગયાનો ક્ષોભ અનુભવતું. પોતાને ઘસનારને પણ તે પોતાની શીતળ અને મીઠી સુગંધ આપી મુગ્ધ કરે છે. જે કુહાડાથી ચંદનને કાપવામાં આવે છે, તે કુહાડાને પણ તે પોતાના પ્રકૃતિદત્ત સ્વભાવ પ્રમાણે, સુવાસિત કર્યા વગર રહેતું નથી. જેમ ચંદન પોતાના આ સુવાસિત કરવાના સ્વભાવને મરણાંત જાળવી રાખે છે, તેમ શેરડીના ટૂકડાઓ પણ પોતાની મીઠાશ, યંત્રોમાં પીલાતાં છતાં મૂકતાં નથી. યંત્રોની યાતનાભરી પરિસ્થિતિમાંથી પસાર થતાં પણ તે પોતાનાં માધુર્યને છોડતા નથી. પોતાના શરીરને નીચોવી નાખે છે, પોતે મરી જાય છે પણ પોતાનાં માધુર્યને મટવા દેતા નથી. એટલું જ નહિ, પોતાને યંત્રમાં પીલનારને તે પાત્ર ભરી ભરીને મીઠો રસ આપે છે. સોનાની પરીક્ષા કસોટીએ કસવા માત્રથી પૂરી થએલી ગણાતી નથી. તેને અગ્નિપરીક્ષામાંથી પસાર થવું પડે છે અને સો ટચ સોનાપણાની ખાત્રી કરાવવી પડે છે.

આમ છતાં, જેમ જેમ સોનાને અગ્નિમાં તપાવવામાં આવે છે તેમ તેમ તેની ચમક વધતી જાય છે. જેમ અગ્નિમાં તપવા છતાં સોનું એક રતિ ભાર પણ પોતાની ચમક ઓછી કરતું નથી, તેમ સત્પુરુષો પણ ગમે તેવી મુશ્કેલીઓમાં, કસોટીઓની પળોમાં, પોતાની પ્રકૃતિમાં આંશિક પણ ફેર પડવા દેતા નથી. સત્પુરુષોનો આ સ્વભાવ છે.

પોતાના માર્ગને કંટકાકીર્ણ બનાવનાર તરફ પણ તેમની ફૂલો જેવી કોમળ દૃષ્ટિ હોય છે. તેમના પ્રત્યે તેઓ મનમાં કોઇ ડંખ કે કાંટો રાખતા નથી. તેમણે પાથરેલા કાંટાઓને તેઓ ફૂલોની શય્યા જ માને છે. કોઇ અસભ્ય શબ્દ કહે કે શસ્ત્રના પ્રહારથી તેમને લોહીલોહાણ બનાવી દે, છતાં તેમનાં હૃદયમાં તેઓ જરાપણ દ્વેષ કે ઘૃણા રાખતા નથી. આવા વિરોધીઓ માટે પણ તેમનાં હૃદયમાં પ્રેમનું ઝરણું જ વહેતું હોય છે. બુરાઇનો બદલો ભલાઈથી વાળવો એ જ સંતવૃત્તિ છે, સત્પ્રકૃતિ છે, ભારતીય સંસ્કૃતિનું એ પ્રતીક છે. આજ આદર્શને અનુસરીને આપણા દેશમાં વિષધર સર્પને પણ દૂધ પાઇ ઊછેરવાનો રિવાજ છે.

આવા સત્પુરુષોનો સ્વભાવ કેવો ન્યાયોચિત અને સત્ય સાથે જોડાએલો હોય છે તે મર્યાદા પુરુષોત્તમ ભગવાન શ્રીરામના એક જીવન પ્રસંગથી સમજી શકાશે. આમ તો રામનું આખું જીવન જ પરમ આદર્શપૂર્ણ છે. એટલે રામને થઇ ગયા ભલે ગમે તેટલા વર્ષો થઇ ગયાં હોય, છતાં તેમના પરમોચ્ચ જીવનની નાની મોટી પ્રત્યેક ઘટનાઓ, જનસામાન્ય માટે આદર્શરૂપ છે, દીવાદાંડીરૂપ છે.

લંકાના યુદ્ધમાં જ્યારે લક્ષ્મણ ઘવાયા ત્યારે રામના દુઃખનો પાર ન રહ્યો. તેમના જીવનના ઇતિહાસમાં સૌથી વધારે વિષાદ અને દુઃખભરી આ ઘટના હતી. સૌથી વધારે આઘાતનો આંચકો તે વખતે તેમણે અનુભવ્યો હતો. રામ હતા તો મર્યાદા પુરુષોત્તમ, પરંતુ ઉદ્વેગ અને ખિન્નતાએ એ સમયે તેમને ઘેરી લીધા હતા. રાવણ જેવા દુર્જેય શત્રુને મહાત

કરવામાં, વિષધર સમા રાવણના વિષદંતને મૂળથી કચડી નાખવામાં અને લંકાનાં રાજ્યને સિદ્ધ કરવામાં, શ્રીરામને લક્ષ્મણજીનો ઠેઠ સુધી અસાધારણ સહયોગ હતો. રામ માટેનો તેમનો ભોગ નાનો સૂનો નહોતો. આજે એ બધાં ચિત્રો રામની નજર સામે તરવરી રહ્યાં હતાં. રામની ચિંતાનો પાર નહોતો. માતા સુમિત્રાને અને દેવી ઊર્મિલાને શો જવાબ આપીશ? અયોધ્યામાં લક્ષ્મણ વગર કેમ પ્રવેશી શકીશ? વગેરે પ્રશ્નો રામના મનને વિહ્વળ બનાવી રહ્યા હતા. લક્ષ્મણની મૂર્ચ્છાથી માત્ર રામ જ નહિ, પરંતુ આખી સેના ચિંતામાં ડૂબી ગઈ. ચારેકોર વિષાદ છવાઇ ગયો. રામ જેવા રામ ચોધાર આંસુએ રડવા લાગ્યા. તેમની ચિંતા ખૂબ વધી ગઇ. લક્ષ્મણ પરત્વેના સ્નેહની પરિસીમા અને વાત્સલ્યની પરાકાષ્ઠા, આ ક્ષણે ગંગાયમુના સ્વરૂપે તેમની આંખોમાંથી વહેવા લાગી. આવી નાજુક ક્ષણોમાં બરાબર યુદ્ધની ભૂમિ પર જ, એકાએક થએલો લક્ષ્મણજીનો વિયોગ રામને માટે અસહ્ય બન્યો હતો. લક્ષ્મણજીનાં સાહસ, હિંમત, અને શૌર્યનાં જોરે તો તેમણે લંકા ઉપર ચઢાઇ કરી હતી. યુદ્ધનું પરિણામ આવે તે પહેલાં ભાઇનો વિયોગ થવાથી, શ્રીરામ ભારે ચિંતામાં પડી ગયા. લક્ષ્મણ અને સીતા વગર હું એકલો અયોધ્યામાં કઇ રીતે પગ મૂકીશ? માતા સુમિત્રા-અને દેવી ઊર્મિલાની અશ્રુભરી આંખો લક્ષ્મણને માટે તલસતી હશે; તેમને હું શો જવાબ આપીશ? અને હવે આ જ પરિસ્થિતિ રહી તો વિભીષણને પણ લંકાનું રાજ્ય હું ક્યાંથી આપી શકીશ? આમ અનેકવિધ ચિંતાઓ અને સંકલ્પ–વિકલ્પોમાં ખોવાએલા શ્રીરામની આંખોમાંથી ફરી આંસુઓની ધારાઓ ચાલી.

શ્રીરામ આમ અનેક વ્યથાઓમાંથી પસાર થઇ રહ્યા હતા, ત્યાં તેમના પરમ ભક્ત હનુમાન આવ્યા. રામની ખિન્ન અને વિષાદપૂર્ણ મુદ્રાને જોઇને જ ક્ષણભર તો તેઓ હેબતાઈ ગયા, છતાં હિંમત રાખી તેઓ બોલ્યા 'પ્રભો! આ રીતે ચિંતા કરવાથી શું વળવાનું છે? હજી પણ પ્રયત્નોને અવકાશ છે અને તે માટે લંકાના સૌથી કુશળ, નિષ્ણાત અને આયુર્વેદ શાસ્ત્રના પારગામી ચિકિત્સક, વૈદ્યરાજને હું સૂતેલા જ ઉપાડી લાવ્યો છું. યમનાં દ્વાર સુધી પહોંચેલાને પણ પાછા લાવી શકે એવા તેઓ નિષ્ણાત છે, ત્યારે વીર લક્ષ્મણને ભાનમાં લાવવાની વાત તો તેમને મન શું હિસાબમાં? માટે ચિંતા ન કરો, પ્રભો! તેમની ઔષધિ રામબાણ છે. આ વૈદ્યરાજના હાથનો સ્પર્શ થતાં જ, જેમ માણસ ઊંઘમાથી આળસ મરડીને ઊભો થાય, તેમ લક્ષ્મણજી ઊભા થઈ જશે. માટે ચિંતા ન કરશો. હમણાં જ લક્ષ્મણજી આંખો ખોલશે. તેમને ફક્ત મૂર્ચ્છા જ આવી છે, ભગવાન!'

વૈદ્યરાજ સુષેને કુતૂહલભરી દૃષ્ટિથી રામને નિહાળ્યા. મર્યાદા પુરુષોત્તમ ભગવાન રામની સ્તુતિઓ અને વખાણો તેમણે આ જ સુધી ઘણાં સાંભળ્યા હતાં. આજે એમનાં પ્રત્યક્ષ દર્શન થયા. આજે તેમને સન્મુખ જોવાનો પુણ્ય પ્રસંગ પોતાને પ્રાપ્ત થયો. સાક્ષાત્ અનુભૂતિમાં પણ રામ તેવા ને તેવા, સો ટચ સોના જેવા પાર ઉતરે છે કે કેમ, એ જોવાનો જાણે આ એક સુંદર અવસર સાંપડયો છે, તેમ વિચારી તેઓ બોલી ઊઠયાઃ 'રામ' લક્ષ્મણની ચિકિત્સા મારે મન એક

સાધારણ વાત લાગે છે. બે મિનિટમાં તેઓ પૂર્વવત્ જાગૃત અને મૂર્છાવિહીન થઇ જશે એવો મારો આંતરિક વિશ્વાસ છે. પરંતુ મારા મનમાં એક પ્રશ્ન ઘોળાઈ રહ્યો છે અને તે એ કે, હું લંકાના અધિપતિ રાવણનો વૈદ્ય છું. એનાં જ અન્ન પાણી આ લોહીમાં વહી રહ્યાં છે. મારા શરીરનું રોમેરોમ રાવણનું ઋણી છે. વળી આપ અહીં રાવણના મિત્ર કે મહેમાન થઇને પધાર્યા નથી. લંકામાંથી રાવણનાં અસ્તિત્વને મટાડવાની તમારી નેમ છે, તો ભલા તમને આ રીતે સહાયરૂપ થવા જતાં, લોકો મને સ્વામીદ્રોહી તો નહિ કહેને? રાવણના દુશ્મનની ચિકિત્સા કરવાથી કૃતઘ્નીની શ્રેણીમાં તો મારી ગણતરી નહિ કરે ને? કર્તવ્યભ્રષ્ટ અને પૈસા પાછળ આંધળી દોટ મૂકનાર જઘન્યતમ વ્યકિત તરીકે તો મારું નામ કલંકિત નહિ થાય ને?"

રામ વૈદ્યરાજની આવી વાત સાંભળી સ્તબ્ધ બની ગયા. ભાઇને જીવિત જોવાની સંજીવની જડીબુટ્ટી હાથમાંથી સરી જતી જણાઈ. ભ્રાતૃવ્યામોહ અને કર્તવ્યનિષ્ઠા વચ્ચે લોમહર્ષક યુદ્ધ શરૂ થયું. એક બાજુ વૈદ્યરાજ ચાલ્યા જાય અને લક્ષ્મણજીનો પોતાને હંમેશનો વિયોગ થાય તે પરિસ્થિતિ માટે પોતે તૈયાર નહોતા તો બીજી બાજુ પોતે વૈદ્યરાજને કર્તવ્યભ્રષ્ટ બનાવવા ઇચ્છતા નહોતા. કેટલીક ક્ષણો આમ વ્યામોહમાં પસાર થઇ, ત્યા અચાનક તેમનાં અંતરાત્મામાંથી સાદ ઊઠયો અને તેઓ બોલ્યા 'વૈદ્યરાજ! તમો સાચું કહો છો. અત્યારે અમે વણના દુશ્મનો છીએ. લંકામાં અમારૂં આગમન મિત્ર કે અતિથિ રૂપે થએલ નથી. આપની વાત પણ પારમાર્થિક છે. લક્ષ્મણની ચિકિત્સા તમારે માટે નિમકહલાલીને બદલે નિમકહરામી ગણાશે, અને તેથી રાવણનો મોટો દ્રોહ થશે, તે આપની વાત મને બરાબર લાગે છે. તમે સ્વામી-દ્રોહી અને કૃતઘ્ની થશો નહિ. સત્યના સંરક્ષણ માટે અયોધ્યાના સિંહાસનનો ત્યાગ કરતાં પણ મેં આંચકો નથી અનુભવ્યો, તો ભ્રાતૃવ્યામોહમા શું તમને કર્તવ્યભ્રષ્ટ બનાવવા હું તૈયાર થઇશ? પિતાનો અપાર સ્નેહ અને માતાની મમતાભરી મૂકીને ત્યાગી મેં ચૌદ વરસનો વનવાસ સ્વીકાર્યો, મારા વિયોગમાં મૃત્યુ પામેલા પિતાના મૃત્યુના કારમા ઘાને પણ મેં સહન કર્યો અને આજે માત્ર ભ્રાતૃવ્યામોહથી આકર્ષાઇ, તમારા જેવા ઉત્તમ માણસો પાસે સ્વામી દ્રોહનું શું હું પાપ કરાવીશ? આ તો સત્પુરુષોના સત્યની કસોટી છે. આ કસોટીમાં સર્વસ્વ હોમાઇ જાય તો પણ શું? ભાઇ લક્ષ્મણ ખાતર તમારા કપાળે કૃતઘ્નીપણાની કાળી ટીલી લગાડવાનું પાપ હું નહિ વહોરું. તમે ખુશીથી લંકા પાછા ફરી શકો છો. આમ કહી રામ હનુમાન તરફ ફર્યા અને બોલ્યા. 'હનુમાન! જે રીતે તમો સુષેનને લઇ આવ્યા છો, તે જ રીતે તેમને પ્રેમથી તેમને સ્થાને પહોંચાડી આવો.'

સુષેને રામ વિષે આજ સુધી ઘણું સાંભળ્યું હતું, પણ આજે તે પ્રત્યક્ષ જોયું. એમની સત્યનિષ્ઠા અને અતિ માનવતાનાં કર્ણોપકર્ણ સાંભળેલા વખાણોની આજે તેમને સાક્ષાત્ પ્રતીતિ થઇ. તેમને લાગ્યું, શ્રીરામના દર્શન કરી આજે હું કૃતકૃત્ય બન્યો છું. આજસુધી માત્ર કાનોથી પરોક્ષ પ્રતીતિ કરી હતી, આજે આંખોથી પ્રત્યક્ષ જોયું.

સુષેન બોલી ઊઠયો: 'પ્રભો ! આપ માનવ સ્વરૂપમાં સાક્ષાત્ લોકોત્તર દેવ છો. તમારો યશસ્વી ઇતિહાસ યાવચ્ચંદ્રદિવાકરૌ અમર રહેશે. સત્પુરુષોની મંગલ જીભ ઉપર આપનાં પાવન જીવન પવિત્ર કથા યુગ યુગ સુધી રમ્યા કરશે. માળાના પવિત્ર મણકા ઉપર ભકતો સતત તમારા નામનો જાપ કરશે. મને લાગે છે, વીર લક્ષ્મણનો ઔષધોપચાર કરવાથી હું કર્તવ્ય ભ્રષ્ટ બનતો નથી. વૈદ્યનો સંબંધ કદી કોઇ વિશેષ વ્યકિત સાથે હોતો નથી. વૈદ્ય સદા રોગી સાથે જોડાએલો છે. આવેલા રોગીનો તિરસ્કાર વૈદ્યની દૃષ્ટિમાં પરમાત્માનો તિરસ્કાર છે, પ્રભુતાનું અપમાન છે. વળી વિભીષણની અત્રે ઉપસ્થિતિ છે એટલે મને કૃતઘ્નીપણાનું પાપ નહિ લાગે. રામની સેવા કદી કોઈને પાપી બનાવે એમ મારું હૃદય સાક્ષી પૂરતું નથી.'

સત્પુરુષો ગમે તેવી વિષમ ક્ષણોમાં પણ પોતાના સત્સ્વભાવનો પરિત્યાગ કરતા નથી. સત્પુરુષોની પ્રકૃતિ પ્રાણાન્તે પણ વિકૃત થતી નથી. સત્ય અને ધર્મને માટે તેઓ હંમેશાં સર્વસ્વ સમર્પવા તૈયાર હોય છે. એ જ સત્પુરુષોની સન્નિષ્ઠા છે.

આ જગતના સામાન્ય જીવો તાપ-ત્રયથી સંતપ્ત છે. ઉપરથી સુખી અને સંપન્ન જણાતી વ્યકિતઓ પણ આ તાપના પરિતાપથી મુક્ત હોતી નથી. આ પરિતાપો ત્રણ પ્રકારના હોય છે.

(૧) આધ્યાત્મિક તાપ

(૨) આધિદૈવિક તાપ

(૩) આધિભૌતિક તાપ

(૧) આધ્યાત્મિક તાપ-જીવ બહારના અને અંદરના વ્યાપારોમાં સદા સક્રિય હોય છે. તેને જ અહંકાર, મન, બુદ્ધિ, ઇન્દ્રિયો વગેરે નામો ક્રિયા અનુસાર આપવામાં આવે છે, આ જીવ વિભાવ પરિણતિની અસર નીચે માનસિક વિકારો જેવા કે, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર વગેરેથી રંગાઇ જાય છે. આ નબળાઇઓના કારણે તે મિથ્યાજ્ઞાનને પ્રાપ્ત થાય છે. સમુદ્રના તરંગોમાં અથડાતા લાકડાની માફક સંસારરૂપી ચકડોળમાં તે આમ તેમ ભમ્યા કરે છે. આ વિકારોનો શિકાર થઈ દુઃખોની જે પરંપરામાં અટવાય છે તે આત્મમૂલક હોઇ આધ્યાત્મિક તાપ કહેવાય છે.

૨. આધિદૈવિક તાપ-વ્યંતર દેવો તેમજ ભૂતપિશાચાદિ કૃત ઉપસર્ગોને લઇ જીવ સંજ્ઞા શૂન્ય બની જાય છે. તે સારા નરસાનો વિવેક ચૂકી જાય છે, ચિત્તભ્રમ અથવા શૂન્યતાની ન સમજાય એવી વિચિત્ર સ્થિતિમાં તે મૂકાય જાય છે, જે માનવ બુદ્ધિની બહારની વાત હોય છે. આવાં આવાં કારણોથી જે સંતાપ જન્મવા પામે છે તે આધિદૈવિક તાપ છે.

૩. આધિભૌતિક તાપ-પદાર્થોના અથવા પરના નિમિત્તથી જે મુશ્કેલીઓ ઊભી થાય, આકસ્મિક અકસ્માતનો ભોગ થઈ જવાય, ફ્રેકચર થઈ જાય કે કોઇ પણ અણધાર્યું શારીરિક

કષ્ટ આવી પડે તે આધિભૌતિક તાપ છે. આ તાપ-ત્રયથી મુક્તિ તો તે જ મેળવી શકે છે જે—

जिण वयणे अणूरत्ता, जिण वयणं जे करंति भावेणं ।
अममा असंकिलिट्ठा. ते हुंति परित्त संसारी ॥

અર્થાત્ જે સાધક જિનવચનમાં અનુરાગશીલ છે, અને જે જિનાજ્ઞા અનુસાર જિન વચનનું યથાર્થ પાલન કરે છે, તે ક્લેશશૂન્ય અને નિર્મળ આત્મા પરિત્ત-સંસારી થાય છે. સંસારમૂલક તાપ-ત્રયથી તે મુક્ત થાય છે.

સત્પુરુષોનું સાંનિધ્ય, સદ્ગ્રંથોનું વાચન અને સદ્ધર્મનું આચરણ જ ત્રણે પ્રકારના તાપને હરનાર છે. એટલે જ કવિજનોએ તાપમાંથી મુક્ત થઈ શીતળતા મેળવવાનો આ અમોઘ ઉપાય બતાવ્યો છે-

चंदनं शीतलं लोके, चन्दनादपि चन्द्रमाः ।
चन्द्र चन्दनयोर्मध्ये, शीतला साधु संगति ॥

ચંદન અને ચંદ્રમા કરતાં પણ વધારે શીતળતાનો અનુભવ સત્પુરુષોના સત્સંગમાં ઉપલબ્ધ થાય છે.

संगतथी सुधरे नहि, जाका बडा अभाग ।
जाकु संग बिगडे नहि, ताका बडा सुभाग ॥
पारसमणि के संगसे हुइ कंचन तलवार ।
तुलसी तीनों ना गये, धार मार आकार ॥

પારસના સંસ્પર્શથી લોઢાની તલવાર સોનાની અવશ્ય બની જાય છે. છતાં તેની ધાર, માર, અને આકાર તો તેવા ને તેવા જ રહે છે. બાહ્ય ખોખું અવશ્ય સોનાનું થઇ ગયું, પરંતુ તેની ધારની તીક્ષ્ણતા કે મારની કુશળતા કે આકારની વક્રતામા કશો જ ફેર પડતો નથી. પરંતુ સંતોના પ્રતાપે આ પણ બદલી જાય છે. તે જ કવિના શબ્દોમાં બતાવે છે-

मन ओरण अरु शब्द घन, सद्गुरु मिले सुनार ।
तुलसी तीनों ना रहे, धार, मार, आकार ॥

એટલે સદ્ગુરુરૂપી સોનીના મનરૂપી એરણ પર હિતોપદેશના શબ્દરૂપી ઘણનો પ્રહાર જો બરાબર થાય, તો વિકારોરૂપી તલવારના ધાર, માર, અને આકાર પણ બદલાઈ જાય છે. તેથી જ કહેવાય છે કે—

संगत करी ले साधुकी, संगत शिवसुखदातारे

* * *

# સંસ્કારોનું પરિબળ

મનુષ્ય જાણ્યે અજાણ્યે પ્રતિ ક્ષણ સક્રિય હોય છે. ગણી ગણાય નહિ એટલી ક્રિયાઓ જીવ સતત કર્યા જ કરે છે. તેનો કોઈ હિસાબ રાખવા પ્રયત્ન કરે તો તેમાં તેને નિષ્ફળતા જ સાંપડે. સૂક્ષ્મ ક્રિયાઓનો કોઇ પાર જ હોતો નથી. એટલે સૂક્ષ્મ ક્રિયાઓની વાત એક બાજુ મૂકીએ અને સ્થૂલ ક્રિયાઓના હિસાબ તરફ દષ્ટિપાત કરીએ તો પણ તે બધી ક્રિયાઓનો સાચો મેળ મેળવવો મુશ્કેલ થઈ જાય છે. રોજની ક્રિયાઓમાં પણ ખાવું, પીવું, ઊંઘવું, બેસવું, ફરવું, નોકરી કરવી, લખવું, બોલવું, વાંચવું વગેરે સ્થૂલ ક્રિયાઓ તો સૌની જાણીતી છે આ ઉપરાંત શેખચલ્લીના હવાઇ વિચારોથી પણ માણસ મુક્ત નથી. દરેકની જુદી જુદી અનેકરંગી અને વિવિધલક્ષી મહત્ત્વાકાંક્ષાઓ હોય છે. તેના અગણિત પ્રકારો છે. સહુના માનસિક સ્વપ્નાંઓ પણ સરખાં હોતા નથી. દરેક વ્યક્તિનાં માનસિક સ્વપ્નાંઓ સ્વપ્નની જેમ પ્રતિ ક્ષણ બદલતાં રહે છે. અમાયા–માયા, રાગ–દ્વેષ, માન–અપમાન, પ્રેમ–ઘૃણા સુખ અને દુઃખના વિવિધરંગો જુદા જુદા પરિવેષમાં જુદી જુદી રીતે જોવા મળે છે. આ બધી ક્રિયાઓ જીવન ઉપર સંસ્કારની એક આછી, પાતળી, જાડી અને અટલ છાપ અથવા રેખા અંકિત કરે છે **"या या क्रिया सा सा फलवती"** એટલે ક્રિયાઓ વંધ્ય નથી. દરેક ક્રિયા પોતપોતાની ફલશ્રુતિ અને નિષ્પત્તિનું નિર્માણ કરે જ છે. આપણું આખું જીવન ખરી રીતે આપણે કરેલી વિવિધરંગી ક્રિયાઓના સરવાળા રૂપેજ છે.

સંસ્કારો બધાજ સબળા હોતા નથી તેમજ બધા નબળા પણ હોતા નથી. જીવન સબળા અને નબળા સંસ્કારોનો એક કોષાગાર છે. આપણે બહુ દૂરની દોટ હમણાં મૂકી દઇએ, દીર્ઘકાલીન અતીતના ઇતિહાસમાં દૃષ્ટિપાત કરવાની વાત એક બાજુ મૂકીએ અને વિચારીએ તો આપણું બાળપણુ જ આપણને સ્મૃતિગોચર છે ખરૂં ? તિક્ષ્ણતમ મેધાશક્તિ અને પારદર્શી પ્રજ્ઞાશક્તિ ધરાવતી વ્યક્તિને પણ પોતાના બાલ્યકાલીન સંસ્કારો કે ક્રિયાઓની સ્મૃતિ ભાગ્યે જ હોય છે. કદાચ હોય તો પણ તે સ્મૃતિ એટલી બધી અધૂરી, અપૂર્ણ અને અસ્પષ્ટ હોય છે કે, તેને સ્મૃતિ તરીકે સ્વીકારવામાં પણ આપણે તૈયાર નથી હોતાં. મનોવૈજ્ઞાનિકો કહે છે કે, સ્મૃતિને વધારેમા વધારે સતેજ કરવામાં આવે તો પણ તે ભાગ્યે જ ત્રણ ચાર વર્ષની ઉંમરની પહેલાંના કાળમા ડોકિયું કરી શકે છે, અને ચાર વર્ષની ઉપરની ઉંમરના સંસ્મરણો પણ બહુ ચમકતાં કે તાજાં હોતાં નથી. જેમ પાટીનું લખાણ ભૂંસાઈ જાય છે તેમ બચપણની યાદિઓ માનવીય માનસની સ્મૃતિમાંથી ભૂંસાઇ જાય છે. જ્યારે વર્તમાનકાલીન આ જીવનની, એટલે કે પાચ પચ્ચીસ વર્ષ પહેલાંની ક્રિયાઓ વિષેની સ્મૃતિની પણ જ્યારે આ સ્થિતિ છે ત્યારે પૂર્વભવના સંસ્કારોના સંસ્મરણોની વાત કરવી એ જ અસ્થાને છે. પૂર્વ જન્મના સંસ્કારો તો છેક ભૂંસાઇ ગયા હોય છે. પ્રાય જીવ તે ભવની સ્મૃતિ

મૃત્યુના બેભાન કાળમાં ત્યાં જ મૂકી આવે છે. મૃત્યુની અંતિમ ક્ષણ સુધી જાગૃત રહેનાર, પોતાનાં મૃત્યુને બીજાનાં મૃત્યુની જેમ સાક્ષાત્ જોનાર, પોતાના મૃત્યુનો સાક્ષી થઇ શકનાર, વિરલ જ્ઞાતા, દ્રષ્ટા આત્મા મૃત્યુના સમયે સતત સાવધાન, પ્રસન્નચિત્ત, અને જાગૃત હોય છે. એવી વિરલ વ્યક્તિને પોતાનાં પૂર્વ ભવનાં સંસ્મરણો સ્મૃતિગોચર થાય ખરાં, પરંતુ એવા આત્માઓ તો અબજોમાં કોઇ એકાદ બે, ગણ્યા ગાંઠ્યા જ હોય. એવી એકાદ બે વ્યક્તિની ઉપસ્થિતિ અપવાદ રૂપેજ સ્વીકારી શકાય. તે નિયમ બની શકે નહિ. એટલે જ આપણા જેવા સામાન્ય કોટિના જીવોને તો પૂર્વભવ હતો કે કેમ, તે વિષે પણ શંકા ઉદ્ભવતી હોય છે.

નિષ્કર્ષ એ છે કે, પૂર્વભવની વાત પણ વધારે પડતી છે. આપણે આપણા આ જન્મનો જ જરા સૂક્ષ્મતાપૂર્વક વિચાર કરીએ, તો પણ જણાઈ આવશે કે, જેટલી ક્રિયાઓ આપણી સ્મૃતિમાં આપણને સંગ્રહીત થઇ છે તેટલી જ ક્રિયાઓ કરી આપણે બેસી ગયેલાં હોઇએ એમ નથી હોતું. આપણને જેટલી ક્રિયાઓ યાદ છે, અથવા તેની જાગૃત સ્મૃતિ છે તે કરતાં પણ ઘણી વધારે ક્રિયાઓ આપણે કરી હોય છે, વધારે જ્ઞાનો પણ મેળવ્યાં છે. પરંતુ તે બધામાંથી મોટા ભાગની ક્રિયાઓ અને જ્ઞાનો, કશાજ સંસ્કારો મૂક્યા વગર જ મરી પરવાર્યાં હોય છે. બહુજ ઓછી ક્રિયાઓ કે જ્ઞાનના સંસ્કારોની છાપ આપણાં જીવન ઉપર અંકિત થાય છે. પ્રતિ દિવસની ક્રિયાઓનો જ હિસાબ તૈયાર કરવા પ્રયત્ન કરીએ અને દિવસમાં આચરેલી તે બધી ક્રિયાઓને રાત્રિમાં સંભાળપૂર્વક સ્મૃતિનો વિષય બનાવીએ, તો પણ દિવસની બધી ક્રિયાઓ યાદ આવે જ એ ચોક્કસ નથી. જે ક્રિયાઓ બહાર તરી આવનારી હોય છે તે જ પ્રાયઃ દૃષ્ટિ સામે રહે છે. બહાર તરી આવતી પ્રભાવી ક્રિયાઓની અસર ઉપજાવનારી મોટી મોટી વાતોના સંસ્કારોની છાપ જ મનમાં ઊંડી ઊતરી જાય છે. પ્રત્યેક દિવસના આવા સંસ્કારોને લઇ, જો અઠવાડિયા પછી તારણ કાઢીશું, તો એમાંથી પણ કેટલીયે વાતો સરી જતી હોય છે અને અઠવાડિયા દરમિયાનની થોડી બહાર તરી આવતી મોટી મોટી વાતો જ બાકી રહી જાય છે. જેમ સમયનો ગાળો લાંબો થતો જાય છે, તેમ ક્રિયાઓ અને જ્ઞાનોની સંખ્યામાં પણ અસાધારણ વૃદ્ધિ થતી જાય છે. પરંતુ મનની પાસે સંસ્કારધન ગણી શકાય એવી સિલક બહુ નજીવી બાકી રહેલી હોય છે. ક્રિયાઓ અને જ્ઞાનો જેટલી ઝડપથી આવ્યાં, તેટલી જ ઝડપે વિલય પણ પામે છે અને અવશિષ્ટ પાંચ દસ દૃઢ સંસ્કારો જ સંસ્કાર સંપત્તિરૂપે અવસ્થિત રહે છે. અનેક સંસ્કારોનાં સરવાળા બાદબાકી કરતાં કંઇક જ તદ્દન ચોકખીચટ અને માપસરની સિલક બાકી રહે છે. જેમ વેપારી કરોડોની ખરીદી અને વેંચાણ કરે છે, પરંતુ છેવટે સરવૈયામાં જે વધે તે તેની મૂડી ગણાય છે; તેમજ એટલી મહેનત અને કરોડોની ઉથલપાથલ પછી પણ જો કંઈ ન વધે, તો તેની છાતી બેસી જાય છે. આ જ રીતે જીવનના સરવાળા અને બાદબાકીની પણ આવી જ કંઇક પ્રક્રિયા છે.

મૃત્યુની અંતિમ ક્ષણે જો માણસની વૃત્તિ ખાવાની વસ્તુ પર અટવાઇ ગઈ, તો જીવનનાં સરવૈયામાં સ્વાદના સંસ્કારો બલવત્તર થઈ ઉપસી આવે છે. અન્નની વાસના તેના આખા

જીવનની કમાણી થઇ ગણાય. મરતી વખતે પિતા, પુત્ર, માતા કે સ્ત્રી અથવા સંતાનોની સ્મૃતિ સતાવવા માંડે તો સ્વજનો વિષેના સંસ્કારોની ઊંડી છાપની સાબિતી થઇ. બાકીના જે અસંખ્ય કર્મો અને જ્ઞાનો હતાં તે બધાં ગૌણ થઈ ગયાં.

ગણિત શાસ્ત્રમાં અપૂર્ણાંકના દાખલાઓ તો તમો ભણ્યા હશો. આ દાખલાઓના આંકડાઓ એવા તો મોટા અને અટપટા હોય છે કે, અપૂર્ણાંકથી અપરિચિત માણસ તો આ દાખલાઓને જોઇને જ ગભરાઇ જાય. તેને સ્પર્શવા પણ તે પ્રયત્ન ન કરે. પરંતુ ગણિતમાં રસ ધરાવતા બાળકને ખબર હોય છે કે, આ તો માત્ર આંકડાની માયાજાળ છે. આ દેખાતા મોટા મોટા આંકડાઓને સંક્ષિપ્ત અને સંક્ષિપ્તતમ બનાવતાં જઇએ, તો છેવટમાં જવાબ એક અથવા બે આંકડાનો બહુ જ નાનો આવે. એ જ રીતે જીવનમાં સંસ્કારોના અનેક આંકડાઓ રહી અથવા ઓછા પ્રભાવી બની, સૂર્યના પ્રકાશમાં જેમ તારાઓ છુપાઈ જાય છે તેમ જોરાવર અને કદાવર સંસ્કારના અસરકારક પ્રભાવમાં નબળી ક્રિયાઓ અને જ્ઞાનોના સંસ્કારો પ્રાયઃ છુપાય જાય છે. આવા જ્ઞાનો અને ક્રિયાઓની અસર નહિવત્ બની જાય છે.

જીવનની અંતિમ નિષ્પત્તિ મીઠી અને સુવાસિત નીવડે તે માટે જીવનની અમુક જ ક્ષણો કામ નથી આવતી, પરંતુ આખા જીવનની મહેનત તે દિશા માટેની હોય, તો જ મૃત્યુની ક્ષણમાં ઇચ્છિત નિષ્પત્તિ ક્રિયાન્વિત થતી જણાય છે. આપણે ઇચ્છતા હોઇએ કે મારા મૃત્યુ સમયે અમુક જ સંસ્કારો ઉપર તરી આવે, તો તે ઇચ્છિત સંસ્કારોને કેન્દ્રમાં રાખી, તે સંસ્કારની પરિપુષ્ટિ માટે, આખા જીવનનો પ્રવાહ તે સંસ્કાર મૂલક બનાવવા નિતાંત પ્રયત્ન કરતા રહેવું જોઇએ.

જે વાતનો અભ્યાસ રાત અને દિવસ ચાલુ રહેતો હોય તેની પ્રબળતમ અસર મન અને પ્રાણો ઉપર થયા વગર રહેતી નથી. પાપમાં સતત પરોવાયેલા મનને મૃત્યુની અંતિમ ક્ષણમાં પણ પ્રભુના નામનું સ્મરણ થતું નથી. કામની સાથે જો રામનું નામ રમતું હશે અને દરેક કામમાં રામનું અસ્તિત્વ અનુભવાતું હશે, તો જ મૃત્યુની ક્ષણે રામનું નામ અચૂક યાદ આવશે. અન્યથા ફોફાંજ ખાંડવાનાં રહ્યાં. સારા સંસ્કારોનો સતત આગ્રહ રાખી, તેને કેળવવા સતત પ્રયત્ન કરવો જોઇએ. સારા સંસ્કારો માત્ર ઉપરની સપાટી સુધી જ અસર નથી કરતા, પરંતુ પ્રાણોને પણ તે આંદોલિત કરે છે, પ્રાણોને જગાડે છે. માટે સારા સંસ્કારોની કેળવણીની સતત કાળજી અનિવાર્યતઃ જરૂરી છે. વહેલા ઊઠવાથી શો લાભ ? મોડા ઊઠીએ તો શી હાનિ ? એવી ખોટી ગડમથલમાં પડવાનો જો નિરર્થક પ્રયત્ન કર્યો તો, મન એકદમ કહ્યા બહાર થઈ જશે. મન ઉપરનું આપણું નિયંત્રણ ચાલ્યું હશે, અને મન અણછાજતી છૂટ લેવા મંડી જશે અને છેવટે તેનું પરિણામ તે આપણને જ છેતરનારૂં નીવડશે. સંસ્કૃતમાં એક કવિએ એક નાનકડી પરંતુ અસરકારક વાત તરફ સૌનું લક્ષ્ય ખેંચ્યું છે. તદ્નુસાર–

"क्षणशः कणशश्चैव, विद्यामर्थञ्च चिन्तयेत् ।
क्षणत्यागे कुतो विद्या, कणत्यागे कुतो धनम् ॥

લક્ષ્મીની સંપ્રાપ્તિ માટે કણેકણનો ઉપયોગ આવશ્યક અને અનિવાર્ય બને છે. વિદ્યાની ઉપલબ્ધિમાં ક્ષણેક્ષણ વેડફવી કે ફોગટ બગાડવી પોસાય નહિ. ક્ષણને વેડફનાર વિદ્યાને ખોઇ બેસે છે અને કણનો દુરુપયોગ કરનાર ધનનો ધણી થઈ શકતો નથી.

દરેક ક્ષણે ઊભા થતા વિચારો સારા છે કે નહિ, તે વિષેની સતત સાવધાની અપેક્ષિત છે. સદ્‌વિચારો સંસ્કારોના આવિર્ભાવની ગંગોત્રી છે. કોઈ ગાળો બોલે, અથવા અશુભ ચિંતન કરે, તો તેનામાં બૂરા સંસ્કારો જન્મ્યા વગર રહેતા નથી. આપણું પ્રત્યેક કાર્ય આપણાં જીવન ઘડતરમાં યોગ્ય રીતે ભાગ ભજવે છે. એક શિલ્પી પોતાની છીણી અને હથોડીની સહાયથી પથ્થરમાંથી પોતાની ઇચ્છા પડે એવી પ્રતિમા કંડારી શકે છે, એ પ્રતિમામાં પરમાત્મા સુધીની પ્રતિષ્ઠા આપી શકે છે અને એ રસ્તામાં રગદોળાતા, કચડાતા પથ્થરને પ્રભુતા પ્રદાન કરી, તેને સૌના આદરનું, સન્માનનું નિમિત્ત પણ બનાવી દે છે. હવે તે પથ્થર નથી, પરમાત્મા છે. લોકો તેને પરમાત્મા માની તેના ચરણોમાં માથું નમાવે છે. આજ રીતે આપણા સારા નરસા વિચારો અને કૃતિઓરૂપી છીણીઓ આપણો ઘાટ ઘડવામાં કીમતી ભાગ ભજવે છે. તે આપણને નરમાંથી નારાયણ બનાવી શકે છે અને ચોર્યાસી ચકડોળમાં રખડતાં અને ભમતાં પણ કરી શકે છે. ડૂબનારને જેમ તણખલું પણ આધાર બની જાય છે, તેમ જીવનમાં કરેલાં થોડા પણ સારાં કાર્યો આપણને આ સંસાર સાગરમાં ડૂબતાં બચાવનાર તણખલાના આધારની ગરજ સારે છે. સારું કરેલું કાર્ય કદી નિષ્ફળ જતું નથી. સમય આવતાં તે અવશ્ય તારક બને છે.

શંકરનાં લિંગ ઉપર થતી અભિષેકની ક્રિયાને તમે જોઈ છે ખરી ? જો જોઈ હોય તો તમને ધ્યાનમાંજ હશે કે શંકરની લિંગ ઉપર જે ઘડો રાખવામાં આવે છે, તેમાં પાણી તો એક બાલદી પણ માંડ હોય છે પણ ઘડામાં એક અતિ ઝીણું કાણું પાડવામાં આવ્યુ હોય છે. તે કાણામાંથી સતત એક એક ટીપું પાણી ટપકયા જ કરતું હોય છે. સતત ચોવીસે કલાક તે પાણી ટપકયા જ કરે છે. આની પાછળનું કારણ શું છે ? તમારામાંથી પણ જો કોઇ શંકરના ભકત હશે તો તે અવશ્ય શિવલિંગ ઉપર પાણી રેડવાની ક્રિયા કરતા જ હશે. પરંતુ આવી રીતે ધીમી ક્રિયા સતત ચાલુ રાખવા પાછળનું રહસ્ય શું છે એમ જો તેને પૂછવામાં આવે તો તેની પાસે ભાગ્યે જ તેનો જવાબ હોય છે. તેણે આ ક્રિયાની ચાવી તો સાચવી રાખી છે; પરંતુ તે ચાવીથી જે તાળું ઉઘાડવાનું છે, જે તિજોરી ખોલવાની છે, તેની માહિતી તેની પાસે નથી. ફલત: તે બોલી ઊઠશે: 'અભિષેકની આવી ધીમી ક્રિયા શા માટે છે તે તો હું જાણતો નથી, પરંતુ મારા બાપદાદા અને તેમના બાપદાદા આમજ કરતા, તેથી હું પણ એમજ કરું છું.' તેના જવાબમાં કોઇ વળી કહે કે, શિવલિંગ ઉપર પાણીની ધાર છોડવી હોય તો આ રીતે એક એક ટીપું રેડવાથી શો લાભ ? એક સામટી બે પાંચ બાલદી રેડી દીધી હોય તો ન ચાલે ? કારણ–

अलंकारप्रियो विष्णुः जलधारप्रिय : शिवः ।
नमस्कारप्रियो भान्तुर्ब्राह्मणो मोदकाप्रिय. ॥

શંકર સ્વભાવથી જલધારાથી પ્રસન્ન થનારા દેવ છે. વિષ્ણુ અલંકાર પ્રિય છે અને બ્રાહ્મણોને લાડવા સિવાય બીજા મિષ્ટાન્ન તરફ રૂચિ હોતી નથી. તો પછી નાનાં કાણાંમાંથી એક એક ટીપું પાણી પાડવાની ક્રિયા પાછળનું રહસ્ય શું ? તમારામાંથી કોઇ શંકરના ભકત હોય અને છતાં જો તે ન સમજાવી શકે, તો મારે તો મારી રીતે તેના રહસ્યમાં ઊતરવા પ્રયત્ન કરવો જ રહ્યો. હું માનું છું ત્યાં સુધી, જળને એકદમ એક સામટું રેડી દેવાથી કર્મ સફળ થતું નથી. ઝડપથી કરવામાં આવેલી ક્રિયાની પાછળ કશી જ અસર રહેતી નથી. ટીપે ટીપે જે સતત ધાર થાય છે, તેનું જ નામ આરાધના અને ઉપાસના છે. એક સરખા સંસ્કારની એક સરખી સતત ધારા ચાલવી જોઈએ. સંસ્કારોની દિવ્ય ધારા, શંકરના જલાભિષેકની માફક, સતત વહેતી રહેવી જોઇએ. આવો અખંડ પ્રવાહ જ જીવનમાં પ્રભાવોત્પાદક બને છે.

ડોકટરે આપેલા દવાના ડોઝને જો એક સામટો એક જ ક્ષણમાં લઇ લેવામાં આવે તો તે દવા લેવાનો હેતુ પાર પડે નહિ. જેમ ક્રમિક રીતે લેવામાં આવતા ડોઝ જ શારીરિક પ્રકૃતિની વિકૃતિને દૂર કરી સંસ્કૃતિનો આવિર્ભાવ કરે છે, તેમ ક્રમિક અને સતત પોષાતા સંસ્કારોની છાપ જ જીવન ઘડતરમાં અગત્યનો ભાગ ભજવે છે.

ધર્મનું મૂળ વિનય છે. ધર્મ તે સદ્‌સંસ્કારોનું મૂર્ત સ્વરૂપ છે. માટે સંસ્કારો મેળવવા અહંનાં વિસર્જનની અને વિનયનાં સર્જનની તૈયારી હોવી જોઇએ. વિનયમૂલક ધર્મમાંથી સંસ્કારરૂપ વટ વૃક્ષનો આવિર્ભાવ થાય છે. મને કલકત્તાના બોટોનિકલ ગાર્ડનના એક વડલાનું સ્મરણ થઇ આવે છે. તે વડલાની લગભગ દોઢસો શાખાઓ છે. એકસો પચાસ વડલા ઊભા હોય, એવો તે વડલો છે. તેનાં મૂળને શોધવું જ મુશ્કેલ થઇ પડ્યું છે. એક વડવાઇ જમીનમાં ધસે ત્યારે એક વડવાઇ ત્યાં ફૂટે. આ રીતે આ વડલાએ, વિષ્ણુના વામનમાંથી વિરાટ રૂપની માફક, પોતાની વિરાટતા પ્રગટાવી છે. શાસ્ત્રકાર આ જ વાતને સમર્થિત કરતા કહે છે કે, વિનયરૂપ મૂળ જો પુષ્ટ હશે તો જ તેમાંથી આવિર્ભાવ પામેલું વૃક્ષ મોક્ષરૂપ ફળની નિષ્પત્તિ ઉપજાવી શકશે. અન્યથા વિનયરૂપ મૂળના અભાવમાં વૃક્ષ ધરાશાયી થઈ જશે. मूलाउ खंघप्पभवो दुमस्स खंधाउ पच्छा समुविंति साहा । साहापसाहा विरुहंति पत्ता तओ– વૃક્ષનું મૂળ જો મજબૂત હશે તો તેમાં સ્કંધ, શાખા, પ્રશાખા, ફૂલ ફળ અને મધુર રસની નિષ્પત્તિ થશે. ધર્મનું મૂળ વિનય છે. તે બરાબર દૃઢ હશે, તો તેમાંથી નિષ્પન્ન થતા ગુણો મોક્ષપદની ઉપલબ્ધિમાં અસરકારક સહાયક બનશે.

કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામી બન્ને સત્સંસ્કારોની પ્રભુતાના ધણી છે. તેમનામાં રહેલા વિનયાદિ ગુણોની વરિષ્ઠતા તો તેમના વિનયમૂલક વ્યવહારોમાથી જ જણાઇ આવે છે. વળી આ ગાથાઓ પણ તેમના આ ગુણોની સમ્યક્ પુષ્ટિ પણ કરી આપશે જ.

पुच्छामि ते महाभाग! केसी गोयम मब्बवी ।
तओ केसिं बुवंतं तु गोयमो इणमब्बवी ॥ २०

पुच्छ भंते ! जहिच्छंते केसिं गोयम मब्बवी ।
तओ केसी अणुन्नाओ गोयमं इणमब्बवी ॥ २१

કેશીકુમાર શ્રમણે શ્રી ગૌતમને કહ્યું : 'હે મહાભાગ ! હું આપને કંઈક પૂછવા માગુ છું.' આ સાંભળી શ્રી ગૌતમે કહ્યું: 'ભગવન્ ! આપને જે પૂછવું હોય તે પૂછો.' આ રીતે રજા મેળવીને કેશીકુમાર શ્રમણે શ્રી ગૌતમને આમ કહ્યું.

આ ઉપરથી એકબીજાને એક બીજા પરત્વે કેવો પૂજ્યભાવ અને કેટલો સરળતાપૂર્ણ વ્યવહાર છે તે સ્વયમેવ સ્પષ્ટ થઇ જાય છે. સમય થઇ ગયો છે તેથી વિશેષ વિસ્તારમાં ઊતરતો નથી. પણ આ બંને પ્રભુઓની પ્રભુતા શાસ્ત્રીય ગાથાઓમાંથી સમજાઈ જાય છે.

## તપ અને જપ

વિશ્વ વંદનીય જગતપિતા ભગવાન મહાવીરની વાણી જગતના જીવોના કલ્યાણ માટે જીવનવિશુદ્ધિનો પરમ મંગલ માર્ગ સૂચવે છે. શુદ્ધિ વગર સ્વરૂપનિષ્ઠા અથવા પરમાત્મભાવની ઉપલબ્ધિ સર્વથા અશક્ય છે. મન એ જ જગત છે. મનન કરવાની શક્તિ એ મનનો ધર્મ છે. મનઃ શુદ્ધિ ક્રમિક રીતે આત્મશુદ્ધિની દિશાની મંગળ યાત્રાનો શ્રીગણેશ છે. મનના બળ ઉપર જ આ સંસાર છે. મનને મારવાથી, મનથી વિનિર્મિત સંસાર પણ મરી જાય છે. એટલે મનની શક્તિને ઓછી આંકવા જેવી તો નથી જ. આત્મશુદ્ધિનો પાવન પ્રારંભ તો લોકોત્તર જીવનના સંસ્પર્શની કે સારાયે જીવનના રૂપાન્તરણની વાત રહી. આમ છતાં, આત્મશુદ્ધિની પૂર્વની ભૂમિકા રૂપે મન. શુદ્ધિ અતિ અનિવાર્ય છે.

मन एव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः સામાન્યતયા મન જડ છે; છતા જ્યાં સુધી આત્મા સમજણના ઘરમાં ન આવે, એટલે કે તેને સ્વરૂપોપલબ્ધિ ન થાય, ત્યાં સુધી ઇન્દ્રિયો ઉપર મનનું સ્વામિત્વ હોય જ. એટલે આત્મા ઉપર પણ તેનું સાર્વભૌમત્વ વર્તાતું હોય છે. गुणा गुणेषु जायंते, तत्रैव निविशन्ति च– એટલે ગુણો ગુણોથીજ જન્મે છે અને તેમાંજ લય પામે છે. આ ન્યાયે ઇન્દ્રિયો અને મન બન્ને ભૌતિક છે. બંને પુદ્ગલોનીજ રચનાઓ છે. પૌદ્ગલિક દૃષ્ટિએ પણ બન્ને સજાતીય છે, એટલે ઇન્દ્રિયો અને મનને પરસ્પર આકર્ષણ રહે તે સ્વાભાવિક છે. ઇન્દ્રિયોથી મન જો વિલગ રહે, તો ઇન્દ્રિયો કાર્યકારી બની શકતી નથી. તેથી સંસારમૂલક દરેક પ્રવૃત્તિના કેન્દ્રમા મન પ્રધાનતા ભોગવે છે. ઉપર બરાબર જ કહ્યું છે કે, મન જ સંસારનું મૂળ છે અને મન જો બદલાઇ જાય તો જ મોક્ષની મંગળ યાત્રા શક્ય બને છે.

આ વિધાનથી મનની શક્તિની વિશેષતા દેખાઇ આવે છે. મનનું અનિયમન અથવા અનિયંત્રિત મન સંસારમૂલક છે તો મનનો સંયમ મોક્ષનું સાધકતમ નિમિત્ત છે. મનની

આ વિશિષ્ટ શક્તિને ગીતાએ इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः” આ શબ્દોમાં વર્ણવી છે. અર્થાત્ બાહ્ય પદાર્થો કરતાં ઇન્દ્રિયો શ્રેષ્ઠ છે અને ઇન્દ્રિયો કરતાં મન શ્રેષ્ઠ છે. આ કથનની પાછળ ભારે રહસ્ય રહેલું છે. બાહ્ય દેખાતા જગતમાં એટલે કે પદાર્થોમાં આપણને આકર્ષવાની કે વિકર્ષવાની કોઈ જ ક્ષમતા સ્વભાવતઃ હોતી નથી. બાહ્ય પદાર્થો તો સદા પોતાના સ્વરૂપમાં જ અવસ્થિત હોય છે. પદાર્થ ન બંધનું કારણ છે કે ન મોક્ષનું. બંધ અને મોક્ષનું જગત આપણું નિર્માણ છે. આપણામાં તેમની ઉત્પત્તિ અને સ્થિતિ છે. ઇન્દ્રિયોના વ્યાપારમાં જ્યાં સુધી મનનો સંકલ્પ વિકલ્પાત્મક સમીચીન સંયોગ ન થાય ત્યાં સુધી ઊઘાડી આંખે કે ઊઘાડે કાને પણ કાંઇ દેખાય કે સંભળાય નહિ. પદાર્થોમાં સારા નરસાપણાની, ઇષ્ટ અનિષ્ટતાની કે આકર્ષણ વિકર્ષણની જે રાગદ્વેષાત્મક ભાવનાઓ મન જોડી રાખે છે તે જ બંધન છે; તે જ તેનું કાર્ય છે. બુદ્ધિવડે કરેલા નિશ્ચયનો અમલ કેમ કરવો તેનો જે સંકેલ્પ–વિકલ્પાત્મક વિચાર કરવો "संकल्प विकल्पात्मक मनः ।"– તે મનનું કાર્ય છે. મનના જ વિવિધ પરિણમનોની તે વિવિધ રચનાઓ છે. "व्यवसायात्मिका बुद्धिः मनोव्याकरणात्मकम् ।"– અર્થાત્ બુદ્ધિ વ્યવસાય કરનાર એટલે સારાસારનો વિચાર કરી, નિશ્ચય કરનાર અને મન તે પછી વ્યવસ્થા કરનાર પ્રવર્તક ઇન્દ્રિય છે. બુદ્ધિ વ્યવસાયાત્મક અને મન વ્યાકરણાત્મક છે. એટલે જ કહ્યું છે કે–"मनः पूतं समाचरेत्"– મનથી પવિત્ર થએલું આચરણ કરવુ જોઇએ. માનસિક પ્રસન્નતા, સૌમ્ય સ્વભાવ, મૌન એટલે મુનિ જેવી વૃત્તિ રાખવી, મનોનિગ્રહ અને સર્વ જગતના જીવોના કલ્યાણની મંગલ કામના એ માનસ તપ છે.

મન સદા અરીસાની જેમ નિર્મળ અને સ્વચ્છ હોવું જોઇએ. અરીસો જો ચોકખો અને શુદ્ધ હોય તો જ તેના સંસર્ગમાં આવતા પદાર્થોનુ પ્રતિફલન પણ નિર્મળ હોય છે. અરીસો જો ધૂળ કે રજથી સંસ્પૃષ્ટ હશે તો તેમાં પ્રતિબિંબ યથાર્થ પડવાની શકયતા નથી. મન બહુ પ્રભાવી વસ્તુ છે. આત્મામાં અપરિમિત સામર્થ્ય અને અનંત જ્ઞાન ગુણની ગરિમા હોવા છતા, તેની ઉપર જ્યાં સુધી મનનું સામ્રાજ્ય છવાયું છે ત્યાં સુધી, આત્માની આત્યંતિક શુદ્ધતા અશકય છે.

दानं, श्रुतं, ध्यान तपोऽर्चनादि, वृथामनो निग्रहमन्तरेण ।
भवेत्पर मानसमेवजन्तोः संसारचक्र भ्रमणैक हेतुः ॥

અર્થાત્ જ્યાં સુધી જીવ મનનો નિગ્રહ ન કરે ત્યાં સુધી ક્લિષ્ટતમ કાયકલેશ કે ધર્મ ક્રિયાઓ પણ નિષ્ફળ જાય છે. મનનુ નિયમન સંયમનું મૂળ છે, ધર્મનો પાયો છે, સદાચારનું સ્થાન છે, અને આત્મકલ્યાણનો માર્ગ છે. તેથી કવિ કહે છે કે, વિશિષ્ટ દાન, અસાધારણ પ્રતિભા સંપન્ન શાસ્ત્રાધ્યયન, ક્લિષ્ટતમ ધ્યાન, કઠોર તપશ્ચર્યા અને ભગવત્ પૂજારૂપ આ બધી સત્ક્રિયાઓ મનોનિગ્રહ વગર ફળવતી બનતી નથી. મનઃ સયમન વગરની બધી ક્રિયાઓ માત્ર કાય–કલેશ જ

છે. માટે જીવને સંસાર પરિભ્રમણનું મૂળ અને પારમાર્થિક કારણ એક મન જ છે. તેથી જ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું:

चञ्चलं हि मनः कृष्ण, प्रमाथि बलवद्‌दृढम् ।
तस्याहं निग्रह मन्ये, वायोरिव सुदुष्करम् ॥

હે કૃષ્ણ! મન બળવાન, દૃઢ અને શરીર ઇન્દ્રિઓમાં ક્ષોભ ઊપજાવનારૂં ચંચળ છે. તેથી તેને વશ કરવું, એ વાયુને રોકવા જેવું અત્યંત કઠિન હું તેને માનું છું. અર્જુનની મન સંબંધેની માનસિક મૂંઝવણનો જવાબ આપતાં કૃષ્ણ કહે છે.

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते ॥

હે મહાબાહો! મન ચંચળ અને વશ કરવું મુશ્કેલ છે એમાં સંશય નથી. પરંતુ હે અર્જુન! અભ્યાસ વડે અને વૈરાગ્ય વડે તે વશ કરી શકાય છે.

મનને નાથવાના પ્રયત્નોમાં માણસ થાપ ખાઇ જાય છે. તેના ઉપર અંકુશ મૂકવા જતાં જીવ પોતે જ તેના અંકુશમાં આવી જાય છે; પરંતુ મનને નાથવાનો જીવ જાગૃતિપૂર્વક સતત અભ્યાસ કરે અને ક્ષણે ક્ષણ નિષ્ઠાપૂર્વક જ્ઞાન અને વૈરાગ્યવૃત્તિ વધારતો રહે, તો એક દિવસ મન આત્માના ચરણોમાં આળોટતું થઇ જાય. આ જ વિશિષ્ટ જાતનું મનસ્તપ છે.

મનમાં ઉદ્વેગનો આવિર્ભાવ ન થાય તે પ્રકારે સત્ય, પ્રિય, હિતકર ભાષણ કરવું તેમજ શાસ્ત્રનો સ્વાધ્યાય કરવો એ વાચિક તપનાં લક્ષણો છે. હિત, મિત અને પ્રિય બોલવું એ વાણીનું તપ છે. વાણી એ ધારી તલવાર છે. તે કાપવાની અને રક્ષણ કરવાની બન્ને કામગીરી બજાવી શકે છે. વાણી વિષ અને અમૃત બન્નેનો ભાગ ભજવી શકે છે. દ્રૌપદીના "આંધળાના દીકરા આંધળા જ હોય"– એ એક જ શબ્દે મહાભારત ઊભું કર્યું.

वचनपातो वीर्यपातात् गरीयसी" એટલે નિરર્થક શબ્દોનો પ્રયોગ કરી ભાષાને વેડફવી, તે બ્રહ્મચર્યના ભંગ કરતાં પણ ભયંકર છે. એટલે सत्य पूतां वदेत् वाचं- એમ મનુએ મનુસ્મૃતિમાં કહેલ છે. શરની શય્યા ઉપર સૂતેલા ભીષ્મે શાંતિપર્વ અને અનુશાસન પર્વમાં યુધિષ્ઠિરની સામે ધર્મોની યથા યોગ્ય મીમાંસા કર્યા પછી પ્રાણ છોડતા પહેલાં, નિષ્પત્તિરુપે જણાવેલ કે– "सत्येषु यतितव्यं वः सत्यं ही परमं बलम्" હે યુધિષ્ઠિર! સત્યમાં તમારે યત્ન કરવો. સત્ય એ જ પરમ બળ છે. બધા ધર્મોની એ ફલશ્રુતિ છે. મનુસ્મૃતિકારે તો વાણીના સંબંધમાં ભારે સુંદર ઉપદેશ આપ્યો છે.

સર્વ વ્યવહાર વાણીથી ચાલે છે; અને વિચાર એ વાણીનું મૂળ છે. એકબીજાના વિચારો એક બીજાને સમજાય, એ માટે વાણી જેવું બીજું કોઈ પરમ સાધન નથી. આવી વાણીની જે

ચોરી કરે છે, એટલે સર્વ વ્યવહારના આધારરૂપ જે વાણીનો મૂળ ઝરો છે, તેને જ જે ડહોળી કરી નાખે છે, એટલે કે વાણી સાથે જે છેતરપિંડી કરે છે, તે મનુષ્યને સર્વ મૂડીની જ ચોરી કરનારો જાણવો.

ધર્મરાજ યુધિષ્ઠિરે મૂંઝવણના એક પ્રસંગમાં પોતાના શિક્ષા ગુરુ દ્રોણાચાર્યને "नरो वा कुञ्जरो वा" કહી વ્યામોહ ઉત્પન્ન કર્યો. મહાભારતમાં ઉલ્લેખ છે કે, સત્ય તપના બળે યુધિષ્ઠિરનો રથ જે પૃથ્વીથી ચાર આંગળ અદ્ધર ચાલતો હતો, તે આ અસત્યોચ્ચારથી બીજા રથોની માફક જમીન ઉપર ચાલવા માંડયો. એક ઘડી માટેનાં આ અસત્ય ભાષણના પાપના ફળરૂપે તેમને નરકની યાતના પણ ભોગવવી પડી. ભર્તૃહરિએ કહ્યું છે. "तेजस्विनः सुखमसूनपि संत्यजंति सत्यव्रतो व्यसनिनः न पुनः प्रतिज्ञाम्" સત્યપ્રતિજ્ઞ પુરુષો આસાનીથી પોતાના સુખ સાધનો અને પ્રાણોનો ત્યાગ કરી શકશે, પરંતુ પોતાની પ્રતિજ્ઞાનો પરિત્યાગ કદી કરશે નહિ. ભગવાન રામ માટે આજ કારણે આ લોકોક્તિ છે "द्विशरोनाभिसन्धत्ते रामो द्विर्नाभिभाषते" મર્યાદા પુરુષોત્તમ રામ એકપત્નીવ્રત તો હતા જ, પરંતુ એક બાણી અને એક વાણી પણ હતા. તેમનું શરસંધાન અમોઘ હતું. બોલેલાં વચનો પાળવામાં તેઓ કદી નબળાઈ દાખવતા નહિ. તેઓ એક વાણી હતા. રાજા હરિશ્ચંદ્રનું સત્યમૂલક તપ કયાં કોઇથી અજાણ્યું છે? સત્યની તાપણીમાં તપાઇ, અણિશુદ્ધ રીતે ઊગરેલું એમનું પવિત્ર નામસ્મરણ, આજ પણ વ્યક્તિ વ્યક્તિને મોઢે શ્રદ્ધા અને ભક્તિપૂર્વક રમી રહ્યું છે. આ રીતે વાચિક તપ એ પણ આત્મશુદ્ધિનો એક ઉપાય છે.

કાયિક તપને સમજવા માટે કાયોત્સર્ગ કે વ્યુત્સર્ગ તપના સ્વરૂપનો અવબોધ કરવાથી તે સમજાઈ જાય છે. સૂતાં, બેસતાં કે ઊભતાં, જે કાયાના બધા વ્યાપારોનો ત્યાગ કરે છે, શરીરને જે જરાપણ હલાવતો કે ચલાવતો નથી, તે સ્થિતિ કાયોત્સર્ગ તપના નામે ઓળખાય છે. કાયોત્સર્ગ શબ્દનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ–કાયા એટલે કે શરીરના સમસ્ત વ્યાપારોનો ત્યાગ જેમાં હોય. તેમાં ધ્યાનારૂઢ થએલો આત્મા જ્યારે સ્થિર બની જાય છે, ત્યારે સ્થૂલ ક્રિયાઓ વિરામ પામે છે. ગણ, દેહ, ઉપધિ કે આહાર–પાણીરૂપ દ્રવ્ય તરફ પણ ઉપેક્ષા વર્તતી હોય, ક્રોધાદિ કષાયોનો પણ ત્યાગ હોય, આત્મસ્થિરતા જ એક લક્ષ્ય હોય, તેવા શારીરિક મમતાના ત્યાગ અને કષાયવૃત્તિના પરિહારને કાયોત્સર્ગ અથવા વ્યુત્સર્ગરૂપ તપ એવું નામ આપવામાં આવ્યું છે.

શરીરનો આત્મા સાથે સન્નિકટવર્તી સંબંધ છે. શરીરના આ અનાદિકાલીન નિકટતમ સંપર્કનાં કારણે શરીરને જ આત્મા માની લેવાની ભૂલ આપણે પરંપરાથી કરતા આવ્યા છીએ. આ ભૂલનું મૂળ જ્યાં સુધી શોધાય નહિ, શરીર અને આત્માનું પાર્થક્ય અનુભવાય નહિ, ત્યાં સુધી શાંતિ મળે જ નહિ. શરીર સાથેના આ સાંયોગિક સંબંધમાં, શરીરમાં સ્વત્વની બુદ્ધિનો નાશ

તેમજ શરીર આત્માથી આત્યંતિક ભિન્ન પર પદાર્થ છે એવી ભાવનાનો ઉદય, તે જીવનો જેવો-તેવો પુરુષાર્થ ન કહેવાય. અનંત પદાર્થોમાં અટવાએલી પોતાની ચિત્તવૃત્તિને આત્મામાં સ્થિર બનાવવી અને આત્મા સાથે નિકટનો સંબંધ ધરાવતા શરીરની સાથેના અનાદિ સંબંધને તિલાંજલિ આપી દેવી, તે એક વિશિષ્ટ તપ જ છે. અને તેથી જ કાયોત્સર્ગ તપની ગણત્રી આભ્યંતર તપમાં છે.

મોહ, મમતાદિ વિભાવો ભલે આત્મજન્ય રહ્યા પણ આત્માની સ્વભાવદશાના બોધક તો નથી જ. માટે જે આત્માનો સહજ સ્વભાવ કે અવસ્થા ન હોય તેમાંથી મતિ–વ્યાપારને અટકાવી, તેને સ્વભાવ (આત્મિક ગુણો)માં સ્થાપવા એ જ વ્યુત્સર્ગ તપ છે.

ગીતાકારના તપનું તાત્પર્ય પણ પાતજલ યોગ પ્રમાણે અરણ્યમાં જઇ શરીરની કૃશતા કરવી એવા સંકુચિત અર્થમાં મર્યાદિત નથી, પરંતુ વ્યાવહારિક જીવન અને આશ્રમ ધર્મોના નિર્વાહપૂર્વક અનુરૂપ પવિત્રતા તેમજ કર્તવ્ય જાગૃતિ રાખી સ્વ–પરનું હિત સાધન કરવું, એ જ તપ શબ્દથી અભીષ્ટ છે. એટલે જ મન, વચન અને કાયાની પવિત્રતાને તપમાં અંતર્ભાવ કરેલ છે. તેમની દૃષ્ટિમાં દેવ, આત્મજ્ઞ, ગુરુ, વિદ્વાન, તેમજ વડીલોનું પૂજન અને પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય અને અહિંસાનું આરાધન કરવું એ કાયિક તપ છે.

સાધકની સાધનામાં ગુણાધિકો પરત્વેની સન્માનવૃત્તિ માનના ઉપશમમાંથી પાદુર્ભૂત થાય છે. માનનો ઉપશમ એ એક જાતનું તપ છે. પવિત્રતા અને સરળતા વગર ધર્મનાં બી આરોપિત થતાં નથી, એટલે સાધકને આ બન્ને ગુણો શ્રમથી મેળવ્યે કે કેળવ્યે જ છૂટકો છે. બ્રહ્મચર્ય અને અહિંસા જેમ આંતરિક વિકારોના અભાવરૂપ અધ્યાત્મગુણો છે, તેમ તે શરીર સાથે સંબંધિત શરીરના ધર્મો કે ક્રિયાઓ પણ છે. શારીરિક બ્રહ્મચર્યનું પાલન પણ આભ્યંતર શુદ્ધિનું સાધકતમ કારણ છે. તે કારણે ગીતાકારે આ બધાં તપો કાયિકતપમા ગણાવ્યાં છે. આ બધી ક્રિયાઓ શરીર ચેષ્ટામાંથી જન્મ લે છે; એટલે આ ધર્મોનું મૂળ કારણ શરીર સંચરણ છે. શારીરિક ક્રિયાની પ્રધાનતા અને પવિત્રતા જ કાયિક તપ છે.

આપણાં હૃદયમાં પ્રભુના નામનો જાપ જો અવિરત ચાલ્યા કરશે તો પછી દોષો દૂર થઇ જશે, પાપો નાસી જશે અને દુષ્કર્મોનું 'અંધારું' હઠી જશે. ભકતો તો સદા એમ જ કહે છે કે રામના નામ આગળ ટકી શકે એવું ધીંગું કે દાઙ પાપ જ કયા છે ? વળી આગળ કહે છે કે, તારાથી થાય તેટલાં પાપ કર, તને સદર પરવાનગી છે; પરંતુ રામનામનું અને તારા પાપનું એકવાર તું ધીંગાણું થાવા દેજે ! રામના નામમાં આ જન્મનાં તો શું, અનંત જન્મોના પાપો એક જ ક્ષણમાં બાળીને ખાક કરવાનું સામર્થ્ય છે ! રાત્રિના ભયંકર અને અનંત અંધારાને કોઇ ઉલેચવા પ્રયત્ન કરે, અથવા તેની સાથે કુસ્તીએ ચઢે, તો તેથી અંધારાનુ કંઇ જવાનું નથી, હજારો પ્રયત્નો પછી પણ અંધારુ તો જેમ છે તેમજ રહેવાનું છે. તેને દૂર કરવાનો કે હઠાવવાનો

અમોઘ ઉપાય એક જ છે કે, તમે દીવાસળી ઘસો એટલે અંધારાનું આવી બનશે. ગમે તેવું સઘન અને પ્રગાઢ અંધારું હશે તો પણ તે પળવારમાં હઠી જશે. પાપોનું પણ તેમજ છે. તે જેટલાં જૂનાં તેટલાં વહેલાં મરશે. તે મરવાને વાંકેજ જીવી રહેલાં હોય છે. જાપનો પ્રારંભ થયો એમ તેને ખબર પડે કે તે નાસવા લાગે ! જૂનાં અને જીર્ણ લાકડાની રાખ થતાં કેટલીવાર લાગે ?

ઇશ્વરના નામની પાસે પાપો ટકી શકતાં નથી. એટલે નાનાં બાળકો પણ કહેતાં હોય છે કે, "રામનું નામ લઇએ એટલે ભૂત ભાગી જાય." ભગવત્ સ્મરણથી એક દિવ્ય શકિતનાં સતત સાંનિધ્યનો સહજ આભાસ સતત રહ્યા જ કરે છે. પરમેશ્વર સાથે છે એવી ભાવના જો જાપના સતત સ્મરણથી પ્રાણો સાથે જોડાઈ જાય, પછી આખી દુનિયા ભલે વિરોધમાં સામે આવીને ઊભી રહે, પણ ઇશ્વરપરાયણ વ્યકિત ભય પામતી નથી.

પરમેશ્વરની સામે ચીજોના ગમે તેટલા ઢગલા કરો, પણ તેનું તેને કોઈજ મહત્ત્વ નથી. માપનો, આકારનો કે કિંમતનો તેને કોઇજ પ્રશ્ન નથી. મહત્ત્વપૂર્ણ અને કીમતી વસ્તુ ભાવના, શ્રદ્ધા અને સમર્પણ છે. ચીજ મોટી હોય એટલે તેનો ઉપયોગ પણ મોટો કે અસાધારણ કીમતનો હોય જ, એવો એકાંત નિયમ નથી. વસ્તુમાં તેજ, શકિત, સામર્થ્ય, બળ કેટલાં છે તે જોવાનું હોય છે. ઇશ્વિરસ્મરણપૂર્વક કરવામાં આવેલી એક જ ક્રિયાનું મૂલ્ય, જીવનમાં અમથી કરવામાં આવતી હજારો ક્રિયાઓ કરતાં વધારે છે. કયારેક જ કોઇ એકાદ પવિત્ર ક્ષણે આવા દિવ્ય અને લોકોત્તર આનંદનો અનુભવ થઈ શકે છે જે ઘણાં વર્ષોના પરિશ્રમથી પણ સાધ્ય નથી.

એક તરફથી કર્મ અને બીજી તરફથી ભકિતનો સુભગ સંયોગ સાધી, જીવનને પ્રતિક્ષણ સત્યં, શિવં, સુંદરમ્ બનાવી આગળને આગળ ગતિ કરવા જે પ્રયત્ન કરશે તેનાં જીવનમા તે અપાર આનંદ અને પવિત્રતા અનુભશે.

## વાણીની પ્રભુતા

વાણી એ માનવસૃષ્ટિની અણમોલ સંપત્તિ છે; ઇશ્વરીય ચમત્કૃતિ છે. સામાન્યતયા જૈન શાસ્ત્રોમાં એકેન્દ્રિય જીવો જેવા કે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ કાયને બાદ કરતા શેષ બધા જીવોને જીભ હોય છે એમ સ્વીકારવામા આવેલ છે. આમ છતાં મનુષ્ય સિવાયના બીજા જીવો, મનુષ્યની માફક બોલીને, પોતાના વિચારો સ્પષ્ટ અભિવ્યકત કરી શકતા નથી. મનુષ્ય પોતાના વિચારોને વાણીના માધ્યમથી જ વ્યકત કરી શકે છે. એટલે વાણીનું માહાત્મ્ય જેવું તેવુ નથી. નિર્વાણોપનિષદ્દની પ્રથમ પ્રાર્થનામાં જ ઋષિ કહે છે-" ॐ वाङ्मे मनसि प्रतिष्ठिता, मनो मे वाचि प्रतिष्ठितम्" અર્થાત્ મારી વાણી મનમાં સ્થિર થાઓ; અને મારું મન વાણીમાં સ્થિર થાઓ !

આપણી તો વાણી અને મન વચ્ચે કોઈ સુમેળ નથી. આપણે વિચારતાં કંઇક હોઇએ છીએ, કહેવા કંઇક માંગીએ છીએ અને વાણીમાંથી નીકળી જાય છે કંઈક! એટલે વાણીનો વ્યવહાર કરતાં પહેલાં આપણે વ્યવસ્થા ઊભી કરવી પડે છે. કેમકે મન અને વાણીનો તાલમેળ નથી, બંને વચ્ચે હોવું જોઈતું સામંજસ્ય નથી. આપણને હંમેશાં ભય રહે છે કે આપણું શુદ્ધ મન, આપણું સાચું મન, વાણીના માધ્યમથી જો પ્રકટ થઈ જશે તો આપણી આખી વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઇ જશે.

ઉપનિષદ્ના ઋષિની પ્રાર્થના છે કે, મારામાં તેટલી જ વાણી બચે જેટલી મારા મન સાથે તાલમેળ ધરાવતી હોય, સામંજસ્ય રાખતી હોય! મનની સાથે અસંગતિ ધરાવતી વાણીનું મારામાં અસ્તિત્વ જ ન હોય! જે વાણી બચે તે પ્રામાણિક હોય! હે પ્રભો! મારું મન જ મારી વાણીમાં સ્થિર થઈ જાય! હું મનનો ઉપયોગ ત્યારે જ કરું, જ્યારે વાણીની જરૂરત હોય! હું પીંછી ત્યારે જ હાથમાં લઉં, જ્યારે ચિત્ર બનાવવું હોય! હું વીણા ત્યારે જ વગાડું, જ્યારે ગીતને છેડવાનું હોય!

ઋષિ કહે છે કે, મારી વાણીમાં મારું મન સ્થિર થઇ જાય! હે સ્વયં પ્રકાશ આત્મા, તું મારી સામે પ્રગટ થઇ જા! પણ ક્યારે? જ્યારે મારું મન મૌન હોય અને મારી વાણીની વીણા બંધ હોય, શાંત હોય, પ્રશાંત હોય! વાણી અને મનના સંચરણ કાળમાં પણ જો પરમાત્મા કોઇની સામે પ્રગટ થાય તો પણ આત્મદેવને ઓળખવા મુશ્કેલ થાય છે. કેમકે મન અને વાણીના ઉકરડામાં દેવાધિદેવનું પ્રતિફલન અશક્ય છે. આત્મદેવ તો પ્રતિક્ષણ આપણી પાસે જ છે. એક ક્ષણને માટે પણ તે આપણાથી વિલગ થઈ શકતા નથી, પરંતુ તેની સાથેનો સાક્ષાત્કાર ત્યારે જ સંભવે છે જ્યારે આપણે શાંત અને નિર્મળ અરીસા જેવા થઈ જઇએ છીએ. જ્યારે મન મૂક થશે અને વાણીની મુખરતા અટકી જશે, ત્યારે જ જણાશે કે જેની શોધમાં આપણે ભટકી રહ્યા હતા, તે તો આપણી પાસે જ છે. હું પોતે જ વાણી અને મનના જગતમાં એવો અટવાઇ ગયો હતો કે મારા આત્મદેવનો સાક્ષાત્કાર કે અનુભવ હું કરી શકયો નહિ.

ઋષિ આગળ વધે છે અને કહે છેઃ હે પ્રભો! મારી વાણી શાંત અને શૂન્ય કરી દો! મારા મનમાં વાણીને સ્થિર બનાવી દો અને મારા મનને વાણીમાં સ્થિર કરી દો! આ પ્રાર્થનામાં ઋષિએ વાણી અને મનને આઘાત ન થાય, ઇજા ન પહોંચે તેવી હળવાશથી પ્રાર્થના કરી છે. કારણ ઋષિ જાણે છે, વાણી અને મન ભલે આત્મસાક્ષાત્કારના અવરોધરૂપ હોય, છતાં જ્ઞાનના આધારરૂપ પણ તે જ છે. એટલે મન અને વાણી પરત્વે તેમને વૈમનસ્ય નથી, શત્રુતા નથી, દુશ્મનાવટનો કોઇ ભાવ નથી.

વાણી અને મન ભલે સ્વરૂપ દર્શનમાં બાધક રહ્યાં, પરંતુ જેઓ આંતરિક યાત્રાની વધારે ગહનતામાં ઊતર્યા છે એવા મહાપુરુષોએ માર્ગમાં બાધકરૂપે પડેલા પથરાઓને પણ પગથિયાં

બનાવી લીધાં છે. અજ્ઞાન માણસ તે પથરાને જોઈ હતાશાનો અનુભવ કરે છે, નિરાશ થાય છે પરંતુ જે સૂજ્ઞ છે તે કંઇ પણ બોલ્યા વગર, અવરોધક પાણા ઉપર પગ મૂકી, પાર થઇ જાય છે. મનને બુરું-ભલું કહેનાર અને ગાળો ભાંડનાર ઘણા સાધુ સંતો મળશે, પરંતુ 'હે વાણી!' 'હે મન!' આમ વાણી અને મન જેવા અવરોધક બળોને પણ આટલા માન અને આદરથી સંબોધન કરનારા તો કોઈ આવા વિરલ ઋષિ જ હોય છે. 'મન બહુ દુષ્ટ છે, એક ક્ષણ પણ સ્થિર રહેતું નથી; આ વાંદરાને નિયંત્રણમાં રાખવું બહુ મુશ્કેલ છે'-આમ કહેનારા તો ઘણાં મળશે, પરંતુ તેને સન્માનના શબ્દોથી બિરદાવનારા બહુ ઓછા મળશે.

'હે વાણી! હે મન! તમે મારા જ્ઞાનના આધાર છો-' સન્માનના શબ્દોથી આમ મન અને વાણીને બિરદાવનારા વિરલ હોય છે. સામાન્યતયા મન અજ્ઞાનનો આધાર છે. તે જ્ઞાનનો આધાર હોઇ શકે નહિ. મનથી મળતાં જ્ઞાન ઉપર જે આધાર રાખે છે તે જ્ઞાની હોતો નથી. મન તો અમનમાં (આત્મામાં) છલાંગ લગાડવા માટેનું એક સાધન છે. કારણ અમનમાં ઊતરવા માટે પણ મનને આધાર બનાવવું જ પડે છે.

સાધનના સંબંધમાં ભારે ગેરસમજણ ઊભી થવા સંભવ છે અને તર્કના આધારે તે આ રીતે સંભવિત છે-જેમ કોઈ માણસ સીડીના આધારે અગાશી ઉપર ચઢે છે, પરંતુ ચઢી ગયા પછી સીડીને છોડી દેવી પડે છે, તેમ જે બુદ્ધિવાદી અથવા તર્કજીવી છે, જે વાસ્તવિકતાને સ્પર્શવાને બદલે તર્કના આધારને સર્વસ્વ માની બેસે છે. તે કહેશે કે જો સીડીને છોડવી એ જ વાસ્તવિક અને અંતિમ નિષ્પત્તિ છે તો પછી તેને પકડવી જ શા માટે? તેને અત્યારે અને અહીં જ છોડી દેવી જોઇએ. પરંતુ તેમ કરવા જતાં માણસ ઉપર જઇ જ શકતો નથી, તે નીચે જ રહી જાય છે અને અગાશીની સ્વચ્છ અને તાજી હવા તેમજ નિરભ્ર અનંત આકાશના અપરિમિત આનંદને તે મેળવી શકતો નથી.

તર્ક હંમેશાં બેધારી તલવાર છે. તલવાર તો સામાન્યતયા એક જ બાજુ કાપવાનું કામ કરે છે, પરંતુ તર્કરૂપ તલવાર તો કાપેલાંને પણ સાંધવા તૈયાર થાય છે અને સાંધેલાંને પણ કાપવામાં તે કશોજ ખચકાટ અનુભવતી નથી. તર્ક ઘણી રીતે વિચારી શકે. તે કહેશે : આટલી મહેનતે સીડી ચઢયો. હવે એને છોડાય જ કેમ? જે સીડીએ આવી મદદ કરી, જેની સહાયથી અગાશી પાસે પહોંચ્યો, તેના તરફ એકદમ ઉદાસીનતા બતાવવી એતો કૃતઘ્નતા જ કહેવાય. આમ આવી વ્યક્તિ સાધનને જ વળગી રહેશે. તે સીડીને છોડશે નહિ. સીડીને છોડવામાં તેને કષ્ટની અનુભૂતિ થશે.

જે પારમાર્થિક જ્ઞાતા છે તે સીડીનું અવલંબન પણ સ્વીકારે છે અને સાધ્ય સિદ્ધ થતાં સાધનને છોડી પણ દે છે.

આ જગતમાં સાધન સ્વીકારવાં પણ પડે છે અને છોડવાં પણ પડે છે. સાધનનો પરમાર્થ જ એ છે કે, અમુક પરિસ્થિતિમાં તેને પકડી પણ રાખવાં પડે અને અમુક પરિસ્થિતિએ

પહોંચી જતાં તેને છોડવાં પણ અવશ્ય પડે. અંતિમ ધ્યેય ત્યા પહોંચવાનું છે કે જ્યાં પહોંચ્યા પછી, કંઇ પણ પકડવા કે છોડવા માટે અવશિષ્ટ રહેતું નથી.

ઉપનિષદ્‌ની પ્રાર્થના સાથે આ વાણીનો વિષય શરૂ કર્યો એટલે વાત જરા ગંભીર બની ગઇ છે. હવે આ ગંભીરતામાં હળવાશ લાવવા આપણે વાણીના સ્થૂલ સ્વરૂપો તરફ વળીએ.

વાણી વડે માણસની ખરી પરીક્ષા થઇ જાય છે. જ્યારે કુંભારને ત્યાં કોઈ માટીનું વાસણ ખરીદવા જાય છે, ત્યારે ખરીદતાં પહેલાં હાથના ટકોરા વડે તે ચકાસી જુએ છે કે, આ ઘડો ફૂટેલો તો નથીને ? તેમ માણસ પણ પોતાની વાતોથી પોતાની અસલિયતને પ્રગટ કરી દે છે.

नजार जातस्य ललाट श्रृगं, कुले प्रसूतस्य न पाणिपद्मम् ।
यदायदा मुंञ्चति वाक्यवाणं, तदा तदा जाति कुलप्रमाणम् ॥

વ્યભિચારી વ્યક્તિના માથા ઉપર કાંઇ શીંગડાં ઊગતાં નથી તેમ ખાનદાન વ્યક્તિના હાથમાં કમળ ખીલતાં નથી. વ્યક્તિનાં બાહ્ય સૌંદર્ય, ટાપટીપ કે શણગાર ઉપરથી જો વ્યક્તિત્વનું અનુમાન કરવા બેસશો તો અવશ્ય છેતરાઇ જશો. ભયંકર, ક્રૂર અને લુચ્ચાલફંગા ગણાતા મવાલીઓની વેષભૂષા અને ઉપલક રીતભાત એક સજ્જનના સૌજન્યને ફીકી પાડે એવી ઠગારી હોય છે. સારા નરસાપણાના વિવેકને સમજવામાં માણસના મોઢેથી બહાર પડતા શબ્દો જ અગત્યનો ભાગ ભજવે છે. માણસ પોતાની શિષ્ટતા કે અનિષ્ટતાને બોલવાનાં દ્વારથી ડોકિયું કરાવી દે છે. આચારાંગમાં કહેલ છે– "जहा अन्तो तहा बहिं"– જેવું જેનું આંતરિક જીવન હોય છે તેવુંજ તેનું સ્પષ્ટ ચિત્ર જીભ ઉપસાવી દે છે. કારણ વાણી આપણા હૃદયનું ચિત્ર છે અને લેખની હૃદયની જીભ છે. વાણીના જીવતા જાદુને પ્રકૃતિત: વરેલી આ કોયલ, માત્ર વાણીની મીઠાશ અને અપ્રતિમ સુંદરતાનાં કારણે કવિઓની કાવ્ય ભૂમિમાં અમર થઇ ગઈ છે. કેવો તેનો મીઠો અને ઉત્કટ અવાજ છે! એટલે જ હિન્દુધર્મમાં કોકિલાવ્રત કરવા કહ્યું છે. કોયલનો અવાજ સાંભળ્યા વગર જમવું નહિ એવું વ્રત સ્ત્રીઓ લે છે. કોયલરૂપે પ્રગટ થનારી આ પ્રભુતાના સ્વરૂપને શીખવનારું એ વ્રત છે. એટલે જ આપણા દેશમાં, ઘરઘરની સામાન્ય સ્ત્રીઓ પણ કોયલ જોવા ન મળે તે દિવસે જમવાનું જતું કરે છે. જે કોયલ પરમ આનંદનો મધુર અવાજ સંભળાવે છે, માનો તેની વાણીનારૂપે પ્રકૃતિનું વિરાટ સૌંદર્ય પરમાત્મભાવે પ્રગટ થાય છે!

મીઠાશ એ વાણીનું અમૃત છે. વાણીમાં ગમે તેટલું તત્ત્વ ભર્યું હશે, પરંતુ માધુર્ય ગુણથી તે શૂન્ય હશે તો ભાગ્યે જ ગૂઢાર્થ ભરેલી તે વાત પણ મહત્ત્વ પામશે. વાણી સદા મીઠાશ સાથેજ પ્રભાવોત્પાદક બને છે. કહ્યું છે કે– "सत्य ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम्"–તમો સત્ય બોલો, પરંતુ તેમાં વાણીનું માધુર્ય ભળેલું હોવું જોઇએ. મીઠાશ વગરનું સત્ય પણ અસરકારક બનતું નથી. જેમ દૂધમાં સાકર ભળી જાય તેમ દૂધ વધારે સ્વાદિષ્ટ અને રુચિકર બની જાય છે, તેમ હૃદયની મધુરતા જ્યારે વાણીમાં ઊતરે ત્યારે વાણી

પણ વધારે પ્રિય અને પ્રિયતર બની જાય છે. મીઠાશ વગરનું સત્ય પણ ઝેરી બની જાય છે. માટે શાસ્ત્રમાં કહ્યું છે :

तहेव काणं 'काणे'त्ति पंडगं 'पंडगेत्ति' वा ।
वाहिअं वा वि 'रोगित्ति' तेणं चोरेत्ति नो वसे ॥

અર્થાત્-તેમજ કાણાને કાણો, નપુંસકને નપુંસક, રોગવાળાને રોગી, અને ચોરને ચોર ન કહેવો. આ રીતે કહેવાથી અપ્રીતિ ઉત્પન્ન થાય છે, લજ્જાનો નાશ થાય છે અને જ્ઞાનની વિરાધના વગેરે દોષો ઉત્પન્ન થાય છે.

મીઠી વાણી એક પ્રકારનો એવો જાદુ છે કે મીઠી વાણી બોલનાર તરફ સૌ સહજ આકર્ષાય. કહે છે કે, કૃષ્ણની વાંસળીના મીઠા અવાજથી ગાયો પણ આકર્ષાઇ તેમની પાસે આવી પહોંચતી ! મીઠાશને બદલે, જ્યારે મોઢામાંથી ગાળોનો વરસાદ વરસે, અણછાજતા શબ્દોનો અવારનવાર પ્રયોગ થાય, ત્યારે વૈમનસ્ય શોધવાની જરૂર જ રહે નહિ. એક દાખલાથી આ સ્પષ્ટ સત્ય સહેલાઇથી સમજાઈ જશે.

મર્યાદા પુરુષોત્તમ ભગવાન શ્રીરામ લંકાના વિજય પછી, સીતા સાથે ફરી અયોધ્યા પધાર્યા ત્યારે તેમના રાજ્યાભિષેકની દબદબાપૂર્વક તૈયારીઓ થવા લાગી. આવા સુંદર પ્રસંગે પુણ્યોપાર્જનના હેતુસર એક દાનશાળા પણ ખોલવામાં આવી. આ દાનશાળા સાર્વજનિક હતી. યાચકોની જે માંગ હોય, તેની સંપૂર્ણ પૂર્તિ સાથે આ દાનશાળા શરુ કરવામાં આવી હતી. કોઈ પણ યાચક ક્યારેય પણ ખાલી હાથે પાછો ન ફરે તે આ દાનશાળાની નેમ હતી તે યુગમાં અતિથિનો ભારે આદર થતો. તેને ભિક્ષુક માનવાને બદલે દેવ માનવામાં આવતો ! તેને ઉપકૃત કરવાને બદલે પોતે ઉપકૃત થઇ કૃતકૃત્યતા અનુભવવાનો તે યુગ હતો. "अतिथि देवो भव"–નો આદર્શ સદા આંખો સામે તરવરતો રહેતો–

अथितिर्यस्य भग्नाशो गृहात्प्रति निवर्तते ।
स तस्मै दुष्कृतं दत्वा पुण्यमादाय गच्छति ॥

આવેલો અતિથિ જેને ઘેરથી નિરાશ, હતપ્રભ થઇ, ખાલી હાથે પાછો વળે છે, તે આતિથેયને પોતાનું પાપ આપી જાય છે અને આતિથેયનું પુણ્ય તે ગ્રહણ કરી ચાલ્યો જાય છે, એવી માન્યતાઓ આત્મસાત્ થએલી હતી. પરિણામે માણસોનાં મન અતિથિ તરફના અસાધારણ પ્રેમ અને સદ્ભાવથી ભરેલાં હતાં. પરંતુ આજે યુગ બદલાઇ ગયો છે. યુગની સાથે મૂળ મંત્રો પણ બદલાઇ ગયા છે. આજે અતિથિ દેવસ્વરૂપે જણાતો કે ગણાતો નથી. આજે તો દેવરૂપે જણાવાને બદલે આવેલો અતિથિ યમરૂપે દષ્ટિગોચર થાય છે. અતિથિ તરફનો પ્રેમ સૂકાઇ ગયો છે.

પરંતુ આ વાત આજના સમયની નથી. આ તો રામના યુગની, એટલે સત્યુગની વાત છે. ભગવાન રામની દાનશાળાની આ વાત હતી અને એના વ્યવસ્થાપક હતા શ્રી રામના જ પરમભક્ત શ્રી હનુમાન !

હનુમાન ભગવાન રામની આજ્ઞા અને સૂચનાઓનું બરાબર પાલન કરતા હતા. દાનશાળાનો મહિમા વધવા લાગ્યો. યાચકોની સંખ્યામાં પણ અસાધારણ વૃદ્ધિ થવા લાગી. હનુમાનના સંતોષનો પાર ન રહ્યો. દિલ ખોલી જે, જે કંઈ માંગે, તે કશીજ ખચકાટ અનુભવ્યા વગર તેઓ આપી દેતા. દિવસો સુંદર રીતે પસાર થતા ગયા. યાચકોની ભીડમાં બીજના ચાંદની માફક પ્રતિદિન વૃદ્ધિ થવા લાગી. કશી જ રોકટોક કે પ્રતિબંધનો પ્રશ્ન હતો નહિ, એટલે યાચકોની ભીડ પણ દિન પ્રતિ દિન વધતી જતી હતી. દિવસો જતાં હનુમાન માટે આ ભીડ અસહ્ય થઈ પડી. જેમની દાનશાળા હતી તેમના માનસમાં કશોજ ઉદ્વેગ કે ચિંતાની રેખા પણ ઉપસી નહિ; પરંતુ વ્યવસ્થાપકનું હૃદય સંકોચાતું ગયું. રામના ભયથી આ મૂંઝવણ થોડો વખત તો મનની મનમાં જ રહી; પરંતુ પેટમાં ઊભી થયેલી ગડબડ વમન વાટે નીકળે તો જ પેટને શાંતિ થાય, તેમ તેમની મૂંઝવણે ગાળો અને કઠોર શબ્દોનો આશ્રય શોધ્યો. મનગમતી વસ્તુઓના દાનપ્રવાહ કરતાં બમણા વેગથી ગાળોનો પ્રવાહ ચાલવા માંડયો. વસ્તુઓના ભંડારમાં તો કયારેક કદાચ કોઇ વસ્તુની ઊણપ જણાઇ આવતી, પરંતુ ગાળો તો જાણે હનુમાનનો અક્ષયનિધિ થઇ ગયો !

આનું જે પરિણામ આવવું જોઇતું હતું તે જ આવ્યું. આવનારા અતિથિઓ પોતાનાં સ્વમાનની છડેચોક હરરાજી થતી જોઈ સ્તબ્ધ થઈ ગયા. તેમની સંખ્યા કૃષ્ણપક્ષના ચંદ્રની કળાની માફક ઘટવા લાગી. શ્રી રામને કાને પણ ક્રમિક આ ફરિયાદ પહોંચી તો ગઈ, પરંતુ હનુમાન તરફની અપાર મમતાના કારણે ઠપકો આપવામાં તેઓ સંકોચ અનુભવવા લાગ્યા. ત્યારે બીજી બાજુ પોતાની દાનશાળાની આવી દુર્દશા પણ તેમને માટે અસહ્ય થઇ પડી. એક સાંજે શ્રીરામ ફરવા નીકળ્યા. હનુમાન પણ પડછાયાની માફક સાથે જ હતા, પરંતુ દૈવવશાત્ તે થોડા પાછળ રહી ગયા હતા. એટલે શ્રીરામ જલદી જલદી ડગલાં ભરવા લાગ્યા. પાછળ રહેલા હનુમાનજી જ્યારે આવ્યા, ત્યારે એક મઢુલીમાં એક સાધુ પુરુષને તેમણે બેઠેલા જોયા. સાધુ પુરુષનું આખું શરીર સોનાની માફક ચમકી રહ્યું હતું પરંતુ તેનું મોઢું ભૂંડ જેવું દેખાતું હતું. તે જોઈ હનુમાનના આશ્ચર્યનો પાર ન રહ્યો. હનુમાનજીને આમ જોતાં જોઇ મુનિ કહેવા લાગ્યાઃ 'હનુમાન ! દેહ તરફ દૃષ્ટિ ન નાખો; જોવુંજ હોય તો આત્મા તરફ જોવા પ્રયત્ન કરો !' હનુમાન બોલ્યાઃ 'પ્રભો ! આવું વિચિત્ર શરીર તો મેં કદીયે જોયું નથી. આનું કંઇ કારણ ખરૂં ?'

મુનિએ કહ્યુંઃ 'સાંભળવા ઇચ્છતા હો તો સાંભળો, હનુમાન ! પૂર્વ જન્મમાં હું એક સમ્રાટ તરફથી ચાલતી દાનશાળાનો વ્યવસ્થાપક હતો. એ દાનશાળામાં હું વર્ષો સુધી બાદશાહ વતી દાન કરતો રહ્યો. આખી વ્યવસ્થા રાજ્યની હતી. મારે તો માત્ર વ્યવસ્થા સાચવવાની અને

યશ લેવાની જ વાત હતી, પરંતુ તે પણ હું યથોચિત લઇ શકવા ભાગ્યશાળી ન થયો. દાન દેવામાં તો રાજાના હુકમથી કશી જ કચાશ ન દાખવી, પરંતુ દાન સાથે મધુર વાણીનો મેળ ન રાખ્યો. દાન સાથે યાચકો તરફ હીનતા અને તિરસ્કાર વરસાવ્યા. આજે આ સ્વરૂપમાં દાન સાકાર થયું છે. હાથોએ દાન આપ્યું એટલે આ દેહ કાંચનવર્ણો મળ્યો, પરંતુ વાણીમાં તિરસ્કાર વરસાવ્યો એટલે મોઢું ભૂંડ જેવું થયું ! મહારાજ, કાર્યોની આ સાક્ષાત્ ફલશ્રુતિ છે !

नाना दानं मयादत्तं रत्नानि विविधानि च ।
न दत्तं मधुरं वाक्यं तेनाहं शुकर मुखः ॥

હનુમાનજીને હવે કશું જ સમજાવવાની કે ઠપકો આપવાની જરૂર ન રહી. તે પોતાની મેળે જ સમજવા જેવું બધું સમજી ગયા. બંધુઓ ! તમે પણ વાણીની પ્રભુતા બરાબર સમજી ગયા હશો.

## પર્યુષણ મહાપર્વ

જે દિવસો માટે આપણી સતત પ્રતીક્ષા હોય છે, જે દિવસોમાં આબાલવૃદ્ધ સૌના હૈયાં આનંદથી ઊભરાઈ જાય છે, જે દિવસોની ઉત્સુકતા અને આતુરતાપૂર્વક રાહ જોવાય છે, તે પર્વાધિરાજ પર્યુષણ મહાપર્વ આજે આવી ગયું છે. જુઓ તો ખરાં, કેવા મીઠા અને સુંદર આ દિવસો છે ! બાળકોનાં તન અને મન કેવાં નાચી રહ્યાં છે ? તેમનાં મનનો ઉમળકો અને આનંદ બીજું કોણ સમજી શકે ? તેમનાં નાનાં શરીરમાં આનંદ સમાતો નથી. હનુમાન કુદકાની માફક તે બહાર નીકળવા મથી રહ્યો છે ! તેમનાં શરીર અને મન આજે તાજાં છે. તેમનામાં આજે નવી સ્ફૂર્તિ, નવો ઉત્સાહ અને નવા જીવનના સ્પષ્ટ દર્શન થાય છે. અરે, આ નાનકડા બાલુડાંઓએ પોતાનાં માબાપો પાસે ઉપવાસ માટે સત્યાગ્રહ આદર્યો છે. જુઓ તો ખરાં, માબાપ અને બાળકો વચ્ચે આ કેવો મીઠો કજિયો ? બન્ને પોતપોતાના નિશ્ચયમાં દૃઢ છે. મા બાપ બાળકોને ઉપવાસ ન કરવા સમજાવી રહ્યાં છે, પ્રલોભનો આપી રહ્યા છે, ત્યારે બાળકો પોતાના નિર્ણયમાં અડગ છે. તેમને થાય છે, ભલે અમે દેખાવમાં નાના હોઇએ, પરંતુ અમારામાં ઉપવાસ કરવાની શકિત તો મોટાં જેટલી જ છે. શકિતનો સંબંધ શું શરીરની સાથે છે કે અમને અટકાવવાનો પ્રયત્ન થઇ રહ્યો છે ? જો શકિત નાના શરીરમાં નાની, અને મોટા શરીરમાં મોટી હોત તો હિરણ્યકશ્યપની સામે પ્રહ્લાદ કઈ રીતે બળવો કરી શકયો ? પાંચ વર્ષની નાની વયનો ધ્રુવ રાજપાટનો ત્યાગ કરી, પ્રભુને મેળવવા ભયંકર વનમાં કેવી રીતે જઇ શકયો ? સોળ વર્ષનો અભિમન્યુ જયદ્રથ અને દુર્યોધનની સામે કેમ ઝઝૂમી શકયો ? અને ગજસુકુમાલના મસ્તક પર ધગધગતા અંગારા મૂકાયા છતાં પોતાનાં ધ્યાનમાંથી તે કેમ ચ્યૂત ન બન્યો ? શકિતનો સંબંધ જો શરીર સાથે હોત તો આ બધું આ બાલ કિશોરોથી કેમ બની શકયું ? માટે

શક્તિનો સીધો સંબંધ શરીર સાથે નહિ, પણ મનની સ્ફૂર્તિ, મનના ઉત્સાહ અને આત્મ વિશ્વાસ સાથે છે; અને આમ સ્ફૂર્તિ, ઉત્સાહ અને દઢતામાં અમે મોટાઓ કરતાં જરાયે ઊતરતાં નથી. હવે સમજાવો, અમારે શા માટે ઉપવાસ ન કરવા ?

નાનાં નાનાં બાળકોનાં હૈયામાં ઉપવાસ, ભક્તિ, જાપ, સંબંધે આવો અપ્રતિમ અને લોકોત્તર ઉલ્લાસ છે ત્યારે જો આ અષ્ટાન્હિક મહોત્સવસ્વરૂપ લોકોત્તર પર્વનું નિર્માણ ન થયું હોત, તો ભલા આવો ઉમળકો ક્યાંય જોવા મળત ખરો ? તમે બધાં રીઢાં થઈ ગયાં છો. તમે ઘણાં પર્યુષણો ઊજવ્યાં એટલે તમારા મનમાં આ મહાપર્વનાં જે મહિમા અને ગરિમા અંકિત થવાં જોઇએ, તે તમારા મનમાં અંકિત હોય કે ન હોય એ તમે જાણો, પરંતુ આ નિર્દોષ બાળકોનાં હૈયાં આ દિવસોને કારણે ખરેખર થનગની ઊઠયાં છે ! એમનાં મનમોર નાચી ઊઠયા છે. આ મહાપર્વના નિમિત્તમાં એમની નિર્મળ વૃત્તિ, એમનાં હૃદયની સ્વાભાવિક નિર્મળતાને વધારે સઘન અને પ્રગાઢ બનાવશે. એમની પ્રભુતામાં આશ્ચર્યજનક વૃદ્ધિ કરશે. આ દિવસોનો જે આંતરિક આનંદ તમે નહિ માણી શકો, નહિ લૂંટી શકો, તે આ બાળકો માણશે, આ બાળકો લૂંટશે ! તેમને માટે તો કોઇ આનંદના અમૃતસાગરમાં ડૂબકી મારી કોઇ દિવ્ય આનંદ અને અમૃતત્વની અપૂર્વ મીઠાશ અનુભવવાના આ દિવસો છે ! જે બાળકો આ મૂળના ઝરાની દિવ્ય મીઠાશ એકવાર પણ ચાખી લેશે, પછી તે માબાપનાં પ્રલોભનનાં ગોળ કોપરાં જોઈ મોઢું નહીં મટમટાવે.

આજે પર્યુષણ મહાપર્વનો પ્રથમ દિવસ છે. આપણી પરંપરામાં આ દિવસ અઠ્ઠાઈ ધરને નામે જાણતો છે. આ મહાપર્વનો ચરમ અને પરમ દિવસ સંવત્સરી મહાપર્વનો છે. સંવત્સરી મહાપર્વની સ્મૃતિ સાધકને સતત રહે તે માટે આપણે ત્યાં મહીનાનો ધર, પછી પક્ષનો ધર, અને છેવટે અઠ્ઠાઇના ધરની ઊજવણી કરવામાં આવે છે. આવા પર્વોની વ્યવસ્થા સંસ્કારોને જાગૃત રાખવામાં અને પ્રગાઢ બનાવવામાં આંતરિક ઉત્સાહની વૃદ્ધિ કરે છે. પૂર્વાચાર્યોએ સામાન્ય જીવોને કલ્યાણને માર્ગે પ્રવર્તાવવા માટે, પોતાની પરમાર્થ બુદ્ધિથી, સરળ ઉપાયોનું કેવું આયોજન કર્યું છે તે આ ઉપરથી સમજી શકાશે.

સામાન્યતઃ આપણાં સૌનાં માનસમાં આ મહાપર્વનો ભારે મહિમા છે. આ લોકોત્તર મહાપર્વ છે. એની આરાધના મંગલરૂપ છે. ઉપાશ્રયમાં ભાગ્યે જ પગ મૂકનાર મહાનુભાવોના હૃદયો પણ આજે કૂણાં બન્યા વગર નહિ રહે. તેમનાં માનસનો એક સત્ વિકલ્પ આજે તેમને ઉપાશ્રય સુધી ખેંચી લાવશે. વધુ નહિ તો પણ આઠ દિવસની મંગળતા, પવિત્રતા, ઉચ્ચતા તેમનાં હૃદયમાં કોતરાઇ જશે. ભગવાનની વાણી સાંભળ્યા વગર તેમને ચેન નહિ પડે. ભગવાનની વાણી ન સાંભળતાં પોતે કંઈક ખોઇ રહ્યો છે એવી જે અનુભૂતિ માણસને થાય, તે જ આ મહાપર્વની વરિષ્ઠતા છે.

દીપાવલીના દિવસે નફા તોટાનો હિસાબ આપણે રાખતા હોઇએ છીએ. રૂપિયાની આવક જાવક તેના કેન્દ્રમાં રહે છે. આ વર્ષે કેટલું કમાયા તેનું સરવૈયું કઢાય છે. પરંતુ પર્યુષણના દિવસોનું સરવૈયું રૂપિયા આના પાઈ સાથે સંબંધ ધરાવતું નથી. પર્યુષણનો સીધો સંબંધ આત્માની સાથે છે કે જ્યાં અપાર સમૃદ્ધિ, અક્ષય ઐશ્વર્ય અને અનેરા આનંદના સાગરો છે. એટલે આ દિવસોમાં આપણે આત્મિક સમૃદ્ધિના ગુણો કેટલા પ્રમાણમાં કેળવ્યા ? ધર્મમાં કેટલા ઊંડા ઊતર્યા ? વગેરેના સરવાળા બાદબાકી કરવાના છે. આંતર્નિરીક્ષણ અને પરીક્ષણ માટેનું આ પર્વ છે.

પર્વો યોજવા પાછળ ઘણાં માર્મિક રહસ્યો રહેલાં છે. માણસોના માનસ સદા ઉત્સાહ, પ્રેમ, આનંદ અને ઉમળકાથી ઊભરાતાં રહે એ આવા પર્વોની યોજના પાછળની મીઠી ભાવના છે. એ જ કારણે પર્વો ભલે લૌકિક હોય કે લોકોત્તર, પરંતુ બાહ્ય અને આભ્યંતર આનંદને વિસ્તારવાના અને વિકસાવવાનાં તે પ્રબળ સાધન બની જાય છે. લૌકિક પર્વો બાહ્ય શુદ્ધિની મૂળભૂત ભૂમિકાને અનુલક્ષી નિર્માણ થયાં છે. લૌકિક પર્વોનાં મૂળમાં ત્રણ આંતરિક કારણો અન્તર્નિવિષ્ટ છે. કેટલાંક પર્વો માણસના આંતરિક ભયમાંથી જન્મ્યા છે તો કેટલાક ભવિષ્યનાં આકર્ષણો અને લાલસાઓમાંથી પ્રાદુર્ભાવ પામ્યા છે. વળી કેટલાક આતરિક અને વૈજ્ઞાનિક કારણોની સમજના અભાવે વિસ્મય અને આશ્ચર્યમાંથી ઉદ્‌ભૂત થયા છે. આ બધાંને સંક્ષેપમાં યોગ્ય રીતે સમજી લેવાં જરૂરી છે. તદ્દનુસાર નાગપંચમી અને શીતળા સાતમ જેવા પર્વોનાં કેન્દ્રમાં માણસની ભયવૃત્તિની પ્રધાનતા છે. નાગ ઝેરી પ્રાણી છે. આપણા દેશની વનસંપદા ઘણી ઐશ્વર્યવાળી હતી. ઘાટાં જંગલો હતાં. સર્પોના ઉપદ્રવો તો સામાન્ય હતા. એટલે સર્પ કરડવાને કારણે માણસોના અકાળ મૃત્યુ થતાં હતાં. તેથી નાગને દેવતા તરીકેની પ્રતિષ્ઠા આપી, નાગપંચમીનો એક દિવસ નાગપૂજા માટે નિર્ધારિત કર્યો. 'લકીરની પાછળ ફકીર'–એ કહેવત અનુસાર આ પરંપરા આજના વૈજ્ઞાનિક અને બુદ્ધિજીવી યુગમાં પણ અનુસરાતી રહી છે. સર્પ એક સામાન્ય પ્રાણી છે, આમ છતાં ચાલ્યા આવતા સંસ્કારોના અવશેષો, આજે પણ તેમા દેવત્વનું આરોપણ કરવા આપણને લલચાવે છે, અને મૃત્યુની ભયગ્રંથિ આ વહેમને જીવતો જાગતો રાખે છે.

નાગપંચમીની જેમ વાત કરી તેમ શીતળા સાતમના સંબંધની પણ વાત છે. એક યુગ હતો કે જ્યારે લોકો સીધા અને સરળ હતા. એકાએક તાવમાંથી મોટા ફોડલા થઇ જાય, ક્રમશઃ તે વધતા જાય અને આઠમે દિવસે તે પાછા સમાઈ જાય અને બાળકનું શરીર તેને કારણે કદરૂપું પણ થઇ જાય. ગરમીનો આ પ્રકોપ પ્રકૃતિદત્ત હતો. પરંતુ બાળકોને ટપોટપ મરતાં અને આંધળાં થતાં જોઇ, દૈવી પ્રકોપના એક ભાગ તરીકે શીતળા દેવીની સ્થાપના થઇ. અને શીતળા સાતમના નામે પ્રચલિત થએલી તે પૂજા આજે પણ એવીને એવી રીતે ચાલી રહી છે. આ તહેવારનાં મૂળમા મૃત્યુ અને આંધળા થઈ જવાની દૈવી પ્રકોપની ભયગ્રંથિ છે.

મંગળાગૌરી અને લક્ષ્મીપૂજન વગેરે પર્વોનાં મૂળમાં આકર્ષણ, લાલચ અને ભવિષ્યની મંગળ કામના અંતર્હિત છે તો સમુદ્ર, સૂર્ય, ચંદ્ર, અને અગ્નિની પૂજા પાછળ વિસ્મય અને આશ્ચર્ય સમાવિષ્ટ છે. સૌથી પ્રથમ માણસ સાગરની વિરાટતા અને વિશાળતાને જોઇ આશ્ચર્ય પામ્યો તો સૂર્ય અને ચંદ્ર જેવા તેજસ્વી ગ્રહો જોઇ વધારે વિસ્મયાન્વિત થયો. આમ તેણે એ બધાની પૂજા કરવાનો પ્રારંભ કર્યો. એક વખત પ્રારંભ થએલી આ પરંપરા હવે અવિચ્છિન્નપણે ચાલ્યાજ કરે છે. આવાં કારણોની સુસ્પષ્ટતા થઇ હોવા છતાં, જૂના સંસ્કારોનું પરિબળ આજે પણ કામ કરી રહ્યું છે.

આ તો થઇ લૌકિક પર્વોની વાત. લોકોત્તર પર્વોની પાછળ માત્ર આંતરિક જાગૃતિને પ્રોત્સાહન આપવા સિવાય બીજાં કશાંજ કારણો નથી. લોકોત્તર પર્વો આપણી જેમ અન્ય ધર્મોમાં પણ એક યા બીજારૂપે આધ્યાત્મિક ભૂમિકા ઉપર સ્થિત થયેલાં છે, છતાં વખત જતાં તેમની આંતરિક આધ્યાત્મિકતાનાં મૂલ્યો ઓછાં થતાં ગયાં છે. બાહ્ય મૂલ્યોની અણધારી અસર વધી જવા પામી, પરિણામે તેમની લોકોત્તર મહત્તા માત્ર નામશેષ જ રહી જવા પામી છે.

જૈનોનાં સંબંધમાં એક બીજી વાત પણ ઉલ્લેખવા જેવી છે અને તે એ કે, બાહ્ય અથવા લૌકિક પર્વો સાથે તેની કદી એકરૂપતા થવાજ પામી નથી. તેથી જૈનોના બધાં જ પર્વો અલૌકિક અને આધ્યાત્મિક રહેવા પામ્યાં છે. જૈનોનાં પર્વોનું એકાંત લક્ષ્ય આત્મશુદ્ધિ છે. આત્માની સમીપતામાં પહોંચી, આંતરિક અનંત સૌંદર્ય અને અમૃતત્વની ઉપલબ્ધિ માટે આ પર્યુષણ મહાપર્વ છે. આ ઉગમના ઝરાની અપૂર્વ મીઠાશ એકવાર ચાખ્યા પછી બીજા રસો તુચ્છ અને નીરસ લાગે છે. અસલ ફળોના રસોની જેણે મોજ માણી છે, મીઠા મધુરા સ્વાદો જેણે અનુભવ્યા છે, તેવા માણસો લાકડાના રંગબેરંગી રમકડાંનાં ફળો ક્ષણભર હાથમાં અવશ્ય લેશે, સુંદર છે એમ પણ કહેશે, પણ એમ કહીને પછી બાજુએ મૂકી દેશે. જેણે સાચા ફળો ખાધાં છે તેને પછી લાકડાંનાં ફળોમાં રસ નહિ રહે. આત્મદેવનાં દર્શન માટેની સાધના, એ જ પર્યુષણ મહાપર્વમાં આપણા સૌનું પરમ કર્તવ્ય છે. મન, વચન, અને કાયાનો સમજણપૂર્વક નિરોધ કરવાથી તે શકય બને છે. મનમાં કદી પણ ખરાબ વિચારો ન પ્રવેશે તેને માટે સતત કાળજી રાખવી જોઇએ. મન સદા પ્રવત્તિશીલ હોય છે. એક મિનિટ પણ મનની પ્રવૃત્તિ રોકાતી નથી. જે ક્ષણે મન પોતાની પ્રવૃત્તિઓ સંકેલી લે અને તે નિર્મન કે નિર્વિચાર થઇ જાય, એટલે આત્મદેવનો સાક્ષાત્કાર થયો જ સમજવો. મનની પ્રવૃત્તિઓ જ તેમાં બાધક હોય છે.

મંદિરો કે કોઈ તીર્થસ્થાન જેવા પવિત્ર અને સારાં સ્થાનોમાં જ્યારે આપણે પ્રવેશ કરીએ છીએ ત્યારે આપણે જોઇએ છીએ કે તે સ્થાનોની પવિત્રતાને ટકાવવા ઘણા બાહ્ય અને સ્થૂલ નિયમો બનાવેલા હોય છે. બાહ્ય નિયમોની રક્ષણરેખા પવિત્ર ભૂમિઓની આતરિક પવિત્રતાને ભાગ્યે જ રક્ષતી હોય છે. છતાં પવિત્રતાને નામે આપણે તે નિયમોને ચુસ્તતાપૂર્વક વળગી રહેતાં હોઇએ છીએ. તેમજ તેનાં પાલનમાં ધર્મસ્થાનોની પવિત્રતાનું સંરક્ષણ થાય છે એમ પણ માનીએ

છીએ. મંદિરો અને તીર્થસ્થાનોમાં મોટા અક્ષરોમાં મોટા મોટા સાઇન બોર્ડો લગાડેલાં હોય છે. મહેરબાની કરી જોડા બહાર જ ઉતારો! ચામડાની ચીજો સાથે પ્રવેશ નિષિદ્ધ છે! કૂતરા કે એવા કોઇ પાલતુ જાનવરોને લઈ પ્રવેશ કરશો નહિ! સ્નાનાદિ કરી શુદ્ધિપૂર્વક જ પ્રવેશ કરી શકાય છે–આ બધા નિયમોની રક્ષણ દીવાલો રચી, દેવળના દેવની દિવ્યતા સુરક્ષિત રાખવાના આપણા પ્રયત્નો હોય છે. પરંતુ તેને બદલે જો એવા નિયમોની સુરક્ષા રચવામાં આવે કે મનના ઉકરડા અને ગંદકી સાથે પ્રવેશી, આ દેવળની દિવ્યતા અભડાવશો નહિ! રાગ, દ્વેષ અને ઈર્ષ્યાના વાતાવરણથી સંસ્પૃષ્ટ વ્યક્તિનો પ્રવેશ નિષિદ્ધ છે! સ્ફટિક અને અરીસા જેવા નિર્મળ મનથી જ અત્રે પ્રવેશ કરી શકાય છે! તો હું માનું છું કે, તીર્થસ્થાનો કે ધર્માલયોમાં વિરલ વ્યક્તિઓનો જ પ્રવેશ સંભવ બને. ચામડાંની વસ્તુઓ કે જોડાઓથી ભગવાન અભડાય છે કે નહિ તે તો ભગવાન જાણે, પરંતુ રાગ, દ્વેષ, ઇર્ષ્યા અને અસૂયાથી ભરેલાં માનસવાળાથી ભગવાન જરૂર અભડાય છે. આવા માણસને ભગવદ્ દર્શન થતાં નથી એ એક સુસ્પષ્ટ હકીકત છે. હું બાહ્ય એટલે કે શારીરિક શુદ્ધિ કરતાં માનસિક શુદ્ધિ પર વધારે ભાર આટલા માટે આપી રહ્યો છું કે, જો મનની ભૂમિકા શુદ્ધ, પવિત્ર અને સરળ હશે તો ભકતના નાના હૃદયમાં પણ વિરાટનો પ્રવેશ આસાન બનશે.

મનથી આગળ વધ્યા પછી જ આત્માનું દર્શન શકય બને છે આ વાત નિઃસંદેહ અને નિરપવાદ છે. આમ છતાં, જ્યાં સુધી આપણે મનોજગતમાં ઊભાં છીએ, મનને પાર જવા માટે પણ મનનો જ ઉપયોગ કરવો પડશે. દાખલા તરીકે, તમે આ વ્યાખ્યાન સભામાં આવ્યા છો. આ વ્યાખ્યાન હોલમાં તમે પ્રવેશ કર્યો છે. તે પ્રવેશ ચાલીને કર્યો છે. એટલે એમ પણ પણ વિચારી શકો કે, આ વ્યાખ્યાન હોલમાં હું પ્રવેશ્યો હતો ત્યારે ચાલીને આવ્યો હતો. હવે મારે વ્યાખ્યાન હોલની બહાર જવું છે, પણ બહાર નીકળવા માટે મારે ચાલવું જરાપણ ન જોઇએ, કેમકે ચાલીને તો હું આ હોલમાં પ્રવેશ્યો હતો! પરંતુ આમ બનતું નથી. વ્યાખ્યાન હોલમાંથી તમારે બહાર નીકળવું હશે તો તમારે થોડું તો ફરી વ્યાખ્યાન હોલમાંથી ચાલવાનું જ રહેશે. અન્યથા બહાર જઇ શકવું અશકય થશે. અંદર આવતી વખતે જેટલું ચાલવું પડયું હતું તેટલું જ બહાર નીકળતી વખતે પણ ચાલવું જ પડશે. ફેરમાત્ર મોઢાની દિશાનો પડશે. જયારે તમે પ્રવેશ્યા હતા ત્યારે દરવાજા તરફ વાંસો હતો અને દીવાલ તરફ મોઢું હતું, હવે જતી વખતે દીવાલ તરફ પીઠ હશે અને દરવાજા તરફ મોઢું થઈ જશે! પરંતુ વ્યાખ્યાન હોલમાંથી તમારે ચાલવું તો એટલું જ પડશે જેટલું તમે અંદર પ્રવેશ્યા ત્યારે ચાલ્યા હતા! અન્યથા બહાર નીકળવાનો કશો જ ઉપાય નથી.

મનથી બહાર જવા માટે પણ મનનો એટલો જ ઉપયોગ કરવો પડે છે જેટલો મનની અંદર જવા માટે આપણે ઉપયોગ કરીએ છીએ. પરંતુ મનની અંદર જવા માટે જે વ્યક્તિ મનનો શ્રમ કરે છે, તેને માટે મન અજ્ઞાનનો આધાર બની જાય છે અને મનની બહાર નીકળવા

માટે જે મનનો ઉપયોગ કરે છે, તેને માટે મન જ્ઞાનનો આધાર બની જાય છે. મન તો યાંત્રિક છે. જેવા અભ્યાસની એને ટેવ પાડવામાં આવે તેવા અભ્યાસવાળું તે બની જાય છે. મનથી બહાર આત્માની દિશામાં જવાનો આપણે કશો જ અભ્યાસ કર્યો નથી. મનની દુનિયામાં જ ભટકવાનો આપણે આનંદ માણ્યો છે એટલે મન એવાં જ સુખો અને પરિભ્રમણોથી ટેવાઇ ગયું છે. આ દિવસોમાં આપણે મનની આ ગતિ વિધિને બદલવી પડશે. સાચી દિશા તરફ એને વાળવી પડશે. અન્યથા દેવાધિદેવનાં દિવ્ય દર્શન આપણે માટે દુર્લભ બની રહેશે.

મન અભિવ્યક્તિનું માધ્યમ છે; પરંતુ જ્યારે આપણે બોલતાં ન હોઇએ, કોઇ વિચાર પ્રગટ ન કરતાં હોઇએ, ત્યારે મનની કશી જરૂરત રહેતી નથી. છતાં આપણી એક ટેવ પડી ગઇ છે. બોલવું હોય કે ન બોલવું હોય, પ્રગટ કરવું હોય કે ન કરવું હોય, ખાલી જ બેઠાં હોઇએ કે સૂતાં હોઇએ, મન ચાલ્યા જ કરવાનું. આ જ મનનું પાગલપણું છે.

જાપાનમાં પરંપરાગત રૂપમાં વાંદરાની મૂર્તિઓ રાખવાનો રિવાજ છે. વાંદરાની મૂર્તિઓના રિવાજનું રહસ્ય એ છે કે, માણસનું મન જ વાંદરા જેવું છે. મનનાં સંબંધમાં થોડી પણ જાણકારી જેને હશે, તે અવશ્ય સમજે છે કે, મન વાંદરાનું એક સ્વરૂપ છે. પાશ્ચાત્ય વિદ્વાન ડાર્વિને તો આ વાત સિદ્ધ કરી બતાવી છે કે, મનુષ્યના પૂર્વજો વાંદરાઓ હતા. વાંદરાઓનું પરિષ્કૃત રૂપ જ આજનો માણસ છે. પરંતુ મનનાં ગૂઢ રહસ્યોને સમજનારા પારદર્શી મહાપુરુષો તો સદાથી જાણતા આવ્યા છે કે, માણસનું મન વાંદરું જ છે.

વાંદરાની ચંચળતા તો તમો સૌને દૃષ્ટિગત છે. તે એક ક્ષણ માટે પણ સ્થિર રહી શકતો નથી. પરંતુ મનની દશા તો તેના કરતાં પણ વધારે ચંચળ છે. મંદિરમાં પ્રભુ સ્તુતિ કરતાં હોઇએ, પદ્માસન લગાવી ધ્યાનથી મુદ્રામાં બેઠાં હોઇએ પરંતુ બહારથી ભક્તિમાં અને ધ્યાનમાં બેઠેલાં શરીરનાં મનની યાત્રા તો મંદિર અને પદ્માસનથી દૂર, સુદૂર, અંતરિક્ષમા પહોંચી ગઇ હોય છે. વાંદરો જેમ એક શાખાથી બીજી શાખા પર છલાગ મારતો હોય છે, એક વૃક્ષ પરથી બીજાં વૃક્ષ પર કૂદકો મારતો હોય છે, તેમ મનુષ્યનું મન પણ વાંદરા કરતાંયે મોટી છલાંગો ભરતું હોય છે. આ મનની સૂક્ષ્મતાને સમજવા પ્રયત્ન કરીશું તો જ મનથી બહાર આત્મદેવના સાંનિધ્યમાં પહોંચવું શક્ય બનાવી શકીશું.

* * *

# અમરતાનો રાજમાર્ગ

ધ્યાનની ગહનતામાં એવી ક્ષણ આવી જાય છે કે, જ્યારે વગર જોયે પણ દેખાય છે, વગર સાંભળ્યે પણ સંભળાય છે; અને વગર અડયે પણ સ્પર્શનો અનુભવ થાય છે. વગર કાને જે સંભળાય તેને મહર્ષિઓ અનાહત નાદ કહે છે. જે વગર આંખે દેખાય તેને ઋષિઓ અમૂર્ત કહે છે, અવધિ દર્શનમાં નેત્ર વિના પણ મૂર્ત પદાર્થોનો સાક્ષાત્કાર થાય છે, પરંતુ કેવળ દર્શનમાં તો મૂર્ત અને અમૂર્ત બધા પદાર્થો હસ્તામલકવત્ દૃષ્ટિગોચર થાય છે.

આ અનુભવ મેળવતાં પહેલાં જીવે પોતે આકાશની માફક નિર્મળ અને નિર્લેપ થઇ જવું જોઇએ. આત્માને જ્ઞાન મેળવવા માટે ઇન્દ્રિયો અને મનનો જે વચ્ચેનો માધ્યમ છે, તે હટી જવો જોઇએ. એમ થતાં ચેતનાનું આકાશ મુક્ત થઈ જાય છે.

આવા સત્પુરુષોનો આત્મા અમૃતના તરંગોથી યુક્ત જાણે અમૃત ભરેલી સરિતા હોય તેવો થઈ જાય છે! આત્માની અનુભૂતિ વગર તે અમૃતત્વનો આનંદ માણી શકાતો નથી. આપણને તેનો અનુભવ નથી એટલે આપણે તે અમૃતત્વને અનુભવી શકતાં નથી. આપણો અનુભવ તેનાથી ઊલટો છે. આપણા અનુભવમાં તો બધું દુઃખના તરંગોથી ભરેલું છે. નારકીય આગની જ્વાલાઓથી બધું ઘેરાયેલું જણાય છે. અમૃતત્વને આપણે જાણતાં જ નથી. આપણને જે જણાય છે તે બધું ઝેર, ઝેર અને ઝેર જ જણાય છે. સુખનાં ફૂલો જીવનમાં ભાગ્યે જ ખીલે છે; દુઃખના કાંટાઓ જ ચારેકોર ખૂંચતા આપણને જણાય છે.

આપણે જે મહાપુરુષોની આ વાત કરીએ છીએ, તેઓ અમૃતના તરંગોથી ભરેલી જાણે નદીઓ હોય, એવી તેમની ચેતના હોય છે. આ વાત આપણાં જેવી વ્યક્તિઓને ભાગ્યે જ સમજાય છે. એ સમજવા માટે આપણી પાસે કોઈ એવો અનુભવ જ નથી. કારણ આપણો જે અનુભવ છે તે મૃત્યુનો છે. અમૃતનું આસ્વાદન જ આપણે કર્યું નથી. દુઃખ જ આપણને સૌને જ્ઞાત છે, આનંદથી આપણે અજ્ઞાત છીએ. આપણે જાણીએ છીએ માત્ર વિષાદ અને પીડાનો આહ્લાદ કે અહોભાવનો આપણને કશો જ પરિચય નથી. આપણો અનુભવ માત્ર નરકનો છે. પરંતુ એનાથી વિપરીત અનુભવ પણ સંભવી શકે છે. આપણાં દુઃખ, વિશાદ અને પીડાનાં નારકીય અનુભવોમાં પણ અમરતાની સૂચનાઓ છુપાએલી છે. દુઃખનો અનુભવ જ આપણને એ માટે થાય છે કે, આપણી ચેતના દુઃખ માટે નિર્મિત થએલી નથી હોતી. દુઃખ આપણી ચેતનાનો આત્યંતિક સ્વભાવ નથી. આપણી ચેતના જો દુઃખ–સ્વરૂપ હોત તો આપણને દુઃખનો કદી અનુભવ જ ન થાત. કેમકે દુઃખ તેનો સ્વભાવ હોત તો તે ચેતના સાથે આત્મસાત્ થયેલુ હોત અને તેથી તે દુઃખના અનુભવનો વિષય જ ન બનત. પરંતુ દુઃખની આપણને સ્પષ્ટ પ્રતીતિ છે. પ્રતીતિ હંમેશાં આપણાં સ્વરૂપથી ભિન્ન વસ્તુઓની જ હોય છે. માટે દુઃખ આત્માનું સ્વરૂપ કે સ્વભાવ નથી.

પ્રકૃત્તિનો નિયમ છે કે, દુઃખ હંમેશાં વિપરીતનું, અનિચ્છનીયનું, આપણા સ્વભાવથી ભિન્નનું જ હોય છે. જો આપણને દુઃખનો અનુભવ થાય છે તો તેનો અર્થ એ થયો કે, આપણી અંદર એવો કોઈ સ્વભાવ છે જે દુઃખ સ્વરૂપ નથી. અન્યથા આપણને દુઃખનો અનુભવ ન થાત. આપણી અંદરમાં જે આત્મા છે તેનો સ્વભાવ જો દુઃખ સ્વરૂપ હોત તો બહારથી આવેલું દુઃખ તેમાં ભળી જાત, એકરૂપ થઇ જાત, સ્વભાવમાં તેની વૃદ્ધિ થાત જેને કારણે આપણે વધારે સમૃદ્ધ બની જાત, વધારે ઐશ્વર્યશીલ અને સંપત્તિશાળી થઇ જાત ! દુઃખની પીડા, પરેશાની કે ચિંતા જ ન રહેત ! કેમકે જે સ્વભાવ જ છે તેની પછી પરેશાની શી ? ચિંતા શી ? પીડા શી ? તેના જેવું જ તેમાં તત્ત્વ ભળી જાય પછી તો સ્વભાવની સઘનતા જ થાય. કશી હાનિ થવાની તો શકયતા જ ન રહે ! અંધારામાં જો થોડું વધારે અંધારું આવીને ભળી જાય તો તેનાથી અંધારાને કંઈ અડચણ ઊભી થાય ખરી ? વિષમાં થોડું વધારે વિષ ભળી જાય તો વિષની માત્રા વધી જવાથી વિષને શું મુશ્કેલી કે પરેશાની થવાની છે ? સમુદ્રમાં બધી નદીઓ જો એકસાથે એક સામટી પડવા લાગે તો તેનાથી સમુદ્રને શી હાનિ થવાની છે ? અડચણ હંમેશાં વિપરીતનાં કારણે જ સર્જાય છે. સ્વભાવ કદી પરેશાનીનું સર્જન કરી શકે નહિ. આપણાં શરીરમાં જે તત્ત્વ આપણી દૃષ્ટિનો વિષય થતું નથી, જે આપણી અંદર છુપાએલું પડયું છે, તે દ્રવ્ય પરમ આનંદના સ્વભાવવાળું છે. એટલે નાનામાં નાનું દુઃખ પણ આપણને કાંટાની માફક ખૂંચે છે, આપણને અડચણ અને પરેશાની ઊભી કરે છે.

આપણા અંદરમાં જે છુપાએલું છે તે અમૃત છે. એટલે મૃત્યુને ભૂલાવવા ગમે તેટલા પ્રયત્નો કરવામાં આવે તો પણ મૃત્યુ ભૂલાતું નથી. મૃત્યુ આપણને ચારેકોર ઘેરીને ઊભેલું દેખાય છે. આપણી અંદર છુપાએલા તત્ત્વનો સ્વભાવ જો મૃત્યુ હોત, તો મૃત્યુનો ભય આપણને સતાવત નહિ. મૃત્યુની આપણને કશી જ ચિંતા ન થાત. મૃત્યુ અને આપણી વચ્ચે એક સામંજસ્ય, એક સંગતિ દેખાત. મૃત્યુ અને આપણી વચ્ચે જે સ્પષ્ટ વિસંગતિ અને વિસંવાદ દેખાય છે તે ન દેખાત. મૃત્યુ જીવનનું એક સત્ય બની જાત, અને મૃત્યુ અને આપણી અંદર છુપાએલા તત્ત્વમાં એક તારતમ્યતા દેખાત. યાદ રાખજો ચિંતા અને પરેશાની હંમેશાં સ્વભાવથી વિપરીતના સંયોગને કારણે છે. એટલે આપણી અંદર જે છુપાએલું તત્ત્વ પરમજીવન છે, તેની સાથે તેનાથી જે વિપરીત તત્ત્વ મૃત્યુ છે, તેનો સતત સંઘર્ષ છે. મુશ્કેલીની વાત એ છે કે હજારો માણસોને આપણે મરતાં જોઇએ છીએ, સત્પુરુષો પણ પોતાના ઉપદેશમા આ પરમ સત્યના દર્શન કરાવે છે કે મૃત્યુ અવશ્યંભાવી છે, રોજેરોજ મરતાં માણસોને જોઈ આપણને પણ આપણાં મૃત્યુની ચેતવણી નિશ્ચિત મળે છે, છતાં આપણી અંદર ન જાણે એવું કયું જીવન તત્ત્વ છે કે જેને કારણે આપણે હજારો માણસોને સાક્ષાત્ મરતાં જોઇએ છીએ છતા આપણને એ વાતની સ્પષ્ટ પ્રતીતિ થતી નથી કે, બીજાઓની માફક આપણે પણ એક દિવસ મરી જઈશું. શબ્દોમાં ભલે આપણે બોલતા હોઇએ કે એક દિવસ મરી જવું છે, શ્મશાન વૈરાગ્યની

લાંબી પહોળી વાતો પણ કરીએ છીએ. છતાં 'હું મરીશ' એવો ખ્યાલ આપણને કદી આવતો નથી. બીજાનાં મૃત્યુમાં માણસને પોતાનું મૃત્યુ દેખાતું હોત તો આ સૃષ્ટિ જ જુદી બની જાત. ઉપરનું સ્વર્ગ આ સૃષ્ટિ ઉપર ઊતરી આવ્યું હોત ! પરંતુ સામે પડેલા શબને જોઈને પણ 'હું પણ મરી જઈશ' એવી ભાવના અંતરમાં કોતરાતી નથી. અન્યથા ભગવાન બુદ્ધની માફક રાજ્યના વૈભવ વિલાસો પણ ઝેર જેવા લાગવા માંડત. પોતાનાં મૃત્યુ વિષે માણસ પોતાની જાતને સમજાવવા ગમે તેટલો પ્રયત્ન કરે, વાતોથી તેનો સ્વીકાર પણ કરે, છતાં પોતાનાં મૃત્યુની વાત તેના પ્રાણોને સ્પર્શતી નથી. અંદર કંઇક એવું શાશ્વત જીવન છે કે જેને લઈ મૃત્યુ તેને અસત્ જ જણાય છે.

મહાભારતનો પ્રસંગ છે. વનમા ફરતા યુધિષ્ઠિર તરસ્યા થયા છે. પાણીની શોધમાં પોતાના ભાઇઓને મોકલે છે. સૌથી પ્રથમ ભીમ જાય છે. બહુ દૂર જતાં એક વાવ તેને દૃષ્ટિગોચર થાય છે. પાણી લેવા જેવો તે નીચો નમે છે કે આકાશમાંથી એક અવાજ આવે છેઃ મારા પ્રશ્નોના જવાબ આપ્યા વિના પાણી લેવા પ્રયત્ન કરશો તો મૃત્યુને શરણ થવું પડશે. ભીમ ચારેકોર જુએ છે; તેને કોઈ દેખાતું નથી. એટલે તે વિચારે છે કે, આ બિચારાને મારી ગદાનો પરિચય નથી લાગતો, તેથી આમ અદૃશ્ય રહી ભય બતાવે છે. એ શું કરી લેવાનો હતો ? આમ વિચારી, ફરી તે નીચો નમ્યો અને જેવો પાણી લેવા જાય છે, કે તે મૂર્છિત થઇ પડી ગયો. ઘણો સમય વીતી ગયો છતાં ભીમને ન આવેલો જોઇ યુધિષ્ઠિરે અર્જુનને મોકલ્યો. અર્જુન પણ આ જ રીતે ત્યાં પહોંચે છે. ભીમને મૂર્છિત સ્થિતિમાં પડેલો જોઇ તે વિસ્મય પામે છે. જેવો અર્જુન પાણી લેવા નીચો નમે છે કે ફરી એ જ અદૃશ્ય અવાજ આવે છે, એ જ ધમકીનો ઉચ્ચાર સંભળાય છે. પરંતુ અર્જુનના મનને પણ એમ જ થાય છે કે બિચારાને મારા ગાંડીવનો કશોજ પરિચય લાગતો નથી; એટલે અદૃશ્ય રહી તે પોતાની શક્તિ અજમાવે છે. આમ વિચારી તે ફરી પાણી લેવા નીચો નમે છે કે તરત જ તે મૂર્છિત થઈ જાય છે. ત્યાર પછી નકુલ અને સહદેવ આવે છે. તેમની પણ એ જ સ્થિતિ થાય છે. અંતે યુધિષ્ઠિર ત્યાં આવે છે. પોતાના ભાઇઓને મરેલા જોઈ તેઓ ખિન્ન બની જાય છે. એટલામાં યક્ષે અદૃશ્ય રહી અવાજ કર્યો : મારા પ્રશ્નોના જવાબ આપો, પછી પાણી પીવા પ્રયત્ન કરો ! અન્યથા તમારી સ્થિતિ પણ તમારા ભાઇઓ જેવી જ થશે ! યુધિષ્ઠિર ધીર હતા, ગંભીર હતા. તેઓ થંભી ગયા. યક્ષે ઘણા પ્રશ્નો કર્યા, પરંતુ આ વિષય સાથે જે સંબંધિત છે એ જ પ્રશ્નનો હું અહીં ઉલ્લેખ કરું છું. તે પ્રશ્નોમાથી એક પ્રશ્ન એ હતો : આશ્ચર્ય શું છે ? યુધિષ્ઠિર શાંત ચિત્તે જવાબ આપે છે :

अहन्यहनि भूतानि गच्छन्ति हियमालयम् ।
शेषाः स्थावरमिच्छन्ति किमाश्चर्यमतः परम् ॥

હજારો માણસોને આપણી આંખો સામે આપણે મૃત્યુના કરાલ મુખમા ધકેલાઇ જતાં પ્રતિદિન જોઇએ છીએ, હજારોને ખાંધે ઊપાડી બાળી આવ્યાં હોઇએ છીએ, છતા આપણે

આપણા વિષે એવા તો નિશ્ચિંત હોઇએ છીએ, કે મૃત્યુનો સ્પર્શ એ બધાને ભલે થયો, મને કદી જ થવાનો નથી ! મૃત્યુના સંબંધમાં પોતાના વિષે આટલી નિશ્ચિંતતાથી વધારે આશ્ચર્ય બીજું કયું ?

આજે આપણને જે આપણા વિષે સ્મરણ નથી આવતું કે હું પણ મરી જઇશ, તે માત્ર અજ્ઞાનના કારણે જ નથી. તેનું રહસ્યપૂર્ણ કારણ તો એ છે કે, આપણી અંદર કોઇક એવું જીવન તત્ત્વ, શાશ્વત તત્ત્વ, પડેલું છે, જે કદી મરી શકતું જ નથી. આપણી ઉપર જે છે, જે દેખાય છે, તે મરશે પરંતુ આપણી અંદર જે છુપાએલું તત્ત્વ છે તે કદી મરશે નહિ. બીજાને પણ આપણે જે મરતાં જોઇએ છીએ, તે પણ શરીરગત ઉપરના મૃત્યુને જ જોતા હોઇએ છીએ. અંદરની તો કશી જ પ્રતીતિ આપણને નથી. એટલે આપણી અંદર જે છુપાયેલું અમૃત છે તે મૃત્યુની વાત માની શકતું નથી. એટલે હજારો મૃત્યુની ઘટનાઓ જોયા પછી પણ અંદરથી કોઇ કહેતું હોય છે કે, એ બધા ભલે મર્યા, હું મરીશ નહિ. એટલે બીજાનાં મૃત્યુઓની ઘટના પણ દરેક વ્યક્તિને પોતાને માટે અપવાદ જ જણાય તો એમાં આશ્ચર્ય શું ?

આપણી ઉપર જે જે વસ્તુઓના પડો છે તેનો અવશ્ય નાશ થાય છે. શરીર પણ આત્મા ઉપરનું એક પડ છે, એટલે તેનો પણ અવશ્ય નાશ થશે. આજે જે બાળક છે તે કાલે યુવાન થશે અને વખત જતાં તે વૃદ્ધ થશે. આજે જે ગામા જેવો શક્તિશાળી દેખાય છે તે આવતી કાલે શિથિલગાત્ર અને જર્જરકાય બની જશે. આજે જે ચાલે છે, દોડે છે, આવતીકાલે તે પથારીમાં હશે. આજ ઊભો થાય છે તો આવતીકાલે પડી જશે, માટીમાં ભળી જશે. મન પણ એક પડ છે એટલે તેનો પણ નાશ થશે. જે પડો બહારથી આવ્યાં છે, ઉપરથી ચઢાવેલાં છે, તે પૃથક્ થશે જ. કારણ "સંયોગા : સાપગમાઃ" જે જોડાય છે તે વિખરાય છે, સંયુક્ત થયેલું વિયુક્ત થાય જ છે. પરંતુ જે આત્યંતિક સ્વભાવ અથવા સ્વરૂપ છે તે કદી પણ અન્યથા થશે નહિ.

આત્મા અમર છે એમ માની લેવા માત્રથી કશો જ અર્થ સરવાનો નથી. આત્માને તો જાણવો પડે છે. સ્વયંની અનુભૂતિથી તેનો સાક્ષાત્કાર કરવો પડે છે. શાસ્ત્રથી જાણેલો આત્મા મોક્ષે નહિ પહોંચાડી શકે. ચોપડીનો ઘોડો રાજકોટથી જામનગર દોડ ન કરી શકે. શાસ્ત્રના માધ્યમથી પ્રથમ તો આત્માનું સ્વરૂપ પ્રત્યક્ષ કરવું પડશે અને ધ્યાન વગર તે શક્ય નથી.

ધ્યાન પણ જીવતા મૃત્યુની એક પ્રક્રિયા છે. ધ્યાન મૃત્યુનો પ્રયોગ છે. સમાધિ પણ મૃત્યુનો અનુભવ છે. આ બધામાં જીવિતાવસ્થામાં જ મરી જઇને જોઈ લેવાનું છે કે શું મારું છે ? અને શું મારું નથી ? મૃત્યુ જ 'મારાં' અને 'મારાથી ભિન્ન' માટે નિર્ણાયક થશે. એટલે જ તો સંન્યાસીને જે સ્થળે દાટવામાં આવે છે તેની કબરને સમાધિનાં નામે ઓળખવામાં આવે છે. સમાધિ એ જીવતાં જ મૃત્યુનો અનુભવ છે. સંન્યાસીની કબરને સમાધિ એટલા માટેજ કહેવામાં આવે છે કે, તેણે મૃત્યુ પૂર્વે જ જાણી લીધું હતું કે કોણ મરનાર છે અને કોણ મરનાર નથી. નહિ મરી શકનાર શાશ્વત જીવનની તેને પ્રતીતિ હતી.

શરીર અને પદાર્થોનો સ્વભાવ અધો દિશામાં ગતિ કરવાનો છે પરંતુ ચેતનાનો સ્વભાવ ઊર્ધ્વગમન કરવાનો છે. તે ઉપર, ઉપર અને ઉપર જ જાય છે.

અમરતાના રાજમાર્ગ સંબંધની ઊર્ધ્વગામી વાતો ઘણી માર્મિક અને ગંભીર છે ગંભીર વાતો સાંભળવા તમે બહુ ટેવાયેલા નથી; એટલે હવે એક નાજુક વાર્તા આજ સંબંધમાં કહી બતાવું છું.

એક નિર્મોહી નામની નગરી હતી. તેના રાજાનું નામ પણ નિર્મોહી હતું. માત્ર નામ માત્રથી જ નગરી નિર્મોહી નહોતી, તે નગરીના નાગરિકો અને આખો પરિવાર પણ મોહના સંસ્પર્શથી શૂન્ય હતો. ગમે તેવી પરિસ્થિતિમાં પણ સંતુલન ટકાવી રાખવાની તેમની શક્તિ આશ્ચર્ય પમાડે એવી હતી. આ રાજાને એકજ દીકરો હતો. તેનું નામ શ્યામ હતું. આ રાજકુમારનાં લગ્ન પણ સારા એવા રાજપરિવારમાં થયા હતા. આવી નગરી અને આવો રાજા જ્યાં હોય ત્યા પ્રજાનાં સંરક્ષણ અને પાલનના સંબંધમાં તો ભાગ્યે જ કાંઈ કહેવા જેવું રહે!

એક વખત રાજકુમાર શ્યામ વન વિહાર માટે રાજધાનીથી દૂર નીકળી ગયો હમણાંજ આવી જઈશું એવી કલ્પનામાં માર્ગ ભૂલી જતાં, પાછા ફરતાં તેને ભારે વિલંબ થયો. જંગલના અટપટા માર્ગો હતા. રાજમાર્ગોથી ટેવાએલા આ રાજકુમાર માટે એ અટપટા માર્ગોએ મુશ્કેલી ઊભી કરી. માર્ગ ભૂલી જતાં અને પાણીની આકરી તરસ લાગતાં, તે જંગલમાં એક ઋષિના આશ્રમમાં પહોંચી ગયો. આશ્રમના અધિપતિએ આગંતુકનું સ્વાગત કર્યું અને પૂછયું: "તમે કોણ છો ? અને ક્યાંના છો ?" રાજકુમાર શ્યામે શાંત દિલે જવાબ આપ્યો: 'હું નિર્મોહી રાજાનો પુત્ર શ્યામ છું.' ઋષિએ વિચાર કર્યો તેમને થયું કે, રાજવૈભવની મોજ માણનાર વળી નિર્મોહી હોઈ શકે ખરો ? ખરેખર નામ જ નિર્મોહી છે કે સ્વભાવથી પણ તે નિર્મોહી છે, તેની પરીક્ષા કરવી અનિવાર્ય છે. એટલે એક પોટલીમાં રાખ બાંધી, નિર્મોહી નગરીના રાજા નિર્મોહીને મળવા અને એની મોહાતીત સ્થિતિનો અભ્યાસ કરવા તેઓ આશ્રમમાંથી રવાના થયા. ક્રમશઃ ચાલતા તે દરબારમાં પહોંચ્યા. ત્યાં દરવાજે એક દાસી ઊભી હતી. તેને ઉદ્દેશીને ઋષિએ કહ્યું: 'તમારા રાજકુમાર શ્યામને સિંહે ફાડી નાખ્યો છે.'

तू सुन चेरी श्यामकी बात सुनावों तोहिं ।
कुंवर विनास्यो सिंहने आसन परयो मोहि ॥

પોતાના સ્વામીના રાજકુમારના મૃત્યુના સમાચાર જેવા તેવાની પાસેથી નહિ, પરંતુ એક ઋષિને મોઢથી સાંભળ્યા છતા તેને કશો જ આંચકો ન લાગ્યો. હિમ્મત અને સમજણપૂર્વક તેણીએ ઋષિએ આપેલા આ દુઃખદ સમાચારનો આ રીતે જવાબ વાળ્યો :

ना मैं चेरी श्यामकी नहि कोइ मेरा श्याम ।
प्रारब्ध वश मेल यह सुनो ऋषि अभिराम ॥

આ બધી પ્રારબ્ધ અને નિયતિની રમત છે. કોઇ કોઇનું નથી. ઋષિ આગળ ચાલ્યા, ત્યાં શ્યામની પત્ની તેમને સામે મળી. એટલે તેમણે તેણીને કહ્યું: 'તારા ભગવાનના હું સમાચાર લાવ્યો છું.'

तू सुन चातुर सुंदरी अवला यौवन वान ।
देवी वाहन दल मल्यो तुम्हारो श्री भगवान् ॥

પોતાના પતિના મૃત્યુના સમાચાર સાંભળી તે શું જવાબ આપે છે?

न पिया पूरव जन्मकी क्या जानत है लोक ?
मिले कर्मवश आन हम अव विधि किन संयोग ॥

આ તો બધું પ્રારબ્ધ અને નિયતિને આધીન છે. સંયોગ અને વિયોગ બધા કર્મોનાં ફળ છે. હવે ઋષિને નિર્મોહી નગરીનો અને તેના નિર્મોહી રાજાની તથ્યતાના આભાસ થયો. ઋષિ આગળ ચાલ્યા ત્યાં શ્યામની માતા મળ્યાં. ઋષિએ તેમને કહ્યું:

रानी तुमको विपत्ति अति सुत खायो मृगराज ।
हमने भोजन ना किय तिस मृतक के काज ॥

તમારા શ્યામને સિંહ ખાઇ ગયો છે. હું ખાધા પીધા વગર તમને આ સમાચાર આપવા આવ્યો છું. માતા શો જવાબ આપે છે?

एक वृक्ष डाली घनी पछी बैठे आय ।
यह तो परिपाटि हुई उड उड चहुं दिशि जाय ॥

વૃક્ષ એક હોય છે. તેની શાખા પ્રશાખાઓ ઘણી હોય છે. પક્ષીઓ વિસામા માટે આવે છે. અને સમય થતાં દશે દિશાઓમાં ઊડી જાય છે. રાજકુમારની માતાના ઉપર પણ કશી જ વિષાદની રેખા ન જોતાં ઋષિ રાજા પાસે ગયા.

राजा मुखसे राम कहो पल पल जात घड़ी ।
सुत खायो मृगराजने मेरे पास खड़ी ॥

હે રાજન! સિંહ તારા પુત્રને ખાઇ ગયો છે માટે હવે રામનામ બોલો. તે સિવાય હવે બીજો કોઇ ઉપાય નથી. ઋષિ પાસેથી પોતાના પુત્રના મૃત્યુના સમાચાર સાંભળ્યા છતાં રાજાનું રૂંવાડું પણ ફરક્યું નહિ. એટલું જ નહિ, ઊલટાનો તે ઋષિને ઠપકો આપવા લાગ્યો.

तपिया तप क्यों छांडियो यहां पालक नहि शोक ।
वासा जगत सरायका सभी मुसाफिर लोग ॥

અરે, ઋષિ! મારો દીકરો મરી ગયો એમાં તમારે તપશ્ચર્યા છોડી આટલી દોડધામ શા માટે કરવી પડી? આ જગત જ ધર્મશાળા છે. મુસાફરો રાતના તેમાં આવે છે, વિસામો લે છે અને સવાર થતાં ચાલ્યા જાય છે. તેનો હર્ષ શોક શો?

આ જવાબથી ઋષિના આનંદનો પાર ન રહ્યો. તેમને થયું, જંગલમાં આશ્રમમાં રહીને વર્ષોની એકાંત સાધના પછી પણ જે અમરતાનો રાજમાર્ગ, જે અમૃતત્વનો સંદેશ, અમે નથી મેળવી શકયા તે રાજમાર્ગ, તે અમૃતત્વનો સંદેશ આ રાજ પરિવારના જીવનમાં રોમે રોમ વ્યાપ્ત છે.

આત્માને જાણો તો અમરતાને પામો !

# સુવર્ણ પાત્ર

આજે પર્યુષણ મહાપર્વનો ત્રીજો સુવર્ણ દિવસ છે. મનુષ્ય માત્રનો સ્વભાવ હંમેશાં અશુભને, અરૂચિકર વસ્તુને સરળતાથી છોડવા તત્પર થઈ જાય છે; પરંતુ જ્યારે શુભનો, રુચિકર વસ્તુનો પરિત્યાગ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તેને પરેશાની થાય છે. લોખંડની બેડીને છોડવામાં શી અડચણ હોઇ શકે ? સોનાની શૃંખલા બેડી હોવા છતાં તે શૃંખલા રૂપે દેખાતી નથી. એટલે સોનાની બેડીને છોડવામાં મુશ્કેલી અનુભવાય છે. સોનાની બેડીને આભૂષણનું સ્થાન મળ્યું, એટલે તે દેહના શણગારનું એક પ્રસાધન બની ગયું.

માણસનું મન હંમેશાં પ્રકાશમાં જ રહેવા ઇચ્છે છે, સુખની સાથે જોડાએલું રહેવા ચાહે છે, સ્વર્ગમાં રહેવા ઝંખે છે પરંતુ માણસના જીવનમાં એક ક્ષણ એવી પણ આવે છે જ્યારે તે બધાંનો તેને પરિત્યાગ કરવો જ પડે છે. એક બાજુ માનવ સ્વભાવની પરાકાષ્ઠા છે જે કહે છે કે, પ્રકાશ આનંદદાયી છે. પ્રકાશની સાથે આત્મસાત્ થવામાં, તેમાં જ ડૂબી જવામાં, તેનાં જ સંગીત અને નૃત્યમાં લીન થઇ જવામાં, તેમાં જ એકરૂપતા અને તાદાત્મ્ય સાધી લેવામા, જે આનંદ છે તે બીજે કયાંય નથી. પ્રકાશમાં જ રમતા રહેવાનું માણસનું મન લલચાતું રહે છે. પરંતુ બીજી બાજુ અંદરમા જે છૂપાએલું તત્ત્વ છે, તે અંદરમાંથી પોકારી ઊઠે છે કે, મનુષ્યના જીવનની આ અંતિમ નિષ્પત્તિ નથી. આજે પ્રકાશના આનંદમાં મસ્ત બની એની પેલે પાર જોવાની દૃષ્ટિ ભલે તમે ભૂલી રહ્યા છો, પરંતુ જીવનના ચરમ અને પરમ સત્યોનાં દર્શન તો આ પ્રકાશની પેલે પાર–પેલે પાર છે. આ તો પરમ સત્યનું અંતિમ આવરણ છે, જે સુવર્ણપાત્ર છે, તેથી વધારે પ્રીતિકર અને આકર્ષક લાગે છે. આ અંતિમ આવરણથી અનાવૃત્ત થવામાં જ પરમ સત્યના, પરમાત્મદેવનાં દર્શન સુલભ બને છે. આ સત્ય અને એના ઉપર આવૃત્ત સુવર્ણ પાત્રના સંબંધમાં ઉપનિષદ્‌નું એક સુંદર સૂત્ર છે, જે હૃદયની આરપાર ઊતરી જાય એવું છે.

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखं ।
तत्त्व पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥

'પરબ્રહ્મ અથવા સત્યનું મુખ સુવર્ણમય, જ્યોતિર્મય પાત્રથી ઢંકાએલું છે. હે પૂષન! સત્ય ધર્મા એવા મને આત્માની ઉપલબ્ધિ કરવા માટે તું તે આવરણને ઊઠાવી લે!

સામાન્યતયા આમસમુદાયની સમજણ છે કે, જો સત્ય ઢંકાએલું હોય તો તે સદા અંધકારથી જ ઢંકાએલું છે; પરંતુ વાસ્તવિકતા કંઈક જુદી જ છે, સત્ય પ્રીતિકર જ્યોતિથી, પ્રકાશથી, સુવર્ણ પાત્રથી આવૃત્ત છે.

સત્યના આયામની ગહનતામાં જેણે ઊતરવા મહેનત લીધી છે, સત્યની પાર પહોંચવાની જેની અંતિમ નેમ છે, તેવા જ માણસોની અનુભૂતિની આ ફલશ્રુતિ છે. જેમણે સત્યનો સાક્ષાત્કાર કરવા શ્રમ ખેડયો નથી, સાધનાના ઊંડાણમાં ઊતરવાની જરા જેટલી પણ મહેનત લીધી નથી, માત્ર સત્યના સંબંધના શાસ્ત્રો અને ગ્રન્થો જ વાંચ્યા છે અને તેને આધારે થોડા ચિંતનના ક્ષેત્રમાં પ્રવેશવાનો ઉપલક પ્રયાસ કર્યો છે, તેવા માણસોએ મનનના બળે એમ માન્યું કે સત્ય હંમેશાં અંધકારથી ઢંકાએલું છે. પરંતુ જેમણે સત્યને પ્રત્યક્ષ કરવા, આત્મસાત્ કરવા, તેમજ ધ્યાન અને સાધનાના અંતિમ પગથિયાં સુધી પહોંચવાનો ઉચિત દિશામાં અવિશ્રાંત પરિશ્રમ કર્યો છે, તેમનો એવો અનુભવ છે કે સત્ય પ્રકાશમાં ઢંકાયેલું છે. ત્યાં એ પ્રકાશમાં જો કોઇને અંધકાર દેખાય તો તેનું કારણ પ્રકાશની પરાકાષ્ઠા છે. પ્રકાશની પ્રગાઢતા અને અધિકતામાં આંખો જોવાનું કાર્ય કરી શકતી નથી. તે આંધળી બની જાય છે. પ્રકાશની પ્રગાઢતા પણ અંધકાર જેવી થઈ જાય છે. બપોરના સમયે સૂર્યના પ્રખર પ્રકાશમાં આપણે સૂર્ય તરફ આંખો માંડવા જઇએ તો આંખો અંજાઇ જાય છે. વધારે પડતા પ્રકાશને આંખો ભાગ્યે જ જીરવી શકે છે. અમુક જ પ્રકાશને પચાવવાની આંખોની શક્તિ છે, એટલે આંખોની શક્તિ કરતાં વધારે પ્રકાશને આંખો સહી શકતી નથી. વધારે પડતા પ્રકાશને ન જીરવી શકવાની આંખોની આ અશકિત તેની અપાત્રતા અને નબળાઈ છે. એટલે જે માણસોએ અંતિમ સત્યને મેળવવા માટે, અંતિમ સાધનાના અંતિમ પગથિએ પહોંચવાની મહેનત નથી લીધી, દૂરદૂરથી જ જાણવા અને વિચારવાનો માત્ર શ્રમ કર્યો છે, તેઓ અવશ્ય કહેશે કે, પ્રભુનું મંદિર અંધકારમા છુપાએલું છે.

સત્ય તરફની યાત્રા જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ પ્રકાશ વધતો જાય છે. તે પ્રકાશ વધતાં વધતાં એટલો બધો વધી જાય છે કે, પ્રકાશની અધિકતાના કારણે જ અંદર અંધકારની પ્રતીતિ થવા લાગે છે. પરંતુ અંધકાર સબંધી તે આપણી નરી ભૂલ છે. તે અંધકાર બીજું કાંઇ નથી પણ વિશેષ પ્રકાશની અધિકતા જ છે, અને તે જ ક્ષણે કરવામાં આવેલી આ પ્રાર્થના છે કે–'હે પ્રભો! આ પ્રકાશના પરદાને હટાવી લો કે જેથી આ સુવર્ણમય અને જ્યોતિર્મય પ્રકાશની પાછળ છુપાએલા સત્યના હું દર્શન કરી શકું.' દેવાધિદેવ સાથેના સાક્ષાત્કારનું આ અંતિમ આવરણ છે જે અનાવૃત્ત થતાં, પ્રભુતા, વિરાટતા અને દિવ્યતા સોળે કળાએ ખીલી ઊઠે છે.

સમીચીન અને ઉચિત પણ એ જ દેખાય છે કે, પ્રકાશના વર્તુલમાં જ સત્ય છુપાએલું હોય ! કરોડો સૂર્યો જેવા તીવ્ર પ્રકાશપુંજમાં પણ આપણી અસમર્થતા કે અપાત્રતાને કારણે જો અંધકાર જણાય, તો તે આપણી માત્ર ભ્રાંતિ છે. સત્યની ચારેકોર કદી અંધકાર સંભવી શકે ખરો ? અને માનો કે સત્ય જેવા પરમ તત્ત્વની આજુબાજુ પણ અંધકારનું જ વર્તુલ હોય, તો પછી પ્રકાશને રહેવાનો બીજે અવકાશ કયાં ? સત્યની પાસે અંધારું કદી પણ ટકી શકતું નથી. સત્યની પાસે ટકી રહેવાની અંધકારની ક્ષમતા પણ નથી.

જેમણે આત્માની અનુભૂતિ કરી છે તેવા માણસોના સંસર્ગમાં આવો, તેમના અનુભવોની, શબ્દોથી અગમ્ય છતાં સત્યની દિશા તરફ ઇશારો કરતી વાણી સાંભળો, તો કરોડો સૂર્યોનો દિવ્ય પ્રકાશ એકસામટો તમારી અંદરમા આવિર્ભાવ પામી ગયો હોય એવો તમને અનુભવ થશે ! આવા દિવ્ય પ્રકાશની અધિકતામાં આંખો ઊઘાડવી પણ મુશ્કેલ છે. આંખો અંધારામા જ સહેલાઇથી ઊઘડે છે. યાદ રાખજો, જે સત્યની નિકટ પહોંચશે તેમનો અંતિમ સંઘર્ષ પ્રકાશની સાથે જ થશે; અંધકાર સાથે નહિ.

આ પ્રકાશ માટે 'હિરણ્યમય' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે તેની પાછળ પણ ભારે રહસ્ય છે. પ્રકાશને માટે જે શબ્દનો પ્રયોગ કરવામાં આવેલ છે તે સુવર્ણ જેવો છે, એટલે તેને સંઘરી રાખવાનો વ્યામોહ થાય તે સ્વાભાવિક છે. અસાધુતાનો ત્યાગ સરળ હોય છે, પરંતુ અંતિમ ક્ષણમાં જ્યારે સાધુતા પણ પરમ સત્યના દર્શનમાં બંધન થઇ જાય છે, ત્યારે તેને છોડવી અનિવાર્ય થઇ જાય છે. પરંતુ બેચેની અને પરેશાનીની ક્ષણો તે જ હોય છે. આજ સુધી સાચવી સાચવીને સુરક્ષિત રાખેલા શુભોનો સમુદાય કે જેની સાથે આત્મીયતા બંધાઇ ગઇ છે, તેની પકડ પણ એક પરતંત્રતા છે અને સત્યની સામે આ પરતંત્રતા પણ અડચણરૂપ છે, ત્યાં તો પરમ સ્વાતંત્ર્ય જોઇએ. આપણે ત્યાં નાની નાની સાંપ્રદાયિક પકડો કેવી મજબૂત હોય છે એનો અનુભવ આપણને બધાંને છે. આ બધી પકડો આત્માથી કરોડો ગાઉ દૂરની છે. છતાં પરાપૂર્વથી ચાલી આવેલી પરંપરાનો વ્યામોહ, આ પકડોને ટકાવી રાખવામાં સંઘભેદના પાપને પણ ગૌણ બનાવી, પોતાની પકડને આગ્રહપૂર્વક ટકાવી રાખે છે. બે ભાદરવા હોય ત્યારે પર્યુષણ પહેલા ભાદરવામાં કરવા કે બીજા ભાદરવામાં તેનો સંઘર્ષ ચાલે છે. સામાન્ય રીતે જોઇએ તો આ કેવી સ્થૂલ અને નજીવી વાત છે ? છતા આપણી આ વિષેની પકડ કેટલી જબરી હોય છે ? પહેલા ભાદરવામાં પર્યુષણ ઉજવાય કે બીજામાં, એ કોઈ આત્મા સાથેના આત્યંતિક સત્યનો વિષય નથી; છતાં એ વિષેના આગ્રહ-પ્રત્યાગ્રહ જાણીતા છે આ આગ્રહ-પ્રત્યાગ્રહની પકડમા તો જે નિયમો, જે મર્યાદાઓ, જે બંધનો આજ સુધી સ્વીકાર્યાં, સાચવ્યા, નભાવ્યાં અને ટકાવ્યાં તેનાથી પણ ત્યારે નિયમાતીત, સીમાતીત અને બંધનાતીત થઇ, તે બધી મર્યાદાઓને પણ તજી દેવાતી હોય છે. તે પકડની પરિસ્થિતિમાં સત્ય માટેનું પારદર્શી પરદા જેવું સૂક્ષ્મ આવરણ પણ આકર્ષક અને મોહક બની જાય છે. તેને ભેદવાનું મન થતું નથી.

મનને જીવવા માટેનું આ અંતિમ સાધન છે. માટે મન તેને ટકાવી રાખવા મથે છે. તેથી ઋષિઓ કહે છે કે, અંધારાથી તો અમે મજેથી સંઘર્ષમાં ઊતરી જઇશું. જે અમારા વિરોધી છે તેની સાથેના સંઘર્ષનો અમને ભય નથી, પરંતુ જ્યારે પ્રકાશની સાથે, સુખની સાથે, સ્વર્ગની સાથે, લડવાનો પ્રસંગ આવશે ત્યારે અમને શસ્રો ફેંકી દેવાનું મન થશે; તેને અપનાવી લેવાની આકાંક્ષા જન્મશે અને થોડા જ વધારે શ્રમથી સાધ્ય પરમ સત્યને મેળવવાનું ભૂલાઇ જશે. કારણ અંધારાથી તો ઉપર ઊઠવાનું છે જ, પરંતુ પ્રકાશથી જ્યારે ચેતના ઉપર ચાલી જાય છે ત્યારે જ પરમ સત્યની, પરમ આત્માની ઉપલબ્ધિ થાય છે.

દુઃખ સાથે લડવામાં કશી તકલીફ નથી. છતા સુખની સાથે લડવા કરતાં તેની સાથે રમવાનું અને તેમાં જ ડૂબી જવાનું આપણને મન થતું હોય છે. પરંતુ સુખને પણ જો પકડી રાખવામાં આવે તો તે પણ આત્યંતિક મોક્ષ નથી.

સર્વાર્થસિદ્ધના દેવો માટે એમ કહેવાય છે કે, તેમનું આયુષ્ય માત્ર લવ સપ્તક જ વધારે હોત તો ૩૩ સાગરોપમનાં સુખનું સ્વર્ગ તેમનાથી નિર્માણ ન થવા પામત. તેમના બાકી રહી જવા પામેલા પુણ્યના સ્કંધોનો ક્ષય લવ સપ્તકમાં જ થઇ જાત. પરંતુ પુણ્યની, શુભની, ઉપનિષદ્‌ના શબ્દોમાં કહીએ તો પ્રકાશની કે સ્વર્ણપાત્રની સામાન્ય પકડ એવી તો સુખદ, પ્રીતિકર, મનોહર અને મનોરમ હોય છે કે તે સ્વર્ગનું નિર્માણ અવશ્ય કરી શકે પરંતુ મોક્ષ માટે એટલે કે અંતિમ નિષ્પત્તિ માટે તે તેટલે અંશે બાધક થશે.

દુઃખમાં જીવનારને ભાગ્યે જ આ વાતની જાણકારી હોય છે કે સુખની પણ એક પીડા હોય છે. શત્રુઓની વચ્ચે જીવનારને કયાંથી ખબર હોય કે મિત્રોની પણ એક શત્રુતા હોય છે? નરકમાં જે જીવે છે તેને સ્વર્ગની પીડાનો કયાંથી ખ્યાલ આવે? એવી જ રીતે અંધકારમા જે જીવે છે તેને કયાંથી ખ્યાલ આવે કે પ્રકાશ પણ એક દિવસ કારાગૃહ બની જાય છે? જ્યા સુધી દ્વૈત છે ત્યાં સુધી સંસાર છે. જ્યાં સુધી દ્વૈત છે ત્યા સુધી બંધન છે. દ્વૈતની પાર થઇ જવામાં જ મુક્તિ છે.

જ્યાં સુધી આંતરિક સૃષ્ટિમાં, અંતરાત્મામા, દૃષ્ટિ નાખવાનો આપણે પ્રયત્ન કર્યો નથી હોતો ત્યાં સુધી બહાર જેને આપણે જીવન માન્યું હતું, આંતર્દષ્ટિ ઊઘડતાં આપણને ખબર પડે છે કે તે તો મૃત્યુ છે. જ્યારે ઉદ્‌ગમરહિત, વસ્તુશૂન્ય, નિરાકાર પ્રકાશ અંતરાકાશમાં પ્રગટ થાય છે ત્યારે તેની આભાને પચાવવી ભારે મુશ્કેલ થાય છે. સૌથી મોટી અને ક્લિષ્ટતમ મુશ્કેલી તો એ છે કે, મનને એમ લાગવા માંડે છે કે, હવે અંતિમ મંઝિલ આવી ગઇ છે. સાધક માટે ઇન્દ્રિયો બહુ મોટી બાધા ઉપજાવનારી નથી હોતી, તેનાથી તો તેઓ પાર થઈ જાય છે, વિચારોની બાધાઓથી પણ તેઓ પાર થઈ જાય છે, પરંતુ જ્યારે અંદર પ્રીતિકર અનુભવના ફૂલો ખીલવા લાગે છે, સિદ્ધિનો આનંદ પ્રગટ થવાનો જ્યારે પ્રારંભ થાય છે, ત્યારે મન તેમાં

જ અટવાઈ જાય છે. તેને મૂકવાનું મનને ગમતું નથી. ગતિ અવરોધાઈ જાય છે. પગમાં તેનાથી આગળ વધવાની હિંમત ખોવાઇ જાય છે. તે તેમાં જ બંધાઇ અને ખોવાઈ જાય છે. આવી ક્ષણે સત્યના દર્શનના એક અલ્પ છતાં મોહક આવરણને હટાવવા તે નાહિંમત બની જાય છે. કઠોર એવા લાકડાને કોતરી નાખવાની કળામાં ભ્રમર નિષ્ણાત હોય છે, પરંતુ તે જ ભ્રમર જ્યારે કમળના કોષમાં બીડાઇ જાય છે, ત્યારે કમળનો કોષ તેને એવો તો પ્રીતિકર, સુખદ અને મનોરમ લાગવા માંડે છે કે, તેમાં ગોંધાઈ મરી જવાનું તે પસંદ કરે છે, પરંતુ કાષ્ઠને કોતરી બહાર નીકળી જનાર તે ભ્રમર કમળ કોષને કોતરી બહાર નીકળી જવાની હિંમત હારી જાય છે.

મનનો જ્યારે નાશ થઇ જાય છે ત્યારે મનથી નિર્મિત આ આખું જગત, આ આખું નિર્માણ વિલીન થઇ જાય છે. મનની અંતિમ પકડ સુધી દ્વૈત છે અને ત્યાં સુધી સંસાર છે. કારણ મનના આધાર પર જ બધું સંયુક્ત છે. મન ઉપર જ જીવનનું ચક્ર ફર્યા કરે છે.

ભગવાન બુદ્ધને જે દિવસે જ્ઞાન થયું, ત્યારે તેમણે એક વિચિત્ર વાત કહી. તેમનું મન જ્યારે શૂન્યદશામાં પ્રવિષ્ટ થયું, મૂલતઃ ઊખડી જવા પામ્યું, ત્યારે તેમણે કહ્યું: 'હે મન! હવે હું તને પ્રેમથી વિદાય આપું છું. આજ સુધી મને તારી ડગલે અને પગલે ઘણી જ જરૂર પડી હતી. કેમકે શરીરરૂપી નવા નવા ઘરોનું મારે નિર્માણ કરવાનું હતું. હવે એ નવા ઘરોના સર્જનનો મારો વ્યામોહ અસ્ત થઈ ગયો છે. તેથી તારા જેવા ઇજનેરની મારે હવે જરૂર રહી નથી. હવે મને મારો પોતાનો શાશ્વત નિવાસ મળી ગયો છે. હવે મારે મારું નવું ઘર બનાવવા માટે તારી કુશળ કારીગર તરીકેની કશી જ આવશ્યકતા રહી નથી. હું ત્યાં પહોંચી ગયો છું જ્યાં મારું ઘર છે. આજ સુધી મેં તારા સર્જિત ઘરોમા નિવાસ કર્યો હતો. હવે હું સ્વના ઘરમાં પહોંચી ગયો છું. હવે તું ખુશીથી જઈ શકે છે.'

ચ્વાંગત્સે નામના એક આધ્યાત્મિક પરમ સંત ચીનમા થઇ ગયા. એક દિવસ સાંજે તેમને એક શ્મશાનમાંથી પસાર થવાનું થયુ. તેમના ઘણા શિષ્યો પણ તેમની સાથે હતા. શ્મશાનમાં મુડદાઓની ખોપરીઓ પડી હોય તે સ્વાભાવિક છે આમાંથી એક ખોપરી સાથે ભૂલથી તેમનો પગ અથડાઈ ગયો. ચ્વાગત્સેએ તે ખોપરીને હાથમાં ઉપાડી લીધી અને માથે અડાડી, પુનઃ પુન તેની ક્ષમા માગવા લાગ્યો અને અતિ નમ્ર શબ્દોમા કહેવા લાગ્યો: 'ભાઇ! મને માફ કર! મને માફ કર!'

ચ્વાંગત્સેના શિષ્યોનાં આશ્ચર્યનો પાર ન રહ્યો. પોતાના ગુરુની આ ચેષ્ટા તેમને ભારે વિચિત્ર લાગી. કંઇ તેમનું ચસકી તો નથી ગયું ને એવી પણ એક ક્ષણ માટે તેમને ભ્રાંતિ થઇ. તેમણે ઉત્સુકતાપૂર્વક પૂછ્યું: 'આપ આ શું કરી રહ્યા છો? કોઇ જોશે તો આપના વિષે કેવી વિચિત્ર અને અઘટિત કલ્પના કરશે?' ચ્વાંગત્સેએ જવાબ આપ્યો 'આ કંઈ નાના માણસોનું

સ્મશાન નથી; આ તો મોટા બાદશાહો અને શાહી માણસોની અંતિમ યાત્રાનું વિશ્રામસ્થાન છે. ગામના મોટા મોટા માણસોની અત્રે દફનવિધિ થાય છે.' શિષ્યોએ કહ્યું 'ભગવન્ ! માણસ મોટો હોય કે નાનો, મૃત્યુ તો બધાને સમાન બનાવી દે છે !'

ચ્વાંગત્સેએ જવાબ આપ્યો: 'ભલે, પણ માફી તો માગવી જ જોઇએ. આ ખોપરીવાળો માણસ જો જીવતો હોત અને એના માથાને આ જ રીતે ભૂલથી મારા પગનો સંસ્પર્શ થઈ ગયો હોત, તો મારી શી હાલત થાત તેની તમને કલ્પના નથી, માટે તમે નિશ્ચિંતપણે આમ કહી રહ્યા છો. સારું થયું કે, એ માણસ જીવતો નથી એટલે કશી જ ચિંતાનું કારણ નથી.' આમ કહી ચ્વાંગત્સેએ ખોપરી પોતાની સાથે લઇ લીધી અને પોતાની મઢુલીમાં લાવી, તેને પોતાની પથારી પાસે જ રાખી.

આ ફકીરનાં દર્શનાર્થે કે તેમને મળવા માટે જે જે લોકો આવતા, તે દરેક આશ્ચર્યથી આ ખોપરીને જોઈ રહેતા અને પૂછી નાખતા કે 'ગુરુજી ! આ ખોપરી અહીં મઢુલીમાં આપની પાસે રાખવાનું આપનું પ્રયોજન શું છે ?' ચ્વાગત્સે જવાબ આપતા 'જુઓ ભાઇ ! આ ખોપરી ઉપર મારો પગ મૂકાઈ ગયો હતો. મુશ્કેલી એ છે કે, આ માણસ જીવતો નથી એટલે મારે તેની માફી માગવી હોય તો પણ હું કોની પાસે માગું ? એટલે તેની આ ખોપરી જ લઇ આવ્યો છું. રોજ એની માફી માગું છું. સંભવ છે કે ક્યારેક પણ તે સાંભળશે !'

લોકો કહેતા 'આપ આ કેવી વાત કરો છો ?' તો ચ્વાંગત્સે જવાબ આપતા : 'ભાઈ, એ એક જ કારણ નથી. આ ખોપરી લઇ આવવાનું બીજું કારણ એ છે કે, એ ખોપરીને જોઇ મને હંમેશા ખ્યાલ રહે કે આજે નહિ તો આવતીકાલે, મારી ખોપરી પણ આમ જ એક દિવસ કોઇ સ્મશાનમાં નધણિયાતી રખડવાની છે. તેને લોકોની ઠોકરો વાગવાની છે. લોકોના પગ તળે તે રગદોળાવાની છે. કદાચ કોઈ માફી માંગશે તો માફ કરવાની હાલતમાં પણ હું નહિ હોઉં ! એટલે જ્યારથી હું આ ખોપરી લાવ્યો છું, ત્યારથી મને મારી ખોપરીના સંબંધમા ભારે સમજણ જન્મવા પામી છે. હવે કોઇ મારી ખોપરીને લાત મારશે તો પણ તેથી મને દુઃખ નહિ થાય !

આ બધી વસ્તુઓની માત્ર બૌદ્ધિક સમજથી કશો જ અર્થ સરવાનો નથી. સમજણ ઠેઠ પ્રાણોને સ્પર્શી જાય, અને આ સત્ય સમજાઇ જાય કે મન માત્ર ધોખા સિવાય કોઇ વસ્તુ નથી, તો જીવનની એક નવી યાત્રા અને નવી ક્રાંતિના મંગળ શ્રીગણેશ મંડાય !

# સંપત્તિ સંન્યાસીની પાદુકા છે

આજે આ મહાપર્વનો ચતુર્થ દિવસ છે. આત્મદ્રવ્યને ઓળખવા માટે આ પરમ ઉપકારક નિમિત્તો છે. કારણ આત્માનો અચિંત્ય અને અકલ્પ્ય મહિમા છે. એનું પોતાનું અપાર ઐશ્વર્ય છે. બાહ્ય પરિગ્રહમાં આસકત થએલી બુદ્ધિ પોતાની જ આતરિક સમૃદ્ધિને જોવા અસમર્થ બની જાય છે. મોહનીય કર્મના પ્રબળ ઉદયનું આ પરિણામ છે. જેણે મોહ ઉપર વિજય મેળવી લીધો છે એવા સત્પુરુષો માટે તો નિર્વાણ ઉપનિષદ્‌માં જેમ કહ્યું છે તેમ " श्रियां पादुका:-" સંપત્તિ મહર્ષિઓની પાદુકા છે, પગરખાં છે. કેવી સુંદર આ વાત છે! કેવું અદ્‌ભૂત આ સૂત્ર છે! સામાન્યરૂપે તો એમ જણાશે કે, સાધુ પુરુષોને સંપત્તિ સાથે શું લેવા દેવા? સત્પુરુષોનો અંતિમ આદર્શ આત્મદર્શન એટલે કે બ્રહ્મદર્શનનો છે. સંપત્તિ સાથે તેમને કશો જ સંબંધ નથી. આ જ વાતની સૂચના આ સૂત્રમાં અન્તર્નિવિષ્ટ છે. ઉપનિષદ્ કહે છે કે, સંપત્તિ સાથે સંતોને સ્નાન સૂતકનો પણ સંબંધ નથી. સંપત્તિ સંતો માટે પાદુકા છે. અહીં સમજવાની વાત એ છે કે, આમસમુદાય સંપત્તિની પાદુકા એટલે પગરખાં છે. એટલે કે, સંપત્તિ જ્યારે ચાલે છે ત્યારે આપણે બધા તેના પગરખાનું કામ કરીએ છીએ. કારણ આપણે સંપત્તિના ગુલામ છીએ. સાચા સંતો સંપત્તિના માલિક છે. એટલે સંપત્તિને પગરખાંની માફક પહેરીને ચાલી શકે છે. આથી સત્પુરુષો સંપત્તિને કદી પણ માંગતા નથી, ભૂલથી તેનો સ્પર્શ પણ કરતા નથી.

સામાન્ય રીતે તમે માનતા હો છો કે, તમે તમારી સંપત્તિના માલિક છો; પરંતુ આ તમારી એક ભ્રાન્તિ છે. ખરેખર તો સંપત્તિ જ તમારી માલિક હોય છે. કેમકે જ્યારે તમે રાતના સૂતાઃ હો છો, ત્યારે તમારી તિજોરીના રૂપીઆ રાતભર જાગતા નથી. તે તો નિરાંતે તિજોરીમાં આરામ લેતા હોય છે. આ રૂપીઆની ઝંઝટનાં કારણે તમારી ઊંઘ હરામ થઇ જાય છે. રૂપીઆ આરામથી સૂઈ જાય છે અને તમોને જાગવા ફરજ પાડે છે. તેથી પ્રશ્ન એ થાય છે કે તમે સંપતિના માલિક છો કે સંપત્તિ તમારી માલિક છે? તમારા હાથમાથી સો રૂપિયાની નોટ સરી જાય, કે ખિસ્સામાંથી કોઇ તે કાઢી લે, ત્યારે સો રૂપિયાની નોટ રડવા બેસતી નથી, પરંતુ તમે તેને માટે રડો છો, અને છતાં તમે તેના માલિક હોવાનો દાવો કરો છો, આ તે કેવી વિચિત્રતા છે? ખરી હકીક્ત તો એ છે કે જેનો ઉપર તમે માલિકીપણાનો દાવો કરો છો તે જ તમારો માલિક થઇ જાય છે. જે માલિક થવા જાય છે, તે માલિક થવાને બદલે, ગુલામ થઇ જાય છે.

સંપત્તિની માલિકી માટે સંન્યાસી વાત જ કરતો નથી. તે કહે છે કે, જનસમુદાયમાં જેને આપણે સંપત્તિશાળી તરીકે જાણીએ છીએ તેના મુખ ઉપર સંપત્તિના તો કશા જ દર્શન થતાં નથી. તેની મુખમુદ્રા સંપત્તિનો અભાસ આપવાને બદલે વિપત્તિનો એહસાસ કરાવે છે. સાચી સંપત્તિની લાલિમા તો સંતોના મોઢાં ઉપર જ જોવા મળે છે. સત્પુરુષો હંમેશા પ્રફુલ્લિત, આનંદિત, મસ્ત અને બેફિકર હોય છે. તેમનાં જીવનમાં એક સ્વર અને એક સંગીતનાં જ દર્શન

થાય છે. તેમનું વ્યક્તિત્વ ફૂલ જેવું હોય છે. તેમની મુખમુદ્રા પરથી તેઓ અપાર સંપત્તિના ધણી હોય તેવા દેખાય છે. પરંતુ જેને સાધારણ જનસમાજ સંપત્તિ કહે છે, તે કહેવાતી સંપત્તિનો તો અવશેષ પણ તેમનાં મુખ પર હોતો નથી અને જેમની પાસે આવું બધું છે તે વિપત્તિમાં ઘેરાએલા દેખાય છે. સાચા સંન્યાસી સંપત્તિને પગનાં પગરખાં માની ચાલે છે. પાદુકાની માફક તેનો ઉપયોગ ધર્મકાર્યોમાં અવશ્ય કરાવી લે છે; પરંતુ તે પગરખાંને પોતાનાં માથા ઉપર રાખીને ચાલતા નથી.

આજથી લગભગ ૧૪૦૦ વર્ષ કરતાં પણ વધારે જૂની વાત છે. ચીન તો તે સમયે ક્યારનુંય બૌદ્ધધર્માવલંબી થઈ ગયું હતું. ભારતમાંથી વિલુપ્ત થએલો બૌદ્ધધર્મ ચીન, જાપાન અને લંકામાં પલ્લવિત થયો હતો. એકવાર ચીનના સમ્રાટે બોધિધર્મ નામના બૌદ્ધ સાધુને પોતાના દેશમાં નિમંત્ર્યા. તે ભારે વિચિત્ર સંત હતા. જ્યારે તે ચીન ગયા ત્યારે પોતાની એક પાદુકાને તેમણે માથા ઉપર રાખી અને બીજી પાદુકાને પગમાં પહેરી, તેમણે ચીન દેશમાં પ્રવેશ કર્યો. સાધુ બોધિધર્મની ભારે પ્રતિષ્ઠા હતી. આ એમની ખ્યાતિ માત્ર ભારત સુધીજ સીમિત નહોતી, એટલે ચીનદેશના લોકો એમનાં દર્શન માટે ઉત્સુક હતા. એમનાં જ્ઞાનને સાંભળવાની તેમને ભારે તૃષા હતી. ઠેઠ ભારતથી તેઓ પોતાના દેશમાં આવતા હતા એટલે ચીનના લોકોને પણ તેમના વિષે ભારે ઉત્સુકતા અને આતુરતા હતી. સમ્રાટ પોતે તેમનું સ્વાગત કરવા સામે આવ્યા હતા. સૌ આ અનૂઠા સંતનાં દર્શન કરવા અને તેમની વાણી સાંભળવા ઇંતેજાર હતા. પરંતુ જ્યારે લોકોએ, એક પાદુકા તેમના માથા પર અને બીજી પાદુકા તેમના પગમાં જોઈ ત્યારે સૌ આશ્ચર્યમાં પડી ગયા. સમ્રાટ પણ ભારે વિસ્મયમાં પડી ગયા. બોધિધર્મને જોઇને સૌને વિસ્મિત થયેલાં જોઇ, શિષ્યોને પણ ભારે ક્ષોભ થયો. આ સ્થિતિ સૌને માટે અસહ્ય હતી આવો વિશ્વવિશ્રુત અને અસાધારણ સંત આવી સ્થિતિમાં આ રીતે ચીન દેશમાં પ્રવેશ કરે, તે વાત બાદશાહને પણ ભારે ઝાંખપવાળી લાગી. એકાંત અને અવસર મળી જતાં સમ્રાટે તેમને માથા પરથી પાદુકા ઉતારી લઇ બીજા પગમાં પહેરી લેવાની વિનંતિ પણ કરી. લોકોને થયું, આ તે સાધુ છે કે કોઇ ગાંડો માણસ? કારણ સામાન્ય રીતે જોડાં તો પગમાં પહેરાય. એક પગરખાને માથા ઉપર મૂકી, બીજાને પગમાં પહેરી, ચીનમાં પ્રવેશ કરવાની આ સંતની આ રીત સૌના આશ્ચર્યનો વિષય બની ગઇ! બાદશાહે પણ નમ્રતાપૂર્વક અરજ ગુજારી 'પ્રભો! આખા દેશમાં આપને માટે ભારે પ્રચાર કરવામાં આવ્યો છે. આપના અપ્રતિમ જ્ઞાન માટેની અસાધારણ ઉદ્ઘોષણા પણ કરવામાં આવી છે અને આપ આ શું કરી રહ્યા છો? આપની આ રીતથી તો લોકો સમજશે કે, આ માણસ જ્ઞાની નથી, કોઇ પાગલ છે. આ સાંભળી બોધિધર્મે સમ્રાટને કહ્યું: 'પગરખાને જે મેં માથા ઉપર મૂક્યું છે તે તમને અનુલક્ષીને, એટલે કે સંપત્તિ પરત્વેની તમારી આંતરિક વૃત્તિને બતાવવાના પ્રતીક તરીકે મૂકેલ છે; અને જે પગમાં પહેરેલ છે તે મારી પોતાની સંપત્તિ વિષેની પ્રતીતિના પ્રતીક રૂપે છે. સાધુ પુરુષોની દૃષ્ટિમાં સંપત્તિનું મહત્ત્વ પગના પગરખાંથી વધારે

જરા પણ નથી. માથા ઉપરના પગરખાનું કારણ તમારી સાથે સંબંધિત છે. તમને એ યાદી આપવા માટે છે કે, એક પગરખાંને માથા ઉપર રાખવાથી પણ જો માણસ ગાંડાની શ્રેણીમાં ગણાતો હોય, તો તમે તો આ લક્ષ્મીરૂપી બંને પગરખાંને તમારા માથા ઉપર મૂકી રાખ્યાં છે. એક પગરખાને માથા ઉપર મૂકવાથી જો હું ગાડામાં ખપતો હોઉં, તો બન્ને પગરખાંને માથા ઉપર મૂકનાર તમે શેમાં ખપશો ?"

યાદ રાખજો સંપત્તિને આવશ્યકતા કરતાં વધારે મહત્ત્વ આપવામાં આવે તો તે પાદુકાને માથા ઉપર મૂકવાનીજ એક પ્રક્રિયા છે. સંપત્તિ જ્યા હોવી જોઇએ ત્યાં જ હોવી જોઇએ. તે માત્ર પગનો જ ઉપયોગ છે. તેને માલિક બનાવી શકાય નહિ. જો કદાપિ સંપત્તિના માલિક થવા મહેનત કરશો તો માલિક તો થશો જ નહિ, ઊલટાના તેના ગુલામ બની જશો. માટે સંપત્તિના સ્વામી થવાને બદલે સ્વના સ્વામી થઇ જાઓ, એટલે સંપત્તિ તમારી ગુલામ થઇ જશે. પોતાનો જે માલિક છે તે જ સાચો માલિક છે. સંપત્તિ તો તેની પાદુકા છે.

પશુઓની જરૂરિયાતો મર્યાદિત છે. તેમની મર્યાદિત આવશ્યકતાઓ પરિપૂર્ણ થઇ જતાં તે સંતૃપ્ત બની જાય છે. તેમની જરૂરિયાતો બહુ સામાન્ય અને સીમિત છે. ખાવા માટે ઘાસ મળી જાય, પીવા માટે પાણી, થોડી ઊંઘ, થોડી વિશ્રાંતિ અને વર્ષમાં અમુક વખતે કામ વાસનાની તૃપ્તિ મળી જાય એટલે તે સંતૃપ્ત થઈ જાય છે. પરંતુ માણસને તો પોતે કલ્પેલી બધી જ આવશ્યકતાઓ પૂર્ણ થાય તો પણ તેને સંતોષ થતો નથી. માણસમાં એક અનોખી જ ભૂખ હોય છે અને તે એ કે, બીજાને પોતાની જરૂરિયાત હંમેશાં લાગવી જોઇએ. આ એની આંતરિક ભૂખ છે. અહંકારથી પીડાએલો તે એમ જ માને છે કે, મારા વગર આ જગત ચોપટ થઈ જશે. બધી જરૂરિયાતો પૂરી થઇ ગઇ હોય છતાં એક જરૂરિયાત તેને હંમેશાં લાગ્યા જ કરતી હોય છે–મારી ઉપયોગિતા બીજાને હંમેશાં દેખાવી જ જોઇએ ! અન્યથા આ જીવનનું મહત્ત્વ પણ શું ? બીજાને મારી ઉપયોગિતા, મારી જરૂરિયાત ન દેખાય તો મારું જીવવું પણ બેકાર છે. મારી પાસે ભોજન, કપડાં, નીંદ બધું છે, પણ બીજાને મારી જરૂરત ન હોય તો એ બધાં જ નકામાં છે એમ તે હંમેશાં માનતો રહે છે.

કબીરના જીવનની એક ઉપદેશાત્મક ઘટના છે. કબીરની પાસે કોઇ આવતું તો તેની પાસેથી કંઇ પણ લેવાનું તેઓ સ્વીકારતા નહિ. તે 'ઇન્કાર', તે 'ના'ની પાછળ પણ તેમની આંતરિક કરુણાવૃત્તિ જ કામ કરતી હતી કારણ તેઓ માણસના માનસના પૂરા અભ્યાસી હતા, આંતરિક મનોભાવનાને ઓળખી પાડનારા સાચા પરીક્ષક હતા. તેઓ સમજતા હતા કે, દેનાર માણસ આવેશમાં આપી તો દે છે, પરંતુ તેના આપવાના સત્કાર્યમા પણ પરેશાની અને બેચેનીનો ઇતિહાસ છુપાએલો હોય છે. સંભવ છે આપ્યા પછી આપનારને રાતભર ઊંઘ ન આવે. સંભવ છે તેના મનમાં એવી ભાવના સક્રિય થઇ જાય કે, સાધુ અને ફકીરને નામે કેવા

લોભી અને લેભાગુ પાસે હું પહોંચી ગયો ! આ કારણે તેમણે એક જ પદ્ધતિ રાખી હતી કે ભેટ આપનાર પાસેથી કદી ભેટ ન લેવી.

કબીરજીના પુત્રનું નામ કમાલ હતું. કમાલ ખરેખર કમાલ જ હતો. તેણે કબીરની માફક એક જુદી જ મઢુલી બનાવી હતી. બાપ અને બેટો બન્ને ઇશ્વરપરાયણ હતા પણ તેમના વિચારોમાં ક્યારેક મતભેદો જાગી પડતા અને ઝંઝટ ઊભી થઇ જતી. એક પ્રસંગે એક ચાલતી ચક્કીને જોઇ કબીર રડવા લાગ્યા. કારણ ઘંટીનાં બે પડની વચ્ચે જે સપડાઇ જતું તે બધું પિસાઇને લોટ થઈ જતું હતું. પરંતુ કમાલ આ ચકકીને ચાલતી જોઇ હસવા લાગ્યો. કબીર કરતાં તેની આ એકદમ વિરોધી રીત હતી. ઘંટીનાં બન્ને પડો દાણાઓને પીસી તો રહ્યાં હતાં પરંતુ જે દાણાઓ વચલા દંડનો આશ્રય લેતા હતા તે અખંડ બચી જતા હતા. બે સત્યો વચ્ચેનું આ ઘર્ષણ હતું. બન્ને પોતપોતાની રીતે સાચા હતા. પરંતુ અકારણ આવી કઠિનાઇઓ ઊભી થઈ જવા પામતી. એટલે કબીરે કમાલને અલગ કુટીર બનાવી અલગ રહેવા સલાહ આપી.

કમાલની સ્થિતિ કબીરથી ઊલટી જ હતી. કમાલને ત્યાં જે કોઇ સત્સંગ કરવા આવતું તે કંઇ ને કંઇ ભેટ ધરીને જતું. કમાલ પણ તે ખુશીથી સ્વીકારી લેતો. તે માનતો કે ભેટ સ્વીકારવાથી આપનારના અંતરાત્મામાં સંતોષ અને આનંદનાં પુષ્પો ખીલી ઊઠે છે !

આમ છતાં કબીરના શિષ્યોથી આ વાત સહન ન થઈ. તેઓ કહેવા લાગ્યાઃ 'કમાલ ભારે લાલચુ છે. તે કાંઈ ફકીર નથી કે બધાંની ભેટ ખુશીથી સ્વીકારી લે છે.' એક વાર કાશી નરેશ કબીરને ત્યાં આવ્યા. કબીરના શિષ્યો ગભરાઈ ગયા. રખેને પાસેની મઢુલીમા તેઓ ચાલ્યા ન જાય તેની તેઓ ચીવટ રાખવા માંડયા ! એટલે શિષ્યો રાજાને સીધા કબીર પાસે લઇ જવા લાગ્યા. ત્યારે રાજાએ કહ્યુંઃ 'કમાલની કુટિયા પણ પાસે જ છે, એટલે તેને પણ મળી લઇએ.' શિષ્યોએ કહ્યું. 'તે માણસ બરાબર નથી. તે ભારે લોભી છે. તે સત્સંગ કરવા જેવો નથી.' રાજાએ કહ્યુઃ 'ભલે પણ તેની પણ પરીક્ષા કરી લઇએ.'

રાજા કમાલ પાસે ગયો. હાથમાંથી એક કીમતી હીરાની વીંટી કાઢી ભેટ ધરી. કમાલે કશા જ ખચકાટ વગર તેનો સ્વીકાર કર્યો. લાખોની કિંમતની તે વીંટી હતી. કમાલને આટલી સહજતાથી વીંટીનો સ્વીકાર કરતાં જોઈ, રાજાના પણ આશ્ચર્યનો પાર ન રહ્યો. ફકીરી અને વીંટી વચ્ચે કોઇ તારતમ્યતા કે સંગતિ દેખાતી નહોતી. રાજા જરા ચમકયો. વીંટી ઘણી કીમતી હતી એટલે તેને પાછી લઈ લેવાની પણ તેમને મરજી થઈ. છતાં આબરુ જવાની બીકે તેઓ તેમ કરતાં અચકાયા. રાજા વિચારવા લાગ્યોઃ 'કબીરના શિષ્યોએ સાચી જ સલાહ આપી હતી હું ખરેખર છેતરાઇ ગયો ! પરંતુ હવે થાય શું ?' રાજાનો આવો ક્ષોભ કમાલની નજર બહાર ન રહ્યો. તે બોલી ઊઠયો : 'વીંટી આપવી જ હોય તો મનમાં તેનો ખચકાટ શો?' રાજાને આ સાંભળી સંકોચ તો થયો પણ તે બોલ્યાઃ 'વીંટી કયાં મૂકું ?' કમાલે કહ્યુંઃ 'તમારી મરજી પડે ત્યાં મૂકો.'

રાજાએ વીંટીને મઢુલીના ઉપરના ભાગમાં નળિયા નીચે મૂકી દીધી. રાજાની પરેશાની ખૂબ વધી જવા પામી, તેની ઊંઘ ઊડી ગઈ. કબીર અને કમાલ વચ્ચેની ભેદ રેખા બે વિરોધી છેડાઓને સ્પર્શતી તેમને જણાઈ. કબીર તરફ તેમને ભારે આદર જન્મ્યો અને કમાલ પ્રત્યે તેટલો જ અણગમો! આ વાતને પંદર દિવસ વીતી ગયા પણ રાજાના મનમાં જરા પણ શાંતિ ન થઇ. તે પાછો કમાલ પાસે આવ્યો. તેમને હતું કે કમાલે પોતાની વીંટીના દાળિયા કરી નાખ્યા હશે, ભારે લાલચુ માણસ છે! આ તે ફકીરની રીત કહેવાય?

રાજાને આવતા જોઇ કમાલે કહ્યું: 'ઓહ! શું ફરી વીંટીની ભેટ આપવા આવ્યા છો?' રાજાના મનમાં હવે તેના લાલચુપણા વિષે શંકાને અવકાશ ન રહ્યો. તે વિચારવા લાગ્યા 'આ ભારે વિચિત્ર અને લોભી માણસ છે. એટલે જરા રૂક્ષતાપૂર્વક તેમણે જવાબ આપ્યો: 'આ વખતે કંઇ જ ભેટ લઈને આવ્યો નથી. આ વખતે તો અગાઉ આપેલી ભેટનો તમે શો ઉપયોગ કર્યો તે તપાસવા આવ્યો છું–તે વીંટીનો તમે શો ઉપયોગ કર્યો તે મને કહો.' કમાલે કહ્યું: 'વીંટીની મને કશી જ ખબર નથી. તમે તે કયાં મૂકીને ગયા હતા તેની પણ મને ખબર નથી. મેં તેનો સ્પર્શ પણ કર્યો નથી. એટલે તમે જ્યાં મૂકીને ગયા હો, ત્યાં તેની તપાસ કરો! તમારી મૂકેલી ચીજ વિષે તમે જાણો, મારે એની સાથે શો સંબંધ છે? તમે મૂકીને ગયા હો અને ત્યાંથી કદાચ કોઇએ તે ઉપાડી લીધી હોય, તો પણ મારે શું? તમારી વીંટીને સાચવવાની જવાબદારી અમારી ફકીરોની નથી હોતી.' રાજા ઊભો થયો. જે જગ્યા પર તેણે વીંટી મૂકી હતી, તે જગ્યા તેને બરાબર યાદ હતી. તેણે ત્યાં જોયું તો નળિયાની નીચે તેમણે જેમ તે મૂકી હતી તેમ ને તેમ સુરક્ષિત ત્યાં પડી હતી.

સંતોની દૃષ્ટિમાં સંપત્તિ એક પાદુકાથી જરા પણ વધારે મહત્ત્વ ધરાવતી નથી. તેનો ઇન્કાર કરવા જેટલું માલિકીપણું પણ સંન્યાસીના મનથી સંપત્તિ વિષેના વ્યામોહની અસ્પષ્ટ સ્વીકૃતિ જ ગણાય. એટલે સાધુ પુરુષ તેના સ્વીકાર કે અસ્વીકારથી પર હોય છે; તેનો ઇન્કાર કરવાથી પણ શો લાભ? આખર તો તે માટી છે.

સંપત્તિને છોડવા જતાં કે પકડવા જતાં બંને વખત જાણ્યે–અજાણ્યે પણ સંપત્તિને મહત્ત્વ અપાઈ જાય છે. છોડવાના કેન્દ્રમાં પણ સંપત્તિની જ મહત્તા પ્રધાન હોય છે અને પકડવામાં તો તેની પ્રમુખતા સ્પષ્ટ છે જ.

જ્યારે આપણે કહીએ કે સંપત્તિ હોવી આવશ્યક છે ત્યારે પણ આપણા મનમાં તેનું આંતરિક મૂલ્ય હોય છે. જો આપણે એમ કહીએ કે અમે સંપત્તિને અડીશું નહિ, સંપત્તિ તો અભડાવનારી, અપવિત્ર વસ્તુ છે, તો પણ તેનું આંતરિક મૂલ્ય અંકિત થઇ જાય છે. સંન્યાસીને માટે તેનું કશું જ મૂલ્ય નથી. સંન્યાસીની સમજમાં સંપત્તિ નિર્મૂલ્ય છે.

સાચા સાધુઓને સાચી રીતે ઓળખવા ભારે મુશ્કેલ છે. પરિગ્રહવૃત્તિ અને અપરિગ્રહ વૃત્તિનો આધાર જીવોના મમતામૂલક પરિણામો છે. કોઈ પણ વસ્તુને આકર્ષણ બુદ્ધિથી ગ્રહણ કરવી અથવા કોઈ વસ્તુને પરિગ્રહ બુદ્ધિથી ગ્રહણ કરવા માટે તે વસ્તુની પાસે જવાના જીવોના પરિણામ પણ પરિગ્રહ છે. ખરેખર પરિગ્રહનો આગ્રહ જ અનર્થનું મૂળ છે.

ममायमिति चैष यावदभिमानदाहज्वरः ।
कृतान्तमुखमेव तावदिति न प्रशान्त्युन्नयः ॥

આનો હું છું અને આ મારું છે—આવો અભિમાનરૂપી દાહજ્વર જ્યાં સુધી મનુષ્ય સાથે ટકી રહે છે ત્યાં સુધી તેને માટે યમરાજનું મોટું શરણ છે, એટલે તેને જન્મ મરણની ચક્કીમાં પીસાવાનું છે. આવી સ્થિતિમાં શાંતિની આશા રાખવી એકદમ વ્યર્થ છે.

**इच्छाउ आगाससमा अणंतया**—જેમ આકાશનો ઓર કે છોર ન દેખાય તેમ ઇચ્છાનો પણ આરંભ કે અંત ન દેખાય. એટલે ઇચ્છાઓનું નિયમન ન કરાય તો શાંતિ અને સમાધિ દૂર–સુદૂર ભાગતી જ રહેવાની. ઇચ્છા જ બધાં પાપોનું મૂળ છે. ઇચ્છા જ આકુલતા- વ્યાકુલતાનું પ્રમુખ કારણ છે. ઇચ્છાઓનો સદ્ભાવ તે દુઃખ અને ઇચ્છાઓનો નિરોધ તે સુખ.

**इच्छा निरोधस्तपः** તમો બીજી શારીરિક તપશ્ચર્યાઓ કરી શકો કે ન પણ કરી શકો, માત્ર તમારી મનોભૂમિકાને મર્યાદિત કે સંયમિત બનાવવાનો પ્રયાસ યથાર્થ રીતે કરશો તો એક દિવસ તમે સંપત્તિના સ્વામી બની શકશો. અન્યથા સંપત્તિના સ્વામી થવાને બદલે તમે તેના ગુલામ તો છો, છો અને છો જ.

## ભગવાન મહાવીર

આજે મહાવીર જન્મ વાંચવાની આપણી પરંપરા છે. જેના શાસનમાં આપણે છીએ તે
પરમ ઉપકારી મહાપુરુષના જીવનથી આબાલવૃદ્ધ સૌ જ્ઞાત હોવા જોઇએ. એટલે એક દિવસ
આવો નિર્ધારિત કરવામાં આવ્યો છે. જૈનધર્મ અવતારવાદી નથી, તે ઉત્તારવાદી છે. નરમાંથી
પોતાની ઉત્કટ સાધના અને પરમ તપશ્ચર્યા વડે નારાયણ બની શકવાની યોગ્યતા અને ક્ષમતા
જીવમાત્રની અભીપ્સા છે. એટલે આપણા તીર્થંકરો પણ એક વખત આપણી જ માફક
ચોર્યાસીની ચકડોળમાં ભમતા અને રાગદ્વેષથી કલુષિત આત્મા હતા. પરંતુ સમ્યગ્જ્ઞાન, દર્શન
અને ચારિત્રની પરમ આરાધનાનાં ફળસ્વરૂપે તેઓ જીવમાંથી શિવ બની ગયા. આ ભૂમિકાનાં,
આ અનાદિકાલીન પરિભ્રમણમાં, સદ્બોધિરૂપ મોક્ષમાર્ગના પ્રથમ ચરણની જ્યારથી ઉપલબ્ધિ
થઈ, તે ભવથી જ તેમના પૂર્વભવોની ગણતરી કરવામાં આવી છે. તેમાં પણ માત્ર સત્તાવીસ
ભવોની જ ગણતરી કરવામાં આવી છે. આ સત્તાવીસ ભવોની વચ્ચે અનેકવાર નારક, દેવ તેમજ

ક્ષુલ્લક ભવોનું ગ્રહણ સ્વીકાર્ય છે, પરંતુ તે ક્ષુદ્રભવોનાં ક્યાંય નામ નિર્દેશ મળતાં નથી. "संसारे कियन्तमपि कालमहित्वा" આવો ઉલ્લેખ એ જ આ માટેનો એક સંકેત છે.

**૧. નયસાર :** આ ભવમાં મોક્ષમાર્ગમાં આવશ્યક સમ્યગ્દર્શનનો લાભ થયો.

અપર મહાવિદેહમાં મહાવપ્રવિજય ક્ષેત્રમાં જયંતિ નામની નગરી હતી. તે નગરીના રાજા શત્રુમર્દન હતા. આ પ્રાંતના પુરપ્રતિષ્ઠાન ગામમાં ભગવાન મહાવીરનો જીવ નયસાર નામનો ગ્રામચિંતક બન્યો. રાજા શત્રુમર્દનને નવા રાજપ્રાસાદો માટે ઊંચી જાતનાં લાકડાંઓની જરૂર પડી. નયસાર આ વિષયનો કુશળ કારીગર હતો. એટલે આ કાર્યનો ભાર તેને સોંપવામાં આવ્યો. નયસાર પણ રાજાના આદેશથી અનેક સાથીઓ અને કાર્યકરોને લઈ, અનેક ગાડાંઓ સાથે અરણ્યમાં પહોંચ્યો. લાકડાંની પરીક્ષણપૂર્વક કાપવાની પ્રક્રિયા પ્રારંભ થઈ. બપોરના વખતે ભોજન તૈયાર થઈ જતાં જમવા બેસતો હતો કે ત્યાં સાર્થથી છૂટા પડેલા, માર્ગ ભૂલી ગએલા, ભૂખ અને તૃષાથી સંતપ્ત બનેલા નિર્ગ્રંથ મુનિઓનો આકસ્મિક સમાગમ થયો. આ નયસાર આ અજાણી અટવીમાં મુનિઓના પદાર્પણથી વિસ્મિત થયો. તેનું હૃદય ભક્તિ અને પ્રેમના હિલોળે ચઢયું. તે આનંદ વિભોર બની ગયો. તેણે નિર્દોષ આહાર નિર્ગ્રંથોને વહોરાવ્યો અને અરણ્યમાંથી બહાર જવાનો માર્ગ બતાવ્યો. મુનિઓએ મોક્ષમાર્ગનો ઉપદેશ આપી તેનામાં સમ્યગ્દર્શનનું આરોપણ કર્યું. નયસારને આ આકસ્મિક સમાગમે તીર્થંકર મહાવીર થવાની ભૂમિકા પૂરી પાડી. તે પરિત્તસંસારી થયો.

**૨ પ્રથમ દેવલોક :**

નયસાર રૂપ મનુષ્ય ભવના આયુષ્યને સમ્યગ્દર્શનની આરાધનાપૂર્વક પૂર્ણ કરી તે નયસાર સૌધર્મ કલ્પમાં એક પલ્યોપમની સ્થિતિવાળો મહાપુણ્યશાળી મહર્દ્ધિક દેવ થયો.

**૩ મરીચિ-ત્રિદંડી :**

પ્રથમ દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી નયસારનો જીવ પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ સ્વામી અને તેના પુત્ર પ્રથમ ચક્રવર્તી શ્રી ભરતના મરીચિ નામના પુત્ર તરીકે જન્મ્યો. ભગવાન ઋષભ દેવના પ્રવચનોથી પ્રભાવિત થઇ તે દીક્ષિત થઇ ગયો. પરંતુ અનેક પરિષહોપસર્ગવાળો દીક્ષાનો માર્ગ તેના માટે અસહ્ય થઈ પડયો. તે વિચારતો થયો કે: હું ફરી ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરું કે કેમ? ઘણા વિચારોને અંતે નિર્ણય કર્યો કે, આ શ્રમણ પરિધાનનો પરિત્યાગ કરી, નવી વેષભૂષા સ્વીકારવી એ જ મારે માટે ઉચિત છે. તેણે મનમાં દૃઢ સંકલ્પ કર્યો કે, નિર્ગ્રન્થો ત્રિદંડ એટલે મન, વચન અને કાયાના અશુભ વ્યાપારોને અવરોધનારા અને ઇન્દ્રિયો ઉપર વિજય મેળવનારા હોય છે. પરંતુ હું ત્રિદંડથી યુક્ત અને અજિતેન્દ્રિય છું. એટલે તેના પ્રતીક રૂપે હું ત્રિદંડ ધારણ કરીશ.

શ્રમણો નવકોટિએ સર્વ પાપ-વ્યાપારોથી મુકત, મહાવ્રતધારી અને મુંડિત હોય છે. પરંતુ હું શિખા સહિત છું. એટલે હજામત કરાવીશ અને સ્થૂલ પાપોનું વિરમણ કરીશ.

નિર્ગ્રન્થો નિષ્પરિગ્રહી અને શીલ-સદાચારની સુગન્ધથી સુગંધિત હોય છે. પરંતુ હું તેવો નથી. હું સપરિગ્રહ અને ચંદનાદિ સુગંધિત દ્રવ્યોની સુગંધથી સુરભિત રહીશ.

શ્રમણો નિર્મોહી હોય છે. પરંતુ હું મોહશીલ છું, એટલે તેનાં પ્રતીક રૂપે હું છત્ર ધારણ કરીશ. નિર્ગ્રન્થો પગમાં કશુંજ પહેરતા નથી; પરંતુ હું કાષ્ટ પાદુકાનો ઉપયોગ કરીશ.

સ્થવિરકલ્પી સાધુઓ શ્વેતવસ્ત્ર ધારણ કરે છે અને જિનકલ્પી વસ્ત્ર વગરના હોય છે. પરંતુ હું કષાયથી કલુષિત છું તેથી કષાયના પ્રતીક રૂપે કાષાયિક વસ્ત્રો ધારણ કરીશ.

શ્રમણો સચિત પાણીનો ઉપયોગ કરતા નથી. સ્નાનાદિ શણગારોથી મુકત હોય છે. પરંતુ હું મર્યાદિત જળ સ્નાન-પાનાદિ ક્રિયાઓ માટે ઉપયોગમાં લઇશ.

આ રીતે મરીચિ નવી પરિવ્રાજકની વેશભૂષાને ધારણ કરી ભગવાન સાથે જ વિચરતો. તેની જુદી જાતની ચર્યા અને વેશભૂષાથી માણસો આશ્ચર્ય પામતા અને જિજ્ઞાસાવશ થઇ તેની પાસે જતા. મરીચિ પણ તે બધાંને પ્રતિબોધ આપી તેમને ભગવાન ઋષભદેવના શિષ્યો બનાવતો.

સમવસરણમાં એકદા ભરત રાજાએ ભગવાનને પ્રશ્ન કર્યો 'પ્રભો ! આવડી આ પરિષદામાં કોઇ એવી વ્યકિત છે ખરી, જે આ ભરતક્ષેત્રમાં આપની માફક ભાવિ તીર્થંકર થવાની હોય!' ભગવાને જવાબ આપ્યો: 'તમારો પુત્ર મરીચિ આ જ ભરતક્ષેત્રમાં વર્ધમાન (મહાવીર) નામનો અંતિમ તીર્થંકર થશે. તેની પૂર્વે તે પોતનપુરનો અધિપતિ ત્રિપૃષ્ઠ વાસુદેવ બનશે અને વિદેહ ક્ષેત્રની મૂકાનગરીમાં તમારા જેવો જ પ્રિયમિત્ર નામનો ચક્રવર્તી થશે. આ રીતે આ મરીચિ ત્રણ ઉત્કૃષ્ટ પદવીનો ધણી થશે.' ભગવાનની ભવિષ્ય વાણી સાભળી, ભરત રાજા તરત જ મરીચિ પાસે ગયા. તેને ભાવિ તીર્થંકર રૂપે તેમણે અભિનંદન આપ્યા. તેના વાસુદેવ અને ચક્રવર્તી થવાની પણ વાત કહી. તે સાંભળી મરીચિ આનંદ અને ઉત્સાહમાં આવી ગયો. હું ત્રણ પદવીનો ધણી! મારા પિતા પ્રથમ ચક્રવર્તી! મારા દાદા પ્રથમ તીર્થંકર! જાણે જગતની બધી વરિષ્ઠતા પોતાના જ કુળને કેમ ન વરી હોય! આમ આનંદ વિભોર બની તે નાચવા લાગ્યો!

એક દિવસે મરીચિ અસ્વસ્થ થયો. તેની સેવા કરનાર કોઇ હતું નહિ. એટલે તે વધારે સંક્ષુબ્ધ અને બેચેન બન્યો: 'મેં અનેકને ભગવાનના શિષ્યો બનાવ્યા, પણ મારો એકેય શિષ્ય બનાવ્યો નહિ અને હું શિષ્યથી વંચિત રહ્યો એટલે મારી આજ આ સ્થિતિ થઇ છે. હવે હું પણ મારો શિષ્ય બનાવીશ'-એવો તેણે નિર્ણય કર્યો. થોડા દિવસે રાજકુમાર કપિલ ધર્મ જાણવાની ભાવનાથી તેની પાસે આવ્યો. મરીચિએ આર્હતી દીક્ષાની પ્રેરણા આપી. કપિલે સામેથી પ્રશ્ન કર્યો: 'તો પછી આપ પોતે આર્હત ધર્મનું પાલન કેમ કરતા નથી?' મરીચિએ

તે બાબતમાં પોતાની અસમર્થતા પ્રગટ કરી. એટલે કપિલે ફરી પ્રશ્ન કર્યો: 'આપ જેવું આચરણ કરી રહ્યા છો તેમાં શું ધર્મ નથી ?'

આ પ્રશ્ને મરીચિના મનમાં મિથ્યાભિમાન જગાડયું. તેઓ થોડીવાર મૌન રહ્યા પછી બોલ્યા: 'અહીં પણ તે જ છે જે આર્હત ધર્મમાં છે.' આ સાંભળી કપિલ મરીચિનો શિષ્ય થયો. આ ઉત્સૂત્રપ્રરૂપણાના કારણે ક્રોડાક્રોડ સાગરોપમપ્રમાણ તેમને સંસાર ભ્રમણ કરવું પડયું અને દોષોની આલોચના વગર આયુષ્ય પૂર્ણ કર્યું.

**૪ બ્રહ્મ-દેવલોક :**

ચોર્યાસી લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરીને મરીચિનો જીવ બ્રહ્મ દેવલોકમાં દસ સાગરની સ્થિતિવાળો દેવ બન્યો.

**૫ કૌશિક બ્રાહ્મણ :**

દેવલોકમાંથી અવતરી કોલ્લાક સંનિવેશમાં એંસી લાખ પૂર્વની આયુષ્યવાળા કૌશિક બ્રાહ્મણના રૂપે જન્મ લીધો.

**૬ પુષ્પમિત્ર બ્રાહ્મણ :**

કૌશિકનું આયુષ્ય પૂર્ણ કરીને તે સ્થૂણા નગરીમાં પુષ્પમિત્ર નામનો બ્રાહ્મણ થયો. તેનું બોંતેર લાખ પૂર્વનું આયુષ્ય હતું. તે અંતિમ સમયમાં પૂર્વના સંસ્કારવશ પરિવ્રાજક ત્રિદંડી બન્યો.

**૭ સૌધર્મ દેવલોક :**

ત્યાંથી આયુષ્ય પરિપૂર્ણ કરીને સૌધર્મ કલ્પમાં તે મધ્યમ સ્થિતિવાળો દેવ બન્યો.

**૮ અગ્નિદ્યોત :**

ત્યાંથી ચવીને તે ચૈત્ય-સન્નિવેશમાં અગ્નિદ્યોત નામનો બ્રાહ્મણ થયો. તેનું આયુષ્ય ચોસઠ લાખ પૂર્વનું હતું. પરિવ્રાજકના સંસ્કારોની તીવ્રતાથી પરિવ્રાજક ત્રિદંડી બન્યો.

**૯ ઈશાન દેવલોક :**

ત્યાંથી આયુષ્યની પરિસમાપ્તિ થવા પર તે ઈશાન દેવલોકમાં મધ્યમ સ્થિતિવાળો દેવ થયો.

**૧૦ અગ્નિભૂતિ બ્રાહ્મણ :**

ત્યારબાદ મંદિર નામક સન્નિવેશમાં અગ્નિભૂતિ નામના બ્રાહ્મણના રૂપે જન્મ લીધો. તેનું આયુષ્ય છપ્પન લાખ પૂર્વનું હતું. જીવનના અંત સમયે ત્યાં ફરી પરિવ્રાજક ત્રિદંડી બન્યો.

**૧૧ સનત્કુમાર દેવલોક :**

અગ્નિભૂતિરૂપ ભવની સમાપ્તિ પછી તે સનત્કુમાર કલ્પમાં મધ્યમ સ્થિતિવાળો દેવ બન્યો.

**૧૨ ભારદ્વાજ બ્રાહ્મણ :**

સનત્કુમાર કલ્પથી ચવી તે શ્વેતાંબિકા નગરીમાં ભારદ્વાજ નામનો બ્રાહ્મણ થયો. તેનું આયુષ્ય ચુમાલીસ લાખ પૂર્વનું હતું. અંતિમ સમયે ત્યાં પરિવ્રાજકની દીક્ષાથી દીક્ષિત થયો.

**૧૩ માહેન્દ્ર દેવલોક :**

ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી તે માહેન્દ્ર કલ્પમાં મધ્યમ સ્થિતિવાળો દેવ થયો.

**૧૪. સ્થાવર બ્રાહ્મણ :**

દેવલોકથી ચવીને કેટલાયે કાળ સુધી સંસારમાં પરિભ્રમણ કરીને તે રાજગૃહ નગરમાં સ્થાવર નામનો બ્રાહ્મણ થયો. ત્યાં તેનું આયુષ્ય ચોત્રીસ લાખ પૂર્વનું હતું. અંત સમયે ત્રિદંડી પરિવ્રાજક બન્યો.

**૧૫. બ્રહ્મ દેવલોક :**

પંદરમા ભવમાં તે બ્રહ્મ દેવલોકમાં મધ્યમ સ્થિતિવાળો દેવ બન્યો.

**૧૬. વિશ્વભૂતિ :**

દેવલોકનું આયુષ્ય પૂર્ણ કરી નયસારનો જીવ સોળમા ભવે રાજગૃહ નગરમાં વિશ્વનંદી રાજાના ભાઇ તથા યુવરાજ વિશાખભૂતિના પુત્ર વિશ્વભૂતિ થયા. રાજા વિશ્વનંદીના પુત્રનું નામ વિશાખાનંદી હતું.

એક વખત વિશ્વભૂતિ પુષ્પકરંડ ઉપવનમાં પોતાની પત્નીઓ સાથે ક્રીડા કરતા હતા ત્યારે મહારાણીની દાસીઓ પુષ્પો લેવા ત્યાં આવી. વિશ્વભૂતિની ક્રીડા જોઇ તેમને ઇર્ષ્યા આવી. તેમણે મહારાણીના હૃદયમાં પણ ઇર્ષ્યાનો અગ્નિ પ્રગટાવ્યો. રાજાએ પોતાની કુળમર્યાદાનો ખ્યાલ આપી તેને સમજાવવા ઘણો પ્રયત્ન કર્યો પરંતુ જ્યારે તે એકથી બે ન થઈ અને પોતાનો આગ્રહ ટકાવી જ રાખ્યો ત્યારે મંત્રીએ એક યુક્તિ અજમાવી. રાજાના આદેશથી રણભેરી વગાડવામાં આવી. રણભેરીનો અવાજ સાંભળતાંજ વિશ્વભૂતિએ ઉદ્યાન ક્રીડા સ્થગિત કરી નાખી અને રાજા પાસે આવી ઉપસ્થિત થયો. રાજાને અટકાવી પોતે સેના સાથે યુદ્ધ માટે પ્રસ્થાન કર્યું. શત્રુનાં ક્યાંય દર્શન ન થતાં તે સેના સહિત પાછા વળ્યા. આ દરમિયાન રાજકુમાર વિશાખાનંદીએ પોતાના અંતઃપુર સહિત પોતાનો પડાવ તે ઉદ્યાનમાં નાખી દીધો. જ્યારે વિશ્વભૂતિ પુનઃ ઉદ્યાનમાં પ્રવેશ કરવા લાગ્યા ત્યારે દ્વારપાલોએ તેમને અટકાવ્યા અને જણાવ્યું કે રાજકુમાર વિશાખાનંદી પોતાના અંતઃપુર સહિત ક્રીડા કરી રહ્યા છે.

વિશ્વભૂતિને હવે ભાન થયું કે, મને યુદ્ધના બહાને અત્રેથી કાઢવામાં આવેલ છે. આથી કોપાયમાન થઈ તેમણે કોઠાનાં વૃક્ષ ઉપર એક મુક્કો માર્યો જેથી કોઠાનાં બધાં ફળો ટપોટપ પડી ગયાં. પછી દ્વારપાલોને કહ્યું કે આ રીતે હું તમારાં માથાં વધેરી શકું છું. પરંતુ રાજાના ગૌરવની રક્ષા ખાતર તેમ કરતો નથી.

આ બનાવે વિશ્વભૂતિના સંસાર વિષયક રાગને ઉડાડી દીધો. તેમણે આર્ય સંભૂતિ સ્થવિર પાસે સંયમ સ્વીકાર્યો અને ઉત્કૃષ્ટતમ તપોધર્મની પરમ આરાધનાથી પરમ લબ્ધિઓ મેળવી.

એક વખત વિહાર કરતા વિશ્વભૂતિ મુનિ મથુરા પધાર્યા. રાજકુમાર વિશાખાનંદી પણ રાજકન્યાઓ સાથે વિહાર કરવા ત્યાં આવ્યો હતો અને રાજમાર્ગના રાજમહેલમાં રોકાયો. એકાએક વિશાખાનંદી રાજકુમારની દૃષ્ટિ મુનિ વિશ્વભૂતિ ઉપર પડી અને ઇર્ષ્યાનો અગ્નિ ક્રોધ ને તિરસ્કારનાં રૂપમાં ભભૂકી ઊઠયો. મુનિ તપશ્ચર્યાથી ક્ષીણકાય બની ગયા હતા એટલે તરત જ વિયાયેલ ગાયના સાધારણ ધક્કાથી ગોથું ખાઈ ગબડી પડયા. ઉપહાસ માટેનો આ પ્રસંગ વિશાખાનંદીને હાથ લાગી ગયો. તેમણે હસતાં હસતાં કહ્યુંઃ 'કોઠાના વૃક્ષને મુક્કો મારી બધાં ફળોને ટપોટપ નીચાં પાડી દેનાર કેવા પરાક્રમી કે ગાયના ધક્કાથી પણ ગબડી જાય છે! એમ કહી તે ખડખડાટ હસી પડયો. આ સાંભળી વિશ્વભૂતિ અણગાર આવેશમાં આવી ગયા. ગાયનાં શિંગડાંને પકડીને ચક્રની માફક ફેરવીને, ગાયને આકાશમાં ઊછાળતાં તેમણે કહ્યુંઃ 'શું દુર્બળ સિંહ શિયાળથી પણ ઊતરતો હોય છે? આ દુરાત્મા આજે પણ મારા તરફ ભારે દુર્ભાવ ધરાવે છે. એટલે મારાં તપ, જપ, બ્રહ્મચર્યનું જો કંઇ ફળ હોય તો આગામી ભવમાં હું અપરિમિત બળવાળો બનું'. આમ નિયાણું કરી આલોચના કર્યા વગર તેમણે આયુષ્ય પૂર્ણ કર્યું.

**૧૭. મહાશુક્ર દેવલોક :**

ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી નયસારનો મુનિ વિશ્વભૂતિરૂપ જીવ મહાશુક્ર કલ્પમાં ઉત્કૃષ્ટ સ્થિતિવાળો દેવ થયો.

**૧૮. ત્રિપૃષ્ઠ વાસુદેવ :**

દેવલોકમાંથી ચવી પોતનપુર નામના નગરમાં પ્રજાપતિ નામના રાજાને ત્યાં રાણી મૃગાવતીની કુક્ષિમાં જન્મ લીધો. દેવના ભવથી ચવેલો વિશ્વભૂતિનો આત્મા જેવો અવતર્યો કે કે રાણી મૃગાવતીને સુંદર સાત સપનાં આવ્યાં. આ સપનાં વાસુદેવના અવતરણના સૂચક હતાં. કારણ ચૌદ તેજસ્વી સપનાં તીર્થંકરની માતા જુએ છે. તે જ સપનાં જરા ઝાંખા ચક્રવર્તીની માતાને આવે છે અને વાસુદેવની માતા સાત સપનાં જોઈ પ્રબુદ્ધ થાય છે.

વિશ્વભૂતિનો આ આત્મા જ્યારે જન્મ્યો ત્યારે વાંસામાં ત્રણ પાંસળીઓ હતી, એટલે એનું નામ ત્રિપૃષ્ઠ રાખવામાં આવ્યું. ત્રિપૃષ્ઠ રાજકુમારના પિતા પ્રજાપતિ અશ્વગ્રીવ-પ્રતિ વાસુદેવના અધીનસ્થ માંડલિક રાજા હતા.

એક દિવસે અશ્વગ્રીવ-પ્રતિવાસુદેવે એક જ્યોતિષીને પૂછ્યું કે મારું મૃત્યુ કેમ થશે? જ્યોતિષીએ ગણિત ગણી જણાવ્યું કે જે તમારા દૂતનું અપમાન કરશે અને તુંગગિરિના કેસરીસિંહનું વિદારણ કરશે, તેના હાથે તમારું મૃત્યુ થશે. તે સાંભળી અશ્વગ્રીવ સચિંત બન્યો.

પ્રજાપતિના પુત્રોની વધતી જતી શક્તિ તેનાથી અજાણી નહોતી. જ્યોતિષીની ભવિષ્ય વાણીનો તાગ મેળવવા તેણે પોતાના દૂતોને અમુક સંદેશા સાથે પ્રજાપતિ પાસે મોકલ્યા. દૂતોએ જ્યારે રાજસભામાં પ્રવેશ કર્યો, ત્યારે સંગીતનો જલસો ચાલી રહ્યો હતો. પ્રતિવાસુદેવના દૂતો તરીકે તે દૂતોના માનસમાં પણ અભિમાને પ્રવેશ કર્યો હતો. એટલે રાજાની અનુમતિ મેળવવાની પણ દરકાર રાખ્યા વિના તેમણે રાજસભામાં પ્રવેશ કર્યો. આખો રાજપરિવાર સંગીતના રસમાં તલ્લીન હતો. એટલે દૂતોના આકસ્મિક પ્રવેશથી રંગમાં ભંગ પડયો. ત્રિપૃષ્ઠ માટે આ વાત અસહ્ય થઇ પડી. રાજા પ્રજાપતિએ જ્યારે ઉચિત સત્કાર સાથે દૂતને વિદાય આપી ત્યારે ત્રિપૃષ્ઠ લાગ જોઇ માર્ગમાં દૂતોને અધવચ્ચે અટકાવી તેમને સારો એવો મેથીપાક ચખાડયો. પ્રજાપતિને પોતાના પુત્રના આ દુર્વ્યવહારથી ભારે ચિંતા ઊપજી. તેમણે દૂતોને ફરી બોલાવ્યા અને સારા પુરસ્કારોથી પુરસ્કૃત કર્યા અને ત્રિપૃષ્ઠના અશિષ્ટ વ્યવહારની ક્ષમા માંગી. અશ્વગ્રીવને આ વાતની ગંધ પણ ન આવે તે માટે વિનંતિ કરી. દૂતો તો માની ગયા. પરંતુ તેમના બે સાથીદારો જે ભાગી છૂટ્યા હતા, તેમણે રાજા અશ્વગ્રીવની પાસે જઇ અથથી ઇતિ સુધીની હકીકત કહી બતાવી.

આ બાજુ પૂર્વભવનો વેરી વિશાખાનંદી તુંગગિરિમાં કેસરી સિંહના રૂપે જન્મી, તુંગગિરિના જંગલ પાસેનાં ક્ષેત્રોમાં ભારે રંજાડ કરતો હતો.

અશ્વગ્રીવને દૂતનાં અપમાનનો બદલો વાળવા, અને તેનાં પ્રતિફળ રૂપે પોતાના દુશ્મનનો સંહાર માટે વિનાશ કરવા નિર્ણય કર્યો. એટલે તુંગગિરિનાં આસપાસનાં ક્ષેત્રોમાં શાલિ ધાન્ય વાવવાનો ઉપક્રમ કર્યો. તે ખેતરો અને ખેડૂતોના કેસરીસિંહથી અને બીજા વન્ય પશુઓથી રક્ષણ કરવાનાં કામમાં રાજા પ્રજાપતિની નિમણુંક કરી. અશ્વગ્રીવના આ આદેશથી પ્રજાપતિને ભારે આશ્ચર્ય થયું. તેનો વારો નહોતો છતાં તેની નિમણુંકથી ત્રિપૃષ્ઠે કરેલા અપરાધની જ આ શિક્ષા છે એમ માની તુંગગિરિ જવાનો તેણે નિર્ણય કર્યો. પોતાના પિતાને જતાં બંને દીકરાઓએ અટકાવ્યા અને તેમના વતી તેમની ફરજ પોતે વફાદારીથી બજાવવા તત્પર છે એમ કહી અટકી જવા વિનંતિ કરી. બંને ભાઈઓ ત્યાં ગયા અને ખેડૂતોને પૂછયું કે તે કેસરી સિંહ કયાં છે કે જેની રંજાડથી તમો બધાં સંત્રસ્ત છો?

ખેડૂતોએ સિંહનું સ્થાન બતાવ્યું. તેમણે સૂતેલા સિંહને જગાડયો. રથમાંથી ઊતરી, નિ:શસ્ત્ર તેની સાથે ઝઝૂમવા ત્રિપૃષ્ઠ તૈયાર થયા. સિંહને થયું, આ ભારે મૂર્ખ છે. પોતાના રક્ષણનાં સાધનોનો પરિત્યાગ કરી, આ મૂરખ પોતાના જ હાથે પોતાનું મોત નોતરી રહ્યો છે. આળસ મરડીને જેવો તે ઊભો થયો અને ત્રાડ મારી કે, ત્રિપૃષ્ઠે તેનાં જડબાં પકડી બે કટકા કરી, તેને જીર્ણ કપડાંની માફક ચીરી નાખ્યો.

તુંગગિરિના આસપાસનાં ક્ષેત્રો તો સુરક્ષિત થઇ ગયાં પણ અશ્વગ્રીવ અસુરક્ષિત અને ચિંતાશીલ થયો. તેને થયું, આ ત્રિપૃષ્ઠના હાથે મારું નિશ્ચિત મૃત્યુ છે તો એને જ મારી

નાખવો ઉચિત છે. તેમ નિર્ણય કરી બંને ભાઈઓને બોલાવવા સંદેશો મોકલે છે. પરંતુ ત્રિપૃષ્ઠ તેની અવહેલના કરે છે. અશ્વગ્રીવ પોતનપુર ઉપર સૈન્ય લઈને ચઢી આવે છે, ત્યારે ત્રિપૃષ્ઠ સંદેશો મોકલે છે કે, યુદ્ધમાં હજારો નિર્દોષ માણસો નિષ્કારણ મૃત્યુને શરણ થાય એને બદલે આપણે બન્ને જ પરસ્પર યુદ્ધ કરી, જય-પરાજયનો નિર્ણય કરી લઈએ.

અશ્વગ્રીવે આ શરત સ્વીકારી. દૃષ્ટિ યુદ્ધ, મુષ્ટિ યુદ્ધાદિ બધાં યુદ્ધોમાં તે પરાજિત થયો. અંતે ચક્ર નામના તીક્ષ્ણ શસ્ત્રનો તેણે પ્રહાર કર્યો. ત્રિપૃષ્ઠે તેને હાથમાં પકડી તેના ઉપર જ વળતો પ્રહાર કરતાં તેનું માથું છેદાઈ ગયું. આકાશમાં ત્રિપૃષ્ઠ વાસુદેવના અવતરણનો દિવ્ય ધ્વનિ પ્રસરી રહ્યો !

એકદા ત્રિપૃષ્ઠ વાસુદેવે કોઈ પ્રસંગે પુનઃ સંગીતના ઉત્સવનો પ્રારંભ કર્યો. શય્યાપાલકને આદેશ આપ્યો કે, મને ઊંઘ આવી જાય કે આ જલસો સમેટી લેજો. વાસુદેવને તો ઊંઘ આવી ગઈ, પરંતુ શય્યાપાલક રસમાં એવો તો મશગૂલ બની ગયો કે વાસુદેવ સૂઈ ગયા છતાં તેણે જલસો બંધ ન કર્યો. પ્રાતઃ જ્યારે વાસુદેવ જાગ્યા અને ઉત્સવને તે જ રીતે ચાલતો જોયો ત્યારે શય્યાપાલક પર ગુસ્સે થઈ તેમણે ધગધગતું સીસું તેના કાનમાં રેડયું. પરિણામે તે દિવંગત થયો. આ બધાં બાંધેલાં કર્મો મહાવીરના ભવમાં તેમને ઉદયમાં આવવાનાં હતાં. આ રીતે વાસુદેવનું ૮૪ લાખ પૂર્વનું આયુષ્ય તેમણે પૂર્ણ કર્યું.

**૧૯. સાતમી નરક :**

ત્રિપૃષ્ઠ વાસુદેવનું આયુષ્ય પૂર્ણ થતાં તેઓ સાતમા તમસ્તમા નરકના અપ્રતિષ્ઠાન નરકાવાસમાં નૈરયિકરૂપે જન્મ્યા.

**૨૦. સિંહ :**

ત્યાંથી નીકળી તે કેસરી સિંહ બન્યા.

**૨૧. ચોથી નરક:**

સિંહના આયુષ્યને પૂરું કરીને તેઓ ચોથી નરકમાં ગયા.

**૨૨. પ્રિય મિત્ર ચક્રવર્તી :**

ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી તેઓ મહાવિદેહ ક્ષેત્રની મૂકાનગરીમાં ધનંજય રાજાની ધારિણી રાણીથી પ્રિય મિત્ર ચક્રવર્તી થયા. આ ભવમાં, જૈન મુનિના દર્શનથી દીક્ષા ગ્રહણ કરી, તેમણે એક કરોડ વર્ષ સુધી દીક્ષા પાળી.

**૨૩. મહાશુક્ર દેવલોક :**

ત્યાંથી આયુષ્ય પૂર્ણ કરી મહાશુક્ર કલ્પમાં સર્વાર્થ વિમાનમાં તેઓ ઉત્પન્ન થયા.

**૨૪. નંદનકુમાર :**

ત્યાંથી ચવી ભરતક્ષેત્રની છત્ર નગરીમાં જિતશત્રુ રાજાની ભદ્રા રાણીની કુક્ષિમાં નંદન નામના કુમાર થયા. ત્યાં ચોવીસ લાખ વર્ષ તેઓ ગૃહવાસમાં રહ્યા. એક લાખ વર્ષ અવશેષ રહ્યા ત્યારે પોટ્ટિલાચાર્ય પાસે તેમણે સંયમ સ્વીકાર્યો. એક લાખ વરસ સુધી માસખમણની તપસ્યા કરી. તેમાં તેમને અગિયાર લાખ સાઠ હજાર માસખમણ થયા. વીસ સ્થાનકોની આરાધના કરી. તીર્થંકર નામકર્મ ઉપાર્જ્યું.

**૨૫. પ્રાણુત દેવલોક :**

ત્યાંથી તે પ્રાણુત દેવલોકમાં પુષ્પોત્તરાવતંસક વિમાનમાં વીસ સાગરની સ્થિતિવાળા દેવ થયા.

**૨૬. દેવાનંદાના ગર્ભમાં :**

સ્વર્ગથી ચવી બ્રાહ્મણકુંડ ગામમાં ઋષભદત્ત બ્રાહ્મણની પત્ની દેવાનંદાના ગર્ભમાં પુત્રરૂપે ઉત્પન્ન થયા. કુળ શ્રેષ્ઠતાનાં દર્પનાં પરિણામે દેવાનંદાના ગર્ભમાં આવવું પડ્યું. બ્યાંસી રાત સુધી તેઓ ગર્ભમાં રહ્યા.

**૨૭. વર્ધમાન મહાવીર :**

બ્યાંસીમી રાત્રિએ શક્રેન્દ્રની આજ્ઞાથી હરિણૈગમેષી દેવે સિદ્ધાર્થ રાજાની મહારાણી ત્રિશલાના ઉદરમાં તેમને પ્રસ્થાપિત કર્યા અને ત્યાં જ જન્મ લઇને તેઓ વર્ધમાન મહાવીરના નામથી પ્રસિદ્ધ થયા.

# સહસ્ર રૂપા સાધના

ઘણી વખત આપણી એવી ભ્રામક માન્યતા આપણા માનસમાં ઘર કરી ગઇ હોય છે કે પરમાર્થ સાધુ પુરુષો જ કરી શકે. ધર્મગ્રંથો જાણે સાધુઓ માટે જ નિર્મિત થયા હોય! સામાન્ય માણસોને તો કેમ જાણે તેની સાથે કશી જ લેવા દેવા ન હોય! આત્મકલ્યાણ કે પ્રભુતાની ઉપલબ્ધિ, ભક્તિ, સાધના કે આરાધના અને ઉપાસનાની પરમાર્થમૂલક પ્રવૃત્તિઓ જાણે કેમ સાધુઓ માટે જ હોય! સાધુ જગતથી પૃથક્ વહેવારમાં તમે રહેનારા એટલે તમે જાણે જુદા જગતના જીવો, જુદા વિચારો ધરાવતા માનવો અને જુદા જ આચારો આચરતી વ્યક્તિઓ કેમ ન હો, એ રીતે તમે સાધુ જગત અને વ્યાવહારિક જગત વચ્ચે એક મોટી ખાઈ ઊભી કરી દીધી છે! એકબીજાને એકબીજાથી પરસ્પર નિરપેક્ષ–જુદા પાડી નાખ્યા છે.

જે પરમાર્થ સાધક છે તે તો માને છે કે, દરેક સાધન અથવા પરમાર્થમૂલક દરેક કાર્ય, સાધુ સંતો અને વહેવારુ માણસો બંને માટે સમાન ઉપયોગી અને સમાન કીમતના છે. વહેવારની

શુદ્ધિ વગર જ્યાં માનવતા અંકુરિત થતી નથી ત્યાં સાધના અંકુરિત થવાની તો વાત જ ક્યાં રહી? જીવનમાં પ્રામાણિકતા, સદાચાર, ઇશ્વરનિષ્ઠા, સૌમાં પરમાત્મભાવ જોવાની વૃત્તિ, એ જ માનવતાનાં મૂળો છે. તે સદ્‌ગુણો જ ધર્મ છે. માણસમાં તે સદ્‌ગુણો ક્રમશઃ વિકસિત અને પ્રસ્ફુટિત થતાં તે ધર્મી માણસ તરીકે ઓળખાય છે.

એથી, 'હું અજ્ઞાની છું, વહેવારીઓ છું, સંસારનો કીડો છું'–એમ ખોટી રીતે ક્ષુદ્રતામાં અટવાઈ પોતાની જાતને હલકી માનશો નહિ. અન્યથા તમારા વિકાસ માટે પ્રકૃતિએ આપેલાં સાધનો, તમારા વિકાસમાં પરિપૂર્ણ ઉપયોગી થવાને બદલે, નાકામિયાબ નીવડશે. આ સાડાત્રણ હાથ જેટલા શરીરમાં જ મારું સાર સર્વસ્વ છે એમ રખે માની બેસતા! આ વામન જેવા જણાતા ક્ષુદ્ર દેહમાં વિરાટ અને અસીમ પ્રભુતા પડેલી છે. આપણું વ્યકિતત્વ માત્ર દેહની દિવાલો સુધી જ સીમિત કે મર્યાદિત નથી. આકાશની માફક તે અનંત, અમાપ અને અસીમ છે. દેહ સુધીના બંધનોની દીવાલ તો પશુ જગત ઊભી કરે છે. તેમને માટે દેહ એ જ સર્વસ્વ હોય છે. તેમની આકાંક્ષાઓ શારીરિક નિર્વાહ પૂરતી જ મર્યાદિત હોય છે. યોગ્ય આહાર, યોગ્ય નિવાસ, થોડી વિશ્રાંતિ અને થોડી કામવાસનાની સંતૃપ્તિમાં જ તેમનાં જીવનની પરિપૂર્ણતા સન્નિહિત મનાય છે. તેનાથી વધારે ઊંડાણમાં ઊતરવાની કે કૂદકો મારવાની તેમની પાત્રતા, ક્ષમતા કે યોગ્યતા પણ હોતી નથી. એટલે તેમને માટેની મર્યાદા અને દૈહિક બંધન ક્ષંતવ્ય છે. પરંતુ આપણા જેવા મનુષ્યો જે વગર પાંખે આકાશમાં ઊડી શકે છે, ચંદ્ર અને મંગળની યાત્રાઓ કરી શકે છે, સમુદ્રને વગર મહેનતે પાર કરી શકે છે, તેના અતલ તળ સુધી મરજીવાની જેમ પહોંચી શકે છે, તેમને અસીમ, અમાપ, અનંત, અક્ષય અને કાલાતીત પરમ તત્ત્વમાં અવગાહન કર્યા વગર, તેને મેળવ્યા વગર, શાંતિ કે સમાધિ કેમ થાય? ગીતામાં આ જ વાતને ભારે સુંદર શબ્દોમાં વર્ણવી બતાવી છે–'उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।

તમે કહેશો : 'મહારાજ! અમે તો સંસારી જીવો છીએ, પામર છીએ, કંઇ પરમાર્થ સાધી શકીએ એમ નથી'–પરંતુ આમ કહી અનંત સામર્થ્ય અને પ્રભુતાથી ભરેલા તમારા આત્માની અવહેલના કરો નહિ! ઊર્ધ્વગામી બનવાની પાંખો તોડી નાખો નહિ! હિંમત હારો નહિ! તમારા મનોબળને સુદૃઢ બનાવો! તમારી કલ્પનાને સતેજ કરો! ક્ષુદ્રતાનો આશ્રય લઇ તમારામાં રહેલી વિરાટતાને વિસારો નહિ! ભાવનાની નબળાઇ અને સંકલ્પની કચાશ તમને ઊર્ધ્વગમનની સાચી દિશામાં જવા દેશે નહિ! આપણામાં રહેલી નબળાઇઓ જ આપણને ઊંચે ચઢવા દેતી નથી. તે આપણા પુરુષાર્થને પાંગળો બનાવે છે અને આપણે નીચેના પગથીએ જ અટકી જઇએ છીએ.

ભાવના અને પુરુષાર્થ રૂપ જે માનવજીવનને ઊર્ધ્વગામી બનવા માટેના મૂળ પાયા છે તેને જ જો તોડી નાખવામાં આવે, તો પછી તેને નીચે પડવા સિવાય બીજો ઉપાય પણ શો રહે?

પુરુષાર્થનો ઝોક હંમેશાં ઊર્ધ્વંગત હોવો જોઇએ. પુરુષાર્થના આત્માને સંકોચવા જતાં આપણે જાતે જ સંકોચાઇ જઇએ છીએ. માટે વિકાસના રાજમાર્ગ ઉપર સતત ગતિશીલ રહો! 'અમારાથી કાંઇ બની શકે નહિ. અમે તો અનાજના કીડા છીએ, અમારાથી ઉપવાસ થઈ શકે નહિ. અમે તો સંસારનાં જીવડા, અમારાથી ધર્મ ધ્યાન ક્યાંથી થાય?'--આવાં આવાં રોદણાં રડયાં કરશો તો ચોર્યાસીના ચકડોળમાંથી છૂટવાનો કદી આરો આવશે નહિ. સંસારને જ વળગી રહેવાની મૂર્ખાઇથી સંસારની ઘટમાળ જ વળગે છે. પ્રભુતા અને પરમાત્મભાવની ઉપલબ્ધિ તો હજારો ગાઉ દૂર રહી જવાની! માટે તમારા આત્માને નબળો માનશો નહિ, તમારી જાતને લઘુતાગ્રંથિમાં બાંધશો નહિ, તમારા આત્માનું કદાપિ અપમાન કરશો નહિ' આત્માની અવહેલનાથી અધિક બીજું કોઇ પાપ નથી.

પરમાત્મભાવને ઉપલબ્ધ થયેલા પરમ પુરુષોનો આત્મવિશ્વાસ કેટલો પ્રબળ અને સઘન હોય છે' નબળી પાંખોથી અનંત આકાશમાં ઉડ્ડયન કરવાનું શક્ય જ નથી. જેમનું મન અને સંકલ્પો નબળા છે તેવા માણસો કદી પણ આગળ પગલું ભરી શકતા નથી. આત્મવિશ્વાસ અને દૃઢતમ સંકલ્પશક્તિ હોય તો જ પ્રગતિને પંથે અભિગમન કરી શકાય છે. આપણા ઉદ્ધારની ભાવના પણ તો જ સાકાર બની શકે છે જો આપણામાં ઊર્ધ્વગમનની મહત્ત્વાકાંક્ષા હોય! મહત્ત્વાકાંક્ષાથી શૂન્ય વ્યક્તિ સાધનો શોધવાની મહેનતમાં, તકલીફમાં પડતી નથી.

તમે કદી પણ ભૂલશો નહિ કે તમે પરિપૂર્ણ ઇશ્વર છો. ઇશ્વર થવા માટે જ તમે સર્જાએલા છો. ઐશ્વર્ય એ જ તમારું આત્યંતિક સ્વરૂપ છે. એટલે પોતાનાં સ્વરૂપને મેળવવાની આકાક્ષા એ કંઈ મિથ્યાભિમાન કે અનુચિત મહત્ત્વાકાંક્ષા નથી. એ તો સુનિશ્ચિત આપણા અંતર્ગત જગતમાં આપણા સાધિકાર પ્રવેશની વાત છે.

સાધનાના વિવિધ પ્રકારો છે. ભક્તિયોગ, ધ્યાન, જ્ઞાનવિજ્ઞાન, ગુણવિકાસ, આત્માનાત્મ વિવેક વગેરે, ભલે નામોથી ભિન્ન ભિન્ન છે, પણ બધાંજ સાધનાનાં મૂળભૂત અંગો છે. આ બધાં નામોમાં પારમાર્થિક રીતે તો સાધના જ અન્તર્નિહિત છે. કારણ આ બધાની જે ફલશ્રુતિ અથવા અંતિમ નિષ્પત્તિ છે તે તો સ્વયંમાં સ્વની ઉપલબ્ધિ કરવી એ જ છે.

મનની તન્મયતા, મનની એકાગ્રતા એ જ સાધનાનો એક પ્રમુખતમ ઉપાય છે. વહેવારમાં કે પરમાર્થમાં એકાગ્રતા વગર વિજયી થવાતું નથી. ખરી રીતે તો વહેવાર અને પરમાર્થ બંને નિતાંત સ્વતંત્ર કે ભિન્ન વસ્તુઓ નથી. પરંતુ એકજ સિક્કાની બે બાજુઓ છે. વહેવારની શુદ્ધિ એ જ પરમાર્થ છે. દરેક સત્ક્રિયાઓ, સત્કર્મો એ જ પરમાર્થ બની જાય છે; એટલે વહેવાર અને પરમાર્થના ગુણોને ભિન્ન કલ્પવાની ભૂલ કરશો નહિ. મનની પવિત્રતા જાળવી રાખવા સતત જાગૃત રહેજો, કેમકે મન જ્યારે વાસનાથી વાસિત થાય છે ત્યારે તેમાં અશુચિ પ્રવેશ્યા વગર રહેતી જ નથી. મન જ્યારે કામનાઓ અને આકાક્ષાઓથી ઉત્કંઠિત બની જાય છે,

ગંદકીથી ભરાઇ જાય છે ત્યારે આ બાજુ હજુ તૃષ્ણા અને ઇચ્છા પૂરેપૂરી જન્મવા પણ ન પામી હોય ત્યાં જ તેમાં એક જાતનો જ્વર–તાપ પ્રવિષ્ટ થઇ જાય છે. તેનું આખું શરીર આંદોલિત બની જાય છે. તે એક પ્રકારની ઉત્તપ્તતા અનુભવવા લાગે છે. તે ભારે અસ્વસ્થ બની જાય છે. કામના એ જ અશુચિ, અસ્વસ્થતા અને અપવિત્રતા છે.

જેવી મનમાં કામનાઓ સાકાર થવા લાગે છે કે આંતરિક સુગંધ ખોવાઇ જાય છે અને દુર્ગંધ પ્રાદુર્ભૂત થવા લાગે છે. શાંતિ અદશ્ય થઈ જાય છે અને અશાંતિ અને અસમાધિનાં વર્તુલો ઊભાં થવા લાગે છે. હૃદયમાં વિવિધ વમળો સક્રિય બની જાય છે અને હીનતા અને હીનતાગ્રંથિ મજબૂત રીતે પકડાઇ જાય છે. માણસ પોતાનું આંતરિક ઐશ્વર્ય ગુમાવી બેસે છે. હૃદયથી તે રાંક અને દીનહીન બની જાય છે.

મનમાં જેવી ઇચ્છા કે વાસના જાગૃત થઇ કે તરત જ તેની બીજા વિકારો સાથેની સ્પર્ધાનો પ્રારંભ થાય છે. જેવી ઇર્ષ્યાની નિર્મિતી શરૂ થવા લાગે છે કે પ્રતિસ્પર્ધાની ભાવના બલવત્તર થઈ ઊભી રહે છે. સ્પર્ધા, અસૂયા કે ઇર્ષ્યાથી વધારે ગંદી બીજી કોઇ વસ્તુ નથી. પ્રતિસ્પર્ધાથી ભરેલું મન કદરૂપું બની જાય છે.

વાસનાથી વાસિત ચિત્તદૃષ્ટિ ભવિષ્ય તરફ જોડાએલી હોય છે. વર્તમાન તરફ તે જોતી નથી. જે છે તેના તરફ તે ઉદાસીન છે અને જે નથી તેને મેળવવા તે ધમપછાડા કરે છે. કોઈ દાંત પડી જાય અને તે ખાલી જગ્યામાં જેમ જીભ વારંવાર અડયા કરે, તેમ વાસના પણ જે નથી તેને મેળવવા દોડે છે. જ્યાં દાંતોની અસ્તિ છે ત્યાં જીભ અડતી પણ નથી. પડી ગયેલો દાંત જ્યાં સુધી પડયો નહોતો ત્યાં સુધી જીભ તેને અડતી પણ નહોતી, આજે જ્યારે તે દાંત નથી ત્યારે તે ખાલી જગ્યાને સ્પર્શવા જીભ સતત પ્રયત્નશીલ છે. જે નથી તેના સંસ્પર્શનો માણસને ભારે રસ છે, જે છે તેનું તેને કશું જ મહત્ત્વ નથી. આમ વાસના જે નથી તેને મેળવવા મથે છે અને જે છે તેની સદંતર ઉપેક્ષા કરે છે. આ વાસનાનું ઉદ્ભવસ્થાન મન છે; અને મનની સફળતાનો આધાર તેની એકાગ્રતા ઉપર આધારિત છે.

થોડાં વર્ષો પહેલાંની આ વાત છે. કાશી પાસે રામગઢ નામે એક ગામ છે. તે ગંગા નદીને કિનારે આવેલું છે. કાશીનું જ તે ઉપનગર છે. આ ગામના રાજાને એકવાર ભારે શારીરિક તકલીફ ઊભી થઈ. પોતે રાજા હતા એટલે ઉપચારોની કોઈ જ ખામી રાખવામાં આવી નહિ. તેમના ઓપરેશનને માટે ખાસ પરદેશથી સર્જનોને બોલાવવામાં આવ્યા હતા. ઓપરેશન બે ત્રણ કલાક ચાલે તેમ હતું. તેથી ડોકટરોએ ક્લોરોફોર્મ સુંઘાડવાનો આગ્રહ રાખ્યો. પરંતુ કાશી નરેશને તે સ્વીકાર્ય નહોતું. સભાન અવસ્થામાં જ ઓપરેશન કરાવવા તેઓ આગ્રહ રાખી રહ્યા હતા. સર્જનોને ક્લોરોફોર્મ સુંઘાડયા વિના શસ્ત્રક્રિયા કરવાની વાત ગળે ઊતરતી નહોતી. એટલે તેઓ ક્લોરોફોર્મ સુંઘાડવાનો આગ્રહ રાખી રહ્યા હતા. કાશી નરેશે કહ્યું. 'તેમાં ગભરાઓ

નાહિ. જ્યારે હું ગીતાજીના વાંચનમાં એકચિત્ત બની જાઉં ત્યારે તમારે મારા ઓપરેશનનું કાર્ય શરૂ કરી દેવું. ગીતાના વાંચનમાં જ્યારે હું એકચિત્ત બની જાઉં છું ત્યારે આજુબાજુનું બધું જ ભૂલી જાઉં છું. એટલે શસ્ત્ર ચિકિત્સા તરફ મારું જરા જેટલું પણ લક્ષ્ય નહિ ખેંચાય.' જો કે આ વાત સહેલાઇથી ડૉકટરોને ગળે ઊતરે એવી નહોતી. તેઓ કાશી નરેશના સૂચનને અનુસરવા તૈયાર પણ નહોતા. છતાં રાજાના સરળ પરંતુ મક્કમ આગ્રહ સામે ડૉકટરોએ પોતાનો આગ્રહ છોડી દીધો અને વગર ક્લોરોફોર્મે ઓપરેશન કરવાનું નક્કી કર્યું.

કહે છે કે શ્રીમદ્ ભગવદ્ ગીતાના વાંચનમાં જેવા તેઓ તન્મય થયા કે ડૉકટરોએ શસ્ત્ર ચિકિત્સા પ્રારંભ કરી. કાશી નરેશ જાણે કશું જ જાણતા ન હોય તેમ ગીતાના સ્વાધ્યાયમાં સંલગ્ન રહ્યા. કલાકો વીતી ગયા છતાં, ચિકિત્સાજન્ય વેદનાની સામાન્ય રેખા પણ તેમનાં માનસ પર અંકિત ન થઇ. વગર ક્લોરોફોર્મે પણ આટલી સમાધિ, શાંતિ અને સ્વસ્થતા જોઇ ડૉકટરોનાં આશ્ચર્યનો પાર ન રહ્યો! તેમણે આના રહસ્યને જાણવા પ્રયત્ન કર્યો. પરંતુ આ તો અનુભૂતિનો વિષય હતો. અનુભૂતિના વિષયને ગમે તેવી કુશળ વાચા આપવામાં આવે, ગમે તેવા સુંદર શબ્દોથી તેનું સાક્ષાત્ ચિત્ર ઉપસાવવામાં આવે, તો પણ તેની સાક્ષાત્ સાકારતા કદાપિ ઊભી કરી શકાતી નથી. અનુભૂતિનું જીવંત ચિત્ર તો અનુભવથી જ મેળવી શકાય છે. આ વાતનું સ્પષ્ટીકરણ કરતાં કાશી નરેશે કહ્યું: 'જેમાં પ્રભુતાના દર્શન થાય તેની સાથે અભ્યાસથી થોડા જ કાળમાં તાદાત્મ્ય સાધી શકાય છે. ભગવદ્ ગીતા માત્ર અમારો ધર્મગ્રંથ જ નથી, તે અમારો પ્રાણ અને આત્મા છે. અમારી માન્યતા મુજબ તો ભગવદ્ ગીતા સારીયે દુનિયાનો ગ્રંથ છે. પરમાર્થમાં આવતું પ્રત્યેક સાધન પ્રત્યેક વહેવારૂ માણસને માટે છે. આપણો વહેવાર શુદ્ધ અને નિર્મળ થાય, મનને સમાધાન તેમજ શાંતિ મળે, એ વાત જો પરમાર્થ શીખવતો હોય તો વ્યવહાર કેમ શુદ્ધ રાખવો તે ગીતા શીખડાવે છે. આપણે જ્યાં જ્યાં વહેવાર કરીએ ત્યાં બધે ગીતા આવીને ઊભી જ રહેવાની. તે આપણને ત્યાં ને ત્યાં ઊભવા દેવા માંગતી નથી. પરંતુ આપણો હાથ ઝાલી તે આપણને અંતિમ સાધ્ય, ચરમ નિષ્પત્તિ સુધી લઇ જાય છે. માણસ પોતાનો વ્યવહાર શુદ્ધ કરતો કરતો પરમોચ્ચ સ્થિતિને પહોંચે એ ગીતાની ઇચ્છા છે અને આટલા ખાતર જ ગીતાની હયાતી છે, ત્યારે બે કલાક શસ્ત્રક્રિયાના સમયમાં, વગર ક્લોરોફોર્મે અખંડ સમાધિમાં રાખવાની વાત, તો તેના ચરમ અને પરમ આદર્શની સામે સાવ ક્ષુલ્લક, નગણ્ય અને નજીવી છે.'

યાદ રાખજો કે મનની એકાગ્રતા જો યથાર્થ દિશામાં કેળવાશે તો તમારી સ્ફૂર્તિ, તમારો ઉત્સાહ, બળ, પરાક્રમ અને પુરુષાર્થ કદી પણ નબળા પડશે નહિ. તમે વૃદ્ધ થયા હશો તો પણ તમારામાં યુવાન માણસને શરમાવે એવું સામર્થ્ય, એવો ઉત્સાહ, એવું જોમ અને એવી વિલક્ષણ ગંભીરતા તમને જણાશે. શરીર બળ ઘટી જતાં મનોબળ કે આત્મવિશ્વાસ ઘટતાં નથી.

માણસ જેમ જેમ વૃદ્ધ થશે તેમ તેમ તેનું મન કઠણ અને મજબૂત થશે. ફળનો જ દાખલો લો. પ્રથમ તે કાચું હોય છે ત્યારે લીલુંછમ હોય છે. પછી ક્રમિક રીતે પાકે છે. અંતે સડીને કોહી જાય છે અને નાશ પણ પામે છે. પણ તે સડી ગએલા ફળના ખોખામાં અંદર રહેલું બી, જે ફળનું જીવન સત્ત્વ છે, આત્મા છે, પ્રાણ છે, તે તો કઠણ ને કઠણ અને મજબૂત ને મજબૂત રહે છે. બહારનું કલેવર ભલે સડી જાય કે ખરી જાય, તેનું કોઇ મહત્ત્વ નથી. કેમકે બહારનું કલેવર તેનું સાર સર્વસ્વ નથી. તેનું સાર સર્વસ્વ તો તેનો આત્મા છે, તેનું બી છે.

આપણાં શરીરનું પણ એવું જ છે. આપણું શરીર ભલે ઘરડું થાય, અશક્ત અને અસમર્થ બની જાય, છતાં આપણા અનુભવો અને સ્મૃતિઓ વધારે સઘન, વધારે તાજાં અને વધારે તેજસ્વી બનવાં જોઇએ. મતિની સૂક્ષ્મતામાં અને પ્રજ્ઞાની પારદર્શિતામાં અપાર વૃદ્ધિ થવી જોઇએ, પણ એમ થતું નથી. વૃદ્ધ માણસોની પ્રતિદિન આવી જ ફરિયાદો હોય છે કેઃ 'હમણાં હમણાં તો કંઈ યાદ રહેતું નથી. શું કરીએ ? ઉંમર થઇ છે.' પરંતુ હકીકતે આ બરાબર નથી. આપણું જ્ઞાન, આપણાં અનુભવ, આપણી સ્મૃતિ, એ કાંઇ આપણાં શરીરનાં અંગો નથી કે શરીરની કૃશતાની સાથે તે જ્ઞાન, અનુભવ અને સ્મૃતિઓ પણ કૃશ અને કસ વગરની થઇ જાય ! એ તો આપણો આત્મા છે. આપણાં શરીરનાં બી છે. આપણા પ્રાણો છે. શરીરની કૃશતા છતાં ફળના બીની માફક આપણા અંદરના આત્માના જે જ્ઞાન, સંસ્કાર, અનુભવો અને સ્મૃતિઓ છે તે વધારે ગહન અને તેજસ્વી થવાં જોઇએ.

બહારનો અપરંપાર સંસાર આપણાં મનમાં ભરેલો હોઈ ઊભરાયા કરે છે. બહારની ક્ષુલ્લક વસ્તુઓ પાછળ આપણે આપણી અનંત જ્ઞાનશક્તિ અને અપાર વીર્યશક્તિ વાપરી નાખીએ છીએ. આ જ્ઞાનશક્તિ આપણી અણમોલ મૂડી છે. પરંતુ આપણે તે મૂડીને નગણ્ય બાબતોના ચિંતનમાં અને સ્થૂલ વિષયો પરત્વેની રસાકસીમાં વાપરી નાખીએ છીએ. આ આપણી પાયાની ભૂલ છે. તે આપણને આપણા જ અનંત વૈભવનાં દર્શનમાંથી પીછેહટ કરાવી દે છે– 'આજે રસોઈ બરાબર નથી થઇ. શાકમાં તેલ નથી. મીઠું તો નાખતા જ ભૂલી ગયા, મીઠું નાખતા કેમ ભૂલી ગયા ?'–આવી મફતની વાતો અને વિચાર પાછળ આપણે આપણું જ્ઞાન વાપરી નાખીએ છીએ. એટલે જે જ્ઞાન આપણને પરમ દેવાધિદેવ પરમાત્માના દર્શન કરાવવા સમર્થ છે તે રસોઇના સારા નરસાપણાની ચર્ચામાં અટવાઇ જાય છે. જ્ઞાનનું કેટલું સામર્થ્ય છે તે જુઓ ! ગીતામા કહ્યું છેઃ **नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।** જ્ઞાનથી વધારે શ્રેષ્ઠ અને પવિત્ર કોઇ વસ્તુ નથી. જ્ઞાનથી વધારે પવિત્ર કરનારું કોઇ સ્ત્રોત, કોઈ ઝરણું નથી. જ્ઞાન જ મુક્તિ છે; જ્ઞાન જ અમૃત છે.

હાં, અજ્ઞાનીના હાથમાં જો જાગતિક પદાર્થોનું જ્ઞાન આવી જાય તો ભારે ખતરો ઊભો થાય. વિજ્ઞાને અજ્ઞાનીના હાથમાં જ્ઞાનની રાશિ સોંપી, પરિણામે હિરોશિમા અને નાગાસાકીના

દુષ્પરિણામનું આવર્તન થયું. જ્ઞાનીના હાથમાં જ્ઞાનનો દુરુપયોગ થતો નથી. જ્ઞાનથી પદાર્થજ્ઞાનને સમજવાની કોશિશ ન કરતાં આત્મજ્ઞાનની જ પવિત્રતાને લક્ષ્યમાં લેશો તો જ્ઞાનની સર્વોચ્ચતા સમજાશે કે, જ્ઞાનથી સર્વોચ્ચ શિખર પરમાત્માનો સ્પર્શ કરી શકાય છે.

# સહસ્રધા સાધના

ગઇકાલે સાધનાની વાત કરી હતી, તેના જ અનુસંધાનમાં, આજે એ જ વિષયને આધાર બનાવી, આપણે આગળ ધપવા પ્રયત્ન કરીએ.

આ ભયાનક સંસાર સાગર આપણી અંદર અને બહાર, રાત અને દિવસ, ઘુઘવાટા માર્યા કરે છે. સમુદ્રનાં તોફાનો તો શમી જતાં પણ દૃષ્ટિગોચર દેખાય થાય છે. પરંતુ મનોજગતના સાગરમાં તો પ્રતિક્ષણ પ્રચંડ વાવાઝોડાના પ્રકોપો ઊઠતા જ હોય છે. આપણી દરેક ક્રિયા, પછી ભલે તે વ્યાવહારિક હોય કે આધ્યાત્મિક, ઘરમાં રહીને કરાતી હોય કે મંદિરોમાં જઇને ઉજવાતી હોય, સામુદાયિક હોય કે ઐકાન્તિક, પણ બધી બાહ્ય અને સંસારમૂલક છે. આપણી દૃષ્ટિ પદાર્થોથી પાર જઇ શકવા અસમર્થ છે. પ્રાર્થના કે ઇશ્વર ભક્તિની આડમાં પણ સંસારની માયાની જ અદૃશ્ય રમત રહેલી હોય છે. સંસારને ભૂલી જવાની વાત આપણા માટે અશક્ય જેવી થઇ પડી છે. ક્ષણભર માટે પણ જો સંસાર વિસરી શકાય, તો બેડો પાર થઈ જાય. જેવો સંસાર વિસરાય કે પ્રભુતાનો પરિપૂર્ણતામાં સાક્ષાત્કાર થાય, પછી સંસાર તરફનું આકર્ષણ વિકર્ષણમાં ફેરવાઇ જાય છે. પરંતુ તેમ થવું ઘણું જ મુશ્કેલ હોય છે. જ્યાં સુધી અંતર્જ્યોતિ ન પ્રગટે ત્યાં સુધી તે અશક્ય જ છે.

આપણી પ્રાર્થના ને પૂજા પણ એક બનાવટ છે, પરમાત્માની સાથે પરમ વંચના છે. આપણે આપણી જાતને જ છેતરી ચોર્યાસીની ચકડોળમાં તેને ફગવી રહ્યા છીએ એ પરમ સત્ય પ્રાર્થના અને પ્રાર્થના મંદિરમાં પણ ભૂલાઈ જતું હોય છે. મન તે વખતે જાણે કોઇ બીજા જ જગતમાં ફરતું હોય છે. પ્રાર્થના અને પૂજા પાછળ વિરાટના દર્શનની જે આદર્શ ભાવના છે તે તો કોઈ વિરલ વ્યક્તિમાં જ નજરે પડે છે. બાકી સામાન્ય રીતે માણસનું લક્ષ્ય સાંસારિક સાધનોની પ્રચુરતા અને વિપુલતાની ઉપલબ્ધિનું હોય છે. ફલત મન બાહ્ય પદાર્થોમાં જ આકર્ષાતું અને તેને મેળવવાના પ્રયત્નોમાં જ આમ તેમ દોડતું રહેતું હોય છે. પરમાત્મભાવના સંશોધનમાં ઉપયોગી થઈ શકતું મન, માત્ર સંસારનાં વમળો ઊભા કરવામાં અને એ વમળોમાં ગોથાં ખવરાવવામાં કૃતાર્થ થઇ જાય છે. માણુસ પોતાની જાતનો આત્મવિશ્વાસ ખોઇ બેસે છે; શક્તિ સભર હોવા છતાં સામર્થ્યહીન અને દીન બની જાય છે.

पुण्यं हि भारते जन्म–આ ઋષિપ્રધાન અને ધર્મપ્રધાન ભૂમિમાં જન્મોપલબ્ધિ એ પણ એક પરમ પુણ્યની નિશાની ગણાય છે. પરંતુ આવા અધ્યાત્મમૂલક પવિત્ર દેશમાં આપણો જન્મ થયો હોવા છતાં, જે આધ્યાત્મિક, પવિત્ર અને હિતકર સંસ્કૃતિની એક સુંદર, પ્રભાવક અસર આપણા માનસ ઉપર હોવી જોઈએ તે જોવા મળતી નથી. પરિણામ એ આવ્યું કે, મંદિરો અને ઉપાશ્રયોમાં જ્યાં ભગવદ્ ભક્તિ અને ભગવદ્ વાણી સાંભળવાનો લોકોત્તર અવસર મળે છે ત્યાં આંખો ઊંઘથી ઘેરાઈ જાય છે અને જ્યાં પથારી પર જઈને સૂઈ જવાનો પ્રયાસ કરીએ ત્યાં મન ચિંતા અને વિચારોના ચકકરમાં સપડાઈ જાય છે. પરિણામે ઊંઘ આવવાને બદલે તે ભાગી જાય છે અને વિશ્રાંતિ મળવાને બદલે ઉજાગરાનો શ્રમ લાગે છે. એકાગ્રતાની સાધના વગર ચિત્તની વૃત્તિઓમાં આવી જ વિસંગતિ કે વિસંવાદિતા સ્વાભાવિક રીતે જ આવી જાય છે.

ધ્યાનમાં કે પ્રાર્થનામાં આંખો અર્ધી ઉઘાડી રાખવાની જે ધારણા છે તેની પાછળ પણ ઘણા અનુભૂત સત્યોનું મર્મ છે. આંખો મીંચી પ્રાર્થના કરવા જતાં ઊંઘ આવી જવાનો ભય રહેવાનો જ. મનની સાધના વગર મીંચાએલી આંખો, ઇશ્વરના દરબારના દર્શન કરવાને બદલે, તમોગુણ પ્રધાન નિદ્રાદેવીના શરણમાં પહોંચી જવાની. નિદ્રા સાથેના સાતત્યને લઇ મીંચાએલી આંખો પ્રાર્થનામાં પ્રભુનાં દર્શન કરવાને બદલે નિદ્રાના સુખમાં તન્મય બની જવાની. કારણ તેને પરમાત્માનો તો કશો જ અનુભવ નથી, પરમાત્મોપલબ્ધિની તેની સાધના નથી, સ્વની પ્રાપ્તિની કશી જ તપશ્ચર્યા નથી અને જે સુખનો તેને અનુભવ છે તે તો માત્ર ઊંઘના જ સુખનો અનુભવ છે. તમોગુણના આનંદ સાથે તાદાત્મ્ય સાધવા ટેવાએલી તેની આંખો પરમાત્મા તરફ કેમ આકર્ષાઇ શકે ? વળી જો તે જોર કરીને ખુલ્લી રાખશે તો પણ તેની નજર તો ચારેકોર ફર્યા જ કરવાની, તે ભાગ્યે જ કયાંય સ્થિર થવાની. એટલે ખુલ્લી રાખવામાં આવતી આંખો સદા રજોગુણ તરફ ઘસડાઇ જવાની એક ભીતિ હોય છે. આ બન્ને તમોગુણ અને રજોગુણના ભયસ્થાનોમાંથી બચી જવા માટે અનુભવીઓએ આંખોની વચલી સ્થિતિ એટલે કે અર્ધી ઊઘાડી રાખવાની હિમાયત કરી છે, પલાંઠી કે આસન વાળી બેસવાથી કોઇ હેતુ સરવાનો નથી. મનની શુદ્ધિ એ જ એક અમોઘ ઉપાય છે.

બહારની વસ્તુનું આકર્ષણ અને ચિંતન છૂટી જાય એ જ પરમાત્મોપલબ્ધિનો એક માત્ર સરળ માર્ગ છે. દેવતાઓ અસંખ્ય વર્ષોના મોટા આયુષ્યમાં પણ જે નથી મેળવી શકતા, તે માણસ આ નાનકડી આવરદામાં મેળવી શકે છે એ માણસનું પરમ સૌભાગ્ય છે. પરમાત્મભાવનો અનુભવ મનુષ્ય સિવાય કોઇ યોનિમાં શકય નથી. આ સત્ય જો માણસના હૃદયમાં જોડાઈ જાય, કોતરાઇ જાય, તો તે નરમાંથી નારાયણ બનવાનો. અન્યથા માણસ નરમાથી વાનર જ થવાનો.

સામાન્યતયા બધા મનુષ્યોની આકૃતિ સમાન જ હોય છે. દરેકને બે આંખો, બે આંખો વચ્ચે નાક, તેમજ બંને બાજુએ એક એક કાન હોય છે. છતાં એક માણસ દેવ જેવો જણાય, તેનું સાંનિધ્ય

આનંદદાયી નીવડે અને બીજા માણસને ટાળવાનું મન થાય, એમ શા માટે? તેના તરફ અકારણ અણગમો ઊભો થાય છે તેનું કારણ શું? આમ થવાનાં આંતરિક કારણોની તપાસ અનિવાર્ય છે.

ઉચ્ચતાના પરમ શિખરને સ્પર્શી માનવ અતિ માનવ બની શકે છે. તેના અનેક દાખલાઓ પણ છે. શ્રી રામ, શ્રી કૃષ્ણ, ભગવાન મહાવીર, ભગવાન બુદ્ધ, ભગવાન ઈશુ, વગેરે મહાપુરુષો વિકાસની ચરમ સીમાને ઉપલબ્ધ કરી, નરમાંથી નારાયણ બન્યા છે તો બીજી બાજુ તૈમૂર, ચંગીઝખાન, નાદિરશાહ, હિટલર મુસોલિની અને સ્ટાલીન જેવા આત્માઓએ પાપ અને ક્રૂરતાના ખડકો ખડકી, પશુતાને પણ શરમાવે એવા દુષ્કૃત્યોનો ઇતિહાસ સર્જ્યો છે. પોતાના પુરુષાર્થથી મનુષ્ય સ્વર્ગનું પણ નિર્માણ કરી શકે છે અને નરકનું પણ. નરકનું નિર્માણ કરનારા માણસો પોતે તો અશાંતિના વમળોમાં અટવાય છે પણ બીજાને માટે પણ ઉપદ્રવનાં કારણરૂપ બને છે. આવા માણસો ભયનું વાતાવરણ સર્જી પશુતાનું નિર્માણ કરે છે. આવા માણસોથી સૌ બચવા ચાહે છે. પરંતુ યાદ રાખજો માણસ મધ્યયોનિ છે. આ યોનિથી ઊર્ધ્વગામી બની અનંત આકાશમાં ઉડ્ડયન કરવાનું પણ શક્ય છે અને અધોગામી બની નીચે પાતાલમાં પહોંચી જવાનું પણ સરળ છે. છતાં જે આકાશમાં ઉડવાને માટે પાંખો ફફડાવે છે તે જ પ્રભુતાને પામી શકે છે.

નાદિરશાહે એકવાર એક જ્યોતિષીને પૂછ્યું : 'મેં એક ધર્મગ્રંથમાં વાંચેલ છે કે, માણસે વહેલા ઊઠી જવું જોઇએ. વધારે પડતી ઊંઘ હાનિપ્રદ છે. પરંતુ હું તો હંમેશાં દસ વાગ્યા પછી જ જાગું છું. તો તે ધર્મગ્રંથ બરાબર છે કે હું જે કરી રહ્યો છું તે બરાબર છે?' જ્યોતિષી પણ જેવો તેવો નહોતો. તે ભારે હિંમતવાન અને પારદર્શી પ્રજ્ઞા ધરાવતો માણસ હતો. એટલે તરતજ તેણે જવાબ વાળ્યો : 'જહાંપનાહ ! જે ધર્મગ્રંથમાં આપે વહેલા ઊઠવા સંબંધી વાંચ્યું, તે ધર્મગ્રંથમાં લખેલ વાત આપને માટે બરાબર નથી. આપ જે કરી રહ્યા છો તે જ બરાબર છે. એટલે નાદિરશાહે કહ્યું : 'એટલે તમે શું કહેવા માંગો છો?' જ્યોતિષીએ જવાબ વાળ્યો : 'જહાંપનાહ ! પુસ્તકો કે ધર્મગ્રંથો સારા માણસોને લક્ષ્યમાં રાખીને લખવામાં આવ્યાં હોય છે; નબળા આચરણવાળા માણસોને અનુલક્ષીને લખવામાં આવ્યાં નથી હોતાં.'

સારા માણસોનું જાગરણ જગતના જીવો માટે હિતકર હોય છે. સારા માણસો સદા સર્વ જીવ રાશિના હિત અને કલ્યાણની કામનામાં પ્રવૃત્ત હોય છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ કહ્યું છે—**नहि कल्याण कृत कश्चिद् दुर्गति तात गच्छति !** બીજાંનાં કલ્યાણ અને શુભને માટે પ્રવૃત્ત થનારી વ્યકિત કદી પણ દુર્ગતિને પામતી નથી. માટે સારા માણસના જાગરણમાં સર્વ સત્ત્વોનું હિત અને કલ્યાણ સમાએલું છે. નબળાં મન અને આચરણવાળા મનુષ્યોના હૃદયમાં પોતાનો સ્વાર્થ સર્વોપરિ હોય છે. બીજાનું જે થવાનું હોય તે થાય પણ મારા અહંને બરાબર પોષણ મળવું જોઇએ, એ પ્રકારની ભાવના પ્રમુખ રાખી વર્તનાર માણસ, બીજાની લાગણીઓનો જરા પણ વિચાર કરતો નથી. પરિણામે, ફાવે તેટલા અત્યાચારો કે અનાચારો આચરતાં પણ

તેને આંચકો આવતો નથી. માટે આવા માણસોની ઊંઘમાં જ બધા જીવોનું હિત અંતર્નિવિષ્ટ હોય છે. એટલે આવા માણસો જાગે તે કરતાં તે ઊંઘે એ જ તેમને માટે યોગ્ય છે. તેમની ઊંઘ જ જગતના જીવોને માટે આશીર્વાદરૂપ છે; તેમની જાગૃતિ અભિશાપરૂપ છે.

નાદિરશાહ જાગે તો તે ઉપદ્રવ કર્યા વગર રહે જ નહિ. માટે તે વધુ ઊંઘતો રહે એ જ તેને માટે યોગ્ય છે. અજ્ઞાનીના હાથમાં અજ્ઞાન જ શ્રેયસ્કર છે. અજ્ઞાનીના હાથમાં જ્ઞાન ખતરનાક છે. જ્ઞાનીના હાથમાં અજ્ઞાનનું પણ જોખમ નથી હોતું તો પછી જ્ઞાનની તો વાત જ શી?

મનની એકાગ્રતા માટે જીવનની પરમ શુદ્ધિ અનિવાર્ય છે. જીવનના અંત સુધી શંકરની જેમ કડવા અને કાતિલ ઝેરો માણસે પચાવવાના હોય છે. તેના વિના જીવનની અંતિમ ક્ષણ એટલે કે મૃત્યુ અમૃત ભરેલું બનતું નથી. મૃત્યુની અંતિમ ક્ષણ અંતિમ મૂડી થાય તે માટે આખા જીવનની સાવધાનીપૂર્વકની જાગૃતિ આવશ્યક છે. આટલી બધી દોડધામ અને મથામણની પાછળ મૃત્યુની ક્ષણને સુધારી લેવાની માણસની આત્યંતિક ભાવના હોય છે. મરણની પવિત્રતા પણ તો જ જળવાય છે.

મનુષ્યે આ માટે પોતાનું આત્મનિરીક્ષણ કરતાં રહેવું જોઇએ કે: 'આ મનુષ્ય દેહમાં મારા જેવા જ કાળા માથાના માનવીઓ ઋષિ, મહર્ષિ અને પરમર્ષિ થઇ ગયા. આ મનુષ્ય દેહમાં જ મારા જેવા સંસારમાં રખડતા અને રઝળતા જીવો નરમાંથી નારાયણ થઇ ગયા, તો પછી હું કેમ આવો ને આવો જ કોરો છું? મારી અવશ્ય કંઇક ભૂલ થાય છે, હું કંઇક ગફલતમાં પડયો છું. મારું અવશ્ય અવળું આચરણ છે, મારી સ્વમાં (આત્મામાં) સ્થિરતા નથી. મારી ચિત્તવૃત્તિ સદા બહાર રઝળ્યા કરે છે. બીજાના દોષોને જોવામાં હું મારું દોઢ ડહાપણ વાપરું છું, પણ મારા દોષો હું જોતો નથી. મારે શા માટે બીજાના દોષો જોવા જોઇએ? હું કયાં ગુણોનો ખજાનો છું? મારામાં વળી કયાં ઓછા દોષો પડયા છે? જો હું મારા તરફ લક્ષ્ય આપવાને બદલે, બીજાના ઝીણા ઝીણા દોષોને હિમાલય જેવડા મોટા બનાવી જોવાની દૃષ્ટિ કેળવીશ, તો તેથી બીજાને શી હાનિ થવાની? હાનિને પાત્ર તો હું જ થઇશ. મારા વિકાસને માટે મળેલાં સાધનોને નિરર્થક વેડફી નાખવાને બદલે જો હું તેમાંથી જોરપૂર્વક બચવા પ્રયત્ન કરીશ તો જ હું મારા મનની એકાગ્રતા સાધી શકીશ. અન્યથા મને મળેલો આ અમૂલ્ય માનવદેહ અને પરમાત્માને પામવાના મને મળેલાં બધાં સાધનોને હું ગુમાવી બેસીશ. તમોગુણ અને રજોગુણમાં અટવાયા કરીશ તો મારું જીવન નિરર્થક સિદ્ધ થશે. માટે મારે પ્રયત્નપૂર્વક આ બધામાંથી બહાર નીકળી જવું જોઇએ'—મનુષ્યના મનનો આવો દૃઢતમ નિર્ણય જ ચિત્તની એકાગ્રતામાં ઉપકારક થશે.

**માપસરનું જીવન :** મનની એકાગ્રતામાં માપસરનું જીવન ઉત્તમ નિમિત્તની ગરજ સારે છે. જેમ દવાઓ માત્રાના આંકા ગણીને લેવાની હોય છે તેમ જીવનના બધા વ્યવહારો

અને આવશ્યકતાઓમાં પણ મર્યાદાની લક્ષ્મણરેખા આવશ્યક છે. આવશ્યકતાઓનો નિરર્થક વધારો મનને અસ્તવ્યસ્ત બનાવી દે છે. એટલે અનિવાર્ય અને અપરિહાર્ય જરૂરિયાતો સિવાય જીવનમાં અનાવશ્યક વસ્તુઓનો ખોટો પ્રવેશ ન થઈ જાય તે માટે સતત કાળજી રાખવી જરૂરી છે. ખાનપાન અને ઊંઘની પ્રવૃત્તિઓ નિષ્કારણ વધી જવા ન પામે તે મનની એકાગ્રતા માટે પરમ આવશ્યક છે. ખાનપાનની અનિયંત્રિત છૂટ અને ઊંઘની અનિયમિતતા તમોગુણના પોષક સહચરો છે. બધા અનર્થો જિહ્વાના અનિયમનમાંથી જન્મે છે. આહારની અધિકતા ઊંઘ સાથે નિકટનો સંબંધ ધરાવે છે. આહાર અને ઊંઘનો સનાતન ભાઈચારો છે. માટે ઇન્દ્રિયોની લગામ તમારા હાથમાં સલામત રહે તે માટે પ્રયત્ન કરો. સદા અંતર્નિરીક્ષણ કરો કે ખાનપાનમાં હું ભૂલ તો નથી કરતો ને? ઊંઘની મર્યાદા કરતાં વધારે નિદ્રાને પ્રશ્રય તો નથી આપતો ને? આંખો અને બીજી ઇન્દ્રિયો પદાર્થોમાં લોલુપ થઈ પોતપોતાના અભીષ્ટ વિષયોને ગોતવામાં આમતેમ વગર લગામે ભટકતી તો નથીને? આ રીતે કાળજી અને ઝીણવટભરી દૃષ્ટિથી આત્મ–નિરીક્ષણ કરનાર મનુષ્ય મનની એકાગ્રતા સાધી લે છે.

ઇન્દ્રિયો આપણી માલિક નથી પરંતુ આપણે ઇન્દ્રિયોના માલિક છીએ, એ સત્ય ભૂલાઇ ન જવું જોઇએ. ઇન્દ્રિયો ઉપર સદા ધાક રહેવી જોઇએ કે તેઓ જરાપણ આડી અવળી ચાલશે તો અંદર અદૃષ્ટ બેઠેલો માલિક તેમને અમર્યાદિત સજા કર્યા વગર રહેશે નહિ.

**શુભ દૃષ્ટિ** : બધામાં પરમાત્મભાવ જોવાની અલૌકિક અને વાસ્તવિક વૃત્તિ જ્યાં સુધી જન્મશે નહિ ત્યાં સુધી મન સદા બીજાથી ભયગ્રસ્ત રહેવાનું. ભયથી આકુળવ્યાકુળ બનેલા આત્માના ચિત્તમાં એકાગ્રતા સાધી શકાય નહિ. આપણી દૃષ્ટિમાં આખી સૃષ્ટિ મંગલમય અને પરમાત્મા રૂપ ભાસવી જોઇએ. આપણી જાત ઉપર આપણને જેટલાં વિશ્વાસ અને શ્રદ્ધા હોય તેટલાં જ જગતના બીજા બધા જીવો ઉપર પણ હોવાં જોઇએ. આમ થાય તો પછી કોઇથી આપણને ભય પામવાનું કે આપણાથી કોઈને ભય પામવાનું રહેશે નહિ.

આપણી અને આપણા જેવા બીજા જીવોની સ્થિતિ જુદી જ જાતની છે. જેમ આપણાથી ભિન્ન એવા બીજા બધા જીવોથી આપણે ભયત્રસ્ત છીએ, તેમ બીજા જીવો આપણાથી ભયત્રસ્ત, ખિન્ન અને પરેશાન છે. નાનાં નાનાં કીડી મકોડાથી લઇ, સિંહ જેવા બળવાન પ્રાણીઓની આ જ સ્થિતિ છે. સિંહના હૃદયને પણ આપણા કરતાં કંઇ ઓછો ભય નથી. તે પણ ચાર ડગલાં ચાલી ચારે બાજુ જોઈ લે છે કે, મારું ભક્ષણ કરવા તો કોઈ આવતું નથી ને? હિંસક વૃત્તિવાળો બીજાથી હિંસિત થઇ જવાના ભયથી અભય બની શકતો નથી. બિલાડા, કાગડા, કૂતરાની આંખો હંમેશાં એક સરખી ફર્યા જ કરતી હોય છે. તેમનાં મનમાં એક ક્ષણની પણ સ્થિરતા નથી. તેમની દૃષ્ટિ સદા બેબાકળી હોય છે. આ બધાનાં કારણોની આંતરિક ગવેષણા કરવી આવશ્યક છે. મારી સમજણ પ્રમાણે તો સૃષ્ટિ તો જેવી છે તેવી જ છે, તેવી જ

રહેવાની છે, તેમાં ભાગ્યે જ ફેર પડતો હોય છે. તે કદી ફેરવી શકાતી નથી, ફેરવવી જ હોય તો આપણી દૃષ્ટિ ફેરવવી જોઇશે. જેવી દૃષ્ટિ ફરી કે સૃષ્ટિ એની મેળે ફરી જશે.

તમારી આંખો ઉપર જો લાલ રંગના ચશ્મા ચઢાવશો તો આખી સૃષ્ટિ તમને લાલ દેખાશે, બળતી હોય એમ જણાશે. પરંતુ દુનિયામાં કશું જ બગડેલું નથી. બગડ્યું જ હોય તો માત્ર આપણી દૃષ્ટિ બગડી હોય છે. એટલે આપણા હૃદયનો ભય જ બીજામાં આરોપિત થઈ, આપણને ભયભીત બનાવ્યા કરે છે.

પક્ષીઓ ચણ ચણતા હોય ત્યારે તેમની પાસેથી જરા ધીમેથી પણ પસાર થઇ જાઓ. તમોને શો અનુભવ થાય છે? તે બધાં પક્ષીઓ ફફડાટ કરતાં એક સાથે ઊડી જાય છે.

પક્ષીની ડોક તો વળી સતત આગળ પાછળ ફરતી જ રહે છે. તેનો ફફડાટ જુદી જ જાતનો હોય છે. તેમને બીજાનો ભય સતત સતાવ્યા જ કરે છે. તેમને એક ક્ષણ માટેની પણ નિશ્ચિંતતા કે નિર્ભયતા હોતી નથી.

જ્યાં સુધી આપણું હૃદય સર્વ પ્રાણીઓ પ્રત્યે પ્રેમ અને વિશ્વાસથી છલકાઈ ન જાય, ત્યાં સુધી આખી દુનિયા આપણને દુશ્મન જેવી જણાશે. આ વિકૃત અને બિહામણી ભાવના જેના પ્રાણોને સ્પર્શી ગઇ હોય, તેનાં માનસને શાંતિ કે સમાધિ કયાંથી હોય? એવા માણસો ભૂલથી એમ સમજવા લાગે છે કે મારું સંરક્ષણ હું પોતે જ કરવાનો છું. બીજા બધા મારા સંહારક છે, ભક્ષક છે. આવી ભ્રાંતિપૂર્ણ ભાવનાઓ જ્યાં સુધી નિર્મૂળ ન થાય ત્યાં સુધી પ્રકૃતિની સૃષ્ટિમાં માંગલ્ય જોવાની દૃષ્ટિ અભિવ્યક્ત થશે નહિ.

સૃષ્ટિ મંગલથી ભરેલી છે, એ રીતે જોવાની જો કળા સિદ્ધ થઈ ગઇ, તો આનંદ અને પ્રેમના અનંત ઝરા આપણાં હૃદયમાં જ અસ્ખલિત રીતે વહેતા થઇ જશે. આનંદ લેવા કયાંય ભટકવું નહિ પડે. તેનો અક્ષય ખજાનો આપણામાં જ પડેલો દેખાશે. હૃદયાકાશ દિવ્ય પ્રકાશથી ઝળહળી ઊઠશે!

અંતરાત્માના દિવ્ય ભંડારને જોતાં શીખો! બહારના નિરભ્ર આકાશને નિરખીને ચિત્ત નિર્મળ તેમજ નિર્લેપ બનાવો કારણ, **वर्षातपाभ्यां किं व्योम्नश्चर्मण्येव तयोः स्थितिः।** વરસાદ અથવા તડકાથી આકાશ ભીંજાઇ કે સંકોચાઇ જતું નથી. વર્ષા અને તડકાની અસર તો ચામડા ઉપર થાય છે. ચામડું પાણીથી ફુલાઇ જાય છે અને તડકાથી સંકોચાઇ જાય છે. આકાશ ઉપર તેની કશી જ અસર થતી નથી. માટે આકાશની માફક સ્વચ્છ અને નિર્લેપ થવામાં જ સાધનાની નિષ્પત્તિ સમાએલી છે.

# સંવત્સરી મહાપર્વ અને ક્ષમાપના

આજે સંવત્સરી મહાપર્વનો પવિત્ર દિવસ છે. આ પવિત્ર દિવસનો અતિ દિવ્ય અને ભવ્ય ઇતિહાસ છે. પ્રકૃતિએ આપેલાં વિપુલ સાધનોના સમીચીન ઉપયોગ તેમજ માનવ જાતના નવી દિશા તરફના પ્રયાણના પુરુષાર્થના સુભગ સંયોગની મીઠી સ્મૃતિનો આ મીઠો અને અપૂર્વ દિવસ છે. આગમોને આધારે આ દિવસના રહસ્યભર્યા ઇતિહાસને સ્મૃતિગોચર બનાવવા આજના દિવસે આપણે પ્રયત્ન કરીએ. જંબુદ્વીપ પન્નત્તિમાં આ દિવસ કેમ ઉદ્ભવ્યો ? આ દિવસનું સંવત્સરી મહાપર્વ નામકરણ કેમ અપાયું ? આ મહાપર્વની ઉજવણી હમણાં જ શરૂ થઇ કે તે પરાપૂર્વથી ચાલી આવે છે, વગેરે બાબતો જાણી લેવી આવશ્યક છે.

જૈન આગમોમાં વીસ ક્રોડાક્રોડ સાગરોપમની મર્યાદાના સમયને કાળચક્રના નામથી ઓળખવામાં આવે છે. તેના અવસર્પિણી અને ઉત્સર્પિણી નામના બે વિભાગો છે. ઉતરતો કાળ કે જેમાં સમસ્ત પદાર્થોના વર્ણાદિ ગુણોની ક્રમશઃ હાનિ થાય તે અવસર્પિણી કાળ, અને જેમાં સમસ્ત વસ્તુઓના વર્ણાદિગુણોની ક્રમિક રીતે વૃદ્ધિ થાય, એટલે કે શુભ પર્યાયો વધતાં વધતાં પરિસીમાએ પહોંચે તે ઉત્સર્પિણી કાળ કહેવાય છે.

દરેક કાળચક્રમાં છ–છ આરા હોય છે. અવસર્પિણીના પ્રથમ આરાનું નામ 'સુષમ–સુષમ' છે. તેની સ્થિતિ ચાર ક્રોડાક્રોડ સાગરોપમપ્રમાણ છે. આ આરામાં ભૂમિ હથેળીની માફક સમ હોય છે. પાંચે વર્ણવાળા મણિઓ સમાન સુંદર વનરાઇથી તે સભર હોય છે. ઉદ્દાલ, કોદ્દાલ, મોદ્દાલ, કૃતમાલ, નૃતમાલ, દંતમાલ, નાગમાલ, શંખમાલ અને શ્વેતમાલ વૃક્ષોની સઘન છાયા તેમજ સુંદર પુષ્પો અને ફળોથી ભરેલાં ઘટાદાર વૃક્ષો હોય છે. ભેરુતાલવન, હેરુતાલવન, મેરુતાલવન, સાલવન, ખજુરીવન, નાળિયેરીવન આદિ વનો જ્યાં ત્યાં વિસ્તરેલાં હોય છે. આ યુગના માણસો સ્વભાવથી બાળક જેવા નિર્મળ, સરળ, ઉપશાન્ત કષાયી અને કોમળ હોય છે. તેમની ઉત્કૃષ્ટ ઊંચાઇ ત્રણ ગાઉની અને આયુષ્ય ત્રણ પલ્યનું હોય છે. ત્રણ દિવસે તેઓ ક્ષુધાતુર થાય છે. તુવેરની દાળ જેટલી માત્રાનું અત્યલ્પ ભોજન તેઓ લે છે. કલ્પ વૃક્ષોથી ઇચ્છિત સુખ સાધનો તેઓ મેળવે છે. તે યુગના માનવી ઘણાં સુખી અને સંતોષી હોય છે.

બીજા આરાનું નામ 'સુષમ' છે. તે ત્રણ ક્રોડાક્રોડ સાગરોપમપ્રમાણ હોય છે. પહેલા આરા કરતાં આ આરામાં વર્ણાદિ શુભત્વ થોડું ઘટી જાય છે. આ આરાના પ્રારંભમાં બે પલ્યની અને અંતમાં એક પલ્યની મનુષ્યની આયુ હોય છે. તેમની ઇચ્છાઓ પણ કલ્પવૃક્ષથી પૂર્ણ થતી હોય છે. ઊંચાઈ પ્રારંભમાં બે ગાઉની અને અંતે એક ગાઉની હોય છે.

ત્રીજા આરાનું નામ 'સુષમ–દુષમ' છે. તે બે ક્રોડાક્રોડ સાગરોપમપ્રમાણ છે. આ આરાના પ્રારંભમાં માણસોની ઊંચાઈ એક ગાઉની અને ઊતરતા આરે પાંચસો ધનુષ્યની હોય છે

આયુષ્ય પ્રારંભમાં એક પલ્યનું અને ઊતરતા આરે એક કરોડ પૂર્વનું હોય છે. આ આરાના પલ્યોપમનો આઠમો ભાગ જ્યારે શેષ રહે છે ત્યારે પ્રથમ કુલકરનો જન્મ થાય છે. તેમજ ચોર્યાસી લાખ પૂર્વ, ત્રણ વરસ અને સાડા આઠ માસ શેષ રહે ત્યારે પ્રથમ તીર્થંકરનો જન્મ થાય છે.

ચોથા આરાનું નામ 'દુષમ–સુષમ' છે. તેના કાળની અવધિ એક ક્રોડા ક્રોડ સાગરોપમમાં બેતાલીસ હજાર વર્ષ ઓછાની હોય છે. પ્રારંભમાં માણસની ઊંચાઈ પાંચસો ધનુષ્યની અને ઊતરતે આરે સાત હાથની હોય છે. પ્રારંભમાં કરોડ પૂર્વનું આયુષ્ય અને અંતે સો વરસથી કંઈક અધિકનું હોય છે. આ આરામાં ત્રેવીસ તીર્થંકર, અગિયાર ચક્રવર્તી, નવ વાસુદેવ અને નવ બળદેવ થાય છે.

પાંચમા આરાનું નામ 'દુષમ' છે. આ આરો એકવીસ હજાર વરસનો હોય છે. તેમાં પ્રારંભમાં મનુષ્યનું આયુષ્ય એક સોથી કંઈક અધિક વરસનું હોય છે અને અંતમાં વીસ વરસનું હોય છે. પ્રારંભમાં સાત હાથની ઊંચાઈ હોય છે. પછી ધીરે ધીરે ઓછી થતાં એક હાથની રહી જાય છે. આ કાળમા મનુષ્ય અમર્યાદિત અને ઉચ્છૃંખલ હોય છે.

છઠ્ઠા આરાનું નામ 'દુષમ–દુષમ' છે. તે આરો પણ એકવીસ હજાર વરસનો હોય છે. પ્રારંભમાં મનુષ્યનું ઉત્કૃષ્ટ આયુષ્ય વીસ વરસનું અને અંતિમ સમયે સોળ વરસનું હોય છે. પ્રારંભમાં જે ઊંચાઇ એક હાથની હોય છે તે ઘટીને ધીમે ધીમે મૂઠી વાળેલા હાથ જેટલી રહી જાય છે. આ આરામાં પૃથ્વી અગ્નિ જેવી તપેલી હોય છે. મનુષ્ય કઠરૂપા, નિર્લજ્જ અને મર્યાદાશૂન્ય હોય છે. તે બોંતેર જાતના બિલોમાં નિવાસ કરે છે.

આ પ્રમાણે અવસર્પિણી કાળના છ આરા પૂરા થયા પછી ઉત્સર્પિણી કાળ શરૂ થાય છે. તેમાં 'દુષમ–દુષમ', 'દુષમ', 'દુષમ–સુષમ', 'સુષમ–દુષમ', 'સુષમ' અને 'સુષમ–સુષમ' આરા હોય છે. ઉત્સર્પિણી કાળમાં ક્રમશઃ વર્ણ ગંધ રસની શુભતા અને સુખ તથા સુખનાં સાધનોમાં અભિવૃદ્ધિ થતી રહે છે.

પ્રથમ ત્રણ આરામાં જન્મેલા જુગલિયા કહેવાય છે. જેમાં ભાઇ બહેનનું યુગલ જન્મે છે. એમની બધી આવશ્યકતાઓ પ્રકૃતિ પૂર્ણ કરે છે. તેમનામાં પુરુષાર્થનું નામનિશાન હોતું નથી. આ આરામાં જન્મેલા જીવો શાન્ત, પ્રહસન સ્વભાવી તેમજ સદાનંદી હોય છે.

હવે સંવત્સરી પ્રાયઃ ચાતુર્માસના પ્રારંભથી પચાસમા દિવસે શા માટે હોય છે તેમજ તેના પૂર્વવર્તી ઓગણપચાસ દિવસો શા માટે છે તે પણ જોઇએ.

પાંચમા આરાના અંતમાં અને જ્યારે છઠ્ઠો આરો બેસવાનો હોય છે, ત્યારે સામુદાયિક પાપનાં કારણે જમીનના રસકસો નાશ પામી જાય છે. અગ્નિ અને વિષોના ભયંકર વરસાદથી પૃથ્વી ઉજ્જડ અને વેરાન બની જાય છે. જળકાયનો પણ પ્રાયઃ નાશ થઈ જાય છે. ભૂમિ રૌરવ

નરક જેવી દુર્ગન્ધમય બની જાય છે. માણસોની સંખ્યા ઘટી જાય છે. તેઓ ગંગા નદીને કાંઠે બિલોમાં રહેતા હોય છે. તેઓ સવાર થતાં માછલાંઓ પકડે છે અને તેમને રેતીમાં દાટી દે છે. સૂર્યના અગ્નિ જેવા તડકાથી તે માછલાંઓ પાકી જાય છે. આ માછલાઓનું ભોજન કરી, તેઓ પોતાનાં જીવન ટકાવી રાખે છે. આવી વિષમતાભરી સ્થિતિ એક બે વરસ સુધી નહિ, પરંતુ સતત બેતાલીસ હજાર વર્ષ સુધી ચાલે છે. કારણ અવસર્પિણી કાળનો છઠ્ઠો આરો 'દુષમ–દુષમ'–નામનો હોય છે. તે વખતે હીનતમ વર્ણ, ગન્ધ, રસ અને સ્પર્શો હોય છે. આ છઠ્ઠા આરાના એકવીસ હજાર વર્ષ વીત્યા પછી ઉત્સર્પિણી કાળનો પ્રારંભ થાય છે. તેનો પ્રથમ આરો જે અવસર્પિણી કાળનો છઠ્ઠો આરો હતો તેના જેવોજ હોય છે. તે પ્રથમ આરાનું નામ 'દુષમ–દુષમ' હોય છે. તેની પણ સ્થિતિ એકવીસ હજાર વર્ષની હોય છે. લોકો જ્યારે આવા જીવનથી ત્રાસી જાય છે ત્યારે કુદરત સામે સારી સ્થિતિ માટેની માંગલિક ભાવના અને કામના કરે છે. તેમની એ માંગલિક ભાવના અને કામના સામુદાયિક રીતે સઘન અને પ્રગાઢ રૂપમાં સાકાર થાય છે અને પ્રકૃતિનો આ અભિશાપરૂપ પ્રકોપ પરિવર્તિત થઇ જાય છે. ધરતીના જે રસકસ શોષાઇ ગયા હોય છે, જે નારકીય દુર્ગન્ધથી ધરતી ઊભરાઈ ગઇ હોય છે, ઠેકઠેકાણે માંસ, માછલાં, અને ખોપરીઓના બિભત્સ દશ્યો દેખાઇ રહ્યાં હોય છે તેમજ અશુચિ અને સાક્ષાત્ નરકના દશ્યો જે દૃષ્ટિગોચર થતાં હોય છે, તેમાં આશ્ચર્યજનક કુદરતી પરિવર્તન આવી જાય છે. આ પરિવર્તનનો નિશ્ચિત દિવસ અષાઢી પૂર્ણિમા છે. એટલે અષાઢી પૂર્ણિમાનો દિવસ સંક્રાન્તિ કાળનો પ્રથમ ઉજ્જવલ દિવસ ગણાય છે. આપણા ચાતુર્માસના મંગલ પ્રારંભનો મંગલ દિવસ પણ આ જ છે. તે દિવસે બધા સંતો એક સ્થાને સ્થિર થઇ જાય છે. આરાના પરિવર્તનનો પણ આ જ પ્રથમ દિવસ છે. અષાઢ સુદ પૂર્ણિમાને દિવસે પ્રથમ વરસાદ થાય છે.

જાણે બારે મેઘ ખાંગા થઈ વરસી રહ્યા હોય એવા પુષ્કરાવર્ત વરસાદને કારણે જે પૃથ્વી પૂર્વે અગ્નિ અને વિષાદિના વરસાદને કારણે પોતાની ફળદ્રુપતા ગુમાવી બેઠી હોય છે, જેની ઉર્વરાશક્તિ અપહૃત થઈ હોય છે, જે શસ્યશ્યામલાને બદલે ઉજ્જડ અને ક્ષાર ભૂમિ બની ગઈ હોય છે, તે પાણીના સતત એકધારા સાત દિવસના વરસાદથી શાંત અને પ્રશાંત થઈ જાય છે. અગ્નિ આદિ વરસાદને કારણે આવેલી રૂક્ષતા ઘણાં અંશે સ્નિગ્ધતામાં ફેરવાઈ જાય છે.

બીજા સાત દિવસ સુધી અનવરત ક્ષીરની ધારાનો વરસાદ થાય છે. ક્ષીરની ધારાના વરસાદથી પૃથ્વીની ઉર્વરાશક્તિ વૃદ્ધિંગત થાય છે. વર્ણ, ગંધ, રસ અને સ્પર્શમાં અનેરી વૃદ્ધિ થાય છે. પાર્થિવ શક્તિ અને રસકસ વધી જવા પામે છે.

ત્રીજા સાત દિવસ સુધી ઉઘાડ રહે છે. પહેલાંના ચૌદ દિવસના પાણી અને દૂધની ધારાથી એક રસ બની ગએલી પૃથ્વીમાં પાણી અને દૂધના વરસાદની યથાયોગ્ય પરિણતિ થઈ શકે તેટલા ખાતર ત્રીજા સાત દિવસ ઉઘાડના હોય છે.

ચોથા સાત દિવસ સુધી ઘૃત એટલે ઘીની ધારાનો વરસાદ થાય છે. આ ઘીની ધારાના વરસાદને કારણે પૃથ્વીમાં જે કંઈ પણ ઉત્પાદન શક્તિમાં ઊણપ રહી જવા પામી હોય તેની પૂર્તિ થઇ જાય છે. ઘીના જેવા સ્નિગ્ધ પદાર્થના એકધારા સિંચનથી પૃથ્વી ભારે રસકસ વાળી બની જાય છે. એની ફળદ્રુપતા સોળે કળાએ ખીલી ઊઠે છે. આખું વાતાવરણ બદલાઇ જાય છે. જાણે નવી જ પૃથ્વી ઊતરી આવી હોય અથવા નવી જ સૃષ્ટિનું પ્રકૃતિએ નિર્માણ કર્યું હોય, એમ દૃષ્ટિગોચર થાય છે. આવા આમૂલ પરિવર્તનમાં આ વરસાદ કીમતી ભાગ ભજવે છે.

પાંચમા સાત દિવસ સુધી અમૃતનો વરસાદ થાય છે. આ વરસાદથી વનરાઇ, ફળ ફૂલો અને પૃથ્વીમાંથી જન્મ પામતી બીજી બધી જ વસ્તુઓના સ્વાદમાં અમૃતરસનું સિંચન થઇ જાય છે. અમૃતનો આ વરસાદ પાર્થિવ વસ્તુઓમાં અમૃતની મીઠાશ ભરી દે છે. મીઠાશ જન્માવવી અને તેનું અપહરણ કરી નાખવાનું કામ પ્રકૃતિનું હોય છે. માણસોના કે જીવરાશિના પુણ્ય અને પાપોના નિમિત્તને કારણે પ્રકૃતિમાં તદનુરૂપ પરિણમન થયા કરે છે.

છઠ્ઠું સપ્તાહ ઉઘાડનું હોય છે. પૃથ્વી નવા રૂપ અને નવા રંગમાં દૃષ્ટિગોચર થવા લાગે છે. પ્રકૃતિ જ્યારે પૃથ્વીને આવી જાતના અવનવા સૌંદર્યથી ભરી દે છે ત્યારે માણસોનાં મન પણ આનંદથી ઊભરાઇ જાય છે. માણસોની ક્ષુદ્ર વૃત્તિઓમાં અચાનક અકલ્પનીય પરિવર્તન આવી જાય છે. માણસોની ભાવના અને કામનાઓમાં માંગલ્યની વૃદ્ધિ થવા લાગે છે. જનમન નવાં જીવન અને નવાં સૌંદર્યને નિહાળવા અને માણવા થનગની ઊઠે છે.

સાતમું સપ્તાહ રસના વરસાદનું હોય છે. આખી પૃથ્વીમાં જુદી જુદી જાતના છએ રસોનું યોગ્ય પરિમાણમાં સિંચન થઇ જાય છે. હવે પૃથ્વીતત્ત્વ સંપૂર્ણ શક્તિથી સભર બને છે. સાચા અર્થમાં હવે તે વસુંધરા બની જાય છે. હવે પૃથ્વી ખરા અર્થમાં માતાનું દિવ્ય સ્વરૂપ ધારણ કરી, બધા જીવોનાં જીવનતત્ત્વને સાત્ત્વિક રીતે પોષણ આપવા લાગે છે.

સાત દિવસોના આ રીતે વરસાદો અને ઉઘાડોને લઇ ધરતીમા જે નવા જીવન, નવું ચૈતન્ય, નવા રસ અને નવી શક્તિનો દિવ્ય આવિર્ભાવ થાય છે તેને કારણે તે લીલીછમ બની જાય છે. નવી જાતના અંકુરો પલ્લવિત થાય છે. વાતાવરણ આનંદિત બની જાય છે. આમ આ ઓગણપચાસ દિવસો પૃથ્વી ઉપર નવું જીવન ઉતારવા માટેના છે. અને પચાસમો દિવસ સંવત્સરીનો છે. તે દિવસે બિલમાં રહેલા માણસો બહાર નીકળી આ નવા જીવનનો નવો આનંદ માણે છે. આ નવા જીવનની સ્મૃતિરૂપે સંવત્સરી મહાપર્વનો પવિત્ર દિવસ છે. સાત્ત્વિક જીવન જીવવાનો આ દિવસે પ્રારંભ થાય છે. આ સનાતન દિવસ છે.

આ દિવસે કુદરતની અલૌકિક સંપત્તિ જોઇ, માણસો માંસાહારનો પરિત્યાગ કરી, શાકાહારી બને છે. પાપ, હિંસા, ક્લેશ અને ઘૃણાને છોડી પ્રેમ, સદ્ભાવ, લાગણી, સ્નેહ અને અહિંસાના

ભાવો તરફ વળે છે. આ સનાતન દિવસ અખિલ માનવ સમાજ માટે પરમ સુખ અને આનંદનો છે. મનુષ્યને જ્યારે પુણ્યના સાનુકૂળ સંયોગો હોય ત્યારે જ તન, મન, ધન તેમજ સર્વ સુયોગ્યતમ સાધનો મળે છે. પરંતુ આ આત્માએ ભૂતકાળમાં ન કરવાનાં કામો કર્યાં હોય, ન બોલવાના બોલ બોલ્યા હોય, અને તેને લઇને જે કોઇ ક્લિષ્ટ કર્મો બાંધ્યાં હોય, તેને છોડવાનો તેમજ તેમાંથી નિષ્કલંક અને નિષ્પાપ થઈ જવા માટેનો આ દિવસ છે. આ દિવસ જેવી સોનેરી તક ભાગ્યે જ સાંપડવાની. માટે અભિમાનને મનમાથી કાઢી નાખી, સરળતાથી પોતાની જાતને તપાસજો અને કરેલાં પાપોનો હાર્દિક પશ્ચાત્તાપ કરજો.

મહાવીર પોતે નિર્ગ્રંથ હતા. તેની આજ્ઞામાં વિચરતા સાધુ સાધ્વીઓ પણ નિર્ગ્રંથ છે. નિર્ગ્રંથ શબ્દનો ભારે મીઠો અર્થ છે. જેનામાં કશી જ ગાંઠ ન રહી હોય તે નિર્ગ્રંથ છે. રાગદ્વેષની ગ્રંથિને પણ કાઢવા માટેની સાધનામાં જે તત્પર છે અને આરંભ પરિગ્રહની ગ્રંથિથી જે અદંતર મુક્ત થઇ ગયો છે તે જ નિર્ગ્રંથ થઇ શકે છે. મહાવીરના શાસનમાં પરિગ્રહ કે પૈસાને કશું જ સ્થાન નથી. પરિગ્રહને જો મહાવીર શાસનમાં પુણ્યની કે ધર્મની નિશાની માનવામા આવી હોત તો ભગવાન મહાવીર પોતે રાજ્યવૈભવનો ત્યાગ કરી, દિગંબર સ્વરૂપે નિર્ગ્રંથ થઇ, કરપાત્ર બનાવી, ઘેર ઘેર ભિક્ષા માગવા ચાલી ન નીકળત ! ધર્મ અને ત્યાગ કરતાં જો સંપત્તિનું મૂલ્ય વધારે હોત તો ભગવાન બુદ્ધ ભરયૌવનમાં રાજકીય સુખસાધનો, યુવાન પત્ની અને નવજાત શિશુનો ત્યાગ કરી, હાથમાં ભિક્ષાપાત્ર લઇને, મધ્ય રાત્રિએ ન નીકળી પડયા હોત !

યાદ રાખજો, વાણિયા થઇને તમારા હાથથી જે મહાપાપો થઇ જાય છે તેની તમોને કશી જ ખબર પડતી નથી. હાં, તમારા હાથે થતી હિંસા તમને દેખાતી નથી એટલે તમે તમારી જાતને અહિંસક માની લીધી છે. પૈસાથી તિજોરી ભરી લો છો પરંતુ તેમા ભરેલા રૂપિયા ઉપર અન્યના લોહીના ડાઘ તમને દેખાતા નથી એટલે તમે તમારા મનથી તમારી જાતને નિર્દોષ માની લો છો, પરંતુ ખરેખર તમારા રૂપિયા ભારોભાર કોઇના લોહીથી ખરડાએલા હોય છે, માત્ર લોહીના ડાઘ દેખાતા નથી એટલે તમારી દૃષ્ટિમાં તે રૂપિયા સ્વચ્છ અને નિર્મળ જણાય છે.

આ રૂપિયાએ કેટલાનાં ગળાં કાપ્યાં? કેટલાના પ્રાણો હર્યા? આ રૂપિયા પાછળ કેટલા શૂળીએ લટક્યા? કેટલા જમીનવિહોણા થયા? કેટલા મકાન વગરના થયા? કેટલી વિધવાઓના આંસુ પડયાં? તેની કશી જ સ્પષ્ટ પ્રતીતિ તમને નથી, પરંતુ એ બધાં પાપો તમારી તિજોરીમાં સંઘરાએલા તમારા રૂપિયામાં ભર્યાં પડયાં છે. ધ્યાનમા લેજો કે મનની શુદ્ધિ ધ્યાનથી થાય છે પરંતુ ધનની શુદ્ધિ તો દાનથી જ થશે.

રૂપિયો ભારે અદ્ભુત છે ! ગમે તેટલા દોષો કે અપરાધોમાંથી તે પસાર થાય છતા તે છૂટી જાય છે અને હંમેશાં તાજો ને તાજો જ રહે છે. તે કદી વાસી થતો નથી કે બગડતો નથી. ગમે તેટલાના હાથોમાંથી તે પસાર થાય, ગમે તેટલા ઉપદ્રવોના ઇતિહાસનો તે જીવંત

સાક્ષી હોય, છતા તે હંમેશા સ્વચ્છ અને દૂધથી ધોએલોજ જણાશે. પોતાનો ભૂતકાલીન ઇતિહાસ ત્યાંજ ખતમ કરી તાજો થઇનેજ તે બીજાના હાથમા આવે છે. એટલે ભગવાન મહાવીર નગ્ન ઊભા છે. ધન સંપત્તિ અને રાજપાટનો તેમણે એકાંત ત્યાગ કર્યો ત્યારે તેમને માનનારાઓએ તો આજે સૌથી વધારે સંપત્તિ સંઘરી છે. આમ કરીને તમે ભગવાન મહાવીરના આદર્શો અને આદેશોનું પાલન કરો છો કે અવગણના, તેમનું માન કરી રહ્યા છો કે અપમાન, આ વાત તમારે જ નકકી કરવાની રહી. પરિગ્રહ પાપનું મૂળ છે. પરિગ્રહથી વિરમવામાં ધર્મ છે તે સિદ્ધાત ભગવાન મહાવીરે પોતાના આદર્શમય જીવનથી આપણને બતાવ્યો છે, છતા આજે તેની કેવી પ્રતિક્રિયા થઈ રહી છે તે આપણે સૌ જાણીએ છીએ.

આજના આ પવિત્ર દિવસે આ સત્ય જો તમારા પ્રાણોને સ્પર્શી જાય, તો તમારી સંપત્તિ કે જે તમોએ અનેક પાપો કરી સંઘરી છે. તે કાળાં નાણાને ધોળાં બનાવવાનો, તે પાપમય સંપત્તિનો યોગ્ય માર્ગે ઉપયોગ કરવાનો, તેને તપ જપ કરનારાના સન્માનમાં વાપરવાનો અને શાસનના હિતમા તેનો સદુપયોગ કરવાનો, આજે જે સુંદર અવસર તમને પ્રાપ્ત થયો છે, તેવો સુઅવસર તમને બીજો કયો મળવાનો છે? માટે મનને જરા વિશાળ બનાવજો અને વચનમાં કઠોરતા કે અહં ન આવી જાય તેની કાળજી રાખજો! તમારી સત્તા અને સંપત્તિ બીજાને નષ્ટભ્રષ્ટ કરવામાં નિમિત્ત ન બની જાય તેની જાગૃતિ રાખજો!

આજના દિવસે તો બાપના માર્યા વેર પણ ભૂલાઇ જવાવાં જોઇએ કે જેથી આપણે માટે સંવત્સરીનો દિવસ પણ પરમ નિર્મળ બની જાય! રાજા ઉદયનની દાસી સુવર્ણગુટિકાનું અપહરણ ચંદ્રપ્રદ્યોતન કરી જાય છે. રાજા ઉદયન શ્રાવક છે. અન્યાયનો ઉચિત પ્રતિકાર કરવાથી શ્રાવક ધર્મને કશી જ હાનિ પહોંચતી નથી. અન્યાયને સહન કરી લેવાથી તે અન્યાય ફાલેફૂલે છે. ચંદ્રપ્રદ્યોતન ઉપર આક્રમણ કરી, તેના ઉપર વિજય મેળવી અને તેને કેદી બનાવી, રાજા ઉદયન સ્વદેશ પાછો ફરે છે. આ સમયે, મધ્ય પ્રદેશના મન્દસોર નામક ગામમાં જ્યારે તે પહોંચે છે ત્યારે યોગાનુયોગ સંવત્સરીનો પવિત્ર દિવસ હોય છે. ઉદયન રાજા સૈન્ય સાથે ત્યાં રોકાઇ જાય છે. પોતે ઉપવાસ કરે છે અને રાજા ચંદ્રપ્રદ્યોતન માટે રસોઇ બનાવરાવે છે પરંતુ ચંદ્રપ્રદ્યોતનને શંકા થાય છે કે, રાજા ઉદયન પોતે જમતો નથી અને મારે માટે રસોઈ બનાવરાવે છે, તો મારી રસોઇમાં, રસોઇયાને કહી ઝેર ભેળવાવી દે, તો મારૂં અકારણ મૃત્યુ જ થાય! માટે હું પણ આજે ઉપવાસ કરીશ એમ વિચારી ચંદ્રપ્રદ્યોતને પણ ઉપવાસ કર્યો. સાંજના પ્રતિક્રમણ કરી, રાજા ઉદયન જ્યારે ચંદ્રપ્રદ્યોતનને ખમાવવા આવ્યો ત્યારે ચંદ્રપ્રદ્યોતને કહ્યું: 'માત્ર શબ્દોની ક્ષમાપનાથી શો લાભ થવાનો છે? મારા હાથ પગમાં તો બેડીઓ છે અને તમે મને ખમાવી રહ્યા છો! 'ક્ષમાપના અને બંધન' એ પરસ્પર વિરોધી બાબતો છે. ખમાવવા જ હોય તો હૃદયથી ખમાવવા જોઇએ.' રાજા ઉદયન ઉપર તેના શબ્દોની પ્રાણસ્પર્શી અસર થઇ. તેણે ચંદ્રપ્રદ્યોતનને બંધનમાંથી મુકત કર્યો. બંનેની આંખોમાં પ્રેમનાં આંસુઓ ઉભરાઇ આવ્યાં ને

બંને જે દુશ્મનો હતા તે એક બીજાને પ્રેમથી ભેટી પડયા. તેઓ પોતાની વચ્ચેનું વેર ભૂલી ગયા અને બંને મિત્રો બની ગયા. કષાયની કલુષિતતા ક્ષમાપનાની દિવ્યતાથી ધોવાઈ ગઈ ! બંનેના હૃદય પરિશુદ્ધ બન્યાં. ચંદ્રપ્રદ્યોતનને પોતાનું રાજ્ય પાછું મળી ગયું. બન્નેનાં જીવન સાચી દિશામાં ગતિ કરનારાં, સુખી અને સમૃદ્ધ બની ગયાં !

## આલોયણા

આજે આલોયણાનો એટલે આલોચનાનો દિવસ છે. આલોયણાનો દિવસ એટલે પોતાની જાતને ચારેકોરથી તપાસવાનો, આત્મનિરીક્ષણ કરવાનો કે યથાર્થ સ્વરૂપમાં પોતાની જાતને ઓળખી લેવાનો દિવસ ! આજનો દિવસ ઘણો પવિત્ર છે. જેમ અરીસામાં જોવાથી આપણાં શરીર ઉપર લાગેલો મેલ કે ડાઘ આપણને દેખાઈ આવે છે તેમ આંતરિક દોષોને બતાવનાર અને તેને હટાવનાર આલોચના અરીસાની ગરજ સારનારી છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં આ માટે જિજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કરવામાં આવ્યો છે કે, 'आलोयणाए णं भंते! जीवे किं जणयइ?' અહો ભગવન્ ! આલોચના કરવાથી એટલે કે ગુરુજનો સમક્ષ પોતાનો દોષ જાહેર કરવાથી જીવને શું મળે છે?

**आलोयणाऐ णं मायानियाण-मिच्छादंसणसल्लाणं मोक्खमग्गविग्घाणं अणंत संसारवद्धणाणं उद्धरणं करेइ। उज्जुभावं च जणयइ। उज्जुभावं पडिवन्ने य णं जीवे अमाई इत्थीवेयं नपुंसगवेयं च न बन्धइ। पुव्वबद्धं च णं निज्जरेइ।**

આલોચનાથી મળનાર મોક્ષ માર્ગમાં વિઘ્નરૂપ તેમજ અનંત સંસારને વધારનારા માયાશલ્ય, નિદાનશલ્ય અને મિથ્યાદર્શનશલ્ય એ ત્રણ શલ્યો છે. માયાશલ્ય એટલે મન વચન અને કાયાની વક્રતા અથવા વિસંવાદીપણું; નિદાનશલ્ય એટલે ધર્મ, તપ આદિની વૈષયિક ફલાકાંક્ષા અને મિથ્યાદર્શનશલ્ય એટલે યથાર્થ વસ્તુસ્વરૂપના સમજણનો અભાવ. આ ત્રણે શલ્યો જે આત્માને કાંટાની માફક ખૂંચનારા, આત્મિક ગુણોને અવરોધ કરનારા તેમજ તેની ઘાત કરનારા છે. તેને આલોયણા કાઢી નાખે છે. આલોયણાથી જીવ ઋજુ ભાવને ઉપલબ્ધ થાય છે. સરળતાને સંપ્રાપ્ત જીવ માયારહિત બને છે. તેથી તે સ્ત્રીવેદ અને નપુંસકવેદનો બંધ કરતો નથી અને પૂર્વબદ્ધની નિર્જરા કરે છે.

આજના દિવસે જીવ પોતાના ભૂતકાળના દરેક પાપોનું જાગૃતિપૂર્વક સ્મરણ કરી, તેની નિંદા અને ગર્હણાપૂર્વક 'તસ્સમિચ્છામિદુક્કડં' આપે છે. તેથી નિંદા અને ગર્હણાના સંબંધમાં, શાસ્ત્રે નિંદા-ગર્હણા કરવાના જે લાભો બતાવ્યાં તે આ પ્રસંગે જાણી લેવા ઉચિત છે.

**निंदणयाऐ णं भन्ते! जीवे किं जणयइ?** અર્થાત્ હે પૂજ્ય ! નિંદા એટલે પોતે જ પોતાના દોષોનો તિરસ્કાર કરવાથી જીવને શો લાભ થાય છે ?

निन्दणयाओ णं पच्छाणुताव' जणयइ! पच्छाणुतावेण' विरज्जमाणे करणगुणसेढिं पडिवज्जइ, करणगुणसेढिं पडिवन्ने य णं अणगारे मोहणिज्ज'कम्मं उग्घाबेइ। અર્થાત્ સ્વનિન્દાથી પશ્ચાત્તાપ થાય છે. પશ્ચાતાપથી જન્મનારા વૈરાગ્યથી કરણ-ગુણ શ્રેણી એટલે કર્મોને સત્વર ખપાવવાની આત્માની વિશેષ પ્રકારની શક્તિ સંપ્રાપ્ત થાય છે. કરણ-ગુણ શ્રેણીના બળે અણગાર મોહનીય કર્મનો નાશ કરે છે.

આલોચનામાં આપણે દરેક દોષોની સમીક્ષા કરતાં અને તેનાથી અટકતાં 'तस्स भंते! पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाण' वोसिरामि'– બોલીએ છીએ. પાપોને મૂલત: ઉખેડવામાં નિંદા અને ગર્હા અગત્યનો ભાગ ભજવે છે. એટલે આ બધા શબ્દોના શાસ્ત્રીય મર્મો આલોચણાના પ્રારંભમા સમજી લેવા આવશ્યક છે. તદ્દનુસાર–

गरहणयाओ णं भंते! जीवे किं जणयइ? અર્થાત્ હે પ્રભો! ગર્હા એટલે બીજા આગળ પોતાના દોષો પ્રગટ કરવાથી જીવને શું મળે છે? गरहणयाओ णं अपुरक्कारं जणयइ। अपुरक्कारगओ णं जीवे अपसत्थे हिंतो जोगे हिंतो नियत्तेइ। पसत्थजोगपडिवन्ने य णं अणगारे अणंतघाइ-पज्जवे खवेइ। અર્થાત્ ગર્હાથી જીવને અપુરસ્કાર એટલે તેની અવજ્ઞા થાય છે. અવજ્ઞાથી તે અપ્રશસ્ત કામોથી અટકી જાય છે. જ્ઞાન, દર્શનાદિ અનંત ગુણોનો ઘાત કરનાર જ્ઞાનાવરણાદિ કર્મોના અનંત પર્યાયોનો ગર્હાથી અણગાર ક્ષય કરે છે.

આલોચનાના મંગળ પ્રારંભ પૂર્વે ક્ષેત્રવિશુદ્ધિ અનિવાર્ય છે. કોઇ પણ ખેતરમાં બી વાવતાં પહેલાં ખેડૂત ખેતરના ઝાડ, ઝાંખરાં, કાંટા વગેરેને પ્રથમ સાફ કરે છે. ત્યાર પછી જ વાવેલાં બી જેમ અનેકગણાં ફળદાયી નીવડે છે તેમ ક્ષેત્ર એટલે આત્માની પ્રાથમિક શુદ્ધિ કર્યા પછી તેમજ સ્થિરતા મેળવ્યા પછી જો આલોચના કરવામાં આવે તો તે અનંત કર્મોનો નાશ કરનારી અને આત્મિક ગુણોને પ્રગટાવનારી નીવડે છે. એટલે ક્ષેત્રવિશુદ્ધિ કરાવનાર આત્માના ગુણો શું છે તે શાસ્ત્રના આધારે બતાવું છું–

नाणं च दंसणं चेव चरितं च तवो तहा।
अेस मग्गो त्ति पन्नत्तो जिणेहिं वरदंसिहिं॥

વરદર્શી એટલે સત્યના સમ્યગ્દૃષ્ટા જિનવરોએ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપને ક્ષેત્ર વિશુદ્ધિ કરાવનાર તેમજ મોક્ષના માર્ગરૂપ બતાવ્યાં છે.

જ્ઞાન અને દર્શન આત્માના આત્યંતિક ગુણો છે. ચારિત્ર એ આત્માનો ગુણ નથી; પરંતુ શરીરનો ધર્મ છે. આમ છતા, સ્વરૂપરમણરૂપ ચારિત્ર તે તો આત્માનું જ શુદ્ધ સ્વરૂપ છે. આ આત્માના ત્રૈકાલિક ગુણોમાં આપણા પુરુષાર્થની નબળાઈના કારણે અથવા વિભાવપરિણતિની બલવત્તરતાને કારણે મલિનતા આવી જાય છે. આ મલિનતાની પ્રગાઢતા એવી તો સઘન બની જાય છે કે, જીવ પોતાના શુદ્ધ સ્વરૂપને ભૂલી જાય છે અને મલિનતા સાથે તાદાત્મ્ય જોડી બેસી

જાય છે. મલિનતા સાથેના આ તાદાત્મ્યને તોડવા માટે તેમજ સ્વરૂપને ઓળખવા માટે આલોચના મૂકવામાં આવી છે.

જ્ઞાન એ આત્માનું સ્વરૂપ છે. પરંતુ તે તથારૂપે પ્રગટ થવાને બદલે પુસ્તકોનાં વાચન અને પઠનમાંથી મળેલી સૂચનાઓને જ્ઞાન માની લેવાની આપણે સૌ ભૂલ કરી બેસતા હોઇએ છીએ. આને પરિણામે આપણા પદાર્થ મૂલકજ્ઞાનમાં ઉન્મત્ત થઈ, આપણે સમ્યગ્દૃષ્ટાઓની અને તેમના અધ્યાત્મમૂલક જ્ઞાનની મજાક ઊડાવીએ છીએ. આપણી સ્મૃતિ કે સૂચનાઓને જ આપણે સર્વસ્વ માની લેતાં હોવાને કારણે આપણે તેવા જ્ઞાની, જ્ઞાન અને જ્ઞાનનાં સાધનોની નિંદા કરીએ છીએ. સત્જ્ઞાન અને સત્ શાસ્ત્રોની અવહેલના કરી આપણે અસત્પ્રરૂપણાના અનર્થને વહોરી લઇએ છીએ. આવા આવા કારણોને લઇને આપણા જીવે જ્ઞાનના એવા ચૌદ અતિચારો સેવ્યા હોય, તો આજના પવિત્ર દિવસે આપણે તેનો પશ્ચાત્તાપ કરીએ છીએ. તે ચૌદ અતિચારો આ પ્રમાણે છે–

**जं वाइद्ध वच्चामेलिय हीणक्खरं, अच्चक्खर. पयहीण विणयहीणं जोगहीण घोसहीणं सुट्ठुदिन्नं दुट्ठुपडिलछियं, अकाले कओ सज्झाओ, काले न कओ सज्झाओ, असज्झाइए सज्झायं सज्झाइए न सज्झायं तस्समिच्छामिदुक्कडं ।**

સૂત્રો આડાં-અવળા ભણાયાં હોય, ધ્યાન વિના ભણાયાં હોય, અક્ષરો અને પદો ઓછા કે અધિક ભણાયાં હોય; વિનય વગર કે મન વચન અને કાયાની સ્થિરતા વિના તે બોલાયા હોય, શુદ્ધ ઉચ્ચાર વિના બોલાયાં હોય, શુદ્ધ જ્ઞાન અવિનીતને આપ્યું હોય કે તે માઠી રીતે ભણાયું હોય, સંધ્યાકાળ આદિ બાર અકાળમા સજ્ઝાય કરી હોય, સ્વાધ્યાય કરવાના કાળે સ્વાધ્યાય ન કર્યો હોય, સ્વાધ્યાય ન કરવા યોગ્ય સ્થળે સ્વાધ્યાય કર્યો હોય, સ્વાધ્યાય કરવા યોગ્ય સ્થળે સ્વાધ્યાય ન કર્યો હોય, તો હે પ્રભો ! આ બધા જ્ઞાનની આશાતનાને કારણે લાગેલા પાપો મિથ્યા થાય એવી મારી અન્તઃકરણની ભાવના અને હૃદયપૂર્વકની પ્રાર્થના છે.

આત્માનો બીજો ગુણ દર્શન છે. દર્શનના બે અર્થો થાય છે. તેનો એક અર્થ છે જોવું અને બીજો અર્થ છે શ્રદ્ધા. અત્રે દર્શન શબ્દનો અર્થ શ્રદ્ધા સાથે સંબંધ ધરાવે છે ધર્મના માર્ગમા આગળ વધતા આત્માને સુદેવ, સુગ્રંથ અને સદ્ધર્મ એ ત્રણ તત્ત્વ યથાર્થ રીતે ઓળખવાના હોય છે. પરંતુ અનાદિ કાલિન અજ્ઞાન અને મિથ્યાત્વને વશવર્તી બની તેણે દેવ અરિહંત, ગુરુ નિર્ગ્રંથ અને નિર્ગ્રંથ- પ્રવચનરૂપ આત્મિક ધર્મોનો પરિત્યાગ કરી, જેમાં દેવ, ગુરુ કે ધર્મના ધર્મો ન હોય એવા દેવોમાં દેવની કલ્પના કરી, તેણે વીતરાગ દેવોને દેવ ન માન્યા હોય, પંચમહાવ્રતધારી નિર્ગ્રંથ ગુરુઓમાં ગુરુ બુદ્ધિ રાખવાને બદલે કંચનકામિની સાથે જોડાએલાને ગુરુ તરીકે સ્વીકાર્યા હોય, અહિંસાપ્રધાન ધર્મને બદલે પાપમય ધર્મની કલ્પના કરી હોય, અને આ રીતે તેણે જે કર્મ બાંધ્યાં હોય, તે કર્મોના ક્ષય માટે તેવા દેવ, ગુરુ અને ધર્મથી મુક્ત થઇ,

પંચપરમેષ્ઠિરૂપ દેવ, ગુરુ તથા તેમના પ્રરૂપેલા ધર્મ એ ત્રણ તત્ત્વની સાચી શ્રદ્ધા કરવા વિષે જે-सका, कखा, वितिगिच्छा, परपासडपससा परपासंडसंथवो અર્થાત્ વીતરાગે પ્રરૂપેલા ધર્મમાં શંકા કરવી, અહિતકારી મતની ઇચ્છા કરવી, ધર્મક્રિયાનાં ફળસ્વરૂપે આલોક પરલોકના સુખની આકાંક્ષા રાખવી, ધર્મકરણીનાં ફળમાં સંદેહ રાખવો, પર એટલે આત્મા સિવાય પૌદ્ગલિક સુખો કે પદાર્થોને મેળવવા પાસંડ એટલે વ્રતનિયમોનું અનુષ્ઠાન કરનારની પ્રશંસા કે પરિચય કરવો-આમ કરવાથી દર્શન ગુણ દૂષિત થાય છે. કારણ વ્રતનિયમોનું આચરણ માત્ર આત્મ કલ્યાણરૂપ કે મોક્ષની ભાવનામૂલક હોવું જોઇએ. તેને બદલે ભૌતિક સુખોને મેળવવા માટે જો તેનો ઉપયોગ કરવામાં આવે તો આખી દૃષ્ટિ જ ફરી જાય છે. મૂળભૂત ભાવનાઓનો જ અભાવ થઈ જાય છે. માટે ભૌતિક ભાવનાઓથી વ્રતાચરણ કરનારાની સોબત ન કરવી. આમ છતા પ્રલોભનો અને આકર્ષણોથી આકર્ષાઈ એવી વ્યકિતઓના વધારે પરિચયમાં આવતાં, આપણી વૃત્તિ પણ વસ્તુમૂલક બની જવાનો ભય રહે છે. માટે હે પ્રભો ! મારા સમ્યક્ત્વ ગુણમાં કોઈ પાપદોષ લાગ્યા હોય તો અનંત સિદ્ધ પ્રભુની સાક્ષીએ तस्स मिच्छामि दुक्कडं

આ આત્માને જ્યાં સુધી શરીર સાથેનો સંબંધ છે ત્યાં સુધી આત્મકલ્યાણની આત્યંતિક ભાવનાથી વ્રતનિયમોનુ જે અનુષ્ઠાન કરવામાં આવે છે, તેમાં પહેલું વ્રત અહિંસાનુ છે. આત્મા અહિંસા ગુણવાળો હોવા છતાં તેણે હિંસક ભાવ ઉત્પન્ન કરી, ત્રસ અને સ્થાવર જીવોની હિંસા કરીને જે કર્મો બાંધેલાં છે તે કર્મોને હડસેલવા અને અહિંસકપદનું-રક્ષણ કરવા શ્રાવકો માટેનું ત્રસજીવોની હિંસા ન કરવા વિષેનું આ અણુવ્રત છે.

સ્થાવર જીવોની હિંસાનો શ્રાવક ત્યાગ કરી શકે નહિ. કારણ જીવન વ્યવહાર માટે તે અનિવાર્ય છે. બે ઇન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના ત્રસજીવોને જાણી, ઓળખી, મારવાની બુદ્ધિએ મારી નાખવાના પ્રત્યાખ્યાન હોય છે. તેમાં ત્રસજીવોને ગાઢે બંધને બાંધ્યા હોય, લાકડી વગેરેના પ્રહારો કર્યા હોય, નાક કાન આદિ અવયવો છેદ્યાં હોય, નોકર, ચાકર, મજુરો તથા ગાડાં, ઊંટ વગેરે ઉપર તેનાં ગજા ઉપરાંત ભાર ભર્યો હોય, દ્વેષ બુદ્ધિએ ભોજન પાણીની અંતરાય પાડી હોય, તો तस्स मिच्छामि दुक्कड-

આપણો આત્મા સત્ય ભાવથી ભરપૂર હોવા છતા સ્વાર્થ અને પ્રમાદને કારણે, સત્યથી ભ્રષ્ટ થઈ અસત્યના આચરણથી જે પાપકર્મો તેણે ઉપાર્જન કરેલાં છે, તે કર્મોથી મુક્ત થવા અને સત્યનું એટલે મોટા અસત્યો નહિ આચરવા સંબંધેનું, આ બીજુ મૃષાવાદવિરમણ વ્રત છે. તે મોટાં અસત્યો જેવાં કે, વર કન્યાનાં રૂપ ગુણ કે વય સંબંધી, ગાય ભેંસ વગેરે ચોપગા પશુના રૂપ ગુણ અને વય સંબધી, થાપણ ઓળવવા સબંધી, કે ખોટી સાક્ષી આપવા સંબંધી, જૂઠું બોલવાના પ્રત્યાખાન હોય છે, તેમાં સ્વ અને પરને ધ્રાસકો પડે એવી ભાષા બોલી હોય. કોઇનું રહસ્ય કે છાની વાત પ્રગટ કરી હોય, પોતાની સ્ત્રીના મર્મ ઉઘાડા કર્યા હોય, જૂઠો ઉપદેશ કે ખોટી સલાહ આપી હોય, તો तस्स मिच्छामि दुक्कडं-

આ જીવે ચાર સંજ્ઞા અને ચાર કષાયને આધીન બની, ઇન્દ્રિયોનું પોષણ કરવા નિમિત્તે સચિત, અચિત અને મિશ્ર દ્રવ્યની ચોરી કરી જે કર્મો બાંધ્યાં છે, તે કર્મોથી મુક્ત થવા માટે ગાંસડી છોડી, પાકિટ ઉપાડી, ખીસાં કાતરી, કોઇનું તાળું બીજી કુંચીથી ઉઘાડી અને પડેલી વસ્તુનો કોઇ ધણી છે એમ જાણ્યા છતાં ચોરીના પ્રત્યાખ્યાન છે છતાં ચોરાઉ વસ્તુ લીધી હોય, ચોરને મદદ કરી હોય, રાજ્ય વિરુદ્ધ પ્રવૃત્તિ એટલે દાણચોરી, વેચાણકરની ચોરી, આવકકરની ચોરી કરી હોય, ખોટાં તોલાં રાખ્યાં હોય, ખોટું તોળ્યું હોય, ખોટાં માપ રાખ્યાં હોય, કે ખોટું માપ્યું હોય, સારી વસ્તુ બતાવી નરસી વસ્તુ આપી હોય, તો અનંતસિદ્ધ પ્રભુની સાક્ષીએ तस्स मिच्छामि दुक्कडं-

આત્મા વેદાતીત હોવા છતા સ્ત્રી પુરુષ અને નપુંસક ભાવ ઉત્પન્ન કરી દેવ-દેવીઓ મનુષ્ય-મનુષ્યણી, તિર્યંચ-તિર્યંચણીમાં ઉત્પન્ન થઈ સ્વપણે પરપણે મન વચન કાયાએ કરી દૃષ્ટિ, ખોરાક, પોષાક અને ભાષાપણે વિવિધ પ્રકારની અબ્રહ્મચર્યની ક્રિયા કરી જે કર્મો બાંધેલાં છે તેના ક્ષય માટે, સ્વસ્ત્રીના આગારસહિત જે બ્રહ્મચર્ય સ્વીકારેલ છે તેમાં પોતાની પરણેલી નાની ઉંમરની સ્ત્રી સાથે ગમન કર્યું હોય, જે સ્ત્રીની સાથે સગાઇ થઇ છે પણ લગ્ન નથી થયું તેની સાથે ગમન કર્યું હોય, અનેરે અંગે કામક્રીડા કરી હોય, બીજાના વિવાહ મેળવી આપ્યા હોય, અને કામ ભોગ વિષે તીવ્ર અભિલાષા કરી હોય તો પ્રભુની સાક્ષીએ तस्स मिच्छामि दुक्कडं-

નવ પ્રકારના પરિગ્રહની મર્યાદા કર્યા વગર આ જીવે ચૌદ જાતના ભાવપરિગ્રહો ઉત્પન્ન કરી, આત્મધર્મથી વિમુખ બની, અઢાર પાપસ્થાનક સેવી જે ગાઢાં ચીકણાં કર્મ બાંધ્યાં છે, તે કર્મોમાંથી મુક્ત થવા માટે ઢાંકી જમીનની મર્યાદા ઓળંગી હોય, રૂપા અને સોનાની વસ્તુઓનું અજાણતાં પણ ઉલ્લંઘન થયું હોય, રોકડ નાણું તથા અનાજની મર્યાદા અજાણપણે પણ ઉલ્લંઘી હોય, દાસદાસી આદિ બેપગાં અને ઢોર આદિ ચોપગાંની મર્યાદા ઓળંગી હોય, ઘર વખરીની મર્યાદા પણ ઓળંગાઇ જવા પામી હોય તો અનંત સિદ્ધ પ્રભુની સાક્ષીએ तस्स मिच्छामि दुक्कडं-

ચૌદ રાજલોકમાં છ દિશાઓની મર્યાદા નહિ કરવાથી જીવ અનંત આશ્રવનો ભાગીદાર થાય છે. તેને બંધ કરી સંવરભાવ પ્રગટ કરવા માટે ઊંચી, નીચી અને તિરછી દિશાની મર્યાદા કરવામાં આવે છે. દિશાની મર્યાદાથી પરિગ્રહનું પરિમાણ પણ યથાયોગ્ય રીતે સચવાય છે. તેમાં ઊંચી, નીચી, પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશાની મર્યાદાનું ઉલ્લંઘન થયું હોય, એક દિશાની મર્યાદા ઘટાડી બીજી દિશાની મર્યાદા વધારી હોય, સંદેહ પડયા છતાં આછળ વધી જવાયું હોય તો तस्स मिच्छामि दुक्कडं-

આ લોકમાં રહેલા એક વાર તથા અનેકવાર ભોગવવાને લાયક પદાર્થો ભોગવીને તેમજ વાપરીને તે વસ્તુઓના ભોગોપભોગ માટે મહાન પાપાચરણો કરી જે કર્મ બાંધેલાં છે તેને

તોડવા માટે ભોગોપભોગની સત્તાવીસ બોલની મર્યાદા કરી છે. તેમાં સચિત વસ્તુ સાથે લાગેલ અચિત વસ્તુ જેવાં કે, વૃક્ષને લાગેલાં ગુંદર, વૃક્ષને લાગેલાં પાકાં ફળ વગેરેનો ઉપયોગ કર્યો હોય, થોડી પકવેલી વસ્તુ કે જેમા જીવના પ્રદેશો રહી ગયા હોય જેવાં કે, તરત તૈયાર કરેલ ખારિયાં વગેરે ખાધાં હોય, માઠી રીતે પકવેલી વસ્તુ જેમકે રીંગણાંનાં ભડથાં, ઓળા, પોંક વગેરે ખાધાં હોય, થોડું ખાવું અને વધારે નાખી દેવું જેવાં કે શેરડી, સીતાફળ, વગેરે ખાધાં હોય, તેમજ જે કામો કે વ્યાપાર કરવાથી જીવને ગાઢાં કર્મ બંધાય જેવા કે, કોલસા બનાવવા, લુહારનું કામ. ભાડભુંજાના ધંધા, વનનાં ઝાડો કાપવાનાં કાર્યો, સેઢવીને વસ્તુ વેચવાના એટલે દારૂના ધંધા, ગાડાં ઘોડા રાખી ભાડાં ખાવા, પૃથ્વીનાં પેટ ફોડાવવાના એટલે કુવા વાવ ખોદાવવાના ધંધા, હાથીદાતનો વેપાર, ચમરી ગાયના વાળનો વેપાર, તેલ, ઘી, દારૂ આદિ રસનો વેપાર, લાખ આદિ રંગવાની વસ્તુનો વેપાર, અફીણ સોમલ આદિ ઝેરી વસ્તુનો વેપાર, ઘાણી, ચરખા વગેરે યંત્રો વડે પીલવાનાં કાર્યો, અંગોપાંગ છેદવાનાં કાર્યો, ખસી કરવાનાં કાર્યો, સરોવર તળાવ ઉલેચવાના કાર્યો, હિંસક પશુઓ, ગુલામ દુરાચારીઓનું આજીવિકાર્થે પાલનપોષણ કરવાનાં કાર્યો, વગેરે ન કરવાં જેવાં જે જે કાર્યો કર્યાં હોય, તો **तस्स मिच्छामि दुक्कडं**–

આપણો સ્વાર્થ ન હોય છતાં નિરર્થક ક્રિયાઓ કરવી તે વગર પ્રયોજનવાળી હોવાને કારણે અનર્થદંડ કહેવાય છે. તે અનર્થદંડના પાપથી અટકવા માટેનું આ વ્રત છે. છતાં વિષય વિકાર વધે તેવા યોગ પ્રવર્તાવ્યા હોય, કુચેષ્ટા કરી હોય, જેમ તેમ એટલે કે કષાય વધે તેમ બોલ્યા હોય, ઘણાં હથિયારો તથા હિંસાકારી સાધનો એકઠા કર્યાં હોય, ભોગોપભોગની વસ્તુમાં અતિ આસક્તિ રાખી હોય, તો **तस्स मिच्छामि दुक्कडं**–

આત્મામા અપાપભાવ અને સમભાવ ઉત્પન્ન કરવા માટેનું આ સામાયિક વ્રત છે. સામાયિક તો તમો કરો છો તેથી આ વાતને લંબાવતો નથી. છકાય જીવની હિંસા કે દુખ થાય તેવાં મન વચન અને કાયાને પ્રવર્તાવ્યાં હોય, સામાયિક પૂર્ણ થયા પૂર્વે પાળી હોય, સામાયિક અવ્યવસ્થિત પણે કરી હોય, તો **तस्स मिच्छामि दुक्कडं**–

છઠ્ઠા અને સાતમા વ્રતમાં જે પરિમાણ કર્યું છે તે ઘટાડી એક દિવસનું પરિમાણ કરવા તથા સંવર સહિત ઉપવાસ કરવા માટે આ દશમું દેશાવગાસિક વ્રત છે. આ દિવસ રાત્રિના વ્રતમાં મર્યાદાની બહારથી વસ્તુ મંગાવી હોય, ચાકર વગેરે વડે મર્યાદા બહાર વસ્તુ મોકલી હોય, સાદ કરી મર્યાદા બહારથી કોઇને બોલાવ્યા હોય, રૂપ બતાવી કોઇને બોલાવ્યા કે વસ્તુ મંગાવી હોય, કાંકરા વગેરે ફેંકી મર્યાદા બહારના ક્ષેત્રમાં સંકેત કર્યો હોય, તો અનંત સિદ્ધ પ્રભુની સાક્ષીએ **तस्स मिच्छामि दुक्कड**–

ધર્મધ્યાન વડે આત્માને પોષવો અને આકસ્મિક આવી ગએલા નિર્ગ્રંથોને ખપતી બધી વસ્તુઓનું દાન કરવા સબંધેના પૌષધોપવાસવ્રત અને અતિથિસંવિભાગવ્રતના સંબંધમા

તમે પૂર્ણ માહિતગાર છો. તે મુજબ, પૌષધમાં શય્યા, પાટ અને પથારીનું પ્રતિલેખન બરાબર ન કર્યું હોય, પ્રમાર્જન બરાબર ન કર્યું હોય, કદાચ પ્રતિલેખન અને પ્રમાર્જન કર્યાં હોય તો માઠી રીતે કર્યાં હોય, દિશાએ જવાની અને પેશાબ પરઠવાની જગ્યાના પ્રતિલેખન અને પ્રમાર્જનમાં પ્રમાદ સેવ્યો હોય, પૌષધવ્રતની આરાધના શાસ્ત્રીય રીતે ન કરી હોય, તો तस्स मिच्छामि दुक्कडं–

સાધુ પુરુષોને સચિતમાં અચિત નાખીને અથવા સચિત ઉપર અચિત વસ્તુ હોય તે આપી હોય, સચિત વસ્તુ વડે અચિત વસ્તુને ઢાંકી હોય અને વસ્તુનો કાળ વીત્યા પછી બગડી ગઈ હોય તેવી વસ્તુ વહોરાવી હોય, પોતે સૂઝતો છતાં બીજાને વહોરાવવાનું કહ્યું હોય, દાન આપી અહંકાર કર્યો હોય (કે મારું ઘર ન હોય તો સાધુઓને ખબર પડી જાય) તો હે પ્રભો! એ બધાં પાપો માટે तस्स मिच्छामि दुक्कडं–

આત્મકલ્યાણ માટે તપ અનિવાર્ય છે. તે આલોક કે પરલોકની અભિલાષાપૂર્વકનું ન હોવું જોઇએ. પ્રશંસા અથવા યશ કીર્તિની ભાવનાથી પણ તેની ઉપાસના ન કરવી જોઇએ. છતાં આલોકની મોટી અભિલાષા કે મરીને હું મોટો રાજા થાઉં, પરલોકની અભિલાષા કે મરીને મોટો દેવતા થાઉં, સંથારો લંબાય તો યશ કીર્તિ વધે, સંથારામાં ભૂખનું દુઃખ સહેવાતું નથી એટલે મરી જાઉં તો ઠીક, આવાં તેમજ કામભોગની ઇચ્છારૂપ પાપો થઇ ગયાં હોય તો હે પ્રભો! તે બધાં પાપો મારાં નિષ્ફળ થાય એવી પ્રાર્થના કરું છું.

આ જ રીતે પચ્ચીસ પ્રકારનાં મિથ્યાત્વ અને ચૌદ સંમૂર્છિમ વગેરેના જે જે પાપો આ ભવમાં અને અનંતા ભૂતકાળના અનંત ભવમાં લાગ્યાં હોય તો તે બધાં પાપો નિષ્ફળ જાય, એમ તે પાપો માટે પશ્ચાત્તાપપૂર્વકની પ્રાર્થના કરું છું.

આલોયણા અતિ સંક્ષેપમાં કહી છે. તેનો વિસ્તાર તો જુદા જુદા જીવોના જુદા જુદા પરિણામો અને કાર્યોને લઈ થઇ શકે છે. પરંતુ તે કહેવા જતાં સમયની લક્ષ્મણરેખા ભૂલી જવાય. માટે આલોચનાથી આત્માને શુદ્ધ કરી, ફરી પાપો સંસ્પૃષ્ટ ન થાય તે માટે કાળજી અને જાગૃતિ રાખવી.

## સમતાયોગની સાધના

જે ઇશ્વર પ્રેમથી વિહીન છે અને સંશયથી ભરેલો છે તેનો વિનાશ અવશ્યંભાવી છે. સંશયથી ભરેલું મન ભગવત્પ્રેમને ઉપલબ્ધ કરી શકતું નથી. ભગવત્પ્રેમ વિહીનતા અને સંશય સભરતા આ બન્ને ભિન્ન વસ્તુઓ નથી, પણ એકજ વસ્તુની બે બાજુઓ છે. એકજ સિક્કાના બે પાસાં છે. શબ્દો જુદા જુદા છે, પરંતુ બન્નેનું તાત્પર્ય એકજ છે. જો કે બન્નેની આધારશિલા

ભિન્ન ભિન્ન છે. સંશય મનના અવલંબન પર આવિર્ભાવ પામે છે ત્યારે ભગવત્પ્રેમનું અવલંબન સ્વયં આત્મા છે. આમ છતાં બન્ને વચ્ચે અમુક રીતે વિરોધી સંબંધ પણ છે. કારણ કે જ્યાં સુધી મનમાંથી સંશય વિલય ન પામે ત્યાં સુધી ભગવત્પ્રેમ પલ્લવિત કે પ્રસ્ફુટિત થતો નથી. આત્મામાં જો ભગવત્પ્રેમ અંકુરિત થઈ જાય તો મન સંશયશૂન્ય બની જાય છે. એટલે ગહનતાથી વિચારીએ તો બન્નેનો એક રીતે સંબંધ જણાય છે, છતાં બન્નેની અભિવ્યક્તિ ભિન્ન ભિન્ન આધાર ઉપર થાય છે. આપણે કહીએ છીએ કે 'संशयात्मा विनश्यति' જે દૃઢ સંકલ્પવાળો નથી અને વાવાઝોડાંની માફક જે હાલકડોલક સ્થિતિ ધરાવે છે, તે કદી કોઈ યોગ્ય નિર્ણય ઉપર પહોંચી શકતો નથી. એટલે સંશયથી ભરેલો આત્મા નષ્ટ થઇ જાય છે. તમને આશ્ચર્ય થતું હશે કે, મહારાજ આવી વિચિત્ર વાત કેમ કરે છે ? એક બાજુ એમ કહે છે કે, સંશયની અભિવ્યક્તિ મનથી થાય છે, સંશયનો આવિર્ભાવ મનમાં થાય છે, સંશયને અને આત્માને લેવા દેવા નથી. આત્મામાં ભગવત્પ્રેમનો જન્મ થાય છે, ભગવત્પ્રેમ સાથે આત્માને સંબંધ છે, સંશય સાથે નહિ. ત્યારે બીજી બાજુ 'संशयात्मा विनश्यति' કહીને સ્વવચનવિરોધ કેમ ઊભો કરે છે અને અમને દ્વિધામાં નાખે છે ?

તમારા મનમાં આ જાતની શંકા થાય તે સ્વાભાવિક છે. ખરેખર ભગવત્પ્રેમ અને સંશય બન્નેના આધાર ભિન્ન ભિન્ન છે. બન્નેમાં એક બીજાનો અભાવ છે. અથવા એકના સદ્ભાવમાં બીજાનો અભાવ અને એકના અભાવમાં બીજાનો સદ્ભાવ સંભવિત છે. આમ છતાં આત્મામાં ભલે સંશય ન હોય, પરંતુ જેના મનમાં સંશય થાય છે તેનાં મનથી મન જ આત્મા જણાય છે. સંશયથી ભરેલાં મનને, મનથી પર કોઈ આત્મતત્ત્વ જેવું લોકોત્તર તત્ત્વ છે, તેની કલ્પના સુદ્ધાં હોતી નથી. તે મનને જ આત્મા માની લેવાની ભૂલ કરી બેસે છે અને મનને જ આત્મા જાણનાર વ્યક્તિ અવશ્ય વિનાશને ઉપલબ્ધ થાય છે. કારણ મૂળમાં જ, સમજણના પ્રથમ ચરણમાં જ, તે ભૂલ ખાઈ રહ્યો હોય છે.

જ્યારે મન સંશયની સઘનતાથી ભરાઇ જાય છે ત્યારે વિનાશને ઉપલબ્ધ થાય છે. કારણ સંશયશીલ વ્યક્તિ સંકલ્પહીન હોય છે. એટલે તેનામાં કશી જ નિર્ણાયક શક્તિ કે નિર્ણાયક બળ હોતું નથી. તે કોઇ એક દિશામાં મક્કમપણે ગતિ કરવાનું વિચારી શકતી નથી. તેનું મન હંમેશાં વિચારોના વમળોમાં જ અટવાયેલું રહે છે. તેની માનસિક સ્થિતિ અસ્થિર હોય છે. પરિણામે તેનામાં વિધાયક શક્તિ રહેવા પામતી નથી. નવા સર્જન માટે જે સંકલ્પબળ અને નિર્ણાયક શક્તિ જોઇએ તે તેનામાં હોતાં નથી.

વિનાશ માટે નિર્ણયની જરૂર હોતી નથી. વિનાશ સ્વયંભૂ હોય છે. વગર નિર્ણયે માત્ર બેઠાં રહો તો પણ વિનાશ સંભવિત છે. હિમાલયના ઉત્તુંગ શિખર ઉપર ચઢવા માટે નિર્ણય લેવો પડે છે, દૃઢ સંકલ્પબળની આવશ્યકતા રહે છે, તે પ્રમાણે શ્રમ પણ કરવો પડે છે. પરંતુ

નીચેની ખીણમાં પથરાની માફક પર્વત ઉપરથી ગબડવામાં કશા જ નિર્ણય કે શ્રમની જરૂર નથી. તે માટે તો આપણે સક્રિય થવાની પણ જરૂર નથી. માત્ર પૃથ્વીનું ગુરુત્વાકર્ષણ જ પોતાનો ભાગ ભજવી લેશે. આપણે પોતાની મેળે જ ખીણ સુધી ગબડી જઇશું. આ જગતમાં વિનાશ સ્વયં આવી જાય છે, તેમાં કશા જ આધારની જરૂર નથી. તેમજ તેમાં કોઇના અવલંબનની પણ અપેક્ષા નથી. કોઈની પણ સહાય વિના તે પોતાની મળે જ થયા કરશે.

સર્જનક્રિયામાં દૃઢ સંકલ્પબળ અને નિર્ણયની અવશ્ય જરૂર રહે છે. સંકલ્પ વગર સર્જન થતું નથી. જે દર્શનો ઇશ્વરને જગતના કર્તા તરીકે સ્વીકારે છે તે દાર્શનિકો પણ એમ માને છે કે, જગતના નિર્માણ માટે ઇશ્વરને પણ સંકલ્પ કરવો પડે છે. કારણ સંકલ્પ વગર સર્જનની ક્રિયા થઇ શકતી નથી. તેમના મતથી સૃષ્ટિનાં સર્જનમાં ભલે ઇશ્વરની માત્ર ઉપસ્થિતિ જ અપેક્ષિત હોય, તેમની ઉપસ્થિતિ માત્ર કૅટેલિટિક એજન્ટ (ઉદ્દીપક)નું જ કામ કરતી હોય, પરંતુ ઇશ્વરની ઉપસ્થિતિ અનિવાર્ય છે. કૅટેલિટિક એજન્ટ એટલે શું તે જાણો છો? કૅટેલિટિક એજન્ટનું કાર્ય એ છે કે, ઓકિસજન અને હાઇડ્રોજનનાં સંયોજનથી પાણી થાય છે. જો પાણીનુ પૃથક્કરણ કરવામાં આવે તો આ બે તત્ત્વો સિવાય ત્રીજું તત્ત્વ જોવા મળતું નથી. આમ છતાં, આ બંનેને ભેગા કરવા માત્રથી પાણી બની જતું નથી. તેમના સંયોગીકરણ માટે વચ્ચે કૅટેલિટિક એજન્ટની જરૂર રહે છે. કૅટેલિટિક એજન્ટ ભલે તેમાં કશો જ અગત્યનો ભાગ ન ભજવતું હોય પણ તેની ઉપસ્થિતિ અનિવાર્ય છે. તે જ રીતે સૃષ્ટિના સર્જનમાં ઇશ્વર કર્તૃત્વ માનનારાઓની દૃષ્ટિમાં ઇશ્વરની ઉપસ્થિતિ અપરિહાર્ય છે. સમર્થ વ્યકિતની હાજરી માત્રથી કામ થઈ જાય છે. સમર્થ વ્યકિતને પોતાના હાથપગ હલાવવા પડતા નથી. પરંતુ કોઇ પણ કાર્યમાં તેની ઉપસ્થિતિ આવશ્યક છે.

આ જગતમાં સંકલ્પ વગર સર્જન સંભવિત નથી. આપણાં શ્રમ, શકિત, ચિત્ત, શરીર એ બધાંને સમાહિત કર્યા વગર કશું જ નિર્માણ થતું નથી ત્યારે વિનાશ વગર પ્રયત્ને સંભવ બની શકે છે. સંશયથી ભરેલું ચિત્ત વિનાશને ઉપલબ્ધ થાય છે. એનો અર્થ એ છે કે, સંશયથી ભરેલા ચિત્તને પોતાના વિનાશ માટે કશું જ કરવું પડતું નથી. તેનો વિનાશ આપોઆપ થઈ જાય છે. સંશયને કારણે તો માણસ જીવનના પરમ અવસરને પણ પ્રતિક્ષણ ખોઇ નાખે છે. જીવનના આ પરમ અવસરમાં, જો મનુષ્ય ઇચ્છે તો, પરમ ઉપલબ્ધિને મેળવી શકે છે; પરમ આનંદ અને પરમ હર્ષોન્માદની પરમ અવધિને ઉપલબ્ધ કરી શકે છે. પરંતુ તેનું સંશયયુક્ત મન તેને તેમ કરવા દેતું નથી. જ્યાં જીવનનું કણેકણ નાચી ઊઠે અને જીવન પરમ અમૃતતત્ત્વથી ભરાઇ જાય, જ્યાં જીવનનું અગાઢતમ અંધારું ખોવાઇ જાય અને જીવન પ્રભાપૂર્ણ બની જાય, જ્યા જીવનના સુગંધિત પુષ્પો ખીલી ઊઠે અને જીવનમાં પરમ સંગીત અને પરમ નૃત્યનો અનુભવ થવા લાગે, એવી દિવ્ય ક્ષણને પણ સંશયથી યુકત ચિત્ત વાળો મનુષ્ય પલભરમાં ખોઇ બેસે છે. એટલે જ જ્ઞાનીઓ 'संशयात्मा विनश्यति' કહે છે.

અશુભમાં સફળ થઈને પણ માણસ કંઇ ઉપલબ્ધ કરી શકતો નથી અને શુભમાં અસફળ થઈને પણ તે ઘણું મેળવે છે. અશુભ માટે જેટલું વધારે વિચારી શકાય તેમ સારૂં અને શુભ માટે જેટલી નિઃસંશય દૃષ્ટિ તેટલી સારી. અશુભના માર્ગમાં સફળ થએલો પણ અસફળ છે અને શુભના માર્ગમાં અસફળ બનેલો પણ સફળ છે.

સિકંદરનાં સંબંધમાં એમ કહેવાય છે કે, જ્યારે તેને દફનાવવા માટે તેના મૃતદેહને લઈ જવાઈ રહ્યો હતો ત્યારે તેના બન્ને હાથો તેના જનાજામાંથી બહાર રાખવામાં આવ્યા હતા. મૃતદેહના હાથો આ રીતે બહાર રાખવાનો રિવાજ નથી હોતો તેથી લોકો સિકંદરના જનાજાને જોઈ ભારે આશ્ચર્યમાં પડી ગયા. પરંતુ હકીકત એમ હતી કે પોતાના અંત સમયે સિકંદરે એવી ઇચ્છા પ્રગટ કરી હતી કે, જ્યારે મારો મૃતદેહ લઈ જવામાં આવે ત્યારે મારા બને હાથો બહાર રહેવા દેજો ! સિકંદરને સમજાવવામાં આવ્યો કે આ જાતનો રિવાજ નથી; જે વિધિ છે તેના અતિક્રમણથી શો લાભ ? પોતાના માણસોના આવા આગ્રહના જવાબમાં સિકંદરે કહ્યું કેઃ 'ભાઇઓ ! હું જનસમુદાયને મારી નિષ્ફળતા જાહેર કરવા ઈચ્છું છું કે, મેં મારાથી થઇ શકે તેટલા યુદ્ધો કર્યાં, ઘણા પ્રદેશો જીત્યા, ઘણાંને અનાથ બનાવ્યાં, અનેક સ્ત્રીઓને પતિવિહોણી કરી, બાળકોને પિતા વગરના રઝળતા અને રખડતાં કર્યાં, ઘણા રાજાઓને નમાવ્યા પણ અંતે આ બધાની અંતિમ નિષ્પત્તિ શું આવી ? મેં પ્રાપ્ત કરેલાં ધનસંપત્તિ, વૈભવ, રાજ્ય, બધાંને અહીં જ છોડીને અંતે મારે ખાલી હાથે જવાનો વારો આવ્યો ! મારા ખુલ્લા ખાલી હાથોને જોઇને પણ જો લોકોને એ સત્યનું દર્શન થાય કે સિકંદર આ જગતમાંથી કાંઇ લઇ જઇ શકયો નથી, તો જગતમાંથી ઘણાં પાપો ઓછાં થઇ જશે. આટઆટલી સફળતાઓ મેળવ્યા પછી પણ આખરે એ બધી અસફળતામાં ફેરવાઇ ગઈ છે! જે સત્ય મૃત્યુની અંતિમક્ષણે હું પ્રાપ્ત કરી શકયો એ જો સત્ય બીજાને પહેલેથી જ મળી જાય, તો આજે હું જે અસફળતાની વેદના સહી રહ્યો છું તે તેમને સહેવી ન પડે.'

સામાન્યતઃ સાધુ પુરુષો કંઇ પણ મેળવવા પ્રયત્ન કરતા નથી હોતા. આમ છતાં પોતાના બંધ હાથોમાં તેઓ ઘણું લઇને જાય છે. આત્માને વિનષ્ટ કરીને તેઓ જતા નથી. જગતમા આત્માને મેળવવા જેવી મોટી બીજી કોઇ ઉપલબ્ધિ નથી. પોતાને પૂર્ણ રૂપે જાણી અને તેને મેળવીને જવું એજ માનવજીવનની મહાન સિદ્ધિ છે.

પ્રાયઃ આપણે વસ્તુઓ તરફ પ્રેમ ધરાવનારા છીએ. વસ્તુઓ તરફનો આપણો પ્રેમ હશે તો આપણને સર્વત્ર વસ્તુઓ જ દેખાવાની. ભગવત્પ્રેમ સિવાય પરમાત્મા દેખાય જ નહિ. જે વ્યક્તિ સંશયથી ભરેલી છે તેને ઇશ્વરપરાયણતા સ્પર્શતી નથી. કેમકે સંશયનો મોટો પહાડ તેની વચ્ચે ઊભો છે. તેજ રીતે બિમારીઓ એકલી આવતી નથી. બિમારીઓ હંમેશાં સમૂહમાં આવે છે. માણસ કોઇ એક જાતના સંદેહથી પીડિત નથી હોતો. જ્યારે તે સંદેહશીલ બને છે ત્યારે અનેક પ્રકારના સંદેહોથી તે પીડાય છે. સ્વાસ્થ્ય હંમેશાં એકલું હોય છે જ્યારે બિમારીઓ

સમુદાયમાં આવે છે. શ્રદ્ધા એકલી આવે છે જ્યારે સંશયો કદાપિ એકલા આવતા નથી. સંશયથી ભરેલો માણસ પહાડ બની જાય છે. એવા માણસ પર પ્રભુના અનુગ્રહનો વરસાદ વરસે તો પણ તે વર્ષા ટકતી નથી; તે ચિરંજીવ હોતી નથી.

મનુષ્યની બુદ્ધિ મોટે ભાગે અસમ્યક્ હોય છે. અસમ્યક્નો અર્થ છે અસ્થિર. મનુષ્યની બુદ્ધિ ક્યારેક એક બાજુ વળે છે તો ક્યારેક બીજી બાજુ વળે છે. મોટા ભાગના જીવોની ગતિ દોરડા પર નાચતા નટ જેવી હોય છે. નટને દોરડા ઉપર નાચતાં તમે કદી જોયો છે? તમારામાંથી મોટા ભાગનાઓએ તો નટનાં નૃત્યોને જોયાં જ હશે. જો કે આ કળા હવે જૂની પુરાની થઇ ગઇ છે અને હવે એનું આધુનિક રૂપ સરકસ છે. આપણે તેને સરકસના નામે ઓળખીએ છીએ. સરકસમાં નાનાં નાનાં બાળકો પણ આશ્ચર્યજનક રમતો કરી બતાવે છે. આજે લોકો સરકસ જોવા જતા જ હોય છે એટલે નાનાં બાળકો પણ એનાથી અજાણ્યાં નથી. નટના દોરડાનૃત્યમાં જ્યારે નટ દોરડા ઉપર ચાલવાનો પ્રારંભ કરે છે ત્યારે હાથમાં એક લાકડી રાખે છે. દોરડા પર ચાલતાં ક્યારેક તે ડાબી બાજુ નમી જાય છે તો ક્યારેક જમણી બાજુ. દોરડા ઉપર ચાલતાં તેની ડાબી કે જમણી બાજુ નમી જવાની ક્રિયા સતત ચાલતી જ રહે છે. ડાબી બાજુ તે ત્યારે નમે છે જ્યારે જમણી બાજુથી પડવાનો ભય ઊભો થાય છે અને જમણી બાજુ તે ત્યારે વળે છે જ્યારે ડાબી બાજુથી પડવાનો ભય ઊભો થાય છે. આપણી બુદ્ધિ પણ નટના જેવી જ છે. આપણી બુદ્ધિ ક્યારેક ધર્મ તરફ વળે છે તો ક્યારેક અધર્મ તરફ, ક્યારેક હિંસા તરફ વળે છે તો ક્યારેક અહિંસા તરફ, ક્યારેક પદાર્થ તરફ વળે છે તો ક્યારેક પરમાત્મા તરફ, ક્યારેક પ્રેમ તરફ વળે છે તો ક્યારેક ઘૃણા તરફ. આ રીતે દોરડા ઉપર ચાલતા નટની ગતિની માફક આપણી બુદ્ધિ પણ સ્થિર નથી. અસ્થિર બુદ્ધિવાળો માણસ સમત્વયોગને ઉપલબ્ધ થતો નથી.

દીપકની જ્યોતિ જ્યારે બંધ મકાનમાં હોય છે અને જ્યાં હવાનો જોરદાર પ્રવેશ નથી હોતો એવે ઠેકાણે જ તે સ્થિર હોય છે તેમ બુદ્ધિ પણ જ્યારે મધ્યમાં એટલે કે ન ડાબી બાજુ કે ન જમણી બાજુ, ન પક્ષમાં કે ન વિપક્ષમાં, રહે છે ત્યારે જ તે સ્થિર બને છે, કંપનથી સર્વથા મુક્ત બને છે, અને ત્યારે જ તે સમત્વને, સમતાને, સમાધિને ઉપલબ્ધ થાય છે. સમત્વ યોગને સિદ્ધ કરનાર વ્યક્તિની જાગતિક ગ્રંથિઓ સ્વતઃ કપાઇ જાય છે. હવે જગતની સમસ્યાઓ તેને પરેશાન કરી શકતી નથી. તેની પાસે સમત્વયોગની એવી તો ચાવી હાથ લાગી ગઈ હોય છે કે, તેને કશી જ ગૂંચ ઊભી થવા પામતી નથી. તેને માટે હવે કોઇ કોયડો અણઉકેલ્યો રહેતો નથી.

સમત્વયોગને ન સાધનાર અસ્થિર બુદ્ધિવાળો માણસ પોતાની અસ્થિરતાને કારણે જ અનેક પ્રકારની મૂંઝવણો, સમસ્યાઓ અને કોયડાઓ ઊભા કરે છે. કરોળિયાની જાળની જેમ પોતાના જ હાથથી ઊભી કરેલી ગૂંચોમાં તે સપડાઈ જાય છે. આપણે જ આપણા મનના

કંપનમાં ગૂંચવાતા જઈએ છીએ. સવારથી સાંજ સુધી આપણે આપણા મનનું યથાર્થ નિરીક્ષણ અને પરીક્ષણ કરવા પ્રયત્ન કરીશું તો મનની આ અસમ્યક્ એટલે પ્રતિક્ષણ કંપનશીલ સ્થિતિથી આપણે જ આશ્ચર્યાન્વિત બની જઈશું.

નટ દોરડા ઉપર જેટલાં કંપનનો અનુભવ કરે છે, તેનાથી પણ અધિક કંપનનો અનુભવ આપણું મન કરતું હોય છે. સમત્વની બુદ્ધિ જ્યારે ઉપલબ્ધ હોય અને સમ્યક્જ્ઞાનની તલવાર જો હાથમાં હોય તો જ સંશય કાપી શકાય છે. સંશયને કાપવા માટે જ્ઞાનની સૂક્ષ્મ તલવાર જ કામયાબ બને છે. જ્ઞાન સિવાય બીજું એક પણ શસ્ત્ર સંશય ઉપર કામ આવતું નથી.

બુદ્ધિ જ્યારે સમતા અને સમાધિને ઉપલબ્ધ થાય ત્યારે જ જ્ઞાનનો જન્મ થાય છે. બુદ્ધિની સમતાનું બિંદુ એ જ જ્ઞાનના જન્મની ક્ષણ છે. જ્યાં બુદ્ધિ સંતુલિત હોય ત્યાં જ જ્ઞાન જન્મે છે. અસંતુલિત સ્થિતિમાં તો અજ્ઞાનનો જન્મ થાય છે. એટલે જ્ઞાન અને અજ્ઞાનની કસોટી સંતુલન અને અસંતુલન ઉપર આધારિત છે. સંતુલન અને અસંતુલન જેટલા પરિમાણમાં સઘન અને પ્રગાઢ હશે તેટલા જ પરિમાણમાં જ્ઞાન અને અજ્ઞાન સઘન અને પ્રગાઢ હશે. જેટલી બુદ્ધિ અસંતુલિત તેટલું અજ્ઞાન ઘેરૂં. જેટલી સંતુલિત બુદ્ધિ એટલું જ્ઞાન ગહન. પૂર્ણ સંતુલિત બુદ્ધિ એટલે પૂર્ણ જ્ઞાન. પૂર્ણ અસંતુલિત બુદ્ધિ એટલે પૂર્ણ અજ્ઞાન.

જ્યારે તમો ઉપાશ્રયમાં આવો છો, ત્યારે તમારું મન કેવું હોય છે? એ જ મન જ્યારે ઉપાશ્રયમાથી બહાર નીકળી કામે વળગે છે, સત્તાની ખુરસી ઉપર સ્થાન લે છે, ત્યારે નોકરો અને મજુરો ઉપર હકુમત ચલાવતી વખતે તેની સ્થિતિ કેવી હોય છે અને આવકવેરાના કોઈ વરિષ્ઠ અધિકારી સાથે વર્તાવ કરતી વખતે તેની સ્થિતિ કેવી હોય છે, તે બંને વખતના તેના જુદા જુદા ભાવો તમારાથી ક્યાં અજાણ્યા છે? એક જ માણસના સવારથી સાંજ સુધીના મનના ભાવો કેટલા આશ્ચર્યજનક અને વિભિન્ન હોય છે!

ભગવાન મહાવીર કે ભગવાન બુદ્ધના ભાવોમાં આવા ફેરફારો કદી પણ દેખાતા નથી. ત્યારે આપણા ભાવોમાં આવા આશ્ચર્યજનક ફેરફારો પ્રતિક્ષણ દેખાય છે તેનું એક જ કારણ છે કે આપણી બુદ્ધિ સંતુલિત નથી. અંદરની બુદ્ધિમાં પરિવર્તન આવે એટલે બહારની આકૃતિ ઉપર પણ તેની અસર જન્મ્યા વગર રહેતી નથી. શાસ્ત્રો પણ કહે છે કે, 'जहा अंतो तहा बहिं' આંતરિક મનોવૃત્તિઓના જેવા ઊછાળા તેવી જ બાહ્ય આકૃતિઓમાં વિકૃતિઓની સંભાવના. એટલે આપણી બુદ્ધિ પ્રાયઃ થર્મોમીટરના પારા જેવી હોય છે. ક્યારેક સારા નિમિત્તો મેળવી ઊંચે ચઢી જાય છે તો ક્યારેક અશુભ નિમિત્તોના આશ્રયને પામી અધોગામી બની જાય છે. થર્મોમીટર પારો જે ચઢ ઉતર કરે છે તે તો તાપમાનને આધીન થઈ કરે છે. પરંતુ માણસો તાપમાનને કારણે ઊંચાનીચા નથી થતા. તેમની પ્રકૃતિમાં જે ક્ષણેક્ષણ બદલાતી રહેતી વિકૃતિઓ દૃષ્ટિગોચર થાય છે તેનું કારણ તેની અસંતુલિત બુદ્ધિ છે.

ભગવાન મહાવીર ઉપર એક બાજુ ગોશાલાએ તેજોલેશ્યા છોડી અને બીજી બાજુ ઇન્દ્રે તેમની સ્તુતિ કરી, છતાં ગોશાલા તરફ તેમને અણગમો ન આવ્યો અને ઇન્દ્ર તરફ તેમનામાં પક્ષપાતના ભાવો જન્મ્યા નહિ. તેનું કારણ તેમની પૂર્ણ સમત્વયોગની સાધના હતી. પૂર્ણ સમતામાં પ્રગટેલું જ્ઞાન પણ પૂર્ણ હોય છે. એવા સમતાયોગીનું સમત્વ ગમે તેવા અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગોમાં પણ ડહોળાતું નથી. તેમને માટે ડહોળાઇ જવાનાં ક્યાં જ કારણો પણ રહ્યા હોતાં નથી. કષાયનો મૂળથી ક્ષય થયા વગર પૂર્ણ સમત્વયોગ પ્રગટે નહિ. કષાયના ઉપશમમાં તો પડવાનો ભય પણ છે. એટલે જ અગિયારમાં ગુણસ્થાનવર્તી વીતરાગી પણ પટીને પ્રથમ ગુણસ્થાનમાં આવી શકે છે. પરંતુ ક્ષીણકષાય વીતરાગી સંપૂર્ણ સમત્વયોગને પ્રગટાવી પૂર્ણ જ્ઞાનના દિવ્યપ્રકાશમાં પોતાના સાધ્યની સિદ્ધિ કરી લે છે. આપણા સૌનો આત્મા પૂર્ણ સમતાયોગને સાધે એ જ ભાવના–

## દ્વન્દ્વાતીત ધર્મ

મનુષ્ય જો પોતાના પૂર્ણ સ્વભાવમાં આવી જાય તો ત્યાં બુરાઇ પણ નથી અને ભલાઇ પણ નથી. આવી જાતનું જગત જ ધર્મ અથવા સ્વભાવનું જગત છે. જ્યા મન દ્વન્દ્વમાં ભટકતું હોય ત્યાંજ ભલાઈ–બુરાઇ, નિંદા–પ્રશંસા કે સુંદર–અસુંદર હોય છે, દ્વન્દ્વાતીત અવસ્થામાં વસ્તુઓ પોતાના મૂળ સ્વભાવમાં હોય છે. તેમાં સારાનરસાનું આરોપણ હોતું નથી.

સૌંદર્યના બોધથી જેટલા પ્રમાણમાં વ્યક્તિ ભરાઇ જાય છે તેટલા જ પ્રમાણમા અસૌંદર્ય તેને મૂંઝવણથી ભરી દે છે. કારણ સંવેદનશીલતા તેની સાથે જ વધે છે. આપણી કલ્પનાની સુંદરતા જ્યારે આપણે ઊભી કરવા માંગીએ છીએ ત્યારે અસુદરતા તે સિવાયના બીજા બધા આકારોમાં વિરાટ રૂપ લઇ ઊભી થઈ જાય છે. સુંદરતાને ઓળખવામાંજ અસુંદરતાના મૂલ્યનો ઉપયોગ કરવો પડે છે.

દાખલા તરીકે કોઇ પૂછે કે, સુંદરતા શી વસ્તુ છે? તો સુદરતાને ઓળખાવવા માટે કુરૂપતાનો ઉપયોગ કર્યા વગર કે તેને વચ્ચે લાવ્યા વગર સુંદરતા સમજાશે નહિ. એટલે કહેવું પડશે કે, જે કુરૂપ નથી તે સુંદર. સાધુતાને ઓળખવા માટે અસાધુતાને સીમારેખા બનાવવી પડે છે.

જ્યારે નાનાં બાળકને પહેલવહેલું એમ શીખવવામા આવે કે, ખોટું બોલવુ એ મહાપાપ છે, ત્યારે તે બાળક, જે સત્ય કે અસત્યને ઓળખતું નથી, તેનામા સર્વ પ્રથમ અસત્ય તરફનું આકર્ષણ ઊભું થાય છે. તે બાળક આ અગાઉ ખોટું બોલ્યુ હોય, તો પણ તે વખતે તે સમજીને ખોટું બોલતું નથી હોતું. અસત્ય વિષેનું કોઈ જ્ઞાન, કોઇ જાણકારી, પણ તેની પાસે

નથી હોતી. તે અસત્ય બોલ્યું હોય. પરંતુ અસત્યના પાપની રેખા તેનાં માનસ ઉપર ખેંચાતી નથી. કેમ કે સત્ય અથવા અસત્ય વિષેની તેની પાસે કશીજ ભેદરેખા નથી એટલે ખોટું બોલવુ એ પાપ છે એમ જ્યારે તેને સમજાવવામાં આવે છે કે તરત જ સત્ય અને અસત્ય વચ્ચેની ભેદરેખા તેના માનસપટ પર દોરાવાનો પ્રારંભ થાય છે. હવે તેના માનસમાં સત્ય શું છે અને અસત્ય શું છે તે જાણવાની ઇચ્છા પ્રગટે છે.

બાળકના માનસમાં સત્ય અને અસત્યની ભેદરેખાના જેવા શ્રીગણેશ મંડાયા કે બાળકની સહજતા અને સરળતાના નાશનો પ્રારંભ થયો અને તેના માનસમા દ્વન્દ્વનું નવું જગત ઉદીયમાન થયું. આ રીતે આપણે આપણી કલ્પનાથી બહાર દ્વન્દ્વનું નિર્માણ કરી લઇએ છીએ જેની આપણને ખબર પણ નથી હોતી. કારણ કે આપણે આપણી કલ્પના પ્રમાણે, આ બધું બાળકના ભલા માટે જ કરી રહ્યા છીએ એમ આપણે માનતા હોઇએ છીએ.

હકીકત તો એ છે કે, ભલાઇના બહાના તળે બુરાઇનો જન્મ થાય છે. સીધેસીધી બુરાઈ કદી પણ જન્મવા પામતી નથી. ભલાઇને પ્રગટ કરવા જતાં બુરાઈનું નિર્માણ થઈ જાય છે.

જંગલમાં વસતા આદિવાસીઓને આપણી જેમ સુંદરતાનો ખ્યાલ ભાગ્યે જ હોય છે. જેમ સુંદરતા વિષે તેઓ અજાણ છે તેમ અસુંદરતાની પણ તેમની પાસે કોઇ દષ્ટિ હોતી નથી. તેમની પાસે આપણી માફક સુંદરતાની કોઈ સ્પષ્ટ ભેદરેખા નથી તેથી તેઓ પ્રેમ કરી શકે છે. તેમના એ સ્વાભાવિક પ્રેમની વચ્ચે સુંદર–અસુંદરને લાવવાની તેમને જરૂર રહેતી નથી. તેમનો પ્રેમ કોઈ સીમા બાંધતો નથી. પ્રેમ ફક્ત સુંદરને જ કરવો અને અસુંદરને નહિ એવી કોઈજ ભેદવૃત્તિ તેમનામાં વિકાસ પામતી નથી. પરિણામે, કશા જ ભેદભાવ વગર જેવા સંયોગો હોય તે પ્રમાણે, તેઓ સુંદર અને અસુંદર બન્નેને અપનાવી શકે છે; બન્નેને પ્રેમ કરી શકે છે. કારણ કે આપણી માફક તેમણે સુંદર–અસુંદરની ધારણા વિકસાવી નથી હોતી. આપણી ધારણામાં સુંદર અને અસુંદર બે પૃથક્ અસ્તિત્વ હોઇ, આપણે સુંદરને પણ પ્રેમ કરવા અસમર્થ બની જઇએ છીએ. કારણ કે દ્વન્દ્વથી ભરેલું ચિત્ત પ્રેમ કરવા અસમર્થ હોય છે.

વળી જેને આપણે સુદર કહીએ છીએ તે પણ કેટલા દિવસ સુદર રહેવાનું ? જે આપણી દષ્ટિમા કુરૂપ છે તે તો કુરૂપ જ રહેવાનું પરંતુ જેને આપણે સુંદર કહીએ છીએ તે પણ લાંબા વખત સુધી સુંદર રહેતું નથી. આવા દ્વન્દ્વથી ભરેલા મનમાં સુંદરતા ખોવાઇ જાય છે અને અસુંદરતા જ અવશિષ્ટ રહે છે.

આદિવાસીઓના માનસમા આવી ભેદરેખા જન્મતી નથી એટલે તેઓ બધાંને પ્રેમ કરી શકે છે. તેઓ પ્રેમ કરી શકે છે એટલે તેમને માટે બધું જ સુંદર થઇ જાય છે. યાદ રાખવા જેવી વાત છે કે આપણે તેને જ પ્રેમ કરીએ છીએ જે સુદર હોય છે. બે દિવસ પછી જ્યારે તે સૌંદર્ય ચાલ્યું જાય છે, ઘસાઇ જાય છે, બગડી જાય છે ત્યારે આપણો પ્રેમ પણ ઓસરી

જાય છે. કારણ, આપણો પ્રેમ પ્રેમ ખાતર નથી, સૌંદર્ય પ્રતિ છે. સૌંદર્યમાં જે અપરિચિત રસ હતો, તે પરિચય વધતાં ખોવાઇ જાય છે ત્યારે સૌંદર્યનું જે અપરિચિત આકર્ષણ અને આમંત્રણ હતું તે વિલીન થઇ જાય છે. કેમ કે આપણે પ્રેમ તેને કરીએ છીએ જે સુંદર છે. પરંતુ બે દિવસ પછી સૌંદર્ય ખોવાઈ જવાનું એટલે પ્રેમ પણ ક્યાંથી ટકવાનો ?

આદિવાસી જેને પ્રેમ કરે છે તેને સૌંદર્ય આપે છે અને આપણે જે સુંદર હોય છે તેને પ્રેમ કરીએ છીએ. બન્નેમાં સૌંદર્ય વિષેના પાયાના ભેદ છે. પરંતુ એકનો પ્રેમ સૌંદર્યને ઊભું કરે છે અને બીજાની સુંદરતા પ્રેમને આમંત્રે છે. અંતે બે દિવસ પછી પલટાઇ જનારી સુંદરતા પ્રેમને ક્યાથી ઊભો રાખી શકે ? પ્રેમની એક જ વિશિષ્ટતા છે કે જો તે પોતાના પર આધારિત હશે તો તે પ્રતિ દિવસ વધતો જવાનો, અને જો તે કોઇ બીજા ઉપર આધારિત હશે તો તે પ્રતિદિન ઘટતો જવાનો !

જો હું એમ કહું કે, મેં એટલા ખાતર પ્રેમ કર્યો કે તે સુંદર છે, તો મારો તે પ્રેમ વૃદ્ધિંગત થવાને બદલે ઘટતો જવાનો. પરંતુ જો હું એમ કહું કે મેં પ્રેમ એટલા ખાતર કર્યો કે મારે પ્રેમ કરવો છે તો તેનું સૌંદર્ય પ્રતિક્ષણ વધતું જ રહેવાનું. છે. પ્રેમ જો પોતાના પર આધારિત હશે તો તે વિકાસમાન છે; પરંતુ જો તે કોઇનાં અવલંબન ઉપર આધારિત હશે તો તે પંગુ બની પડી જશે.

એક માતાને બે સંતાનો છે. તેમાં એક છે તે આમજગતની દૃષ્ટિએ સુંદર છે અને બીજું છે તે આમજગતની દૃષ્ટિએ કુરૂપ છે. પરંતુ માને માટે તે બંને સંતાનો સમાન છે. તેની દૃષ્ટિએ બંનેનાં સૌંદર્યમાં કશોજ ભેદ નથી. તેમનું સૌંદર્ય તેને માટે પુત્ર સ્વરૂપમાં ઉદ્ભૂત થયેલું છે. માતાનો પ્રેમ પ્રાથમિક છે. આદિવાસીઓનું ચિત્ત પણ એવુંજ સરળ છે, તે દ્વન્દ્વથી પર છે.

ચીનમાં થએલા સંત શ્રી લાઓત્સેની તો સ્પષ્ટ માન્યતા છે કે તમે આ જગતમાંથી બુરાઇ મટાડવા ઇચ્છતા હશો પરંતુ જ્યાં સુધી તમારામાં ભલાઇને બચાવી લેવાની ઇચ્છા હશે ત્યાં સુધી બુરાઇ મટી શકશે નહિ. અસાધુતાને આ દુનિયામાંથી વિદાય આપવા ઇચ્છતા હશો પરંતુ જ્યાં સુધી સાધુતાનો તમે જયજયકાર બોલાવતા હશો, ત્યાં સુધી અસાધુતા આ વિશ્વમાંથી વિદાય પામવાની નથી. આ દ્વન્દ્વોમાં ગહન રહસ્યો છે. ખરી હકીકત તો એ છે કે, સમાજમાં અસાધુઓનું પ્રમાણ વધારે હશે તો સાધુઓની પ્રતિભા દેખાશે. સમાજમાં અસાધુઓ હશે તો સાધુસમાજ તેમને બદલવાનું અભિમાન ધરાવી શકશે, તેમને માર્ગે લાવવા માટેનો શ્રમ કરી શકશે. અસાધુઓની નિંદા અને તેમને ભલા બૂરા કહેવામાં જ સાધુતાનું સૌંદર્ય અને કાર્ય રહેલું છે !

જો આ પૃથ્વીના તલ ઉપર કોઇ અસાધુ જ ન હોય, તો સાધુતાના નામથી જેની અસ્મિતા અને અહંકાર પરિપુષ્ટ થાય છે તે નાકામિયાબ બની જાય ! તેમને ઊભવાની જગ્યા જ મળે

નહિ ! આ વાત તમને ઊંધી લાગે તેવી છે, તમારે ગળે ઝટ ઊતરે એવી આ વાત નથી. તેમાં મારા જેવાને મોઢેથી આવી વાત સાંભળતાં તમને આશ્ચર્ય થતું હશે; છતાં મજાની વાત એ છે કે, સાધુઓના અહંકારની ત્યારે જ પરિપુષ્ટિ થાય છે જ્યારે તેની આસપાસ અસાધુઓનો સમાજ હોય છે ! શ્રીમંતોની શ્રીમંતાઇની ચમક અને દમક તેમની ચારે કોર ગરીબીમાં બૂડેલા જે ગરીબો છે તેની સાથે જોડાએલી છે ! એક ભવ્ય બંગલાનું મહત્ત્વ તેની ચારે બાજુ રહેલી મઢુલીઓને આભારી છે ! બંગલાનો રસ બંગલામાં વસતા શ્રીમંતોના સુખની ક્રીડામાં નથી, પરંતુ બંગલાની આસપાસમાં રહેલી કુટીરો છે તેની અંદર વસતા ગરીબોની ગરીબીની પીડામાં છે.

હ્યાઓત્સેની દૃષ્ટિમાં ધર્મ ત્યાં છે જ્યાં શુભ પણ નથી અને અશુભ પણ નથી. જ્યાં દ્વન્દ્વ છે ત્યાં ધર્મ સંભવિત નથી. નૈતિક અને ધાર્મિક ચિંતનમાં આ જ બુનિયાદી ભેદ છે. નૈતિક ચિંતન સદા જીવનને બે ભાગોમાં વિભાજીત કરે છે. તે જીવનના એક ભાગને સન્માનથી સન્માનિત અને પુરસ્કારથી પુરસ્કૃત કરે છે તો જીવનના બીજા ભાગને અપમાનથી અપમાનિત અને નિંદાથી નિંદિત કરે છે. જીવનના એક ભાગને પરિપુષ્ટ અને વર્ધિત કરે છે. તો બીજા ભાગને દીન હીન અને નિર્બળ બનાવે છે. પરંતુ નૈતિક જીવનનું આ વિભાજન અને તેના પરિણામે એકને જે આદર અને બીજાને જે અપમાન મળે છે, તેનું આંતરિક રહસ્ય અહંકારમાં સમાએલું છે.

ખોટું બોલવું નિંદિત છે એટલે આપણે કહીએ કે ખોટું બોલનારની કશી જ પ્રતિષ્ઠા રહેતી નથી. લોકોમા જ્યારે તેનું અસત્ય પકડાઈ જાય છે ત્યારે તે અપમાનિત બને છે, તેની કિંમત કોડીની થઈ જાય છે અને લોકો તેને નફરતની દૃષ્ટિએ જોવા લાગે છે. જે સત્ય બોલે છે તેને લોકો સન્માને છે, સમાજમાં તેની પ્રતિષ્ઠા વધે છે, પુષ્પમાળાઓથી તેનું સ્વાગત થાય છે અને તેની શોભાયાત્રા અને વરઘોડાઓ નીકળે છે. આલોકમાં તેને યશ અને કીર્તિ મળે છે તેમજ પરલોકમાં તે સ્વર્ગનો અધિકારી બને છે. સારાંને સ્વર્ગ અને બૂરાંને નરક, પાપનું ફળ દુઃખ અને પુણ્યનું ફળ સુખ—આ બધું, આ રીતે પ્રતિપાદિત કરવા પાછળની નિષ્પત્તિ કે ફલશ્રુતિ શી છે ? આ બધું કરવા પાછળનું રહસ્ય તમને સમજાય છે ? આમ કરીને આપણે ખરાબ માણસના અહંકારને આઘાત પહોંચાડીએ છીએ અને સારા માણસના અહંકારની પૂર્તિ અને પુષ્ટિ કરીએ છીએ. નીતિશાસ્ત્રની આખી ઇમારત અહંકારના પાયા ઉપર આધારિત છે. એટલે નીતિશાસ્ત્રનું પણ એ જ પ્રશિક્ષણ રહ્યું છે કે અહંકારની પુષ્ટિ ઇચ્છતા હો તો સારા થાઓ. અન્યથા અહંકાર ઘવાઈ જશે, ખોવાઈ જશે અને વિલીન થઈ જશે.

જે ભલાઈ અને બુરાઈની પાર પહોંચી જાય છે તેના પતનનું કોઈ કારણ રહેતું નથી. પછી તે સ્વભાવમાં આવી જાય છે કે જ્યા નથી કોઈ પતન કે નથી કોઇ ઉત્થાન ! તે નથી પડતો ખીણમાં કે નથી ચડતો પર્વતની ટોચે ! તે જીવનની એવી સમતલરેખા ઉપર આવી

જાય છે કે જ્યાં ચઢવા-પડવાને કશો જ અવકાશ નથી. જીવનની આ સમતલરેખાનું નામ જ ધર્મ છે.

જીવનની આ સમતલ રેખાને પામનારા એટલે કે ધર્મના પારમાર્થિક સ્વરૂપને પામનારા જે આત્માઓ હોય છે તેના નિર્ણયો જુદી જ જાતના હોય છે. માનો કે વરસાદના દિવસોમાં એક વૃક્ષ નીચેથી પસાર થવાનો તમારે પ્રસંગ આવ્યો. પ્રારબ્ધ અથવા નિયતિવશ જેવાં તમે પસાર થાઓ છો કે તે વૃક્ષની એક ડાળી તે જ ક્ષણે તમારા માથા ઉપર પડે છે. ડાળી પડતાંની સાથે તમારા શરીરને ઇજા થાય છે અને તમને તેનાથી પીડા પણ થાય છે. પરંતુ તેથી તમે ડાળીને કે વૃક્ષને ગાળો ભાંડવા માંડતા નથી. વૃક્ષની સામે બદલો લેવાનો પણ તમને વિચાર આવતો નથી. આવી આપત્તિના પ્રસંગે પણ તમે વૃક્ષના સંબંધી કશો જ નિર્ણય લેતા નથી. તમે વૃક્ષના સંબંધમાં નિર્ણયશૂન્ય થઇ જાઓ છો. તમારા ઉપર પડેલી વૃક્ષની ડાળી તમારી ઊંઘને હરામ કરતી નથી. તેની સામે બદલો લેવાનો પણ તમને ક્યારેય વિચાર આવતો નથી. તમને એવો પણ વિચાર નથી આવતો કે, વૃક્ષે મારું શુભ કર્યું કે અશુભ? વૃક્ષે મારું બૂરું કર્યું કે ભલું? વૃક્ષના સંબંધમા તમે આવા કોઇ જ વિચારો કરતા નથી. કદાચ વિચાર કરશો તો પણ એવો વિચાર કરશો કે એ તો સંયોગની વાત હતી, એ એક અકસ્માત હતો કે, હું નીચેથી પસાર થયો અને વૃક્ષની ડાળી મારા પર પડી. પરંતુ તમે કદી વૃક્ષને દોષ દેતા નથી.

હવે આને બદલે જો કોઇ માણસ ભૂલીને પણ તમારા ઉપર લાકડીનો પ્રહાર કરે, અરે! પ્રહારની વાત તો દૂર રહી, માત્ર અણછાજતો શબ્દ કે ગાળ દઇ દે, તો પણ તમે ઉશ્કેરાઇ જાઓ છો. લાકડીનો પ્રહાર તો વાગે પણ ખરો, ગાળનો તો કશો આઘાત થતો નથી, છતા મન તત્કાળ નિર્ણય લઇ લેશે કે પેલાએ મારું અપમાન કર્યું છે. એનાથી બદલો લીધે જ હું છૂટકો કરીશ. આ નિર્ણયની સાથે જ તમારું મન ચિંતાઓથી ઘેરાઇ જાય છે. તે ગાળના વિચારોની આસપાસ જ મન ફર્યા કરે છે. દિવસો ને મહિનાઓ તેના જ વિચારોમા પસાર થઇ જાય છે. તેના જ વિચારો પાછળ વર્ષો બગડી જાય છે. 'આંધળાના દીકરા આંધળા જ હોય'—એ શબ્દના પાયામાં જ મહાભારતના વિધ્વંસક યુદ્ધનું પરોક્ષ મંડાણ થયું હતુ. આ મંડાણનું મૂળ શું છે? જેવી પેલા માણસે ગાળો દેવાની શરૂઆત કરી કે આપણે આપણા નિર્ણયની શરૂઆત કરી. આ બંને બાબતો પરસ્પર સંબંધિત છે તે જ સમજવાની વાત છે. જો આપણે તે ગાળ દેનાર વ્યક્તિ માટે આપણા મનમાં કશો જ નિર્ણય ન લઇએ અને જેમ વૃક્ષની શાખાના સંબંધમાં વિચાર્યું તેમ વિચારી લઇએ કે, ભાઇ એ તો સંયોગની વાત છે કે હું તેની નજીકથી પસાર થતો હતો અને તેના મોઢામાંથી અનાયાસ ગાળો સરી પડી, તો આપણાં મનમાં ચિંતાને જે સઘન સ્થાન મળ્યું, અવકાશ મળ્યો, તે મળત ખરાં? એની ગાળો આપણાં હૃદયને આઘાત પહોંચાડનાર ઘારૂપ બનત ખરી? તેના વિચારો પાછળ મહિનાઓ,

વર્ષો કે જિંદગી પસાર કરવી પડત ખરી? સારા નરસાનો નિર્ણય લીધો હોત અને તટસ્થતાથી તેને જાણી, સ્વીકારી, આગળ વધી ગયાં હોત, વૃક્ષની ડાળની માફક તેને સંયોગની વાત સ્વીકારી લીધી હોત, તો જીવનમાં આવી અશાંતિ અને તોફાન આવત ખરાં?

કામ, ક્રોધ, લોભ, મોહ અને અહંકાર આદિ જુદા જુદા શબ્દોને જોઈ એવી પ્રતીતિ થાય છે કે, એક જ માણસની આસપાસ ઘણી બીમારીઓ પ્રગટ થાય છે. પરંતુ આ અસલિયત નથી. જેટલી બીમારીઓના નામોની આપણને પ્રતીતિ છે, મૂલત: બીમારીઓ તેટલી નથી. બીમારી એક જ છે, ઊર્જા એક જ છે, જે વિવિધ નામોથી વિવિધરૂપે પ્રગટ થાય છે. જો કામને દબાવવામાં આવે તો તે ક્રોધ બની જાય છે. કામનું રૂપાંતર તે ક્રોધ છે **"कामात् क्रोधोऽभिजायते"** એમ ગીતામાં પણ કહ્યું છે.

આપણે કામને દબાવતા આવ્યા છીએ એટલે આપણા બધામાં ક્રોધ પણ મોજૂદ જ છે. આપણી પાસે મૂળભૂત ઊર્જા તો એક જ છે, પરંતુ જ્યારે તે વિકૃત થઈ જાય છે ત્યારે તેના હજારો પ્રવાહો વહેવા લાગે છે. મનુષ્ય મૂળથી લડવાને બદલે મૂળની ધારાઓમાં અટવાઈ જાય છે. ધારાઓમાં અટવાએલો માણસ મૂળની ઊર્જા સાથે સીધા સંપર્કમાં આવી શકતો નથી.

શ્રી કેશીકુમાર શ્રમણ અને શ્રી ગૌતમસ્વામી મૂળભૂત ઊર્જાની પકડવાળા છે. એટલે વિકૃતિઓથી તેઓ જાગૃત છે. તેમના શિષ્યો પણ મૌલિક તત્ત્વોથી અજ્ઞાત નથી એટલે એમની આશંકાના મૂળો પણ મૂળભૂત તત્ત્વો નથી. એક જ આદર્શને મેળવવા પ્રવૃત્ત થએલાઓમાં બાહ્ય ભેદોની આવી ખાઈ શા માટે છે? તેનાથી મૂળભૂત આદર્શને તો કશી જ ઇજા નથી પહોંચતી ને? આ પ્રશ્નોને જાણવાની એમની જિજ્ઞાસા છે.

पुच्छामि ते महाभाग! केसी गोयममब्बवी।
तओ केसिं बुवंतं तु गोयमो इणमब्बवी॥ २१

पुच्छ भंते! जहिच्छं ते केसिं गोयम मब्बवी।
तओ केसी अणुन्नाओ गोयमं इणमब्बवी॥ २२

કેશીએ શ્રી ગૌતમને કહ્યું: 'હે મહાભાગ! હું તમોને કંઇક પૂછવા માંગુ છું.' આ સાંભળી તમે કહ્યુ: 'પ્રભો! જે આપની મરજી હોય તે આપ પૂછી શકો છો.'

શિષ્યોના મન આશ્વસ્ત નથી; આશંકાઓથી તે ઘેરાઇ ગયાં છે અને તે સ્વભાવિક પણ છે. આ સત્ય તે બંને મહાપુરુષોથી અજાણ્યું નથી રહ્યું. કારણ, એક કડીની ચાલી આવતી અક્ષુણ્ણ પરંપરાની આ ધારામા (મહાવીરની પરંપરા) કાંઇક ભિન્નતા દૃષ્ટિગોચર થતી હતી. એટલે વ્યામોહને દૂર કરવા માટે બંનેએ એક સાથે બેસી વિચારવિનિમય કરવાનો નિર્ણય કર્યો. પાર્શ્વ પરંપરા જ્યેષ્ઠ છે એટલે મારે સામે ચાલીને જવું જોઇએ એવો વિનયમૂલક વિચાર ગૌતમસ્વામીને આવ્યો એટલે તેઓ શ્રી કેશીશ્રમણના ઉતારે શિષ્યસમુદાય સાથે પધાર્યા.

શ્રી કેશીકુમાર શ્રમણે એક શ્રેષ્ઠ સાધુને આપવા જોઇતા સન્માનથી તેમને સન્માનિત કર્યા અને વિચાર વિનિમયની પૂર્વભૂમિકારૂપે શ્રી કેશીકુમાર શ્રમણે, શ્રી ગૌતમસ્વામીની નમ્રતાપૂર્વક આજ્ઞા મેળવી.

ધ્યાનમાં લેવા જેવી વાત તો એ છે કે, પરસ્પર એકબીજાને એકબીજા પરત્વે કેવી વિનય અને શિષ્ટાચારથી ભરેલી વિશુદ્ધ લાગણીઓ છે? એકબીજા તરફ આદરભાવની કેવી ઊંચી દૃષ્ટિ છે? બંને મહા જ્ઞાનીઓ છે, શાસ્ત્રોના પારગામી છે, શાસ્ત્રીય વિષયોના પરમ નિષ્ણાત છે; આમ છતાં તે જ્ઞાન અહંથી શૂન્ય છે. અહંથી ભરેલું જ્ઞાન તે જ્ઞાન નથી. અહંથી ભરેલું જ્ઞાન અજ્ઞાન જ છે.

એમનું જ્ઞાન પુસ્તકોમાંથી મેળવેલું નથી. પરંતુ આત્મસાક્ષાત્કારના બળે લાધેલું છે, આવિર્ભાવ પામેલું છે, કોઈનું ઉછીનું લીધેલું કે વાસી નથી. બંને એક યા બીજી રીતે પોતપોતાના જ્ઞાનથી પરમ સંતૃપ્ત છે. આ તો શિષ્યોના વ્યામોહને દૂર કરવા અને શિષ્યોના હૃદયોમાં પરમ સત્યનો સાક્ષાત્કાર કરાવવા માટેનો એક દિવ્ય સંકેતરૂપ આ નિર્દેશ છે. પરંતુ આ નિર્દેશમાં એકબીજા પરત્વે, પરસ્પર કેવા વિનમ્ર અને સદ્‌ભાવની પરમ લાગણીઓથી ભરેલા છે, તેનો પણ ઇશારો મળી રહે છે.

## પ્રભુતાનો સાક્ષાત્કાર

આપણો આ યુગ વૈજ્ઞાનિક ઉત્ક્રાંતિનો યુગ છે. વિજ્ઞાન જ્યારે શિખરને સ્પર્શે છે ત્યારે ભૌતિક સમૃદ્ધિ પણ નિરવધિક પરાકાષ્ઠાએ પહોંચી જાય છે. વિજ્ઞાનની આ સર્વોપરીતામા અધ્યાત્મજ્ઞાન નિઃશેષ થઈ જાય છે. જાણે અધ્યાત્મની ખાઈ બનાવી વિજ્ઞાને પદાર્થજ્ઞાનના ગૌરીશંકરને કેમ સ્પર્શ્યો હોય! એટલે આજના યુગમાં જન્મેલા માણસની આંખોમાં ભૌતિકવાદની છારી બાઝી ગઇ હોય તો પણ તેમાં કશું જ આશ્ચર્ય નથી. આત્મા છે જ ક્યાં? હોય તો ઘટ પટની માફક તે દેખાતો કેમ નથી? આત્મા અને ઇશ્વરના નામે લોકોને ભરમાવવાનો, છેતરવાનો, તેમને ભુલભુલામણીમાં નાખવાનો એક વ્યવસ્થિત ઉપક્રમ ઊભો કરવામાં આવેલ છે. એટલે અમુક સ્થાપિત હિતોએ ઇશ્વર, સ્વર્ગ, મોક્ષ, નરક અને ધર્મના તૂતો ઊભાં કર્યાં છે– આવું માનનારો સમુદાય કોઇ નાનો સૂનો નથી. ઇશ્વર અને આત્મા ક્યાંય પ્રતીત થતા નથી, તે પ્રત્યક્ષ દેખાતા નથી એટલે માણસોનાં સામાન્ય જીવન જે પાપભીરુ, ઇશ્વરપરાયણ અને ધર્મનિષ્ઠ હોવાં જોઇએ તેને બદલે તે વિકારમય, વિષયલોલુપ અને અનેક પ્રકારની વિષમતાઓથી ભરાઇ ગએલાં જણાય છે.

પારદર્શી બુદ્ધિ ધરાવતા નિષ્ણાતો અને તત્ત્વજ્ઞાનીઓની દૃષ્ટિ પણ સૌને પેટ પૂરતો રોટલો કેમ મળે તે માટેના વિચારોમાં જ અટવાઇ ગઇ છે. તેનાથી સૂક્ષ્મ મન અને તેનાથી પણ

સૂક્ષ્મ આત્મતત્ત્વની તો સાવ ઉપેક્ષા થવા લાગી છે. માણુસને પેટ પૂરતો રોટલો ન મળે તો રોટલો રળવાની મોટી ચિંતામાં આત્મા–પરમાત્માની ચિંતા ખોવાઇ જાય તે સ્વાભાવિક છે. 'भूखे भजन न होई गोपाला'–આમ ભૂખ્યા માણુસનું ધ્યાન પેટથી આગળ ન જાય તે સમજી શકાય તેવી સીધી સાદી હકીકત છે. પેટ ભર્યું હશે તો ભાગ્યે જ પેટની આખા દિવસમાં સ્મૃતિ આવશે. પરંતુ જે દિવસે ઉપવાસ કરીશું તે દિવસે મોટા ભાગના માણુસોનું ધ્યાન પેટ ઉપર કેન્દ્રિત હશે. આમ તો સ્વાસ્થ્ય શબ્દનો વ્યાકરણુસિદ્ધ અર્થ સ્વમાં અવસ્થાન પામવું, સ્વમાં ટકી રહેવું એવો થાય છે. પરંતુ જ્યાં સુધી પગમાં કાંટો વાગ્યો નથી કે જ્યાં સુધી પેટમાં દુઃખતું નથી ત્યાં સુધી પેટ અને પગ તરફ ભાગ્યે જ આપણું ધ્યાન કેન્દ્રિત થાય છે. પગ અને પેટાદિ શરીરના અવયવો આપણી સાથે અભિન્નરૂપે રહેલાં છે પરંતુ તે તરફ ધ્યાન ત્યારે જ જાય છે જ્યારે તે અસ્વસ્થ હોય છે. જ્યાં સુધી માથું દુઃખતું નથી, ત્યાં સુધી માથું છે એવી કલ્પના પણુ ભાગ્યે જ આપણા મનમાં ઊભી થતી હોય છે. એટલે સ્વાસ્થ્ય શબ્દ ખરી રીતે શરીરમૂલક નથી પરંતુ અધ્યાત્મમૂલક છે. અસ્વસ્થ શરીર સ્વમાં ટકવા હંમેશાં અવરોધક બને છે.

માણુસ જો રોટલાથી આગળ વિચાર ન કરી શકતો હોય તો તેમાં તેનો કશો જ દોષ નથી. કારણુ આજે મોટા ભાગના લોકોને પૌષ્ટિક ખોરાક કે પોષક તત્ત્વોની વાત તો બાજુએ રહી, પેટ પૂરતું પણુ ખાવા મળતું નથી. આજના યુગની જ્યારે આવી સ્થિતિ છે ત્યારે આજના યુગનો મોટો પ્રશ્ન રોટલાનો થઇ પડે તો તેમાં કંઇ જ આશ્ચર્ય નથી. આવા વિષમ યુગમાં આત્મા–પરમાત્માના સંશોધનમાં બુદ્ધિ ક્યાંથી કેન્દ્રિત થઇ શકે?

"बुभुक्षमाणः रुद्ररूपेण अवतिष्ठते"–ભૂખથી પીડાએલી વ્યક્તિ રૂદ્રરૂપ બની ઊભી થાય છે. આપણે જે રૂદ્રના અવતારની વાત કરીએ છીએ તે રૂદ્રાવતાર બીજો કોઇ નથી પણુ આવા ક્ષુધાર્થ માણુસોનો સમુદાય છે. આ સમુદાય જ રૂદ્રાવતાર છે. તેમની ક્ષુધાની ઉપશાંતિ માટે જ તરેહતરેહનાં તત્ત્વજ્ઞાનો, જાતજાતના વાદ અને નાનાવિધ રાજકારણો ખડાં થયાં છે. આ પ્રશ્ન આજે પ્રાણુપ્રશ્ન થઇ પડ્યો છે. કહેવાય છે કે, નાગણુનાં કુંડાળામાંથી ઝડપભેર બહાર નીકળી જનાર બચ્ચાં જ બચી જવા પામે છે, બાકીના બધાં નાગણુના ભક્ષ્ય બની જાય છે તે જ પ્રમાણે ક્ષુધાના આ ભયંકર કુંડાળામાં સપડાએલા બધા તેના ભક્ષ્ય બની જાય તો તેમાં કોઇ આશ્ચર્ય નથી.

"बुभुक्षितः किं न करोति पापम्"–ભૂખ્યો માણુસ કયું પાપ નથી કરતો? જે ભૂખથી પીડાએલા છે તેઓ બધાં પાપો સરળતાપૂર્વક આચરતા હોય છે. આજના આવા વિષમતા ભરેલા યુગમાં માણુસ ઝગડયા વગર બે કોળિયા નિરાંતે ખાઇ પણુ શકતો નથી. કોઈ વાતનો વિચાર કરવામાં પણુ આજે પાર વગરની મહેનત થાય છે. આવી વિષમતાભરી સામાજિક સ્થિતિ જે

યુગમાં ઊભી હોય ત્યાં આત્મા–પરમાત્માની સાદી સીધી અને સરળ વાતો પણ અઘરી બની જાય છે. આમ છતાં ઇશ્વરાર્પણતા સાધવાની કળા ભૂલી જવા જેવી નથી. તેને આત્મસાત્ કર્યે જ છૂટકો છે. એટલે આજે આ દિશામાં આપણે થોડું ઊંડાણપૂર્વક મંથન કરીશું.

પાંચ વર્ષનો નાનકડો બાળક જ્યારે બાલમંદિર કે નિશાળમાં પ્રવેશ કરે છે ત્યારે તેને મૂળાક્ષરોનું જ્ઞાન કરાવવા માટે જે બાળપોથી આપવામાં આવે છે તેમાં મોટાં ચિત્રો સાથે મૂળાક્ષરો આપેલા હોય છે. દાખલા તરીકે 'ગ' ગણપતિનો એમ શીખડાવવા જતાં, ગણપતિનાં ચિત્ર સાથે 'ગ' અક્ષરની આકૃતિ બહુ મોટા પ્રમાણમાં કાઢેલી હોય છે જે બાળકની આંખને વળગી જાય છે. શિક્ષક પણ બોર્ડમાં કે તેની પાટી ઉપર ઘુંટવા તેવા જ મોટા અક્ષરો તેને લખી આપે છે અને તેને ચિત્રનાં નામ સાથે બોલતાં જવું અને ઘુંટતા જવું, એમ બાળકને શીખવે છે. આમ કરવાથી બાળક થોડા દિવસોમાં તે અક્ષરોને ઓળખતો થઇ જાય છે. અક્ષરોની આવી પકડ જ્યારે બાળકના માનસમાં આવી જાય છે ત્યારે હવે 'ક' અને 'ગ'ને નાના અક્ષરોમાં કાઢીને શીખવવામાં આવે છે. કારણ મોટા 'ક' કે નાના 'ક'માં પાયાનો કોઇ જ તફાવત નથી. બાળકની નાની ઉમરના કારણે નાના અક્ષરો તેની આંખને સરળતાથી વળગે નહિ એટલે તેને મોટા અક્ષરો, ચિત્રો સાથે, શીખવવામાં આવ્યા. પરંતુ જેવા તે અક્ષરો તેનાં માનસમાં કોતરાઇ ગયા, કે તરત જ તેની ઓળખશક્તિ સતેજ થાય તે માટે, શિક્ષક તેને તેજ અક્ષરોને નાના કાઢવા માટે સૂચના કરે છે. આમ બાળક ક્રમિક રીતે નાના અક્ષરોથી ટેવાઇ જાય છે.

મૂળાક્ષરોનાં જ્ઞાન પછી બાળકની બુદ્ધિપ્રતિભા જ્યારે ખીલવા માંડે છે ત્યારે સર્વ પ્રથમ તેને સાદા સીધા અક્ષરોના બનેલા શબ્દો શીખડાવવામાં આવે છે. જેમકે નમ, રમ, ગમ, કમ–આવા નાના શબ્દોમાં જ્યારે તે પારંગત થઇ જાય છે ત્યાર પછી તેને કાના માત્રાવાળા શબ્દો અને પછી સરળ જોડાક્ષરો અને ત્યાર બાદ ક્લિષ્ટ સંયુક્તાક્ષરોનો અભ્યાસ કરાવવામા આવે છે. આ રીતે થતા અભ્યાસથી તે વાંચનકળામાં નિષ્ણાત બની જાય છે. હવે તેને નાના મોટા અક્ષરો, કાના માત્રાવાળા શબ્દો, સંયુક્તાક્ષરો કે ક્લિષ્ટતમ સયુક્તપદો વાંચવામાં જરા પણ તકલીફ પડતી નથી. ગૂંચવણભર્યા અટપટા જોડાક્ષરો પણ તેને માટે રમત બની જાય છે. અક્ષરોની કળા સિદ્ધ કરવામાં જેમ અભ્યાસની અપેક્ષા છે અને તેના ક્રમિક અભ્યાસથી જેમ તે સિદ્ધ થાય છે, તેમ "सव्व भुयप्प भूयस्स"–સર્વ સત્ત્વ અને ભૂતોમાં આત્મસ્વરૂપને નિહાળવાની કળા પણ અભ્યાસથી સાધવાની હોય છે.

સર્વ પ્રથમ માતા–પિતામાં પ્રભુતાના દર્શન કરવાં જોઈએ. ઉપનિષદોનાં આ સુવર્ણ વાક્યો मातृदेवो भव, पितृदेवो भव, अतिथिदेवो भव, आचार्यदेवो भव, ઈત્યાદિમા પણ આજ આદર્શ સમાએલો છે. વેદાન્તે તો પ્રભુતાના આ આદર્શથી જડ–ચૈતન્યમય અખિલ બ્રહ્માંડને આવરી લીધેલ છે. તેણે તો પૃથ્વી અને નદીઓમા પણ માતૃત્વની દિવ્ય કલ્પનાઓ ઊભી કરી છે. ગંગામાતા, પૃથ્વીમાતા આદિ નામો પાછળ પ્રભુતાનો પરમ આદર્શ ઊભો છે તેની દૃષ્ટિમા

કણુકણુ બ્રહ્મ છે. દૃશ્ય જગત તે પરમાત્માનું દૃશ્ય શરીર છે અને અદૃશ્ય આત્મા તે પરમાત્માનું અદૃશ્ય જગત છે. કણુકણુમાં તે પ્રભુતાનો નાદ ગુંજવતા નથી. કણુકણુમાં બ્રહ્મ છે તેવો નાદ જો ગુંજતો કરત તો કણુ અને પ્રભુ બે વસ્તુઓ થઇ જાય અને વેદાંતને તો અદ્વૈત બ્રહ્મ સિવાય બીજું કોઇ તત્ત્વ ઇષ્ટ નથી એટલે તેમની દૃષ્ટિમાં આખી સૃષ્ટિ પરમાત્મા છે, પરબ્રહ્મ છે. તાત્ત્વિક રીતે જો આપણે વિચારીએ તો આપણા ઉપર જેમ ચૈતન્ય તત્ત્વોના ઉપકાર છે તેમ જડ તત્ત્વોના ઉપકાર જરા પણ ઊતરતી કોટિના નથી. ખરી રીતે તો જડ તત્ત્વોનો ઉપકાર સર્વાધિક છે એટલે કોઈ વસ્તુનો તિરસ્કાર આપણુને કોઈ પણ રીતે ઇષ્ટ નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે માતા–પિતા અને ગુરુજનોમાં પ્રભુતાનાં દર્શન થશે અને આ ભાવના ક્રમિક રીતે જ્યારે પરિપુષ્ટ થતી જશે ત્યારે નાના મોટા દરેક જીવો આપણુને આપણા સ્વરૂપ જેવા પ્રતિભાસિત થશે. ફલતઃ કોઈના શોષણુની ભાવનામાં આપણુને આપણું જ શોષણુ દેખાશે. આ ભાવનાઓ જ્યારે વિકસતી જશે ત્યારે સાદા સીધા રામમાં તો પ્રભુનાં દર્શન થશે જ પરંતુ ગૂંચવણુભર્યા અને અટપટા એવા રાવણુમાં પણુ પ્રભુતાના દર્શન થવા લાગશે. રાવણુ ભલે ભેળસેળ વાળો પરમાત્મા રહ્યો પરંતુ તેની તપશ્ચર્યા અને કર્મશક્તિ બન્ને બહુ જબરાં હતાં. તે ઇશ્વરીય પ્રબળ અંશો હતાં. પરંતુ તેમાં ક્રૂરપણાનો અસુરાંશ પણુ ભળી ગયો હતો. એટલે રામમાં જેમ આપણુને પ્રભુતાના દર્શન થાય છે તેમ રાવણુમાં આપણુને સરળતાથી પ્રભુતાના દર્શન થતાં નથી. પરંતુ એકવાર પ્રભુતાને નિહાળવાની સીમારેખા ઓળંગી ગયા, પ્રભુતાને ઓળખવાના અક્ષરો શીખી ગયા, પછી રાવણુમાં બ્રહ્મત્વના દર્શન પણુ મુશ્કેલ નહિ લાગે. સાધુઓમાં પરમાત્માને જોયા પછી અસાધુઓમાં પરમાત્મભાવને જોતાં શીખવાનું છે. સમુદ્રમાં જે વિરાટનાં દર્શન થાય છે, તે સિંધુના બિન્દુમાં પણુ છે જ, એ સત્ય ભૂલાઇ જવું ન જોઇએ. રામમાંનો પરમેશ્વર રાવણુમાં પણુ છે. જે સ્થૂલમાં છે તે સૂક્ષ્મમાં પણુ છે જ. જે સહેલામાં છે તે અઘરામાં પણુ છે જ. આ રીતે જગતરૂપ મહાગ્રન્થના અક્ષરો વાંચતાં આપણે શીખવાનું છે.

આખું જગત એક વિશાળ વિશ્વ વિદ્યાલય છે. હા, આંખ આગળ જાડા જાડા જો પડદા આવી જાય તો આ પુસ્તક આપણુને બિડાઇ ગએલું લાગે છે; તે આપણુને દેખાતું નથી. ઇશ્વરીય દર્શનમા જો મોટું કોઇ આવરણુ હોય તો તે એ કે, માણુસને સદા પાસે રહેલું સાદું સીધું ઈશ્વિરનું સ્વરૂપ પણુ ગળે ઊતરતું નથી. કોઈ કહે કે માતા પિતાના સ્વરૂપમાં રહેલી પ્રભુતાને જુઓ ત્યારે અત્યંત નિકટતા અને આત્મીયતાનાં કારણે પાસે રહેલામા પ્રભુતા દેખાતી નથી. મન બળવો કરે છે અને કહે છે શું પ્રભુતા આટલી સરળ છે ?

મહાભારતનો ઉલ્લેખ છે કે કર્ણ કુંતીનો કૌમાર્યાવસ્થાનો, સૂર્યના સમાગમથી જન્મેલો, પુત્ર છે. ખરી રીતે તે પણુ પાંડવોનો ભાઈ જ છે. માત્ર કુંતીની કૌમાર્યાવસ્થામાં તે જન્મેલો હોવાને કારણે એક પેટીમાં મૂકી, પેટી બંધ કરી, તેને પાણીમાં વહેવડાવી દીધેલો. એક સારથિએ તેનું

પાલનપોષણ કરી ઊછેર્યો. કુંતીને થયું કે, પેલો કરોડો માઇલ દૂર રહેલો સૂર્ય નજીક, અતિ નિકટ વર્તી થઇને મળે તો સારૂં. પણ જેવો સૂર્ય કુંતીના સમાગમ માટે વધારે નજીક આવવા લાગ્યો કે કુંતીથી તેનો તાપ સહન ન થયો, તે બળવા લાગી. એમ ઇશ્વર પણ પોતાના બધા સામર્થ્ય સાથે, એટલે કે પ્રખર સ્વરૂપે, પરમાત્મભાવ પ્રગટ કરે, તો પણ આપણાથી તે સહેવાય નહિ. તમો જાણો તો છો કે ઘણી વખત જીવને અવધિજ્ઞાન પ્રગટ થાય છે અને થોડી ક્ષણોમાં જ તે અંતર્હિત પણ થઈ જાય છે. અવધિજ્ઞાન જેટલું અપૂર્ણ પ્રભુતાનું સ્વરૂપ પણ જીવને પચતું નથી અને બીજી બાજુ સૌમ્ય અને શાંત સ્વરૂપે એટલે કે માતા, પિતા, ગુરુજનો કે જ્ઞાની પુરુષોનાં સ્વરૂપે પરમાત્મા આવીને ઊભો રહે તો તે પ્રભુ ગળે ઊતરતો નથી, તે પ્રભુ ઉપર શ્રદ્ધા થતી નથી. દૂધની બનાવટો જેવી કે, રબડી, દૂધપાક, શ્રીખંડ પચી શકતાં નથી અને દૂધ ભાવતું નથી. આવા માણસને અભાગિયા સિવાય બીજું શું કહી શકાય ?

આવી રુગ્ણ મનોદશા જ્યાં સુધી હયાત હોય ત્યાં સુધી સ્વરૂપના દર્શન, પરમાત્મ ભાવની ઝાંખી અશક્ય છે. આ રોગિષ્ટ અને નબળી મનોવૃત્તિ જ સ્વરૂપ દૃષ્ટિમાં અંતરાયરૂપ છે. આવી મનઃ સ્થિતિ જ આત્મજ્ઞાનમાં નડતરરૂપ છે. એટલે સૌથી પ્રથમ આપણી સાથે રહેતા આપણા આત્મીય જનોમાં જો પ્રભુતાનાં દર્શન કરતાં શીખીશું, તેમનામાં પરમ ઐશ્વર્યનાં દર્શન કરીશું તો પછી સૂક્ષ્મ અને ગુંચવણભર્યા અટપટા પરમાત્માને પણ ઓળખી શકીશું. પછી રામમાં જેવો પ્રેમ જન્મશે તેવો જ રાવણમાં પણ દેખાશે. પછી રાવણ તરફનો તિરસ્કાર કે ધિક્કાર ટકી શકશે નહિ.

પેલો સૂર્ય કહે છે કે : 'અરે, ઊંઘણશી તું ઊંઘને નહિ ત્યાગે તો પણ હું તને જગાડયા વગર રહેવાનો નથી.' એમ કહીને પોતાનાં હુંફાળા કિરણો બારીના અવકાશમાંથી મોકલી, પેલા ઊંઘણશીને ઉઠાડે છે. વૈદિક પરંપરા સૂર્યને સર્વનો આત્મા અને આધારરૂપ પરમતત્ત્વ તરીકે સ્વીકારે છે. 'सूर्य आत्मा जगतस्तस्थुषश्च' સ્થાવર અને જંગમ જે કંઇ તત્ત્વ છે તેનો આત્મા સૂર્ય છે. એટલે કે ચરાચરનો તે આધાર છે. એટલે જ ઋષિઓએ સૂર્યનું 'मित्र' એવું નામ આપેલ છે. मित्रो जनान यातयति ब्रुवाणो, मित्रोदाधार पृथिवीमुतद्याम्' આ મિત્ર લોકોને હાક મારે છે અને તેમને કામ કરવાને પ્રેરે છે. તેણે સ્વર્ગ અને પૃથ્વીને ધારણ કરેલા છે. ખરેખર સૂર્ય એ જીવનનો આધાર છે. વૈદિક પરંપરા તેમાં પરમાત્માને જુએ છે.

અને હિમાલયમાંથી એક પ્રવાહે વહી આવતી ગંગા કે જેનાં તીર પર, પોતાના રાજ્યોને તૃણવત્ લેખી, ફેંકી દઇને, રાજાઓ તપશ્ચર્યા કરવા બેસી જતા એ ગંગાનાં દર્શનમાં હિન્દુ જગત કેવો આહ્‌લાદ અનુભવે છે! દરેક હિન્દુના મનની એક ઊંડી ભાવના હોય છે કે મર્યા પછી મારાં હાડકાં ગંગામાં પધરાવાય અને મરતી વખતે ગંગાજળનાં બે ટીપાં મારા મોઢામાં પડે! તે બે ટીપાં એટલે હિન્દુ જગતની દૃષ્ટિએ ખુદ પરમાત્મા મોઢામાં આવીને નિવાસ કરે છે. ગંગા એટલે પરમાત્માની

સાક્ષાત્ કરુણા જ જાણે વહેતી હોય અને બહારની તથા અંદરની ગંદકીને એ ધોઇ નાખતી હોય ! એ રીતે ચરાચર જગતમાં બધા ઉપકારક પદાર્થોમાં પ્રભુતા નિહાળવી કે જેથી મનમાં હલકી વાત, હલકા વિચારો અને હલકી વૃત્તિને અવકાશ જ ન રહે.

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમસ્વામી પણ પરમ પ્રભુતાને વરેલા પરમ આત્માઓ છે. એકબીજા પરત્વેની એકબીજાની દૃષ્ટિ પણ પ્રભુતા પૂર્ણ છે. તેનો પડઘો તેમના સંભાષણની ભૂમિકામાં મળી આવે છે. ગૌતમસ્વામીની આજ્ઞા મેળવી શ્રી કેશીકુમાર શ્રમણ પૂછે છે·

चाउज्जामो य जो धम्मो, जो इमो पंचसिक्खिओ ।
देसिओ वद्धमाणेण पासेण य महामुनी ॥ २३
अेगकज्जपवन्नाण विसेसे किं नु कारणं ।
धम्मे दुवि हे मेहावि ! कहं विपच्चओ न ते ॥ २४

આ ચતુર્યામ ધર્મનું પ્રતિપાદન મહામુનિ પાર્શ્વનાથે કર્યું છે અને પંચશિક્ષાત્મ ધર્મનું પ્રતિપાદન મહામુનિ વર્ધમાને કર્યું છે. મેધાવિન્ ! બંને એક જ ઉદ્દેશ્યવાળા છે તો આ ભિન્નતા શા માટે છે ? આ બે પ્રકારના ધર્મમાં તમોને સંદેહ કેમ થતો નથી ? આપણા સૌનું લક્ષ્ય એક જ છે તો આપણી સાધના પદ્ધતિમાં આટલો ભેદ શાથી છે ? કોઈ સચેલક છે તો કોઇ અચેલક છે. કોઈ ચાતુર્યામ સંવરધર્મને માને છે તો કોઇ પંચમહાવ્રતને. આપણી માન્યતાઓમાં આવી વિવિધતાનું રહસ્ય શું છે ?

તાત્પર્ય આ છે કે, પાર્શ્વનાથની ધર્મ પ્રરૂપણામાં અહિંસા સત્ય, અસ્તેય અને અપરિગ્રહને યથાયોગ્ય સ્થાન છે જ. એક જે બ્રહ્મચર્ય મહાવ્રત છે તેનો સ્પષ્ટ પૃથક ઉલ્લેખ મળતો નથી ત્યારે મહાવીરની પરંપરામાં બ્રહ્મચર્ય મહાવ્રતને એક વિશિષ્ટ અને મહત્ત્વપૂર્ણ સ્થાન છે. આ ભિન્નતાનાં આતંરિક કારણોની જ્યાં સુધી સંશોધનપૂર્ણ સ્પષ્ટતા ન મળે ત્યાં સુધી શિષ્યસમુદાય સંશયગ્રસ્ત રહેવાના. એટલે તેમના પારમાર્થિક કારણો ઉપર પ્રકાશ નાખવા કેશી શ્રમણે વિનંતિ કરી છે જેનો ગૌતમસ્વામી શો જવાબ આપશે તેના ભાવભેદ અવસરે—

## બુદ્ધિનું મૂલ્ય શું ?

જો વાત યથાર્થ રૂપમા સમજાઇ જાય તો કરવા યોગ્ય કશું જ અવશિષ્ટ રહેતું નથી. યથાર્થ સમજણ જ કરવા લાયક કરાવી લે છે અને ન કરવા લાયક, પાનખર ઋતુનાં પાંદડાંની માફક, પોતાની મેળે જ ખરી પડે છે. સમીચીન સમજણમા ન કરવા લાયકને અટકાવવા માટે કશું જ કરવું પડતું નથી અને જે કર્તવ્ય અથવા કરણીય છે, તેને કરવા માટે પણ કંઇ કરવું પડતું નથી. જે કરવા લાયક છે તે થવા લાગે છે અને ન કરવા લાયક પોતાની મેળે વગર પ્રયત્ને અટકી જાય છે. યથાર્થ જ્ઞાનની આ નિષ્પત્તિ છે.

કદાચ તમારા મનમાં આશંકા જન્મતી હશે કે, સમજવા લાયક સમજ્યા પછી પણ કરવાનું છે તે બની શકતું નથી અને જે છોડવાનું છે તે છૂટતું નથી અને મહારાજ! તમે તો કહો છો કે યથાર્થ સમજણ પોતાની મેળે જ કરવા લાયક કરાવી લે છે અને ન કરવા લાયકના પ્રતિરોધ માટે કશું જ કરવું પડતું નથી, તો એનો અર્થ શું? તો એનો સ્પષ્ટ અર્થ એક જ થયો કે, યા તો હું જે કહુ છું તે કથન યથોચિત નથી અથવા જેને તમે સમજણ માનો છો તે સમજણ વાસ્તવિક નથી.

આ વસ્તુસ્થિતિને સમીચીન રીતે સમજવા માટે ઊંડાણમાં ઉતરવું જોઈશે. સર્વ પ્રથમ સમજવાની વાત એ છે કે જે ગલત છે, જે ખોટું છે તેના તરફ માણસ સમજતો હોવા છતાં શા માટે ઘસડાઇ જાય છે? ગીતામાં આ સંબંધે અર્જુને શ્રીકૃષ્ણને પ્રશ્ન પણ પૂછયો છે:

अथ केन प्रयुक्तोऽयम् पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

હે કૃષ્ણ! આ માર્ગે જવા જેવું નથી એ સત્ય બરાબર જાણતો છતાં આ પુરુષ પરાણે જોડાયો હોય તેમ, પોતે ન ઇચ્છતો છતાં કોનાથી પ્રેરાયેલો તે પાપ આચરે છે?

શ્રીકૃષ્ણ જવાબ આપે છે:

काम एष क्रोध एष रजोगुण समुद्भवः ।
महाशनो महा-पाप्मा विद्धयेनम् इह वैरिणम् ॥

હે અર્જુન, એ રજોગુણથી ઉત્પન્ન થયેલો અને ભોગોથી તૃપ્ત ન થનાર તથા મહાપાપી કામ (વાસના) છે. એ જ ક્રોધ છે. એને જ આ કલ્યાણમાર્ગમાં વૈરી જાણ. રજોગુણના કારણે આ વાસનાઓ છે અને આ વાસનાઓ જ કામ ક્રોધમાં રૂપાંતરિત થઈ માણસને પોતાના પાશમાથી મુક્ત થવા દેતી નથી. આ વાસના બહુ ખાઉધરી છે, મહા પાપી છે. એને પોતાના દુશ્મનરૂપે બરાબર ઓળખ.

ગીતામાં અર્જુનને થએલી શંકાનું સમાધાન કરતાં કૃષ્ણ પણ એ જ જણાવે છે. પાપનો માર્ગ ભારે લપસણો છે. ગમે તેટલી કાળજી રાખવામાં આવે તો પણ માણસ લપસી જ જાય છે. આ એક મોટી કમનસીબી છે અને તેનું કારણ એ છે કે-प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति-

અનાદિકાલીન તીવ્રતમ સંસ્કારોનાં ફળ સ્વરૂપે પ્રાણીઓએ વિભાવને સ્વભાવ બનાવી લીધેલ છે. આ વિભાવ જીવને કોઠે એવો તો પડી ગયો છે કે, જાણે તેનો સ્વભાવ જ હોય એમ તેનાથી તે વિલગ થવા માંગતો નથી. વિભાવને સ્વભાવ માની, વિભાવના ચકડોળે આંટા ફેરા એટલે

ચોર્યાસીના ચક્કરમાં ફરવાની આ અસ્વાભાવિક રીત તેને પચી ગઇ હોય છે. સમજણ, પ્રાણુ સ્પર્શી સમજણ વગર, ગમે તેવો નિગ્રહ પણ શા કામનો ?

જેમ અયથાર્થ તરફ અનિચ્છાએ પણ ઘસડાઇ જવું પડે, તેમ સમીચીન માર્ગમાં જવાની ભાવના છતાં અટકી જવું પડે, તેનો અર્થ આપણી પ્રાણસ્પર્શી સમજણનો અભાવ છે. આપણી સમજણ પરિધિની મર્યાદાને વટાવી, કેન્દ્ર સુધી પહોંચતી નથી. આપણી સમજણ ઉપલકિયા રહે છે. તે હૃદયને સ્પર્શતી નથી.

સમજણ પણ બે પ્રકારની હોય છે. એક સમજ કે જે સમજ જેવી પ્રતીત થાય છે, પરંતુ સંપૂર્ણ વ્યક્તિત્વ પર તેનો સંસ્પર્શ પ્રભાવ પાડી શકતો નથી. આપણી પાસે સમજવા માટેનું એક પ્રધાન સાધન છે અને તે બુદ્ધિ. બુદ્ધિવડે આપણે કોઇપણ વસ્તુને તર્કયુક્તપણે સમજી શકીએ છીએ. જો તર્કસંગત વિચાર પ્રસ્તુત કરવામાં આવે અને તે બુદ્ધિને વ્યાજબી લાગે, તો બુદ્ધિ તેનો તરત સ્વીકાર કરી લે છે. પરંતુ બુદ્ધિથી સમજમાં આવેલી વસ્તુથી જીવનના રૂપાન્તરણની શક્યતા નહિવત્ છે. બુદ્ધિ આપણા વ્યક્તિત્વનો એક નાનકડો ભાગ છે. વ્યક્તિત્વ બુદ્ધિ કરતાં વધારે વિસ્તૃત અને વ્યાપક છે. બુદ્ધિમાં કોઇ વાત ઊતરી જાય એનો એવો અર્થ થતો નથી કે તે વાત આખા વ્યક્તિત્વ અને પ્રાણને સ્પર્શી ગઇ છે.

જેને આપણે બુદ્ધિ કહીએ છીએ તેના કરતાં નવગણી તાકાતવાળું અચેતન મન અંદર બેઠેલું હોય છે. જેમ બરફની એક મોટી શિલાને પાણીમાં નાખો તો તેનો ઉપરનો ભાગ ઉપર તરતો હોય છે પરંતુ તેનો બહુ મોટો ભાગ તો પાણીમાં બુડેલો હોય છે તેમ આપણા આખા વ્યક્તિત્વમાં એક ભાગ ઉપર દેખાતી બુદ્ધિ કરતાં અંદર બેઠેલું મન અનેકગણી તાકાતવાળું છે તે આપણે ભૂલી જઇએ છીએ. એટલે જ્યારે કોઇપણ છોડવા લાયક વસ્તુ વિષે કહેવામાં આવે છે ત્યારે આપણા વ્યક્તિત્વનો એક ભાગ કે જેને આપણે બુદ્ધિ કહીએ છીએ તે સમજી જાય છે. તેથી આપણે એમ માની લઇએ છીએ કે હું સમજી ગયો છું. પરંતુ આખા વ્યક્તિત્વનો મોટો ભાગ જે અંદર ડૂબેલો છે તેને તો આ સંબંધની કશી જ માહિતી હોતી નથી. પરિણામ એ આવે છે કે, ક્રોધ ખરાબ છે એમ માની ક્રોધ ન કરવાનો જે ઉપરની બુદ્ધિ નિર્ણય કરે છે તેની માહિતી અંદરનાં વ્યક્તિત્વને હોતી નથી, એટલે ક્રોધના પ્રસંગો ઊભા થતા અચેતન મન કે જેને ક્રોધ ખરાબ છે તેની સૂચના પહોંચી નથી, તે આંદોલિત થઈ જાય છે. અંદરનું મન ધક્કા મારે છે; અને ઉપરના ભાગમાં રહેલી બુદ્ધિની સમજણ નિષ્પ્રભાવી બની જાય છે. જે ભાગને ક્રોધ ખરાબ છે એ વાતની સમજણ થઈ છે ત્યાંથી તો ક્રોધ જન્મતો નથી; અને જ્યાંથી ક્રોધ જન્મે છે ત્યાં સમજણનો સ્પર્શ થયો નથી. પરિણામે આપણે જેવા હતા તેવા જ અનેક પ્રતિજ્ઞાઓ પછી પણ રહીએ છીએ. આપણામાં કશું જ રૂપાંતરણ થતું નથી.

આપણે જેને બુદ્ધિ કહીએ છીએ તે માત્ર આપણા મનનો એક ભાગ છે. આખા મનના જો વિભાગ પાડવામાં આવે તો બુદ્ધિ તે વિભાગોમાંથી માત્ર એક ભાગ છે. બાકીના ભાગો તો અંધારામાં પડયા હોય છે. તે ભાગો સુધી સમજણનાં કિરણો પ્રવેશી કે સ્પર્શી શકતાં નથી. જો સમજણનો દિવ્ય પ્રકાશ અંધારામાં પડેલા એ બીજા ભાગોને એટલે કેન્દ્રને સ્પર્શી લે તો જીવનનું રૂપાંતરણ થયા વગર રહે નહિ. લીધેલી પ્રતિજ્ઞાઓ અને પ્રત્યાખ્યાનોના ભંગનું આ જ એક આંતરિક રહસ્ય છે. તમે અબ્રહ્મચર્યના દોષો વિષે જ્યારે અમારી પાસેથી સાંભળો છો, ત્યારે મનનો અગ્રિમ ભાગ આગળ વધે છે અને અમે બતાવેલી તે વાત સમજી ગયાનો તે સંતોષ અનુભવે છે. કામવાસના તેને સ્પર્શવાની નથી. તે ક્ષણે તમારી બુદ્ધિ તેનો સ્વીકાર કરે છે. પરંતુ વાસનાઓના મૂળ એટલાં ઉપર હોતાં નથી જેટલાં તે અંધારામાં અને ઊંડાણમાં રહેલાં હોય છે. અબ્રહ્મચર્યના દોષોની અસર તે ઊંડાણમાં રહેલા મૂળો સુધી પહોંચી હોતી નથી. પરિણામે જ્યારે બહારનાં કામોત્તેજક નિમિત્તો ઊભાં થાય છે, ત્યારે તે માણસ દીનહીન અને રાંક બની જાય છે. તેની પ્રતિજ્ઞા, પ્રતિજ્ઞાને ઠેકાણે રહી જાય છે અને તે વાસનાનો ભોગ બની જાય છે. વાસનાનાં મૂળને સમજણનો અગ્નિ સ્પર્શે નહિ ત્યાં સુધી વાસના નિરંકુર કેમ બની શકે? પરિણામ એ આવે છે કે બુદ્ધિ સમજી ગયાનો દાવો કરી પ્રતિજ્ઞા કરે છે અને અંદરના ધક્કાથી જ્યારે તે પ્રતિજ્ઞા ધરાશાયી થઇ જાય છે ત્યારે તે પશ્ચાત્તાપ કરે છે.

મનના અંધારામાં રહેલા ભાગો વધારે પ્રભાવી હોય છે. તેમનું સામર્થ્ય ઉપરના ભાગમાં રહેલી બુદ્ધિના સામર્થ્ય કરતાં હજારગણું વધારે હોય છે. સામર્થ્ય પરિધિ ઉપર હોતું નથી, સામર્થ્યનો આધાર કેન્દ્ર છે. જેને આપણે બુદ્ધિ કહીએ છીએ તે મનના ઉપરના ભાગની એક પરિધિ છે. શહેરના બહારના ભાગની એક દીવાલ રૂપ છે, ગઢ છે. ત્યાં કોઇ ખજાના હોતા નથી. ખજાનાઓ તો તિજોરીમાં હોય છે અને તિજોરી મકાનના અંદરના ભાગમાં હોય છે.

સમજ જો કેન્દ્ર સુધી પહોચી જાય તો રૂપાન્તરણ થઇ જાય છે. અંદરમાં બેઠેલો ધણી જો સમજી જાય તો નિશ્ચિત રીતે ક્રાન્તિ ઘટિત થઇ જાય છે.

કેન્દ્ર સુધી સમજ ન પહોંચે તો કશીજ ક્રાન્તિ તો થતી નથી પણ ઉપદ્રવ શરૂ થઇ જાય છે અને તે ઉપદ્રવ એ કે આપણું મન ખંડ ખંડમાં વિભાજિત થઇ જાય છે. આપણે કરવા કંઇક ઇચ્છીએ છીએ અને અંદરનું મન કંઇક કરાવવા ઇચ્છે છે. જે તે કરવા ધારે છે તે થતું નથી અને થાય છે તે, જે અંદરનું મન કરાવવા ધારે છે ! આ રીતે આપણું મન આપણા જ મનના બીજા ભાગ સાથે લડવા લાગે છે. આપણા જ મન સાથે આપણે કુરૂક્ષેત્ર ઊભું કરી દઇએ છીએ. આપણાજ મન સાથે આપણા મનને લડાવવામાં આપણે શકિત ખોઇ બેસીએ છીએ. અંતે માણસ પોતાની જ દૃષ્ટિમાં પડી જાય છે.

આપણી આ બૌદ્ધિક સમજણને આપણે વાસ્તવિક સમજણ માની બેસીએ છીએ એ જ પાયાની ભૂલ છે. બૌદ્ધિક સમજ ભાગ્યે જ પ્રાણસ્પર્શી હોય છે. વૃક્ષના મૂળમાં જળનું સિંચન થતાં તે પલ્લવિત, પુષ્પિત અને ફળવાળું બને છે. પરંતુ જો આપણે પાંદડાં ઉપર પાણી રેડયા કરીએ અને તે શાખા, પ્રશાખા અને પુષ્પની સમૃદ્ધિથી સભર ન થાય તો તેમાં દોષ કોનો ? બૌદ્ધિક સમજણ પાંદડા ઉપર પાણી નાખવા જેવી છે જે મૂળને સ્પર્શતી નથી. વૃક્ષનાં પાંદડાંને આપવામાં આવેલુ પાણી મૂળ સુધી પહોંચતું નથી, પરંતુ મૂળને આપવામાં આવેલું પાણી વૃક્ષની શાખા, પ્રશાખા અને પાંદડાં સુધી પહોંચે છે. વૃક્ષનાં મૂળો એ વૃક્ષનું કેન્દ્ર છે. તેને જો જળ મળે તો તે આખા વૃક્ષની કાયા માટે ઉપકારક થાય છે. પરંતુ પાંદડાંઓ તો વૃક્ષની પરિધિ માત્ર છે. પાંદડાને સિંચવાથી કેન્દ્રને લાભ પહોંચાડી શકાતો નથી. હાં, પાંદડાં કદાચ સુકાઈ જશે, પાનખર ઋતુ આવતાં ખરી જશે અને તેને ઠેકાણે તરતજ નવાં પાંદડાં પણ આવી જશે પરંતુ વૃક્ષના મૂળિયાનો જ જો નાશ થશે તો પછી નવાં મૂળિયાં આવી શકશે નહિ.

એટલે આપણે જેને સમજણ માનીએ છીએ, હકીકતે તે સમજણ માત્ર તાર્કિક, બૌદ્ધિક અને શાબ્દિક છે, તે આતરિક કે આત્મિક નથી. તે પરિધિની છે, કેન્દ્રની નથી. ઉપદ્રવોનો જન્મ પરિધિમાંથી થતો નથી, ઉપદ્રવોની ગંગોત્રી તો કેન્દ્ર છે.

આપણી આખી શિક્ષા અને દીક્ષાની સીમારેખા આ શાબ્દિક સમજણ છે. એટલે વ્યાવહારિક જગતનાં કામો આવી શિક્ષા-દીક્ષાથી ચાલે છે ખરાં ! કારણ જે ગણિત કે ભાષા આપણે શીખીએ છીએ એનાથી વિપરીત ગણિત કે ભાષા આપણામાં હોતાં નથી. આપણા કેન્દ્રમાં જો કોઇ બીજું ગણિત કે બીજી ભાષા હોત તો મુશ્કેલી ઊભી થયા વગર રહેત નહિ. આ જ કારણ છે કે, એક નાનકડા બાળકને જો ભાષા ન શીખડાવવામા આવે તો તે બોલી શકશે નહિ. તેને ગણિત ન ભણાવવામા આવે તો તે ગણિત શીખી શકતો નથી. પરંતુ ક્રોધ કરવા માટે કે કામવાસના માટે તેને કોઇ સ્કૂલ કે વિશ્વ વિદ્યાલયમાં મોકલવાની જરૂર રહેતી નથી. તેને એકાંત નિર્જન સ્થાનમાં મૂકી દો તો પણ તે શીખી જશે. કારણ આ વસ્તુઓ તેના કેન્દ્રમા છે.

તાત્પર્ય એ છે કે, જે વસ્તુઓ અંદરમાથી જન્મે છે તેના વિષે બૌદ્ધિક, તાર્કિક કે શાબ્દિક સમજણ પર્યાપ્ત નથી હોતી. બૌદ્ધિક સમજણ માત્રથી તો અડચણ જ ઊભી થવાની. કારણ બૌદ્ધિક સમજણ પરિધિ ઉપર અવસ્થિત હોય છે ત્યારે વસ્તુની ઉત્પત્તિ કેન્દ્રમાથી થઇ હોય છે. બૌદ્ધિક સમજણની કેન્દ્રને કશી જ ખબર હોતી નથી. એટલે કેન્દ્ર અને બૌદ્ધિક સમજણ વચ્ચે સંઘર્ષ ચાલ્યા જ કરવાનો. એટલું ખરું કે જે ચીજ અંદરમાથી નથી જન્મતી, માત્ર ગણિત અને ભાષાની માફક બહારથી જ આવે છે, તેમા ઉપદ્રવ કે અડચણને અવકાશ નથી.

જો વસ્તુની યથાર્થ સમજણ હ્રદયમાં ઊતરી જાય તો જીવન બદલાઇ જાય એ એક નિયમ છે. જીવનમાં જો કશી જ ક્રાન્તિ ન થતી હોય, કશું જ રૂપાંતરણ ન થતુ હોય, તો સમજી લેવુ જોઇએ કે, સમજણ માત્ર પાંદડાંને સ્પર્શી છે, મૂળિયાંને નહિ.

ભગવાન મહાવીર કે ભગવાન બુદ્ધ જ્યારે જ્યારે બોલતા ત્યારે તેઓ એક જ વાતનું વારંવાર પુનરાવર્તન કરતા. એકની એક વાતની વારંવાર પુનરુક્તિ કરવા પાછળનું આંતરિક રહસ્ય શું છે તે પણ સમજવા જેવું છે. તે સમયના માણસોના હૃદયો બાળક જેવા નિષ્પાપ અને નિર્દોષ હતા, એટલે એક જ વાતને અનેકવાર કહેવાથી તે વાત તેમને માટે મંત્ર બની જતી અને હૃદયના માર્મિક સ્થાનને સ્પર્શી જતી. તે વાત તેમને માટે આંતરિક અને આત્મિક બની જતી. પરિણામે જીવનમાં સરળતાથી ક્રાન્તિ થઈ શકતી.

આપણે તો પુનરુક્તિને સહી પણ નથી શકતા. એક વાત બૌદ્ધિક રીતે સમજાઈ ગઇ હોય અને ભૂલથી જો કોઇ તેનું પુનરાવર્તન કરે તો આપણે તરત બોલી ઊઠીશું: 'સાહેબ! આ તો અમો જાણીએ જ છીએ; એકની એક વાતનું પુનરાવર્તન કરીને સમય શા માટે બગાડો છો ?'

મંત્ર-તંત્ર અને ધ્યાનના આવિષ્કારોના આયોજન પાછળનું રહસ્ય પણ આ જ છે. કારણ શિક્ષિત અને સંસ્કૃત ગણાતા માણસોનાં કેન્દ્રને સ્પર્શાવવા માટે આ સિવાય બીજો કોઈ ઉપાયો નથી.

જૂના જમાનામાં એક વ્યવસ્થિત વ્યવસ્થા હતી કે કોઇ જિજ્ઞાસુની આધ્યાત્મિક જિજ્ઞાસા, જિજ્ઞાસાને બદલે તર્ક વિતર્કોના પાશમાં જકડાએલી જણાતી, ત્યારે ગુરુજનો તેને તેવે ઠેકાણે મોકલી આપતા જ્યાં તર્કની જ દુનિયા હોય! રાત અને દિવસ અનવરત અને અશ્રાંત તર્કનાં યંત્રો જ્યાં ચાલ્યા જ કરતાં હોય! તર્ક સિવાય કોઈ વસ્તુને ત્યાં જરા જેટલો પણ અવકાશ નહોતો. જેથી તર્કથી તે થાકી જતો, તર્કથી તેને કંટાળો, સૂગ, ગૂંચવણ અને પરેશાની ઊભી થતી. આમ તે પોતે જ એક દિવસ તર્કથી એકદમ કંટાળી જતો અને એક દિવસ તર્કની સામેનો પોતાનો અણગમો જાહેર કરતાં તે કહેતો કે, તર્કની દુનિયામાં ઘણા આંટાફેરા માર્યા પરંતુ મેળવવા જેવું કશું જ મળ્યું નહિ! માટે મહેરબાની કરી એવી વાત કહો કે જેથી કંઇક ક્રાન્તિ એટલે જીવનનું આંતરિક રહસ્ય ઉદ્ઘાટિત થઈ જાય.

આ આંતરિક ચમત્કૃતિને વરેલા આ બંને ઉત્તમ આત્માઓ આધ્યાત્મિક આદર્શને કેન્દ્રમાં રાખી મળ્યા છે. શ્રી કેશીકુમાર શ્રમણે પોતાના શિષ્યોની આશંકાને વાચા આપવા શ્રી ગૌતમસ્વામીની અનુજ્ઞા મેળવી છે. આંતરિક આદર્શની સમાનતા છતાં બાહ્ય આચારોમાં જે ઔપચારિક ભેદ દેખાય છે તેનાં કારણો શું છે? આવા પ્રશ્નો શ્રી કેશીકુમાર શ્રમણ તરફથી સરળતા અને વિનમ્રતાથી રજુ થતાં–

तओ केसिं बुवतं तु गोयमो इणमब्बवी ।
पन्ना समिक्खए धम्मं तत्तं तत्तविणिच्छयं ॥ २५

पुरिमा उज्जुजडाउ वंक जडाय पच्छिमा ।
मज्झिमा उज्जुपन्नाय तेण धम्मे दुहा कजे ॥ २६

કેશીકુમાર શ્રમણુને ગૌતમે આમ જવાબ આપ્યો. તત્ત્વનો નિર્ણય જેનાથી થાય એવા ધર્મતત્ત્વની સમીક્ષા પ્રજ્ઞા કરે છે.

પ્રથમ તીર્થંકરના સાધુઓ સરળ અને જડ હતા. પાછળના તીર્થંકરના સાધુઓ સ્વભાવે વક્ર અને જડ છે. વચલા બાવીસ તીર્થંકરોના સાધુઓ સરળ અને બુદ્ધિશાળી હતા. તેથી ધર્મ બે પ્રકારનો છે.

ભગવાન પાર્શ્વનાથ અને તે અગાઉના લોકો સ્વભાવે સરળ અને પ્રજ્ઞાશીલ હતા. તેઓ સરળતાથી દરેક વાતને સમજી શકતા હતા. જેવી તેમની સરળ સમજણુ હતી તદનુરૂપ તેમનું આચરણુ પણુ માયાશલ્યથી શૂન્ય હતું. તેમની સાધના પણુ સરળ અને સાત્ત્વિક હતી. આપણો મૂળભૂત આદર્શ એક જ છે જેમાં સંદેહને અવકાશ નથી. તેમાં જે વિવિધતા દેખાય છે તે સમયની બદલાતી સ્થિતિને કારણે છે. લોકો કાળ પ્રમાણે બદલાય છે. તેમના વિચારો પણુ બદલાય છે. બાહ્યાચાર અને વેષ તો માત્ર લોક–પ્રતીતિ માટે છે. મુક્તિના સાચાં સાધન તો જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે.

આ જ કારણુ છે કે ભગવાન પાર્શ્વનાથના વખતે નિયમો ઓછા હતા. તે સમયનું જીવન સહજ હતું. અચેલકનો પ્રશ્ન હતો નહિ. આજે તો લોકોના સ્વભાવ બદલાયા છે. તેઓ સરળ અને સહજ રહ્યા નથી. સ્વભાવે તેઓ જટિલ બન્યા છે. તેમના માટે સાધુતાની સ્મૃતિ કાયમ રાખવા વિશિષ્ટ ઉપકરણુ અને વિશેષ પ્રકારની વેષભૂષાની કલ્પના કરાઈ છે. સંઘ વ્યવસ્થિત સાધના કરી શકે તે માટે વ્યવસ્થિત નિયમો કરવા પડે છે, જે પાર્શ્વનાથના વખતમાં અપેક્ષિત નહોતા.

## જગત એક મંચ છે

કર્મ બે પ્રકારે થઇ શકે છે. કર્તા થઇને પણુ થઈ શકે છે અને અભિનેતા થઇને પણુ તે આચરી શકાય છે જ્યાં સુધી સંસારમા છીએ ત્યાં સુધી કર્મથી મુક્તિ મેળવવી અશક્ય છે. જે માણુસ વ્યાપાર કરે છે તે જ કર્મ કરે છે એમ નથી. ભિક્ષુકવૃત્તિ ધારણુ કરી ભિક્ષા માગનાર ભિક્ષુક પણુ કર્મથી મુક્ત નથી. જે ગૃહસ્થી જીવન જીવે છે તે કર્મ કરે છે અને જે સંન્યસ્ત જીવન જીવે છે તે કર્મથી મુક્ત હોય છે એમ પણુ નથી. બંનેનાં કર્મો ભિન્ન ભિન્ન સંભવી શકે, પરંતુ એકનું કર્મ તે કર્મ હોય અને બીજાનું કર્મ અકર્મ હોય એમ બની શકે નહિ. કર્મને છોડીને કોઈ ભાગવા માગે તો પણુ તે ભાગી શકતો નથી. કર્મથી મુક્ત થવું

કથમપિ શક્ય નથી. કર્મ કરતાં કરતાં પણ કર્તૃત્વથી છૂટી શકાય છે. સામાન્યતયા આપણે માનતા હોઇએ છીએ કે કર્મથી મુક્ત થઇ જઇએ એટલે કર્તૃત્વથી મુક્ત થઇ જવાય, કારણ કર્મ થશે નહિ તો કર્તૃત્વ ક્યાંથી ઊભું રહેશે ? પરંતુ હકીકતે આ સત્ય નથી. સંભવિતતા એનાથી જુદી જાતની છે. મનુષ્ય કર્મને કરતો રહે છે, છતાં તે કર્તૃત્વના બંધનમાં જકડાતો નથી. તમે પૂછશોઃ 'આમ કઇ રીતે બની શકે ?' આ પ્રશ્નનો જવાબ સાદો સીધો છે અને તમારા સૌના અનુભવનો પણ છે. એટલે તેને સમજવામા તમને મુશ્કેલી નહિ પડે.

એક રંગમંચ પર કોઇ નાટકના એક પાત્રના અભિનયને જ્યારે આપણે ભજવતાં હોઇએ ત્યારે આપણે કર્મ તો યથાવત્ કરીએ છીએ પણ તેથી આપણે કર્તા થતા નથી. રામલીલામાં કોઇ અભિનેતા રામનું પાત્ર ભજવે છે, તેમાં જ્યારે સીતા ખોવાઇ જાય છે ત્યારે રામ રડે છે. તેઓ વનમાં ભટકે છે અને સીતાના વિરહમાં પાગલ જેવા બની તે એક એક વૃક્ષને સીતાની ભાળ પૂછે છે. સીતા ક્યાં ગયાં હશે તેની વનમાં શોધ કરે છે. દશરથના પુત્ર શ્રી રામનો આબેહૂબ અભિનય આ રામલીલાનો રામ પણ કરે છે. સાચા રામ કરતાં પણ રામલીલાનો નકલી રામ વધારે કુશળતાથી અભિનય કરી પ્રેક્ષકોને મંત્રમુગ્ધ બનાવી દે છે ! રામે જે કર્મો કર્યાં તે જ કર્મો આ રામલીલાનો રામ પણ કરે છે, પરંતુ આ કર્મો પાછળ તે કર્તા નથી; અભિનેતા માત્ર છે.

કર્તાને બદલે માણસ જો અભિનેતા થઇ જાય તો કર્મ તો ચાલુ રહે છે પણ અંદર આખું રૂપાંતરણ થઇ જાય છે. કારણ અભિનય બાંધતો નથી. અભિનયની સીમારેખા અંતરને સ્પર્શતી નથી. અભિનયનો સંબંધ પરિધિ સાથે જ હોય છે, કેન્દ્ર સાથે તે જોડાતો નથી. અભિનય ગહનતામાં પ્રવેશતો નથી. રામલીલાનો રામ અસલી રામ કરતાં ભલે વધારે કુશળતાથી રડતો હોય, કરુણ આક્રંદ કરતો હોય, પરંતુ તેનાં આસુઓ પ્રાણોમાંથી આવીને વહેતાં નથી. આંસુઓ લઇ આવવા માટે તેને અંજન કે એવા કોઇ રાસાયણિક પદાર્થના ઉપયોગની જરૂર પડે છે. ભલે તે ધ્રૂસકે ધ્રૂસકે રડતો હોય અને વાતાવરણને કરુણાથી ભરી દેતો હોય, છતાં તેનાં રૂદનનો સંબંધ ગળાથી આગળ હૃદય સુધી પહોચેલો હોતો નથી. તેનાં આંતરિક ભાવો સર્વથા અસ્પર્શ્ય અને અસ્પૃષ્ટ છે.

જ્યારે કર્મની સાથે 'હું'પણું જોડાઇ જાય છે, ત્યારે કર્મ કાજળની માફક ચોંટી જાય છે. કર્મની સાથે 'હું'પણું જો ન જોડાય તો કર્તૃત્વથી શૂન્ય કર્મ બંધનનું કારણ બનતું નથી. 'હું'પણાની સાથે કર્મનું તાદાત્મ્ય ન થવા દેવું, એ જ કર્મ કરતાં છતાં તેમાંથી મુક્ત થવાનો રામબાણ ઉપાય છે.

કર્મથી મુક્ત થવાનો એક જ ઉપાય છે અને તે એ કે જીવનને અભિનયના રૂપમા રૂપાંતરિત કરી નાખવું. 'હું'ની સાથે જ્યારે કર્મનું તાદાત્મ્ય થઇ જાય છે ત્યારે જીવન અંધકાર અને કાલિમાથી ભરાઇ જાય છે. પરંતુ અંદર કોઈ કહેનાર ન હોય કે હું કર્તા છું અને અંદર માત્ર જાણનાર હોય કે આ જગતના મંચ પર આ એક અભિનય થઇ રહ્યો છે, પછી મંચ ભલે

મોટો હોય કે નાનો એનાથી કોઇ ફેર પડતો નથી પણ જગતને મંચ તરીકે સ્વીકારતાં તે એક નાટક, એક મંચથી વધારે કીમતી અથવા ભયંકર કદી નહિ લાગે ! પછી જીવન એક કથા બની જશે અને આપણે માત્ર પાત્ર થઇ જીવીશું ! પાત્રોને કંઇ સ્પર્શતું નથી એટલે આપણને કાલિમાનો સ્પર્શ થશે નહિ.

આ પરમ સત્ય છતાં આપણી પણ વિચિત્રતા કંઇ ઓછી નથી. આપણે અભિનયને તો જીવનમાં રૂપાંતરિત કરી લઇએ છીએ પરંતુ જીવનને અભિનયમાં રૂપાંતરિત કરી શકતા નથી. દાખલા તરીકે તમે ઘણી વાર ફિલ્મ જોવા સિનેમામાં જાઓ છો. ફિલ્મમાં જે કથાવસ્તુ હોય છે તે પ્રાયઃ ભૂતકાળમાં બનેલી ઘટનાઓના આધારે ઘડવામાં આવેલી હોય છે અથવા કલ્પનામાથી ઊભી કરેલી હોય છે. જે પડદા ઉપર આપણે દૃષ્ટિ નાખીએ છીએ તે પડદો તો માત્ર કાપડનો હોય છે. ઊતારેલી ફિલ્મના ચિત્રો પ્રોજેક્ટરની મદદથી તેના ઉપર ચિત્રિત થાય છે. તે બધાં માત્ર ચિત્રો છે. વાસ્તવિક જગતનો ત્યાં સર્વથા અભાવ છે. જે બતાવવામાં આવે છે તે બધું યાંત્રિક છે. યંત્રોનાં જડ ખોખાં સિવાય કશું જ હોતું નથી. આમ છતાં ફિલ્મ જોતાં આપણે તેની સાથે એવાં તો તાદાત્મ્યથી જોડાઇ જતાં હોઇએ છીએ કે આપણે આપણાપણાનું ભાન ખોઇ બેસતાં હોઇએ છીએ. કરુણરસના પ્રસંગે આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસવા લાગે છે તો ક્રૂરતાના પ્રસંગો જોઈ હૃદયમાં બળવાના ભાવો ઉત્તેજિત થઇ જાય છે. જાણે સાક્ષાત્ આપણી સાથે સંબંધિત કોઇ ઘટના ન ઘટી રહી હોય ! જેવા ભાવોમાંથી આપણે પસાર થતાં હોઇએ છીએ તેવા જ ભાવો, તેવી જ આકૃતિઓ, તેવા જ ધડકનો હૃદયમાં ઊભાં થઇ જાય છે ! જાણે અભિનય જીવનમાં રૂપાંતરિત થઇ ગયો હોય તેવું પ્રતિભાસિત થાય છે ! જીવનને અભિનય માનવાની પારમાર્થિક કળા તો વિસારે પડી જાય છે પરંતુ અભિનયને જીવન બનાવી લેવાની કળામાં આપણે તે વખતે પાછી પાની કરતા નથી. આપણું આખું જીવન જ શીખેલા અભિનયોની જોડ છે. અભિનયોની પકડ એવી દઢ બની જાય છે કે તે જીવન જ બની જાય છે. તેથી માનસ શાસ્ત્રીઓની એક નિશ્ચિત માન્યતા છે કે માણસનો કોઇ નિશ્ચિત સ્વભાવ નથી. તે પાણીની માફક તરલ છે. જેમ પાણીને ગ્લાસમાં ભરો તો તે ગ્લાસનો આકાર લઇ લે છે, લોટામાં ભરો તો લોટાનો આકાર સ્વીકારી લે છે, ઘડામાં ભરો તો ઘડાનો આકાર ગ્રહણ કરી લે છે, તેને પોતાના આકારની કશી જ પકડ નથી. જેવાં વાસણમાં ભરો તેવો આકાર તે ધારણ કરી લે છે. તેમ મનુષ્યનો પણ કોઇ નિશ્ચિત સ્વભાવ નથી. પાણીમાં જેમ અનંત આકાર લેવાની ક્ષમતા છે તેમ મનુષ્યમાં પણ પશુથી પરમાત્મા સુધીના અનંત આકારો લેવાની ક્ષમતા છે. જેને આપણે સ્વભાવ કહીએ છીએ એ તો શીખવામાં આવેલી વ્યવસ્થા છે, શીખેલાં વર્તુળમાં અને સંસ્કારના ઢાંચામાં કરવામાં આવેલું આચરણ છે. એટલે જ શાકાહારીને ત્યાં જન્મનાર શાકાહાર કરે છે અને માંસાહારીને ત્યાં જન્મનાર માંસાહાર કરે છે. માસાહાર કે શાકાહાર મનુષ્યનો પોતાનો સ્વભાવ નથી, એ તો શીખવેલી એક વ્યવસ્થા છે જે અનુકૂળ–પ્રતિકૂળ વાતાવરણને અનુસરી

જીવન અથવા સ્વભાવ બની જાય છે. એક માંસાહારી કુટુંબના બાળકને જન્મથી જો શાકાહારી રાખવામાં આવે અથવા શાકાહારીને ત્યાં તેનું પાલનપોષણ થાય તો તે શાકાહારી બની જાય છે. શાકાહાર કે માંસાહાર તેનો જન્મગત સ્વભાવ નથી. એવો માણસ કે જે માંસાહારી કુળમાં જન્મેલો હોય અને તેનો શાકાહારીને ત્યાં ઊછેર થયો હોય તો તેને માંસ જોતાંવેંત ઊલટી થઈ જશે. એટલે શાકાહારીને ત્યાં જન્મેલો ગુણિયલ છે અને માંસાહારીને ત્યાં મોટો થએલો દુર્ગુણી છે એમ રખે માનતા ! વાતાવરણથી તેનું તે તે રીતે ઘડતર થયેલું હોય છે. બાલ્યાવસ્થાથી જે કંઈ પણ આપણે બાળકને શીખડાવી રહ્યા છીએ, તે ક્રમે ક્રમે તેના જીવનમાં, જે જે અભિનયો તેને કરવાના છે, તેની પૂર્વભૂમિકા અથવા તૈયારી રૂપ છે. એકને આપણે હિન્દુની રીતે તૈયાર કરીએ છીએ, બીજાને અમેરિકન ઢબથી, ત્રીજાને મુસલમાનની રીતે તો ચોથાને ચીની રીતભાતથી, તો એ રીતે તેમને તૈયાર કરવામા જે જે પ્રક્રિયાઓએ ભાગ ભજવ્યો હોય છે તેની પકડ તેમના સંસ્કારમાં એવી તો દઢ બની જાય છે, તે તે વાતાવરણને પામી તેઓ તેમાં એવા તો તદ્રુપ બની જાય છે, કે તેમને ખ્યાલ પણ નથી રહેતો કે હિન્દુ, મુસલમાન, ઇસાઈ, બૌદ્ધ આ બધાં તો તેમને શીખડાવવામાં આવેલા અભિનયો છે, જગતના રંગમંચ પરની રમત માત્ર છે. આ તૈયાર કરવામાં આવેલા પાત્રો અને રૂપો જો શીખડાવવામાં ન આવ્યાં હોત તો આપણે શીખ્યાં જ ન હોત અને આપણે શુદ્ધ મનુષ્ય જ રહ્યા હોત.

જ્યારે આપણે કહીએ છીએ કે હું હિન્દુ છું ત્યારે આપણે કર્તા બની જઇએ છીએ અને જે હિન્દુ નથી તેના તરફ આપણને ઘૃણા અને સૂગ થાય છે. પછી આપણને એકબીજાનાં ગળાં કાપવામાં પણ કશો જ આંચકો આવતો નથી. જાણે કોઇ ધર્મનું કામ કરી રહ્યા હોઇએ તેમ, નિશ્ચિંતતા અને સહજતાથી બીજાનાં જાન પણ લઇ નાખીએ છીએ અને પોતાના જાનની કુરબાની પણ કરી નાખીએ છીએ. આ સ્વભાવ નથી પણ એક જાતની ટેવ છે, આદત છે, જે ગહનરૂપે અંદરમાં પ્રવેશી ગઈ છે. તેણે એવી દઢતાથી પોતાની પકડ જમાવી છે કે વ્યક્તિ ભૂલી જાય છે કે જગતના રંગમંચ પરનો આ બધો એક અભિનય છે, રમત છે.

કોઈ હિન્દુને એમ થાય કે 'આ જગતમાં હું હિન્દુ હોવાની રમત રમી રહ્યો છું, હુ હિન્દુત્વનો અભિનય કરી રહ્યો છુ, હિન્દુત્વનુ પાત્ર ભજવી રહ્યો છુ' અને એ જ રીતે કોઇ મુસલમાનને એમ થાય કે 'હું મુસલમાન હોવાની રમત રમી રહ્યો છું, હું મુસલમાનપણાનો અભિનય કરી રહ્યો છું, મુસલમાનપણાનું પાત્ર ભજવી રહ્યો છુ'–એમ બંનેના માનસમાં, આ બધાં જગતના રંગમંચ પરના પોતાના અભિનયો જ છે, રમત છે, એમ માનશે તો પરસ્પરના ઝઘડા ઊભા નહિ થાય, કોમવાદનું ઝેર નહિ વ્યાપે અને હુલ્લડો પણ નહિ ફાટી નીકળે. મુશ્કેલી તો જ ઊભી થાય જો 'હિન્દુત્વ' કે 'મુસ્લિમત્વ'–તેમને મન આ જગત પરનો એક અભિનય, એક રમત ન હોય ! રમતને રમત તરીકે સ્વીકારી લેવામાં આવે તો પછી મુશ્કેલીનો પ્રશ્ન જ રહેતો નથી.

જે અભ્યાસી અને સ્વભાવોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી શકનારા પ્રજ્ઞાશીલ પુરુષો છે તે તો સદા કહેતા જ આવ્યા છે કે તાશ, હોકી, ફુટબોલ વોલીબોલ ક્રિકેટ જ રમત નથી; હિન્દુ મુસલમાન અને ઇસાઇપણાની ગણતરી પણ રમતોમાં જ કરી છે. આ બધી પણ રમતો છે જે માણસો રમી રહ્યા છે. આ રમતો ક્યારેક મોંઘી અને ભારે પણ પડી જાય છે ! આમ તો શેતરંજ જેવી રમતો પણ ક્યારેક રમત રહેવાને બદલે તલવારોનું મેદાન બની જાય છે. તો પછી હિન્દુ-મુસ્લિમો વચ્ચે તલવારો ખેંચાય તેમાં શું આશ્ચર્ય ?

ગંભીરતાથી પકડી લેવામાં આવેલા અભિનયો આજે જીવન બની ગયા છે. જે જે શીખડાવવામાં આવે છે તે સમય જતાં ઊંડાણમાં પ્રવેશી જાય છે અને જીવન બની જાય છે. આખી દુનિયામાં પુરુષો કરતાં સ્ત્રીઓ ઊતરતી કોટિની છે એમ શીખડાવવામાં આવ્યું. સદીઓથી શીખડાવવામાં આવેલી આ વાત સ્ત્રીઓ અને પુરુષો માટે જીવન બની ગઇ. એટલે સ્ત્રીઓ પણ પોતાને પુરુષો કરતાં હીનતર માનતી થઇ ગઇ અને પુરુષો પોતાને સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠતર માનતા થઇ ગયા. સામાન્ય કક્ષાનો પુરુષ પણ ઉચ્ચ કોટિની શક્તિશાળી સ્ત્રી કરતાં પોતાને શ્રેષ્ઠતર માનશે અને શ્રેષ્ઠતમ સ્ત્રીને પણ યત્ર તત્ર પુરુષની સહાયની અપેક્ષા રહ્યા જ કરશે. જેમ આવા પ્રશિક્ષણની આપણે ત્યાં આવી અસર થવા પામી તેમ એવી પણ જનજાતિઓ આપણે ત્યાં છે, જે સ્ત્રીઓની સર્વોપરિતાને સ્વીકારે છે અને પુરુષોને હીનતર ગણે છે. જે સમાજમાં સ્ત્રીઓ શ્રેષ્ઠ છે અને પુરુષો હીન છે એમ શીખડાવવામાં આવેલ છે ત્યાં સ્ત્રીઓ શ્રેષ્ઠ થઇ ગઇ અને પુરુષો પોતાને હીન માનતા થઇ ગયા. આ બધા વાસ્તવિક સ્વભાવો નથી પરંતુ શીખડાવવામાં આવેલા અભિનયો છે જે સમય જતાં જીવન બની ગયા છે.

નાનાં બાળકો ઢીંગલા ઢીંગલીના લગ્ન કરે છે. લગ્નની બધી પ્રક્રિયાઓ, ગીતો વગેરેનું આયોજન લગ્નની માફક જ કરે છે. પરંતુ તેને આપણે રમત માની લઇએ છીએ કારણ તે બાળકોનું આયોજન છે. સ્ત્રી પુરુષોના વિવાહ પણ ઢીંગલા ઢીંગલીના જ વિવાહની એક માત્ર આવૃત્તિ છે કે બીજું કાંઈ? હા, બાળકો સવારમાં લગ્ન કરી સાંજે ભૂલી જાય છે કે સવારમાં ઢીંગલા ઢીંગલીનાં પોતે લગ્ન કર્યાં હતાં ત્યારે મોટી ઉંમરના માણસો અદાલતોમાં જઇ લડે છે, ભૂલતા નથી, દઢતાથી તેને પકડી રાખે છે.

વિવાહને ખેલ, રમત કે ક્રીડા માનવા આપણે તૈયાર નથી. વિવાહને ખેલ માનવા જતાં તે એક ક્રીડા-રમત થઇ જશે અને પરિવાર પણ એક ખેલ થઇ જશે. પરિવાર જો ખેલ ગણવામાં આવશે તો પરિવારની આજુબાજુમાં ઘેરાઇને રહેલો સમાજ પણ ખેલ થઇ જશે. ખેલ અને ખેલનું ક્રીડાંગણ વામનમાંથી વિરાટ બની જશે અને સમાજની આસપાસ ફેલાએલું સારીયે મનુષ્ય જાતિનું જગત પણ ખેલ બની જશે. એટલે વિવાહને ખેલ માની લેવામાં તો ભારે મુશ્કેલી ઊભી થવા સંભવ છે. એટલે આપણને દઢતાપૂર્વક શીખડાવવામાં આવ્યું છે કે વિવાહ એ ખેલ નથી, પરિવાર એ ખેલ નથી અને સમાજ એ પણ ખેલ નથી. આ રીતે ડગલે અને પગલે

આપણે આપણી સમજણને દઢ, દઢતર, અને દઢતમ બનાવતા જઇએ છીએ. એક દિવસે આ સમજણ પાણાની માફક સખત બની જાય છે. પછી તો તે જાણે સ્વભાવ હોય એમ લાગવા માંડે છે. તે ભૂલી જાય છે કે જીવન આખું એક લાંબો અભિનય છે.

અભિનયને અભિનયની રીતે જ જાણવું જોઇએ. પરંતુ જગતમાં એવી કોઈ ઘટના નથી કે જેના કર્તા થવાના ગાંડપણમાં આપણે પડીએ. કર્તૃત્વ તો અસ્તિત્વનું છે, જે ત્રૈકાલિક છે.

પ્રારબ્ધ અને નિયતિવશ જે થવાનું હોય તે થાય. તેના ઉપર જ બધી જવાબદારી છોડી દેવી જોઇએ. નિયતિએ વહન કરવા જોઇતા ભારને નિષ્કારણ આપણે શા માટે ઉપાડવો જોઇએ? આપણી ક્ષમતા અને શક્તિ કરતાં તે વધારે વજનદાર પાણો છે. તેની નીચે દબાઇ જવાનો અને મરી જવાનો ભય છે. પરંતુ આપણાં અહંને એમાં મુશ્કેલી લાગે છે. અહંકારનો રસ જ તેમાં છે. જેમ મોટો અને વજનદાર પાણો આપણી છાતી ઉપર હોય તેમ અહંકારને રસ અને મજા આવે છે. મોટી પદવીઓ અને અધિકારોનો રસ મોટો હોય છે.

અસલિયત તો એ છે કે જેના ઉપર ભાર નથી તે માણસ ફૂલની માફક હળવો હોય છે. તેની નિશ્ચિતતા ઇર્ષ્યા ઉપજાવે એવી હોય છે. પરંતુ એવો માણસ મળવો મુશ્કેલ છે. નિયતિએ ઉપાડેલા ભારને આપણે ઉપાડવા જતાં આપણી સ્થિતિ પણ પેલા માણસ જેવી થાય છે જે ટ્રેનમાં બેઠો હતો અને પોતાની ઘરવખરી પોતાના માથા ઉપર ઉપાડી રાખી હતી! તે માણસને જ્યારે બીજા મુસાફરોએ કહ્યું. 'હે ભાઇ, તમે ટ્રેનમાં બેઠા છો, તમારો ભાર ટ્રેન ઉપાડી રહી છે, તો નાહક તમારા માથા ઉપર ઘરવખરીનો ભાર શા માટે ઉપાડો છો? આ ભારને માથા ઉપરથી ઉતારી ટ્રેનમાં જ મૂકી દો તો એમાં કશો જ ફેર પડતો નથી! ત્યારે તે માણસે તેના જવાબમાં કહ્યું: 'ભાઇ! એમ કેમ બની શકે? મેં મારા એકલાની જ ટિકીટ લીધી છે. આ સરસામાનની ટિકીટ મેં કઢાવી નથી. મારાથી સરકારને દગો દઇ શકાય નહિ. આ ઘરવખરી તો મારા માથા ઉપર જ રહેશે. હું સરકારને છેતરવા ટેવાએલો નથી.' તે ભોળા અને ભલા માણસને ખબર નથી કે સરસામાન માથા ઉપર રાખે કે ટ્રેનમાં મૂકે, તેમાં કશો જ ફેર પડતો નથી. ટ્રેનને જ બધો ભાર વહન કરવાનો હોય છે. આ જ રીતે પ્રારબ્ધ, નિયતિ અને ઇશ્વર કર્તૃત્વને માનનારાઓની દૃષ્ટિએ આપણે બધાં પરમાત્માની ટ્રેનમાં મુસાફરી કરનારા મુસાફરો છીએ. આપણે અને આપણી ઘરવખરીનો ભાર તે જ વહન કરનારાં છે છતાં તે પારમાર્થિક સત્યને સમજ્યા વગર, કર્તૃત્વનો ભાર આપણા માથા ઉપર રાખી, આપણે મુસાફરી કરી રહ્યા છીએ. જેના માથા ઉપર નાનો ભાર છે તેના નામ પર આપણે કહીએ છીએ કે તેની જિંદગી બેકાર ગઇ. કંઈ પણ ભાર રાખ્યા વગર જો તે મરી જાય છે તો આપણે તેની ચર્ચા કરીએ છીએ.

અહંકારનો અર્થ કર્તાપણાનો ભાવ. જેણે જીવનની આખી યાત્રામાં અહંકારને પ્રવેશવા ન દીધો હોય, જેનું જીવન નિરહંકાર એટલે પ્રારબ્ધ, નિયતિ અથવા પરમાત્માના ચરણોમાં

સમર્પિત હોય તે માણસ બધાં કર્મો કરવા છતાં અસ્પૃષ્ટ અને અલિપ્ત હોય છે. ઉપનિષદ્ કહે છે:

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥

કર્મનો ભાર ઉપાડયા વગર તેમજ કર્તૃત્વના ભાવથી શૂન્ય, નિરહંકાર થઇ, આલોકમાં કર્મ કરતાં પૂર્ણ આયુષ્ય જીવવાની ઇચ્છા રાખે છે.

આ રીતે મનુષ્યત્વનું અભિમાન રાખનારા! તારે માટે કર્મનો લેપ ન લાગે તે માટેનો આ સિવાય બીજો કોઇ માર્ગ નથી. આજના આખા પ્રવચનની આ નિષ્પત્તિ છે.

# આપણાં શાસ્ત્રો

આપણા વ્યક્તિત્વમાં ધારવાળી તીક્ષ્ણ અણીઓ છે. તે અણીઓ આપણા સંબંધમાં આવતી વ્યક્તિઓને ખૂંચ્યા કરે છે. આપણામાં રહેલી તીક્ષ્ણ અણીની તીક્ષ્ણતાને લઇને જ આપણે બીજાને ખૂંચીએ છીએ. પરંતુ વિચિત્રતા એ છે કે આપણાં વ્યક્તિત્વની ધારવાળી અણી બીજાને આઘાત પહોંચાડી રહી છે તેની આપણને કોઇ જ ખબર હોતી નથી. તે તરફ આપણી જાણ્યે-અજાણ્યે ઉપેક્ષા પણ રહેતી હોય છે. બીજાની ધારદાર અણી જ્યારે આપણને સ્પર્શે છે ત્યારે આપણા ઉપર તેની ભારે અસર થાય છે. આપણાં વ્યક્તિત્વને તે તરત ખૂંચવા લાગે છે. છરા જેવા તીક્ષ્ણ શસ્ત્રોને પોતાની તીક્ષ્ણ અણીઓનો ખ્યાલ હોતો નથી, તેનો ખ્યાલ તો જેના શરીરમાં તે પ્રવેશે છે તેને જ આવે છે.

આ જ કારણે માણસ પોતાને વિષે ભારે ભ્રાંતિમાં રહેતો હોય છે. જગતમાં બધા કલહોનું મૂળ જ એ છે કે, દરેકને પોતાની તીક્ષ્ણ અણીની માહિતી હોતી નથી અને બીજાની અણીનો તે બરાબર ખ્યાલ રાખે છે. એટલે બીજાની અણીની ઝાટકણી કાઢવામાં માણસ કશી જ કચાશ દાખવતો નથી અને પોતાની ધારદાર અણી વિષેનું અજ્ઞાન છોડી શકતો નથી.

તાત્પર્ય એ છે કે આપણને આપણી પોતાની અણીઓની કશી જ માહિતી નથી. અને બીજાની પ્રતિક્ષણ ખૂંચી રહેલી અણીની બરાબર માહિતી છે. એટલે જાણ્યે-અજાણ્યે પણ આપણે આપણાં વ્યક્તિત્વની ધારદાર અણીઓને વધારે તીક્ષ્ણ અને તીક્ષ્ણતર બનાવતા જઇએ છીએ અને બીજાની ખૂંચતી અણીઓને તોડવાનો પ્રયત્ન કરતાં રહીએ છીએ.

જેટલે અંશે આપણે બીજાની ખૂંચતી અણીઓને તોડવાનો પ્રયત્ન કરીએ છીએ તેટલે અંશે આપણે આપણી અણીને વધારે જોરદાર બનાવવી પડે છે. બીજાની અણીઓને તોડવી હોય

તો આપણી પાસે આપણી અણી સિવાય બીજું કોઇ ઉપકરણ નથી કે જેના આધારે આપણે બીજાંની અણીઓને તોડી શકીએ. પરિણામ એ આવ્યું કે બીજાની અણી તોડવી એટલે આપણી અણીને વધારે ધારદાર, ચમકતી અને તીક્ષ્ણ બનાવવી! આ કોઈ એક વ્યક્તિની વાત નથી પરંતુ એકબીજાનો એકબીજા પરત્વેનો આવો વ્યવહાર જ હોય છે. તેથી દરેક બીજાની તીક્ષ્ણ અણીને તોડવા અને પોતાની અણીને વધારે અણીદાર બનાવવા મશગુલ છે. આ એક વિષચક્ર છે અને સૌ એના ભોગ થઇ રહ્યા છે.

જ્યારે આપણી અણી બીજાને ખૂંચતી હોય, બીજાને ભેદતી હોય ત્યારે બીજા પણ પોતાની અણી આપણને ભેદવા, આપણને ખૂંચાડવા, તેને વધારે ને વધારે તીક્ષ્ણ બનાવતા રહે છે. આ રીતે આપણી જ ધારદાર અણીઓ જે બીજાને આઘાત આપનારી બને છે, તેને કારણે, સૌ એકસામટા આપણા ઉપર પ્રહાર કરનારા થઇ જાય છે. એટલે આપણી જ અણીઓ આપણને આડકતરી રીતે ખૂંચનારી બની જાય છે. આપણી અણીને ઓળખવાનો આ સિવાય બીજો કોઇ ઉપાય નથી.

અનંત જન્મોની લાંબી યાત્રાઓમાં આપણે આપણી તીક્ષ્ણ અણીઓને જ સુરક્ષિત રાખી છે, બાકીના ભાગો કાપી નાખ્યા છે. આપણી આ અણીઓની પ્રતીતિ આપણને ક્યારે થાય? આપણી આ અણીઓની પ્રતીતિ આપણને ત્યારે જ થાય છે જ્યારે આપણે બીજાના સ્થાન ઉપર ઊભા રહી તેનો અનુભવ કરીએ.

જ્યારે કોઇ માણસ આપણાથી ઉદ્વિગ્ન અને પીડિત થાય છે ત્યારે આપણે આપણાં મનમાં તેના ઉદ્વેગ અને પીડા વિષે શું વિચારતા હોઇએ છીએ તેનો ઊંડાણથી વિચાર કરો. બીજાને આપણાથી પીડિત થયેલાં જોઈ આપણું મન સાક્ષી પૂરશે કે, 'તે જે પીડિત થઇ રહ્યો છે તે તો તેની માત્ર ભ્રાંતિ છે. મેં તેને ખરેખર કોઇ પીડા પહોંચાડી નથી.' અને જ્યારે આપણે બીજાથી પીડિત થઇએ છીએ ત્યારે આપણા મનની કલ્પના જુદી જ હોય છે. તે વખતે આપણે માનીએ છીએ કે 'મારા ઉદ્વેગ અને પીડાનું કારણ સામેવાળી વ્યક્તિ જ છે.' જ્યારે આપણે ક્રોધિત થઇએ છીએ ત્યારે પોતાને વિષે એવો દાવો કરીએ છીએ કે, 'પરિસ્થિતિનું જ કંઈક એવું નિર્માણ થયું કે મારે ક્રોધ કરવો પડયો.' અને આ રીતે જો બીજો ક્રોધિત થાય તો, જે પરિસ્થિતિનું બહાનું આપણે આપણા ક્રોધી સ્વભાવનું સંરક્ષણ કરવા માટે કાઢતા હતા, તે તેના ક્રોધ માટે કાઢતા નથી. તે વખતે તો આપણે પેલાનો સ્વભાવ જ ક્રોધી છે એમ કહી તેના સ્વભાવને જ દોષિત ઠરાવીએ છીએ. તે માણસ જ ક્રોધી છે એવી તેને માટેની આપણી દલીલ હોય છે. આ દલીલમાં જ આપણી અણિયાળી ધારો છુપાયેલી હોય છે જેની આપણને ખબર પણ હોતી નથી.

સિકંદરે જ્યારે રાજા પોરસને પરાજિત કરી કેદી બનાવ્યો ત્યારે તેણે તેને પૂછ્યું 'પોરસ! બોલો, તમારી સાથે હું કેવો વ્યવહાર કરું?' રાજા પોરસે જવાબ આપ્યો 'રાજન્!

જય-પરાજય તો સંયોગોની વાત છે. તે તો પ્રારબ્ધ અને નિયતિને આધીન છે. આજે હું તમારો બંદી છું; સંભવ છે, આવતી કાલે તમે પણ તમારાથી વધારે શકિતશાળી રાજાના કેદી બનો! સમય કયારે અને કોને સાથ આપે છે અને કોને દગો આપે છે, તે કહી શકાતું નથી. માટે એક રાજા બીજા રાજાની સાથે કેવો વ્યવહાર કરે, તે શું મારે તમને કહેવું પડે ?"

જેવા વ્યવહારની આપણે આપણા પ્રત્યે બીજા પાસેથી અપેક્ષા રાખીએ, તેવો જ વ્યવહાર આપણે પણ બીજા પ્રત્યે રાખવો જોઇએ. જો આટલું પણ આપણે ન કરી શકીએ તો છેવટે જેવો વિચાર આપણે આપણી જાત માટે કરીએ, તેવો જ વિચાર આપણે બીજા માટે પણ કરવો જોઇએ. જેવો વિચાર આપણે આપણાં માટે કરીએ છીએ તેવો વિચાર આપણે બીજાને માટે કેમ કરતા નથી? ત્યાં વિચાર કેમ બદલાવી નાખીએ છીએ? જ્યારે આપણે ક્રોધિત થઇએ છીએ, ત્યારે આપણે માટે જેમ પરિસ્થિતિને કારણરૂપ માની લઇએ છીએ, તેમ જ્યારે બીજો ક્રોધિત થાય, ત્યારે પણ પરિસ્થિતિને કારણરૂપ માની લેવામાં આપણને શી હરકત આવે છે? ત્યારે આપણે તેને માટે એમ કેમ વિચારતા નથી કે પરિસ્થિતિ એવી હતી કે જેનાં કારણે તેને ક્રોધિત થવું પડયું. આપણા ઉપર કોઈ ક્રોધિત થાય ત્યારે પણ આપણે એમ કેમ નથી માની લેતા કે 'મેં એવી પરિસ્થિતિ ઊભી કરી કે જેથી તેને મારા પર ક્રોધ કરવો પડયો.' આપણો આપણા માટેનો તર્ક જુદો હોય છે અને સામેવાળી વ્યક્તિ માટેનો તર્ક જુદો હોય છે. આપણા લેવાનાં અને દેવાનાં ત્રાજવાં અને તેનાં માપતોલ જુદાં છે. આજે આપણા માટે અને સામે વાળી વ્યકિતને માટે આપણા તર્કોમાં જે ભિન્નતા છે તેનું એક જ કારણ છે કે, આપણે આપણી અણીદાર અણીઓને બચાવી લેવા માંગીએ છીએ.

ઇસાઇ ધર્મના પ્રવર્તક શ્રી જીસસનું બાઈબલમાં એક વચન છે-'Do unto other's as you would like to be done With you'-તમે બીજા સાથે તેજ કરો જે તમે ચાહો છો કે બીજા તમારી સાથે કરે. આ એક કથનમાં બધાં શાસ્રોનો નિષ્કર્ષ આવી જાય છે. મહાપુરુષોની વાણી સદા સૂત્રના રૂપમાં હોય છે. તે થોડા અક્ષરોમાં ગંભીર અને ઘણી કીમતી વાત કહી નાખે છે. આજે યુગ બદલાઈ ગયો છે. હવે સૂત્રોરૂપે ઓછું બોલવાની વાત અભરાઇએ ચઢી ગઈ છે. અત્યારે તો ઢોલમા પોલ હોય છે. કહેવાના શબ્દોમાં તત્ત્વ ભાગ્યે જ હોય છે અને વાત લાંબી લાંબી કરી નાખતા હોઇએ છીએ. થોડા શબ્દોમાં ઝાઝી અને કીમતી વાત કહેવી તે એક કલા છે. તે કલાને આત્મસાત્ કરનારા કલાકારો આજે ભાગ્યે જ દેખાય છે.

સારાંશ એ છે કે આપણે બીજા સાથે આચરતા વ્યવહાર માટે પ્રતિક્ષણ જાગૃત રહેવું જોઇએ 'समयं गोयम ! मा पमायए'-ને ક્રિયાન્વિત કરવાનો અને જીવનમાં તેને વણી લેવાના ભગવાનના આદેશ પાછળનો આદર્શ પણ આ જ છે. આપણે પ્રતિક્ષણ જાગૃત રહેવું પડશે કે 'મારી જેમ હું બીજાને પણ એ જ અવસર અને એ જ તકનો લાભ આપું, જે અવસર અને જે તકનો લાભ હું ઉઠાવી રહ્યો છું'-એમ કરવા જતા સ્થિતિ બદલાઈ જશે. આપણી અણીઓ આપણને

દેખાવા લાગશે. આપણામાં આમૂલ પરિવર્તન આવશે. આજ સુધી તો આપણે જે કહેતા હતા કે પેલાનો સ્વભાવ જ વિચિત્ર છે. વિકૃતિઓ જ તેના સ્વભાવનાં અંગો બની ગઈ છે તેથી તે ક્રોધી છે અને મારી તો પરિસ્થિતિ જ એવી હતી કે મારે ક્રોધ કરવો પડયો–તે આપણી ભાવનામાં આમૂલ પરિવર્તન આવશે અને જે દિવસે આપણી આ ભાવના આમૂલ બદલાઈ જશે ત્યારે આપણને એક અનોખો જ અનુભવ થશે. તે દિવસે આપણે કહેવા લાગીશું કે મારો સ્વભાવ જ એવો છે કે મારાથી ક્રોધ થઈ જાય છે અને બીજાની પરિસ્થિતિ એવી હતી કે તેને ક્રોધ કરવો પડયો. આમ ભાવના બદલાતાં સ્વભાવ બદલાઇ જશે. બીજાના દોષોને સ્થાને પરિસ્થિતિઓ દેખાશે અને પોતાની પરિસ્થિતિને ઠેકાણે પોતાના સ્વભાવગત દોષો દેખાવા લાગશે.

આપણા જેવા જ એક બીજા માણસ સાથે જો આપણે રહેવાનું થાય તો આપણે તેની સાથે કેટલો વખત રહી શકીશું? જેમ આપણી ચારેકોર લાગેલા ભાલા અને ભાલાના ફલકો બીજાને ખૂંચ્યા કરે છે, તેમ બીજાના ભાલા અને ભાલાનાં ફલકો આપણને પણ ખૂંચ્યા કરવાના. એટલે તેની સાથે આપણો લાંબો વખત મેળ ખાશે નહિ. બીજા માણસની સાથે ભલે ચોવીસ કલાકનો પણ મેળ ન ખાય, પરંતુ આપણે આપણી પોતાની સાથે તો અનેક જન્મોથી રહેતા આવ્યા છીએ, બીજાની માફક આપણામાં પણ ભાલાનાં ફલકો છે, છતાં આપણી જાતને આપણાં પોતાનાં એ ફલકો કેમ ખૂંચતા નથી? કારણ આપણી પાસે એવા તર્કો છે કે જેને આધારે આપણે આપણી જાતને તેનાથી બચાવી લઇએ છીએ.

સૌથી પહેલાં એ સમજવું જરૂરી છે કે તે ધારદાર અણીઓ (નોકો) શું છે? આપણાં વ્યક્તિત્વમાં ચારેકોર ભાલા અને ભાલાનાં ફલકો આપણે ચોટાડેલા છે. એટલે જે દિશામાંથી આપણે પસાર થઇએ તે તે દિશામાંથી, આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, બીજાને તે ખૂંચ્યા વગર રહેતા નથી. જો બીજાને કશો જ આઘાત પહોંચાડયા વગર તમો પસાર થઈ ગયા તો તમને લાગશે કે હું પસાર જ થયો નથી. મારા તરફ કોઇએ ધ્યાન જ આપ્યું નથી. તર્ક શોધવાની આપણી કુશળતા ઘણી જબરી છે.

તર્કની કુશળતાથી કોઈ પણ માણસ ક્યારેય પણ આત્મ–અનુભવને ઉપલબ્ધ થતો નથી. તર્કની આખી વ્યવસ્થા પોતાની જાતને અકુદરતી રીતે વ્યક્ત કરવામાં કામમાં આવે છે. તર્ક આપણને યથાર્થનાં દર્શન કરાવી શકતો નથી. યથાર્થ દર્શન કરાવવાનાં બહાને તે સદા આપણને છેતરતો હોય છે. તર્ક આન્તર્દષ્ટિનાં ઉદ્ઘાટનમાં સહાયક થવાને બદલે સદા બાધક અને અવરોધક બને છે. જ્યાં સુધી આન્તર્દષ્ટિ યથાર્થ રૂપમાં ઊઘડે નહિ ત્યાં સુધી આપણે આપણી જાતને બીજાને સ્થાને મૂકી શકીએ નહિ અને જ્યાં સુધી આપણે આપણી જાતને બીજાને સ્થાને ન મૂકીએ, ત્યાં સુધી આપણાં ભાલા ફલકોથી બીજાને જે કડવા અનુભવો થાય છે તેનો આપણને ખ્યાલ આવે નહિ. બીજા આપણા પર કડવું અને કઠોર અનુશાસનાત્મક વર્તન કરે તે આપણને થાય અને તર્કસંગત લાગતું નથી અને તે જ વર્તન આપણા તરફથી જ્યારે બીજા ઉપર

લાદવામાં આવે છે ત્યારે આપણે તેના વિષે આપણા અધિકાર અને ન્યાયીપણાનો દાવો કરીએ છીએ. દરેકનાં વૃત્તિ અને વ્યવહાર સમાન હોય છે. આનાથી ભિન્ન વ્યક્તિત્વવાળી વ્યક્તિને શોધવામાં ભારે મુશ્કેલી છે અને શોધવા જતાં ક્યાંય જો મળી જાય તો તે અતિમાનવ હોય છે. માનવ સમાજનું એ કોઈ અદ્વિતીય પુષ્પ હોય છે !

આપણે બીજાના અન્યાયથી પીડિત છીએ, બીજાના અન્યાયના શિકાર બનીએ છીએ એવો વિચાર આપણે પ્રતિક્ષણ કરતા હોઇએ છીએ, પરંતુ આપણા ક્રોધ અને અન્યાયના શિકાર બીજા બન્યા કરે છે એ વાતનો વિચાર આપણને કદી પણ આવતો નથી. આપણા ઉપર ક્રોધ કરનાર આપણી સાથે અન્યાય કરી રહ્યા છે એમ આપણને લાગે છે. પરંતુ તે જ વસ્તુ જ્યારે આપણે બીજા ઉપર આચરતા હોઇએ, ત્યારે આપણે બીજા સાથે અન્યાય કરી રહ્યા છીએ એવું આપણને કદી લાગતું નથી. આપણો અન્યાય ન જોવાની આ આપણી એકપક્ષી દૃષ્ટિ છે.

આપણી માનસિક સ્થિતિ જ એવી છે કે, આપણને એમ જ લાગ્યા કરે છે કે દુનિયા આપણને ખોટી રીતે સતાવી રહી છે. આપણે નિર્દોષ છીએ. દુનિયા શરારતોથી ભરેલી છે. આખી દુનિયા જાણે આપણી વિરૂદ્ધ ષડ્યંત્રોથી ભરેલી છે !

આપણે ભૂલી જતા હોઇએ છીએ કે, આપણે ચોવીસે કલાક કેટલા આઘાત-પ્રત્યાઘાતો ફેલાવી રહ્યા છીએ ! બોલીને, ઊઠીને, બેસીને, ઇશારાથી, આંખથી અને હાસ્યથી જ્યારે આપણે બીજાની અણઆવડતને હસી કાઢીએ છીએ, બીજા પર ક્રોધિત થઇ જઇએ છીએ કે બીજાની નિંદામાં ઓતપ્રોત બની જઇએ છીએ ત્યારે આપણને એ વાત યાદ પણ નથી રહેતી કે બીજી ક્ષણે આપણી પણ આ પરિસ્થિતિ નહિ થાય તેની શી ખાતરી ? આપણે જેની મજાક કરી રહ્યા છીએ તેની જ મજાકના પાત્ર આપણે નહિ બનીએ તેની શી ખાતરી ?

આપણી આખી શક્તિ બીજાનું શોષણ અને દમન કરવામાં ખર્ચાય છે. બીજાનું દમન કર્યા વગર આપણે કંઇક છીએ એવી પ્રતીતિ આપણને થતી નથી. બીજાનું દમન કર્યા વગર આપણને ચેન પડતું નથી. આપણે છીએ એની પ્રતીતિ આપણને ત્યાં સુધી થતી નથી જ્યાં સુધી આપણે બીજા ઉપર જબરદસ્તી દબાણ અને દમન ન લાદીએ ! આપણા હાથમા જેટલા માણસોની ચોટલીઓ હોય તેટલા આપણે મોટા માણસ ગણાઇએ છીએ. માણસની પાસે મોટાઇ માપવાનું આ સિવાય બીજું કોઇ માપ યંત્ર નથી. સૌ એક બીજાંના ગળાં દબાવવા આતુર દેખાય છે !

આ બધી હિંસા છે. આમાંથી મુક્ત થયા વગર કોઇને પણ શાન્તિ કે સમાધિ મળવાનાં નથી. શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામી શોષણ અને દમનની જનસાધારણમા દેખાતી ભાવનાઓથી અટકી ગએલા લોકોત્તર અતિમાનવ છે. તેમના હૃદયોમાં, પ્રાણી માત્ર તરફ સમાનતા અને સદ્ભાવ ભરેલો, સ્નેહનો અવિરત પ્રવાહ વહી રહ્યો છે. તેમણે બીજાને ચૂંથતી પોતાની

અણીદાર નોકો (અણીઓ) ઘસી નાખી છે. તેઓ દિવ્ય જગતના દિવ્ય આત્માઓ છે. દિવ્યતાને મેળવવા માટે જ તેમના પ્રયત્નો છે.

पुरिमाणं दुव्विसोज्झोउ चरिमाणं दुरणुपालओ ।
कप्पो मज्झिमगाणं तु सुविसोज्झो सुपालओ ॥ २७

પ્રથમ તીર્થંકરના સાધુઓ કલ્પ એટલે આચારને યથાવત્ ગ્રહણ કરી શકતા નહિ. અંતિમ તીર્થંકરના સાધુઓ માટે કલ્પને યથાવત્ ગ્રહણ કરી તેને પાળવું મુશ્કેલ બન્યું છે. વચલા તીર્થંકરોના સાધુઓ કલ્પને યથાવત્ ગ્રહણ કરે છે અને તેને સરળતાથી પાળે છે.

પ્રથમ તીર્થંકરના સાધુઓ સરળ હોય છે, ભોળા હોય છે. પરંતુ સમજણમાં જરા કચાશ ધરાવતા હોય છે. એટલે આચારને યથાર્થ રીતે ગ્રહણ કરી શકતા નથી. દાખલા તરીકે, પ્રથમ તીર્થંકરના સાધુઓ વિહાર અથવા ગોચરી નિમિત્તે ક્યાંય જઇ રહ્યા હોય, ત્યારે નટનું નાટક જોઇ ઊભા રહી જાય, અને વિલંબ થતાં ભગવાન વિલંબનું કારણ પૂછે, ત્યારે તેઓ કહી દે 'પ્રભો! નટને નાચતા જોઇ, જોવા ઊભા રહી ગયા. ત્યારે પ્રભુ તેમને સમજાવે કે, માર્ગમાં જતાં નટો નાચતા હોય તો સાધુ તરીકે તમારે જોવાય નહિ. ત્યારે તેઓ સરળતાપૂર્વક ભગવાનની આજ્ઞાને માથે ચઢાવી લે છે. બીજી વખત જો નટીઓ નાચતી હોય, અને જો તેઓ જોવા ઊભા રહી જાય ત્યારે ભગવાન તેમને વિલંબનું કારણ પૂછે, ત્યારે કશાજ સંકોચ વગર નટીઓના નૃત્યની વાત કરી દે છે. એટલે ભગવાનને તેમને ભારે સ્પષ્ટતાથી સમજાવવા પડે કે નટ હોય કે નટી, સાધુઓએ એવાં આકર્ષણમાં ખેંચાવું જોઇએ નહિ. ત્યારે તેઓ અટકે છે. વિસ્તારપૂર્વક આપવામાં આવેલી સમજણ જ તેમને ઉપયોગી અને કારગત નીવડે છે. ત્યારે અંતિમ તીર્થંકરના સાધુઓ વક્ર અને જડ હોય છે. તર્ક વિતર્કોથી ભરેલા હોય છે. તેમને યથાર્થ સમજણ આપવી પણ મુશ્કેલ હોય છે. અને સમજણના યથાર્થ પરિપાલનમાં પણ મુશ્કેલી રહેલી હોય છે. ગ્રહણ અને પાલન બન્નેમાં વિસંવાદો ઊભા હોય છે. એટલે તેમના માટે આચાર વિચારોની ભિન્નતા રાખવી તે દેશ કાળ અને સમજણ અનુસાર સ્વાભાવિક બને છે.

વચલા તીર્થંકરોના સાધુઓ સ્વભાવથી સરળ અને બુદ્ધિશીલ હોય છે. તેમની સમજણ પણ પારદર્શી હોય છે. પાલનમાં પણ તેઓ એક્કા હોય છે. એટલે તેમના માટે વિસ્તૃત પ્રરૂપણા કે બીજા કોઇની ભાગ્યે જ અપેક્ષા હોય છે. સરળતા અને પ્રજ્ઞાશીલતાના કારણે ભયસ્થાનો પણ ઘણાં ઓછા પરિમાણમાં હોય છે. એટલે તેમના માટેની આચાર પ્રણાલિકા અને વેષભૂષા ભિન્ન હોય તે સમજી શકાય છે.

# સ્વયંભૂ પરમતત્ત્વ

જે વસ્તુ નિર્માણ પામે છે તે નષ્ટ પણ થાય છે. કોઈ પણ નિર્માણ શાશ્વત હોતું નથી. નિર્મિતિઓ સમયે સમયે નિર્માણ પામે છે અને કાળ તેને મિટાવી પણ દે છે. જન્મ એ જ મૃત્યુનું આમંત્રણ છે. ચાહે બાળકોએ સમુદ્રને કિનારે રમત રમતાં રેતીના ઢગલામાંથી બનાવેલાં ઘરો હોય કે તાશનાં પાનાંઓનો બનાવેલો મહેલ હોય, ચાહે સંગેમરમરનો ભવ્ય પ્રાસાદ હોય કે લોખંડના મજબૂત મકાનો હોય, કાલાંતરે તે બધાં નાશ પામવાનાં જ છે. કોઈ વહેલાં તો કોઇ મોડાં, પણ એક દિવસ અવશ્ય તે ધરાશાયી બની જવાનાં જ છે. કોઈ માત્ર હવાના સાધારણ ઝોકાથી પડે છે તો કોઇ ધરતીકંપના જબરદસ્ત આંચકાથી, પણ તેથી તેમના પડવામાં કોઇ પાયાનો ભેદ ઊભો થતો નથી. તાત્પર્ય એ જ છે કે જે નિર્મિતને પામેલ છે તે વિનાશને પણ પામશે જ. જેનું નામ છે તેનો નાશ પણ થશે જ.

એક માત્ર આત્મતત્ત્વ સ્વયંભૂ છે. તે કોઇની સહાય કે શ્રમથી નિર્માણ પામેલ નથી. જેનું હોવું સ્વયંમાંથી નીકળેલ છે, જે કોઈ બીજાથી જન્માવવામાં આવેલ નથી, જેનું અસ્તિત્વ બીજા કોઇના હાથમાં નથી એવું આ આત્મતત્ત્વ સ્વયંભૂ છે.

જે જે આપણી દષ્ટિ અથવા ઇન્દ્રિયોની વિષયભૂત વસ્તુઓ છે તે દરેક નિર્મિત થએલી છે. વૈજ્ઞાનિકો આશ્ચર્ય પમાડે એવા મહાયંત્રોનું નિર્માણ કરે છે, મંગળ સુધી સરળતાથી પહોંચી શકે એવા આકાશયાનોના મહાનિર્માણમાં અબજોની ધનરાશિ ખર્ચાય છે, પરંતુ તે બધાંનો વિનાશ પણ નિશ્ચિતપણે નિર્માણ સાથે જ થઇ ગએલ છે. એટલે આ જગતના અસ્તિત્વના ઊંડાણમાં ઊતરતાં, અન્વેષણ કરતાં, તે આધારને પકડી લઇએ કે જે શાશ્વત છે, જે સદાથી છે જ. જે કોઇનો બનાવેલો નથી, જે અનિર્મિત છે એવા શાશ્વત ભાવને પકડીશું તો જ પરમાત્વભાવને ઉપલબ્ધ થઇ શકીશું.

જો આપણે સ્વયંમાં પ્રવેશ કરી વિચારીશું તો આપણને લાગ્યા વગર નહિ રહે કે આ શરીર પણ નિર્મિત છે. આપણા માતાપિતાનાં સહયોગ વગર આ શરીરનો સંભવ નથી. વિજ્ઞાનની શોધખોળ જરા વધારે ગહનતા અને સૂક્ષ્મતામાં પહોંચી જાય તો સંભવ છે કે, શરીરનું નિર્માણ ટેસ્ટ ટ્યુબમાં પણ થઇ શકે. એટલે વૈજ્ઞાનિક જીવશાસ્રી અન્વેષણના ઊંડાણમાં ઊતરી, માતા પિતાના સહયોગ વગર જ, શરીર નિર્માણની પ્રક્રિયા પૂરી કરી શકશે એ હકીકતમાં હવે સંદેહને અવકાશ રહ્યો નથી. પરંતુ તેથી આત્મવાદીઓએ ગભરાઈ જવાનો કે પરાજિત થઇ જવાનો ભય રાખવાની જરાયે જરૂર નથી.

આત્મવાદીઓએ શરીરને આત્મા માની લેવાનો કદીપણ આગ્રહ રાખ્યો નથી. શરીરને જ આત્મા માની, શરીરનાં પોષણમાં જોડાએલાઓની, આત્મવાદીઓએ ઠીક ઠીક ઝાટકણી કાઢી છે.

શરીરને આત્મા માની લેનારા તો શરીરાત્મવાદી કહેવાય. આત્મવાદીઓ નાસ્તિકોની માફક ચૈતન્યશક્તિને પંચભૂતના સહયોગથી ઉત્પન્ન થએલી એક વિશેષ પ્રકારની શક્તિ હોવાનું તેમજ શરીરની સ્થિતિ ટકે ત્યાં સુધી તે ટકે છે અને શરીરનો વિનાશ થતાં તે શક્તિનો પણ વિનાશ થાય છે એમ માનતા નથી. આત્મવાદીઓ તો આત્મતત્ત્વને સનાતન, શુદ્ધ, અસૃષ્ટ અશરીરી, અક્ષત, નિર્મળ, સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વોત્કૃષ્ટ અને સ્વયંભૂ માને છે.

આત્મવાદીઓની એક નિશ્ચિત માન્યતા છે કે જે અસૃષ્ટ છે તે આત્મા છે. વૈજ્ઞાનિકો માતા પિતાની મદદ વગર વૈજ્ઞાનિક પ્રક્રિયાથી જો શરીરની સૃષ્ટિ કરી શકે, તો તેનો અર્થ એટલો જ થયો કે, વૈજ્ઞાનિકો એમ કહી શકે કે શરીર તે આત્મા નથી. આનાથી તો ઊલટાની આત્મવાદીઓની માન્યતાને પુષ્ટિ જ મળવાની છે. શરીરથી પૃથક્ અને સ્વતંત્ર આત્મતત્ત્વની સિદ્ધિ તેમને ઇષ્ટ જ છે. રાસાયણિક વ્યવસ્થાથી શરીરનું નિર્માણ થાય, કે વૈજ્ઞાનિક પ્રક્રિયાથી મનુષ્યના શરીરના ઢાંચાને બનાવાય, આત્મવાદીઓની શ્રદ્ધાને તેથી કોઇ જ આંચ આવવાની નથી.

વૈજ્ઞાનિક અથવા રાસાયણિક પ્રક્રિયાથી શરીર બનાવવામાં ફેર એટલો જ પડશે કે પહેલા શરીર પ્રાકૃતિક પદ્ધતિએ નિર્માણ પામતું હતું, હવે તે કૃત્રિમ રીતિએ નિર્માણ પામે છે. મા બાપના સહયોગથી જે કોષ્ઠ અથવા શરીરના પ્રથમ ઘટકની રચના થતી હતી તે હવે રાસાયણિક કોષ્ઠથી થશે. પરંતુ તેથી તેને આત્મા એટલે સ્વયંભૂ પરમતત્ત્વ ગણી શકાશે નહિ. તે શારીરિક કોષ્ઠ રાસાયણિક પદ્ધતિથી કૃત્રિમ રીતે બનાવવામાં આવે કે પ્રાકૃતિક રીતે માબાપના સહયોગથી, તે બન્ને અંતે નિર્મિત જ છે, પોતાની મેળે ઉત્પન્ન થયેલું નથી. તે સ્વયંભૂ નથી એટલે તે આત્મતત્ત્વ હોઇ શકે નહિ. કારણ આત્મતત્ત્વ સ્વયંભૂ છે.

આ રીતે તૈયાર થતાં શરીરથી તો આત્મવાદીઓને લાભ થવાનો. શરીર સાથેનું જે તાદાત્મ્ય છે તે તેનાથી તૂટી જશે. વિજ્ઞાન આત્મવાદીઓના પક્ષમાં કામ કરશે. વિજ્ઞાનની આ પ્રક્રિયાથી બરાબર સમજી શકાશે કે શરીર એક યંત્ર છે. શરીરને સ્વયં (આત્મા) માની બેસવું એ એક અજ્ઞાનતા છે. શરીરના સંબંધની ગેરસમજણ તો અત્યારે પણ ઊભી જ છે. તે પ્રકૃતિથી પ્રાપ્ત હોય કે રાસાયણિક પ્રક્રિયાથી એથી તેના યાંત્રિકપણામાં કશો જ ફેર પડતો નથી. ભલે તે પ્રાકૃતિક રીતે ઉપલબ્ધ થયું હોય, છતાં શરીર એક યંત્ર જ છે. પ્રકૃતિનાં શરીર નિર્માણ સંબંધી રહસ્યને યથાર્થ રીતે સમજી લીધા પછી, શરીરનું નિર્માણ ભલે વૈજ્ઞાનિક પ્રક્રિયાથી કરી શકાય પરંતુ તેથી તો શરીર સાથેનું આપણું જે તાદાત્મ્ય છે તે વિલય પામશે. સ્વયંમાં ઊંડા ઉતરવાનો પ્રયત્ન થશે અને ત્યાં સુધી પહોંચવાનો પ્રયત્ન થશે કે જ્યાં સુધી અનિર્મિત સ્વયંભૂ તત્ત્વ હાથ ન લાગે! જ્યાં સુધી વૈજ્ઞાનિકોની નિર્મિત ક્રિયા નિર્માણનું કાર્ય કરી શકે ત્યાં સુધી આત્મતત્ત્વ નથી તે એક સુનિશ્ચિત તથ્ય છે. આત્મા તો જ્યાં નિર્માણની કશી જ ક્રિયા થઇ શકતી નથી એટલે કે નિર્માણ કાર્યથી પર છે. એટલે વૈજ્ઞાનિક ગહનતા અને

સૂક્ષ્મ અન્વેષણ આત્મવાદીઓને માટે આત્મ તત્ત્વનાં પોષક જ થશે. કારણ આત્મતત્ત્વ તો વૈજ્ઞાનિક નિર્માણથી આગળ ને આગળ, તેનાથી પર, તેનાથી અતીત હોય છે.

વૈજ્ઞાનિકોનાં સંશોધનો તો આત્મસિદ્ધિમાં ભારે ઉપકારક થશે. જ્યાં સુધી નિર્માણ થતું રહેશે, જ્યા સુધી સીમા નિર્ધારિત થતી રહેશે, ત્યાં સુધી આત્મતત્ત્વ નથી. કારણ આત્મતત્ત્વ સ્વયંભૂ છે, તેનું નિર્માણ થઇ શકે નહિ. સ્વયંભૂનો અર્થ જ એ છે કે જે મૂળમાં છે. ખરેખર અસ્તિત્વ માટે કોઇ આધારભૂત આત્યંતિક તત્ત્વ હોવું જોઇએ જે અનિર્મિત હોય. કારણ દરેક વસ્તુમાં નિર્માણની આવશ્યકતા જ રહ્યા કરે તો નિર્માણ મુશ્કેલ બની જાય. તેથી તો દરેક વસ્તુની નિર્મિતિમાં નિર્માણ અસંભવ થઈ જાય. દાખલા તરીકે, જગતમાં નિર્માણ માટે જો પરમાત્માની જરૂર હોય, તો પરમાત્માના નિર્માણ માટે બીજાની જરૂર રહે, અને બીજા માટે ત્રીજાની, આમ અનવસ્થા દોષનો કદી અંત જ આવે નહિ.

વિજ્ઞાન અને ધર્મમાં પાયાનો ભેદ છે. વિજ્ઞાનની ખોજ પદાર્થમૂલક હોય છે. પૃથક્કરણ કરવાની સીમારેખાને તોડીને પદાર્થમાં મળી શકતું તત્ત્વ મેળવવા તે મથે છે. ત્યારે ધર્મ તો એક વસ્તુની ખોજનું નામ છે અને તે ધર્મતત્ત્વ છે. વિજ્ઞાનની શોધ ધર્મનાં તત્ત્વને ગલત સિદ્ધ ન કરી શકે. કારણ બંનેના માર્ગો એકબીજાથી વિપરીત અને ભિન્ન છે. વિજ્ઞાનની શોધ પદાર્થ સાથે સંબંધ ધરાવે છે. દશ્યના પૃથક્કરણમાં તેનો રસ છે, અદૃશ્યમાં તેનો જરા પણ પ્રવેશ નથી. ત્યારે ધર્મનું દશ્ય તરફ જરા પણ આકર્ષણ નથી, અદૃશ્યને ઉપલબ્ધ કરવામાં જ તેને એકાંત રસ છે. વિજ્ઞાનની નવી શોધ માત્ર જૂના વિજ્ઞાનને જ ગલત સિદ્ધ કરી શકે, ધર્મને તે સ્પર્શી શકતું નથી. સુંદર કાવ્યોની રચના કરનાર કદી ગણિતના સિદ્ધાંતને ગલત ન ઠરાવી શકે. કારણ ગણિત અને કાવ્ય વચ્ચે કશી જ સંગતિ નથી. બંનેના આયામો જુદા જુદા છે. રેલના પાટાની માફક તે સમાનાન્તર ભાગે છે ખરા, એટલે આપણને ક્યાંય એકત્વની ભ્રાંતિ પણ થાય છે છતાં તે હંમેશને માટે ભ્રાંતિ જ રહે છે. તે ક્યાંય અને ક્યારેય પણ એક થતા નથી.

ધર્મ અને વિજ્ઞાનમાં પણ કવિતા અને ગણિતની માફક કોઈ સંબંધ નથી. બંનેના એકાંત ભિન્ન આયામો છે. વિજ્ઞાન અને ધર્મ સમાનાંતર ચાલતાં ભલે દેખાતાં હોય, પરંતુ તેઓ ક્યાંય ભેગાં થતાં નથી. આજે વિજ્ઞાને ભારે ગંભીરતામાં પ્રવેશ કર્યો છે. પહેલાના યુગમાં પૃથ્વી, પાણી, આદિ પાંચ તત્ત્વો જ માનવામાં આવતા હતા. આજે માટી પણ માત્ર એક તત્ત્વ જ નથી પણ હજાર તત્ત્વોનું સમ્મિશ્રણ છે. વિજ્ઞાન જેમ જેમ ઊંડું ઊતરતું ગયું તેમ તેમ પૃથક્કરણની પ્રક્રિયા સૂક્ષ્મતામાં ઊતરતી ગઇ અને મૂળરૂપે મનાતા પંચતત્ત્વો તત્ત્વો ન રહ્યા. તત્ત્વોની સંખ્યા વૈજ્ઞાનિકોની દૃષ્ટિમાં ઘણી થઇ જવા પામી. દાખલા તરીકે પાણી જૂના યુગનું એક તત્ત્વ છે. પરંતુ વૈજ્ઞાનિકોની દૃષ્ટિમાં પાણી બે તત્ત્વોનો સંયોગ છે. તે બે તત્ત્વો હાઇડ્રોજન અને ઓક્સીજન છે. તે બેના મળવાથી પાણી થાય છે તેથી તે સંયોગ જ છે. એટલે પાણી પણ

તત્ત્વ ન રહ્યું. ઓકસીજન અને હાઇડ્રોજન બે તત્ત્વો થઇ ગયાં. હાઇડ્રોજન અને ઓકસીજનના પૃથક્કરણમાં ઊંડા ઉતરતા એમ જણાયું કે બંનેનું નિર્માણ વિદ્યુતકણોથી થાય છે એટલે વિદ્યુતકણ તત્ત્વ થઇ ગયું. હાઇડ્રોજન અને ઓકસીજન તત્ત્વ ન રહ્યાં. વિદ્યુતના જ અમુક કણો હાઇડ્રોજન થાય છે અને અમુક કણો ઓકસીજન. આ રીતે જેમ જેમ વિજ્ઞાન ઊંડું ઉતરતું ગયું, તેને એક અનુભૂતિ થઇ અને તે એ કે મૂળભૂત તત્ત્વ એક જ છે, અને તે વિદ્યુત છે. બાકીનાં બધાં તત્ત્વો સંયોગ જ છે, બે ત્રણ અથવા ચારના સંયોગથી બનેલા છે. મૌલિક તત્ત્વ તે બધામાં વિદ્યુત છે કે જે અનિર્મિત છે અને સ્વયંભૂ છે. વિજ્ઞાન પણ એમ માનવા તૈયાર થઇ ગએલ છે કે વિદ્યુત સંયોગ જ નથી. એટલે તે કોઇથી નિર્માણ પામેલું નથી. વિજ્ઞાન પણ તત્ત્વ તેને જ કહે છે જે સ્વયંભૂ છે. એટલે વિદ્યુતને આજે વિજ્ઞાન તત્ત્વ માને છે, સ્વયંભૂ માને છે, જે મૂળ તત્ત્વ છે, જેને બનાવી પણ ન શકાય અને મટાડી પણ ન શકાય. કારણ બનાવવું અને મટાડવું સંયોગી તત્ત્વોમાં જ બની શકે છે. પાણી હાઇડ્રોજન અને ઓકસીજન એ બે તત્ત્વોનો સંયોગ છે. તે બતાવી પણ શકાય છે અને મટાડી પણ શકાય છે. હાઇડ્રોજન અને ઓકસીજનને જુદા પાડી દેવા માત્રથી પાણી મટી જશે. હાઇડ્રોજનના કણો વિદ્યુતમાંથી અલગ પાડી દેવાથી હાઇડ્રોજન પણ નાશ પામી શકે છે. પરંતુ મૂળભૂત તત્ત્વ જે વિદ્યુત છે તે બચી રહેશે કારણ તે શક્તિ બેના સંયોગથી જન્મેલી નથી.

વિજ્ઞાનની શોધ વિદ્યુત કણો સુધી પહોંચી છે. આજે તે વિદ્યુત કણોને સ્વયંભૂ માને છે પરંતુ તે તેના માટે આત્યંતિક નથી. સંભવ છે, આજે જે તેને સ્વયંભૂ તત્ત્વ જણાય છે તે શોધની સૂક્ષ્મતામાં ઊતરતાં, આવતી કાલે તે સંયોગ જ થઈ જાય. આજે નહિ તો આવતી કાલે પણ વિજ્ઞાન વિદ્યુતને પણ તોડી, વિદ્યુતની મૌલિકતાને પડકાર ફેંકે, તો પણ એમાં કશું જ આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ વિજ્ઞાન જુની શોધોને ખોટી પાડતું આવ્યું છે, અને નવી શોધોને મૌલિક તત્ત્વ ગણાવતું આવ્યું છે. પહેલાં પાણી તે મૂળમાં તત્ત્વ હતું. સમય જતાં, હાઇડ્રોજન અને ઓકસીજન એમ બે તત્ત્વો થયા. આગળ વધતાં હાઇડ્રોજન અને ઓકસીજન તત્ત્વ ન રહ્યાં અને હવે માત્ર વિદ્યુત કણ જ એક તત્ત્વ રહ્યું. સંભવ છે વિજ્ઞાન આવતીકાલે સંશોધનની સૂક્ષ્મતામાં અવગાહન કરે અને વિદ્યુતની મૌલિકતાને પણ પડકારી તેને સંયોગ જ બનાવી દે ! તેના માટે શોધનું આ કંઈ અંતિમ પરિણામ કે આત્યંતિક નિષ્પત્તિ નથી.

જુના યુગમાં પાણાને કોઇ શક્તિ માનવા તૈયાર નહોતું. પાણો તે પદાર્થ છે. એવી જ દૃઢતમ માન્યતા હતી. વિજ્ઞાને તેનું સૂક્ષ્મતમ વિશ્લેષણ કર્યું અને અણુ સુધી પહોંચ્યું પણ ખરૂં. પરંતુ અણુનો વિસ્ફોટ થતાં જે અવશિષ્ટ રહ્યું તે વિદ્યુત–ઊર્જા અથવા શક્તિના નામથી ઓળખાવવા માંડ્યું વિજ્ઞાનના જુના દ્વૈતનો સદંતર નાશ થયો. પદાર્થ અને શક્તિ આ દ્વૈતનો નાશ પદાર્થના વિશ્લેષણથી થયો અને હવે એક શક્તિ નામનું જ તત્ત્વ અવશિષ્ટ રહ્યું. પદાર્થના વિશ્લેષણમાં ન ઊતર્યા ત્યાં સુધી બે તત્ત્વો હતા–પદાર્થ અને શક્તિ. આજે પદાર્થ જેવી કોઇ

વસ્તુ રહી નહિ. વીજળીના તારમાં વહેતી વિદ્યુત અને પત્થરમાં સામાન્યતયા ભારે ભેદ દેખાશે. પરંતુ વૈજ્ઞાનિકોની માન્યતા છે કે પદાર્થના તૂટવાથી અંતે તે જ વિદ્યુત મળી આવે છે જે વિદ્યુતના તારોમાં વહે છે. હીરોશિમા અને નાગાસાકીમાં લાખો માણસોનો જે સંહાર થયો તેનું કારણ અણુ વિસ્ફોટમાંથી જન્મેલી વિદ્યુત હતી. પદાર્થના વિખંડનથી, એક નાનકડા અણુના વિસ્ફોટથી જે શકિત પેદા થઈ તેનું આ પરિણામ હતું. તે કણ વિજળી થઇ ખોવાઈ ગયુ. જ્યારે વિજ્ઞાન ઊર્જામાંથી પણ ચેતના ઉપર આવી જશે ત્યારે એકજ તત્ત્વ અવશિષ્ટ રહેશે અને તે આત્મતત્ત્વ. આત્મતત્ત્વનું નામ સચ્ચિદાનંદ છે. સત્‌નો અર્થ થાય છે–જે છે, જે કયારેય જન્મતું નથી, જે સદાથી છે. ત્રિકાળમાં પણ જેનો અભાવ ન થાય, બધું બદલાય છતાં જે અવશ્ય અવસ્થિત રહે તે. ચિત્‌નો અર્થ થાય છે ચૈતન્ય. તે માત્ર છે જ એમ નથી પરંતુ તેને ખબર પણ છે કે હું છું. જેમ એક શિલા પડી હોય, તો તેનું અસ્તિત્વ તો હોય પરંતુ તે તો માત્ર અસ્તિત્વ જ છે. જો તે શિલાને એ ખબર પડતી હોય કે 'હું છું' તો તે ચિત્ પણ કહેવાય. પણ જો ખબર ન પડે તો માત્ર સત્ત્વ જ કહેવાય. ત્રીજો શબ્દ છે આનંદ. માત્ર એટલુંજ નથી કે તે આત્મતત્ત્વ છે, એટલું પણ નથી કે તે ચૈતન્ય છે એટલે કે 'તે છે અને તેને જ્ઞાન છે કે હું છું' એનાથી પણ આગળ તે આનંદતત્ત્વ છે એટલે કે 'તે છે, તેને ખબર છે કે હું છું અને તેને એવી અનુભૂતિ છે કે હું આનંદરૂપ છું. આનંદ એ જ મારો સ્વભાવ છે.'

આ આત્મતત્ત્વને સ્વયંભૂ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે. તેનો વિનાશ નથી. કારણ તે અમૃત છે. એ અમૃતતત્વ ગુણનો સાક્ષાત્ અનુભવ કરનારા શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામી શ્રાવસ્તી નગરીના તિન્દુક ઉદ્યાનમાં એકત્રિત થઇ, શિષ્યોની માનસિક આશંકાઓને વિલીન કરવા અને પરમાર્થમાં ઉદ્યમવંત કરવા ધાર્મિક વિચાર વિનિમયોનો જે શુભ-પ્રારંભ થયો છે તેના અનુસંધાનમાંજ હું આગળ બોલી રહ્યો છું. તદનુસાર–

साहु गोयम ! पन्नाते छिन्नो मे संसओ इमो ।
अन्नो वि संसओ मज्झं तं मे कहसु गोयमा ! ॥ २४

ચતુર્યામ અને પંચયામ સંબંધીની પ્રરૂપણાની ભિન્નતાનાં કારણોની સૂક્ષ્મતામાં ઊતરી ગૌતમ સ્વામીએ પોતાની પારદર્શી પ્રજ્ઞાથી યુક્તિ અને તર્ક સંગત જે સમાધાન કર્યું તે માત્ર તર્ક અને યુકિત સુધીજ સીમિત ન રહ્યું પણ બન્ને બાજુઓના શિષ્ય સમુદાયના હૃદય અને પ્રાણોને પણ સ્પર્શી ગયું. પ્રરૂપણાની જે વિવિધતા દેખાય છે તે સમયની બદલાતી ગતિના કારણે છે. કારણ કાળને અનુસરી લોકો, લોકોના વિચારો અને બાહ્યાચાર તેમજ વેષભૂષા પણ બદલાય છે. ભગવાન મહાવીરે આજના દેશ કાળ પ્રમાણે ધર્મસાધનાનું વિશુદ્ધરૂપ જણાવેલ છે. જો દેશ કાળને અનુસરીને પ્રરૂપણામાં વિવિધતા ન કરાય તો ધર્મ તે કાળના માણસો માટે સર્વગ્રાહી અને ઉપયોગી ન નીવડે. માટે ભગવાન મહાવીરે જે દેશ કાળ મુજબ ભિન્નતા દર્શાવી તે અનિવાર્ય અને ઉપકારક જ છે.

કેશીકુમાર શ્રમણે કહ્યું: 'હે ગૌતમ ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. તમોએ અમારી માનસિક શંકા નિર્મૂળ કરી છે. મારી હજી પણ એક શંકા છે. હે ગૌતમ, તે વિષે પણ તમે મને કહો !'

કેશીકુમાર શ્રમણ ગૌતમ સ્વામીએ આપેલા જવાબોથી પોતાના અંતરને સંતોષ થયો છે એવો ઇશારો કરી રહ્યા છે. ગૌતમ સ્વામીની પારદર્શી અને સૂક્ષ્મ પ્રજ્ઞા તેમજ ઊંડાણમાં અવગાહન કરનારી આધ્યાત્મિક સૂઝથી શ્રી કેશીકુમાર શ્રમણને ગૌતમ સ્વામી પરત્વે માન ઉપજ્યું છે. જ્યારે હૃદય આત્યંતિક સંતોષની પરમ અનુભૂતિ કરતું હોય છે, ત્યારે વાણીમાં સદ્ભાવના તે પ્રકારો, તે તે પ્રકારે બહાર આવ્યા વગર રહેતા નથી. કેશીકુમાર શ્રમણની વાણીમાં જે આનંદ સંતોષ અભિવ્યકત થાય છે તે તેમની પરમ સાધુતા અને એકાંત ગુણગ્રાહી દૃષ્ટિને આભારી છે. બન્ને સાધુતાના પરમ શિખરને સ્પર્શેલા છે. બન્નેનાં હૃદય એક બીજા પરત્વે સન્માન અને સદ્ભાવથી ભરેલાં છે. જ્ઞાનનું અભિમાન કે પૂછવાની નાનપ કોઇને સ્પર્શી નથી. આધ્યાત્મિક પરમ કીમતી તત્ત્વ જ્યાંથી અને જ્યારે પણ મળી શકે ત્યાંથી અને ત્યારે મેળવવાની એકજ ભાવના તેમના અંતરમાં વ્યાપ્ત છે. બીજાનું હિત એટલે પરમાર્થ જ જેમની સ્વાર્થ સંપત્તિ છે એવા સત્પુરુષો સમીચીન સમાધાનથી જે સંતોષ અને આનંદ મેળવે છે તે વાણીમાં કેમ અભિવ્યકત થઈ શકે ? આ તો સંતોષનો સામાન્ય ઇશારો માત્ર છે.

## જીવન શુદ્ધિનો આધાર

દરેક વસ્તુના બાહ્ય અને આભ્યંતર એમ બે સ્વરૂપો હોય છે. બાહ્ય સ્વરૂપનો અભ્યાસ કરવા માત્રથી, કે તેને જોવા માત્રથી, બાહ્ય સ્વરૂપનું આંતરિક સ્વરૂપ ઓળખાઈ જતું નથી. આભ્યંતર સ્વરૂપને ઓળખવા માટે ઇન્દ્રિયોથી ઉપરના જગતમાં એટલે કે વસ્તુના અંતરમાં પ્રવેશ કરવો પડે છે. આંખ રૂપને જોવાની શકિત ધરાવે છે. તે રૂપને આપણે આકૃતિ, પ્રતિકૃતિ, કૃતિ કે વિકૃતિનાં નામે ઓળખીએ છીએ. આંખ વડે આપણે તેને પ્રત્યક્ષ કરી શકીએ છીએ. આંખોથી જે જોઈ શકાય છે તે આપણો દેહ છે. આંખની જોવાની શકિતની મર્યાદા છે, સીમા છે. તે સીમાતીત વસ્તુનો સાક્ષાત્કાર કરવા અંતર્દૃષ્ટિ જોઈએ.

પ્રકૃતિની વસ્તુઓના પણ બે સ્વરૂપો છે. ફળોના રક્ષણ માટે તેની છાલ તે તેનું બાહ્ય સ્વરૂપ છે અને અંદરનો ગર, જે બાહ્ય સ્વરૂપ કરતાં વધારે કીમતી અને સારભૂત છે, તે તેનું આંતરિક સ્વરૂપ છે. નાળિયેરની કાચલી તે તેનું બાહ્ય સ્વરૂપ છે અને અંદરનો ગોટો તે તેનું આંતરિક રૂપ છે. ફણસની બહારની છાલ ઉપર કાંટા દેખાય છે પણ અંદર મજાનાં રસાળ મીઠા ચાંપા હોય છે. દરેક વસ્તુના આ બે સ્વરૂપો છે. આપણે આપણી જાતને જોઈએ કે બીજાને, આ બંને સ્વરૂપોનું પૃથક્કરણ અનિવાર્ય છે. ઉપરની છાલ અથવા કાચલી હટાવવી એનો અર્થ

જ એ છે કે ઉપરનો દેહ અને અંદરનો આત્મા એમ દરેક વસ્તુનું બેવડું રૂપ જોવું. દરેક ચીજના બાહ્ય ફોતરા, છાલ અને અંદરના ગરભ કે ગરનું પૃથક્કરણ કરવું.

પ્રત્યેક ક્રિયાઓના બે સ્વરૂપો હોય છે એક બાહ્ય સ્વરૂપ અને બીજું આભ્યંતર સ્વરૂપ. ક્રિયાઓનું જે બાહ્ય સ્વરૂપ છે તે તેનું ભૌતિક રૂપ છે અને ચિત્તની શુદ્ધિ તે તેનું તાત્ત્વિક સ્વરૂપ છે. સારભૂત જે પારમાર્થિક સ્વરૂપ છે તેનો સ્વીકાર થવો જોઈએ અને બાહ્ય સ્વરૂપ ઉપેક્ષિત થવું જોઈએ. દરેક વસ્તુમાંથી સારને શોધી કાઢવાની સાત્ત્વિક અને સારગ્રાહી દૃષ્ટિ કેળવવી જોઈએ. શરીરની દરેક ઇન્દ્રિયો, મન, વિચાર અને બુદ્ધિને પણ એ રીતે કેળવવી જોઈએ કે જેથી તે આત્મતત્ત્વને આત્મસાત્ કરવા કટિબદ્ધ થાય અને ભૌતિક દેહ તરફ ઉપેક્ષિત રહે. પૃથક્કરણ કરવાની આ પ્રક્રિયાઓ ચેતનાના વિકાસમાં ઉપકારક નીવડશે.

ઉપનિષદોમાં સંન્યાસીના ગુણધર્મોનું પૃથક્કરણ કરતાં 'हंसाचार:" એવો ધર્મ બતાવવામાં આવ્યો છે. એટલે સંન્યાસીનું આચરણ હંસ જેવું હોય છે. હંસના આચરણની બે વિશેષતાઓ છે. તે વિશેષતાઓ લક્ષ્યમાં લેવા જેવી છે. સંન્યાસીના આચાર-વ્યવહારની પણ વિશેષતાઓ તે જ છે. સંન્યાસી સદા હંસવૃત્તિ વાળો હોય છે. હંસવૃત્તિનો આપણે વિચાર કરીએ.

હંસને વિષે જે કલ્પનાઓ અને માન્યતાઓ પ્રચલિત છે તે વૈજ્ઞાનિક હોય કે ન હોય, છતાં તે કલ્પનાઓ ભારે કાવ્યાત્મક છે, હૃદયસ્પર્શી છે. તે માન્યતા પ્રમાણે હંસમાં દૂધ અને પાણીને પૃથક્ પાડવાની કુદરતી ક્ષમતા છે. તેની ચાંચમાં પ્રાકૃતિક એવી વિશિષ્ટતા રહેલી છે કે જેની શક્તિ વડે હંસ દૂધ અને પાણીને પૃથક્ કરી શકે છે. આ અસાધારણ ગુણ ધર્મને લઇને કવિઓએ તેનું લક્ષણ જ 'पयोऽम्बुभेदि हंस:स्यात्' એટલે કે દૂધ અને પાણીને જુદું પાડવાની ક્ષમતા વાળો જે છે તે હંસ કહેવાય છે.

હંસ જેમ સાર અને અસારનો વિવેક, એટલે કે દૂધ પાણીના પાર્થક્યની ક્ષમતા ધરાવે છે તેમ સંન્યાસીનો જાગૃત વિવેક પણ, જેમ તલવાર કોઈ પણ વસ્તુને બે ભાગમાં વિભાજિત કરી નાખે છે તેમ સારાસારને બે કટકામાં વિભાજિત કરી નાખે છે.

હંસની જે બીજી ક્ષમતા છે તે એ છે કે તે મોતી સિવાય બીજો કોઈ ચારો ચરતો નથી. આ માન્યતા પણ વૈજ્ઞાનિક છે કે નહિ તે તો ભગવાન જાણે, પરંતુ કવિઓની આ કાવ્ય કલ્પના તો નિશ્ચિત રીતે છે જ કે હંસ મરી જશે પણ મોતી સિવાય બીજો કોઈ ચારો નહિ ચરે. સંન્યાસીની પણ આજ સ્થિતિ છે. તે મરી જવાનું પસંદ કરશે પરંતુ પદાર્થ તરફનું આકર્ષણ અને પરમાત્મા તરફનું વિકર્ષણ તેનામાં કદી જન્મશે નહિ. તેના માનસમાં સદા પરમાત્માનું આકર્ષણ અને પદાર્થો તરફનું વિકર્ષણ રમ્યા જ કરતું હોય છે.

હંસ મરવા તૈયાર થઈ જશે પરંતુ જીવવાના આકર્ષણથી લોભાઈને મોતી સિવાય બીજી કોઈ પણ વસ્તુનો સ્પર્શ નહિ કરે. હંસનો આ સંકલ્પ શુભ, સુંદર અને સત્ય માટેનો છે. હંસની આ પરમ ક્ષમતા એજ સંન્યાસીનું આચરણ છે.

"सर्वभूतान्तर्वर्ती हंस इति प्रतिप्रादनम्" સર્વ જીવ, સત્ત્વ, ભૂત અને પ્રાણીઓમાં રહેનારો એક આત્મા જ હંસ છે, એમ સંન્યાસીઓ પ્રતિપાદન કરે છે. સંન્યાસીઓ પોતાના જીવનથી, શબ્દોથી, વાણીથી અને આચરણથી એક જ વાતનું પ્રતિપાદન કરે છે કે, જે સહુના અંદર વસેલો છે તે એવો જ પરમ હંસ છે. બધામાં સરખો જ આત્મા વસેલો છે. સહુના અંદર એક જ સરખી ચેતનાની ધારા પ્રવાહિત થઈ રહી છે. જે તેને જાણી શકે છે, ઓળખી શકે છે, પકડી શકે છે તેમાં પણ તે જ ચેતનાની ધારા વહી રહી છે અને જે જાણતા નથી, ઓળખતા નથી, પકડી શકતા નથી તેમાં પણ તે જ ચૈતન્ય વિલસી રહ્યું છે. જે આંખ બંધ કરીને ઊભા છે તેમનામાં એ જ પરમાત્મા છે જે પરમાત્મા આંખ ઉઘાડીને બેઠેલાના હૃદયમાં છે! ફરક અંદરના પરમાત્માનો નથી, ફરક તો અંદરના પરમાત્માથી આપણે કેટલા પરિચિત થયા કે કેટલા અપરિચિત રહ્યા તેનો છે. પરમ જ્ઞાની અને પરમ અજ્ઞાનીમાં જે અંતર છે તે સ્વભાવનું નથી, સમજણ અથવા બોધનું છે.

કોઈ વ્યક્તિના ઘરમાં હીરા અને મોતી દાટેલાં પડયાં હોય, પરંપરાથી આ વાતને તે સાંભળતો પણ આવ્યો હોય પરંતુ તે ખજાનાને મેળવી શકયો ન હોય, તો તેવા ખજાનાથી તેને શો લાભ થવાનો? જ્યારે બીજી બાજુ એક બીજી વ્યક્તિ છે કે જેની પાસે હીરા મોતી સાક્ષાત્ પડયાં છે અને તેનો લાભ તે ઊઠાવી શકે તેમ છે. આ બંનેમાં જ્યાં સુધી સંપત્તિનો સંબંધ છે ત્યાં સુધી કશો જ ભેદ નથી. કેમ કે બંને પાસે સંપત્તિ તો છે જ. છતાં પેલો નિર્ધન જ રહે છે કારણ તેને પોતાની પાસેની સંપત્તિની કશી જ ભાળ નથી. જ્યારે બીજો ધનવાન રહેશે કારણ તેને પોતાની સંપત્તિની માહિતી છે. સંપત્તિ બંને પાસે સમાન છે પરંતુ જ્યારે પહેલાને પોતાની પાસેની સંપત્તિની કિંમતની કશી જ ખબર નથી તો તેવી સંપત્તિ હોવાનો લાભ પણ શું? જેમાં પડેલી સંપત્તિની કિંમત કેટલી છે તેની જો ખબર નથી તો તે તિજોરીનું મૂલ્ય પણ શું?

સંન્યાસીઓ, સત્પુરુષો એક જ વાત અહર્નિશ સમજાવતા રહે છે કે, જે બીજામાં છે તે જ તમારામાં પણ છે. મહાવીર અને બુદ્ધમાં જે હંસ હતો તે જ હંસના તમે પણ ધણી છો. આની આ વાત વારંવાર તમને યાદ અપાવવાનો હેતુ જ એ છે કે કદીક પણ તે તમારા પ્રાણોને સ્પર્શી જાય અને તમારામાં છુપાએલા ખજાનાની શોધમાં તમે નીકળી પડો! આજ કારણે ઋષિઓ પણ નિરંતર આપણને સૌમાં બિરાજેલા પરમહંસ પરમાત્માની સ્મૃતિઓ આપ્યા

કરે છે. તેમના શ્વાસોચ્છ્‌વાસમાં એક જ રટણ ચાલ્યા કરે છે કે, એક જ ગુણધર્મ અને સ્વભાવવાળો જે પરમહંસ છે તે બધામાં છુપાએલો છે.

સારગ્રાહી દૃષ્ટિ કેળવવાનો અભ્યાસ છેક શિશુ અવસ્થાથી જ જો કરવામાં આવે તો આધ્યાત્મિક વિકાસની ભૂમિકા સહજ અને સ્વયંભૂ બની જાય. આ દૃષ્ટિ સ્વીકારવા, કેળવવા અને પચાવવા જેવી છે. આપણાં મૂળમાં જ એ ભૂલ રહી જાય છે કે આપણે આધ્યાત્મિક અને વ્યાવહારિક જીવનમાં એકરૂપતા સ્વીકારતા નથી. અધ્યાત્મ અને વ્યવહાર જાણે બે સ્વતંત્ર અને એક બીજાના મૂલતઃ વિરોધી આયામો હોય એમ આપણે સમજતા, ઓળખતા અને પચાવતા હોઇએ છીએ. દેહ અને આત્માના પાર્થક્યને ઓળખવાની કળા જાણે વાનપ્રસ્થ કે સંન્યસ્તનો વિષય હોય અને ગૃહસ્થી જીવન સાથે તેને સ્નાન-સૂતકનો પણ સંબંધ ન હોય એ રીતે સ્વીકારેલી દૃષ્ટિ અને એ જ જાતના સતત અભ્યાસથી કેળવાએલી અને પરિપકવ થએલી ટેવો, અધ્યાત્મ અને વ્યવહારમાં સામંજસ્ય સ્થાપવામાં અસફળ નીવડે તો તેમાં શું આશ્ચર્ય છે? ખરી રીતે તો કેળવણીના વ્યાપક ક્ષેત્રમાં પણ દેહ અને આત્માના પાર્થક્યને સાધવાની કલા સમાઈ જાય છે. પરંતુ વિષય પરત્વે આપણે હંમેશાં ઉદાસીન અને ઉપેક્ષા વૃત્તિવાળા જ રહ્યા છીએ.

આનું પરિણામ શું આવ્યું તેનો કોઇએ ગંભીરતાપૂર્વક વિચાર કર્યો નથી એટલે તો આપણી મૂળભૂત આર્ય સંસ્કૃતિનો અધ્યાત્મમૂલક પાયો જ હલબલી ઊઠયો છે. કેળવણી અને શિક્ષણનાં નામે કુશિક્ષણ અને કુસંસ્કારોનાં બી રોપાયાં છે. આત્મતત્ત્વ આપણી સ્મૃતિમાંથી સરી પડ્યું છે. આપણું સર્વસ્વ દેહની આસપાસ જોડાઈ ગયું છે અને આપણા ચિંતન-મનનની દિશા દેહમૂલક થઈ ગઈ છે. આપણે મન દેહ જ સર્વસ્વ છે એટલે તેને લાડ લડાવવામાં આપણે કશી જ ખામી રાખતા નથી. આજે સ્કૂલ અને કોલેજોમાં અભ્યાસ કરતાં યુવકો અને યુવતિઓની રહેણી કરણી, તેમની વેષભૂષા અને આચાર વિચાર દેહની પેલે પાર આત્માની દિશામાં ગતિ કરતાં ભાગ્યે જ દેખાય છે. કેળવણી પ્રકાશ પાથરવાને બદલે જીવનને અંધારાની દિશામાં ધકકો મારી રહી છે તેનો ખ્યાલ કોઇને આવતો નથી એ શું ઓછા દુઃખની વાત છે?

આત્માને આત્માનું સ્થાન અને દેહને દેહનું સ્થાન, એમ યોગ્ય મૂલ્યાંકન કરીને, કેળવણીએ બંનેને યથોચિત સ્થાન આપ્યાં હોત તો આજે જે દેહપૂજા થઈ રહી છે, શરીર અને શરીરના શણગારો પાછળ જે કીમતી શકિતઓ અને સંપત્તિઓ વેડફાઈ રહી છે, તે ન વેડફાત. દેહ દેવળમાં બિરાજેલા આત્મ-દેવ, ચૈતન્ય-પરમાત્મા ભૂલાઈ જવા પામ્યા છે, તેની સ્મૃતિ સુદ્ધાં રહેવા પામી નથી. પછી તેની પૂજા, કે તેને મેળવવાની સાધનાની વાત, કે આત્મમૂલક સારગ્રાહી દૃષ્ટિ કેળવવાની વાત તો રહી જ કયા?

બાળપણથી જ દેહદેવની પૂજાનો પ્રારંભ થાય છે. માતાપિતા અને સ્કૂલ કોલેજો માત્ર દેહની કાળજીના પ્રયત્નોમાં કર્તવ્યની ઇતિશ્રી માને છે. બાળકને ઠેસ વાગે અને તે પડી જાય તો

શરીરમાં તેને જે સાધારણ ઇજા થાય છે તે તો ધૂળ ભભરાવવાથી પણ ચાલી જાય છે. વળી કેટલાક ચબરાક, રમતિયાળ અને ચંચળ સ્વભાવનાં બાળકોને તો વાગ્યાની કે લોહી નીકળ્યાની પરવા પણ હોતી નથી. આવાં બાળકોને વાગ્યું હોય તો પણ તેને મનમાં લાવ્યા વગર, તેની જરાપણ પરવા કર્યા વગર, તે તો જે કરતાં હોય તે કર્યા જ કરે છે. જાણે કાંઈ બન્યું જ ન હોય! પરંતુ બાળકોના માબાપોને કે સ્કૂલના સંચાલકોને એટલાથી ચાલતું નથી. તે બાળકને પોતાની પાસે બોલાવશે અને કહેશેઃ 'તું રમતાં રમતાં પડી ગયો? કેવું લાગ્યું? બહુ તો નથી વાગ્યું ને? અરે, આ શું? આ તો લોહી નીકળી રહ્યું છે!' આમ કહી બાળકની હિંમત નબળી પાડે છે. તે નહિ રડતો હોય તો પણ તેને રડાવશે અને ભલામણ કરશે કે, 'જો હવે કૂદકા મારીશ નહિ, રમવા જઈશ નહિ'—આમ કહી તેનાં ઉત્સાહ અને આત્મબળને મંદ પાડે છે.

આમ બાળકને નાનપણથી જ માત્ર શરીર તરફ જોવાનુ અને તેને સંભાળવાનું શીખવવામાં આવે છે. બાળકની નિંદા કરવાની હોય તો પણ તેના દેહને કેન્દ્રમાં રાખીને જ કરવામાં આવે છે. તેને ધખવાનું કે વઢવાનું બને ત્યારે પણ 'કેમ સેડાળા!' એવું સંબોધન કરી, તેને બોલાવવામાં આવે છે. આ રીતે તેને સંબોધવાથી તેના હૃદય ઉપર શી અસર થાય છે તેનો આપણે ભાગ્યે જ વિચાર કરીએ છીએ. એક નાના બાળકના નાકમાં સેડા હોય તો તેને કઢાવવા કે સાફ કરવાની આપણી ફરજ છે, શિક્ષકોની ફરજ છે. સ્વચ્છતા એ પણ શિક્ષણનો એક ભાગ જ છે. પરંતુ શિક્ષણના તે પાયાના સિદ્ધાંતને એક બાજુ મૂકી, આપણે બાળકને આવા કઠોર, નબળા અને અણુછાજતા શબ્દોથી સંબોધી, આપણે તેના નિર્મળ, કોમળ, સ્વચ્છ અને ભોળા આત્માને આઘાત પહોંચાડીએ છીએ. શૈક્ષણિક વિકાસની દૃષ્ટિએ પણ બાળક પ્રત્યેનું આપણું આવું વલણ હિત કર્તા નથી. 'સેડાળા!' શબ્દ સાથે પોતાને શો સંબંધ છે તે પણ તે બિચારાની સમજમાં આવતું નથી. બાળકની અંદર બિરાજેલ પરમાત્માના પ્રેમભર્યા માધુર્યને જોવાને બદલે, તેની શારીરિક ગંદકી કે વિકૃતિને જોવાથી અધ્યાપકને પણ સંસ્કાર, શિક્ષણ અને વિકાસની દૃષ્ટિએ કયો લાભ થવાનો હતો? આથી તો બાળકનું માનસ વિક્ષુબ્ધ થાય છે, સુધારાની વાત ભૂલાઈ જાય છે.

અધ્યાપકોની પણ જ્યારે દેહદૃષ્ટિ જ બલવત્તર હોય ત્યારે બાળકોનાં માનસમાં પણ દેહ બલવત્તરતાની વાત ઠસાવી દેવાય છે. અધ્યાપકોનાં માનસમાં વિદ્યાર્થીઓમાં પ્રભુતા નિહાળવાની દૃષ્ટિ હોવી જોઇએ. અધ્યાપકોમાં આ દૃષ્ટિ યોગ્ય રીતે કેળવાઈ હશે તો વિદ્યાર્થીઓને નાના અને હલકા માનવાની વૃત્તિ તેમનામાં નહિ રહે. 'છડી વાગે છમ છમ અને વિદ્યા આવે રમઝમ' આ સિદ્ધાંત બદલાઈ જશે. અભ્યાસ અને સોટીને કશો જ સંબંધ નથી એ સત્ય સમજાઈ જશે. આમ થશે તો ગુરુની પ્રભુતા અને દિવ્યતા લોકોત્તર થઈ જશે. વિદ્યાર્થીઓની દૃષ્ટિમાં ગુરુ હિમાલયની જેમ ઊંચા અને ન આંબી શકાય એવા ઉત્તુંગ લાગશે. તેમનાં ચરણોનો સ્પર્શ કરતાં તેઓ અગમ્ય ધન્યતા અનુભવશે. ગુરુના સ્વરૂપમા પ્રભુ મળ્યાનો તેમને આનંદ થશે.

આજ સુધી શ્રુતિ એવી હતી કે વિદ્યાર્થીઓએ ગુરુઓને "आचार्यदेवो भव"–દેવતુલ્ય અથવા પ્રભુસ્વરૂપ માનવા જોઇએ. આજે યુગ બદલાઈ ગયો છે. સ્થિતિ અને સંયોગો પલટાઈ ગયા છે. શ્રુતિમાં તેથી એટલો વધારો કરવો જોઇએ કે 'बाल देवो भव'–ગુરુએ પોતાના શિષ્યોમાં અત્યંત સુંદર, પ્રિય, મધુર અને પવિત્ર પરમાત્માના દર્શન કરવા જોઇએ. જો અરસપરસ આ ભાવના પલ્લવિત અને વિકસિત થશે તો ગુરુ અને શિષ્યોના સંબંધો પણ લોકોત્તર બની જશે. આજે આ ભાવનાનો અભાવ દૃષ્ટિગોચર થાય છે. એટલે તો બાળકોમાં અધ્યાપકોને સતાવવાની વૃત્તિ બલવત્તર થતી જાય છે. મારવાની આ પ્રક્રિયા બાળકને વિકાસની દિશામાં લઈ જવાને બદલે પશુતાની દિશામાં ગતિ કરાવનારી સિદ્ધ થતી જાય છે. દેહમૂલક શિક્ષણથી કદી પણ જીવન શુદ્ધિ થવાની નથી. 'હું દેહથી જુદો છું'–એ વાત જ્યારે પાકી સમજાશે ત્યારે જ જીવન સુધારણા શક્ય બનશે.

દેહ અને આત્મભાવના પાર્થક્યને પામેલા આ મુનિ પુંગવો, આધ્યાત્મિક ઊંડાણમાં અવગાહન કરતાં કરતાં જે આંતરિક આનંદની અનુભૂતિ કરી રહ્યા છે તેનો સૂત્રોમાં તો નિર્દેશ માત્ર છે. કારણ આનંદનું કોઈ પણ સાધન હોતું નથી. આનંદ તો આત્મામાંથી આવિર્ભૂત થાય છે. સાધન તેનું જ હોય છે જે આપણાથી દૂર હોય. પહાડનાં શિખર ઉપર ચઢવા માટે સાધનની આવશ્યકતા રહે છે. પર્વત ઉપર આરોહણ કરવા માર્ગ, વિધિ, ગાડી અથવા ઘોડો જોઇએ. આપણામાં પ્રવેશ માટે આપણને કશા જ સાધનની અપેક્ષા નથી. બીજા પાસે પહોંચવા માટે કોઈ સેતુ જોઈએ પરંતુ પોતાની પાસે જ પહોંચવા માટે કોઈ સેતુની જરૂર હોતી નથી. દૂર જવું હોય તો ચાલવું પડે, પરંતુ સ્વયંમાં જવા માટે ચાલવાની જરૂર નથી.

આનંદ સીધી રીતે જ પ્રગટાવી શકાય છે. તેનું કોઈ સાધન નથી કારણ તે આપણો સ્વભાવ છે. જે આપણી પાસે છે તેને તો માત્ર ઓળખી લેવાની જ જરૂર રહે છે. આનંદને મેળવવો પડતો નથી. તે આપણી પાસે મોજૂદ છે. આ આનંદ ગુણની મોજ માણતાં શ્રી કેશીકુમાર શ્રમણ પૂછે છે.

अचेलगो य जो धम्मो जो इमो सन्तरुत्तरो ।
देसिओ वद्धमाणेण पासेण य महाजसा ॥ २९

एगकज्जपवन्नाणं विसेसे किं नु कारणं ।
लिंगे दुविहे मेहावि ! कह विप्पच्चओ न ते ? ॥ ३०

આ અચેલક ધર્મ વર્ધમાને કહ્યો છે અને આ સાંતરોત્તર (વિશિષ્ટ વર્ણ અને કીમતી વસ્ત્રોવાળો) ધર્મ મહા યશસ્વી પાર્શ્વ પ્રભુએ કહ્યો છે. એક જ કામ–ઉદ્દેશ્યથી બંને પ્રવૃત્ત થયા છે. છતા બંનેમાં આ ભિન્નતા શા માટે છે? હે મેધાવી ! ચિહ્ન (લિંગ)ના આ બે પ્રકારો વિષે તમોને શંકા નથી થતી ?

જ્યાં સુધી વિધાયક મન હોય છે ત્યાં સુધી અસ્વીકારની વાત ઊભી થતી નથી. ભગવાન મહાવીરના પૂર્વવર્તી તીર્થંકરો સુધી તેમના મન વિધાયક હતાં એટલે તેમની ભાષા પણ વિધાયક હતી. વિધાયક ભાષા સમજવા માટે બાળકો જેવું કોમળ અને સરળ હૃદય જોઇએ. માર્ગમાં જ્યારે તમે તમારા બાળક સાથે જતા હો ત્યારે ચાલતાં ચાલતાં બાળક હજારો પ્રશ્નો ઊભા કરશે. તે દરેક પ્રશ્નોના યોગ્ય જવાબ તમારી પાસે હશે પણ નહિ. છતાં જે રીતે તમે તેને જવાબ આપશો તે રીતે તેનું વિધાયક મન તે જવાબને સ્વીકારી લેશે. તમારા સાચા ખોટા, યુક્તિસંગત કે યુક્તિશૂન્ય જવાબની સામે બાળક કોઈ જ હા–ના કે પ્રતિ દલીલો કરશે નહિ. નાનકડો બાળક તમને પૂછે કે, નાનો ભાઈ ક્યાંથી આવ્યો, તો તેનો કોઈ જવાબ તમારી પાસે નથી. વિજ્ઞાન, જન્મશાસ્ત્રીઓ અને વૃદ્ધ માણસો પાસે પણ તેનો જવાબ નથી. આ અસામાન્ય પ્રશ્ન છે. છતાં તમે બાળકને ફોસલાવીને કહેશો કેઃ 'તેં કાગડો જોયો છે? તે કાગડો નાના ભાઈને મૂકી ગયો.' બાળક રમવા ચાલ્યો જશે બસ, વાત ત્યાં પૂરી થઈ જશે.

મહાવીરનો સમય આવતા આ વિધાયક મનોદશા સમાપ્ત થઈ ગઈ એટલે વિધાયક ભાષા હવે કારગત નીવડે એવી ન રહી. ફળસ્વરૂપે નિષેધાત્મક ભાષાનો ઉપયોગ કરવો પડ્યો. સમય અને મનોદશાની વિભિન્નતાને લઈ સચેલક–અચેલકનો પ્રશ્ન જે સહજ સાધનામાં સહજ હતો તે ભગવાન મહાવીરના વખતમાં અટપટો થઈ ગયો. તેથી વેષભૂષાની ભિન્નતા અનિવાર્ય બની. આ વિષે લંબાણપૂર્વક ચર્ચા કરી શકાય એમ છે પણ તે અવસરે—

## પ્રકૃતિની પ્રભુતા

પ્રકૃતિ હંમેશાં નિરપેક્ષ છે. તે આપણામાં જરા પણ સોત્સુક નથી. તે આપણે વિષે કોઇ જાતની ચિંતા સેવતી નથી. આપણે છીએ, આપણું અસ્તિત્વ છે, તેની સાથે પ્રકૃતિને લેવા દેવા નથી. આપણે યમરાજના મુખના કોળિયા બની જઇએ તો પણ તેથી કાંઈ આકાશ રડવા બેસતું નથી અને પૃથ્વીની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસવા માંડતો નથી. આપણા અસ્તિત્વથી પ્રકૃતિમાં કોઇ વિશેષતા આવી જતી નથી. આપણે નહિ હોઇએ તો તેથી પ્રકૃતિમાં કોઇ ઊણપ કે અલ્પતા દેખાશે નહિ. પ્રકૃતિ આપણા હોવા ન હોવા પરત્વે બિલકુલ ઉદાસીન છે. આપણે હોઇએ કે ન હોઇએ, પ્રકૃતિનું કાર્ય તો યથાવત્ ચાલ્યા જ કરે છે. વરસાદ, સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા, વૃક્ષો, ફળો, ફૂલો, કોઇ જ આપણા અસ્તિત્વનાસ્તિત્વની આંશિક પણ ચિંતા કર્યા વગર પોતાનું કાર્ય કર્યા કરે છે. આપણે મૃત્યુ પામીશું તો તેથી કાંઇ વરસાદ વરસતો બંધ રહી જશે નહિ; સૂર્ય, ચંદ્ર, તારા વગેરે આકાશમાં યથાવત્ પોતાના નિયત સમય પ્રમાણે ઉદય પામશે અને અસ્ત થશે, તેઓ પોતાની દૈનિક ક્રિયાઓમાંથી વિશ્રાંતિ લેશે નહિ. આપણા મૃત્યુના શોકમાં ફૂલો ખીલતાં અટકી જશે નહિ કે ફળો પરિપકવ થતાં રોકાઇ જશે નહિ!

ફૂલો પોતાની ખીલવાની પ્રક્રિયા ચાલુ રાખશે, ચાંદ પોતાની શીતળ જ્યોત્સ્નાનાં રજત કિરણો પૃથ્વી પર પાથર્યા કરશે અને સૂર્ય પોતાની સોનેરી કિરણોની ઉષ્મા જનતાને અર્પણ કર્યા કરશે ! આમ પ્રકૃતિ તો પોતાની રીતે પોતાનામાં જ મસ્ત રહેશે.

પ્રકૃતિના આ પારમાર્થિક સ્વભાવને આપણે જાણતા નથી. પ્રકૃતિ વિષેની આપણી કલ્પના આપણા ખ્યાલો પ્રમાણે હોય છે. દાખલા તરીકે એક વૃક્ષની પાસે એક સુતાર, એક કવિ, એક ચિત્રકાર, એક પ્રેમી કે જેને પોતાની પ્રેમિકા નથી મળી તે બધા સંયુક્ત બેઠા છે. ત્યારે સુતારને વૃક્ષમાં ફર્નીચર સિવાય ભાગ્યે જ કાંઇ બીજું દેખાય છે. તે વખતે વૃક્ષ વિષે તેની દૃષ્ટિમાં વિશિષ્ટ સૃષ્ટિ ખડી થશે જેમાં નાના મોટા વિવિધ પ્રકારના ફર્નીચરોના આકારો તેને દેખાવા લાગશે. દુનિયા આપણી અંદર જ છે. જે આપણી અંદર છે તે જ આપણું જગત છે. જે આપણે નિર્મિત કરીએ છીએ તે જ આપણી દુનિયા છે. ચમારની દૃષ્ટિ સદા આપણાં પગરખાં તરફ જ જવાની. પગરખાંના નંબરથી તે આપણને ઓળખે છે. દરજી આપણને આપણાં કપડાંના માપથી ઓળખે છે. ચમાર આપણા જોડાને જોઇ આપણી સ્થિતિ વિષેના અનુમાનો બાંધી લે છે. સૌ પોતાના આંતરિક વિચારો કે કલ્પનાઓ પ્રમાણે બહારના જગતનો ખ્યાલ કરે છે.

સુતારને માટે વૃક્ષનાં ફળફૂલોનું કોઇ જ મહત્ત્વ નથી. વૃક્ષોને જોઇ તેને પોતાના ધંધાને લગતા એટલે ટેબલ ખુરશીઓને લગતા વિચારો આવે છે. એની જ પડખે બેઠેલા ચિત્રકારને વૃક્ષ વિવિધ રંગોની એક રંગોળી રૂપ દેખાવા લાગે છે. સામાન્યતયા લોકોને વૃક્ષો લીલા રંગનાં દેખાય છે ત્યારે ચિત્રકારને તે એક લીલા રંગના વૃક્ષમાં હજારો રંગ બેઠેલા દેખાય છે. ચિત્ર-કારની દૃષ્ટિમાં જ તે દેખાય, દરેક માણસને તે દેખાય નહિ. આપણી દૃષ્ટિમાં લીલો રંગ એટલે બસ લીલો રંગ, પણ ચિત્રકારની દૃષ્ટિમાં વૃક્ષના લીલા રંગમાં વૈવિધ્ય ભરેલું હોય છે. વૃક્ષ વૃક્ષમાં તે જુદો હોય જ; પણ ચિત્રકારને તે એક જ વૃક્ષનો લીલો રંગ પણ વિવિધ રૂપે દેખાય છે. પ્રત્યેક પાંદડાના લીલા રંગમા પણ તે ભિન્નતા જુએ છે. જેવું ચિત્રકારને દેખાય છે તેવું આપણને દેખાતું નથી. કારણ ચિત્રકારને પોતાની આગવી દૃષ્ટિ છે જેથી તેને પાંદડે પાંદડાંનું વ્યક્તિત્વ પૃથક્ અને સ્વતંત્ર દેખાય છે.

ચિત્રકારની પાસે જે કવિ બેઠો છે તેને માટે તે વૃક્ષ કાવ્ય બની જશે. વૃક્ષમાં તેને જે પ્રભુતા અને ભવ્યતા દેખાશે તે આપણને કદી નજરે પણ ચઢશે નહિ. તેની દૃષ્ટિમાં વૃક્ષ એક દિવ્ય જગતની ગરજ સારશે. વૃક્ષ ખોવાઈ જશે અને તે લોકોત્તર જગતમાં પ્રવેશી જશે. તે જે જગતનો અનુભવ કરતો હશે, જે દુનિયામાં તે વિચરતો હશે તેનો આપણને ખ્યાલ પણ આવશે નહિ. તેનું વૃક્ષ વિષેનું જગત સુથાર અને ચિત્રકાર બંને કરતાં ભિન્ન અને અલૌકિક હશે.

હવે કવિની પાસે જે એક પ્રેમી બેઠો છે કે જેને પોતાની પ્રેમિકા નથી મળી, તેને આ વૃક્ષ ઉપરનાં સુંદર, વિવિધરંગી ફૂલો સુખપ્રદ અને આનંદદાયી નહિ લાગે. આ ફૂલો તેને

કાંટાની માફક ખૂંચ્યા કરશે. ફૂલો તેને સુગંધ અને આનંદ આપવાને બદલે તેને ઉદાસીન બનાવશે. તે વૃક્ષોના ફૂલો તેને મુરઝાએલા ભાસે છે અને તે વૃક્ષ તેને રૂદન કરતું જણાય છે. આ પ્રેમ વિરહીને આ વૃક્ષ સાથે કશો જ સંબંધ નથી; પરંતુ તેનાં હૃદયમાં જે જગતનું નિર્માણ થયું છે, જે ભાવો, જે વિરહની વેદના તેનાં અંતરમાં ઉદ્ભવ્યાં છે તેને કારણે તેને જે આ વૃક્ષ કરમાઇ ગએલું અને રૂદન કરતું દેખાય છે, તે તેની પોતાની વૃક્ષમાં આરોપિત કરેલી કલ્પના જ છે.

યાદ રાખજો ષોડશકળાથી પરિપૂર્ણ ચંદ્રમા આકાશમાં ઊગ્યો હોય, આખી પૃથ્વીને તેણે પોતાની રજત સમી શ્વેત જ્યોત્સ્નાથી ધવલિત કરી હોય, છતાં પ્રેમિકાવિહીન પ્રેમીને તે ચાંદની રાત આનંદ આપી શકતી નથી. તે તેને ફિક્કી અને ઉદાસ જણાય છે. પ્રકૃતિ તો જેમ છે તેમજ છે. પ્રકૃતિમાં આપણી કલ્પનાના આરોપણથી કશો જ ફેર પડતો નથી. માત્ર આપણી કલ્પનાના જગતનો જ વિસ્તાર થવા પામે છે અને તે આપણા આંતરિક જગતનો પરિચય આપે છે.

આ રીતે આપણે જે પ્રકૃતિને ઓળખીએ છીએ તે આપણું પ્રક્ષેપણ છે, આપણું નિર્માણ છે. ચાંદની કદી ઉદાસ કે ખિન્ન બનતી નથી. આપણું દુઃખ, આપણી ઉદાસીનતા અને આપણી ખિન્નતા જ આપણને તેમાં ફીકાશ જોવા પ્રેરે છે. ચાંદની તો જેવી છે તેવી જ છે. એકને માટે આ ચાંદની જે ફીકી જણાય છે તે બીજાને માટે સંગીત, નૃત્ય અને આનંદનો સંચાર કરનારી, નવું જીવન અને નવું ચૈતન્ય આપનારી બની જાય છે! દીવાલની એક બાજુ જે ચાંદની ઉદાસ અને ફીકી જણાય, સંભવ છે દીવાલના પૃષ્ઠ ભાગમાં તે ખીલેલી, હસતી, રમતી, ગાતી અને કિલ્લોલતી જણાય!

એટલે પ્રકૃતિ સદય પણ નથી અને કઠોર પણ નથી. સદયતા સદા કઠોર સાપેક્ષ છે અને કઠોરતા સદા સદયતાની અપેક્ષા રાખે છે. જે સદય હોય તો તે સમય જતાં કઠોર પણ થઈ શકે અને જે કઠોર હોય તે પ્રસંગોપાત સદય પણ બની શકે. પ્રકૃતિ આ બંને દ્વૈતથી પર છે. માટે આજીજી કરી ભૂલીને પણ દયાની ભીખ માંગવા જશો નહિ. દયા નથી પૃથ્વી પર મળી શકતી કે નથી આકાશમાં! દયાને નામે આપણે જે સ્તુતિ કરીએ છીએ તેનો કશો જ ઉપયોગ નથી. મંદિરના પરમાત્માને પ્રાર્થના કરો કે આકાશના ઇશ્વરને, પ્રાર્થના કરવાથી કોઈ જ ભેદ પડવાનો નથી. પ્રાર્થના કે સ્તુતિને કારણે પરમાત્મામાં કોઈ ભેદ કે ફરક પડતો નથી. સ્તુતિ ત્યાં જ ફેર લાવી શકે જ્યાં નિંદા સાર્થક હોય છે!

પરમાત્માની કરવામાં આવેલી નિંદા જો પરમાત્માને પરેશાન કરતી હોય, મૂંઝવતી હોય, તો આપણી સ્તુતિ તેને પ્રસન્ન પણ કરી શકે છે. પ્રાર્થના ન કરવાથી પરમાત્મા જો નાખુશ અને નારાજ થઈ જતા હોય, તો જ આપણી સ્તુતિ તેમને ખુશ કરવા, રાજી કરવા સમર્થ થશે.

પરમાત્માને જો આપણે સહૃદય થવા રાજી કરી શકીએ તો કઠોર થવા માટે પણ તે રાજી કરી શકાય છે. આવી સ્થિતિમાં પ્રભુની પ્રભુતા ખોવાઈ જશે અને તે આપણા હાથની કઠપુતળી બની જશે.

પ્રકૃતિ કે પરમાત્મા જો સહૃદય હોય તો તેની સાથે આપણે રમત પણ રમી શકીએ. તે નિર્દય છે, તે કઠોર છે એમ પણ કહી શકાય નહિ. કઠોરથી કઠોર જણાતી વ્યક્તિમાં પણ દયાનો સંભવ હોય છે. પછી ચાહે તે તૈમૂર હોય, ચંગીઝખાન હોય, હિટલર હોય કે સ્ટાલિન હોય! ગમે તેવી કઠોરતમ વ્યક્તિ પણ દયાશીલ હોઈ શકે છે. કઠોર જણાતા માણસના હૃદયના પણ કોમળ ખુણાઓ હોય છે. તેની પણ કમજોર બાજુઓ હોય છે. કઠોર જણાતો માણસ પણ કોઈકને તો જરૂર પ્રેમ કરતો જ હશે! કોઈકની પીડાથી તે જરૂર દુઃખી થતો હશે! હાં, નિર્દય દેખાતી વ્યક્તિની કરુણાની મર્યાદા નાની હશે અને કઠોરતાની મોટી, પણ તેનામાં કરુણા અવશ્ય હોવાની. આ જ રીતે દયાશીલ વ્યક્તિની દયાની સીમા ભલે વિશાળ હશે અને કઠોરતાની સીમા સાંકડી હશે, છતાં તેનામાં કઠોરતા અલ્પાંશે પણ અવશ્ય હોવાની. આમ દયાશીલ ગણાતા માણસના હૃદયમાં પણ ક્યાંક વજ્રની સખ્તાઈ છે તો કઠોર ગણાતી વ્યક્તિના હૃદયમાં ક્યાંક પુષ્પની મૃદુતા છે. પ્રકૃતિનું ગણિત જ ભારે વિચિત્ર છે.

પ્રકૃતિ સદા દ્વંદ્વરહિત છે એટલે તે નથી સહૃદય કે નથી કઠોર. તે બૂરાં માટે ગળું કાપવાની વ્યવસ્થા નહિ કરે તેમ ભલા માટે સિંહાસનની વ્યવસ્થા પણ નહિ કરે. આનો પારમાર્થિક નિષ્કર્ષ એટલો જ છે કે આપણે જે કાંઈ કરીએ છીએ, કે મેળવીએ છીએ, તે પોતાનું જ કરેલું અને મેળવેલું છે. પ્રકૃતિનો તેમાં કોઈ રસ નથી. તે અલિપ્ત છે, તે શેમાંય ભાગ ભજવતી નથી.

રસ્તે ચાલતાં તમારા પગમાં જો કાંટો ખૂંચી જાય તો એમ ન માનશો કે પ્રકૃતિ તમને કાંટા ખૂચાડવા ઉત્સુક છે. હકીકત તો એ છે કે, જે માર્ગમાં કાંટા છે તે માર્ગ પર જવા તમે ઉત્સુક છો. તમારા માથા પર ફૂલોનો વરસાદ થઈ જાય તો એમ સમજી જશો નહિ કે આકાશનો દેવતા તમારા પર પ્રસન્ન થઇ ફૂલોનો વરસાદ વરસાવવા ઉત્સુક થયો છે! આ બધા સંયોગો છે. તેનાં કારણભૂત તમે પોતે જ છો. તે તમારો પોતાનો જ શોધેલો માર્ગ છે, પછી તે કાંટાનો હોય કે ફૂલોનો, કોઈ તમને ગાળો આપે એવો હોય કે કોઈ તમારી પ્રશંસા કરે એવો હોય, નરકનો હોય કે સ્વર્ગનો, દુઃખનો હોય કે સુખનો! આ બધી પરિસ્થિતિઓને માટે તમે જ જવાબદાર છો, તમે જ તેના કર્તા છો પ્રકૃતિ તે માટે સર્વથા નિરપેક્ષ છે. પ્રકૃતિ આ બધાં પ્રત્યે ઉદાસીન છે. જો પ્રકૃતિ તેમા સમુત્સુક થઈ જાય તો ભારે અવ્યવસ્થા ઊભી થઇ જાય. પ્રકૃતિને પુરુષ પોતાની તાબેદાર બનાવી લે. પરંતુ પ્રકૃતિ આપણામાં જરા જેટલી પણ ઉત્સુક નથી; એટલે તે હંમેશાં આપણા અંકુશ બહાર જ રહે છે.

તમારી પ્રાર્થના ક્યારેક ફળીભૂત થાય તો એમ ન માની લેતા કે પરમાત્માએ ખુશ થઇ તમારી પ્રાર્થના સાંભળી લીધી છે. તે પ્રાર્થનાને પૂરી કરવા માટે તમે બીજાં બળોને પણ કામે લગાડયાં જ હશે. તમારા સંકલ્પબળની સજાગતા અને સમર્પણની પ્રબળતા પણ તેની સફળતામાં કારણભૂત છે. સંકલ્પની દઢતા અને સજાગતા બહારથી નથી આવતાં, તે તમારા પોતાનામાંથી જ જન્મતાં હોય છે. જો તમારી પ્રાર્થના નિષ્ફળ નીવડે તો પણ તેમાં તમે પરમાત્માની નાખુશીની કલ્પના કરશો નહિ. પ્રભુ તો સદા કૃતકૃત્ય જ છે. તેને કાંઈ પણ કરવાનું હોતું નથી. મુક્તિ તેમની પરમ સ્થિતિ છે. આવી પરમ સ્થિતિમાં પણ જો કંઇ કરવાપણું અવશિષ્ટ રહેતું હોય તો સંસારી અને મુક્તમાં ફરક જ શો રહેવાનો ? હકીકત તો એ છે કે, તમારી પ્રાર્થનાની નિષ્ફળતાનું કારણ તમારું હૃદય તેમાં જોડાએલું નથી એ જ છે. પરમાત્માને તમારી પ્રાર્થનાની સફળતા સાથે કોઈ જ લેવાદેવા નથી. તમારી પ્રાર્થનામાં જે બળ પ્રગટે છે તે તમારામાંથી જ પ્રગટેલું તમારું પોતાનું જ બળ છે. મંદિરો, મસ્જિદો અને ઉપાશ્રયોમાંથી બહાર નીકળતી વખતે તમારા પગમાં જો વધારે બળ જણાય, તમારો ઉત્સાહ વધી ગયેલો દેખાય, તમારી સ્ફૂર્તિ દ્વિગુણિત થઈ ગએલી લાગે, તમારો સંકલ્પ વધારે જાગૃત થએલો ભાસે અને તમારા પ્રાણોમાં અસાધારણ શકિત અનુભવાય, તો માની લેજો કે તે શકિત, તે બળ અને તે ઉલ્લાસ, ક્યાંય બહારથી આવેલ નથી, તે તમારા અંદરની જ તાકાત છે જે પ્રગટેલ છે. મંદિરમાં વિરાજીત કરેલા ભગવાન તો માત્ર પ્રતીકાત્મક નિમિત્ત છે. એટલે મંદિરમાં જ એમ થાય એવું કાંઈ આત્યંતિક નથી. મંદિરની બહાર પણ તે સંભવી શકે છે.

એ જ કારણે આપણી આંતરિક શકિતની જ્યારે જાગૃતિ થાય છે ત્યારે એ જાગૃતિની ક્ષણે કરવામાં આવેલી પ્રાર્થનાના પ્રતીકમાં એક પત્થર તરફની શ્રદ્ધા પણ પ્રાર્થનાને સફળ બનાવવામાં નિમિત્ત બની જાય છે. તે પત્થરની શકિત નથી. તે શકિત શ્રદ્ધા અને સંકલ્પની છે. પત્થર તો આકસ્મિક રીતે પ્રતીકાત્મક છે એટલે તેના નિમિત્તનો આશ્રય કરી કથન થાય છે. કાર્ય તો પોતાના જ ઉપાદાન શકિતના બળથી થતું હોય છે. આમ ન થતું હોય તો ઘણી વખત ભગવાન મહાવીર અને બુદ્ધ જેવા પરિપૂર્ણ વ્યકિતના સાન્નિધ્યથી પણ પ્રાર્થનાઓ અધૂરીની અધૂરી જ રહે છે. એટલે પ્રાર્થનાની સફળતા કે અસફળતાનો આધાર પ્રકૃતિ ઉપર નથી, પરમાત્મા ઉપર નથી, કોઇ ઉપર નથી, આપણાં પોતાનાં ઉપર જ છે.

આ રીતે જ્યારે ગંભીરતાપૂર્વક વિચાર કરીએ છીએ ત્યારે પ્રાર્થનાઓ કપાઇ જાય છે, સ્તુતિઓ કપાઇ જાય છે, પરમાત્મા કપાઇ જાય છે, આપણે એકલા જ રહી જઇએ છીએ. એકલા રહેવામાં માણસ ભયનો અનુભવ કરે છે. ખોટો પણ સથવારો મળી જાય તો મન રાહતનો અનુભવ કરે છે.

સારા માણસો કદી કોઇની પાસેથી કશી જ અપેક્ષા રાખતા નથી. દયાની ભીખ ખોટા માણસો જ માંગે છે. જે દયાથી મળે તેને સ્વીકારવા સારો માણસ તૈયાર પણ થશે નહિ. કારણ

દયાથી, કોઇની કૃપાથી, મેળવેલ વસ્તુ ખરી રીતે મેળવેલ ગણાય જ નહિ. આવી રીતે મળેલી વસ્તુ અથવા વૈભવ લબ્ધિનું કોઈ જ મૂલ્ય નથી. તે આપણા પ્રાણોનો ભાગ બની શકતી નથી. જે આપણા શ્રમથી મળે છે તે જ આપણી ખરી સંપદા બની શકે છે. આપણા પુરુષાર્થનું ફળ જ આપણા વિકાસમાં સહાયક અને ઉપયોગી નીવડે છે.

જેમનામાં સ્વયંના પુરુષાર્થથી આત્મવિશ્વાસ અને ઉપલબ્ધિ અભિવ્યક્તિને પામી છે એવા શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમસ્વામી આધ્યાત્મિક ભૂમિકાનો આશ્રય લઇ, એકત્રિત થયા છે. તેમના શિષ્યોની મૂંઝવણ અને ગૂંચવણને ઉકેલવાનો અને આધ્યાત્મિક વિકાસની ભૂમિકાને વધારે વ્યાપક બનાવવાનો તેમનો આદર્શ છે. બાહ્ય ભૂમિકાના ભેદો ભલે કેન્દ્રને ન સ્પર્શતા હોય, આમ છતાં પરિધિ ઉપર જણાતાં આ ભેદો પોતાના દેહનો ફેલાવો કરી, જો કેન્દ્રને અભડાવવા પ્રયત્ન કરતા હોય, તો કેન્દ્રને સંપૂર્ણ શુદ્ધ અને નિર્મળ છતા પરિધિના રાહુની છાયાની અસરનો ભોગ થવું ન પડે તે આપણે જોવાનું રહ્યું. વિચાર વિનિમયનું આ મૂળ છે.

એક જ આદર્શ અને લક્ષ્યને અભિમુખ રાખી પ્રવૃત્ત થનારી આ યાત્રાના યાત્રીઓમાંથી અમુકને સામાન્ય નિયમો અને અંકુશોનું કહેવાતું નામમાત્રનું અનુશાસન હોય, તે સુખે યથેચ્છ વિહરી શકતા હોય, સુંદર કીમતી, રંગબેરંગી વસ્ત્રો પહેરી શકતા હોય, એક સ્થાન પર ઇચ્છાનુસાર રહી શકતા હોય, આહાર વિહારના સંબંધમાં પણ નામનું જ નિયંત્રણ હોય અને બીજા યાત્રિકોનાં ગળામાં જાણે નિયમો અને નિયંત્રણોનો એક મોટો પાશ નાખી દેવામાં આવ્યો હોય, જેના માટે વસ્ત્રોના પહેરવાનાં સંબંધમાં પણ અકળામણ ભરેલાં બંધનો હોય-જેવાં કે તે યા તો અચેલક જ રહે અથવા ઓછામાં ઓછા અને ઓછામાં ઓછી કીમતનાં મર્યાદિત વસ્ત્રોનો સ્વીકાર કરે, રહેવાનાં સંબંધમાં પણ એક સ્થાન પર લાંબા વખત સુધી ન રહે, તેમના માટે કે તેમના જેવા સાધુઓના નિમિત્તથી બનાવેલા આહાર તરફ દૃષ્ટિ પણ ન નાખે, આ નિયમોની વિવિધતામાં આદર્શની એકરૂપતા કેમ સચવાય તે શિષ્યસમુદાયનો પ્રાણપ્રશ્ન છે. એક જ આદર્શને સિદ્ધ કરવા મથતા એક જ યાત્રાના યાત્રિકો માટે નિયમન અને અનુશાસનના એ ભેદોનું મૂળ શું છે? આના મૂળને જો યથોચિત રીતે શોધવામાં ન આવે તો આદર્શો વિશે શંકા જન્મે અને આદર્શોની આદર્શતા જોખમાય. અણસમજુઓ સંકલ્પ-વિકલ્પ અને ખોટા ઉહાપોહથી પીડિત થાય. માટે આ બધા સ્થૂલ દેખાતા પ્રશ્નોની ઉપેક્ષા અનપેક્ષિત છે. તેનું યોગ્ય નિરાકરણ શોધી કાઢવું આવશ્યક છે. એટલે કેશીકુમાર શ્રમણના ગઈ કાલે જણાવેલ પ્રશ્નોનો પોતાની પારદર્શી પ્રજ્ઞાથી સમાધાન કરતાં ગૌતમસ્વામી કહે છે—

केसिमेवं बुवाणं तु, गोयमो इणमब्ववी ।
विन्नाणेण समागम्म, धम्मसाहणमिच्छियं ॥ ३१

અર્થાત્ કેશીને ગૌતમસ્વામીએ એવો જવાબ આપ્યો કે, વિજ્ઞાન એટલે વિશિષ્ટ જ્ઞાન અર્થાત્ કેવળજ્ઞાન. કેવળદર્શનથી યથાતથ્ય ભાવોને જાણીને તેમજ જોઇને અને ધર્મનાં ઉપકરણોને સારી રીતે જાણીને જ તેની સંમતિ અપાઇ છે.

ભગવાન પાર્શ્વનાથ અને ભગવાન મહાવીરની પરંપરાને અનુસરનારાઓમાં બાહ્ય આચાર વિચાર અને વેશભૂષાના જે ઔપચારિક ભેદો દેખાય છે તે પાયાના મૂળને સ્પર્શનારા ભેદો નથી. પરિધિ ઉપર જ રહેલી આ વિવિધતા છે. કેન્દ્રમાં તો બંને એકરૂપ જ છે. ત્યાં ભેદને સામાન્ય અવકાશ પણ નથી. આ જે સ્થૂલ અને બાહ્ય વિભિન્નતા દૃષ્ટિગોચર થાય છે તે ભલે તાત્ત્વિક ન હોય છતાં તે ભેદનાં કારણો તો અવશ્ય તાત્ત્વિક છે અને તે પ્રજ્ઞાવાન મહાપુરુષોએ વિચારપૂર્વક, જીવોનાં હિત અને એકાંત શ્રેય માટે, આ રીતિ પ્રવર્તાવી છે.

## નયનિરૂપણ

વસ્તુના કોઈ એક ધર્મનું નિરૂપણ કરનાર, ગ્રહણ કરનાર અથવા વિષય કરનાર જ્ઞાનને નય કહેવાય છે. ગ્રંથકારોએ નયની વ્યાખ્યા આ રીતે કરી છે:

'वस्तुन्यनेकात्मन्यविरोधेन हेत्वर्पणात्साध्य विशेषस्य याथात्म्य प्रापणप्रवणप्रयोगो नयः' सर्वार्थसिद्धि

નિષ્કર્ષ એ છે કે પ્રમાણ વસ્તુના પૂર્ણ રૂપને ગ્રહણ કરે છે અને નય તેના અંશોને ગ્રહણ કરે છે. કારણ "सकलादेशः प्रमाणाधीनः विकलादेशो नयाधीनः"–જ્યારે આપણે કોઇ માણસને જોઇએ છીએ ત્યારે આપણને 'આ મનુષ્ય છે' એવું જે જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તે જ્ઞાન વખતે તેના કોઈ એક ધર્મથી પ્રયોજન નથી રહેતું, તે જ્ઞાન તે પ્રમાણ છે. પરંતુ જ્યારે આપણે તેના અંશોની કલ્પના કરવા લાગીએ છીએ ત્યારે તે આંશિક જ્ઞાન નય થઈ જાય છે. જેમકે તે અમુકનો પિતા છે, અમુકનો પુત્ર છે. પ્રમાણ બધી ઇન્દ્રિયો વડે થઈ શકે; પરંતુ નય તો મન વડે જ થાય છે. જ્યાં સુધી વસ્તુને જાણવા માટે નયનો ઉપયોગ ન કરીએ ત્યાં સુધી વસ્તુનું યથાર્થ જ્ઞાન ન થાય.

તમને શંકા થશે કે નય જો પદાર્થ નિર્ણાયક છે તો તેને પ્રમાણથી જુદા પાડવાનો શો અર્થ છે? જો નય પ્રમાણ ન હોય તો અપ્રમાણભૂત એવા નયનો, વસ્તુ સ્વરૂપના યથાર્થ જ્ઞાનમાં શો ઉપયોગ થઈ શકે? યથાર્થને સમજવા માગતા બુદ્ધિશાળી માણસોના માનસમા આવી આશંકાનો આવિર્ભાવ થાય, તે સમજી શકાય છે. આચાર્યોએ તેનો સુંદર દૃષ્ટાંત સાથે અસરકારક જવાબ પૂરો પાડયો છે. તદનુસાર–

नाय वस्तु न चावस्तु, वस्त्वंशः कथ्यते यतः ।
नासमुद्रः समुद्रो वा, समुद्रांशो यथोच्यते ॥

तन्मात्रस्य समुद्रत्वे, शेषांशस्यासमुद्रता ।
समुद्रबहुता वा स्यात् तच्चेत्क्वास्तु समुद्रवित् ॥

અર્થાત્–નયથી વસ્તુનો નહિ પરંતુ વસ્તુના એક અંશનો નિર્ણય થાય છે. નયનો વિષય ન તો વસ્તુ છે, ન તો અવસ્તુ છે; કિન્તુ વસ્તુનો અંશ છે. જેમ સમુદ્રનું બિન્દુ સમુદ્ર નથી, તેમ અસમુદ્ર પણ નથી; પરંતુ સમુદ્રનો એક અંશ છે. જો એક બિંદુને જ સિન્ધુ માની લેવામાં આવે, તો બાકીના બિન્દુઓ સમુદ્રથી બહાર થઈ જશે અથવા દરેક બિન્દુ એક એક સમુદ્ર થઈ ઊભું રહેશે. એટલે એક જ સમુદ્રમાં કરોડો સમુદ્રોનો વ્યવહાર થવા લાગશે.

જેમ એક સૈનિકને સેના ન કહી શકાય, તેમ તેને સેનાથી અલગ પણ ન માની શકાય; પરંતુ તેને સેનાનો એક અંશ કહી શકાય તેમ નયને પણ પ્રમાણનો એક અંશ કહી શકાય.

નયના ઉપર્યુક્ત સ્વરૂપને સાંભળી, તમારા માનસમાં સંદેહ જન્મશે કે, અનંતધર્માત્મક વસ્તુને એકધર્માત્મક ગ્રહણ કરવી, એ મિથ્યા જ્ઞાન નથી તો બીજું શું છે? વ્યવહારમાં પણ આવા અધૂરા અને ઊણપભર્યા જ્ઞાનને મિથ્યાજ્ઞાન કહેવાય છે. દાખલા તરીકે કોઇ સભામાં વીસ–પચ્ચીસ માણસો બેઠા હોય અને કોઇ કહે કે, ત્યાં એક માણસ બેઠો છે, તો તે એક માણસ તે પચ્ચીસના સમુદાયમાં સમ્મિલિત હોવા છતાં, પચ્ચીસના સમુદાયને એક જ માણસ માનવો તે મિથ્યાજ્ઞાન જ કહેવાય.

તમારી આ શંકા અસ્થાને નથી. એક અંશનું જ્ઞાન જો બાકીના અંશોનો અપલાપ કરનાર કે સર્વથા નિષેધ કરનાર હોય, તો તેને મિથ્યાજ્ઞાન જ કહી શકાય. પરંતુ તે અંશનું જ્ઞાન જો બાકીના અંશોનો અપલાપ કરનાર કે નિષેધ કરનાર ન હોય, તો તેને મિથ્યાજ્ઞાન કહી શકાય નહિ. જ્યાં પચ્ચીસ માણસો બેઠા હોય ત્યાં એક માણસના જ બેસવાનો ઉલ્લેખ કરવાથી બાકીના ચોવીસનો નિષેધ થઈ જાય છે તેથી તે મિથ્યાજ્ઞાન બની જાય છે. પરંતુ નય કદી પણ બીજા અંશોનો નિષેધ કરતો નથી તેથી તેને મિથ્યાજ્ઞાન કહી શકાય નહિ. જે નય બીજા અંશોનો અપલાપ કરે છે તે નયાભાસ અથવા મિથ્યાનય કહેવાય છે.

"यावन्तो वचन विकल्पास्तावन्तो नयाः"–જેટલા પ્રકારના વચનો હોય છે તેટલા જ પ્રકારના નયો હોય છે. આર્ષપુરુષોની આ ઉક્તિથી બે વસ્તુઓ સિદ્ધ થાય છે. પહેલી વાત તો એ કે, નયના એક બે નહિ, પરંતુ ગણ્યા ગણાય નહિ એવા અસંખ્ય ભેદો છે અને બીજી વાત એ છે કે, નયોને વચનો સાથે ઘનિષ્ઠતમ સંબંધ છે. જો વચનો સાથે નયને સંબંધ હોય તો ઔપચારિક રીતે નયને વચનાત્મક પણ કહી શકાય. અર્થાત્ દરેક નય વચનો વડે પ્રગટ

કરી શકાય. એટલે વચનને પણ નયસંજ્ઞા આપવામાં કોઇ વિરોધ નથી. આ રીતે નયના બે પ્રકારો સિદ્ધ થયા અને તે (૧) ભાવનય (૨) દ્રવ્યનય. જ્ઞાનાત્મક નયને ભાવનય અને વચનાત્મક નયને દ્રવ્યનય પણ કહી શકાય. ક્યાંક તો વળી નયના વિષયને પણ નયમાં સમાવિષ્ટ કરવામાં આવેલ છે. તેમની માન્યતા મુજબ પ્રત્યેક નય ત્રણ જાતનો થઈ જાય છે. જેમકે–

**सो चिय इक्को धम्मो, वाचयसद्दो वितस्स धम्मस्स ।**
**तं जाणदि जं णाणं, त तिण्णि वि णयविसेसा य ॥**

વસ્તુનો એક ધર્મ, તે ધર્મનો વાચક શબ્દ અને તે ધર્મને જાણનારું જ્ઞાન, આ ત્રણેય નયો છે.

નયના મૂળમાં બે ભેદ છે. (૧) **નિશ્ચયનય** અને (૨) **વ્યવહારનય.** વ્યવહાર નયનું બીજું નામ ઉપનય પણ છે. "**नयानां समीपाः उपनयाः**" જે બીજા પદાર્થના નિમિત્તથી અન્ય રૂપ બતાવાયું છે તે વ્યવહારયન કે ઉપનય કહેવાય છે અને જે વસ્તુના પારમાર્થિક સ્વરૂપને દાખવે છે તે નિશ્ચયનય કહેવાય છે.

વ્યવહારનય અને નિશ્ચયનયના ઉપર જણાવેલાં સ્વરૂપો સાંભળી તમને શંકા થશે કે, વ્યવહારનય વસ્તુના અન્યથા સ્વરૂપને બતાવે છે તેથી તેને મિથ્યાનય જ માનવો જોઇએ, અને જો તે મિથ્યાનય હોય તો તેનો ઉલ્લેખ કરવાની અહીં શી જરૂર છે?

તમારી શંકા યથોચિત છે પરંતુ તમે જે રીતે કલ્પો છો તે રીતે તે મિથ્યા નથી. વ્યવહારનય જે અપેક્ષાથી, જે રૂપમાં વસ્તુને વિષય કરે છે, તે રૂપમાં વસ્તુ ઉપલબ્ધ થાય છે. જેમ આપણે 'ઘીનો ઘડો' એવો વ્યવહાર કરીએ છીએ. આ વાક્યથી વસ્તુના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન થતું નથી. એટલે કે ઘડો માટીનો છે, પિત્તળનો છે કે ચાંદીનો છે તેનો ખ્યાલ આવતો નથી એટલે એને નિશ્ચયનય કહી શકાય નહિ. પરંતુ 'ઘીનો ઘડો' એમ વ્યવહાર કરવાથી એક પ્રતીતિ અવશ્ય થાય છે કે તે ઘડામાં ઘી મૂકાય છે. જેમાં ઘી મૂકાય છે એવા ઘડાને વ્યવહારમાં ઘીનો ઘડો કહેવાય છે. આ વાત વ્યવહારથી સત્ય છે. આ વ્યવહારથી કામ પણ ચાલે છે. તેથી વ્યવહારનય પણ સત્ય છે. હાં, વ્યવહારનય મિથ્યા ત્યારે જ કહી શકાય જ્યારે તેનો વિષય નિશ્ચયનયનો વિષય માની લેવાય. અર્થાત્ કોઇ માણસ 'ઘીનો ઘડો' આ વાક્યનો અર્થ ઘીનો બનાવેલો ઘડો સમજી જાય. જ્યાં સુધી વ્યવહારનય પોતાના વ્યવહારિક સત્ય ઉપર ટકેલો છે ત્યાં સુધી તેને મિથ્યા કહી શકાય નહિ.

નિશ્ચયનયના બે ભેદો છે–દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નય. સામાન્યને વિષય કરનારો નય દ્રવ્યાર્થિક નય કહેવાય છે અને વિશેષને વિષય કરનારો નય પર્યાયાર્થિક નય કહેવાય છે. દ્રવ્યાર્થિક નયના પણ ત્રણ ભેદો હોય છે. નૈગમનય, સંગ્રહનય અને વ્યવહારનય. આ જ રીતે પર્યાયાર્થિક નયના પણ ચાર ભેદો છે. ઋજુસૂત્રનય, શબ્દનય, સમભિરૂઢનય અને એવંભૂતનય.

૧. **નૈગમનય**-સંકલ્પ માત્રને વિષય કરનારો નય તે નૈગમનય કહેવાય છે. નિગમ એટલે "सकल्पोनिगमस्तत्रभवोऽयम् - तत्प्रयोजनः" સંકલ્પને વિષય કરે તે નૈગમનય કહેવાય છે. જેમકે કોણુ જઇ રહ્યો છે? હું જઈ રહ્યો છું. અહીં કોઇ જતું નથી પરંતુ જવાના સંકલ્પને અનુલક્ષી નૈગમનયની અપેક્ષાથી કહ્યું કે, હું જઇ રહ્યો છું. લોકમાં શબ્દોના જેવા અને જેટલા અર્થો માનવામાં આવે છે તે બધા અર્થોને માનવાની દષ્ટિનું નામ નૈગમનય છે. આ દૃષ્ટિથી આ નય, પછીના બધા નયો કરતાં વધારે વિષયવાળો છે. આ નૈગમનય પણ ત્રણ પ્રકારનો છે. ભૂતનૈગમનય, ભાવિનૈગમનય અને વર્તમાનનૈગમનય.

**ભૂતનૈગમનય**. ભૂતકાળમાં વર્તમાનનો સંકલ્પ કરવો તે ભૂતનૈગમનય છે. 'આજના દિવસે મહાવીર જન્મ્યા હતા અથવા આજના દિવસે મહાવીર નિર્વાણુ પામ્યા હતા.' અહીં આજના દિવસના જન્મનો અર્થ, આજ એટલે વર્તમાન, એટલે કે હજારો વર્ષ પહેલાંનો ચૈત્ર શુકલાત્રયોદશીનો દિવસ અભીષ્ટ છે અને આજનો મોક્ષ જવાનો દિવસ એટલે આજ-વર્તમાન દિવસ પરંતુ તેનો સંકલ્પ હજારો વર્ષ પહેલાંના દીપમાલિકાના દિવસમાં કરાય છે. એટલે આ ભૂતનૈગમનય કહેવાય છે. **ભાવિનૈગમનય**-ભવિષ્યમાં ભૂતનો સંકલ્પ કરવો તે ભાવિનૈગમ છે જેમકે અરિહંત હજી સદેહ છે છતાં તેના વિષે કહેવું કે અરિહંત જીવન મુક્ત સિદ્ધજ છે. ભવિષ્યમાં સિદ્ધ થનાર અર્હંતોને વર્તમાનમાં સિદ્ધ માની સિદ્ધ તરીકે ઓળખાવવા તે ભાવિનૈગમ નય છે. **વર્તમાન-નૈગમનય**-કોઈ પણ કાર્ય પ્રારંભ કરવામાં આવ્યું હોય અને તે પૂર્ણ ન થયું હોય તો પણ તેને પૂર્ણ થયું ગણવું તે વર્તમાનનૈગમ છે. જેમકે રસોઇના પ્રારંભમાં જ કહેવું કે આજે તો ભાત બનાવ્યા છે.

૨. **સંગ્રહનય**-એક શબ્દ વડે અનેક પદાર્થોનું ગ્રહણ કરવું એ સંગ્રહ નય છે. જેમકે જીવનું કથન કરવાથી ત્રસ, સ્થાવર આદિ બધા જીવોનું ગ્રહણ કરવું. સંગ્રહ નયના બે ભેદ છે. પરસંગ્રહ નય અને અપરસંગ્રહ નય. બધા દ્રવ્યોનો ગ્રહણ કરનારો નય પરસંગ્રહ નય છે. જેમકે-દ્રવ્ય કહેવાથી જીવ-અજીવ આદિ બધા દ્રવ્યોનો સંગ્રહ થઈ જાય છે. અમુક જ દ્રવ્યોને સંગ્રહ કરનારો નય અપરસંગ્રહ નય કહેવાય છે. જેમકે-જીવ દ્રવ્ય કહેવાથી બધા જીવોનો તો સંગ્રહ થઇ જાય છે પરંતુ અજીવ દ્રવ્યનું ગ્રહણ રહી જાય છે. આ અપરસંગ્રહ કે વિશેષસંગ્રહ નય કહેવાય છે.

૩. **વ્યવહાર નય**-

' सगृहेण गृहीतानामर्थानां विधिपूर्वकः ।
यो बहारो विभागःस्याद् व्यवहारो नयः स्मृतः ॥

અત્રે વ્યવહાર શબ્દનો અર્થ ઉપચાર નથી પરંતુ વિભાજિત કરવો એવો છે. "भेदरूपतया व्यवह्रियते इति व्यवहारः" અર્થાત્ સંગ્રહ નયથી ગૃહીત પદાર્થોનો યોગ્ય રીતે વિભાજન કરનારો નય વ્યવહાર નય કહેવાય છે. એના બે ભેદો છે. સામાન્ય ભેદક અને વિશેષ ભેદક. સામાન્ય

સંગ્રહમાં ભેદ કરનારો નય તે સામાન્ય ભેદક વ્યવહારનય કહેવાય છે. જેમકે, દ્રવ્યના બે ભેદ છે; જીવ અને અજીવ. વિશેષ સંગ્રહમાં ભેદ કરનારો વિશેષ વ્યવહાર છે. જેમકે, જીવના બે ભેદો છે–સંસારી અને મુક્ત.

૪. **ઋજુસૂત્રનય**–વર્તમાન પર્યાય માત્રને વિષય કરનારો ઋજુસૂત્ર નય છે. એના બે ભેદો છે. સૂક્ષ્મ ઋજુસૂત્ર અને સ્થૂલ ઋજુસૂત્ર. જે એક સમય માત્રની વર્તમાન પર્યાયને ગ્રહણ કરે તે સૂક્ષ્મ ઋજુસૂત્ર છે. જેમકે, શબ્દ–ક્ષણિક છે. સમય એટલે કાલનો સહુથી નાનામાં નાનો અંશ. એક સેકંડના પણ અસંખ્ય સમય હોય છે. અનેક સમયની પર્યાયને જે ગ્રહણ કરે છે તે સ્થૂલ ઋજુસૂત્ર કહેવાય છે. જેમકે ૧૦૦ વર્ષની મનુષ્યની પર્યાય.

ઉપર જે ચાર નયો–નૈગમનય, સંગ્રહનય, વ્યવહારનય અને ઋજુસૂત્રનયનું કથન કરવામાં આવેલ છે તે બધા અર્થનયો કહેવાય છે. હવે પછીના જે ત્રણ નયોનું વિવેચન કરીશું તે શબ્દ નયના નામે ઓળખાય છે. જો કે એ વાત તો પહેલેથી જ કહી દીધી છે કે બધા નયો જ્ઞાનાત્મક અને શબ્દાત્મક છે. એટલે બધા નયો શબ્દાત્મક છે; પરંતુ શબ્દનયના શબ્દનો અર્થ શબ્દાત્મકતાથી નથી, એટલે અર્થનય અને શબ્દનય આ બે ભેદો સંભવી શકે છે. નૈગમ આદિ ચાર નયો અર્થ પ્રધાન છે. કારણ તેમનામાં શબ્દના લિંગ આદિ બદલી જતાં છતાં પણ અર્થમાં કોઇ જાતનો ફેર નથી પડતો. એટલે તે બધા અર્થનયોના નામે ઓળખાય છે. શબ્દનયો (શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત)માં લિંગ આદિના પરિવર્તનથી અર્થનું પરિવર્તન થઇ જાય છે. લોકમાં પ્રચલિત સાધારણ અર્થમાં કાંઇક પરિવર્તન થઇ જાય છે. તેથી તે શબ્દનયો કહેવાય છે. આ નયોથી બતાવવામાં આવતા અર્થોનો કોઈ ઉપયોગ નથી એમ નથી. વિશેષ પ્રસંગોમાં આ નયોના અપેક્ષાપૂર્વકના વ્યવહારો પણ થાય છે. આ નયોની વ્યાખ્યાથી આ વાત સ્પષ્ટ થશે.

૫. **શબ્દનય**–પર્યાયવાચી શબ્દોમાં પણ લિંગ આદિના ભેદથી અર્થભેદ બતાવનારો નય તે શબ્દનય છે. ખરેખર તો શબ્દોમાં કોઇ લિંગ હોતા નથી. મોઢામાંથી નીકળેલા શબ્દો પૌદ્ગલિક છે. તે શબ્દોને પુરુષ, સ્ત્રી કે નપુંસક કહી શકાય નહિ. છતાં પણ તેમાં લિંગ–જાતિ વ્યવહાર થાય છે. તેનું કારણ અર્થ છે. અર્થમાં જે લિંગ–જાતિ હોય છે અથવા જે જાતિના જેવી તેમાં સદૃશતા હોય છે તે જ લિંગ–જાતિ શબ્દની જાતિ બની જાય છે. એ કહેવું મુશ્કેલ છે કે કઇ ભાષામાં કયા શબ્દની જાતિ, અર્થની કઇ સમાનતાને લઇને, કરવામાં આવે છે. આમ છતાં શબ્દમાં જાતિનો ભેદ, અર્થના ભેદ સાથે, અવશ્ય સંબંધ ધરાવે છે. કોઈ શબ્દના અર્થમાં કોમળતા, લઘુતા, સુંદરતા અને નિર્બળતા જોઈ સ્ત્રીલિંગ ગણી લેવાય છે અને એનાથી વિપરીત ધર્મો ધરાવતા શબ્દો પુરુષ જાતિના શબ્દો તરીકે ઓળખાય છે. જ્યાં સ્ત્રીત્વ અને પુરુષત્વ સાથે કશો જ સંબંધ નથી રહેતો તે નપુંસક જાતિ મનાય છે. આ જાતની ધર્મોની વિવિધતાને લઇને એક જ અર્થના વાચક શબ્દો પણ, જુદી જુદી ભાષાઓમાં, જુદી જુદી જાતિના ધારક થઈ જાય છે.

એટલે શબ્દનય, જ્યાં લિંગ જાતિનો ભેદ હોય ત્યાં, અર્થનો ભેદ પણ અવશ્ય સ્વીકારે છે. જેમ પહાડ–પહાડી, નદ–નદી, આદિ શબ્દોનો અર્થ બહુ ઊંડાણમાં ન ઊતરીએ તો સરખો જ લાગે. છતાં જાતિના ભેદથી તેમાં થોડો ભેદ અવશ્ય થવા પામ્યો છે. તે ભેદનાં કારણે અર્થનો ભેદ સ્વીકારવો તે શબ્દનયની કાર્યસીમા છે. નાના પહાડને પહાડી અને મોટી નદીને નદ કહેવાય છે. આથી એ તો સ્પષ્ટ જ છે કે, જાતિ ભેદના કારણે અર્થનો ભેદ થાય છે. હાં, આ સંભવ છે કે, જાતિ ભેદના કારણે થનારો અર્થભેદનો વ્યવહાર લુપ્ત થઇ ગયો હોય. ઉપમા, રૂપક આદિમાં તો જાતિ ભેદની ઉપયોગિતા વધારે પરિમાણમાં દેખાય છે. જેમકે મુક્તિ અને મોક્ષ બંને પર્યાયવાચી શબ્દો છે. છતાં 'મુક્તિ વધૂને વરી લ્યે છે' આવો પ્રયોગ સહુને ગમનારો હોય છે અને 'મોક્ષ વધૂને વરે છે'–એવો પ્રયોગ કાનને કે મનને મીઠો નથી લાગતો. આનું કારણ બંને શબ્દોમાં જાતિ ભેદ જ છે. આજ રીતે આ નય સંખ્યા, વચન, કારક આદિના ભેદથી પણ અર્થભેદ સ્વીકારે છે.

૬. **સમભિરૂઢનય**–જ્યાં શબ્દનો ભેદ છે ત્યા અર્થનો ભેદ પણ અવશ્ય છે એમ બતાવનારો નય સમભિરૂઢનય છે.

पर्यायशब्देन भिन्नार्थस्याधिरोहणात् ।
नयः समभिरूढःस्यात् पूर्ववच्चास्य निश्चयः ॥

શબ્દ નય તો અર્થનો ભેદ ત્યાં જ દાખવે, જ્યાં લિંગ, સંખ્યા, વચન અને કારક આદિનો ભેદ હોય. પરંતુ આ નયની દૃષ્ટિમાં તો દરેક શબ્દનો અર્થ જુદો જુદો જ છે. ભલે તે શબ્દો પર્યાયવાચી હોય અને તેમાં લિંગ, વચન આદિનો ભેદ પણ ન હોય. ઇન્દ્ર અને પુરંદર શબ્દ પર્યાયવાચી છે છતાં તેમના અર્થમાં અંતર છે. ઈન્દ્ર શબ્દ ઐશ્વર્યવાળાનો બોધ કરાવનાર છે તો પુરંદર શબ્દ નગરોને નાશ કરનારનો. બંનેનો આધાર એક જ વ્યક્તિ છે એટલે તે પર્યાયવાચી થઈ ગયા છે; પરંતુ તેમના અર્થો જુદા જુદા જ છે. આ રીતે આ નયની દૃષ્ટિમાં દરેક શબ્દ મૂળમાં તો ભિન્ન અર્થને જ બતાવનાર હોય છે પરંતુ કાલાંતરમાં એક જ વ્યક્તિ અથવા સમૂહમાં પ્રયુક્ત થતાં થતાં તે પર્યાયવાચી બની જાય છે. સમભિરૂઢનયની વિશેષતા એ છે કે, તે શબ્દના પ્રચલિત અર્થને પકડતો નથી પરંતુ તેના મૂળ અર્થને પકડે છે.

૭. **એવંભૂતનય**–જે શબ્દનો અર્થ જે ક્રિયારૂપ હોય, તે ક્રિયામાં જોડાએલા પદાર્થને જ તે શબ્દનો વિષય બનાવવો તે એવંભૂતનય છે.

तत्क्रिया परिणामोऽर्थस्तथैवेति विनिश्चयात् ।
एवंभूतेन नीयेत क्रियांतरपराङ्मुखः ॥

સમભિરૂઢનયથી દરેક શબ્દનો જુદો જુદો અર્થ જણાતો હતો અને શબ્દના અર્થવાળા પદાર્થને જ્યારે પણ આપણે ઇચ્છીએ તે શબ્દથી આપણે કહી શકતા હતા, પરંતુ આ નયથી

તો તે જ વખતે તે પદાર્થ તે શબ્દથી કહી શકાય કે જ્યારે તે અર્થ અનુસાર તે ક્રિયા કરી રહ્યો હોય. જેમકે, પૂજા કરતી વખતે જ કોઈને પૂજારી કહેવો. યુદ્ધ કરતી વખતે જ સૈનિક શબ્દનો વ્યવહાર કરવો. આ નય મુજબ દરેક શબ્દ કોઈને કોઈ ક્રિયાનો વાચક હોય જ છે. સંસ્કૃત ભાષાનું વ્યાકરણ તો એટલું સમૃદ્ધ છે કે ત્યાં દરેક શબ્દની ઉત્પત્તિ કોઈને કોઈ ધાતુ-ક્રિયાથી જ સિદ્ધ કરવાંમાં આવી છે. બીજી ભાષાઓમાં પણ ઘણા શબ્દો, કોઈ ને કોઈ ધાતુથી સંબંધ રાખનારા બતાવેલા છે, છતાં ઘણા શબ્દોની મૂળ ધાતુઓની અજ્ઞાનતાનું કારણ હજારો વર્ષોના ઇતિહાસની અનુપલબ્ધિ છે. સમભિરૂઢનય એક વખત ક્રિયાને જોઈ હંમેશાં તે શબ્દનો પ્રયોગ કરશે ત્યારે એવંભૂતનય જ્યાં સુધી ક્રિયા થઇ રહી હોય ત્યાં સુધી જ તે શબ્દનો પ્રયોગ કરશે. ક્રિયા અટકી ગયા પછી તેના માટે તે શબ્દ વાપરશે નહિ. વ્યવહારમાં પણ આ નયનો પ્રયોગ ઘણો થાય છે. જ્યાં સુધી કોઈ રાજકીય કર્મચારી પોતાની ફરજ પર હોય ત્યાં સુધી જો કોઈ તેની સાથે દુર્વ્યવહાર કરે તો સરકાર તેનો પક્ષ લે છે. ફરજ પર ન હોય ત્યારે સાધારણ પ્રજાજનની માફક તેને માટે વિચારાય છે. આ જ એવંભૂતનયના પ્રતાપે કોઈ પોતાનાં વ્યક્તિત્વને પોતાના પદથી પૃથક્ કરી, આ રીતે વ્યવહાર કરે છે કે, હું અધિકારી તરીકે, પ્રમુખ કે ગવર્નર તરીકે, તમારાથી નથી મળવા ઇચ્છતો, હું તો માત્ર એક મિત્ર તરીકે તમને મળવા ઇચ્છું છું. હું તમારે ત્યાં મુખ્ય પ્રધાન તરીકે નથી આવ્યો, અતિથિ તરીકે આવ્યો છું– ઇત્યાદિ વ્યવહારો એવંભૂતનયની અપેક્ષાથી જાણવા. આ નયો વિષેની વધારે સૂક્ષ્મતા હવે પછી અવસરે કહેવાશે.

## નયવાદ

ગઈ કાલે નયોને અભિમુખ રાખી નયો વિષેની સૂક્ષ્મ વિચારણા કરવામાં આવી. નયો વિષેની વિચારણા અનિવાર્ય પણ હતી. કારણ, કથાઓ અને સ્થૂલ વિષયોથી આંતરિક ક્રાંતિ અને પ્રજ્ઞાની કસોટી થઈ શકતી નથી. જૈનકુળમાં જન્મ્યા પછી, જૈનત્વ વિષયક સૂક્ષ્મ અને શુદ્ધ સમજણ જો ન હોય, તો જૈન તરીકેની આધ્યાત્મિક સંપદાથી વંચિત રહેવાનું દુર્ભાગ્ય સાંપડે. આવી કમનસીબીના નિરર્થક ભોગ ન થઇએ તે દૃષ્ટિએ જરા શુષ્ક અને ગંભીર લેખાતો નયનો વિષય ગઇ કાલથી પસંદ કરવામાં આવ્યો છે. મારી ભાવના છે કે આ સપ્તાહમાં આવા જ બીજા ગંભીર વિષયો જેવા કે–પ્રમાણવાદ, નિક્ષેપવાદ, સપ્તભંગી આદિ જૈન દર્શનની વિચાર ભૂમિકાની જે કીમતી સંપત્તિઓ છે, તેનાથી બધાંને પરિચિત કરી દેવાં. કારણ, તે બધાની યથાર્થ અને સમીચીન સમજણ, સમન્વય અને સામંજસ્યની ભૂમિકા પૂરી પાડે છે. આજે તો ગઇ કાલે બાકી રહેલ નયના વિષયની જ આગળ વિચારણા કરીએ. કારણ નયો વિષેની સૂક્ષ્મતમ સમજ જીવનની વિષમતાઓને હળવી બનાવનાર છે. એટલે નયવિષયક ચર્ચા, કથાનુયોગ કરતાં શુષ્ક પણ લાગે, જોઇએ તેટલી રસપ્રદ ન પણ હોય, છતાં તે સમજવા અને વિચારવા જેવી છે. તેથી નયો વિષેની સવિશેષ સૂક્ષ્મતામાં આપણે આજે અવગાહન કરીશું.

**નયોના વિષયોની અલ્પ બહુલતા:**

पूर्वं पूर्वो नयो भूमविषयः कारणात्मकः ।
परः परः पुनः सूक्ष्म गोचरो हेतुमानिह ॥

આ સાતે નયોમાં પૂર્વ પૂર્વના નયો બહુ અથવા સ્થૂલ વિષયો વાળા હોય છે અને પછી પછીના નયો સૂક્ષ્મ અથવા અલ્પ વિષયવાળા હોય છે. નૈગમનય, સંગ્રહનય કરતાં વધારે વિષય વાળો છે એ સત્યને સ્પષ્ટ કરતાં આચાર્યશ્રી કહે છે:

सन्मात्रविषयत्वेन संग्रहस्य न युज्यते ।
कालत्रितयवृत्त्यर्थगोचराद् व्यवहारतः ॥

અર્થાત્ નૈગમનયનો વિષય સત્ અને અસત્ બંને પદાર્થો છે. કારણ નૈગમનય સંકલ્પનયને વિષય કરે છે અને સંકલ્પનય સત્ અને અસત્ ઉભય વિષયક હોય છે. સંગ્રહનયમાં તો માત્ર સત્‌ને વિષય કરાય છે અને નૈગમનય સત્ અસત્ બંનેમાં સંકલ્પશીલ છે. માટે સંગ્રહનય કરતાં તે ભૂમ વિષયવાળો છે. વ્યવહારનય સંગ્રહનયથી જાણેલા પદાર્થોમાં વિભાજન કરીને જાણે છે પરંતુ સંગ્રહનય તો એક જ શબ્દવડે અનેક પદાર્થોનું ગ્રહણ કરી શકે છે. તેથી વ્યવહારનય કરતાં તે વિપુલ વિષયવાળો છે. સંગ્રહનય વિષે કહ્યું છે :

एकत्वेन विशेषाणां ग्रहणं सग्रहोनयः ।
सजातेरविरोधेन दृष्टेष्टाभ्यां कथञ्चन ॥

વ્યવહારનય કરતાં ઋજુસૂત્રનય અલ્પવિષયવાળો છે. કારણ–

नर्जुसूत्रः प्रभुतार्थो वर्तमानार्थगोचरः ।
कालत्रितयवृत्त्यर्थ गोचराद् व्यवहारतः ॥

કાલત્રિતયવૃત્તિ પદાર્થને વિષય કરનારા એવા વ્યવહારનયની અપેક્ષા વર્તમાનકાલીન જ પર્યાયને વિષય કરનારો ઋજુસૂત્રનય મહાવિષયવાળો નથી.

कालादिभेदतोऽप्यर्थमभिन्नमुपगच्छतः ।
नर्जुसूत्रान्महार्थोऽत्र शब्दस्तद्विपरीतवत् ॥

શબ્દનય ઋજુસૂત્રનયની અપેક્ષાએ અલ્પવિષયવાળો છે. કારણ ઋજુસૂત્રમાં તો કાલ, કારક, લિંગ અને સંખ્યા આદિના ભેદથી અર્થનો ભેદ માનવામાં આવતો નથી પરંતુ શબ્દ નયમાં કાલાદિના ભેદથી અર્થભેદ મનાય છે. આ જ રીતે શબ્દનયથી સમભિરૂઢનય અને સમભિરૂઢનયથી એવંભૂતનયનો વિષય અલ્પ અને અલ્પતર છે. આ હકીકત સમભિરૂઢનય અને એવંભૂતનયનું વિવેચન કરતાં ગઇકાલે જ કહેવાઇ ગઈ છે. સંક્ષેપમાં શ્લોકમાં શ્લોકવાર્તિકમાં તેનો સંગ્રહ આ પ્રમાણે છે :

शब्दात्पर्यायभेदेनाभिन्नमर्थमभीप्सितः ।
न स्याद् समभिरूढोऽपि महार्थस्तद्विपर्ययः ॥

क्रियाभेदेऽपि चाभिन्नमर्थमभ्युपगच्छतः ।
नैवंभूतः प्रभूतार्थो नयः समभिरूढतः ॥

આ જે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિકનયનું વિવેચન કરવામાં આવ્યું છે તે વ્યાવહારિક દૃષ્ટિને પ્રમુખ રાખી કરવામાં આવેલ છે. જ્યાં દાર્શનિક પદ્ધતિથી આત્માનું વિવેચન કરાય છે ત્યાં એવા અધ્યાત્મ પ્રકરણો માટે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિકનયનું વિવેચન કંઇક જુદા ઢંગનું હોય છે એટલે એના ભેદો આધ્યાત્મિક રીતે જુદા જ ઢંગના છે. આધ્યાત્મિક દૃષ્ટિથી દ્રવ્યાર્થિકના દસ ભેદો છે.

(૧) **કર્મોપાધિ નિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિકનય :** કર્મ આદિની ઉપાધિથી શૂન્ય શુદ્ધ આત્માને વિષય કરનાર આ નય છે. જેમકે, સંસારી આત્મા પણ મુક્તાત્માની પેઠે શુદ્ધ બુદ્ધ છે.

(૨) **સત્તાગ્રાહક શુદ્ધ દ્રવ્યાર્થિકનય :** ઉત્પાદ (નવી પર્યાય જન્મવી) વ્યય (પર્યાયનો નાશ) ને છોડી સત્તા માત્રને વિષય કરનાર આ નય છે. જેમકે, જીવ નિત્ય છે.

(૩) **ભેદ વિકલ્પ નિરપેક્ષ શુદ્ધ દ્રવ્યાર્થિકનય :** ભેદ વિકલ્પોની વિવક્ષા કર્યા વગર અભેદ માત્રને વિષય કરનારો આ નય છે. જેમકે, ગુણપર્યાય (અવસ્થાથી) દ્રવ્ય અભિન્ન છે.

(૪) **કર્મોપાધિ સાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિકનય :** કર્મોની ઉપાધિ સહિત દ્રવ્યને ગ્રહણ કરનારો આ નય છે. જેમકે, ક્રોધ આત્માનો સ્વભાવ છે.

(૫) **ઉત્પાદવ્યય સાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિકનય :** દ્રવ્યને ઉત્પાદવ્યય સહિત ગ્રહણ કરનારો આ નય છે. જેમકે, દ્રવ્ય પ્રતિસમય ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્ય સહિત છે.

અત્રે સમજવાની વાત એ છે કે જૈન દર્શનમાં પ્રત્યેક દ્રવ્ય પ્રતિસમય ઉત્પાદ, વ્યય, ધ્રૌવ્યરૂપ છે. અર્થાત્ પ્રતિક્ષણ નવી અવસ્થા જન્મે છે, જૂની અવસ્થા વિનષ્ટ થાય છે. છતાં દ્રવ્ય ધ્રુવ એટલે કે નિત્ય છે. જેમ બેંકમાં દરરોજ આવક-જાવક થાય છે છતાં સિલક બની રહે છે. હાં, આકાશ આદિ અમૂર્ત દ્રવ્યોમાં ઉત્પાદ વ્યય દૃષ્ટિગોચર નથી થતો તેનું કારણ તે દ્રવ્યોની સૂક્ષ્મતા છે. દરેક દ્રવ્યનું કાંઇક કાર્ય હોય જ છે. જેમકે આકાશનું કાર્ય અવકાશ આપવાનું અને કાળનું કામ પરિવર્તન કરાવવાનું છે. જગ્યાની આપલેમાં અથવા બહારના પરિવર્તનમાં જ્યારે બાહ્ય પદાર્થોમાં પરિણમન થાય છે ત્યારે કાળ, આકાશાદિ નિમિત્ત દ્રવ્યોમા પણ પરિવર્તન અનિવાર્ય છે. કાર્યના ભેદથી કારણમાં ભેદ અને કાર્યના પરિણમનથી કારણમા પરિણમન માનવું જ જોઇએ. એ તો કદી પણ સંભવ નથી કે કુંભારના ચાક પર માટી જુદા

જુદા આકાર ધારણ કરીને ઘડો થઈ જાય અને કુંભાર, કે તેના હાથમાં કોઈ ક્રિયા ન થાય. કાળ દ્રવ્ય વડે જ્યારે અન્ય દ્રવ્યોમાં પરિવર્તન થશે ત્યારે કાળ દ્રવ્યમાં પણ કાંઇ ને કાંઈક થશે. પરિવર્તન એક અવસ્થાનું જવું (વ્યય) અને બીજી અવસ્થાનું આવવું (ઉત્પાદ) એ જ કહેવાય છે. એટલે પ્રત્યેક દ્રવ્ય પ્રતિસમય પરિવર્તનશીલ, ઉત્પાદવ્યય સહિત અને નિત્ય એટલે ધ્રૌવ્ય યુક્ત છે.

**૬ ભેદ કલ્પના સાપેક્ષ અશુદ્ધ દ્રવ્યાર્થિકનય :** આ નય ભેદની અપેક્ષા રાખનારો છે. જેમકે જ્ઞાન, દર્શન આદિ જીવના ગુણો છે. જ્ઞાન અને દર્શન જીવથી પૃથક્ નથી. પરંતુ ગુણ અને ગુણીનો ભેદ માની અહીં કથન કરવામાં આવેલ છે.

**(૭) અન્વય દ્રવ્યાર્થિક નય :** ગુણ અને પર્યાયોમાં દ્રવ્યની અનુવૃત્તિ બતાવનાર આ નય છે. જેમકે, દ્રવ્ય ગુણપર્યાય રૂપ છે.

**(૮) સ્વ દ્રવ્યાદિગ્રાહક દ્રવ્યાર્થિક નય :** આ નય સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવની અપેક્ષાથી દ્રવ્યને સતરૂપ ગ્રહણ કરે છે. જેમકે સ્વચતુષ્ટય (સ્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ)ની અપેક્ષાથી દ્રવ્ય છે.

**(૯) પર દ્રવ્યાદિગ્રાહક દ્રવ્યાર્થિક નય :** પરચતુષ્ટયની અપેક્ષાથી દ્રવ્યને અસત્ રૂપ ગ્રહણ કરનારો આ નય છે. જેમકે, પર ચતુષ્ટયની અપેક્ષા દ્રવ્ય નથી.

**(૧૦) પરમ ભાવગ્રાહક દ્રવ્યાર્થિક નય :** પરમ ભાવને ગ્રહણ કરનારો આ નય છે. જેમકે, આત્મા જ્ઞાનસ્વરૂપ છે.

આ જ આધ્યાત્મિક કથનની અપેક્ષાથી પર્યાયાર્થિકનયના છ ભેદ છે. સ્થૂલતાની દૃષ્ટિથી અનાદિ નિત્ય પર્યાયને ગ્રહણ કરનારો **અનાદિ નિત્ય પર્યાયાર્થિક નય છે.** જેમકે, મેરૂ પર્વત નિત્ય છે. સ્થૂલતાની દૃષ્ટિથી સાદિ નિત્ય પર્યાયને ગ્રહણ કરનાર **સાદિ નિત્ય પર્યાયાર્થિક નય છે.** જેમ-મુક્ત પર્યાય નિત્ય છે. સત્તાને ગૌણ કરી માત્ર ઉત્પાદ વ્યયને વિષય કરનાર **અનિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય છે,** જેમ-પ્રત્યેક પર્યાય પ્રતિસમય વિનશ્વર છે. જે ઉત્પાદ વ્યયની સાથે પ્રતિસમય, પર્યાયમાં ધ્રૌવ્ય પણ ગ્રહણ કરે તે **અનિત્ય અશુદ્ધ પર્યાયાર્થિક નય છે.** જેમ-પર્યાય એક સમયમાં ઉત્પાદ વ્યય ધ્રૌવ્ય સ્વરૂપ છે. જે સંસારી જીવોની પર્યાયને કર્મની ઉપાધિરહિત જુએ તે **કર્મોપાધિ નિરપેક્ષ અનિત્ય શુદ્ધ પર્યાયાર્થિક નય** કહેવાય છે. જેમ સંસારી જીવોની પર્યાય મુક્ત આત્માની સદૃશ શુદ્ધ છે. કર્મની ઉપાધિ સહિત સંસારી જીવોને ગ્રહણ કરનાર **કર્મોપાધિ સાપેક્ષ અનિત્ય અશુદ્ધ પર્યાયાર્થિક નય છે.** જેમકે, સંસારી જીવ મરે છે અને જન્મ લે છે.

આ રીતે દ્રવ્યાર્થિક નયના ૧૦, પર્યાયાર્થિક નયના ૬, નૈગમનયના ૩, સંગ્રહનયના ૨, વ્યવહારનયના ૩, ઋજુસૂત્રનય શબ્દનય સમભિરૂઢનય અને એવંભૂતનયના એક એક એમ બધા મળી, નિશ્ચયનયના ૨૮ ભેદ થયા.

નિશ્ચયનયના દ્રવ્યાર્થિક, પર્યાયાર્થિક ભેદો અને પ્રભેદોનું વર્ણન સાંભળી તમારા મનમાં અવશ્ય આવી આશંકા જન્મશે કે તેનો ગુણાર્થિકનય એવો ભેદ કેમ કરવામાં ન આવ્યો ?

તેનો જવાબ એ છે કે, વિશેષને વિષય કરવાનું કામ પર્યાયાર્થિક નયનું છે. વિશેષના બે ભેદો છે. સહભાવી વિશેષ અને ક્રમભાવી વિશેષ. ગુણ એ સહભાવી વિશેષ છે કેમકે તે સદા દ્રવ્યની સાથે રહે છે. ગુણો કદી નાશ પામતા નથી. પર્યાયો ક્રમભાવી વિશેષ છે કારણ પર્યાયો ક્રમથી થાય છે.

गुणः पर्याय मेवात्र सहभावी विशेषतः ।
इति तद्गोचरोनान्यस्तृतीयोऽस्ति गुणार्थिकः ॥

આ રીતે સહભાવી અને ક્રમભાવી બંને વિશેષો પર્યાયાર્થિક નયના જ વિષય છે માટે ગુણને વિષય કરનાર ગુણાર્થિકનયની શી આવશ્યકતા ?

વ્યવહારનયના ત્રણ ભેદ છે. **સદ્ભૂતનય, અસદ્ભૂતનય** અને **ઉપચરિતનય.** અભિન્ન વસ્તુને ભેદરૂપથી વિષય કરનાર **સદ્ભૂત વ્યવહારનય** છે. જેમકે, આત્મા અને જ્ઞાન ભિન્ન ભિન્ન છે. સદ્ભૂત વ્યવહાર નયના વળી બે ભેદો છે. શુદ્ધ ગુણગુણી અથવા શુદ્ધ પર્યાય-પર્યાયીને વિષય કરનાર **શુદ્ધ સદ્ભૂત વ્યવહારનય** અને અશુદ્ધ ગુણ ગુણી અથવા અશુદ્ધ પર્યાય–પર્યાયીને વિષય કરનાર **અશુદ્ધ સદ્ભૂત વ્યવહારનય.**

એકત્રિત થએલી ભિન્ન વસ્તુઓ અથવા ભિન્ન ધર્મોને એકરૂપ વિષય કરનાર **અસદ્ભૂત વ્યવહારનય** છે. તે સ્વજાતિ, વિજાતિ અને સ્વજાતિવિજાતિરૂપે ત્રણ પ્રકારનો છે. પરમાણુને બહુપ્રદેશી સમજવા તે સ્વજાતિ **અસદ્ભૂત વ્યવહારનય** છે. સંસારી સુખને મૂર્તિક સમજવું તે **વિજાત્યસદ્ભુત વ્યવહારનય** છે. જીવ અને અજીવ બંને જ્ઞાનના વિષય છે એટલે બંનેને જ્ઞાનરૂપ વિષય કરવા એ **સ્વજાતિવિજાત્ય સદ્ભૂત વ્યવહાર નય** છે.

આમાંથી દરેકના નવ નવ ભેદ છે. (૧) દ્રવ્યમાં દ્રવ્યનો આરોપ (૨) દ્રવ્યમાં ગુણનો આરોપ (૩) દ્રવ્યમાં પર્યાયનો આરોપ. આ જ રીતે ગુણમાં ત્રણેનો આરોપ અને પર્યાયમા પણ ત્રણેનો આરોપ–આ રીતે નવ ભેદ થયા. એક એકના નવ ભેદ થતાં અસદ્ભૂત વ્યવહારના બધા મળીને ૨૭ ભેદ થયા.

"मुख्याभावे सति प्रयोजने निमित्तेचोपचारः प्रवर्तते"–

સર્વથા ભિન્ન વસ્તુઓને કોઈ પ્રયોજન (વ્યવહાર સિદ્ધિ આદિ) નિમિત્તને જોઇ અભેદરૂપથી ગ્રહણ કરનાર ઉપચરિત વ્યવહારનય છે. એના પણ સ્વજાતિ, વિજાતિ અને સ્વજાતિવિજાતિ એવા ત્રણ ભેદો છે. 'આ મારો મિત્ર છે'–આ દૃષ્ટાંતમાં મિત્ર સજાતીય છે. કારણ હું પણ જીવ છું અને મારો મિત્ર પણ જીવ છે. માટે આ **સજાતિઉપચરિતવ્યવહારનય** કહેવાય. 'આ ઘર મારું છે'–આ **વિજાતિઉપચરિતવ્યવહારનય છે.** 'આ દેશ મારો છે'–આ **સજાતિ વિજાતિ ઉપચરિત વ્યવહારનય છે.** કારણ દેશમાં જીવ અને અજીવ બંનેનો સમાવેશ થાય છે.

અધ્યાત્મ પ્રકરણોમાં દ્રવ્યાર્થિક પર્યાયાર્થિકનયોનો ઉપયોગ કેમ થાય તે વાત કહેવાઇ ગઈ છે. હવે અધ્યાત્મ પ્રકરણોને અનુસરી નિશ્ચય, વ્યવહાર તેમજ તેના ભેદ પ્રભેદોની પ્રરૂપણા કરાય છે.

નયના મૂળ બે ભેદો છે–**નિશ્ચયનય** અને **વ્યવહારનય.** અભેદરૂપ વિષય કરનાર **નિશ્ચય નય** અને ભેદરૂપ વિષય કરનાર **વ્યવહારનય** છે. **નિશ્ચયનય**ના બે ભેદો છે. શુદ્ધ ગુણગુણી એટલે જીવ અને કેવળજ્ઞાનને અભેદરૂપ વિષય કરનાર તે **શુદ્ધ (નિરૂપાધિક) નિશ્ચયનય** છે. અશુદ્ધ ગુણ ગુણી એટલે જીવ અને રાગદ્વેષને વિષય કરનાર તે **અશુદ્ધ (સોપાધિક) નિશ્ચયનય છે.**

**વ્યવહારનય**ના પણ બે ભેદો છે. **સદ્‌ભૂત વ્યવહારનય** અને **અસદ્‌ભૂત વ્યવહારનય.** એક જ વસ્તુમાં ભેદને વિષય કરનાર **સદ્‌ભૂત વ્યવહારનય** છે. તેના પણ બે ભેદો છે. **ઉપચરિત સદ્‌ભૂત વ્યવહારનય** અને **અનુપચરિત સદ્‌ભૂત વ્યવહારનય.** સોપાધિક ગુણ ગુણીમાં ભેદ ગ્રહણ કરનાર તે **ઉપચરિત સદ્‌ભૂત વ્યવહારનય** છે અને નિરૂપાધિક ગુણ ગુણીમા ભેદ ગ્રહણ કરનાર તે **અનુપચરિત સદ્‌ભૂત વ્યવહારનય છે.**

ભિન્ન વસ્તુઓના સંબંધને વિષય કરનાર અસદ્‌ભૂત વ્યવહારનય છે. એના પણ બે ભેદો છે. **ઉપચરિત અસદ્‌ભૂત વ્યવહારનય** અને **અનુપચરિત અસદ્‌ભૂત વ્યવહારનય.** સંશ્લેષ રહિત વસ્તુમાં સંબંધને વિષય કરનાર **ઉપચરિત અસદ્‌ભૂત વ્યવહારનય** છે. જેમકે ધન ધાન્ય મકાનાદિ મારા છે. સંશ્લેષ સહિત વસ્તુમાં સંબંધને વિષય કરનાર **અનુપચરિત અસદ્‌ભૂત વ્યવહારનય** છે. જેમકે, મારું શરીર. જો કે આત્મા અને શરીર બન્ને ભિન્ન દ્રવ્યો છે છતાં તે બંને વચ્ચે એક ક્ષેત્રાવગાહ સંબંધ છે એટલે બંને એક જ સ્થાન પર અવસ્થિત છે તેથી બંનેનો સંશ્લેષ છે.

અધ્યાત્મશાસ્ત્રની દૃષ્ટિથી સંક્ષેપમાં કહેવાએલા આ છ ભેદો પહેલાં બતાવી ગએલા નયોના ભેદોમાં સમાવિષ્ટ થઇ જાય છે. જેમકે શુદ્ધ નિશ્ચયનય, ભેદ વિકલ્પ નિરપેક્ષ શુદ્ધ

દ્રવ્યાર્થિકનયમાં અંતર્હિત થાય છે અને અશુદ્ધનિશ્ચયનય, કર્મોપાધિસાપેક્ષઅશુદ્ધ દ્રવ્યાર્થિકનયમાં સમાવિષ્ટ થાય છે. ઉપચરિતસદ્દ્ભૂતવ્યવહારનય, અશુદ્ધસદ્દ્ભૂત વ્યવહારનયમાં, અનુપચરિતસદ્દ્ભૂતવ્યવહારનય, શુદ્ધસદ્દ્ભૂતવ્યવહારનયમાં, ઉપચરિત અને અનુપચરિતઅસદ્દ્ભૂત વ્યવહારનય, ઉપચરિત વ્યવહારનયમાં સમાવિષ્ટ થાય છે.

આ રીતે સૂક્ષ્મતાપૂર્વક વિચારીએ તો નયોના અસંખ્ય ભેદો થઈ જાય છે. એટલે જ **"यावन्तो वचन विकल्पास्तावन्तो नयाः"**–જેટલી જાતના વચનો અથવા વચનના અભિપ્રાયો છે તેટલી જ જાતના નયો છે. કોઈ પણ વચનનો પ્રયોગ કરતી વખતે મુખ્ય વાત આ ધ્યાનમાં રાખવી જોઈએ કે હું કહું છું તેવી જ વસ્તુ નથી; બીજી દૃષ્ટિથી બીજી જાતની પણ તે છે.

નયના રહસ્યને સમજનાર માણસ ઉદાર અને વિચારસહિષ્ણુ થઈ જાય છે. સામાન્યતયા માણસ પોતાના જ જ્ઞાનને સાચું માને છે. આ રીતે માણસમાં એક જાતની અહંજન્ય સર્વજ્ઞંમન્યતા છુપાએલી હોય છે. આવો માણસ મહા અજ્ઞાની છે. કારણ તેને પોતાની અજ્ઞાનતાનો પણ ખ્યાલ નથી. નયદૃષ્ટિ તેનાં અજ્ઞાનને હટાવે છે, તેનાથી તેને વિવિધ મતો અને વિચારોમાં સમન્વય કરવાની યોગ્યતા ઉપલબ્ધ થાય છે; તે ઉદાર, સહિષ્ણુ, જિજ્ઞાસુ અને સત્યનો સંશોધક બને છે.

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમસ્વામી આ રહસ્યોને જાણનારા અને સત્યના સંશોધક પવિત્ર કોટિના પરમ આત્માઓ છે. એટલે ગૌતમસ્વામી ફરમાવે છે કે, બાહ્ય વેશભૂષા એ તો લોકપ્રતીતિ અને સંયમયાત્રાના નિર્વાહક બાહ્ય, સ્થૂલ અને વ્યવહારસાધક ચિહ્ન છે. એનાથી આંતરિક ઉપાસનાને બહુ નિકટનો સંબંધ નથી. એને પણ એના સ્થાને મહત્ત્વ છે ખરૂં, પરંતુ એ કાંઈ આત્યંતિક વસ્તુ નથી. નિશ્ચયથી તો પાર્શ્વ પરંપરા અને મહાવીર પરંપરામાં કશો જ ભેદ નથી. જે ભેદ જણાય છે તે તો પરિધિનો છે, કેન્દ્રનો નહિ.

पच्चयत्थं च लोगस्स नाणाविह विगप्पणं ।
जत्तत्थं गहणत्थं च लोगे लिंग पओयणं ॥ ३२

અનેક પ્રકારના ઉપકરણોની પરિકલ્પના લોકોના વિશ્વાસ માટે છે. તે સંયમ યાત્રાના નિર્વાહ માટે છે અને 'હું સાધુ છું' એવું સ્મરણ સાધુને પ્રસંગોપાત્ત બની રહે એટલા માટે લોકોમાં તે ચિહ્નરૂપે રખાયાં છે.

નયોની આવી વિસ્તૃત વ્યાખ્યા કરવાનું પ્રયોજન એ છે કે તમારી સમજમાં આ બધા વ્યવહારો યથાર્થ રીતે ઊતરે તો શાસ્ત્રોના રહસ્યો સમજવામાં તમને સરળતા રહે. ઘણી વખત માત્ર વેષની પૂજાને સાધુતાની ઉપાસના માની લેવાની ભૂલ પણ થઈ જાય છે. નયોનું યથાર્થ જ્ઞાન હોય તો વેશભૂષાને, વેશભૂષાની જગ્યા ઉપર સ્થાન મળે અને નૈશ્ચયિક ચારિત્રને પોતાનું મૂળ સ્થાન પ્રાપ્ત થાય.

— ✿ —

# સપ્તભંગી

જૈન દર્શનની મુખ્યતા આચારમાં અહિંસા અને વિચારમાં અનેકાંતવાદ છે. સ્યાદ્વાદ અથવા અનેકાંતવાદના યથાર્થ જ્ઞાન માટે સપ્તભંગીનું સ્વરૂપ સમજવું અનિવાર્ય છે.

'ऐकस्मिन् वस्तुन्यविरोधेन विधि प्रतिषेध कल्पना सप्तभगी'– એક જ વસ્તુમાં અવિરોધપણે વિધિ અને પ્રતિષેધની કલ્પના કરવી એ સપ્તભંગી છે. આમા સાત ભંગ ઉપલબ્ધ થાય છે. તે સાત ભંગો આ પ્રકારે છે. (१) स्यादस्ति (२) स्याद्नास्ति (३) स्याद् अस्तिनास्ति (४) स्याद् अवक्तव्य (५) स्याद् अस्ति अवक्तव्य (६) स्याद् नास्ति अवक्तव्य (७) स्याद् अस्ति नास्ति अवक्तव्य.

સંસ્કૃતમાં બતાવેલા આ સાત ભંગોના પ્રકારોને ગુજરાતીમાં આ રીતે કહી શકાય. (૧) કથંચિત્ છે (૨) કથંચિત્ નથી (૩) કથંચિત્ છે અને નથી (૪) કથંચિત્ કહી શકાય નહિ (૫) કથંચિત્ છે છતાં પણ કહી શકાય નહિ. (૬) કથંચિત્ નથી છતાં કહી શકાય નહિ (૭) કથંચિત્ છે અને નથી છતા કહી શકાય નહિ.

દરેક વિષયમાં સાત જાતના પ્રશ્નો થઇ શકે છે અને તેના જવાબો ઉપર જણાવ્યા પ્રમાણે સાત જાતના વાક્યો વડે આપી શકાય છે.

સપ્તભંગીમા અવિરોધથી વિધિ–પ્રતિષેધની કલ્પના કરવામાં આવે છે એટલે જે લોકો સપ્તભંગી અને અનેકાંતના વાસ્તવિક સ્વરૂપને સમજતા નથી તેમને ઉપર્યુક્ત વાક્યોમાં અસંગતિ, વિરોધ અને વિસંવાદ દૃષ્ટિગોચર થાય છે. અનેકાંતને ન સમજનારા એવા માણસોએ અનેકાંત ઉપર આ પ્રકારે આઠ દોષો મૂક્યા છે. (૧) વિરોધ (૨) વૈયધિકરણ્ય (૩) અનવસ્થા (૪) સંકર (૫) વ્યતિકર (૬) સંશય (૭) અપ્રતિપત્તિ (૮) અભાવ.

(૧) વિરોધ : જે રીતે શીત અને ઉષ્ણમાં પરસ્પર વિરોધ છે તેમ વિધિ અને પ્રતિષેધ એટલે અસ્તિ અને નાસ્તિ–હોવા ને ન હોવામાં પણ વિરોધ છે. તેથી આ સાતે ભંગો પરસ્પર વિરોધી છે.

(૨) વૈયધિકરણ્ય : જ્યારે અસ્તિત્વ અને નાસ્તિત્વ આદિ પરસ્પર વિરોધી છે ત્યારે જે અસ્તિત્વનો આધાર છે તે નાસ્તિત્વનો આધાર ન હોઈ શકે. આ રીતે જુદા જુદા અધિકરણ હોવાથી તે વૈયધિકરણ્ય દોષ કહેવાય છે.

(૩) અનવસ્થા : જેમ કોઈ વસ્તુમાં સાત ભગોનો પ્રયોગ થાય તેમ 'અસ્તિ' ભંગમા પણ સપ્તભંગીનો સંભવ છે. આ બીજી સપ્તભંગીમાં (એટલે અસ્તિની સાથે જોડવામાં આવેલી

સપ્તભંગીમાં) જે અસ્તિ ભંગ આવે છે તેમાં પણ વળી સપ્તભંગીનો સંભવ છે. આ રીતે અનંત સપ્તભંગીઓનો સંભવ થતો રહે છે છતાં અંત આવતો નથી, એટલે અનવસ્થા દોષ થાય છે.

(૪) સંકર : જ્યારે અસ્તિ અને નાસ્તિ એક જ જગ્યાએ રહે છે ત્યારે જે રૂપથી અસ્તિ છે તે રૂપથી નાસ્તિ પણ થાય છે. આ રીતે 'सर्वेषां युगपत् प्राप्तिः संकरः'–સંકર દોષ પ્રાપ્ત થાય છે.

(૫) વ્યતિકર : જે રૂપથી અસ્તિત્વ છે તે રૂપથી નાસ્તિત્વ થઈ જાય છે અને જે રૂપથી નાસ્તિત્વ છે તે રૂપથી અસ્તિત્વ થઈ જાય છે. માટે "परस्परविषयगमन व्यतिकरः"–પરસ્પર અદલાબદલી થતાં વ્યતિકર દોષ થાય છે.

(૬) સંશય : વસ્તુ અસ્તિત્વ અને નાસ્તિત્વાત્મક હોવાથી પૃથક્ રૂપથી તેનો નિશ્ચિય કરવો અશક્ય છે તેથી સંશયદોષ થાય છે.

(૭) અપ્રતિપત્તિ : સંશયથી વસ્તુનું જ્ઞાન (પ્રતિપત્તિ)નો અભાવ થાય છે એટલે અપ્રતિપત્તિ દોષ થાય છે.

(૮) અભાવ : જ્ઞાન વડે જ કોઇ વસ્તુનો સદ્ભાવ મનાય છે. જો જ્ઞાન ન થયું તો અભાવ નામનો દોષ થાય છે.

અનેકાંતવાદમાં ઉપર જણાવેલા આઠે દોષોનો સંભવ નથી એટલે સપ્તભંગીના મૂળ એવા અનેકાંતવાદને સર્વ પ્રથમ સમજી લેવો જરૂરી છે, જેથી આ આઠે દોષોનો અભાવ સરળતાથી સમજાઇ જશે.

અનેકાંતનો અર્થ છે અનેક ધર્મ. દરેક વસ્તુમાં અનંત ધર્મ ઉપલબ્ધ છે એટલે વસ્તુ અનેકાંતાત્મક મનાય છે. એક મકાનના ચારે બાજુથી ચાર જુદા જુદા ફોટા લેવામાં આવે, તો તે ફોટાઓ એકસરખા નથી હોતા; છતાં તે ફોટાઓ કહેવાય છે તો તે જ મકાનના ! આમ અનેક દૃષ્ટિઓથી એક જ વસ્તુ અનેક જાતની પ્રતીત થાય છે, એટલે આપણા પ્રયોગો જુદી જુદી જાતના હોય છે. એક જ માણસના વિષે આપણે કહીએ છીએ કે 'આ તે જ માણસ છે, જેને આપણે ગયે વર્ષે જોયો હતો.' જ્યારે બીજી કોઇ વાર આપણે તે જ માણસને જોઇએ છીએ ત્યારે તેને માટે કહીએ છીએ કે 'હવે તે પહેલા જેવો નથી રહ્યો, તે ઘણો વિદ્વાન થઈ ગયો છે.' પ્રથમ વાક્યના પ્રયોગ વખતે આપણી દૃષ્ટિ તેના મનુષ્યત્વ પર હતી, જ્યારે બીજા વાક્યના પ્રયોગ વખતે આપણી દૃષ્ટિ તેની મૂર્ખ કે વિદ્વાન આદિ અવસ્થા પર છે; એટલે બંને વાક્યો પરસ્પર વિરોધી જણાતા છતાં સત્ય છે. ફણસ કરતાં કેરીનું ફળ નાનું અને બોરની અપેક્ષાથી મોટું હોવા છતાં કોઈ એમ નથી કહેતું કે, એક જ ફળને નાનું મોટું કેમ કહો

છો ? કારણ કે આ વિધાનમાં અપેક્ષાભેદ રહેલો છે. બસ, આ જ વાત અનેકાંતના સંબંધમાં છે. એક જ વસ્તુને અપેક્ષાભેદથી અસ્તિ–નાસ્તિ કહી શકાય છે.

'જે પુસ્તક અમારા ઓરડામાં છે, તે પુસ્તક અમારા ઓરડાની બહાર નથી' એમાં જે 'છે' અને 'નથી' એ કથનમાં કોઈ પણ પ્રકારનો વિરોધ છે એમ કહી શકાય નહિ. આ અવિરોધ અનેકાંત દૃષ્ટિનું જ ફળ છે. આ રીતે અનેકાંત દૃષ્ટિને સામાન્ય રીતે સમજી લીધા પછી, ઉપર બતાવેલા આઠે દોષોનું નિરાકરણ સરળતાથી થઇ જાય છે.

**દોષોનો પરિહાર :** શીત અને ઉષ્ણની માફક અસ્તિ અને નાસ્તિમાં વિરોધ ન સંભવી શકે. વિરોધ ત્યારે જ કહી શકાય જ્યારે એક જ કાળમાં એક જ જગ્યાએ આ બંને ધર્મો સાથે ન રહી શકતા હોય. સ્વચતુષ્ટય (સ્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ)ની અપેક્ષાથી અસ્તિત્વ અને પર ચતુષ્ટય (પર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને પરભાવ)ની અપેક્ષાથી નાસ્તિત્વ તો પ્રત્યક્ષાદ પ્રમાણોથી એક જ વસ્તુમાં સિદ્ધ છે તો પછી વિરોધ કેમ સંભવે ? કોઇ બે ધર્મોનો વિરોધ છે એ વાત પહેલેથી જ જાણી શકાય નહિ. જ્યારે આપણને એ વાત જણાઇ જાય છે કે આ ધર્મો એક જ સમયમાં એક જ ઠેકાણે નથી રહી શકતા ત્યારે તેમાં આપણે વિરોધ માનીએ છીએ. જો તે સાથે રહી શકતા હોય તો વિરોધ કેમ કહેવાય ? સ્વચતુષ્ટયની અપેક્ષાથી જ અસ્તિત્વ અને સ્વચતુષ્ટયની અપેક્ષાથી જો નાસ્તિત્વ કહેવાય તો પરસ્પર વિરોધ સંભવે પરંતુ અપેક્ષા ભેદથી બંનેમાં કથમપિ **વિરોધ** સંભવે નહિ.

જ્યારે અસ્તિત્વ અને નાસ્તિત્વ વિરોધી ન રહ્યા તો અસ્તિત્વ અને નાસ્તિત્વનું અધિકરણ પણ જુદું ન રહ્યું, તો પછી **વૈયધિકરણ્ય નામના** દોષને અવકાશ જ ક્યાં રહ્યો ?

કલ્પનાના આનંત્યથી જ અનવસ્થા દોષ નથી આવતો. અનવસ્થા દોષ તો ત્યાં જ સંભવે છે જ્યાં કલ્પના અપ્રમાણિક હોય ! દરેક માણસ માતાપિતાથી જન્મે છે એટલે માતૃપિતૃ પરંપરા અનંત છે. પરંતુ ત્યાં અનવસ્થા દોષ ગણી શકાય નહિ. કારણ, માતૃપિતૃ પરંપરા પ્રમાણસિદ્ધ છે. આવી જ રીતે સપ્તભંગ પણ સર્વત્ર પ્રમાણસિદ્ધ છે. એટલે એક જ પદાર્થમાં અનંત સપ્તભંગી થઈ જતી હોય, છતા પણ પ્રમાણસિદ્ધ હોવાથી, અનવસ્થા દોષ આવતો નથી. બીજી વાત એ છે કે ધર્મમાં ધર્મની કલ્પના ન કરવી જોઇએ. ઘટમાં ઘટત્વ એ ધર્મ છે. ઘટત્વમાં ઘટત્વ ધર્મ માની, ઘટત્વત્વમાં ઘટત્વત્વત્વમાની, અનંત ધર્મની કલ્પના કરી શકાય છે; તો શું અનવસ્થાના ભયથી ઘટત્વ પણ ન સ્વીકારવું ? જેવી રીતે અહીં ધર્મમાં ધર્મની કલ્પના ન કરીને અનવસ્થાના ભયથી બચી શકાય છે, તેવી જ રીતે અસ્તિત્વાદિ ભંગોમાં પણ બીજા અસ્તિત્વાદિની કલ્પના ન કરીને **અનવસ્થા દોષથી** બચી શકાય છે.

જ્યારે અસ્તિત્વ અને નાસ્તિત્વ બન્ને પરસ્પર અવિરુદ્ધ ધર્મ સિદ્ધ થઈ ગયા ત્યારે **સંકર** દોષ પણ રહેતો નથી.

'પરસ્પર વિષયગમનં વ્યતિકરઃ'–એટલે અસ્તિને નાસ્તિ અને નાસ્તિને અસ્તિ ન કહી શકાય. એટલે **વ્યતિકર** નામનો દોષ રહેતો નથી.

જ્યારે એક જ ઠેકાણે પરસ્પર વિરોધી ધર્મોનું અનિશ્ચિત જ્ઞાન થાય છે ત્યારે **સંશય** કહેવાય છે. પરંતુ એક વસ્તુમાં અપેક્ષાભેદથી અસ્તિ અને નાસ્તિમાં કોઈ વિરોધ નથી એટલે આવા સ્થાને સંશય ન જન્મી શકે. સંશયમાં અનેક ધર્મોનો અનિશ્ચય હોય છે જ્યારે અહીં તો નિશ્ચય છે. અસ્તિ છે અથવા નાસ્તિ ?–આવો પ્રશ્ન તે સંશય છે. અસ્તિ છે અને નાસ્તિ પણ છે એ વિધાન સંશયનું રૂપ નથી. એમાં તો બન્ને ધર્મોનો નિર્ણય છે. જ્યારે સંશય રહેતો નથી ત્યારે **અપ્રતિપત્તિ** (નિશ્ચય જ્ઞાનનો અભાવ) રૂપ દોષ પણ રહેતો નથી. કારણ, અપ્રતિપત્તિને લઈને જ અભાવ દોષ હતો. અપ્રતિપત્તિના અભાવમાં **અભાવ** દોષ રહેતો નથી.

**સ્વપર ચતુષ્ટય** : આપણે જોઈ ગયા તેમ સ્વચતુષ્ટયની અપેક્ષાએ વસ્તુ અસ્તિરૂપ છે અને પર ચતુષ્ટયની અપેક્ષાએ વસ્તુ નાસ્તિરૂપ છે. ચતુષ્ટય એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ ગુણોના સમૂહને દ્રવ્ય કહેવાય છે. જેમકે જ્ઞાનાદિ અનેક ગુણોનો સમૂહ 'જીવ' દ્રવ્ય છે. જીવ, જીવ દ્રવ્યના રૂપથી છે, જડ દ્રવ્યના રૂપથી નથી. આવી જ રીતે ઘટ ઘટરૂપે છે, પટરૂપે નથી. દરેક વસ્તુ સ્વદ્રવ્ય રૂપથી છે, પરદ્રવ્ય રૂપથી નથી.

દ્રવ્યના પ્રદેશો (અણુ જેવા તેના અંશો) ને ક્ષેત્ર કહેવાય છે. ઘડાના અવયવો ઘડાનું ક્ષેત્ર છે. જો કે વ્યવહારમાં આધારની જગ્યાને ક્ષેત્ર કહેવાય છે પરંતુ તે વાસ્તવિક ક્ષેત્ર નથી. જેમકે, આપણે કહીએ છીએ કે ખડિયામાં સ્યાહી છે. અહીં વ્યવહારમાં સ્યાહીનું ક્ષેત્ર ખડિયો ગણાય છે; પરંતુ હકીકતે ખડિયા અને સ્યાહીના ક્ષેત્રો ભિન્ન ભિન્ન છે. જો ખડિયો કાચનો હોય તો જે જગ્યાએ કાચ છે તે જગ્યાએ સ્યાહી નથી અને જે જગ્યાએ સ્યાહી છે તે જગ્યાએ કાચ નથી. જો કે કાચે સ્યાહીને ચારેકોરથી ઘેરી રાખેલ છે, છતાં પણ બંને પોતપોતાની જગ્યા પર છે. સ્યાહીના પ્રદેશો, અવયવો જ તેનું ક્ષેત્ર છે. જીવ અને આકાશ એક જ જગ્યાએ છે છતાં તે બંનેનું ક્ષેત્ર એક નથી. જીવના પ્રદેશો જીવનું ક્ષેત્ર છે અને આકાશના પ્રદેશો આકાશનું ક્ષેત્ર છે. આ બંને દ્રવ્યો પણ ક્ષેત્રની અપેક્ષાથી ભિન્ન ભિન્ન છે. વ્યવહાર ચલાવવા માટે અથવા સાધારણ બુદ્ધિના માણસોને સમજાવવા માટે, આધારને પણ ક્ષેત્ર સંજ્ઞા એવું નામ આપી દેવાય છે.

"कालो वर्तनमिति वा परिणमनं वस्तुनः स्वभावेन"– વસ્તુના પરિણમનને કાળ કહેવાય છે. જે દ્રવ્યનું જે પરિણમન તે જ તેનો કાળ છે. સવાર સાંજ આદિ કાળ પણ વસ્તુઓના પરિણમન રૂપ છે. એક સાથે અનેક વસ્તુઓના અનેક પરિણમનો થઈ શકે છે પરંતુ તેમનો કાળ એક ન હોઈ શકે. કારણ તેમના પરિણમનો જુદા જુદા છે. મિનિટ, સેકંડ, કલાક

આદિમાં પણ કાળનો વ્યવહાર થાય છે, પરંતુ તે 'સ્વકાળ' નથી. તેનો વ્યવહાર ચલાવવા માટેની માત્ર કલ્પના છે.

भावः परिणामः किल सचैव तत्त्वस्वरूपनिष्पत्तिः ।
अथवा शक्तिसमूहो यदि वा सर्वस्वसारः स्यात् ॥

વસ્તુના ગુણ, શક્તિ, પરિણામ ભાવ કહેવાય છે. દરેક વસ્તુનો સ્વભાવ ભિન્ન ભિન્ન હોય છે. બીજી વસ્તુના સ્વભાવથી તેમાં સદૃશતા સંભવી શકે પરંતુ એકત્વ હોઈ શકે નહિ. કારણ એક દ્રવ્યનો ગુણ બીજા દ્રવ્યમાં ઉપલબ્ધ થઈ શકતો નથી.

આ રીતે સ્વચતુષ્ટયની અપેક્ષાથી વસ્તુ અસ્તિરૂપ છે અને પરચતુષ્ટયની અપેક્ષાથી નાસ્તિરૂપ છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનો જે નિર્દેશ દ્રવ્ય સાથે કરવામાં આવે છે તેને કારણે દ્રવ્યમાં અસ્તિત્વ અને નાસ્તિત્વની વ્યાખ્યા સરળતાથી સમજી શકાય છે. તેથી જો સંક્ષેપમાં અને પારમાર્થિક રીતે કહેવું હોય તો માત્ર એટલું જ કહેવું જોઇએ કે દરેક વસ્તુ સ્વસ્વરૂપથી અસ્તિરૂપ છે અને પર સ્વરૂપથી નાસ્તિરૂપ છે. "तत्र स्वात्मना स्याद् घटः परात्मना स्यादघटः" એટલે સ્વસ્વરૂપ ને સ્વાત્મા અને પરસ્વરૂપને પરાત્મા પણ કહેવાય છે. ઘટ સ્વાત્મના છે, તે પરાત્મના નથી, એટલે કે તે અઘટ છે.

જ્યારે આપણને વસ્તુના સ્વરૂપની અપેક્ષા હોય છે ત્યારે આપણે તેને 'અસ્તિ' એવું નામ આપીએ છીએ અને તે જ વસ્તુના પરરૂપની જ્યારે આપણને અપેક્ષા હોય છે ત્યારે આપણે તેને 'નાસ્તિ' એવું નામ આપીએ છીએ. એવી જ રીતે જ્યારે આપણને સ્વરૂપ અને પરરૂપ બન્નેની અપેક્ષા હોય છે ત્યારે આપણે તેને 'અસ્તિનાસ્તિ'ના નામે ઓળખીએ છીએ. આ ત્રીજો ભંગ છે.

વસ્તુમાં સ્વભાવતઃ રહેલા અસ્તિત્વ અને નાસ્તિત્વને એક જ સમયમાં આપણે કહી શકતા નથી. જ્યારે વસ્તુના અસ્તિત્વ ધર્મની આપણે વિવક્ષા કરતાં હોઇએ છીએ ત્યારે નાસ્તિત્વ ધર્મ રહી જાય છે અને જ્યારે નાસ્તિત્વ ધર્મનું પ્રતિપાદન કરવાની આપણી ભાવના હોય છે ત્યારે અસ્તિત્વ અવશિષ્ટ રહી જાય છે. એટલે જ્યારે આપણે ક્રમથી અસ્તિ અને નાસ્તિ કહેવા માંગીએ, ત્યારે 'અસ્તિનાસ્તિ' નામનો ત્રીજો ભંગ બની શકે છે.

આપણે જો વસ્તુના અસ્તિ અને નાસ્તિ ધર્મને એક જ સમયમાં એક જ સાથે (યુગપત્) કહેવા ઇચ્છા ધરાવીએ, તો 'અવક્તવ્ય'–(ન કહેવા યોગ્ય) નામનો ચોથો ભંગ પ્રાપ્ત થાય છે. આ રીતે ક્રમશઃ સ્વ અને પરરૂપની અપેક્ષાથી 'સ્યાદસ્તિનાસ્તિ' નામનો ત્રીજો ભંગ અને યુગપત્ સ્વ–પરરૂપની અપેક્ષાથી 'અવક્તવ્ય' નામનો ચોથો ભંગ થાય છે. આ ચાર ભંગોમાંથી નીચે જણાવેલ બીજા પણ ત્રણ ભંગો બની શકે છે.

જ્યારે આપણા કહેવાનો આશય એ થાય છે કે વસ્તુ સ્વરૂપની અપેક્ષાથી અસ્તિ હોવા છતાં પણ અવકતવ્ય છે, પરરૂપની અપેક્ષાથી નાસ્તિ હોવા છતાં પણ અવકતવ્ય છે અને ક્રમશઃ સ્વ અને પરરૂપની અપેક્ષાથી અસ્તિ અને નાસ્તિરૂપ હોવા છતાં પણ અવકતવ્ય છે, ત્યારે ત્રણ બીજા ભંગો બને છે. અને તે–स्यादस्ति अवक्तव्य, स्यान्नास्ति अवक्तव्य અને स्यादस्तिनास्ति अवक्तव्य.

મૂળભંગ તો અસ્તિ અને નાસ્તિ રૂપ બે જ છે. બંનેની યુગપદ્ વિવક્ષાથી અવકતવ્ય નામનો ત્રીજો ભંગ બને છે. આને પણ મૂળભંગ માની લેવાય તો આ ત્રણેના અસંયોગી ત્રણ ભંગો જેવાં કે અસ્તિ, નાસ્તિ અને અવકતવ્ય રૂપ થાય છે. દ્વિસંયોગી પણ ત્રણ ભંગ થાય છે–અસ્તિનાસ્તિ, અસ્તિઅવકતવ્ય અને નાસ્તિઅવકતવ્ય.

ત્રિસંયોગી એક ભંગ બને છે. અસ્તિનાસ્તિઅવકતવ્ય. આ રીતે બધા મળીને કુલ સાત ભંગ થયા.

આ બધા વિષયો દાર્શનિક છે. આવા વિષયોની પ્રરૂપણા એ જ જૈનદર્શનનું હાર્દ છે. પરંતુ આ બધા વિષયો સામાન્યજન–માનસને જલ્દી સ્પર્શતા નથી. વળી આ વિષયોની અભિરુચિ પણ ઘણી ઓછી થઈ જવા પામી છે. પરિણામે વ્યાખ્યાનોમાં આવા વિષયોને ઘણા ઓછા સાધુઓ સ્પર્શે છે. પરંતુ એક વાત તો નિર્વિવાદ છે કે આવા વિષયોની વિશિષ્ટ અને સૂક્ષ્મ માહિતી વગર જૈન દર્શનની વૈચારિક મૌલિકતા ઉપલબ્ધ કરી શકાય નહિ. તેથી આવા વિષયોને અસ્પૃષ્ટ રાખવા એટલે આપણી વિચાર સંપત્તિની સમૃદ્ધિને ખોઈ બેસવી. માટે તમને શુષ્ક લાગતા વિષયો પણ આ રીતે સમુદાયમાં પ્રવચનોના રૂપમાં સ્પર્શવા એ અનિવાર્ય અને અપરિહાર્ય છે.

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામી તો નિશ્ચય, વ્યવહાર, સ્યાદ્વાદ અને સપ્તભંગી આદિ જૈનધર્મના પ્રાણ સમા સિદ્ધાંતોને ઘોળીને પી ગએલા ઉત્ક્રાન્ત અને પુનિત આત્માઓ છે. તેમના વિચાર વિનિમયોમાં આ સિદ્ધાંતોનો રણકારો સંભળાય છે.

अह भवे पइन्नाउ मोक्खसब्भूय साहणे ।
नाणं च दंसणं चेव चरीत्तं चेव निच्छये ॥ ३३

અર્થાત્ બંનેના બાહ્ય આચાર અને વિચારોમાં દેશ અને કાળને અનુલક્ષીને સાધારણ પાર્થક્ય ભલે દેખાય, પરંતુ આંતરિક ભૂમિકા એટલે કે મૂળભૂત કેન્દ્રમાં બંને તીર્થંકરોનો એક જ સિદ્ધાંત છે કે, મોક્ષનાં સાચાં સાધનો જ્ઞાન, દર્શન અને ચારિત્ર જ છે.

—:૦:—

# સપ્તભંગી દ્વાર

ગઈ કાલથી સ્યાદ્વાદની સમજણ માટે મેં જે સપ્તભંગીનું વિવેચન પ્રારંભ કરેલ છે તેના જ અનુસંધાનમાં, આજે પણ પ્રવચન આગળ ચલાવું છું. સપ્તભંગીની તલસ્પર્શી સ્પષ્ટતા જ સ્યાદ્વાદના રૂપને ઉજ્જવલ બનાવે છે, તેજસ્વી બનાવે છે. તમને આ વિષય ભલે શુષ્ક જણાય પણ આ વિષય ઘણો જ આવશ્યક છે એ વાતમાં શંકાને અવકાશ નથી. અસ્તુ–

ગઈ કાલના પ્રવચનમાં સાતે ભંગોની વ્યાખ્યા મેં તમને બતાવી હતી. તે ઉપરાંત સ્યાદ્વાદના આંતરિક સ્વરૂપને ન સમજનારા અન્ય દાર્શનિકો સ્યાદ્વાદ ઉપર જે આઠ દોષોનું આરોપણ કરે છે તે આઠ દોષોનું, તેમની માન્યતા મુજબનું સ્વરૂપ અને સ્યાદ્વાદમાં આઠે દોષોની સંભવિતતા સુસ્પષ્ટ રૂપમાં તમને બતાવી હતી. તે આઠે દોષો જેમ તેમની માન્યતા મુજબ ઘટાવવામા આવે છે તેમ તે દોષોનો આપણી દૃષ્ટિએ કરવામાં આવેલો પરિહાર પણ યથાતથ્ય રૂપે તમારી સામે મૂકવામાં આવેલ હતો. હવે તે વસ્તુને સ્પર્શતી વધારે ઝીણવટભરી વાત આજે આપણે કરીશું. તદ્દનુસાર—

તમને કદાચ પ્રશ્ન થાય કે, મૂળ ભંગ જે અસ્તિ અને નાસ્તિ રાખવામાં આવેલ છે, તેને બદલે જો એક જ ભંગ રાખવામાં આવે તો શી હાનિ થાય? એમ માનવા જતાં બાકીના પાંચ ભંગો પણ નહિ માનવા પડશે.

આ પ્રશ્ન સંભવે ખરો, પરંતુ જો માત્ર 'અસ્તિ' રૂપ એક જ ભંગ માનવામાં આવે તો જ તે સંભવે. જે રીતે વસ્તુ એક ઠેકાણે 'અસ્તિ' રૂપ થશે તે જ રીતે દરેક ઠેકાણે થશે. કારણ અસ્તિરૂપ એક જ ભંગ માનવા જતાં, 'નાસ્તિ' રૂપ ભંગનો અભાવ થઇ જશે. આવી સ્થિતિમાં દરેક વસ્તુ સર્વત્ર ઉપલબ્ધ થવાથી વ્યાપક બની જશે. રેતીના એક કણને પણ વ્યાપક માનવો પડશે. તે માત્ર રેતીનો જ એક કણ રહેશે નહિ પરંતુ તે કણ સર્વમય થઇ જશે. પરમાણુ પણ વ્યાપક બની જશે. અસ્તિને બદલે જો નાસ્તિ રૂપ જ એક ભંગ માનવામાં આવે તો અસ્તિત્વનો સર્વથા અભાવ થશે. એટલે સર્વત્ર સર્વ વસ્તુઓનો અભાવ થઈ જશે. આ બન્ને વાતો પ્રમાણથી વિરૂદ્ધ છે. કારણ, ન તો દરેક વસ્તુ સર્વ રૂપથી અસ્તિ છે અને ન તો તેનો સર્વ રૂપથી અભાવ છે. ઉપર જે વાત કહેવામાં આવી છે તેને આચાર્યોએ એક નાનકડા અનુષ્ટુપમાં ગૂંથી લીધી છે. તે મુજબ–

> सर्वमस्ति स्वरूपेण पररूपेण नास्ति च ।
> अन्यथा सर्वसत्त्व स्यात् स्वरूपस्याप्यसंभवः ॥

અર્થાત્ પ્રત્યેક વસ્તુ સ્વરૂપથી સત્ છે અને પરરૂપથી અસત્ છે. જો વસ્તુને પરરૂપથી અસત્ માનવામાં ન આવે તો દરેક વસ્તુ વિશ્વરૂપ બની જાય; અને જો સ્વરૂપથી સત્તાનો સ્વીકાર

ન કરવામાં આવે તો વસ્તુનું કોઈ સ્વરૂપ જ રહેવા ન પામે. આ પ્રકારે પ્રમાણુસિદ્ધ સ્યાદ્વાદનું પ્રતિપાદન કરતાં આગમો અર્હન્તની સર્વજ્ઞતાનું પણ પ્રતિપાદન કરે છે. એટલે જ શાસ્ત્રોની સ્તુતિ કરતાં આચાર્યશ્રી ફરમાવે છે કે:

> यदीयसम्यक्त्वबलात् प्रतीमो भवादृशानां परमात्मभावम् ।
> कुवासनापाशविनाशनाय नमोऽस्तु तस्मै तव शासनाय ॥

જેની સત્યતાના બળથી અમે તમારા જેવાના પરમાત્મભાવને સમજી શકીએ તે કુવાસનાઓના પાશના વિનાશ માટે આપના શાસન એટલે આગમને નમસ્કાર.

કદાચ તમે કહો કે 'અસ્તિ' ભંગ સાથે સ્વચતુષ્ટય જોડવામાં આવેલ છે અને 'નાસ્તિ' ભંગ સાથે પરચતુષ્ટયનું સંયોજન કરેલ છે. અસ્તિના પ્રયોગથી સ્વચતુષ્ટયની અપેક્ષાથી અસ્તિ સમજાશે પરંતુ સર્વત્ર નહિ. તે જ રીતે નાસ્તિ કહેવાથી પણ પરચતુષ્ટયની અપેક્ષાથી નાસ્તિ કહેવાશે પરંતુ સર્વત્ર નહિ. એટલે એક જ ભંગ માનવામાં વસ્તુની વિશ્વરૂપતાનો અથવા અભાવનો જે ભય બતાવવામાં આવ્યો છે તે ઊભો રહેશે નહિ. એટલેકે દરેક વસ્તુ વ્યાપક પણ થશે નહિ અને કોઇનો સર્વથા અભાવ પણ થશે નહિ. તો પછી એક જ ભંગનો પ્રયોગ શા માટે ન કરાય ?

તમારી ઉપર્યુક્ત આશંકાના જવાબમાં જણાવવાનું કે બન્ને ભંગોથી જુદી જુદી જાતનું જ્ઞાન થાય છે. એક ભંગનો પ્રયોગ કરવા છતાં પણ બીજા ભંગ વડે ઉત્પન્ન થનારું જ્ઞાન પ્રથમ ભંગથી થતું નથી. જેમકે,–'રમેશ બઝારમાં નથી'–એમ કહેતાં રમેશ બીજી જગ્યાએ છે એ સિદ્ધ થતું નથી. રમેશ બઝારમાં નથી તો તે કયા છે ?–એ જિજ્ઞાસા ઊભી જ રહે છે. આને માટે 'અસ્તિ' ભંગની જરૂર છે. વ્યવહારમાં અસ્તિ ભંગનો પ્રયોગ થવા છતાં પણ નાસ્તિ ભંગના પ્રયોગની આવશ્યકતા હોય છે. મારા હાથમાં રૂપીઆ છે–આમ કહેવું એ એક વાત છે અને તમારા હાથમાં રૂપીઆ નથી–એમ કહેવું તે બીજી વાત છે. આ રીતે બન્ને ભંગોનો પ્રયોગ અત્યંત આવશ્યક છે.

તમે કહેશો કે નાસ્તિરૂપ ભંગની પૂર્તિ અન્યોન્યાભાવથી થઈ શકશે તો તે વાત પણ બરાબર નથી. કારણ એનો સંબંધ કોઇ નિયત અભાવથી નથી. અન્યોન્યાભાવને સમજવા માટે અભાવોના સ્વરૂપ સમજવા જોઇશે. અભાવ ચાર પ્રકારના છે. (૧) **પ્રાગભાવ** (૨) **પ્રધ્વંસાભાવ** (૩) **અન્યોન્યાભાવ** (૪) **અત્યંતાભાવ**

**પ્રાગભાવ** · ઉત્પત્તિ પૂર્વે વસ્તુના અભાવને પ્રાગભાવ કહે છે. જેમકે, માટીના પિંડની નિવૃત્તિ થવાથી ઉત્પન્ન થનાર ઘડાનો, માટીનો પિંડ એ પ્રાગભાવ છે.

**પ્રધ્વંસાભાવ :** નષ્ટ થઈ ગયા પછી વસ્તુના અભાવને પ્રધ્વંસાભાવ કહેવાય છે. જેમકે, ઠીકરાં ઉત્પન્ન થવાથી અવશ્ય નાશ પામનાર ઘટનો, કપાલસમૂહ (ઠીકરાં)એ પ્રધ્વંસાભાવ છે.

**અન્યોન્યાભાવ :** એક વસ્તુનું બીજી વસ્તુરૂપ ન થવું અથવા જૈનદર્શન મુજબ પુદ્ગલની એક પર્યાયનું બીજા પર્યાય રૂપે ન થવું તે અન્યોન્યાભાવ છે. જેમકે, સ્તંભ સ્વરૂપથી કુંભ સ્વરૂપનો જે વ્યાવૃત્તિભેદ છે તે અન્યોન્યાભાવ છે. આમાં અનુયોગીની પ્રધાનતા છે.

**અત્યંતાભાવ :** એક વસ્તુમાં બીજી વસ્તુનું ન રહેવું તે અત્યંતાભાવ છે. જેમકે, ચેતન અને અચેતનમાં અત્યંતાભાવ છે. આમાં પ્રતિયોગીની પ્રધાનતા છે.

જૈનદર્શન મુજબ તો આ અભાવ નિત્ય છે અને ન્યાયદર્શન અનુસાર અનિત્ય પણ છે. અન્યોન્યાભાવને છોડીને બાકીના ત્રણ અભાવો સંસર્ગાભાવ છે. 'નાસ્તિ' ભંગનો સંબંધ તો બધા અભાવો સાથે છે.

વળી તમે કદાચ કહેશો કે બે ભંગોનો પ્રયોગ ભલે આવશ્યક રહ્યો, પરંતુ ત્રીજા અસ્તિ નાસ્તિ ભંગનો પ્રયોગ શા માટે કરવો જોઈએ ? ત્રીજો ભંગ તો પ્રારંભના બે ભંગોમા સમાવિષ્ટ જ છે.

આનો સરળ જવાબ એ છે કે, બે ભંગો મળી ભલે ત્રીજો ભંગ થયો છે; પરંતુ તે ત્રીજા ભંગનું કામ અસ્તિ અને નાસ્તિ ભંગ કરતાં જુદા પ્રકારનું છે. જે કામ અસ્તિનાસ્તિ રૂપ ત્રીજો ભંગ (ઉભય) કરે છે તે કામ એકલું અસ્તિ પણ કરી શકતું નથી અને એકલું નાસ્તિ પણ. અસંયુક્ત ઉત્તર બીજી જ વાત છે. એક અને બે મળી ત્રણ થાય છે, પરંતુ ત્રણની સંખ્યા એક અને બેથી ભિન્ન જ મનાય છે.

જો આમ હોય તો બે અસ્તિ અને એક નાસ્તિ આદિના પણ જુદા જુદા ભંગો માનવા પડશે. આ રીતે સંયોજિત ભંગો વધતાં જતા ભંગોની સાત એવી નિયત સંખ્યા નિશ્ચિત રહેશે નહિ.

હાં, જો કોઈ વસ્તુમાં બે અસ્તિત્વ ઉપલબ્ધ થાત તો આવા ભંગો બનત. પરંતુ દરેક વસ્તુમાં એક જ અસ્તિત્વ પ્રાપ્ત થાય છે. એટલે સાતથી વધારે ભંગોનો સંભવ નથી. જો અસ્તિત્વ બે માનવામાં આવે, તો સ્વચતુષ્ટય અને પરચતુષ્ટય પણ બે મનાશે અને એ રીતે બે સપ્તભંગીઓ થશે. સારાંશ એ છે કે એક એક ધર્મ પાછળ સપ્તભંગી ઊભી થઈ, સેંકડો સપ્તભંગીઓ થઈ શકે છે, પરંતુ સપ્તભંગીની અષ્ટભંગી કે નવભંગી થઈ શકતી નથી.

વસ્તુના અનેક ધર્મોને આપણે એક સાથે કહી શકતા નથી. એટલે યુગપત્ સ્વપર ચતુષ્ટયની અપેક્ષાથી વસ્તુ અવક્તવ્ય છે. વસ્તુનું અવક્તવ્ય હોવાનું બીજું કારણ એ પણ છે કે, વસ્તુમાં જેટલા ધર્મો છે તેને વ્યક્ત કરવા માટે, તેટલા શબ્દો આપણી પાસે સમુપલબ્ધ

હોતા નથી. આપણા જેવા લોકોને, આ બધા ધર્મોનું જ્ઞાન પણ હોતું નથી કે જેથી તે બધાને શબ્દોથી કહેવાનો, આપણે પ્રયત્ન કરી શકીએ. ત્રીજી અને મુખ્ય વાત એ છે કે દરેક વસ્તુ સ્વભાવથી જ અવક્તવ્ય છે. તે અનુભવમાં આવી શકે ખરી, પરંતુ શબ્દોથી તે કહી શકાય નહિ. જેમકે, ગળપણ અનુભવથી સમજી શકાય છે પરંતુ શબ્દોથી તેનું સાચું ચિત્ર ઊભું થઈ શકતું નથી. એટલે એક દૃષ્ટિથી વસ્તુ અવક્તવ્ય છે તો બીજી દૃષ્ટિથી તે વક્તવ્ય પણ છે. તેથી જ જ્યારે આપણે અવક્તવ્યની સાથે કોઈને કોઈ રૂપમાં વસ્તુની વક્તવ્યતા પણ અભિવ્યક્ત કરવા ઇચ્છીએ છીએ ત્યારે વક્તવ્ય રૂપના ત્રણ ભંગો—અસ્તિ, નાસ્તિ અને અસ્તિ નાસ્તિ અવક્તવ્ય સાથે ભળી જાય છે અને તેમાંથી અસ્તિ અવક્તવ્ય, નાસ્તિ અવક્તવ્ય અને અસ્તિ નાસ્તિ અવક્તવ્ય એવા છેલ્લા ત્રણ ભંગોનું નિર્માણ થાય છે. આ રીતે બરાબર સાત ભંગો શક્ય છે.

આ સપ્તભંગી બે જાતની છે. એક પ્રમાણ સપ્તભંગી અને બીજી નય સપ્તભંગી. વસ્તુને પૂર્ણ રૂપથી વિષય કરનાર પ્રમાણ છે અને વસ્તુને અંશરૂપથી વિષય કરનાર નય પ્રમાણ છે. આ વાત આપણે પહેલાં પણ જોઈ ગયા છીએ. જેમ સપ્તભંગીના બે પ્રકારો છે તેમ વાક્યોના પણ બે પ્રકારો છે. (૧) પ્રમાણવાક્ય અને (૨) નયવાક્ય. પ્રમાણવાક્ય અને નયવાક્યોનું અંતર શબ્દોથી નહિ પણ ભાવોથી જણાય છે. જ્યારે આપણે કોઈ શબ્દવડે પૂરી વસ્તુને કહેવા માંગીએ છીએ ત્યારે તે સકલાદેશ અથવા પ્રમાણવાક્ય ગણાય છે; અને જ્યારે શબ્દવડે વસ્તુના કોઈ એક ધર્મને કહીએ છીએ ત્યારે તે વિકલાદેશ અથવા નયવાક્ય મનાય છે.

દરેક શબ્દથી વસ્તુના એક જ ધર્મનું કથન અને બોધ થાય છે. વિદ્યુત શબ્દનો અર્થ ચમકનારો પદાર્થ થાય છે. વિજળી વધારે પ્રકાશવાળી છે, ચમકવાના ગુણવાળી છે એટલે આપણે તેને વિદ્યુત કહીએ છીએ. વિજળી ઝડપથી ચમકે છે, તેની ચમક ક્ષણ સ્થિતિવાળી છે એટલે તેનું બીજું નામ 'ચપલા' પણ છે. કારણ તેનો સ્વભાવ ચંચળ છે. 'વિદ્યુત' અને 'ચપલા' શબ્દથી એક એક ધર્મનું જ કથન કરવામાં આવેલ છે, છતાં આ શબ્દોથી અનેક ધર્મોવાળા એક ધર્મીનો આપણે બોધ કરીએ છીએ. 'સંસારના વૈભવવિલાસો વિદ્યુતની માફક ક્ષણક્ષયી છે'—આ વાક્યમાં વિદ્યુત શબ્દનો પ્રયોગ સકલાદેશરૂપે કરવામાં આવેલ છે. કારણ અત્રે વિદ્યુત શબ્દનો અર્થ મેઘ સમુદાયમાં ઝડપથી ચમકનારી એક વસ્તુ છે. ચમકવું માત્ર જ ત્યાં ઇષ્ટ નથી. પરંતુ ક્ષણિકતા દર્શાવવા માટે ત્યા વિદ્યુતની ઉપમા આપવામાં આવી છે. આ જ રીતે 'ચપલાની ચમક' વગેરે પ્રયોગોમાં પણ સકલાદેશ વાક્ય જ સમજવા જોઇએ. કારણ ચપલા શબ્દથી માત્ર ચપળતાનો જ બોધ થતો નથી, ચમકદારનો પણ બોધ કરાય છે.

જ્યારે શબ્દો વડે ધર્મનો જ બોધ કરાય અને ધર્મીની વિવક્ષા (કહેવાની ઇચ્છા) ન હોય, તો તે વાક્ય વિકલાદેશ ગણાય છે. જેમકે વિદ્યુત શબ્દથી ચમકવાનો જ બોધ કરાય. ચપલા

શબ્દથી ચંચળતાનો જ બોધ કરાય છે. 'આ છોકરી તો ખરેખર ચપલા છે'–આ વાક્યમાં ચપલા શબ્દ વિકલાદેશ છે. કારણ કે અત્રે ચપલા શબ્દથી ચપળતારૂપ ધર્મ જ ઇષ્ટ છે.

આ જ રીતે જો જીવ શબ્દથી જાણવું, જોવું આદિ અનેક ધર્મોવાળી વસ્તુનો બોધ કરાય તો તે સકલાદેશ કહેવાય. પરંતુ જીવ શબ્દથી જો માત્ર જીવનરૂપ ધર્મ જ ઇષ્ટ હોય તો તે વિકલાદેશ બની જાય છે. આ જ રીતે બીજા શબ્દોના અર્થો પણ સમજવા જોઇએ. કોઇ કોઇ શબ્દ એવા પણ હોય છે કે જેના એક ધર્મરૂપ અર્થની આપણને મૂળમાં જ માહિતી હોતી નથી. તેથી તેનો પ્રયોગ સકલાદેશ રૂપમાં આપણે કરીએ છીએ. આવા શબ્દોના વિકલાદેશ રૂપ અર્થ એટલા માટે નથી પ્રતીત થતા કે તે શબ્દો આજે આપણી સામે મૂળ સ્વરૂપમાં નથી. આ આપણા જ અજ્ઞાનનું ફળ છે. ખરેખર તેમનું પણ વિકલાદેશ રૂપ વાક્ય બની શકે છે. અથવા તો શબ્દનો સંબંધ એક ધર્મથી હોય અથવા ન પણ હોય, જ્યાં શબ્દ વડે એક જ ધર્મ પકડી શકાય ત્યાં તે વિકલાદેશ છે અને તે શબ્દથી જો પૂરી વસ્તુ ગ્રહણ થાય તો તે સકલાદેશ છે. એટલે જ સપ્તભંગીના બે ભેદ કરાય છે. (૧) સકલાદેશ સપ્તભંગી (૨) વિકલાદેશ સપ્તભંગી. સકલાદેશ સપ્તભંગી એટલે પ્રમાણ સપ્તભંગી અને વિકલાદેશ સપ્તભંગી એટલે નય સપ્તભંગી.

પ્રમાણ વાક્યથી વસ્તુ અનેકાન્તાત્મક કહેવાય છે અને નય વાક્યથી એકાન્તાત્મક, એક ધર્માત્મક કહેવાય છે. એટલે 'વસ્તુને અનેકાન્તાત્મક, અનેક ધર્માત્મક માનવી એ પણ એકાન્ત કહેવાશે' આ વાતનો જવાબ સકલાદેશ અને વિકલાદેશમાંથી મળી જાય છે. કારણ વસ્તુ પ્રમાણ દૃષ્ટિથી અનેકાન્તાત્મક એટલે અનેક ધર્માત્મક છે અને નય દૃષ્ટિથી એકાન્તાત્મક એટલે એક ધર્માત્મક છે. તે સર્વથા અનેકાન્તાત્મક પણ નથી અને સર્વથા એકાન્તાત્મક પણ નથી. એટલે દરેક વાક્યની સાથે 'કથંચિત્' 'સ્યાત્,' 'અમુક અપેક્ષાએ' વગેરે શબ્દોનો પ્રયોગ કરવામાં આવે છે. 'કથંચિત્' વગેરે અનેકાંતબોધક શબ્દોનો પ્રયોગ બોલતાં, કે વાક્યરચના કરતાં, ન કર્યો હોય તો પણ અભિપ્રાયમાં તે શબ્દો રહેવા જોઇએ. એટલે અસ્તિ–નાસ્તિ આદિ સાતે ભંગો કથંચિત્ અસ્તિ, કથંચિત્ નાસ્તિ, વગેરે રીતે સમજવા જોઇએ.

અનેકાન્ત માન્યા વગર કે સ્વીકાર્યા વગર જાગતિક વ્યવહારો યથોચિત રૂપમાં ચાલી શકતા નથી. જેમ આપણે કોઇ વ્યક્તિને પિતા કહીએ છીએ ત્યારે તે માત્ર આપણી અપેક્ષાથી જ પિતા છે, પરંતુ બીજા લોકોની અપેક્ષાથી તે ભાઈ, પુત્ર વગેરે હોઇ શકે છે એટલે તેને ખરી રીતે કથંચિત્ પિતા કહી શકાય, સર્વથા પિતા કહી શકાય નહિ. સર્વથા પિતા કહેવા જતાં તે એકનો એક માણસ સૌનો પિતા થાય અને તે અસંભવ છે. આ જ રીતે જ્યારે આપણે કેરીને નાની કહીએ છીએ ત્યારે કેરીના તે પરિમાણની અપેક્ષાથી કહીએ છીએ, જે આપણે માની રાખેલ છે; અન્યથા બોરની અપેક્ષાથી તો નાની કેરીને પણ આપણે મોટી જ કહેવી પડશે. નિષ્કર્ષ એ છે કે અપેક્ષા વગર વ્યવહાર ચાલી શકે નહિ.

બધા દાર્શનિકોએ ભલે અનેકાંતવાદનો સાક્ષાત્સ્વરૂપે સ્વીકાર ન કર્યો હોય, છતાં આડકતરી રીતે સ્યાદ્વાદનો આશ્રય લઇને જ, તેમણે પોતપોતાના મતોનું પ્રતિપાદન કર્યું છે. જેમકે સાંખ્યદર્શનમાં પ્રકૃતિ એક માનવામાં આવેલી છે. એટલે મૂળમાં બે તત્ત્વો–પ્રકૃતિ અને પુરુષ રહે છે. ભેદની અપેક્ષાથી તત્ત્વોની સંખ્યા પચ્ચીસ થાય છે. પ્રકૃતિથી મહત્, અહંકાર, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, મન, રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ, શબ્દ, પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ એમ ત્રેવીસ તત્ત્વો બીજા આવિર્ભાવ પામે છે. અથવા સત્ત્વ, રજસ અને તમસ–આ ત્રણ ભિન્ન ગુણો છે જેનો સમુદાયાત્મક પ્રધાન(પ્રકૃતિ) એક છે. આ માન્યતાઓમાં અપેક્ષાને જો સ્થાન કે અવકાશ ન આપવામાં આવે તો તે એક કહીને ત્રણ, અને બે કહીને પચ્ચીસ, તત્ત્વો કેમ કહી શકત ? અર્થાત્ કહી શકત નહિ.

વૈશેષિક લોકો સત્તાની અપેક્ષાથી પૃથ્વીત્વને અપર સામાન્ય અને ઘટત્વ આદિની અપેક્ષાથી પર સામાન્ય માને છે. અનેકાંતના આશ્રય વગર એક જ સામાન્યને પર અને અપર કેમ માની શકાય ? યોગીનાં નિત્ય એવા તુલ્ય ગુણક્રિયા આકૃતિવાળા મુક્તાત્માના મનવાળા પરમાણુમાં પ્રત્યાધારે આ વિલક્ષણ છે એવી પ્રતીતિ જે થકી થાય તે અંત્ય વિશેષ એમ કહેવાય છે. ત્યાં તુલ્યાકૃતિ ગુણક્રિયત્વ તેમજ વિલક્ષણત્વ પ્રત્યાધારે માનવું એ સ્યાદ્વાદ માન્યા બરાબર જ છે. આ રીતે નૈયાયિકો, વૈશેષિકો પણ સ્યાદ્વાદનો યત્ર તત્ર આશ્રય સ્વીકારે જ છે.

ઘણા માણસો એવી શંકા કરે છે કે આવી સાદી, સીધી અને સરળ વાતોને સપ્તભંગી રૂપ દાર્શનિક સ્વરૂપ આપી જટિલ અને ગૂંચવણભરી કેમ બનાવાય છે ? આ શંકા ખોટી નથી. સરળ અને સીધી લાગતી વાતો જ્યારે વિદ્વાનોના આશયને સ્વીકારે છે અને વિદ્વાન પુરુષો જ્યારે તે વસ્તુવિષયક ગંભીર અવગાહનમાં ઊતરી જાય છે ત્યારે તેની સરળતા ખોવાઈ જાય છે. કોઈ પણ વસ્તુ વિષેની ગંભીરતાભરી વિચારણા વસ્તુને જટિલ બનાવી જ મૂકે છે. દાખલા તરીકે, સંગીત અને વાજિંત્રો તરફની અભિરૂચિ સાર્વત્રિક દેખાય છે. દરેક માણસ આ આનંદ લૂંટવા પોતાની શક્તિ મુજબનો પ્રયત્ન કરે છે. નાનકડા ગામના ભરવાડથી લઈ મોટામાં મોટી પદવી ધરાવતી વ્યક્તિ પોતાના ભાભા અનુરૂપ ગાવા, બજાવવાના આનંદને માણે છે. પરંતુ જ્યારે તાલ, સ્વર, રાગ, રાગિણીઓના ભેદ–પ્રભેદ ઉપર ગંભીરતાપૂર્વક વિચાર કરવામાં આવ્યો ત્યારે આ સીધું અને સરળ શાસ્ત્ર, સરળ મટી, જટિલ બની ગયું. એટલે આ ફરિયાદ અનેકાંત માટે જ સંભવી શકે નહિ. આ ફરિયાદ સર્વ સાધારણ છે. બધા શાસ્ત્રોની જટિલતાનું મૂળ તે વિષયક ગંભીર વિચારણા છે. જટિલતાપૂર્ણ વિવેચન વગર કોઇ વાતનું રહસ્ય યથાર્થ સ્વરૂપમાં પ્રગટ થાય નહિ અને વિદ્વાન પુરુષોને આંતરિક સંતોષ મળી શકે નહિ.

❀
❀❀

# નિક્ષેપ ધર્મ

નય અને સપ્તભંગી વિષે તમારી સમક્ષ ઠીક ઠીક વિવેચન થઈ જવા પામ્યું છે. આજે નિક્ષેપો વિષે કાંઈક કહેવા ઇચ્છું છું. નિક્ષેપનો અર્થ મૂકવું, આરોપણ કરવું એવો થાય છે. શબ્દનું અર્થમાં અને અર્થનું શબ્દમાં જે આરોપણ કરવામાં આવે છે તે નિક્ષેપ કહેવાય છે. **न्यसनं न्यसत इतिवा न्यासो निक्षेप इत्यर्थः** અથવા **निक्षेप विधिना नाम शब्दार्थः प्रस्तीर्यते**- એટલે પદાર્થની સંજ્ઞા, નામ રાખવું તે નિક્ષેપ છે. દરેક શબ્દના ઓછામાં ઓછા કેટલા અર્થ થઇ શકે છે? આ પ્રશ્નનો ઉત્તર આપણને નિક્ષેપથી જ મળી શકે છે. કોઇ શબ્દના ગમે તેટલા અર્થ કરવામાં આવે, એટલે કે સેંકડો અર્થોમાં તેનો નિક્ષેપ કરાય, પરંતુ તે બધાના અર્થ નામ નિક્ષેપ, સ્થાપનાનિક્ષેપ, દ્રવ્યનિક્ષેપ અને ભાવનિક્ષેપ આ ચાર નિક્ષેપો વડે જ સમજવાથી વસ્તુનું વાસ્તવિક જ્ઞાન થાય છે.

નિક્ષેપોના સ્વરૂપને સમજતાં પહેલાં, નય અને નિક્ષેપમાં શો તફાવત છે તે સમજી લેવું આવશ્યક છે. તદનુસાર–નય જ્ઞાનાત્મક છે; તેના વડે વસ્તુનું જ્ઞાન થાય છે એટલે પદાર્થ સાથે તેનો વિષય-વિષયી સંબંધ છે. શબ્દ અને અર્થમાં વાચ્ય-વાચક સંબંધ છે. આ વાચ્ય–વાચક સંબંધના સ્થાપનની ક્રિયાનું નામ જ નિક્ષેપ છે. આ વાચ્ય-વાચક સંબંધ અને તેની ક્રિયા નયથી જાણી શકાય છે એટલે નિક્ષેપ પણ નયનો વિષય છે. તાત્પર્ય એ છે કે નય અને નિક્ષેપમાં પણ વિષય-વિષયી ભાવ સંબંધ છે.

નિક્ષેપના ચાર ભેદો છે. **નામનિક્ષેપ, સ્થાપનાનિક્ષેપ, દ્રવ્યનિક્ષેપ** અને **ભાવનિક્ષેપ**

**નામનિક્ષેપ :**

संज्ञाकर्मानपेक्ष्यैव निमित्तान्तरमिष्टितः ।
नामानेकविधं लोकव्यवहाराय सूत्रितम् ॥

અર્થાત્ લોકવ્યવહાર ચલાવવા માટે, કોઈ બીજા નિમિત્તની અપેક્ષા રાખ્યા વગર, કોઇ પદાર્થને કોઇ પણ સંજ્ઞા આપવી તે નામનિક્ષેપ છે. નામનિક્ષેપમાં વકતાનો અભિપ્રાય જ નિમિત્ત છે. જાતિ-સાદૃશ્ય આદિ નિમિત્ત નથી. કહ્યું પણ છે કે–

नाम्नो वक्तुरभिप्रायो निमित्त कथित समम् ।
तस्मादन्यत्तुजात्यादि निर्मित्तान्तरमिष्यते ॥

જેમકે, કોઈ પિતા પોતાના પુત્રનું નામ મહાવીર રાખે. આ નામ માત્ર તેને ઓળખવા માટે રાખવામાં આવ્યું છે. ગુણો સાથે આ નામનો કોઈ સંબંધ નથી. લોકવ્યવહાર ચલાવવા માટે

દરેક વ્યક્તિનું કંઈક ને કંઈક નામ તો રાખવું જ જોઈએ. એટલે તેનું નામ મહાવીર રાખી દેવામાં આવ્યું. આવા નામ સાથે નામમાં વ્યાપેલા વીરતાદિ ગુણોની કોઈ અપેક્ષા નથી.

આ સાંભળી તમને પ્રશ્ન થશે કે, જો કોઈ પુરુષનું મહાવીર નામ રાખવામાં આવે કે જેનામાં વીરતાદિ ગુણો હોય જેમ કે- ભગવાન મહાવીર, તો તેમના નામમાં પણ માત્ર નામ નિક્ષેપ જ માનવો, કે પછી નામ નિક્ષેપ ઉપરાંત બીજા અર્થને પણ સ્થાન આપવું ?

આ શંકા યથાર્થ છે. વસ્તુના સમીચીન સ્વરૂપને સમજવા માટે આવી શંકાઓનો જન્મ ઉપકારક બને છે. વળી આ શંકા તો, ઉપરના નામ નિક્ષેપના સ્વરૂપને સાંભળીને, દરેકને થાય તેવી જ છે. વળી તેનો જવાબ પણ સમજવા જેવો છે. વસ્તુમાં ગુણો ભલે હોય, પરંતુ જ્યાં સુધી ગુણોને અનુલક્ષી શબ્દવ્યવહાર ન કરાય ત્યાં સુધી તો તે નામ નિક્ષેપ જ ગણાય. જો 'મહાવીર' નામ ગુણની અપેક્ષાથી રાખવામાં આવે, તો વિશિષ્ટ વીરતાના ગુણથી સમન્વિત બધી વ્યક્તિઓનું નામ મહાવીર રાખવું પડે. આવી સ્થિતિમાં નામ નિક્ષેપની ઉપયોગિતા નષ્ટ થઈ જાય. હાં, 'મહાવીર ખરા મહાવીર હતા-' આ વાક્યમાં પ્રથમ 'મહાવીર' શબ્દનો પ્રયોગ નામ-નિક્ષેપની અપેક્ષાથી છે, તો બીજો 'મહાવીર' શબ્દ ભાવ-નિક્ષેપની અપેક્ષાથી છે. કારણ પ્રથમના 'મહાવીર' શબ્દથી કોઈ વ્યક્તિનો બોધ થાય છે જ્યારે બીજાથી કોઈ ગુણીનો.

**સ્થાપના નિક્ષેપ :** કોઈ વસ્તુમાં કોઈ અન્ય વસ્તુની સ્થાપના કરી તે શબ્દથી તેને કહેવી, તે સ્થાપના નિક્ષેપ છે. જેમકે, પત્થરની મૂર્તિમાં દેવ શબ્દની સ્થાપના કરી તેને દેવ શબ્દથી સંબોધવી. શેતરંજની રમતમાં લાકડાના કટકાઓમાં રાજા, વજીર, હાથી, ઘોડા, પાયદળ વિગેરેની સ્થાપના કરી તે રીતે તેમને ઓળખાવવા. તે સ્થાપના નિક્ષેપનો જ પ્રયોગ છે. સ્થાપનાના બે ભેદો છે. (૧) તદાકાર (તદ્‌ભાવ) સ્થાપના અને (૨) અતદાકાર (અતદ્‌ભાવ) સ્થાપના. સ્થાપ્ય-(જેની સ્થાપના કરાય છે) ના મુખ્ય આકારની સમાનતાવાળી વસ્તુમાં સ્થાપના કરવી તે તદાકાર સ્થાપના છે. આ સ્થાપનાનું લક્ષ્ય, સાદૃશ્યનાં પ્રત્યભિજ્ઞાનથી સ્થાપ્યના આકારનો પ્રતિભાસ કરાવવો, એ છે. અતદાકાર સ્થાપનાનું લક્ષણ આ છેઃ

मुख्याकारशून्या वस्तुमात्रा पुनरसद्भाव स्थापना ।
परोपदेशादेवात्र सोऽयमिति सम्प्रययात् ॥

અર્થાત્ મુખ્યાકારની સદૃશતા રહિત કોઈ પણ આકારની વસ્તુમાં જે સ્થાપના કરવી તે અતદાકાર સ્થાપના છે. મૂર્તિ, ચિત્ર આદિમાં તદાકાર સ્થાપના કરાય છે. નાટક આદિ પાત્રોમાં પણ તદાકાર સ્થાપના ગણાય છે. જો કે સ્થાપ્યના આકારની પૂર્ણ સદૃશતા નથી આવી શકતી, છતાં નામ માત્રની સદૃશતાથી પણ તદાકાર સ્થાપના માની લેવાય છે. એટલે જ અસદૃશ મૂર્તિઓમાં કરવામાં આવેલી સ્થાપના પણ તદાકાર સ્થાપના કહેવાય છે. પરંતુ શેતરંજના

લાકડાના કટકાની આકૃતિઓમાં બાદશાહ, વજીર આદિની જે સ્થાપના કરાય છે તે અતદાકાર સ્થાપના છે.

નામ અને સ્થાપનાના ઉપર્યુક્ત સ્વરૂપને સાંભળ્યા પછી, તમને પ્રશ્ન થશે કે, નામ અને સ્થાપના આ બંને નિક્ષેપોમાં પરસ્પર શો તફાવત છે?

નામ નિક્ષેપમા નામ મુજબ આદર અને અનાદર બુદ્ધિ નથી થતી; પરંતુ સ્થાપના નિક્ષેપમાં આદર અને અનાદર બુદ્ધિ થાય છે. કહ્યું પણ છે કે–

सादरानुग्रहाकांक्षा हेतुत्वात्प्रतिबिम्बते ।
नाम्नस्तस्य तथा भावाभावादत्राविवादतः ॥

માત્ર મહાવીરના નામને ધારણ કરનાર વ્યક્તિનો આદર આપણે મહાવીર જેવો નથી કરતા તેમ મહાવીરની સ્થાપનાનો અનાદર પણ આપણે કરતા નથી.

તમે કહેશો કે આદર અને અનાદર બુદ્ધિનો સંબંધ નામ અથવા સ્થાપના નિક્ષેપ સાથે નથી. આદર અને અનાદર બુદ્ધિનો સંબંધ વ્યક્તિની સમજ અને ભાવના ઉપર આધારિત છે. કોઈ માણસ નામમાં પણ આદર અને અનાદર બુદ્ધિ કરી શકે છે અને ઘણા સ્થાપના કે મૂર્તિને ન માનનારા, સ્થાપનામાં પણ આદર–અનાદર બુદ્ધિ નથી કરતા તો તે બંને વચ્ચેનો તફાવત કેમ સમજાય?

આ પણ સમજવા જેવો સવાલ છે. કારણ માણસો અનેક જાતના હોય છે. તેમની સમજણોમાં પણ વિષમતાઓ અને વિચિત્રતાઓ ભરી હોય છે. સૌ એક જ દૃષ્ટિ કે દિશાથી વિચારતા નથી. વાતાવરણ અને સંયોગો પણ સૌને સરખાં મળ્યાં હોતાં નથી. ક્ષાયોપશમિક યોગ્યતાઓ પણ અસમાન હોય છે. એટલે જો સમજણ અને ભાવના ભેદથી આદર અને અનાદર બુદ્ધિમાં પણ અસદૃશ્યતા જણાય તો તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી.

नाम्नि कस्य चिदादरदर्शनान्न ततस्तद्भेदः इति चेन्न स्वदेवतायामतिभक्ति-तस्तन्नामकेऽर्थे तदध्यारोपस्याशु वृत्तेस्तत्स्थापनायामेवादरावतारात् ।

આ જગતમાં ઘણા એવા પણ ભોળા અને ભાવુક વ્યક્તિઓ છે કે જેઓ પોતાના ઇષ્ટ દેવતામાં તેમને વધારે ભક્તિ હોવાથી, તે નામ વાળા દરેક માણસમાં તેઓ પોતાના ઇષ્ટ દેવતાની શીઘ્ર સ્થાપના કરી લે છે. આનું કારણ તે નામ નથી; પરંતુ પોતાના ઇષ્ટ દેવતામાં રહેલી તેમની ભક્તિની ઉત્કટતા છે, જેને કારણે તેઓ પોતાના દેવતાના નામને જોઈ, તે નામ વાળા દરેક માણસમાં પોતાના ઇષ્ટ દેવતાની સ્થાપના કરી લે છે. આ સ્થાપના ભારે ઝડપથી કરવામાં આવે છે. બંનેનું અવલંબન એક જ વ્યક્તિ હોય છે. સ્થાપનાનું નિમિત્ત પણ નામ જ બની જાય છે એટલે સ્થાપનામાં નામનો ભ્રમ થઇ જાય છે. વાસ્તવમાં બન્નેમાં અંતર તો છે જ. મૂર્તિને માનનાર હોય કે મૂર્તિના નિષેધક હોય, તેમને સ્થાપનામાં આદર–અનાદર બુદ્ધિ કરવી જ પડે

છે. સંભવ છે આપણા જેવા મૂર્તિને ન માનનારા, મૂર્તિમાં પ્રભુતાની સ્થાપના જ ન કરે. જે સ્થાપના જ ન કરે તે વળી આદર–અનાદર બુદ્ધિ પણ કેમ કરે? હાં, જો તે સ્થાપના કરશે તો સ્થાપના સાથે આદર–અનાદર બુદ્ધિ પણ આવશે જ. પાંચ રૂપીઆની નોટને તમે પાંચ રૂપીઆની જેમ જ આદરણીય માનો છો કે નહિ? હાં, કોઈ ઠેકાણે કોઇ સ્થાપના ન માનવા ઇચ્છે, તો ત્યાં તે ન પણ માને પરંતુ તેથી સ્થાપનાના સમસ્ત વ્યવહારો વિનષ્ટ થતા નથી.

તમે પ્રશ્ન કરશો કે, સ્થાપના તો નામવાળા પદાર્થની કરાય છે અને નામનો વ્યવહાર તો ચારે નિક્ષેપોથી થાય છે, તો ક્યા નામવાળા પદાર્થની સ્થાપના કરવી જોઇએ?

તેના જવાબમાં જણાવવાનું કે, સ્થાપનાનો સંબંધ ચારે જાતના નામોની સાથે છે. મહાવીર, રામ, કૃષ્ણ, ક્રાઇસ્ટ આદિની મૂર્તિઓમાં જે સ્થાપના કરાય છે, મહાત્મા ગાંધી, જવાહરલાલ અને સરદાર પટેલનાં જે પૂતળાંઓ શહેરની સુધરાઈઓ પોતાને ત્યાં જાહેર માર્ગ ઉપર મૂકે છે, તે નામ નિક્ષેપથી રાખવામાં આવેલી નામવાળી વ્યક્તિઓની સ્થાપના છે. પાર્શ્વનાથ અથવા મહાવીરની મૂર્તિ તે સ્થાપના છે. તેમના ચિત્રોમાં પાર્શ્વનાથ અથવા મહાવીરની સ્થાપના કરવી એ સ્થાપના નિક્ષેપથી રાખવામાં આવેલી નામવાળી વસ્તુની સ્થાપના છે. પાર્શ્વનાથની મૂર્તિને સ્થાપના નિક્ષેપથી પાર્શ્વનાથ કહેવાય છે. તે મૂર્તિની સ્થાપનાથી તે મૂર્તિના ચિત્ર (ફોટો)ને પણ પાર્શ્વનાથ જ કહેવાય છે. આ કથન સ્થાપના નિક્ષેપથી રાખવામાં આવેલી નામવાળી વસ્તુની સ્થાપના છે.

દ્રવ્યનિક્ષેપથી યુવરાજને પણ રાજા કહેવાય છે. જો તે યુવરાજની મૂર્તિ કે ફોટાને પણ રાજા કહી દેવામાં આવે તો તે દ્રવ્યનિક્ષેપથી રાખવામાં આવેલી નામવાળી વ્યક્તિની સ્થાપના છે.

ભાવનિક્ષેપથી તો રાજાને જ રાજા કહેવાય છે. તેની સ્થાપના ભાવનિક્ષેપથી રાખવામાં આવેલી વ્યક્તિની સ્થાપના કહેવાય છે. સારાંશ એ કે કોઈ પણ નિક્ષેપથી કોઇપણ પદાર્થની સંજ્ઞા મૂકવામાં આવે તો તે તેની સ્થાપના થઈ જાય છે.

**દ્રવ્યનિક્ષેપ :** ભૂતકાળ અથવા ભવિષ્યકાળ સાથે સંબંધ રાખનાર નામનો પ્રયોગ વર્તમાનમાં કરવો તે દ્રવ્યનિક્ષેપ છે. જેમકે, યુવરાજ જે ભવિષ્યમાં રાજા થનારો છે તેને વર્તમાનમાં રાજા કહેવો અથવા ભૂતકાળમાં જે રાજા હતો પરંતુ અત્યારે જે રાજ્ય ભ્રષ્ટ થઇ ગયો છે તેને પણ રાજા કહેવો–આ દ્રવ્યનિક્ષેપ છે.

આ નિક્ષેપનો વિષય બહુ વિસ્તીર્ણ અને વ્યાપક છે. એટલે આ નિક્ષેપને સમજવામાં જરા ધ્યાનની એકાગ્રતા અને સૂક્ષ્મતા હોવી જરૂરી બની રહેશે. જો સાંભળવામાં તમે જરા પણ બેધ્યાન થયા કે તમારું મન ઉપાશ્રયથી બહાર ચાલ્યું ગયું કે સાભળવામાંથી જરાપણ ચલિત થયું, તો વસ્તુ ચૂકાઇ જશે. માટે તમને કાળજી રાખવા સૂચન કરું છું. આ દ્રવ્યનિક્ષેપ,

યુવરાજને રાજા કહે છે એટલું જ નહિ, પણ તે યુવરાજના દિવંગત થયા પછી તેના મૃતદેહને, તેની નનામીને પણ રાજાના દેહ અને રાજાની નનામી તરીકે ઓળખાવે છે. આ નિક્ષેપ યુવરાજને તો રાજા માને જ છે પરંતુ આત્મશૂન્ય, નિર્જીવ તેના દેહને પણ રાજા તરીકે જ સંબોધે છે. આ નિક્ષેપ આટલેથી પણ અટકતો નથી. એનું ક્ષેત્ર વધારે સૂક્ષ્મ અને વિસ્તીર્ણ છે. તમે કલ્પી ન શકો તેવી આ વાત છે. આ નિક્ષેપ ક્યારેક જ્ઞાનને પણ રાજા કહી દે છે. તમે પોતે પણ આમ કરો જ છો. તમારા વ્યવહારો પણ દ્રવ્યનિક્ષેપમૂલક હોય છે. પરંતુ દ્રવ્ય નિક્ષેપના સ્વરૂપની તમને યથાર્થ પ્રતીતિ નથી તેથી દ્રવ્યનિક્ષેપ રૂપે તમારાથી કરાતા વ્યવહારને તમે દ્રવ્યનિક્ષેપ તરીકે ઓળખી શકતા નથી. જ્યારે તમે આનું સુસ્પષ્ટ સ્વરૂપ જાણશો ત્યારે તમે પોતે તમારી અજ્ઞાનતા ઉપર હસશો અને કહેશો કે, ઓહ ! આવા વ્યવહારો તો અમારે માટે રોજના છે. જુઓ, દ્રવ્યનિક્ષેપ ક્યારેક જ્ઞાનને પણ રાજા કહી આપે છે. જેમકે, 'રાજા તો એના હૃદયમાં વસ્યા છે.' ખરેખર તો, હૃદયમાં રાજાનું જ્ઞાન વસ્યું હોય, રાજા નહિ; છતાં દ્રવ્યનિક્ષેપથી જ્ઞાનને રાજા તરીકે ઓળખવામાં આવેલ છે. આજ રીતે અન્ય પદાર્થોમાં દ્રવ્યનિક્ષેપની અપેક્ષાથી શબ્દવ્યવહારો થાય છે. આ બધા પ્રભેદોને સમાવી લેવા દ્રવ્યનિક્ષેપના મુખ્ય બે ભેદો કહેવામાં આવ્યા છે. (૧) **આગમ દ્રવ્યનિક્ષેપ** અને (૨) **નો આગમ દ્રવ્યનિક્ષેપ.**

**આગમ દ્રવ્યનિક્ષેપ :**

आत्मा तत्प्राभृतज्ञायी यो नामानूपयुक्तधीः ।
सोऽनागमः समान्नातः स्याद् द्रव्य लक्षणान्वयात् ॥

કોઈ પણ વસ્તુને જાણનારને તે શબ્દથી ઓળખવો તે આગમનિક્ષેપ છે. દ્રવ્યનિક્ષેપનો સંબંધ ભૂત અને ભવિષ્યત્ સાથે છે. તેથી તે જાણનારનો ઉપયોગ જો તે વસ્તુમાં નહિ હોય તો તે આગમ દ્રવ્યનિક્ષેપ કહેવાશે. જાણનારનો જો ઉપયોગ પણ વર્તતો હોય, તો ઉપયોગના કારણે વર્તમાનતા આવી જાય છે. તેથી તે દ્રવ્યનિક્ષેપની મર્યાદાને અતિક્રમી જાય છે અને ભાવનિક્ષેપ બની જાય છે. જો કે આ નિક્ષેપ જ્ઞાનમાં કરાય છે. પરંતુ જ્ઞાની (આત્મા)ને છોડી જ્ઞાનમાં વ્યવહાર કરવો મુશ્કેલ છે. એટલે યત્ર, તત્ર, સર્વત્ર જ્ઞાનનો વ્યવહાર જ્ઞાનીમાં કરાય છે. અને તે વસ્તુના જ્ઞાતાને તે જ નામથી ઓળખાવાય છે. આ સત્ય જો સમજાઇ જાય તો 'तत्त्वमसि'–તું બ્રહ્મ છો, 'अहं ब्रह्मास्मि'–હું બ્રહ્મ છું ઇત્યાદિ વાક્યોનો અર્થ આગમ દ્રવ્યનિક્ષેપ કે આગમ ભાવનિક્ષેપથી કરવામાં આવે, તો અદ્વૈતવાદ જે હિન્દુ ધર્મનો એક વિશિષ્ટ અને હૃદયસ્પર્શી વિચારવાદ છે, તે આ બંનેમાં જ સમાઈ જાય છે, તેના પાર્થક્યને અવકાશ રહેતો નથી.

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમસ્વામીનો ઉત્તરાધ્યયનના ૨૩મા અધ્યયનનો એ સંવાદ નય, નિક્ષેપ અને સપ્તભંગીનાં વિવેચનોની વિશદતામાં ઘણી વખત છૂટી જાય છે. તમને તેમાં વધારે રસ હોય તે સમજી શકાય છે. પરંતુ તે સત્યોને યથાર્થ રીતે ઓળખવા માટે ઉપર જણાવેલા

વિષયોની સૂક્ષ્મતમ માહિતી પણ અનિવાર્ય છે. એટલે પ્રવચનના પ્રારંભમાં આવા વિષયોને સ્પર્શવા આવશ્યક છે. વળી કથા વાર્તાના માધ્યમથી તમારા મનના મનોરંજન સાથે સિદ્ધાંતોની પ્રરૂપણા તો તમે ઘણા ઉત્તમ પુરુષોના શ્રીમુખેથી સાંભળશો પરંતુ જૈનદર્શનના હાર્દ સમા ઉપર્યુક્ત વિષયોને સમજવાની તમારી તૈયારી હોવી મુશ્કેલ છે. આ વિષયોને સરળતાથી સમજાવવાનું કાર્ય પણ આપણે માનીએ તેટલું સહેલું નથી; અટપટુ છે. એટલે આવા વિષયોને સ્પર્શવા મને અગત્યના લાગ્યા છે. તેમાં તમને ઓછો રસ પડે એટલે આ વિષયો ઓછા મહત્ત્વના કે જતા કરવા જેવા બની જતા નથી.

સચેલક, અચેલક સંબંધેની બે પરંપરા વચ્ચેની વિષમતા અને તેનું વ્યવહારમૂલક અને નિશ્ચયમૂલક પાર્થક્ય શ્રી ગૌતમ સ્વામીએ બહુ થોડા પરંતુ સારગર્ભિત શબ્દોમાં જ્યારે જણાવ્યું ત્યારે કેશીકુમાર શ્રમણ મંત્રમુગ્ધ બની ગયા. તેમનામાં સ્વભાવતઃ સરળતા અને પવિત્રતા-તો હતી જ, તેમાં પારદર્શી પ્રજ્ઞા ધરાવતા શ્રી ગૌતમ સ્વામીના સમાગમથી અને તેમની પ્રાણોને સ્પર્શનારી પ્રશ્નોના જવાબ આપવાની મીઠી શૈલીથી, તેઓ આનંદવિભોર બની ગયા. તેઓ એકાએક બોલી ઉઠયાઃ

साहु गोयम ! पन्ना ते छिन्नो मे संसओ इमो ।
अन्नो वि संसओ मज्झं तं मे कहसु गोयमा ! ॥ ३४

હે ગૌતમ ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. તમોએ મારો સંદેહ દૂર કર્યો છે. મારી હજી બીજી પણ શંકા છે. હે ગૌતમ, તે વિષે મને કહો !

આ અધ્યયનમાં કેશી ગૌતમનો સંવાદ ખૂબ મહત્ત્વપૂર્ણ છે. તે અનેક યુગોના તર્ક-વિતર્કોનું સમાધાન કરે છે. નિષ્પક્ષ અને સમત્વલક્ષી સંવાદોથી જ શ્રુત તેમજ શીલનો ઉત્કર્ષ થાય છે. મહાન અને અટપટા તત્ત્વો વિષેની આ શંકાઓ જય-પરાજય નિરપેક્ષ સંવાદોથી સુસ્પષ્ટ બને છે. એટલે આ અધ્યયનની પરિસમાપ્તિમાં આનો નિષ્કર્ષ આ રીતે વર્ણવેલ છે.

सुय-सील समुक्करिसो महत्थऽत्थ विणिच्छओ ।

આ સમત્વલક્ષી સંવાદમાં શીલનો ઉત્કર્ષ અને મહાન તત્ત્વોના અર્થોનો વિનિશ્ચય થયો છે.

— ❀ —

# નિક્ષેપ મંત્ર

ગઈ કાલથી નિક્ષેપોના સંબંધમાં વિવેચન ચાલી રહ્યું છે. વિષય જરા ગંભીર છે પરંતુ સમજવા જેવો છે. લઘીસ્ત્રયમાં તો સ્પષ્ટ ઉલ્લેખ છે કે:

'अप्रस्तुतार्थापाकरणात् प्रस्तुतार्थव्याकरणाच्च निक्षेपः फलवान् ॥'

અપ્રસ્તુત–અપ્રાસંગિક અર્થનું નિરાકરણ અને પ્રસ્તુત–પ્રાસંગિક અર્થનું નિરૂપણ નિક્ષેપમાં થઈ જાય છે એ જ તેની સાર્થકતા છે. દરેક શબ્દના કેટલા અર્થો સંભવે છે અને ક્યાં કયો અર્થ ઇષ્ટ છે, એ નિક્ષેપોના જ્ઞાન વગર સમજાય નહિ અને અનર્થાપત્તિ પણ પ્રાપ્ત થાય. માટે નિક્ષેપોની યથાર્થ સમજણ આવશ્યક છે. આ વિષય ગંભીર છે એમાં કોઇ શંકા નથી. છતાં હું મારી રીતે એને સરળ અને રોચક બનાવવા પ્રયત્ન કરીશ. પણ તેથી વિષયની ગંભીરતા તમારે જરાયે ઓછી આંકવાની નથી. વિષય ગંભીર છે, છતાં તેને ધ્યાનપૂર્વક સાંભળવા અને સમજવા તમે સૌ ઉત્સુક છો એમ માનીને જ હું આગળ ચાલું છું. ગઇ કાલે દ્રવ્યનિક્ષેપના, આગમ દ્રવ્યનિક્ષેપ અને નો આગમ દ્રવ્યનિક્ષેપ એ બે મૂળ ભેદો બતાવ્યા હતા. તેમાંથી આગમ દ્રવ્યનિક્ષેપનું વિવેચન સંક્ષેપમાં ગઈ કાલે કર્યું હતું. આજે તેના બીજા ભેદ, નો આગમ દ્રવ્યનિક્ષેપની વાત કરીએ.

જ્ઞાન (જ્ઞાતા)ને છોડીને કોઈ પણ વસ્તુની પૂર્વોત્તર અવસ્થા અથવા તેનાથી સંબંધ રાખનારી કોઈ અન્ય વસ્તુને તે વસ્તુના નામથી કહેવું તે **નો આગમ દ્રવ્યનિક્ષેપ** છે. એના પણ ત્રણ ભેદો છે-**જ્ઞાયકશરીર, ભાવિ અને તદ્દવ્યતિરિક્ત.**

**જ્ઞાયકશરીર** : આગમ દ્રવ્યનિક્ષેપથી વસ્તુના જ્ઞાતાને વસ્તુના નામથી ઓળખાવીએ છીએ. પરંતુ નોઆગમ દ્રવ્યનિક્ષેપથી વસ્તુના જ્ઞાતાના શરીરને પણ તે વસ્તુના નામથી ઓળખાવીએ છીએ. જેમકે, ચાણક્ય જેવા રાજનીતિશાસ્ત્રમાં પરમ કુશળ માણસના દિવંગત થઈ જતાં તેનાં મૃત શરીરને બાળવામાં આવતાં કહેવું કે, આજે રાજનીતિ મરી ગઇ ! આ વાક્યમાં રાજનીતિજ્ઞનાં મૃત શરીરને પણ રાજનીતિનું નામ આપવામાં આવ્યું.

**જ્ઞાયક શરીર**ના ત્રણ ભેદ છે. **ભૂત, ભવિષ્ય** અને **વર્તમાન.** વર્તમાન જ્ઞાયક શરીરનું દૃષ્ટાંત તો ઉપર બતાવવામાં આવેલ છે. ભૂત શરીરના પણ ત્રણ ભેદ કરવામાં આવ્યા છે. ત્યક્ત, ચ્યુત, ચ્યાવિત. શરીર છૂટે તે પૂર્વે સ્વયં શરીરનો ત્યાગ કરે અથવા મમત્વ છોડી સંન્યાસ ધારણ કર્યા પછી છૂટી જનારૂં શરીર ત્યક્ત છે. સમય પર આયુષ્ય પૂર્ણ થતાં જે શરીર છૂટે છે તે ચ્યુત કહેવાય છે. વિષભક્ષણાદિ વડે અકાળ મૃત્યુથી જે શરીર છૂટે છે તે ચ્યાવિત છે. ભૂત અને ભવિષ્યનો સંબંધ પરલોકથી છે. જ્ઞાતા ત્રૈકાલિક છે અને અમર છે. તેનો સંબંધ અનેક શરીરો સાથે હોય છે એટલે જ્ઞાયક શરીરના ત્રણ ભેદ કરવામાં આવ્યા

છે. જો કે વર્તમાનનો સંબંધ ભાવનિક્ષેપથી છે. પરંતુ વર્તમાન જ્ઞાયક શરીરમાં જ્ઞાતાનો જ્ઞાનોપયોગ વર્તમાન નથી એટલે ત્યાં દ્રવ્યનિક્ષેપ જ માનવામાં આવેલ છે.

વસ્તુના ઉપાદાન કારણને વસ્તુના નામથી ઓળખાવવું તે **ભાવિ નોઆગમ દ્રવ્યનિક્ષેપ** છે. આમાં વસ્તુના જ્ઞાતાનું શરીર નહિ પરંતુ વસ્તુનું ઉપાદાન કારણ પકડવામાં આવે છે. જેમકે, રાજાનું ઉપાદાન યુવરાજ છે.

વસ્તુથી સંબંધ રાખનાર અન્ય કોઇ પદાર્થને તે વસ્તુના નામથી કહેવું તે **તદ્દ્વ્યતિરિક્ત નોઆગમ દ્રવ્યનિક્ષેપ** છે. જેમકે, રાજાના શરીર (મૃત અથવા જીવિત)ને રાજા કહેવું. તમો કહેશો કે, **તદ્દ્વ્યતિરિક્ત નોઆગમ દ્રવ્યનિક્ષેપ** તો જ્ઞાયક શરીરમાં સમાવિષ્ટ થઈ શકે એમ છે તો તેને પૃથક્ ભેદ તરીકે કહેવાની શી જરૂર છે?

આ પ્રશ્ન ઉપરથી જોતાં બરાબર લાગે છે. પરંતુ **જ્ઞાયક શરીર** અને **તદ્દ્વ્યતિરિક્ત નોઆગમ દ્રવ્યનિક્ષેપમાં** પાયાનો સૂક્ષ્મ ભેદ છે. તે તમારા ખ્યાલમાં નથી આવ્યો એટલે તમને આવી શંકા થાય છે. યાદ રાખજો **જ્ઞાયક શરીર**માં જ્ઞાતાનું શરીર વિવક્ષિત છે. એટલે જ્ઞાયક શરીર નિક્ષેપથી રાજાના જ્ઞાતા શરીરને રાજા કહેવાય છે, ત્યારે તદ્દ્વ્યતિરિકતથી તો સ્વયં રાજાના શરીરને જ રાજા કહેવાય છે.

જીવ દ્રવ્યના વિચારમાં જ્યારે આ નિક્ષેપ જોડવામાં આવે છે ત્યારે **તદ્દ્વ્યતિરિક્તના કર્મ** અને **નોકર્મ** એવા બે ભેદો થાય છે. આ ભેદોને અનુલક્ષી ત્યાં વિચાર કરાય છે.

કદાચ તમે કહો કે ઘટને તો શરીર હોતું નથી. તો પછી **તદ્દ્વ્યતિરિક્તથી** ઘટ કોને કહેશો? આવા પ્રસંગોમાં ઘટના અન્ય નિમિત્ત કારણો અથવા સંબંધીઓને ઘટ કહીશું. જેમ કોઇ કુંભાર કહે કે 'અહીં ઘડો નથી'–તો તેના ઉત્તરમાં કહી શકાય કે 'તમે પોતે જ ઘટ છો.' અહીં ઘટનું નિમિત્ત કારણ કુંભાર છે એટલે તેને જ ઘટ કહી નાખ્યો. આ જ રીતે ઘટના બીજા નિમિત્તો જેવાં કે–દંડ, ચક્ર, ચીવર આદિને પણ ઘટ કહી શકાય છે.

તમે પૂછશો કે, શું દ્રવ્યનિક્ષેપના બધા ભેદો બધા શબ્દો સાથે લાગી શકે છે?

આના જવાબમાં કહેવાનું કે જીવ, પુદ્ગલ, આકાશ આદિ દ્રવ્યવાચી શબ્દો સાથે ભાવિ નોઆગમ ભેદ ઘટી શકે નહિ. કારણ, આ બધા દ્રવ્યો અનાદિ અનંત છે. ભાવિ નો આગમ નિક્ષેપ ઉપાદાન કારણમાં કરાય છે. પરંતુ જે અનાદિ હોય તેનું ઉપાદાન કારણ વળી શું? હાં, મનુષ્ય આદિ જીવની વિશિષ્ટ અવસ્થાઓમાં તે ઘટી શકે છે. કારણ જીવદ્રવ્ય અનાદિ છે. પરંતુ તેની મનુષ્યાદિ વિવિધ અવસ્થાઓ અનાદિ નથી; પરંતુ સાદિ છે. જે અનાદિ હોય ત્યાં જ ભાવિ નોઆગમ ભેદ ન ઘટે. અવસ્થાઓ અનાદિ નથી પરંતુ સાદિ છે. એટલે ત્યાં ઘટે છે.

જો આમ હોય તો પણ દ્રવ્યનિક્ષેપને સ્થાપનાનિક્ષેપના અંતર્ગત જ માની લેવામાં શો વાંધો છે? કારણ જેમ સ્થાપનાનિક્ષેપમાં એક વસ્તુની સ્થાપના અન્યત્ર કરાય છે તેમ દ્રવ્ય નિક્ષેપમાં પણ રાજાની સ્થાપના યુવરાજમાં અથવા તેના શરીરમાં, તેના જ્ઞાનીમાં અથવા જ્ઞાનીના શરીરમાં અથવા એવાં જ બીજાં કોઈ કારણોમાં કરી શકાય છે.

તમારી આ શંકા પણ સ્થાને છે. પરંતુ આમાં પણ પાયાના ભેદો છે જે સમજ્યા વગર તેના અંતરો અને સૂક્ષ્મતાઓનો ખ્યાલ ન આવે. જુઓ, જે વસ્તુઓની સ્થાપના કરાય છે તે બન્નેમાં ભેદ રહે છે પરંતુ દ્રવ્યનિક્ષેપમાં અભેદ છે. સ્થાપના અને દ્રવ્યનિક્ષેપનો આ આંતરિક ભેદ છે. દાખલા તરીકે, મહાવીરની મૂર્તિ અને મહાવીર એ બન્ને ભિન્ન વસ્તુઓ છે ત્યારે રાજા અને યુવરાજમાં અભેદ છે. યુવરાજ જ આવતી કાલે રાજા થનાર છે. તેથી તેને રાજા કહેવાય છે.

આ જવાબના અનુસંધાનમાં તમને આ આશંકા જન્મે કે, નો આગમ ભાવિ દ્રવ્યનિક્ષેપ જ્યાં ઘટાવવામાં આવે છે ત્યાં તો અભેદની વાત કરવી ઉચિત છે. પરંતુ જ્ઞાયક શરીર, તદ્ વ્યતિરિકત અને આગમ દ્રવ્યનિક્ષેપમાં તો અભેદ નથી, માટે આ બધાંને સ્થાપનાના અંતર્ગત સ્વીકારી લેવાં જોઇએ.

આ વાત તમારી સાચી છે. પરંતુ જૈનદર્શનના નયોની વિવક્ષા તો તમે સમજી આવ્યા છો. તે નયોના આધારે સ્પષ્ટ ભેદોમાં પણ અભેદ વ્યવહાર લૌકિક દૃષ્ટિએ થતો આવ્યો છે. એટલે કાર્ય–કારણ સંબંધ, વિષય–વિષયી ભાવ અને અન્ય એકદેશાવસ્થાન (એક જ જગ્યામાં રહેવું) આદિ નિમિત્તોને અનુલક્ષી વ્યવહારનયથી ભિન્ન જણાતી વસ્તુઓમાં પણ અભેદનો વ્યવહાર મનાય છે. એટલે જ્ઞાયક શરીર આદિમાં પણ અભેદ સ્વીકારેલ છે.

તમે આ જવાબ સાંભળી કહેશો કે વ્યવહારની અપેક્ષા અભેદ તો મહાવીર અને મહાવીરની મૂર્તિમાં પણ છે. એટલે જ મૂર્તિને માનનારા મૂર્તિને પણ મહાવીરની માફક જ પૂજે છે.

જો ધ્યાનપૂર્વક આની સૂક્ષ્મતામાં ઊતરવા પ્રયાસ કરશો તો પારસ્પરિક ભેદોની ભેદરેખા અવશ્ય દેખાઈ આવશે પરંતુ તે માટે પ્રજ્ઞાની સૂક્ષ્મતા અને ધ્યાનની એકાગ્રતા જોઇશે. યાદ રાખજો સ્થાપનાનિક્ષેપમાં અભિન્નતા કાર્ય છે. અર્થાત્–બંને વસ્તુઓમાં અભિન્નતા સ્વતઃ હતી નહિ, પરંતુ સ્થાપનાથી માનવામાં આવી છે. પરંતુ જ્યાં દ્રવ્યનિક્ષેપ છે ત્યાં તો અભિન્નતા પ્રથમથી જ વર્તમાન હતી એટલે દ્રવ્યનિક્ષેપમાં બંને વસ્તુઓમાં સ્વતઃ અભિન્નતા છે. તે અભિન્નતા એ જ દ્રવ્યનિક્ષેપમાં કારણ છે. ત્યાં સ્થાપનાથી અભેદ છે અને અહીં અભેદથી દ્રવ્યનિક્ષેપ છે. બન્નેમાં આ જ પાયાનો વિશિષ્ટતમ ભેદ છે.

**ભાવનિક્ષેપ** : વર્તમાન પર્યાય મુજબ શબ્દનો પ્રયોગ કરવો તે **ભાવનિક્ષેપ** છે. જેમકે, રાજ્ય કરનારને રાજા કહેવો. એના પણ બે ભેદો છે. (૧) **આગમ ભાવનિક્ષેપ** અને (૨) **નો આગમ ભાવનિક્ષેપ.**

**આગમ ભાવનિક્ષેપ :** કોઈ વસ્તુના જાણનારને, તે વસ્તુમાં ઉપયોગ રાખતી વખતે તે વસ્તુના જ નામથી ઓળખાવવો, તે આગમ ભાવનિક્ષેપ છે. દ્રવ્યનિક્ષેપનું સ્વરૂપ કહેતાં આગમ અને નો આગમ વિષેની સ્પષ્ટતા કરી દેવામાં આવી છે. આગમ દ્રવ્યનિક્ષેપ અને આગમ ભાવનિક્ષેપમાં ફેર એટલો જ છે કે, આગમ દ્રવ્યનિક્ષેપમાં પણ જ્ઞાતા તો હોય પરંતુ વર્તમાનમાં ઉપયોગ ન હોય પરંતુ આગમ ભાવનિક્ષેપમાં વર્તમાનમાં પણ ઉપયોગ હોય છે. કહ્યું પણ છે કે-

साम्प्रतो वस्तु पर्यायो भावो द्वेधा स पूर्ववत् ।
आगमः प्राभृतज्ञायी पुमांस्तत्रोपयुक्तधीः ॥

**નો આગમભાવ નિક્ષેપ** : नो आगमः पुनर्भावो वस्तु तत्पर्यायात्मकम् । અર્થાત્- વર્તમાન પર્યાયવાળી વસ્તુને તે શબ્દથી કહેવું તે **નો આગમભાવ નિક્ષેપ** છે. જેમકે, રાજ્ય કરનારને રાજા કહેવો.

કદાચ તમે પૂછો કે નામનિક્ષેપ અને ભાવનિક્ષેપમાં શો તફાવત છે? જેમ કોઇ માણસનું નામ હાથી રાખી દેવામાં આવે તો તે જેમ નામનિક્ષેપ છે, તેમ કોઈ સૂંઢવાળા પ્રાણીનું નામ હાથી રાખી દેવામાં તો તે નામનિક્ષેપ કેમ નથી? જેમ નામનિક્ષેપમાં લોકોની ઇચ્છા જ કારણ છે તેવી જ રીતે ભાવનિક્ષેપમાં પણ લોકોની ઇચ્છાનું જ પ્રાધાન્ય છે. લોકોની ઇચ્છા થઈ એટલે સૂંઢવાળા પ્રાણીને હાથી કહેવા લાગ્યા. લોકોની ઇચ્છા હોત, તો તેને હાથીને બદલે, ઘોડા• નામની સંજ્ઞા પણ આપી દેત!

તમે પૂછશો કે, જ્યારે શબ્દનો અર્થ લોકોની ઇચ્છા ઉપર આધારિત છે ત્યારે ભાવનિક્ષેપથી નામનિક્ષેપમાં શો તફાવત રહી જાય છે?

તેનો જવાબ પણ સરળ છે. કારણ, જ્યારે નામનિક્ષેપનો સંબંધ વ્યક્તિવાચક સંજ્ઞાઓથી છે ત્યારે ભાવનિક્ષેપનો સંબંધ જાતિવાચક અને ભાવવાચક સંજ્ઞાઓથી છે. વ્યક્તિવાચક સંજ્ઞાઓથી આપણે કોઇ સમાન ધર્મવાળી વસ્તુઓનું જ્ઞાન કરતા નથી ત્યારે જાતિવાચક સંજ્ઞાઓનો અર્થ સમાન-સદૃશ ધર્મો પર નિર્ભર છે. સૂંઢ, મોટા કાન, સ્થૂલ શરીર આદિ અનેક સાધારણ ચિહ્નવાળું પ્રાણી હાથી શબ્દનો અર્થ છે. પરંતુ લક્ષ્મી રમા, ઉમા આદિ શબ્દોથી જે અર્થનું જ્ઞાન થાય છે તે અસાધારણ (એક જ વ્યક્તિમાં રહેનારા) ચિહ્નોથી ઓળખી શકાય છે. નામ (સંજ્ઞા) રાખવાથી જ નામનિક્ષેપ નથી થઇ જતો. કારણ, નામ તો ચારે નિક્ષેપોથી રાખી શકાય છે. આ વાતની સ્પષ્ટતા ગઇકાલના પ્રવચનમાં કરી ગયા છીએ.

તમે આગળ પ્રશ્ન કરશો કે, જો આમ હોય તો દ્રવ્યનિક્ષેપની જેમ ભાવનિક્ષેપના પણ જ્ઞાયક શરીર આદિ અનેક ભેદો કેમ કરવામાં નથી આવ્યા?

આનો ઉત્તર એ છે કે, ભાવનિક્ષેપનો સંબંધ માત્ર વર્તમાન પર્યાય સાથે છે એટલે ભૂત કે ભવિષ્ય સાથે તેનો કોઇ જાતનો સંબંધ સંભવી શકે નહિ. દ્રવ્યનિક્ષેપનો સંબંધ દ્રવ્ય અર્થાત્ અન્વયથી છે. ત્યાં કાર્ય, કારણ, સહચર આદિની અભિન્નતા વિવક્ષિત છે. પરંતુ ભાવનિક્ષેપનો સંબંધ ભાવ એટલે પર્યાય એટલે વ્યતિરેકથી છે. ત્યાં કાર્ય, કારણ અને સહચર આદિની અભિન્નતા સાથે કોઈ સંબંધ નથી કે જેથી શરીર આદિ ભાવનિક્ષેપના ભેદોમાં અન્તર્હિત થઇ શકે.

આ જાતના શંકા–સમાધાનોથી નિક્ષેપોના વિષયની ભારે સ્પષ્ટતા થઇ જવા પામી છે. આ વાત તો નય અને નિક્ષેપનું અંતર બતાવતાં ગઇ કાલના પ્રવચનમાં જ કહેવાઇ ગઇ છે, કે નિક્ષેપ એ નયનો વિષય છે. અત્રે આ સ્પષ્ટતા કરવી અનિવાર્ય છે કે કયો નિક્ષેપ કયા નયનો વિષય છે?

ચાર નિક્ષેપોમાંથી નામ, સ્થાપના અને દ્રવ્યનિક્ષેપને દ્રવ્યાર્થિક નય જ સ્વીકારે છે. ભાવનિક્ષેપને પર્યાયાર્થિક નય માન્ય કરે છે. દ્રવ્યાર્થિકનયના બે ભેદો છે. સંગ્રહ અને વ્યવહાર. કારણ સામાન્યગ્રાહી નૈગમનયનો સંગ્રહમાં અને વિશેષગ્રાહી નૈગમનયનો વ્યવહારનયમાં સમાવેશ થાય છે. ઋજુસૂત્ર આદિ ચાર ભેદો પર્યાયાર્થિક નયના છે. આચાર્ય સિદ્ધસેન દિવાકરના આ મતને અનુસરી જિનભદ્ર ગણિ ક્ષમાશ્રમણે વિશેષાવશ્યકમાં કહ્યું છે કે:

नामाइतियं दव्वट्ठियस्स भावो अ पज्जवणयस्स ।
संगहववहारा पढमगस्स सेसा उ इयरस्स ॥

અર્થાત્ નામાદિ ત્રણ નિક્ષેપ દ્રવ્યાર્થિક નયને, અને ભાવનિક્ષેપ પર્યાયાર્થિક નયને માન્ય છે. સંગ્રહ અને વ્યવહારનય દ્રવ્યાર્થિકના ભેદ છે અને ઋજુસૂત્રાદિ શેષ નયો પર્યાયાર્થિકના ભેદો છે. પરંતુ જિનભદ્ર ગણિ ક્ષમાશ્રમણે નમસ્કારના નિક્ષેપોનું વિવેચન કરતાં પોતાનું મંતવ્ય આ રીતે દર્શાવેલ છે:

भावं चिय सद्दणया सेसा इच्छन्ति सव्वनिक्खेवे ।

અર્થાત્ શબ્દ, સમભિરૂઢ અને એવંભૂતનય ભાવનિક્ષેપને જ સ્વીકારે છે અને બાકીના નયો બધા નિક્ષેપોનો સ્વીકાર કરે છે. ઋજુસૂત્રનય દ્રવ્યનિક્ષેપને સ્વીકારે છે એ વાત શાસ્ત્રીય પણ છે. અનુયોગદ્વાર સૂત્રમાં કહ્યું છે કે–

उज्जुसुअस्स एगे अणुवउत्ते आगमओ एगं दव्वावस्सयं पुहत्तं नेच्छइ त्ति ॥

ઋજુસૂત્રનયના અભિપ્રાયથી એક અનુપયુક્ત (ઉપયોગશૂન્ય) પુરુષ આગમથી એક દ્રવ્યાવશ્યક છે. આ નય પૃથક્ત્વ (અનેકત્વ)ને માનતો નથી. સારાંશ આ છે કે–

नामोक्तं स्थापनाद्रव्यं द्रव्यार्थिक नयार्पणात् ।
पर्यायार्थार्पणाद् भावस्तैन्यस्तिः सम्यगीरितः ॥

આદિના ત્રણુ નિક્ષેપો દ્રવ્યાર્થિક નયના વિષયો છે. ભાવનિક્ષેપ પર્યાયાર્થિક નયનો વિષય છે. દ્રવ્યાર્થિક નયનો વિષય છે દ્રવ્ય એટલે અન્વય. અને આ અન્વય નામ, સ્થાપના અને દ્રવ્યમાં ઉપલબ્ધ થાય છે. કારણુ આ નિક્ષેપોનો સંબંધ ત્રણે કાળોથી છે. ભાવનિક્ષેપનો સંબંધ માત્ર વર્તમાન કાળથી છે એટલે તેમાં અન્વય નથી. તેનો વર્તમાન પર્યાયની સાથે સંબંધ હોવાથી તે પર્યાયાર્થિકનો વિષય મનાય છે.

તિંદુક ઉદ્યાનમાં સમાગમ અને આધ્યાત્મિક વિચાર-વિનિમય કરનારા શ્રી કેશીકુમાર શ્રમણુ શ્રી ગૌતમસ્વામીનો આદેશ મેળવી ફરી પ્રશ્ન કરે છે:

अणेगाणं सहस्साणं मज्झे चिट्ठसि गोयमा ।
ते य ते अहिगच्छन्ति कहं ते निज्जिया तु मे ? ३५

હે ગૌતમ ! હજારો શત્રુઓ વચ્ચે તમે ઊભા છો. તેઓ તમને જીતવા ઇચ્છે છે. તમે તેને કેવી રીતે જીત્યા ?

મનુષ્યમાં જે વિસંગતિની સ્થિતિ છે એટલે કે, તેની અંદર જે સ્વવિરોધી વૃત્તિઓ અને વાસનાઓની અરાજકતા છે, તેને કારણે જ તેનું ચિત્ત સંતોષ, શાંતિ અને આનંદથી ભરેલું હોવાને બદલે, તે કોલાહલ અને અસમાધિથી પરિપૂર્ણ હોય છે. મનુષ્ય જન્મે છે ત્યારથી માંડીને વૃદ્ધ થઈ ગયા પછી પણુ આંતરિક દૃષ્ટિથી તે ત્યા જ ઊભો હોય છે. વિજ્ઞાન અથવા બીજા ઉપાયોથી, પદાર્થજ્ઞાનની ઉપલબ્ધિની દૃષ્ટિથી, તેણે ગમે તેટલી પ્રગતિ સાધી હોય, પરંતુ આત્મજ્ઞાનની દૃષ્ટિથી તેણે ભાગ્યે જ આગળ ડગલું ભર્યું હોય છે ! આંતરિક ઉપલબ્ધિઓની દૃષ્ટિથી મનુષ્ય પ્રાયઃ એવો ને એવો જ રહે છે, જેવો પ્રકૃતિએ તેને ઉત્પન્ન કર્યો હતો ! આંતરિક દિશામાં તે જરા જેટલી પણુ પ્રગતિ કરતો નથી ! તેનું કાર્યક્ષેત્ર જ બાહ્ય અને સ્થૂલ હોય છે. પદાર્થોના આકર્ષણોમાં તે ખેંચાઈ જાય છે. અહં તેને કોઈ દિશામાં આગળ વધવા દેતો નથી. વાસનાઓની અરાજકતા પોતાના કુંડાળામાંથી તેને મુક્ત થવા દેતી નથી. તે પોતે પણુ ભૌતિક અને વાસનાના જગતથી પ્રભાવિત બની જાય છે ! આવી માનવજાતની સહજ નબળાઇઓથી હે ગૌતમ ! તમે મુક્ત અને શૂન્ય જણાઓ છો. તમોએ તમારામાં શુદ્ધ ધર્મને જાગૃત અને પ્રતિષ્ઠિત કેવી રીતે કર્યો કે, જે શત્રુઓના સામાન્ય માણુસો શિકાર બની જાય છે તેના ઉપર તમારું આવું સાર્વત્રિક આધિપત્ય છે ? આ વિજયશ્રી તમને કઈ રીતે ઉપલબ્ધ થઈ ?

# પ્રમાણવાદનો વિજય

નય, નિક્ષેપ અને સપ્તભંગી વિષેની સંક્ષિપ્ત માહિતી મેળવ્યા પછી, પ્રમાણ વિષેની જાણકારી પણ અનિવાર્ય બની જાય છે. આજે પ્રમાણને અભિમુખ રાખી વાત કરીએ. તદનુસાર– 'सम्यग्ज्ञानं प्रमाणम्'–प्रकर्षेण–संशयादिव्यवच्छेदेन मीयते–परिच्छिद्यते–ज्ञायते वस्तुतत्त्वं येन तत् प्रमाणम्'–જેના વડે વસ્તુ યથાર્થ રૂપમાં જણાય છે તે પ્રમાણ કહેવાય છે. વસ્તુને જાણવાનું કામ કરનાર આત્માનો જ્ઞાન નામનો ગુણ છે. એટલે પ્રમાણ શબ્દથી જ્ઞાન જ અભીષ્ટ છે. એટલે ઘણા આચાર્યોએ પ્રમાણનું લક્ષણ સમ્યગ્જ્ઞાન બતાવેલ છે. વ્યવહારમાં તો જ્ઞાન સિવાયના બીજા પદાર્થો પણ પ્રમાણભૂત ગણાય છે. આપણે કોઇની પાસેથી રૂપિયા ઉછીના લીધેલા હોય તો તે માટે અમુક માણસ પ્રમાણ હોય છે અથવા આપણે લખી આપેલો પત્ર પ્રમાણ હોય છે. અત્રે અમુક માણસને કે લખી આપેલ પત્રને, પ્રમાણ કહેવાનો અર્થ એ છે કે તે માણસ અથવા તે પત્ર વડે આપણે સત્ય વાત જાણી શકીએ છીએ. જો કે જાણવાનું કારણ તો જ્ઞાન જ છે; પરંતુ જ્ઞાનનું નિમિત્ત કારણ તે માણસ અથવા તે લખી આપેલો પત્ર છે. તેથી ઉપચારથી તેને પણ પ્રમાણ કહેવાય છે. 'मुख्याभावे सति प्रयोजने निमित्ते चोपचारः प्रवर्तते'–અર્થાત્ મુખ્યના અભાવમાં, કોઈ પ્રયોજન અથવા નિમિત્ત મળવા પર, ઉપચારની પ્રવૃત્તિ હોય છે. આજ કારણ છે કે નૈયાયિક–વૈશેષિકાદિ દાર્શનિકોએ ઇન્દ્રિયો અને તેમના સન્નિકર્ષ અથવા તેમના વ્યાપારને પ્રમાણ માનેલ છે. પરંતુ એને મુખ્ય પ્રમાણ ન સમજવું જોઇએ. કારણ ઇન્દ્રિયો વગેરે સ્વયં મુખ્ય પ્રમાણ નથી પરંતુ મુખ્ય પ્રમાણનાં કારણો છે. મુખ્ય પ્રમાણ તો તે છે કે જે પદાર્થને જાણવાનું અંતિમ કારણ હોય. ઉપર્યુક્ત ઇન્દ્રિયો વગેરે આત્યંતિક કારણ નથી, કારણ ઇન્દ્રિયાદિક જડ છે. તેમનો વ્યાપાર થવા છતાં પણ જો જ્ઞાનનો વ્યાપાર ન હોય તો પદાર્થ જાણી શકાય નહિ. ઇન્દ્રિયોના વ્યાપાર પછી જ્ઞાન ઉત્પન્ન થાય છે એટલે જ્ઞાન જ અંતિમ કારણ કહેવાય, ઇન્દ્રિયોનો વ્યાપાર નહિ. એટલે ઇન્દ્રિયોના વ્યાપારને ગૌણ અથવા ઉપચરિત પ્રમાણ માનવું જોઈએ.

જો પદાર્થને જાણવામાં પ્રમાણ કારણ છે તો પ્રમાણને જાણવામાં શું કારણ છે? આનો સીધો જવાબ એ છે કે, પ્રમાણ પદાર્થોને પણ જાણે છે અને પોતાને પણ જાણે છે. જેમ દીપક પદાર્થોને પ્રકાશિત કરવાની સાથે પોતાને પણ પ્રકાશિત કરે છે. એટલેકે જેવી રીતે દીપકને જોવા માટે બીજા દીપકની જરૂર પડતી નથી, તેવી રીતે પ્રમાણને જાણવા માટે બીજા પ્રમાણની જરૂર પડતી નથી. એટલે પ્રમાણ સ્વપરિચ્છેદક અથવા સ્વવ્યવસાયાત્મક છે. અત્રે પ્રશ્ન થવા સંભવ છે કે બધા જ્ઞાનો સ્વપરિચ્છેદક–સ્વવ્યવસાયાત્મક છે, કે માત્ર સમ્યગ્જ્ઞાન જ સ્વપરિચ્છેદક–સ્વવ્યવસાયાત્મક છે?

તેના જવાબમાં જણાવવાનું કે જ્ઞાનમાત્ર સ્વનિર્ણાયક હોય છે. સ્વપરિચ્છેદની દૃષ્ટિથી કોઇ જ્ઞાન અપ્રમાણ અથવા મિથ્યાજ્ઞાન હોતું નથી. કહ્યું પણ છે કે:–

भावप्रमेयापेक्षायां प्रमाणाभास निह्नवः ।
बहिः प्रमेयपेक्षायां प्रमाणं तन्निभं च ते ॥

જ્ઞાનમાં પ્રામાણ્ય અથવા અપ્રામાણ્ય પદાર્થના સાચાપણા અને ખોટાપણા ઉપર આધારિત છે. જેમકે, સાપમાં દોરડાનું જ્ઞાન થવું એ મિથ્યાજ્ઞાન છે. કારણ કે આ જ્ઞાનનો વિષય દોરડું છે, જે મિથ્યા છે. આ જ્ઞાનના આધારે જો દોરડાને લેવા જઈશું તો ત્યાં દોરડાને બદલે સાપ મળશે. અત્રે દોરડાનું અસ્તિત્વ તો મિથ્યા છે. પરંતુ જ્ઞાનનું અસ્તિત્વ મિથ્યા નથી. એટલે આ મિથ્યાજ્ઞાન હોવા છતાં પણ સ્વપરિચ્છેદક–સ્વવ્યવસાયાત્મક છે અને તે સાચું છે.

વળી પ્રશ્ન થાય કે, જો મિથ્યાજ્ઞાનના સ્વપરિચ્છેદને પણ સાચું માનવામાં આવે તો તે મિથ્યાજ્ઞાન કેમ કહેવાય? આ પ્રશ્નના ઉત્તરમાં હું પહેલાં જ કહી ગયો છું કે– **'ज्ञानस्य प्रामाण्याप्रामाण्ये अपि बहिरर्थापेक्षयैव न स्वरूपापेक्षया'** જ્ઞાન વિષયની અપેક્ષાથી મિથ્યા થાય છે, પણ સ્વરૂપને જાણવાની અપેક્ષાથી નહિ. સંશયજ્ઞાન પ્રમાણ નથી કારણ એમાં પદાર્થની યથાર્થ પ્રતીતિ થતી નથી. પરંતુ આપણને સંશયનો જે અનુભવ થાય છે તે તો પ્રમાણ જ છે. કારણ સંશયનો અનુભવ મિથ્યા થતો નથી.

પ્રમાણનું સ્વરૂપ સમજ્યા પછી પણ આ શંકા તો થાય જ છે કે જાણેલા પદાર્થને ફરી જાણનારું જ્ઞાન પ્રમાણ છે કે નહિ?

યાદ રાખજો કે જાણેલા જ્ઞાનને ફરી જાણવામાં કાંઈક વિશેષતા અથવા ન્યૂનાધિકતા આવી જ જાય છે, તેથી તે જ્ઞાન નિરર્થક થતું નથી. આવું જ્ઞાન ધારાવાહિક જ્ઞાનના નામથી ઓળખાય છે. કોઈ વિદ્યાર્થી એક જ પાઠને વારંવાર જ્યારે યાદ કરે છે ત્યારે તે જ્ઞાનની વિશેષતા ભલે આપણને દૃષ્ટિગોચર ન થાય, પરંતુ તેની વિશેષતાનું ફળ ધારણાની પ્રબળતા તો દેખાય જ છે.

ધારાવાહિક જ્ઞાનની પ્રમાણતા અને અપ્રમાણતાના સંબંધમાં અનેક શંકાઓ છે. તે નિરર્થક હોવાથી એટલે કે જાણેલાને જાણવામાં કોઈ લાભ, ફળ કે વિશેષતા ન હોવાથી, તે અપ્રમાણ કહેવાય છે. પરંતુ ધારાવાહિક જ્ઞાન નિરર્થક નથી. પ્રથમ સમયનું જ્ઞાન પ્રથમ સમયવર્તી અજ્ઞાનને દૂર કરે છે તો બીજા સમયનું જ્ઞાન દ્વિતીય સમયવર્તી અજ્ઞાનને દૂર કરે છે. આવી સ્થિતિમાં પ્રથમ સમયના જ્ઞાનને પ્રમાણ માનવું અને દ્વિતીય સમયના જ્ઞાનને અપ્રમાણ માનવું એ યુક્તિસંગત નથી. આપણે ત્યાં તો પ્રમાણની સાથે પ્રમિતિનું હોવું અનિવાર્ય છે, કારણ પ્રમાણ કરણ છે. આજ રીતે જ્ઞાનની સાથે જ્ઞપ્તિનું હોવું પણ અનિવાર્ય છે, કારણ જ્ઞાન કરણ છે. પ્રમિતિ ન જન્મે તો પ્રમાણની સત્તા ન મનાય, તેમજ જો જ્ઞપ્તિ ઉત્પન્ન ન થાય તો જ્ઞાનની સત્તા પણ ન મનાય. ધારાવાહિક જ્ઞાનમાં પણ જો જ્ઞપ્તિ ન જન્મતી હોય તો તે જ્ઞાન કહી શકાય નહિ અને જો ધારાવાહિક જ્ઞાનમાં જ્ઞપ્તિ જન્મતી હોય તો તે જ્ઞપ્તિ જ અજ્ઞાનની નિવૃત્તિ છે. માટે ધારાવાહિક જ્ઞાન નિરર્થક કહી શકાય નહિ. આ રીતે ધારાવાહિક જ્ઞાનના વિષયની

વિશેષતા આપણી દૃષ્ટિમાં ભલે ન આવે, પણ તેટલા માત્રથી તેને અજ્ઞાન માની શકાય નહિ. શ્રી હેમસૂરિએ એને પ્રમાણ માનેલ છે જ્યારે માણિક્યનંદી અને અન્ય પશ્ચાદ્વર્તી જૈનાચાર્યોએ એને અપ્રમાણ માનેલ છે. માણિક્યનંદીનું 'स्वापूर्वार्थ व्यवसायात्मकं ज्ञानं प्रमाणम्'–આ સૂત્ર અકલંક દેવની નિમ્નકારિકાના આધારે નિર્મિત થએલું છે–

व्यवसायात्मकंज्ञानमात्मार्थग्राहकं मतम् ।
ग्रहणं निर्णयस्तेन मुख्यं प्रामाण्यमश्नुते ॥

માણિક્યનંદીના સૂત્રમાં પ્રમાણને અપૂર્વાર્થગ્રાહી માની ધારાવાહિક જ્ઞાનને અપ્રમાણ માનેલ છે. પરંતુ અકલંક દેવના પ્રમાણના લક્ષણમાં અપૂર્વાર્થગ્રાહી વિશેષણ આપવામાં આવ્યું નથી. તે પૂર્વેના કોઈ જૈનાચાર્યોએ પણ આવા વિશેષણનો ઉલ્લેખ કર્યો નથી.

વિદ્યાનંદી તો લખે છેઃ

तत्त्वार्थं व्यवसायात्मज्ञानमानमितीयता ।
लक्षणेन गतार्थत्त्वाद् व्यर्थमन्यद् विशेषणम् ॥
गृहीतमगृहीतं वा स्वार्थं यदि व्यवस्यति ।
तन्न लोके न शास्त्रेषु विजहाति प्रमाणताम् ॥

અર્થાત્ વાસ્તવિક અર્થને જાણનારૂં જ્ઞાન પ્રમાણ છે. પ્રમાણનાં લક્ષણમાં બીજા વિશેષણો મૂકવાની જરૂર નથી. ભલે તે ગૃહીત હોય કે અગૃહીત, જે પોતાના અર્થને જાણે છે તે પ્રમાણ છે. આનો હું તો બહુ સંક્ષેપમાં ઉલ્લેખ કરી રહ્યો છું. આ વિષે વિદ્વાનોએ વધારે ગંભીરતા-પૂર્વક વિચાર કરવો જોઇએ.

આટલું સમજ્યા પછી આ શંકા થવા સંભવ છે કે, જ્યારે પ્રમાણને જ્ઞાનસ્વરૂપ માનવામાં આવ્યું છે ત્યારે જ્ઞાન અને પ્રમાણમાં કાંઈ અંતર છે કે નહિ ?

આ તો સીધી અને કહેવાઈ ગએલી વાત છે કે, જ્ઞાન સાચું પણ હોય છે અને ખોટું પણ હોય છે. સાચું જ્ઞાન પ્રમાણ કહેવાય છે અને ખોટું જ્ઞાન પ્રમાણ ગણાતું નથી. એટલે .એટલું તો સ્પષ્ટ છે કે જ્ઞાન વ્યાપક (વધારે ક્ષેત્રમાં રહેનારૂં) અને પ્રમાણ વ્યાપ્ય–અલ્પદેશમાં રહેનારૂં છે. આ રીતે પ્રમાણ અને જ્ઞાનમાં વ્યાપ્ય–વ્યાપક સંબંધ છે. આ જ જાતનો વ્યાપ્ય–વ્યાપક સંબંધ જ્ઞપ્તિ અને પ્રમિતિમાં, જ્ઞેય અને પ્રમેયમાં અને જ્ઞાતા અને પ્રમાતામાં પણ છે. જ્ઞપ્તિ, જ્ઞેય, અને જ્ઞાતા સમ્યક્ અને મિથ્યા બંને હોઈ શકે છે એટલે વ્યાપક છે; પ્રમિતિ, પ્રમેય અને પ્રમાતા સાચાં જ હોય છે એટલે વ્યાપ્ય છે.

હવે પ્રમિતિ, પ્રમાતા અને પ્રમેયનું સ્વરૂપ પણ સમજવા જેવું છે. પ્રમાણ વડે જે જાણવારૂપ ક્રિયા થાય છે તે પ્રમિતિ અથવા પ્રમાણ કહેવાય છે. પ્રમિતિ પ્રમાણ વડે ઉત્પન્ન થાય છે એટલે પ્રમાણનું સાક્ષાત્ ફળ પ્રમિતિ છે. આનું જ બીજું નામ અજ્ઞાન નિવૃત્તિ પણ છે. ત્યાર

પછી જે પ્રમાણનું ફળ હાન બુદ્ધિ (ત્યાગ–દ્વેષ), ઉપાદાન બુદ્ધિ (ગ્રહણ–રાગ) અને ઉપેક્ષા બુદ્ધિ (રાગ અને દ્વેષ બંનેનું ન હોવું) પણ મનાય છે. તે ફળોનો વિચાર કરવાથી, તે આત્માથી કથંચિત્ અભિન્ન દેખાય છે. એટલે જૈનદર્શનમાં પ્રમાણ અને ફળને અભિન્ન સ્વીકારેલ છે. જો તેમને સર્વથા અભિન્ન માની લેવામાં આવે તો પ્રમાણ અને ફળ એવા ભિન્ન ભિન્ન નામો અને ભિન્ન ભિન્ન લક્ષણો સંભવી શકશે નહિ. એટલે પ્રમાણથી પ્રમાણનું ફળ 'प्रमाणादभिन्नं भिन्नं च' કથંચિત્ ભિન્ન અને કથંચિત્ અભિન્ન માનેલ છે. પ્રમાણ વડે જે પદાર્થ જણાય તે પ્રમેય કહેવાય છે. પ્રમાણનો આધાર અથવા કર્તા પ્રમાતા કહેવાય છે.

જૈન દર્શનમાં પ્રમેય–પ્રમાણનો વિષય સામાન્ય વિશેષાત્મક માનવામાં આવેલ છે. 'सामान्यं विशेषात्मा तदर्थो विषयः।' કારણ વસ્તુ માત્ર સામાન્ય વિશેષાત્મક છે. જેમ પ્રત્યેક માણસ ખાસ ગુણો અને આકારોને રાખે છે છતાં તેનામાં એવી પણ કાંઈક સમાનતા છે કે જેના વડે બધા મનુષ્યો એક જ મનુષ્યજાતિમાં સમાવિષ્ટ થઈ જાય છે. જ્યારે આપણે કોઈ પણ વ્યક્તિને જોઈશું તો તેનામાં બીજાથી કાંઈક વિશેષતા અથવા બીજા સાથેની કાંઈક સમાનતા અવશ્ય જોવા મળશે જ. સમાનતાને છોડી વિશેષતાને અને વિશેષતાને છોડી સમાનતાને વિષય કરી શકાય નહિ.

તમે પૂછશો કે પ્રમાણમાં સત્યતા શું છે? વળી તે સત્યતા સ્વયંભૂ હોય છે કે તેના માટે અન્ય કારણોની અપેક્ષા રહે છે?

તેનો જવાબ આ પ્રમાણે છે. પ્રમાણ વડે જે વસ્તુ જેવી હોય છે તેવી જ તે જણાય છે અને તે જ પ્રમાણનું પ્રામાણ્ય છે. આ સત્યતા માટે થોડા વિશેષ ગુણોની જરૂર પડે છે. જ્યારે પ્રમાણમાં જ્ઞાનથી કાંઈક વિશેષતા છે, ત્યારે જ્ઞાનનાં કારણોથી પ્રમાણનાં કારણોમાં પણ કાંઈક વિશેષતા રહે જ. વિશેષતા માત્ર પ્રમાણમાં જ નહિ, અપ્રમાણમાં પણ હોય છે. જ્ઞાન એક સામાન્ય વસ્તુ છે. સમ્યગ્જ્ઞાન તથા મિથ્યાજ્ઞાન આ બંને તેની વિશેષ અવસ્થાઓ છે. આ વિશેષ અવસ્થાઓ માટે વિશેષ કારણોની અપેક્ષા હોય છે. જેમ લાકડાથી ટેબલ બનાવવામાં વિશેષ કારણોની આવશ્યકતા છે તો ખુરસી બનાવવામાં બીજા વિશેષ કારણોની આવશ્યકતા રહે છે. આ રીતે સારી અને નરસી વસ્તુઓ બનાવવામાં વિશેષ કારણોની જરૂર રહેશે જ. વિશેષ કારણોની અપેક્ષા હોવાથી જ પ્રમાણની ઉત્પત્તિ પરતઃ મનાય છે. જ્ઞાનની સામાન્ય સામગ્રીથી કાંઈક વધારે સામગ્રીની જરૂરિયાત જ પ્રમાણનું પરતસ્ત્વ છે, અને વધારે સામગ્રીથી નિરપેક્ષ સામાન્ય સામગ્રીથી ઉત્પત્તિ એ જ પ્રામાણ્યનું સ્વતસ્ત્વ છે. 'प्रामाण्यस्य स्वत उत्पत्तिरिति ज्ञान सामान्यसामग्रीजन्यत्वम्।' ઉપર્યુક્ત કારણોથી જૈન દાર્શનિક વિદ્વાનો પ્રમાણ અને અપ્રમાણની ઉત્પત્તિ સ્વતઃ માનતા નથી.

પ્રમાણના સંબંધમાં આટલું સમજી લીધા પછી પણ એ પ્રશ્ન તો ઊભો જ રહે છે કે પ્રમાણની જ્ઞપ્તિ કેમ થાય છે? અર્થાત્ આપણને કેમ ખબર પડે કે આપણને જે જ્ઞાન થયું છે તે સાચું જ્ઞાન થયું છે?

તેમના માતાપિતાથી, તેઓ વળી તેમના માબાપથી, આમ આ કલ્પનામાં ક્યાંય વિશ્રામ નથી. છતાં આ કલ્પના ખોટી નથી તેથી તેમાં અનવસ્થા દોષનો સંભવ નથી.

તાત્પર્ય એ છે કે વાસ્તવિક પ્રમાણ સ્વપર પ્રકાશક, અજ્ઞાનને નષ્ટ કરવામાં સાક્ષાત્ અથવા અંતિમકારણ, ઉત્પત્તિમાં પરતઃ અને જ્ઞપ્તિમાં ક્યાંક સ્વત, ક્યાંક પરતઃ છે.

કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામી વચ્ચે જે આધ્યાત્મિક વિચાર વિનિમય ચાલી રહ્યો છે તેમાં ગઈકાલે શ્રી કેશીકુમાર શ્રમણે પ્રશ્ન પૂછ્યો છે તેનો જવાબ આપતાં શ્રી ગૌતમ સ્વામી ફરમાવે છે–

एगे जिये जिया पंच पंच जिये जिया दस ।
दसहा उ जिणित्ताणं सव्वसत्तू जिणामहं ॥ ३६

એકને જીતતાં પાંચને જીત્યા, પાંચને જીત્યા પછી દશને જીતીને મેં બધા શત્રુઓને જીતી લીધા.

આખા જગતને કામ, ક્રોધ, લોભ અને મોહ નચાવે છે. આ નરકના મોટા દરવાજા છે. આ દરવાજામાંથી પાર વગરની વણઝારોની અવરજવર ચાલ્યા જ કરે છે. રસ્તો ખાસો પહોળો છે. રસ્તામાં ઘણા સોબતીઓ પણ મળી જાય છે. હા, પણ સત્યનો રસ્તો સાંકડો છે.

એટલે જ સંસાર સમુદ્રથી દૂર તેને કાંઠે ઊભા રહી, સમુદ્રમાં ઊછળતાં મોજાંઓની મજા માણવામાં અને સમુદ્રની લીલા જોવામાં આનંદ આવે છે. જેઓ આ સમુદ્રમાં ઊંડા જાય છે તેઓ ડુબકી ખાય છે. તેમનાં નાકમાં અને મોંમાં પાણી ભરાય છે, તેઓ ગૂંગળાય છે; તેમને સમુદ્રના આનંદનો અનુભવ મળતો નથી. સત્પુરુષો સમુદ્રને તીરે ઊભા રહી આનંદ લૂંટે છે. સમુદ્રથી, સંસારરૂપ સમુદ્રથી નિર્લેપ રહેવાની જે સંતોની વૃત્તિ છે, તે જ્યાં સુધી ન કેળવાય અથવા યથાર્થ રીતે ન પચે, ત્યાં સુધી સાચો આનંદ માણી શકાતો નથી. કમળનાં પાંદડાંની માફક અલિપ્ત રહેવામાં જ મજા છે. ભગવાન બુદ્ધે કહ્યું છે કે, સંતો પર્વતોના ઊંચા શિખરો પર ઊભા રહી ત્યાંથી નીચે સંસાર તરફ જુએ છે ત્યારે સંસાર તેમને ક્ષુદ્ર દેખાય છે. ઊંચે જઈ નીચે જોતાં શીખીશું તો જ આ અફાટ ફેલાવો ક્ષુદ્ર લાગશે. પછી સંસારમાં ચિત્ત ચોંટશે નહિ.



# જ્ઞાન પ્રભુતા

ગઈ કાલે પ્રમાણના વિષયની વાત કરી હતી. આજે તેના જ અંગો અને ઉપાંગોને સવિસ્તૃત રૂપે તપાસીએ. તેના ભેદો પ્રભેદોની સમજણથી પ્રમાણ વિષયક વિશદ સમજણ અને સ્પષ્ટ માહિતી ઉપલબ્ધ થઈ જાય છે. તદનુસાર, પ્રમાણના ભેદોના સંબંધમાં બધા દાર્શનિકો એકમત નથી. કોઈ એક, કોઈ બે, કોઈ ત્રણ, કોઈ ચાર, કોઈ પાંચ, કોઈ છ, કોઈ સાત તો કોઈ આઠ ભેદ પણ માને છે. જૈન દર્શનની દૃષ્ટિએ તો પ્રમાણના મૂળ બે ભેદો છે. (૧) **પ્રત્યક્ષ** અને (૨) **પરોક્ષ.**

**પ્રત્યક્ષ પ્રમાણ :** જે પ્રમાણ વડે પદાર્થનો નિર્મળ, સ્પષ્ટ પ્રતિભાસ હોય તે પ્રત્યક્ષ પ્રમાણ છે. જેમકે, આંખોથી કોઈ માણસને જોવાથી જે સ્પષ્ટ જ્ઞાન થાય છે તેવું કોઈના કહેવાથી કે ચિત્ર વડે થતું નથી. કોઈના કહેવાથી આપણે એ જાણી શકીએ કે અમુક વ્યક્તિ સરસ ગાય છે; પરંતુ તેના સુંદર ગાવાનું યથાર્થ જ્ઞાન તો આપણને ત્યારે જ થશે જ્યારે આપણે તે ગાયનનું શ્રવણ પ્રત્યક્ષ કરીશું, એટલે કે આપણા કાનોથી જ આપણે તેને સાંભળીશું. આ રીતે પ્રત્યક્ષ જ્ઞાન ઇન્દ્રિયોથી, મનથી અને આત્માથી થાય છે.

જેમ પરોક્ષ જ્ઞાનને બીજા જ્ઞાનના અવલંબનની જરૂર રહે છે, તેમ પ્રત્યક્ષ જ્ઞાનને બીજા કોઈ જ્ઞાનના અવલંબનની જરૂર રહેતી નથી. જેમકે, ધૂમાડાને જોઈ અગ્નિનું જ્ઞાન થવું. અત્રે ધૂમાડો પ્રત્યક્ષ છે, પરંતુ અગ્નિ પરોક્ષ એટલે કે અનુમાન છે. ધૂમાડાના જ્ઞાન માટે આપણને પૂર્વે કોઈ અન્ય જ્ઞાનની અપેક્ષા નથી; પરંતુ અગ્નિનું અનુમાન ધૂમાડાને જાણ્યા વગર સંભવી શકતું નથી. આવા જ્ઞાનની વચ્ચે કોઈ અન્ય જ્ઞાન આવી જવાથી તેની વિશદતા નષ્ટ થઈ જાય છે એટલે આવા જ્ઞાનને પ્રત્યક્ષ જ્ઞાન કહી શકાય નહિ.

પ્રત્યક્ષના બે ભેદ છે. (૧) **સાંવ્યવહારિક પ્રત્યક્ષ** અને (૨) **પારમાર્થિક પ્રત્યક્ષ.**

**સાંવ્યવહારિક પ્રત્યક્ષ :** જે પ્રમાણ પારમાર્થિક દૃષ્ટિએ પ્રત્યક્ષ (સ્પષ્ટ) નથી પરંતુ બીજા જ્ઞાનો કરતાં કાંઈક સ્પષ્ટ હોવાથી, લોકવ્યવહારમાં જે પ્રત્યક્ષ મનાય છે તે **સાંવ્યવહારિક પ્રત્યક્ષ** કહેવાય છે. વાસ્તવમાં તો સાંવ્યવહારિક પ્રત્યક્ષ એ પરોક્ષ જ છે. ઉપર જે ઇન્દ્રિય પ્રત્યક્ષના ઉદાહરણો આપ્યા છે તે બધા સાંવ્યવહારિક પ્રત્યક્ષ છે. કારણ ઇન્દ્રિયો વડે આપણને જે જ્ઞાન થાય છે તે અનુમાનાદિ જ્ઞાનો કરતાં નિર્મળ અવશ્ય છે, પરંતુ તેમાં પૂરી નિર્મળતા ઉપલબ્ધ થતી નથી તેથી તેને પારમાર્થિક પ્રત્યક્ષ કહી શકાય નહિ. દાખલા તરીકે, સ્પર્શેન્દ્રિય વડે શીત, ઉષ્ણ આદિ સ્પર્શોનું જ્ઞાન અવશ્ય કરાય છે, પરંતુ તેનાથી તે પદાર્થોની પૂરેપૂરી શીતળતા કે ઉષ્ણતાને જાણવી અસંભવ છે. થરમોમિટર જેવા ગરમીમાપક યંત્રો જ્યારે કોઈ પદાર્થને ૮૦ કે ૯૦ ડીગ્રી જેટલો ગરમ બતાવે છે ત્યારે તે પદાર્થ આપણને સ્પર્શેન્દ્રિય વડે

ઠંડો લાગે છે, અને જ્યારે તેમાં ૧૦૧ થી ૧૦૨ ડીગ્રી ગરમી બતાવે ત્યારે આપણને માંડ એક બે ડીગ્રી જેટલો તે ગરમ લાગે છે. જે જ્ઞાનમાં આવી જાતનો વિસંવાદ હોય તે જ્ઞાનને પ્રત્યક્ષ કેમ કહી શકાય? આ મુશ્કેલીનું સ્પષ્ટ કારણુ એ છે કે આપણા શરીરમાં ૯૮ અથવા ૯૮⅘ ડિગ્રી ઉષ્ણતા સદા વર્તમાન હોય છે. એટલે આપણી સ્પર્શેન્દ્રિયના ત્રાજવામાં ૯૮ કે ૯૮⅘ ડિગ્રીનો પાસંગ સદા રહે જ છે જે આપણને સ્પર્શનું યથાર્થ જ્ઞાન થવા દેતો નથી.

આજ સ્થિતિ રસેંદ્રિયના સંબંધમાં પણુ છે. જે વસ્તુ એક વ્યક્તિને ભારે તીખી લાગે છે તે જ વસ્તુ બીજાને ઓછી તીખી લાગે છે. જો બધા માણુસો અને પશુ પક્ષીઓના અનુભવો ઉપર વિચાર કરવામાં આવે તો બધામાં કાંઇ ને કાંઇક વિશેષતા દેખાશે. તેમાંથી કયો અનુભવ નિર્મળ છે તે કેમ કહી શકાય? હાં, ગંભીરતાપૂર્વક વિચારવાથી એટલું અવશ્ય જણાશે કે કોઇ પણ અનુભવ પૂર્ણ નિર્મળ નથી. કારણુ રસેંદ્રિયના પરમાણુઓનો પ્રભાવ બધાંને વિકૃત કરી દે છે. આ જ કારણુ છે કે માણુસને એક જ વસ્તુનો સ્વાદ સદા એક સરખો લાગતો નથી. નીરોગી અવસ્થામાં જે સ્વાદ જણાય છે તે પિત્ત-જ્વર સ્થિતિમાં જણાતો નથી. હરડે ખાધા પછી પાણીનો સ્વાદ મીઠો લાગે છે. એના સંબંધમાં જો એમ કહેવામાં આવે કે તે તો હરડેના પરમાણુઓનો પ્રભાવ છે તો તે પણ એકાંશે સત્ય છે. પરંતુ જે પરમાણુઓથી રસેંદ્રિયની રચના થઈ છે તેના રસનો પ્રભાવ પણ અવશ્ય પડે જ છે. રસેંદ્રિયના પરમાણુઓ નીરસ નથી હોતા એટલે રસેંદ્રિય વડે કોઈ વસ્તુના શુદ્ધ સ્વાદની પ્રતીતિ થઈ શકતી નથી.

જે વાત રસેંદ્રિયના સંબંધમાં કહેવામાં આવી છે તે ઘ્રાણેંદ્રિયના વિષયમાં પણ કહી શકાય. કારણુ તેમની રચના જે પરમાણુઓથી થઈ છે તેમાં ગંધ અવશ્ય છે અને તેનો પ્રભાવ પણ અવશ્ય પડે છે. આ જ કારણુ છે કે કોઇ માણુસને કોઈ એક પદાર્થ વધારે સુગંધિત જણાય છે તો તે જ પદાર્થ બીજા માણુસને અલ્પ સુગંધિત જણાય છે. નિષ્કર્ષ એ છે કે ગંધના વિષયમાં પણ જુદી જુદી વ્યક્તિઓના જુદા જુદા અનુભવો હોય છે. અને તે અનુભવોમાંથી કોઇ પણ અનુભવને પૂર્ણ નિર્મળ કહી શકાય નહિ.

ચક્ષુરિન્દ્રિયના અનુભવોની ભૂલો તો એકદમ સુસ્પષ્ટ છે. જે સૂર્ય અને ચંદ્રને આપણે થાળી જેવડા અને પર્વતના શિખરથી થોડા જ અદ્ધર જોઇએ છીએ, તે ખરેખર તો ઘણા મોટા અને ઘણા દૂર છે. જોવામાં પણ આપણને નજીક અને દૂરનો પ્રભાવ અવશ્ય પડે છે. પદાર્થ જેટલો સન્નિકટ હોય તેટલો તે મોટો દેખાય છે. આંખો સાથે સંયુક્ત કરેલો પદાર્થ દેખાતો નથી. આંખની સાથે સંયુક્ત પદાર્થ બિલકુલ ન દેખાય તેવું ન બને તો પણ તે તેવડો જ દેખાય છે જેવડી આપણી આંખો હોય છે. આ રીતે દેખાવું પણ એક રીતે નિરર્થક છે. આ તો આકારની વાત થઈ. હવે રંગની વાત ઉપર પણ વિચાર કરીએ. સૂર્યના પ્રકાશમાં જે વસ્તુ જે રંગની દેખાય છે તે વસ્તુ ચંદ્ર, વિજળી આદિના પ્રકાશમાં તે રંગની દેખાતી

નથી. આથી પણ કલ્પી શકાય છે કે પ્રકાશના પ્રભાવથી આપણું રૂપદર્શન અવશ્ય વિકૃત થઇ જાય છે. પ્રકાશાદિ વગર જ્યારે રૂપ જાણી શકાતું નથી ત્યારે નેત્રથી રૂપનું નિર્મળ જ્ઞાન હોવું અશક્ય છે.

આ જ રીતે શ્રવણેન્દ્રિય વડે શબ્દના વાસ્તવિક સ્વરૂપનો પ્રતિભાસ થઇ શકતો નથી. તેના ઉપર પણ નિકટતા, સુદૂરતા અને શ્રવણેન્દ્રિયની ગ્રહણશક્તિનો પ્રભાવ અવશ્ય પડે છે.

જો આત્મા અને અર્થ વિષયના સાક્ષાત્ સંબંધથી જ્ઞાન થાય તો તે એકદમ યથાર્થ કહી શકાય. જો તે જ્ઞાન પ્રતિભાસ એટલે કે ઇન્દ્રિયો વડે, બાહ્ય પરિસ્થિતિથી પ્રભાવિત થઇને આત્મામાં પહોંચશે, તો તે કદી પણ નિર્મળ રહી શકશે નહિ. તેથી ઇન્દ્રિય જ્ઞાનને વાસ્તવિક પ્રત્યક્ષ બતાવવામાં આવેલ નથી. ઇન્દ્રિયોથી થતાં જ્ઞાનને **સાંવ્યવહારિક પ્રત્યક્ષ** કહેવામાં આવેલ છે.

(૨) **પારમાર્થિક પ્રત્યક્ષ** : ઇન્દ્રિયાદિની સહાયતા વગર જે જ્ઞાન કેવળ આત્માથી જ થાય છે તે **પારમાર્થિક પ્રત્યક્ષ** છે. આપણા જેવાને પારમાર્થિક પ્રત્યક્ષ ઉપલબ્ધ નથી. એટલે પારમાર્થિક પ્રત્યક્ષનું અનુભૂત ઉદાહરણ આપી શકાય નહિ. હાં, આટલું જ કહી શકાય કે પ્રત્યેક જ્ઞાન સ્વરૂપથી પ્રત્યક્ષ છે. લઘીયસ્ત્રય ટીકામાં કહેલ છે કે, '**ज्ञानस्य बाह्यार्थापेक्षयैव वैशद्यावैशद्ये देवैः प्रणीते। स्वरूपापेक्षया सकलमपिज्ञानं विशदमेव, स्वसंवेदने ज्ञानान्तराव्यवधानात्।**

અર્થાત્ જ્ઞાનની વિશદતા અને નિર્મળતા તેમજ અવિશદતા અને અસ્પષ્ટતા બાહ્ય પદાર્થોની અપેક્ષાથી જ છે. સ્વરૂપની અપેક્ષાથી તો દરેક જ્ઞાન પ્રત્યક્ષ જ છે. આને સ્વાનુભવ પારમાર્થિક પ્રત્યક્ષનું ઉદાહરણ કહી શકાય. કારણ પદાર્થોને જાણવા માટે ઇન્દ્રિયાદિકની સહાય લેવી પડે છે. પરંતુ પોતાના જ્ઞાનને જાણવા માટે ઇન્દ્રિયોની મદદ લેવી પડતી નથી કે જેથી સ્વાનુભવ વિકૃત કહી શકાય. જ્ઞાનના જે પ્રત્યક્ષ અને પરોક્ષ એવા ભેદ છે તે પણ પરપ્રકાશતાની દૃષ્ટિથી જ કરાય છે. આચાર્ય ઉમાસ્વાતિએ પણ–**आद्ये परोक्षम्–प्रत्यक्ष मन्यत्**–સૂત્રો વડે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનને પરોક્ષ સંજ્ઞા આપી છે અને અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન તથા કેવળ જ્ઞાનને પ્રત્યક્ષ જ્ઞાન કહ્યા છે. આ વિભાગો પરપ્રકાશતાની અપેક્ષાથી કરવામાં આવ્યા છે.

**પારમાર્થિક પ્રત્યક્ષના ભેદો :** પારમાર્થિક પ્રત્યક્ષના આપણે ત્યાં ત્રણ ભેદો માનવામાં આવ્યા છે. અને તે અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાનના નામથી ઓળખાય છે.

**અવધિજ્ઞાન :** "**सकलरूपिद्रव्यविषयकजातीयात्म मात्रापेक्ष ज्ञानमवधिज्ञानमः**" અર્થાત્ ઇન્દ્રિયોની સહાયતા વગર દ્રવ્ય, ક્ષેત્ર, કાળભાવની મર્યાદાપૂર્વક રૂપી પદાર્થોને સ્પષ્ટ જાણનારૂં જ્ઞાન અવધિજ્ઞાન છે. તેના અનુગામી, અનનુગામી, હીયમાન, વર્ધમાન, પ્રતિપાતિ અને અપ્રતિપાતિ રૂપે છ ભેદો છે.

અનુગામી : સૂર્યના પ્રકાશની માફક પોતાના ઉત્પત્તિ ક્ષેત્રથી અન્યત્ર પણ સાથે જનારૂં અવધિજ્ઞાન અનુગામિક અવધિજ્ઞાન કહેવાય છે. પોતાના ઉત્પત્તિ સ્થાન પર જ વિષયનો બોધ કરાવનારૂં અને અન્યત્ર ન કરાવનારૂં જ્ઞાન અનાનુગામિક અવધિજ્ઞાન કહેવાય છે. જેમકે, પ્રશ્નાદેશ પુરુષનું જ્ઞાન. પ્રશ્નાદેશ પુરુષ કોઈ ખાસ સ્થાન પર જ પૂછેલા પ્રશ્નોનો સાચો જવાબ આપી શકે છે; પરંતુ બીજા સ્થાનો પર આપી શકતો નથી. તેવી જ રીતે અનાનુગામિક અવધિજ્ઞાન પણ જ્ઞાનોત્પત્તિના સ્થાન પર જ્ઞાન કરાવે છે, અન્યત્ર નહિ. જે જ્ઞાન પોતાના ઉત્પત્તિ ક્ષેત્રથી ક્રમશઃ પદાર્થોને જાણતું અને વધતું જાય તે વર્ધમાન અવધિજ્ઞાન છે. અરણિક નામના બે કાષ્ઠોને ઘસવાથી ઉત્પન્ન થએલો અગ્નિ બળતણનો સંયોગ મળતાં જેમ વર્ધમાન થાય છે, તેવી રીતે જે અવધિજ્ઞાન પરમ શુભ અધ્યવસાયના નિમિત્તો પામી વધતું જાય છે તે વર્ધમાન અવધિજ્ઞાન કહેવાય છે. સળગતા અગ્નિમાંથી બળતણ કાઢી નાખતાં જેમ અગ્નિ મંદ, મંદતર અને મંદતમ થતો જાય છે તેમ જે અવધિજ્ઞાન ઉત્પત્તિ સમયે જેટલા ક્ષેત્રને પ્રકાશિત કરતું હતું, તે ક્રમશઃ હીન હીનતર અને હીનતમ થતું જાય, તે હીયમાન અવધિજ્ઞાન છે. જેમ જળમાં ઉત્પન્ન થએલા તરંગો સમૂળ વિનષ્ટ થઇ જાય છે, તેમ જે અવધિજ્ઞાન ઉત્પત્તિ પછી સમૂળ નષ્ટ થઈ જાય તે પ્રતિપાતિ અવધિજ્ઞાન છે. જેમ પુરુષવેદ (પુરુષ ચિહ્ન) જ્યાં સુધી પુરુષ પર્યાય રહે છે ત્યાં સુધી ટકી રહે છે તેમ જે અવધિજ્ઞાન કેવળજ્ઞાનની પ્રાપ્તિ સુધી અથવા યાવજ્જીવન ટકી રહે છે તે અપ્રતિપાતિ અવધિજ્ઞાન કહેવાય છે.

**મનઃપર્યવજ્ઞાન : मनोमात्र साक्षात्कारि मनःपर्यवज्ञानम्–** ઇન્દ્રિયાદિકની સહાયતા વગર મનને સાક્ષાત્ કરનારું જ્ઞાન તે મનઃપર્યવજ્ઞાન કહેવાય છે. મનઃપર્યવજ્ઞાન મનની પર્યાયોને ચિંતનીય પદાર્થના નિમિત્તથી ઉત્પન્ન થનારી આકૃતિઓ, અવસ્થાઓ, પરિણામોને પ્રત્યક્ષરૂપે જાણવામાં સમર્થ છે. મનમાં જે બાહ્ય પદાર્થોનું ચિંતન કરાય છે તે પદાર્થો અનુમાનથી જ જણાય છે. મનઃપર્યવજ્ઞાની આવી જાતનું અનુમાન કરે છે કે 'અમુક પદાર્થોનું ચિંતન કર્યા વગર મનની અમુક આકૃતિઓ થઈ શકે નહિ.' આવી જાતની અન્યથાનુપપત્તિથી તે બાહ્ય ઘટ–પટાદિ પદાર્થોને જાણી લે છે.

મનઃપર્યવજ્ઞાન બે પ્રકારનું છે (૧) ઋજુમતિ અને (૨) વિપુલમતિ. ઋજુ એટલે સામાન્ય અને સામાન્યને ગ્રહણ કરનારી મતિ તે ઋજુમતિ. સામાન્યનો અર્થ દર્શન અભિપ્રેત નથી. સામાન્ય એટલે વિપુલમતિની અપેક્ષાએ થોડા વિશેષ ધર્મો ઇષ્ટ છે. અન્યથા જો ઋજુમતિ વિશેષ ધર્મોને ન જાણે અને માત્ર સામાન્યને જ જાણે તો તે મનઃપર્યવ દર્શન થઇ જશે.

વિપુલમતિ : ઘણા વિશેષોને જાણનારી મતિને વિપુલમતિ કહેવાય છે. ઋજુમતિથી માત્ર એટલી જ પ્રતીતિ થાય છે કે એણે ઘટનું ચિંતન કર્યું છે. પરંતુ વિપુલમતિથી તેજ ઘટ સેંકડો પર્યાયો સહિત જણાય છે. અભિપ્રાય આ છે કે ઋજુમતિ મનની સ્થૂલ પર્યાયોને પ્રત્યક્ષ કરે છે

અને વિપુલમતિ મનની પર્યાયોની સૂક્ષ્મતર વિશેષતાઓને પણ પ્રત્યક્ષ કરે છે એટલે તે બાહ્ય પદાર્થોની પણ સેંકડો વિશેષતાઓનું અનુમાન કરી લે છે.

**एते च द्वे ज्ञाने विकलविषयत्वाद् विकलप्रत्यक्षे परिभाष्येते।** એટલે અવધિજ્ઞાન અને મનઃ પર્યવજ્ઞાન વિકલ–પ્રત્યક્ષ અર્થાત્ દેશ પ્રત્યક્ષ છે. માત્ર કેવળજ્ઞાન જ સકળ પ્રત્યક્ષ છે. આનો એ અર્થ નથી કે આ બંનેમાં નિર્મળતા ઓછી છે. નિર્મળતા તો બધામાં સરખી જ છે. પરંતુ અવધિજ્ઞાન અને મનઃ પર્યવજ્ઞાન બધા દ્રવ્યો અને બધા પર્યાયોને નથી જાણતા એટલે તે બંને દેશ પ્રત્યક્ષ અથવા વિકલ પ્રત્યક્ષ કહેવાય છે.

**કેવળજ્ઞાન : निखिलद्रव्यपर्यायसाक्षात्कारि केवलज्ञानम्।** અર્થાત્ સમસ્ત દ્રવ્યો અને સમસ્ત પર્યાયોને સાક્ષાત્ કરનારૂં જ્ઞાન તે કેવળજ્ઞાન છે. આ જ્ઞાન બધા પદાર્થોને જાણે છે એટલે સકળ પ્રત્યક્ષ પણ કહેવાય છે. કેવળજ્ઞાનનું કારણ સમસ્ત આવરણના ક્ષયરૂપ એક જ છે. તેથી કેવળજ્ઞાનને કોઈ ભેદ નથી. તે એક જ પ્રકારનું છે.

અત્રે આવરણ કર્મ જ સમજવા જોઇએ. પોતાના વિષયમાં પ્રવૃત્તિ કરનારા આપણા લોકોનું જ્ઞાન આવરણયુક્ત છે.

કોઇ આ સ્થાને શંકા કરે કે સમસ્ત પદાર્થોનું જ્ઞાન કથમપિ સંભવિત નથી તો તે તેની આ શંકા બરાબર નથી. જો સમસ્ત પદાર્થોનું જ્ઞાન અશક્ય હોત તો વ્યાપ્તિજ્ઞાન એટલે કે તર્કનો જ અભાવ થઈ જાત. આપણું જ્ઞાન સાવરણ ન હોત તો તેમાં અસ્પષ્ટતા ન રહેત. જ્ઞાનની અસ્પષ્ટતા જ તેની આવરણ યુકતતામાં પ્રમાણ છે. આ આવરણના આંશિક વિલયથી સમ્યગ્જ્ઞાન, સમ્યદર્શન અને સમ્યક્ચારિત્ર પ્રગટ થતાં જાય છે અને સમસ્ત આવરણના આત્યંતિક વિલયથી કેવળજ્ઞાન, સકળ પ્રત્યક્ષનો આવિર્ભાવ થાય છે.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં શ્રી ગૌતમસ્વામી કેશી સ્વામીને જવાબ આપે છે કે ઇન્દ્રિયો વિષયો તરફ ભાગતી રહે છે. રસ્તામાંથી જેવા આપણે પસાર થયા, એક સુંદર–આકર્ષક મકાન દૃષ્ટિગોચર થયું, એક સુંદર આકૃતિ અને કાયા દૃષ્ટિનો વિષય થઇ અથવા કોઈ ચિત્તાકર્ષક મોટરગાડી આંખ સામે આવીને ઊભી રહી–હજુ તમો તેને સુંદર કહો તે પહેલાં જ ઇન્દ્રિયો ત્યાં પહોંચી ગઈ હોય છે! એવું ન માનશો કે સુંદર આકૃતિ જોઈ આકર્ષણ ઊભું થાય છે. ખરી હકીકત તો એ છે કે આપણે આકર્ષિત થઇએ છીએ માટે તો આપણને આકૃતિ સુંદર દેખાય છે! સામાન્યતયા આપણી માન્યતા હોય છે કે આપણને આકૃતિ આકર્ષક લાગે છે કારણ કે તે સુંદર છે. પરંતુ હકીકત એનાથી ઊલટી હોય છે. આકૃતિ સુંદર એટલા માટે લાગે છે કે તે આપણને આકર્ષિત કરી ચૂકી હોય છે. અન્યથા તે જ આકૃતિ બીજાને સુંદર નથી પણ લાગતી હોતી!

ઇન્દ્રિયોની ગતિ સૂક્ષ્મ છે. આપણે શરીરને અડીએ ત્યારે જ ઇન્દ્રિયો સ્પર્શે છે એમ નથી. ઇન્દ્રિયોના સ્પર્શવાના અલગ માર્ગો છે. આંખ જોતાંવેંત સ્પર્શી લે છે. જેમ જોવું એ આંખના

સ્પર્શની પ્રક્રિયા છે તેમ સાંભળવું તે કાનના સ્પર્શની પદ્ધતિ છે અને સ્પર્શ એ હાથના સ્પર્શનો ઢંગ છે. ઇન્દ્રિયોનો અર્થ જ છે-સ્પર્શની વ્યવસ્થાનું ઉપકરણ. ઇન્દ્રિયો સદા સ્પર્શવા આતુર હોય છે. જે વ્યક્તિ ઇન્દ્રિયોને વિષયો સુધી જતાં અટકાવવા ઇચ્છતી હોય તેણે ઇન્દ્રિયોની આ સૂક્ષ્મ સ્પર્શ વ્યવસ્થા પ્રત્યે જાગૃત રહેવું પડશે. કારણ આ સ્પર્શવ્યવસ્થા અતિ સૂક્ષ્મ છે. ઇન્દ્રિયોના સ્પર્શની પ્રક્રિયા એટલી ઝડપી હોય છે કે તેની પ્રતીતિ ત્યારે જ જણાય છે જ્યારે તે ઘટિત થઈ જાય છે.

સંયમીનો અર્થ જ એ છે કે ઇન્દ્રિયોથી ઉપકરણનું કામ લેવું, ભોગનું નહિ. સંયમીનો અર્થ જ એ છે, જે ઇન્દ્રિયોથી ભોગતો નથી કેવળ તેનો ઉપયોગ લે છે. અસંયમીનો અર્થ એ છે કે જે ઇન્દ્રિયોથી ઉપયોગ ઓછો લે છે અને ભોગ વધુ લે છે. આંખથી દેખવું તે ઉપયોગ છે. આંખથી ભોગવું કે સ્પર્શવું ઉપયોગ નથી. ભોગ બંધન છે. ઉપયોગ બંધન નથી.

શ્રી કેશીકુમાર શ્રમણનો પ્રશ્ન અસ્પષ્ટ હતો એટલે શ્રી ગૌતમ સ્વામીએ પોતાની પ્રજ્ઞાથી તેનું તાત્પર્ય સમજી તે જ રીતે તેનો ઉત્તર વાળવા પ્રયત્ન કર્યો. પ્રશ્નનો જવાબ સચોટ અને અસરકારક હતો, પરંતુ જે જાતનો પ્રશ્ન હતો તે જ જાતનો નામ-નિર્દેશશૂન્ય છતાં પ્રશ્નને લગતો જ તેનો જવાબ હતો. અંતે કેશીકુમારને ફરી પ્રશ્ન કરવો પડયો: 'હે પ્રભો ! જે હજારો શત્રુઓ વચ્ચે તમે ઊભા છો તે બધા તમને જીતવા ઇચ્છે છે, તમો તેઓને કેવી રીતે જીત્યા?' આ મૂળભૂત પ્રશ્નને વધારે સ્પષ્ટતાથી ખ્યાલમાં લેવા તે જ સંબંધમાં પુનઃ પૂછે છે:

सत्तूय इइके वुत्ते केसीगोयममब्बवी ।
तओ केसिं बुवंतं तु गोयमो इणमब्बवी ॥ ३७

કેશીકુમાર શ્રમણે ગૌતમ પ્રભુને પૂછયું: 'તે શત્રુ કયા?'-આ રીતે કેશીશ્રમણ વડે પૂછવામાં આવતાં, શ્રી ગૌતમ સ્વામી જવાબ આપે છે:

આપણે શત્રુઓ વચ્ચે ઘેરાએલા છીએ. આ બધા શત્રુઓ શરીરને હાનિ પહોંચાડતા જણાતાં નથી. આત્મા ઉપર તેમના અનવરત પ્રહારો ચાલુ છે. તે શત્રુઓ અને તેમની શક્તિઓને જો યથાર્થ રીતે ઓળખી લેવામાં ન આવે તો આપણે તેના વશવર્તી અને શિકાર બની જઈએ. પરંતુ આપણે તેમને યથાર્થ રીતે ઓળખી લઇએ તો શત્રુઓને હાંકી કાઢવાનું કામ ડાબા હાથનું બની જાય.

# જ્ઞાનનું સૌંદર્ય

પ્રત્યક્ષના બે ભેદો સાંવ્યવહારિક પ્રત્યક્ષ અને પારમાર્થિક પ્રત્યક્ષમાંથી પારમાર્થિક પ્રત્યક્ષની વાત ગઈ કાલે આપણે પૂર્ણ કરી. આજે સાંવ્યવહારિક પ્રત્યક્ષના ભેદ-પ્રભેદોની વિસ્તૃત સમજણ માટેનો પ્રયત્ન પ્રારંભ કરીએ. પરંતુ આપણે તેની વિસ્તૃત સમજણ માટેનો પ્રયત્ન પ્રારંભ કરીએ ત્યારે આપણે એ હકીકત ભૂલવી ન જોઇએ કે, સાંવ્યવહારિક પ્રત્યક્ષ લૌકિક દૃષ્ટિએ જ પ્રત્યક્ષ જ્ઞાન છે; આધ્યાત્મિક દૃષ્ટિથી તો તે પરોક્ષ જ છે. જે જ્ઞાન આત્મા અને વિષયોના સંબંધથી સીધું ઉત્પન્ન થાય છે, વચ્ચે ઇન્દ્રિયો કે મનના માધ્યમની અપેક્ષા નથી રાખતું, તે જ પારમાર્થિક દૃષ્ટિએ પ્રત્યક્ષ જ્ઞાન છે. જે જ્ઞાનમાં ઇન્દ્રિયો કે મનના માધ્યમની અપેક્ષા છે તે લૌકિક દૃષ્ટિથી પ્રત્યક્ષ જ્ઞાન ગણાય છે; લોકોત્તર દૃષ્ટિમાં તો તે પરોક્ષ જ્ઞાન જ છે.

**સાંવ્યવહારિક પ્રત્યક્ષના** ચાર ભેદ છે. (૧) **અવગ્રહ** (૨) **ઇહા** (૩) **અવાય** અને (૪) **ધારણા.**

**અવગ્રહ** : ઇન્દ્રિયાદિકો વડે જે જ્ઞાન પદાર્થને સામાન્ય રીતે ગ્રહણ કરે છે તે જ્ઞાન તે અવગ્રહ છે. જેમકે, દૂરથી કોઈ લાંબી વસ્તુનું સામાન્ય જ્ઞાન થવું. અવગ્રહથી જાણેલી વસ્તુમાં વિશેષ આકાંક્ષારૂપ જ્ઞાન **ઇહા** છે. જેમકે, તે દૂરથી લાંબી જણાતી વસ્તુ માણસ હોવી જોઇએ. આમ ઇહા થવાથી સંશય નષ્ટ થઈ જાય છે. સંશયમાં હાલક ડોલક સ્થિતિ હોય છે. બન્ને બાજુ નમતું જ્ઞાન હોય છે. કોઇ નિર્ણય હોતો નથી. જેમકે, સંશયમાં 'આ માણસ છે કે ઠુંઠું'– એવી જ્ઞાનની અનિર્ણયાત્મક સ્થિતિ રહે છે. પરંતુ ઇહામાં બન્ને બાજુ ઝૂકાવ રહેતો નથી. તે માણસ હોવો જોઇએ એમ માણસ બાજુ આ જ્ઞાન નમે છે; ઠૂંઠાની પ્રતીતિ તેમાં હોતી નથી. ઇહાથી જાણેલા પદાર્થનો પૂર્ણ નિશ્ચય થઈ જવો તે **અવાય** છે. જેમકે, 'આ માણસ જ છે.' અવાયજ્ઞાનની આવી દૃઢતા થઇ જાય કે જેથી કાલાંતરમાં પણ તેની સ્મૃતિ થઇ શકે, તે ધારણા છે. આ ચારે જ્ઞાન પાંચ ઇન્દ્રિયો અને મનથી થાય છે. એટલે સાંવ્યવહારિક પ્રત્યક્ષના ૬×૪=૨૪ ભેદ માનવામાં આવે છે.

અવગ્રહના બે ભેદ કરવાથી ચાર ભેદ બીજા વધી જાય છે. અવગ્રહના બે ભેદ છે. **વ્યંજનાવગ્રહ** અને **અર્થાવગ્રહ**. વ્યંજન શબ્દનો અર્થ છે, અવ્યક્ત અથવા અપ્રગટ. આપણે ઊંઘમાં હોઇએ અને કોઈ આપણને જગાડવા માટે સાદ પાડે તો આપણે પ્રગાઢ નિદ્રામાં હોવાથી, પાડવામાં આવેલા તે સાદો આપણે સાંભળી શકતા નથી. છતાં તેની ન જણાતી પણ સામાન્ય અસર તો થાય જ છે. આવી અવ્યક્ત અસર, જે અર્થાવગ્રહનું પૂર્વવર્તી અતિ અસ્પષ્ટ જ્ઞાન છે અર્થાત્ આપણાં જાગતાં પહેલાં જે બે ત્રણ અવાજો આપણને જગાડવા માટે કરવામાં આવેલા તે અવાજો આપણે સાંભળી શકયા નહિ, પણ તે અવાજોએ આપણને જગાડવામા,

આપણાં જાગતાં પૂર્વે જે અસરકારક ભાગ ભજવ્યો, કે જેને કારણે ચોથા અવાજે આપણે જાગી ગયા, તે પૂર્વવર્તી અવાજોથી થતું અસ્પષ્ટતમ જ્ઞાન તે વ્યંજનાવગ્રહ જ્ઞાન છે. આ વ્યંજનાવગ્રહ આંખ અને મન સિવાયની બાકીની ચાર પ્રાપ્યકારી ઇન્દ્રિયોથી થાય છે. આંખ અને મન અપ્રાપ્યકારી છે. અપ્રાપ્યકારીનો અર્થ એ છે કે, નથી તો પદાર્થો આંખ અને મન સાથે જોડાતાં કે નથી તો આંખ અને મન પદાર્થો સાથે જોડાતાં. આંખ અને મન પદાર્થો સાથે સંયુક્ત થયા વગર દૂરથી જ પદાર્થોને ગ્રહણ કરી શકે છે. એટલે આંખ અને મન અપ્રાપ્યકારી કહેવાય છે.

અમુક દાર્શનિકોની માન્યતા છે કે નેત્રોમાંથી કિરણો નીકળી પદાર્થ ઉપર પડે છે. જ્યારે વૈજ્ઞાનિકોનું મંતવ્ય આનાથી વિપરીત છે. વૈજ્ઞાનિકોની માન્યતા છે કે, પ્રત્યેક પદાર્થમાંથી કિરણો નીકળે છે અને આંખ ઉપર પડે છે. જૈનદર્શન એને વર્ણાદિવિકાર પરિણત છાયા માને છે. આ રીતે તેમની માન્યતા વૈજ્ઞાનિકોની માન્યતા સાથે મેળ ખાતી નથી. કારણ આંખોથી કિરણો દેખાતાં નથી. દેખાય છે સ્થૂલ પદાર્થ કે જે નેત્રોથી દૂર છે. આ રીતે ચાર ઇન્દ્રિયો એટલે શ્રોત્રેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, રસેંદ્રિય અને સ્પર્શેન્દ્રિય જ પ્રાપ્યકારી છે. આ રીતે વ્યંજનાવગ્રહના ચાર ઇન્દ્રિયોના ચાર ભેદો વધતાં, પૂર્વે બતાવેલા ૨૪ ભેદમાં ૪ ભેદ ઉમેરાતાં, સાંવ્યવહારિક પ્રત્યક્ષના ૨૮ ભેદ થયા. સાંવ્યવહારિક પ્રત્યક્ષ દ્વારા ગ્રહણ કરેલા પદાર્થો ૧૨ પ્રકારના હોય છે. તે બાર પ્રકાર આ પ્રમાણે છે–બહુ, એક, બહુવિધ, એકવિધ, ક્ષિપ્ર, ચિર, નિસૃત, અનિસૃત, ઉક્ત, અનુક્ત, ધ્રુવ અને અધ્રુવ. સાંવ્યવહારિક પ્રત્યક્ષના ૨૮ ભેદોમાંથી પ્રત્યેક ભેદ બાર જાતના પદાર્થોને વિષય કરે છે એટલે ૨૮×૧૨=૩૩૬ ભેદ થયા.

તમે કહેશો કે પહેલાં પ્રત્યક્ષનું લક્ષણ કહેતાં આપે ફરમાવ્યું હતું કે, પ્રત્યક્ષ જ્ઞાનને બીજા જ્ઞાનની અપેક્ષા નથી રહેતી. પરંતુ અત્યારે આપે જે અવગ્રહ, ઇહા, અવાય અને ધારણાના લક્ષણો બતાવ્યા તે મુજબ તો ઇહાને અવગ્રહની, અવાયને ઇહાની અને ધારણાને અવાયની સહાય અનિવાર્ય છે. તો પછી આપનાં કથન મુજબ જ ઇહાદિને પરોક્ષ કેમ ન માની શકાય ?

તમારી આ શંકા સ્થાને છે પરંતુ આ વાતને જરા સૂક્ષ્મતાથી સમજવી પડશે. સૂક્ષ્મતાથી સમજશો તો આ બધા જ્ઞાનોની પ્રત્યક્ષતા રૂપ વિશેષ પ્રતિભાસની નિર્મળતા અવશ્ય ધ્યાનમાં આવી જશે. તે મુજબ એક જ પ્રતિભાસ જ્યારે વિશેષરૂપ ધારણ કરે છે ત્યારે તેની સ્પષ્ટતા ખોવાઈ જતી નથી એટલે તે પ્રત્યક્ષ જ કહેવાય છે. ધૂમાડાને જોઈને, 'જ્યાં જ્યાં ધૂમ ત્યાં ત્યાં અગ્નિ'–એવી વ્યાપ્તિના સ્મરણપૂર્વક અગ્નિનું જ્ઞાન થાય છે ત્યારે તે જ્ઞાન પહેલાના વિષયને છોડી, બીજા વિષયને વિષય કરવા લાગે છે એટલે તે પરોક્ષ કહેવાય છે. પરંતુ ઇહા જ્ઞાનમાં અવગ્રહનો વિષય છૂટતો નથી પરંતુ તે અવગ્રહ જ્ઞાન પણ ઇહા જ્ઞાનમાં અન્તર્હિત થઈ જાય છે.

જેમકે, દૂરથી આપણને કોઈ લાંબા પદાર્થનું જ્ઞાન થયું એટલે અવગ્રહરૂપ જ્ઞાન જન્મ્યું. ત્યાર પછી જ્યારે અતિ નિકટ પહોંચ્યા ત્યારે પ્રતીતિ થઈ કે, આ 'માણસ હોવો જોઇએ'–આ ઇહા જ્ઞાન થયું. અહિંઆ એમ ન કહી શકાય કે પહેલા જ્ઞાનનો વિષય જે લાંબાપણું છે તે બીજા જ્ઞાનનો વિષય નથી. બીજા જ્ઞાનમાં તો પ્રથમ જ્ઞાનનું લાંબાપણું અને બીજા જ્ઞાનનું મનુષ્યપણું બંને વિષય થઈ રહ્યા છે. એટલે જ આચાર્યોએ વિશદતા–નિર્મળતાના સ્વરૂપની સ્પષ્ટતા કરતાં કહ્યું છે કે, "प्रतीत्यन्तराव्यवधानेन विशेषवत्तया वा प्रतिभासनं वैशद्यम्" બીજા જ્ઞાનનું વ્યવધાન ન પડવું અથવા વિશેષ રૂપથી પ્રતિભાસ હોવો એ જ વૈશદ્ય–પ્રત્યક્ષતા છે.

આ બધા જ્ઞાનોમાં ઉત્તરોત્તર વિશેષતા પણ છે એટલે આ બધા જ્ઞાનોને ધારાવાહિક જ્ઞાનની માફક નિરર્થક પણ કહી શકાય નહિ.

પરોક્ષ પ્રમાણના પાંચ ભેદ છે. **સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, તર્ક, અનુમાન અને આગમ (શાબ્દ)**

**સ્મૃતિ**–अनुभवजन्य ज्ञानं स्मरणम्–પૂર્વે જાણેલા પદાર્થનો ખ્યાલ આવવો તે સ્મૃતિ છે. ધારણા જ્ઞાને આત્મામાં એવા સંસ્કારો ઉત્પન્ન કર્યા હતા કે જેથી કોઈ નિમિત્ત મળવા પર સ્મૃતિ થઈ જાય છે. વગર ધારણાએ સ્મૃતિ થઇ શકે નહિ. માટે બીજા જ્ઞાનના સહાયની અપેક્ષા રાખનાર (સાપેક્ષ) આ જ્ઞાન છે અને તેથી જ તે પરોક્ષ છે. પ્રત્યક્ષ વડે જ્યારે આપણે કોઇ પણ વસ્તુને જાણીએ ત્યારે આપણને જેટલું સ્પષ્ટ જ્ઞાન થાય છે તેટલું સ્પષ્ટ જ્ઞાન પરોક્ષમાં થતું નથી.

**પ્રત્યભિજ્ઞાન :** "अनुभवस्मृतिहेतुकं तिर्यगूर्ध्वतासामान्यादिगोचरं संकलनात्मकं ज्ञानं प्रत्यभिज्ञानम्" અર્થાત્ અનુભવ અને સ્મરણથી ઉત્પન્ન થનાર તિર્યક[1] સામાન્ય અને ઊર્ધ્વતા[2] સામાન્ય આદિને જાણનાર સંકલનારૂપ જ્ઞાન પ્રત્યભિજ્ઞાન છે. જેમકે, 'આ ગાય તે જ જાતિની છે.' 'રોઝ આણી ગાય જેવું હોય છે.' 'આ તે જ જિનદત્ત છે.' 'આ પણ તે જ અર્થને કહે છે.' 'આ તે જ માણસ છે જેને કાલે જોયો હતો.'

આ બધા દાખલાઓમાં પ્રત્યક્ષ અને સ્મરણના મળવાથી ઉત્પન્ન થએલું સંકલના રૂપ જ્ઞાન છે. આ બંનેના મળવાથી પ્રત્યભિજ્ઞાનરૂપ ત્રીજા જ જ્ઞાનનો જન્મ થયો. ઘણા દાર્શનિકો પ્રત્યભિજ્ઞાનને પ્રત્યક્ષમાં અન્તર્હિત કરે છે. પરંતુ પ્રત્યક્ષ જ્ઞાન તો સમ્બદ્ધ અને વર્તમાનને વિષય કરનારું છે એટલે પ્રત્યક્ષ જ્ઞાનમાં તો સામે રહેલી વ્યક્તિ જ વિષય થાય છે. અને પ્રત્યભિજ્ઞાનમાં તો તે વ્યક્તિમાં રહેનારી એકતા વિષય બને છે. પ્રત્યક્ષજ્ઞાન એકતાને વિષય કરવાની ક્ષમતાને ધરાવતું નથી. તે વ્યક્તિમાં રહેનારી એકતા સ્પષ્ટ જ્યારે જણાતી નથી ત્યારે સ્મરણની સહાય

---

૧. તિર્યક સામાન્ય એટલે એક કાળમા અનેક વ્યક્તિઓમા રહેનારી સમાનત તે.
૨ ઊર્ધ્વતા સામાન્ય–અનેક કાળોમાં પણ એક વ્યક્તિમાં મળી આવતી સમાનતા.

લઈ એકતાની પ્રતિષ્ઠા થાય છે. એટલે બીજા જ્ઞાનની સહાયની અપેક્ષા રાખનારું પ્રત્યભિજ્ઞાન અસ્પષ્ટ જ્ઞાન છે અને તેથી તે પરોક્ષ પ્રમાણનો એક સ્વતંત્ર ભેદ છે.

પ્રત્યભિજ્ઞાનના ઉપર્યુક્ત સ્વરૂપને જોઇ, ઘણા દાર્શનિકો, સ્મૃતિ અને પ્રત્યક્ષમાંથી તે જન્મ પામતું હોઈ, તેને તે બન્નેમાં વિભાજીત કરી નાખવાની અથવા તે બન્નેમાં વહેંચી નાખવાની વાતથી શી હાનિ છે તેમજ તેનું પૃથક્ વ્યક્તિત્વ માનવાનું કારણ પણ શું છે તેમ પ્રશ્ન કરે છે.

આના જવાબમાં જણાવવાનું કે અનુમાન અને તર્ક અવિનાભાવ સંબંધના જ્ઞાનને મેળવીને થાય છે પરંતુ તેથી તેનું સ્વતંત્ર વ્યક્તિત્વ ઝૂંટવાઈ જતું નથી. માતાપિતાથી જન્મનાર સંતાનનું વ્યક્તિત્વ માતાપિતામાં સમાઈ નથી જતું, પરંતુ તેનું પૃથક્ અને સ્વતંત્ર વ્યક્તિત્વ હોય છે તેમ પ્રત્યભિજ્ઞાનનું વ્યક્તિત્વ પણ પ્રત્યક્ષ અને સ્મૃતિથી ભિન્ન છે.

પ્રત્યભિજ્ઞાનના અનેક ભેદો છે. એકત્વ, પ્રત્યભિજ્ઞાન, સાદૃશ્ય પ્રત્યભિજ્ઞાન, વૈસાદૃશ્ય પ્રત્યભિજ્ઞાન આદિ.

એકત્વ પ્રત્યભિજ્ઞાનનું ઉદાહરણ ઉપર જણાવેલ 'આ તે જ માણસ છે, જેને કાલે જોયો હતો'–એના વડે એકતા બતાવવામાં આવે છે. જ્યાં બે પદાર્થોની સમાનતા બતાવવામાં આવે છે તે સાદૃશ્ય પ્રત્યભિજ્ઞાન છે. એનું ઉદાહરણ પણ ઉપર બતાવેલ છે તેમ રોઝ પ્રાણી ગાય જેવું છે. મોઢું ચંદ્ર સમાન છે. અત્રે એક વસ્તુનું જ્ઞાન પ્રત્યક્ષ છે અને બીજી વસ્તુનું જ્ઞાન પરોક્ષ છે. બંનેની સમાનતા તે સાદૃશ્ય પ્રત્યભિજ્ઞાનનો વિષય છે.

કોઈ કોઇ સાદૃશ્ય પ્રત્યભિજ્ઞાનનાં સ્થાને ઉપમાન પ્રમાણનો પ્રયોગ કરે છે. આમ તો આ રીતે કરવાથી કોઈ વિશેષ હાનિ થતી નથી. પરંતુ ઉપમાનમાં બધા ભેદોનો સમાવેશ થશે નહિ. બીજી વાત એ પણ છે કે–

उपमानं प्रसिद्धार्थसाधर्म्यात् साध्यसाधनम् ।
तद्वैधर्म्यात् प्रमाणं किं स्यात् संज्ञिप्रतिपादनम् ॥

इदमल्पं महद् दूरं भासन्नं प्रांशु नेति वा ।
व्यपेक्षातः समक्षेऽर्थे विकल्पः साधनान्तरम् ॥

અર્થાત્ કોઇ પ્રસિદ્ધ પદાર્થની સાદૃશ્યતાથી અપ્રસિદ્ધ પદાર્થને જાણવો. જો ઉપમાન પ્રમાણ હોય તો પ્રસિદ્ધ પદાર્થના વૈધર્મ્ય (વિલક્ષણતા)થી અપ્રસિદ્ધ પદાર્થને જાણનારૂં કયું પ્રમાણ કહેવાશે ? આ સિવાય પણ–આ એનાથી અલ્પ છે; આ એનાથી મહત્ છે; આ એનાથી દૂર છે; આ એનાથી લાંબું છે; આ એનાથી ટૂંકુ છે– આ પ્રકારના જે સાપેક્ષ જ્ઞાનો છે તે માટે પૃથક્ પ્રમાણો માનવા જોઈશે. કદાચ ઉપમાન પ્રમાણથી સદૃશતા અને વિસદૃશતાનું ગ્રહણ કરી લેવાય, તો પણ એકત્વ તો રહી જ જાય છે. એકત્વ એ જ પ્રત્યભિજ્ઞાનનું મૂળ છે.

વૈસાદૃશ્ય પ્રત્યભિજ્ઞાનઃ જેના વડે બે પદાર્થોની વિસદૃશતા જણાય તે વૈસાદૃશ્ય પ્રત્યભિજ્ઞાન કહેવાય છે. જેમકે, ઘોડો હાથીથી વિલક્ષણ છે. ગાય ભેંસથી વિલક્ષણ છે.

બે પદાર્થોની તુલના પણ પ્રત્યભિજ્ઞાનનો વિષય છે. જેમકે, આંબળાનું ઝાડ આંબાના વૃક્ષથી નાનું છે. એમાં આંબળાનું ઝાડ પ્રત્યક્ષ છે અને આંબાનું વૃક્ષ સ્મૃતિનો વિષય છે. જો કે બન્ને વસ્તુઓ આંખોની સામે હોય છે પરંતુ જે વખતે આપણે તુલના કરીએ છીએ તે વખતે એક જ વસ્તુ પ્રત્યક્ષનો વિષય રહી જાય છે. કારણ, તુલનાત્મક જ્ઞાન આંખોથી નહિ પણ વિચારવાથી થાય છે. માટે તે પરોક્ષ છે. કોઈને ઓળખવું એ પણ પ્રત્યભિજ્ઞાનનો વિષય છે. કારણ તેમાં તેનાં ચિહ્નો ભલે તેણે જોયાં હોય કે સાંભળ્યાં હોય, કોઈ પણ રીતે કેમ ન જાણેલાં હોય, તેનું સ્મરણ થાય છે અને વિચાર કરવાની જરૂર પણ હોય છે જેમકે–

रोमशो दन्तुरः श्यामो वामनः पृथुलोचनः ।
यस्तत्र चिपिटघ्राणस्तं चैत्रमवधारये: ॥

पयोऽम्बुभेदी हंसः स्याद् षट्पादैर्भ्रमरः स्मृतः ।
सप्तपर्णस्तु विद्वद्भि विज्ञेयो विषमच्छदः ॥

पञ्चवर्णं भवेद्रत्नं मेचकाख्यं पृथुस्तनी ।
युवती चैकशृंगोऽपि गण्डकः परिकीर्तितः ॥

જેનાં શરીરમાં ઘણી રોમરાઈ હોય, લાંબા દાંત હોય, જે શ્યામ વર્ણનો હોય, ઠીંગણો હોય, મોટી મોટી આંખો હોય, ચપટું નાક હોય, તેને ચૈત્ર સમજવો.

હંસ દૂધ અને પાણીને અલગ કરી દે છે. ભ્રમર છ પગવાળો હોય છે. વિષમચ્છદ સપ્તપર્ણ (સાત પાંદડાંવાળું) કહેવાય છે. મેચકરત્ન પાંચ વર્ણવાળું હોય છે. યુવતી પૃથુસ્તની હોય છે અને ગેંડો એક શીંગડાવાળો હોય છે–આ પ્રકારનાં વાકયોને સાંભળ્યાં પણ કોઈ માણસ ઉપર જણાવેલા ચિહ્નો અનુસાર ચૈત્ર, હંસ આદિને જોઈ તે વાકયોની યથાર્થતાનો અનુભવ કરે છે. અર્થાત્ આ રીતે જાણે છે કે આજ તે ચૈત્ર, હંસ, ભ્રમર આદિ છે. તો આ પણ સંકલન જ્ઞાન છે અને વિચાર સાપેક્ષ છે. એટલે પ્રત્યભિજ્ઞાન રૂપ પરોક્ષ પ્રમાણ છે.

જ્ઞાનોની વાત આજે અહીં પૂરી કરી ઉત્તરાધ્યયનના સ્વાધ્યાય તરફ વળીએ. તે મુજબ, શ્રી કેશીકુમાર શ્રમણનો, શ્રી ગૌતમસ્વામીને પ્રશ્ન છે કે, આપે જવાબ તો બરાબર આપ્યો છે પરંતુ હું અહિ જે પૂછવા માંગું છું તે શત્રુઓ કોણ છે? અને તે શત્રુઓની વચ્ચે પણ તમે નિર્ભીક અને વિજેતાની માફક કેમ ફરો છો?

શ્રી ગૌતમસ્વામી તેમના પ્રશ્નનો શાંતિપૂર્વક જવાબ આપે છે.

एगप्पा अजिए सत्तू कसाया इन्दियाणि य ।
ते जिणित्तु जहानायं विहरामि अहं मुणी ॥ ३८

હે મુનિ ! અણજીતાએલો આપણો આત્મા જ મોટો શત્રુ છે. કષાય અને ઇન્દ્રિયો પણ શત્રુ છે. તેમને જીતીને નીતિપૂર્વક હું વિહાર કરું છું.

આત્માનો પુરુષાર્થ ગુણ જ્યારે નબળો હોય કે વિભાવ તરફ ઢળતો હોય ત્યારે ઇન્દ્રિયો અને મનનાં બળો તેના પતનમાં પ્રબળ નિમિત્તતાનો ભાગ ભજવે છે. ત્યારે જાણે આત્મા નિર્વીર્ય થઈ ગયો હોય અને ઇન્દ્રિયો અને મન જડ છતાં શક્તિશાળી તત્ત્વો હોય એમ દેખાવા લાગે છે. મન અને ઇન્દ્રિયો જ્યારે તોફાને ચડે છે ત્યારે આત્મા પોતે સિંહ જેવો હોવા છતાં, બહિર્મુખ દૃષ્ટિ હોઈ, આસક્તિના પ્રાબલ્યને લઈ, હીનવીર્ય બની જાય છે. પરિણામે અણઆવડતવાળા કે નમાલા શેઠ ઉપર, તેના નામની પેઢી અને વ્યાપાર હોવા છતાં જેમ આવડતવાળા અને કમાઉ મુનિમ-ગુમાસ્તાઓનું વર્ચસ્વ સહજ વધી જાય છે તેમ આત્માની પણ શેઠની માફક આવી જ કરુણ અને કફોડી સ્થિતિ થઈ જાય છે. આસક્તિનાં મૂળ જ્યાં સુધી નાશ ન પામે ત્યાં સુધી ઇન્દ્રિયો અને મનને આત્માની સંમતિ મેળવવામાં કશી જ મુંઝવણ અનુભવવી પડતી નથી. પરિણામે હીનવીર્ય આત્માની સલાહ એમને સરળતાપૂર્વક મળી રહે છે અને આત્મક્ષેત્રમાં ઇન્દ્રિયો અને મનનું સ્વચ્છંદ અને સાર્વભૌમ રાજ્ય સ્થપાઈ જાય છે.

આત્મજ્ઞાન મેળવવાનું જો ધૈર્ય ખોઈ બેસીએ અને બલાત્ ઇન્દ્રિયોને વશ કરવાની ક્લિષ્ટતમ ક્રિયાઓમાં આત્મસંયમનો સંતોષ માની કૃતકૃત્યતા અનુભવીએ તો મૂળની આ ભૂલ એવી તો થપાટ મારશે કે ફરી પાછું ઊભું થવું મુશ્કેલ થઈ પડશે. પરાણે દબાએલી ઇન્દ્રિયો દડાની માફક બમણા વેગથી ઉછાળો મારશે અને બહિર્મુખ આત્માને પોતાના ઘટાટોપથી આંજી દેશે. માટે ધૈર્ય સાથે સાચી દિશાના સંયમ અને તપની અપેક્ષા છે.

મોહનું સામ્રાજ્ય અને શકિત અસાધારણ છે. આ મોહના જ રાગ અને દ્વેષ બે સંતાનો છે. તેમાં સંસાર ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે. જેમ બીમાં ફળ આપવાની શકિત છે પરંતુ જો તે વાવવામાં જ ન આવે તો તેની સંતતિ પરંપરા સંભવે નહિ. ઠીક તેવી જ રીતે રાગદ્વેષમાં સંસાર ફળની શકિત છે. પરંતુ તેનાથી મન ફેરવી લેવામાં આવે તો સંસારફળજનન સામર્થ્ય સ્વયં નષ્ટ થઈ જાય. સંસારરૂપ પાશમાં ફસાવી નાખનાર બીજું કોઈ નથી. પરંતુ આપણા જ આત્મામાંથી ઉત્પન્ન થએલી રાગાદિ કાષાયિક પરિણતી છે. તેને હું ઓળખી ગયો છું. એટલે તેને વશવર્તી થવાને બદલે તેના ઉપર મેં મારો અંકુશ સ્થાપ્યો છે. એટલે હું આ શત્રુઓથી સર્વથા નિઃશંક અને નિર્ભીક છું.

— ❀ —

# પ્રમાણ ઐશ્વર્ય

પરોક્ષ પ્રમાણના ભેદોની વાત ચાલી રહી છે. વિષય દાર્શનિક છે. પરંતુ સમજવો જરૂરી છે. આ બધાને યથાર્થ સમજ્યા વગર જૈનદર્શનની મૌલિકતા અને પ્રાણોનો સંસ્પર્શ થાય નહિ. એટલે દરેક જૈને આ બધાં જૈનદર્શનના હાર્દ સમા તત્ત્વજ્ઞાનનો રસભરી દૃષ્ટિથી અભ્યાસ કરવો જોઇએ. આ વિષયો આમજનતા માટેના જાહેર પ્રવચનમાં મૂકવા જતાં થોડી તકલીફનો પણ અનુભવ થાય છે. તેમને આ વિષયો નિરસ લાગે છે; દરેકને તેમાં રસ પડતો નથી. આમ છતાં આવાં તત્ત્વજ્ઞાનથી વંચિત રહેવામાં પણ ખોટનો ધંધો ગણાય. તેથી તમારી અભિરૂચિ તરફ ઉપેક્ષા રાખીને પણ આ વિષયો હાથ ધરી રહ્યો છું.

પરોક્ષ પ્રમાણના બે ભેદો– સ્મરણ અને પ્રત્યભિજ્ઞાનની વાત થઇ ગઈ છે. બની શકે તેટલો આ વિષય સરળ અને સરસ બનાવવાની મારી આંતરિક ભાવના છે, આમ છતાં ગંભીર વિષયની ગંભીરતા કાંઇ ઓછી થઇ જતી નથી. તમે આવા ગંભીર વિષયો પણ શાંતિપૂર્વક સાંભળો છો એ જ આનંદની વાત છે. હું માનું છું ત્યાં સુધી આજે જ હવે આ વિષય પૂરો થઇ જશે.

**તર્ક :** પરોક્ષ પ્રમાણનો ત્રીજો ભેદ તર્ક છે. વ્યાપ્તિ–અવિનાભાવ સંબંધનાં જ્ઞાનને **તર્ક** કહેવાય છે અને અન્વય–વ્યતિરેકને વ્યાપ્તિ કહે છે. સાધનના હોવા પર સાધ્યનું હોવું અન્વય છે અને સાધ્યના અભાવમાં સાધનનો અભાવ વ્યતિરેક છે. ધૂમાડાને જોઇ અગ્નિનું જ્ઞાન થાય છે, તેમાં ધૂમાડો સાધન છે અને અગ્નિ સાધ્ય છે. આ બન્નેમાં અન્વય–વ્યતિરેક મળે છે. કારણ જ્યાં ધૂમાડો હોય ત્યાં અગ્નિ અવશ્ય હોય છે (અન્વય), અને જ્યાં અગ્નિ નથી હોતો ત્યાં ધૂમાડો પણ ન હોય (વ્યતિરેક).

તર્કને પ્રત્યક્ષ પ્રમાણમાં અન્તર્હિત કરી શકાય નહિ. કારણ તર્કમાં બે વસ્તુના સંબંધનું જ્ઞાન હોય છે. પ્રત્યક્ષ પ્રમાણથી બે વસ્તુઓ જોઇ શકાય ખરી, પરંતુ તેના વિષયમાં કોઇ નિયમ બાંધી શકાય નહિ. અવિનાભાવ સંબધના નિયમનો નિર્ણય કરવાનું કામ તર્કનું છે. તર્ક હંમેશાં પ્રત્યક્ષ, સ્મરણ અને પ્રત્યભિજ્ઞાનની સહાયતાથી ઉત્પન્ન થાય છે એટલે તે આ ત્રણમાંથી કોઇમાં પણ સમાવિષ્ટ થઇ શકે નહિ. અનુમાનમાં પણ તર્ક અન્તર્નિવિષ્ટ થાય એમ નથી. કારણ અનુમાન તો તર્કનું કાર્ય છે. તર્ક વડે નિશ્ચિત કરવામાં આવેલા નિયમના આધારે અનુમાનની ઉત્પત્તિ થાય છે.

**અનુમાન :** સાધનથી થતા સાધ્યના જ્ઞાનને **અનુમાન** કહેવાય છે. જેમ ધૂમાડાને જોઇ અગ્નિનું જ્ઞાન થવું. અત્રે ધૂમાડો સાધન છે અને અગ્નિ સાધ્ય છે. જે વસ્તુને આપણે સિદ્ધ કરવા માંગીએ છીએ તે સાધ્ય કહેવાય છે. ઉપરના અનુમાનમાં આપણે અગ્નિને સિદ્ધ કરવા

ઇચ્છીએ છીએ એટલે અગ્નિ સાધ્ય થયો. જો કે આટલા કથનથી જ સાધ્યની પ્રતીતિ થઇ જાય છે. આમ છતાં સાધ્યની સવિશિષ્ટ માહિતી માટે સાધ્યમાં ત્રણ વિશેષણો આવશ્યક ગણાવ્યા છે. તે ત્રણ વિશેષણો છે-ઇષ્ટ, અબાધિત અને અસિદ્ધ.

ઇષ્ટનો અર્થ છે- આપણી ઇચ્છાનો વિષય, એટલે આપણે જેને સિદ્ધ કરવા ઇચ્છીએ છીએ તે. અબાધિતથી તાત્પર્ય છે-જે બીજા પ્રમાણોથી બાધિત ન હોય. જેમ કોઈ કહે કે, 'અગ્નિ ટાઢો છે'-તો અગ્નિનું ટાઢાપણું પ્રત્યક્ષ પ્રમાણથી બાધિત છે. એટલે તે સાધ્ય ન થઈ શકે. સાધ્ય અસિદ્ધ હોવો જરૂરી છે. જો તે સિદ્ધ હશે તો તેને સિદ્ધ કરવાની આવશ્યકતા રહેશે નહિ. આંખોથી અગ્નિને જોતાં અગ્નિનું અનુમાન કરવું વ્યર્થ છે એટલે 'संदीग्धवीपर्यस्ताव्युत्पन्नानां साध्यत्वं यथास्यादित्य सिद्ध पदम्' જે વસ્તુનો નિર્ણય ન થયો હોય અથવા વિપરિત નિર્ણય થયો હોય અથવા જેના વિષે સંદેહ હોય તે વસ્તુને સાધ્ય બનાવવી જોઇએ.

જો સાધ્યનો એટલો જ અર્થ લેવામાં આવે કે, જેને આપણે સિદ્ધ કરવા ઇચ્છીએ તે સાધ્ય, અર્થાત્ અબાધિત અને અસિદ્ધ એવા વિશેષણો ન આપીએ તો પણ કામ ચાલી શકે છે. અબાધિત અને અસિદ્ધ વિશેષણો વગર આવનાર દોષ અકિંચિત્કર હેત્વાભાસમાં સમાવિષ્ટ થઈ જાય છે. અકિંચિત્કર હેત્વાભાસના બે ભેદો છે. (૧) સિદ્ધ સાધન અને (૨) બાધિત વિષય. જેનું સાધ્ય સિદ્ધ હોય તે સિદ્ધ સાધન કહેવાય છે અને જેનું સાધ્ય પ્રમાણાંતરથી બાધિત હોય તે બાધિત વિષય કહેવાય છે. જો સાધ્યનાં લક્ષણમાં અસિદ્ધ અને અબાધિત વિશેષણો ઉપર ભાર દેવામાં આવે, તો અકિંચિત્કર હેત્વાભાસ નિરર્થક થઈ જશે. જો અકિંચિત્કરના ભેદોને ગૌણ સ્થાન આપવામાં આવે તો બન્ને વિશેષણો સાધ્યનાં લક્ષણોમાં મૂકવા જ જોઇએ.

તમને તર્ક અને અનુમાનના ઉપર્યુક્ત લક્ષણોનો ખ્યાલ આવ્યા પછી પણ શંકા થાય કે, તર્ક અને અનુમાનમાં શો ફેર છે? 'જ્યાં જ્યાં ધૂમ ત્યાં ત્યાં અગ્નિ'-આવો નિર્ણય તો તર્કથી જ થઇ જાય છે પછી અનુમાનથી સાધ્યને સિદ્ધ કરવામાં કઇ જાતની વિશેષતા છે?

સૂક્ષ્મતાપૂર્વક જો વિચાર ન કરીએ તો તર્ક અને અનુમાન એક જ કાર્યને કરનાર જણાય છે. પરંતુ અનુમાન તો તર્કનું કાર્ય છે. તર્ક અનુમાનનું કારણ છે. બન્ને વચ્ચે કાર્ય-કારણભાવ સંબંધ છે. તર્કથી તો ધૂમ અને અગ્નિના અવિનાભાવનો નિર્ણય થયો. તર્કથી પર્વતમાં અગ્નિ છે તેની પ્રતીતિ થતી નથી. પર્વતાદિકમાં અગ્નિને સિદ્ધ કરવાનું કામ અનુમાનનું છે. એટલે તર્કના સાધ્યમાં અને અનુમાનના સાધ્યમાં અંતર છે. તર્કમાં માત્ર અગ્નિ સાધ્ય છે પરંતુ અનુમાનમાં અગ્નિવાળો પર્વત એટલે પર્વતમાં અગ્નિ સાધ્ય છે. આ જ વાતને બીજા શબ્દોમાં આ રીતે કહી શકાય કે તર્કમાં તો માત્ર ધર્મ જ સાધ્ય છે. પરંતુ અનુમાનમાં ધર્મસહિત ધર્મી સાધ્ય છે. જો અનુમાનનાં સાધ્યને તર્કનું સાધ્ય બનાવી દેવામાં આવે તો વાત વણસી

જશે. જ્યાં જ્યાં ધૂમ ત્યાં ત્યાં અગ્નિ–એમ કહેવું યોગ્ય છે; પરંતુ જ્યાં જ્યાં ધૂમ ત્યાં ત્યાં અગ્નિવાળો પર્વત–એમ કહેવું સમીચીન નથી. એમ કહેવા જતાં તો રસોડામાં ધૂમને જોઈ રસોડાને પણ પર્વત માની લેવો પડશે. પરંતુ આવી કલ્પના અનુચિત છે. આથી સિદ્ધ થાય છે કે, તર્ક અનુમાનનું કાર્ય કરી શકતું નથી.

અનુમાનમાં આપણે એ ધર્મીને અર્થાત્ સાધ્ય (તર્કમાં માનવામાં આવેલ સાધ્ય)ના આધારને સાધ્ય માનેલ છે. એટલે અનુમાનના સાધ્યના બે ભાગો થઈ ગયા. એક ધર્મ અને બીજો ધર્મી. આમાં ધર્મી સિદ્ધ હોય છે. કારણ જો ધર્મી સિદ્ધ નહિ હોય તો ધર્મની સિદ્ધિ ક્યાં કરવી એ પ્રશ્ન આવીને ઊભો રહેશે. જેને પહાડની જ ખબર નથી તે પહાડમાં અગ્નિની સિદ્ધિ કેમ કરી શકશે? હાં, ધર્મીની સિદ્ધિ સર્વત્ર પ્રમાણથી થતી નથી. ક્યાંક ક્યાંક તો તેને પ્રમાણસિદ્ધ માનવામાં અનુમાન માત્ર વ્યર્થ જ થાય છે એટલું જ નહિ, પણ તે અસત્યપોષક અથવા પોતે જ પોતાનું વિરોધી પણ થઈ જાય છે. જેમકે, ખરવિષાણ–ગધેડાનું શીંગડું. આ વાત અસત્યપોષક અને પોતે જ પોતાની વિરોધી છે. કેમકે ગધેડાને શીંગડાં હોતાં નથી. અત્રે પક્ષ અથવા ધર્મી ખરવિષાણ છે, સાધ્ય છે. તેનું નાસ્તિત્વ અને સાધન છે અનુપલબ્ધિ. જો અત્રે ખરવિષાણરૂપ ધર્મીને પ્રમાણસિદ્ધ જ માની લેવામાં આવે, તો એનાથી ખરવિષાણનું અસ્તિત્વ જ સિદ્ધ થઈ જશે. પછી આ અનુમાન વડે ખરવિષાણનું નાસ્તિત્વ સિદ્ધ કરવું તે પોતાના જ અંગ સાથે પોતાનો વિરોધ કરવા જેવું થશે. કારણ આ જ અનુમાનનું એક અંગ ખરવિષાણનું અસ્તિત્વ સિદ્ધ કરે છે અને બીજુ અંગ નાસ્તિત્વ. આ ઉદાહરણથી જો વાત સમજમાં ન આવી હોય, તો બીજા દાખલાથી સ્પષ્ટ સમજવા પ્રયત્ન કરીએ. જેમકે, 'પરમાણુ છે કારણકે ઘટ આદિ સ્કંધોની ઉપલબ્ધિ હોય છે.'– આ અનુમાનમાં પરમાણુ પક્ષ છે અને પરમાણુનું અસ્તિત્વ સાધ્ય છે. જો અહિંઆ પરમાણુને પ્રમાણ સિદ્ધ ધર્મી માની લઇએ તો હેતુ આપતાં પહેલાં જ પરમાણુઓનું અસ્તિત્વ સિદ્ધ થઇ જશે. તેથી અનુમાન નિરર્થક થઇ જશે અને દરેક વસ્તુનું અસ્તિત્વ અથવા નાસ્તિત્વ સિદ્ધ થઇ શકશે નહિ. એટલે જે ધર્મીમાં અસ્તિત્વ અથવા નાસ્તિત્વ સાધ્ય હોય તે ધર્મીને પ્રમાણસિદ્ધ ધર્મી ન કહેતાં, વિકલ્પસિદ્ધ ધર્મી કહેવાય છે. કારણ **'विकल्पसिद्धे तस्मिन् सत्तेतरे साध्ये'**– વિકલ્પસિદ્ધ ધર્મીમા અસ્તિત્વ અને નાસ્તિત્વ સિવાય બીજા કોઈ ધર્મ સાધ્ય નથી થઈ શકતા. એક ત્રીજા પ્રકારનો પણ ધર્મી માનવામાં આવે છે જેને ઉભયસિદ્ધ ધર્મી કહે છે. જે ધર્મીનો કાંઈક અંશ પ્રમાણસિદ્ધ હોય અને કાંઈક અંશે વિકલ્પસિદ્ધ હોય તે ઉભયસિદ્ધ ધર્મી કહેવાય છે. જેમકે, શબ્દ અનિત્ય છે. કારણકે કૃતક છે. અત્રે કોઈ ખાસ શબ્દ ધર્મી (પક્ષ) નથી. પરંતુ બધા શબ્દો એટલે ત્રણે કાળ અને ત્રણે લોકના ધર્મી છે. તેમાંથી વર્તમાનકાળના અને નિકટવર્તી શબ્દ તો પ્રમાણસિદ્ધ છે અથવા થોડા ઘણા શબ્દો સ્મૃત્યાદિ પ્રમાણોથી સિદ્ધ માની શકાય છે. પરંતુ બાકીના શબ્દો પ્રમાણસિદ્ધ ન હોવાથી વિકલ્પસિદ્ધ મનાય છે. આ રીતે એક જ શબ્દરૂપ ધર્મી વિકલ્પસિદ્ધ અને પ્રમાણસિદ્ધ હોવાથી ઉભયસિદ્ધ મનાય છે.

"प्रमाणोभयसिद्धे तु साध्यधर्मविशिष्टता"– અર્થાત્ વિકલ્પસિદ્ધ અને પ્રમાણસિદ્ધ ધર્મીમાં સત્તા અને અસત્તાને છોડીને બાકીના બધા ધર્મો સાધ્ય હોઈ શકે છે. ઉભયસિદ્ધ ધર્મી અને પ્રમાણસિદ્ધ ધર્મીમાં સાધારણ દૃષ્ટિથી એક અંતર આપણને દૃષ્ટિગોચર થાય છે કે, ઉભયસિદ્ધ ધર્મી જાત્યાત્મક હોય છે. જેમકે, શબ્દ અનિત્ય છે. આમાં શબ્દમાત્ર (શબ્દજાતિ) અને પ્રમાણસિદ્ધ ધર્મી વ્યકત્યાત્મક હોય છે. જેમકે, આ પર્વત અગ્નિવાળો છે (બધા પર્વતો નહિ) વગેરે–

ધર્મીના આ ત્રણ પ્રકારો પ્રાચીન પરંપરા અનુસાર વર્ણવ્યા છે. જૈન અને બૌદ્ધ તાર્કિકોએ આ ત્રણ ભેદોને માન્યા છે. પરંતુ અત્યારે આ ભેદોનો પ્રયોગ થતો નથી. વર્તમાનમાં તો બધા પ્રમાણસિદ્ધ જ માનવામાં આવે છે. આનું કારણ માત્ર કહેવાની પ્રક્રિયાનો જ ભેદ છે. નવીન પરંપરા મુજબ, માત્ર અસ્તિત્વ કે માત્ર નાસ્તિત્વ સાધ્ય નથી હોતું પરંતુ તે દેશકાળની અપેક્ષા રાખે છે. જેમકે, ખરવિષાણના નાસ્તિત્વને સિદ્ધ કરવામાં પ્રાચીન પરંપરા અનુસાર ખરવિષાણ પક્ષ છે. પરંતુ નવીન પદ્ધતિ અનુસાર 'ખર' પક્ષ છે અને વિષાણનું નાસ્તિત્વ સાધ્ય છે. અત્રે 'ખર' એ પ્રમાણસિદ્ધ ધર્મી થયો. સારાંશ એ છે કે, વિકલ્પસિદ્ધ ધર્મીના વાચક બે શબ્દો હોય છે. જેમકે, ખરવિષાણ શબ્દમાં 'ખર' અને 'વિષાણ' બે શબ્દ છે. આમાં એક પક્ષ છે અને બીજો સાધ્ય છે. જે પક્ષનો વાચક એક જ શબ્દ છે તે વિકલ્પસિદ્ધ હોતો નથી. કારણ અર્થ વગરનો અસંયુકત શબ્દ નથી હોતો. અસંયુકત શબ્દનો અર્થ (વાચ્ય) જો વિકલ્પ સિદ્ધ ધર્મી બનાવવામાં આવે, તો સમજવું જોઇએ કે વાસ્તવિક ધર્મી છુપાએલો છે. જેમકે, 'અહીં ઘટ નથી.' આમાં 'ઘટ' ધર્મી અને 'નથી' એ સાધ્ય માનવામાં આવે છે. પરંતુ અત્રે વાસ્તવિક ધર્મી 'ઘટ' નથી, વાસ્તવિક ધર્મી તો 'અહીં' છે, અને 'ઘટ નથી' એ સાધ્ય છે. 'જ્યાં,' 'અહીંયા' 'ત્યાં' આવા શબ્દો છુપાએલા હોય છે ત્યાં આપણને પ્રમાણસિદ્ધ ધર્મી વિકલ્પસિદ્ધ ધર્મી જેવો જણાય છે. તેથી આવે સમયે ઉભયસિદ્ધ ધર્મીને પ્રમાણસિદ્ધ ધર્મીમાં અન્તર્ગત માનવામાં કોઈ વિશેષ કિલષ્ટતા નથી. કારણ ત્યાં વ્યકિત (વિશેષ) અને જાતિ (સામાન્ય)ના ભેદની અપેક્ષા ન રાખવાથી બન્ને ધર્મી એક થઇ જાય છે.

**સાધન** : સાધ્ય પછી સાધનનો વારો આવે છે. સાધન વિષે પણ થોડો વિચાર કરવો આવશ્યક છે. જેના વડે સાધ્યની સિદ્ધિ કરાય તે સાધન કહેવાય છે. સાધ્યની સિદ્ધિ તેના વડે જ થઈ શકે છે જેનો સાધ્ય સાથે અવિનાભાવ સંબંધ હોય, એટલે અન્વય–વ્યતિરેક મળી રહ્યો હોય. અર્થાત્ બીજા શબ્દોમાં સાધન તેને કહેવાય જેનો સાધ્ય સાથે અવિનાભાવ–અન્યથાનુપપત્તિ સંબંધ હોય. અગ્નિનો ધૂમ સાથે અવિનાભાવ સંબંધ છે. એટલે ધૂમ આગનું સાધન છે. જો કે આટલાથી જ સાધનની યથાર્થ ઓળખાણ થઈ જાય છે તો પણ અનેક દાર્શનિકોએ બીજા શબ્દોમાં પણ સાધનનું લક્ષણ બતાવ્યું છે. તેમનાં મંતવ્ય મુજબ, જેમાં પક્ષધર્મતા, સપક્ષસત્ત્વ અને વિપક્ષથી વ્યાવૃત્તિ હોય તે સાધન કહેવાય છે. આમાં સાધ્યના

રહેવાનો સંદેહ હોય અથવા જ્યાં આપણે સાધ્યને સિદ્ધ કરવા ઇચ્છીએ તે પક્ષ કહેવાય છે. જેમકે, અગ્નિના અનુમાનમાં પર્વત. જ્યાં સાધ્યનું રહેવું નિશ્ચિત હોય તે સપક્ષ છે. જેમકે, તે જ અનુમાનમાં રસોડું. જ્યાં સાધ્યના અભાવનો નિશ્ચય હોય તે વિપક્ષ કહેવાય છે. જેમકે, સરોવર. આપણો ધૂમ રૂપ હેતુ પક્ષ (પર્વત)માં તેમજ સપક્ષ (રસોડું) બંનેમાં મોજૂદ છે. પરંતુ વિપક્ષ (સરોવર)માં તે મોજૂદ નથી. એટલે હેતુ વિપક્ષવ્યાવૃત્ત કહેવાય છે. આ ત્રણ વાતો સિવાય બીજા દાર્શનિકોએ બીજી બે વાતોનું હોવું અનિવાર્ય માન્યું છે. આ બે વાતોમાં અબાધિત વિષયત્વ અને અસત્પ્રતિપક્ષત્વનો સમાવેશ થાય છે. જેમકે, અગ્નિ શીતળ છે. આમાં અગ્નિની શીતળતા પ્રત્યક્ષથી બાધિત છે. હેતુમાં આવી બાધિત વિષયતા ન હોવી જોઇએ. એવી જ રીતે હેતુમાં અસત્પ્રતિપક્ષત્વ પણ હોવું જોઇએ. જેમકે, જો કોઈ કહે કે શબ્દ અનિત્ય છે, કારણકે તે નિત્ય નથી–તો આ પણ બરાબર ન કહેવાય. કારણ એનો પ્રતિપક્ષી હેતુ પણ મોજૂદ છે–શબ્દ નિત્ય છે કારણ કે તે અનિત્ય નથી. એટલે હેતુ અસત્પ્રતિપક્ષ પણ ન હોવો જોઇએ. આ રીતે ત્રણ રૂપ યા પાંચ રૂપવાળા (ત્રૈરૂપ્ય યા પાંચરૂપ્ય) હેતુ માનવામાં આપત્તિ એટલી જ છે કે ઘણા હેતુઓ ત્રણ રૂપ કે પાંચ રૂપ વગર પણ સાધ્યની સિદ્ધિ કરે છે. કારણ બધા હેતુઓ સાધ્ય સાથે રહેનારા નથી હોતા; કોઇ સહભાવી હોય છે તો કોઈ ક્રમભાવી. ધૂમ અગ્નિની સાથે રહે છે એટલે તેમાં પક્ષધર્મતા છે. પરંતુ જે હેતુ ક્રમભાવી છે તેમાં પક્ષધર્મતા કેમ રહી શકે ? જેમકે, શકટનો ઉદય થશે કારણ કૃતિકાનો ઉદય છે. અહીંયા બન્ને નક્ષત્રોનો ઉદય કાળ જુદો જુદો છે. એટલે પક્ષધર્મતા સંભવિત નથી છતાં અનુમાન ખોટું નથી. માટે હેતુનું લક્ષણ જે અવિનાભાવ છે તે બરાબર છે. આ લક્ષણ નાનું હોવા છતાં પૂરેપૂરું કામ આપે છે. વિસ્તાર ગમે તેટલો કરાય પરંતુ સાચો હેતુ તે જ છે જે નિર્દોષ રીતે સાધ્યની સિદ્ધિ કરી આપે છે.

કેશી શ્રમણ પણ સાધ્યને મેળવવા માટે શ્રી ગૌતમસ્વામી સાથે વિચાર વિનિમયમાં સંલગ્ન છે. પરસ્પરમાં કશી જ ગ્રંથિ નથી. ઉભયપક્ષે સત્યના આગ્રહી છે. કારણ મહર્ષિઓના જે સિદ્ધાંતો હોય છે તે મત નથી, વિવાદ નથી, વાદ નથી. તે તો તેમની અનુભૂતિ હોય છે; અને અનુભૂતિ સદા આકાશની માફક નિર્લેપ હોય છે. તેમાં વિચારનું કોઇ આવરણ નથી હોતું.

આપણે જ્યારે આકાશ તરફ જોઇએ છીએ ત્યારે તે આસમાની રંગનું દેખાય છે. જે વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ અથવા યથાર્થતાને સમજતા નથી, તેમની દૃષ્ટિમા આકાશનો રંગ આસમાની હોય છે. પરંતુ વાસ્તવમાં આકાશનો કોઈ રંગ જ હોતો નથી. આપણને જે આસમાની રંગ દેખાય છે તે તો હવાઓના વચ્ચેના પડોને કારણે છે. વચ્ચે બસો માઇલ સુધી હવાના પડો (પર્તો) છે. સૂર્યનાં કિરણો બસો માઇલ સુધી હવામાં પ્રવેશ કરીને વાદળી રંગની ભ્રાંતિ જન્માવે છે. જો કોઇ આ અંતરિક્ષમાં બસો માઈલથી આગળ પહોંચી જાય, તો તેને માટે આકાશ રંગહીન થઈ જાય છે.

આકાશમાં કોઈ રંગ નથી પરંતુ આપણી આંખ આકાશમાં રંગ નાખી દે છે. તેને તે વાદળી રંગનું બનાવી દે છે. અસ્તિત્વમાં પણ કોઇ રંગ નથી. પરંતુ આપણી કાષાયિક પરિણતિઓ, આપણા વિચારો, આપણી દૃષ્ટિઓ તેમાં રંગ ઉમેરી દે છે. આપણે તે જ જોઇએ છીએ જે આપણે જોઈ શકીએ છીએ. જે વાસ્તવમાં છે તે આપણે જોઈ શકતા નથી. જે વાસ્તવમાં છે તે જોવું હોય તો આપણે આંખોના માધ્યમને ખસેડવું પડશે. જે વાસ્તવમાં છે તે સાંભળવું હોય તો આપણે કાનોના માધ્યમને દૂર કરવું પડશે. સામાન્યતયા મારી આ વાત વિરોધી જણાશે પરંતુ હકીકતે આંખ અને કાન વચ્ચે આવી ઉપદ્રવ ઊભા કરે છે.

માધ્યમથી જે દેખાશે તે વિકૃત જ દેખાશે. આકાશના જેવી નિર્લેપતા સિદ્ધાંતમાં ત્યારે જ જોઇ શકાય જ્યારે જોનાર પોતાના જોવાના બધાં સાધનો છોડી દે. આ જ્ઞાનેન્દ્રિયો જે જ્ઞાનના બાહ્ય સાધનો તરીકે ઓળખાય છે તે વચ્ચેથી હટી જાય તો ચેતનાનું જે આકાશ છે તે મુક્ત થઇ જાય.

આ બંને સત્પુરુષો પણ મુક્ત ચેતનાના આકાશવાળા છે. એટલે ગૌતમસ્વામીનો સારગર્ભિત અને તાત્ત્વિક જવાબ સાંભળી બાલસુલભ સરળ અને નિર્દોષ હૃદયવાળા શ્રી કેશીકુમાર શ્રમણ આનંદવિભોર થઈ ગયા. તેઓ કહેવા લાગ્યાઃ

साहु गोयम ! पन्नाते छिन्नो मे ससओइमो ।
अन्नो वि संसओ मज्झं त मे कहसु गोयमा ! ॥ ३९

હે ગૌતમ ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. શત્રુઓ વિષયક મારા પ્રશ્નનું તમે યથોચિત નિરાકરણ કર્યું. હે ગૌતમ ! બીજી પણ મને શંકાઓ છે. તે શંકાઓનું ઉચિત સમાધાન કરો !

જ્યાં વસ્તુસ્વરૂપને ઓળખાવાની નિર્દોષ મનોવૃત્તિ હોય, આગ્રહ-પ્રત્યાગ્રહને જ્યાં અવકાશ ન હોય, આત્મ-કલ્યાણ આત્યંતિક ગુણોની ઉપલબ્ધિ એ જ એક માત્ર લક્ષ્ય હોય એવા નિર્ગ્રંથ મુનિઓ સત્યના સંશોધનમાં પોતાની સમગ્ર શક્તિઓને સમર્પી દે છે, અને જ્યાં ત્યાંથી, જે તે રીતે, સત્યના સંકેતો અને ઈશારાઓનો લાભ લઈ, સત્યને મેળવવા મથે છે.

## આગમ—શબ્દપ્રમાણ

પ્રમાણ અને જ્ઞાનના બધાં અંગોનું, અતિ સંક્ષેપમાં નહિ તેમજ અતિ વિસ્તારમાં પણ નહિ, મધ્યમ પદ્ધતિએ, સમીચીન વિવેચન થઈ ગયું છે. જૈનદર્શનના હાર્દસમા ગંભીર અને સહજ સૌંદર્યથી ભરેલા આ વિષયો પરત્વેની ઉદાસીનતા, ઉપેક્ષા અને અમુક અંશે આ વિષયો સંબંધેની અજ્ઞાનતા, આ વિષયોને સ્પર્શવા આપણને પ્રોત્સાહિત કરતાં નથી. પરંતુ આવા વિષયો પરત્વેની આટલી હદ સુધીની ઉદાસીનતા, આપણી અજ્ઞાનતાને ટકાવી રાખવાનું એક સ્પષ્ટ

અને આકરૂતરું આમંત્રણ છે. એટલે આ અજ્ઞાનતાના અંધારામાંથી તત્ત્વજ્ઞાનના આ વિષયોની સ્પર્શના દ્વારા, તમને પ્રકાશમાં લાવવાનો મારો આ પ્રયત્ન છે. સંભવ છે વિષયોની ગંભીરતાને કારણે તમારાં હૃદયોને સ્પર્શાવવાની મારી આંતરિક ભાવનાઓમાં મળવી જોઇતી સફળતા ન પણ મળે, છતાં આ વિષયોને ચિંતન, મનન અને નિદિધ્યાસનના બળે સરળ અને સુબોધ બનાવવાનો કોઇનો પણ પ્રયત્ન સ્પૃહણીય છે એમાં શંકાને અવકાશ નથી. એટલે પ્રમાણ, નય, નિક્ષેપ અને સપ્તભંગી જેવા વિષયોને ઉત્તરાધ્યયનના કેશી–ગૌતમ સંવાદના સ્વાધ્યાયની સાથે સાથે ગૂંથી લેવાનો મેં પ્રયત્ન કર્યો છે. આપણા વ્યવહારો હંમેશાં પ્રમાણ, નય, નિક્ષેપ અને સપ્તભંગીમૂલક હોય છે. કોઈ પણ શબ્દ કે વાક્યોના પ્રયોગો એમના અવલંબન વગર સંભવતા નથી. આમ છતાં એમનાં વિષેનું આપણું અજ્ઞાન સ્પષ્ટ જ છે. કાંઇક પ્રકાશ મળે અને આ વિષયોને વધારે ગંભીરતાપૂર્વક સમજવાની તમારી અભિરૂચિ જન્મે એ માટેનો મારો આ નમ્ર પ્રયાસ છે. તમને બધાને આ પ્રવચનો કેટલાં અને કેવાં ઉપયોગી અને ઉપકારક થશે તેનો ક્યાસ તો તમારે જ કાઢવાનો છે.

ગઈ કાલ સુધી અનુમાન પ્રમાણની ચર્ચા કરી. અનુમાનના એક ભાગરૂપ સાધન, હેતુનો સંક્ષેપ ઉલ્લેખ માત્ર કર્યો છે. હેતુના વનવગડામાં ઊતરવા જતાં કદાચ વધારે ગૂંચવણમાં પડી જવાનો તમારે માટે ભય છે. હેતુનો વનવગડો ભારે કાંટા ઝાંખરાંવાળો છે. માટે તેના ભેદ–પ્રભેદોમાં તમને ઊતારવાનું હું સાહસ નથી કરતો. હેતુની વિશદતા એ પણ અનુમાનનો જ એક ભાગ છે, અને અનુમાન પ્રમાણની ઉપયોગિતા બીજા બધા પ્રમાણો કરતાં સવિશેષ છે.

લોકવ્યવહારમાં અનુમાન શબ્દનો પ્રયોગ સંભાવના અથવા અંદાજ એવા અર્થમાં કરાય છે. જેમકે, 'મારું અનુમાન છે કે આજે તે અવશ્ય આવશે' એનો અર્થ એ થયો કે આજે તેના આવવાની સંભાવના છે. આવા વ્યવહારિક–લૌકિકવ્યવહારોને નભાવનારા પ્રયોગોને સાંભળી દર્શનશાસ્ત્રથી અજ્ઞાત વ્યક્તિઓ અનુમાનની પ્રામાણિકતામાં સંદેહ કરવા લાગે છે. પરંતુ આ જાતની સંદિગ્ધતા વ્યર્થ છે. કારણ અનુમાન અવિનાભાવી–સુનિશ્ચિત હેતુ પર આધારિત હોય છે. જે અનુમાન સમીચીન હેતુ પર અવલંબિત ન હોય તેને અનુમાનાભાસ કહેવો જોઇએ. અનુમાન ક્યારેક ખોટું પણ સિદ્ધ થાય છે. તેનું કારણ એ છે કે, આપણને હેત્વાભાસમાં હેતુની ભ્રાંતિ થઈ જાય છે. પરંતુ આવી જાતની ભ્રાંતિ માત્ર અનુમાનમાં જ સંભવિત છે એમ નથી, આવા ભ્રમોનો સંભવ તો બીજા બધા પ્રમાણોમાં પણ છે જ. ક્યારેક આપણી આંખો પણ આપણને દગો આપે છે. પણ જેમ સાંવ્યવહારિક પ્રત્યક્ષ મિથ્યા ગણાતું નથી તેમ અનુમાનને પણ મિથ્યા કહી શકાય નહિ.

પરોક્ષ પ્રમાણના આ રીતે સ્મરણ, પ્રત્યભિજ્ઞાન, તર્ક અને અનુમાન રૂપ ચાર ભેદોનું વિવેચન પૂર્ણ થયું. તેના પાંચમા ભેદ આગમ–શબ્દપ્રમાણ વિષે આજે પ્રારંભ કરીએ.

**આગમ-શબ્દપ્રમાણ :** કોઈ પ્રામાણિક (આપ્ત) પુરુષના વચન આદિથી જે જ્ઞાન થાય તે આગમ અથવા શાબ્દ પ્રમાણ કહેવાય છે. દાર્શનિક ગ્રંથોમાં તેની વ્યાખ્યા આ પ્રમાણે છે:

आप्तवचनादाविर्भूतमर्थसंवेदनमागमः। જે વસ્તુ સ્વરૂપના યથાર્થ જ્ઞાતા અને વક્તા હોય એવા આપ્ત પુરુષના વચનથી ઉત્પન્ન થનારૂં પદાર્થનું સંવેદન આગમ કહેવાય છે.

વૈશેષિકોની માન્યતા છે કે, આગમ પ્રમાણ તો છે પરંતુ તે ધૂમના અનુમાનની માફક, અનુમાન પ્રમાણમાં અન્તર્નિવિષ્ટ છે. જેમ અનુમાન પ્રમાણ વ્યાપ્તિગ્રહણના બળથી અર્થનું પ્રતિપાદન કરે છે તેવી જ રીતે આગમ પ્રમાણ પણ વ્યાપ્તિના બળથી જ અર્થનું પ્રતિપાદન કરે છે. માટે તેને પૃથક્ પ્રમાણ ન માનવું જોઇએ.

તેમની આ માન્યતા યથાર્થ નથી. સાચાં અથવા ખોટા કાર્ષાપણ (સિક્કો વિશેષ)નો નિર્ણય કરનાર પ્રત્યક્ષ જેમ અભ્યસ્તદશામાં વ્યાપ્તિગ્રહણની અપેક્ષા નથી રાખતું અને વ્યાપ્તિગ્રહણ વગર જ અર્થાવબોધક થાય છે તેવી જ રીતે આગમ પણ અભ્યાસ દશામાં વ્યાપ્તિગ્રહણની અપેક્ષા રાખતું નથી. વ્યાપ્તિને ગ્રહણ કર્યા વગર જ અર્થાવબોધક થઈ જાય છે. માટે અનુમાનમાં તેનો અંતર્ભાવ થઇ શકતો નથી. હાં, અનભ્યાસદશામાં જ્યાં વ્યાપ્તિગ્રહણની આવશ્યકતા રહે છે ત્યાં તેને અનુમાનમાં સમાવિષ્ટ કરવામાં પણ કાંઇ વાંધો નથી.

यथास्थितार्थपरिज्ञानपूर्वकहितोपदेशप्रवण आप्तः –જે પુરુષ, પદાર્થોના વાસ્તવિક સ્વરૂપને જાણી, હિતનો ઉપદેશ કરવામાં કુશળ હોય, તે આપ્તજન કહેવાય છે. ધાર્મિક ગ્રંથોમાં આવા આપ્તજનના ત્રણ વિશેષણો છે–વીતરાગ, સર્વજ્ઞ અને હિતોપદેશી. ઉપર બતાવેલા લક્ષણોમાં આ ત્રણે વિશેષણો ઘટે છે. કારણ કોઇ પુરુષ જ્યારે આપણી વાતનો યથાર્થ જવાબ આપે છે ત્યારે તે હિતોપદેશી કહેવાય છે. આપણા પ્રશ્નના ઉત્તરના વિષયમાં જેની પરિપૂર્ણ અને અસંદિગ્ધ જાણકારી છે તેથી તે સર્વજ્ઞ પણ છે. આપણી સાથે તેને કોઇ કષાય (રાગદ્વેષ) નથી એટલે તે વીતરાગ પણ છે. જો કે આ ત્રણ વિશેષણોમાંથી છેલ્લા વિશેષણનું જ માત્ર કથન થાય તો પણ કામ ચાલી શકે છે. કારણ હિતોપદેશીમાં વીતરાગ અને સર્વજ્ઞ પણ સમાઈ જાય છે. જે વીતરાગ અને સર્વજ્ઞ નથી, તે હિતોપદેશી હોઇ શકે નહિ. તાત્પર્ય એ છે કે, યથાર્થ વક્તૃત્વ માટે બે વસ્તુઓની અનિવાર્ય જરૂર છે અને તે જ્ઞાન અને અકષાયતા–વીતરાગતા છે. આનું વધારે સ્પષ્ટતાથી વિવેચન કરતાં પહેલાં એટલું સમજી લેવું જરૂરી છે કે, ધર્મશાસ્ત્રોમાં જે વીતરાગ, સર્વજ્ઞ અને હિતોપદેશીની વ્યાખ્યા કરાય છે તે પૂર્ણ આપ્ત માટે છે. પરંતુ ન્યાયશાસ્ત્રમાં તો સાધારણ વાર્તાલાપ પણ આગમ શબ્દથી અભિહિત છે. એટલે ત્યાં તેને જ અનુકૂળ આ શબ્દોની વ્યાપક વ્યાખ્યા કરાય છે. ન્યાયશાસ્ત્ર અનુસાર તો 'यो यत्राचञ्चकः स तत्राप्तः' અર્થાત્ જે માણસ દગો કરતો નથી તે માણસ આપ્ત ગણાય છે.

અસત્યનો ઉચ્ચાર સદા જ્ઞાનની અલ્પતા અને કષાયની સંભવિતતા ઉપર આધારિત છે. જેમકે, કોઇ અજાણ્યા સ્ટેશન ઉપર પહોંચી તમે કોઇ ઘોડાગાડીવાળાને પૂછો કે, 'અમુક સ્થાન કેટલું દૂર છે?'–તો તે વધારે ભાડાના પ્રલોભનથી નજીકના સ્થાનને પણ દૂર જ બતાવશે. લોભ કષાયના કારણે ખોટું બોલવાની આ વાત થઇ. પોતાના દુશ્મનને એમ કહેવું કે, તમને થએલી હાનિથી મને દુઃખ થયું–તો તે માયાકષાયયુક્ત અસત્ય કહેવાય. એક શાકાહારી માણસ જ્યારે એમ બોલે કે 'હું તારું લોહી પી જઇશ'–ત્યારે તે ક્રોધ સંબંધી અસત્ય થયું. 'મારી સામે તેની શી વિસાત છે? હું ધારું તો તેને ચપટીમાં ચોળી નાખું'–આ માનકષાયમૂલક અસત્ય છે. રસ્તામાં ચાલતાં માણસને મશ્કરીમાં કોઇ કહે કે 'તારો દુપટ્ટો પડી ગયો'–તો તે હાસ્ય સંબંધી અસત્ય છે. પેટ ભરીને જમી લીધા પછી પણ પુત્રને તેની માતા કહે કે 'તેં કાંઇ જ ખાધું નથી. ખાનારા તો આટલું એક કોળિયામાં ખાઇ જાય છે'–તો આ રતિ સંબંધી અસત્ય છે. કોઇ માણસ ઉદ્વેગ અવસ્થામાં બોલે 'આથી તો મરી જવું સારું'–તો તે શોક સંબંધી અસત્ય છે. કોઈ માણસને કોઇ વસ્તુ ન ભાવતી હોય અને તે કહે કે 'આ વસ્તુ માણસોને ખાવા જેવી નથી'–તો તે અરતિ સંબંધી અસત્ય છે. કોઇ છોકરો તોફાન કરી ઘેર આવે અને પિતા તેને તે ઉપદ્રવ સંબંધે પૂછે તો તે બોલે 'હું ત્યાં ગયો જ નથી'–તો એ ભય સંબંધી અસત્ય છે. જગ્યા હોય છતાં ગંદા માણસને જોઇ આપણે કહીએ કે 'આવશો નહિ, જગ્યા નથી'–તો એ જુગુપ્સા (ઘૃણા) સંબંધી અસત્ય છે. કામવાસનાને વશ થઈ ખોટું બોલવું તે વેદ સંબંધી અસત્ય છે.

ઉપરના ઉદાહરણોથી પ્રતીતિ થાય છે કે, જ્યારે વક્તામાં કોઇ કષાયની સંભાવના અથવા નિશ્ચય હોય ત્યારે તેની વાતનો વિશ્વાસ ન કરવો જોઇએ. ક્યારેક એમ પણ બને છે કે તેનામાં કષાય તો હોય, પરંતુ તે જે વાત કરી રહ્યો છે તેની સાથે તે કષાયનો કોઇ સંબંધ ન હોય. આવી સ્થિતિમાં કષાય હોવા છતાં તેની પ્રામાણિકતામાં કાંઇ અડચણ દેખાતી નથી. કષાયોના વશવર્તી થઈ જેમ અસત્ય બોલાય છે તેમ અજ્ઞાનના વશવર્તી થઇને પણ ખોટું બોલાય છે. અમુક ગામ અહીંથી કેટલું દૂર છે?–એમ પૂછવા પર કોઇએ જવાબ આપ્યો, 'આઠ માઇલ દૂર છે.' જો કે હકીકતે તે ગામ દસ માઇલ દૂર હતું. પરંતુ જવાબ આપનારને આઠ માઇલનો જ ખ્યાલ હતો. એટલે આ અજ્ઞાન સંબંધી અસત્ય કહેવાય. જ્યાં આ બન્ને કારણોમાંથી એક પણ કારણની સંભાવના ન હોય ત્યાં મિથ્યા ભાષણ સંભવી શકે નહિ. જેમકે, આપણે કોઈ સ્ટેશન માસ્તરને પૂછીએ કે, અમુક ગામની ટિકિટના કેટલા પૈસા થાય છે? તો તે જે જવાબ આપશે તેના પર આપણે વિશ્વાસ કરી લઇશું. કારણ ટિકિટના દામ બતાવવામાં અજ્ઞાન અથવા કષાયની સંભાવના નથી. આ જ્ઞાનને આગમ અથવા શાબ્દ પ્રમાણ કહીશું.

જો કે એમ કહી શકાય એમ છે કે, યોગ્ય પરીક્ષણ પછી પણ કોઇના સત્ય બોલવા પર વિશ્વાસ કરી શકાય નહિ. એટલે જો આગમને પ્રમાણ જ ન માનવામાં આવે તો શી હાનિ?

જો આગમને પ્રમાણ ન માનવામાં આવે તો તેનું અવલંબન લઇને કોઈ કામ ન કરવું જોઇએ. જગતના બધા વ્યવહારો તેના આધારે જ ચાલે છે. આગમને અપ્રમાણ માનીશું તો એક ક્ષણ પણ સાંસારિક વ્યવહારો ચાલી શકશે નહિ અને અપ્રમાણતાની સંભાવના તો બધાં પ્રમાણો સાથે સમાન જ છે. પ્રત્યક્ષાદિ પ્રમાણો પણ આ સંભાવનાથી મુક્ત નથી તો પછી આગમનો શો અપરાધ કે તેને અપ્રમાણ મનાય?

અહીં પ્રશ્ન થાય છે કે, શબ્દ વડે અર્થનું જ્ઞાન કેમ થાય?

તેનો જવાબ એ છે કે, શબ્દ વડે અર્થનું જ્ઞાન સંકેતથી થાય છે. એક બાળકની હાજરીમાં કોઈ કહે 'ઘટ લાવો!' અને બીજો માણસ જ્યારે ઘડો લઇને આવે છે ત્યારે બાળક તે વાક્યનો અર્થ સમજી જાય છે. હા, 'ઘડો' અને 'લાવો'–આ પદોનો જુદો જુદો અર્થ તે નથી સમજ્યું હોતું. પરંતુ બીજી વખત જ્યારે કોઈ કહે 'પુસ્તક લાવો'– ત્યારે બાળક વિચારે છે કે બંનેમાં લાવવારૂપ એક જ ક્રિયા છે; પરંતુ વસ્તુ બદલાઈ ગઈ છે. એટલે તે 'લાવો' ક્રિયાપદનો તથા 'પુસ્તક' અને 'ઘડો' સંજ્ઞાપદનો અલગ અલગ અર્થ સમજી જાય છે. આ રીતે તે અન્ય સંકેતોને પણ ગ્રહણ કરવા લાગે છે. આ સંકેતો આગમ પ્રમાણના મુખ્ય અને વિશેષ સાધક છે. જે શબ્દોમાં સંકેત ગ્રહણ કરાય છે તે શબ્દો શું સદા ટકી રહે છે? જો ટકી રહેતા હોય તો શ્રવણગોચર કેમ થતા નથી? જો ટકી ન રહેતા હોય તો એકનો સંકેત બીજામાં કેમ ઉપયોગી થાય છે?

હાં, શબ્દ સદા ટકી નથી રહેતા. સદૃશતાને લઈ એક શબ્દનો સંકેત અનેક સ્થળે ઉપયોગી થાય છે. એક વાર એક ગાયને જોઈ જેમ અન્ય ગાયોને પણ આપણે ગાયો સમજી જઇએ છીએ, તેમ એક ઠેકાણેનો સંકેત સદૃશતાનાં કારણે, અન્યત્ર ઉપયુક્ત થાય છે. આ આગમ પ્રમાણ માત્ર વચનરૂપ જ નથી. જે જે કાર્યોથી મનના ભાવો બીજા પર અભિવ્યક્ત કરાય છે તે બધા આગમ સાધક છે. એટલે જો કોઈ આપણને હાથ આદિના સંકેતોથી કોઈ વાતને સમજાવશે, તો તે ઇશારાઓથી જે જ્ઞાન થશે, તે પણ આગમ પ્રમાણ ગણાશે. પુસ્તકો વાંચવાથી જે જ્ઞાન થાય છે તે તો આગમ પ્રમાણ છે જ. આ રીતે જૈન દૃષ્ટિથી પ્રત્યક્ષ અને પરોક્ષ બન્ને પ્રમાણો પૂર્ણ થયા.

કોઈ કોઈ પૌરાણિકો તો પ્રત્યક્ષ, અનુમાન, શાબ્દ, ઉપમાન, અર્થાપત્તિ અભાવ, સંભવ અને ઐતિહ્ય એવા આઠ પ્રમાણ માને છે. પહેલા ચાર પ્રમાણોનું સ્વરૂપ કહેવાઈ ગયું છે. બાકીના ચારનું સ્વરૂપ બતાવવા પ્રયત્ન કરું છું. જેનાથી આઠ ભેદો ક્યાં સુધી સમીચીન છે તે તમે સમજી શકશો.

**અર્થાપત્તિ :** 'अर्थादापद्यते इति अर्थापत्तिः, सत्सु घनेषु वृष्टिरित्युक्तेऽसत्सु घनेषु वृष्टिर्न भवति' –એક વસ્તુના જ્ઞાનથી બીજી વસ્તુની કલ્પના કરવી પડે અથવા એક વાત કહેવાથી

બીજી વાત સ્વયં સિદ્ધ થઈ જાય તે અર્થાપત્તિ છે. અનુમાનથી અર્થાપત્તિમાં બે વિશેષતાઓ છે. આમાં પક્ષ ધર્મ નથી હોતો અને અવિનાભાવ સંબંધનું જ્ઞાન પહેલેથી હોતું નથી અને હોય તો પણ તેની ઉપયોગિતા નથી રહેતી. કહ્યું પણ છેઃ

अविना भाविता चात्र तदैव परिगृह्यते ।
न प्रागवगतेत्येवं सत्यप्येषा न कारणम् ॥

જેમકે, નદીનાં પૂરને જોઈ કલ્પના કરવી કે ઉપર વરસાદ વરસ્યો હશે. આ અર્થાપત્તિમાં પક્ષ ધર્મ નથી. કારણ, જ્યાં વર્ષાની કલ્પના કરવામાં આવી ત્યાં પૂર નથી. અવિનાભાવ સંબંધનું જ્ઞાન પણ પહેલેથી નથી. પરંતુ વગર વરસાદે પૂર આવી શકે નહિ. એટલે અર્થાપત્તિથી આ કલ્પના કરવામાં આવી છે.

**અભાવ :** જે પ્રમાણ વડે કોઈ વસ્તુનો અભાવ જણાય તે અભાવ-પ્રમાણ કહેવાય છે.

**સંભવ-પ્રમાણ :** सम्भवो भूयः सहचराधीनज्ञानम्-यथा संभवति ब्राह्मणे विद्या'- જે પ્રમાણ વડે કોઈ વસ્તુની સંભાવના કરાય તે સંભવપ્રમાણ છે. જેમકે, બ્રાહ્મણ છે તો વિદ્વાન પણ હશે.

**ઐતિહ્યપ્રમાણ :** 'इति होचुरित्यनिर्दिष्ट प्रवक्तृकम्प्रवादपारपर्यमैतिह्यम्'-લોકપ્રવાહની પરંપરાથી જે આપણને જ્ઞાન થાય, તે ઐતિહ્યપ્રમાણ છે. જેમકે, આ ભૂતીઓ વડલો છે.

આમાં પાછલા બે પ્રમાણોની પ્રામાણિકતાનો તો નિર્ણય પણ થઈ શકતો નથી. એટલે તેને આધારે અસંદિગ્ધ પ્રવૃત્તિ પણ શક્ય નથી. શાબ્દ પ્રમાણમાં તો વક્તાની પરીક્ષા કરીને વિશ્વાસ કરી શકાય છે, પરંતુ ઐતિહ્યમાં તો કોઈ વક્તા નથી હોતો, માત્ર લોકપ્રવાદ જ હોય છે. જે રીતે સંશય અપ્રમાણ હોવા છતાં, સમ્યગ્જ્ઞાનની ઉપલબ્ધિમાં સહાયક બને છે તેવી જ રીતે ઐતિહ્યને માટે પણ સમજવું જોઈએ. જો લોકપ્રવાદ દૃઢતમ આધારો પર આધારિત હોય તો તે શાબ્દ પ્રમાણ અંતર્ગત થઈ જાય છે. જે રીતે શાબ્દ પ્રમાણમાં, કોઈ વ્યક્તિ વિશેષને આપ્ત માની તેની વાત પર વિશ્વાસ કરાય છે તેમ ઐતિહ્યમાં અનેક લોકોને આપ્ત માની વિશ્વાસ મૂકાય છે, એટલે તે આગમમાં સમાઈ જાય છે. સંભવ પ્રમાણમા સંશયની ઘણી માત્રાઓ મળી આવે છે. અને જો સંશયની માત્રા ન હોય તો તે અનુમાનમાં સમાઇ જાય છે. જેમકે, ઉપર્યુક્ત દૃષ્ટાંતમાં બ્રાહ્મણ અને વિદ્વત્તાનો અવિનાભાવ છે. એટલે બ્રાહ્મણરૂપ સાધનથી વિદ્વત્તારૂપ સાધ્યનું અનુમાન કરાય છે. તાત્પર્ય એ કે, સંભવ અને ઐતિહ્યમાં સંશયની માત્રા હોય તો તે પણ અપ્રમાણ છે. અન્યથા આગમ અને અનુમાનમા તે અંતર્હિત થઇ જાય છે. એટલે ભાટ્ટ લોકોએ છ પ્રમાણ જ માન્યા છે. આમાં પણ અભાવને સ્વતંત્ર પ્રમાણ માનવાની જરૂર નથી. કારણ પ્રત્યક્ષાદિ પ્રમાણોથી અભાવ જાણી શકાય છે. વિરુદ્ધોપલબ્ધિ અને અવિરુદ્ધાનુપલબ્ધિ રૂપ હેતુઓથી પણ અભાવનું અનુમાન કરી શકાય છે. એટલે પ્રાભાકરોએ પાંચ જ પ્રમાણો સ્વીકાર્યા છે. અર્થાપત્તિમા ભલે

પક્ષધર્મતા ન હોય તે છતાં અનુમાનમાં સમાવિષ્ટ થઈ શકે છે. પૂર્વચર, ઉત્તરચર આદિ હેતુવાળા અનુમાનોમાં વળી પક્ષધર્મતા ક્યાં હોય ? પક્ષધર્મ હોય કે ન હોય, જ્યાં સાધનથી સાધ્યની સિદ્ધિ કરાય છે તે અનુમાન કહેવાય છે. આ રીતે અર્થાપત્તિ અનુમાનમાં સમાઈ જતાં ચાર જ પ્રમાણ અવશિષ્ટ રહે છે અને તે છે–પ્રત્યક્ષ, અનુમાન, શાબ્દ અને ઉપમાન. નૈયાયિકો આ ચાર પ્રમાણ જ માને છે. પરંતુ આ ચારમાં સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન અને તર્ક આદિ પ્રમાણોનો સમાવેશ થતો નથી. માટે બધાંને સ્થાને એક પરોક્ષ પ્રમાણ જ માનવું ઉચિત છે કે જેમાં સૌનો સમાવેશ થઇ જાય છે. ત્રણ જ પ્રમાણ માનનાર સાંખ્યો અને પ્રત્યક્ષ તથા અનુમાન એમ બે જ પ્રમાણો માનનાર બૌદ્ધોને શાબ્દ અને ઉપમાન પ્રમાણને અનુમાનમાં અન્તર્નિવિષ્ટ કરવા ભારે ખેંચતાણ કરવી પડે છે. ઉપભેદોને અનુસરી અથવા પુનરુક્તિ કરી, પ્રમાણોની સંખ્યા ગમે તેટલી પણ વધારવામાં આવે પણ તેના મૂળ ભેદ તો પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે જ ઉચિત છે.

આપ્ત પુરુષના વચનરૂપ આગમના પ્રામાણ્યને સ્વીકારનારા શ્રી કેશીકુમાર શ્રમણ શ્રી ગૌતમસ્વામીના આંતરિક શત્રુઓ સંબંધી જવાબથી ભારે સંતોષ પામ્યા. શત્રુઓ પર વિજય મેળવવાની ગૌતમસ્વામીની કળા ઉપર તેઓ મુગ્ધ થયા. તેમની પારદર્શી પ્રજ્ઞાના તેમણે ભારે વખાણ કર્યા. વસ્તુના તલસ્પર્શી જ્ઞાનથી તેઓ અંજાઇ ગયા. તેમને લાગ્યું કે આધ્યાત્મિક ઉત્ક્રાંતિના શિખરને સ્પર્શેલા આ અતિ માનવ છે. અવશ્ય એમની પાસેથી મેળવવા જેવું ઘણું છે. આ અક્ષય ભંડાર છે. લૂંટી શકાય તે રીતે આ ખજાનાને આત્મસાત્ કરી લેવો જોઇએ. એટલે તેમણે ફરી પ્રશ્નો પૂછવાની આજ્ઞા મેળવી, પ્રશ્ન કર્યો :

दीसन्ति बहवे लोऍ पासबद्धा सरीरिणो ।
मुक्कपासो लहुब्भूओ कहं तं विहरसि मुणी ॥ ४०

હે પ્રભો ! આ સંસારમાં અનેક જીવો પાશબદ્ધ છે. હે મુનિ ! તમે બંધન મુક્ત અને લઘુભૂત–પ્રતિબંધહીન–હળવા થઇને કેવી રીતે વિહરો છો ?

આ જગતના જીવો આમ તો સ્વતંત્ર અને મુક્ત જેવા દેખાય છે. પરંતુ તેમની સ્વતંત્રતા અને મુક્તિ, ખીલે બાંધેલા લાંબા દોરડાવાળા પશુઓ જેવી છે. જે ઇચ્છા મુજબ ચારે દિશામાં અમુક મર્યાદામાં ફરી શકતા હોઈ પોતાને સ્વતંત્ર અને સ્વૈરવિહારી કલ્પતા હોય છે. આ જ રીતે બધા જીવો સ્નેહને ખીલે બંધાયેલા એની આજુબાજુ ફર્યા કરે છે પણ તેના આ આકર્ષક અને માયાવી પાશને તેઓ જોઇ શકતા નથી. એટલે ખરી રીતે તેઓ જાળમાં સપડાએલા જ છે. પરંતુ તે આકર્ષક જાળમાંથી તમે મુક્ત અને હળવા ફૂલ જેવા કેમ જણાઓ છો તે મારે જાણવું છે.



# દેહાસક્તિ અને વ્યક્તિ

દેહને જ સર્વસ્વ માની ચાલનારાઓની ભાવના દેહની આજુબાજુ જ કેન્દ્રિત થઇ જાય છે. દેહના પોષણમાં થતું આત્માનું શોષણ તેઓ જોઇ શકતા નથી. દેહનાં સંરક્ષણ અને સંપુષ્ટિ માટે વિવિધ જાતનાં સાધનોનું તેઓ નિર્માણ કરે છે. દેહરૂપ તાબૂતને શણગારવા, પોષવા અને સાબૂત રાખવા તેમના વિવિધ પ્રયત્નો હોય છે. એ માટીના પિંડને ટકાવવા માટે, એ છાલ અને કાચલીનાં રક્ષણ માટે, આટલા બધા જોરદાર પ્રયાસો વૈજ્ઞાનિક સંશોધનો અને વિવિધ ઔષધિઓનો આવિષ્કાર, તેને ટકાવી શકશે ખરાં? તેને અમર બનાવી શકશે ખરાં? પ્રતિપળ જીર્ણશીર્ણ થતા જતા આ દેહને આ સાધનો કેટલું અવલંબન આપી શકશે? આમ છતાં આજની વૈજ્ઞાનિક શોધો દેહની આસપાસ જ વિસ્તરેલી છે. પાણીના પરપોટાની માફક એક ક્ષણમાં વિલય પામનાર, ફુગ્ગાની જેમ આકસ્મિક ફૂટી જનાર આ ક્ષણભંગુર દેહની માણસ દિનરાત ચિંતા કર્યા જ કરતો હોય છે. એની જ સુશ્રુષા પાછળ પોતાની મોટા ભાગની શક્તિ અને સંપત્તિ વેડફી નાખતો હોય છે. આ તાજિયાને શણગારવાના પ્રતિદિન કેટકેટલા અદ્યતન સાધનોનો આવિષ્કાર થાય છે તેની કોઈ ગણતરી છે ખરી? દેહને પોષવા અને તેને સંરક્ષવા ગમે તેવા ભયંકર પાપો કરતાં પણ માણસના મનને આંચકો લાગતો નથી. આ શરીરની સંપુષ્ટિ માટે માણસ મોજથી અપેયને પીવા અને અભક્ષ્યને ખાવા તૈયાર છે. તેની તુષ્ટિ જ દેહ પુષ્ટિમાં છે! દેહની પેલે પાર કોઈ કીમતી તત્ત્વ જ ન હોય તેમ નિશ્ચિંત થઈને દેહની આસપાસ જ તે વિહરી રહ્યો છે! દેહની આટલી કાળજીભરી ચિંતા છતાં પણ તેનું આખરી પરિણામ શું આવે છે? આપણાં સારાનરસા અનેક પ્રયત્નો છતાં આપણે આ શરીરનું રક્ષણ કરી શકીએ છીએ ખરા? મૃત્યુના મુખમાંથી આ શરીરને બચાવી શકીએ છીએ ખરા? મૃત્યુ સામે માણસ નાઇલાજ બની જાય છે. તેનું અભિમાન ઓસરી જાય છે. મરણની ઘડી આવે છે પછી એક ક્ષણભર પણ આ શરીરને ટકાવી શકાતું નથી. છતાં આશ્ચર્યની વાત એ છે કે માણસ પોતાનાં મૃત્યુને જોઈ શકતો નથી. તેની આ નબળાઈ જ તેને શરીરમૂલક બનાવી દે છે. પરિણામે 'દેહ તે જ હું'–એવી ભાવના તેનામાં પ્રબળ અને પ્રગાઢ બની જાય છે:

શરીરનો અવશ્યંભાવી નાશ છે એમ આપણે બોલીએ છીએ ખરા; પરંતુ આ સત્ય આપણા પ્રાણોને સ્પર્શ્યું નથી હોતું. આપણે બીજાને મૃત્યુ પામતાં જોઇએ છીએ એટલે આપણે માટે પણ એ કલ્પનાનું આરોપણ અવશ્ય કરી લઇએ છીએ, પરંતુ ઊંડે ઊંડે પણ આપણાં અચેતન મનને એવો ખ્યાલ કદી આવતો નથી કે, આપણે એક દિવસ મરી જઈશું. આપણે આપણું મૃત્યુ જોઈ શકતા નથી એ પણ એક કમનસીબી છે. આ કમનસીબી જ દેહની સાથે આપણું એવું તાદાત્મ્ય જોડી દે છે કે અનિચ્છયા પણ આપણે દેહની આસપાસ જ ફરતા થઈ જાઇએ છીએ.

આ દેહ દૃષ્ટિ માણસને ન કરાવવાનું કરાવે છે, ન ખાવાનું ખવરાવે છે, ન પીવાનું પીવરાવે છે અને ન આચરવાનું આચરાવે છે. પરિણામ એ આવે છે કે, માણસ પોતાનાં શરીરને સંતોષવા માટે બીજાને ભોગે પણ બધું કરવા તૈયાર થઈ જાય છે. પોતાનું શરીર જ જાણે ઘણું કીમતી અને સંરક્ષવા યોગ્ય હોય તેમ તે તેને બચાવવા અને સંપુષ્ટ બનાવવા માંસ જેવા અભક્ષ્ય અને જુગુપ્સિત પદાર્થોનું પણ સેવન કરતાં તે અચકાતો નથી! પોતાના દેહની કીમત કરતાં સામાના દેહની કીમત તે ઘણી ઓછી આંકતો હોય છે. કીમત આંકવાની તો અરે! વાત જ ક્યાં કરવી? પોતાના દેહ પાસે બીજાના દેહની તેને મન કોઈ જ કીમત હોતી નથી! પરિણામે આવો માણસ માંસાહાર તરફ વળી જાય છે. માંસાહાર કરનાર માણસનું પેટ જીવતા જીવોનું કબ્રસ્તાન બની જાય છે! પોતાનાં શરીરના વ્યામોહમાં આ સ્પષ્ટ સત્ય તે જોઈ શકતો નથી એ ઘણી દુઃખદ હકીકત છે.

ભગવાન મહાવીરે ભોજનની પસંદગીમાં જે શાકાહારને પ્રાધાન્ય આપ્યું, તે માત્ર અહિંસાને અનુલક્ષીને જ નહિ, શાકાહારની પસંદગીમાં અહિંસા કરતાં બીજા પણ મહત્ત્વપૂર્ણ કારણો હતાં. અને તેમાંથી એક કારણ એ પણ હતું કે, માંસાહાર પચવામાં વધારે શક્તિ માંગી લે છે અને માંસાહારથી મૂર્ચ્છા અને તંદ્રા પણ વધે છે. પ્રકૃતિ કદી પણ આપણી બુદ્ધિની ચિંતા રાખતી નથી. તે હંમેશાં આપણાં પેટની ફિકર રાખે છે. એટલે પેટમાં ભોજન પડતાં જ આખી ઊર્જા-શક્તિ પેટના ભોજનને પચાવવા માટે દોડી જાય છે. મસ્તિષ્કની જે શક્તિ આપણને જાગૃત રાખે છે તે શક્તિ પેટ તરફ વહેવા લાગે છે અને ભોજન પચાવવાનાં કામમાં લાગી જાય છે. એટલે જ જમ્યા પછી આપણને તંદ્રાની અસર દેખાય છે. તંદ્રા એટલા ખાતર દેખાય છે કે જે મસ્તિષ્કની ઊર્જા માથામાં કામ આવતી હતી, તે હવે પેટમાં ભોજન પચાવવાના કામમાં લાગી. એટલે જે માણસો બુદ્ધિજીવી છે તેમની આહારની માત્રા રોજેરોજ ઓછી થતી જાય છે. જે શ્રમજીવી છે, બૌદ્ધિક કાર્યો સાથે જેને પ્રગાઢ સંબંધ નથી, એવા માણસોની આહારની માત્રાઓ વધતી જાય છે. માટે ભગવાન મહાવીરે અનુભવ કર્યો કે જ્યારે શરીરમાં ભોજન નથી હોતું, ત્યારે પ્રજ્ઞા પ્રમાણમાં વધારે શુદ્ધ અવસ્થામાં હોય છે. પેટના આહારને પચાવવાની તેને જરૂર નથી રહેતી. તેથી તે બધી શક્તિ મસ્તિષ્કને મળી જાય છે.

શાકાહાર પાછળ માત્ર અહિંસા એક જ કારણ નહોતું. અહિંસા જ કારણ હોત તો ભગવાન બુદ્ધે મરેલાં જાનવરનાં માંસને ખાવાની જેમ અનુજ્ઞા આપી છે તેમ ભગવાન મહાવીર પણ આપી શકત. કારણ, ભગવાન બુદ્ધનું મંતવ્ય હતું કે, કોઈ પણ જીવને મારવામાં હિંસા છે, પાપ છે, માંસ ખાવામાં કોઇ હિંસા નથી. કોઇ પશુ મરી ગયું છે, આપણે તેને મારતા નથી, આમ પોતાની મેળે મરી ગએલા પશુનાં માંસને ખાવામાં પછી કોઈ જાતની હિંસા થતી નથી. ભગવાન બુદ્ધની દૃષ્ટિમાં મરેલા પશુનું માંસ ખાવામાં કોઇ હિંસા નથી. કરુણાપ્રધાન

તેમની પ્રજ્ઞાએ કોઈ પણ પ્રાણીની હિંસા કરવાનો તો પ્રબળ વિરોધ જ કર્યો છે પરંતુ મરી ગયેલા પ્રાણીનાં માંસનો ઉપયોગ કરવામાં તેમણે કોઈ દોષ કે હિંસા માન્યાં નથી.

આનાથી ઊલટું ભગવાન મહાવીરે તો માંસ ભક્ષણનો જ ભારપૂર્વક નિષેધ કર્યો છે. હિંસા-અહિંસાનો પ્રશ્ન પણ સાધનાના માર્ગે યાત્રા કરનાર માટે પ્રાણપ્રશ્ન બની જાય છે. વળી માંસ કોઈ પણ અવસ્થામાં અહિંસક હોતું નથી. પ્રતિ સમય તેમાં અસંખ્ય સંમૂર્છિમ જીવોની ઉત્પત્તિ અને મરણ થયાં જ કરતાં હોય છે. માંસ કદી નિર્દોષ હોતું નથી. એટલે અહિંસાની પ્રધાનતા માંસાહારના નિષેધમાં એક કારણ તો છે જ, પરંતુ તેની સાથે બીજાં પણ ગંભીર પ્રયોજનો શાકાહારના વિધાન પાછળ રહેલાં છે. માંસને પચાવવામાં વધારે શક્તિની અપેક્ષા રહે છે. માંસાહારથી શરીર અને પેટ ભારે થઈ જાય છે. માંસ ભક્ષણથી પેટ મહત્ત્વપૂર્ણ બની જાય છે, મસ્તિષ્કની શક્તિ ક્ષીણ થઈ જાય છે. તંદ્રા સઘન થઈ જાય છે. માટે શક્તિ પેટ તરફ એકાંગી રીતે ન વહે અને ઉપરનો માળો ખાલી ન થઈ જાય, મસ્તિષ્કની શક્તિ મસ્તિષ્કમાં જ વહેતી રહે અને જાગૃતિનો પ્રવાહ અટકે નહિ, શક્તિ પેટ ઉપર જ કેન્દ્રિત ન થઈ જાય એ માટે ભગવાન મહાવીરે હળવાં ભોજન તરફ ધ્યાન કેન્દ્રિત બનાવ્યું છે. આપણા સૌના ગહન બંધન પદાર્થથી નથી પરંતુ ભોજનથી છે. આપણે પૃથ્વીથી બંધાએલા નથી પરંતુ પેટથી બંધાએલા છીએ. માણસ જ્યારે ભોજનની આવશ્યકતાઓથી મુક્ત થશે ત્યારે જ તે પરિપૂર્ણ ચેતનાથી ભરાશે.

જેટલા પરિમાણમાં આપણે ભોજન માટે આતુર થઈશું તેટલી માત્રામાં મૂર્ચ્છિત પણ બનીશું. પરિણામે આંતરિક જાગૃતિમાં અડચણ ઊભી થશે. ખરેખર આપણા ચિંતનના બે જ ભાગો છે—એક કામ અને બીજો ભોજન. મન કાં તો કામથી ઘેરાયેલું હોય છે, કાં તો સ્વાદથી. સ્વાદની વાસના આપણા મનને ઘેરી લે છે. ઊંડાણમાં તો કામ-વાસના જ હોય છે. કારણ ભોજન વગર કામવાસનાનો પણ સંભવ નથી. ભોજનની માત્રા જેટલા પરિમાણમાં અલ્પ અને અલ્પતર કરી નાખીશું તેટલા પ્રમાણમાં કામવાસના પણ મન્દ અને મન્દતર થતી જશે. ભોજન કામવાસનાને શક્તિ આપે છે. માણસ ભોજનમાં જેટલો આતુર હશે તેટલો કામવાસનાથી પણ તે ભરેલો હશે. જે ભોજનના ચિંતન અને આકાંક્ષાથી ભરેલો છે તે પ્રાયઃ કામવાસનાથી પણ ભરેલો હોય છે. ભોજનની વાસના છૂટે તો કામવાસના પણ શિથિલ થાય.

માણસનો દેહ શાથી કીમતી ઠર્યો? ક્યાં કારણોસર તે કીમતી સાબિત થયો? તેનો ઊંડાણથી જો વિચાર નહિ કરીએ, અને દેહમૂલક દૃષ્ટિ સાથે સ્વાર્થની ભાવનાઓમાં રચ્યાપચ્યા રહીશું, તો આપણામાં અને પશુમાં કોઈ પાયાનો ભેદ નહિ રહે. માણસ પોતાની ચારે બાજુના જગતનું સંરક્ષણ કરે છે. પ્રસંગ આવ્યે રાજા દિલીપની જેમ પોતાના પ્રાણોના ભોગે બીજા જીવોની રક્ષા પણ કરે છે. આવી જે પારમાર્થિક ભાવના માણસમાં છે તેને કારણે તો તેનો દેહ

મૂલ્યવાન, કીમતી ગણાયો છે. પરંતુ જે પાયાના કારણથી તેનો દેહ કીમતી સાબિત થાય છે, તે જ પાયાના કારણને તે માંસ ખાઇને ફગાવી દે છે.

આ જગતની જીવસૃષ્ટિમાં સૌથી વધારે પ્રજ્ઞાવાન અને વિચારશીલ જો કોઇ પ્રાણી હોય તો તે માણસ છે. પશુઓની માફક તેની વિચારશકિત માત્ર સ્વાર્થ કે વર્તમાનકાળ પૂરતી જ મર્યાદિત નથી હોતી. પ્રકૃતિએ પ્રાણી જગતમાં માણસને સૌથી શ્રેષ્ઠ બનાવ્યો છે. બીજા બધા જીવોના જીવની સંરક્ષણની જવાબદારી તેણે માણસની મેધા શક્તિ ઉપર છોડી છે. પરંતુ માનવ જ્યારે પોતાના દૈહિક સ્વાર્થને સર્વોપરિ બનાવી લે છે ત્યારે સંયમપૂર્વક જીવનયાપન કરવાની અને ગમે તે ભોગે પણ પોતાથી ઊતરતી કોટિના પ્રાણીઓનું જતન કરવાની કલાને તે ભૂલી જાય છે. પશુઓની સરખામણીમાં માણસની મોટાઇનો જે આ મૂળભૂત આધાર અને વૈશિષ્ટ્ય છે તેના પાયાને જ તે હચમચાવી નાખે છે.

જે કારણોસર મનુષ્ય શરીરને દુર્લભ કહ્યો છે, જે કારણોસર માણસને પ્રાણી સૃષ્ટિમાં મોટો અને શ્રેષ્ઠ ગણ્યો છે, તે જ કારણોને દેહમૂલક દૃષ્ટિનાં બળે જો તે ઉખેડી નાખવા નીકળે, તો તેની સર્વોપરિતાની ઇમારત ક્યાંથી ઊભી રહી શકે?

પ્રાણી જગતની માનસિક શકિત મર્યાદિત હોય છે. જીવન સંરક્ષણનાં અમુક જ સાધનો પ્રકૃતિએ તેમને સમર્પ્યાં છે. તેમની પ્રજ્ઞા અને વિચારશકિતની પણ સીમા છે. એટલે સબળાં પ્રાણીઓ નબળાં પ્રાણીઓનાં શરીરથી પોતાનાં શરીરને પુષ્ટિ આપે તે તો સમજી શકાય છે. પ્રાણી જગત માટે આ બધું સહજ અને અમુક અંશે પ્રાકૃતિક પણ છે; પરંતુ જ્યારે માણસ ઊઠીને પશુઓની ઉપર જણાવેલી પ્રકૃતિને જ અનુસરે અને પશુઓનાં માંસથી પોતાનાં શરીરને સંપુષ્ટ બનાવવા મથામણ કરે, ત્યારે પ્રાણી જગતમાં પ્રતિષ્ઠિત તેની જે વરિષ્ઠતા છે તેને જ ધક્કો લાગે. જે ડાળ ઉપર આપણે બેઠા હોઇએ તે જ ડાળને કાપી નાખવા જેવી મૂર્ખાઇ કહેવાય.

વૈજ્ઞાનિક દૃષ્ટિથી જે નવી નવી ઔષધિઓ અને ઇંજેક્શનોની શોધખોળો થઇ રહી છે, તેનાં ઊંડાણમાં ઊતરતાં પણ આપણે જોઈ શકીએ છીએ કે, માનવતાને કોરે મૂકી દાનવતાની પરાકાષ્ઠાને માનવ સ્પર્શી ગયો છે! માનવજાતને રોગોથી બચાવવા માટે ઔષધિઓના સંશોધનોનાં નામે અવનવા ચમત્કારો સર્જાતા જાય છે. આઘાત લાગે એવાં કૃત્યો જોવાનું દુર્ભાગ્ય કરુણા ભરેલાં હૃદયોને માટે અસહ્ય અને અકલ્પ્ય આંચકો આપનાર તો છે જ. તેમાં વળી હૃદયને થંભાવી દે તેવાં સંશોધનોની વાતો સાંભળવા મળે છે! જાનવરો પર શસ્ત્રક્રિયા કરી, તે નિર્દોષ, નીરોગી, જીવતાં પશુઓનાં શરીરમાં રોગનાં જંતુઓ ઉત્પન્ન કરવામાં આવે છે અને તે રોગની શી અસર થાય છે, તેનું સૂક્ષ્મતાપૂર્વક પરીક્ષણ અને નિરીક્ષણ કરવામાં આવે છે. શીતળાની રસી, સર્પદંશનાં ઇજેક્શનો, વિગેરે દરેક રોગનિરોધક દવાઓના મૂળમાં આવા ઘાતકી પ્રયોગો માનવતાનાં રક્ષણને નામે છૂપાયેલાં છે. જીવતાં જાનવરોના આવા હાલહવાલ કરી, તેમને આમ

શિખાવી જે સંશોધન થાય છે, તે કાચના જેવા કાચા અને કાચી માટીના ઘડા જેવા ક્ષણભંગુર શરીરને બચાવવાને માટે વપરાય છે. આવી ક્રૂરતા ભરેલી રીતે પેલાં મૂંગાં, નિર્દોષ અને સ્વસ્થ પશુઓનાં શરીરમાં રોગનાં જંતુઓ જન્માવી, તેની રસી બનાવી, તે કાઢી લઈ, માણસોનાં શરીરમાં મૂકવામાં આવે છે. જાણે પશુઓનાં જીવનનું કાંઇ જ મૂલ્ય ન હોય તેમ માણસ બેધડક તેમનાં શરીરનો ઉપયોગ પોતાનાં શરીરનાં સંરક્ષણ માટે નિઃસંકોચપણે કરે છે ! આ તરેહતરેહના પ્રયોગો અને નિત નવા અખતરાઓ, માણસ જાતના વિકાસને નામે, આ રીતે એવા તો ક્રૂરતા પૂર્વક ચાલી રહ્યા છે કે, તે પ્રયોગોની પ્રક્રિયા સાંભળતાં પણ માણસ તેની ભયાનકતાથી ધ્રૂજી જાય ! આંખ મીંચીને ઉઘાડો એટલી વારમાં તો પાણીનો પરપોટો જેમ ફૂટી જાય તેમ ફૂટી જનારા આ દેહના સંરક્ષણ માટેના માણસના આ બધા પ્રયાસો છે. પરંતુ આવા પ્રયાસોનું, આવી શોધોનું, શું પરિણામ આવ્યું છે તેનો માણસે કદી ગંભીરતાપૂર્વક વિચાર કર્યો નથી. ફુગ્ગા જેવા આ ક્ષણભંગુર દેહને સાચવવાના જેમ જેમ વૈજ્ઞાનિક પ્રયોગો થતા જાય છે તેમ તેમ શરીર પોતાના નૈસર્ગિક સ્વભાવ અનુરૂપ વધારે ઝડપથી વિનાશ ઉન્મુખ થતું જાય છે. આમ છતાં પણ માણસની શરીરમૂલક દૃષ્ટિ શરીરના પોષણના પ્રયત્નોમાં જ મશગૂલ છે.

'હું તે શરીર અને શરીર તે હું'—એવી જે ભાવના આજના વૈજ્ઞાનિક યુગમાં ઝડપથી વિકસતી જાય છે તેને પરિણામે બુદ્ધિની સાત્ત્વિકતા જાળવવા તરફનું લક્ષ્ય પણ વિસ્મૃત થતું જાય છે. મન સાત્ત્વિક વિચારોથી ભરેલું, નિર્મળ અને ચોખ્ખું રહે, બુદ્ધિ સદા જાગૃત, પવિત્ર અને સ્વચ્છ રહે, તે વાત ભૂલાઈ જવા પામી છે. શરીરથી હૃષ્ટપુષ્ટ થઈ જવાની એક જ દૃષ્ટિ માણસમાં અવશિષ્ટ રહી છે. તેથી શરીર જ તેનાં બધા કાર્યોનું કેન્દ્ર બની ગયું છે. પરંતુ શરીરને હૃષ્ટપુષ્ટ બનાવીને અંતે તેનું પરિણામ શું આવવાનું છે ? ભલે માણસ સારીયે પૃથ્વીની માટીને ઉપાડી ઉપાડીને પોતાના શરીર ઉપર થાપવાનો પ્રયત્ન કરે, પરંતુ જેમ થાપી થાપીને સૂકવેલા માટીના ગોળા સુકાઇને નીચે પડી જાય છે તેમ માંસ, મદિરા અને અનેક જાતની શક્તિની દવાઓથી શરીર ઉપર વળગાડેલા માંસ અને ચરબીની માટીના એ ગોળા આખરે તો સુકાઇને નીચે પડી જવાના ! અને શરીર તો સ્થિતિસ્થાપકની જેમ પોતાના મૂળ અને અસલી સ્વરૂપમાં આવીને ઊભું રહેવાનું.

શરીરને ઢંગધડા વગરનું ગોળમટોળ, શરીરનું વજન શરીરને ઝિલાય નહિ એવું, ભેંસનાં શીંગડાં ભેંસને જ ભારે પડે તેવું ઢીલું, પોચું, ભારે, જાડું અને લથડતું શરીર વધારવાથી શો લાભ ? દેહ તો એક સાધન છે. તે કાંઈ સાધ્ય નથી. અને સાધન તો યોગ્ય રીતે કામ આપે એવી સારી સ્થિતિમાં રાખવું જોઇએ. શરીર એ તો એક યંત્ર છે. યંત્ર પાસેથી તો કામ લેવાનું હોય છે. યંત્રનું કાંઈ અભિમાન કરવા જેવું હોય ખરું ?

માણસ જ્યારે દેહના તાજિયાને શણગારવાના છંદે ચડયો એટલે તેના મનની નિર્મળતા, બુદ્ધિની સ્વચ્છતા, હૃદયનું સૌંદર્ય અને આત્માનો શણગાર ભૂલાઈ ગયાં.

શ્રી કેશીકુમાર શ્રમણુ અને શ્રી ગૌતમસ્વામી દેહાધ્યાસથી મુક્ત છે. છઠ્ઠા–સાતમા ગુણસ્થાનના નૈશ્ચયિક રીતે ધણી છે. આત્મદર્શનની આંખી પામી ગએલા પરમ આત્માઓ છે. એટલે ગૌતમ સ્વામીને તે સરળતાથી પૂછી શકે છે 'તમો બંધનમુક્ત અને લઘુભૂત થઈ કેમ વિચારો છો ?'

સામાન્યતયા માણુસ મોહ અને સ્નેહના સૂક્ષ્મ, કોમળ અને મીઠાં બંધનોમાં એવી રીતે તો જકડાઇ જાય છે કે તેમાંથી મુકત થવાનું કાર્ય તેને માટે કમળમાં બીડાઈ ગએલા, લાકડાને કોતરી શકનારા પણુ મમતાના બંધનને લઇ કોમળ કમળને ન છેદી શકનારા ભ્રમરની જેમ કિલષ્ટ થઇ જાય છે. શાસ્ત્રકારોએ સ્નેહ અને રાગ માટે જે 'નેહપાસા ભયંકરા' રૂપ વિધાનો કર્યાં છે, તે વસ્તુના સાક્ષાત્કાર રૂપ અનુભૂતિના બળે જ કર્યાં છે. ખરી રીતે વિશ્વમાં કોઇ પણુ પ્રાણી સુખી દેખાતો નથી. દેખાતા અથવા કહેવાતા સુખની પાછળ પણુ અનંત દુઃખ સમાએલું છે. જ્યારે આવી વસ્તુસ્થિતિ છે ત્યારે સંસારનાં સુખથી આકર્ષાઇ જવાનું અજ્ઞાની સિવાય કોને પાલવે ?

સાંસારિક સ્નેહમૂલક સુખો જો વાસ્તવિક હોત તો તીર્થંકરો જે સદા રાજાઓના પુત્રો હોય છે અને કોઇ કોઇ તો વળી તીર્થંકર સાથે ચક્રવર્તી પણુ હોય છે, તેઓ પોતાના રાજકીય અને ચક્રીપણાની સંપત્તિનો ત્યાગ કરી, ધર્મનો આવો ધોરી માર્ગ શા માટે સ્વીકારતા અને પ્રવર્તાવતા હશે ? પોતે પણુ દુઃખી થાય અને બીજાને પણુ દુઃખી કરવા એવો તો તેમનો યત્ન કદાપિ હોઇ શકે નહિ. તો પછી આપણી કલ્પનાનાં જગત, આપણી કલ્પનાનાં સુખ, સત્ય અને ધર્મથી ભિન્ન કોઇ બીજું શાશ્વત જગત, સુખ, પારમાર્થિક, સત્ય અને પરમ ધર્મ હોવાં જોઇએ કે જેની શોધ માટે તે પોતાના જીવનનું સમર્પણુ સહજ રીતે કરી આપે છે. આનાં જ મૂળ કારણોની શોધમાં કેશીકુમાર શ્રમણુનો પ્રશ્ન છે. જેવો પ્રશ્ન તેવો જ પ્રશ્નને સ્પર્શતો પરંતુ અસ્પષ્ટ ગૌતમ સ્વામીનો જવાબ છે.

ते पासे सव्वसो छित्ता निहंतूण उवायओ ।
मुक्क पासो लहुब्भुओ विहरामि अहं मुणी ॥ ४१

હે મુનિ ! તે બધાં બંધનોને સર્વ રીતે કાપીને, ઉપાયો વડે નષ્ટ કરીને હું બંધન મુક્ત–હળવો થઇને વિચરૂં છું.

બંધનો જ્યાં સુધી બંધનરૂપે નથી દેખાતાં ત્યાં સુધી જ મોહક અને આકર્ષક લાગે છે. બંધન અંતે બંધન છે, બેડી છે, આપણા સાર્વભૌમ સ્વાતંત્ર્યને પડાવી લેનાર પરમ દુશ્મન છે એ સત્ય જ્યારે સમજાઇ જાય છે ત્યારે બંધનમાં ફસાઇ જવાનો કોઇ ભય ઊભો રહેવા પામતો નથી. માછલાંને ફસાવનાર કાંટા ઉપર લાગેલા આટાને કારણે માછલાં કાંટાને જોઇ શકતાં નથી. ફલતઃ તે કાંટાનો ભોગ થઇ જાય છે. હે મુનિ ! માણુસને લલચાવનાર સૂક્ષ્મ પાશને પણુ જોઇ શકવાની મેં શક્તિ કેળવી છે. એટલે માણુસને બંધનમાં બાંધી રાખનાર પાશમાં ફસાઇ પડવાનો મારા માટે ભય રહ્યો નથી. એટલે હું આ પાશથી મુકત અને હળવો છું.

o—o

# વાસનાશૂન્ય કર્મો

જગતના બધા જીવો રાતદિવસ કાર્યની મથામણમાં રચ્યાપચ્યા રહે છે. તેમની આ તપશ્ચર્યા એક તપસ્વીની તપસ્યા કરતાં જરાયે ઊતરતી કોટિની હોતી નથી, છતાં આ કષ્ટસાધ્ય પરિશ્રમનું તેમને મળતું ફળ અતિ ક્ષુદ્ર હોય છે. સંસારી જીવો સાંસારિક કામનાઓની સંપ્રાપ્તિ માટે લોહીનું કેટલું પાણી કરે છે! કેટલી મહેનત મજૂરી, કેટલી દોડધામ અને કેટલો માનસિક પરિશ્રમ ઊઠાવે છે! પશુ કરતાં પણ તેઓ વધારે વૈતરું કરે છે; છતાં તેમની આ આખી માથાકૂટનું પરિણામ ક્ષુદ્ર ફળ આપનારૂં નીવડે છે અને ખરેખર પોતાને જે મેળવવાનું છે, તે ગુમાવી બેસે છે. સંસારી માણસ અનેક કર્મો કરી તેમાંથી નજીવાં ફળને પ્રાપ્ત કરે છે ત્યારે આધ્યાત્મિક વ્યક્તિ થોડી આરાધના, ઉપાસના કે તપસ્યા કરીને પણ અનેકગણું ફળ મેળવી લે છે. આખરે તો જેવી વાસના તેવું ફળ મળે છે.

પુરાણોમાં એક સુંદર વાર્તા આવે છે. લક્ષ્મીજીનો સ્વયંવર રચાયો હતો. એ પ્રાચીન જમાનો હતો એટલે કન્યાઓને પોતાને પોતાનો યોગ્ય વર શોધવાનો સામાજિક અને પારંપરિક અધિકાર હતો. લક્ષ્મીજી તરફનું આકર્ષણ કોને ન હોય? દેવો, દાનવો, સૌ શણગાર સજી લક્ષ્મીજીને વરવાની એકાંત આકાંક્ષા રાખી સ્વયંવર મંડપમાં આવ્યા હતા. પોતાના પ્રારબ્ધને અજમાવવાનો આ એક સુંદર અવસર તેમને પ્રાપ્ત થયો હતો. સૌની એક જ આકાંક્ષા હતી કે લક્ષ્મીજીની કૃપા પોતાના ઉપર ઊતરે! એટલામાં લક્ષ્મીજીનું સ્વયંવર મંડપમાં પદાર્પણ થયું. સ્વયંવર સંબંધેની કોઈ શરતો અગાઉથી જાહેર કરવામાં આવી નહોતી, એટલે સૌ કોઈ તેમાં ભાગ લેવા આવ્યા હતા. પણ જેવાં લક્ષ્મીજી મંડપમાં પધાર્યાં કે તેમણે પોતાના તરફથી એક શરત જાહેર કરી. તેમણે કહ્યું: 'જેને મારી ઇચ્છા ન હોય તેને હું આ મારી વરમાળા પહેરાવવાની છું.' આ શરત સાંભળી સૌના મોતીયા મરી ગયા. લક્ષ્મીજીને મેળવવાની ઇચ્છાથી તો સૌ સ્વયંવર મંડપમાં આવ્યા હતા! સૌનાં મનમાં લક્ષ્મીજીને વરવાની ઉત્કટ અભિલાષા હતી, એટલે તેમની આ અજાયબી ભરી શરતથી સૌની આશા ઉપર પાણી ફરી વળ્યું. સૌ નિરાશ, હતપ્રભ અને ઉદાસીન બની ગયા. તેઓ જેવા આવ્યા હતા તેવા પાછા ગયા. પછી તો લક્ષ્મીજી ઇચ્છા વગરનો વર શોધવા નીકળી પડયાં. થોડે દૂર જતાં તેમની નજર શેષનાગ ઉપર શાંતિથી સૂતેલા ભગવાન વિષ્ણુ પર પડી. વિષ્ણુ તો સમાધિમાં સંલગ્ન હતા એટલે તેમણે લક્ષ્મીજી તરફ દૃષ્ટિ નાખવાનો સામાન્ય પ્રયત્ન પણ કર્યો નહિ. લક્ષ્મીજીને લાગ્યું કે, જેમને મારી ઇચ્છા ન હોય એવી મસ્ત અને નચિંત વ્યક્તિ જો કોઈ હોય, તો તે આ વિષ્ણુ જ છે. પોતે કરેલા નિર્ણયની પરિપૂર્ણતાનું સમાપન વિષ્ણુમાં થતું જોઈ, કશો જ વિચાર કર્યા વગર, તેમણે વિષ્ણુના ગળામાં વરમાળા પહેરાવી દીધી. 'ન માંગે તેહની રમા થાય દાસી'—એ જ ત્યાગ રૂપ મહા તપની ખરી ખૂબી છે.

સાધારણ કોટિનો માણસ પોતાનાં ફળની રક્ષા માટે ચારેકોર વાડ કરે છે. અનંત આકાશને થાંભલા રોકી સીમિત બનાવવા જેવો આ તેમનો વામન પ્રયાસ હોય છે. ક્ષુદ્ર ફળના સંરક્ષણની ચિંતામાં પરમ સાધ્યના વિરાટ ફળને તે ખોઈ બેસે છે. આ ફેર માત્ર ભાવનાને લઈને જ પડે છે. આજ સુધી આ જગતમાં થએલા મહર્ષિઓ, સંતો, અવતારો અને તીર્થંકરો વગેરે એ જેટલાં કષ્ટો વેઠયાં છે, તેનાથી પણ વધારે કષ્ટો સામાન્ય કોટિનો માણસ પોતાનાં જીવન નિર્વાહ માટે ઊઠાવતો હોય છે. પરંતુ તેની બધી મહેનત વાસનામૂલક હોઈ મહેનતના પ્રમાણમાં તેને મળતું ફળ નહિવત્ હોય છે.

સુદામા અને કૃષ્ણની મૈત્રીની કથા ખૂબ પ્રચલિત છે. મૈત્રીના પરમ આદર્શના પરમ શિખરને સ્પર્શનારી આ મૈત્રીની કથા સૌને માટે દીવાદાંડી રૂપ છે. કયાં ત્રણ ખંડના અધિપતિ અને હિન્દુ જગતની દૃષ્ટિએ પરમાત્માના પૂર્ણ અવતાર મનાતા એવા ભગવાન શ્રીકૃષ્ણ વાસુદેવ અને કયાં મૂઠી ભર દાણા માટે તરસતો તેમનો સહાધ્યાયી ગરીબ બ્રાહ્મણ સુદામો ! શ્રીકૃષ્ણના હૃદયમાં આ ગરીબ સુદામાનું અજાયબીભર્યું સ્થાન હતું એની કલ્પના પણ સામાન્ય માણસોને માટે મુશ્કેલ હતી. એટલે જ જ્યારે ફાટેલ તૂટેલ પોતડી પહેરેલો, લોહી માંસ વિનાના હાડકાંના માળખા જેવો ગરીબ સુદામો, અષ્ટ સિદ્ધિ ને નવ નિદ્ધિના સ્વામી એવા શ્રીકૃષ્ણના દ્વારે આવીને ઊભો રહ્યો ત્યારે દ્વાર પરના પહેરેગીરોએ તેને પ્રવેશ આપવાની ના પાડી દીધી. આપણી ભૌતિક દૃષ્ટિનાં માપયંત્રો પણ ભૌતિક, એટલે જ કૃષ્ણના દરબારમાં સુદામાનો પ્રવેશ પણ મુશ્કેલીભર્યો બની ગયો ! સુદામાનો પહેરવેશ જ એવો હતો કે, પહેરેગીરો તેને દ્વારકાધીશનો મિત્ર માની, શકયા નહિ. તેમણે તેને દરવાજા પરથી હડસેલવાના પ્રયત્નો કર્યા. પરંતુ તેમણે સુદામાજીનો શ્રીકૃષ્ણને મળવાનો એવો દૃઢ સંકલ્પ જોયો કે, આખરે તેમને મચક આપવી પડી. દ્વારપાળે અંદર જઈ શ્રીકૃષ્ણને સુદામા આવ્યાની વાત કરી. સુદામાનું નામ સાંભળતાં જ શ્રીકૃષ્ણ સુવર્ણ સિંહાસન પરથી નીચે ઊતરી ગયા અને અડવાણે પગે તેને મળવા દોડી આવ્યા. જોનારાના કુતૂહલ અને આશ્ચર્યનો પાર ન રહ્યો. ખીણ અને શિખરનાં મિલન જેવી આ અશકય વાતનું રહસ્ય કોઈ સમજી શકયું નહિ. શ્રીકૃષ્ણને ભેટ ધરવા ગરીબ સુદામો ચીંથરા જેવી પોટલીમાં થોડા તાંદુલ બાંધીને લાવ્યો હતો. સ્નેહ સુધા સ્નિગ્ધ હૃદયની મૌલિક સંપત્તિના પ્રતીક સમા એ તાંદુલ, તેણે ઘણા સંકોચ સાથે ભગવાનને ભેટ ધર્યા. ભગવાને તો સૌના દેખતાં તેમાંથી મૂઠી ભરીને તાંદુલ લીધા અને અજબ મીઠાશથી ભરેલા મિષ્ટાન્ન કરતાં પણ વધારે મીઠાશનો અનુભવ કરતા હોય તેમ એ તાંદુલને ખાઈ ગયા. તાંદુલમાં એ મીઠાશ શેની હતી ? ભૌતિક દૃષ્ટિથી વિચારશો અથવા વૈજ્ઞાનિક પદ્ધતિથી પૃથક્કરણ કરશો તો તેમાં તમને કાંઈ પણ યોગ્ય કારણ મળશે નહિ. ભૌતિક દૃષ્ટિ કે વૈજ્ઞાનિક પ્રક્રિયાનો પ્રવેશ તો માત્ર પદાર્થો સુધી જ મર્યાદિત હોય છે. પણ તે પદાર્થોની પેલે પારના આંતરિક જગતમાં પ્રવેશની વાત તો દૂર રહી, તે જગતનો સંસ્પર્શ પણ ઉપલબ્ધ નથી. કીમતની દૃષ્ટિએ ભલે તે તાંદુલની

કીમત કાંઈ જ નહોતી પણ સુદામાને મન તે તાંદુલ અમોલ હતા. તે તાંદુલમાં તેણે પોતાની અપ્રતીમ ભકિતનો અનેરો ભાવ પૂર્યો હતો. તાંદુલના એક એક કણમાં જાણે તેણે પોતાના હૃદયના પ્રેમ અને લાગણીને ભારોભાર ભર્યાં હતા, લોકોત્તર ભાવથી નીતાર્યા હતા! વસ્તુ ભલે નજીવી કે તુચ્છ હોય છતાં ભાવથી અભિસિંચિત હોય તો તેની મહત્તા, તેની ઉપયોગિતા, તેની કિંમત અનંત ગણી થઈ જાય છે. તમારી સો સો રૂપીઆની નોટો કેવડા આકારની છે? તેનું વજન પણ કેટલું છે? ભૂલીને પાણી ગરમ કરવા તેનો ઉપયોગ કરો તો શું તે નોટોથી એક ટીપું પાણી પણ ગરમ થાય છે ખરૂં? છતાં કાગળ જેવી લાગતી આ ચલણની નોટ ઉપર જે છાપ હોય છે, તે છાપથી તેની કિંમત કેટલી વધી જાય છે?

આમ જેમ કાગળિયા કે પતાકડાની કાંઈ જ કીમત નથી, કીમત હોય છે તેના પર લાગેલી છાપની, તેમ એ તાંદુલની આમ તો કાંઈ કીમત નહોતી, કીમત હતી તેમાં છુપાયેલા ભાવનાં! ભાવોની ઉત્કટતા અને પ્રબળતા એ જ પ્રભુતા છે. એક બાજુ માનો ચાર જ લીટીનો પણ મમતાભર્યો પત્ર છે અને બીજી બાજુ કોઈનો સટરપટર લખેલો પચાસ પાનાનો ભરેલો પત્ર છે. તો એમાંથી વજન કોનું વધે? કોની કીમત વધે? માના પત્રની ભલે ચાર લીટી જ છે પણ તેમાં જે ભાવ છે તે અમોલ છે, અતોલ છે, પવિત્ર છે. તે લીટીઓમાં તેનું હૃદય રેડાયું છે! તેનો એક એક અક્ષર પ્રેમના મંત્રથી ભરેલો છે. તેના એક એક અક્ષરમાં અપૂર્વ વાત્સલ્યનો લોકોત્તર ભાવ સમાયેલો છે! વામનમાં જાણે વિરાટ, ગાગરમાં જાણે સાગર, કણમાં જાણે મણ સમાયા હોય તેમ તે ચાર લીટીના અક્ષરોમાં પુત્રને અખિલ બ્રહ્માંડનાં દર્શન થાય છે! આ લાગણી, આ ભાવ, તેને પેલા નીરસ, કોરા, શુષ્ક પચાસ પાનાના ભારે વજનદાર લખાણમાં લખાયેલા પત્રમાં થશે નહિ. કારણ તેમાં ભાવનાની ભીનાશ નથી. તે પત્ર હૃદયના સદ્ભાવ અને પ્રેમભર્યા મંત્રોથી મંત્રિત નથી. માટે જ ભાવપૂર્ણ એવા માતાના ચાર લીટીના લખાણનું જે મહત્ત્વ છે તે આ ભાવહીન પચાસ પાનાના પત્રનું નથી.

જૂના જમાનામાં વિદ્યાર્થીઓ ગુરુના આશ્રમમાં ભણવા જતા. તે સમયમાં આજની માફક ભણવાની કોઈ ફી નહોતી. ગુરુઓ પણ અસાધારણ હતા. સાંદિપની ઋષિના આશ્રમમાં કૃષ્ણ અને સુદામા સાથે અભ્યાસ કરતા હતા. તેઓ ગુરુજીને રસોઈમાં મદદ કરતા, જંગલમાંથી લાકડા વીણી લાવતા, ગાયો માટે ઘાસ લઈ આવતા અને આશ્રમનાં દરેક નાનાં મોટાં કાર્યોમાં મદદરૂપ થતા. ગુરુ પણ નિઃસ્વાર્થ ભાવે અક્ષર જ્ઞાનથી માંડીને અનુભવ જ્ઞાનને શિષ્યોના હૃદયમાં રેડતા! શિષ્યો ગુરુઓનો ભારે આદર કરતા. શિષ્યોને મન ગુરુઓ હિમાલયના શિખરની જેમ આંબી ન શકાય એવા ઉત્તુંગ હતા. તેમનાં જ્ઞાન, શકિત અને માર્ગદર્શનમાં તેમને ભારે વિશ્વાસ અને શ્રદ્ધા હતાં. ગુરુઓના ચરણસ્પર્શ કરતા પણ શિષ્યો ધન્યતા અનુભવતા.

શિષ્યો સ્વભાવતઃ અજ્ઞાનથી ઘેરાએલા હોય, બાલ્યવયને કારણે કાચી બુદ્ધિના અને અપરિપક્વ પણ હોય, એટલે પોતાની મેળે સ્વયં પ્રેરણાથી પ્રગતિ સાધી શકે એટલી શકિત

તેમનામાં ન હોય, તેથી ડગલે અને પગલે ગુરુઓએ તેમને દોરવાના રહે. એટલે જ ગુરુ શિષ્યને પશુમાંથી માણસ બનાવનાર કીમિયાગર ગણાય છે. મનુ સ્મૃતિ તો સ્પષ્ટતાપૂર્વક ઉલ્લેખ કરે છે કે, બાર વરસ સુધી ગુરુને ઘેર રહી શિષ્ય પશુમાંથી મનુષ્ય બન્યો. ગુરુએ અર્પેલી આવી લોકોત્તર સંપત્તિના બદલામાં શિષ્યે ગુરુને શું આપવું? મનુ મહર્ષિ કહે છે કે, 'ગુરુને એકાદ ફૂલ, એકાદ પંખો, એકાદ પાવડીની જોડ, એકાદ પાણીનો ભરેલો કળશ આપજે'–આ કાંઈ મશ્કરી કે મજાક નથી. જે કંઈ આપવું તે આત્મિક શ્રદ્ધા અને નિષ્ઠાના પ્રતીક તરીકે આપવાનું છે. વસ્તુ ગમે તેવી નાની કે ક્ષુદ્ર હોય પણ ભાવનાથી તે વજનદાર બની જાય છે. અન્યથા એક ફૂલ આપવાનું મહત્ત્વ શું? તેમાં વજન કેટલું? છતાં તે ફૂલરૂપ પ્રતીકમા રહેલી ભક્તિનું પણ આખા બ્રહ્માંડ જેટલું વજન હોય છે.

પુરાણોમાં ઉલ્લેખ આવે છે કે રૂક્ષ્મણીએ ગિરધરને એક તુલસીના પાંદડાથી તોળ્યા. સત્યભામા પણ શ્રીકૃષ્ણના પત્ની હતાં. શ્રીકૃષ્ણ પરત્વેનો તેમનો પ્રેમ અને સદ્ભાવ પણ અપાર હતા. છતાં રૂક્ષ્મણીના પ્રેમ અને સદ્ભાવમાં કૃત્રિમતાનો અંશ પણ નહોતો. અંતરમાથી આવિર્ભાવ પામેલી આંતરિક ઉષ્માના તેજસ્વી અંશોથી ઓતપ્રોત થયેલું તેમનું હૃદય હતું. સત્યભામા પાસે કૃષ્ણ તરફના સમર્પણની આવી આંતરિક સંપદાનો અભાવ હતો. એટલે ગિરધરને તોળવા તેમણે પોતાનાં ખાંડી વજનના દાગીના ઊતાર્યાં અને પલ્લાંમાં મૂકયાં. પરંતુ તેનું કશું જ પરિણામ ન આવ્યું. તોળવાનું કામ પાર ન પડયું ત્યારે ભાવભક્તિથી ભરેલા એક તુલસીના પાંદડાંને જેવું રૂક્ષ્મણીજીએ પલ્લાંમાં મૂકયું કે સત્યભામાનાં ખાંડી દાગીનાથી જે કામ ન થવા પામ્યું, તે કામ પાર પડયું. એ તુલસીપત્ર ભક્તિ ભાવનાની ભીનાશથી નીતરતું હતું. પરિશુદ્ધ પ્રેમના આંતરિક સામર્થ્યથી તે મંતરેલું હતું. તે હવે તુલસીના છોડનું સાદું પાંદડું રહ્યું ન હતું. હવે તે પ્રેમ ભક્તિનું પ્રતીક બની ગયું હતું એટલે તેનાથી જે કાર્ય પાર પડયું તે અપૂર્વ હતું.

ગંગા નદી તરફની હિન્દુઓની અપૂર્વ ભક્તિ છે. આજે પણ પોતાના વૈભવનો ત્યાગ કરી ગંગાને તીરે બેસી આકરી તપશ્ચર્યા આચરનારાઓ ઓછા નથી. ગંગા તરફની આવી ભક્તિ ભરેલી શ્રદ્ધા અને સમર્પણની ભાવનાઓ પરાપૂર્વથી ચાલી જ આવે છે. ગંગા જ્યાંથી નીકળે છે ત્યાંથી માંડી, તે જ્યાં સુધી સમુદ્રમાં નથી ભળી જતી ત્યાં સુધીના તેના બન્ને કાંઠાઓ પર મહર્ષિઓ, બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ, મહંતો અને મઠાધીશોના આશ્રમો, કુટીરો અને સાધનાના અગણિત મંદિરોના જે ઠેર ઠેર દર્શન થાય છે તે ગંગાને સામાન્ય જલરાશિનો પ્રવાહ માનીને થયેલા નથી. પરંતુ તેની પાછળ તેમની અદ્ભુત ને અલૌકિક શ્રદ્ધા પડી છે જે ગંગાના જલરાશિને અતિ પવિત્ર માની તેને પતિતપાવની મા ગંગાના નામે બિરદાવે છે! પોતાના પૂર્વજોના ઉદ્ધાર માટે ભગીરથ રાજાએ આકરી તપશ્ચર્યા કરીને પૃથ્વી પર ગંગાનું અવતરણ કર્યું એમ હિન્દુઓની માન્યતા છે. તે તપસ્યાનાં ફળ સ્વરૂપે ભગવાન વિષ્ણુના ચરણકમળમાંથી

નીકળી, ભગવાન શંકરની જટામાં અટવાઈ, ત્યાંથી આગળ ચાલી વિવિધ પ્રદેશોમાં તે વહ્યાં. તેમને કાંઠે અગણિત પુણ્ય કાર્યો થયાં છે. અગણિત પાપીઓનાં પાપોને ધોયાં છે એવી આ પવિત્ર ગંગા મા છે. આપણે તેમને ભાગીરથી, જાહ્નવી, મંદાકિની વગેરે નામોથી ઓળખીએ છીએ.

વૈજ્ઞાનિક દૃષ્ટિએ ગંગાને એક સામાન્ય જળથી એટલે કે હાઇડ્રોજન અને ઓક્સિજનના સંયોગથી બનેલા પાણી વાળી એક સામાન્ય નદી માનો, કે હિન્દુ ધર્મની ભક્તિ ભાવના ભરેલી દૃષ્ટિવાળી નદી માનો, આ બે વિભિન્ન દૃષ્ટિઓને અભિમુખ રાખી ગંગામાં અવગાહન કરનારને સરખું ફળ મળતું નથી. હાં, દેહશુદ્ધિનું એટલે કે શરીરનો મેલ ધોવાનું ફળ તો બંનેને સરખું જ મળે છે. પણ તેથી શું ? દેહશુદ્ધિનું સામાન્ય ફળ તો પશુ, પક્ષી, માણસ–હર કોઇને, ગંગા નદી હોય કે કોઈ બીજી નદી હોય, મળ્યા વગર રહેતું નથી. પરંતુ ઉપરના વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ વાળાને કે પશુઓને દેહશુદ્ધિ સાથે ચિત્તશુદ્ધિનું ફળ મળવું અશક્ય છે. આવી દૃષ્ટિવાળાનો શરીરનો મેલ ધોવાશે પરંતુ મનનો મેલ ક્યાંથી ધોવાશે ? હાં, આ દૃષ્ટિ ધરાવતી વ્યક્તિને શરીર શુદ્ધિનું નજીવું ફળ મળશે, ત્યારે બીજી દૃષ્ટિવાળાને દેહશુદ્ધિ ઉપરાંત ચિત્તશુદ્ધિનું પણ અમોલ ફળ મળશે.

ક્રિયાઓ સરખી હોય, છતાં ભાવનાના ભેદથી તે ક્રિયાઓની મહત્તા ઘટી વધી જતી હોય છે. જેમકે, એક ડોક્ટર દર્દી ઉપર વાઢકાપ–શસ્ત્રક્રિયા કરે છે અને બીજો માણસ સામેવાળી વ્યક્તિ ઉપર છરીનો ઘા કરે છે. બંનેની ક્રિયાઓ એક દૃષ્ટિએ સમાન હોવા છતાં તે બંને ક્રિયાઓમાં પાયાનો ભેદ છે. ડોક્ટરની શસ્ત્રક્રિયાથી કદાચ માણસ મરી જાય, તો પણ તેને મનુષ્ય હત્યાનું પાપ લાગતું નથી. પરંતુ બીજા માણસે કરેલા છરીના ઘાથી કદાચ માણસ બચી જાય, ન મરે, તો પણ તેને છરી મારનાર મનુષ્ય હત્યાના પાપનો અધિકારી બને છે. કેમકે, તેની ભાવના વિષાક્ત અને દૂષિત છે.

કર્મ એકનું એક હોવા છતાં ભાવનાના ભેદને લીધે પાયાનો ફેર પડી જાય છે. પરોપકારપરાયણ, નિઃસ્વાર્થી, પરમાર્થી માણસનું કર્મ આત્મવિકાસ કરનારૂં નીવડે છે ત્યારે વાસનાની વાડ ઊભી કરી, તેની આસપાસ કર્મ કરનાર સામાન્ય કોટિના માણસનું કર્મ તેના આત્માને બાંધનારું બને છે. પરમાર્થી વ્યક્તિનાં કાર્યો અને વાસનાગ્રસ્ત વ્યક્તિનાં કાર્યોમાં રહેલું સરખાપણું અને તેમની વચ્ચે રહેલો ફેર તરત જ દેખાઈ આવે છે. જેમકે, પરમાર્થી માણસ વૃક્ષને વાવવાની ક્રિયા કરે છે. આ ક્રિયાથી વૃક્ષથી મળતા લાભો તો તેને મળશે જ. જેવાકે, તે ફળ, ફૂલ અને છાયાનો ઉપભોકતા બનશે. પરંતુ આ વસ્તુ તેને મન ગૌણ હશે. તેનું મુખ્ય પ્રયોજન તો વૃક્ષારોપણ કરવાને બહાને સારીયે વનસ્પતિસૃષ્ટિ સાથે એકરૂપતા કેળવવાનું છે. વૃક્ષ તો એક નિમિત્ત બની જશે. પરંતુ વૃક્ષને બહાને ક્રમિક રીતે અખિલ

બ્રહ્માંડ સાથે પ્રેમસંબંધ કેળવવાની પાયાની ભૂમિકા રહેશે. એટલે વાસનાશૂન્ય ચિત્તવાળા લોકોનાં કાર્યો ઉદર પૂર્તિ કરનારા તો હશે, પરંતુ સાથે સાથે તેમને તેઓ લોકોત્તર અને દિવ્ય આનંદથી પણ ભરી દેશે.

શ્રી કેશીકુમાર શ્રમણ અને શ્રી ગૌતમસ્વામી પણ વાસનાશૂન્ય ચિત્તવાળા, પરમાર્થપરાયણ પરમ–આત્માઓ છે. તેમના ચિંતનો પણ અધ્યાત્મમૂલક છે. અધ્યાત્મમૂલક ક્રિયાઓ શારીરિક અને માનસિક આરોગ્યને પ્રદાન કરે છે એટલું જ નહિ, પરંતુ બુદ્ધિની પ્રભા પણ તેનાથી પાંગરે છે. આ પ્રશ્નોત્તરોમાં પ્રજ્ઞાની પારદર્શિતાનાં દર્શન તો દરેક પ્રશ્ન અને તેના જવાબમાં જોઈ શકાય છે. શ્રી કેશીકુમાર શ્રમણ ગૌતમસ્વામીને ફરી તે જ પ્રશ્ન કરે છે કે આપે મારા પ્રશ્નનો જવાબ તો બરાબર આપ્યો છે. પરંતુ 'પાશ' શબ્દથી મારું જે અંતિમ તાત્પર્ય છે તેમાં અને આપની માન્યતામાં કોઈ પાયાનો ભેદ તો નથી ને? એટલે 'પાશ' શબ્દથી આપે શું તાત્પર્ય લીધું તે સમજાવો.

पासाय इइके वुत्ता ? केसी गोयममब्बवी ।
केसिमेवं बुवंतं तु, गोयमो इणमब्बवी ॥ ४२

रागद्दोसादओ तिव्वा, नेह पासा भयंकरा ।
ते छिन्दित्तु जहानायं विहरामि जहक्कमं ॥ ४३

કેશીકુમાર શ્રમણે પૂછયું: 'હે ગૌતમ! તે બંધન કયા છે?' આ રીતે પૂછતાં કેશીશ્રમણને ગૌતમે આમ કહ્યું: તીવ્ર રાગ–દ્વેષ અને સ્નેહ ભયંકર બંધન છે. તેમને છેદીને ધર્મ–નીતિ તેમજ આચાર પ્રમાણે હું વિચરૂં છું.

રાગદ્વેષ અને સ્નેહના બંધનથી બદ્ધ ચિત્ત કદી એકાગ્ર થતું નથી. સમદષ્ટિ કેળવાયા સિવાય કદી શાંતિ અને સમાધિ મળતાં નથી. રાગદ્વેષથી ગ્રસ્ત માણસની નજર સદા બેબાકળી હોય છે. મોટો જબરો વનરાજ સિંહ પણ ચાર ડગલાં ચાલે છે ને પાછું વાળીને જુએ છે. રાગદ્વેષથી ડહોળાયેલી ચિત્તવૃત્તિની એવી જ સ્થિતિ હોય છે. આખી સૃષ્ટિ તેને મંગળ ભાસવાને બદલે ભયગ્રસ્ત અને ઉત્પીડક જણાય છે. આપણને આપણી જાત ઉપર જેવી શ્રદ્ધા, નિષ્ઠા અને ભરોસો છે એવી શ્રદ્ધા અને ભાવના આખી સૃષ્ટિ પર હોવી જોઇએ. આખી સૃષ્ટિ આત્મીય અને પ્રેમભરી દેખાવી જોઇએ. આ સૃષ્ટિ તો સ્વભાવતઃ શુભ અને પવિત્ર છે. પવિત્ર પરમ આત્માઓ તેની સંભાળ રાખે છે. પછી આ બ્રહ્માંડમાં બીવા જેવું છે પણ શું?

રાગ–દ્વેષના વિષો જ્યારે જ્ઞાન જેવા નિર્મળ ગુણમાં ભળે છે ત્યારે જ્ઞાન અજ્ઞાન બની જાય છે. જો રાગદ્વેષનો જ્ઞાનમાં પ્રવેશ ન થાય તો જ્ઞાનગુણમાં કાલુષ્યનો આવિર્ભાવ થાય નહિ. રાગ–દ્વેષના વિષાકતવૃત્તિના કારણે સારાં કર્મો પણ દુષ્કર્મ બની જાય છે. આ વિશ્વમાં કશું

બગડેલું નથી. આપણી રાગદ્વેષ મિશ્રિત દૃષ્ટિ–દોષને કારણે જ સૃષ્ટિ અમંગલ ભાસે છે. ગુણોની સ્વાભાવિક નિર્મળતાને વિકૃતિનો રંગ અર્પનારા રાગદ્વેષ અને સ્નેહના બંધનોને મેં છેદી નાખ્યા છે. એટલે વસ્તુ મને યથાર્થ સ્વરૂપમાં દેખાય છે. હવે તે સારા નરસાના રંગે રંગાતી નથી. રાગદ્વેષના આ આરોપણો તેના ઉપર ઢોળવામાં આવતા નથી. એટલે યથાર્થ સ્વરૂપનો આનંદ લૂંટી શકાય છે.

# મહત્ત્વાકાંક્ષાનું મધુ

આ જગતમાં અત્ર, તત્ર, સર્વત્ર જ્યાં દૃષ્ટિ નાખશો ત્યાં ચારે કોર અશાંતિ, ઉદ્વેગ અને પરેશાનીના જ દર્શન થાય છે. શાંતિ, સંતોષ અને સમાધિના તો ભાગ્યે જ દર્શન થતાં હોય છે. જ્યાં જુઓ ત્યાં રુગ્ણતા અને બીમારી નજરે પડે છે. નિરોગીતા અને સ્વાસ્થ્ય ભાગ્યે જ દૃષ્ટિગોચર થાય છે. અશાંતિ, ઉદ્વેગ, રુગ્ણતા, પરેશાની પડછાયાની માફક માણસની સાથે સાથે ફરે છે! શાંતિ, સંતોષ, સમાધિ, સ્વાસ્થ્ય એક આકસ્મિક ઘટના અથવા સંયોગની ઘટના હોય તેમ દેખાય છે.

કહેવાય છે કે, નાગણ બચ્ચાંઓને જન્મ આપીને તેનું જ ભક્ષણ કરવા માંડે છે. જે બચ્ચાંઓ તેનાં કુંડાળામાંથી છટકી જાય છે તે જ બચી જાય છે, બાકીના બધાં તેના ભક્ષ્ય બની જાય છે. એવી જ રીતે આવડા મોટા આ જગતમાંથી આંગળીના વેઢે ગણાય એટલા બે, પાંચ માણસો જ સ્વસ્થતા અને નિશ્ચિંતતાનો અનુભવ કરતા જણાય છે. બાકીના મોટા ભાગનાં તો અનેક પ્રકારનાં ભય, દુઃખ, ક્લેશ, વૈમનસ્યથી પીડિત થઈ, અનેક વિટંબણાઓમાંથી પસાર થઈ રહ્યા હોય છે!

જેમ કોઈ માળી બગીચામાં હજારો ફળફૂલ, છોડ વાવે, તેને પૂરતું પાણી પાય, તેની માવજત પાછળ ખૂબ મહેનત ઊઠાવે, છતાં કોઈ એકાદ છોડ પર જ એકાદ ફૂલ દેખાય તો તેમાં માળીની કુશળતાની કોઈ ખામી નથી, પણ પ્રકૃતિનું જ કોઈ કારણ છે. અને જો એકાદ છોડ ફૂલોથી લચી પડે તો તે પણ પ્રકૃતિનું જ કારણ છે. પરંતુ જો ગણ્યાં ગાંઠ્યા માણસો જ સુખી અને આનંદિત દેખાતા હોય અને મોટા ભાગના દુઃખી અને ત્રસ્ત દેખાતા હોય તો તેમાં પ્રકૃતિ કે બીજું કોઈ દોષિત નથી; પરંતુ માણસ પોતે જ પોતાના સુખદુઃખ માટે જવાબદાર છે.

આટલી મોટી સંખ્યામાં બીમારીનું હોવું જરૂર એક વિચિત્ર ઘટના છે. આટલા લોકોની પરેશાની એ મનુષ્યના મનનું જ કારણ છે. આપણા સોચવા સમજવાની પદ્ધતિ જ એવી છે, આપણી જીવન જીવવાની પ્રક્રિયા જ એવી વિકૃત છે, આપણો સામાજિક ઢાંચો જ એવો છે કે જેમાં માણસ બીમારીનો ભોગ થયા વગર રહેતો નથી.

સ્વામી રામ પોતાના જાપાનના પ્રવાસનાં સંસ્મરણોમાં જણાવે છે કે– તેમણે આકાશને સ્પર્શનારા દેવદારના ઊંચા ઊંચા વૃક્ષો જોયાં હતાં. પરંતુ તે જ દેવદારનાં વૃક્ષો જ્યારે તેમણે જાપાનમાં જોયાં ત્યારે તે એક વેંતથી જરાયે ઊંચા નહોતાં. તેમનાં આશ્ચર્યનો પાર ન રહ્યો. જે દેવદારનાં વૃક્ષો પોતાની ઊંચાઈના શિખરને સ્પર્શવાની ક્ષમતા ધરાવતા હોય છે તે આવડા વામન કેમ રહેવા પામ્યાં હશે? તેમની ઊંચાઇ ન વધવાના કારણો તેમની સમજમાં ન આવ્યાં. વળી તે વૃક્ષો પણ હમણાં જ કાંઇ ચાર છ માસ પહેલાં વાવેલા નાના છોડ ન હતાં. તેમની અવસ્થા ખાસી ૧૦૦–૧૫૦ વર્ષની હતી. છતાં એક પણ વૃક્ષની ઊંચાઈ એક વેંતથી વધારે નહોતી. આશ્ચર્યમુગ્ધ બનેલા સ્વામી રામે, એના રહસ્ય વિષે તે બગીચાના માળીઓને પૂછ્યું, ત્યારે તેમણે તેનાં રહસ્યને પ્રગટ કરતાં, જે બકડીઆં, તગારાં, કુંડાઓમાં તે ઝાડો વાવવામાં આવ્યાં હતાં તે બકડીઆં, કુંડાં વગેરેને ઊંચાં કરી બતાવ્યાં, અને જોયું તો તે બધાં બકડીઆં, કુંડાં વગેરે નીચેથી ફૂટેલાં હતાં. માળીઓએ વિશેષ સ્પષ્ટતા કરતાં કહ્યું કે, આ વૃક્ષોનાં મૂળિયાં જેવાં વધે છે કે તરત જ તેને કાપી નાખવામાં આવે છે. પરિણામે તેમની ઊંચાઈ વધતી નથી.

વૃક્ષનો પ્રાકૃતિક સ્વભાવ છે કે જેટલાં તેનાં મૂળિયાં જમીનમાં ઊંડાં જાય તેટલાં જ પરિમાણમાં તે વૃક્ષ ઊંચું થાય. જો માળી વૃક્ષનાં મૂળિયાંને જમીનમાં ઊંડાં જવા જ ન દે અને મૂળિયાં વધતાંની સાથે જ તેને કાપી નાખે, તો વૃક્ષ વૃદ્ધ અવશ્ય થશે પરંતુ તેની ઊંચાઈ વધશે નહીં. જો નીચે મૂળિયાં વધતાં ન હોય તો ઉપર વૃક્ષ વધી શકતું નથી. વૃક્ષ વૃદ્ધ થઇ જાય પરંતુ તેની ઊંચાઇ વેંતથી વધતી નથી. ઉપર ઊઠવા માટે મૂળિયાંનો જમીનમાં પ્રવેશ અનિવાર્ય છે.

જો માળી વિચારે કે વૃક્ષને વધવા જ દેવું નથી તો તેનાં મૂળિયાં તે કાપતો જ રહેશે. આમ કરતાં વૃક્ષ અવશ્ય વૃદ્ધ થઇ જશે, પરંતુ તેની ઊંચાઇ વેંતથી વધશે નહિ. આ જ રીતે માણસને વિરાટમાંથી વામન બનાવવાની આપણી વ્યવસ્થા પણ જાપાનના માળીના હાથમાં આપેલા પેલા દેવદારનાં વૃક્ષ જેવી છે! જે માણસમાં પોતાની દિવ્ય શક્તિના બળે આકાશને આંબવાની ક્ષમતા હતી તે માણસ આજે પોતાની એ દિવ્ય શક્તિને ખોઇ બેઠો છે. છતી શક્તિએ તે નિર્વીર્ય બની ગયો છે, છતી યોગ્યતાએ તે વામણો દેખાવા લાગ્યો છે।

આપણા વિકાસના પાયામાં જ વિષ નાખવામા આવ્યું છે. એ વિષથી આપણાં વ્યક્તિત્વનો વિકાસ રૂંધાઇ રહ્યો છે તેની આપણને ખબર સુદ્ધાં નથી. આપણે તો એ જ વિષોને આપણાં વ્યક્તિત્વના વિકાસના પાયા માની, સામાજિક અને રાષ્ટ્રીય દૃષ્ટિએ તેનો વ્યાપક અને છૂટથી ઉપયોગ કરીએ છીએ. આપણે માટે જ નહિ, આપણી આવતી પેઢી માટે પણ આપણે તેનો ઉપયોગ કરવાના છીએ. આપણે જ આપણી પેઢી માટે ઉપયોગ કરીશું એમ નથી, એ જ રીતે આપણા પૂર્વજોએ પણ આપણા માટે એનો ઉપયોગ કર્યો હતો। આપણે પણ આ વિષ ચક્રના

ભોગ બનેલાં જ છીએ. પરંતુ એ ધીમું ઝેર આપણામાં એવી તો ધીરે ધીરે અસર કરી રહ્યું છે કે, આપણી કલ્પનામાં પણ નથી આવતું કે, કોઇ ઝેર આપણામાં વ્યાપી રહ્યું છે અને જેની અસર આપણાં આકાશ વ્યાપી વ્યક્તિત્વના વિસ્તારને અટકાવી, આપણને વામન કોટિમાં મૂકી રહ્યું છે! પરિણામે પેઢી દર પેઢીથી આ વિષચક્રનું પરાવર્તન સતત, અનવરત, અવિચ્છિન્નપણે ચાલ્યા જ કરે છે.

મનુષ્યના મનમાં જે સૌથી વધારે અસરકારી વિષ રેડવામાં આવ્યું છે તે મહત્ત્વાકાંક્ષાનું છે. આપણી આખી વ્યાવહારિક, પારિવારિક, સામાજિક, કૌટુંબિક અને રાષ્ટ્રીય વ્યવસ્થા મહત્ત્વાકાંક્ષાના પાયા ઉપર આધારિત છે. નાનાથી માંડી મોટા સુધી કોઇ જ આ વિષ ચક્રમાંથી સુરક્ષિત રહેવા પામ્યું નથી. આ મહત્ત્વાકાંક્ષાનું ચક્ર તીવ્ર અને તીક્ષ્ણ હોવા છતાં ઘણું જ આકર્ષક છે. સૌને તે ગમે છે. આબાલવૃદ્ધ સૌ આ મહત્ત્વાકાંક્ષાની દોડની હોડમાં ઊતર્યા છે. દરેક સ્થિતિમાં અને દરેક દૃષ્ટિએ પોતાનો પ્રથમ નંબર રહે, પોતાની અબાધિત સર્વોપરિતા આબાદ રીતે ટકી રહે તે માટે માણસ ખૂબ ઉદ્વિગ્ન અને પરેશાન થઈ રહ્યો છે. માણસ જ્યારે કોઈ પણ કાર્ય બીજાની પાસે કરાવવા માંગે છે ત્યારે તેનો હેતુ બીજાને મહત્ત્વાકાંક્ષાના બંધનમાં બાંધી, પ્રતિસ્પર્ધાની તીવ્રતા અને જટિલતાથી તેના માનસને ભરી દેવાનો હોય છે. ચાહે શાળાકીય અભ્યાસની વાત હોય, ચાહે રમતગમત કે વેષભૂષાનું સાહજિક કાર્ય હોય, ચાહે અર્થોપાર્જન કે સામાજિક પ્રતિષ્ઠાની વાત હોય, તે દરેકમાં માણસની મહત્વાકાંક્ષા કામ કરી રહી હોય છે. તેની સ્પર્ધામાં તે પાછળ ન રહી જાય તેની તે સતત કાળજી રાખતો હોય છે.

આ મહત્વાકાંક્ષા ભૌતિક પ્રગતિ માટે અનિવાર્ય હશે એની ના નથી. તેનાથી ગણ્યાગાંઠ્યા માણસોની આંતરિક ભૂખ મર્યાદિત સમય માટે સંતોષાતી પણ હોય છે. ભૌતિક પ્રગતિ માટેની જે દોડ છે, તેમાં પોતે કેમ આગળ નીકળી જાય તેવી જ દરેક માણસની મહત્વાકાંક્ષા હોય છે. આવી મહત્વાકાંક્ષા લઈને ઊભેલા માણસોની કયુમાં જ્યારે માણસને પોતાનો નંબર આગળ આવતો દેખાય છે ત્યારે તેની છાતી ગજ ગજ ફૂલે છે. તેની આસપાસના વર્તુલના લોકોમાં પોતાની પ્રશંસા થતી જોઈ તે ગર્વથી રાચે છે. પરંતુ તે ભૂલી જાય છે કે, પૃથ્વી એવડી મોટી છે કે, એક માણસ બધાં ક્ષેત્રોમાં કદી પણ બધાથી આગળ નીકળી શકતો નથી. જીવન એવું તો જટિલ છે કે તેમાં દરેક રીતે માણસ પ્રથમ રહી શકતો જ નથી. જાગતિક જટિલતા વિવિધલક્ષી છે. એક માણસ પૈસેટકે સુખી હોય, વૈભવસંપન્ન હોય, છતાં સ્વાસ્થ્યની દૃષ્ટિએ તે બીજા કરતાં ઘણો પાછળ હોય છે. સડક પર ચિંથરે હાલ રખડતા અને ભીખ માંગીને પોતાનો જીવન-નિર્વાહ ચલાવતા એક ગરીબ ભિખારીનું શરીર પણ તંદુરસ્તીની દૃષ્ટિએ તેના કરતાં સારૂં હોય છે. ત્યારે આવા રાંક ભિખારીની પણ તેને અદેખાઈ આવે છે. તેનાં શારીરિક સ્વાસ્થ્યની સામે તેને પોતાની વૈભવ-સંપદા ફીકી લાગે છે. તેને થાય છે, જો પૈસા આપવાથી પણ આ ભિખારીનું સ્વાસ્થ્ય ખરીદી શકાતું હોય તો હું ખરીદી લઉં! પરંતુ જીવનની જટિલતા આટલેથી અટકતી

નથી. તે એથી પણ આગળ વધે છે અને સ્વસ્થ જણાતા માણુસના સ્વાસ્થ્યને પણ ઇર્ષ્યા ઉપજાવે એવું અનેરૂં સૌંદર્ય લઈને એક માણસ ઊભો છે. સૌંદર્યનાં ક્ષેત્રમાં તેણે સૌને પાછળ રાખી દીધા હોય છે! તો વળી ક્યાંક કોઈ એવી તો કુશાગ્ર દૂરદર્શી અને તીક્ષ્ણ પ્રજ્ઞાશક્તિને લઈ જન્મે છે કે, શ્રીમંતોને પોતાની શ્રીમંતાઈ પણ તેની પ્રજ્ઞા–પ્રતિભા સામે ફીકી ભાસે છે! બુદ્ધિની દૃષ્ટિએ તે આમ ચઢિયાતો થઇને ફરે છે પણ બુદ્ધિના ક્ષેત્રમાં સર્વોપરિતા સ્થાપ્યા પછી પણ કેટલાક એવા પણ હોય છે જેમને ખાવાનાં પણ સાંસાં હોય છે, જ્યારે તેના બીજા સાથીઓએ ભવ્ય પ્રાસાદોની હારમાળા ઊભી કરી લીધી હોય છે. જગતનો 'ક્યુ' ગોળ છે. તેમાં કોઈ સીધી રેખા નથી કે, જેથી માણસ દોડીને આગળ પહોંચી જાય. પ્રકૃતિએ વેરેલી શક્તિઓ માટે કોઇ એકનો ઈજારો નથી.

મહત્ત્વાકાંક્ષા વિષેના આટલા વિવેચન પછી પણ તમને એક પ્રશ્ન તો રહેવાનો જ છે કે, મહત્ત્વાકાંક્ષા શું વસ્તુ છે? મહત્ત્વાકાંક્ષાનો અર્થ છે–આપણે આપણા અહંકારને બીજાના અહંકારની પ્રતિયોગિતામાં ઊભો રાખીએ! હું કોઇથી પાછળ ન રહી જાઉં, મારો નંબર હંમેશાં સૌથી આગળ રહે, ટચલી આંગળીને વેઢે મારું નામ ગણાય, જગતમાં મારું નામ સૌની જીભ ઉપર રમતું રહે–માણસના મનમાં રમતી આ મહદ્ આકાંક્ષાઓ તે મહત્ત્વાકાંક્ષા છે. આપણે આપણા માટે આકાંક્ષાઓ સેવીએ તે તો સમજી શકાય પરંતુ એનાથી આગળ વધીને આપણે આપણાં બાળકોના કોમળ, સરળ અને નિર્દોષ માનસમાં પણ આ જ આકાંક્ષાઓનાં વિષ રેડતાં હોઇએ છીએ. પ્રાતઃ ઊઠતાં વેંત જ તેમના સાત્ત્વિક માનસમાં આવા વિષનો આપણી દૃષ્ટિએ સ્વાદભર્યો લાગતો એકાદ પ્યાલો રેડી દેવામાં આપણે કચાશ રાખતા નથી! તેમની સાથેના સહાધ્યાયીઓ આગળ ન આવી જાય, તે માટે પ્રતિક્ષણ સાવધાન રહેવાની આપણે તેમને ચેતવણી આપતાં હોઇએ છીએ કે, જો તું બીજા કરતાં પાછળ રહી જશે તો તારા વિકાસ માટે પછી કોઈ અવકાશ રહેશે નહિ. ગમે તે ક્ષેત્રમાં પણ તારે તારી રીતે પ્રથમ આવવાના પ્રયત્નો કરી લેવાના છે. પ્રકૃતિથી વિરુદ્ધ આ સર્વોચ્ચતાને મેળવવાની ધૂનમાં આપણે જે છીએ તેને પણ ભૂલી જતા હોઇએ છીએ. એટલું જ નહિ, આપણને પ્રાપ્ત સુખ સાધનોનો યોગ્ય ઉપયોગ પણ કરી શકતા નથી.

બીજાની તુલનામાં પોતાને મૂકવાનો વિચાર જ બાલિશ છે. પરંતુ સંસ્કૃતિના નામે મનુષ્યના સ્વભાવની આ એક વિકૃતિ છે કે તે હંમેશાં બીજાની તુલનામાં પોતાની જાતનો વિચાર કરતો હોય છે. જો તે કોઈ ક્યુમાં ઊભો હશે અને તેમાં તેનો આગળ નંબર હશે તો તેની પ્રસન્નતાનો પાર રહેશે નહિ. તેને થશે કે, હું બીજાથી આગળ છું અને બીજા મારા કરતાં પાછળ છે. બીજાથી પોતાનો નંબર આગળ છે એ જ તેની પ્રફુલ્લતાનું મૂળ છે. બીજાને પાછળ રાખવાનું દુઃખ જન્માવી શક્યો એ જ એના સુખનું રહસ્ય છે.

જીવન બહુમુખી છે. દરેક દિશામાં દરેક માણસને પ્રથમ હરોળમાં પ્રથમ રહેવું છે. પ્રથમ રહેવાની આ ધૂનમાં માણસનું માનસ વિક્ષિપ્ત નથી બની જતું આ જ એક ચમત્કાર છે. આ

આખી પ્રક્રિયા માણસને પાગલ બનાવનારી છે. કારણુ આપણે ક્યાંય પણુ ઊભા હોઈશું તો આપણુને પીડા અને પરેશાની જ થવાની છે. કેમકે કોઈ ને કોઈ તો આપણી આગળ ઊભેલા આપણે જોઇશું જ.

આવી મહત્વાકાંક્ષા અને તૃષ્ણાનાં વિષથી સર્વથા વિમુક્ત શ્રી કેશીકુમાર શ્રમણુ અને ગૌતમ સ્વામીના સંવાદમાં પણુ આવી જ વિષ વેલડીના સંબંધનો શ્રી કેશીકુમાર શ્રમણુ તરફથી પ્રશ્ન ઊઠાવવામાં આવ્યો છે. સંસારમાં અનેક જીવો પાશબદ્ધ છે એ જ પ્રશ્નમાળાના અનુસંધાનમાં પ્રશ્ન પૂછતાં પહેલાં, પાશબદ્ધતાના પ્રશ્નનું સમાધાન થઈ જવા બદલ શ્રી કેશીકુમાર પોતાની કૃતજ્ઞતાના સ્નેહ અને સદ્‌ભાવભર્યા ભાવો અભિવ્યક્ત કરતા કહે છે–

साहु गोयम! पन्ना ते छिन्नो मे संसओ इमो।
अन्नोवि संसओ मज्झं तं मे कहसु गोयमा! ॥ ४४

હે ગૌતમ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. તમોએ મારી શંકા દૂર કરી છે. મારી હજી એક શંકા છે, તે વિશે તમે મને કહો.

શ્રી કેશીકુમાર શ્રમણુ મહત્વાકાક્ષાના નિરર્થક ભારને વહન કરતા નથી. તેમનાં હ્રદયમાં સરળતા અને પવિત્રતાનો અક્ષય ભંડાર ભરેલો છે. ગૌતમસ્વામીના શબ્દોમાં સમાધાન લાધતાં, એક ક્ષણુનો પણુ વિલંબ કર્યા વગર, તેમને સાધુવાદ આપવાનું ભૂલતા નથી. આત્યંતિક પ્રેમ અને નિરભિમાનતાની આ પરમ કોટિ છે. શ્રી ગૌતમ સ્વામી પણુ સાધુતાનાં શિખરને સ્પર્શેલા છે. તે યોગ્યતાને મર્યાદા બનાવનારા સામાન્ય કોટિના આત્મા નથી. તેઓ યોગ્યતાને સ્વભાવ માની સહજ રીતે ચાલનારા પરમ આત્મા છે.

એક માણુસ ગણિતશાસ્ત્રમાં કુશળ હોય, તો તે કુશળતા તેનો સ્વભાવ છે અને એક માણુસ સંગીતમા નિપુણુ હોય, તો તે પણુ તેનો સ્વભાવ છે. ગણિતમાં કોઈ નબળો હોય, તો તે પણુ તેનો સ્વભાવ છે. કારણુ કોઈ વિષયમાં કુશળતા મળવી એ પણુ પ્રકૃતિ ઉપર આધારિત છે અને તે જ વિષયમાં બીજો કોઇ અકુશળ હોય, તો તે તેનો દુર્ગુણુ નથી થઇ જતો. તેને પણુ તે વિષયની અકુશળતા પ્રકૃતિદત્ત હોય છે. કુશળતાવાળાને જેમ પ્રકૃતિથી કુશળતા ઉપલબ્ધ હોય છે તેમ અકુશળતાવાળાને પણુ પ્રકૃતિથી જ અકુશળતા ઉપલબ્ધ હોય છે. આ રીતે સ્વભાવને અનુલક્ષી ગૌતમસ્વામી પણુ પોતાના સમસ્વભાવમાં સ્થિર છે.

શ્રી કેશીકુમાર શ્રમણુ હવે આ પ્રશ્નનો સમાધાન બીજો પ્રશ્ન કરે છે.

अन्तोहियय-संभूया लया चिट्ठइ गोयमा।
फलेइ विसभक्खीणि साउ उद्धरिया कहं? ४५

હે ગૌતમ! હ્રદયમાં એક લતા ઉત્પન્ન થએલ છે. તેને વિષ જેવાં ફળ લાગે છે. તેને તમે કેવી રીતે ઉખાડી છે?

જીવન પાણીના પરપોટાની માફક અસ્થિર છે. ક્ષણભંગુર આ જીવન માટે માણસ તૃષ્ણાના ચકડોળે ચડી રાત દિવસ ઘંટીનાં પડ વચ્ચે પીસાતો રહે છે. કરવા લાયક કર્મ અને આચરવા લાયક ધર્મનો તે વિચાર પણ કરતો નથી. ભરત જેવા ચક્રવર્તી પણ જીવનમાં એક ક્ષણ માટે પણ ગાફલ ન થઇ જવાય તે માટે 'ચેત ચેત રે ભરતરાયા કાળ ઝપાટો દેત હૈ'–નો ધ્વનિ ચારે કોર ગૂંજતો રહે તેની કાળજી રાખતા. શાસ્ત્રો તો જીવ માત્રને સાવધાન કરતાં પોકારી પોકારીને કહે છે–

जरा जाव न पीडेई वाही जाव न वड्ढई ।
जाविंदिया न हायति ताव धम्मं समायरे ॥

અર્થાત્ જ્યાં સુધી વૃદ્ધાવસ્થા ન પીડા કરે, વ્યાધિ વધે નહિ, ઇન્દ્રિયોની શક્તિઓ નાશ ન પામે તે પૂર્વે આત્મ–સાધનાના કાર્યને સાધી લેવું જોઇએ. સાધનાનું કાર્ય સૌથી વધારે શક્તિની અપેક્ષા રાખે છે. વૃદ્ધાવસ્થામાં ધર્મ કરી નાખવાની વૃત્તિ આત્મઘાતક અને વંચનાપૂર્ણ નીવડશે એ સત્યનો માણસ કદી પણ વિચાર કરતો નથી એ દુર્ભાગ્યપૂર્ણ હકીકત છે. તૃષ્ણાની જાળમાં ફસાએલા આત્માઓ તૃષ્ણાના માયાવી આકર્ષણમાં આ આત્યંતિક સત્ય ભૂલી જાય છે. એટલે જ કવિઓ કાવ્યાત્મક હૃદય ઠાલવતાં આપણી યુવાની ચાલી જાય, છતાં તૃષ્ણાની યુવાની જતી નથી તે બતાવે છે.

थे दांत हाथी दांत सम मजबूत हिलने लग गये ।
जैसे गिरे छतकी कड़ी अेक अेक गिरने लग गये ॥

खूटे गिरे, डाढ़े गिरी, बत्तीसी सारी गिर गई ।
मुख हो गया है पोपला, तृष्णा नहीं बुढी हुई ॥

જે દૂધિયા સફેદ હાથીદાંત જેવા દાંત હતા, જે હોઠોની લાલી હતી, તે બધાં યુવાની જતાં જતાં રહ્યાં. શરીર સુકાઇને ખાલીખમ અને ખોખું થઇ ગયું. વૃદ્ધાવસ્થા આવી ગઇ પરંતુ તૃષ્ણા તો યુવાનની યુવાન જ રહી.

आंखे हुई है धूंधली पढ़ना पढाना बन्द है ।
नहीं पास तकका दीखता है दृष्टि इतनी मन्द है ॥

कुछ भी नहीं अब दीखता है रात दिनकी हो गई ।
आंखे दिखाई आंखने तृष्णा नहीं बुढ़ी हुई ॥

वाणी हुई है बन्द नहीं देहआसक्ति गई ।
तरुणी हुई है वासना तृष्णा नहीं बुढ़ी हुई ॥

આંખો ગઇ, કાનો ગયા, ઘરનાં માણસો કંટાળ્યા કે આ ડોસો જાય તો સારું. ઓરડો, થૂંકદાની, ગાદલાં, ગોદડાં ખાલી થાય ! પરંતુ તેને પૂછે કે, 'તમારે જવું છે ?' તો તે કહેશે

કે, 'ના.' તે તો હજી કુળ, ગામ, ધન, ધામને માટે સો સો મનોરથો સેવે છે અને કાશ્મીર જવાનાં સોણલાં સેવે છે. અંદરની તૃષ્ણા તો તરૂણ છે. વાસનાને અવસ્થાની અસર થઇ નથી. તૃષ્ણાની આ વેલડી સદા પલ્લવિત રહે છે. તેને જયાં સુધી પોષણ દેવાશે ત્યાં સુધી તે વધતી રહેવાની છે. આ તૃષ્ણા વિષે જેટલું કહેવાય તેટલું ઓછું છે જે અવસરે....

# મનની પેલે પાર

મનોજગતમાં વિચરનારા માણસોની સૃષ્ટિ વાસનાઓથી ભરેલી હોય છે. મન પોતાને જીવિત રાખવા માટે અંતિમ ક્ષણ સુધી મરણિયો પ્રયાસ કરતું જ રહે છે. મનની માયાવી સૃષ્ટિમાંથી મુકત થવાની વાત સાધારણ માણસોને માટે દુષ્કર હોય છે. મન અને માયા, શબ્દોની રીતે બંને ભલે ભિન્ન હોય, પરંતુ તે બન્ને શબ્દોનું તાત્પર્ય એક જ છે.

અતિમાનવો પોતાનું પેટ તો ભરે જ છે, લોકોનાં પેટ પણ ભરે છે. તેમની ભૂખને પૂરી કરે છે, પણ પોતાના મનને શૂન્ય કરવા તરફનો તેમનો હંમેશનો પ્રયાસ હોય છે. તેઓ પોતાની શારીરિક આવશ્યકતાઓને અવશ્ય પૂરી કરે છે. પરંતુ પોતાનું મન મહત્ત્વાકાંક્ષાના વિષથી આસક્ત ન બને તેની તેઓ પૂરેપૂરી કાળજી રાખે છે. મનોજગતમાં વિચરનારા સામાન્ય માણસોની વૃત્તિ આનાથી વિપરીત હોય છે. ભલે શરીર કપાઈ જાય, ગળી જાય, શરીર વિનાશની ગર્તમાં ધકેલાઇ જાય પરંતુ પોતાના મનની ઇચ્છાઓ, મહેચ્છાઓ, વાસનાઓ પૂર્ણ થવી જ જોઇએ એવી તેમની આકાંક્ષા હોય છે, મહત્ત્વાકાંક્ષા હોય છે. મનની આ મહત્ત્વાકાંક્ષાની વેદી પર તેઓ પોતાનાં શરીરને શહીદ બનાવી દેવા પણ તત્પર હોય છે.

આમ શરીરના ભોગે પણ આપણે વાસનાઓની તૃપ્તિને માટે તૈયાર હોઇએ છીએ. એ જ આપણું લક્ષ્ય હોય છે ! વ્યાવહારિક જગતની બુદ્ધિમત્તા પણ એમાં જ લેખાય છે, આપણે ભૂલી જઇએ છીએ કે આ તો રુગ્ણ મનની નિશાની છે. જેનાં તન મન સ્વસ્થ હોય, જે વીર્યવાન અને તેજસ્વી હોય, જેનું મન સદા ખાલી અને શૂન્ય હોય, તેવી વ્યક્તિ જ સ્વસ્થ વ્યકિત છે. મન ખાલી અને પેટ ભરેલું–એ જ ઉત્તમ સ્વાસ્થ્યની નિશાની છે.

આપણા સૌની સ્થિતિ આનાથી વિપરીત છે. આપણી સારીયે જિંદગી મનને ભરવાના પ્રયત્નોમાંજ વ્યતિત થતી હોય છે. શરીરની પણ દરકાર રાખ્યા વિના રાત અને દિવસ મનને ભરવાના કાર્યમાંજ આપણે સંલગ્ન હોઈએ છીએ. વિચારોથી, વાસનાઓથી, મહત્ત્વાકાંક્ષાઓથી મનને ભરતા રહેવામાં આપણુને એક ક્ષણની પણ વિશ્રાંતિ નથી. તેનું પરિણામ એ આવે છે કે, શરીર તો નાનું રહી જાય છે અને મન મોટું બની જાય છે.

ખાલી મનથી જ જીવનની પરમ કલાનો આવિર્ભાવ થાય છે. જીવનના પરમદર્શન પામવાના શ્રી ગણેશ ત્યારે જ મંડાય છે જ્યારે મન ખાલી હોય ! ખાલી મનને સમજવા માટે આપણે એક દાખલો લઇએ. તમે દીવાલોને મકાન કહો છો કે મકાનની અંદર જે ખાલી જગ્યા છે, તેને મકાન કહો છો ? સામાન્ય રીતે ભીંતોને આપણે મકાન કહીએ છીએ. એટલે જ જ્યારે આપણે મકાન બનાવવાનું વિચારીએ છીએ ત્યારે પણ પ્રથમ દીવાલો બનાવવાની વાત જ વિચારાતી હોય છે. પરંતુ જેઓ સૂક્ષ્મતાથી વિચાર કરનારા મનીષીઓ છે તેમણે તેમના મંતવ્ય મુજબ દીવાલોની વચ્ચે જે ખાલી જગ્યા છે, તેને જ મકાન કહ્યું છે. કેમકે કોઇપણ માણસ દીવાલોમાં નથી રહેતો, પરંતુ ખાલી જગ્યામાં રહે છે. જો ખાલી જગ્યા ભરેલી હોય તો તેવા મકાનની કોઈ જ કીમત નથી. તેમાં રહેવા માટે જે ખાલી જગ્યા જોઇએ તે જ નથી તો રહેવું ક્યાં ? આજ પ્રકારે શરીર પણ એક દીવાલ છે. દીવાલ હંમેશાં મજબૂત હોવી જોઇએ. તેની અંદર જે મન છે તે મહેલ છે. જો શરીરરૂપી દીવાલ મજબૂત હોય તો મનરૂપી મહેલની ઈમારત તેના પર ઊભી રહી શકે. વળી તે મનરૂપી મહેલ ખાલી હોવો જોઇએ. તે મહેલની નિવાસી આપણી ચેતના છે, આત્મા છે. જો મનરૂપી મહેલ ખાલી હોય તો નિવાસી સારી રીતે રહી શકે છે. મન જો ભરેલું હશે તો સ્થિતિ એવી થશે કે, તમારી પાસે મકાન તો છે, પરંતુ તે નિરર્થક ઘરવખરીથી, નકામા કચરા અને ભંગારથી એવું તો ખીચોખીચ ભરેલું છે કે આત્માને અંદર રહેવા, સૂવા કે કાંઇપણ અધિકૃત રીતે કાર્ય કરવા કશો જ અવકાશ રહેશે નહિ. માનો કે એક માણસની પાસે રહેવા માટે મકાન તો છે પરંતુ તે ઘર–વખરી, ભંગાર અને રાચરચીલાથી આખું ભરેલુ છે. હવે તમે જ કહો તે ઘરધણી ક્યાં રહે ? તેને ઓસરીમાંજ આશ્રય લેવો પડેને ? આપણે બધા પણ લગભગ આવી જ સ્થિતિના માણસો છીએ. મન એટલા બધા વિચારો, વિકલ્પો અને વાસનાઓથી ભરેલું હોય છે કે આત્માને પોતાના જ મનરૂપી મહેલમાં રહેવાની જગ્યા મળતી નથી ! તેને બહાર જ ભટકવું પડે છે. જ્યારે પણ આંતરનિરીક્ષણ કરીશું ત્યારે અંદર આત્મા નહિ મળે, મન જ મળશે. અર્થાત્ કોઇ વૃત્તિ, કોઈ વિચાર, કોઇ વિકલ્પ કે કોઈ વાસના જ મળશે. ઘર એટલું ખીચોખીચ ભરેલું છે કે, ઘરમાં જતાં વિવિધરંગી રાચરચીલું તો મળે છે પરંતુ ઘરનો માલિક મળતો નથી !

ઉપનિષદમાં સંન્યાસીઓને માટે એક સુંદર વાક્ય છે 'મનોનિરોધિની કન્થા'–મનનો નિરોધ જ પરમ હંસોની કન્થા એટલે સંન્યાસીઓની ઝોળી છે.

જે સંન્યાસીઓ છે, એટલે મોહ મમતા અને વિકલ્પોના ઝંઝાવાતી જગતમાંથી વિમુક્ત થવા મથતા જે પરમાત્મપરાયણ સાધકો છે તેમના મનમાં ચોવીસે કલાક એક જ લક્ષ્ય અને આદર્શ રમી રહ્યો હોય છે–મનનો નિરોધ, મનથી મુક્તિ, મનથી પાર ઊતરી જવાનો પુરુષાર્થ ! અરબી ભાષામાં એક સુંદર શબ્દ છે 'ખાના બદોશ.' ખાના બદોશ શબ્દનો અર્થ છે આખું ઘર ખંભા પર જ હોવું. 'ખાના' શબ્દનો અર્થ થાય છે મકાન. જેમ દવાખાના એટલે દવાનું

ઘર, યતીમખાના એટલે અનાથાશ્રમ વગેરે. 'દોશ' શબ્દનો અર્થ થાય છે ખભો–ખાંધ. આમ 'અદોશ' શબ્દનો અર્થ છે ખભા ઉપર. એટલે જે પોતાના ખભા ઉપર જ પોતાનું મકાન લઈ ફરે છે તે. આવા ખાના બદોશ છે મસ્ત સાધુઓ, સંન્યાસીઓ, અવધૂતો, પરમહંસો ! તે છે પરમ શૂન્યની સાધના સાધતા સાધકો ! તેઓ પોતાના ખભા ઉપર ચોવીસે કલાક એક જ વસ્તુને ઉપાડીને ફરી રહ્યા છે અને તે છે–મનનો નિરોધ, મનની મુક્તિ ! 'મનથી કેમ પાર થઈ જાઉં'–એ એક જ રટણ તેમના શ્વાસોચ્છ્વાસમાં ચાલી રહ્યું હોય છે ! કારણકે, જ્યાં સુધી મનની ગતિ છે ત્યાં સુધી સત્યના દર્શન થતા નથી. સત્ય મનાતીત છે, અમૃત મનાતીત છે, પરમાત્માનાં દર્શન મનાતીત છે. એટલે મનથી પાર થવાનો એક જ માર્ગ છે ધ્યાન !

આ ઉપનિષદના ઋષિઓની જ જીવનચર્યા છે એમ નથી. સાધુ માત્ર માટેની આ સામાન્ય જીવન–ચર્યા છે. તેમની ભૌતિક આવશ્યકતાઓ એટલી ઓછી હોય છે કે, તેમના ઉપયોગમાં આવતાં સાધનો પણ ઉપકરણ કહેવાય છે. ઉપકરણનો અર્થ થાય છે, જે સંયમ–યાત્રામાં ઉપકારક હોય. સાધુઓ પાસે સંયમના નિર્વાહ માટેના જે સાધનો છે તે એટલા ઓછાં અને ઓછી કીમતનાં હોય છે કે, તેમાં ક્યારેય તેમની ચિત્તવૃત્તિ અટવાતી નથી. મનમાં ક્યારેય તેમના વિષે કોઈ વિકલ્પો ઊભા થતા નથી. આચારાગ સૂત્રના દ્વિતીય શ્રુતસ્કન્ધમાં આ ઉપકરણો વિષે જે સામાન્ય સંકેત કરેલો છે તે ઉપરથી એ વાત તમારા ખ્યાલમા આવી જશે.

'से भिक्खूवा भिक्खुणीवा गाहावइकुल पिंडवाय पडियाओ पविसिउकामे सव्वं चीवरमायाओ गाहावइकुलं पिंडवाय पडियाओ णिक्खमेज्जवा पविसेज्जवा । अेवं बहिया विचारभूमिं विहारभूमिं वा गामाणुगामं दुइज्जेज्जा । अहपुण अेवं जाणेज्जा तिव्व देसिय वा वास वासमाणं पेहाओ जहा पिंडे सणाओ, णवरं सव्वं चीवरमायाओ।

આહારાદિ માટે જવા વાળા સંયમનિષ્ઠ સાધુ–સાધ્વી ગૃહસ્થના ઘેર જતાં પોતાનાં વસ્ત્ર સાથે લઈને ઉપાશ્રયમાંથી નીકળે અને પ્રવેશ કરે. એવી જ રીતે સ્થંડિલ ભૂમિ કે સ્વાધ્યાય ભૂમિમા જતાં અથવા એક ગામથી બીજે ગામ જતાં સમસ્ત વસ્ત્ર સાથે રાખે. ઘણો વરસાદ વરસતો જોઈને સાધુઓ તેવું જ આચરણ કરે કે જેવું પિંડૈષણા અધ્યયનમાં કહેલું છે. વિશેષતા આ છે કે ત્યાં બધી ઉપધિ લઈ જવા કહ્યું છે તો અહીં બધાં વસ્ત્ર લઈ જાય એમ કહેવું જોઈએ.

મહર્ષિની આ પ્રક્રિયા છે. મન જેના તરફ આકર્ષાય અને ખુંચી જાય તેવી વસ્તુઓ અને વિકલ્પોથી પાર થવા માટેના જ મહર્ષિઓના પ્રયત્નો હોય છે. મહાત્માઓની 'ઉન્મની ગતિઃ' એટલે જે દિશામાં મન નથી તે દિશા તરફ તેમની ગતિ છે. મનથી ઊલટી દિશા તરફની તેમની યાત્રા હોય છે. મનને છોડીને તે ફરે છે. એક દિવસ એવો આવે છે કે, તેઓ મનથી સર્વથા દિગંબર થઈ જાય છે. આમ મહર્ષિઓની મનથી ઊલટી દિશા તરફની ગતિ હોય છે. આપણે પણ પ્રતિક્ષણ ગતિ તો કરીએ છીએ, પરંતુ આપણી ગતિ મનની આસપાસની હોય છે. આપણે

જે કાંઇ કરીએ છીએ તેનાથી આપણું મન મજબૂત થાય છે, તેનાથી આપણાં મનને પુષ્ટિ મળે છે. આપણા પ્રયત્નો જ આપણા મનની શક્તિઓને વધારવાના તેમજ તેને દઢતમ બનાવવા માટેના હોય છે. માણસ જેટલો અવસ્થાએ વૃદ્ધ તેટલો વધારે અનુભવી હોવાનો તે દાવો કરે છે. મેં એંસી દીવાળીઓ જોઈ નાખી છે. એંસી વર્ષનો મારો અનુભવ છે એટલે ૮૦ વર્ષ જૂનું અને મજબૂત મારૂં મન છે! જેમ દારૂ જૂનો તેમ તે કીમતી ગણાય છે તેમ મન પણ જેટલું જૂનું તેટલું સારૂં ગણાતું આવ્યું છે! જૂની શરાબ જેમ વધારે નશીલી બની જાય છે તેમ જૂનું મન વધારે નશીલું બની જતું હોય છે! ચેતના બદલતી નથી. ચેતના તો તે જ અવસ્થામાં રહે છે.

જીવન સંધ્યાને આરે માણસ આવીને ઊભો રહે છે, પરંતુ તેનાં મનની વાસનાઓ ત્યાંની ત્યાં જ ટકી રહે છે. દાંત પડી જાય છે પરંતુ મનની ઇચ્છાઓ જીર્ણ થતી નથી. શરીર સુકાઈ જાય છે પરંતુ વાસનાની વનરાઈ લીલીછમ રહે છે. વાતો તો કરીએ છીએ, બણુગાં તો ફૂંકીએ છીએ–કે હું કાંઈ નાનો નથી. એંસી એંસી વર્ષનો અનુભવ મારી પાસે છે. પણ ખરું પૂછો તો તેની પાસે કોઈ અનુભવ જ હોતો નથી. જેને તે અનુભવ કહે છે તે તો માત્ર લૌકિક અનુભવ જ છે, જે તેનાં મનનો જ માત્ર પોષક છે.

સાધુ પુરુષો હંમેશાં અમન તરફ ગતિ કરે છે જ્યારે ગૃહસ્થ મનની દિશા તરફ ગતિ કરે છે. મન તો જન્મથી સૌની સાથે હોય જ છે; પરંતુ જેઓ મનને મૂકીને અમન થઇ મૃત્યુ પામે છે તે જ ધન્યવાદને પાત્ર છે. જેઓ મનને કોઈ પણ જાતની આંચ આપ્યા વગર, મનને સુરક્ષિત રાખીને, મૃત્યુ પામે છે તેઓ દુર્ભાગી છે. મનને સાથે રાખી મરી જનારની માનવભવની યાત્રા નિષ્ફળ ગઈ સમજવી. મન એ જ જગત છે. જગત એ મનનું જ બીજું નામ છે. જો મૃત્યુ પૂર્વે મન ખોવાઈ જાય તો મૃત્યુ સમાધિ બની જાય. મનના અભાવમાં પુનર્જન્મનો સંભવ નથી. મન જ અપૂર્ણ વાસનાઓને કારણે અવારનવાર જન્મ લે છે. પુનઃ પુનઃ જન્મની આકાંક્ષા, વાસનાઓ અવશિષ્ટ રહી જવાને કારણે, મનનું જ કાર્ય બની જાય છે. જ્યારે મન જ રહેતું નથી ત્યારે જન્મ પણ રહેતો નથી. મનના અભાવમાં મૃત્યુનું જ મૃત્યુ થઇ જાય છે.

મરે છે તો બધા પરંતુ મરનારા અધૂરા મરે છે. કારણ મૃત્યુમાં પણ જન્મની આકાંક્ષા તેમનાં મનના ઊંડાણમાં ભરી હોય છે અને એ જ વાસના નવા શરીરના ગ્રહણનું કારણ બની જાય છે. પરંતુ જ્યારે સંન્યાસીઓ, સાધુ પુરુષો મરે છે ત્યારે પૂરા મરે છે. તેમનું શરીર જ નથી મરતું, તેમનું મન પણ મરી જાય છે. તેમનામાં ફરી જન્મવાની કોઇ વાસના શેષ રહેતી નથી. આ રીતે જે જન્મવાની વાસનાઓથી સંપૂર્ણ શૂન્ય થઇને મરી જાય છે તે વ્યાવહારિક દૃષ્ટિથી કે શારીરિક દૃષ્ટિથી મરી ગએલો ગણાય છે. પરંતુ પારમાર્થિક દૃષ્ટિથી તે જીવનને ઉપલબ્ધ કરી ગયો હોય છે અને તે કેવું જીવન, કે જે જીવન અનંત છે અને જેનો ધ્રુવ માર્ગ છે અમન!

મનુષ્ય માત્રનું કર્તવ્ય છે કે મનને મારવા પ્રતિક્ષણ પ્રયત્ન કરે. અંદર વિશુદ્ધ ચેતના રહે પરંતુ ચેતનાને આવૃત્ત કરનાર મન ન રહે! ચેતના જુદી વાત છે. તે આપણો સ્વભાવ છે. મન તો આપણો આપણી રીતે કરેલો સંગ્રહ છે. અભ્યાસ, શિક્ષણ અને સંસ્કારથી મન અથવા સંગ્રહ વૃદ્ધિંગત થતા જાય છે. પરિણામ એ આવે છે કે જગત એટલું સુશિક્ષિત, સભ્ય અને સુસંસ્કૃત થઇ જાય છે. આવરણના થરો એવા તો જાડા થઇ જાય છે કે ધ્યાનની સાધના મુશ્કેલ બની જાય છે. શિક્ષણ અને સંસ્કારનું પ્રયોજન પણ મનનું પ્રશિક્ષણ જ હોય છે. શિક્ષણ અને સંસ્કારથી મનનાં પડો ચારે તરફ ઘેરાઇ જાય છે. મનુષ્ય જેટલો પ્રશિક્ષિત અને સંસ્કૃત થતો જાય છે તેટલી જ તેની મનથી મુક્ત થવાની જટિલતા વધતી જાય છે. મનનું પ્રશિક્ષણ આ રીતે શિક્ષણ, સભ્યતા અને સંસ્કારના નામે દૃઢ થતું છે.

આપણું આખું શિક્ષણ, બધી વ્યવસ્થા અને કહેવાતું આપણું અનુશાસન મનને દૃઢ બનાવવાની, મનોબળ અને સંકલ્પ શકિતને વધારવાની એક તૈયારીરૂપ છે કે જેથી બજારોમાં, ધંધામાં, વ્યાપાર અને વ્યવહારમાં મન સફળ થઈ શકે! સંઘર્ષ, પ્રતિયોગિતા અને પ્રતિસ્પર્ધામા મનની વિજયકૂચ થંભી ન જાય! મનને પ્રશિક્ષિત અને અણીદાર બનાવવા પાછળના આ હેતુઓ છે.

મહર્ષિઓનું જગત જુદી જાતનું છે. જાદુગરની માયા જેવું, અપારમાર્થિક અને અવાસ્તવિક છે. તેમનાં જગતમાં મનોમય વ્યાપારની અંશતઃ પણ અપેક્ષા નથી. તેમનાં જગતમાં મનનો બહિષ્કાર છે. તેમની દૃષ્ટિમાં, મન તેમના દિવ્ય જગતને નરક બનાવી મૂકે એવું છે. એટલે મનને પ્રશિક્ષિત કરવાની વાત તો એક બાજુ રહી, તેને જીવિત રાખવાની વાત સુદ્ધાં તેમને સમીચીન જણાતી નથી. હાં, સંસારમાં ગતિ કરવાનો જ આદર્શ જો નિશ્ચિત હોય તો તો મનને પ્રશિક્ષિત કર્યા વગર ચાલે નહિ. પરંતુ આત્મામાં એટલે પરમાત્મામાં ગતિ કરવાનું જીવનનું લક્ષ્ય હોય તો મનને વિસર્જિત કર્યા વગર ચાલશે નહિ. પદાર્થ તરફના આકર્ષણ માટે મનનું સુશિક્ષિત હોવું અનિવાર્ય છે. પદાર્થોની ઉપલબ્ધિ માટે આયોજીત અને સુસંગઠિત મન અનિવાર્ય છે. પરંતુ આત્માની દિશામાં યાત્રા આરંભવી હોય તો શિક્ષિત હોય કે અશિક્ષિત, આયોજીત હોય કે અનાયોજીત, સંગઠિત હોય કે અસંગઠિત—કોઈ પણ જાતના મનની આવશ્યકતા નથી.

મનની વૃદ્ધિ કઇ રીતે થાય છે તેનાં કારણો આપણા રોજના અનુભવોમા આવે છે ખરાં, પરંતુ આપણે તે કારણોને પકડી પાડવામાં ઉદાસીનતા દાખવતા હોઇએ છીએ. આપણી આ ઉદાસીનતાને કારણે મનને પોષણ મળ્યા જ કરતું હોય છે. મન આપણા સહયોગને પામીને જ પરિપુષ્ટ બને છે. માર્ગથી જતાં હોઇએ અને એક રેસ્ટોરાં નજરે પડે, તો ભૂખ ન હોવા છતાં મન બોલી ઊઠે છેઃ ભૂખ લાગી છે. બસ, પૂછયા વગર જ પગ રેસ્ટોરાં તરફ વળી જાય છે. મનને શરીર, ભૂખ કે સ્વાસ્થ્ય સાથે કશો જ સંબંધ નથી. ભૂખનો સંબંધ સ્વાદ સાથે છે. ભૂખ તો ખોટી છે છતાં સ્વાદથી આકર્ષાયેલું મન રેસ્ટોરાં તરફ પગની ગતિને દોડાવે છે. એક

ક્ષણ માટે રોકાઇને જો. તે વિવેકથી વિચાર કરે તો તેને જણાશે કે શક્તિશાળી એવા તેના મનનું પતન થઈ રહ્યું છે.

શરીરમાં વાસનાની કોઈ લહર નહોતી પરંતુ આકસ્મિક એક સુંદર સ્ત્રી દૃષ્ટિનો વિષય થઇ કે મનમાં એક લહર દોડતી થઈ. બસ, આજ મન છે!

આ મનથી મુક્ત થએલા આ બન્ને મુનિપુંગવો છે. મનના જગતથી બહાર નીકળી ગએલા આ આત્માઓ છે. એટલે ગૌતમ સ્વામી, કેશીકુમાર શ્રમણને જવાબ આપતાં કહે છે-

तं लयं सव्वसो छित्ता उद्धरित्ता समूलियं ।
विहरामि जहानायं मुक्कोमि विस-भक्खण ॥ ४६

તે લતાને તદ્દન જડથી ઉખાડીને તેને કાપીને હું નીતિપૂર્વક વિચરૂં છું. તેથી હું વિષનું ફળ ખાતો નથી. માણસ માત્ર અમૃતનું પાન કરવા ઇચ્છા ધરાવતા હોય છે, પરંતુ તેઓ અમૃતને પી શકતા નથી અને ઝેરને વમી પણ શકતા નથી. માણસોની સ્થિતિ સાપે છછુંદર ગળ્યા જેવી થાય છે.

સુખની છાયા શોધી રહ્યો છું, માયા નથી મૂકાતી,
મૃગજળ જેવું સુખ છતાં પણ તૃષ્ણા નથી છિપાતી.

માણસ ગોતે છે સુખ પરંતુ સુખના પૃષ્ઠ ભાગમાં જોડાએલા દુઃખને તે જોઈ શકતો નથી. એ કહેવાતું સુખ ઝાંઝવાના જળ જેવું છે. તેમાં જળની ભ્રાંતિ થાય છે પરંતુ જળ હોતું નથી. માણસ જિંદગીભર આશા તૃષ્ણાને ચકડોળે ચડી ભમ્યા કરતો હોય છે. આત્મસ્વરૂપના અમૃતનું પાન કરવામાં આવશે તો ભવોભવની માંદગી દૂર થઈ જશે. સંસાર ખારો છે એમ તો બધા રોજ બોલે છે. પરંતુ સંસારની આ માયા મૂકાતી નથી. માણસ દિવસે ને દિવસે તૃષ્ણામાં તણાઈ રહ્યો છે.

મારું તારું -વેર વધારી વિસર્યા છે વીતરાગી,
દ્વેષભર્યો છે આ દિલડામાં રાગમાં હું છું અનુરાગી,
રંગરાગમાં ડુબી રહ્યો છું,: આશા નથી મૂકાતી;
મૃગજળ જેવું સુખ છતાં પણ તૃષ્ણા નથી છિપાતી.
પાપોના પડછાયા પડે ને પુણ્યની પાળો તૂટે,
જાણીને જોડાયો છું તો બંધન ક્યાંથી છૂટે?
મોહની જાળમાં ફરી રહ્યો છું આશા નથી મૂકાતી;
મૃગજળ જેવું સુખ છતાં પણ તૃષ્ણા નથી છિપાતી.

આથી ગઈકાલે કહ્યું તેમ સાવધાન થજો. તૃષ્ણા ઘણા વિષભર્યા કડવાં ફળ આપનારી છે. આ વેલડીને ઉખાડી નાખવા તૈયાર થવું એજ આપણા સૌનાં હિતમાં છે. વણિક બુદ્ધિ એવા તમે હિતની વાતને લક્ષ્યમાં લેશો અને તૃષ્ણામાંથી મુક્ત થશો તો સ્વરૂપની ઉપલબ્ધિની યાત્રા સુગમ થઈ પડશે.

o—o

# ધર્મચેતનાનો પ્રતીક અગ્નિ

જીવનના અનુભવોના જે શિખરો છે તે શિખરોના અનુભવો સાથે ધર્મ સંબંધિત છે. આ અનુભવો એટલા ગહન છે કે તેમને અભિવ્યકત કરવા માટે આપણને શબ્દો મળવા મુશ્કેલ છે. એવા સમાનાન્તર શબ્દો આપણી પાસે નથી કે જેમના દ્વારા આપણે એ અનુભવોને અભિવ્યકત કરી શકીએ. પરિણામે ધર્મ સંકેતાત્મક અથવા પ્રતીકાત્મક થઈ જાય છે. આમ જીવનના આત્યંતિક અનુભવોને પાર્થિવ ભાષામાં અભિવ્યકત કરવા માટે રૂપક, પ્રતીક અથવા સંકેત નિર્મિત કરવા પડે છે.

તે સંકેતો જેમ અભિવ્યક્તિ લાવે છે તેમ સમય જતાં તે અવરોધક પણ બની જાય છે. જેઓ તે સંકેતો કે ઈશારાઓને જ પકડીને બેસી રહેતા નથી પરંતુ તેમનો આશ્રય લઈ મૂળને પકડી મંજિલને પાર પહોંચી જાય છે, તેમને માટે તો તે સંકેતો અને ઈશારાઓ જ સાક્ષાત્ અભિવ્યક્તિ બની જાય છે. પરંતુ જેઓ તેમને મંજિલ માની બેસી જાય છે, રોકાઈ જાય છે, તેમને માટે તેઓ અવરોધક બળ બની જાય છે. ધોરી માર્ગો પર માઈલો બતાવવા માટે માઈલો સૂચક મોટા પાણાઓ ખોડવામાં આવ્યા હોય છે. તે માઈલના પાણાઓને મંજિલ સમજી જેઓ રોકાઈ જાય છે, તેમને માટે તે માઈલ સૂચક પથ્થરો અવરોધક બની જાય છે. એના કરતાં સારું તો એ હોત કે માર્ગમાં માઈલ સૂચક સંકેતો જ ન રાખ્યા હોત કે જેથી માણસને રોકાઈ રહેવાનો અવકાશ ન મળત અને તે પોતાની મંજિલ સુધી ગતિ કરી શકત! આ પાણાઓ માણસને ચાલવામાં સહાયભૂત થવા માટે ખોડવામાં આવ્યા હોય છે. તેમા જે તીરનું નિશાન મૂકવામા આવેલું છે, તે આગળ ને આગળ ગતિ કરવા માટેનું સૂચક છે. તે નિશાન માણસને રોકાઈ જવાને સુચવતું નથી. પરંતુ જે લોકો આ સંકેતના અર્થને ઊંડાણથી નથી જોતા તે અટકી જાય છે, બેસી જાય છે. જે પારદર્શી દૃષ્ટિથી વિચારવાની ક્ષમતા ધરાવતા હોય છે તેઓ રોકાતા નથી અને પ્રતીકોનો આશ્રય લઈ, મંજિલે પહોચવા ગતિશીલ રહે છે. આ પ્રતીકો તો મૂક છે. તેમનામા બોલવાની ક્ષમતા નથી હોતી એટલે જે તેના સંકેતને સમજી શકે છે, એ જ મંજિલે પહોંચી શકે છે. જે નથી સમજી શકતા તે અટકે છે અને મંજિલને પ્રાપ્ત કરી શકતા નથી.

ધર્મનાં ઘણાં પ્રતીકો શોધવામાં આવ્યા છે. ધર્મનો અનુભવ તો લોકોત્તર હોય છે. પરંતુ પ્રતીકોથીજ તેનો ખ્યાલ આપી શકાય છે. તે પ્રતીકો ગતિ વધારવામાં પણ સહાયક બની શકે છે અને ગત્યવરોધમાં પણ. પ્રતીકોનો તેમાં કોઈ દોષ નથી. પ્રતીકોની સાથે આ રીતે [illegible] અન્યાય પણ થઈ જતો હોય છે. આ વાતને સુસ્પષ્ટ સમજવા એક દાખલો લઈએ.. [illegible] યજ્ઞોનો પ્રતીક અગ્નિ માનવામા આવેલ છે. આ અગ્નિના પ્રતીકથી પરમ [illegible] પ્રાપ્ત થાય છે જે આજના પ્રવચનથી જ તમને જણાઈ આવશે. પરંતુ [illegible] તે [illegible]

ઇશારાઓનો અપલાપ કર્યો છે. તે ઇશારાઓ તરફ ભારે બેદરકારી બતાવી છે. યજ્ઞ કરનારાઓ અગ્નિનો તો પ્રબળતાથી ઉપયોગ કરે છે, ઘીની આહુતિઓ આપે છે, જવ, તલ, ઘઉં તેમાં હોમે છે. પરંતુ તે યજ્ઞના આ જે પ્રતીકો છે તેના સંકેતો શું છે, તેનાથી તેઓ તદ્દન અજ્ઞાત અને અનભિજ્ઞ હોય છે. માઇલોના ખોડવામાં આવેલા પાણાઓને જ મંજિલ માની જેમ કોઈ મૂર્ખ માણસ અટકી જાય છે તેમ યજ્ઞ કરનારા અને તેના પ્રતીકોના પરમ આધ્યાત્મિક રહસ્યને ન સમજનારા અજ્ઞાન માણસો પણ અગ્નિ પ્રગટાવે છે, ઘીની આહુતિઓ અર્પે છે, તલ ઘઉં આદિ હોમે છે, પરંતુ એમાં જ તેઓ પોતાનાં કર્તવ્યની ઇતિશ્રી માને છે અને કૃતકૃત્યતા અનુભવે છે ! આ રીતે કરનારા ભલે પોતાના મનથી સંતોષ માનતા હોય, પરંતુ વિચારશીલ વ્યક્તિ આ વસ્તુને જુદી જ રીતે વિચારે છે. તેમની દૃષ્ટિએ આથી તો યજ્ઞનો તે પ્રતીક અગ્નિ, જે આંતરિક ઉત્ક્રાન્તિમાં ગત્યાત્મ બની શકવાની ક્ષમતા ધરાવતો હતો, તે ગત્યવરોધક થઈ જાય છે. આવા માણસો માટે આ પ્રતીક માઇલના ખોડવામાં આવેલા પાણાને મંજિલ માની અટકી જનાર મૂર્ખ માણસ જેવા સિદ્ધ થાય છે. જો આ પ્રતીકોને ગંભીરતાથી સમજવા પ્રયત્ન કરવામાં આવે તો આ પ્રતીકો તેની ઉત્ક્રાંતિમાં સહાયક બની શકે છે.

માણસના અનુભવમાં અગ્નિ એક ગંભીર પ્રતીક બની શકે છે; કેમકે અગ્નિમાં કાંઈક વિશેષતાઓ છે.

અગ્નિની પ્રથમ વિશિષ્ટતા એ છે કે, ગમે તેટલા અને ગમે તેવા અવરોધો ઊભા થાય, છતાં અગ્નિની જ્વાલા હંમેશાં ઊર્ધ્વગામી હોય છે. અગ્નિ સ્વભાવથી જ ઉપર તરફ ગતિ કરનાર છે. માણસની ચેતના પણ જ્યારે આધ્યાત્મિક દિશા તરફ ગતિ કરવાનો પ્રરંભ કરે છે, ત્યારે તે ઊર્ધ્વગામી થતી જાય છે. એટલે અનુભવીઓને પ્રથમથી જ ખ્યાલ આવી ગયો કે, 'ઘયસિત્તંવ પાવય' જેમ ઘીથી સીંચાએલો અગ્નિ ઊર્ધ્વ દિશા તરફ ગતિ કરે છે તેમ ધાર્મિક ચેતના પણ ઉપર ઊઠતી જાય છે.

અગ્નિની બીજી વિશેષતા એ છે કે, અગ્નિમાં જે કંઈ અશુદ્ધ હોય તે બળી જાય છે. અગ્નિમાં જો સોનાને તપાસવામાં આવે તો સોનામાં રહેલો મેલ, સોનામાં રહેલી અશુદ્ધિ બળી જાય છે અને સોનું સો ટચનું બની ચમકવા લાગે છે. તે જ રીતે ધર્મમય અગ્નિની પુનિત જ્વાલાઓમાં પણ વિચારો, વિકલ્પો અને વાસનાઓ બળીને ભસ્મીભૂત થઈ જાય છે અને ચેતના પોતાના વિશુદ્ધ સ્વરૂપમાં ઝળહળી ઊઠે છે. ધર્મમય ચેતનાની જ્યોતિ અને અગ્નિની જ્યોતિમાં આ જાતનું સાદૃશ્ય હોવાથી તે અગ્નિ જ્વાલાઓ ધર્મનું પ્રતીક બની ગઇ.

અગ્નિની ત્રીજી વિશેષતા એ છે કે, અગ્નિની જ્વાલાઓ થોડે સુધી ઉપર ઊઠે છે અને ત્યાર પછી તે એકદમ અદૃશ્ય થઈ જાય છે. જરા ઉપર ઊઠે, થોડે સુધી દૃષ્ટિગોચર થાય અને તરત જ અનંતમાં વિલય પામી જાય. માણસની ચેતના પણ જ્યારે વિકાસશીલ બને છે ત્યારે

વિકાસને પંથે ચાલતાં ચાલતાં, થોડો સમય તેને 'હું છું'નું સ્મરણ રહે છે; પરંતુ જેવી તે ચેતના વિકાસની સીમાને સ્પર્શી ગઈ કે, 'હું છું'નું અસ્તિત્વ અદૃશ્ય થઈ જાય છે. પછી તે દરેકમાં પોતાનું જ વિશુદ્ધ સ્વરૂપ જોવા લાગે છે. પોતાપણાની ઝાંખી અલ્પતમ સમય માટે રહે છે. પછી તો તે સ્વરૂપમાં જ ખોવાઇ જાય છે.

ઋષિઓએ એટલા માટે જ અગ્નિને યજ્ઞનો પ્રતીક બનાવ્યો. અનુભવીઓ સદા કહેતા રહ્યા કે–"ज्ञानाग्निः सर्व कर्माणि भस्मसात् कुरुतेऽर्जुन" જ્ઞાનરૂપી અગ્નિ ક્ષણમાત્રમાં પાપોની ગંજીને સળગાવીને ભસ્મિભૂત કરી નાખે છે. "तमसो मा ज्योतिर्गमय" ઊંડા અંધારેથી પ્રભુ ! પરમ તેજે તું લઇ જા. વેદોની આ પ્રાર્થના પણ અંધકારમાંથી પ્રકાશ તરફ લઇ જવાની છે, આત્માને જ્યોતિર્મય બનાવવા માટેની છે.

એટલે જ પ્રાચીન યુગના ઋષિઓએ ચેતનાના ઊર્ધ્વગમનના સ્વભાવનો સંકેત કરવા અગ્નિને પ્રતીક તરીકે સ્વીકાર્યો. યજ્ઞની જ્યોતિને ઉપરની દિશામાં ઊર્ધ્વગમન કરતાં અને વધતાં જોઇ, યજ્ઞસ્થળની આસપાસ ફરતા સાધકને નિરંતર એ સ્મરણ રહેતું કે–મારી અંદર પણ આવી જ કોઈ ઝળહળતી જ્યોતિ છે. તેનો સ્વભાવ પણ સદા ઊર્ધ્વગમનનો જ છે.

અગ્નિમાં જે આહુતિ નાખવામાં આવતી, અગ્નિમાં જે કોઇ પદાર્થો હોમવામાં આવતા, તે દરેક પોતાને સમર્પવાના પ્રતીક હતા. ચેતનાના આ પરમ યજ્ઞમાં પોતાની જાતને હોમી દેવાની વાત હતી. પોતાના વિશુદ્ધ સ્વરૂપને ચમકાવવાની આમાં વાત હતી. આ બધા પ્રતીકો હતા અને આ પ્રતીકોને સતત સ્મૃતિગોચર રાખવાની વાત અર્થપૂર્ણ પણ હતી. કોઇ એક માણુસ કોઈ વસ્તુઓની ખરીદી માટે બજારમાં જાય, પરંતુ ખરીદ કરતી વખતે લાવવાની વસ્તુઓમાં ભૂલ ન થઇ જાય, માટે અમુક વસ્તુની ખાસ સ્મૃતિ રાખવા માટે તે ગાંઠ વાળી લે છે. બજારમાં દસ વીસ વખત જ્યારે જ્યારે તે ગાંઠ ઉપર તેની દૃષ્ટિ પડે છે ત્યારે ત્યારે તેને સ્મરણુ થઇ આવે છે કે, જે વસ્તુ માટે મેં આ ગાંઠ વાળી છે તે વસ્તુ મારે ખરીદવાની હજી બાકી છે. વસ્તુને લાવવાની વાતને ગાંઠની સાથે કોઇ સંબંધ નથી. ગાંઠ વાળ્યા વગર પણ વસ્તુ લાવી શકાય છે, પરંતુ ગાંઠ સ્મૃતિનું અવલંબન થઇ જાય છે. ગાંઠ મનને ખૂંચતી રહેશે અને સ્મૃતિ કરાવ્યા કરશે કે, અમુક વસ્તુ ખરીદવાની બાકી છે. ગમે તેટલાં કામોમાં બૂડેલા હોઇશું છતાં ગાંઠ ઉપર જ્યારે જ્યારે નજર જશે, ત્યારે ત્યારે કાંઇક લાવવાની વાત સ્મૃતિનો વિષય થયા વગર રહેશે નહિ. પછી જ્યારે બઝારમાંથી તે ઘેર આવશે ત્યારે વસ્તુને લઇને જ આવશે. ગાંઠ વગર વસ્તુ ભુલાઇ જવાની શકયતા હતી. ગાંઠને કારણે ભૂલી જવું અશકય બન્યું.

ગાંઠ સ્મૃતિ માટેની નિશાની છે એ વાતને ભૂલી માણુસ જો ગાંઠની જ પૂજા કરવા લાગી જાય તો ગાંઠ જ તેની આરાધ્ય બની જશે. પરિણામે ગાંઠ સ્મૃતિ કરાવનાર નિમિત્તરૂપે મટી જશે. તેની સ્મૃતિ કરાવવાની મૂળભૂત પ્રક્રિયા તે ખોઈ બેસશે. બધા પ્રતીકો આમ ગાંઠ જેવા જ હોય છે. જેમને

આ પ્રતીકોના અર્થની પ્રતીતિ છે તેમને માટે તો આ અગ્નિની જ્વાલાઓ માત્ર અગ્નિ જ નથી પરંતુ ધર્મમય ચેતનાને ઉર્ધ્વગામી બનાવનાર પ્રતીકરૂપ છે. એ જ્વાલાઓમાં હોમાએલાં ઘી, ઘઉં, તલ માત્ર સ્થૂલ દ્રવ્યો જ નથી પરંતુ જીવનને ઊંચે ઉઠાડનાર મંગલ પ્રતીકો છે, જેના આધારે જીવન વધુ તેજસ્વી, ઉજ્જવલ અને ઊર્ધ્વગામી બને છે !

આ પ્રતીકોના તાત્ત્વિક અર્થો જો આપણે ન સમજીએ તો અગ્નિ અગ્નિરૂપે જ રહે છે, જે ઓલવાઈ જતાં આપણા હાથમાં રાખ જ રહી જવા પામે છે. આવા યજ્ઞોનો અર્થ પણ શું ? આવા યજ્ઞો પાછળનો હેતુ પણ શો ? આવા યજ્ઞોનો હેતુ માત્ર એટલો જ રહે છે કે, લોકો યજ્ઞ કરે છે, અગ્નિ સળગાવે છે, તેમાં જવ, તલ, ઘી, ઘઉં આદિ પદાર્થો હોમે છે, કંઠસ્થ કરેલાં સૂત્રો બોલે છે અને તે મંત્રો બોલનારા પણ પૈસાથી ખરીદાએલા ભાડૂતી માણસો જેવા હોય છે, પરિણામે યજ્ઞની પૂર્ણાહુતિમાં દક્ષિણાના નામે ભયંકર મહાભારત અને બખડજંતર ઊભાં થાય છે !

જ્યારે ધર્મ પૈસાની સાથે સંબંધ બાંધનારો થઈ જાય છે ત્યારે તે ધર્મ મટી જાય છે. ધંધાને ધર્મ બનાવી શકાય પરંતુ ધર્મને ધંધો બનાવી શકાય નહિ. પરંતુ આજે ભાગવત-પારાયણ, રામાયણપારાયણ, યજ્ઞો આદિ કહેવામાં આવતી ધાર્મિક ક્રિયાઓ ધર્મને નામે ધંધામાં ફેરવાઈ ગઈ છે. જેમાં એ ક્રિયાના કરનારાના વ્યક્તિત્વને અનુલક્ષીને બજારમાં તેના ભાવો બોલાતા હોય છે. પરિણામે ધંધાને તો ભાગ્યે જ કોઈ ધર્મ બનાવી શકતા હોય છે. ધર્મ તો આસાનીથી ધંધો થઈ જાય છે.

પારમાર્થિક દૃષ્ટિએ તો આખું જીવન જ યજ્ઞ છે. સમસ્ત કર્મો યજ્ઞ છે. સંપૂર્ણ જીવન આહુતિ છે. સ્વયંને જ યજ્ઞકુંડ બનાવી લેવો જોઈએ અને તે કુંડમાં જ બધું હોમી દેવું જોઈએ.

અહીં પ્રશ્ન થઈ શકે છે કે, યજ્ઞમાં ઘઉં શા માટે હોમવામાં આવે છે ? તેનો જવાબ સીધો જ છે. જેમ અગ્નિ એ પ્રતીક છે તેમ ઘઉં પણ પ્રતીક છે. ઘઉં એક બી છે જેમાં કરોડો નવા ઘઉં પેદા કરવાની ક્ષમતા છે. આ જ એક ઘઉંના બીને જમીનમાં વાવવામાં આવે તો, એક ઘઉંમાંથી સેંકડો ઘઉં પેદા થાય છે અને ક્રમશઃ વૃદ્ધિંગત થતાં સેંકડોમાંથી કરોડો ઘઉં પેદા થઈ ઊભા રહે છે. ઘઉંને પ્રતીક બનાવી અનુભવીઓ આપણને સમજાવવા માંગે છે કે, અહંકાર બી રૂપમાં હોય ત્યારે જ તેને હોમી દેજો. તેને હોમવાને બદલે રખે વાવવાની ભૂલ કરી બેઠા તો બી રૂપે નાનકડો દેખાતો અહંકાર, સમય જતાં વિશાળ વટવૃક્ષ બની જશે. દરેક બીમાં સેંકડો અંકુર થવાની તાકાત છે. એટલે જ્યારે તે બીના નાના સ્વરૂપમાં હોય ત્યારે જ તેને હોમી દેજો કે જેથી તેનાં અંકુર ફૂટવા ન પામે. તેને ખાતર કે પાણીનું પોષણ આપશો નહિ. અન્યથા તે તમને જ એક દિવસ દબાવી દેશે. આમાં ઘઉંરૂપી અહંકારને દગ્ધ કરી નાખવાની, તેને રાખ બનાવી દેવાની અને નિર્જીવ અને નિઃશેષ કરી નાખવાની સૂચના છે.

બીનાં બે સ્વરૂપો હોય છે. તમે જો તેને જમીનમાં નાખશો તો તે અંકુરિત થઇને એકમાંથી અનેક થઇ જશે. જાણે 'એકોऽहं बहुस्याम' નું સ્વરૂપ અવિર્ભાવ પામશે! જો તેને અગ્નિમાં હોમી દેશો તો તે બળીને રાખ થઇ જશે ને તે અંકુરિત થશે નહિ.

યજ્ઞમાં ઘી હોમવાની પ્રક્રિયાના પ્રતીકનો પણ વિશિષ્ટ અર્થ છે. અગ્નિમાં ઘી નાખવાથી અગ્નિ જ્વાલા વધે છે, તીવ્ર થાય છે; ઉજ્જવલ, પ્રખર અને તેજસ્વી બને છે. અગ્નિમાં ઘીને નાખવાથી એક વિશિષ્ટ શક્તિ અને તેજસ્વિતાનો આવિર્ભાવ થાય છે. ઘી હોમવાથી અગ્નિમાં જે એક ત્વરા જન્મે છે તે ઘઉં નાખવાથી જન્મતી નથી હોતી. ઘઉં નાખવાથી તો અગ્નિની ત્વરા ઊલટી ઘટે છે. અગ્નિની ગતિ ક્ષીણ બને છે કેમકે તેમાં અગ્નિને પોતાની શક્તિ ઘઉંને બાળવા પાછળ ખર્ચવી પડતી હોય છે. જે જ્વાલામાં ઉપર ઊઠવાની જોરદાર શક્તિ છે તે આમ ઘઉંના નાખવાથી વિભાજીત થઈ જાય છે. પરંતુ ઘી નાખતાં અગ્નિત્વરા, અગ્નિની ગતિ, વધી જવા પામશે. કારણ ઘીને બાળવામાં અગ્નિને પોતાની શક્તિ ખર્ચવી પડતી નથી. પરંતુ ઘીની શક્તિ તો અગ્નિને વધારવામાં, તેની જ્વાલાઓને ઉપર લઇ જવામાં મદદરૂપ બનતી હોય છે.

આપણાં જીવનની પણ જે જ્યોતિ છે તેને માટે બે કાર્યો કરવાનાં છે. અહંકાર આદિરૂપ રુગ્ણતા, બુરાઇઓ બાળવાની છે અને ઘી રૂપ ભલાઇથી તેની જ્યોતિ વધારવાની છે. ભલાઈનું સૌથી વધારે નિકટતમ અને સરળતાથી ઓળખાય એવું એ યુગમાં ઘી જ પ્રતીક હતું. કારણ ઘીમાં સહજ સ્નિગ્ધતા છે. સ્નિગ્ધતાનાં જ બીજા નામો સ્નેહ–પ્રેમ છે. પ્રકૃતિ ઘઉંને સીધા ઉત્પન્ન કરે છે પરંતુ ઘી સીધું ઉત્પન્ન થતું નથી. ઘઉં રૂપ અહંકાર પ્રકૃતિમાંથી સીધેસીધો જન્મે છે. બુરાઇને જન્માવવા કોઈ વિશ્વવિદ્યાલયનો આશ્રય શોધવો નથી પડતો. બુરાઈ માણસમાં પ્રકૃતિદત્ત હોય છે પરંતુ ભલાઇને જન્માવવા ભારે શ્રમ ઉઠાવવો પડે છે. ભલાઈ સીધેસીધી જન્મતી નથી. ઘી પણ સીધેસીધું જન્મતું નથી. દૂધ હશે, તેમાંથી દહીં થશે, પછી તેને મથી તેમાંથી ઘી બનાવવું પડશે. દૂધ અને દહીંના પ્રમાણની માત્રા વધારે હોય છે ત્યારે તેમાંથી નીકળતા ઘીનું પરિમાણ અત્યલ્પ હોય છે. આમ ઘણા પરિશ્રમે જેમ ઘી નીકળે છે તેમ ભલાઇને આવિર્ભૂત કરવા ઘણો શ્રમ કરવો પડે છે.

યાદ રાખજો જો આ પૃથ્વી પર મનુષ્યચેતના ન હોય તો ઘી પણ જન્મવા પામે નહિ. દૂધ હશે તો દહીં થશે; પરંતુ ઘી થશે નહિ. તેમ આ પૃથ્વી પર જો મનુષ્ય ન હોય તો ભલાઇ પણ ન હોય. એટલે અનુભવીઓને આ ઉપરથી ઘીના પ્રતીકનો ખ્યાલ આવી ગયો હોય તો તેમાં આશ્ચર્ય શું? જેની પાસે થોડી પણ કાવ્યચેતના હોય તેને આ પ્રતીકની પારમાર્થિકતા સહજ રીતે હૃદયમાં સ્પર્શી જાય છે. ઘીને માટે મથવું પડે છે. મંથન કરવું પડે છે. ઘીને જન્માવવું પડે છે. ભલાઇ માણસના શ્રમનું ફળ છે. બુરાઈ ઘઉં જેવી છે. માણસ નહિ હોય તો પણ ઘઉં થશે, પરંતુ ઘી થશે નહિ. ઘઉં રૂપ બુરાઇને અગ્નિમાં નાખશો તો અશુભ અવશ્ય અગ્નિમાં

બળી જશે પરંતુ જીવનની ચેતનાને ક્ષીણ પણ કરી નાખશે. જીવનની ચેતનામાં ઘીરૂપ શુભને હોમશો તો તે શુભ જીવનની ચેતનાને ક્ષીણ નહિ કરે પરંતુ જીવનની ધારાને ઉપરની દિશાની યાત્રામાં ગતિમાન કરાવશે, અને અન્તતોગત્વા શુભને પણ બાળી નાખશે અને જ્યોતિમાં વધારો કરશે. શુભને પણ જો અંતમાં રાખ ન બનાવે તો તે શુભ પણ બંધન બની ઊભો રહેશે.

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમસ્વામીના જીવનો પણ યજ્ઞમય છે. તેમની ચેતના ઊર્ધ્વગામી છે. તેમના વિચારોના વિષયો પણ અધ્યાત્મમૂલક છે. તેનાં અનુસંધાનમાં જ કેશીકુમાર શ્રમણ ગૌતમસ્વામીને ફરી પૂછી બેસે છે કે, આપ જવાબ તો બરાબર આપી રહ્યા છો. પરંતુ લતાથી શું કહેવા માંગો છો ?

लयाय इह का वुत्ता ? केसी गोयममब्बवी ।
केसिमेव बुवंतं तु गोयमो इणमब्बवी ॥ ४७

भव तण्हालया वुत्ता भीमा भीम फलोदया ।
समुद्धरित्तु जहानायं विहरामि महामुणी ॥ ४८

તે લતા કઇ છે ? શ્રી કેશીકુમાર શ્રમણે આ રીતે પૂછતાં શ્રી ગૌતમે જવાબ આપ્યો: ભવતૃષ્ણા જ ભયંકર લતા છે. તેને ભયંકર પરિપાકવાળાં ફળ લાગે છે. હે મહામુનિ ! તેને જડથી ઉખેડીને હું નીતિ અનુસાર વિહાર કરું છું.

આ તૃષ્ણાના સંબંધમાં ગઇ કાલના અને પરમ દિવસના પ્રવચનમાં ઘણું કહેવાઇ ગયું છે. છતાં એક વધુ દાખલાથી તૃષ્ણાનું સ્પષ્ટ અને વિકૃત સ્વરૂપ તમારી સામે મૂકું છું. શ્રીકૃષ્ણને તેમની પારદર્શી પ્રજ્ઞાશીલતાનાં કારણે અન્ય દાર્શનિકો યોગેશ્વરના નામથી ઓળખાવે છે. આવા અપ્રતિમ પ્રજ્ઞાશકિત ધરાવતા દ્વારિકાધીશ શ્રીકૃષ્ણ એકવાર દુર્યોધન પાસે વિષ્ટિ કરવા જાય છે. કૌરવોને ધર્મ અને ન્યાયપૂર્વક સમજાવવા તેઓ પ્રયત્ન કરે છે, પણ તેમાં તેઓ નિષ્ફળ જાય છે. ત્યારે આખરે, તેઓ દુર્યોધનને કહે છે: 'પાંડવોના ભાગનું રાજ્ય ન આપો તો કાંઇ નહિ, પાંડવો હેમખેમ રહી શકે માટે ફક્ત પાંચ ગામ આપો.' પરંતુ 'लोभ मूलानि पापानि' એટલે દુર્યોધન શ્રીકૃષ્ણની આ નાનકડી માગણીનો પણ સ્વીકાર કરી શકયો નહિ. પાપમૂલક લોભથી ગ્રસિત બુદ્ધિથી દુર્યોધન બોલી ઊઠયો:

सूच्यग्रेण सुतीक्ष्णेन भिद्यते या हि मेदिनी ।
तदर्धं तु न दास्यामि, विना युद्धेन केशव ! ॥

'હે કેશવ ! પાંડવો વતી આપ પાંચ ગામની વિનંતિ કરી રહ્યા છો પણ પાંચ ગામ આપવાની વાત તો એક બાજુ રહી, સોયના અગ્ર ભાગ પર રહે તેટલી પૃથ્વી પણ યુદ્ધ કર્યા વગર હું પાંડવોને આપવા તૈયાર નથી. "वीर भोग्या वसुन्धरा"-પૃથ્વી તો હંમેશાં શક્તિશાળીઓથી ભોગવાય છે. શક્તિથી મેળવવા લાયક વસ્તુ આજીજીથી કદી મેળવી શકાતી નથી. શક્તિના

પારખાં કરવાં હોય તો તે માટે કુરુક્ષેત્ર છે. માટે હે દ્વારિકાધીશ ! પાંડવોને કહેજો કે દુર્યોધન પ્રાર્થનાથી ટેવાએલો નથી. કુરુક્ષેત્ર જ પૃથ્વીના સાચા અધિપતિનું નિર્ણાયક થશે.'

પરિણામે મહાભારતનું ભયંકર યુદ્ધ થયું. તાત્પર્ય એ છે કે, જ્યારે લોભકષાય માણસના વ્યક્તિત્વ પર છવાઈ જાય છે ત્યારે મતિવિપર્યાસ આવ્યા વગર રહેતો નથી. કપિલ બ્રાહ્મણની બુદ્ધિમાં પણ લોભકષાયે મતિવિભ્રમ ઉત્પન્ન કરવામાં કચાશ નહોતી રાખી. "इच्छाउ आगास समा अणंतया"–આ તૃષ્ણા આકાશની માફક અનંત છે. તે ઇચ્છાના–વાસનાનાં મૂળ જ ઉખાડી નાખ્યાં છે. એટલે તે અંકુરિત કે પલ્લવિત જ થઈ શકવા પામતી નથી.

જે તૃષ્ણાના મૂળને સમજશે તે દુઃખના દરિયામાંથી બચી જશે.

# જીવન એક યજ્ઞ

ગઈ કાલે ઊર્ધ્વગતિના પ્રતીકરૂપ અગ્નિતત્ત્વની વાત આપણે કરી હતી. આજે આ જ વાતની પરિપુષ્ટિમાં બીજી આવશ્યક અને મહત્ત્વપૂર્ણ હકીકતોનો ઉલ્લેખ કરીશું. અગ્નિમાં ઘીની આહુતિ આપવાની પદ્ધતિ પણ ભારે રહસ્યપૂર્ણ છે. ઘી અગ્નિમાં બળી જાય છે, તેના અસ્તિત્વને મિટાવી દે છે પણ પોતાનાં જીવનની ધારાને ઊર્ધ્વ દિશા તરફ ગતિમાન કરે છે. જ્વાલાઓમાં પોતાના પ્રાણનું બલિદાન આપે છે, પણ આકાશ તરફ ત્વરિત ગતિએ દોડવાની અપ્રતિમ શક્તિને વિતરિત કરે છે. તે જલી જાય છે, મટી જાય છે, વિલય પામી જાય છે પણ પોતાના આદર્શની એક સુવાસ મૂકતું જાય છે. સારા માણસોનું લક્ષણ જ એ હોય છે કે ધૂપસળીની જેમ પોતે સળગીને પણ બીજાને સુવાસ આપે છે, પોતે દુઃખ વેઠીને પણ બીજાને સુખ આપે છે, પોતે સહીને પણ બીજાને શાંતિ આપે છે.

જેનું જીવન જ યજ્ઞ થઈ જાય છે એવી વ્યક્તિ જીવનના ચરમ અનુભવને સ્પર્શી જાય છે. પરંતુ જીવન ચેતનાને ઊર્ધ્વગામી બનાવવા માટેના જે સંકેતો છે તે સંકેતોનું સ્મરણ કરાવનારા આ પ્રતીકો પણ કાલાંતરે ક્લિષ્ટ થઈ જતાં હોય છે, એમના આંતરિક પ્રયોજનો નષ્ટ થઈ જતાં હોય છે. આત્મા અને પ્રાણો વિદાય લઈ લે છે. માત્ર બાહ્ય જડ ખોખાં જ અવશિષ્ટ રહેવા પામે છે. પ્રતીકોનો જન્મ હંમેશાં ઉપરને છેડેથી થાય છે અને પ્રતીકોની પકડ હંમેશાં નીચેને છેડેથી હોય છે. પ્રતીકોને જન્મ દેનાર તેનું આકાશની બાજુએ નિર્માણ કરે છે અને પ્રતીકોને પકડનારા એટલે આપણે સૌ તેમને જમીન તરફથી પકડીએ છીએ. અગ્નિના પ્રતીકને શોધનાર પરમ પુરુષે અગ્નિના પ્રતીકને ચેતનાના ઊર્ધ્વગામી વિકાસ માટેના પ્રતીકરૂપે શોધ કરી; ત્યારે અગ્નિનાં એ પ્રતીકને પકડનારા આપણે સૌ તેને આંતરિક ચેતનાની ઊર્ધ્વ દિશામાં ગતિ કરાવનાર તરીકે ઓળખવાને બદલે, માત્ર અગ્નિરૂપે જ જોવા લાગ્યા. પરિણામે જે શુભ પ્રતીક

તરીકેની તેની પ્રતિષ્ઠા હતી તે વિસ્મૃત થઇ ગઇ અને તેને સ્થાને અગ્નિની પૂજા ચાલી. પછી તો અગ્નિ સદા જલતો રહ્યો; ઘઉં, જવ, તલ, ઘી તેમાં હોમાતાં રહ્યાં. પરંતુ ઘી શું, અગ્નિ શું, યજ્ઞ શું?–તેનાં આંતરિક રહસ્યો ભૂલાઇ ગયાં. આ બધાં તત્ત્વો શાનાં પ્રતીક છે? તે આપણને શો સંદેશ આપે છે? આપણી સમક્ષ જીવનનું કયું મહામૂલું સત્ય તે ધરે છે? વગેરે વાતો આપણે ભૂલી ગયાં. પરિણામે પ્રતીકોના આત્માને બદલે પ્રતીકોના મરી ગએલાં જડ ખોખાં જ આપણાં હાથમાં રહી જવા પામ્યા.

આ જડ ખોખાંઓની નિરર્થકતા બતાવવા જ્યારે કોઇ સુજ્ઞ વ્યકિત પ્રયત્ન કરે, ત્યારે આપણે તેને સત્યોન્મુખ, સુવિચારક તરીકે તો અપનાવી શકતા નથી, પરંતુ તેને ધર્મના વિરોધી અને ધર્મના દુશ્મન તરીકે બિરદાવી તેના તરફ કાદવ ઉછાળવામાં જરાયે બાકી રાખતાં નથી. આ જાતના યજ્ઞ અને આહુતિનો વિરોધ કરનાર આપણને પાગલ લાગે છે અને આપણે કહી નાખીએ છીએ કે, ગીતા યજ્ઞનું વિધાન કરે છે, વેદો યજ્ઞને પુષ્ટિ આપે છે, ત્યારે આ મહાપુરુષ શ્રીકૃષ્ણથી પણ ચડી જાય એવા કોણ નીકળ્યા છે કે, જે યજ્ઞોનો વિરોધ કરે છે? પણ બોલનારને ખબર નથી કે ગીતામાં બતાવેલા યજ્ઞ અને આ તેમના અનુયાયીઓએ પકડી રાખેલા યજ્ઞમાં તો આકાશ અને પાતાળ જેટલો ફેર છે.

પ્રતીકો પકડી રાખવા માટે નથી હોતા. તે તો જીવનને પેલે પાર લઇ જવા માટેના દિવ્ય સંકેતો છે. દરેક પ્રતીક પાર થઇ જવા માટેનું સાધન છે. પરંતુ જ્યારે આ સાધનો પાર થઇ જવા માટેનાં સાધનો મટી વ્યકિતના હાથનાં રમકડાં અથવા પૂજાનાં સાધન બની જાય છે ત્યારે તેનાં પ્રાણો ખોવાઈ જાય છે અને માત્ર તેની લાશ જ હાથમાં રહી જાય છે. યાદ રાખજો, બધા પ્રતીકો ભારે રહસ્યોથી અને કીમતી ઇતિહાસોથી ભરેલા છે. પ્રતીકોમાં જે ગંભીર રહસ્યો છુપાએલાં છે તેને બચાવી લેવા જરૂરી છે. પરંતુ તે બચવા પામતા નથી અને જે બચી જાય છે, તે પ્રતીકોના નિર્જીવ શરીરો હોય છે.

કોઈ અજ્ઞાની માણસ પરમાત્માને કાંઈ અર્પણ કરવા ઇચ્છે તો પણ તે શું અર્પણ કરે? કારણ તે બિચારો પરમાત્માને પણ જાણતો નથી અને પોતાને પણ જાણતો નથી. તે તો પોતે જે વસ્તુઓમાં આસકત હોય છે તેજ વસ્તુઓ તે પરમાત્માને ભેટ ધરે છે. પોતાને જે આકર્ષક રૂચિકર અને પ્રીતિકર જણાય છે તેને જ તે પરમાત્માના ચરણોમાં ધરે છે. તેને ફૂલ પ્રીતિકર લાગે છે તો પરમાત્માનાં ચરણોમાં તે ફૂલ ધરી આવે છે. અજ્ઞાની સદા એમ જ વિચારતો હોય છે કે જે મને ગમે છે તે ભગવાનને પણ ગમે છે.

અજ્ઞાનમાં જે પ્રીતિકર લાગે છે તે જ્ઞાનમા લાગતું નથી હોતું, એટલે જ્ઞાની પુરુષો પરમાત્મારૂપ અગ્નિમાં પોતાની ઇન્દ્રિયોની જ આહુતિ અર્પે છે. આપણે જે કાંઈ પરમાત્માના નામે ભેટ ધરીએ છીએ તે ઇન્દ્રિયોના વિષયોમાંથી ભેટ ધરીએ છીએ. આપણી ઇન્દ્રિયોને જે ગમે છે તે જ આપણે આપણા પરમાત્માને ભેટ ધરીએ છીએ.

ફૂલ આપણને આકર્ષક લાગે છે, તેની સુગંધ નાકને મીઠી લાગે છે, તેનું રૂપ આંખને રૂચિકર જણાય છે એટલે આપણે પરમાત્માનાં ચરણોમાં ફૂલ ચઢાવીએ છીએ. પરંતુ જ્ઞાની પુરુષો સુગંધની ઇન્દ્રિયને જ અર્પી દે છે. આપણને ભોજન પ્રિય અને સ્વાદિષ્ટ લાગે છે, ફળો તરફ આપણને પ્રેમ અને આકર્ષણ હોય છે, એટલે આપણે ભગવાનને છપ્પન ભોગ ધરીએ છીએ પરંતુ યોગીજન સ્વાદિષ્ટ વસ્તુને નહિ, પરંતુ સ્વાદની ઇન્દ્રિયને જ અગ્નિમાં સમર્પી દે છે.

આ સમર્પણ જ આંતરિક અને પારમાર્થિક સમર્પણ છે. આ સમર્પણ જ પ્રાણોનું સમર્પણ કહેવાય. જેને આપણે આપણું અસ્તિત્વ અથવા અસ્મિતા કહીએ છીએ, તે ઇન્દ્રિયોના સરવાળા સિવાય બીજું કાંઈ જ નથી. જ્યારે આ રીતે આપણી ઇન્દ્રિયોને જ સમર્પી દઈએ ત્યારે આત્મા સિવાય કાંઈપણ અવશેષ રહેતું નથી.

ઇન્દ્રિયો વડે જ આપણે સંસારથી જોડાઈએ છીએ. આપણને સંસારથી સંયુક્ત કરનાર ઇન્દ્રિયો જ છે. આંખથી આપણો રૂપ સાથે સંબંધ બંધાય છે અને કાનથી સ્વરો, ધ્વનિઓ સાથે. આ રીતે પાંચે ઇન્દ્રિયો વડે આપણે સંસારથી જોડાએલા છીએ. એટલે ઇન્દ્રિયો સંસારનું દ્વાર છે. ઇન્દ્રિયોનું અતિક્રમણ જ પરમાત્મભાવને પામવાનું પરમ કારણ છે.

જે પગથિયાં આપણને મકાનથી નીચે લાવે છે તે જ પગથિયાં આપણને મકાનની ઉપર લઈ જાય છે. જે માર્ગથી તમે ઉપાશ્રયે આવો છો તે જ માર્ગથી તમે પાછા ઘર તરફ જાઓ છો. પરંતુ ફરક એટલો જ છે કે, આવતી વખતે તમારું ઉપાશ્રય તરફ મોઢું હતું અને ઘર તરફ વાંસો હતો; ત્યારે જતી વખતે તમારું ઘર તરફ મોઢું અને ઉપાશ્રય તરફ તમારી પીઠ હોય છે. એ જ રીતે પરમાત્મા તરફ ગતિ કરતી વખતે ઇન્દ્રિયો તરફ પીઠ ફેરવવી પડશે અને જો ઇન્દ્રિયાભિમુખ થશો તો પરમાત્માની દિશામાં યાત્રા અશક્ય બની જશે.

જ્ઞાની પુરુષો પોતાની ઇન્દ્રિયોને જ યજ્ઞના અગ્નિમાં હોમી દે છે. આ સમર્પણ જ સમર્પણ છે, આ ત્યાગ જ ત્યાગ છે. બાકી તો માત્ર આત્મપ્રવંચના છે. પોતાને ખોઈ નાખવાનું સામર્થ્ય જ સાચું સમર્પણ છે, બાકી બીજા બધા તો પોતાને બચાવી લેવાના ઉપાયો માત્ર છે.

અજ્ઞાની પુરુષો પ્રાતઃ ઊઠતાંવેંત નિર્દોષ ફૂલોને ચૂંટી કાઢે છે. તેમના મનથી તો આ પ્રક્રિયા પરમાત્માને ફૂલો અર્પણ કરી, પોતે ધરેલી અમૂલ્ય ભેટરૂપ છે. પરંતુ ઈશ્વરની જ સૃષ્ટિ માનનારા જે લોકો છે, તેમના અભિપ્રાય મુજબ તો આ ફૂલો પણ ઈશ્વરનું જ નિર્માણ છે. એટલે ફૂલોને ચૂંટી કાઢવાની પ્રક્રિયા એ ઈશ્વરની સૃષ્ટિમાં દખલગીરી કરવાની અનધિકાર વૃત્તિનું, પોતાની અજ્ઞાનજન્ય સ્વચ્છંદ વૃત્તિનું જ પ્રદર્શન છે. જે ઇશ્વર કર્તૃત્વને સ્વીકારતા નથી એવી વ્યક્તિઓ ફૂલોને ભલે ઇશ્વરની કૃતિ ન સ્વીકારે, પરંતુ પ્રકૃતિથી પ્રાપ્ત ફૂલોની પણ પોતાની એક સૃષ્ટિ છે તેનો સ્વીકાર કર્યા વગર તો ચાલશે જ નહિ. તેમની દૃષ્ટિમાં ફૂલો પણ છ કાયમાંથી વનસ્પતિ કાયના જીવો છે તે સત્યનો તેઓ કથમપિ ઇન્કાર કરી શકે નહિ. એટલે પ્રભુના નામે

ફૂલો તોડવાં એ પાપ જ છે. તેવું કરીને આપણે ફૂલોના પ્રાણોને નષ્ટ કરી નાખીએ છીએ. વૃક્ષો ઉપર લાગેલાં ફૂલો પ્રકૃતિની ગૌરવગાથા ગાતાં હોય છે. તેમને તોડી આપણે તેમને મારી નાખીએ છીએ, તેમની હત્યા જ કરી નાખીએ છીએ. જો પરમાત્માના વિરાટ સ્વરૂપને આપણે સ્વીકારતા હોઇએ તો તે ફૂલો તો સ્વયં વિરાટને સમર્પિત છે જ, ફૂલોને તોડીને પરમાત્મા ઉપર ચઢાવવાથી કે તેને છપ્પન ભોગ ધરવાથી આપણને કોઈપણ જાતનો લાભ થવાનો નથી. કારણ આખું જગત પરમાત્માની સમક્ષ જ ઊભું છે. તેમનાથી અજાણી, અણજોઈ અને અસ્પૃષ્ટ કોઈ જ વસ્તુ નથી.

મૃત્યુ સમયે જે આપણી પાસેથી ઝુંટવાઈ જાય છે તે આપણે યજ્ઞમાં ચઢાવવાનું છે. આપણે જો તે નહિ ચઢાવીએ તો મૃત્યુ સમયે તો તે છીનવાઈ જ જવાનું છે. પરંતુ આપણે તો જે સમર્પવાનું છે તેને સમર્પતા નથી; ઊલટાનું હંમેશાં તેને બચાવી લેવાનો પ્રયત્ન કરીએ છીએ અને તેને બદલે ફળફૂલ અને મીઠાઇઓ વગેરે ચઢાવી દઇએ છીએ. આપણી જાતને બચાવવા માટે જ આપણે બીજી વસ્તુઓને સમર્પી દઈએ છીએ. પરંતુ પરમાત્મા કાંઈ બાળક નથી કે જેને રમકડાં પકડાવી દઈ ભોળવી શકાય. આ રમકડાંઓથી કાંઈ પણ થઈ શકે એમ નથી.

આ બાહ્ય સ્થૂલ દેખાતા અગ્નિમાં ઇન્દ્રિયોનું સમર્પણ કઈ રીતે થઈ શકે? બાહ્ય અને સ્થૂલ અગ્નિમાં તો ઇન્દ્રિયોના વિષયોજ ચઢાવી શકાય. બહારના અગ્નિમાં ઘી, ફળ, ફૂલ વગેરે ચઢાવી શકાય છે પણ આકાંક્ષા કે અહંકાર કઈ રીતે ચઢાવી શકાય? યોગાગ્નિમાં જ ઇન્દ્રિયોને ચઢાવી શકાય છે હવે આ યોગાગ્નિ શું છે તે પણ સમજવા જેવું છે.

અગ્નિ એટલે શું? અગ્નિ એટલે બે વસ્તુઓની અંદર છુપાએલું વિદ્યુતનું સંઘર્ષણ. દરેક વસ્તુમાં વિદ્યુત છુપાએલી છે. ખરેખર તો દરેક વસ્તુ વિદ્યુતકણોનું સંયોજીકરણ છે. વિજ્ઞાન અને ભૌતિકશાસ્ત્રના વિદ્વાનો પણ આજ વાતને સમર્થન આપે છે. કોઈ પણ વસ્તુને તોડી તેનું પૃથક્કરણ કરવામાં આવે તો અંતમાં પરમાણુ ઉપર પહોંચ્યા પછી પણ વિદ્યુતકણ જ છેલ્લે અવશિષ્ટ રહેશે. વિજ્ઞાને જે છેલ્લી શોધ કરેલ છે તે મુજબ તો વિદ્યુતકણ છે એમ કહેવું એ પણ ઉચિત નથી. કારણ કણ તો પદાર્થના હોય, વિદ્યુતના તો તરંગો હોય છે. શક્તિમાં કણ નથી હોતા, તેમાં તરંગો હોય છે. આ વસ્તુને રજુ કરવા માટે ભાષામાં એવો કોઈ શબ્દ હતો નહિ. એટલે એક નવા જર્મન શબ્દનું સંશોધન કરવું પડ્યું અને તેને કવાંટાના નામથી ઓળખવામાં આવ્યું. કવાંટાનો અર્થ છે, જે કણ પણ છે અને તરંગ પણ છે. તે કણ એ દૃષ્ટિથી છે કે પદાર્થનો પરમ અંતિમ ભાગ છે અને તરંગ એટલા માટે કે પદાર્થનો અંતિમ ભાગ કણ નથી પણ તરંગ છે. કણ અને તરંગને એક સાથે વ્યક્ત કરવા માટે કવાંટા શબ્દનું નિર્માણ થયું છે.

આ આખું જગત કવાંટાથી નિર્મિત છે. આ વિદ્યુતકણોનું ઘર્ષણ કરવામાં આવે તો અગ્નિ ઉત્પન્ન થાય છે. કારણ અગ્નિ વિદ્યુત વચ્ચે થએલા ઘર્ષણનું પરિણામ છે.

આપણા જ બન્ને હાથો ઘસવામાં આવે તો પણ બન્ને હાથો ગરમ થઈ જાય છે. હાથોમાં અગ્નિ જન્મવી શરૂ થઈ જાય છે. ઝડપથી દોડતાં પરસેવો આવવા માંડે છે. કારણ હવા અને આપણી વચ્ચે ઘર્ષણ પ્રારંભ થઇ જાય છે અને ઘર્ષણથી શરીર ઉત્તપ્ત-ગરમ થઇ જાય છે. તમને તાવ કેમ આવે છે તેનાં વૈજ્ઞાનિક કારણોની તમને ખબર છે? તાવનો તો આપણને સૌને ભારે અનુભવ છે. પરંતુ તાવથી આપણું શરીર કેમ ઉત્તપ્ત થઇ જાય છે તેની આપણને માહિતી નથી. વૈજ્ઞાનિકો કહે છે કે, આપણા શરીરની અંદર, બહારથી આવેલાં બીમારીનાં કીટાણુઓમાં અને આપણાં શરીરનાં રક્ષક કીટાણુઓમાં જ્યારે ઘર્ષણ શરૂ થઇ જાય છે ત્યારે શરીર ઉત્તપ્ત બની જાય છે જેને આપણે તાવના નામથી ઓળખીએ છીએ. જ્વર એ કોઇ બીમારી નથી પરંતુ બીમારી માટેનો એક ઇશારો છે, કે શરીરની અંદર ઘર્ષણ શરૂ થઇ ગયું છે. આવા ઘર્ષણથી જ શરીર ઉત્તપ્ત થઇ જાય છે.

શરીર જો એક વિશેષ ઉત્તાપમાં રહે તો જ આપણે જીવિત રહી શકીએ. જો શારીરિક તાપમાન ૯૮ ડિગ્રીથી બે-ચાર ડિગ્રી પણ નીચે વહ્યું જાય તો પ્રાણ સંકટમા પડી જાય છે. ૧૧૦ ડિગ્રી ઉત્તાપમાં પ્રાણ તિરોહિત થઇ જાય છે. આનો અર્થ એ થયો કે આપણું જીવન ૧૦ થી ૧૫ ડિગ્રી વચ્ચે રહેલું છે. આ દસ પંદર ડિગ્રી વચ્ચે આપણાં જીવન અને મરણનો સંઘર્ષ છે. જો નીચે વહ્યું જાય તો શરીર ઠંડું થઇ જાય અને ઉપર વધી જાય તો શરીર સહી ન શકે એવું ગરમ થઇ જાય. એટલે બન્ને સ્થિતિઓમાં પ્રાણોને સંકટ જ છે.

બહાર જે અગ્નિ આપણે પ્રગટ કરીએ છીએ તે પણ ઘર્ષણમાંથી જ આવિર્ભાવ પામે છે. બાકસને બાકસની દિવાસળી સાથે જોરથી ઘસતાં, ઝડપથી ઘર્ષણને ઉપલબ્ધ થનારા પદાર્થો સાથે ઘસતાં, તેમાંથી આગ જન્મી જાય છે. આ તો બહારની અગ્નિની વાત થઇ, પરંતુ યોગાગ્નિ એવી અગ્નિ છે કે જે શરીરમાં ઉત્પન્ન કરી શકાય છે. બહાર તેનાં કોઇ લક્ષણ દેખાતાં નથી. અંદર આપણાથી અજાણ્યા એવા સ્રોતથી તે જન્માવી શકાય છે. આ રીતે બાહ્ય અગ્નિની મદદ વગર જ યોગાગ્નિથી પોતાને બાળી શકાય છે.

આપણે ત્યાં જે તપશ્ચર્યા ઉપર વધારે ભાર આપવામાં આવેલ છે તેની પાછળનું રહસ્ય પણ આ જ છે કે, ઉપવાસને લઇ અંદરની શીતળતા ખોવાઇ જાય છે. એક જાતનું લુખા-સુખાપણું જન્મી જાય છે. જો ઉપવાસ ચઉવિહાર-પાણી વગરનો કરવામાં આવે તો જ તે પૂર્ણ ઉપવાસ છે. જો ઉપવાસમાં આહાર અને પાણીનો ત્યાગ હોય તો, એક વિશેષ સમયની સીમા પછી, શરીરની સ્થિતિ સુકાઇ ગએલા લાકડા જેવી થઇ જાય છે. ભીની લાકડીઓને બળતણ ન બનાવી શકાય. ભીની લાકડીઓમાંથી આગ ઓછી ઉત્પન્ન થાય અને ધૂમાડો વધારે નીકળે.

ઉપવાસનો આ પ્રયોગ યોગાગ્નિને જન્માવવા માટે--શરીરને સુકવી નાખવા માટેનો છે. વિશેષ ઉપવાસની પ્રક્રિયા પછી શરીર તે હાલતમાં આવી જાય છે કે, શરીરની અંદરની વ્યવસ્થા

સૂકી લાકડીની માફક સૂકી થઇ જાય છે. તેમાં સામાન્ય પ્રયોગથી પણ અગ્નિ પેદા થઇ જાય છે. એટલે ઉપવાસ યોગાગ્નિ ઉત્પન્ન કરવા માટેનું અનિવાર્ય અંગ છે.

જ્યારે અંદર યોગાગ્નિ ઉત્પન્ન થાય છે ત્યારે તેના બે પ્રયોગ સંભવી શકે. એક તો એ કે ઇન્દ્રિયોના સૂક્ષ્મ રસને અગ્નિમાં સમર્પિત કરી દે તો વ્યક્તિ જીવિત અવશ્ય રહેશે પરંતુ રૂપાન્તરિત થઈ જશે, બીજી જ જાતની થઈ જશે. અને આ અગ્નિનો અન્તતઃ મૃત્યુના સમયમાં પણ ઉપયોગ કરી શકાય છે, ત્યારે શરીર પૂરેપૂરું સમર્પિત કરી શકાય છે.

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામીએ પોતાની ઇન્દ્રિયોનું સંયમ યજ્ઞમાં સમર્પણ કરેલ છે. સાધના અને તપશ્ચર્યાનાં બળે યોગાગ્નિ પણ પ્રગટાવેલ છે. એટલે સાંસારિક આકર્ષણો કે વૈષયિક વિકારો, વાસનાઓ અને વિકલ્પો તેમાં બળીને રાખ થતા જાય છે. આજે આપણે જેની ચર્ચા કરી છે તે અગ્નિની વાત તેઓ કરવાના નથી. પરંતુ એક એવો પણ અગ્નિ છે, જે આપણા માનસને સંક્ષુબ્ધ બનાવી દે છે, ચિત્તવૃત્તિને ડહોળી નાખે છે, આપણા આંતરિક ગુણોને બાળી રાખ કરી નાખે છે તેના સંબંધના પ્રશ્નો પૂછતાં પહેલાં શ્રી કેશીકુમાર શ્રમણનું લતાના પ્રશ્નના સંબંધેનું, સમાધાન થઈ જતાં, શ્રી ગૌતમસ્વામી પરત્વે પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરતાં તેઓ કહે છે–

साहु गोयम ! पन्ना ते छिन्नो मे ससओ इमो ।<br>
अन्नो वि संसओ मज्झं तं मे कहसु गोयमा ! ॥ ४९

सपज्जलिया घोरा अग्गी चिट्ठई गोयमा ! ।<br>
जेऽहन्ति सरीरत्था कहं विज्झाविया तुमे ? ॥ ५०

હે ગૌતમ ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. તમોએ મારો સંદેહ દૂર કર્યો છે. હજી મારી એક શંકા છે તે વિષે તમે મને કહો.

હે ગૌતમ ! ચારેકોર ઘોર પ્રચંડ અગ્નિ બળે છે. તે શરીરસ્થો–જીવોને બાળે છે. તે તમે કેવી રીતે શાંત કર્યો ?

પોતાના પ્રશ્નનું સમાધાન થતાંની સાથે સાધુવાદના પ્રદર્શનપૂર્વક એક નવો પ્રશ્ન જિજ્ઞાસા બુદ્ધિએ તરત જ પૂછી નાખ્યો કે, સંસારમાં પ્રાયઃ બધા જીવો એક પ્રકારની સળગી રહેલી પ્રચંડ જ્વાલાઓથી ભરેલી ભઠ્ઠીમાં સળગી રહ્યા છે. એ અગ્નિમાંથી પોતાની જાતને સુરક્ષિત રાખી શકે એવા ભાગ્યશાળી વિરલ આત્માઓ જ છે. આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક તાપત્રયથી સંતપ્ત આ જગત છે. ક્રોધ, માન, માયા અને લોભની આગની આંચમાંથી ભાગ્યે જ કોઈ બચી શકે એમ છે. આ આગના ભયંકર ઉત્તાપથી સૌ કોઈ ઉત્તપ્ત છે. છતાં પોતાની ઉત્તપ્તતા તે અનુભવી શકતા નથી. કષાયોની આ અગ્નિનો સંસ્પર્શ ડગલે અને પગલે થયા જ કરે છે. એના અભિશાપોના ક્ષણેક્ષણ સૌ ભોગ પણ થતા હોય છે. છતાં જાણે કશો જ સંસ્પર્શ

ન થયો હોય, તેમ દરેક જીવ સમજીને પણ તે ભઠ્ઠીમાં પડયા જ કરે છે. આ કષાયોથી પરવશ બનેલા આત્માને અનેક પ્રકારની ગ્રંથિઓ ઊભી થઈ જવા પામે છે અને જીવન જ્યારે ગ્રંથિઓથી પરિપૂર્ણ હોય ત્યારે સુખ, શાંતિ કે સમાધિનાં દર્શન થતાં નથી. એટલે તો ભગવાન મહાવીરને અને તેમના અનુયાયીઓને નિર્ગ્રંથ એવા નામની સંજ્ઞા આપવામાં આવી છે.

જાગતિક પદાર્થો તરફનું આકર્ષણ, પદાર્થોમાંથી સુખ મેળવવાની અભીપ્સા, અજ્ઞાનમાંથી જન્મેલી આસક્તિ છે. કાષાયિક પરિણામોની ઉત્કટતાનું પરિણામ છે. જીવ જ્યારે અજ્ઞાન દોષથી ગ્રસ્ત બની આવાં આકર્ષણો અને પ્રલોભનોના વમળમાં ફસાઈ જાય છે ત્યારે તેને તેમાંથી હેમખેમ બહાર નીકળવું બહુ મુશ્કેલ થાય છે. કષાયરૂપ અગ્નિ તેને ખાખ કરી નાખે છે. તે અગ્નિમાંથી હેમખેમ કેમ નીકળી શકાય અને તે અગ્નિને ઠારી શકાય કે જેથી કાષાયિક ઉત્તાપનો ભોગ ન થવું પડે તે હકીકત આવતી કાલે કહેવાશે.

# તીર્થ અને તીર્થંકર

હિન્દુ ધર્મમાં ત્રિવેણી સંગમનો ભારે મહિમા છે. જ્યાં બે કે ત્રણ નદીઓ ભેગી થાય તે સ્થાન સંગમ બની જાય છે. જાણે આત્મા અને પરમાત્માનો સંયોગ થયો હોય તેમ તે સ્થાન તીર્થ તરીકે ઓળખવા લાગે છે. તીર્થની મહત્તા સૌનાં હૃદયમાં પડેલી જ હોય છે. તીર્થ એ પ્રાચીન સભ્યતાનું શોધી કાઢવામાં આવેલું ઘણું સઘન, સાંકેતિક અને અદ્‌ભુત પ્રતીક છે. પરંતુ આજની સભ્યતા પાસે તેના આત્યંતિક અને વિશુદ્ધ સ્વરૂપને સમજી શકવાનાં બધાં રૂપો અને બધી વ્યવસ્થાઓ ખોવાઈ ગયાં છે. એક મરી પરવારેલી વ્યવસ્થાને જાણે આપણે વહન કરી રહ્યાં છીએ! આપણે આ તીર્થોના આંતરિક સૌંદર્યને સમજી શકતા નથી. તીર્થોના નિર્માણ પાછળની શી દૃષ્ટિ છે? તેનો ઉપયોગ શો છે? આ તીર્થો કોણે બનાવ્યા? બનાવવાના પ્રયોજનો શાં હતાં?–આ બધું સમજવા અને વિચારવાની દૃષ્ટિ પણ આપણે ખોઈ બેઠા છીએ. આ વાત નિશ્ચિત સત્ય છે કે આપણી સભ્યતાએ તીર્થનો પારમાર્થિક અર્થ ખોઈ નાખ્યો છે. તીર્થોમા આપણે જે ઉપર ઉપરથી જોઇએ છીએ અથવા દેખાય છે, તે જ સર્વસ્વ નથી. તીર્થોમાં કાંઈક બીજું પણ છે, જે આપણને ક્યારેય પણ ઉપરથી દેખાતું નથી.

એક વાત તો ચોક્કસ છે કે, માણસ આજે જે તીર્થયાત્રાને નામે દોડધામ કરે છે, તે વ્યર્થ કરે છે. તે જ રીતે જે લોકો તીર્થોના પરમાર્થને સમજ્યા વગર તીર્થોનો વિરોધ કરે છે, તેમના વિરોધમાં પણ પ્રાયઃ તેવી જ નિરર્થકતા રહેલી છે. આમ છતા તીર્થોનો વિરોધ કરનારા વધારે સત્યોન્મુખ હોય, વિચારતા હોય એમ જણાય છે. ખરી રીતે તો વિરોધ કરનાર પણ

તીર્થના આંતરિક સ્વરૂપથી અજ્ઞાત જ હોય છે. તીર્થના સ્વરૂપની ધારણાની બાબતમાં તે તીર્થયાત્રા કરનારા અને તેનો વિરોધ કરનારા બન્ને એક જ ભૂમિકાએ ઊભા છે.

આજે હું જે તીર્થની વાત કરી રહ્યો છું, તેના આંતરિક સ્વરૂપની વાત તો પછી આવવાની જ છે. અત્યારે તો હું તેના સ્થૂલ દેહને જ તીર્થ માની વાત કરીશ. આપણે ત્યાં સમ્મેત શિખર તીર્થનો આપણા દેરાવાસી તેમજ દિગંબર ભાઇઓને મન ભારે મહિમા છે. આપણે ભલે તીર્થ સ્વરૂપે તેને આપણા હૃદયમાં પ્રતિષ્ઠિત નથી કરતાં, આમ છતાં વીસ તીર્થંકરોના નિર્વાણની તે પવિત્ર ભૂમિ છે, તે સત્યનો સ્વીકાર તો આપણે કરીએ જ છીએ. ચોવીસ તીર્થંકરોમાંથી માત્ર ચાર તીર્થંકરોને બાદ કરતાં, બાકીના વીસ તીર્થંકરોની તે સમાધિભૂમિ છે. વીસ તીર્થંકરોએ ત્યાં પોતાના શરીરનું વિસર્જન કર્યું હતું તે વાત આપણે સૌ જાણીએ છીએ. ઋષભદેવ પ્રભુ કૈલાસ પર્વત ઉપર નિર્વાણ પામ્યા. વાસુપૂજ્ય ભગવાનની સમાધિભૂમિ ચંપાનગરી હતી. પાર્શ્વનાથ પ્રભુનું મુક્તિધામ ગિરનાર પર્વત હતો અને મહાવીરના નિર્વાણની ભૂમિ પાવાપુરી હતી એ વાત જાણીતી જ છે. આ સિવાયના બાકીના તીર્થંકરો એક જ પર્વત ઉપર પોતાનાં શરીરોનું વિસર્જન કરે, એ કોઈ સામાન્ય કે અનાયોજીત વાત નથી. હું ન ભૂલતો હોઉં તો દિગંબરોની તો આ સંબંધે આવી દૃઢતમ માન્યતા છે કે લગભગ બધા તીર્થંકરો, બધા કાળમાં, પ્રાયઃ સમ્મેત શિખર ઉપર જ નિર્વાણ પામે છે. તેમની સમ્મેત શિખર વિષેની ભક્તિની પ્રબળતા એટલી નક્કર છે કે, તેઓ હંમેશાં ભારપૂર્વક કહેતા આવ્યા છે કે, જેણે નરકના આયુષ્યના દળિયા બાંધી લીધા હોય તે સમ્મેત શિખરની યાત્રા કરી શકતો નથી. આ બધી માન્યતાઓ ભલે તેમની ભક્તિ અને નિષ્ઠાની અનન્યતાને સૂચવનારી હોય, કે સત્યને પ્રતિફલન કરનારી હોય, તે વાતને બાજુએ રાખી વિચારીએ તો પણ પ્રાચીનકાળથી જ તીર્થોના સંબંધની ભાવનાઓ ચાલી આવે છે.

હું તીર્થોની વાત કરી રહ્યો છું માટે તીર્થોના સંબંધમાં ચાલી આવતી પરંપરામાં મારી પણ શ્રદ્ધા કે નિષ્ઠા છે એમ રખે માનતા ! તીર્થોને, તીર્થસ્વરૂપે માનનારા કે ન માનનારાઓની સમક્ષ હું તો તીર્થનાં રહસ્યને યત્કિંચિત પ્રગટ કરવા ઇચ્છું છું. હું કંઈ પણ કહું તે પહેલાં એ વાત સ્પષ્ટ કરી દેવા માંગું છું કે, તીર્થ માટે દોડધામ કરનારા ભાવુક યાત્રીઓના જેવી તીર્થ વિષેની મારી દૃષ્ટિ નથી અને તીર્થનું આમૂલ મંડન કરવાની આત્યંતિક વૃત્તિ ધરાવનારાઓ જેવી મારામાં એકાંત રૂક્ષવૃત્તિ પણ નથી. હું દરેકમાં તાત્ત્વિક સૌંદર્ય જોવાની, જાણવાની, વિચારવાની અને તેના આંતરિક રહસ્યને સ્પર્શવાની ભાવના રાખું છું. તેમાંથી આધ્યાત્મિક રહસ્યોને પ્રગટ કરતા જે જે વિચારો, જે જે અનુભવો, જે જે સત્યો, મને સાંપડે તેને સ્વીકારી લેવા મારા દિલ અને દિમાગ અવશ્ય ઉઘાડા રાખું છું. એટલું જ નહિ, જે સમાજમાં હું જન્મ્યો છું, જેની છત્રછાયામાં હું વિચરી રહ્યો છું, જે અનુશાસનને મેં સ્વીકાર્યું છે તે તરફની સંપૂર્ણ આદર ભાવપૂર્વકની નિષ્ઠા સાથે આ વાત રજુ કરી રહ્યો છું કે જેથી

મારા સંબંધે ખોટી ગેરસમજણ ઊભી ન થાય. આ વાતના આટલા સંક્ષિપ્ત સ્પષ્ટીકરણ પછી પાછો હું મારા મૂળ વિષય પર આવું છું.

સમ્મેત શિખર પર્વત બિહારમાં આવેલ છે. આ પર્વત ઉપર આજે પણ જૈનોની હકુમત છે. આ સમ્મેત શિખર પર વીસ તીર્થંકરો અને અસંખ્ય બીજા મુનિઓ પરિનિર્વાણ પામ્યા છે. આ ઐતિહાસિક હકીકતોનો ઇતિહાસની દૃષ્ટિએ એક વખત વિચાર કરી લઇએ, એટલે તેના તથ્યોને સમજવા અને પકડવાની સુગમતા રહેશે. ભગવાન ઋષભદેવથી માંડી ભગવાન મહાવીર સુધી ૨૪ તીર્થંકરો થયા છે. એક તીર્થંકરથી બીજા તીર્થંકરમાં હજારો, લાખો કે કરોડો વર્ષોનું જ અંતર નથી પરંતુ તમારી કે અમારી કલ્પના કામ ન કરે એટલા લાખ કરોડ સાગરોનું અંતર છે. હા, ભગવાન મહાવીર અને પાર્શ્વ પ્રભુ વચ્ચે સૌથી ઓછું અંતર છે અને તે ૨૫૦ વર્ષનું જ; પરંતુ મહાવીર અને નેમિનાથ વચ્ચે જૈન દૃષ્ટિએ ૮૩૭૫૦ વર્ષ, નેમિનાથ વચ્ચે ૫ લાખ વર્ષ, મુનિ સુવ્રત વચ્ચે ૬ લાખ વર્ષ, મલ્લિનાથ વચ્ચે ૫૪ લાખ વર્ષ આ રીતે વધતાં વધતાં ૧૨મા તીર્થંકર શ્રી વાસુપૂજ્ય વચ્ચે ૩૦ સાગર, પાંચમા તીર્થંકર શ્રી સુમતિનાથ વચ્ચે નેવું હજાર કરોડ સાગર અને પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ પ્રભુ વચ્ચે પચાસ લાખ કરોડ સાગરનું અંતર છે. સાગરની મર્યાદાનું વર્ણન વાંચશો તો હૃદય થીજી જશે. ત્યાં છેલ્લા તીર્થંકર અને પ્રથમ તીર્થંકર વચ્ચેના અંતરની કાળ મર્યાદા લાખો, કરોડો, પલ્યો અને સાગરોની મર્યાદાને વટાવી પચાસ લાખ કરોડ સાગર આવીને ઊભી રહી. આ અંતરોનો ઉલ્લેખ તે મારા મોઢાંની વાત નથી. આ તો શાસ્ત્રોના આધારે જાણેલી એક હકીકત છે. આ રીતે લાખો કરોડ સાગરોનું આવું વિશાળ અંતર હોવા છતાં, એક સ્થાન પર આટલાં વર્ષોના ઐતિહાસિક અંતરે શરીરોનું વિસર્જન કરે અને તે પણ એક નહિ, બે નહિ, ત્રણ નહિ પણ વીસ વીસ તીર્થંકરો, તે અવશ્ય વિચારણીય છે.

તીર્થ બનાવવા પાછળ એક પ્રયોજન તો અવશ્ય રહ્યું હશે કે, એક વિશિષ્ટ સ્થાનને આવી વિશિષ્ટ શક્તિથી સંપુરિત કરી દેવું કે જેથી તે સ્થાનેથી યાત્રા કરનારને આધ્યાત્મિક યાત્રામાં જરા સરળતા અને સુગમતા રહે. ભગવાને દરેક વસ્તુની સાથે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને પણ ગૌણ–મુખ્ય ભાવે અપેક્ષા રાખી છે. ઉપાશ્રયમાં તમારી ભાવનાઓમાં જે રંગ હોય તે અન્યત્ર ભાગ્યે જ હોય છે. તેનું કારણ છે કે ઉપાશ્રયની ભૂમિ હંમેશાં ધાર્મિક કાર્યોથી, ધાર્મિક વિધિ–વિધાનોથી સભર હોય છે. મુનિઓ અને સત્પુરુષોનાં પદાર્પણથી, તેમના સતત નિવાસથી, તેમની વાણીના પ્રભાવથી તે ભૂમિના અણુઅણુમાં એવી તો શુભ્રતા અને શુક્લતા પ્રવેશી ગઈ હોય છે કે, ત્યાં પ્રવેશનાર કોઈ જુદો જ ભાવ અનુભવતો હોય છે.

ધન્ય છે તે ગ્રામ, નગર, રાજધાની, પુર, પાટણ કે જ્યાં જ્યાં પ્રભુ દેશના દેતા થકા વિચરતા હશે ! ત્યાં ત્યાં રાઈસિર, તલવર, માડંબી, કોડંબી, શેઠ, સેનાપતિ, ગાથાપતિ હરકોઈ

સ્વામીની દેશના સાંભળી કર્ણ પવિત્ર કરતા હશે, દર્શન દેદાર કરી નેત્ર પવિત્ર કરતા હશે, અશનાદિક ચૌદ પ્રકારનું દાન દઈ કર પવિત્ર કરતા હશે! તમને ધન્ય છે સ્વામીનાથ, આપશ્રી પંચમહાવિદેહ ક્ષેત્રમાં બિરાજો છો!

આ રીતે પ્રભુને વિહરવાનાં સ્થાનો પ્રભુના શુભાગમનથી વિશિષ્ટ બની જાય છે. તે સ્થાનોના પરમાણુઓમાં એક પ્રકારની શુભ્રતા વિસરી જાય છે. જો પ્રભુના પદાર્પણથી તે સ્થાનમાં એવી વિશિષ્ટતા ન આવતી હોય તો શાસ્ત્રમાં જે ઉલ્લેખો છે કે–'ત્યાં રોગ–મરી પ્રસરતા નથી, દુષ્કાળ પડતા નથી, પ્રાણીઓ પરસ્પર વૈરવૃત્તિઓ ભૂલી જતા હોય છે'–આ ઉલ્લેખો ન કરવામાં આવ્યા હોત.

હું સમજું છું ત્યાં સુધી તીર્થ એક એવી વ્યવસ્થા છે કે, જેથી અંતરિક્ષની ચેતના સાથે સંબંધ સ્થાપિત નથી કરાતો પરંતુ આ પૃથ્વી પર જ જે ચેતનાના વિકાસના પરમ શિખરને સ્પર્શ્યા છે, જે સ્થાનો પર આ પરમ સિદ્ધિ મેળવવામાં આવી છે તે સ્થાનો પરમ ઊર્જાથી ભરાઈ જાય કે જેથી તે સ્થાનોના સંપર્કમાં રહી સાધના સાધતા સાધકોને સાધ્યની સિદ્ધિમાં સુગમતાની કેડી અને સરળ નિમિત્તો મળી રહે. સમ્મેત શિખરના આ સ્થાનને ઊર્જાઓથી પરિપૂર્ણ કરવા માટેના ગંભીર પ્રયોગો થયા છે. વીસ વીસ તીર્થંકરો સમ્મેત શિખર પર ચઢી સમાધિનો સ્વીકાર કરે એ કંઈ નાનોસૂનો કે નગણ્ય પ્રયોગ નહોતો. તે સ્થાનેથી તીર્થંકરો અને અન્ય અસંખ્ય સાધકોએ ચેતનાના વિકાસની પરિસીમાને સ્પર્શવાની પરમ યાત્રાઓ પ્રારંભી, આ સ્થાનોમાં ચેતના તરંગોની એટલી પ્રગાઢતા અને સઘનતા વિસ્તારી છે કે, આધ્યાત્મિક જગત સાથે સંપર્ક સાધવાની આત્યંતિક જિજ્ઞાસાવાળા માટે, આ સ્થાનો ચેતનાના જગતમાં સરળતાથી અવગાહન કરવાના સુનિશ્ચિત માર્ગો બની ગયા છે. જાણે મોક્ષ અને સમ્મેત શિખર વચ્ચે જાવ આવ માટેની એક અસંદિગ્ધ કેડી બની ગઇ છે!

જેમ આ પૃથ્વી પર બધે સમાન વરસાદ પડતો નથી, ક્યાંક વધારે વરસાદ પડે છે તો ક્યાંક ઓછો વરસાદ પડે છે, ક્યાંક વળી રેગિસ્તાન છે તો ત્યાં ભાગ્યે જ વરસાદ થતો હોય છે, તો વળી ક્યાંક ૫૦૦–૭૦૦ ઇંચથી પણ વધારે વરસાદ થાય છે! એવા પણ આ પૃથ્વી પર સ્થાનો છે કે જ્યાં બરફ સિવાય કાંઈ હોતું નથી અને એવા ગરમ સ્થાનો પણ છે જ્યાં બરફનું નામ નિશાન હોતું નથી. ચેતનાના સંબંધમાં પણ પૃથ્વી પર આવાં સ્થળોનું નિર્માણ કરવા એક પ્રયોગનું આયોજન કરવામાં આવ્યું છે. વિશિષ્ટ ચેતનાઓના સતત સંપર્કથી જ સ્થાનોમાં વિશિષ્ટતાનો આવિર્ભાવ થાય છે. સ્થળોમાં આવી અપૂર્વતા સ્વયંભૂ હોતી નથી. તે તો મનુષ્ય ચેતનાઓથી નિર્મિત થાય છે. સમ્મેત શિખર પર વીસ વીસ તીર્થંકરોની યાત્રા, સમાધિમાં પ્રવેશ અને તે એક જ સ્થાને તેમનાં શરીરોનું વિસર્જન, તેમને પગલે બીજા પણ અસંખ્ય સાધકોની ચેતનાના વિકાસની યાત્રા અને તે માટે આ જ સ્થાનની પસંદગી, તે સાધકોનો પણ સમાધિમા પ્રવેશ અને પોતપોતાના શરીરોનું વિસર્જન–આ બધું એવો તો સઘન ચેતનાનો

પ્રયોગ છે કે, એને લઈ તે સ્થાન ચેતનાની ઊર્જાઓથી ભરાઈ ગયું છે. હવે જે વ્યક્તિ ત્યાં બેસી પોતાની રીતે આરાધના અને મંત્રોનો પ્રયોગ કરે, તો તેની પણ ચેતનાના વિકાસની દિશાની યાત્રા સરળ અને ઝડપી બની જાય. આ બધી પ્રક્રિયાઓ સામાન્ય છે અને માત્ર કહેવા ખાતર કહી નાખવા જેવી સાધારણ નથી; પરંતુ તે વૈજ્ઞાનિક છે, વિજ્ઞાનની જેવી બીજી પ્રક્રિયાઓ છે તેવી જ આ ચેતનાના વિકાસની પણ પ્રક્રિયા છે.

માનો કે આપણે એક એવી જગ્યા ઉપર ધ્યાન ધરવા બેઠા છીએ જ્યાં ચારેકોરથી નકારાત્મક ભાવાવેશ પ્રવાહિત થતો હોય. અથવા આ વાતને એ રીતે ધ્યાનમાં લો કે, આપણે જે સ્થાને ધ્યાન કરવા બેઠા છીએ તે સ્થાનની ચારે બાજુ જો હિંસક આત્માઓ બેઠા હોય તો ધ્યાન ધરવાની ક્ષણે આત્મામાં એવી તો ગ્રાહકતા આવી જાય છે કે, આસપાસના વાતાવરણનો તેમાં સરળતાથી પ્રવેશ થઇ જાય છે. એટલે ધ્યાન ધરતી વખતે ચારેકોર ચેતનાના કેવા તરંગો છે તે હકીકત ઉપયોગપૂર્વક લક્ષ્યમાં લેવા જેવી છે. આમ તો જેલખાનામાં અનેક પ્રકારના અપરાધીઓ વચ્ચે પણ ધ્યાન ધરી શકાય છે, પરંતુ આ રીતે ધ્યાન ધરવામાં પરમ સબળ વ્યક્તિત્વ જોઇએ. વળી જેલખાનામાં ધ્યાન ધરવાની પ્રક્રિયાઓમાં થોડી ભિન્નતા હશે. જેલખાનામાં એક અવરોધક લક્ષ્મણ રેખા નિર્મિત કરવી પડશે કે જેની આગળ અશુભ તરંગોની અસર પહોંચી ન શકે. પરંતુ સમ્મેત શિખર જેવા સ્થાનો કે જ્યાં અનંત ચેતનાઓએ અનંતની યાત્રાની સાધના કરી, અનંત અને અસીમની ઉપલબ્ધિનો એક ધોરી માર્ગ ઊભો કરી દીધો છે, ત્યાં અવરોધક રેખાની જરૂર રહેતી નથી. અસંખ્ય માણસોએ એક જ સ્થળેથી અનંતમાં પ્રવાહિત થઈને એક એવા સુગમ માર્ગનું નિર્માણ કર્યું છે કે અનુયાયીઓને તે જ માર્ગની યાત્રા સુગમ બની જાય છે.

તીર્થ એક એવું સ્થાન છે, જ્યાંની હવાઓ શરીરથી આત્મા તરફ વહી રહી હોય છે. ત્યાંનું આખું વાતાવરણ, વાયુમંડલ પૂરેપૂરું તરંગાયિત છે જ્યાંથી હજારો ચેતનાઓ ઊર્ધ્વગામી બની છે. અસંખ્ય આત્માઓ સમાધિસ્થ થયા છે, અગણિત આત્માઓ ધ્યાન ધરીને પરમાત્મામાં રૂપાંતરિત થયા છે. જ્યાંથી આવી એકાદ નહિ પણ અસંખ્ય ઘટનાઓ લાખો વર્ષોથી ક્રમબદ્ધ રીતે બરાબર ઘટતી રહી છે. આવાં સ્થાનો એક વિશેષ આવિષ્ઠ–શક્તિ વિશેષથી ભરેલાં બની જાય તો તેમાં આશ્ચર્ય શું?

મંદિરના પક્ષમાં કોઈ ધર્મ તીર્થનું નિર્માણ કરે તે સમજી શકાય છે. પરંતુ તીર્થોનું નિર્માણ તો તે ધર્મોએ કર્યું છે જે મંદિરના પક્ષમાં નહોતા, જે મૂર્તિઓના વિરોધી હતા. કારણ તીર્થનો વ્યાપક ઉપયોગ હતો જેનો ઇન્કાર કરવો મુશ્કેલ હતો. જૈન લોકો મૂલતઃ મૂર્તિપૂજક નથી. મુસલમાન, શીખ પણ મૂર્તિપૂજક નથી. બૌદ્ધો પણ પાછળથી મૂર્તિપૂજક થયા. પરંતુ આશ્ચર્યની વાત એ છે કે મૂર્તિના વિરોધી આ બધા ધર્મોએ તીર્થોનું નિર્માણ કર્યું. હકીકતે

તીર્થ વગર ધર્મનો કોઈ અર્થ રહેતો નથી. તીર્થ વગર ધર્મ જે એક વ્યક્તિ, વ્યક્તિગત રીતે કરી શકે તે જ રહી જાય છે.

તીર્થ શબ્દનો અર્થ થાય છે ઘાટ–કાંઠો. તીર્થ એટલે એક એવી જગ્યા કે જ્યાંથી અનંત અને અસીમમાં છલાંગ મારી શકાય. આપણો 'તીર્થંકર' શબ્દ પણ આ તીર્થમાંથી જ બનેલો છે. તીર્થંકરનો અર્થ થાય છે તીર્થ બનાવનાર. જેણે આવા તીર્થનું નિર્માણ કર્યું હોય, જ્યાં અસાધારણ સંખ્યામાં માણસો પાલ ખોલી ઊભા હોય અને અનંતની યાત્રા માટે સંલગ્ન હોય એવા આપણા આપ્તજનોને અવતાર કહેવાને બદલે આપણે તીર્થંકર કહ્યા છે. અવતાર કરતાં તીર્થંકર એક વિશિષ્ટ ઘટના છે. કારણ પરમાત્મા માણસમાં અવતરિત થાય આ એક ઘટના છે પરંતુ માણસ પરમાત્મામાં પ્રવેશ માટે તીર્થ બનાવી લે એ વધારે મહત્ત્વની અને કીમતી વાત છે.

જૈનો સામાન્ય રીતે કોઈની દયા ઉપર જીવનારા કે પ્રભુ કૃપાના આધારે મોક્ષ મેળવનારા નથી. જૈનો તો સદા પોતાના પુરુષાર્થમાં વિશ્વાસ કરનારા માણસો છે. કારણ આપણે ત્યાં ઈશ્વર મદદ આપી શકે છે, ઈશ્વરની કોઈ કૃપા–પ્રસાદી કે અનુગ્રહ વૃત્તિ આપણી ઉત્ક્રાંતિમાં સહાયક થઈ શકે છે એવી કોઈ કલ્પના આપણાં માનસમાં નથી હોતી. જૈનો તો સદા માનતા આવ્યા છે કે માણસ એકલો જ છે અને તેને પોતાના જ આત્મ વિશ્વાસથી પોતાની યાત્રા કરવાની છે.

મહાવીર જેવી વ્યક્તિ જ્યારે ઊભી હોય છે ત્યારે તેની આજુબાજુ એક એવો તો અજ્ઞાત આયામ પ્રવાહ પ્રારંભ થાય છે, ત્યારે એક એવી સુનિશ્ચિત દિશામાં આવા મહાપુરુષો તે પ્રવાહને પ્રવાહિત કરે છે કે માણસ સરળતાથી તે પ્રવાહમાં પ્રવાહિત થવા લાગે છે. આ પ્રવાહ જ પારમાર્થિક તીર્થ છે. પૃથ્વી પર તીર્થના જે નિશાનો મળે છે તે તો બધા ભૌતિક છે. તે ભૌતિક નિશાનો ખોવાઈ ન જાય તે માટે તેની સુરક્ષાના તો અવશ્ય અસાધારણ પ્રયત્નો થયા છે પરંતુ એક પ્રવાહ એવો છે કે જેમાં પ્રવાહિત થતાં અનંતની યાત્રા સુગમ બને છે. તેનાં સંરક્ષણ તરફ સદા ઉદાસીનતા જ વર્તતી રહી છે.

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમસ્વામી આ પ્રવાહની વહેતી ધારામાં અનંતની યાત્રા માટે નીકળેલા અતિરથીઓ છે. તેમની જ્ઞાન ચર્ચા ઉત્તરાધ્યયન સૂત્રમાં સંગ્રહીત છે. શ્રી કેશી શ્રમણના એક એક પ્રશ્ન અને તેનું ગૌતમસ્વામી વડે કરેલું સમાધાન આમાં મળી રહે છે. તે મુજબ કેશી શ્રમણ પૂછે છે, તેનો શ્રી ગૌતમસ્વામી આ પ્રચંડ અગ્નિમાં બળગતા જગત વચ્ચે આ અગ્નિને મેં કેમ શાંત કર્યો તે જણાવે છે.

महामेहप्पसूयाओ गिज्झवारि जलुत्तम ।
सिंचामि सययं देह सित्ता नो डहन्ति मे ॥ ५१

મહામેઘમાંથી ઉત્પન્ન થએલા પાણીને લઈને મેં તે અગ્નિ નિરંતર સિંચ્યો છે. આવા પાણીથી ભીંજાએલ અગ્નિ મને બાળતો નથી.

કષાયરૂપ અગ્નિથી જગત સળગી રહ્યું છે. તેમાં સૌ ઘી હોમવાનું જ કાર્ય કરે છે. વાસના, વિકલ્પો, તૃષ્ણા અને ઇચ્છાઓના જગતનું નિર્માણ કરી આધ્યાત્મિક જગતને ભસ્મીભૂત બનાવી નાખે છે. સમજુ ગણાતા માણસો પણ આ જગત માયા છે, મિથ્યા છે, મોહમાયામાં ફસાએલા જીવો નરકનિગોદનાં દુઃખોને મેળવે છે–આવી આવી બ્રહ્મજ્ઞાનની વાતો કરવામાં અવશ્ય શૂરા છે. પરંતુ બ્રહ્મજ્ઞાનને જીવનમાં ઉતારવા ટાણે સદા પાગળા અને દયાજનક રાંકા દૃષ્ટિગોચર થાય છે. આ બ્રહ્મજ્ઞાનની વાતો પણ ભોળા ભાવુકોને ભરમાવવા અને પોતાની ધાર્મિકતા તેમની વચ્ચે સ્થાપિત કરવા માટે હોય છે. આ ધાર્મિકતાની આડમાં પોતાની સ્થાપિત સ્વાર્થ વૃત્તિઓને પરિપુષ્ટ બનાવવાનો જ હેતુ હોય છે. એટલે કહેવાતી આ ધાર્મિક વૃત્તિ તેમના દંભ અને અહંકારને જ સઘન અને પ્રગાઢ બનાવતી જાય છે. મેં આ સત્ય ઓળખવા પ્રયત્ન કર્યો છે. આ અગ્નિમાથી હું પસાર થયો છું. એમાથી જન્મતી વેદનાઓનો મેં સાક્ષાત્ અનુભવ કર્યો એટલે મેં આ અગ્નિને ઠારી નાખી છે. અન્યથા મારી સ્થિતિ પણ બીજા સંસારી જીવો જેવી થાત. ત્યારે કેશી શ્રમણે પ્રશ્ન કર્યોઃ પ્રભો ! તમે જવાબ તો બરાબર આપી રહ્યા છો. પરંતુ મેં–

अग्गी य इइ के वुत्ता ? केसी गोयममब्बवी ।
केसिमेव बुवंतं तु गोयमो इणमब्बवी ॥ ૫૨

અગ્નિ શબ્દથી કોનો નિર્દેશ કર્યો છે ? તે સંબંધે આપની શી સમજણ છે ? એ રીતે કેશી શ્રમણ તરફથી પોતાના પ્રશ્નનો પુનઃ નિર્દેશ થતા ગૌતમસ્વામી શો જવાબ આપે છે તેના ભાવો અવસરે.

## સમ્યગ્દર્શનનો મહિમા

આત્માના અસ્તિત્વ ગુણને લઈ આપણે ત્રૈકાલિક ઉપસ્થિતિ પરિનિર્ણીત છે તેમાં શંકાને સ્થાન નથી. આ જ ગુણના આધારે કહી શકાય કે, આપણો આત્મા અનાદિકાળથી ભવભ્રમણમાં અટવાએલો છે. આત્મા આમ તો શુદ્ધ, બુદ્ધ, નિરંજન અને નિરાકાર છે. પરંતુ આત્મા જ્યારે પોતાના આ સાહજિક સ્વભાવને જ્યારે ભૂલી જાય છે ત્યારે વિભાવમા ચાલ્યો જાય છે અને આ વિભાવદશા જ આપણા સૌના ભવ–ભ્રમણનું મૂળ છે.

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની પરિપૂર્ણતા તે જ મોક્ષ અને તે જ મોક્ષના સાધન પણ છે. આમ તો ત્રણે ગુણોની પરાકાષ્ઠા એ જ ચેતનાના વિકાસની પરિસીમા છે; છતાં સમ્યગ્દર્શન એક એવો આધ્યાત્મિક ખજાનો છે કે જેની પાસે જગતની તમામ સંપત્તિ લો તો પણ તે કોઈ હિસાબમાં નથી. ભૌતિક વૈભવ અને સમૃદ્ધિઓ પરિવર્તનશીલ છે. તે કદી એક સ્વરૂપે ટકી રહેનારી નથી. ચિત્તને આકર્ષે એવા ઇન્દ્રધનુષના રંગોની માફક, મનને ગમતા આ

વૈભવોનું સ્થાયિત્વ ઇન્દ્રધનુષની કાળમર્યાદાથી જરાયે વધારે નથી. ત્યારે આત્મિક સમૃદ્ધિના આવિર્ભાવ પછી તેના વિલયનો કશો જ ભય રહેવા પામતો નથી.

આધ્યાત્મિક સાધનાનો મૂળ આધાર અથવા મુખ્ય કેન્દ્ર સમ્યગ્દર્શન છે. તે આત્માનો ગુણધર્મ સ્વભાવ છે. તે બાહ્ય પદાર્થ નથી. તેમજ બાહ્ય જગતમાંથી તે મળતું પણ નથી. એ તો આત્માની જ સમૃદ્ધિ છે, આત્માનું જ સૌંદર્ય છે. અવળી સમજણને કારણે આપણે તેને વીસરી ગયાં છીએ. તે વિસ્મૃતિની વિકૃતિને હટાવીએ કે તરત જ તેનું પ્રાગટ્ય થઈ જાય છે. સમ્યગ્દર્શન જેવા તો આત્માના અનંતગુણો છે; પરંતુ તેમાં આ ગુણનો મહિમા અને ગરિમા કાંઈક ઓર જ છે. આત્મ તત્ત્વની જ આ વાત નથી. પ્રકૃતિના પરમાણુથી માંડી આકાશ સુધી વ્યાપ્ત હર કોઈ પદાર્થ લો, શાસ્ત્રકારોએ દરેક પદાર્થના ગુણો સીમાતીત કહ્યા છે. આ ગુણોને જ્ઞાનની પરાકોટિએ પહોંચેલો અતિમાનવ જ જાણી શકે છે. આ ગુણોની અભિવ્યક્તિ શબ્દોમાં કરવી એ ગમે તેવી શક્તિશાળી વ્યક્તિને માટે પણ અશક્ય છે. આત્માના આટલા બધા ગુણો હોવા છતાં, આ સમ્યગ્દર્શન ગુણની એવી કઈ વિશિષ્ટતા છે કે જેને કારણે તેને જ જ્યાં ત્યાં બધે ધર્મની આધાર ભૂમિકા અને પાયાનો ગુણ ગણાવવામાં આવ્યો છે? આમ તો બધા ગુણોનું પોતપોતાને સ્થાને મહત્ત્વ તો છે જ; છતાં આધ્યાત્મિક જગતના પ્રવેશમાં સમ્યગ્દર્શન એકડાની ગરજ સારે છે. સમ્યગ્દર્શન રૂપ એકડો મંડાઈ જાય એટલે જ્ઞાનની કીમત દસ ગણી થઈ જાય છે તો ચારિત્રની કીમત સો ગણી થઈ જાય છે. સમ્યગ્દર્શનના અભાવમાં જ્ઞાન એકડા વગરના મીંડાં જેવું ગણાય. શાસ્ત્રીય પરિભાષામાં તેને જ્ઞાનના નામથી ઓળખાવાય જ નહિ. જ્ઞાનના નામે તેને ઓળખાવવું એ જ્ઞાન સાથેની છેતરપિંડી છે. ખરેખર તો તે અજ્ઞાન જ છે. સમ્યગ્દર્શનના અભાવમાં કઠોરતમ યમનિયમોનું પણ કશું જ ફળ નથી. શાસ્ત્રના આધારે જ આ વાત તપાસી લેવા જેવી છે. શાસ્ત્ર કહે છે–

मासे मासेतु जो बाले कुसग्गेणतु भुंजवे ।
न सो सुअक्खाय धम्मस्स कलं अग्घई सोलसिं ॥

કોઈ અજ્ઞાન આત્મા સમ્યગ્દર્શન શૂન્ય કઠોરતમ તપોધર્મની આરાધના કરે, માસ માસ ખમણની તપશ્ચર્યા કરે અને પારણાના દિવસે નામ માત્રનું જ ખાય એટલે કુશના અગ્રભાગ પર રહી શકે તેટલું જ ભોજન કરે, તો પણ તે યથાખ્યાત ધર્મ–પરમ આધ્યાત્મ ધર્મની સોળમી કળાને પામતો નથી.

સમ્યગ્દર્શન એ આધ્યાત્મિક જીવનની એવી તો સંજીવની છે, એવી તો અદ્ભુત કળા છે કે જેની ઉપલબ્ધિ આખા જીવનને રૂપાન્તરિત કરી નાખે છે. સમ્યગ્દર્શન પ્રાપ્ત થતાં જીવનની ભૂમિકા જ બદલાઈ જાય છે. સમ્યગ્દર્શનની ભૂમિમાં ક્યારેક દુઃખનું બીજ પડી જાય તો તે અંકુરિત થઇ શકતું નથી અને દુર્ભાગ્ય કદાચ ક્યારેક અંકુરિત થઈ જાય તો પણ અજ્ઞાનીની માફક તે ચિત્તમાં ક્લેશ, સંતાપ, ઉદ્વેગ, પીડા કે ખિન્નતા ઉપજાવી શકતું નથી.

સ્વરૂપ નિષ્ઠાના અભાવમાં કે મિથ્યાત્વના સદ્ભાવમાં કાષાયિક અસંખ્ય વિકારો અને વિકલ્પો માણસોને ઉત્પીડિત કરી રહ્યા છે. વિકલ્પો અને વિકારોની કોઇ સીમા નથી, કોઈ મર્યાદા નથી. એક અંતર્મુહૂર્તમાં જ અસંખ્ય પ્રકારના પરિણામોનો ઉત્પાદ–વ્યય થયા કરે છે. આત્મા તે પરિણિતિઓમાંથી સતત પસાર થયા કરે છે અને તેનાં પરિણામે સદા આકુળવ્યાકુળ રહ્યા કરે છે. પરંતુ આ આકુળતા અને વ્યાકુળતા ત્યાં સુધી જ રહે છે જ્યાં સુધી આત્મ–જ્યોત પ્રગટી નથી, જ્યાં સુધી સમ્યગ્દર્શન ગુણની અભિવ્યક્તિથી આત્મસ્વરૂપના દર્શન થયા નથી.

સ્વરૂપની સમજણથી શૂન્ય આત્મા પ્રતિકૂળતાઓ પ્રાપ્ત થતાં ગભરાઇ જાય છે અને અનુકૂળતાઓ આવી મળતાં હર્ષોન્મત્ત બની જાય છે. પરંતુ સમભાવ કે પરિસ્થિતિઓ તરફ ઉદાસીન વૃત્તિ દાખવી શકતો નથી. સમ્યગ્દૃષ્ટિ આત્મા સદા શાંત, પ્રશાંત અને સમભાવવાળો હોય છે.

ભગવાન મહાવીરના સાધનાકાળમાં સંગમ નામના દેવે તેમને કેટલાં કષ્ટો આપ્યાં, તેમનાં ધૈર્યને ડગાવવા કેટલા નિષ્ઠુર પ્રયાસો કર્યા ! સ્વર્ગનાં આકાશમાં અવતરી તે ધરણીતલ ઉપર આવ્યો અને ભયંકર ઉપસર્ગો અને પરિષહોની પરંપરાઓ ઊભી કરી. તે કષ્ટો અને ઉત્પીડનોની દર્દભરી કહાની વાંચતાં કે સાંભળતાં પણ આપણું હૃદય થીજી જાય છે, ત્યારે જે વ્યક્તિ ઉપર આવા ઉપસર્ગો અને પરિષહોનો પહાડ તૂટી પડતો હશે તેની સ્થિતિ કેવી દુઃખદ અને અસહ્ય બની જતી હશે, તેની કલ્પના કરો ! સંગમે સર્જેલા એ પરિષહોપસર્ગોની યાતનાભરી કથા બે પાંચ કલાક કે બે પાંચ દિવસની જ નહોતી, એ ભયંકર, હૃદયદ્રાવક કષ્ટોની પરંપરા લાગલાગટ છ મહિના સુધી ચાલતી રહી ! સંગમ દેવ પોતાનું કામ અવિશ્રાંત કરતો રહ્યો, પરંતુ ભગવાન મહાવીરના અંતરાત્મામાં તે કષ્ટો અને પરિષહોની એક આછી રેખા પણ ખેંચાણી નહિ ! હિમાલયની માફક તેઓ અડોલ અને અકંપ રહ્યા, આત્માવગાહનના વિવેકમાં સાગરની માફક ગંભીર અને અક્ષુબ્ધ રહ્યા અને સંગમની કારી ફાવી નહિ. સંગમ આવ્યો હતો તો ભગવાનને ડગાવવા, ધ્યાનમાંથી ચલાયમાન કરવા; પરંતુ અંતે પોતે જ ડગી ગયો, શિથિલ થઇ ગયો. ભગવાનની જે આલોકમય જીવન જ્યોતિને બુઝાવવા માંગતો હતો તે ઊલટી વધારે દિવ્ય, તેજસ્વી, જ્યોતિર્મય સિદ્ધ થઈ ! ભગવાનની ભવ્યતા વધારે ચમકવા અને દમકવા લાગી. અગ્નિમાં તપાએલા સોનાની માફક તેમના ઓજસભર્યા વ્યક્તિત્વમાંથી અનેરી ઉજ્જવલતા પ્રગટી ઊઠી. અસાધારણ ભૌતિક વૈભવ અને શક્તિનો સ્વામી સંગમદેવ, એક અધ્યાત્મસાધનાના સાધક ભિક્ષુકને હાથે પરાજિત થઇ ગયો ! ભગવાન મહાવીરને હતપ્રભ કરવા માંગતા સંગમનો તેજોવધ થયો. આ ભૌતિક શક્તિ ઉપર આધ્યાત્મિક શક્તિનો વિજય હતો. આ વિજયની પાર્શ્વભૂમિકામાં સમ્યગ્દર્શનની કે સમત્વયોગની સાધનાની અસાધારણ શક્તિ જ કામ કરી રહી હતી.

સમતાના સમુદ્રમાં અવગાહન કરનારાઓને સંગમ જેવા એક દેવ તો શું, દેવલોકના સમગ્ર દેવો આવીને ઊતરે અને પોતાની બધી શક્તિઓને એક સાથે અને એક સામટી તેમના પર

અજમાવે, તો પણ એક અંશમાત્ર તેમને તેમના અધ્યાત્મના રાજમાર્ગમાંથી વિચલિત કરી શકે નહિ. આસુરી બળ તેમની સંતુલન શકિતને આંચકો પણ આપી શકે નહિ. ખરી રીતે તો આસુરી શકિત જ અધ્યાત્મબળ સામે નિષ્ફળ અને તેજોહીન બની જતી હોય છે.

જેણે સમતાની સાધના કરી નથી તેવી વ્યકિતને સાનુકૂળ કે પ્રતિકૂળ કોઇપણ સંયોગો પ્રારબ્ધના બળે પ્રાપ્ત થયા હોય પણ તે તેની વિષમતામાં વધારો કરનાર જ બની જાય છે. ખરી રીતે તો અનુકૂળતાઓ કરતાં પ્રતિકૂળતાઓ વધારે ઉપકારક હોય છે. અનુકૂળતામાં ફસાયેલાને માટે આત્મામાં જાગૃતિ આણવી જરા મુશ્કેલ પણ છે. પરંતુ પ્રતિકૂળતા તો પ્રકૃતિના આશીર્વાદ સમી હોય છે. તે સદા જાગૃતિને ટકાવી રાખતી હોય છે. એટલે વિષમ સંયોગો એક ગુરુની ગરજ સારે છે, સ્વયંમાં ઊંડા ઊતરવાની અને આત્મનિરીક્ષણ કરવાની એક તક આપે છે. સામાન્ય રીતે માણસ અનુકૂળતા આપનાર તરફ રાગના સ્નિગ્ધભાવથી બંધાઈ જાય છે તો પ્રતિકૂળતા ઊભી કરનાર તરફ સૂગ અને ઘૃણાના ભાવોથી ભરાઈ જાય છે. જાણે પહેલાએ કંઇક આપેલ હોય અને બીજાએ કંઇક છીનવી લીધેલ હોય! આ રીતે તે દ્વૈતનાં વમળમાં અટવાઈ જાય છે. તેમાંથી હેમખેમ બહાર નીકળવું તેને માટે મુશ્કેલ બની જાય છે. તેની શકિત બે ભાગોમાં વિભાજિત થઈ જાય છે. તે પ્રેમ અને ઘૃણાના વાવાઝોડામાં ફસાઈ પડે છે. તે ભૂલી જાય છે કે જેને તે પ્રેમ આપી રહ્યો છે તે પણ એક બંધન છે, તે પણ એક જગત છે. અને જેના તરફ તે ઘૃણા અને દ્વેષ કેળવી રહ્યો છે તે પણ એક જાતના વૈભાવિક બંધનના શિકાર થવાનું જગત જ છે. કારણ, રાગ પણ સુખનું સાધન નથી અને દ્વેષ પણ સુખનું સાધન નથી. અંતે તો આ બન્ને દુઃખનાં જ મૂળ છે.

આમ છતાં આત્મસ્વરૂપને ન સમજનારો અજ્ઞાન આત્મા મૂળ ઉપાદાન તરફ દૃષ્ટિ ફેંકવાને બદલે નિમિત્તને જોરથી પકડવા પ્રયત્ન કરે છે. મિથ્યા દૃષ્ટિની દૃષ્ટિ સિંહમૂલક નથી હોતી. તેની દૃષ્ટિ કૂતરા જેવી છે, જે મારનારને પકડવા કરતાં, મારવાનાં સાધન એટલે કે લાકડીને પકડવા પ્રયત્ન કરે છે. સિંહ તો ગોળી જે દિશામાંથી આવી હોય તે તરફ છલાંગ ભરે છે જ્યારે કૂતરું મૂળ વ્યકિત તરફ ઉદાસીન થઈ, લાકડીના નિમિત્તને જ પકડવા પ્રયત્ન કરે છે. સમ્યગ્દૃષ્ટિની વૃત્તિ સિંહમૂલક હોય છે. તે ઉપાદાનને પકડવાનો પ્રયત્ન કરે છે અને નિમિત્ત તરફ ઉદાસીન રહે છે. મિથ્યાદૃષ્ટિનું જગત સમ્યગ્દૃષ્ટિ કરતાં ઊલટું હોય છે. તે નિમિત્ત તરફ આકર્ષાય છે અને ઉપાદાન તરફ ઉદાસીન રહે છે.

સમ્યગ્દર્શનની આત્મ–જ્યોતિ પ્રાપ્ત થઈ ગયા પછી સાધારણ માણસોને વિચલિત કરનારાં અસાધારણ ભૌતિક સુખોના સાધનો તેના અંતરાત્મામાં હર્ષના ભાવો જન્માવી શકતા નથી અને નરકનાં ભયંકર દુઃખો પણ તેના માનસને વિક્ષુબ્ધ બનાવી શકતા નથી. રાજા શ્રેણિક અને કૃષ્ણ વાસુદેવનાં શાસ્ત્રીય દૃષ્ટાંતો આપણી સામે છે. પોતાનાં કરેલાં કર્મોના કારણે તે બન્ને ક્રમશ: પહેલી અને ત્રીજી નરકમાં ગયા. પરંતુ સમભાવમૂલક આધ્યાત્મિક દૃષ્ટિ પ્રાપ્ત

થઈ જવાને કારણે નરકનાં દુઃખો અને કષ્ટો પણ તેમને પ્રભાવિત કરી શક્યા નહિ. નરકની યાતનાઓ વચ્ચે પણ તેઓ શાંત અને સમરસમાં સંલગ્ન રહ્યા ! શાસ્ત્રો કહે છે કે મિથ્યાદૃષ્ટિ દેવતાઓ સુખ-સંપત્તિના અનેરાં સાધનો વચ્ચે પણ સમભાવને અભાવે ઇર્ષ્યા, સ્પર્ધા અને પ્રતિયોગિતાથી પીડાતા હોય છે. એક બીજાની સંપત્તિ અને દેવાંગનાઓનાં અપહરણ કરવામાં તેઓ રચ્યાપચ્યા રહે છે. તેથી તેઓ હંમેશાં માનસિક ઉદ્વેગથી દુઃખી થયા કરે છે. ત્યારે આત્મદર્શનને ઉપલબ્ધ સમ્યગ્દૃષ્ટિ આત્મા પરમાધામિક દેવો વડે અસહ્ય યાતનાઓમાંથી ગુજરતા હોવા છતાં આત્મમૂલક દૃષ્ટિનાં કારણે સમભાવમાં રમતાં દેવો કરતાં પણ આંતરિક રીતે વધારે સુખી અને સમૃદ્ધ હોય છે.

જ્યાં સુધી આત્મા આકુળતા-વ્યાકુળતાનો શિકાર બનતો રહે છે, વિકલ્પો, વિચારો, વિકારો કે વાસનાઓમાં રચ્યાપચ્યો રહે છે ત્યાં સુધી આત્મદર્શનની અમર જ્યોતિ તેને પ્રગટ થવા પામતી નથી. એક વખત જો આ દિવ્ય જ્યોતિ પ્રગટ થઈ જાય તો અંતર્મુહૂર્ત માત્રમાં જીવ વિકાસના પરમ શિખરને નિઃશંક સ્પર્શી શકે છે. વિભાવોના વૈભવની અસરથી પ્રભાવિત થએલા આપણા નબળા આત્માઓ અસંખ્ય વિકારોથી પ્રતિક્ષણ પીડાતા હોય છે. ક્રોધ, માન, માયા, લોભ એ વિકારો તો આપણા ખ્યાલમા છે. પરંતુ એ સિવાયના બીજા પણ એવા અસંખ્ય વિકારો છે જેનાં નામ આપણે જાણતા પણ નથી. જે ક્રોધાદિ કષાયોને આત્માના વિકારરૂપે આપણે ઓળખીએ છીએ તે ક્રોધનાં પણ શાસ્ત્રોમાં વર્ણવેલા-અનંતાનુબંધી ક્રોધ, અપ્રત્યાખ્યાની ક્રોધ, પ્રત્યાખ્યાની ક્રોધ અને સંજ્વલન ક્રોધરૂપ ચાર પ્રકારોને જ આપણે જાણીએ છીએ. આ તો ક્રોધના બહુ સ્થૂલ ભેદો છે; પરંતુ આ ક્રોધમાંથી પણ એક એક ક્રોધના અસંખ્યાત અને અનંત ભેદપ્રભેદો થાય છે. તે બધાંની અભિવ્યક્તિ ભાષાકીય રૂપમાં કરવી અશક્ય છે. આ વિકારો અનેક પ્રકારના છે. આત્મા તેમાંથી સતત પસાર થતો રહે છે. વિભાવોનું આ બાહ્ય જગત ગમે તેટલું વિશાળ અને ભયજનક જણાય, પરંતુ અનુભવીઓની દૃષ્ટિમાં વિકારોની આ સૃષ્ટિનો ભય સ્વપ્નમાં લાગતા ભય જેવો જ ગણવામાં આવેલ છે. જેમ કોઈ સૂતેલો માણસ એક ભયંકર સ્વપ્ન જુએ અને સ્વપ્ન દશામાં જોયેલા તે ભયને કારણે તે પરસેવે રેબઝેબ પણ થઈ જાય, છતાં તેનો તે ભય ત્યાં સુધી જ ટકી રહે છે જ્યાં સુધી તે નિદ્રામાં હોય છે. જેવો તે જાગૃત થાય છે કે સ્વપ્નના ભયમાંથી તે એકદમ મુક્ત થઇ જાય છે. આજ રીતે વિકારો અને વિકલ્પોનો ભય પણ ત્યા સુધી જ છે જ્યાં સુધી આંતરિક જાગૃતિ નથી. આત્મા વિભાવમાં ઊંઘતો હોય ત્યાં સુધી જ તે ભય હોય છે. જેવી આતરિક જાગૃતિ જન્મે છે કે તરત જ વિકારોની આ ભયજનક સૃષ્ટિ ચલચિત્રની સૃષ્ટિની માફક ક્ષણમાં જ વિલીન થઇ જાય છે. જ્યાં સુધી આ પરમ ચૈતન્ય દેવ વિભાવમાંથી સ્વભાવમાં, પરમાંથી સ્વમાં નથી આવતો ત્યાં સુધી જ દ્વૈતમૂલક વૃત્તિનો સંભવ રહે છે. ત્યાં સુધી જ વિચારો, વિકલ્પો અને વાસનાઓનો ભય સતાવતો હોય છે.

આત્મજ્ઞાનના અભાવમાં આ જીવ અદેવને દેવ સમજતો રહ્યો, અગુરુને ગુરુ સમજતો રહ્યો અને અધર્મને ધર્મ માનતો રહ્યો. નિગોદથી લઇ અત્યાર સુધીની વિકસિત અવસ્થા પ્રાપ્ત થતાં અનંત ઉત્સર્પિણી, અવસર્પિણી કાળ પસાર થઈ ગયો છતાં આત્માને પોતાનાં સ્વરૂપને મેળવવાની ભૂખ જ ન જાગી. આ જીવે નિગોદમાં અનંતકાળ પસાર કર્યો. એક શ્વાસોચ્છ્વાસમાં સાડા અઢાર વખત જન્મ અને મરણ કર્યાં. મનુષ્ય એક સાધારણ શ્વાસ લઇ શકે તેટલા કાળ સુધી પણ જીવનના નામે જીવવાનું ન મળ્યું. આવી વિષમ સ્થિતિઓમાં પણ તે મોહનિદ્રાને આધીન સદા પરવશ જ રહ્યો.

જ્યારે આપણે આપણી નિશ્ચયદૃષ્ટિને કેન્દ્રમાં રાખીને વિચાર કરીએ છીએ તો સમજાય છે કે વિશ્વના બધા આત્માઓ સ્વભાવથી પરમ વિશુદ્ધ છે. ક્ષોભ, ક્રોધ, મોહ, લોભ, શોક વગેરે વિકારો આત્માના મૂળમાં નથી. આ વિશુદ્ધ નય આપણામાં ઘર કરી બેઠેલા દીનતા અને હીનતાના ભાવોને આંચકો આપવાનું એક મહત્ત્વનું કાર્ય કરે છે. તે ઔપધિક રીતે આવેલા ક્રોધાદિ વિકારોને આત્માના ધર્મ તરીકે સ્વીકારતો નથી. આત્મા તો આ બધાથી પર અને બધાથી ઉપર શુદ્ધ, બુદ્ધ, નિરંજન નિરાકાર, નિર્વિકાર અને સચ્ચિદાનંદ રૂપ પરમ આત્મા છે. એ જ તેનું પારમાર્થિક સ્વરૂપ છે.

આત્માનું મોહાત્મક વિભાવ પરિણામ પછી ચાહે તો રાગનું હોય, લોભનું હોય કે ક્રોધનું હોય; પરંતુ જ્યારે તે ઉદયમાં આવે છે ત્યારે તેમાં તાદાત્મ્ય સ્થાપી જીવ બંધનથી બદ્ધ થઈ જાય છે. દાખલા તરીકે એક માણસ આખા મહીનાનો પગાર લઈ ઘેર આવ્યો. આ દિવસ તેની રજાનો દિવસ હતો એટલે તેનાં મનમાં ખૂબ આનંદ હતો. ઘરમાં આવતાં તેણે ફળિયામાં પોતાનાં નાનકડા બાળકને રમતો જોયો. તેણે પોતાના પગારમાં આવેલી દસ રૂપીઆની એક નોટ કાઢીને પ્યારના આવેશમાં પોતાના નાના બાળકના હાથમાં આપી દીધી. સ્વાભાવિક છે કે માણસના મનમાં દસ રૂપીઆની નોટની ભારે કીમત હોય. બાળક તો આ વિકારોથી પર હોય છે એટલે બાળકને નોટની કીમત કયાંથી સમજાય ? આ બાળકની તો સમજવા જેવી ઉમર પણ નહોતી. એટલે રમતો રમતો જ્યારે તે બાળક ચૂલા પાસે ગયો ત્યારે બાળક સુલભ કુતૂહલથી પ્રેરાઇને તેણે તે દસ રૂપીઆની નોટને આગમાં ફેંકી દીધી. નોટ બળી ગઈ. આમ નોટના બળી જવાથી બાળકના મન પર તો તેની કોઈ અસર પણ ન થઇ, ઊલટાનું નોટના સળગવાથી અગ્નિમા જે ચમકારો થયો તેનાથી તે નાચવા લાગ્યું. પરંતુ આ જોઈ પલંગ પર બેઠેલો તેનો પિતા હતાશ અને સ્તબ્ધ બની ગયો. તેનાં હૃદયમાં ક્રોધનું ભયંકર વાવાઝોડું જન્મ્યું. તે પોતાના આવેશને રોકી શકયો નહિ. પિતા વિવેક ભૂલી ગયો. બે મિનિટ પહેલાં જ જે બાળકને તેણે વહાલથી ઊપાડયો હતો, આંખોના તારાની માફક પ્યાર કર્યો હતો, તે બધું ક્રોધના અતિરેકમાં વિસરાઇ ગયું. જે બાળકને થોડી વાર પહેલાં જ તેણે પ્યાર કર્યો હતો તે જ બાળકને ક્રોધના આવેશમાં તેણે એક તમાચો મારી દીધો. સંભવ છે કે, તે પિતાના માનસમાં દસ રૂપિયાની

નોટની કીમત ઘણી મોટી હશે, છતાં પોતાના જીવતા જાગતા બાળક કરતાં તો મોટી નહોતી ને? આ જ રીતે માણસ જ્યારે જડની વધારે કીમત આંકે છે અને ચૈતન્ય તરફ એક જાતની અનપેક્ષિત બેદરકારી દાખવે છે, ત્યારે સમજવું જોઇએ કે તેનું આત્મા કરતાં પદાર્થો તરફનું આકર્ષણ વધારે બલવત્તર છે. અન્યથા દસની નોટ કરતાં બાળક હજાર ગણું વધારે કીમતી હોવા છતાં બાપથી મસ્તિષ્કનું સંતુલન કેમ જાળવી ન શકાયું?

કેશીકુમાર શ્રમણના પ્રશ્નના જવાબમાં શ્રી ગૌતમસ્વામી એ જ સમજાવી રહ્યા છે કે માણસ કરુણા અને પ્રેમનો સંદેશો લઇ કાષાયિક આગને શાંત કરવા માટે પ્રયત્ન તો અવશ્ય કરે છે; પરંતુ આ કષાયો માણસના માનસિક સંતુલન ઉપર ક્યારેક ન કલ્પી શકાય એવા તીવ્ર આઘાત-પ્રત્યાઘાતો જન્માવે છે. આવા સંજોગોમા માણસ પોતાના ઉપર નિયમન, અંકુશ કે અનુશાસન રાખવાની ક્ષમતાને ખોઇ બેસે છે. આવી વ્યક્તિ માત્ર પોતાના માટે જ અભિશાપરૂપ નથી પણ આખા પારિવારિક અને સામાજિક જીવનને માટે અભિશાપરૂપ બની જાય છે. તે પોતાની પારિવારિક અને સામાજિક જીવનની શાંતિને ડહોળી નાખે છે. આવા માણસોનાં મનોબળ ઘણાં નબળાં હોય છે. તેમના સંકલ્પો શક્તિશૂન્ય હોય છે. અન્યથા કાષાયિક વૃત્તિઓમાં પોતાની નિયંત્રણ કરવાની શક્તિ તે ખોઈ બેસત નહિ. શ્રી ગૌતમસ્વામી કષાયરૂપ અગ્નિથી બચવાનો પોતે સાધેલો ઉપાય સમજાવી રહ્યા છે–

> कसाया अग्गिणो वुत्ता सुयसीलतवो जलं ।
> सुयधारा मिहया संता भिन्नाहु नडहंति मे ॥ ५३

કષાય (ક્રોધ–માન–માયા-લોભ) અગ્નિ છે. શ્રુત, શીલ, તપ એ પાણી છે. શ્રુત, શીલ, તપ રૂપી જલધારાથી બુઝાએલ અગ્નિ મને બાળતો નથી.

સત્યને પારમાર્થિક સ્વરૂપમાં ઓળખી લેવું, એજ જીવનનું કીમતી સાધ્ય છે. સાધક જીવનની એ સૌથી અમુલ્યનિધિ છે. સાધકનાં જીવનમાં સ્વરૂપ મૂલક દષ્ટિનો અપાર મહિમા અને અસાધારણ ગૌરવ છે. દષ્ટિને ઉપલબ્ધ આત્માના અલ્પ જપ–તપ પણ મોક્ષરૂપ સાધ્યમાં સહાયક બને છે ત્યારે દષ્ટિવિહીન આત્માના પંચાગ્નિ તપની પણ કોઈ કીમત હોતી નથી. શ્રુત, શીલ, અને તપની વાત અવસરે...

## બ્રહ્મચર્ય–સંપદા

આપણે જેને સંપત્તિ માનીએ છીએ અને કહીએ છીએ તે તો છીનવી શકાય છે. કદાચ પુણ્ય અને પ્રારબ્ધના સારા યોગ હોય અને અંત સુધી કદાચ તે સંપદા બની રહેવા પામે તો પણ એક દિવસ મૃત્યુ આવીને તેને આપણાથી નિશ્ચિતપણે વિલગ કરી દે છે. સંપત્તિની સંસ્કૃત વ્યુત્પત્તિ આ છે–"सम्यक् प्रतिपत्ति. सम्पत्तिः अन्यथा विपत्तिः"–જે સાચી રીતે મેળવેલ હોય,

યથાર્થ શ્રમથી ઉપાર્જિત કરેલ હોય, તેજ ખરેખર સંપત્તિ છે. અન્યથા સંપત્તિના નામે તે વિપત્તિ જ છે. જેને આપણે સંપદા કહી પ્રતિષ્ઠા આપીએ છીએ, તેને કારણે વિપદાઓ સિવાય ભાગ્યે જ કોઇ બીજી વસ્તુ આપણા ઉપર આવતી દેખાય છે. જે છીનવી શકાય, જેનું અપહરણ થઇ શકે, જે લૂંટી શકાય, જે હીનાધિક થઇ શકે તે મહાપુરુષોની દૃષ્ટિમાં સાચી સંપત્તિ નથી. જે ઝુંટવી શકાય છે એવી વસ્તુના આપણે માલિક કેમ થઇ શકીએ ? છીનવી શકાય એવી વસ્તુના માલિક હોવાનો દાવો કરવો એ નિરર્થક અધિકાર છે, મિથ્યા અભિમાન છે, અજ્ઞાનતા છે. જે સંપત્તિથી આપણે પરિચિત છીએ, જેની સાથે આપણો પ્રગાઢ સંબંધ છે તે સંપત્તિ તો છીનવી શકાય તેવી સંપત્તિ છે. પરંતુ કદી કોઇથી છીનવી ન શકાય એવી જે આપણી સ્વયંની માલિકીની સંપત્તિ છે, જે અક્ષર અને શાશ્વત છે તેને વિષે તો આપણે કશું જ જાણતા નથી.

ઉપનિષદમાં એક મીઠી કથા આવે છે. યાજ્ઞવલ્કય નામના ઋષિને બે પત્નીઓ હતી. તેઓ પોતાની બધી સંપત્તિ ,બન્ને સ્ત્રીઓ વચ્ચે વહેંચી પોતે સંન્યાસ લેવા ઇચ્છતા હતા. સંપત્તિના બરાબર બે સરખા ભાગ પાડી નાખવા અને બન્ને સ્ત્રીઓને તે ભાગો સમાન રીતે આપી દેવા અને પોતે સંન્યસ્ત ધારણ કરી આ સંસારમાંથી નીકળી જવું, આ તેમની ભાવનાને ક્રિયાન્વિત કરવા માટે તેમણે એક દિવસ બંનેને બોલાવી પોતાનાં હૃદયની અંતિમ ઇચ્છાની વાત કહી. એક સ્ત્રી તો રાજી થઈ ગઇ. તેના મનથી તે અર્ધી સંપત્તિ પોતાના જીવનનિર્વાહ માટેની પર્યાપ્ત સંપત્તિ હતી. મનુષ્ય સ્વભાવની આ જ નબળાઈ છે કે તે ચૈતન્ય કરતાં જડને વધારે મહત્ત્વ આપે છે. એક કાચનો પ્યાલો ફૂટી જાય તો પણ તેનો માલિક તેને માટે સારાયે ઘરમાં કલેશનું વાતાવરણ ઊભું કરી દે છે. આમ કલેશનું વાતાવરણ ઊભું કરીને ઘરનાં માણસોના હૃદયોને આંચકો આપતાં તેને જરાયે ગ્લાનિ કે ખિન્નતા થતાં નથી. જીવતા જાગતા માણસોના જીવન કરતાં તેને મન તે આઠ આનાના પ્યાલાની વધુ કીંમત છે. જો તેને મન તે પ્યાલાની કીંમત વધુ ન હોત તો તે એક નાશ થઇ જવાના સહજ સ્વભાવવાળી જડવસ્તુ માટે આવો કલેશપૂર્ણ ઊહાપોહ કરત નહિ. જીવતા જાગતા જીવોમાં જે પરમાત્માને જોઇ શકતા નથી તે આમ પદાર્થમા પરમાત્માના દર્શન કરે છે. અન્યથા પદાર્થ ખાતર પરિવારના ચૈતન્ય પ્રભુઓના અન્તરાત્માને દુભવવા તે આવું વિષાદ અને પરિતાપપૂર્ણ વાતાવરણ ઊભું કરત ખરો ? યાજ્ઞવલ્કયનાં એક પત્નીને તો સંપત્તિની કીમત પોતાના પતિ કરતાં પણ વધારે લાગી, એટલે સંપત્તિથી તે રાજી થઈ ગઈ. પરંતુ બીજી પત્નીએ સામેથી પ્રશ્ન કર્યોઃ 'પ્રભો ! જે વસ્તુ આપ મને સોંપીને સંસારનો ત્યાગ કરો છો, તે વસ્તુ આખરે શું છે ?' યાજ્ઞવલ્કયે જવાબ આપ્યો : 'આ તમારા જીવનની આધારરૂપ સંપદા છે.' પત્નીએ તરત જ બીજો પ્રશ્ન કર્યોઃ 'જો આ સંપત્તિ જીવનના આધારરૂપ છે, તો પછી આપ તેને ત્યાગીને કેમ જઈ રહ્યા છો ? એવી કઇ વસ્તુ છે કે જેની શોધમાં આપ જીવનની આધારરૂપ એવી આ સંપત્તિનો ત્યાગ કરી રહ્યા છો ?' યાજ્ઞવલ્કયે જવાબ આપ્યો : 'મારી દૃષ્ટિમાં આ સંપદા હવે સંપદા રહી નથી. મેં આ સંપદાના પૃષ્ઠભાગમાં

છુપાએલી વિપદાને બરાબર જોઈ લીધી છે. તેની અંદર છુપાએલી ઈન્દ્ર ધનુષ જેવી મોહકતામાં વિનશ્વરતાનાં મેં દર્શન કરી લીધાં છે. એટલે મને હવે આ સંપદામાં કોઈ રસ રહ્યો નથી. હું તો એવી સંપદાની શોધમાં જઇ રહ્યો છું કે જે શાશ્વત હોય, જેનો કોઈ કાળે નાશ ન હોય! જેને ગૌરવભેર હું મારી સંપત્તિ કહી શકું એવી અણુમોલ સંપત્તિની શોધમાં હું આ સંપદાને તિલાંજલિ આપી રહ્યો છું.' આ સાંભળી યાજ્ઞવલ્કયની બીજી પત્ની બોલી ઊઠીઃ **'येनाहं नामृतास्याम तेनाहं किं कुर्यासम्'**– જે સંપતિ મને અમરતાની દિશામાં યાત્રા ન કરાવી શકે એવી ક્ષણભંગુર, અશાશ્વત, ક્ષર સંપદાના ઉકરડાને લઇને હું પણ શું કરવાની હતી? મારે પણ તેનું શું કામ છે? જે સંપત્તિને કચરો સમજી આપ ફેંકી દેવા તૈયાર થયા છો, તે કચરાને હીરાની માફક સંઘરી મારે પણ શું કરવું છે? આપની દૃષ્ટિમા જો આ સંપદા વિપદાઓથી ઘેરાએલી એક વિપત્તિ જ છે તો મને એ સંપદારૂપ વિપદાની ભેટ આપ શા સારુ આપો છો? મને પણ આપ તે જ યાત્રા માટે લઈ ચાલો, જે યાત્રા માટે આપ પ્રયાણ કરી રહ્યા છો!"

સંપદા જેમની પાસે છે તે બરાબર સમજે છે કે, આ સંપદાથી તે વસ્તુ મેળવી શકાતી નથી જે વાસ્તવમાં કીમતી અને મૂલ્યવાન છે. જે પૈસાથી ખરીદી શકાય છે તે વસ્તુ વ્યાવહારિક જગતમાં ભલે કીમતી ગણાતી હોય, પણ પારમાર્થિક જગતમા તે નિર્મૂલ્ય છે. જે શાશ્વત, નિત્ય, ચિરંતન છે એવી સંપત્તિ પાસે જે ખરીદી શકાય છે એવી સંપત્તિનું કોઈ જ મૂલ્ય નથી. તે તો માત્ર આપણા ખાલી મનને ભરવાના રમકડાં જ છે. બાળકો રમકડાં મળતા જેમ સંતુષ્ટિ અનુભવે છે, તેમ આપણું ખાલી મન પણ વસ્તુઓ મળતા ભરાઈ ગયાનો માનસિક સંતોષ અનુભવે છે.

પુણિયા શ્રાવક અને રાજા શ્રેણિકની વાર્તા તો તમે જાણો જ છો. પુણિયા શ્રાવક પાસે માત્ર બે દોકડાની સંપત્તિ હતી ત્યારે રાજા શ્રેણિક પાસે આખા મગધ દેશનું સામ્રાજ્ય હતું. રાજા શ્રેણિકે નરકાયુષ્યનો બંધ કરેલ હતો. એટલે ભગવાન મહાવીરે તેને નરકથી બચવા, પુણિયા શ્રાવક પાસેથી સામાયિક ખરીદવા નિર્દેશ કર્યો. નરકના દુઃખોથી બચવા રાજા શ્રેણિક પોતાનું આખું સામ્રાજ્ય પુણિયા શ્રાવકને અર્પવા તૈયાર થઈ ગયો. પરંતુ પુણિયા શ્રાવકે શો જવાબ આપ્યો તે જાણો છો? અત્યારના શ્રાવકો હોય તો સામ્રાજ્યની લક્ષ્મી સામે તો શું, પાંચ રૂપિયા માટે પણ પોતાની સામાયિક આપી દેવા તૈયાર થઈ જાય! પરંતુ પુણિયા શ્રાવકે કહ્યું: 'રાજન્! સામાયિક એ કાંઈ બજારુ વસ્તુ નથી કે જેની આપલે થઈ શકે. ક્રય–વિક્રયવાળી વસ્તુની ખરીદ–વેંચ થઈ શકે છે. સામાયિક તો પોતાની સાધના છે, ઉપાસના છે, આરાધના છે. સામાયિક તો સ્વય નિપજાવી શકાય છે. બીજા પાસેથી નથી તો તે ઊછીની લઈ શકાતી કે નથી તો તે ખરીદી શકાતી.

તાત્પર્ય એ છે કે, સંપત્તિથી જે ખરીદી શકાય છે તેની વાસ્તવમાં કોઈ કીમત હોતી નથી. સામાયિક જો સામ્રાજ્યથી ખરીદી શકાતી હોત તો સામાયિકની કોઈ કીમત રહેત નહિ. સામાયિકની જે કીમત છે તે સ્વયંમાં અમૂલ્ય છે તેનું કારણ આ જ છે.

સાધુ પુરુષોની સંપદા શી છે? સાધુ પુરુષોની સર્વ પ્રથમ સંપત્ત બ્રહ્મચર્ય છે. સાધુ પુરુષોનું આચરણ એવું હોય છે, જેમ સ્વયં પરમ આત્મા તેની અંદર બિરાજિત થઈ આચરણ કરતો હોય! બ્રહ્મચર્ય શબ્દ અસામાન્ય છે અને કીમતી છે. પરંતુ નીતિવાદીઓએ એના પરમાર્થને સર્વથા વિકૃત કરી નાખેલ છે. કારણ જ્યારે પણ કોઇ 'બ્રહ્મચર્ય' એ શબ્દનો ઉલ્લેખ કરે છે ત્યારે તત્કાલ બ્રહ્મચર્ય શબ્દનો અર્થ કામવાસનાના નિયંત્રણનાં રૂપમાં જ સ્મૃતિગોચર થાય છે. બ્રહ્મચર્ય શબ્દ આટલા જ અર્થમાં સમાઈ જતો કોઈ સામાન્ય શબ્દ નથી. બ્રહ્મચર્યનો આવો અર્થ કરવો એ તો બ્રહ્મચર્ય શબ્દ સાથે અન્યાય કરવા બરાબર છે. બ્રહ્મચર્ય શબ્દનો આવો સામાન્ય અર્થ કરવો એટલે વિરાટને વામણો બતાવવા બરાબર છે. બ્રહ્મચર્ય તો એક પરમ સત્ય છે. બ્રહ્મચર્ય શબ્દનો અર્થ થાય છે–બ્રહ્મ જેવી ચર્યા. એવી રીતે જીવવું જાણે પરમાત્મા જ જીવી રહ્યા હોય! બ્રહ્મચારીનાં સ્વરૂપમાં તેવી વ્યક્તિમાં આપણે પરમાત્માની ચર્યાના દર્શન કરી શકીએ છીએ. તેવી વ્યક્તિનું બોલવું, ચાલવું અને તેની દરેક ક્રિયાઓ પરમાત્માની સાક્ષી પૂરે એવી હોય છે. એટલે બ્રહ્મચર્ય એક વિરાટ શબ્દ છે. તેનો કામવાસનાના નિયંત્રણરૂપ અર્થ ક્ષુદ્ર અને સામાન્ય છે.

બ્રહ્મચર્ય વ્રતને ધારણ કરનાર પોતાની અંદર પરમાત્માને એ રીતે પ્રતિષ્ઠિત કરે છે કે પોતે જ પરમાત્માનું મંદિર બની જાય છે! પરમાત્મા જેવું, બ્રહ્મ જેવું આચરણ એ જ બ્રહ્મચર્ય છે. એમાં કામ નિયંત્રણ તો આવી જ જાય છે. તેનું અલગ વિધાન કરવાની જરૂર રહેતી નથી. પરંતુ બ્રહ્મચર્ય માત્ર કામનિયંત્રણ નથી. કામનિયંત્રણ ઘણી નાની અને સામાન્ય વાત છે. બ્રહ્મચર્ય બહુ મોટી અને વિશિષ્ટ વાત છે. જેણે બ્રહ્મચર્યની આવી વિરાટ સંપદાનો અનુભવ કરી લીધો છે તેણે પોતાનાં બ્રહ્મનો–પરમાત્મભાવનો સાક્ષાત્કાર કરી લીધો છે. હવે તેની પાસે એવી સંપત્તિ આવી ગઈ છે જે કોઇથી છીનવી શકાય નહિ! આ એક જ એવું પરમ સત્ય છે જે કોઇથી ઝુંટવી શકાતું નથી. સત્ય એવું હોવું જોઇએ કે આપણી પાસેથી જેને કોઈ ઝુંટવી શકે નહિ. સત્ય એવું હોવું જોઇએ કે જે આપણું જ સ્વરૂપ હોય. સત્ય એવું હોવું જોઇએ કે જેને કોઈ આપણાથી વિલગ કરી શકે નહિ.

માતાપિતા, પુત્ર, પત્ની સૌ એક દિવસ આપણો સાથ છોડી દે છે. આપણું શરીર કે જેને, આપણે આપણું ગણીએ છીએ, તેને શણગારવાના પ્રયત્નોમાં રાત દિવસ રચ્યાપચ્યા રહીએ છીએ તે પણ એક દિવસ આપણો સાથ છોડી દે છે. આપણું મન જે આપણા જગતનું પ્રતિક્ષણ નિર્માણ કર્યા કરે છે તે પણ એક દિવસ આપણી સાથે રહેશે નહિ. માત્ર એક જ સત્ય, એક જ

પરમ અસ્તિત્વ, એક જ પરમાત્મા, એક જ બ્રહ્મ જે આપણું છે, શાશ્વત આપણી સાથે જ છે. ખરી રીતે જે આપણું જ સ્વરૂપ છે તે કદીપણુ આપણી પાસેથી છીનવી શકાતું નથી.

આચરણુ બ્રહ્મ જેવું હોવું જોઈએ; પરંતુ આચરણુ તો બહારની વાત છે. આચરણુનો અર્થ જ છે બહાર. ચર્યાનો અર્થ જ છે બહાર. ચર્યાનો અર્થ જ બીજાના સંબંધમાં. એટલે આપણું બધું આચરણુ બીજાના સંબંધમાં જ હોય. એકલાના આચરણુનો તો કોઈ અર્થ પણુ નથી. સત્ય બોલવું હોય કે ખોટું બોલવું હોય તો પણુ સામે કોઇ વ્યક્તિ હોવી જોઈએ. ચોરી કરવી હોય તો પણુ કોઇની. એટલે આપણું બધું આચરણુ બીજાની સાથે સંબંધિત છે. ઉપનિષદના ઋષિઓ આ સત્યને સામે રાખીને કહે છે કે, સાધુ પુરુષોની પ્રથમ સંપદા બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્યનો અર્થ છે, બીજાની સાથે એ રીતે સંબંધિત થવું જાણે બ્રહ્મ અથવા ઇશ્વર સાથે સંબંધિત થયા હોઇએ.

આચરણુ તો બહાર હોય છે. પરંતુ જીવનની ઉર્જા જે ચેતના છે તે કંપિત ન થાય, જેમાં એક તરંગ પણુ ન ઊઠે એવી નિષ્કંપ, પરમમૌન, પરમશાંત જે સ્થિતિ છે તે સાધુઓની આંતરિક સંપદા છે.

આચરણુ બ્રહ્મ જેવું હોય અને અંતસ્ નિર્વાણુ જેવું પરમ શાંત શૂન્ય અને મૌન હોય તે જ ઋષિઓનું આંતરિક અને આધ્યાત્મિક ઐશ્વર્ય છે. જે કદીપણુ તેમની પાસેથી છીનવી શકાતું નથી. આવી સંપદા સિવાયની બીજી કોઈ સંપદાની કલ્પના કરવી અથવા બીજી કોઈ વસ્તુઓને સંપદા માની બેસવી એ અજ્ઞાનતા છે, એક પ્રકારની દીનતા છે, તે એક અર્થમાં દરિદ્રતા છે. આવા માણુસો પોતાની દરિદ્રતાને ઢાંકવા ગમે તેટલા પ્રયત્નો કરે તો પણુ તે પોતાની દરિદ્રતા એક યા બીજી રીતે, એક યા બીજે ઠેકાણે પ્રગટ કર્યા વગર રહી શકતા નથી. ધન તો તેમની પાસે હોય છે, પરંતુ ખરા અર્થમા તેમને ધની કહી શકાય નહિ. કારણુ ગમે તે ક્ષણે પણુ તેમનું ધન છીનવી શકાય છે. ધન ભલે ન ઝુંટવી લેવાય છતાં ધનથી પોતાને ધની માની બેસવાની ચેષ્ટા એ માત્ર દંભ જ છે. અંદરની દીનતા જ્યાં સુધી જાય નહિ, પદાર્થો મેળવવા તરફનું આકર્ષણુ જ્યાં સુધી ઓછું થાય નહિ, અને જ્યાં સુધી અશાંતિ મટે નહિ ત્યાં સુધી આંતરિક સમૃદ્ધિનો જન્મ થતો નથી. જ્યાં સુધી અંતરાત્મામાં સઘન પરમાત્મભાવ પ્રગટ ન થાય ત્યાં સુધી વ્યક્તિ ગુલામ જ છે. જેણે પરમાત્મભાવને ઉપલબ્ધ કર્યો છે એ જ સમ્રાટ છે.

હિન્દુ જગતે તો માનવ જીવનને ચાર આશ્રમોમાં વિભક્ત કરેલ હતું. મનુષ્ય જાતિના ઇતિહાસમાં આર્ય સંસ્કૃતિ સિવાય આવા અદ્ભુત પ્રયોગો ક્યાંય કરવામાં આવ્યા નથી. આ વ્યવસ્થા માત્ર ધાર્મિક વ્યવસ્થા નહોતી; આ વ્યવસ્થા પાછળ વૈજ્ઞાનિક સત્યો પણુ કામ કરી રહ્યાં હતાં. **'शतं जीव शरदः'**—આ ઉક્તિ મુજબ માણુસની આનુપાતિક ઉમર ૧૦૦ વર્ષની માની લઇ તેના પચ્ચીસ-પચ્ચીસ વર્ષના ચાર વિભાગો પાડવામા આવેલા હતા. આ દરેક પચ્ચીસ વર્ષમાં પોતાની સંપૂર્ણ શક્તિને જગાડીને સંગ્રહીત કરવાનું માણુસનું લક્ષ્ય હતું.

ભારતીય મનીષીઓ બહુ જ સમજદાર, પ્રજ્ઞાશીલ અને બુદ્ધિમાન હતા એટલે તેઓ કહેતા હતા કે, પચ્ચીસ વર્ષની ઊર્જા ભેગી કરી લો, સમસ્ત શક્તિને જરા પણ વહેવા ન દો કે જેથી સંસારથી વિરક્ત થતાં મનમાં એક વખત પણ સંસારને ફરી જોવાનો ભાવ જાગે.

આજે તો આ જગતમાં કોઇ પણ વ્યક્તિ કામવાસનાથી તૃપ્ત નથી. જો કે આજના યુગમાં કામવાસનાને તૃપ્ત કરવાના જેટલા ઉપાયો છે તે સંબંધેનો પ્રચાર છે. તેનાં નગ્ન સ્વરૂપને જે રીતે પ્રદર્શિત કરવામાં આવે છે, તે જાતનાં સાધનો, પ્રચાર કે પ્રક્રિયાઓ ક્યારે પણ નહોતા. આજે આટઆટલા સાધનો છે છતાં માણસ સંતૃપ્ત જણાતો નથી. કારણ શક્તિ સંગ્રહિત થાય તે પૂર્વે જ તે વિસર્જિત થવી શરૂ થઇ જાય છે. ફળ પાકે તે પહેલાં જ મૂળિયાં રસને માટીમાં ખોઇ નાખે છે. પરિણામે ફળ ક્યારે પણ પાકતાં નથી. ફળ પાકવા માટે પણ ઊર્જા જોઇએ.

પચ્ચીસ વર્ષ સુધી માણસ પોતાની શક્તિને સંગ્રહિત કરવાના ઉપાયો કરતો. એક એક માણસને એક એક શક્તિનો કુંડ બનાવી દેતા જે કુંડો ઊર્જાથી આંદોલિત હતા. તે શક્તિથી સંપન્ન અને શક્તિથી ભરેલો જગતમાં આવતો હતો. યાદ રાખજો જેટલો શક્તિશાળી પુરુષ હોય તેટલો જ તે સરળતાથી વાસનાથી મુક્ત થઈ શકે છે. માણસ જેટલો નિર્બળ હશે તેટલો જ તે જલદી ભોગથી મુક્ત થઈ શકશે નહિ. નિર્બળ માણસ ભોગના અંતિમ તલને પહોંચી શકતો નથી. એટલે આ વિષેનો તેનો અનુભવ એટલો કાચો હોય છે કે, તેમાંથી તેને મુક્ત થવું મુશ્કેલ થઈ જાય છે. જેનું યથાર્થ જ્ઞાન આપણને નથી એટલે તેમાંથી મુક્તિ મેળવવી પણ આસાન નથી.

જ્યારે પુત્ર લગ્ન કરી ઘરમાં પોતાની પત્ની સાથે આવી જાય, પછી પણ માબાપ બાળકોને જન્મ આપ્યા કરે તો એનાથી વિચિત્ર અને અસંગત બીજી કઇ વાત હોઈ શકે? પુત્ર જ્યારે ભોગમાં ઊતરી જાય, ત્યારે પણ જો પિતા ભોગના જગતમાંથી મુક્ત ન થાય, તો આ કઇ સમજદારીની વાત છે? આમ છતાં પિતા ઇચ્છે કે પુત્ર મને સન્માન આપે, તો આ જાતની અપેક્ષા રાખવી એ મૂઢતા છે. સાચી રીત તો એ છે કે જ્યારે પુત્ર ભોગના જગતમાં પ્રવેશ કરે ત્યારે માતાપિતાએ ત્યાગના જગતમાં પ્રવેશવાના શ્રી ગણેશ માંડવા જોઇએ.

જ્યારે આપણે શુદ્ધ ચૈતન્યમાં, શુદ્ધ સત્યમાં અને શુદ્ધ અસ્તિત્વની સાથે એક થઈ જઇએ છીએ ત્યારે આ એકતાનું જે જ્ઞાન, આ એકતાનો જે દિશા નિર્દેશ આ ઐક્યની જે ઈંગિત અવસ્થા છે એ જ નિર્વાણ દર્શન છે.

આ નિર્વાણ દર્શનનું રહસ્ય એવું તો ગુહ્ય છે કે, માર્ગે ચાલ્યે જતા જેવા તેવાને તે કહેવાનું નથી હોતું. આવા કીંમતી રહસ્યો દરેક સામે પ્રગટ ન કરી શકાય. આ રહસ્યોને સમજવા અને આત્મસાત્ કરવાની પાત્રતા જોઇએ. આવા જ્યોતિર્મય રહસ્યોને પચાવવા આન્તરિક

સંબંધો જોઇએ. જ્યાં તર્ક, વિતર્ક અને વાદવિવાદ ચાલતા હોય, ત્યાં આવા આંતરિક રહસ્યો જે એકાંત ગુહ્ય ગણી શકાય તે કહેવા ન જોઇએ. જ્યાં પ્રેમની અંતર્ધારા પ્રવાહિત હોય ત્યાં જ આ રહસ્યો કહી શકાય. જ્યાં સંવાદ સંભવ હોય, જ્યાં હૃદયથી હૃદય બોલતું હોય ત્યાં જ તે કહેવાં જોઇએ.

શિષ્યનો અર્થ જ એ છે કે જે શીખવા તૈયાર હોય. શીખવા માટે તત્પર સાચા શિષ્યો આ જગતમાં ગણ્યાંગાંઠયા જ હોય છે. શીખવા માટે બહુ નમવું પડે છે. શિખડાવવાની ઉત્સુકતા સરળ છે. પરંતુ શીખવાની જિજ્ઞાસા મુશ્કેલ છે. એટલે જેની શીખવાની તૈયારી ન હોય, તેને આવી ગુહ્ય અને રહસ્યાત્મક વાતો ન કહેવી. જેની શીખવા માટેની તૈયારી ન હોય તેને જો કહેશો તો તેના કાનમાં પણ વાત પ્રવેશશે નહિ અને મુશ્કેલી એ ઊભી થશે કે, તેના ગલત અર્થો કાઢશે. "बिभेत्यर्थं भयाद् वेदो मामयं प्रहरिष्यति" અલ્પજ્ઞ અને અનભિજ્ઞ વ્યક્તિઓથી વેદો પણ ભય પામે છે કે, આવા અજ્ઞના હાથોમાં પડી જશું તો તે માણસો અમારી ઋચાઓના ગલત અર્થો કરી, અમારા ઉપર પ્રહાર કરશે અને જગતને અવળે માર્ગે દોરશે.

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમસ્વામી તો ઋષિઓની ઉપર જણાવેલી સંપદાઓ અને શ્રુત, શીલ, તથા તપથી સંપન્ન છે. પરસ્પર એક બીજામાં અત્યંત નિષ્ઠા ધરાવે છે. એક બીજા અત્યંત સન્નિકટવર્તી છે. પરસ્પર એક બીજાનાં હૃદયમાંથી એકબીજા પરત્વે પ્રેમની અંતર્ધારા વહી રહી છે. એટલે કેશીકુમાર શ્રમણ પોતાની માનસિક ભૂમિકા સંતોષાતાં ગૌતમ સ્વામીને સાધુવાદ અર્પે છે.

साहु गोयम! पन्ना ते छिन्नो मे संसओ इमो ।
अन्नो वि संसओ मज्झं तं मे कहसु गोयमा! ॥ ५४

હે ગૌતમ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. તમોએ મારી શંકા દૂર કરી છે. મારી એક બીજી પણ શંકા છે. હે ગૌતમ! તે વિષે પણ તમે મને કહો.

अयं साहसिओ भीमो दुट्ठस्सो परिधावई ।
जंसि गोयम! आरूढो कहं तेण न हीरसि? ॥ ५५

આ સાહસિક, ભયંકર અને દુષ્ટ ઘોડો દોડી રહ્યો છે. હે ગૌતમ! તમે તેના પર સવાર છો. તે તમોને ખોટે રસ્તે કેમ દોરતો નથી?

કેશીકુમાર શ્રમણના પ્રશ્નો માર્મિક છે. પોતાના પ્રશ્નની ભૂમિકાને સ્પષ્ટ કરીને તેઓ પ્રશ્નો પૂછતા નથી. તેમના બધા પ્રશ્નો આધ્યાત્મિક રહસ્યોથી ભરેલા છે. શ્રી ગૌતમસ્વામી પોતે પણ અધ્યાત્મપરાયણ અને અધ્યાત્મના રંગે રંગાએલા છે. એટલે બન્ને એક જ આદર્શને વરેલા

અને એક જ માર્ગને અનુસરનારા હોવાથી તેઓ એકબીજાના મર્મને-રહસ્યને પામી જાય છે. જે જાતનો પ્રશ્ન હોય છે તે જ રીતે તેનો જવાબ આપી દેવાય છે. પરસ્પર પોતાના સવાલ જવાબો એક બીજા સમજી લે છે. અત્રે દુષ્ટ ઘોડો કોણ છે? કેમ તે દોડે છે? ગોતમ કેમ તેના પર સવારી કરે છે, છતાં પછડાતા નથી? વગેરેના ભાવભેદો આવતી કાલે-

## મનથી અગોચર

મન હંમેશાં દ્વન્દ્વ ઊભાં કર્યા કરે છે. તે કદી એક રૂપમાં રહી શકતું નથી. મન હંમેશાં બે થઈને જ જીવે છે; એટલે તેનો સ્વભાવ જ દ્વન્દ્વ ઊભાં કરવાનો છે.

મારું એક મન કહે કે: 'આ મકાન મને મળી જાય તો સારું.' પરંતુ અંદરથી બીજા મને કહ્યું: 'મારે આ મકાન લેવું નથી. હું તેના તરફ ઉદાસીન છું. હું તેના તરફ જોઇશ જ નહિ.' આમ તે મકાન તરફની બીજા મનની ઉદાસીનતા છે. પરંતુ પહેલા મનનું મકાન તરફનું આકર્ષણ હોવાને કારણે મારા મને મને જ બે ભાગોમાં વિભક્ત કરી નાખ્યો. એક મન તે મકાનની માંગ કરતું હતું અને બીજું મન તે લેવા ના પાડતું હતું. આમાંથી જો કોઇ એકનો પણ પક્ષ લેવાઈ જાય તો મનને ટકી રહેવા માટે પૂર્ણ સાધન મળી જાય. જે વસ્તુ મનની સામે હોય છે તે જ વસ્તુ મનનો વિષય થઇ શકે છે. જે મનથી પાર છે તે મનનો વિષય થઈ શકતું નથી. મન તેને જ જોઈ શકે છે જે તેની સામે છે. જે મનની પાછળ છે તેને મન જોઈ શકતું નથી. અરીસામાં પ્રતિફલન તેનું જ પડી શકે છે જે અરીસાની સામે અરીસાનો વિષય બને છે. જે દર્પણની પાછળ છે તેનું દર્પણમાં પ્રતિબિંબ પડતું નથી. અરીસાની પાછળ જે છે તેનું પ્રતિબિંબ અરીસામાં જોઇ શકાતું નથી એટલે તેનો અર્થ એ નથી કે અરીસાની પાછળ કાંઇ છે જ નહિ. અરીસાની અક્ષમતાનાં કારણે પાછળ રહેલા પદાર્થોના પ્રતિબિંબો તેમાં પ્રતિભાસિત ન થાય તો તેથી કાંઇ અસ્તિત્વનો અભાવ થઇ જતો નથી.

આપણી ચારેકોર પદાર્થોનું વિરાટ જગત છે. તે વિરાટ જગતનું પ્રતિબિંબ મનરૂપી અરીસામાં પડે છે. જગતમાં પથરાએલી અપાર પદાર્થ રાશિને બતાવવા માટે, તેનું પ્રતિબિંબ બનાવવા માટે મનની ઇન્દ્રિય છે. મનનાં બીજા પણ ઘણાં અંગો છે. આંખ મનનું એક દ્વાર છે જ્યાંથી રૂપનો પ્રવેશ થાય છે. આકૃતિ અને રંગ પણ આ જ દ્વારથી પ્રવેશ કરે છે. કાન તેનું બીજું દ્વાર છે જ્યાંથી ધ્વનિ પ્રવેશ કરે છે, જ્યાંથી શબ્દો પ્રવેશ કરે છે. હાથ, નાક, જીભ આદિ બધાં તેનાં દ્વારો છે. આ દ્વારો ઘણાં જરૂરી છે. આ બધાં દ્વારો વડે જ મન બહારનાં જગતમાં જાય છે અને વસ્તુનું જ્ઞાન કરે છે. મન સાથે ઇન્દ્રિયોની પણ ઘણી ઉપયોગિતા છે. ઇન્દ્રિયોની સહાય વગર જો મનમાં જાણવા જોવાની ક્ષમતા હોત તો જગતમાં આંધળા અને

બહેરા માણસો પણ મનના અવલંબન માત્રથી જોવાનું અને સાંભળવાનું કામ કરી લેત અને જગતમાં આંધળા અને બહેરાઓનો સર્વથા અભાવ થઈ જાત. પણ મનની આવી ક્ષમતા નથી એટલે મનને બહારના જગત સાથે સંબંધ જોડવા માટે પણ ઇન્દ્રિયોની સહાયની અપેક્ષા અવશ્ય રહે જ છે.

હાં, આંખ બાહ્ય પદાર્થોને દૃષ્ટિનો વિષય બનાવી શકે છે. પણ તે અંદર પ્રવેશી શકતી નથી. કાન બહારના શબ્દો સાંભળી શકે છે પણ અંદર તેનો પ્રવેશ થઈ શકતો નથી. હાથ બાહ્ય વસ્તુઓનો સ્પર્શ કરી શકે છે પરંતુ હાથનો અંદરમાં જરા જેટલો પણ પ્રવેશ થઈ શકતો નથી. તાત્પર્ય એ છે કે બધી ઇન્દ્રિયો બાહ્યને વિષય બનાવી શકે છે પરંતુ જે અંદર છે તેને પામવાની, તેની ઉપલબ્ધિ કરવાની ક્ષમતા ઇન્દ્રિયોમાં નથી. જેને આપણે મન કહીએ છીએ તે પણ એક જાતની ઇન્દ્રિય જ છે. શાસ્ત્રમાં તેને અનિન્દ્રિય નામ આપવામાં આવ્યું છે. આ અનિન્દ્રિય ઇન્દ્રિયો કરતાં જરા સૂક્ષ્મ છે. બધી ઇન્દ્રિયો સાથે એનો સંબંધ છે, તેથી આત્મા માટે તો તે ઇન્દ્રિયની માફક જ એક બાહ્ય સાધન છે; છતાં ઇન્દ્રિયોથી જુદું પાડવા અને ઇન્દ્રિયો કરતાં તેની વિશિષ્ટ શક્તિ અને સૂક્ષ્મતાને સમજાવવા અનિન્દ્રિય અથવા નોઇન્દ્રિય નામથી તે ઓળખવામાં આવે છે.

મનની અંદર પણ ચેતના છે. તે મનની પેલે પાર છે. જેમ ઇન્દ્રિયો તે ચેતનાને વિષય નથી કરી શકતી તેમ મન પણ તેને વિષય કરી શકતું નથી. એટલે જ બધા મહર્ષિઓએ આ ચેતનાને **"मनोवाग् अगोचरम्"** મન અને વાણીના અવિષયરૂપે નિર્દેશ કરેલ છે. મનની પાસે કોઈ શક્તિ, ક્ષમતા કે ઉપાય નથી કે તે આ ચેતનાને જાણી શકે. આપણે માટે આ જ એક કોયડો છે, એક સમસ્યા છે, મોટી ગુંચવણ છે. આ વિરાટ જગતના અગણિત પદાર્થો મનથી જાણી લેવાય છે. તેથી આપણે એ રીતે વિચારવા ટેવાઈ ગયા છીએ કે મનથી આત્મા અને ચેતના પણ ઓળખી શકાય છે.

ટેબલ, ખુરસી, મકાન, દુકાન વગેરે મનથી જાણી શકાય છે. ગણિત, ભૂગોળ અને ભાષાનું જ્ઞાન મનના અવલંબનથી કરી શકાય છે. વિજ્ઞાનનું જ્ઞાન પણ મનથી થઇ શકે છે. એટલે મનથી એવી ભ્રાંતિ જન્મવી સ્વાભાવિક છે કે બધું મનથી જાણી શકાય છે. જાણવા લાયક કોઈપણ વસ્તુ મનથી અગમ્ય હોઈ શકે નહિ. વિશ્વવિદ્યાલયોમાં સેંકડો વિષયોનો અભ્યાસ ચાલે છે અને તે બધા વિષયો મનની સહાયથી આત્મસાત્ કરી શકાય છે તેથી આત્મા અને પરમાત્મા પણ મનથી જાણી શકાય એવી એક ભ્રાંતિપૂર્ણ માન્યતા આપણા મનમાં દૃઢતાપૂર્વક સ્થાન પામી ગઈ હોય છે. મનની આવડી અપાર ક્ષમતાને જોઈ, મનથી બધું જાણી શકાય છે એવી કલ્પના રૂઢીભૂત થઈ જવા પામી હોય તો તે અસ્વાભાવિક પણ નથી. પરંતુ મન પોતાની પાછળ રહેલા પદાર્થોને, પોતાની પાર રહેલા તત્ત્વોને જોઈ શકતું નથી. તેથી મન હંમેશાં એમ કહેવાનું દુઃસાહસ કરતું હોય છે કે–જે હું જાણતું નથી તે વાસ્તવમાં છે જ નહિ.

વૈજ્ઞાનિકોએ મનના સંબંધમાં ઘણી સૂક્ષ્મ જાણકારીઓ એકત્રિત કરી છે તેથી તેમની મુશ્કેલીમાં વધારો થયો છે. પદાર્થોના વિશ્લેષણથી જે આશ્ચર્યજનક રહસ્યોની શોધ થઈ છે તેને લઇને પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોના માનસ વધારે સંદેહગ્રસ્ત બન્યા છે. વૈજ્ઞાનિકને વિચારવાની આવી જ પ્રક્રિયા હોય છે કે–હું મનથી પરમાણુને જાણી શકું છું. મનથી કરોડો માઇલ દૂર રહેલા તારાની માહિતી ઉપલબ્ધ કરી શકું છું. તો પછી મનથી જે આત્મા આટલો સન્નિકટ છે, તેને તેના વડે કેમ ન જાણી શકું ? અને આ રીતે મનની પેલે પાર રહેલા, મનના પૃષ્ઠ ભાગમાં રહેલા આત્મતત્ત્વને મનથી જાણવાનો, મનથી ચેતનાનું અન્વેષણ કરવાનો તેનો સતત પ્રયત્ન હોય છે. પરંતુ મનરૂપી અરીસામાં આત્માનું પ્રતિફલન પડી શકે એમ છે જ નહિ. તેથી તે અંતિમ એ નિષ્કર્ષ ઉપર પહોંચે છે કે–આત્મા હશે જ નહિ. જો આત્મા હોય તો અવશ્ય તે પકડમાં આવત. પરંતુ અનુભવીઓ કહે છે કે, વૈજ્ઞાનિકો આત્માને જાણી શકતા નથી એનો અર્થ એ નથી કે, આત્માનું અસ્તિત્વ નથી માટે તેઓ તેને જાણી શકતા નથી. પરંતુ ન જાણી શકવાનું કારણ એ છે કે, આત્મા મન માટે અગોચર છે. આત્મા કદી પણ મનથી જાણવાનો વિષય બની શકતો નથી.

આ જ વાતને વધારે સ્પષ્ટતાથી સમજવી હોય તો એક દાખલો લઈએ. જેમકે આંખ જોઈ શકે છે પરંતુ સાંભળી શકતી નથી. હવે કોઈ માણસ આંખને લઈ સંગીત સાંભળવા બેસે અને ન સાંભળી શકતાં કહે કેઃ મારી આંખો તો સંપૂર્ણ સાજી છે. ઊલટાનું તેમાં અંજન આંજી મેં તેને વિશેષતા આપી છે. મારી આંખોને ચશ્માની પણ જરૂર નથી, છતાં આટલી સારી આંખે હું સંગીત કેમ સાંભળી શકતો નથી ? તો જાણકાર માણસ તત્કાલ બોલી ઊઠશેઃ ભાઈ! સાંભળવું એ કાંઇ આંખનો વિષય નથી. સાંભળવું એ આંખનો અવિષય છે. આંખ સાંભળી ન શકે તો તેમાં તેનો કશો જ અપરાધ નથી. આંખની પાસે ધ્વનિને પકડવાની કોઇ શક્તિ જ નથી. આંખ આકાર, રૂપ, રંગ અને પ્રકાશને પકડે છે, તે ધ્વનિને પકડી શકતી નથી. ધ્વનિને પકડવાની તેનામાં ક્ષમતા જ નથી. આવી જ રીતે મન પદાર્થોને પકડી શકવાની ક્ષમતા અવશ્ય ધરાવે છે. પરંતુ ચેતનાને તે પકડી શકતું નથી કેમકે ચેતના તેનો અવિષય છે. ચેતના મનથી અગોચર છે.

ખરેખર જે મનનો વિષય નથી, તેને મનનાં સાધનની સહાયથી શોધવાનો પ્રયત્ન કરવો એ યોગ્ય વસ્તુને શોધવા અયોગ્ય સાધનનો ઉપયોગ કર્યો ગણાય. આવા અયોગ્ય સાધનથી જો આત્મતત્ત્વની પ્રતીતિ ન થાય તો તેથી કાંઈ એમ સિદ્ધ થતું નથી કે આત્મા નથી. એથી તો માત્ર એટલું જ સિદ્ધ થાય છે કે, જે સાધનના ઉપયોગથી આત્મારૂપ સાધ્યની પ્રતીતિ કરવા ગયા તે સાધન જ અસંગત હતું, અયોગ્ય હતું, વગર મેળનું હતું. આત્માને શોધવા માટે મનનું સાધન અસંગત છે. આત્માની સાથે મનનો કોઈ સંબંધ નથી. આત્માને શોધવા માટે તો બીજું સાધન શોધવું પડશે. આત્માનું શોધન મનથી નહિ પણ ધ્યાનથી થશે. મન જે નથી

કરી શકતું તે ધ્યાન કરી શકશે. આત્મા જે મનનો અવિષય છે તે જ આત્મા ધ્યાનનો વિષય છે. ધ્યાન એક અરીસો છે. તેમાં જ પરમાત્મભાવનું પ્રતિફલન પડી શકે છે.

મન અને વાણીનો આત્મા અવિષય છે. મન વિચારી શકે છે, જાણી-શકતું નથી. મન શબ્દનો અર્થ જ એ થાય છે–મનનની ક્ષમતા. મનુષ્ય પાસે મનનની ક્ષમતા હોવાને કારણે જ તે મનુષ્ય કહેવાય છે. મનનની ક્ષમતાને કારણે તે વિચારી શકે છે. મનનો અર્થ જ સોચવા વિચારવાની ક્ષમતા થાય છે. જ્ઞાન તો બીજી જ વાત છે. સાચી વાત તો એ છે કે, જ્યાં આપણને જ્ઞાન નથી થતું ત્યાં મન તેના પરિપૂરકનું કામ કરે છે. જ્યાં જ્ઞાન નથી થતું ત્યાં વિચારીને જ કામ ચલાવી લેવાય છે. જ્યાં જ્ઞાન હોય છે ત્યાં વિચારીને કામ કરવાની કાંઈ જરૂરત નથી રહેતી.

આંધળા માણસને રૂમમાંથી બહાર જવું હોય તો તેને પૂછવું પડશે કે દરવાજો ક્યાં છે? તેને દરવાજા વિષે વિચાર કરવો પડે છે. તે સંબંધની માહિતી તેને મેળવવી પડે છે; પરંતુ આંખવાળા માણસને વિચારવું પડતું નથી. દરવાજા સંબંધે તેને કોઈ વિચાર પણ આવતો નથી. આ બાબતમાં તેને પોતે જાતે પણ વિચારવું પડતું નથી અને કોઇને પૂછવું પણ પડતું નથી. તે તો સીધો ઊભો થાય છે અને દરવાજા બહાર નીકળી જાય છે. કોઈ બીજો માણસ જો સ્મરણ કરાવે તો જ તેને દરવાજા સંબંધેનો ખ્યાલ તાજો થાય અથવા તે સંબંધેનો કોઈ ખ્યાલ પણ તેને ન આવે. કારણ આંખ જ્યારે જોઈ શકે છે ત્યારે વિચારના વિકલ્પને અવકાશ રહેતો નથી.

જ્યાં જ્ઞાન હોય ત્યાં વિચારવું પડતું નથી. વિચારવાની ક્રિયા તો અજ્ઞાનમાં જ ચાલે છે. જ્ઞાનમાં વિચારવાની ક્રિયા જ અટકી જાય છે. તાત્પર્ય એ છે કે, મન અજ્ઞાન માટેનો ઉપાય છે. અજ્ઞાનની સાથે જો જીવવું હોય તો ઘણું સક્રિય મન જોઇએ. જ્ઞાનમાં જેને જીવવું હોય, જ્ઞાન જેને ઉપલબ્ધ થયું હોય તેને મનની જરૂર નથી. જ્ઞાન થયા પછી મનની જરા જેટલી પણ આવશ્યકતા રહેતી નથી. પછી તો મનને કચરા ટોપલીમાં નાખી શકાય. એટલા માટે અનુભવીઓ કહે છે કે, આત્મા મનનો વિષય નથી, જ્ઞાનનો વિષય છે. વિચારવાનું કામ મન કરે છે અને જાણવાનું કામ ચેતના કરે છે.

આત્મા જેમ મનનો વિષય નથી તેમ વાણીનો પણ વિષય નથી. આત્મતત્ત્વ એવી વસ્તુ છે કે જેનો સાક્ષાત્કાર કરી શકાય અથવા તો અનુભવ કરી શકાય; પરંતુ શબ્દોથી તેની અભિવ્યક્તિ કરી શકાય નહિ. વાણીનો તે અવિષય છે. કારણ, વાણી પણ મનની જ શક્તિ છે. જેને મન જાણી શકતું નથી તેને મન વાણી દ્વારા કેમ વ્યક્ત કરી શકે? યાદ રાખવાની વાત એ છે કે, મન જે જાણી શકે છે તેને જ વાણી વિષય કરી શકે છે. પરંતુ મન જ જેને જાણી શકતું નથી ત્યા વાણીની કારી ક્યાંથી ફાવે? વાણી એ તો મનનો જ એક ભાગ છે. મનની જ

તે સેવિકા છે. આમ છતાં આગમ, શાસ્ત્રો તેનો નિર્દેશ કરે છે કે 'મહાવીર જે પહેલાં કહી ન શકયા, તેના જ સંબંધમાં તેઓ ત્રીસ વર્ષ સુધી સતત બોલતા રહ્યા'–

જેને જાણવું હોય તેને વાણીથી અને મનથી પાર જવું પડે છે. કારણ તે વાણી અને મન બન્નેથી અતીત અને અગોચર છે.

સુકરાતની આ સંબંધેની ઘણી મીઠી કથા છે. સુકરાત સત્યનો ઉપદેશ આપતો હતો. કારણ સત્યને જાણી લીધા પછી એક આત્યંતિક જવાબદારી આવી જાય છે કે, પોતે જે જાણ્યું હોય તે કહેવું. કોઈ સાંભળે તો પણ ભલે અને ન સાંભળે તો પણ ભલે, સાંભળનાર સમજે તો પણ ભલે અને ન સમજે તો પણ ભલે, તે કહી શકાય તેવું હોય તો પણ ભલે અને ન કહી શકાય તેવું હોય તો પણ ભલે, પણ જે સત્ય તેણે જાણ્યું છે તે કહેવું, તે પ્રગટ કરવું. કારણ કયારેક કોઈ પ્રજ્ઞાશીલ શ્રોતા મળી જાય તો જે વાત વાણીથી, શબ્દોથી ન કહી શકાય તે વાણીની વિવશતા અને અસમર્થતાથી અથવા શબ્દોમાં છુપાએલી કહેવાની આતુરતાથી, શબ્દો પાછળ છુપાએલી કરૂણાથી, કયાંક હૃદયનો કોઈ તાર ઝંકૃત કરી શકે છે.

સુકરાતને ન્યાયાલયમાં ઊભો કરવામાં આવ્યો. ન્યાયાલયે નિર્ણય આપ્યો: જો સુકરાત આમજનતામાં સત્યના નામે બોલવાનું બંધ કરી દે તો તેને માફી આપી શકાશે.

સુકરાતે કહ્યું: સત્યના સંબંધમાં મેં જે જાણ્યું છે તે તો અમૃત છે. તેની વહેંચણી કેમ બંધ કરી શકું ? કદાચ તે માટે મને ફાંસીની સજા થશે કે કદાચ મને તે માટે વિષ આપવામાં આવશે તો પણ તે બધું સ્વીકારી લેવા હું તૈયાર છું. પરંતુ બોલવાનું મારાથી બંધ થઈ શકશે નહિ. જે સુકરાત વળી કહ્યા કરતો હતો કે સત્ય બોલી શકાતું નથી, તેને શબ્દોથી અભિવ્યકત કરી શકાતું નથી એ જ સુકરાત આજે બોલવા માટે મરવા તૈયાર થયો છે. તે કહે છે કે બોલ્યા વગર હું રહેવાનો નથી. હું બોલીશ જ. બોલવું એ તો મારો ધંધો છે. સત્ય બોલવું એ તો મારો વિષય છે. એના વગર મારાથી જીવાય પણ કેમ ?

સુકરાતને આમજનતામાં સત્યને નામે બોલવાનું બંધ કરી દેવા ન્યાય કચેરીનો જે આગ્રહ હતો તે એક રીતે ખોટો પણ નહોતો. કેમકે જ્યારે સુકરાત પોતે જ કહેતો હતો કે, સત્ય કહી શકાય નહિ, ત્યારે ન્યાય કચેરી પણ સુકરાત પાસેથી એ જ માંગણી કરતી હતી કે: જો સત્ય કહી ન શકાય તો કૃપા કરી તેને કહો જ નહિ. જે કહી જ ન શકાય તેને કહેવાના ચક્કરમાં શા માટે પડો છો ?

સુકરાતે કહ્યું: ખરેખર તે કહી તો ન શકાય પરંતુ તેને કહેવા માટે કોઇને રોકી પણ ન શકાય. આખરે સુકરાતને વિષ આપવામાં આવ્યું. છતાં તે પોતાનાં કર્તવ્યમાં નિશ્ચલ રહ્યો. પોતાના પ્રાણની આહુતિ આપીને પણ સુકરાત પોતાના સિદ્ધાંતમાં મક્કમ રહ્યો.

જન્મથી જીવવા માટે જે ઉપયોગી યંત્ર છે તે તો જન્મની સાથે જ ઉપલબ્ધ છે. સત્ય અને જીવનને જાણવા માટે જે ઉપયોગી છે, તે યંત્રોને તો આપણે આપણા પુરુષાર્થથી સક્રિય કરવા પડે છે. તે બીજરૂપે અવશ્ય આપણામાં અવસ્થિત હોય છે. પરંતુ સક્રિય કરવા માટે પુરુષાર્થની અપેક્ષા રહે છે. અન્યથા તે ખોવાઈ જાય છે. પ્રત્યેક જન્મમાં આપણને યોગ્ય અવસર અવશ્ય મળે છે પરંતુ આપણી અજ્ઞાનતાના કારણે આપણે તેને ખોઈ નાખતા હોઇએ છીએ.

મન કાંઈ પણ કરે તો પણ તેની જવાબદારી તે પોતાના ઉપર રાખતું નથી. સારીયે જવાબદારી તે શરીર ઉપર નાખી દે છે. જે અમનમાં–આત્મામાં પહોંચી જાય છે તેમનું જ શરીર સ્વચ્છ સરોવરના જળની માફક નિર્મળ થઈ જાય છે. કેમકે શરીર તો નિર્મળ જ છે, પરંતુ મન જ બધા વિકારો જન્માવે છે.

જ્યારે મન નથી રહેતું ત્યારે કોઈ અવલંબનની જરૂર પણ નથી રહેતી. પરંતુ મન હંમેશાં કહ્યા કરે છે કે હું દરેક ક્ષેત્રમાં અવલંબન આપવા તૈયાર છું. કહો, તમારે શું જોઇએ? જ્ઞાન જોઇએ?–તો ચાલો, શાસ્ત્રોનું અધ્યયન કરી લો, જ્ઞાન મળી જશે! મન શાસ્ત્રોમાંથી જે એકત્રિત કરશે તે માત્ર સ્મૃતિ હશે, જ્ઞાન નહિ. તે આત્માનો અનુભવ નહિ હોય! તે તો પારકાનો (શાસ્ત્રકારનો) અનુભવ હશે. પરંતુ મન આપણને છેતરીને કહે છે, આ આપણો સ્વયંનો જ અનુભવ છે. મન બધી જાતના અવલંબન આપવા તૈયાર છે. તે કહે છેઃ હું છું, હું બધું કરી નાખીશ.

જે મનથી રહિત થઈ જાય છે તે જ નિરાવલંબન થઈ શકે છે. તેને અનુભૂતિ થાય છે અને તે કહે છેઃ હવે પરમ આત્મા જ છે; તે જે કરે તે જ બરાબર છે.

શ્રી કેશીકુમાર શ્રમણ જે પ્રશ્ન પૂછી રહ્યા છે તેની જ ભૂમિકા રૂપે આજનું પ્રવચન છે. મન કેવું જબરું છે અને માણસને ડગલે અને પગલે કેમ છેતરે છે, દ્વન્દ્વના જગતનું તે કેવી રીતે નિર્માણ કરે છે, આત્માના સંબંધમાં તે કેવી વંચના ઊભી કરે છે તે આખી હકીકત સંક્ષેપમાં બતાવી દેવામાં આવી છે. શ્રી ગૌતમસ્વામી આમ તેમ પલાયન કરતા–દોડતા મનરૂપી ઘોડાને કેમ વશમાં કરી શકાય છે તેનો રામબાણ ઉપાય બતાવે છે. મનમાંથી અમનમાં જવાની કળાના તે પારગામી છે. મનના વશવર્તી થઇ મનના ઈશારાથી ચાલનારા તે નબળા આત્મા નથી. પરંતુ મનને પોતાના વશમાં બનાવી તેનો અભીપ્સિત માર્ગમાં યથાયોગ્ય ઉપયોગ કરવાની કળાના તેઓ કુશળ કારીગર છે. એટલે તેઓ કહે છે–

> पधावन्तं निगिण्हामि सुयरस्सीसमाहियं ।
> न मे गच्छइ उम्मग्गं मग्गं च पडिवज्जइ ॥

અર્થાત્–આમતેમ દિશા–વિદિશામાં ભાગતા ઘોડાને શ્રુત–રશ્મિ, શ્રુતજ્ઞાનની લગામથી વશમાં કરું છું. મારા વશમાં રહેલો ઘોડો ઉન્માર્ગે જતો નથી. પણ સન્માર્ગે જ જાય છે.

આ મનરૂપી ઘોડો ભારે દુષ્ટ છે, સાહસિક છે, ઉન્માર્ગે જવા ટેવાએલો છે. યોગ્ય પ્રશિક્ષણ અને સાધનાથી તેને સન્માર્ગે લાવી શકાય છે. મેં આ ઘોડાની લગામ મારા હાથમાં રાખી છે. આ લગામથી ઘોડાપર નિયંત્રણ રાખવામાં હું જરા જેટલી પણ ગફલત રાખતો નથી. આ ઘોડાને વશવર્તી કરવાનો એક જ ઉપાય છે-તેની લગામને યોગ્ય રીતે જાળવવી! શાસ્ત્રજ્ઞાન અને અનુભવી આત્મજ્ઞ પુરુષોના આત્મ-સાક્ષાત્કારના સંકેતોના આધારે આ મનરૂપી ઘોડાની લગામ જો આપણા હાથમાં આવી જાય તો તેને કઈ દિશામાં વાળવો તે આપણે જાણી શકીએ છીએ. તેની જાણકારી આપણા હાથમાં આવી જાય છે. જેને લગામ પકડતાં આવડતી નથી તેને જ તે ભાગતો ઘોડો આમતેમ ફગવી શકે છે. પરંતુ શાસ્ત્ર-જ્ઞાનની લગામ જેણે પકડી લીધી હોય, તે કળામાં જેણે નિપૂણતા પ્રાપ્ત કરી લીધી હોય, પછી તેને ભય રહેતો નથી. આ મનનો અશ્વ છે. આ વાત તો આપણે આ અધ્યયન વાંચેલું છે એટલે પહેલેથી કહી શકીએ છીએ, પરંતુ કેશીશ્રમણે તો, આ દુષ્ટ અશ્વ દોડી રહ્યો છે તે તમોને ખોટે રસ્તે કેમ દોરતો નથી?- આ રીતે અસ્ફૂટ પ્રશ્ન કર્યો હતો. શ્રી ગૌતતસ્વામીએ પણ તેનો તેવો જ જવાબ આપ્યો હતો. હવે કેશીશ્રમણ ગૌતમસ્વામીને પૂછે છે-

'अस्सेय इह के वुत्ते? केसी गोयममब्बवी।
केसिमेवं बुवंतं तु, गोयमो इणमब्बवी॥

આપે ઘોડો કોને કહ્યો છે? આ રીતે પૂછતાં શ્રી ગૌતમસ્વામીએ કેશી શ્રમણને, આ ઘોડો કેવો ભયંકર છે, તેનો નિગ્રહ કેમ કરાય છે વગેરે જે કહ્યું તે આખો વિષય હવે પછી અવસરે કહેવાશે.

# આત્માનું ઐશ્વર્ય

સંસારમાં મૂલતઃ બે તત્ત્વો છે. એક જીવતત્ત્વ છે અને બીજું અજીવ તત્ત્વ છે. બન્ને તત્ત્વોનું અસ્તિત્વ અનાદિ અને અનંત છે. બન્ને તત્ત્વો સ્વતઃ સિદ્ધ છે. આપણે જેને અજીવ દ્રવ્ય કહીએ છીએ અને જેને અન્ય દાર્શનિકો પ્રકૃતિ, જડતત્ત્વ અથવા માયાના નામે ઓળખે છે તેની પોતાની પણ સ્વતંત્ર સત્તા છે. તે પણ અસ્તિત્વ શૂન્ય બની શકતું નથી. જીવતત્ત્વની માફક આ પ્રકૃતિતત્ત્વની સત્તા પણ શાશ્વત છે. અજીવ સૃષ્ટિના એક પરમાણુનો પણ કદી આત્યંતિક નાશ નથી. "नासतो जायते भावो नाभावो जायते सतः" અર્થાત્- અસત્‌ની કદી ઉત્પત્તિ નથી અને સત્‌નો કોઇ કાળે નાશ નથી. માટે વિશ્વમાં જે કાંઇપણ છે તેનું ત્રૈકાલિક અસ્તિત્વ છે, તેની સ્થિતિ સદા અનાદિ અનંત જ છે.

હાં, અજીવતત્ત્વ અથવા પ્રકૃતિતત્ત્વ ચેતના શૂન્ય હોય છે. ચેતના એ માત્ર જીવનો જ અસાધારણ ગુણ છે. પ્રકૃતિ સ્વયંમાં અજ્ઞાત છે. તેને પોતાના અસ્તિત્વનો બિલકુલ ખ્યાલ નથી.

જે પોતાના જ સ્વરૂપ કે અસ્તિત્વના જ્ઞાનથી શૂન્ય છે, તેની પાસે બીજાના અસ્તિત્વના જ્ઞાનની શી અપેક્ષા રાખી શકાય? આમ તો જીવની માફક પુદ્ગલ દ્રવ્ય પણ સત્તાવાન અને ક્રિયાશીલ છે. જીવ અને પુદ્ગલ સિવાય બીજા કોઈ દ્રવ્યમાં ગતિ ક્રિયા સંભવિત નથી. ધર્મ, અધર્મ, આકાશ અને કાળ દ્રવ્ય જે અજીવ દ્રવ્યના જ વિસ્તારો છે તે બધા ગતિશૂન્ય અને નિષ્ક્રિય છે. અજીવ દ્રવ્યમાં માત્ર પૌદ્ગલિક દ્રવ્યને જ ક્રિયાશીલતા ઉપલબ્ધ છે. પરંતુ જ્ઞાન ગુણ અને ચેતના વિકલ હોવાને કારણે તે કદી જ્ઞાતા, દ્રષ્ટા કે ઉપભોક્તા થઇ શકતું નથી. જ્ઞાતા, દ્રષ્ટા અને ઉપભોક્તા થવાની ક્ષમતા જીવદ્રવ્યમાં છે. અજીવ દ્રવ્યમાં જ્ઞેય, દૃશ્ય અને ઉપભોગ્ય થવાની ક્ષમતા છે.

આ અજીવ જગતથી ભિન્ન બીજું ચૈતન્ય જગત છે. આ જગતમાં નિગોદના સૂક્ષ્મતમ જીવોથી માંડી પરમ વિકાસને પામેલા સિદ્ધોના જીવો સુધીના જીવોનો સમાવેશ થઇ જાય છે. પરમ ચેતના અથવા પરમસત્તાની વાત એક ક્ષણ માટે બાજુએ મૂકીએ. કારણ પરમસત્તાનું જગત તો ઇન્દ્રિયગોચર થઈ શકે એવું સ્થૂલ નથી; તેમજ નિગોદના જીવો પણ આગમ પ્રમાણ સિવાય બીજી રીતે જાણી શકાય એમ નથી. આમ છતાં ચેતનાના જગત પાસે અસ્તિત્વ ઉપરાંત એક ચેતનાશક્તિ પણ છે. તેની અભિવ્યક્તિ જ્ઞાનીઓની દૃષ્ટિમાં પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના સૂક્ષ્મ જગતથી જ થાય છે. પરંતુ તે આપણા સાક્ષાત્કારનો વિષય ન હોવાને કારણે આપણે એ સત્યનો સ્વીકાર કરતાં હોવા છતાં તેને ઉપેક્ષિત રાખીએ તો પણ નાના નાના કીડી કંથવાથી માંડી માનવજાત સુધીના જીવોમાં ક્રમિક રીતે વિકાસ પામેલી ચેતનાની પ્રતીતિ સાક્ષાત્ અને તર્કથી યોગ્ય રીતે થઈ શકે એમ છે.

આ ચૈતન્ય જગત માત્ર કલ્પનાનું જગત નથી, માત્ર સ્વપ્ન પણ નથી. આ તો ભારતીય મનીષીઓનાં સંશોધનનું એક મૌલિક અને વાસ્તવિક કેન્દ્ર અદ્યાવધિ મનાતું આવ્યું છે. આ એવું તો કીમતી કેન્દ્ર છે કે જેને જાણવાથી આખું જીવન દિવ્ય અને પ્રકાશમય બની જાય છે. આ તત્ત્વને જાણ્યા સિવાય જગતના ગમે તેટલા પદાર્થોને જાણી લીધા હોય છતાં આ તત્ત્વ જો ન જાણ્યું હોય, તો તે જાણેલાં બધા જ્ઞાન નિષ્ફળ અને નિરર્થક જ રહેવાનાં. આ તત્ત્વના મૂળને સ્પર્શ્યા વગરનું ગમે તેટલું જ્ઞાન હોય તો પણ તે અજ્ઞાન જ ગણાય. આ તત્ત્વના જ્ઞાન સિવાયની ગમે તેવી દૃષ્ટિ હોય છતાં તે મિથ્યાદૃષ્ટિ જ મનાય. ગમે તેવું ચારિત્ર હોય છતાં તે કુચારિત્ર જ ગણાય અને ગમે તેવી કઠોર તપશ્ચર્યા પણ અકામ તપની શ્રેણીમાં જ ગણાય.

આ ચેતનાશક્તિ જ્યારે વિકાસની પરમ પરાકાષ્ઠાએ પહોંચી જાય છે ત્યારે તે પરમ ચેતના અને પરમ સત્તા કહેવાય છે. આર્ય દર્શનોની માન્યતા મુજબ, તેમનો આત્યંતિક આદર્શ ચૈતન્યમાં પરમ ચૈતન્ય થવાનો જ છે. આ પરમ ચેતનામાં સત્તા અને ચેતના ઉપરાંત એક બીજો આનંદ ગુણ પણ પૂર્ણતાના સ્વરૂપમાં અભિવ્યક્ત થઈ જાય છે, જે સામાન્ય ચેતનામાં દૃષ્ટિગોચર થતો નથી. સામાન્ય ચેતનાઓમાં ક્યારેક જે સુખની લહર દેખાય છે તે સદા દુઃખ મિશ્રિત

હોય છે; કારણ તે સુખ વેદનીય કર્મજન્ય છે એટલે ઔપધિક છે. આ સુખ સ્વયંમાં સહજ કે નિર્વિકાર નથી. આ સુખ સ્વયંભૂ પણ નથી. આ સુખ સદા પરાપેક્ષી એટલે પદાર્થોમાંથી જન્મનારું અને પદાર્થો સાથે સંબંધ ધરાવનારું હોવાથી તે પદાર્થ સાપેક્ષ અને પરાધીન ગણાય છે.

અત્રે જે હું પરમ સત્તાનો ઉલ્લેખ કરી રહ્યો છું તેનો અર્થ એ ન સમજશો કે જગતનું સર્જન, પાલન અને વિસર્જન કરનાર તે કોઈ એક આકાશમાં બેઠેલો જગતનિયંતા છે. આપણે આવી કોઇ સત્તાને સ્વીકારતા નથી. જૈનદર્શન વિશ્વ પર આવી પરમ સત્તાનું નિયંત્રણ સ્વીકારતું નથી. તે પરમ નિયંતા એટલે ઈશ્વર નામની કોઈ વિશિષ્ટ વ્યક્તિ છે જે ક્યાંક અન્યત્ર રહે છે અને આ જગતનું નિયમન કરે છે, આવી કોઈ નિષ્ઠા કે શ્રદ્ધા આપણે ધરાવતા નથી. આ બાબતમાં આપણે અન્ય દર્શનોથી જુદા જ વિચારો અને જુદી જ માન્યતાઓ ધરાવીએ છીએ. આપણી દૃષ્ટિએ તો સૌ ચેતના પોતપોતાની રીતે પરિપૂર્ણ જ છે. સૌમાં પરમ ચેતન અથવા પરમ સત્તા અભિવ્યક્ત થઇ શકે એમ છે. તે પરમ ચેતન અન્યત્ર ક્યાંય નથી. આપણામાં જ તે વિરાજિત છે. આપણો વિકાસ આપણા પુરુષાર્થ અને વિવેકને આધીન છે. વિવેકથી જ વિકાસ શક્ય છે. આ વાતને સમજાવતું એક સુંદર બૌદ્ધ દૃષ્ટાંત છે.

ભગવાન બુદ્ધના એક શિષ્યનું નામ પૂરણ હતું. એક વખતે તે ભગવાન બુદ્ધ પાસે ઉપસ્થિત થયો અને 'સુના પરન્ત' નામના એક અજ્ઞાત અને અજાણ્યા પ્રાન્તમાં એકાકી વિચરવાની પોતાની ભાવના વ્યક્ત કરી. આ ભાવનાની પાછળ તેનો ઉદ્દેશ ભગવાન બુદ્ધના ધર્મસંદેશને તે પ્રાન્તના લોકો સુધી પહોંચાડવાનો હતો. પૂરણની ભાવના નિરિચ્છ અને નિશ્ચલ હતી. પરંતુ ધર્મપ્રચારનું કાર્ય આપણે સમજીએ છીએ એવું સહેલું નથી હોતું. ધર્મ પ્રચારકો જો પરમ નિષ્ઠા અને પરમકોટિના શિખરને સ્પર્શ્યા ન હોય તો ધર્મ પ્રચાર તેમને માટે આશીર્વાદરૂપ થવાને બદલે અભિશાપરૂપ નીવડે છે. એટલે ધર્મપ્રચારકોની યોગ્ય કસોટી અનિવાર્ય માની ભગવાન બુદ્ધે પૂરણને કહ્યું: 'પૂરણ ! તમે તે પ્રાન્તમાં ધર્મ પ્રચાર કરવાની જે ભાવના ધરાવો છો તે તો પ્રશંસનીય છે પરંતુ તમોને ખબર નથી કે તે પ્રાન્તના લોકો ભારે ક્રૂર, નિષ્ઠૂર, નિર્દય અને હિંસક છે. તમે ધર્મપ્રચાર કરવા ત્યાં જશો ખરા, પરંતુ તે લોકો તમને ગાળો દેશે, તમારી નિંદા કરશે તો તમે શું કરશો ?'

પૂરણ–'પ્રભો ! તો હું સમજીશ કે તે લોકો ભલા છે કે, મને ગાળો દઇને અથવા તો મારી નિંદા કરીને જ તેઓ અટકી ગયા છે. લપાટ અને લાતો તો નથી મારતાને ? માટે હું માનીશ કે તે લોકો ઘણા સારા છે.

ભગવાન બુદ્ધ– 'માનો કે તે લોકો તમને ગાળો આપવા કે તમારી નિંદા કરવાને બદલે તમને લપાટો અને લાતો મારશે તો ?'

પૂરણ- 'તો ભગવન્! હું સમજીશ કે તે સત્પુરુષો છે. માત્ર લંપાટો અને લાતો સુધી જ તેમનો ક્રોધ મર્યાદિત છે. મને લાકડીથી મારવાના કે મારાપર પથ્થરો ફેંકવાની હદ સુધી તો નથી જતા ને ?'

ભગવાન બુદ્ધ-'જો પથ્થરો ફેંકવા અને લાકડીના પ્રહારો કરવા સુધી તેઓ પહોંચી જશે તો ?'

પૂરણ- 'તો પણ પ્રભો ! હું તેમને કરુણાશીલ જ માનીશ. કેમકે તેઓએ ભલે મારા પર લાકડીના પ્રહારો કર્યા, મારા પર પથ્થરો ફેંક્યા પણ મને શસ્ત્રોથી તો નથી માર્યો ને ?'

ભગવાન બુદ્ધ - 'જો શસ્ત્રોનો પ્રહાર કરી તમને ઘાયલ કરશે તો ?'

પૂરણ - 'ભન્તે ! તો પણ હું માનીશ કે તે લોકો ભલા છે. ભલે તેમણે મને શસ્ત્રોથી ઘાયલ કર્યો પણ જાનથી તો નથી મારી નાખ્યો ને ?'

ભગવાન બુદ્ધ - 'અને માનો કે તે લોકો તમને જાનથી મારી નાખવા પ્રયત્ન કરશે તો ?'

પૂરણ --'પ્રભો ! તો તો સર્વોત્તમ કાર્ય થશે. એનાથી ઉત્તમ વાત મારે માટે બીજી કોઈ હશે નહિ. કારણ આ સંસાર દુઃખથી ભરેલો છે. આ શરીર રોગોનું ઘર છે. રૂંવાડે રૂંવાડે પોણા બે બે રોગો છે. આત્મહત્યા એ પાપ માનવામાં આવ્યું છે. એટલે આ ક્ષણભંગુર અને નાશવંત શરીરને આમ નષ્ટ થતાં જોઈને મારા હૃદયને પરમ સંતોષ થશે. મરતાં મરતાં પણ હું એક પ્રકારનો સંતોષ અનુભવીશ કે, આ શરીરથી ધર્મપ્રચારરૂપ એક સુંદર કાર્ય મારાથી થઈ જવા પામ્યું.'

પૂરણના આવા સંતોષજનક જવાબો સાંભળી ભગવાન્ બુદ્ધને ભારે પ્રસન્નતા થઈ. તેમણે કહ્યું. 'પૂરણ ! તમને ધન્ય છે ! મેં તમારા પાસેથી આવા જ ઉત્તરોની અપેક્ષા રાખી હતી. ધર્મપ્રચાર માટે જે ગુણો અને દૃઢતા જોઇએ તે તમારામાં છે. ધર્મ ખાતર પોતાના પ્રાણોને ફના કરી દેવામા પણ જે પાછી પાની નથી કરતો, તે જ ખરો ધર્મપ્રચારક છે. કોઈ પણ સ્થિતિમાં જે કોઇનો દોષ જોતો નથી, જે મૃત્યુની પણ દરકાર કરતો નથી, જે ધર્મના પ્રચાર માટે સદા તૈયાર હોય છે તે જ સાચો સાધુ છે.'

આવી વિવેકદૃષ્ટિ જ આત્મામાં રહેલી પરમાત્મજ્યોતિની સાક્ષી પૂરનારી છે. પ્રત્યેક ચેતનમાં પરમ ચેતન બિરાજમાન છે. પારમાર્થિક દૃષ્ટિએ ચેતન અને પરમ ચેતન એ બે સ્વતંત્ર વસ્તુઓ નથી. પરમચેતનાને અનુપલબ્ધ આત્મા પણ પ્રકાશપુંજ સમા સૂર્ય જેવો જ છે. જે ઘટાદાર વાદળાઓથી ઘેરાએલો હોવા છતાં પોતાના પ્રકાશની અભિવ્યક્તિ અમુક અંશમાં કરતો જ રહે છે. વાદળાઓથી ઘેરાઈ જવાને કારણે સૂર્યનો પ્રકાશ કાંઈ વિલય પામતો નથી. જીવની સાથે જૈનદર્શનની દૃષ્ટિએ કર્મોનું, સાંખ્યોની દૃષ્ટિએ પ્રકૃતિનું, વેદાન્તીઓની દૃષ્ટિએ માયાનું, અવિદ્યાનું આવરણ છે; પરંતુ તે ઔપધિક છે. બહારથી આવેલું છે. એટલે અંદરમા તેનો

પ્રવેશ કથમપિ શક્ય નથી. નૈશ્ચયિક દૃષ્ટિએ તો આ આવરણોથી પણ તેના મૂળભૂત સ્વરૂપને કાંઇ આંચ આવતી નથી.

સંસારમાં અનંતકાળથી રખડતો અને ભટકતો આત્મા પણ પોતાના પરમ ચેતનથી એકદમ શૂન્ય નથી. તે દરિદ્ર કે રાંક નથી. બીજા પાસેથી માંગનારો ભિખારી પણ નથી. તે પોતાની પૂર્તિ પોતાનામાંથી જ કરે છે. બહારથી મેળવવા ઇચ્છતી વ્યક્તિ ભિખારી કહેવાય છે. આત્મા તો સમ્રાટ છે. તે પ્રત્યેક વસ્તુ પોતાની અંદરથી મેળવવા પ્રયત્નશીલ હોય છે. ભિખારીનો અર્થ જ એ છે કે જેને પોતાના અસ્તિત્વ પર વિશ્વાસ નથી, જે બીજાની દયાની યાચના કરે છે.

આત્માનું જે સ્વરૂપ વર્તમાનમાં દૃષ્ટિનો વિષય થાય છે તે તો તેનું વ્યાવહારિક અને સ્થૂલરૂપ છે. શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિમાં તો કોઇ પણ આત્મા અપૂર્ણ કે અધૂરો નથી. 'अत्ता हि अत्तनो नाथो' આત્મા જ આત્માનો નાથ છે. તેનો બીજો કોઈ નાથ હોઇ શકે નહિ. એટલે જ જૈનદર્શન આત્માના આત્યંતિક સ્વરૂપ વિષે નિગોદના અને સિદ્ધના આત્મામાં. અંશ માત્ર પણ ભેદ જોતું નથી. હાં, કર્મોનાં બંધનોથી આત્મા બદ્ધ છે, આવરણોથી ઘેરાએલો છે ત્યાં સુધી ચોર્યાસીના ચકડોળે ભટકતો રહેવાનો છે. પરંતુ તે તેનો મૂળ સ્વભાવ નથી. આવરણો ઔપધિક અને ઔપચારિક છે. એટલે પ્રકાશના કિરણોનો સ્પર્શ થતાંની સાથે આવરણોનું અંધારું વિલય પામી જાય છે અને આત્મા–પરમાત્મા થઇ જાય છે.

મોહનિદ્રામાં પ્રસુપ્ત આત્મા કયા સદ્‌ગુરુ કે કયા સત્શાસ્ત્રોના નિમિત્તને પામી, કઈ ક્ષણે તે પ્રબુદ્ધ બની જશે તે કહી શકાતું નથી. રાયપસેણી સૂત્રમાં રાજા પ્રદેશીનો જે અધિકાર આવે છે અને તેની સમજણ પૂર્વેનો તેનો જે જીવન ઇતિહાસ જાણવા મળે છે તે તરફ જો એકાંત દૃષ્ટિ નાખવામાં આવે, તો આપણે નિશ્ચિતપણે કહી શકીએ કે કેટલાયે ભવો સુધી તે રખડયા કરે તો પણ તેનો અંત આવે નહિ એવું તેનું જીવન હતું. શાસ્ત્રનાં વર્ણનો ઉપરથી તેનું જીવન કેટલી નિષ્ઠુરતા અને ક્રૂરતાથી ભરેલું હતું તે આપણે જાણી શકીએ છીએ. પ્રાણીઓનો વધ કરવાની તેની રીતિઓ પણ હૃદયને કંપાવનારી હતી. શાસ્ત્ર પોતે કહે છે કે તેના હાથો સદા લોહીથી ખરડાયેલા રહેતા. પરંતુ કેશીકુમાર શ્રમણ જેવા પરમકોટિએ પહોંચેલા મહાપુરુષનો તેને સત્સંગ મળ્યો, તેમનું સાન્નિધ્ય તેને સાંપડયું અને જેનામાં કશા જ પરિવર્તનની અપેક્ષા ન રાખી શકાય એવા પ્રદેશી રાજાના જીવનમાં ગજબનું પરિવર્તન આવ્યું! પ્રદેશી રાજાની આ વાત સાંભળી સૌ આશ્ચર્યમુગ્ધ બની જાય છે! તેણે જેટલી નિર્દયતા આચરી હતી એથીયે વધુ કરુણા, દયા અને પ્રેમ તેણે જીવનમાં કેળવ્યા! સ્વરૂપમા તે એવો તો સ્થિત અને નિષ્ઠ થઈ ગયો કે પોતાની જ રાણી સૂર્યકાંતાએ જ્યારે તેને ભોજનમાં વિષ આપ્યું ત્યારે પોતાને તેની ખબર હોવા છતાં, તે પી ગયો. તે વિષને પી જતાં તેના હૃદયની શાન્તિ, સમાધિ, પ્રસન્નતા કે સમભાવને જરા જેટલો પણ ધડકો ન લાગ્યો.

રાજા પ્રદેશી તો એ જ હતો કે જેણે પ્રાણીઓની ક્રૂરતાપૂર્વક હિંસા કરવામાં કદી આંચકો ખાધો નહોતો. છતાં આજે જ્યારે પોતાના મોત માટેના વિષપ્રયોગની સૂક્ષ્મ માહિતી તેને મળી ગઇ હતી, છતાં સૂર્યકાંતા તરફ લેશમાત્ર ક્રોધ, ઘૃણા કે દ્વેષની એક સૂક્ષ્મ રેખા પણ તેણે પોતાનાં ચિત્ત ઉપર ઊપસવા દીધી નહિ. આ એ જ વ્યક્તિના જીવનમાં જે મહાપરિવર્તન આવ્યું, જે પરિવર્તન આવવું શક્ય બન્યું, તેના નિમિત્તરૂપે મુનિ કેશીકુમાર શ્રમણ તો હતા જ, છતાં તે પરિવર્તન માત્ર બહારથી આવ્યું નહોતું, પોતાની અંદરના વ્યકિતત્વમાં તે પડયું જ હતું, જે નિમિત્ત મળતાં બહિર્ભૂત થયું. અત્યાર સુધી સમ્યગ્દર્શનના અભાવે તે પ્રગાઢ મોહનિદ્રામાં સુષુપ્ત હતો જે કેશીકુમાર શ્રમણ જેવા મુનિપુંગવના સન્નિમિત્તને પામીને પ્રબુદ્ધ થયો. આ પ્રબુદ્ધતા જ જ્યારે વિકાસના ચરમ શિખરને સ્પર્શી જાય છે ત્યારે આત્મા પરમ પ્રબુદ્ધ, પરમચેતન, પરમસત્તા અથવા પરમાત્મા તરીકે ઓળખાય છે

અર્જુન માળીની વાત તો જગજાહેર છે. રાજગૃહીમાંથી કોઇ બહાર નીકળવાની હિંમત કરી શકતું નહોતું. રાજાએ પણ કોઇને નગર બહાર નીકળવાની ના ફરમાવી હતી. રોજ છ પુરુષો અને એક સ્ત્રી એમ સાત નિરપરાધ માણસોની હત્યા કરનાર તેમજ સ્ત્રી હત્યા જેવા પરમ પાપથી ખરડાએલો આ આત્મા ચરમ શરીરી છે અને આવો પાપી આત્મા આ જ ભવમાં મહાવીરની માફક પરમ ચેતનાને ઉપલબ્ધ થઇ જશે એવી કલ્પના એ વખતે કોઇનેય નહોતી આવી શકતી ! છતાં સુદર્શન શેઠના સાન્નિધ્યથી અને નવકાર મંત્રના સ્મરણથી ઉપર જણાવેલું તેનું ગાંડપણ જ્યારે વિલય પામ્યું, ત્યારે તે નવા જ જગતમાં નવી જ રીતે જન્મવા પામ્યો ! સુદર્શન શેઠની સાથે તે ભગવાન મહાવીરના દર્શને ગયો. તેમના એક જ પ્રવચનથી તેનું હૃદય ભીંજાઇ ગયું. તેનામાં પરમ કોટિનું પરિવર્તન આવ્યું. પરમ હિંસકમાંથી પરમ અહિંસકની પરમ કોટિમાં તે આવી ગયો. તેનામાં એવું પરિવર્તન આવ્યું કે તેનું રૌદ્ર અને બિભત્સ રૂપ, સરળતા અને સૌમ્યતામા પરિવર્તિત થઈ ગયું. તે હિંસકમાંથી પરમ અહિંસક અને પરમ નિર્ગ્રન્થ બની ગયો. તેણે મહાવીરનાં ચરણોનું શરણ સ્વીકારી લીધું. તેણે છટ્ઠના યાવજ્જીવન પ્રત્યાખ્યાન કર્યા. ગૌચરી માટે જ્યારે તે કોઈ ઘરમાં પ્રવેશ કરતો ત્યારે તેને કૂતરાની માફક હડધૂત થવું પડતું. કોઈ તેને આદર કે સન્માન આપતું નહિ, કારણ તે બધાં પરિવારોના કોઈ ને કોઈ આપ્તજનને, કોઈ ને કોઈ સગાંને, તેણે દીક્ષા પૂર્વેના છ માસના ગાળામાં મારી નાખ્યા હતા. તેના સ્મરણો હજુ સૌના હૃદયમાં તાજા હતા. એણે ઘણાને અનાથ બનાવ્યા હતા. ઘણી સ્ત્રીઓને વિધવા કરી હતી. ઘણાએ પોતાના પુત્રો ખોયા હતા ! અર્જુન માળીને જોઈ લોકોનાં મનમાં ભૂતકાળનાં સ્મરણો તાજા થઇ જતાં એટલે આહાર, પાણી વહોરાવવાને બદલે તેને ભર્ત્સના, તિરસ્કાર, ગાળો અને માર મળતા હતા. પરંતુ ભગવાન મહાવીરના સાન્નિધ્યમાં રહીને તેણે જે સમત્વયોગની સાધના કરી તેની ફલશ્રુતિ રૂપે, તેના મન ઉપર રાગ દ્વેષની કોઇજ ભાવના અંકુરિત થવા પામતી નહિ. જૈનદર્શનની દૃષ્ટિએ કોઇ પણ વસ્તુ સદા એક સ્વરૂપે સ્થિર નથી. પ્રતિક્ષણ

તેમાં ઉત્પાદ-વ્યય થયા કરે છે અને તેનું મૂળસ્વરૂપ સદા અવસ્થિત રહે છે. તેમની દૃષ્ટિમાં વસ્તુનું સ્વરૂપ "ઉત્પાદવ્યય ધ્રૌવ્ય યુક્તં સત્" જેમાં નવીન પર્યાય પ્રતિક્ષણ ઉત્પન્ન થાય, જુની પર્યાય પ્રતિક્ષણ વિલય પામે અને છતાં તેનું મૂળ સ્વરૂપ તેવું ને તેવું જ રહે તેનું નામ સત્ પદાર્થ છે.

આત્મા પણ એક સત્ તત્ત્વ છે. એટલે એમાં પણ પરિવર્તનની પ્રક્રિયા અનવરત પ્રારંભ છે જ. અન્યથા સાત સાત નિરપરાધ વ્યક્તિની પ્રતિદિન હત્યા કરનાર અર્જુન માળી માત્ર છ માસના ગાળામાં પોતાના પરમ સ્વરૂપને કેમ મેળવી શકત?

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામી પણ આજ પરમચેતનાને ઉપલબ્ધ કરવાની યાત્રાના યાત્રીઓ છે. તેમની ચર્ચા-વિચારણા પણ ચેતનાને વિકાસની દિશામાં દોરનારી છે. કેશીકુમાર શ્રમણનો પ્રશ્ન છે કે, જે સૌને ઉન્માર્ગમાં દોરી જાય છે પરંતુ તમને તે પછાડી શકતો નથી અને જેના ઉપર તમારો કાબુ છે, જેની લગામ તમારા હાથમાં છે તે દુષ્ટ ઘોડો કયો છે? શ્રી ગૌતમસ્વામી મનમાં રહેલા આ અસ્પષ્ટ પ્રશ્નની સ્પષ્ટતા કરતાં કહે છે-

मणो साहसिओ भीमो दुट्ठस्सो परिधावई।
तं सम्मं निगिण्हामि धम्मसिक्खाओ कथग ॥

साहु गोयम! पन्ना ते छिन्नो मे ससओ इमो।
अन्नो वि ससओ मज्झं त मे कहसु गोयमा! ॥

આ મન જ સાહસિક, ભયંકર અને દુષ્ટ ઘોડો છે. તે ચારે બાજુ દોડે છે. તેને હું સારી રીતે વશમાં રાખું છું. ધર્મશિક્ષાથી તે કંથક-ઉત્તમ જાતિનો ઘોડો બન્યો છે.

હે ગૌતમ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. તમે મારી શંકા દૂર કરી છે. મારો હજી એક સંદેહ છે. ગૌતમ! તે વિશે તમે મને કહો.

મન વિષે ગઈકાલે અને તે પહેલાનાં પ્રવચનોમાં પણ ઘણું કહેવાઈ ગયું છે. મન એ જ જગત છે. મનનો નાશ થઈ જાય તો આત્મા તરત જ પરમાત્મા બની જાય છે. આ વાત ઘણા પ્રવચનોમાં બરાબર સમજાવવામા આવી છે. શ્રી ગૌતમ સ્વામી પણ એમ જ કહી રહ્યા છે કે આ મન-રૂપ ઘોડાને મેં મૂલતઃ બદલાવી નાખ્યો છે. તેથી હવે કોઈ પણ ભયને અવકાશ રહ્યો નથી. જે મન ઉપર વિજય મેળવી લે છે તે સંસારથી પાર થઈ જાય છે.

o—o

# સાધના અને આગમોના લેખા-જોખા

સાધનાનું જીવન માનવ શરીરમાં જ જીવી શકાય છે. માનવીય ચેતના બીજાં પ્રાણીઓ કરતાં વધારે વિકસિત હોય છે. એટલે સાધના ક્ષેત્રમાં અવગાહન કરવાની પ્રાણી જગતમાં મનુષ્યની જ એક માત્ર ક્ષમતા છે. દેવોની શક્તિ મનુષ્ય કરતાં પણ વધારે છે એમ શાસ્ત્રકારો કહે છે. આમ છતાં દેવયોનિમાં રહી સાધનાના ક્ષેત્રમા ઝંપલાવી શકાતું નથી. નરકના જીવો યાતનાઓ અને પીડાઓની ચક્કીમાં એવી રીતે તો પીસાતા હોય છે કે તેમને સાધનાના ક્ષેત્રમાં પ્રવેશ કરવાની સ્મૃતિ પણ રહેતી નથી; અને તિર્યંચ યોનિની બૌદ્ધિક શક્તિ એટલી હદે વિકસેલી નથી હોતી કે તેઓ ચેતનાના પરમ ઉત્કર્ષને પામી શકે. આ રીતે મૂલતઃ આ ચાર યોનિઓમાં માત્ર એક મનુષ્ય જ પોતાની શક્તિઓ જે પ્રગાઢ નિદ્રામાં પ્રસુપ્ત છે, તેને પ્રબુદ્ધ કરી શકે છે.

સાધનાની પદ્ધતિ અને પ્રક્રિયાઓ પણ બધાની એક સરખી હોતી નથી. દરેક સાધક ઉપર તે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવોની અસર થયા વગર રહેતી નથી. જે તે ક્ષેત્રનું વાતાવરણ સાધકની સાધનાના વાતાવરણમાં પણ વિવિધતાનું નિર્માણ કર્યા વગર રહેતું નથી. આ રીતે જુદા જુદા સાધકો અને સાધનાની વિવિધ પદ્ધતિઓને કારણે સાધનાની પ્રક્રિયાઓમાં જો વિવિધતા અને ભિન્નતા દ્રષ્ટિગોચર થાય તો તે કોઈ આશ્ચર્ય કે દોષની વાત નથી. સાધકો તેમજ સાધનોની ભિન્નતાને કારણે પણ સાધના પદ્ધતિઓ ભિન્ન ભિન્ન દેખાય છે, પરંતુ તે બધાંના આદર્શ, સાધ્ય અને લક્ષ્ય તો એક જ હોય છે, આપણામાં જે શક્તિઓ છે તેનો પરિપૂર્ણ વિકાસ કરવો એ સાધનાનો આદર્શ છે. આત્મિક ગુણોનો પરમકોટિનો સંસ્પર્શ એ સાધનાનું લક્ષ્ય છે. ગુણ અને ગુણી જૈન દષ્ટિએ કથંચિત્ ભિન્ન અને કથંચિત્ અભિન્ન છે. ગુણ અને ગુણીમાં તાદાત્મ્ય સંબંધ છે. ગુણી ગુણવિહીન હોઈ શકે નહિ. ગુણી વગર ગુણોને રહેવાનું બીજું સ્થાન પણ કયું ? એટલે ગુણોનો વિકાસ કહેવાથી ગુણીનો વિકાસ અનાયાસ આવી જાય છે.

ગુણ શબ્દ દોરાના અર્થમાં પણ રૂઢ છે. ગુણ શબ્દ સંસ્કૃત ભાષામાં અનેકાર્થવાચી છે. તેના ઘણા અર્થોમાંથી દોરો અથવા સૂતર એ પણ એક પ્રચલિત અર્થ છે. એટલે સૂતરના જે ગુણધર્મો હોય તે વસ્ત્રમાં આવ્યા વગર રહેતા નથી. કારણ વસ્ત્ર અંતે સૂતરના તાણાવાણા સિવાય બીજું છે પણ શું ? તાત્પર્ય એ છે કે ગુણોની ઉત્ક્રાન્તિ તે ગુણીની જ ઉત્ક્રાંતિ છે.

સાધનાના માર્ગો ભલે ભિન્ન ભિન્ન જણાતા હોય છતાં દરેક સાધનાનો આદર્શ પરમાત્મભાવની ઉપલબ્ધિનો જ હોય છે. મારી દૃષ્ટિએ જે સાધકો સાધ્યના પરમ અને ચરમ શિખરને સ્પર્શી ગયા છે તે બધાની અનુભૂતિ સમાન જ હોય છે. સત્ય સદા સત્ય જ હોઇ શકે, તે એક જ હોઇ શકે. પરમ અનુભૂતિ સમાન જ હોય છે. તેમાં ભેદ સંભવી શકે નહિ. આમ પરમાત્મભાવને ઉપલબ્ધ દરેક વ્યક્તિઓના અનુભવો સમાન હોવા છતાં તેમની અભિવ્યક્તિઓ જુદા જુદા પ્રકારની હોય છે. અભિવ્યક્તિનો આધાર વ્યક્તિની પાત્રતા અને

ક્ષમતા ઉપર આધારિત છે. અભિવ્યક્તિ દેશ, કાળ અને ભાષાને પણ અનુસરનારી હોય છે. એટલે અનુભવની એકરૂપતા હોવા છતાં અભિવ્યક્તિની વિવિધતાને લઇ અનુભવોના પ્રકારો અનેક જાતના થઇ જાય છે.

અભિવ્યક્તિનું માધ્યમ શબ્દ છે. શબ્દ પૌદ્ગલિક હોવાથી નિર્જીવ છે. વ્યાકરણશાસ્ત્રના નિયમમુજબ "सर्वे शब्दाः सर्वार्थ वाचकाः" અર્થાત્ બધા શબ્દોના બધા અર્થો સંભવી શકે છે. શબ્દોમાં બધા સાંકેતિક અર્થોના પ્રતિપાદનની ક્ષમતા છે. તે કારણે પણ શબ્દ સર્વાર્થક હોય છે. આને અનુલક્ષીને જ નૈશ્ચયિક દૃષ્ટિએ શબ્દના પ્રામાણ્ય અપ્રમાણ્યને સ્વતઃ માનવામાં આવેલ નથી. કિન્તુ તે શબ્દના પ્રયોક્તાની આપ્તતા અને અનાપ્તતાને અનુલક્ષીને, પ્રયોક્તાના ગુણદોષને અનુસરીને, તેમાં પ્રામાણ્ય અથવા અપ્રમાણ્ય પ્રતિષ્ઠિત કરવામાં આવેલ છે. માત્ર વક્તાના ગુણદોષના આધારે જ પ્રામાણ્ય અપ્રામાણ્યનો નિર્ણય વાસ્તવિક નથી. શ્રોતા અથવા પાઠકના પ્રામાણ્ય અને અપ્રામાણ્યના આધારે પણ ગુણદોષનો નિર્ણય કરવો પડે છે. જૈનોએ શબ્દોના પ્રામાણ્ય–અપ્રામાણ્યનાં સંબંધમાં આ બન્ને દૃષ્ટિઓને યથા સંભવ બરાબર લક્ષ્યમાં લીધી છે.

શાસ્ત્ર શબ્દ 'શાસ્' ધાતુમાંથી નિષ્પન્ન થએલો છે. જેનું શાસન ચાલે તે શાસ્તા એટલે 'શાસન કરનાર' કહેવાય છે. શાસ્ત્રોના હિતકર વચનોનો સંગ્રહ તે શાસ્ત્ર ગણાય છે. એટલે શાસ્ત્રની રચના હંમેશાં સપ્રયોજન છે. શ્રોતાના અભ્યુદય અને શ્રેયના માર્ગને તે બતાવનાર છે. શાસ્ત્રોની સાર્થકતા અને નિરર્થકતા માત્ર શાસ્ત્રોના શબ્દો ઉપર જ નથી. પરંતુ શાસ્ત્રોના વચનોને ગ્રહણ કરનાર વ્યક્તિઓની યોગ્યતા, પાત્રતા, ક્ષમતા અને ગુણદોષો પર પણ સંબંધ ધરાવે છે. અન્યથા એક જ શાસ્ત્રના, એક જ શબ્દ અથવા વચનના, અનેક પ્રકારના પરસ્પર વિરોધી અર્થો કાઢી, દાર્શનિકો વિવિધ પ્રકારના મતભેદો કેમ ઊભા કરી શકત?

ભગવદ્ ગીતા અથવા બ્રહ્મસૂત્રના એક જાતના શ્લોકો અને સમાન સૂત્રોના પરસ્પર વિરોધી અર્થો ઊભા કરી આ ધર્મગ્રંથોને કેવા વિરોધી વાદોના મૂળ બનાવી દીધા છે? તેથી શ્રોતા અથવા પાઠકની દૃષ્ટિથી કોઈ એક ગ્રંથને નિયમતઃ સમ્યક્ અથવા મિથ્યા કહેવો, અથવા અમુક જ ગ્રંથોને જિનાગમ કહેવા તે ભ્રમજનક ગણાશે. એટલે જ નંદીસૂત્રમાં સ્પષ્ટ ઉલ્લેખ છે કે સમ્યગ્દૃષ્ટિ જીવો માટે વેદ, પુરાણ, રામાયણ અને મહાભારત પણ સમ્યક્ શ્રુત છે અને મિથ્યાદષ્ટિ માટે દ્વાદશાંગીરૂપ સમ્યક્ શ્રુત પણ મિથ્યા છે. તાત્પર્ય એ છે કે, જીવોની મુક્તિ જે જિનાગમનો મૂળભૂત આદર્શ છે તેની પૂર્તિ જે કોઈપણ શાસ્ત્રથી થતી હોય તે દરેક સમ્યક્ છે, તે દરેક આગમ છે. આવી વ્યાપક દૃષ્ટિ જૈનોએ શબ્દ–પ્રામાણ્ય વિષે સ્વીકારેલી છે. આ રીતે તો વેદાદિ બધા શાસ્ત્રો જૈનોને માન્ય છે. જે જીવની શ્રદ્ધા સમ્યક્ છે, અર્થાત્ જે સમ્યગ્દૃષ્ટિ જીવ છે, તેની સામે કોઈપણ ગ્રંથ આવી જાય તો તેનો ઉપયોગ તે મોક્ષમાર્ગને પ્રશસ્ત બનાવવા માટે જ કરશે.

તેના માટે જગતના બધા શાસ્ત્રો પ્રામાણિક છે, સમ્યક્ છે. પરંતુ જે જીવની શ્રદ્ધા વિપરીત છે, જેની મોક્ષ તરફની દૃષ્ટિ નથી, જે સંસારાભિમુખી જીવ છે, જેને સાંસારિક સુખોની ઉપલબ્ધિ જ ઇષ્ટ છે તેને માટે માત્ર વેદ, પુરાણ જ નહિ, તથાકથિત જૈન આગમ પણ મિથ્યા છે, અપ્રમાણ છે. આગમની આ વ્યાખ્યામાં સત્યનો આગ્રહ છે. તેમાં સાંપ્રદાયિક વ્યામોહ નથી કે સામ્પ્રદાયિક કદાગ્રહ પણ નથી.

વકતાની દૃષ્ટિથી આગમની જે વ્યાખ્યા કરવામાં આવેલ છે તેનો વિચાર પણ અહીં અનિવાર્ય છે. વ્યવહાર દૃષ્ટિથી જેટલાં શાસ્ત્રો જૈન આગમોના અન્તર્ગત છે તેમને આ વ્યાખ્યા વ્યાપ્ત કરે છે. અર્થાત્ જૈન લોકો વેદાદિથી ભિન્ન એવા જે પોતાના પ્રામાણિક શાસ્ત્રો માને છે તે બધા લક્ષ્યાન્તર્ગત છે.

આગમની સામાન્ય વ્યાખ્યા આટલી જ છે કે, આપ્તોનું વચન તે આગમ છે. જૈનસમ્મત આપ્ત કોણ હોય છે? આપ્તની વ્યાખ્યા કરતા જૈનોએ કહેલ છે કે, જેણે રાગદ્વેષને જીતી લીધા છે તે જિન, તીર્થંકર અને સર્વજ્ઞ ભગવાન આપ્ત છે. એવા જિનનો ઉપદેશ અને વાણી એ જ જૈનાગમ છે. એમાં વકતાની સર્વજ્ઞતા અને વીતરાગતાને કારણે દોષોની સંભાવના જ નથી, પૂર્વાપર વિરોધની પણ શકયતા નથી, યુક્તિની બાધાનો પણ પ્રશ્ન નથી. આથી મુખ્યત્વે જિનોના ઉપદેશ અને વાણીરૂપ જૈનાગમ પ્રમાણભૂત મનાય છે અને ગૌણરૂપથી જિનવાણીથી અનુપ્રાણિત અન્ય શાસ્ત્રો પણ પ્રમાણભૂત માનવામાં આવે છે.

અત્રે એ પ્રશ્ન સંભવી શકે છે કે, જૈનાગમોના નામથી જે દ્વાદશાંગી આદિ શાસ્ત્રો પ્રસિદ્ધ છે તે શું જિનોનો સાક્ષાત્ ઉપદેશ છે? શું જિનોએ જ તે ઉપદેશને ગ્રંથબદ્ધ કર્યો છે?

આ પ્રશ્નના જવાબમાં આ સમજી લેવું જરૂરી છે કે, વર્તમાનમાં જે પણ આગમ ઉપલબ્ધ છે તે સ્વયં ગણધર ગ્રથિત આગમોની સંકલના છે. આ વિષે આપણી તાત્ત્વિક માન્યતા શી છે તે જાણવી અનિવાર્ય છે. તદનુસાર–

આપણી જૈન અનુશ્રુતિ આ પ્રશ્નનો ઉત્તર આ રીતે આપે છે–જિનેશ્વર પ્રભુ તો ઉપદેશ આપી, આચાર અને વિચારોના મૂળ સિદ્ધાંતોનો નિર્દેશ કરી, કૃતકૃત્ય થઇ જાય છે. તે ઉપદેશોને ગણધરો અથવા વિશેષ પ્રકારના સાધકો ગ્રંથોનું રૂપ આપે છે. આવશ્યકસૂત્રમાં આ સંબંધે નિર્દેશ છે કે–

अत्थं भासइ अरहा, सुत्त गन्थन्ति गणहरा निउणं ।
सासणस्य हियट्ठाओ तओ सुत्तं पवत्तइ ॥

તાત્પર્ય એ છે કે ગ્રંથબદ્ધ ઉપદેશનો જે ફલિતાર્થ છે તેના પ્રણેતા તો જિન, વિતરાગ, તીર્થંકરો છે. પરંતુ જે રૂપમાં તે ઉપદેશો ગ્રંથબદ્ધ અથવા સૂત્રબદ્ધ થયા તે સૂત્રરૂપના પ્રણેતા

ગણધરો જ છે. જિનાગમ તીર્થંકરપ્રણીત કહેવામાં આવે છે, તેનો અભિપ્રાય આટલો જ છે કે અર્થાત્મક ગ્રંથના પ્રણેતા તીર્થંકરો હતા, પરંતુ શબ્દાત્મક ગ્રંથોના પ્રણેતા તો ગણધરો છે.

ઉપર જણાવેલ વિવરણ મુજબ આ વાત સ્પષ્ટ થઇ જાય છે કે, સૂત્ર અથવા ગ્રંથરૂપમાં ઉપસ્થિત ગણધરપ્રણીત જૈનાગમોનું પ્રામાણ્ય ગણધરકૃત હોવા માત્રથી નથી. પરંતુ તે સૂત્રોના અર્થના પ્રણેતા તીર્થંકરની વીતરાગતા અને સર્વજ્ઞતાના કારણે છે. મૂલાચારમાં તો ઉલ્લેખ છે કે–

सुत्तं गणहरकथिदं तहेव पत्तेयबुद्धकथिदं च ।
सुयकेवलिणाकथिदं अभिण्ण दसपुव्वकथिदं च ॥

અર્થાત્– ગણધરકથિત, પ્રત્યેક બુદ્ધકથિત, શ્રુતકેવલિકથિત અને અભિન્ન દસપૂર્વીકથિત આગમ પણ પ્રમાણ છે.

જૈન પરંપરા મુજબ માત્ર દ્વાદશાંગી જ આગમાન્તર્ગત નથી. પરંતુ ગણધરકૃત દ્વાદશાંગી સિવાયના અંગબાહ્યરૂપ અન્ય શાસ્ત્રો પણ આગમ રૂપથી ઇષ્ટ છે અને તે બધા ગણધરકૃત હોતા નથી. કારણ ગણધર માત્ર દ્વાદશાંગોની જ રચના કરે છે એવી અનુશ્રુતિ છે. અંગબાહ્યના નામથી પ્રસિદ્ધ આગમોના પ્રણેતા બીજા સ્થવિરોજ હોય છે.

સ્થવિર બે પ્રકારના છે. સંપૂર્ણ શ્રુતજ્ઞાની અને દશપૂર્વી. સંપૂર્ણ શ્રુતજ્ઞાની એટલે ચતુર્દશપૂર્વી (જૈનાગમોના પાઠયક્રમોમાં બારમા અંગના અંશભૂત ચતુર્દશપૂર્વને તેની ગહનતાના કારણે અંતિમસ્થાન ઉપલબ્ધ છે. એટલે ચતુર્દશપૂર્વીનો અર્થ થાય છે સંપૂર્ણ શ્રુતધર. આપણી ઐતિહાસિક પરંપરા મુજબ એ સ્પષ્ટ છે કે ભદ્રબાહુસ્વામી અંતિમ ચતુર્દશ પૂર્વધર હતા. તેમની પાસે શ્રી સ્થૂલિભદ્રે ચૌદ પૂર્વોનો અભ્યાસ કર્યો હતો. પરંતુ ભદ્રબાહુની આજ્ઞા મુજબ તે દશ પૂર્વ જ બીજાને ભણાવી શકતા હતા. તેથી તેમના પછી દશપૂર્વી જ થયા) અથવા શ્રુતકેવલી. ગણધરપ્રણીત સંપૂર્ણ દ્વાદશાંગીરૂપ જિનાગમના સૂત્ર અને અર્થના વિષયમાં ચૌદપૂર્વી વિશેષતઃ નિપુણ હોય છે. એટલે તેમની અસાધારણ પ્રતિભા અને શાસ્ત્રોના સંબંધની ગહન ક્ષમતાને અનુલક્ષી તેમની આપ્તતા અસંદિગ્ધ જ મનાય છે. પરિણામે આવા શ્રુતકેવલીઓ જે કંઈ કહે અથવા લખે તેનો જિનાગમની સાથે કિંચિત્ માત્ર પણ વિરોધ હોઇ શકે નહિ.

જિનેશ્વરે પ્રરૂપિત વિષયોને જ તે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને અનુસરી તથા તત્કાલીન સમાજને લક્ષ્યમાં રાખી અનુકૂળ ગ્રંથોની રચના કરવી એ જ તેમનું એક માત્ર પ્રયોજન હોય છે. આથી તેમના ગ્રંથો જિનવાણીને જ માધ્યમ રાખીને રચાએલા છે. જિનવાણીનો તેનાથી પ્રચાર થતો હોવાથી તેમજ જિનવાણીને જ તેનાથી પુષ્ટિ મળતી હોવાથી તેમના ગ્રંથોને પણ સંઘે સહેજે જિનાગમોના અન્તર્ગત જ સ્વીકારી લીધા છે. એમનું પ્રામાણ્ય સ્વતંત્ર ભાવથી નથી. પરંતુ ગણધરપ્રણીત આગમો સાથે અવિસંવાદ રીતે તે પ્રયુક્ત હોવાથી તેનું પ્રામાણ્ય છે.

સંપૂર્ણ શ્રુતજ્ઞાન જેણે આત્મસાત્ કરી લીધું હોય તેને કેવલીનાં વચનો સાથે વિરોધ ન હોવામાં આ પણ એક યુક્તિ આપી શકાય છે કે બધા પદાર્થો તો વચનગોચર હોવાની યોગ્યતા રાખતા નથી. આ વિરાટ અને વિશાળ જગતના જ્ઞેયોના અમુક અંશો જ તીર્થંકરોના પણ વચનના વિષય હોઈ શકે છે. તે વચનરૂપ દ્રવ્યાગમ શ્રુતજ્ઞાનને જે સંપૂર્ણ રૂપમા હસ્તગત કરી લે છે. તે જ શ્રુતકેવલી હોય છે. એટલે જે વાતને તીર્થંકરે કહી હતી તેને શ્રુતકેવલી પણ કહી શકે છે. આ દૃષ્ટિથી કેવલી અને શ્રુતકેવલીમા કોઇ વિશેષ અંતર ન હોવાને કારણે બન્નેનું પ્રામાણ્ય સમાનરૂપથી છે.

કાળક્રમથી વીર નિર્વાણ સં. ૧૭૦ વર્ષ પછી અને મતાન્તરથી ૧૬૨ વર્ષ પશ્ચાત્ જૈનસંઘમાં જ્યારે શ્રુતકેવલીઓનો અભાવ થઈ ગયો અને માત્ર દશ પૂર્વધર જ રહ્યા, ત્યારે તેમની વિશેષ યોગ્યતાને ધ્યાનમાં રાખી જૈનસંઘે દશ પૂર્વધરરચિત ગ્રંથોને પણ આપ્તગ્રંથો તરીકે સ્વીકારી લીધા. આ ગ્રંથોનું પ્રામાણ્ય પણ સ્વતંત્ર ભાવથી નહિ પરંતુ ગણધરપ્રણીત શાસ્ત્રો સાથેની અવિસંવાદિતાને કારણે છે.

આ બધા ગ્રંથોનું પ્રામાણ્ય સ્વીકારવા પાછળ આપણી એક શાસ્ત્રીય માન્યતા પણ છે અને તે એ કે, ચતુર્દશ પૂર્વધર અને દશ પૂર્વધર પણ તે જ સાધક હોઇ શકે જેને નિયમથી સમ્યગ્દર્શન હોય છે. તેમની પ્રરૂપણા સમ્યગ્દર્શનમૂલક હોવાને કારણે તેમના ગ્રંથોમાં આગમ વિરોધી વાતો હોવાની સંભાવના નથી. આ જ કારણે તેમના ગ્રંથો પણ કાળક્રમથી આગમની માફક જ આપ્ત ગ્રંથો તરીકે માન્ય કરી લેવામાં આવ્યા છે.

આગળ જઇને આ જાતના અનેક આદેશો કે જેનુ સમર્થન કોઇ શાસ્ત્રમાં નથી હોતું, પરંતુ જે સ્થવિરોની પોતાની પ્રતિભાના બળથી કોઇ વિષયમાં આપેલી સંમતિ માત્ર છે, તેનો સમાવેશ પણ આગમબાહ્યમા કરી લીધેલ છે, અમુક મુક્તકોને પણ તેમાં સ્થાન પ્રાપ્ત છે. સ્થવિરોના આદેશો અને મુક્તકો આગમાન્તર્ગત છે કે નહિ, આ વિષયમાં દિગંબર પરંપરા મૌન છે. પરંતુ ગણધર, પ્રત્યેક બુદ્ધ, ચતુર્દશપૂર્વી અને દશપૂર્વી ગ્રથિત બધા ગ્રંથો આગમના અન્તર્ગત છે. આ વિષયમાં શ્વેતાંબર તેમ જ દિગંબર બન્નેમાં એક જ મત છે.

આગમોના સંબંધમાં આટલી સૂક્ષ્મ વિચારણાથી એ તો સ્પષ્ટ જ થાય છે કે, સત્યનો અવિર્ભાવ નિર્જીવ શબ્દોમા નહિ પરંતુ સજીવ આત્મામાં જ હોય છે. કોઇપણ પુસ્તકનું મહત્ત્વ ત્યાં સુધી જ છે જ્યાં સુધી આત્માની ઉત્ક્રાંતિનું તે સાધન થઇ શકે છે. આ દૃષ્ટિથી સંસારનું બધું સાહિત્ય જૈનો માટે ઉપાદેય અને સાધનામાં સહાયક બની શકે છે. કારણ સુપાત્ર અને સક્ષમ મુમુક્ષુ ગમે તેમાંથી પણ પોતાના માટે ઉપયોગી તત્ત્વ શોધી શકે છે. હાં, અવિવેકી અને અયોગ્ય વ્યક્તિ માટેનો માર્ગ ખતરાથી ખાલી નથી.

વસ્તુતઃ તે જ વિષયનો ઉપદેશ ઉપાદેય હોઇ શકે જે વકતા વડે યથાર્થ દૃષ્ટ અને યથાર્થ કથિત હોય. આવી કોઈ વાત પ્રમાણભૂત ન ગણાય જેનું મૂળ ઉપર્યુકત ઉપદેશમાં ન હોય અથવા તેની સાથે વિસંગત હોય.

જે યથાર્થદર્શી નથી એવા જે શ્રુતકેવલી દશપૂર્વીઓ છે તેમની પણ તે જ વાત પ્રમાણભૂત ગણાય છે જે તેમણે યથાર્થદર્શી દ્વારા સાક્ષાત્ જાણી હોય અથવા પરંપરાથી સાંભળી હોય. જે અશ્રુત હોય તેને પણ કહેવાનો અધિકાર નથી. નિષ્કર્ષ એ છે કે, કોઇપણ વાત ત્યારે જ માની શકાય જ્યારે તેનો યથાર્થ અનુભવ અને યથાર્થ દર્શન કોઇ અને કોઇને તો થયા જ હોય. તે જ આગમપ્રમાણ છે જે પ્રત્યક્ષમૂલક છે. આગમ પ્રામાણ્યના આ સિદ્ધાંત મુજબ પૂર્વોકત આદેશ આગમાન્તર્ગત થઈ શકતા નથી.

દિગંબરોએ તો અમુક કાળ પછી તીર્થંકરપ્રણીત આગમોની લુપ્તતા જ સ્વીકારી લીધી. તેથી આદેશોને આગમાન્તર્ગત કરવાની તેમને આવશ્યકતા લાગી નહિ. શ્વેતાંબરોએ આગમોનું સંકલન કરીને યથાશકિત તેમને સુરક્ષિત રાખવાનો જ્યારે પ્રયત્ન કર્યો ત્યારે એવી ઘણી વાતો પ્રતીત થઈ જે પૂર્વાચાર્યોની શ્રુતિ પરંપરાથી આવેલી હતી, પરંતુ તેનો મૂળ આધાર તીર્થંકરોના ઉપદેશમાં નહોતો. આવી વાતોને સુરક્ષાની દૃષ્ટિએ આગમમા સ્થાન આપવામાં આવ્યું અને તેને આદેશ અને મુકતક કહીને બીજા પ્રકારના આગમથી અલગ સૂચવવામાં આવી.

આ આગમોના જ્ઞાતા શ્રી કેશીકુમાર શ્રમણ દ્વાદશાંગીના રચયિતા શ્રી ગૌતમસ્વામીને પોતાના સમાધાન માટે પ્રશ્ન કરી રહ્યા છે–

> कुप्पहा वहवो लोअे जेहिं ना सन्ति जतवो ।
> अद्धाणे कह वट्टन्ते तं न नस्ससि गोयमा ! ॥

હે ગૌતમ ! લોકમાં કુમાર્ગ ઘણા છે. લોકો તેમાં ફસાઈ જાય છે. રસ્તે ચાલતાં તમે કેમ ભટકતા નથી ?

આ જગતમાં સન્માર્ગો કરતાં વધારે પરિમાણમાં કુમાર્ગો છે. સામાન્ય બુદ્ધિવાળા માણસો જે સાચા ખોટાનું પાર્થક્ય કરવાની ક્ષમતા ધરાવતા નથી તે વિવેકશૂન્ય હોવાને કારણે અસત્ માર્ગને સન્માર્ગ માની, તેને અનુસરવાની ભૂલ કરી બેસે છે. વળી ઘણા એવા પાખંડીઓ પણ હોય છે જે આર્થિક પ્રલોભનો અને આકર્ષણો ઊભાં કરી ભોળા ભાવુક વ્યકિતઓને પોતાના પાશમા ફસાવી લે છે. જગતમાં આ રીતે મોહથી મુગ્ધ બનેલા માણસોની સંખ્યા બહુ મોટી છે. સામાન્ય માણસો જે રીતે પ્રવાહમાં તણાઈ જાય છે તે રીતે તમે કેમ પાખંડીઓની માયાજાળમાં ફસાતા નથી ? તમે તેમાંથી અપવાદ જણાઓ છો.

—✽—

# સાધનામાં આગમોનો ઉપકાર

આત્મા અનાદિકાળથી કામક્રોધાદિ વિકારોથી ગ્રસ્ત છે. આ બધા વિકારો દુઃખ, પીડા, સંતાપ અને ઉદ્વેગ જન્માવનારાં છે તેનો અનુભવ દરેક જીવને સમયે સમયે થયા જ કરે છે. પ્રગાઢ મોહમાં વિમુગ્ધ બનેલો આત્મા સંસાર સાગરમાં આમતેમ અથડાતો પછડાતો રહે છે. આ દુઃખના દરિયામાંથી પાર થવાનો અને સંસારના સંતાપમાંથી મુકત થવાનો અનેકવાર તે પ્રયત્ન પણ કરે છે. પરંતુ તેના તે બધા પ્રયત્નો, પાણી ઉપર ખેંચેલી લીટીની માફક, નિષ્ફળ જ જાય છે. તેનું એક જ કારણ છે કે પરિધિને તે કેન્દ્ર માની બેઠો છે અને તે કેન્દ્રમાં તેણે બ્રહ્મને બદલે અહંને બેસાડેલ છે. આ મૂળમાં રહેલી ભૂલ જ તેને ચોર્યાસીના ચકડોળે ચઢાવ્યા કરે છે.

આજના આ વૈજ્ઞાનિક ઉત્ક્રાન્તિના યુગમાં ભૌતિક સંશોધનો પાછળ માણસ જે શકિત અને સંપદા ખર્ચી રહ્યો છે, ચંદ્ર અને મંગળ ઉપર વિજય મેળવવાની આકાંક્ષામાં તે જે અંતરિક્ષ યાત્રાની સ્પર્ધામાં દોડી રહ્યો છે એવી શકિત અને સંપદા, એવી આકાંક્ષા અને સ્પર્ધા તે સ્વને ઓળખવામાં લગાડતો દેખાતો નથી. પદાર્થ જ્ઞાનની તેણે અપાર સિદ્ધિ હસ્તગત કરી છે એમાં શંકા નથી; પરંતુ પદાર્થ જ્ઞાનની દોડની હોડમાં તે પોતાનું લક્ષ્ય જ ચૂકી ગયો છે.

ગઇ કાલના પ્રવચનમાં રાજા પ્રદેશી અને અર્જુનમાલીના દાખલા આપીને એમ સમજાવવા પ્રયત્ન કર્યો હતો કે, અજ્ઞાનતાને કારણે એક વખત માણસ ગમે તેટલો પાપી હોય, પ્રગાઢ અંધકારમાં અટવાયેલો હોય છતાં તેના આત્મામાં પરિવર્તનની પ્રક્રિયા સતત ચાલતી જ હોય છે, જે કોઇ ક્ષણે સદ્નિમિત્ત મળતાં, માણસમાં અણધાર્યું પરિવર્તન લાવી દે છે.

મહાકવિ વાલ્મીકિનું નામ તો જગજાહેર છે. એ મહર્ષિ અને કવિઓમાં મૂર્ધન્ય શિરોમણિ તો પાછળથી થયા, પરંતુ તેમનું અસલી નામ તો રત્નાકર હતું રત્નાકર લુંટારો હતો. માર્ગમાં આવતા જતા લોકોને તે લૂંટતો, તેમને મારી નાખતો અને તેમની પાસે જે કાંઈ હોય તે લૂંટી લેતો. તેના હાથ સદા લોહીથી ખરડાએલા રહેતા, રંગાયેલા રહેતા. ધન એને મન સર્વસ્વ હતું. ધન મેળવવા માટે ગમે તેવાં પાપો આચરતાં પણ તે અચકાતો નહિ. તેનાં પાપો અનેક હતાં, અપાર હતાં. પોતે આ બધાં પાપો શા માટે કરી રહ્યો છે, કોને ખાતર કરી રહ્યો છે, એનાં ફળો કોણ ભોગવવાનું છે, આ નાનકડા પેટ ખાતર આવાં ભયંકર પાપો પોતે 'શા માટે કરી રહ્યો છે—એવી કોઇ વાત વિચારવાનો તેને અવકાશ નહોતો. લૂંટવા, મારવા અને કોઈનું ઝૂંટવી લેવા સિવાય તેની પાસે બીજો કોઈ ધંધો નહોતો. નારદ જેવા મહર્ષિનો તેને ભેટો ન થયો હોત તો તેના જીવનમાં જે પરિવર્તન આવ્યું, તે ન આવ્યું હોત! નારદ ઋષિએ તેને એક જ પ્રશ્ન પૂછયોઃ 'તું આવાં જે ન કરવાના ઘોર પાપો કરી રહ્યો છે, પરંતુ જેને માટે તું આ બધું કરી રહ્યો છે તે તારાં સ્વજનો અને પરિજનો, તારા આવાં

ઘોર પાપોનાં જે નારકીય ફળો તારે ભોગવવા પડશે તેમાં તેઓ ભાગીદાર થશે ખરાં? તારી કમાણીમાં તો આજે સૌ ભાગીદાર છે, પરંતુ પાપોનાં ફળો ભોગવવામાં તેઓ ભાગીદાર થશે ખરાં? તેમને પૂછી આ વાતનો તેમની પાસેથી જરા ખુલાસો કરી લે!' રત્નાકરના માનસમાં આજ સુધી આવો વિચાર કદી આવ્યો નહોતો. આવું વિચારાતું હશે તેની તેને કલ્પના પણ નહોતી. આજ સુધી એ અંધકારમાં જ અટવાયેલો હતો. નારદમુનિએ તેને પ્રગાઢ મોહની નિદ્રામાંથી જાગૃત કર્યો.

રત્નાકર સ્વજનોને પૂછવા ગયો. સૌએ પાપમાં ભાગીદાર થવાની ના પાડી દીધી. બસ આટલી વાતથી તેની આંખો ઊઘડી ગઇ! ભૂતકાળમાં તેણે કરેલાં પાપો ચલચિત્રની માફક તેની આંખો સામે એક પછી એક આવવા લાગ્યાં અને પસાર થવા લાગ્યાં. તેનાં દિલમાં આત્મનિરીક્ષણ પ્રગટ્યું, તેની આખી દૃષ્ટિ બદલાઇ ગઇ! પોતે આજ સુધી આચરેલા અનાચારોનાં સ્મરણથી તેનું હૃદય કંપી ઊઠ્યું. પ્રકાશની એક દિવ્ય તેજોમય ધારા તેના અંતરમાં ઝળહળી ઊઠી. નારદ ઋષિનો બોધપાઠ તેના પ્રાણોને સ્પર્શી ગયો. તેનાં અંતરમાં એક દિવ્ય તેજનો ઝબકારો થયો. તેનો અંતરાત્મા જાગી ગયો. તેઓ હવે રત્નાકર લૂંટારામાંથી મહર્ષિ અને મહા કવિ વાલ્મીકિ બની ગયા.

પ્રત્યેક આત્મા શક્તિનો અક્ષય ભંડાર છે. તે ભંડારનો અવળે માર્ગે ઉપયોગ ન થાય તો આજે જે દુઃખ, વિષમતા અને અશાંતિનાં વિષાક્ત ફળો જોવા મળે છે તેને બદલે સુખ, શાંતિ, સમતા અને સમાધિના અમૃત ફળોનું આસ્વાદન કરવાનું સદ્ભાગ્ય સાંપડે અને જીવન અનેકવિધ સંઘર્ષો અને પ્રતિકૂળતાઓમાંથી મુક્ત થઇ જાય.

સ્વરૂપની ઉપલબ્ધિ એ જ મોટામાં મોટી અને કીમતી સાધના છે. માનવજીવન પામી જે પરમાત્મભાવની ઉપલબ્ધિ નથી કરી શકતો તે પોતાનો માનવભવ નિષ્ફળ બનાવે છે. જે સ્વસ્વરૂપની પ્રાપ્તિ કરી લે છે તે જ બધું પ્રાપ્ત કરી જાય છે. આ રીતે આપણા સ્વસ્વરૂપની ઉપલબ્ધિ આપણને આપણા જ પુરુષાર્થ અને પરાક્રમ વડે થાય છે. આમ છતાં જિનવાણી અને સદ્ગુરુનું સાન્નિધ્ય સ્વસ્વરૂપની ઉપલબ્ધિમાં કીમતી નિમિત્તની ગરજ સારે જ છે. સ્વયં સ્થિર થઈ શકવાની ક્ષમતા જ્યાં સુધી આપણામાં ન જન્મે ત્યાં સુધી શ્રુત, શાસ્ત્ર, આગમ અને સૂત્ર આદિ સદ્ગ્રંથો આપણી સાધનાનાં સુંદર નિમિત્તો છે. કહ્યું પણ છે–

'यस्यास्ति सद्ग्रन्थ विमर्श भाग्यं किं तस्य शुष्कैश्चपला विनोदैः?

અર્થાત્–જેને સદ્ગ્રંથ વાંચવાનું સદ્ભાગ્ય સાંપડ્યું હોય તેને ભૌતિક વસ્તુઓથી ઉપલબ્ધ સુખ અને વિનોદ ફીકાં લાગવા માંડે છે. નૈશ્ચયિક દૃષ્ટિએ દેવ, ગુરુ અને તેમની વાણી કે ઉપદેશ તો માત્ર નિમિત્ત હોય છે. સ્વયં આત્મા જાગૃત અને પ્રબુદ્ધ ન હોય તો ગમે તેવા ઉમદા નિમિત્તો પણ ઉપકારક બની શકતાં નથી. કાર્ય હંમેશાં ઉપાદાનથી જ થાય છે, માત્ર

નિમિત્તોને અનુસરીને કથન કરાય છે. આથી ઉપાદાન તો પોતપોતાનો આત્મા જ હોય છે; છતાં પણ એ ઉપાદાનના વિકાસમાં કોઈ સહકારી નિમિત્ત મળી જાય તો તે નિમિત્તનું અવલંબન પણ તેના વિકાસમાં ઉપકાર જ નીવડે છે. આ વાતને લક્ષ્યમાં રાખીને જ આપણા પૂર્વાચાર્યોએ પોતાના પ્રાણોના ભોગે પણ આગમ–વાણીને સુરક્ષિત રાખવા યથોચિત પ્રયત્ન કર્યો છે. આ ઇતિહાસ પણ જાણવા જેવો છે.

આર્ષ વાણીઓને સુરક્ષિત રાખવા માટેનો ભારતીય મનીષીઓનો પ્રયત્ન આશ્ચર્ય પમાડે એવો છે. આજના જગતમાં સૌથી પ્રાચીનતમ ધર્મશાસ્ત્રના પ્રખર અંગ તરીકે જો કોઈ ગ્રંથ ઉપલબ્ધ હોય તો તે હિન્દુ-જગતનો ઋગ્વેદ ગ્રંથ છે. તેનું અક્ષરશઃ સંરક્ષણ થઈ શક્યું તે હેરત પમાડે એવી વાત છે. વેદોની વાચના સદા ગુરુગમ્ય રહી છે. બાલ્યાવસ્થામાં જ તેની ઋચાઓના ઉચ્ચારોનો અભ્યાસ કરી શકાય છે. અમુક વય વટાવી ગયા પછી તેના શુદ્ધ ઉચ્ચારો રોકવા ગમે તેવા સંસ્કૃતજ્ઞો માટે પણ મુશ્કેલ હોય છે. વેદોની ઉચ્ચારવિષયક પણ સાધના છે અને આ સાધના નાની વયમાં એટલે કિશોર અવસ્થામાં જ સાધી શકાય છે. વેદો ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત ઉચ્ચારો ઉપર આધારિત છે. ઉચ્ચારોની આ સાધનાની પરંપરાએ વેદોને અક્ષુણ્ણ રાખ્યા છે. આજે પણ આપણા દેશમાં હજારો એવા વેદપાઠી બ્રાહ્મણો છે જેઓ આદિથી અંત સુધી વેદોનો શુદ્ધ ઉચ્ચાર કરી શકે છે. ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિતને અનુલક્ષી જુદા જુદા પ્રાંતોના વેદપાઠી બ્રાહ્મણોના હાથના સંકેતો પણ સમાન હોય છે. ઉચ્ચારો અને હાથોના ઉદાત્તાનુદાત્તાદિના ભેદોને અનુસરી થતા ઈશારાઓની આ સમાનતાએ વેદોનાં રક્ષણની અખંડતામાં કીમતી ભાગ ભજવ્યો છે. આવા વેદપાઠી બ્રાહ્મણોને વેદના પુસ્તકની આવશ્યકતા નથી. વેદના અર્થની પરંપરા વેદોના પાઠની માફક ભલે તેઓ અક્ષુણ્ણ ન રાખી શક્યા, પરંતુ વેદના પાઠોની પરંપરાને તો તેમણે અવશ્ય જીવતી રાખી છે.

જેમ હિન્દુઓએ પોતાનાં ધર્મશાસ્ત્રોને બચાવવા મરણિયા પ્રયત્નો કર્યા છે તેમ જૈનોએ પણ પોતાના તીર્થંકરોની વાણીને સાચવવા પ્રબળ પ્રયત્નો કર્યા છે. પરંતુ બ્રાહ્મણોના જેવી અખંડ પરંપરા જૈનોની નહોતી; તેમજ જૈન સાધુઓના આચારો, નિયમો અને વ્યવહારો પણ ઘણા કડક અને મુશ્કેલ હતા, એટલે વેદપાઠી બ્રાહ્મણોની જેમ જૈનો પોતાના શાસ્ત્રોને અખંડિત રાખી શક્યા નહિ. ગણધરોએ આગમોને જે રૂપમાં ગ્રથિત કર્યા હતા તે જ વિશુદ્ધ સ્વરૂપમાં આજે આપણી પાસે આગમો ઉપલબ્ધ નથી. જૈનાચાર્યો અને ઉપાધ્યાયોના આગમોને સુરક્ષિત રાખવા માટેના ગંભીર પ્રયત્નો હોવા છતાં પણ અંગ ગ્રંથોની તેઓ એટલી સુરક્ષા કરી શક્યા નથી.

દૃષ્ટિવાદ જેવો કીમતી અને અક્ષય વિદ્યાઓના નિધાન સમો મહત્તમ ગ્રંથ તો વિસ્મૃતિના ગર્તમાં જ ધકેલાઇ ગયો. કેટલાયે ગ્રંથોમાં તો અવ્યવસ્થા અને વિકૃતિઓ પણ જન્મવા પામી. આમ છતાં એટલું અવશ્ય કહી શકાય છે કે, અંગોનો જે અધિકાંશ ભાગ

ઉપલબ્ધ છે તે તીર્થંકરોના ઉપદેશની અતિ સન્નિકટ છે. જો કે તેમાં પરિવર્તન અને પરિવર્ધન અવશ્ય થવા પામ્યું છે છતાં આખું શાસ્ત્ર નવું મનગઢંત નથી. કારણ જૈનસંઘના સાધુ વર્ગે આ શ્રુતને બચાવવા જે પ્રયત્નો કર્યા છે તેનો સાક્ષી ઇતિહાસ છે.

તમે પ્રશ્ન કરશો કે જૈનાચાર્યોને આગમ સંરક્ષણમાં જે મુશ્કેલીઓ આવી તે વેદપાઠી બ્રાહ્મણોને વેદોના સંરક્ષણમાં કેમ ન આવી ? જૈનાગમોથી પણ પ્રાચીન છતાં વેદો અક્ષરશઃ સુરક્ષિત રહી શક્યા અને જૈનાગમો સંપૂર્ણ સુરક્ષિત ન રહી શક્યા, પણ અધિકાંશ નષ્ટ થઇ ગયા, તેનું કારણ શું ?

આનો જવાબ જરા ગંભીરતાપૂર્વક વિચારવા જેવો છે. વેદોની રક્ષામાં બે પ્રકારની વંશ પરંપરાનો સહયોગ અને સહકાર રહ્યો. બ્રાહ્મણો જન્મતઃ વિદ્યાના ઉપાસકો રહ્યા એટલે જન્મ વંશની અપેક્ષાથી તેણે પોતાના પુત્રને અને તે પુત્રે પોતાના પુત્રને એમ વિદ્યાનો વારસો આપ્યો. તે જ રીતે વિદ્યાવંશની અપેક્ષાથી બ્રાહ્મણ ગુરુએ પોતાના બ્રાહ્મણ શિષ્યને અને તે શિષ્યે પોતાના શિષ્યને એમ વિદ્યાનો વારસો આપ્યો. આમ પુત્ર અને શિષ્યની બન્ને પરંપરા વિદ્યા વારસામાં નિમિત્તરૂપ બનતી અસ્ખલિત રીતે ચાલી આવી. પરંતુ જૈનાગમોની સુરક્ષાને જન્મવંશનો સહયોગ તો જરાપણ મળ્યો નહિ. જૈન પરંપરામાં શાસ્ત્રોનાં અધ્યયન અધ્યાપનનો અધિકાર સાધુઓને હતો. શ્રાવકો તો જન્મતઃ વ્યવસાયી હતા. વળી શાસ્ત્રોમાં તેમનો પ્રવેશ અધિકાર વૃત્તિપૂર્વકનો હતો નહિ. એટલે વેદ પરંપરાને તેની સુરક્ષામાં જે જન્મવંશનો સહયોગ ઘરઘરથી મળ્યો તે સહયોગ જૈનાગમોનાં સંરક્ષણમાં મળી શક્યો નહિ. વળી પિતા પોતાના પુત્રને જૈનાગમ ભણાવતો નથી; પરંતુ ગુરુ પોતાના શિષ્યને ભણાવતા હોય છે એટલે વિદ્યાવંશની અપેક્ષાથી જ જૈનશ્રુતની પરંપરાને ટકાવી રાખવા એક માત્ર પ્રયત્ન થયો. બ્રાહ્મણોમાં સ્વયં સિદ્ધ વિદ્યાની પરંપરા હતી. અધ્યયન–અધ્યાપન જ તેમનું કાર્યક્ષેત્ર હતું. એટલે તેમને સુશિક્ષિત પુત્ર અને સુશિક્ષિત બ્રાહ્મણ શિષ્ય મેળવવામાં કોઇ જાતની મુશ્કેલી નડતી નહિ. પરંતુ જૈન શ્રમણોને આ સગવડતા હતી નહિ. સુશિક્ષિત પુત્ર તો જૈન શ્રુતનો અધિકારી હતો નહિ. જૈન પરંપરા અનુસાર શ્રુતનો અધિકારી શિષ્ય જ હોઈ શકે, પુત્ર નહિ, ભલે પછી તે યોગ્ય હોય કે અયોગ્ય; અને તેમાં પણ તે શ્રમણ હોય તો જ અન્યથા નહિ. આવાં આવાં કારણોને લઈ યોગ્યતમ પાત્રોનો સદા અભાવ જણાતો રહ્યો.

વેદોની સુરક્ષા એક વર્ણ વિશેષથી થઇ, જેનો સ્થાપિત સ્વાર્થ વેદોની સુરક્ષામાં હતો. જૈનશ્રુતની રક્ષા વેદોની સુરક્ષાની માફક કોઈ વર્ણ વિશેષના અધિકારની નહોતી. જૈનોમા તો ચારે વર્ણોમાંથી ગમે તે વર્ણનો કોઇ પણ માણસ જો જૈન શ્રમણ થઈ જતો તો જૈનશ્રુતનો તે અધિકારી બની જતો. વેદનો અધિકારી બ્રાહ્મણ એક વાર વેદનો અધિકાર પામ્યા પછી, તેનાથી મુક્ત થઇ શકતો નહિ. તેને માટે જીવનની પ્રથમ અવસ્થામાં જ વેદાધ્યયન નિયમતઃ આવશ્યક

હતું. અન્યથા બ્રાહ્મણ સમાજમા તેનું પ્રતિષ્ઠાભર્યું સ્થાન રહેવા પામતું નહિ. ત્યારે એથી ઊલટું જૈન શ્રમણને જૈનશ્રુતનો અધિકાર તો મળી જતો, પરંતુ તે અધિકારનો ઉપભોગ કરવા તે અસમર્થ રહેતો. બ્રાહ્મણો માટે વેદનું અધ્યયન જ સર્વસ્વ હતું, ત્યારે જૈન શ્રમણો માટે આચાર-સદાચાર જ કીમતી વસ્તુ હતી. તેથી કોઈ મંદમતિ શિષ્ય જો સંપૂર્ણ શ્રુતનો પાઠ ન કરી શકે તો પણ તેના મોક્ષમાં કોઇ અવરોધ ઊભો થતો નહિ. શ્રુત અધ્યયન અથવા આગમ સંરક્ષણ એ જૈન શ્રમણો માટે એટલી બધી કીમતી વાત નહોતી જેટલી બ્રાહ્મણો માટે વેદાધ્યયન હતું. સદાચારના બળથી જ જૈન શ્રમણોના સામાન્ય જીવન વ્યવહારો ચાલી શકતા હતા. જૈનાગમોનો દૈનિક ક્રિયાઓમાં કોઇ વિશેષ ઉપયોગ નહોતો. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિના સામાન્ય જ્ઞાનથી જ્યાં મોક્ષમાર્ગ સુલભ સંભવી શકે ત્યાં ભાગ્યે જ કોઇ સંપૂર્ણ શ્રુતધર થવા પ્રયત્ન કરે ! વૈદિક ઋચાઓનો મોટા ભાગનો ઉપયોગ વૈદિક ક્રિયાકાંડોમાં વિવિધ પ્રકારે થાય છે. ત્યારે અમુક જ જૈન સૂત્રોનો ઉપયોગ જૈન શ્રમણોના પોતાના દૈનિક જીવન માટે હોય છે. જો જ્ઞાન-વિજ્ઞાન તરફ અપ્રતિમ પ્રેમ, ભક્તિ, નિષ્ઠા અને રસ હોય તો જ જૈનાગમ-સમુદ્રમાં અવગાહન કરવા અને તેમાં નિમગ્ન થવાની ભાવનાઓ જાગૃત થાય; પરંતુ જૈનાગમોનો અધિકાંશ ભાગ જાણ્યા વગર પણ જૈનશ્રમણોને શ્રમણ જીવનનો રસ, શ્રમણ જીવનનો આદર, શ્રાવકોનો સદ્ભાવ મળી જતાં હોય છે એટલે બ્રાહ્મણોના વેદાભ્યાસની માફક, શાસ્ત્રોનો સતત અભ્યાસ કરવો તેમને માટે અનિવાર્ય રહ્યો નહિ.

અભ્યાસના અભાવમાં શ્રુતિઓને શ્રુતિ પરંપરાથી મેળવી ટકાવી રાખવાની વાત ઉપરના કારણોથી મુશ્કેલ અવશ્ય હતી. આમ છતાં યાદ રાખવાના ભારને વધાર્યા વગર પણ શાસ્ત્રોને લિપિબદ્ધ બનાવી આગમોને જૈન શ્રમણો બચાવી શક્યા હોત, પરંતુ તેમ કરવામાં તે વખતની પરંપરાને એક મુશ્કેલી નડતી હતી અને તે એ કે पोत्थहसु घेप्पंतमेसु असंजमो भवइ શ્રુતિઓને લિપિબદ્ધ બનાવવામાં જે અસંયમ, અપરિગ્રહ વ્રતનો ભંગ થતો હતો તે તેમને માટે અસહ્ય હતો. જ્યારે આગમોને સુરક્ષિત રાખવાના કોઇ ઉપાયો તેમની પાસે ન રહ્યા ત્યારે જ તેમણે આ અપરિગ્રહવ્રતના ભંગ અથવા અસંયમના કલ્પિત ભયને શિથિલ કર્યો. પરંતુ ત્યાં સુધીમાં તો આગમોનો મોટો ભાગ વિસ્મૃત થઈ ગયો હતો. જે પુસ્તકોનું ગ્રહણ એક વખત વ્રતભંગ સમું અને અસંયમનું કારણ ગણાતું હતું તે જ સમય જતાં સંયમ અને સંયમ રક્ષણનું કારણ બની ગયું.

काल पुण पडुच्च चरणकरट्ठा अवोच्छित्ति निमित्त च गेण्हमाणस्स पोत्थये संजमो भवइ।

દશવૈ. ચૂ. ૫ ૨૧

આગમોનો સર્વથા વ્યવચ્છેદ ન થાય અને ચરણકરણની શાસ્ત્રીય મર્યાદાઓ યોગ્ય રીતે સચવાઈ રહે એ હેતુથી, અસંયમનું કારણ ગણાતો પુસ્તકનો પરિગ્રહ, સંયમનું કારણ ગણાવા લાગ્યો. કારણ તેમ ન કરતાં તો શ્રુત વિનાશનો ભય હતો. આ સંયમ-અસંયમની ગૂંચવણ જ્યારે ઊકેલી શકાઈ તે પહેલાં તો આગમોનો મોટો ભાગ ખોવાઇ ગયો હતો. જે આગમો ખોવાઈ

ગયાં હતાં તે તો મેળવી શકાય એમ નહોતાં. પરંતુ એનાથી એક લાભ એ થયો કે, આજસુધી જે પુસ્તક-પરિગ્રહને અસંયમનું કારણ માનવામાં આવ્યું હતું તે માન્યતામાં પરિવર્તન આવ્યું. પુસ્તકપરિગ્રહ હવે સંયમનું કારણ મનાવા લાગ્યો. જે ખોઇ નાખ્યું હતું તે તો ખોવાઈ જ ગયું હતું, પરંતુ હવે જ્યારે તે સંયમનું કારણ મનાવા લાગ્યું ત્યારે આગમિક સંપત્તિ જે અવશિષ્ટ રહી જવા પામી હતી, તે અવશ્ય સુરક્ષિત રહી શકી.

શ્રુતની રક્ષા માટે આચારના કઠોર નિયમોની બલિ અનિવાર્ય બની. શ્રુતની રક્ષા માટે ઘણી શિથિલતા અને ઘણા અપવાદોની સૃષ્ટિ થઈ. દૈનિક ક્રિયા-કલાપોમાં શ્રુતસ્વાધ્યાયને મહત્ત્વનું સ્થાન મળ્યું. આટલું બધું કરવા છતાં પણ મૂળમાં જ જે એક ક્ષતિ સદાથી ચાલી આવતી હતી તેનું નિવારણ તો થઈ શક્યું જ નહિ. તે ક્ષતિ એ હતી કે, ગુરુ પોતાના શ્રમણ શિષ્યને જ જ્ઞાન આપી શકતો હતો. આ નિયમનો તો અપવાદ થયો જ નહિ. પરિણામ એ આવ્યું કે, શિષ્ય જો મંદમતિ અને અભ્યાસની અભિરુચિવાળો ન હોય તો, અધ્યેતા શ્રમણોના અભાવમાં ગુરુની સાથે જ જ્ઞાન ચાલ્યું જાય તેમાં શું આશ્ચર્ય ?

જૈનશ્રમણોની કઠોર તપશ્ચર્યા અને અત્યંત કઠિન આચારને કારણે અન્ય બૌદ્ધ આદિ શ્રમણ સંઘોની જેમ જૈન શ્રમણ સંઘનું સંખ્યાબળ પણ શરૂઆતથી જ ઓછું રહ્યું. આવી સ્થિતિમાં શાસ્ત્રો કંઠસ્થ રાખવાની તો વાત જ શી ? વલભીમાં લિપિબદ્ધ થએલા સકલ ગ્રંથોની પણ સુરક્ષા ન થઇ શકી હોય તો તેમાં કાંઈ નવાઈ પામવા જેવું નથી.

પોતે કેમ કુમાર્ગમાં ફસાતા નથી-એ જે શ્રી કેશીકુમાર શ્રમણનો પ્રશ્ન હતો તેનાં કારણો બતાવતાં શ્રી ગૌતમસ્વામી કહે છે-

जे य मग्गेण गच्छन्ति जे य उम्मग्गपट्ठिया ।
ते सव्वे वि इया मज्झं तो न नस्सामहं मुणी ! ॥

સન્માર્ગે અને ઉન્માર્ગે ચાલનારા બધાંને હું ઓળખું છું, તેથી હે મુનિ ! હું ભટકતો નથી. ગૌતમસ્વામી કહે છે કે, મેં એ બધાં માર્ગો યથાવત્ જોઈ લીધા છે. હું પણ ભગવાનના સાન્નિધ્યમાં આવતાં પહેલાં આવા જ માર્ગમાં ભટકતો હતો. આ માર્ગોમાંથી હું પસાર થઈ ચૂકયો છું. એનાં નગ્ન સ્વરૂપો મેં યથાર્થ રીતે જાણી લીધા છે. જ્યાં સુધી માણસમાં વસ્તુના તલસ્પર્શી જ્ઞાનનો અભાવ હોય છે ત્યાં સુધી તે પાખંડોમાં અટવાઈ રહે છે. હું પોતે પણ એક વખત ભગવાનને ઇન્દ્રજાળિયો માનતો હતો. હું મારી વિદ્વત્તાના અભિમાનમાં મદોન્મત્ત હતો. ભગવાન પાસે પણ વિજય મેળવવાના લોભથી હું આવ્યો હતો. ભગવાનની શાંત અને નિર્વિકાર મુદ્રા તેમજ મારા માનસિક પ્રશ્નોના ઉચિત સમાધાનો મળી આવતા મેં આ સમ્યક માર્ગ સ્વીકાર્યો છે; એટલે સંપૂર્ણ નિરીક્ષણ-પરીક્ષણ પછી સ્વીકારેલા માર્ગથી ભટકવાનું કોઈ ભયસ્થાન રહેવા પામ્યું નથી.

o—o

# આગમ અને અમૃતત્વ

ભારતીય મનીષીઓનું ચિંતન અને પરિશીલન સદા ઊર્ધ્વમુખી રહ્યું છે, સદા વિકાસોન્મુખ રહ્યું છે. ભારતીય દર્શનમાં કેન્દ્ર સમો 'બ્રહ્મ' શબ્દનો અર્થ જ એ છે કે-જે સદા વધતું રહે, સદા વિકસતું રહે. એટલે જ આ ભૂમિ સદાથી અધ્યાત્મભૂમિ તરીકે અંકાતી આવી છે. ભારતીય દર્શનો માત્ર ભારત અને મનથી જણાતા જગતને જ સંપૂર્ણ જગત માનતા નથી. પરંતુ તેનાથી અગોચર એવી આત્મ-સૃષ્ટિના સાક્ષાત્કારથી તેઓ સંતુષ્ટિ અનુભવે છે. એટલે ભારતીય ચિંતકો અને ગવેષકોએ આત્મતત્ત્વના અન્વેષણ અને અવગાહનમાં જે યોગદાન આપ્યું છે અને આત્મ-સાગરના મંથનમાંથી અમૃતત્વની ઉપલબ્ધિના જે પ્રયત્નો કર્યા છે, તેનો જોટો આ વિશ્વના વિશાળ પટ ઉપર ક્યાય જડે એમ નથી.

પુરાણોમાં એક કથા આવે છે. તે કથા સાગરના મંથનની છે. અમૃતને ઉપલબ્ધ કરવા દેવો અને દાનવોએ સાગરનું મંથન કર્યું હતું. આ સાગરના મંથનમાંથી અમૃતને બદલે પહેલાં વિષ નીકળ્યું. વિષ એ તો મારક તત્ત્વ છે. એટલે તેને લેવા કોઈ તૈયાર ન થયું. આ વિષ જો આમ ને આમ રહે તો જગતના જીવો મૃત્યુના મુખમા ધકેલાઈ જાય. એટલે બધા દેવો અને દાનવોમાંથી સૌને આ વિષ પી જવા આગ્રહ થયો. પરંતુ વિષને પીવા કોઈ તૈયાર ન થયું. જ્યારે વિષને પીવા કોઈ તૈયાર ન થયું ત્યારે મહાદેવ શિવે જગતનાં કલ્યાણને માટે વિષને પી જવાની હામ ભીડી. દેવો અને દાનવો બધા ખુશ થઇ ગયા. તે બધા માટે અમૃતપાનના જે દરવાજા બંધ હતા તે મહાદેવ શંકરના વિષપાનની ઘોષણાથી ઉદ્ઘાટિત થઈ ગયા. સમુદ્રમાંથી ઘણાં- રત્નો નીકળ્યાં. ભગવતી લક્ષ્મીનો પણ આવિર્ભાવ થયો અને છેવટે અમૃતના પણ દર્શન થયાં. આ બધી વસ્તુઓનો સ્વીકાર કરનારા તો નીકળી આવ્યા. લક્ષ્મીજીનો સ્વીકાર વિષ્ણુએ કર્યો. પરંતુ મહાદેવ સિવાય વિષને કોઇએ ન સ્વીકાર્યું. વિષને પચાવવાની પણ કળા હોવી જોઇએ. આ કળાને દેવો આત્મસાત્ કરી શકયા નહોતા તેમજ માનવીય જગતના માનવો પણ તે કળાને હસ્તગત કરવા નિષ્ફળ નીવડયા હતા. વિષને પચાવવાની કળા માત્ર શંકરને સાધ્ય હતી. એટલે જે વિષને પી શકે છે તે દેવોના પણ દેવ-મહાદેવ બની જાય છે. હિન્દુ જગતમાં બધા દેવોમાં શ્રેષ્ઠ દેવ શંકર મનાય છે. તેઓ આશુતોષ નામથી ઓળખાય છે. જગતના હિત માટે તેઓ વિષને ગટગટાવી ગયા. પરંતુ તે વિષ તેમણે ગળાથી નીચે ન ઊતાર્યું. તે વિષ તેમણે ગળામાં સાચવી રાખ્યું. એટલે તેમનું નામ નીલકંઠ પડયું.

આ તો એક રૂપક છે. સમજાવવા માટેની મીઠી કથા છે. આમાંથી ઘણી સમજવાની અને આચરવાની ઉપદેશભરી કીમતી વાતો મળે છે. આપણું જીવન પણ એક મહાસાગર છે. અનંતકાળની વાસનાઓ, વિકલ્પો અને વિચારોનું વિષ આપણે એકત્રિત કર્યું છે. આ સાગરનું જો મંથન

કરવામાં આવે તો એમાંથી અનંતકાળથી સંઘરાએલું વિકલ્પો અને વાસનાઓનું કાતિલ વિષ નીકળી પડે. પરંતુ આ જે વાસના અને વિકલ્પોનાં વિષો છે તે મૂળમાં નથી, તે પરિધિ ઉપર છે, કેન્દ્રમાં તો અમૃતત્વ જ છે. આપણી દૃષ્ટિ કેન્દ્રમૂલક ન હોવાને કારણે અને પરિધિ પર તે આંટા મારતી રહેતી હોવાને કારણે તે અમૃતનાં દર્શન કરી શકતી નથી. આ એક કરુણ કમનસીબી છે. સાધનાના માર્ગને સ્વીકારી ચાલનારા સાધકો જ્યારે પોતાનાં આંતરિક જીવનનું મંથન કરે છે ત્યારે અનંતકાળથી ભેગા કરેલા અને પ્રતિક્ષણ ભેગા થતા વાસના, વિકલ્પો અને વિચારોના વિષો તેમને સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. આવા વિષો ઔપધિક છે, બહારથી આવેલા છે. તે વિષો આત્માનો સ્વભાવ કે સ્વરૂપ નથી, એટલે તે કૃત્રિમ છે, બનાવટી છે. સાધક જો આ વિષોને જોઈ ગભરાઈ જાય, કંટાળી જાય અને સાધનાના માર્ગનો પરિત્યાગ કરવા તૈયાર થઈ જાય તો આંતરિક જીવનના મંથનની આત્યંતિક ઉપલબ્ધિથી તે વંચિત રહી જાય. તેની મંથનની ક્રિયા અધૂરી રહી જાય અને તેને અમૃતત્વની સંપ્રાપ્તિ થઈ શકે નહિ.

આગમ વાણી પણ એક રીતે મહાસાગર જ છે. તેનું પણ જો અનાગ્રહ બુદ્ધિથી મંથન કરવામાં આવે તો, અમૃતત્વ તરફના જે પાર વગરના સંકેતો આમતેમ પથરાએલા પડયા છે, તે તટસ્થ, સમદર્શી અને ગંભીર મંથકને મળ્યા વગર રહે નહિ. હાં, મંથન કરનારની શક્તિ, ક્ષમતા, પાત્રતા અને દૃષ્ટિની યોગ્યતા પણ તેમાં યોગ્ય ભાગ ભજવે જ છે. વ્યામોહ બુદ્ધિ, સાંપ્રદાયિક દૃષ્ટિ અને પોતાની અહંમૂલક વૃત્તિને પ્રધાન રાખી જો મંથક શાસ્ત્રસાગરનું મંથન કરે, તો તેવા અનુદાર, આગ્રહશીલ અને છીછરી વૃત્તિવાળા મંથકને પોતાની જેવી દૃષ્ટિ હોય તેવા જ તેને તેમાં દર્શન થાય; અને આ જાતની વિપરીત પ્રક્રિયાથી અમૃતત્વને બદલે તેને પોતાની વ્યામોહ દૃષ્ટિ અનુસાર, સંકુચિત સાંપ્રદાયિક વૃત્તિ અને અહંપોષક વિષની જ ઉપલબ્ધિ થાય તો તેમાં કોઈ આશ્ચર્ય નથી.

અરણિ કાષ્ઠના અણુ અણુમાં અગ્નિ ભરેલો હોય છે. તલનો એક એક પ્રદેશ તેલથી ખીચોખીચ હોય છે. દૂધના કણેકણમાં માખણ વ્યાપ્ત હોય છે. પરંતુ તેનાં મંથનની ક્રિયા જો યોગ્ય દિશામાં અને યોગ્ય રીતે ન કરવામાં આવે તો જેમ અરણિ કાષ્ઠમાંથી અગ્નિ, તલમાંથી તેલ કે દૂધમાંથી માખણ મળી શકતું નથી તેમ આગમ સાગરની ઊંડાઈમાં ઊતર્યા વગર જો મંથક તેનો સાર કાઢવાનો નિષ્ફળ પ્રયત્ન કરે, તો તેના હાથમાં શાસ્ત્રના કણેકણમાં સમાએલા અમૃતત્વની ઉપલબ્ધિના સંકેતો કે ઈશારાઓ કદી પણ સંપ્રાપ્ત થતા નથી. શાસ્ત્રોમાંથી જીવન સંજીવની મેળવવા માટે ગંભીર અભ્યાસ, તટસ્થ ચિંતન, સમત્વમૂલક દૃષ્ટિ અને અનાગ્રહપૂર્વકનું વિચારમંથન જરૂરી છે.

શાસ્ત્રોમાં જેણે આ અમૃતતત્ત્વના સંકેતો જોયા છે એવા મહાપુરુષોએ આગમોને સુરક્ષિત રાખવા માટેના ભગીરથ પ્રયત્નો કર્યા છે. જ્ઞાનના આ અક્ષય ભંડારને બચાવવા તેમના કેવા

ગજબના પ્રયત્નો હતા, તેનું આજે તમને દિગ્દર્શન કરાવવું છે. તેમના માટે શાસ્ત્રો એ માત્ર નિર્જીવ શબ્દો નહોતા. તેમના અક્ષરે અક્ષરમાં સમાયેલા જીવનઅમૃતના દિવ્ય સંકેતોના શાસ્ત્રો અખૂટ ખજાના હતા. એટલે શાસ્ત્રોને બચાવવા એ જીવનની આંતરિક સમૃદ્ધિને બચાવી લેવા જેવી તેમને મન વાત હતી. શાસ્ત્રોનું સંરક્ષણ નહિ કરીએ તો જીવન રાંક અને દરિદ્ર બની જશે એવી તેમને પ્રતીતિ થઈ ચૂકી હતી, જે પ્રતીતિએ તેમને આ કાર્ય માટે આકર્ષ્યા.

ભગવાન બુદ્ધના ઉપદેશોને સુવ્યવસ્થિત કરવા માટે ભિક્ષુઓએ કાળક્રમથી કેટલીયે સંગીતીઓ કરી હતી એ વાત બૌદ્ધ ઇતિહાસમાં જાણીતી છે. આ જ રીતે ભગવાન મહાવીરના ઉપદેશોને પણ વ્યવસ્થિત કરવા માટે જૈન આચાર્યોએ પણ ત્રણ ત્રણ વાચનાઓ કરી; પરંતુ જ્યારે આચાર્યોએ જોયું કે સ્મરણશક્તિ મંદ થતી જાય છે, કંઠોપકંઠ રાખી શ્રુતિઓને બચાવવી મુશ્કેલ છે, શ્રુતોનો હ્રાસ થતો જાય છે. ત્યારે શ્રુતના સંબંધમાં વ્યાપેલી અવ્યવસ્થાને દૂર કરવા, જૈનાચાર્યોએ એકત્રિત થઈ જૈનશ્રુતને વ્યવસ્થિત કર્યો.

ભગવાન મહાવીરના નિર્વાણ પછી લગભગ ૧૬૦ વર્ષે પાટલિપુત્રમા જૈનશ્રમણ સંઘ એકત્રિત થયો. જૈનાચાર્યો એકત્રિત થયા તે પહેલાં ભયંકર દુષ્કાળ પડવાને કારણે, તેમજ મધ્ય પ્રદેશમાં અનાવૃષ્ટિ થવાને કારણે, જૈન શ્રમણો દુષ્કાળની અસરથી બચવા અન્ય અન્ય પ્રાંતોમાં વહેંચાઈ ગયા હતા. જ્યારે ખાવાનાં સાધનો પણ પૂરતા પ્રમાણમાં મળતાં ન હોય ત્યારે સ્વાધ્યાય અને અધ્યયન અને અધ્યાપનની પરંપરા અખંડ રાખવાની વાત મુશ્કેલ હતી. એટલે અંગ શાસ્ત્રોની અવ્યવસ્થા ઊભી થાય તે સ્વાભાવિક વાત હતી. એકત્રિત થએલા શ્રમણોએ એકબીજાને પૂછી પૂછી અગિયાર અંગો તો વ્યવસ્થિત કર્યા. પરંતુ દૃષ્ટિવાદ નામક બારમા અંગ સંબંધે કોઇને પણ પરિપૂર્ણ જ્ઞાન ન હોઈ, બધા વિચારમાં પડી ગયા. તે વખતે દૃષ્ટિવાદના જ્ઞાતા આચાર્ય ભદ્રબાહુ સ્વામી હતા, પરંતુ તેમણે બાર વર્ષ માટે વિશેષ પ્રકારના યોગની સાધના કરી હતી અને તે માટે તેઓ નેપાલ ગયા હતા. તેથી શ્રી સંઘે સ્થૂલભદ્ર મુનિને દૃષ્ટિવાદના અભ્યાસ માટે, અનેક સાધુઓ સાથે, શ્રી ભદ્રબાહુ સ્વામી પાસે નેપાલ મોકલ્યા. સાધુઓ તો ઘણા હતા. પરંતુ દૃષ્ટિવાદને ગ્રહણ કરવાની ક્ષમતા સ્થૂલભદ્ર મુનિમાં દૃષ્ટિગોચર થઈ. સ્થૂલભદ્ર મુનિએ દશપૂર્વનો અભ્યાસ કર્યા પછી પોતાની શ્રુતલબ્ધિ–ઋદ્ધિનો પ્રયોગ કર્યો. આની ખબર શ્રી ભદ્રબાહુ સ્વામીને થતા તેમણે અધ્યાપન કરાવવાનું છોડી દીધું. સ્થૂલભદ્ર તેથી શરમાઈ ગયા. શ્રી ભદ્રબાહુ સ્વામીને ઘણા અનુનય, વિનય પછી અભ્યાસ કરાવવા રાજી તો કરી લીધા પરંતુ એક શરત સાથે તેમણે અધ્યાપનકાર્ય પ્રારંભ કર્યું. તેમણે સ્થૂલભદ્રને કહ્યું. 'હું તમને બાકી રહેલા ચાર પૂર્વો ભણાવીશ ખરો, પરંતુ તમારા પછી આ ચાર પૂર્વોની વાચના આપવાની હું તમને અનુજ્ઞા નથી આપતો. તમે ભલે આ બાકી રહી ગયેલા ચાર પૂર્વો ભણી શકો છો, પરંતુ તમારે આ પૂર્વો કોઇ બીજાને ભણાવવા નહિ.'

પરિણામ એ આવ્યું કે શ્રી સ્થૂલભદ્ર સુધી ચૌદ પૂર્વનું જ્ઞાન શ્રમણ સંઘમાં રહ્યું. તેમના સ્વર્ગવાસ પછી બાર અંગોમાંથી અગિયાર અંગ અને દશ પૂર્વોનું જ જ્ઞાન શેષ રહી જવા પામ્યું. શ્રી સ્થૂલભદ્રનું અવસાન વીર નિર્વાણ પછી ૨૧૫ વર્ષે થયું.

વાસ્તવિક રીતે વિચારવામાં આવે તો શ્રી સ્થૂલભદ્ર પણ શ્રુતકેવલી નહોતા. કારણકે તેમણે દશ પૂર્વ સુધીનો અભ્યાસ તો સૂત્ર અને અર્થપૂર્વક કર્યો, પરંતુ બાકીના ચાર પૂર્વો તો તેઓ માત્ર સૂત્રતઃ જ ભણ્યા હતા. ભદ્રબાહુ સ્વામીએ તેમને અર્થનું જ્ઞાન આપ્યું નહોતું.

શ્વેતાંબરોની માન્યતા મુજબ તો શ્રી ભદ્રબાહુ સ્વામીના અવસાન સાથે અર્થાત્ વીર નિર્વાણના * ૧૭૦ વર્ષ પછી જ શ્રુતકેવલીની પરિસમાપ્તિ થઈ ગઈ. ત્યાર પછી સંપૂર્ણ શ્રુતનો જ્ઞાતા કોઇ થયો જ નહિ. દિગંબરોની માન્યતા મુજબ શ્રુતકેવલીનો લોપ વીર નિર્વાણના ·· ૧૬૨ વર્ષ પછી થયો. બન્નેની માન્યતામાં ૮ વર્ષનો ફેર છે.

નિષ્કર્ષ એ છે કે ગણધરગ્રથિત બાર અંગોમાંથી પ્રથમ વાચના વખતે ચાર પૂર્વ ન્યૂન બાર અંગ શ્રમણ સંઘના હાથમાં રહ્યા. જો કે સ્થૂલભદ્ર સૂત્રતઃ સંપૂર્ણ શ્રુતના જ્ઞાતા હતા પરંતુ આપણે જોઈ ગયા કે તેમને ચાર પૂર્વની વાચના કોઈ બીજાને આપવાની ભદ્રબાહુ સ્વામીની અનુજ્ઞા નહોતી એટલે ભદ્રબાહુ સ્વામી પછી શ્રુતકેવલી નહિ પરંતુ દશપૂર્વી જ થયા. એટલે દશ પૂર્વ સુધીનાં જ્ઞાનની સુરક્ષાનો જ પ્રશ્ન રહ્યો.

---

.... દિગંબરો અને શ્વેતાંબરોની શ્રુતકેવલી પરંપરા ....

| ·· દિગંબર | | *શ્વેતાંબર | |
|---|---|---|---|
| કેવલી ગૌતમ | ૧૨ વર્ષ | સુધર્મા | ૨૦ વર્ષ |
| સુધર્મા | ૧૨ વર્ષ | જમ્બૂ | ૪૪ વર્ષ |
| જમ્બૂ | ૩૮ વર્ષ | પ્રભવ | ૧૧ વર્ષ |
| શ્રુતકેવલી વિષ્ણુ | ૧૪ વર્ષ | શયંભવ | ૨૩ વર્ષ |
| નન્દિમિત્ર | ૧૬ વર્ષ | યશોભદ્ર | ૫૦ વર્ષ |
| અપરાજિત | ૨૨ વર્ષ | સંભૂતિવિજય | ૮ વર્ષ |
| ગોવર્ધન | ૧૯ વર્ષ | ભદ્રબાહુ | ૧૪ વર્ષ |
| ભદ્રબાહુ | ૨૯ વર્ષ | | |
| શ્રુતકેવલી પરંપરા | ૧૬૨ વર્ષ | શ્રુતકેવલી પરંપરા | ૧૭૦ વર્ષ |

૭૦ ૧૭૦ – ૧૬૨ = ૮ વર્ષનો અંતર

આ દશ પૂર્વની પરંપરાનો અંત પણ શ્વેતાંબર માન્યતા મુજબ આચાર્ય વજ્ર સ્વામી સાથે આવી ગયો. આચાર્ય શ્રી વજ્ર સ્વામીનો સ્વર્ગવાસ વીર નિર્વાણ × ૫૮૪માં થયો. દિગંબરોની માન્યતા મુજબ અંતિમ દશપૂર્વી ધર્મસેન થયા અને વીરાત્ + ૩૪૫ વર્ષ પછી દશપૂર્વીનો વિચ્છેદ થયો. શ્રુતકેવલીનો વિચ્છેદ દિગંબરોએ શ્વેતાંબરોથી ૮ વર્ષ પૂર્વે માન્યો તો દશપૂર્વીનો વિચ્છેદ ° ૨૩૯ વર્ષ પૂર્વે.

આર્યવજ્ર પછી આર્યરક્ષિત થયા. તેઓ ૧૩ વર્ષ સુધી યુગ-પ્રધાન રહ્યા. તેમણે ભવિષ્યકાલીન શિષ્યોની મતિ, મેધા અને ધારણાની મંદતાને વિચારી અનુયોગોનો વિભાગ કરી આપ્યો. અત્યાર સુધી તો કોઈ પણ એક સૂત્રની વ્યાખ્યા ચારે પ્રકારના અનુયોગોથી કરવામાં આવતી હતી. તેને બદલે તેમણે વિભાગ કરી આપ્યો કે અમુક સૂત્રની વ્યાખ્યા માત્ર એક જ અનુયોગપૂર્વક થશે. ચરણકરણાનુયોગમાં–કાલિકશ્રુત ૧૧ અંગ, મહાકલ્પશ્રુત અને છેદ સૂત્રોનો સમાવેશ કર્યો તો કથાનુયોગમાં ઋષિ ભાષિતોનો સમાવેશ કર્યો. ગણિતાનુયોગમાં સૂર્ય પ્રજ્ઞપ્તિને સમાવિષ્ટ કર્યો તો દ્રવ્યાનુયોગમાં દૃષ્ટિવાદનો સમાવેશ કર્યો.

---

શ્વેતાંબર અને દિગંબરોના મતથી દશ પૂર્વધરોની સૂચી આ રીતે છે

| + દિગંબર | | × શ્વેતાંબર | |
|---|---|---|---|
| વિશાખાચાર્ય | ૧૦ વર્ષ | સ્થૂલભદ્ર | ૪૫ વર્ષ |
| પ્રોષ્ઠિલ | ૧૯ વર્ષ | મહાગિરિ | ૩૦ વર્ષ |
| ક્ષત્રિય | ૧૭ વર્ષ | સુહસ્તિન | ૪૬ વર્ષ |
| જયસેન | ૨૧ વર્ષ | ગુણસુંદર | ૪૪ વર્ષ |
| નાગસેન | ૧૮ વર્ષ | કાલક | ૪૧ વર્ષ |
| સિદ્ધાર્થ | ૧૭ વર્ષ | સ્કંદિલ | ૩૮ વર્ષ |
| ધૃતિષેણ | ૧૮ વર્ષ | રેવતીમિત્ર | ૩૬ વર્ષ |
| વિજય | ૧૩ વર્ષ | આર્યમંગૂ | ૨૦ વર્ષ |
| બુદ્ધિલિંગ | ૨૦ વર્ષ | આર્યધર્મ | ૨૪ વર્ષ |
| દેવ | ૧૪ વર્ષ | ભદ્રગુપ્ત | ૩૯ વર્ષ |
| ધર્મસેન | ૧૬ વર્ષ | શ્રીગુપ્ત | ૧૫ વર્ષ |
| | | વજ્ર | ૩૬ વર્ષ |
| દશપૂર્વી પરંપરા | ૧૮૩ વર્ષ | દશપૂર્વી પરંપરા | ૪૧૪ વર્ષ |
| શ્રુતકેવલી પરંપરા | ૧૬૨ વર્ષ | શ્રુતકેવલી પરંપરા | ૧૭૦ વર્ષ |
| | ૩૪૫ વર્ષ | | ૫૮૪ વર્ષ |

° ૫૮૪ – ૩૪૫ = ૨૩૯ વર્ષનો અંતર

જ્યાં સુધી આ જાતના અનુયોગોનો વિભાગ નહોતો ત્યાં સુધી આચાર્યો માટે પ્રત્યેક સૂત્રોમાં વિસ્તારપૂર્વક નયાવતાર કરવો પણ આવશ્યક હતો. પરંતુ જ્યારથી અનુયોગોનું પાર્થક્ય કરવામાં આવ્યું ત્યારથી નયાવતાર અનાવશ્યક થઈ ગયો.

આર્ય રક્ષિત પછી શ્રુતનું પઠન–પાઠન યથાપૂર્વ ન ચાલ્યું અને પર્યાપ્ત માત્રામાં શિથિલતા આવી ગઈ. ઉપર્યુક્ત હકીકતથી આ વાત એકદમ સ્પષ્ટ છે કે, આર્ય રક્ષિત પછી શ્રુતમાં ઉત્તરોત્તર હ્રાસ થતો ગયો. સ્વયં આર્ય રક્ષિત પણ સંપૂર્ણ નવ પૂર્વ અને દશમ પૂર્વના ૨૪ યવિક માત્રના અભ્યાસી હતા.

આર્ય રક્ષિત પણ પોતાના શિષ્યોને પોતાનું જ્ઞાત શ્રુત દેવામાં પણ અસમર્થ જ રહ્યા. તેમની જીવન કથામાં કહેવાય છે કે, તેમના શિષ્યોમાંથી એક દુર્બલિકા પુષ્પમિત્ર જ સંપૂર્ણ નવ પૂર્વના અભ્યાસમાં સમર્થ થયા. પરંતુ તેઓ પણ અભ્યાસના અભાવે નવમા પૂર્વને ભૂલી ગયા. ઉત્તરોત્તર પૂર્વોના વિશેષ પાઠીઓનો હ્રાસ થઈ એક સમય એવો આવ્યો તે પૂર્વોનો કોઈ વિશેષજ્ઞ ન રહ્યો. શ્વેતાંબર માન્યતા મુજબ આ સ્થિતિ વીર નિર્વાણના એક હજાર વર્ષ બાદ થઈ, ત્યારે દિગંબરોના કહેવા મુજબ વીર નિર્વાણના ૬૮૩ વર્ષ બાદ થઈ.

નંદીસૂત્રની ચૂર્ણિમાં ઉલ્લેખ છે કે બાર વર્ષના દુષ્કાળને કારણે શાસ્ત્રોના ગ્રહણ, ગુણન, સ્વાધ્યાય, ચિંતન અને અનુપ્રેક્ષાના અભાવમાં સૂત્રો નષ્ટ થઇ ગયાં. આર્ય સ્કંદિલના સભાપતિત્વમાં બાર વર્ષના દુષ્કાળ પછી સાધુસંઘ મથુરામાં એકત્રિત થયો અને જેને જેટલું યાદ હતું તેને આધારે કાલિકશ્રુત વ્યવસ્થિત કરી લેવામાં આવ્યું. આ વાચના મથુરામાં થઇ, તેથી આ વાચનાને 'માથુરી વાચના' કહેવામાં આવી. અમુક ઇતિહાસવિદોની માન્યતા છે કે સૂત્રો તો અખંડ રહ્યા પરંતુ પ્રધાન અનુયોગધરોનો અભાવ થઈ ગયો. માત્ર એક સ્કંદિલ આચાર્ય જ અવશિષ્ટ રહ્યા જે અનુયોગધર હતા. તેમણે મથુરામાં અન્ય સાધુઓને અનુયોગ આપ્યો અને તે વાચના 'માથુરી વાચના' નામે પ્રચલિત થઇ.

આથી સ્પષ્ટ છે કે બીજી વારના દુષ્કાળનાં કારણે શ્રુતની પૂર્વાપેક્ષા વધારે ક્લિષ્ટ દુરવસ્થા થઈ. આ વખતની વાચનાનું શ્રેય આચાર્ય સ્કંદિલને ફાળે જાય છે. આ વાચનાના ફલસ્વરૂપ આગમ પણ લખવામાં આવ્યા.

જ્યારે મથુરામાં વાચના થઇ હતી તે જ કાળમાં વલભીમાં નાગાર્જુન સૂરિએ શ્રમણસંઘને એકત્રિત કરીને આગમોને સુવ્યવસ્થિત કરવાનો પ્રયત્ન કર્યો હતો. વાચક નાગાર્જુન અને એકત્રિત સંઘને જે જે આગમો અને અનુયોગો સિવાય પ્રકરણ ગ્રંથો સ્મૃતિગત હતા તે તે લખી લેવામાં આવ્યા અને વિસ્મૃત થયેલ ભાગોને પૂર્વાપર સંબંધ અનુસાર વ્યવસ્થિત કરીને તદનુસાર વાચના આપવામાં આવી. આ વાચનાના પ્રમુખ સ્વયં આચાર્યશ્રી નાગાર્જુનસૂરિ હતા. તેથી આ વાચનાને 'નાગાર્જુનીય વાચના' કહેવામાં આવે છે.

ઉપર્યુક્ત વાચનાઓ સંપન્ન થયા પછી લગભગ ૧૫૦ વર્ષ બાદ ફરી વલભીનગરમાં દેવર્ધિગણિ ક્ષમા શ્રમણની અધ્યક્ષતામાં એક શ્રમણસંઘ એકત્રિત થયો અને ઉપર્યુક્ત બન્ને વાચનાઓના સમયમાં લખવામાં આવેલા સિદ્ધાંતો ઉપરાંત જે જે ગ્રંથો અને પ્રકરણો મોજૂદ હતા તે બધાને લખાવી સુરક્ષિત રાખવાનો નિર્ણય કરવામાં આવ્યો. આ શ્રમણ-સમવસરણમાં બન્ને વાચનાઓના સિદ્ધાંતોનો સમન્વય કરવામાં આવ્યો. જ્યાં સુધી સંભવિતતા હતી ત્યાં સુધી પાઠભેદોને મટાડી તે બધાને એકરૂપમાં કરવામાં આવ્યા. હાં, જ્યાં મહત્ત્વપૂર્ણ ભેદો હતા ત્યાં તેમને પાઠાંતરના રૂપમાં ટીકા-ચૂર્ણિઓમાં સંગૃહીત કરવામાં આવ્યા. કેટલાક પ્રકીર્ણ ગ્રંથ જે માત્ર એક જ વાચનામાં હતા તેમને તેવા ને તેવા પ્રમાણ માનવામાં આવ્યા.

આ કાર્ય વીર નિર્વાણ સં. ૯૮૦માં થયું. વાચનાંતર મુજબ વીર નિ. સં. ૯૯૩માં સંપન્ન થયું. વર્તમાનમાં જે આગમ-ગ્રંથો ઉપલબ્ધ છે તેનો અધિકાંશ ભાગ આ જ સમયમાં સ્થિર થએલો છે.

નંદીસૂત્રમાં જે સૂચી આપવામાં આવી છે તેને જો વલભીમાં પુસ્તકારૂઢ બધા આગમોની સૂચના માનવામાં આવે તો કહેવું પડશે કે, કેટલાય આગમો ઉકત લેખન પછી પણ નષ્ટ થયા. વિશેષતઃ પ્રકીર્ણકો તો ઘણા નષ્ટ થઇ ગયા. માત્ર વીર સ્તવ નામક પ્રકીર્ણક અને પિંડ નિર્યુક્તિ એવાં છે જે નંદીસૂત્રમાં ઉલ્લિખિત નથી; પરંતુ શ્વેતાંબરોને આગમરૂપથી માન્ય છે.

દિગંબર અને શ્વેતાંબર બન્ને પૂર્વોના વિચ્છેદના સંબંધમાં એકમત છે. પરંતુ પૂર્વોના વિષયો પણ સર્વથા લુપ્ત થયા હોય એ શક્ય નથી. બન્ને સંપ્રદાયોમાં એવા ગ્રંથો અને પ્રકરણો મોજૂદ છે જેનો આધાર પૂર્વોને માનવામાં આવેલ છે. શ્વેતાંબરોની માન્યતા મુજબ તો દૃષ્ટિવાદમાં જ સંપૂર્ણ વાઙ્મયનો અવતાર હોય છે. માત્ર મંદમતિ પુરુષો અને સ્ત્રીઓને માટે જ દૃષ્ટિવાદના વિષયોને લઈ શેષ ગ્રંથોની સરળ રચના થાય છે. આ મંતવ્યાનુસાર એમ કહેવાય છે કે ગણધરો સર્વ પ્રથમ પૂર્વો રચે છે, ત્યાર પછી શેષ અંગોની રચના થાય છે.

આ માન્યતા યુક્તિસંગત પણ લાગે છે. આનું તાત્પર્ય એ છે કે, આચારાંગ આદિના પૂર્વે જે શાસ્ત્રજ્ઞાન શ્રુતરૂપમાં વિદ્યમાન હતું તે પૂર્વોના નામથી જ પ્રસિદ્ધ હતું. તેના જ આધારે ભગવાન મહાવીરના ઉપદેશો અને અનુદ્વાદશાંગની રચના થઈ અને પૂર્વોને પણ દ્વાદશાંગના એક દેશમાં પ્રવિષ્ટ કરી લેવામાં આવ્યા. પૂર્વોના આધારે જ જ્યારે સરળ ગ્રંથોની રચના થઈ ત્યારે પૂર્વોના અધ્યયન અધ્યાપનની રુચિ ઓછી થઈ જાય તે સ્વાભાવિક છે. આ જ કારણથી સર્વ પ્રથમ પૂર્વોનો વિચ્છેદ થયો.

કેશીકુમાર શ્રમણે પોતાના પ્રશ્નના અનુસંધાનમાં સ્પષ્ટતા કરવા ફરી પૂછ્યું:

मग्गे य इह के वुत्ते ? केसी गोयममब्बवी ।
केसिमेवं बुवंतं तु गोयमो इणमब्बवी ॥

कुप्पवयण-पासंडी सव्वे उम्मग्ग पट्ठिया ।
सम्मग्गं तु जिणक्खांय एस मग्गे हि उत्तमे ॥

માર્ગ કોને કહેવાય ? શ્રી કેશીકુમાર શ્રમણે જ્યારે આ રીતે પૂછ્યું ત્યારે ગૌતમસ્વામીએ આમ જવાબ આપ્યોઃ મિથ્યા પ્રવચનને માનનારા બધા પાખંડી વ્રતી લોકો ઉન્માર્ગે જાય છે. સન્માર્ગ જિનોપદિષ્ટ છે. અને તે જ ઉત્તમ માર્ગ છે. જગતમાં પોતાના અહંને પોષનારા અને સાધારણ સાધનાથી ઉપલબ્ધ લબ્ધિઓના ચમત્કારો બતાવી જગતને આકર્ષનારા અનેક પાખંડીઓના, કુપ્રાવચનિકોના જે સંપ્રદાયો છે તે ઉન્માર્ગે દોરનારા છે. વિવેકવિકલ વ્યક્તિઓ તે માર્ગોના ભોગ બની જાય છે. જેને પ્રજ્ઞાચક્ષુ છે અને જે સારા નરસાનો યથાયોગ્ય રીતે વિવેક કરી શકે છે તે આ પાખંડીઓના ચકડોળે ચડતા નથી. જિનોપદિષ્ટ માર્ગ જ ન્યાયપૂર્ણ અને તારક માર્ગ છે એનો મને અનુભવ, સાક્ષાત્કાર છે. આ ઉત્તમ માર્ગને અનુસરનારા અવશ્ય લક્ષ્યને પામી જાય છે.

# આત્માની અમર સાધના

સાધકના જીવનની જો કોઈ સૌથી મોટી ખામી ગણી શકાય એમ હોય તો તે એ કે પોતાની સાધનામાં પોતાના પુરુષાર્થ કે આત્મીય આત્મવિશ્વાસ કરતાં તે બાહ્યશક્તિના અવલંબનની અપેક્ષા રાખે છે. આ પરમ સત્યને તે ભૂલી જાય છે કે જે મેળવવાનું છે તે આપણામાં જ છે. મનુષ્ય જ્યારે રાંકાની જેમ સાંસારિક સુખ માટે બીજા પાસે યાચના કરે છે, જીવનના સુખ અને સ્વર્ગના વૈભવો માટે ભીખ માંગે છે ત્યારે તેની પરવશતા અને લાચારી દયાપાત્ર બની જાય છે.

આ જીવાત્માને પોતાની શક્તિનો અનુભવ નથી. આપણા હાથમાં જ રહેલા ચિંતામણિને આપણે ઓળખતા ન હોઇએ તો તે ચિંતામણિ, કે જે બધી ચિંતાઓ અને દારિદ્રયને તોડવાની અપ્રતિમ શક્તિ ધરાવે છે, તેનો ઉપયોગ આપણે એક કાચના કટકાથી વધારે કરી શકતાં નથી. તે જ પ્રમાણે આપણે આપણામાં રહેલી દિવ્ય શક્તિઓથી અપરિચિત હોવાથી આપણામાં જ રહેલા આપણા અક્ષય ભંડારને આપણે મેળવી શકતા નથી.

આ વસ્તુને સમજવા મને એક દાખલો યાદ આવી જાય છે. એક ગરીબ બ્રાહ્મણ હતો. દરિદ્રતાને લઈ દુઃખી હતો. ભોગોપભોગનાં સાધનોના અભાવને લઇ અછત તેને પ્રતિક્ષણ પીડતી હતી. સામાજિક જીવનમાં તેનું કોઇ માનભર્યું સ્થાન નહોતું. પૈસા વગર સામાજિક કે રાષ્ટ્રીય પ્રતિષ્ઠા મળે પણ ક્યાંથી ? ધનની અભિલાષામાં તે આમતેમ ચારેકોર ફાંફાં મારતો હતો પણ પ્રારબ્ધ તેને સાથ આપતું નહોતું. નિરાશા અને હતાશાથી તે ઘેરાએલો રહેતો હતો. બીજાની સમૃદ્ધિને જોઇ વૈભવશીલ થવાની તેની ભાવના વધારે બલવત્તર થતી હતી; પરંતુ ભાવના માત્રથી

જ કાર્યની સિદ્ધિ થઈ જતી નથી. એટલે તે વધારે નિરાશ થઈ ગયો હતો: ધનની અભિલાષામાં તે ઘણું ફર્યો. સાધુ-મહંતોની સોબત કરી, ડુંગર-પર્વતો ખૂંદ્યા, જેણે જે ચીંધ્યું તે કરવામાં કશી જ ખામી ન રાખી, છતાં તેનાં પ્રારબ્ધનાં દ્વાર ન ઊઘડયાં તે ન જ ઊઘડયાં. નિયતિએ જાણે તેને દરિદ્ર રહેવા જ સર્જ્યો હોય એવી તેની સ્થિતિ રહી. છતાં તેણે થાક્યા વિના, ભવિષ્યની આશાના તાંતણે, પોતાની ધન મેળવવાની પ્રક્રિયા ચાલુ જ રાખી.

મનુષ્યની આત્યંતિક ઝંખના જો પ્રાણોમાંથી ઊઠી હોય તો અવશ્ય તેની પરિપૂર્તિ થયા વગર રહેતી નથી. હજાર નિરાશાઓના પ્રગાઢ અંધકાર વચ્ચે પણ આશાનું એક કિરણ જો જીવિત ન હોય તો માણસને આત્મહત્યા સિવાય બીજો કોઇ ઉપાય સૂઝે નહિ. આ બ્રાહ્મણ પણ ચારેકોરથી નિષ્ફળતા મળતાં ભારે નિરાશ થઇ ગયો. ઘણી વખત આત્મહત્યાના વિચારો પણ કરતો પરંતુ ત્યાં આશાનું એક કિરણ એકાએક તેના અંતરમાં ઝબકી ઊઠતું અને અનેક હતાશાઓ વચ્ચે પણ તેનામાં નવી સ્ફૂર્તિ અને નવો ઉત્સાહ જન્માવી દેતું. આ રીતે ઘણાં વર્ષો વીતી ગયાં. એક દિવસ તે એક પહાડ ઉપર હતાશ અને ખિન્ન થઇને બેઠો હતો. શું કરવું અને શું ન કરવું-તેનો કોઈ માર્ગ તેને સૂઝતો નહોતો. આત્મહત્યા કરવાના વિચારોથી તેનું મન ઘેરાઈ ગયું હતું. એવામાં એક પરમ સિદ્ધ યોગી ત્યાં આવી ચડયા. પરમ સિદ્ધ યોગીના દર્શન થતાં તેનું હૃદય આનંદથી ભરાઈ ગયું. જાણે પોતાનાં પ્રારબ્ધની આડે આવેલું પાંદડું ખસી જવાનું હોય અને પોતાને મનવાંચ્છિત સિદ્ધિ મળી જવાની હોય તેમ તેના મોઢા પર આશાની સુરખી છવાઈ ગઇ. જાણે તેને પુનર્જીવન મળ્યું હોય, તેમ તેનું હૃદય આનંદથી નાચવા લાગ્યું! સિદ્ધ પુરુષના દર્શનથી તે કૃતકૃત્ય થઇ ગયો. તે તરત જ તે યોગી પુરુષના પગમાં પડી ગયો અને બોલ્યો: 'પ્રભો! વર્ષોથી નિરાશાના વમળમાં હું સપડાએલો છું. તેમાંથી બહાર નીકળવાના ઘણાયે ફાંફાં તો મારું છું પરંતુ પ્રારબ્ધ યારી આપતું નથી. આજે આપનાં દર્શનથી મને લાગે છે કે, મારી વર્ષોની ભૂખ સંતોષાશે. નિરાશા અને હતાશાથી શૂન્ય બનેલા મારા જીવનમાં નવા પ્રાણો પૂરાશે. મારી ઇચ્છાઓ આપના મંગલ દર્શનથી પરિપૂર્ણ બનશે, સાધનાઓ સફળ થશે, જીવન કૃતકૃત્ય બની જશે.'

પ્રારબ્ધ અને નિયતિની રમતને કોઈ સમજી શકતું નથી. પ્રકૃતિની કળા અકળ છે. મનુષ્યને ગમે તેટલા સાનુકૂળ સંયોગો મળે છતાં અંતે તે જ આવીને ઊભું રહે છે જે તેના પ્રારબ્ધમાં હોય છે.

> यद् धात्रा निज भालपट्ट लिखितं स्तोकं महद्वा धनम् ।
> तत्प्राप्नोति मरुस्थलेऽपिनितरां मेरौ ततोनाऽधिक ॥
> तद्धीरो भव वित्तवत्सु कृपणां वृत्ति वृथा मा कुरु ।
> कूपे पश्य पयोनिधावपि घटो गृह्णाति तुल्य जलम् ॥

વિધાતાએ પ્રારબ્ધમાં જે થોડું અથવા ઝાઝું ધન લખી આપ્યું છે, નિયતિએ અર્થના સંબંધમાં જે ભવિષ્ય નિર્ણીત કરેલ છે તે ભાગ્યમાં લખાયેલી સંપત્તિ મારવાડમાં રહેવાથી

પણ મળી રહેવાની છે અને સોનાના મેરુ પર્વત ઉપર જવાથી પણ એટલી જ સંપત્તિ મળવાની છે જેટલી પ્રારબ્ધ નિર્મિત છે. આ પરમ અને ચરમ સુનિશ્ચિત સત્ય છે તેથી જરા ધીરજ રાખ ! ધનવાનો પાસે ગરીબડો થઈ ધન માટે કાકલુદી કર નહિ ! તારા પ્રારબ્ધથી વધારે તને કોઈ આપી શકવાનું નથી અને પ્રારબ્ધમાં નહિ હોય તો પણ કોઈ આપી શકવાનું નથી. માટે દીનતા દાખવી યાચના કરીને આત્મગૌરવને તારા હાથે જ તું હણ નહિ. જો અને ધ્યાનથી વિચાર, કે ઘડાને કૂવામાં નાખવામાં આવે કે સમુદ્રમાં બૂડાડવામાં આવે, તો પણ બન્ને ઠેકાણેથી તે સમાન જ જળને ગ્રહણ કરે છે. કૂવો સમુદ્ર કરતાં નાનો છે એટલે તે ઘડાને ખાલી રાખતો નથી અને સમુદ્ર મહા વિશાળ છે એટલે ઘડાને તેની મર્યાદાથી તે વધારે ભરી દેતો નથી.

સિદ્ધયોગી પુરુષ પણ બ્રાહ્મણની દયનીય દરિદ્રતા જોઈ દ્રવિત થઈ ગયા. તેનું હૃદય કરુણા ભાવથી ભીંજાઈ ગયું. દયાર્દ્ર હૃદયે તેઓ બોલ્યાઃ 'મારાં દર્શન સફળ થાય કે નિષ્ફળ જાય તે તો પરમાત્મા જાણે, પરંતુ તારી શી ઇચ્છા છે તે મને જણાવ.'

બ્રાહ્મણને તો એક જ અસાધ્ય એવો ધનનો રોગ હતો. સિદ્ધ પુરુષના દર્શનથી તેને તેની પ્રાપ્તિનો રામબાણ ઈલાજ મળી જશે એવો તેને વિચાર જાગ્યો. પોતાની વર્ષોની સાધના, આરાધના અને ઉપાસના આજે સફળતામાં પરિણમશે એ વિચારે એનો આનંદ સોળે કળાએ ખીલી ઊઠ્યો હતો ! આનંદના અતિરેકમાં તે બોલી ઊઠ્યોઃ 'પ્રભો ! વર્ષોથી દરિદ્રતામાં સબડી રહ્યો છું. ઉદ્ધારનો કોઈ ઉપાય દેખાતો નહોતો; ત્યાં આજે આપ જેવા યોગીપુરુષના દર્શન થયાં અને મારી મનોભાવના સિદ્ધ થવાની સોનેરી ઘડી આવી છે તેમ મને લાગે છે. આટલી જીંદગી ધન માટે જ ફાંફાં માર્યા છે. ધન સિવાય શેનીયે ઝંખના કરી નથી. ધનના અભાવમાં જે દુઃખો ભોગવવાં પડે છે તેનો મને ઊંડો પરિચય થયો છે. ધનના અભાવે સમાજમાં હું બહુ હડધૂત થયો છું. માટે મારે ધન સિવાય બીજા શેનીયે જરૂર નથી. મને ધનની પ્રાપ્તિ થાય તેવું કરી આપો ! ધન પ્રાપ્તિ માટેનો કોઈ મંત્ર મને આપો !'

સિદ્ધ યોગીને પણ લાગ્યું કે આ બ્રાહ્મણ ખરેખર દરિદ્ર છે. તેમના હૃદયમાં આ બ્રાહ્મણ તરફ અનુકંપા જન્મી. એનો ઉદ્ધાર થાય તો જ તે જીવનમાં સુખનાં દર્શન કરી શકે એમ વિચારી તેમણે તે ગરીબ બ્રાહ્મણને એક મંત્ર આપ્યો અને કહ્યું: 'આ દેવોના અધિપતિ અને ધન કુબેરના સ્વામી ઈન્દ્રનો મંત્ર છે એની તું આરાધના કરજે ! આ મંત્રની આરાધનાથી ઈન્દ્ર ખુશ થશે તો તારી મનોકામના પૂર્ણ કરશે. તું માગીશ તે મળશે. આ મંત્રની આરાધના કદી નિષ્ફળ જશે નહિ. પરંતુ એની આરાધના માટે નિર્જન અને એકાંત સ્થાન જોઈશે. ઉત્કટ તપશ્ચર્યા વગર સાધનાની સિદ્ધિ થતી નથી; માટે એકાંત નિર્જન ગુફાનો આશ્રય લઈ તું આ મંત્રની સાધનાનો મંગલ શ્રી ગણેશ કર !'

બ્રાહ્મણની ખુશીનો પાર ન રહ્યો. ગમે તેવી મુશ્કેલીઓના પહાડોને પાર ન કરવા તેને માટે અઘરા નહોતા જેટલી ધનની ઉપલબ્ધિ તેને માટે મુશ્કેલ હતી. ધનની સંપ્રાપ્તિ માટે

પોતાના જાનને હોડમાં મૂકવા તૈયાર થએલાને, એકાંત નિર્જન ગુફાનો આશ્રય લઈ, તેમાં જઇને, સાધના કરવામાં કઈ મુશ્કેલી લાગે ? તેણે સિદ્ધ યોગીનાં વચનો માથે ચઢાવ્યાં અને મંત્રનો વિનયપૂર્વક સ્વીકાર કર્યો. ઉપાસના માટે કૈલાસ પર્વતની ગુફામાં જઇને તે બેસી ગયો. ઇન્દ્રને પ્રસન્ન કરી લક્ષ્મીદેવીના સાક્ષાત્કારની સોનેરી આશા સેવતો તે ધનની ધૂનમાં ને ધૂનમાં એકાંતમાં જઈ મંત્રની સાધનામાં સંલગ્ન થઈ ગયો. આમ કરતાં વર્ષો વીતી ગયાં છતાં તે પોતાની સાધનામાંથી ડગ્યો નહિ. જેના તરફ માણસને આકર્ષણ થઈ જાય છે તેમાં તેને સૌંદર્ય દેખાય છે. વસ્તુની સુંદરતાને કારણે માણસને આકર્ષણ નથી થતું પરંતુ આકર્ષણને કારણે માણસને વસ્તુમાં સૌંદર્ય દૃષ્ટિગોચર થાય છે. અન્યથા એક જ વસ્તુ જે એકને સુંદર લાગે છે તે બીજાને અસુંદર કેમ લાગે છે ? આ બ્રાહ્મણને ધનની જે વર્ષોની ધૂન હતી તે આમ સિદ્ધ યોગીનો સમાગમ થતાં પરિપૂર્ણ થવાની હતી. તે સફળ થવાનો બ્રાહ્મણનાં મનમાં પૂરેપૂરો વિશ્વાસ હતો. એટલે મંત્રોપાસનાથી ઇન્દ્રને પ્રસન્ન કરવાની વાતમાં પોતાને ગમે તેટલો સમય લાગે, ગમે તેવી આકરી કસોટીઓ આવે તો પણ તે થાકે તેમ નહોતો. તે તો એકચિત્તે સાધનામાં સંલગ્ન હતો. આ રીતે બાર વર્ષ વીતી ગયાં. એક દિવસ તેની સાધનાથી પ્રસન્ન થએલા ઇન્દ્ર એકાએક પ્રગટ થયા. તેમણે કહ્યું: 'ભદ્ર ! તારે શું જોઇએ છે ? કયા કારણે તેં આવી કઠણ અને સુદીર્ઘ તપશ્ચર્યા આચરી છે ? બોલ, તારી શું મેળવવાની ઇચ્છા છે ?'

બ્રાહ્મણ આ લાંબી અને આકરી તપશ્ચર્યાથી નિર્બળ અને શક્તિવિહીન બની ગયો હતો. તે સ્વસ્થતા ખોઈ બેઠો હતો. તેણે ઇન્દ્રની સામે ઊભા થવાનો અને પોતાની ઇચ્છા પ્રગટ કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેમાં જોઈતી સફળતા ન મળી એટલે ઇન્દ્ર જ તેની પાસે આવી શાંત સ્વરે બોલ્યા: 'ભાઇ ! જરાપણ સંકોચ ન રાખો અને તમારે જે જોઇએ તે કહો.'

આપણે જોયું તેમ ઘણા દિવસોની ભૂખ અને તૃષાના અસહ્ય કષ્ટોને લઇ તે પોતાનું માનસિક સંતુલન ગુમાવી બેઠો હતો. ભૂખ અને તરસને લઈ તેનાં માનસમાં રોટલી ઘોળાયા કરતી હતી. એટલે બધી શકિત એકત્રિત કરી હડહડાટ કરીને તે બોલ્યો: 'ભગવન્ ! મને રોટી મળી જાય એટલે બસ, મારે બીજું કાંઈપણ ન જોઇએ.'

ઇન્દ્રના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેઓ હસવા લાગ્યા. તેમણે કહ્યું: 'આટલી નાની વાત માટે તેં મને ઠેઠ સ્વર્ગમાંથી અહીં બોલાવ્યો ? એક રોટલીના ટૂકડા ખાતર તે મારી આવી આકરી સાધના કરી ? તું કેમ ભૂલી જાય છે કે તારામાં મને પણ સ્વર્ગમાંથી ઊતારવાની શક્તિ છે, તો શું તારી રોટીનો પ્રશ્ન ઉકેલવા જેટલી તારામાં શક્તિ નથી ?'

આપણે સૌ બ્રાહ્મણની બુદ્ધિ પર હસીશું. આપણને સૌને આશ્ચર્ય પણ થશે, પરંતુ જગતના મોટા ભાગના માનવીઓ કે જેમની માનસિક શકિતનો યોગ્ય દિશામાં વિકાસ નથી થયો, તેમના માનસમાં તે બ્રાહ્મણની માફક પૈસાનું ઇન્દ્રધનુષી રંગીન ચિત્ર જ રહે છે. સંસારના મોટા

ભાગના માણસોની આવી જ સ્થિતિ છે. આપણા દેહમાં રહેનારા આ શાશ્વત ઇન્દ્ર (આત્મા) જે અક્ષય અને અનંત શકિતનો ભંડાર છે, તેની પાસેથી માત્ર ઇન્દ્રિયજન્ય ભોગોની જ આકાંક્ષા અને યાચના કરીએ તો તે પેલા ગરીબ બ્રાહ્મણે ઇન્દ્ર પાસેથી માંગેલી રોટલી જેવી જ વાત થઇ. જેના લોકોત્તર ઐશ્વર્ય સામે કરોડ કરોડ ઇન્દ્રોના વૈભવો પણ ઝાંખા પડી જાય છે એવા અક્ષયનિધિ સમા આત્માને ભૂલીને, ઇન્દ્રિયોના તુચ્છ ભોગોમાં જ આસકત થઇ, અધ્યાત્મ દિશા તરફ અંધ બની જવું તેનાથી વધુ અધઃપતન બીજું કયું હોઈ શકે ?

હવે આપણે આગમિક ઇતિહાસના કાળની વાતના અનુસંધાનમાં આગળ ચાલીએ. પૂર્વોના આધારે જ્યારે સરળ ગ્રંથની રચનાઓ થવા લાગી ત્યારે પૂર્વો તરફ સ્વાભાવિક ઉપેક્ષા વધી અને આ ઉપેક્ષાના ફળસ્વરૂપે સૌથી પ્રથમ પૂર્વોનોજ વિચ્છેદ થયો.

આમ છતાં ઘણા ગ્રંથો અને પ્રકરણોના સંબંધમાં એવો સ્પષ્ટ નિર્દેશ છે કે તેમની રચના અમુક પૂર્વોના આધારે જ કરવામાં આવી છે. માત્ર દિગંબર માન્ય ષટ્ખંડાગમ અને કષાય પ્રાભૃત એ બે ગ્રંથો જ એવા નથી કે જેમની રચના પૂર્વોના આધારે થઈ હોય. ત્યારે શ્વેતાંબરોના આગમરૂપથી ઉપલબ્ધ એવા અનેક ગ્રંથો અને પ્રકરણો છે કે જેનો આધાર માત્ર પૂર્વો જ છે.

(૧) મહાકલ્પશ્રુત નામક આચારાંગના નિશીથાધ્યયનની રચના પ્રત્યાખ્યાન પૂર્વના તૃતીય આચાર વસ્તુના વીસમા પાહુડથી થઇ છે.

(૨) દશવૈકાલિક સૂત્રના ધર્મ પ્રજ્ઞપ્તિ અધ્યયનની આત્મપ્રવાદ નામક પૂર્વથી, પિંડૈષણા-ધ્યયનની કર્મપ્રવાદ પૂર્વથી, વાકય શુદ્ધિ અધ્યયનની સત્યપ્રવાદ પૂર્વથી અને શેષ અધ્યયનોની રચના નવમ પ્રત્યાખ્યાન પૂર્વના તૃતીય વસ્તુથી થઇ છે. એના રચયિતા આચાર્ય શય્યંભવ છે.

(૩) આચાર્ય ભદ્રબાહુએ દશાશ્રુત સ્કંધ, કલ્પ અને વ્યવહારસૂત્રની રચના પ્રત્યાખ્યાન પૂર્વથી કરેલ છે.

(૪) ઉત્તરાધ્યયનના પરિષહાધ્યયનની રચના કર્મપ્રવાદથી થઇ છે. આ સિવાય આગમેતર સાહિત્યમાં અને વિશેષ કરીને કર્મસાહિત્યનો મોટો ભાગ પૂર્વોદ્ધૃત છે.

જૈનોના દિગંબર, શ્વેતાંબર બન્ને સંપ્રદાયોનો આ વિષયમાં તો આંશિક પણ વિવાદ નથી કે સકળશ્રુતનો મૂળ આધાર ગણધર ગ્રથિત દ્વાદશાંગ છે. બન્ને સંપ્રદાયોના નામના વિષયમાં પણ ઐકમત્ય છે. બન્નેના અભીષ્ટ દ્વાદશાંગ નિમ્ન છે.

(૧) આચારાંગ (૨) સૂત્રકૃતાંગ (૩) સ્થાનાંગ (૪) સમવાયાંગ (૫) વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ (૬) જ્ઞાતાધર્મકથા (૭) ઉપાસકદશાંગ (૮) અંતકૃદ્દશાંગ (૯) અનુત્તરોપપાતિક (૧૦) પ્રશ્ન વ્યાકરણ (૧૧) વિપાક અને (૧૨) દૃષ્ટિવાદ.

બન્ને સંપ્રદાયોના વિચારથી અંતિમ અંગ દૃષ્ટિવાદનો સર્વ પ્રથમ લોપ થયો છે.

દિગંબરોની દૃઢતમ માન્યતા છે કે, વીર નિર્વાણ પછી શ્રુતનો ક્રમશઃ હ્રાસ થતાં ૬૮૩ વર્ષ પછી કોઇ અંગધર અથવા પૂર્વધર આચાર્ય જ ન રહ્યા. પછી તો પૂર્વ અને અંગના અંશ માત્રના જ જ્ઞાતા આચાર્ય થયા. પૂર્વના અંશધર આચાર્યોની પરંપરામાં થએલા પુષ્પદંત અને ભૂતવલિ આચાર્યોએ ષટ્ખંડાગમની રચના બીજા અગ્રાયણીય અંશના આધારથી કરી અને આચાર્ય ગુણધરે પાંચમા પૂર્વ જ્ઞાનપ્રવાદના અંશના આધારથી કષાય પાહુડની રચના કરી. આ બન્ને ગ્રંથોને દિગંબર સંપ્રદાયમાં આગમનું સ્થાન પ્રાપ્ત છે. તેમના મત મુજબ અંગ–આગમ બધા લુપ્ત જ થઇ ગયા. દિગંબરોનાં મંતવ્ય મુજબ વીર નિર્વાણ પછી જે ક્રમથી શ્રુતનો હ્રાસ થયો તેનો ક્રમ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૩ કેવલી–ગૌતમાદિ પૂર્વોક્ત | ૬૨ વર્ષ |
| ૫ શ્રુતકેવલી–વિષ્ણુઆદિપૂર્વોક્ત | ૧૦૦ વર્ષ |
| ૧૧ દશપૂર્વી–વિશાખાચાર્યાદિ પૂર્વોક્ત | ૧૮૩ વર્ષ |
| ૫ એકાદશાંગધારી–નક્ષત્ર, જસ(ય)પાલ, પાંડુ, ધ્રુવસેન, કંસાચાર્ય. | ૨૨૦ વર્ષ |
| ૪ આચારાંગધારી–સુભદ્ર, યશોભદ્ર, યશોબાહુ, લોહાચાર્ય. | ૧૧૮ વર્ષ |
| | ૬૮૩ વર્ષ |

ઉક્ત અંગોના અતિરિક્ત ૧૪ અંગબાહ્ય આગમોની રચના પણ સ્થવિરોએ કરી હતી. આમ માનવા છતાં દિગંબરોનું કહેવું છે કે તે અંગબાહ્ય આગમોનો લોપ થઈ ગયો તે ૧૪ અંગબાહ્ય આગમો નીચે પ્રમાણે છે.

(૧) સામાયિક (૨) ચતુર્વિંશતિસ્તવ (૩) વંદના (૪) પ્રતિક્રમણ (૫) વૈનયિક (૬) કૃતિકર્મ (૭) દશવૈકાલિક (૮) ઉત્તરાધ્યયન (૯) કલ્પવ્યવહાર (૧૦) કલ્પાકલ્પિક (૧૧) મહાકલ્પિક (૧૨) પુંડરીક (૧૩) મહાપુંડરીક અને (૧૪) નિશીથિકા.

શ્વેતાંબરોના બન્ને સંપ્રદાયના અંગબાહ્ય ગ્રંથોની અને તદ્ગત અધ્યયનોની સૂચીને જોવાથી સ્પષ્ટ થઈ જાય છે કે ૧૪ દિગંબર માન્ય અંગબાહ્ય આગમોમાંથી અધિકાંશ શ્વેતાંબરોના મતથી સુરક્ષિત છે. તેમનો વિચ્છેદ થયો જ નથી.

દિગંબરોએ મૂળ આગમોનો લોપ માનીને પણ અમુક ગ્રંથોને આગમ જેટલું જ મહત્ત્વ આપ્યું છે. તેને જૈન વેદોની સંજ્ઞા આપી પ્રસિદ્ધ ચાર અનુયોગોમાં વિભક્ત કર્યા છે.

૧. પ્રથમાનુયોગ–પદ્મપુરાણ (રવિષેણ) હરિવંશપુરાણ (જિનસેન) આદિપુરાણ (જિનસેન) ઉત્તરપુરાણ (ગુણભદ્ર)

૨. કરણાનુયોગ–સૂર્યપ્રજ્ઞપ્તિ, ચન્દ્રપ્રજ્ઞપ્તિ, જયધવલ

૩. દ્રવ્યાનુયોગ–પ્રવચનસાર, સમયસાર, નિયમસાર, પંચાસ્તિકાય (કુંદકુંદાચાર્યકૃત) તત્ત્વાર્થસૂત્ર (ઉમાસ્વાતિકૃત) અને આતત્ત્વાર્થાધિગમ ઉપર સમન્તભદ્ર, પૂજ્યપાદ, અકલંક,

વિદ્યાનન્દિ આદિ કૃત ટીકાઓ, આપ્તમિમાંસા (સમંતભદ્ર) અને તેની અકલંક, વિદ્યાનંદ આદિ કૃત ટીકાઓ.

૪. ચરણાનુયોગ–મૂલાચાર (વટ્ટેકર) ત્રિવર્ણાચાર, રત્નકરંડ શ્રાવકાચાર

ઉપર્યુક્ત સૂચીથી સ્પષ્ટ છે કે આમાં દશમી શતાબ્દી સુધીના ગ્રંથોનો સમાવેશ છે.

હવે આપણે ઉત્તરાધ્યયનના મૂળ સ્વાધ્યાય તરફ વળીએ. તે મુજબ શ્રી કેશીકુમારના 'માર્ગ કોને કહેવાય ?'–એ પ્રશ્નના જવાબમાં શ્રી ગૌતમસ્વામીનો બુદ્ધિ, યુક્તિ અને તર્કસંગત જવાબ સાંભળી ગૌતમસ્વામી તરફ તેઓ કૃતજ્ઞતાનો ભાવ વ્યક્ત કર્યા વગર રહી શકયા નહિ. તેઓ ધન્યવાદ અને આભારની અભિવ્યકિતમાં શ્રી ગૌતમસ્વામીની પ્રજ્ઞાશકિતની પ્રશંસા કરતાં કહેવા લાગ્યા–

साहु गोयम! पन्ना ते छिन्नो मे ससओ इमो।
अन्नो वि ससओ मज्झं तं मे कहसु गोयमा! ॥

હે ગૌતમ ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. તમોએ મારી શંકા દૂર કરી છે. મારી એક બીજી શંકા છે તે વિષે તમે મને કહો.

શ્રી કેશીકુમાર શ્રમણના ગુહ્ય અને રહસ્યાત્મક આધ્યાત્મિક પ્રશ્નોનો પ્રાણસંસ્પર્શી જવાબ શ્રી કેશીકુમારને મળતાં તેમના હૃદયમાં શ્રી ગૌતમસ્વામી તરફ શ્રદ્ધા અને સદ્‌ભાવનો જે અનન્ય નિષ્ઠાભર્યો ભાવ દરેક પ્રશ્નના જવાબમાં ઉદ્‌ભવ્યો તે વ્યક્ત કર્યા વગર તેઓ એક ક્ષણ પણ થંભી શકયા નહિ. આ જ વિનમ્રતા અને સરળતાની ગુપ્ત અને કીમતી સંપત્તિ તેમનાં જીવનની આધ્યાત્મિક મૂડી હતી. અન્યથા સરળતાની આ પરમકોટિનાં દર્શન અશકય હતાં. પ્રશ્નોની આ પરંપરા હજી તો લાંબી ચાલવાની છે. આધ્યાત્મિક સમાધાન વગર શાંતિ મળતી નથી. સંશય સાધનાના ક્ષેત્ર માટે શલ્ય છે. નિઃશલ્ય આત્મા જ નિઃશંક વ્રતાનુષ્ઠાન કરી શકે છે. નિઃસંશય થવા માટે હવે કેવા પ્રશ્નો પૂછવામાં આવશે અને ગૌતમસ્વામી તેના કેવા જવાબ આપશે તે અવસરે....

# ભાવનાનું માધુર્ય

અધ્યાત્મદર્શી મનીષીઓની આ એક મહત્ત્વપૂર્ણ દૃષ્ટિ છે કે ભગવાન ક્યાંય કોઈ ઠેકાણે બેઠેલા નથી. દરેક જીવ શિવ છે. ચૈતન્ય માત્ર ભગવદ્ સ્વરૂપ છે. સૌની અંદર બિરાજેલા ભગવાનનો કયાંય અનાદર કે તિરસ્કાર ન થઈ જાય તે માટે જાગૃતિ રાખવી અનિવાર્ય છે. શરીર એ તો પરમાત્માનું મંદિર છે. શરીરમાં પરમ ચૈતન્ય પ્રભુનો નિવાસ છે એટલે આપણે ત્યાં આત્માનું અપમાન એ સાક્ષાત્ પ્રભુનું અપમાન માનવામાં આવે છે; અને આત્મા તરફનો સદ્‌ભાવ

એ પ્રભુનું સન્માન કે પ્રભુની પૂજા ગણાય છે. ચૈતન્ય પૂજાનો અર્થ જ એ કે પ્રત્યેકમાં પ્રભુતા નીહાળવી.

દક્ષિણ ભારતમાં નામદેવ નામના એક સંત થઈ ગયા. એ કાંઈ ખાસ ભણેલા ગણેલા નહોતા. પુસ્તકીય અભ્યાસથી તો આત્મ-જ્યોતિ પ્રગટવાને બદલે પ્રાયઃ દંભ અને અહંકારની જ વૃદ્ધિ થાય છે. પંડિતો આત્માની જેટલી સૂક્ષ્મ શાસ્ત્રીય માહિતી ધરાવતા હોય છે એટલા જ આત્મસાક્ષાત્કારથી તેઓ દૂર હોય છે. હાં, શાસ્ત્રોની ઉપસ્થિતથી આત્મા વિષેની જાણકારી સંબંધનો તેમને મન સંતોષ હોય છે, આત્માના સંબંધમાં પુસ્તકોના આધારે ઉગ્રતમ વાદવિવાદ કરી શકવા પણ તેઓ સમર્થ હોય છે એટલું જ નહિ, આત્માના સંબંધમાં પુસ્તકો લખવાનું અજોડ પાંડિત્ય પણ તેઓ ધરાવતા હોય છે; પરંતુ તેમનું આ બધું જ્ઞાન તેમને માટે આત્માના સંશોધનમાં અવરોધક બની જાય છે. તરવાના વિષયમાં મહાનિબંધ લખનાર, તરવા સંબંધી દરેક પ્રશ્નોનું સૂક્ષ્મતાપૂર્વક સમાધાન કરી શકનાર, તરવાની કળા વિષયક સૂક્ષ્મતમ પુસ્તકીય માહિતી ધરાવનાર વ્યક્તિને તરવૈયો માની, રખે નદી કે દરિયામાં ધક્કો મારતા ! તરવા વિષયક તેના પુસ્તકીય જ્ઞાનથી તે તરી જશે અને તે વિષયનો તેણે લખેલો મહાનિબંધ તેને પાણીમાં ડૂબતો બચાવી લેશે, એવી ભ્રમણામાં તમે રહેશો નહિ. અન્યથા તે બિચારાની જળ-સમાધિ થઈ જશે !

કહેવાતાં શિક્ષણ અને સંસ્કારોનો ભાર માણસને એટલી કૃત્રિમતા, દંભ અને અહંથી ભરી દે છે કે તેનું માનવીય સ્વરૂપ પણ ટકી રહેતું નથી ! સંત નામદેવને આવી કૃત્રિમતાને પોષવાનો અવકાશ ન મળ્યો એ પણ તેમનું એક સદ્ભાગ્ય હતું. તેમનું હૃદય પ્રભુપરાયણ હતું. પુસ્તકીય જ્ઞાનનો તેમનામાં અભાવ હતો છતાં તેમનો સરળ અને ભક્તિભાવથી તરબોળ વિશુદ્ધ આત્મા આત્મજ્ઞાનની જ્યોતિનો સહજ રીતે આવિર્ભાવ કરી શક્યો. એટલે તેમના યુગમાં તેમની 'ગણતરી આત્મજ્ઞાની પુરુષોમાં થતી હતી. અક્ષરજ્ઞાનના અભાવે તેમને વેદ, પુરાણ, ઉપનિષદ્ આદિ અધ્યાત્મ શાસ્ત્રોનો કશો જ અભ્યાસ નહોતો. પરંતુ એ આધ્યાત્મિક શાસ્ત્રોના અભ્યાસથી જીવનમાં જે રૂપાન્તરણ થવું જોઈએ, જીવનમાં જે જ્ઞાન-ગંગોત્રી પ્રગટવી જોઈએ, તે તેમની પરમાત્મપરાયણ બુદ્ધિ અને પરમ ભક્તિની ઉત્કટતાથી જ તેમનામાં ઉદ્ભવ્યાં હતાં. તે વખતના કહેવાતા વૈષ્ણવ વિદ્વાનો આત્માની જોરદાર વાતો અવશ્ય કરી શકતા હતા; પરંતુ આત્મ-સાક્ષાત્કારના અભાવે નામદેવની માફક આત્મજ્યોતિ પ્રગટાવી શકતા નહોતા. જીવ માત્રમાં પ્રભુતાનાં દર્શન કરવાં એ ભક્તિનું પરમ લક્ષણ છે. સંત નામદેવમાં આવી પરમ ભક્તિનાં લક્ષણો તેમના પ્રત્યેક કાર્યમાં જીવંતરૂપે દેખાતાં હતાં.

આવા પ્રભુપરાયણ અને ભક્તિપ્લાવિત હૃદયવાળા સંત નામદેવના જીવનની એક બોધક ઘટના છે.

નામદેવ તો રાત દિવસ પ્રભુની ભક્તિમાં સંલગ્ન રહેતા હતા. ખાવા પીવાની સાધન સામગ્રી મળે કે ન મળે તો પણ તેમનું જીવન બરાબર સંતોષથી ભરેલું જ રહેતું. એકવાર ઘણા દિવસો પછી સંત નામદેવને યથાયોગ્ય અને પરિપૂર્ણ ભોજન સામગ્રી મળી. આવી ભોજન સામગ્રી ઘણા દિવસો પછી મળી હતી, છતાં તેમનાં મનમાં તેને માટેની કશી જ ઉત્સુકતા કે આતુરતા નહોતી. સંતોષ એ જ તેમનું ધન હતું. પરમાત્મભાવની ઉપલબ્ધિથી તેઓ પરિપ્લાવિત હતા. પછી તેમનામાં અસંતોષને અવકાશ ક્યાંથી હોય?

સંત નામદેવને જે ભોજન સામગ્રી મળી, તેમાંથી તેમણે રોટલીઓ બનાવી. ઘી પણ મળ્યું હતું એટલે ઘીનો પણ ઉપયોગ કરવાનું તેઓ વિચારી રહ્યા હતા. એટલામાં તેમને અચાનક એક વિચાર સ્ફૂર્યો કે જો આજ મને કોઈ અતિથિનો આકસ્મિક લાભ મળી જાય તો મારું જીવન કૃતકૃત્ય થઈ જાય! આર્યસંસ્કૃતિની આ એક સર્વોત્તમ વિશિષ્ટતા રહી છે કે તે અતિથિને દેવતુલ્ય માને છે. અતિથિનો સત્કાર તેને મન પરમાત્માનો સત્કાર છે. ઉપનિષદોએ અતિથિને પણ માતા-પિતાની કોટિમાં મૂક્યા છે. 'मातृदेवो भव, पितृदेवो भव,' એમ શ્રુતિ કહે છે તેમ 'अतिथिदेवो भव'-નો પણ શ્રુતિમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આનાથી પણ એક વિશેષ ઉલ્લેખ અતિથિઓ માટે છે-'सर्वदेवमयोऽतिथि' અતિથિમાં સર્વ દેવોનો નિવાસ છે. અતિથિનો સત્કાર એટલે સર્વ દેવોનો સત્કાર! સાક્ષાત્ પરમાત્માનો સત્કાર! જૈન લોકોએ તો અતિથિસંવિભાગ નામનું એક શ્રાવકનું બારમું વ્રત જ સ્વીકારેલું છે. જમતાં પહેલાં એવી ભાવના ભાવવી જોઈએ કે આ ભોજનથી હું એકલો જ સંતૃપ્તિ મેળવું તે બરાબર નથી. ભોજન વેળા આકસ્મિક પ્રભુના અનુગ્રહ સ્વરૂપ જો કોઇ અતિથિનું શુભાગમન થઈ જાય તો પ્રારબ્ધથી ઉપલબ્ધ આ ભોજન સામગ્રીનો યથાયોગ્ય સંવિભાગ કરવાના લાભથી કૃતકૃત્ય થઇ જાઉં! અતિથિ-સંવિભાગનો પારમાર્થિક અર્થ એવો નથી કે કોઇને કરુણાપૂર્વક ભીખ આપવી. પરંતુ સદ્ભાવ અને સન્માનપૂર્વક, નિયતિબળે ઉપલબ્ધ વ્યક્તિને, યોગ્ય માત્રામાં તેને જોઇતી વસ્તુ અર્પિત કરી ઉપકૃત થવું એ અતિથિ સંવિભાગનો પારમાર્થિક અર્થ છે. અતિથિ વસ્તુનો સ્વીકાર કરી ઉપકૃત નથી થતો, પરંતુ તેની એ સ્વીકારવાની અનુગ્રહપૂર્ણ ભાવનાથી, હું ધન્ય ભાગ્ય અને કૃતકૃત્ય થયો છું, એવી અતિથિવિષયક પરમકોટિની જે આદરપૂર્ણ ભાવના રહેલી છે તેના પ્રબળતમ સંસ્કારોથી સંત નામદેવનો આત્મા સુસંસ્કૃત હતો. કોઇ અતિથિ આવી ચડે તેની જ તેઓ આતુરતાપૂર્વક ઝંખના સેવવા લાગ્યા. એટલામાં તેમને યાદ આવ્યું કે હજુ રોટલીઓ ચોપડવાનું કામ બાકી છે. જેવા તેઓ રોટલીઓ ચોપડવા માટે ઘી લેવા મઢુલીમાં ગયા કે બહાર ઉભેલા એક કૂતરાએ સત્વર ઝૂંપડીમાં પ્રવેશ કર્યો અને દરવાજા પાસે જ મૂકેલી રોટલીની થપ્પીને મોઢામાં ઊપાડી ચાલતો થયો. કૂતરાનાં મનમાં આજે અજબ આનંદ હતો. કારણકે આજે તેને મનગમતી અને જોઈતા પ્રમાણમાં ભોજન સામગ્રી મળી ગઈ હતી. પોતાને જે ભોજન મળ્યું છે તેના ઉપભોગમાં ક્યાંક અજાણ્યો અવરોધ ઊભો ન થઇ જાય, અને વળી

એ રોટલી કોઈ બીજું ઝૂંટવી જાય, એવો ભય તેનાં મનમાં હતો. એટલે તેની ચાલમાં પણ અકલ્પ્ય ઝડપ આવી.

સંત નામદેવ આ બધું જોઈ રહ્યા. તેઓ જાતે પણ ઘણા દિવસોથી ભૂખ્યા હતા, છતાં જ્યારે કૂતરો રોટલી ઉપાડી ગયો, ત્યારે તેમનાં મનમાં જરા પણ ખિન્નતા, પરેશાની કે સંતાપ વ્યાપ્યાં નહિ. તેમના મનથી રોટલી ઊપાડી ભાગી જનાર તે કૂતરો કૂતરો નહોતો. સંત નામદેવની દૃષ્ટિ દેહમૂલક નહોતી. તેમને આ કૂતરામાં, તેનાં દેહ મંદિરમાં બિરાજેલા ચૈતન્ય પ્રભુનાં દર્શન થતાં હતાં. એટલે તેમને મન આ કૂતરાનાં સ્વરૂપમાં ચૈતન્ય દેવ પરમાત્મા જ અતિથિ થઈને પધાર્યા હોય એમ લાગ્યું એટલે કૂતરો ભોજન સામગ્રી ઊપાડી ગયો, છતાંપણ તેમનાં મનમાં જરાપણ રોષ ન વ્યાપ્યો. તેમનું હૃદય અપાર પ્રસન્નતા જ અનુભવતું રહ્યું સંત નામદેવને આટલાથી જ સંતોષ ન થયો. તેઓ તરત જ ઘીના પાત્રને હાથમાં લઈ કૂતરાની પાછળ પાછળ દોડયા. કૂતરો ભયનો માર્યો આગળ ને આગળ ભાગતો રહ્યો. મોઢામાં આવેલો કોળિયો રખે ઝુંટવાઇ જશે એનો ભય એક બાજુ કૂતરાને હતો તો બીજી બાજુ કૂતરો લુખી રોટલી ખાશે તો મારા આતિથ્યમાં ખામી ગણાશે એની ફીકર સંત નામદેવને હતી! નામદેવ આર્દ્ર સ્વરે પોકારી રહ્યા હતાઃ 'પ્રભો! રોટલીઓ ભલે લઇ જાઓ; પરંતુ રોટલીઓ ચોપડયા વગરની છે. એટલે જરા ઘી પણ લઇ જાઓ!' પરંતુ કૂતરાને નામદેવના હૃદયની, તેમની ભાવનાના માધુર્યની, તેમના અંતરાત્મામાં જન્મેલા સંગીતની કયાં ખબર હતી? આકસ્મિક મળેલાં આતિથ્ય લાભથી સંત નામદેવના શરીરનું કણે કણ, રોમે રોમ અનેરા આનંદથી નર્તી ઊઠયું હતું તેની કલ્પના કરી શકે એવી સંજ્ઞા કૂતરામા કયાં હતી?

નામદેવને આમ કૂતરાની પાછળ દોડતા અને આમ બૂમો પાડતા જોઇ આત્મમૂલક દૃષ્ટિ અને વિવેકથી શૂન્ય માણસો હસવા લાગ્યા. તેમને મન આ નામદેવનું ગાડપણ લાગતું હતું. નામદેવને સમજવા માટે નામદેવ જેવી દૃષ્ટિ તેમની પાસે કયાંથી હોય? પોતાના વામન હાથથી વિરાટને માપવાની આ તેમની ચેષ્ટા હતી પોતાની દૃષ્ટિ મુજબની તેમની સૃષ્ટિ હતી. તેમની ભૌતિક પ્રજ્ઞા કૂતરાના દેહની પેલે પાર બિરાજેલા ચૈતન્ય પ્રભુ સુધી પહોચી શકે એવી પારદર્શી નહોતી. એટલે તેમને માટે નામદેવની આ ચેષ્ટા માત્ર એક પાગલની ચેષ્ટા જણાય તો તેમાં આશ્ચર્ય પણ શું? તૃતીય નેત્રથી સમજવાની આ વાત ભૌતિક નેત્રોથી કેમ સમજાય?

આ સ્થળે મને જનક વિદેહીનો દાખલો યાદ આવી જાય છે. જનક આમ તો રાજા હતા, પરંતુ આત્મદૃષ્ટા અને ઋષિસમા પવિત્ર જીવન જીવનારા રાજર્ષિ હતા. તેમને ત્યાં બ્રહ્મની અસ્ખલિત ચર્ચાઓ માટે પંડિતોની એક મોટી સભા હતી. રાત દિવસ બ્રહ્મના ચિંતન, મનન સિવાય બીજી કોઈ ચર્ચાને ત્યા અવકાશ નહોતો. અષ્ટાવક્ર નામના ઋષિને આ વાતની જ્યારે માહિતી મળી ત્યારે તેમણે રાજા જનકની સભામાં જવાનો નિર્ણય લીધો. દુર્ભાગ્યે તેમના શરીરનાં આઠે અંગો વાંકાં હતાં. ઢંગધડા વગરનું કદરૂપું તેમનું શરીર સૌને કુતૂહલ ઊપજાવે એવું હતું.

શરીરની શારીરિક વિકૃતિની પરમ સીમાના તે સાક્ષાત્ અવતાર સમા હતા. પરંતુ તે યુગમાં તેમના જેવો પરમજ્ઞાની કોઈ નહોતો. એ યુગના અપ્રાતમ જ્ઞાન વૈભવ અને આંતરિક સંપદાઓથી ભરેલા તેઓ અતિ પુરુષ હતા. જેવો તેમણે રાજા જનકની સભામાં પ્રવેશ કર્યો કે તેમનાં વક્ર અંગો જોઈને સભામાં બેઠેલા સૌ હસી પડયા. બ્રહ્મવાદીઓની સભામાં આવેલા અતિથિનો આમ પરિહાસ કરવો એ એક મોટો અવિવેક હતો છતાં તેઓ વિવેકની મર્યાદાને ભૂલી ગયા. મહર્ષિ અષ્ટાવક્રને જોઈ બધા સભાસદો ખડખડાટ હસી પડયા. રાજા જનક સ્વયં પણ પોતાનું હાસ્ય રોકી શકયા નહિ. આ જોઇ અષ્ટાવક્ર સૌ સભાસદો તેમજ રાજા જનક કરતાં પણ વધારે જોરથી હસવા લાગ્યા. અષ્ટાવક્રને પણ હસતા જોઈ રાજા જનકે પૂછયું: 'પ્રભો ! અમે બધા તો તમારી વિચિત્ર અને અકુદરતી શરીર રચના જોઇ હસી રહ્યા છીએ; પરંતુ આપશ્રી અમારા કરતાં પણ વધારે જોરથી હસી રહ્યા છો તેનું શું કારણ છે ?" તે સાંભળી અષ્ટાવક્ર ફરી હસ્યા અને બોલ્યા: 'હું મોટી આશા અને અપેક્ષા રાખી અત્રે આવ્યો હતો. મને હતું કે, હું બ્રહ્મવાદીઓની સભામાં જઇ રહ્યો છું. બ્રહ્મવાદીઓની સભાના સભાસદો બ્રહ્મસ્વરૂપમાં લીન હશે એવી મારી કલ્પના હતી, પણ અહીં આવીને જોઉં છું તો મને લાગે છે હું ચમારોની સભામાં આવ્યો છું. તમારા સૌની ચમાર જેવી શરીરમૂલક દૃષ્ટિને જોઇ મારી માન્યતા ઉપર પાણી ફરી વળ્યું છે એમ જોતાં મને હાસ્ય ઊપજે છે. આ જવાબની રાજા જનકે ઉપર ઘણી અસર થઇ. રાજ્ય વૈભવનો ત્યાગ કરી અષ્ટાવક્રની પાછળ તેઓ આત્માની શોધમાં ચાલી નીકળ્યા. અષ્ટાવક્રે રાજા જનકને જે ઉપદેશો સંભળાવ્યા, તે કહેવાય છે કે આ જગતની અધ્યાત્મમૂલક સર્વોત્તમ સંપત્તિ છે.

હવે આપણે આગમિક ઇતિહાસની આવતી કાલની બાકી રહેલી વાત આગળ ચલાવીએ. તે મુજબ, શ્વેતાંબર સ્થાનકવાસીઓના મતથી દૃષ્ટિવાદને છોડી બધાં અંગો સુરક્ષિત છે. અંગ બાહ્યના વિષયમાં આ સંપ્રદાયનો મત છે કે માત્ર આ ગ્રંથો જ સુરક્ષિત છે.

અંગ બાહ્યમાં ૧૨ ઉપાંગ, ૪ છેદ, ૪ મૂળ અને ૧ આવશ્યક એમ ૨૧ ગ્રંથોનો સમાવેશ થાય છે.

બાર ઉપાંગ– (૧) ઔપપાતિક (૨) રાજપ્રશ્નીય (૩) જીવાભિગમ (૪) પ્રજ્ઞાપના (૫) સૂર્ય પ્રજ્ઞપ્તિ (૬) ચંદ્રપ્રજ્ઞપ્તિ (૭) જંબુદ્વીપપ્રજ્ઞપ્તિ (૮) નિરયાવલી (૯) કલ્પાવતંસિકા (૧૯) (૧૦) પુષ્પિકા (૧૧) પૂષ્પચૂલિકા (૧૨) વૃષ્ણિદશા.

ચંદ્રપ્રજ્ઞપ્તિ અને સૂર્યપ્રજ્ઞપ્તિ જ્ઞાતાધર્મકથાંગનાં ઉપાંગ મનાય છે. આ અપવાદને ધ્યાનમાં રાખી ક્રમશઃ આચારાંગનું ઔપપાતિક આદિ ક્રમથી અંગો સાથે ઉપાંગોની યોજના કરી લેવી જોઈએ.

૪ છેદ– (૧) વ્યવહાર (૨) બૃહત્કલ્પ (૩) નિશીથ (૪) દશા શ્રુત સ્કંધ.

૪ મૂળ– (૧) દશવૈકાલિક (૨) ઉત્તરાધ્યયન (૩) નંદી (૪) અનુયોગદ્વાર.

૧–આવશ્યક

આ રીતે બધા મળી ૨૧ અંગબાહ્ય ગ્રંથ વર્તમાનમાં છે. ૨૧ અંગબાહ્ય ગ્રંથોને જે રીતે સ્થાનકવાસીઓ સ્વીકારે છે તેજ રીતે શ્વે. મૂર્તિપૂજકો પણ તેમને માને છે, પરંતુ તેમણે તે સિવાયના બીજા ગ્રંથોનું પણ અસ્તિત્વ સ્વીકારેલ છે, જે સ્થાનકવાસીઓની દૃષ્ટિમા પ્રમાણભૂત નથી. સ્થાનકવાસીની દૃષ્ટિમાં તે બધા લુપ્તપ્રાયઃ છે.

સ્થાનકવાસીઓની માફક તેના એક ઉપસંપ્રદાય તેરાપંથની માન્યતા પણ ૧૧ અંગ અને ૨૧ ઉપર જણાવેલ અંગબાહ્ય ગ્રંથોના અસ્તિત્વ અને પ્રામાણ્ય વિષેની છે. સ્થાનકવાસીઓની માફક તેઓ પણ અન્ય ગ્રંથોની પ્રમાણતા સ્વીકારતા નથી. બન્ને સંપ્રદાયો નિર્યુકિત આદિને પણ પ્રમાણ માનતા નથી.

જો કે હવે સ્થાનકવાસી સાધુઓની અભ્યાસ તરફની અભિરૂચિ વધતી જાય છે. આગમોના ઐતિહાસિક સંશોધન તરફ દૃષ્ટિ ઊંડી ઊતરતી જાય છે. નિર્યુકિત જેવી પ્રાચીન ટીકાઓના અભ્યાસથી દૃષ્ટિ થોડી ઉદાર બનતી જાય છે. પરિણામે તેઓ આ સત્ય સ્વીકારવા લાગ્યા છે કે દશવૈકાલિક આદિ શાસ્ત્રોના પ્રણેતા ગણધરો નથી. પરંતુ શય્યંભવ આદિ સ્થવિર આચાર્યો છે. હાં, સ્થાનકવાસી સંપ્રદાયની જૂની પરંપરામાં એક આવો જ વિશ્વાસ અને શ્રદ્ધા ઊતરતાં આવ્યાં છે. અંગ અને અંગબાહ્ય બન્ને પ્રકારના આગમોના કર્તા ગણધર જ હતા, અન્ય સ્થવિરો નહિ, એમ પૂ. અમોલક ઋષિજી મ. સા. દ્વારા પ્રણીત શાસ્ત્રોદ્ધાર મીમાંસામાં ઉલ્લિખિત છે.

શ્વેતાબરોને પણ દિગંબરોની જેમ ૧૨ અંગ માન્ય છે. પરંતુ અંતર આ જ છે કે દિગંબરોએ પૂર્વોકત ક્રમથી વિચ્છેદ માન્યો ત્યારે શ્વેતાબરોએ માત્ર દૃષ્ટિવાદ નામક અંતિમ અંગનો જ વિચ્છેદ માનેલ છે. તેમનું કથન છે કે ભગવાન મહાવીરના નિર્વાણના ૧૦૦૦ વર્ષ પછી જ પૂર્વગતનો વિચ્છેદ થયો છે. જ્યાં સુધી પૂર્વોનો મૂલત. વિચ્છેદ ન થયો ત્યાં સુધી પૂર્વોના વિષયોને માધ્યમ રાખી અનેક જાતની રચનાઓ થતી રહી છે. આ જાતની પ્રાયઃ બધી રચનાઓનો અન્તર્નિવેશ અંગબાહ્યમાં કરવામાં આવેલ છે. થોડી એવી પણ રચનાઓ છે જેનો સમાવેશ અંગોમાં પણ કરવામાં આવેલ છે. શ્વેતાંબરોના મતથી ઉપલબ્ધ ૧૧ અંગ અને ૩૪ અંગ બાહ્ય ગ્રંથો આ રીતે છે.

૧૧ અંગ – પહેલા જણાવેલા આચારાંગાદિ
૧૨ ઉપાંગ – હમણાં જ જણાવેલ ઔપપાતિક આદિ
૧૦ પ્રકીર્ણક– (૧) ચતુઃશરણ (૨) આતુર પ્રત્યાખ્યાન (૩) ભકત પરિજ્ઞા (૪) સંસ્તારક (૫) તંદુલ વૈચારિક (૬) ચંદ્ર વેધ્યક (૭) દેવેન્દ્રસ્તવ (૮) ગણિવિદ્યા (૯) મહાપ્રત્યાખ્યાન (૧૦) વીરસ્તવ.
૬ છેદ સૂત્ર– (૧) નિશીથ (૨) મહાનિશીથ (૩) વ્યવહાર (૪) દશા શ્રુત સ્કંધ (૫) વૃહત્કલ્પ (૬) જીતકલ્પ

૪ મૂળસૂત્ર – (૧) ઉત્તરાધ્યયન (૨) દશવૈકાલિક (૩) આવશ્યક (૪) પિંડનિર્યુક્તિ
૨ ચૂલિકા સૂત્ર–(૧) નન્દી સૂત્ર (૨) અનુયોગદ્વાર

આ રીતે શ્વેતાંબરોના મતથી ઉપલબ્ધ ૧૧ અંગ અને ૩૪ અંગબાહ્ય ગ્રંથો છે. આ બધા આગમોના રચનાકાળ સંબંધેના ઇતિહાસજ્ઞોનાં મંતવ્યો હવે પછી કહીશું.

ઉત્તરાધ્યયન સૂત્રના સ્વાધ્યાયનું ૨૩મું અધ્યયન ચાલી રહેલ છે. શ્રી કેશી શ્રમણના આંતરિક અને ગુહ્ય પ્રશ્નોનું સમાધાન ગૌતમસ્વામી યથોચિત રીતે કરી રહ્યા છે. શ્રી કેશી શ્રમણ તેમની પારદર્શી પ્રજ્ઞાને જોઇ તેમની પ્રશંસા કરતા ધરાતા નથી. તેમના મનને વિશ્વાસ થયો છે કે, તેમની પાસેથી બધા યથાયોગ્ય પ્રશ્નોના યથોચિત સમાધાનો મળી રહેશે, એટલે તેઓ ફરી પ્રશ્ન પૂછે છે–

महाउदग–वेगेणं बुज्झमाणाण पाणिणं ।
सरणं गई पइट्ठाय दीवं कं मन्नसी मुणी ! ॥

હે મુને! મહાન જળપ્રવાહમાં વેગથી ડૂબતા પ્રાણીઓને માટે શરણ, ગતિ, પ્રતિષ્ઠા અને દ્વીપ તમે કોને માનો છો?

આ જગતનો પ્રવાહ અનાદિ કાળથી ચાલી રહ્યો છે. આત્મવિવેકશૂન્ય વ્યક્તિઓ આ જાગતિક સામાન્ય પ્રવાહોમાં પ્રવાહિત થઈ વધારેમાં વધારે સંસાર ઊભો કર્યા કરે છે. તેમના પ્રાયઃ બધાં કાર્યો સંસારમૂલક હોય છે. સંસારથી પર બીજા લોકોત્તર જગતમાં ડોકિયું કરવાનું સાહસ પણ ગણ્યાગાંઠ્યા માણસો જ કરી શકતા હોય છે. એટલે બહુ મોટો જીવજગતનો ભાગ સંસારરૂપ સમુદ્રમાં ગળાબૂડ હોય છે. આમ છતાં આ સંસારસમુદ્રમાં આશ્રય આપનાર એક વિશાળ મહાદ્વીપ તો શરણ, ગતિ અને પ્રતિષ્ઠારૂપ હોવો જ જોઈએ કે જ્યાં વિશાળ જળ પ્રવાહની ગતિને સાધારણ પણ અવકાશ ન હોય. આવા મહાદ્વીપના અભાવમાં તો સંસાર સમુદ્રમાંથી તરવાની વાત પણ અશક્ય બની જાય છે. આ સંસાર સાગર વિષેનો તમારો અનુભવ સૂક્ષ્મ જ્ઞાનથી ભરેલો છે. માટે હે પ્રભો! આ સંસાર સાગરનાં જળ પ્રવાહથી ડૂબતાં પ્રાણીઓ માટે શરણરૂપ મહાદ્વીપ શું છે તે સમજાવો.

## ફલાકાંક્ષાશૂન્ય કર્મ

મનુષ્ય જે કંઈ કરે છે તે ભવિષ્યમાં કાંઇક મેળવવાની દૃષ્ટિથી કરે છે. આપણાં ગળામાં દોરડું નાખી ભવિષ્ય આપણને ખેંચતું હોય છે. આ મળશે એ આશાએ આપણે કામ કરીએ છીએ. કાર્ય હમણાં કરી રહ્યા છીએ અને ફળની આશા ભવિષ્યની છે! ભવિષ્યનો અર્થ જ એ છે કે જે અત્યારે નથી પરંતુ પછી હશે. હોવાની આશાના દોરડાથી બંધાએલા આપણે સૌ પશુની માફક ભાગી રહ્યા છીએ. પશુ શબ્દનો ભારે સરસ અર્થ છે. તે શબ્દનો વાસ્તવિક અર્થ કદાચ

તમે નહિ જાણતા હો, પણ પશુ શબ્દનો અર્થ જ એ છે કે, પાશમાં બંધાઈને ચાલવું. આપણે પણ એક અર્થમાં પશુ જ છીએ. જે ભવિષ્યથી બંધાએલો હોય, જેની લગામ ભવિષ્યના હાથમાં હોય તે પશુ જેવો જ ગણાય. તે આજે એટલા માટે જીવે છે કે કાલે તેને કાંઈક મળશે. આવતી કાલ પરમ દિવસની આશાએ જીવે છે. આ રીતે જીવનારો માણસ પ્રતિદિવસના આજની આવતી કાલ માટે જીવશે. કારણ જ્યારે આવશે ત્યારે આજ આવશે અને તે આવતી કાલ માટે જીવશે. જ્યારે પણ સમય આવશે તે આજની માફક આવશે અને પાશમાં બંધાએલો તે પશુની માફક ભવિષ્યમાં ખેંચાઈ કાલ માટે જીવશે. આ રીતે ભવિષ્યની આશા અને કલ્પનામાં આજના જીવનને, આજના આનંદને, તે ખોઈ બેસશે. આ રીતે તેનું આખું જીવન ખોવાઈ જશે. મરતી વખતે તે માત્ર આટલું જ બોલી શકશે કે, મેં જીવવાની કામના તો કરી, પરંતુ સાચી રીતે જીવી શકયો નહિ. મરતી વખતે તેની મોટામાં મોટી પીડા આ જ દેખાશે કે, ત્યાં હવે કોઇ આવતી કાલ દેખાતી નથી. મૃત્યુ વખતે જો ફરી આવતી કાલ, ભવિષ્ય દેખાઈ આવે તો, તે મૃત્યુના કષ્ટને પણ જીરવી શકે. મરતો માણસ સદા પૂછે છે કેઃ 'પુનર્જન્મ છે? હું મરીશ તો નહિ?' આ પૂછવાનું રહસ્ય જ એ છે કે તે જાણવા ઇચ્છે છે કે આવતીકાલ અવશિષ્ટ છે કે નહિ? જો આવતીકાલ અવશિષ્ટ હોય તો વાંધો નથી. કારણ આપણો જીવવાનો ઢંગ જ આવતીકાલ ઉપર આધારિત છે. જો આવતીકાલ નથી તો ભારે મુશ્કેલી થઈ જાય. હું તો સદા ભવિષ્યને અનુલક્ષી જીવ્યો અને આજે આકસ્મિક આજની સાથે જ બધું સમાપ્ત થઇ જાય છે. આવતી કાલ નથી. ફલાસક્તિનો અર્થ પણ ભવિષ્ય કેન્દ્રિત જીવન છે.

આ ઉપર બતાવેલું એક પ્રકારનું કર્મ છે તો બીજું પણ એક એવી જાતનું કર્મ છે, જે ભવિષ્યના પાશ સાથે જોડાએલું હોતું નથી. તે ઝરણાંની માફક આપણી અંદરથી જ ફૂટી નીકળે છે, જે આપણે છીએ તેમાંથી નીકળે છે. ભવિષ્યની આશા કે કલ્પનામાંથી તેનો જન્મ હોતો નથી. આપણે રસ્તામાં જતા હોઇએ અને આપણાથી આગળ ચાલ્યા જતા માણસની કોઈ વસ્તુ આકસ્મિક પડી જાય, તો કશી જ આશા કે અપેક્ષા રાખ્યા વગર તે વસ્તુ ઉપાડીને આપણે તે વ્યકિતને બોલાવી, તેને સોંપી દઇએ છીએ. આ કાર્ય કરતી વખતે છાપામાં આપણું નામ આવે એવી કોઈ કામના આપણને હોતી નથી. આપણે તેને વસ્તુ સોંપતા હોઇએ ત્યારે કોઈ ફોટોગ્રાફર આપણો ફોટો લઈ લે એવી પણ આપણને કલ્પના હોતી નથી. આમ આ કાર્ય કરતાં કોઈ વ્યકિત આપણને જોઈ જાય અને ધન્યવાદરૂપ સામાન્ય વિવેક આપણા પ્રત્યે દર્શાવે એવી આકાંક્ષાનો લેશમાત્ર અંશ આપણામાં ન હોય તો જ તે ફલાસકિતરહિત કર્મ કહેવાય. પરંતુ માનો કે તમે વસ્તુ તેના માલિકને સોંપી અને તેનો માલિક તમને કાંઈ પણ કહ્યા વગર ચાલતો થયો, તો તે વખતે તમારા માનસમાં વિષાદની આછી પણ રેખા દોરાઇ જાય, તો ભલે તમને ફલાકાંક્ષાની માહિતી નહોતી; પરંતુ અચેતનમાં, મનનાં ઊંડાણના તલમાં ફલાકાંક્ષા પ્રતીક્ષા કરતી હતી. ધન્યવાદ મેળવવા માટે તે વસ્તુ તેના માલિકને સોંપવાની કોઇ સચેતનતા, કોઇ સભાનતા

તમારામાં નહોતી છતાં તમારું અચેતન મન તેની ભારપૂર્વક પ્રતીક્ષા કરતું હતું. તમે તે વસ્તુ જેવી તેને સોંપી કે તરત જ તે લઇને તે ચાલતો થયો. એટલે તમારા માનસમાં વિષાદની એક રેખા છવાઇ ગઇ. આમ ખિન્નતાથી ભરેલું તમારું માનસ અવ્યક્ત રૂપમાં પણ જો બોલી ઊઠે કે, આ તે કેવો કૃતઘ્ની છે? આ માણસ કેવો વિવેકહીન છે કે મેં વસ્તુ ઉપાડીને આપી છતાં તેણે ધન્યવાદના બે શબ્દ પણ ન કહ્યા?

આ જાતની મનની અસ્પષ્ટ અને અવ્યક્ત રેખા પણ ફલાકાંક્ષાનું જ એક સ્વરૂપ છે. જો કૃત્ય પોતામાં પરિપૂર્ણ છે અને પોતાથી બહાર તેની કશી જ માંગ નથી, તો તે કૃત્ય ફલાકાંક્ષા રહિત થઇ જાય છે. યાદ રાખજો દરેક કૃત્ય પોતામાં પરિપૂર્ણ છે. તે વર્તુલની માફક પોતાને ઘેરે છે અને પોતામાં પરિપૂર્ણ થઇ જાય છે. પોતાથી બહાર કોઇ અપેક્ષા જ તેમા નથી. એટલે જે માણસ ખરેખર ફલાકાંક્ષા રહિત હોય છે તે તો વસ્તુને પણ આપી દે છે અને ઉપરથી ધન્યવાદ આપે છે કે, તમે મને એક પૂર્ણ કૃત્ય કરવાનો મોકો આપ્યો છે. જેમાં કશી જ આકાંક્ષા નહોતી એવું પૂર્ણ કૃત્ય કરવાનો તમે મને અવસર આપ્યો છે. આ રીતે ફલાકાંક્ષા નિરપેક્ષ કૃત્ય એવો આનંદ આપી જાય છે કે જેનો કોઇ હિસાબ નથી. ફલાકાંક્ષા રહિત કૃત્યનો અર્થ જ એ છે કે તે પોતામાં પોતાની રીતે એવું તો પૂર્ણ છે કે તે કૃત્યથી બહાર કાંઈ રહેવા જ પામતું નથી. તે કૃત્ય જ આનંદ આપી જાય છે. તે કૃત્ય જ ફળ છે. આ આનંદ એ જ આ ક્ષણનું ફળ છે.

ક્રાઇસ્ટ જીસસના જીવનનો એક પ્રસંગ છે. તેઓ એક ગામમાંથી પસાર થઈ રહ્યા હતા. તે ગામની પાસે લીલીનાં ફૂલોનું એક ખેતર હતું. લીલીનાં ફૂલો તેમાં પૂર બહારમા ખીલેલાં હતા. પ્રકૃતિ જાણે ફૂલોનાં રૂપમાં સ્મિત કરી રહી હતી! હસતાં, નાચતા, રમતાં તે ફૂલો હવાની લહરીઓ સાથે ક્રીડા કરી રહ્યાં હતાં! તેમને પછીની ક્ષણની કોઇ ચિંતા નહોતી! ફૂલોની પ્રસન્નતા જોઇ જીસસ પણ આનંદમાં આવી ગયા. તેમણે પોતાના શિષ્યોને બોલાવીને કહ્યું: 'લીલીના આ ફૂલોને જુઓ છો?' શિષ્યોએ જવાબ આપ્યો: 'પ્રભુ! એમાં જોવા જેવું શું છે? લીલીનાં ફૂલ એટલે લીલીનાં ફૂલ!'

જીસસે શિષ્યોને સમજાવતાં કહ્યું: 'હું તમોને કહું છું કે, સમ્રાટ સોલોમન પણ પોતાની સંપૂર્ણ પ્રતિષ્ઠા અને ગરિમામાં આટલો સુંદર નહોતો જેટલાં સુંદર આ ગરીબ લીલીનાં ફૂલો આ ગામનાં ખેતરમાં છે!'

સોલોમન એ યહુદી ચિંતનમાં કુબેરનો તુલનાત્મક પ્રતીક છે.

શિષ્યોએ પૂછ્યું: 'ક્યાં સમ્રાટ સોલોમન અને ક્યાં આ ગરીબ લીલીનાં ફૂલો! બન્ને વચ્ચેની તુલના યોગ્ય નથી.'

જીસસે ફરી કહ્યું: 'જરા ધ્યાનથી જુઓ, ઊંડાણથી નિરીક્ષણ કરો! સોલોમન જ્યારે પોતાનાં સંપૂર્ણ ઐશ્વર્ય સાથે હતો ત્યારે પણ આ ગરીબ લીલીનાં ફૂલો જેટલો સુંદર નહોતો!'

શિષ્યોએ પૂછયું: 'તેનું કારણ?'

જીસસે કહ્યું: 'ફૂલ અત્યારે અને અહીં જ ખીલે છે અને સોલોમન સદા ભવિષ્યમાં ડૂબેલો રહેતો.'

ભવિષ્યની કલ્પના જ માણસને કુરૂપ બનાવી દે છે. ફૂલોને આવતી કાલની કોઇ ખબર નથી. આ જ હવાનો ધક્કો, આ જ સૂરજનાં કિરણો, આ જ પૃથ્વીનો કટકો, આ જ માર્ગ, અહીં જ હોવું, આ જ આ ફૂલોનું સર્વસ્વ છે. સાંજ નથી આવવાની એમ પણ નથી, તે આવશે જ પણ પોતાની રીતે આવશે. આ ફૂલોને બી નહિ લાગે કે ફળ નહિ લાગે એમ પણ નથી. તે બી અને ફળો પણ પોતાની રીતે જ લાગશે. આપણી આકાંક્ષાથી તે કાંઈ લાગતાં નથી. પરંતુ આપણે બધા તે પાગલ સ્ત્રી જેવા છીએ, કારણ આપણા વ્યવહારો તેના જેવા જ છે.

એક પાગલ સ્ત્રી એક દિવસે પોતાના ગામથી નારાજ થઇ ચાલી ગઇ. ગામના લોકોએ તેને કહ્યું: 'આ શું કરે છે? કયાં જાય છે?' તેણીએ જવાબ આપ્યો: 'હવે હું જઇ રહી છું. તમે બધાએ મને ખૂબ જ સતાવેલ છે. આવતી કાલથી તમને ખબર પડી જશે.' લોકોએ ભારપૂર્વક પૂછયું: 'પણ વાત શું છે?' તેણીએ કહ્યું: 'હું તે મરઘાંને સાથે લઇ જઇ રહી છું કે જેની બાગથી રોજ સવારે સૂરજ ઊગતો હતો. આવતી કાલથી સૂરજ આ ગામમાં નહિ ઊગે, પરંતુ બીજા ગામમાં ઊગશે.'

તે બીજા ગામમાં પહોંચી ગઇ. મરઘાએ રાબેતા મુજબ બાંગ દીધી અને ક્રમ મુજબ સૂરજ ઊગ્યો. તેણીને થયું: તે ગામનાં માણસો હવે રડતા હશે. તે મૂર્ખાઓના ગામમાં હવે સૂરજ નહિ ઊગે. સૂરજ તો આ ગામમાં ઊગી રહ્યો છે.'

આમ જોઇએ તો તે પાગલ સ્ત્રીના તર્કમાં કોઇ ક્ષતિ પણ નથી. તેના મરઘાના બાંગ દેવાથી તે ગામમાં સૂરજ ઊગતો હતો. હવે બીજા ગામમાં બાગ દેવાથી જ્યારે સૂરજ ઊગ્યો ત્યારે તેનાં મનમા પાકો નિર્ણય થઇ ગયો કે જ્યાં મારો મરઘો બાંગ દે, ત્યાં જ સૂરજ ઊગે. આ તર્કના આધારે તેણી વિચારતી હતી કે પેલા ગામનું શું થયું હશે? સૂરજ તો આ ગામમા ઊગ્યો છે! મરઘાં આવી ભ્રાંતિમા નથી પડતાં. પરંતુ મરઘાંના માલિકો સમજે છે કે, આપણો મરઘો બાંગ દઇ રહ્યો છે, એટલે સૂરજ ઊગી રહ્યો છે! લગભગ આપણા બધાની મનોવૃત્તિ પણ આવી જ જાતની હોય છે.

ભવિષ્ય તો પોતાની મેળે અને પોતાની રીતે જ આવે છે. તે આપણા રોકવાથી રોકાતું નથી. ફળ પણ પોતાની મેળે જ અને પોતાની રીતે જ આવે છે. તે આપણા અટકાવ્યાં અટકતાં

નથી. આપણે આપણી રીતે નિષ્ઠાપૂર્ણ પદ્ધતિએ આપણું કાર્ય પૂરું કરીએ એટલું જ બસ છે. એનાથી બહાર કરવાનું કે એના પછી આપણે હોવાની કંઇ જરૂર નથી. એનો એ અર્થ પણ નથી કે, આકાશમાં ક્યાંક કોઇ નિયંતા બેઠો છે જે આપણા હિસાબના લેખા જોખા રાખતો હોય છે. આનો તો માત્ર આટલો જ અર્થ છે કે, તમે તેનાં ફળ માટેના પ્રયત્નો ન કરો. તે માટે કોઇ આશા કે અપેક્ષા ન રાખો, સમષ્ટિમાંથી તેનો પ્રતિધ્વનિ સ્વતઃ આવવા દો! તમે તેને માટે નિરર્થક ચિંતા ન કરો. પહાડોનો સ્વભાવ પ્રતિધ્વનિ આપવાનો છે જ. પહાડો તરફ માત્ર જોરથી અવાજ કરો, પહાડો તેનો જવાબ વાળશે જ. પહાડો જવાબ વાળશે કે નહિ એની ખોટી ચિંતા ન કરો. એવી નિરર્થક ચિંતા કરશો તો પહાડો તરફ સારી રીતે અવાજ પણ ફેંકી શકશો નહિ. પરિણામે યોગ્ય પરિમાણમાં પડઘો પડશે નહિ. કારણ પડઘો પાડવા માટે પણ ધ્વનિ તો જોઈએ. ફલાકાંક્ષા કર્મ જ કરવા દેતી નથી. ફલાકાંક્ષામાં ગૂંચવાયેલા માણસો નિષ્ઠાપૂર્વક કૃત્ય કરવાનું જ ભૂલી જાય છે. કારણ કર્મની ક્ષણ વર્તમાન હોય છે અને ફળની ક્ષણ ભવિષ્ય. જેની આંખો ભવિષ્ય ઉપર સ્થિર છે તેની પાસેથી વર્તમાનની ઘણી કીમતી ક્ષણો આમને આમ પસાર થઈ જાય તો પણ તેમાં કોઇ આશ્ચર્ય નથી. કારણ દૃષ્ટિ તો ભવિષ્ય સાથે જોડાએલી છે, આવતીકાલ સાથે તે સંકળાએલી છે, ફળ સાથે તે સંબંધિત છે અને કામ આ ક્ષણે થઈ રહ્યું હોય છે. ભવિષ્ય પર મંડાએલી દૃષ્ટિવાળાનું કામ બે દિલથી થતું હોય છે. તેનું મન કામ સાથે નહિ, પરંતુ ભવિષ્ય સાથે જોડાએલું હોય છે.

તાત્પર્ય એ છે કે આ ક્ષણે આપણે જે કરી રહ્યા છીએ તે જ આપણો આનંદ થઈ જાય! જે પણ આપણે કરી રહ્યા હોઇએ તે આપણા આનંદમાંથી સૃજિત થાય, તે આપણા આનંદમાંથી નીકળે, તેનો અવિર્ભાવ આપણા આનંદમાંથી થાય, તે આપણી આત્મગંગોત્રીમાંથી જન્મ પામે! ગંગોત્રીની ક્ષમતાથી ગંગા વહે છે, સાગર માટે ગંગા વહેતી નથી, સાગર સુધી તે પહોંચી જાય એ જુદી વાત છે.

મહમ્મદ પયગંબર સાહેબના જીવનની એક નાનકડી ઘટના છે. મહમ્મદ સાહેબના ભક્તો તેમને રોજેરોજ કાંઇને કાંઇ ભેટ ધરી જાય છે. કોઇ મિઠાઈઓ આપે છે તો કોઈ પૈસા આપે છે. આમ સાંજ સુધી આવનારા માણસો ખાય પીએ છે ને સત્સંગ કરે છે. સૂર્યાસ્ત થતાં મહમ્મદ સાહેબ પોતાનાં પત્નીને કહે કે, સાંજ થઈ ગઈ, એટલે જે વધેલું હોય તે ગરીબોમાં વિભાજિત કરી દો. તેમનાં પત્ની સદા આગ્રહ રાખતાં હોય છે કે આ બરાબર નથી. ભવિષ્ય માટે થોડું ઘણું બચાવવું જોઇએ. મહમ્મદ સાહેબ જવાબ આપે છેઃ 'જેમ આજે મળી રહ્યું તેમ આવતીકાલે પણ મળી રહેશે. આજ નીકળી ગઇ તો આવતીકાલ પણ નીકળી જશે. શું તું મને નાસ્તિક સમજે છે કે હું આવતી કાલની વ્યવસ્થા કરું? કાલની વ્યવસ્થાની ચિંતા નાસ્તિકતા છે. કાલની વ્યવસ્થા એટલે જે આજે મને મળ્યું છે તે આવતી કાલે નહિ મળે

એવી અશ્રદ્ધા. આવતી કાલની વ્યવસ્થા હું કેટલી કરી શકીશ? મારી કરેલી વ્યવસ્થા મને કેટલી ઉપયોગી થશે? માટે તું તેને ગરીબોમાં વહેંચી નાખ. આવતી કાલની ચિંતા કર નહિ. આવતી કાલની ફરી શ્રદ્ધાપૂર્વક પ્રતીક્ષા કર!'

મહમ્મદ સાહેબ કહે છે કે, હું આસ્તિક છુ. હું આવતી કાલ માટે કાંઈ પણ બચાવવા ઇચ્છતો નથી. જો આવતી કાલની ચિંતા રાખી થોડું પણ બચાવવા પ્રયત્ન કરીશ તો ઈશ્વર કહેશેઃ મહમ્મદ! તને મારામાં વિશ્વાસ નથી. આ રીતે નિત્યક્રમ પ્રમાણે રોજ જે વધ્યું હોય છે તે સાંજ પડતાં આપી દે છે.

એક દિવસ મહમ્મદ સાહેબ ભયંકર બીમારીમાં સપડાઈ ગયા. ચિકિત્સકોએ કહ્યું: 'કદાચ આજની રાત તેઓ કાઢશે નહિ.' એટલે મહમ્મદ સાહેબના પત્નીએ વિચાર કર્યોઃ કદાચ આજ રાતમાં દવાદારૂ માટે પૈસાની જરૂર પડે; માટે આજ રાત માટે કાંઈક અવશ્ય રાખવું જોઇએ. આમ વિચારી તેમણે પાંચ દીનાર પોતાની પાસે રાખી સાંજે બાકીનું બધું ગરીબોમાં વહેંચી દીધું. રાતના બારેક વાગ્યાનો સમય થયો ત્યારે મહમ્મદ સાહેબને ભારે પીડા, ભારે પરેશાની થવા લાગી. મહમ્મદ સાહેબે પોતાની ચાદર ઊંચી કરી અને પોતાનાં પત્નીને પૂછયું: 'હું વિચારું છું કે, આજે ગરીબ મહમ્મદ ગરીબ નથી. આજે ઘરમાં જરૂર કાંઈક હોવું જોઇએ. અન્યથા મારા મનમાં આટલી અશાંતિ થાય નહિ!'

મહમ્મદ સાહેબના પત્ની ગભરાઈ ગયાં. તેમણે કહ્યું: 'આપને કેમ ખબર પડી કે મેં કાંઈક બચાવીને રાખેલ છે?'

મહમ્મદ સાહેબે કહ્યું: 'તારા મોઢા ઉપરથી જ દેખાઈ આવે છે. કારણ આજે તું એટલી નિશ્ચિંત જણાતી નથી જેટલી રોજ હોય છે. આજે તેં અવશ્ય કાંઇક બચાવી રાખી લીધેલ છે. કારણ જે ચિંતિત હોય છે તે અવશ્ય બચાવી લે છે અને જે બચાવી લે છે તે ચિંતિત થઇ જાય છે. માટે તેં જે બચાવ્યું હોય તેને કાઢી ગરીબો વચ્ચે વહેંચી નાખ અને મને શાંતિથી મરવા દે! મારી અંતિમ રાતમાં કયાંક એવું ન બને કે મારે પરમાત્માનો ઠપકો સાંભળવો પડે! કયાક એવું ન બને કે આ અંતિમ રાતમાં મારી આખી જિંદગીની સાધના વિરાધના બની જાય અને પરમાત્માની સામે એક અપરાધીની માફક મારે ખડા થવુ પડે!'

તેમનાં પત્નીએ પોતે બચાવેલી પાંચ દીનારો કાઢી અને મહમ્મદ સાહેબના હાથમાં મૂકી દીધી. મહમ્મદ સાહેબે કહ્યું: 'મને આપવાથી શું પ્રયોજન સિદ્ધ થવાનું? કો'કને સડક ઉપર અવાજ દે એટલે તે આવીને લઇ જાય!' પત્નીએ કહ્યું: 'અંધારી અને અડધી રાત્રિમાં સડક પર કોણ મળશે?'

મહમ્મદ સાહેબે કહ્યું: 'અવાજ તો દે! જો દેનાર હશે તો અવશ્ય કોઇ લેનાર પણ મળી રહેશે.'

મહમ્મદ સાહેબના પત્નીએ પોતાના પતિના આદેશ મુજબ જોરથી પોકાર પાડ્યો. સડક પર આમતેમ આંટા મારતો એક ભિખારી અંદર આવ્યો.

મહમ્મદ સાહેબે કહ્યું: 'જો ઇશ્વરની કેવી લીલા છે! અંધારી અડધી રાત્રિમાં દેનાર જો મળી શકે છે તો લેનાર પણ આવી શકે છે. આ બચાવેલા પાંચ દીનાર આ ગરીબને આપી દે!'

મહમ્મદ સાહેબના પત્નીએ તે પાંચ દીનાર આપી દીધા. બસ! મહમ્મદ સાહેબના હૃદયમાં અપાર શાંતિ પથરાઇ ગઇ. જાણે આ પાંચ દીનાર જ પીડા હતી, અશાંતિ હતી, પરેશાની હતી! મહમ્મદ સાહેબે ચાદર ઓઢી લીધી. તેઓનું આ આખરી કૃત્ય હતું. પછી તે અનંતમાં લીન થઇ ગયા.

હવે આપણે આગમના વિષય પર આવીએ. તદનુસાર જેમ પૂર્વે કહેવાઇ ગયું તેમ આગમ શબ્દથી વાચ્ય કોઇ એક ગ્રંથ નથી; પરંતુ અનેક વ્યક્તિકર્તૃક અનેક ગ્રંથોનો સમુદાય છે. એટલે આગમની રચનાનો કોઇ નિશ્ચિત કાળ કહી શકાય નહિ. આમ છતાં ભગવાન મહાવીરનો ઉપદેશ વિ. સં. પૂ. ૫૦૦ વર્ષે થયો. એટલે ઉપલબ્ધ કોઇ પણ આગમનો તે પૂર્વે સંભવ અશક્ય છે. બીજી અને અંતિમ વાચનાના આધારે પુસ્તક લખવાનું કાર્ય વલભીમાં વિ. સં. ૫૧૦ (મતાન્તરથી ૫૨૩)માં થયું. એટલે આમ સુનિશ્ચિત કહી શકાય કે કોઇ પણ આગમ વિ. સં. ૫૨૫ પછીના ન હોઇ શકે. આગમની રચનાનો કાળ આ ઉપર જણાવેલ એક હજાર વર્ષ દરમિયાન સંભવિત છે.

અંગ ગણધરકૃત કહેવાય છે. પરંતુ તેમાં બધા એક સરખા પ્રાચીન નથી. આચારાંગના જ પ્રથમ અને દ્વિતીય શ્રુતસ્કન્ધ ભાષા અને ભાવોની દૃષ્ટિએ ભિન્ન છે. આચારાંગસૂત્રનો પ્રથમ શ્રુત સ્કન્ધ માત્ર દ્વિતીય શ્રુત સ્કન્ધથી જ નહિ, સમસ્ત જૈન વાઙ્મયમાં સૌથી પ્રાચીન અંશ છે. તેમાં જરા જેટલું પણ પરિવર્તન કે પરિવર્ધન નથી એમ તો ન જ કહી શકાય; પરંતુ તેમાં ઉમેરો સૌથી ઓછામાં ઓછો થયો છે. તે ભગવાનના સાક્ષાત્ ઉપદેશના અત્યંત સન્નિકટ છે. આવી સ્થિતિમાં તેને આપણે વિક્રમ સં. પૂ ૩૦૦ પછીની સંકલના કહી શકતા નથી. વધારે સંભવ તો એ છે કે તે પ્રથમ વાચનાની સંકલના છે. આચારાંગનો દ્વિતીય શ્રુત સ્કન્ધ ભદ્રબાહુ પછીની રચના હોવી જોઇએ. કારણ તેમાં પ્રથમ શ્રુત સ્કન્ધની અપેક્ષા ભિક્ષુઓના નિયમોપનિયમોનાં વર્ણનમાં વિકસિત ભૂમિકાની સૂચના મળે છે. આને વિક્રમ પૂર્વ બીજી શતાબ્દીની રચના કહી ન શકાય. આજ વાત પ્રાયઃ બધા બીજાં અંગોના સંબંધમાં પણ સમજવી જોઇએ કે, વિક્રમપૂર્વ બીજી શતાબ્દી પછી તેમાં કાંઇપણ ઉમેરવામાં આવ્યું નથી. સ્થાનાગસૂત્ર જેવા અંગ ગ્રંથોમાં વીર નિર્વાણની છઠ્ઠી શતાબ્દીની ઘટનાનો પણ ઉલ્લેખ મળે છે. પરંતુ આવા પ્રકારના કાંઇક અંશોને છોડીને બાકીના બધા ભાવો પુરાના છે. ભાષામાં યત્રતત્ર કાળની ગતિ અને પ્રાકૃત ભાષા હોવાને કારણે ભાષા વિકાસના નિયમ મુજબ પરિવર્તન હોવું અનિવાર્ય છે. કારણ પ્રાચીન

સમયમાં એનું પઠન-પાઠન લિખિત ગ્રંથોમાં નહિ પરંતુ કંઠોપકંઠ થતું હતું. પ્રશ્નવ્યાકરણ અંગનું જેવું વર્ણન નન્દી સૂત્રમાં છે તેને જોતાં, ઉપલબ્ધ પ્રશ્નવ્યાકરણ અંગ આખુંને આખું પછીની રચના હોય એમ જણાય છે. વલભી વાચના પછી ક્યારે આ અંગ નષ્ટ થઇ ગયું અને ક્યારે તેને સ્થાને આ નવી આવૃત્તિ પ્રવિષ્ટ થવા પામી તે સંબંધેના ઇતિહાસને જાણવાનાં કોઇ સાધનો આપણી પાસે નથી. હાં, અભયદેવસૂરિની ટીકા જે વીર નિર્વાણની બારમી શતાબ્દીમાં લખવામાં આવી છે, તે પૂર્વે તો તે ક્યારનુંયે રચાઇ ગયું હતું.

આગમોના સંબંધનો જે ઇતિહાસ હું સમજાવી રહ્યો છું તે મારી અંગત માન્યતા નથી. આગમોના ઇતિહાસના સંબંધમાં જે કાંઈ જ્યાં ત્યાં વાંચ્યું છે, આ સંબંધે તમને અવગાહન કરવાનો અવકાશ મળે, તમો ઊંડા ઊતરો અને આગમોના સંબંધનો તમારો રસ જળવાઇ રહે, તે માટે ઇતિહાસજ્ઞોની વાતનો અનુવાદ કરી રહ્યો છું. આજે સમય એટલો વધારે થઈ ગયો છે કે આપણા સ્વાધ્યાય શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના શ્રી કેશી ગૌતમ સંવાદના વિષેની મૂળ વાત આજે અટકી જવા પામી છે. હુ માનું છું આવતી કાલે તેના વિષે આપણે સવિશેષ સમય લઇશું.

# ધર્મ અને ધન

એક સુંદર વૃક્ષ છે. શાખા, પ્રશાખા, કૂંપળો અને પર્ણોથી તે પલ્લવિત છે, ફળો અને ફૂલોથી તે લચી પડયું છે. આ વૃક્ષના આવા ઐશ્વર્યનું મૂળ કારણ શું છે? જો ગંભીરતાપૂર્વક વિચાર કરશો તો બરાબર જણાઇ આવશે કે તેના બહારથી દેખાતા આવા વિપુલ વૈભવનો કીમિયો તેના ઉપરના ભાગની કળાઓ કે વિશિષ્ટતાને આભારી નથી. તેની વિશાળ સમૃદ્ધિ અને વિસ્તૃત ઐશ્વર્યનું મૂળ કારણ પૃથ્વીના ઊંડાણમાં રહેલા અને બહાર જરા પણ ન દેખાતાં તેનાં મૂળિયાં છે. વનસ્પતિશાસ્ત્રનો એ સામાન્ય નિયમ છે કે જે વૃક્ષોનાં મૂળિયાં જેટલાં જમીનમાં ઊંડાં હશે તેટલું જ તે વૃક્ષ સમૃદ્ધ અને ઊંચું હશે. ફળ, ફૂલો અને બીજાં સૌંદર્યનો આધાર પણ તેના મૂળમાં અંતર્નિવિષ્ટ છે. વૃક્ષનાં મૂળિયા ઊંડાં ન હોય તો તે વૃક્ષ વાવાઝોડાના ઝપાટા કે ઝંઝાવાતના પ્રકોપમાં લાંબો વખત ટકી શકતું નથી. વૃક્ષનું મૂળ અસ્તિત્વ તેના મૂળિયાંમાં છે. ઉપરના ભાગનું પણ પોતાની રીતે મહત્ત્વ છે ખરૂં, પરંતુ તેની શકિતનો મૂળ સ્રોત તો મૂળિયાં જ છે. જે વૃક્ષનાં મૂળિયાં જેટલાં શક્તિથી ભરેલાં અને ઊંડાં હોય છે તેટલાં જ તે પૃથ્વીમાંથી પોતાનું પોષકતત્ત્વ મેળવવા શક્તિસંપન્ન હોય છે.

પાનખર ઋતુનો તો તમને બધાને સારો એવો અનુભવ છે. આ ઋતુમા સ્વભાવથી ગમે તેવાં તોતીંગ ઝાડો પણ ઠૂંઠાં જેવા બની જાય છે. તેનું લીલુંછમ પ્રાકૃતિક સૌંદર્ય એવી રીતે તો હરાઇ જાય છે કે જોનાર આશ્ચર્યાન્વિત બની જાય છે. આખું વૃક્ષ સુકાઈ જાય છે. લાંબી

તપશ્ચર્યાના પરિપાક અથવા ફલશ્રુતિ સ્વરૂપે તેના દેહનો વૈભવ સુકાઈ ગએલાં લાકડાં જેવો થઈ જાય છે! ઘડીભર તો તે લાકડા જેવું જ લાકડું જ લાગે છે. પરંતુ જેવી વસંતઋતુ બેસે છે કે બસ, ઋતુરાજની પધરામણીને આવકારવા જાણે તે પુનર્જન્મ પામ્યું હોય તેમ ફરી તે લીલુંછમ બની જાય છે! તેને નવી કૂંપળો અને પર્ણો ફૂટવા માંડે છે. નવી જ સમૃદ્ધિનાં અદ્ભુત સૌંદર્યથી તે છલોછલ ભરાઈ જાય છે. ફળફૂલોથી પહેલાંની જેમ જ તે લચી પડે છે. આમ સૂકાયેલાં ઠૂંઠાં જેવાં વૃક્ષો ફરી નવપલ્લવિત બની જાય છે. તેનું કારણ શું? તેનાં કારણ વિષે વિચાર કરશો તો તરત જ જણાશે કે, ઉપર ઉપરથી સુકાઈ ગએલાં અને મૃતકલ્પ લાગતાં તે વૃક્ષોનાં મૂળિયામાં ધબકતું જીવન હતું. ધરતીમાંથી રસકસ ચૂસી પુષ્ટિ મેળવવાની તેનામાં શકિત હતી. વૃક્ષનાં મૂળિયાંમાં પોષકતત્ત્વને ખેંચવાની જો શક્તિ ન હોત તો તેનાં મૂળિયાં પહોળાં થઈ ગયાં હોત અને તેની સંપોષક શક્તિ નષ્ટ થઇ ગઇ હોત. પછી તે વૃક્ષ ઉપર બારે મેઘ ખાંગા થઈ વરસે કે સૂર્ય પોતાનો પ્રકાશ પાથરે તો પણ તેમાં નવજીવન પાંગરી શકે નહિ. કેમકે ધરતીમાંથી પાણી અને પ્રકાશમાંથી જીવનતત્ત્વ મેળવવાની શકિત જ મૂળિયાં ખોઈ બેઠાં હોય છે.

ધર્મ પણ આવો જ મૂળમાં શકિત ધરાવતો વિષય છે. વૃક્ષનાં મૂળિયાંની માફક તે બહાર દેખાતો નથી. ભાષામાં તેનું વિશુદ્ધ સ્વરૂપ ખડું કરી શકાતું નથી. પદાર્થની માફક તોળી શકાય તેવો તે સ્થૂલ પણ નથી. અલબત્ત જીવનમાં જે સુંદર અને સુવાસિત પુષ્પો ખીલે છે તેનો આધાર તો એક માત્ર ધર્મ જ છે. ધર્મ આંખથી જોવાની, વાણીથી વ્યક્ત કરવાની અને ત્રાજવાથી તોળવાની, જોખવાની વસ્તુ નથી. ધર્મ એ માત્ર આચરવાની વસ્તુ છે. પરંતુ ધર્મનાં વિશુદ્ધ સ્વરૂપને જાણ્યા વગર તેનું આચરણ કેમ સંભવી શકે? એટલે ધર્મના સ્વરૂપ વિષે વિચાર કરવો અનિવાર્ય થઈ પડે છે. જીવનમાં ધર્મ પાયાની વસ્તુ છે. તેના તરફની લેશ માત્ર ઉપેક્ષા હિતકર નથી.

વસ્તુના સ્વરૂપને જાણ્યા વગરનું આચરણ જીવનમાં મહત્ત્વપૂર્ણ બનતું નથી. જ્ઞાનશૂન્ય ક્રિયા મડદાં જેવી હોય છે અને ક્રિયાશૂન્ય જ્ઞાન ભૂતની માફક ભયાનક હોય છે. જેમ ચેતના વગરના શરીરનું કાંઈ મહત્ત્વ નથી તેમ જ્ઞાનશૂન્ય ક્રિયાનું પણ કોઈ મહત્ત્વ નથી. ચેતન વગરના શરીરને હિન્દુઓ બાળી નાખે છે, મુસલમાનો જમીનમાં દાટી દે છે, આપ્તજનો તે શરીરના મુડદાને વધારે સમય સુધી ઘરમાં રાખવા માંગતા નથી. કેમકે મુડદાને વધારે વખત રાખવાથી તે કોહાઈ જાય છે અને દુર્ગંધ મારે છે. મુડદું જેમ નિરર્થક છે, નિર્મૂલ્ય છે તેમ જ્ઞાનશૂન્ય ક્રિયા પણ નિરર્થક છે, નિર્મૂલ્ય છે. તેમાંથી કશી ફલનિષ્પત્તિ સર્જાતી નથી. જ્ઞાનશૂન્ય ક્રિયા જેમ નિરર્થક છે, નિર્મૂલ્ય છે તેમ ક્રિયાશૂન્ય જ્ઞાન પણ નકામું છે. જેમ આકાશમાંથી કોઇ અદૃશ્ય અવાજ આવતો હોય પરંતુ કોઇની ઉપસ્થિતિનાં ચિહ્નો ન દેખાતાં હોય, તો જેમ તે અદૃશ્ય રીતે સંભળાતો અવાજ ભયંકર લાગે છે, તેમ ક્રિયાશૂન્ય જ્ઞાન પણ ભયંકર છે,

બિહામણું છે. એકલું આચરણશૂન્ય જ્ઞાન પણ જીવનમાં આનંદનાં પુષ્પો ખીલવી શકતું નથી. એટલે જ જ્ઞાનપૂર્વકનાં આચરણને મહર્ષિઓ અને અનુભવીઓએ મહત્ત્વ આપ્યું છે.

ધર્મ સદા આચાર અને વિચારનો વિષય છે. બોલવાથી તે વાદ બની જાય છે. ધર્મ જ્યારે વાદવિવાદના ખાબોચિયામાં ભરાઈ બેસે છે ત્યારે તે પોતાનો કીમતી આત્મા ખોઈ બેસે છે. તેની વિરાટતા તેમજ વ્યાપકતા નાશ પામી જાય છે; ધર્મ સાગર મટી ખાબોચિયું બની જાય છે, પંથ અને સંપ્રદાય બની જાય છે.

ભગવાન મહાવીરે ધર્મની જેવી પ્રાણસ્પર્શી અને ઉદાર વ્યાખ્યા કરી છે એવી વ્યાખ્યા ક્યાંય જોવા મળતી નથી. ધર્મનું સ્વરૂપ બતાવતાં ભગવાન મહાવીર કહે છેઃ "वत्थु सहावो धम्मो"–વસ્તુનો સ્વભાવ તે ધર્મ છે. જેમકે, અગ્નિનો સ્વભાવ ઉષ્ણતા છે. તો ઉષ્ણતા એ અગ્નિનો ધર્મ છે. પાણીનો સ્વભાવ શીતળતા છે. તો શીતળતા એ પાણીનો ધર્મ છે. મનુષ્યનો સ્વભાવ મનુષ્યતા છે. તો મનુષ્યતા એ મનુષ્યનો ધર્મ છે. મનુષ્યતાની વ્યાખ્યા કરવી જરા મુશ્કેલ છે, આમ છતાં સ્વાર્થ અને પરાર્થ એ બેમાંથી જો કોઈ એકની પસંદગી કરવાની હોય તો તેમાં પરાર્થની જ પસંદગી કરવા જેવી છે. કેમકે સ્વાર્થ કરતાં પરાર્થ ઘણો ઉજ્જવલ અને ચડિયાતો છે. સ્વાર્થનો સંબંધ પોતાનાં સુખ સાધનો સુધી જ સીમિત હોય છે; પરંતુ પરાર્થની સીમા તેનાં કરતાં વધારે વ્યાપક અને મીઠી છે, હૃદય અને પ્રાણોને સ્પર્શે એવી કીમતી છે. પરંતુ આ સ્વાર્થ અને પરાર્થથી પણ ચડી જાય એવી જો કોઈ ત્રીજી જ વસ્તુ હોય તો તે પરમાર્થ છે. સ્વાર્થનું જગત સ્વ સુધી મર્યાદિત હોય છે. પરાર્થનું જગત અવશ્ય થોડું વધારે વ્યાપક બને છે, છતાં તેની સીમા અસીમ તો નથી જ. તેની સીમાને મર્યાદા છે. પરાર્થમાં પોતાની જાત માટેના જ હિતનો વિચાર છોડી, તેની મર્યાદાને વટાવી, પોતાના સાથીઓ, મિત્રો, સ્નેહી સંબંધીઓ અને જે જે આપણા પરિચિતો છે તેમનાં દરેકના હિતની ચિંતા સેવાય છે. એટલે સ્વાર્થ કરતાં પરાર્થનું સ્થાન અવશ્ય ચડિયાતું છે; પરંતુ પરમાર્થનું જગત તો વ્યાપક છે, અસીમ છે. તેમાં જીવ માત્રના કલ્યાણની ચિંતા સેવાય છે.

આમ તો પ્રત્યેક પંથ અને સંપ્રદાયનો એવો જ દાવો હોય છે કે પોતાના પંથ કે સંપ્રદાયને અનુસરવાથી મુક્તિ પ્રાપ્ત થશે. આવો દાવો આગળ ધરાતો હોવાને કારણે જ તેમનામાં સાંપ્રદાયિક વ્યામોહ અને ઝનૂન જન્મવા પામતાં હોય છે. છતાં એક સત્ય અવશ્ય ગંભીરતાપૂર્વક લક્ષ્યમાં લેવાનું છે અને તે એ કે, જે ધર્મ માત્ર શરીરશુદ્ધિની જ વાત કરે છે અથવા તો મનની શુદ્ધિ ઉપર જ ભાર મૂકે છે તે ધર્મ, ધર્મની સાચી દિશાથી થોડો પાછળ છે. પરંતુ જે ધર્મ શરીર અને મનથી પાર આત્માની પણ વાત કરે છે, તે ધર્મ અવશ્ય ધર્મની દિશામાં ગતિશીલ છે. કારણ ધર્મ સદા આત્મામાં રહેલો હોય છે. તે આત્માનો વિષય છે. આત્મા–વગાહનમાંથી ધર્મના દિવ્ય પ્રકાશની ઝાંખી સંભવી શકે છે.

આપણી સામે બે વસ્તુઓ છે. એક ધર્મ અને બીજું ધન. આપણાં જીવનને સુમધુર ઐશ્વર્યથી ભરનાર કોણ છે? ધર્મ કે ધન? આ એક વિચારવાની વાત છે. ધર્મનું અસ્તિત્વ શાશ્વત છે; પરંતુ તેની સત્તા ધનની પેઠે બહાર દષ્ટિગોચર થતી નથી. ધન ભૌતિક જીવનમાં હંમેશાં મહત્ત્વનું અને કેન્દ્રનું સ્થાન ધરાવે છે, એટલે ધર્મ કરતાં ધનનું મહત્ત્વ માણસને સરળતાપૂર્વક દેખાય છે. જમીનમાં વાવેલાં બી દેખાતાં નથી પણ તે જ બી જ્યારે વૃક્ષનો આકાર ધારણ કરે છે ત્યારે જ તે નજરે ચડવા લાગે છે, તેમ ધર્મનાં બીજને જોવા માટે આધ્યાત્મિક આંખો જોઈએ. આજે માણસ ધર્મને ભૂલી ધનની પૂજા કરવા લાગ્યો છે. ધન વિષેની આવી આસક્તિ એક જાતની ઇન્દ્રિયપરાયણતા છે. જ્યાં કેન્દ્રમાં ધન અને ઇન્દ્રિયપરાયણતા હોય ત્યાં ધર્મ ક્યાં ઊભો રહે? તે કેવી રીતે સચવાય?

ધનની પાછળ દોટ મૂકનાર અહંકારથી ગ્રસ્ત હોય છે. અહંકાર અને મમતા જ્યાં સુધી જીવતાં હોય ત્યાં સુધી જીવનમાં ડગલે અને પગલે જોખમ છે. અહંકારનો ત્યાગ અને વિનમ્રતાની પકડ, તેમજ મમતાનો ત્યાગ અને સમતાનો સ્વીકાર, એ ધર્મનો માર્ગ છે. આજનો યુગ ભલે વૈજ્ઞાનિક ઉત્ક્રાંતિનો યુગ ગણાય છતાં વિષમતાનો ભયંકર ભરડો કોઈને શાંતિથી જીવવા દેતો નથી. આજે જગતમાં સર્વત્ર વિષમતા વ્યાપ્ત છે. એકની પાસે ધનનો ઢગલો છે તો બીજો અન્નના એક દાણા માટે તલસે છે! જ્યાં સુધી બંગલાની આજુબાજુ ભૂખ્યાં-તરસ્યાં ઝૂંપડાંઓનો એક મોટો અશાંત સમુદાય છે ત્યાં સુધી જીવનમાં શાંતિ કે સમાધિ સ્થપાવાનાં નથી! ધનિકને ધનનો મોટો અહંકાર હોય છે તો બીજી દિશામાં દારિદ્રયના નગ્ન ચિત્રોને લઈ દીન-હીન ભાવનાના કરુણાજનક દૃશ્યો દૃષ્ટિગોચર થાય છે. આવી વિષમતા અને દ્વન્દ્વોનું મૂળ મનુષ્યનો ક્ષુદ્ર અહંકાર જ છે. આ દ્વન્દ્વોમાંથી સરળતાપૂર્વક પાર ઉતરવાનો માર્ગ ધર્મ જ બતાવી શકે છે. તનની દવા ધન હોઈ શકે–તન અને ધન બન્ને પાર્થિવ હોઈ બન્ને વચ્ચે સામંજસ્ય પણ છે; પરંતુ આત્માની ભૂખ તો ધર્મથી જ સંતોષાશે. "धर्म अेव हतो हन्ति धर्मो रक्षति रक्षितः" જે વ્યક્તિ ધર્મનો દ્રોહ કરે છે, ધર્મને હણે છે, તે હણાએલો ધર્મ તે વ્યક્તિનો જ નાશ કરી નાખે છે; અને જે ધર્મનું રક્ષણ કરે છે, તેનું રક્ષણ તે રક્ષાએલો ધર્મ કરે છે. માટે ધર્મ અને ધન વચ્ચેની પસંદગીમા ધર્મનું જ સ્થાન ચઢિયાતું છે. હાં, સમાજમાં જ્યાં સુધી ધનને મહત્ત્વનું સ્થાન છે, ધનને આધારે જ જ્યાં સુધી માનવજીવનનાં મૂલ્યોને આંકવામાં આવે છે ત્યાં સુધી ધર્મનું સ્થાન મહત્ત્વપૂર્ણ રહી શકતું નથી. પરંતુ આપણે એ ન ભૂલવું જોઈએ કે, પરિગ્રહ અથવા ધનને જેટલું મહત્ત્વ અપાય છે, સાંમાજિક જીવનમાં તેનું જેટલું મૂલ્ય અંકાય છે તેનાથી તો સમાજમાંથી સત્ય અને ધર્મ દૂર ખસી જાય છે. હાં, મનુષ્ય જીવનના અમુક પ્રશ્નો ધનથી અવશ્ય હલ થઈ શકશે; પરંતુ જીવનની સમસ્યાનો ઉકેલ ધનથી નહિ પણ ધર્મથી જ થશે. મનુષ્ય જીવનની આ એક કરુણ કમનસીબી છે, નિરર્થક વિટંબણા છે કે માણસ ધન જેવી કોડીની કીમતની વસ્તુને પોતાના પ્રાણોના ભોગે પણ સંભાળીને રાખે છે અને જીવનના અમૂલ્ય

હીરા સમા ધર્મને લુંટાવતા ફરે છે. યાદ રાખજો કે–"યતો ધર્મસ્તતો જયઃ"–ધન કદી જીવનને બચાવી શકશે નહિ. ધર્મને ગુમાવી સંસારનું વિશાળ સામ્રાજ્ય મળી જાય તો પણ તેની કીમત કોડીની છે. ધનને ખાતર ધર્મને ખોઈ નાખવા જેવી બીજી કોઈ બાલિશતા આ જગતમાં નથી.

અંગોના રચના કાળના સંબંધમાં ઇતિહાસજ્ઞોનાં મંતવ્યો ગઈ કાલે કહી બતાવ્યા છે. આજે ઉપાંગોના સંબંધમાં વિચાર ક્રમ પ્રાપ્ત છે. શ્રી પન્નવણાસૂત્રના રચના કાળના સંબંધમાં તો કોઇ મત ભેદ જ નથી. પ્રજ્ઞાપનાના કર્તા આર્યશ્યામ છે. તેમનું જ બીજું નામ કાલકાચાર્ય (નિગોદ વ્યાખ્યાતા) છે. એમને વી. નિ. સં. ૩૩૫માં યુગપ્રધાન પદ પ્રાપ્ત થએલ. અને વી. નિ. સં. ૩૭૬ સુધી તેઓ આ પદ ઉપર ટકી રહ્યા હતા. એટલે પન્નવણાની રચના વિક્રમ પૂર્વે ૧૩૫ થી ૯૪ની વચ્ચે હોવી જોઇએ. બીજા ઉપાંગોના કર્તા વિષે ક્યાંય કોઈ ઉલ્લેખ કે નિર્દેશ મળતો નથી, પરંતુ તેમના કર્તા ગણધરો તો ન જ માની શકાય. અન્ય સ્થવિરો અવશ્ય માની શકાય. ઉપરાંતમાં આ બધી એક જ કાળની રચનાઓ પણ નથી.

શ્વેતાંબરોના આ ત્રણ ઉપાંગો–ચંદ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ અને જંબુદ્વીપપ્રજ્ઞપ્તિનો સમાવેશ દિગંબરોએ દૃષ્ટિવાદના પ્રથમ ભેદ પરિકર્મમાં કરેલ છે. નંદીસૂત્રમાં પણ આ ગ્રંથોના નામોનો ઉલ્લેખ છે. એટલે આ ગ્રંથો શ્વેતાંબર દિગંબરોના ભેદથી અવશ્ય પ્રાચીન હોવા જોઇએ. આ ઉપાંગોનો સમય વિક્રમ સંવતના પ્રારંભથી આમ ન આવી શકે. બીજાં ઉપાંગોના સંબંધમાં પણ આમ જ કહી શકાય. આજે જે સૂર્યપ્રજ્ઞપ્તિ અને ચંદ્રપ્રજ્ઞપ્તિ ઉપલબ્ધ છે, તેમાં કોઇ ભેદ નથી. લગભગ બન્નેના પાઠો સમાન જ છે. એટલે મૂળ ચંદ્રપ્રજ્ઞપ્તિ વિછિન્ન પણ થઇ ગયું હોય.

પ્રકીર્ણકોની રચનાના સંબંધમાં પણ એમ જ કહી શકાય છે કે, એની રચના પણ સમય સમય પર થઈ હોય, અને રચનાની છેલ્લી મર્યાદા વલભી વાચના સુધી ગણી શકાય.

છેદ સૂત્રમા દશાશ્રુત, બૃહત્કલ્પ અને વ્યવહાર સૂત્રની રચના ભદ્રબાહુએ કરી છે. એટલે એનો સમય વીરનિર્વાણ સં. ૧૭૦થી પૂર્વે ન હોઈ શકે. વિક્રમ સં. ૩૦૦ પૂર્વે તેમની રચનાઓ થઇ હોવી જોઈએ. એના ઉપર નિર્યુક્તિ, ભાષ્ય આદિ ટીકાઓ પણ બનેલી છે. એટલે આ ગ્રંથોમાં પરિવર્તનને અવકાશ નથી. નિશીથ સૂત્ર તો આચારાંગની ચૂલિકા છે એટલે તે પણ પ્રાચીન છે. પરંતુ જીતકલ્પ તો આચાર્ય જિનભદ્રની રચના છે. જ્યારે પંચકલ્પ નષ્ટ થઇ ગયું ત્યારે જીતકલ્પને છેદસૂત્રોમાં સ્થાન મળ્યુ હશે એમ કહેવા કરતાં આમ જ કહેવું વધારે સમીચીન છે કે, આ કલ્પ વ્યવહાર અને નિશીથના સારસંગ્રહરૂપ છે અને આ જ આધારે તેને છેદમાં સ્થાન મળેલ છે. મહાનિશીથ સૂત્ર જે ઉપલબ્ધ છે તે એ જ સૂત્ર છે કે જેને આચાર્ય હરિભદ્રે બચાવ્યું હતું. તેની વર્તમાન સંકલનાનું શ્રેય આચાર્ય હરિભદ્રને ફાળે જાય છે.

મૂળસૂત્રોમાં દશવૈકાલિક સૂત્ર આચાર્ય શય્યંભવની કૃતિ છે. તેમને યુગ પ્રધાનપદ વી. નિ. સં. ૭૫માં મળ્યું અને મૃત્યુ સુધી તેઓ આ પદ પર રહ્યા. દશવૈકાલિકની રચના વિ. પૂ.

૩૯૫થી ૩૭૨ની વચ્ચે થઈ હોવી જોઇએ. દશવૈકાલિક સૂત્રના વિષયમાં આટલું કહી શકાય કે, તદ્‌ગત ચૂલિકાઓ પાછળથી જોડવામાં આવી હોય. આ સિવાય દશવૈકાલિકમાં કોઇ પરિવર્તન કે પરિવર્ધન થયું નથી. ઉત્તરાધ્યયન સૂત્ર કોઈ એક આચાર્યની કૃતિ નથી. તેમ જ એક કાળની પણ કૃતિ નથી. છતાં તેને વિ. પૂ. બીજી કે ત્રીજી શતાબ્દીનું માનવામાં કશી જ આપત્તિ નથી. આવશ્યક સૂત્ર પણ અંગબાહ્ય હોવાથી કોઇ સ્થવિરકૃત હોવું જોઇએ. સાધુઓના આચારમાં નિત્ય ઉપયોગમાં આવનારું આ સૂત્ર છે. તેથી આની રચના દશકાવૈલિકથી પણ પૂર્વે માનવી જોઇએ. અંગોમાં જ્યાં પઠનનું વર્ણન આવે છે ત્યાં "सामाइयाणि अेकावसंगाणि" આ રીતે ભણવાના ક્રમનું વર્ણન છે. આથી જણાય છે કે, સાધુઓને સર્વ પ્રથમ આવશ્યક ભણાવવામાં આવતું.

શ્રી નંદીસૂત્રની રચના તો દેવવાચકની છે. તેથી તેનો સમય વિક્રમની છઠ્ઠી શતાબ્દી પૂર્વ માનવો જોઇએ. અનુયોગદ્વાર સૂત્રના કર્તાના સંબંધમાં કહેવું જરા મુશ્કેલ છે. પરંતુ તેની રચના આવશ્યક સૂત્ર પછી થઇ હોવી જોઇએ. કારણ અનુયોગમાં આવશ્યકનો જ અનુયોગ કરવામાં આવેલ છે. સંભવ છે અનુયોગદ્વાર સૂત્રની રચના આર્યરક્ષિત પછી થઇ હોય અથવા તેમણે જ આ સૂત્રની રચના કરી હોય. તેથી રચનાનો કાળ પણ વિક્રમ પૂર્વે છે. હાં, તેમાં યત્ર-તત્ર પરિવર્ધન થયું હોય.

જૈનાગમોમાંથી થોડા આગમો તો એવા છે જે જૈનાચાર સાથે સંબંધ ધરાવે છે જેમકે, આચારાંગ, દશવૈકાલિક આદિ. થોડા ઉપદેશાત્મક છે જેમકે, ઉત્તરાધ્યયન, પ્રકીર્ણક આદિ. કેટલાક તત્કાલિન ભૂગોળ-ખગોળ સંબંધેની માન્યતાઓનું વર્ણન કરે છે જેમકે, જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ, સૂર્ય પ્રજ્ઞપ્તિ વગેરે. છેદ સૂત્રોનો પ્રધાન વિષય જૈન સાધુઓના આચાર સંબંધી ઔત્સર્ગિક, આપવાદિક નિયમોનું વર્ણન તથા પ્રાયશ્ચિત્તોનું વિધાન કરવાનો છે. થોડા એવા પણ આગમો છે જેમાં જિનમાર્ગના અનુયાયીઓનું વર્ણન છે. જેમકે ઉપાસક દશાંગ, અનુત્તરોપપાતિકદશા આદિ. કોઈમાં કલ્પિત કથાઓ આપી ઉપદેશ આપવામાં આવ્યો છે જેમકે, જ્ઞાતા ધર્મકથા, વિપાકસૂત્ર. આમાં શુભ અને અશુભ કર્મોનું ફળ કથાઓ વડે બતાવવામાં આવેલ છે. ભગવતી સૂત્રમાં ભગવાન મહાવીર સાથે થએલા સંવાદોનો સંગ્રહ છે. બૌદ્ધસુત્ત પિટકની માફક જુદા જુદા વિષયના પ્રશ્નોત્તર ભગવતી સૂત્રમાં સંગ્રહીત છે.

આ વિષયને અહીં જ રાખી શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં શ્રી કેશી ગૌતમ સંવાદ તરફ વળીએ. તે મુજબ, કેશી સ્વામીના સંસારમાં ડૂબતા પ્રાણીઓ માટે ત્રાણ, શરણરૂપ દ્વીપ તમે કોને માનો છો?—આ પ્રશ્નના જવાબમાં શ્રી ગૌતમ સ્વામી જવાબ આપે છે:

अत्थि अेगो महादीवो वारिमज्झे महालओ ।
महा उदगवेगस्स गई तत्थ न विज्जई ॥
दीवे य इइ के वुत्ते ? केसी गोयममब्बवी ।
केसिमेवं बुवंतं तु गोयमो इणमब्बवी ॥

જળની વચ્ચે એક વિશાળ મહાદ્વીપ છે. ત્યાં વિશાળ જળપ્રવાહના વેગની ગતિ નથી.

આ સાંભળી શ્રી કેશી કુમારે કહ્યું: 'તે મહાદ્વીપ કયો ?'

ત્યારે ગૌતમ સ્વામીએ તેનો જવાબ આપતાં કહ્યું' જીવ માત્ર મિથ્યાત્વ, અવ્રત, કષાયાદિ ભાવોનો વશવર્તી બની, આ સંસારસમુદ્રમાં અનંતકાળથી ચોર્યાસીના ચકડોળે ચડી, રખડી રહ્યો છે. તેમાંથી બચવાનો ધર્મ સિવાય બીજો કોઈ ઉપાય નથી. ધર્મનું શરણુ સ્વીકાર કરવાથી જ તે જન્મ મરણના વેગમાં ડૂબતાં બચી શકે છે. કારણ ધર્મ જ જન્મ, જરા, મરણનાં ચક્રમાથી બચાવનાર એક શ્રેષ્ઠતમ સાધન છે. જે ધર્મના સ્વરૂપને સમજતો કે આચરતો નથી તેને માટે બૂડવા સિવાય બીજો કોઈ ઉપાય પણ નથી.'

બાદશાહોના પ્રાસાદોનો શાનદાર વૈભવ આજે કયાં છે ? તેમના મહેલોની ઈન્દ્રધનુષી દુનિયા આજે કયાં છે ? પોતાની શકિત અને વૈભવમાં આંધળા બનેલા તેઓ દુનિયાને કચડી નાખવા ઇચ્છતા હતા પરંતુ તેમની બધી ઈચ્છાઓ ધૂળમાં મળી ગઈ. કાળે બધાને ઢાળી દીધા. આમ છતાં જીવનનો એક સુંદર અને વાસ્તવિક દૃષ્ટિકોણ પણ છે અને તે મૃત્યુની વચ્ચે અમર થવાની કળા !

મૃત્યુમાંથી અમર થવાની કળાને જે આત્મસાત્ કરી શકે છે, તે જ ખરી રીતે આ દુનિયામાં ધર્મશીલ છે. તેનું જ જીવન શ્રેષ્ઠ અને ધન્ય છે.

# અભ્યુદયનો આધાર

આત્માના વિશુદ્ધ સ્વરૂપને સમજવા માટે નિશ્ચય દૃષ્ટિની સૂક્ષ્મ સમજણ અનિવાર્ય છે. એનો કાંઈ એ અર્થ નથી થતો કે વ્યવહાર દૃષ્ટિની બિલકુલ ઉપેક્ષા કરવી. નિશ્ચય અને વ્યવહાર બન્ને દૃષ્ટિઓ સાધકની સાધનામાં ઉપકારક છે, પરંતુ આધ્યાત્મિક ઉત્ક્રાંતિમાં નિશ્ચયમૂલક દૃષ્ટિ વધુ સહાયક થાય છે. જૈન દર્શન તો વિચારોની દૃષ્ટિએ અનેકાન્તને સ્વીકારે છે. અનેકાંત કદી એક દૃષ્ટિની પ્રધાનતા રાખી, બીજી દૃષ્ટિની અવહેલના કરતો નથી. ગૌણ અને મુખ્ય રૂપે તે બન્ને દૃષ્ટિનો યથાસ્થાન યથાશકય સ્વીકાર કરે છે. અનેકાંતમા બન્ને દૃષ્ટિને અવકાશ હોય છે, પરંતુ અનેકાંત માનનારાઓ અનેકાંતથી દૂર, જાણે તેનાથી અસ્પૃષ્ટ હોય તે રીતે વર્તતા હોય છે. જ્યાં સુધી બન્ને દૃષ્ટિનો યથાયોગ્ય ઉપયોગ ન થાય, ત્યાં સુધી સાધકની સાધના અધૂરી જ રહેવા પામે છે.

સ્થૂલ દૃષ્ટિએ પણ જો આપણે વિચાર કરીએ તો જૈનદર્શનનો પ્રાણ જ અનેકાન્ત દૃષ્ટિ છે. ગળથૂથીમાં જ આ દૃષ્ટિ આપણને ઘોળીને પાવાનો પ્રયત્ન થતો હોય છે. તે દૃષ્ટિનો આપણે પ્રવચનોમાં અવશ્ય ઉપયોગ કરતા હોઇએ છીએ. પરંતુ આપણા જીવન–વ્યવહારો આ દૃષ્ટિથી સર્વથા

શૂન્ય જ હોય છે. દાખલા તરીકે, આપણે ત્યાં નવ તત્ત્વોનું વિધાન છે. આ નવ તત્ત્વો છે–જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બંધ, નિર્જરા અને મોક્ષ. મારી સમજણ પ્રમાણે હેય, જ્ઞેય અને ઉપાદેયની દૃષ્ટિએ જો આ નવ તત્ત્વોનું વિભાજન કરવામાં આવે તો જીવ, અજીવ અને પુણ્ય તત્ત્વ જ્ઞેય છે; પાપ, આશ્રવ અને બંધ તત્ત્વ હેય છે; સંવર નિર્જરા અને મોક્ષ ઉપાદેય છે. આમ છતાં માણસને મળેલા સંસ્કારો પ્રમાણે અથવા પોતાની વિકસિત થએલી પ્રજ્ઞાને અનુસરીને, કોઈપણ જાતના સંકોચ વગર પાપતત્ત્વને દુઃખદાયી સ્વીકારી તેને તે હેય તરીકે માન્ય રાખે છે અને પુણ્ય તત્ત્વ સુખ અને સમૃદ્ધિનાં વર્ધનમાં સહાયક હોઇ તેને તે હિતકર લાગે છે. પરિણામ એ આવે છે કે પાપનો પરિત્યાગ કરવા માટે આપણે જેટલા પ્રયત્નશીલ રહીએ છીએ, તેના કરતાં પણ વધારે આગ્રહી આપણે પુણ્યને પકડી રાખવામાં બની જઇએ છીએ. આપણે એ વખતે નિશ્ચયમૂલક યથાર્થ સ્વરૂપની ઉપેક્ષા કરીએ છીએ અને વિવેકને ખીંટીએ ટીંગાડી દઇએ છીએ. આપણે ભૂલી જઇએ છીએ કે જો પાપ બંધન છે, જો પાપ વિકાસોન્મુખ ઉત્ક્રાન્તિમાં અવરોધક છે, તો પુણ્ય પણ આધ્યાત્મિક અભ્યુદયમાં બાધક તત્ત્વની ગરજ સારે છે. બંધનની દૃષ્ટિથી જો આપણે પાપ અને પુણ્યનો વિચાર કરીએ તો બન્ને એક જ કક્ષામાં આવી જાય છે. હાં, જીવનમાં અનુકૂળ સાધનસામગ્રી અર્પવામાં પુણ્ય અવશ્ય સહાયક બને છે. પરંતુ અનુકૂળ સાધન સામગ્રી વિકાસોન્મુખ આત્માને માટે હંમેશાં અનુલોમ અને ઉપકારક જ છે એવો એકાંત નિયમ નથી.

બ્રહ્મદત્ત ચક્રવર્તીની વાત તો તમે સાંભળી જ હશે. તેઓ ચક્રવર્તી પદવીના ધણી હતા. પુણ્યનો મેરુ પર્વત કહી શકાય એવા પુણ્યપુંજના ઉદયનું આ ફળ હતું. પુણ્યશીલ વ્યક્તિઓમાં તીર્થંકર પછી ચક્રવર્તીઓ જ આવે છે. તીર્થંકરની માતા અને ચક્રવર્તીની માતા સરખાં જ સ્વપ્નો જુએ છે. માત્ર બન્નેનાં સ્વપ્નાંઓમાં ફેર એટલો જ હોય છે કે, ચક્રવર્તીની માતાના સ્વપ્નો ઝાંખાં હોય છે અને તીર્થંકરની માતાનાં સ્વપ્નો તેજસ્વી હોય છે, સ્પષ્ટ હોય છે. તીર્થંકરત્વ એ જો પુણ્યની પરમસીમા ગણાતી હોય તો ચક્રવર્તીત્વ તેના પછીનું અનુક્રમે આવતું સ્થાન છે.

બ્રહ્મદત્ત ચક્રવર્તી પોતાના રાજ્યવૈભવમાં આસક્ત થઇ આનંદથી જીવન ગાળી રહ્યા હતા. એક વખત જ્યારે તેઓ એક નાટક જોતા હતા, ત્યારે એ નાટક જોતાં જોતાં તેમને એકાએક જાતિસ્મરણ જ્ઞાન થઈ આવ્યું, અને પાછલા ઘણા જન્મોમાં સગા ભાઇ તરીકે સાથે જ જન્મેલા, સાથે જ રહેલા, પોતાના પૂર્વભવના ભાઇ ચિત્તમુનિનું સ્મરણ તેમને થઈ આવ્યું. તેઓ શોક વિહ્વલ બની ગયા. 'આ ધરતીના પટ પરથી ગમે ત્યાંથી પણ ચિત્તમુનિને શોધી કાઢી, તેમને પણ આ રાજ્ય સમૃદ્ધિના અનુપમ સુખના ભાગીદાર બનાવું'–એવી સહજ ભાવના તેમનાં હૃદયમાં જન્મી. તે ભાવનાને મૂર્તરૂપ આપવા તેમણે એક શ્લોકનો અર્ધો ભાગ તૈયાર કર્યો. તે અર્ધા શ્લોકમાં પાછલા ભવોની, પોતે સાથે રહ્યા હતા તે સંબંધેની, ટૂંકી બીજાક્ષર સમી નોંધ હતી. આ અર્ધા શ્લોકમા લખેલી વાતનું તાત્પર્ય પોતાના પૂર્વભવના ભાઈ ચિત્તમુનિ સિવાય બીજું કોઇ સમજી

શકે એમ નહોતું. 'આ શ્લોકનો અવશિષ્ટ અર્ધો ભાગ જે પૂર્ણ કરી શકશે તે જ મારો પૂર્વ ભવનો ભાઈ હશે.' આવી ખાતરી સાથે તેમણે શ્લોકનો અર્ધો ભાગ જાહેર જનતાની જાણ માટે મૂકયો. "**आस दासौ मृगौ हंसौ मातंगावमरौ तथा**"–આ પ્રમાણે અર્ધો શ્લોક હતો. આ શ્લોકનો બાકી રહેલો અર્ધો ભાગ જોડી આપનાર માટે તેમણે જાહેરાત કરી હતી કેઃ જે કોઈ આ શ્લોકના ઉત્તરાર્ધની પૂર્તિ કરી આપશે તેને હું મારું અર્ધું રાજ્ય આપીશ. પણ પૂર્તિ કોણ કરે ? આ વાતનું રહસ્ય બીજું કોણ જાણતું હોય ?

આખા રાજ્યમાં આ વાત ફેલાઈ ગઈ. અર્ધા રાજ્યનું પ્રલોભન સૌને આકર્ષતું હતું. પરંતુ તેના ઉત્તરાર્ધની પૂર્તિ કોઈથી પણ થઈ શકે તેમ નહોતી

આ બાજુ બ્રહ્મદત્ત ચક્રવર્તીના પૂર્વ ભવના ભાઈ ચિત્તનો જન્મ પુરિમતાલ નગરમાં એક સુખી અને સમૃદ્ધ કુટુંબમાં થયો હતો. પરંતુ તેમને પણ જાતિસ્મરણ જ્ઞાન થતાં તેઓ મુનિ બની ગયા. એકવાર મુનિ અવસ્થામાં વિહાર કરતાં કરતા તેઓ કાંપિલ્ય નગરના ઉદ્યાનમાં આવી પહોંચ્યા. ત્યાં તેમને કાને અચાનક પેલો અર્ધો શ્લોક, કોઈ રેંટ ચલાવનાર જોરશોરથી બોલતો સંભળાયો. ચિત્તમુનિએ તે સાંભળ્યો અને તેમણે તરત જ તેની પૂર્તિ કરી દીધી–"**એषा नौ षष्ठिका जातिः अन्योऽन्याभ्यां वियुक्तयोः**"–રેંટ ચલાવનાર આ સાંભળી તરત ચક્રવર્તી બ્રહ્મદત્ત પાસે પહોંચ્યો. તેણે રાજાને બધી વાત કરી. રાજાને તરત જ આ શ્લોકની પૂર્તિનો ભેદ સમજાઈ ગયો. રાજા પોતે સામે ચાલીને ચિત્તમુનિ પાસે આવ્યા. બન્નેએ ભૂતકાળનાં મીઠાં સંસ્મરણો યાદ કર્યાં અને પેટ ભરી વાતો કરી. અંતે ચક્રવર્તી બ્રહ્મદત્તે પોતાના મનની જે ઇચ્છા હતી, તે મુજબ ચિત્તમુનિને સાંસારિક સુખો ભોગવવા માટે પ્રેમભર્યા હૃદયે આમંત્રણ પણ આપ્યું.

ચિત્તમુનિ તો સાધક આત્મા હતા. ભોગોપભોગની સાધન–સામગ્રીના ઉકરડામાં ખૂંચી જાય એવી નબળી મનોવૃત્તિના તેઓ નહોતા. ઊલટાનું તેમણે બ્રહ્મદત્ત ચક્રવર્તીને આ સાધન–સામગ્રીનો ત્યાગ કરી ભોગ–આસક્તિથી વિરકત થઈ જવા સમજાવવા પ્રયત્ન કર્યો. ચિત્તમુનિએ કહ્યું: 'પૂર્વ જન્મોની સાધના અને શુભ કર્મોના નિમિત્તોને લઈ આપણે અહીં સુધી આવ્યા છીએ. આપણે આપણી જીવન યાત્રાને ખરી દિશામાં જ વાળવા પ્રયત્ન કરવો જોઇએ. મોહની બિટંબણામાં ફસાએલા આત્માની દુર્દશા તમારાથી કયા અજાણી છે ? મોહનાં કડવા અને તિરસ્કારમૂલક ફળોનો તમને કયાં અનુભવ નથી ? છતાં તે પરમ સત્યથી વિમુખ થઈ ખોટી દિશાની યાત્રા પ્રારંભવી તે આપણે માટે હિતકર નથી. જેઓ આપણને એમ કહે છે કે 'હું તમારો છું' તે પાપ કર્મોનાં ફળો ભોગવતી વખતે કે મૃત્યુ વખતે, કિંચિત્ માત્ર પણ સાથ આપતા નથી. માટે સાંસારિક મોહક પ્રલોભનોમા ફસાઈ આપણે ધર્મનો માર્ગ ન છોડી દેવો જોઇએ.'

ચિત્તમુનિના શબ્દો તો રાજા સમજી શકયા; પરંતુ તે પુણ્યની ઉત્કટતા જ તેમને માટે બંધનરૂપ થઇ પડી. પાપ જેમ આશ્રવ છે તેમ પુણ્ય પણ અંતે તો આશ્રવ જ છે. આશ્રવ

આત્માનો સ્વભાવ નથી પરંતુ વિભાવ છે, વિકાર છે. વિકાર અથવા વિભાગ ઔપધિક હોય છે, નિમિત્તોની અપેક્ષા રાખનાર હોય છે, તે સંયોગ માત્ર છે. એટલે એક દિવસ જેમ તે આત્મા સાથે જોડાયેલો હોય છે તેમ સંજોગો સાનુકૂળ મળતાં તે અવશ્ય વિમુક્ત પણ થાય જ છે. સ્વભાવ પોતાનો હોય છે. સ્વભાવ સંયોગોથી જન્મતો નથી, તેથી તેનો નાશ પણ થતો નથી. જે આપણું છે તેનો કદી નાશ નથી અને જે સાંયોગિક છે તે કદી ટકી શકતું નથી એ જ તત્ત્વજ્ઞાન છે, એ જ ભેદ વિજ્ઞાન છે, એ જ સમ્યગ્દર્શન છે અને એ જ આધ્યાત્મિક ભૂમિકાનું મૂળ પણ છે.

નિશ્ચય દૃષ્ટિને અનુસરનારી વ્યક્તિ હંમેશાં વિવેકપૂર્વક વિચાર કરે છે. તે શરીર અને ઇન્દ્રિયો તેમ જ ઇન્દ્રિયોના વિષયોને પોતાથી ભિન્ન અને જડ માને છે. તેની દૃષ્ટિમાં, સ્વરૂપમાં કોઈ કાળ કે કર્મ બાધક કે સાધક થતાં નથી. પરથી ભિન્ન સ્વ–આત્મા સદ્સ્વરૂપ, ચિદ્રૂપમાં અવસ્થિત હોય છે. નિશ્ચય દૃષ્ટિથી આત્મા અને શરીરાદિ પર પદાર્થોમાં અત્યન્તાભાવ એટલે ત્રૈકાલિક અભાવ છે. પરમાણુ પણ આપણું બની શકતું નથી. પછી પરમાણુના પુંજ સમા દૃષ્ટિગોચર થતા એ બધા પદાર્થો તો આપણા ક્યાંથી થવાના? એટલે પદાર્થોમાં વ્યામોહ બુદ્ધિ રાખવી એ નરી અજ્ઞાનતા છે.

ચિત્તમુનિનો આવો આત્મ સંસ્પર્શી ઉપદેશ પણ બ્રહ્મદત્ત ચક્રવર્તીના માનસમાં અસર ઊપજાવી શક્યો નહિ. પુણ્યનાં આ પરિબળો બ્રહ્મદત્ત માટે ઉપકારક થવાને બદલે અપકારક થયા. પુણ્યના આ પુંજો તેને મોક્ષ અપાવવાને બદલે નરકમાં લઈમાં જવા નિમિત્ત બન્યા. ચિત્તમુનિને કહેવું પડ્યું:

न तुज्झ भोगे चइऊण बुद्धी गिद्धासि आरंभ परिग्गहेसु।
मोहं कओ एत्तिउ विप्पलावो गच्छामि राय! आमंतिओसि॥

હે રાજન્! તમે પ્રભુ છો, પરમાત્મા છો, પરબ્રહ્મ છો. આત્માને પરમાત્મ સ્વરૂપ સિદ્ધ સમજીને જે સતત આત્માનું ધ્યાન કરતો રહે છે તે એક દિવસ અવશ્ય સિદ્ધ થઈ જાય છે. આવા વિશુદ્ધ આત્મસ્વરૂપની તમને પ્રતીતિ કરાવી છતાં, ભોગોપભોગ છોડવાની તમારી ઇચ્છા નથી. તમે આરંભ અને પરિગ્રહમાં આસક્ત છો. મેં વ્યર્થ તમારી સાથે આટલી વાત કરી. રાજન્! હવે હું જાઉં છું.

અંતે ચિત્તમુનિ અને બ્રહ્મદત્તના કાર્યોની અંતિમ નિષ્પત્તિ શી આવી તે શાસ્ત્રકારના જ શબ્દોમાં–

पंचालराया वि य बंभदत्तो साहुस्स तस्स वयणं अकाउं।
अणुत्तरे भुंजिय कामभोगे अणुत्तरे सो नरए पविट्ठो॥

પાંચાલ દેશનો રાજા બ્રહ્મદત્ત મુનિના વચન પાળી ન શક્યો. તેથી અનુત્તર ભોગ ભોગવી અનુત્તર સપ્તમ નરકમાં ગયો.

ત્યારે ચિત્તમુનિ ઉત્કૃષ્ટ સંયમની આરાધના કરી-

चित्तो वि कामेहिं विरत्तकामो, उदग्गचारित्त तवो महेसी ।
अणुत्तर संजमं पालइत्ता अणुत्तरं सिद्धिं गइं गओ ॥

કામભોગોથી નિવૃત્ત, ઉગ્ર ચારિત્રવાળો તપસ્વીચિત્ત મહર્ષિ અનુત્તર સંયમ પાળી અનુત્તર સિદ્ધ ગતિ પામ્યો.

તાત્પર્ય એ છે કે, જીવ પોતાનાં જ અજ્ઞાન, રાગ, દ્વેષ અને મોહને કારણે જન્મ અને મરણનાં ચક્કરમાં ફસાએલ છે. કર્મજન્ય જુદી જુદી ગતિઓ અને યોનિઓને આત્મા પોતાનું સ્થાન સમજતો આવ્યો છે. પરંતુ વાસ્તવમાં તે આત્માનું પોતાનું સ્થાન નથી.

આ જીવે પુણ્યના પરિબળે વિપુલ દ્રવ્યની પણ ઉપલબ્ધિ કરી લીધી હોય કે દેવલોક જેવા અનુપમ સુખ સાધનો પણ મેળવી લીધાં હોય, છતાં તે બધું કાંઈ કામનું નથી. કેમકે જ્યાં સુધી ભવનો, જન્મનો, ગતિનો, અવતારનો અને યોનિનો અંત આવતો નથી ત્યાં સુધી વ્યાવહારિક અને સ્થૂલ દૃષ્ટિએ બધું પ્રાપ્ત કરવા છતાં પણ આત્મા દીન, હીન અને દરિદ્ર જ રહે છે.

યાદ રાખજો વિકારી કે વૈભાવિક ભાવ ત્રૈકાલિક નથી. એટલે જે વખતે આત્મામાં પર્યાય દૃષ્ટિથી સંસાર દશા છે, તે જ વખતે દ્રવ્યદૃષ્ટિથી આત્મા શુદ્ધ, બુદ્ધ, નિરંજન, નિરાકાર સિદ્ધ સમોપણુત છે. અશુદ્ધ આત્માને સ્વરૂપમાં લાવવા માટે અજ્ઞાન, રાગદ્વેષ અને મોહને હટાવવાં પડે છે. આપણે ત્યાં મોક્ષ માટે એક સુંદર 'અપવર્ગ' શબ્દ પ્રચલિત છે. અપવર્ગ બે શબ્દોથી બનેલ છે. 'અપ' ઉપસર્ગ સાથે 'વર્ગ' શબ્દનું સંયોજન થતાં 'અપવર્ગ' શબ્દ નિષ્પન્ન થએલ છે. 'વર્ગ' શબ્દનો અર્થ થાય છે ધર્મ, અર્થ અને કામ, અને 'અપ' શબ્દનો અર્થ 'રહિત' થાય છે. એટલે જે ધર્મ, અર્થ અને કામથી રહિત છે તે અપવર્ગ કહેવાય છે. અપવર્ગ આત્માની તે સ્થિતિ છે જ્યાં ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોના વિષયો એટલે ભોગ ન રહે. આ ભોગ જ કામ શબ્દથી ઓળખાય છે એટલે જ્યાં કામ ન રહે; કામનું સાધન અર્થ છે એટલે જ્યાં કામ અને કામનું સાધન અર્થ પણ ન રહે, કામ અને અર્થ બન્નેને ઉત્પન્ન કરવાવાળો વ્યવહાર ધર્મ એટલે પુણ્ય પણ ન રહે તે અપવર્ગ છે.

આ વિષયને અહીં અટકાવીએ. આગમોના વિષયોના સંબંધની જે વાત ગઈકાલે કહેવાઈ ગએલ છે, તેનાથી આગળ આજે આગમોના સંબંધેની વિચારણા કરીએ જે તમને વધારે રસપ્રદ થઈ પડશે. આ બધા વિષયોનો તુલનાત્મક અભ્યાસ કર્યા વગર સત્ય તારવવું મુશ્કેલ બને છે. એટલે આપણી શ્રદ્ધાને કદાચ કોઈ વાત અનુકૂળ ન આવે તો પણ આગમોના સંબંધે પ્રવર્તતી માન્યતાઓથી અજાણ તો રહેવાય જ નહિ. કારણ તે સંબંધેની અજ્ઞાનતા સત્યના સંશોધનમાં અવરોધક થઇ ઊભી રહે છે. માટે જાણવા લાયકને જાણી લેવામા કોઈ દોષને જરા જેટલો પણ અવકાશ નથી.

દર્શન સાથે સંબંધ રાખનારા આગમો પ્રધાનતઃ સૂત્રકૃત, પ્રજ્ઞાપના, રાજપ્રશ્નીય, ભગવતી, નંદી, સ્થાનાંગ, સમવાયાંગ અને અનુયોગદ્વાર છે.

સૂત્રકૃતમાં તત્કાલીન અન્ય દાર્શનિકોના વિચારોનું નિરાકરણ કરીને સ્વમતની પ્રરૂપણા કરવામાં આવેલ છે. તેમાં ભૂતવાદીઓનું નિરાકરણ કરીને આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ સિદ્ધ કરવામાં આવેલ છે. બ્રહ્મવાદીઓનાં સ્થાનમાં નાનાત્મવાદ પ્રસ્થાપિત કરવામાં આવેલ છે. જીવ અને શરીરને પૃથક્ બતાવવામાં આવેલ છે. કર્મ અને તેનાં ફળની સત્તાને સ્થિર કરવામાં આવી છે. વિશ્વની ઉત્પત્તિના સંબંધમાં જુદા જુદા વાદોનું યુક્તિપૂર્વક નિરાકરણ કરવામા આવેલ છે અને આ વિશ્વ કોઈ ઇશ્વર અથવા અન્ય વ્યક્તિકૃત નથી પરંતુ અનાદિ–અનંત છે આ સિદ્ધાંતની સયુક્તિક સ્થાપના કરવામાં આવેલ છે. તે વખતમાં પ્રચલિત ક્રિયાવાદ, અક્રિયાવાદ, વિનયવાદ અને અજ્ઞાનવાદનું નિરાકરણ કરીને વિશુદ્ધ ક્રિયાવાદની સ્થાપના કરવામાં આવી છે.

પ્રજ્ઞાપનામાં જીવના વિવિધ ભાવોને લઈ વિસ્તારથી વિચાર કરવામાં આવેલ છે. રાજપ્રશ્નીયમાં પાર્શ્વનાથની પરંપરામા થયેલા શ્રી કેશી શ્રમણે શ્રાવસ્તિના રાજા પ્રદેશીના પ્રશ્નોના ઉત્તરમાં નાસ્તિકવાદનું નિરાકરણ કરી, આત્મા અને આત્મા સાથે સંબંધ ધરાવનારા અનેક તથ્યોને દૃષ્ટાંતો વડે સયુક્તિક સમજાવેલ છે.

ભગવતી સૂત્રના વિવિધરંગી અને વિવિધલક્ષી પ્રશ્નોત્તરોમાં નય, પ્રમાણ આદિ દાર્શનિક વિષયોના વિચાર મૌક્તિકો જ્યાં ત્યાં પથરાએલાં પડયાં છે.

નંદીસૂત્ર એ જૈન દૃષ્ટિએ જ્ઞાનનાં સ્વરૂપ અને ભેદોનું વિશ્લેષણ કરનારી એક સરળ, સુબોધ્ય અને સુંદર કૃતિ છે.

સ્થાનાંગ અને સમવાયાંગની રચના બૌદ્ધોના અંગુત્તર નિકાયના ઢંગની છે. આ બન્ને સૂત્રોમાં આત્મા, પુદ્ગલ, જ્ઞાન, નય, અને પ્રમાણ આદિ વિષયોની વિસ્તૃત ચર્ચા કરવામાં આવેલ છે. ભગવાન્ મહાવીરના શાસનમાં થનારા નિહ્નવોનો ઉલ્લેખ સ્થાનાંગમાં છે. એવી જાતની સાત વ્યક્તિઓ બતાવવામાં આવી છે જેઓએ કાળ ક્રમથી ભગવાન મહાવીરના સિદ્ધાંતોની ભિન્ન ભિન્ન વાતોને લઈ, પોતાનાં મંતવ્યોમાં પાર્થક્ય પ્રગટ કરેલ છે તે નિહ્નવોના નામે ઓળખાય છે.

અનુયોગ સૂત્રમાં શબ્દાર્થ કરવાની પ્રક્રિયાનું વર્ણન પ્રધાનતાએ છે, પરંતુ પ્રસંગોપાત તેમાં પ્રમાણ તથા નયોનું તેમજ તત્ત્વોનું પણ વિવેચન સુંદર ઢંગથી કરવામાં આવેલ છે.

આગમ વિષયક ચર્ચા અહીં અટકાવી હવે આપણે રોજના સ્વાધ્યાય માટે પસંદ કરવામા આવેલ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૩મા અધ્યયનના કેશી ગૌતમના સંવાદ તરફ વળીએ. તે મુજબ, શ્રી કેશીકુમારના 'જગતના જીવો માટે આધારરૂપ દ્વીપ, જે જળમાં ડૂબતા પ્રાણીઓનું રક્ષણ કરી શકે છે તે દ્વીપ કયો છે?' તે પ્રશ્નનો જવાબ આપતા શ્રી ગૌતમ સ્વામી કહે છે:

जरामरण वेगेणं बुज्झमाणाण पाणिणं।
धम्मो दीवो पइट्ठाय, गई सरणमुत्तमं॥
साहु गोयम! पन्नाते छिन्नो मे ससओ इमो।
अन्नो वि ससओ मज्झं तं मे कहसु गोयमा!॥

જરામરણના વેગમાં વહેતા અને ડૂબતા પ્રાણીઓને માટે ધર્મ જ દ્વીપ, પ્રતિષ્ઠા, ગતિ અને ઉત્તમ શરણુ છે.

ગૌતમ સ્વામી પાસેથી આ ઉત્તર સાંભળી શ્રી કેશીકુમાર ગૌતમ સ્વામીની પ્રજ્ઞાને અભિનંદતા કહે છેઃ 'હે ગૌતમ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. તમે મારો સંદેહ દૂર કર્યો છે. મારો એક બીજો સંદેહ પણ છે તે વિષે પણ તમે મને કહો.'

મનુષ્ય સૌથી વધારે મૃત્યુથી ભય પામે છે. તેની દૃષ્ટિમાં મૃત્યુ એક સ્વતંત્ર વસ્તુ છે. વસ્તુતઃ જન્મ અને મૃત્યુ એક જ સિક્કાની બે બાજુઓ છે. જન્મનો અંતિમ વિકાસ એ જ મૃત્યુ છે. જન્મની સાથે જ તેનો પ્રારંભ થાય છે પરંતુ તે દેખાતું નથી. જ્યારે દેખાય છે ત્યારે જન્મ અને મૃત્યુ વચ્ચે સમયની એક મોટી ખાઈ, ભેદ રેખા થઈ ગઈ હોય છે, એટલે આપણી દૃષ્ટિ હમેશા જન્મ કરતાં તેનું પાર્થક્ય જ જુએ છે. હાં, મૃત્યુથી ત્યારે જ બચી શકાય જ્યારે જન્મનો જ નિરોધ થઈ જાય. જન્મનો નિરોધ કેમ થાય તેની વાત હું કહી ગયો છું એટલે આ વિષયને વિસ્તારતો નથી.

मृत्योर्बिभेषि किं मूढ! भीतं मुञ्चतिनो यमः।
अजातस्य कुतो मृत्युः कुरु यत्न म जन्मनि॥

મૃત્યુથી બચવાનો એક જ અમોઘ ઉપાય જન્મને અટકાવવાનો છે. તે સિવાય મૃત્યુંજય થઇ શકાતું નથી.

# આત્મહંતા અને આત્મજ્ઞાની

ઉપનિષદમાં માણસનું વિભાજન આત્મહંતા અને આત્મજ્ઞાની રૂપે કરેલ છે. પહેલા પ્રકારના માણસો આત્માનું હનન કરનારઃ એટલે આત્મઘાતી છે; અને બીજા પ્રકારના માણસો આત્મસ્વરૂપના વિજ્ઞાતા એટલે આત્માને જાણનારા છે. આમ તો આપણે પણ આત્મહત્યા શબ્દનો ડગલે અને પગલે પ્રયોગ કરીએ છીએ, પરંતુ આપણાથી પ્રયુકત 'આત્મહત્યા' શબ્દ વાસ્તવિક નથી. કારણ બધા આસ્તિક દર્શનોની આત્માના સ્વરૂપના વિષયમા પ્રાયઃ એકરૂપતા છે. આત્માનો આત્યંતિક નાશ કોઈ આસ્તિક દર્શનને ઇષ્ટ નથી. એટલે આત્મહત્યા કથમપિ સંભવિત નથી. પરંતુ આત્માની સાથે સન્નિકટતાનો સંબંધ ધરાવનાર શરીરની હત્યામાં આત્મહત્યાનું આરોપણ

આપણે કરી લેતા હોઈએ છીએ. શરીરના નાશને આત્મહત્યા માની લેવાની પારંપરિક ભૂલનું આવર્તન આજે પણ યથાવિધિ થયા જ કરે છે. પરંતુ આ જાતના અનિષ્ટ શબ્દ પ્રયોગથી પારમાર્થિકની હત્યા થઈ જાય છે જેનો આપણને ખ્યાલ પણ આવતો નથી. શરીરને મારી નાખવું તે આત્માને મારી નાખવાની પ્રક્રિયા નથી. શરીર હત્યા તે આત્મહત્યા નથી. એ તો ઉપરના આવરણનું પરિવર્તન છે. શરીર એ તો આત્માનું વસ્ત્ર જેવું ઉપકરણ છે એટલે શરીરના ઘાતથી ઉપરના આવરણના પરિવર્તનની વાત અવશ્ય થઈ ગણાય; પરંતુ આત્માને તેથી કોઈ હાનિ કે લાભ થયો ન ગણાય.

એટલે ઉપનિષદોએ આત્મહંતા શબ્દનો ઘણો યથાર્થ પ્રયોગ કર્યો છે. ઉપનિષદના ઋષિઓની દૃષ્ટિમાં આત્મહંતા તે છે કે જે પોતાને જાણ્યા વગર જીવી જાય છે. અજ્ઞાનથી આવૃત્ત જે પોતાના સ્વરૂપ તરફ દૃષ્ટિ દોડાવતો નથી તે માણસ સતત આત્મહત્યા કરી રહ્યો છે. પોતાની ગણતરી આત્મહંતાની શ્રેણીમાં છે કે આત્મ-વિજ્ઞાતાની, તેનો નિર્ણય સહુએ સહુની રીતે કરી લેવાનો છે. આપણે સૌ જીવન તો જીવીએ છીએ; પરંતુ આપણે આપણા પોતાના વિષે જ સવિશેષ અજ્ઞાત છીએ એ કેટલું આશ્ચર્ય છે? તમે તમારા હૈયા પર હાથ મૂકીને સત્ય કહેજો-તમે કોણ છો? ક્યાંથી આવ્યા છો? ક્યાં જવાના છો? તમારા જીવવાનું પ્રયોજન શું છે? તમારા અસ્તિત્વનો અર્થ શો છે? તમારે શું મેળવવાનું છે? તમારે જે મેળવવાનું છે તે તમને કઇ રીતે મળશે? આ દરેક વાતનો તમને કદી વિચાર આવ્યો છે ખરો? આ બધા પ્રશ્નોના જવાબો તમારા ઊંડાણમાંથી નિર્વિરોધ આવી જતા હોય તો તમે આત્મહંતાની શ્રેણીમાં નથી એ એક સુનિશ્ચિત સત્ય છે. પરંતુ જો આ પ્રશ્નો માત્ર પ્રશ્નાર્થક બની રહે, તેમના ઉત્તરોની પ્રતીતિની કોઈ સ્પષ્ટ રેખા તમારા અંતરાત્મામાંથી આવિર્ભાવ ન પામે, તો તમે નિઃસંદેહ આત્મજ્ઞાતાની શ્રેણીમાં પણ નથી આવતા. જગતના ભૂગોળ અને ખગોળની આપણને સારી એવી જાણકારી છે. મંગળ અને ચંદ્ર વિષેની સૂક્ષ્મતમ માહિતીઓ પણ આપણી પાસે છે, પરંતુ આપણે આપણા પોતાના વિષે જ અજ્ઞાત છીએ. જે પોતે પોતાના વિષે જ અજ્ઞાત છે તેને ઉપનિષદકાર આત્મહંતા અથવા અસુરના નામથી સંબોધે છે. "असुर्यानाम ते लोका अन्धेन तमसावृता:" અર્થાત્ તે અસુર સંબંધી લોકો આત્માના અદર્શનરૂપ અજ્ઞાનથી આચ્છાદિત છે.

યાદ રાખજો, આપણા વિષેનું આપણું અજ્ઞાન, જેટલી હાનિ આપણને પહોંચાડે છે, તેટલી બીજા કોઇને પહોંચાડી શકતું નથી. આપણી અજ્ઞાનતાનો ભોગ બીજા તો પાછળથી બને છે પરંતુ સૌ પ્રથમ તો આપણે જ આપણી અજ્ઞાનતાના ભોગ બનીએ છીએ. સ્વરૂપની અજ્ઞાનતાને કારણે આપણામાં જે શલ્યો અને ક્રોધાદિ વિષો જન્મે છે તે આપણી અંદરની શાંતિને ભસ્મીભૂત કર્યા પછી જ બીજાની શાંતિ અને સમાધિ ઉપર આક્રમણ કરે છે. આમ છતાં, સામેની વ્યક્તિ જો ભગવાન મહાવીરની જેમ આત્મ-જ્યોતિના દિવ્ય પ્રકાશથી ઝળહળતી હશે તો જેમ

ગોશાલકની તેજોલેશ્યા ભગવાન મહાવીરને બાળી નાખવાને બદલે ગોશાલકને જ બાળી નાખનારી સિદ્ધ થઈ, તેમ આપણાં શલ્યો, ક્રોધાદિ વિષયો પ્રથમ આપણને બાળશે, પછી અન્યને.

આપણે સૌ આનંદને જ ઇચ્છીએ છીએ અને તે મેળવવા માટેના આપણા સતત પ્રયત્નો પણ હોય છે. પરંતુ સ્વસ્વરૂપ વિષેની આપણી અજ્ઞાનતાને કારણે આનંદનું નિર્માણ થવાને બદલે પીડાનું, દુઃખનું, નરકનું નિર્માણ થઈ જાય છે. આપણી સ્થિતિ–"**विनायकं विकुर्वाणो रचयामास वानरम्**" એટલે કે બનાવવા ગયા ગણેશજીની મૂર્તિ, પરંતુ બની ગઈ વાંદરાની પ્રતિમૂર્તિ એના જેવી બની જાય છે! "**हिमवद्गन्तुं कामस्य गमनं सागरं प्रति**"–જવા ગયા હિમાલયનાં ગગનસ્પર્શી શિખરોની આનંદદાયી યાત્રાએ અને પહોચી ગયા સમુદ્રમાં!

આપણે સૌ આનંદ મેળવવા ઇચ્છીએ છીએ પરંતુ સ્વસ્વરૂપની અજ્ઞાનતાને કારણે આનંદ મેળવી શકાતો નથી. જેને સ્વસ્વરૂપનું જ્ઞાન નથી કે હું કોણ છું, તેને સ્વઆનંદનો ખ્યાલ પણ ક્યાંથી આવે? મારાં મૂળિયાંની જ મને ખબર નથી ત્યાં મારામાં કેવાં પુષ્પો ખીલી શકે તે હું ક્યાંથી કહી શકું? હું કઈ જાતનું બીજ છું તેનો જ જો હું નિર્ણય ન કરી શકું, તો હું જે કાંઇ થવા પ્રયત્ન કરીશ તેમાં મને સંતાપ અને પીડા સિવાય બીજું કાંઈ જ મળશે નહિ.

હું કોણ છું?–પાયાનો આ પ્રશ્ન જે બરાબર સમજી જાય છે તેના જ જીવનની યાત્રા રૂપાંતરિત થઈ જાય છે. સ્વસ્વરૂપની અજ્ઞાન અવસ્થામાં જે ચીજો આપણને મહત્ત્વની અને સંઘરવા લાયક જણાય છે તે સ્વસ્વરૂપના જ્ઞાન પછી તુચ્છ લાગવા માંડે છે. રાત દિવસ એક ક્ષણની પણ વિશ્રાંતિ વગર વસ્તુઓ મેળવવા આપણે જે તનતોડ મહેનત કરીએ છીએ, તે જ વસ્તુઓ સ્વસ્વરૂપનું ભાન થતાં, આપણે મન કોડીની કિંમતની બની જાય છે. અરે, બીજાની વાત જવા દો અને અમારી જ વાત લો! જે પૈસા માટે તમે રાત દિવસ ફાંફાં મારો છો, તે પૈસામાંથી એક સો રૂપિયાની નોટ પણ અમારા જેવા જૈન સાધુને કોઈ વહોરાવે, તો અમે તે પૈસા તરફ દૃષ્ટિ પણ નાખીશું ખરા?

આત્મજ્ઞ પુરુષ જુદી જ શોધમાં, જુદું જ મેળવવા માટે નીકળી પડે છે. સ્વયંને જાણનાર જીવનમાં કદી પણ પરાજિત થતો નથી. સ્વયંને ન જાણનાર જીવનની બીજી દિશામાં ગમે તેટલા સફળ થયા જણાય છતાં વાસ્તવમાં તેઓ અસફળ જ છે. સ્વયંને જાણનાર સફળતાને પામી જાય છે. એ સફળતાની ચાવી તેમના હાથમાં આવી જાય છે અને એ ચાવી દ્વારા તેઓ એ રહસ્યના દ્વારને ખોલી નાખે છે કે આનંદ ક્યાંય બહાર નથી, તે સ્વયંમાં જ સમાએલો છે. માણસો બે પ્રકારના છે એમ ઉપનિષદના ઋષિઓ કહે છે. એક કે જેઓ સ્વયંને જાણે છે તે આત્મજ્ઞાની અને બીજા એ કે સ્વયંના જ્ઞાનથી અજ્ઞાત છે તે આત્મ–અજ્ઞાની.

આ રીતે જે આત્મહંતા છે, તે જ અસુર છે. અસુરનો અર્થ જ છે અંધકારમાં જીવનારા. જ્યાં સૂર્યનો કોઈ પ્રકાશ પહોંચતો નથી એવા અંધકારભર્યા લોકમાં જીવનારા અંધકારજીવી

આત્માઓ અસુર છે. કીડા મકોડાની માફક તેઓ અંધકારમાં જીવે છે. જે સ્વયંના જિજ્ઞાસુ નથી તે અંધકારમાં ભટકવાના જ છે. કેમકે સ્વયંની જિજ્ઞાસા એટલે સૂર્ય બનવાની કોશિષ અને સૂર્ય બનવું એટલે સ્વયં પ્રકાશિત થવું. આત્મજ્ઞ પુરુષોની યાત્રા પ્રકાશના લોક પ્રતિની ગતિ છે. અનાત્મજ્ઞ જીવોની અંતર જ્યોતિ બુઝાઈ ગઈ છે અને તેઓ અંધકારમાં ડૂબેલા છે. આવા જીવો એક બીજાને અનુસરી વધુ અંધકારમાં ડૂબે છે અને તે અંધકારમાંથી બહાર નીકળવાનું તેમને ગમતું પણ નથી. તેમની પાસે એવું કોઈ નેતૃત્વ પણ નથી કે જે તેમને અંધકારમાંથી બહાર કાઢી શકે. બહાર નીકળવાની ઇચ્છા પણ તેમનામાં જાગૃત હોતી નથી, જાગૃત થતી પણ નથી; અને અજ્ઞાનતાનું આવરણ એટલું પ્રગાઢ તેમના પર છવાયેલું છે કે, તેને હટાવી, ઊભા થઈને આગળ વધવાની અને પ્રકાશ તરફ ગતિ કરવાની તેમની ઇચ્છા કુંઠિત થઈ ગઈ હોય છે.

આ રીતે માણસ પોતે અંધારામાં જીવે છે. પરંતુ પોતે અંધારામાં જીવી રહ્યો છે એ વાતને ભુલાવવા માટે તે પ્રાયઃ બીજા પાસે પ્રકાશની વાતો કરવા લાગે છે. માણસે થોડા જાગૃત અને સાવધાન થવાની જરૂર છે કે, જે વસ્તુ પોતે જાણતો નથી, જે તેના અનુભવની બહારની વાત છે, તે વાત બીજાને કહેવા, બતાવવા કે ઓળખાવવા પ્રયત્ન કરવો એ જેટલું બીજાની જાતને હાનિ પહોંચાડનારું છે, તેનાથી પણ અધિક પોતાની જાતને હાનિ પહોંચાડનારું છે. દુનિયામાં એવા માણસો થોડા અપવાદ સિવાય મળવા મુશ્કેલ છે કે જેઓ પોતે જેટલું જાણતા હશે તેટલું જ બતાવવા પ્રયત્ન કરતા હશે. કારણ કેન્દ્રમાં અહંની સાધનાને લઈ માણસ પોતાની જાત ઉપર સંયમ, મર્યાદા કે નિયંત્રણ રાખી શકતો નથી. એટલે પોતે ન જાણતો હોય છતાં જાણવાનો દંભ આચરી, પોતાની જાતને જાણકાર ગણાવવા પ્રયત્ન કરે છે. પોતે જે વિષય જાણતો નથી તે વિષયમાં પણ માર્ગદર્શન આપવા તે પ્રયત્ન કરે છે. બીજાને ઉપદેશ આપી ઉપદેશક બનવાનો અને વસ્તુ ન જાણતો હોવા છતાં જ્ઞાતા બનવાનો જીવને ભારે શોખ હોય છે. સામેની વ્યક્તિમાં જરાક નબળાઈ જણાય તો તરત જ તે તેનું ગળું દબાવવા તૈયાર થઈ જાય છે. આવા માણસને તે તરત જ માર્ગ બતાવશેઃ 'જુઓ, પરમાત્માને મેળવવાનો આ જ સીધો માર્ગ છે; આ માર્ગ ઉપર જ ક્યાંય આડાઅવળા ગયા વગર સીધા ચાલ્યા જાઓ.'

રસ્તો બતાવવાની એટલે કે, માર્ગોપદેશક થવાની પણ એક મજા છે. મજા છે એટલે કે, તેનાથી માણસમાં સહજ ભ્રમ જન્મી જાય છે કે પોતાને માર્ગની માહિતી છે. ઉપદેશક થવાનો દોષ જ એ છે કે, બીજાને માર્ગ બતાવતાં બતાવતાં પોતે તો એ માર્ગથી તદ્દન અજાન છે, એ સત્ય જ તે ભૂલી જાય છે. સ્વરૂપને ઓળખનાર ગણ્યાગાંઠ્યા જ માણસો છે છતાં સ્વરૂપની વાતો કરનારા, ઉપલબ્ધિનો માર્ગ દેખાડનારા અનેક છે. ખરેખર જેઓ અજ્ઞાત છે, જેમને આત્મોપલબ્ધિ થઈ નથી, જેઓ અનુભૂતિનાં દ્વારને ઉદ્ઘાટિત કરી શકયા નથી, તેઓ તો મહેરબાની કરીને મૌન રહેતા હોય તો જ સારું. તેથી તેમને પોતાને તો લાભ છે જ પરંતુ આખા જગતને પણ

તેથી ઘણો લાભ છે. પણ આવા લોકો મૌન ધારણ કરે એ વાતમાં માલ નથી. તેમને બોલતા બંધ કરવા જશો તો તેઓ વધારે જોરથી બોલશે. કારણ, પોતાનાં અજ્ઞાનને છુપાવવા માટે તેમની પાસે આના સિવાય બીજો કોઈ ઉપાય નથી. આપણા જ કાનમાં પડતો આપણો અવાજ આપણને આપણી જાણકારી વિષે વિશ્વાસ જન્માવી શકે છે.

ઋષિઓ કહે છે કે, માણસો બે જાતના હોય છે. એક આત્મહંતા અને બીજા આત્મજ્ઞાની. આપણે કઈ કોટિના છીએ તેનો નિર્ણય બીજું કોઈ કરી શકે નહિ, તેનો નિર્ણય આપણે પોતે જ કરી શકીએ. કેમકે, માણસ પોતે પોતાની જાતને જે રીતે ઓળખી શકે છે તેટલું બીજું કોઇ તેને ઓળખી શકતું નથી.

જો તમારી કોટિ આત્મજ્ઞાનીની હોય તો વાત ત્યાં જ પૂરી થઇ ગઇ, પછી કાંઇ કહેવાનું રહેતું નથી. તમે જે મેળવવાનું હતું તે મેળવી લીધું, પરંતુ જો તમારી કોટિ આત્મહંતાની હશે તો તમે ચોર્યાસીની ચકડોળે ચડયા વગર રહેવાના નથી.

પરમાત્માની દિશા તરફની મંગળ યાત્રાનો પ્રારંભ પણ થયો નથી અને પોતાની જાતને આત્મજ્ઞાની માની લેવાની વાત ભારે સરળ છે! આગમો, પિટકો, ગીતા, બ્રહ્મસૂત્ર અને ઉપનિષદોનાં વચનો કંઠાગ્ર કરી લીધાં એટલે પોતે આત્મજ્ઞાની બની ગયો છે એથી ભુલભુલામણીમાં માણસ પડી જાય છે. આત્માનો સાક્ષાત્કાર ખરેખર તો થતો નથી અને વચનોની કંઠસ્થતાને આધારે, પોતે આત્મજ્ઞાની બની ગયાની ભ્રાંતિ તેનામાં અવશ્ય પેદા થઈ જાય છે.

ધર્મ પ્રયોગ છે, વિચાર નથી; ધર્મ પ્રક્રિયા છે, ચિંતન નથી; ધર્મ વિજ્ઞાન છે, દર્શન નથી. વિજ્ઞાનની પ્રયોગશાળાની જેમ ધર્મની કોઇ સ્વતંત્ર પ્રયોગશાળા નથી કે, જ્યાં સાધન સામગ્રી એકત્રિત કરી, ધર્મનો પ્રયોગ કરી શકાય. ધર્મ માટે આપણે આપણી જાતને જ પ્રયોગશાળા બનાવવી પડે છે. આપણામાંથી જ બધા પ્રયોગો ફલિત થાય છે.

આ વિષયને આટલેથી અટકાવી, હવે ગઇ કાલે કહેલા આગમના વિષયના સંબંધમાં ઇતિહાસજ્ઞોનાં મંતવ્યોને જાણવા પ્રયત્ન કરીએ કે જેથી, આગમોના ઇતિહાસના સંશોધનમાં રસવૃત્તિ જન્મી શકે. આગમોના વિષયોની વાત ગઈ કાલે કરી હતી. આજે આગમોની ટીકા ચૂર્ણિ, નિર્યુક્તિ અને ભાષ્ય આદિનાં સંબંધમાં સંકેતાત્મક ઉલ્લેખ કરવા પ્રયત્ન કરીએ.

આગમોની ટીકાઓ પ્રાકૃત અને સંસ્કૃતમાં થએલી છે પ્રાકૃત ટીકાઓ, નિર્યુક્તિ, ભાષ્ય અને ચૂર્ણિનાં નામથી લખવામાં આવી છે. નિર્યુક્તિ અને ભાષ્ય પદ્યમય છે અને ચૂર્ણિ ગદ્યમય છે. ઉપલબ્ધ નિર્યુક્તિઓનો મોટો ભાગ દ્વિતીય ભદ્રબાહુની રચના છે. તેમનો સમય વિક્રમની પાચમી અથવા છઠ્ઠી શતાબ્દી છે. ઘણું કરીને બૌદ્ધો તેમજ ચાર્વાકોના વિષયમાં નિર્યુક્તિમાં જ્યાં કયાય પણ અવસર મળ્યો, ત્યાં તેમણે લખાણો લખ્યાં છે. દાર્શનિક શૈલીથી તેમજ સુંદર ઢંગથી આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવા તેમણે પ્રયત્ન કર્યો છે. જ્ઞાનનું સૂક્ષ્મ નિરૂપણ તથા

અહિંસાનું તાત્વિક વિવેચન યથાયોગ્ય રીતે કરવા પણ તેમણે પ્રયત્ન કર્યો છે. શબ્દોના સમીચીન અર્થો કરવાની પદ્ધતિમાં તો તેઓ નિષ્ણાત હતા જ. તેમાં પ્રમાણ નય અને નિક્ષેપોના વિષયના સારગર્ભિત વિવેચનોથી તેમણે જૈન દર્શનની ભૂમિકા દઢતમ બનાવી છે.

પોતાના વખત સુધીનું કોઇપણ વિષયની ચર્ચાનું વિકસિત અને પૂર્ણ સ્વરૂપ જોવું હોય તો ભાષ્ય જોવું જોઈએ. ભાષ્યકારોમાં પ્રસિદ્ધ સંઘદાસ ગણિ અને જિનભદ્ર છે. એમનો સમય સાતમી શતાબ્દી છે. જિનભદ્ર ક્ષમા શ્રમણે વિશેષાવશ્યક ભાષ્યમાં આગમિક–વિષયોનું તર્કસંગત વિવેચન કર્યું છે. પ્રમાણ નય અને નિક્ષેપોની સંપૂર્ણ ચર્ચાઓ પણ તેમણે કરી છે. આ સિવાયના તત્ત્વોનું પણ તાર્કિક અને યુક્તિસંગત વિવેચન તેમણે કર્યું છે. સારાંશ એ છે કે, દાર્શનિક ચર્ચાનો એવો કોઈ વિષય નથી કે જે જિનભદ્રની કલમથી અસ્પૃશ્ય રહ્યો હોય.

બૃહત્કલ્પ ભાષ્યમાં સંઘદાસ ગણિએ સાધુઓના આહાર અને વિહાર આદિ નિયમોના ઉત્સર્ગ–અપવાદ માર્ગની ચર્ચા દાર્શનિક ઢંગથી કરી છે. તેમણે પ્રસંગાનુકૂળ જ્ઞાન, પ્રમાણ, નય અને નિક્ષેપના વિષયમાં પણ પર્યાપ્ત લખાણ લખેલ છે.

ઘણું કરીને સાતમી આઠમી શતાબ્દીની ચૂર્ણિઓ મળે છે. ચૂર્ણિકારોમાં જિનદાસ મહત્તર પ્રસિદ્ધ છે. તેમણે નંદીસૂત્રની ચૂર્ણિ સિવાય બીજી પણ ચૂર્ણિઓ લખી છે. ચૂર્ણિઓમાં ભાષ્યગત વિષયોનો જ સંક્ષિપ્તતમ ઉલ્લેખ છે. જાતકના ઢંગની પ્રાકૃતકથાઓ એમની વિશેષતા છે.

જૈન આગમોની સૌથી પ્રાચીન ટીકા આચાર્યશ્રી હરિભદ્રસૂરિએ કરી છે. તેમનો સમય વિક્રમ સંવત ૭૫૭થી ૮૫૭ની વચ્ચેનો છે. હરિભદ્રસૂરિએ પ્રાકૃત ચૂર્ણિઓનો પ્રાયઃ સંસ્કૃતમાં અનુવાદ જ કરેલ છે. ઠેકઠેકાણે પોતાના દાર્શનિક જ્ઞાનનો ઉપયોગ તેમણે યોગ્ય માત્રામાં કરેલ છે. એટલે તેમની બધી ટીકાઓમાં પ્રાયઃ બધા દર્શનોની પૂર્વ પક્ષના રૂપમાં ચર્ચા મળી રહે છે. સાથોસાથ તેઓએ જૈનતત્ત્વને દાર્શનિક જ્ઞાનના બળથી સુનિશ્ચિત રૂપમાં વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન પણ કર્યો છે.

હરિભદ્રસૂરિ પછી શીલાંકસૂરિએ દશમી શતાબ્દીમાં સંસ્કૃત ટીકાઓની રચના કરી. શીલાંકસૂરિ પછી પ્રસિદ્ધ ટીકાકાર શાંત્યાચાર્ય થયા. તેમણે ઉત્તરાધ્યયન સૂત્ર ઉપર બૃહત્ ટીકા લખી છે. ત્યાર પછી પ્રસિદ્ધ ટીકાકાર શ્રી અભયદેવસૂરિ થયા, જેમણે નવ અંગો ઉપર સંસ્કૃત ટીકાઓ રચી. એમનો જન્મ વિ. સં. ૧૦૭૨માં અને સ્વર્ગવાસ વિ. સં. ૧૧૩૫માં થયો. આ બન્ને ટીકાકારોએ પૂર્વના આચાર્યોની બધી ટીકાઓનો યોગ્ય ઉપયોગ તો કર્યો જ છે. જ્યાં ત્યાં પોતાના ઢંગની તે વખતની વિકસિત થએલી દાર્શનિક ચર્ચાઓને યોગ્ય સ્થાન આપવાનું પણ ભૂલ્યા નથી.

અત્રે મલ્લધારી હેમચંદ્રનું નામ પણ ઉલ્લેખનીય છે. તે બારમી શતાબ્દીના વિદ્વાન હતા. આગમોના સંસ્કૃત ટીકાકારોમાં સર્વ શ્રેષ્ઠ સ્થાન તો આચાર્યશ્રી મલયગિરિનું છે. પ્રાંજલ ભાષામાં

દાર્શનિક ચર્ચાઓથી સભર સુંદર ટીકાઓ જો જોવી હોય તો, શ્રીમલયગિરિની ટીકાઓ જોવી જોઇએ. તેમની ટીકાઓના અભ્યાસમાં દાર્શનિક ગ્રંથોના વિશુદ્ધ અભ્યાસનો આનંદ આવે છે. જૈન શાસ્ત્રના કર્મ, આચાર, ભૂગોળ અને ખગોળ આદિ બધા વિષયો એકધારા પ્રવાહથી ચાલે છે અને હાથમાં લીધેલા તે તે વિષયોને એટલા સુસ્પષ્ટ કરી દે છે કે, તે વિષયના સંબંધમાં અન્યત્ર ક્યાંય જોવાની જરૂર રહેતી નથી. વૈદિક વાઙ્મયમાં શ્રી વાચસ્પતિ મિશ્રે જે વિષયને સ્પર્શ્યો તે વિષયને ખૂબ તન્મયતાપૂર્વક લખ્યો છે એમ જૈન પરંપરાના આચાર્ય શ્રી મલયગિરિએ કહ્યું છે. આચાર્ય મલયગિરિ આચાર્ય શ્રી હેમચંદ્રના સમકાલીન હતા. એટલે તેમને બારમી શતાબ્દીના વિદ્વાન માનવા જોઇએ.

હવે આપણે ઉત્તરાધ્યયનના સ્વાધ્યાય તરફ વળીએ. તે મુજબ, શ્રી કેશીકુમાર શ્રમણ પ્રશ્ન પૂછી રહ્યા છે–

अण्णवंसि महोहंसि नावा विपरिधावई ।
जसि गोयम मारूढो कह पारं गमि स्ससि ? ॥
जा उ अस्साविणी नावा न सा पारस्सगामिणी ।
जा निरस्साविणी नावा सा उ पारस्सगामिणी ॥

હે ગૌતમ ! મહાપ્રવાહવાળા સમુદ્રમાં નૌકા ડગમગે છે. તેમાં બેસીને તમે કેવી રીતે પાર થઈ શકશો ? તે સાંભળી શ્રી ગૌતમે જવાબ આપ્યો: 'જે (સછિદ્ર) નૌકા તૂટેલી છે તે પાર ન પહોંચી શકે. પરંતુ જે સારી છે, કાણા વગરની છે તેજ પાર પહોંચી જાય છે. આ સંસાર સમુદ્ર જેવો છે. સમુદ્રનો જેમ છેડો દેખાતો નથી તેમ સંસારનો પણ છેડો દેખાતો નથી. જેમ સમુદ્રને પાર કરવા માટે સુદૃઢ નાવડી જોઇએ તેમ સંસારરૂપ સમુદ્રને પાર કરવા માટે પણ આ શરીરરૂપી નાવડી મળી છે. નૌકા જો સુદૃઢ અને છિદ્ર વગરની હોય તો જ તે સરળતાથી સમુદ્રની પેલે પાર આપણને પહોંચાડી શકે છે તેમ આશ્રવશૂન્ય કર્માશ્રવથી રહિત નાવ જ આપણને સંસાર સાગરની પાર ઉતારશે. જે નાવ સાશ્રવ છે તે દરિયાની વચ્ચે જ દગો દઈ દેશે. એટલે જીવરૂપ નાવિકે પોતાની નૌકા વિષે સતત જાગૃત અને સાવધાન રહેવું જોઇએ.'

## અસ્તિત્વના ઈન્કારની સજા

શ્રી જ્ઞાતાધર્મકથાંગ સૂત્રમાં આવેલી દ્રૌપદીની કથાના સંદર્ભમાં આ પ્રવચનનો પ્રારંભ કરું છું. પદ્મોત્તર રાજા સાથેના ભીષણ સંગ્રામમાં પાંડવોના પરાજય અને શ્રી કૃષ્ણ વિજયશ્રીનું મૂળ શું છે તે સમજવા જેવી વાત છે. નાનકડી ભૂલ કેવા કરુણ પરાજયનો ભોગ બનાવી દે છે અને અસ્તિત્વના આત્મવિશ્વાસથી કેવો વિજય લાભ મળે છે તે જય પરાજયનાં ગંભીર કારણોની તાત્ત્વિક પૃષ્ઠ ભૂમિકા આ ઉલ્લેખાતા ઇતિહાસમાં જોવા જાણવા મળે છે.

સતી દ્રૌપદીનાં રૂપ-લાવણ્યનાં વખાણ શ્રી નારદ પાસેથી સાભળી ધાતકીખંડ દ્વીપના રાજા પદ્મોત્તરના માનસમાં વિકારનું વિષ 'જન્મ્યું'. તે વિવેક વિકલ બની ગયો. જેમ કષાય આત્માની વિવેક શક્તિને આવૃત્ત કરનાર છે તેમ વિષય-વાસના પણ જીવને આંધળો બનાવી દેનાર છે. કષાયો અને વિષયોને પરસ્પરાશ્રય સંબંધ પણ છે; અથવા વિષયો જ ક્રોધાદિ કષાયોના ઉત્પાદક છે. કહ્યું પણ છે કે–

ध्यायतो विषयान्पुंसः सगस्तेषूपजायते ।
संगात् संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥

વિષયોનું ચિંતન કરનાર પુરુષની વિષયોનાં ચિંતનથી આસક્તિ ઉત્પન્ન થાય છે. આસક્તિથી વાસના ઊપજે છે અને વાસનામાં વિઘ્ન થવાથી ક્રોધ ઊપજે છે.

ક્રોધ કષાયરૂપ હોવાથી સંસારનું ઉપાદાન કારણ છે. સંસારની અવસ્થાનનું મૂળ વિષય છે. એટલે કામાંધ વ્યક્તિ બીજા આંધળાઓનો પણ રાજા છે. બીજા તો પ્રાયઃ કોઈ દિવાંધ હોય છે તો કોઈ નક્તાંધ હોય છે તો વળી કોઈને નેત્રાન્ધ પણ હોય છે. પરંતુ કામાંધ તો તે બધાથી ચડી જાય છે.

दिवा पश्यति नो घूकः काको नक्तं न पश्यति ।
अपूर्वः कोऽपि कामान्धो दिवा नक्तं न पश्यति ॥

ઘૂવડ દિવસે જોતું નથી. કાગડો રાત્રે જોતો નથી. પરંતુ કામાંધ વ્યક્તિ તો રાત અને દિવસ જોતો નથી. તેનો તો વિવેક દીપક જ બૂઝાઇ જાય છે. તેનાં લજ્જા, ભય અને શરમ નાશ પામી જાય છે. વિષય અને કષાયોનો એવો અપ્રતિમ પ્રભાવ આત્મા ઉપર છે કે વિષય કષાયમાં ફસાએલા–

पाषाण खंडेष्वपि रत्नबुद्धिः कान्तेति धीः शोणित मांस-पिंडे ।
पञ्चात्मके वर्मणि चात्मभावो जयत्यसौ काचन मोहलीला ॥

મોહથી મુંઝાએલા આત્માઓ પાણાના કટકાઓમાં રત્નોની બુદ્ધિ કરે છે, ખરેખર રત્નો પણ પૃથ્વીકાયના જ જીવો છે. શસ્ત્ર પ્રહાર થતા તે મૃત કલેવર થઇ જાય છે. એકેન્દ્રિયના આવા મૃત કલેવરને 'રત્ન' એવું નામ આપી મમતા સાથે માણસ તેને સંઘરે છે. તેને જોઈ તે આનંદ પામે છે. તેનો નાશ થઈ જતાં, કે તે ચોરાઈ જતાં, વ્યામોહથી તે મુગ્ધ અને ગાંડા જેવા બની જાય છે. આ બધી મોહની જ નાટકીય લીલા છે. આ મોહનાં કારણે જ હાડ, માંસ, મજ્જા અને મળમૂત્રના સ્થાનરૂપ શરીરમાં માણસ સ્ત્રી બુદ્ધિ કરે છે. સ્ત્રીના સ્વરૂપ સૌંદર્યમા માણસ ગાંડો ગાંડો થઇ જાય છે. જે સ્ત્રી અસંખ્ય જીવોની ઉત્પત્તિનું સ્થાન છે, દુર્ગંધથી દુર્વાસિત છે, જે વિકૃત અને નાશ થવા સર્જાએલ છે તેમાં આવી વ્યામોહ બુદ્ધિ શા માટે? આ શરીર પૌદગલિક છે, ભૌતિક છે. પૃથ્વી, પાણી આદિ તત્ત્વોથી તેનું પોષણ અને સંવર્ધન થયું છે, એક દિવસ તેની રાખ થઇ માટીમાં તે મળી જવાનું છે છતાં જીવ તેને માટે નિશ્ચિંત છે, એ શું ઓછું

આશ્ચર્ય છે? આત્મ સંરક્ષણને બદલે માણસ શરીર સંરક્ષણના જ પ્રયત્નો કરે છે. જે અવશ્ય નાશ પામનાર છે તેને બચાવવાનો પ્રયત્ન કરવો અને જે શાશ્વત છે તેની સર્વથા ઉપેક્ષા કરવી એ શું મોહની જ લીલાને છતી કરનાર નથી?

રાજા પદ્મોત્તરે પોતાની દૈવી શક્તિથી પાંડવોના મહેલમાંથી સતી દ્રૌપદીનું અપહરણ કર્યું. દ્રૌપદીનાં આકસ્મિક અપહરણથી પાંડવોની ચિંતા અને પરેશાનીનો પાર ન રહ્યો. ચારેબાજુ શોધખોળ કરી, પરંતુ ક્યાંયથી કોઇ સમાચાર ન મળતાં આખરે પાંડવોએ શ્રીકૃષ્ણને વાત કરી. એવામાં નારદજી એકાએક આવી ચડતાં શ્રીકૃષ્ણ થોડા વિચારમાં પડયા. આ કામ નારદનું જ છે એવી તેમનાં મનમાં પાકી શંકા જતાં, શ્રીકૃષ્ણે નારદને દ્રૌપદી વિષે માહિતી પૂછી એટલે નારદે કહ્યું: 'મને પાકી ખબર તો નથી પરંતુ ધાતકીખંડના પદ્મોત્તર રાજાને ત્યાં મારે આકસ્મિક જવાનું થતાં તેના અંતઃપુરમાં મેં દ્રૌપદી જેવી કોઈ સ્ત્રીને જોઈ હતી. નારદજીના અસ્પષ્ટ જવાબ ઉપરથી કૃષ્ણ બધું સમજી ગયા. પદ્મોત્તર રાજાએ દ્રૌપદીનું અપહરણ કર્યું છે, તેની ખાતરી થઈ જતાં પાંચે પાંડવો તેમજ શ્રીકૃષ્ણે પદ્મોત્તર રાજા ઉપર ચઢાઈ કરવાનો નિર્ણય કર્યો.

પદ્મોત્તર રાજા ઉપર ચડાઈ કરી દ્રૌપદીને મેળવવામાં મુશ્કેલી નહોતી, પરંતુ વચ્ચે લવણ સમુદ્ર આવતો હતો તેને પાર કેમ કરવો તેની ચિંતા બધાંને મૂંઝવતી હતી. એટલામાં શ્રીકૃષ્ણને એક યુક્તિ સૂઝી આવી. તેમણે અઠ્ઠમ તપની આરાધના કરી. સમુદ્રના અધિષ્ઠાયક દેવને પ્રસન્ન કર્યા. સમુદ્રના દેવ શ્રીકૃષ્ણ પાસે ઉપસ્થિત થયા અને બોલ્યાઃ 'બોલો, આપનો શો આદેશ છે? હું આપની શી સેવા કરી શકું?'

શ્રીકૃષ્ણે જવાબ આપ્યોઃ 'અમે ધાતકીખંડ દ્વીપમાં જવા ઇચ્છીએ છીએ; પરંતુ વચ્ચે આવતો લવણ સમુદ્ર તેમાં બાધક છે. એટલે અમને ધાતકીખંડમાં પહોંચવા માટે આપ લવણ સમુદ્રમાં માર્ગ કરી આપો.'

સમુદ્રદેવે શ્રીકૃષ્ણને કહ્યું: 'ત્યાં જવાની તકલીફ જ આપે શા માટે લેવી જોઈએ? આપ માત્ર આજ્ઞા ફરમાવો એટલે આપના આદેશ મુજબ હું દરેક કાર્ય આપને અહીં બેઠા જ કરી આપીશ.'

શ્રીકૃષ્ણે કહ્યું: 'પદ્મોત્તર રાજાએ દૈવી શક્તિથી દ્રૌપદીનું અપહરણ કરેલ છે અને અમે પણ જો તેને દેવી શક્તિથી મેળવીએ તો તેમાં અમારી શી શોભા?'

આત્મવિશ્વાસને બદલે મનુષ્યે દેવોમાં વિશ્વાસ ન કરવો જોઇએ. દેવો ઉપર વિશ્વાસ રાખવાથી મનુષ્ય પોતાના આત્મ-બળની શ્રદ્ધા ગુમાવી બેસે છે. આમ વિચારી શ્રીકૃષ્ણે આગળ કહ્યું: 'અમારે આપની બીજી કોઈ સહાયની જરૂર નથી. લવણ સમુદ્રનો માર્ગ આપી દો એટલી જ અમારી માગણી છે. અમે જન્મતઃ ક્ષત્રિયો છીએ. અમારા ક્ષાત્રત્વના તેજની કસોટી આવા વિકટ પ્રસંગોએ જ થાય છે. વીરત્વની કસોટીના પ્રસંગોમાં પણ ક્ષત્રિયો જો દેવોની સહાયતા સ્વીકારતા

થશે અને પોતાના બાહુબળ પ્રત્યે ઉદાસીન બનશે તો તેમની વીરોચિત પ્રતિભા કુંઠિત થઇ જશે. અમારી સમસ્યાનો ઉકેલ અમે અમારા બાહુબળ પર જ કરીશું. અમારા પોતાના પુરુષાર્થ વડે જ અમે આ અન્યાયનો પ્રતિકાર કરવા ઇચ્છીએ છીએ. માટે ધાતકીખંડ પહોંચવા માટે સમુદ્રમાં અમારે જે માર્ગ જોઇએ છીએ તે આપ કરી આપો. આ માગણી સિવાય આપની બીજી કોઈ જ સહાયની અમારે જરૂર નથી.'

શ્રીકૃષ્ણના દૃઢ સંકલ્પબળ અને ક્ષત્રિયોચિત અપ્રતિમ આત્મશ્રદ્ધા જોઇને દેવ ભારે પ્રભાવિત થયા. તેમને શ્રીકૃષ્ણ તરફ અસાધારણ સ્નેહ થયો. તેઓ ખુશ ખુશ થઇ ગયા. તેમણે ધાતકીખંડ જવા માટેનો માર્ગ કરી આપ્યો. આ રીતે શ્રીકૃષ્ણ પાંચે પાંડવો સાથે ધાતકીખંડ પહોંચી ગયા.

મનુષ્યમાં જ્યારે આત્મશ્રદ્ધા અને સંકલ્પબળની દૃઢતાનો આવિર્ભાવ થાય છે ત્યારે પહાડ જેવા દુર્ગમ કાર્યો પણ સહજ સાધ્ય બની જાય છે. જીવનમાં મળતી નિષ્ફળતાનું મૂળ સંકલ્પ બળની હીનતા અને આત્મશ્રદ્ધાનો અભાવ છે. રાજા પદ્મોત્તર સાથે યુદ્ધ કરી દ્રૌપદીને લઇ આવવાનો સંકલ્પ છે. પરંતુ ધાતકીખંડ જઈ યુદ્ધ કરવા માટે પાંચ પાંડવ અને છઠ્ઠા શ્રીકૃષ્ણ એમ છ જણા જ છે. તેમની સાથે સેના પણ નથી. છતાં તેઓ કહે છે પદ્મોત્તર રાજા સાથે લડવા માટે અમે છ જ બસ છીએ.

ધાતકીખંડ પહોંચતાં જ તેમણે પોતાના આવ્યાના ખબર રાજા પદ્મોત્તરને પહોંચાડયા. મનુષ્ય પોતાની રક્ષા બે જ પ્રકારે કરી શકે છે. એક શક્તિથી અને બીજી ભક્તિથી. આ બે વસ્તુ સિવાય પોતાના જીવનની રક્ષાનો બીજો કોઈ ઉપાય નથી. બલિષ્ઠ વ્યક્તિ બળથી પોતાનું રક્ષણ કરી શકે છે અને જે લોકોમાં શક્તિનો અભાવ છે તે પોતાની ભક્તિ બતાવીને કે નમ્રતા સાથે શરણાગતિ સ્વીકારીને યુદ્ધના અનર્થમાંથી બચી શકે છે. શ્રીકૃષ્ણે પદ્મોત્તર રાજા માટે બન્ને દ્વારો ઉઘાડાં રાખ્યાં. શ્રીકૃષ્ણે પોતાના સારથિ સાથે સંદેશ કહેવરાવ્યો કે, ભક્તિ અને શક્તિ એમાંથી જે માર્ગની પસંદગી તમારે કરવી હોય તે કરવા માટે તમે સ્વતંત્ર છો. દ્રૌપદીને સન્માનપૂર્વક પાછી સોંપી આપવા માગતા હો અને ભવિષ્યમાં આવી અનર્થ કરનારી ભૂલનું આવર્તન નહિ થાય એની ક્ષમાયાચનાપૂર્વક જો ખાતરી આપતા હો, તો જ અમે તમને માફ કરી શકીશું, પરંતુ જો તમને આવો સદ્‌ભાવ અને સન્માન ભરેલો માર્ગ પસંદ ન હોય તો યુદ્ધને માટે તૈયાર થઈ જાવ.

સારથિએ શ્રીકૃષ્ણનો આ સંદેશાપત્ર ભાલાની અણી ઉપર પરોવીને રાજા પદ્મોત્તરને આપ્યો. સંદેશવાહકના આ વ્યવહારથી પદ્મોત્તર રાજાનો ક્રોધ હાથમાં ન રહ્યો. છતાં ક્રોધના આવેશને વ્યક્ત કર્યા વગર તેણે સારથિને પૂછ્યું: 'યુદ્ધ કરવા માટે કોણ કોણ આવ્યું છે? અને સાથે કેટલી સેના છે?' સંદેશવાહકે જવાબ આપ્યો: 'શ્રીકૃષ્ણ એકલા છે અને સાથે પાંચ પાંડવો છે, જે દ્રૌપદીના પતિઓ છે. આ છ પુરુષો સિવાય કોઈ જ નથી.'

સંદેશવાહક પાસેથી આ હકીકત સાંભળી પદ્મોત્તર રાજાનો ક્રોધ હાસ્યમાં ફેરવાઈ ગયો. તિરસ્કાર અને ભર્ત્સના કરતો તે ગર્જી ઊઠયો: 'શ્રીકૃષ્ણ મને જેવો તેવો સામાન્ય રાજા માનતો હશે, તેમને મારાં અજોડ સૈન્યશકિત અને બાહુબળના પ્રભાવની ખબર નહિ હોય. અન્યથા આ રીતે સંદેશો મોકલવાની હિંમત કરે નહિ. હું અનેક યુદ્ધોનો અનુભવ લઈ ચૂકયો છું. મારી સેના પરાજયને સહી લેવા ટેવાએલી નથી. મોટા મોટા સંગ્રામોમાં ટકી રહેનારી મારી સૈન્યશકિત સામે આ છ જણા તો શું હિસાબમાં છે?'

સંદેશવાહકના ભર્ત્સનાપૂર્ણ વ્યવહારથી રાજા પદ્મોત્તર ઉશ્કેરાઈ ગયો હતો એટલે અહંકારમાં ભાન ભૂલી તેણે સંદેશવાહકને કહ્યું: 'જાઓ, તમે શ્રીકૃષ્ણને કહેજો કે ક્ષત્રિયો પોતાનાં બાહુબળમા શ્રદ્ધા ધરાવે છે. યુદ્ધ તો તેમને માટે એક જાતની રમત છે. સમરાંગણ તેમને માટે ક્રીડાંગણ છે. રાજા પદ્મોત્તર વિનંતિ કરવા ટેવાએલો નથી. "વીર ભોગ્યા વસુન્ધરા" યુદ્ધનું મેદાન જ ક્ષાત્રત્વના તેજનું નિર્ણાયક થશે. તમે શ્રીકૃષ્ણના દૂત છો અને નીતિશાસ્ત્રમાં દૂત હંમેશાં અવધ્ય હોય છે એટલે તમને સહીસલામત જવા દઉં છું. તમે જાઓ અને શ્રીકૃષ્ણને કહો કે, રાજા પદ્મોત્તર દયાની ભીખ માંગે એવો રાંકો કે ભિખારી નથી. રાજા પદ્મોત્તર પાસે આવી વાત ફરી કયારેય પણ કરશો નહિ. અન્યથા તેનું પરિણામ સારું નહિ આવે. રાજા પદ્મોત્તર યુદ્ધને માટે હંમેશાં તૈયાર જ છે.'

શ્રીકૃષ્ણનો સંદેશવાહક પદ્મોત્તર રાજાને ત્યાંથી પાછો વળ્યો અને સારીયે ઘટના શ્રીકૃષ્ણને કહી સંભળાવી. શ્રીકૃષ્ણે પાંડવોને આ વાતની જાણ કરી અને કહ્યું 'આ દેશ પદ્મોત્તર રાજાનો પોતાનો છે. પોતાની શેરીમાં કૂતરું પણ સિંહ હોય છે. તે પોતે તો બળવાન છે જ. ઉપરાંત તેની પાસે અસાધારણ સૈન્યબળ પણ છે. યુદ્ધ માટે તે તૈયાર જ છે. વળી સમરાંગણમાં યુદ્ધ સામગ્રી સાથે તે આવી પણ પહોંચ્યો છે. ગજદળ, અશ્વદળ, રથદળ, પાયદળ એમ ચારે જાતની સેનાનું અપૂર્વ બળ તેની પાસે છે. વિવિધ જાતનાં અદ્યતન શસ્ત્રાસ્ત્રોથી તેની સેના સુસજ્જ છે અને બીજી બાજુ આપણે છ જ છીએ. વળી આપણા દેશથી લાખો ગાઉ દૂર છીએ! આપણી પાસે નથી કોઈ સૈન્ય કે નથી કોઈ હાથી, ઘોડા, રથ કે પાયદળ! એક સમૃદ્ધ અને સુસજ્જ વિશાળ સેના સામે મોરચો માંડવાની આ તો વાત છે. યુદ્ધમાં વિજય મેળવી દ્રૌપદીને પાછી મેળવવાની આપણી પ્રતિજ્ઞા છે. એટલે તમે યુદ્ધ કરશો કે રાજા પદ્મોત્તર સાથે સુલેહ કરશો?' પાંડવોની પરીક્ષા કરવા શ્રીકૃષ્ણે કહ્યું.

શ્રીકૃષ્ણની વાત સાંભળી પાંડવોનું અભિમાન જાગી ઊઠયું. તેઓ એક સામટા બોલી ઊઠયા: 'ક્ષત્રિયોને માટે યુદ્ધ તો તેના ડાબા હાથનો ખેલ છે. ક્ષત્રિયો યુદ્ધના તમાશા દેખવાથી નહિ પણ કરવાથી ટેવાયેલ હોય છે.' આ સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું: 'તો કહો, યુદ્ધ કેવી રીતે કરશો?' પાંચે પાંડવો સિંહનાદ કરતા હોય તેમ એક જ સ્વરે બોલી ઊઠયા: 'આ યુદ્ધમાં કાં અમે નહિ, કાં પદ્મોત્તર નહિ!'

અભિમાનના આવેશમાં તેઓ શું બોલી રહ્યા છે તેનું પણ તેમને ભાન રહ્યું નહિ. શત્રુના વિનાશની પણ પહેલાં, પોતાના જ મુખેથી પોતાના જ નાશની ઘોષણા, પોતાના જ માટે નામોશી ભરી થઈ પડશે એવી તે ક્ષણે તેમને કલ્પના પણ ન આવી. પોતાનાં અસ્તિત્વનો ઇન્કાર એ જ તેમની મોટી ભૂલ હતી. અને તે ભૂલની સજા તેમને ભોગવવાની હતી.

રાજા પદ્મોત્તર સાથે યુદ્ધ શરૂ થયું. રાજા પદ્મોત્તરની સેના અડગ વિશ્વાસ સાથે આગળ વધવા લાગી. પાંડવો જાણે પોતાના અસ્તિત્વના ઇન્કારની પ્રકૃતિદત્ત સજા ભોગવતા હોય તેમ હારવા લાગ્યા. શત્રુઓના પ્રહારોથી તેઓ ક્ષત-વિક્ષત થઈ ગયા. તેમનું બળ, વીર્ય, ઉત્સાહ ક્ષીણ થઇ ગયાં. તેઓ યુદ્ધમાં પદ્મોત્તરની સામે ટકી શક્યા નહિ. ન ભીમની ગદા કામમાં આવી કે ન અર્જુનનું ગાંડીવ ધનુષ ! નકુલ-સહદેવની તલવારો પણ પડી રહી. આજસુધી ક્યારેય નહોતી જોઇ એવી નામોશીભરી પરિસ્થિતિમાં તેઓ મૂકાઇ ગયા.

આ જોઈ શ્રીકૃષ્ણે સિંહનાદ કર્યો. તેમણે પોતાનો પાંચજન્ય શંખ વગાડયો અને ધનુષનો ટંકાર કર્યો. શ્રીકૃષ્ણના સિંહનાદ, શંખના વિશેષ અવાજ અને ધનુષના ટંકારવથી આખુંયે વાતાવરણ બદલાઈ ગયું. પદ્મોત્તર રાજાનું સૈન્ય ગભરાઇ ગયું. તેની વિશાળ સેનામાં નાસભાગ શરૂ થઈ. જે સૈનિકો સમુદ્રનાં પ્રચંડ મોજાંની માફક આગળ વધી રહ્યા હતા તે બધા આમતેમ ભાગવા લાગ્યા. રાજા પદ્મોત્તર પણ હતાશ અને નિરાશ થઇ ગયો. જેના સિંહનાદ અને ટંકારમાં આટલી શકિત છે તે સ્વયં કેટલા બળવાન હશે તેનો વિચાર કરતાં તે ભયભીત બની ગયો. તે વિચારવા લાગ્યોઃ પાંચ પાંડવો સાથેના યુદ્ધમાં હું મારો પગ જમાવી શક્યો હતો પરંતુ શ્રીકૃષ્ણ સાથે લડવાની તો મારી હામ નથી. બસ, એક વખત માણસનું સંકલ્પબળ નબળું પડે છે કે તે માનસિક રીતે હતાશ અને નિરાશ થઇ જાય છે. પદ્મોત્તર રાજાની પણ આવી જ સ્થિતિ થઈ. તેણે દ્રૌપદીને સન્માનપૂર્વક પાછી સોંપી, ક્ષમાયાચના કરી અને ખાત્રી આપી કે, ભવિષ્યમાં તે કદી આવું અનુચિત આચરણ નહિ કરે.

દ્રૌપદી પાછી મળતાં પાંચે પાંડવો ઘણા ખુશી થયા. પરંતુ આ યુદ્ધમાં તેમનો જે નામોશીભર્યો પરાજય થયો હતો તેનાથી તેમને ભારે સંકોચ પણ થતો હતો. આ આખીયે વાતનો ઉપસંહાર કરતાં શ્રીકૃષ્ણે કહ્યું કેઃ 'માણસના અંતરાત્મામાંથી આકસ્મિક જેવો નાદ સરી પડે છે તેવું જ તેનું પરિણામ અંતે આવીને ઊભું રહે છે. યુદ્ધ શરૂ થયા પહેલાં જ તમે 'આ યુદ્ધમાં કાં અમે નહિ, કાં પદ્મોત્તર નહિ' એવી જે ઘોષણા કરી હતી એ જ તમારી માનસિક દુર્બળતાને પ્રતિફલિત કરનારી વાત હતી. યુદ્ધ પૂર્વે જ તમે તમારા હૃદયમાં તમારા વિનાશ અને પરાજયનો સંકલ્પ કરી લીધો હતો. મનુષ્યનો જય પરાજય બહાર તો પછીથી થાય છે. પરંતુ પોતાની અંદરમાં તે પહેલાં જ થઇ જાય છે. પોતાનાં આત્મબળનો અવિશ્વાસ એ જ મનુષ્ય જીવનનો સૌથી મોટો અને નામોશીભર્યો પરાજય છે. "मनके हारे हार है मनके जीते जीत"

જે મનથી હારી જાય છે તે જીવનક્ષેત્રમાં પણ હારી જાય છે. જેનાં મનમાં ઉત્સાહ, સ્ફૂર્તિ અને બળ હોય તે જ પોતાની અંદરમાં જીતે છે અને અંદરમાં જીતેલાનો અવશ્ય બહાર પણ જય થાય છે. માટે મનને હીન, દીન અને રાંક ન બનાવવું જોઈએ. જીવન યુદ્ધમાં ઝંપલાવનારો પોતાના અસ્તિત્વનો સ્વયં જ ઇન્કાર ભણી દે તો તેની સજા ભોગવવા પણ તેણે તૈયાર રહેવું જોઇએ. અસ્તિત્વનો સ્વીકાર એ જ પ્રભુતાનો સ્વીકાર છે.

આ વાતને અહીં અટકાવી આપણે આગમના ઈતિહાસને થોડું તપાસી લઈએ.

બારમી શતાબ્દી સુધી આગમો પર સંસ્કૃત અને પ્રાકૃત ટીકાઓનું પરિણામ વધતું જ રહેવા પામ્યું. ભાષાની જટિલતા અને વિષયોની ગંભીરતાને કારણે દાર્શનિક વિષયોની ચર્ચા, દાર્શનિક વિકાસક્રમ મુજબ, ગહન અને ગહનતર થતી ગઈ. સમય જતાં એ જરૂરી જણાયું કે આગમોની શબ્દ સંસ્પર્શી સંક્ષિપ્તતમ ટીકાઓ પણ હોવી જોઈએ. કારણ, સમયની ગતિએ સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓને વ્યવહારની ભાષામાંથી માત્ર સાહિત્યિક ભાષા બનાવી દીધી હતી ત્યારે તત્કાલીન અપભ્રંશ–પ્રાચીન ગુજરાતી ભાષામાં બાલાવબોધની રચના થઈ. આવી બાલાવબોધ રચનાઓ કરનાર ઘણા થયા; પરંતુ તેમાં ૧૮મી શતાબ્દીમા થયેલા લોકાગચ્છના શ્રી ધર્મસિંહ મુનિનું નામ વિશેષ રૂપથી ઉલ્લેખનીય છે. એમની દૃષ્ટિ પ્રાચીન ટીકાઓના પ્રચલિત અર્થોને છોડીને ક્યાંક ક્યાક સ્વસંપ્રદાયસમ્મત અર્થ કરવાની પણ રહી છે.

હવે ઉત્તરાધ્યયન સૂત્રના આપણા મૂળભૂત સ્વાધ્યાય તરફ વળીએ. શ્રી કેશીકુમાર શ્રમણ પોતાના પૂછેલા પ્રશ્નના અનુસંધાનમાં જ વિશેષ સ્પષ્ટતા માંગવા કહે છે–

नावा य इइ का वुत्ता ? केसी गोयममब्बवी ।
केसिमेवं बुवंतं तु गोयमो इणमब्बवी ॥

તે કઈ નૌકા છે? શ્રી કેશીકુમારે આ જાતનો પુનઃ પ્રશ્ન પૂછતાં શ્રી ગૌતમસ્વામીએ જવાબ આપ્યો:

सरीरमाहु नाव त्ति जीवो वुच्चइ नाविओ ।
ससारो अण्णवो वुत्तो जंतरन्ति महेसिणो ॥

શરીર તે નૌકા છે. તેનો નાવિક જીવ છે અને સંસાર સમુદ્ર છે કે જેને મહર્ષિઓ તરી જાય છે.

શરીરરૂપ નૌકાના માધ્યમથી સંસારરૂપ સમુદ્ર તરાય છે. શરીર જો શક્તિ સભર અને ઉત્સાહ બળથી યુક્ત હશે તો જીવરૂપ નાવિકને સંસાર સમુદ્ર પાર કરવો સહેલો થઈ પડશે. શરીર પરમાત્માની ઉપલબ્ધિ માટેનું સર્વોત્તમ સાધન છે. આ સાધનના બળે સાધ્ય સાધી શકાય છે. આ સાધનાનો ઉપયોગ કરવાની કળાથી વિકળ વ્યકિત જીવન હારી જાય છે અને આ સાધનને સાધનરૂપ સમજી, સમુદ્ર પાર કરવામાં તેને ઉપકારક માની જે સંસાર સમુદ્રને પેલે પાર પહોંચ્યા પછી તેને છોડી દે છે, તે સંસાર સાગર તરી જાય છે.

# સ્વાધ્યાયનો રસાસ્વાદ

સ્વાધ્યાયને ભગવાન મહાવીરે અંતર તપમાં સ્થાન આપેલ છે. સ્વાધ્યાય તો તે વિસ્ફોટના નિકટનું એક પગથિયું છે કે જ્યાં ક્રાંતિ ઘટિત થાય છે. સ્વાધ્યાયથી જીવનનું રૂપાંતર થઇ જાય છે અને માણુસ નવા જ સ્વરૂપે બહાર આવે છે. તેનાં પૂર્વ જીવનની ચર્યાઓ બદલાઈ જાય છે અને જાણે તેનો નવો જ જન્મ થયો હોય તેમ સ્વાધ્યાયથી તેનું આંતરિક સ્વરૂપ અને સૌંદર્ય પ્રગટી ઊઠે છે !

સામાન્ય રીતે આપણે સ્વાધ્યાયનો અર્થ શાસ્ત્રોનું અધ્યયન, શાસ્ત્રોનો અભ્યાસ એવો કરતા હોઈએ છીએ. પરંતુ સ્વાધ્યાયનો આ પારમાર્થિક અર્થ નથી. શાસ્ત્રોનો અભ્યાસ તો હજારો લોકો કરે છે. પરંતુ શાસ્ત્રોનો અભ્યાસ કરી લેવા માત્રથી જીવનમાં કોઈ ક્રાંતિ ઘટિત થતી નથી, જીવનમાં કોઈ રૂપાન્તરણુ થતું નથી. શાસ્ત્રોનાં અધ્યયનથી જીવનમાં રૂપાંતરણુ અથવા ક્રાંતિ આવવાને બદલે ઊલટું કેટલીકવાર તે અવરોધક થઈને ઊભું રહે છે. કેમકે, માણુસ શાસ્ત્રોનો જેટલો ગંભીરતાપૂર્વક અભ્યાસ કરતો જાય છે તેટલો તે પોતાની જાત તરફ નિશ્ચિંત અને બેફિકર બની જાય છે. શાસ્ત્રોને જાણી લીધા પછી સ્વયંને જાણુવાની ભાગ્યે જ તેને અપેક્ષા રહેતી હોય છે. શાસ્ત્રને જાણુનાર વ્યક્તિ માને છે કે, જાણુવા જેવું બધું મેં જાણી લીધું છે. કારણુ તે એમ માનતો થઈ જાય છે કે, જે કાંઈપણુ જાણી શકાય એવું છે તે બધું આ શાસ્ત્રોમાં છે અને શાસ્ત્રો જાણ્યાં એટલે મેં બધું જાણી લીધું છે. મહાવીરના આગમો મને કંઠસ્થ છે. બુદ્ધના પિટકો મારા મગજમાં મેં ભરી લીધા છે, કૃષ્ણુની ગીતાને હું ઘોળીને પી ગયો છું, બ્રહ્મસૂત્ર અને ઉપનિષદો તો મને કડકડાટ મોઢે આવડે છે, આત્મા અને પરમાત્માના શાસ્ત્રીય જગતને હું સારી રીતે ફેંદી વળ્યો છું. આત્મા શું છે, પરમાત્મા શું છે વગેરેનો મને સૂક્ષ્મતમ શાસ્ત્રીય અભ્યાસ છે. આમ આ જાતના આત્મ-સંતોષથી તે આત્માને જાણ્યા વગર પણુ આત્મજ્ઞ બનીને બેસી જાય છે.

આવા માણુસનો આત્મા અને પરમાત્મા શાસ્ત્રોમાં છુપાએલો હોય છે. પુસ્તકમાં છપાએલા તે ઘોડા જેવો જ તેને આત્મા-પરમાત્માનો પરિચય હોય છે. પુસ્તકનો ઘોડો જેમ નથી તો મુસાફરીના કામમાં આવતો કે નથી કોઇ ગાડી હાંકવાના ઉપયોગમાં આવતો તેમ શાસ્ત્રોથી ઓળખાયેલા આત્મામાં આત્મ-સાક્ષાત્કાર જેવો સ્વાદ કે આનંદ આવતો નથી. તેમાં પરમાત્માની કોઈ સ્પષ્ટ ઝલક દેખાતી નથી. આવી વ્યક્તિ મુક્તિના આકાશમાં પાંખો ફફડાવી શકતી નથી. તેનાં જીવનમાં કોઈ એવાં પ્રકાશ કિરણો ઝળકતાં નથી કે જેને આધારે તે કહી શકે કે-આ જ્ઞાન છે કે જેના વડે પ્રકાશની પ્રાપ્તિ સહજ ઉપલબ્ધ છે. હકીકતમાં તેનાં અંતરમાં ચારેકોર અંધારૂં જ હોય છે અને છતાં શાસ્ત્રોના અભ્યાસના આધારે તે એમ માને છે કે-હું બધું જાણું છું. ભગવાન મહાવીરની દૃષ્ટિમાં આ મિથ્યાજ્ઞાન છે.

શાસ્ત્રથી જે મળે છે તે સત્ય ન હોઇ શકે. સ્વયંથી જે ઉપલબ્ધ થાય છે તે જ સત્ય હોય છે. સ્વયંના પુરુષાર્થથી ઉપલબ્ધ સત્ય શાસ્ત્રમાં લખાય છે; પરંતુ શાસ્ત્રોમાંથી જે મળે છે તે સ્વયંનું નથી હોતું. શાસ્ત્ર લખનાર શાસ્તા બીજો હોય છે. જે આકાશમાં ઉડે છે, જેણે પ્રકાશનાં દર્શન કર્યાં છે, જેણે મરજીવા થઇ સાગરમાં ડૂબકી મારી છે તેવાની એ શોધ છે, માહિતી છે, ખબર છે. સાગરને કાંઠે બેસી વાંચનારને ડૂબકીનાં સત્યના દર્શન સંભવે નહિ. સમુદ્ર કાંઠે બેસી પુસ્તકોનાં પાનાં ઊથલાવનારાઓએ ભૂલી ન જવું જોઇએ કે, સાગરમાં ડૂબકી લગાડનારનાં વક્તવ્યો અને તેને કાંઠે બેસી વાંચનારના વક્તવ્યો એક હોઈ શકે નહિ. છતાં આ ભૂલ સદાથી થતી આવી છે કે, શાસ્ત્રમાં અવગાહન કરનારા ભૂલી જ જાય છે કે સાગર તો હજી અવશિષ્ટ છે.

સ્વયંના અધ્યયનના ઊંડાણમાં ઊતરી જવાનો સ્વાધ્યાયનો પારમાર્થિક અર્થ લગભગ ભૂલાઈ ગયો છે અને સ્વાધ્યાય જે ગૌણ અર્થ છે તે એટલો પ્રચલિત થઈ ગયો છે કે, આપણે તે અર્થને જ વાસ્તવિક માની બેઠા છીએ. સ્વાધ્યાયનો ગૌણ અર્થ છે શાસ્ત્રોનું અધ્યયન, પઠન અને મનન. ભગવાન મહાવીર અધ્યયન પણ કહી શકતા હતા પરંતુ સ્વાધ્યાય કહેવાનું તેમનું પ્રયોજન શું ? તેમાં 'સ્વ' ઉમેરવાની શી જરૂર ? માત્ર 'અધ્યયન' એટલું જ પર્યાપ્ત હતું. પરંતુ તેમ ન કરતાં તેમાં 'સ્વ' શબ્દને ઊમેરવામાં આવેલ છે. તેમ કરવાનું વિશેષ પ્રયોજન એ છે કે તેમાં સ્વયંના અધ્યયનની વાત છે; શાસ્ત્રના અધ્યયનની નહિ. પરંતુ સૌ શાસ્ત્રો ઊઘાડીને જ બેઠા હોય છે. તેમને પૂછીશું કે, તમે શું કરો છો ? તો બધા એક જ વાત કહેશેઃ 'સ્વાધ્યાય'. શાસ્ત્ર નિશ્ચિત જ કોઈ બીજાનું હશે. સ્વનું શાસ્ર હોઇ શકે નહિ અને જો તે સ્વનું હોય અને આપણે તેને વાંચી રહ્યા હોઈએ, તો તે નિરર્થક જ વાંચી રહ્યા છીએ, કેમકે પોતાના જ લખેલામાં પોતાને શું વાંચવાનું હોય ? તેમાં જાણવાનું પણ શું હોય ?

સ્વાધ્યાયનો અથ છે સ્વયંનું અધ્યયન. શાસ્રનું પઠન ઘણું સરળ છે પણ સ્વાધ્યાય કઠિન છે. શાસ્ત્ર ભણી શકાય છે તેમાં પઠિત હોવું જ પર્યાપ્ત છે; પરંતુ સ્વાધ્યાયમાં પઠિત હોવું માત્ર પર્યાપ્ત નથી. માણુસ અનેક ગ્રંથીઓની જાળ છે. માણુસ પોતે જ પોતાનામાં એક સંપૂર્ણ વિશ્વ છે. હજારો જાતના ત્યાં ઉપદ્રવો છે. તે એક એક ઉપદ્રવના અધ્યયનનું નામ સ્વાધ્યાય છે. માણુસ પોતાના ક્રોધ સંબંધી અધ્યયન કરે તો તે પણ અવશ્ય સ્વાધ્યાય છે; પરંતુ તેના સંબંધમાં શાસ્ત્રમાં શું લખ્યું છે, તેનો જો તે અભ્યાસ કરવા બેસે તો તે પછી સ્વાધ્યાય નથી રહેતો. શાસ્ત્રમાં જે કાંઈ લખ્યું છે તે બધું માણુસમાં વિદ્યમાન છે. આ જગતમાં જેટલું જેટલું જાણુવામાં આવ્યું છે તે બધું માણુસમાં અવશ્ય વિદ્યમાન હોય છે. અને જે કાંઈ જાણુવામાં આવશે તે બધું પણ માણુસમાં મોજૂદ જ છે. એટલે માણુસ જાતે જ શાસ્ત્ર નથ ી પરંતુ પરમ શાસ્ત્ર છે.

આજ સુધી જે કાંઈ જાણવામાં આવ્યું છે તે માણસના જગતે જ જાણ્યું છે. ભવિષ્યમાં પણ જે કાંઈ જાણવામાં આવશે તે બધું પણ માણસ જ જાણશે. એટલે માણસ જો પોતાને જ જાણી લે તો જે કાંઈ જાણી શકાયું છે અને જાણી શકાશે, તે બધું જાણી લેવાય છે. એટલે ભગવાન મહાવીરે કહ્યું છે 'जे एगं जाणई से सव्वं जाणई'--જે માત્ર એકને જાણી લે છે તે બધાને જાણી લે છે. સ્વયંને જાણી લેવાથી બધું જાણી લેવાય છે. તેના વિવિધ આયામો છે. જાણવા યોગ્ય જે કાંઈ છે તેના બે ભાગો કરી શકાય છે. એક વસ્તુગત અને બીજો આત્મગત. જાણવામાં પણ બે વસ્તુ અપેક્ષિત છે. એક તો જાણનારો અને બીજો જેને જાણવાની છે તે વસ્તુ, તે વિષય. જે વિષય છે તેને જાણવાનો છે અને જે જાણનાર છે તે તેને જાણે છે. વિજ્ઞાનનો સંબંધ તે વિષયથી, તે વસ્તુથી છે કે જેને જાણવાની છે. ધર્મનો સંબંધ જાણનાર સાથે છે; જે જાણે છે, જે જ્ઞાતા છે તેની સાથે છે. જ્ઞાતાને જાણવો ધર્મ છે અને જ્ઞેયને જાણવું વિજ્ઞાન છે. જ્ઞેયોને આપણે ગમે તેટલા જાણી લઈએ તો પણ તેનાથી જ્ઞાતા જાણી શકાતો નથી. જુઓ, વૈજ્ઞાનિકો વસ્તુવિષયક શોધમાં કેટલા ઊંડા ઊતરેલા હોય છે! સૂર્ય ચંદ્રની ગતિ અને તેનાં કિરણોની ગતિનું પણ સૂક્ષ્મતમ ગણિત તેઓ ગણી શકતા હોય છે. પરંતુ વસ્તુવિષયક જ્ઞાનની ગંભીરતામાં તેઓ એટલા ઊંડા ઊતરે છે કે, વસ્તુવિષયક જ્ઞાનના જાણનારને જ તેઓ ભૂલી જતા હોય છે! કારણ, જાણકારી વધારે પરિમાણમાં એકત્રિત થઈ જાય, તો તે જાણકારીમાં જ્ઞાતા છુપાઈ જાય છે.

વસ્તુવિષયક જાણકારીથી જીવનમાં કશું જ પરિવર્તન આવતું નથી. હાં, આવી જાતની જાણકારીથી 'હું જાણકાર છું' એવો ભ્રમ અવશ્ય માણસમાં પેદા થાય છે. ભગવાન મહાવીર એવા જાણનારને મિથ્યાજ્ઞાની કહે છે. તેને પણ જાણકાર તો અવશ્ય કહે છે પરંતુ આવો જાણનાર, મિથ્યા જાણનાર છે. કારણ, તે એવી વસ્તુઓનો જાણનાર છે કે જેને જાણ્યા વગર પણ ચાલી શકે છે. જે કીમતી છે, જે જાણવા લાયક છે તેને છોડી, જેનું કશું જ મહત્ત્વ નથી ે વા નિર્મૂલ્ય જ્ઞાનને આવા મિથ્યાજ્ઞાનીઓ જાણી લે છે. પરિણામ એ આવે છે કે જાણવું પર્યાપ્ત પરિમાણમાં એકત્રિત થઈ જાય છે પરંતુ જાણનાર ખોવાઈ જાય છે. મરતી વખતે આપણી પાસે જાણકારી તો ઘણી એકત્ર થઈ ગઈ હોય છે, પરંતુ જે જઈ રહ્યો છે, જે મરી રહ્યો છે, તેને જ જાણ્યો નથી હોતો. માણસ બધું જાણી લે છે પણ પોતાને જ જાણવાનું ભૂલી જાય છે એ કેટલી આશ્ચર્યની વાત છે? એટલે સ્વાધ્યાયનું સ્થાન આંતરિક તપોમાં છે.

ભગવાન શાસ્ત્રોના અભ્યાસની મનાઈ નથી ફરમાવતા પરંતુ શાસ્ત્રનો અભ્યાસ એ સ્વાધ્યાય નથી. આ વાત જો લક્ષ્યમાં આવી જાય તો શાસ્ત્રીય અધ્યયન પણ ઉપકારક બની શકે છે. આ વાત સતત લક્ષ્યમાં રહેવી જોઈએ કે શાસ્ત્રનો સાગર એ સાગર નથી, શાસ્ત્રના સાગરમાં તરી શકાતું નથી; શાસ્ત્રના પ્રકાશમાં જોઈ શકાતું નથી; શાસ્ત્રના આકાશમાં ઊડી શકાતું નથી; શાસ્ત્રના મોક્ષમાં અસલી મોક્ષનો આનંદ મેળવી શકાતો નથી.

માણસ જ્યારે પોતાને ભૂલી જાય છે ત્યારે સ્વાધ્યાય અટકી જાય છે અને જ્યારે પોતાની જાતને સ્મરણમાં રાખે છે ત્યારે સ્વાધ્યાયનો પ્રારંભ થઈ જાય છે. સ્વાધ્યાયનો અર્થ જ એ છે કે, પોતાનાં જીવનનું કોઇપણ કૃત્ય, કોઈપણ વિચાર કે કોઈપણ ઘટના, પોતાની અનુપસ્થિતિમાં ન ઘટે, ક્રોધમાં પણ પોતે ઉપસ્થિત રહે, ઘૃણા, કામ, વાસના જે કોઈપણ સારાં નરસાં કૃત્યો હોય, એ કાર્યમાં પોતાની અનુપસ્થિતિ ન હોય એ જ સ્વાધ્યાયનો હેતુ છે. પોતાની જાણ બહાર કોઈ કૃત્ય ન થાય એ જ સ્વાધ્યાયનો પરમાર્થ છે.

ભગવાન મહાવીર કહે છે, ભૂલ ત્યારે જ થવા સંભવ છે કે જ્યારે વિકારોના આવેશમાં માણસ ગાફેલ અને મૂર્ચ્છિત બની જાય છે. સ્વાધ્યાયમાં ગલત ઘટના ઘટવી સંભવ નથી. ક્રોધ કરતી વખતે જો ક્રોધ કરનારની હાજરી બરાબર હશે તો એમાંથી એક જ રહી શકશે; કાં તો ક્રોધ અને કાં તો ક્રોધ કરનાર પોતે. બન્ને એક સાથે મૌજૂદ રહી શકતા નથી. ક્રોધ કરતી વખતે માણસ જો મૂર્ચ્છિત નહિ થાય, ભાન નહિ ગુમાવે અને વિવેકને જાળવી રાખશે તો પોતે મૌજૂદ રહેશે અને ક્રોધ ખોવાઈ જશે. પરંતુ જો તે ક્રોધમાં મૂર્ચ્છિત થઈ જશે, ગાફેલ બની જશે, ભાન ગુમાવી બેસશે તો ક્રોધ પ્રવેશી જશે અને પોતે ખોવાઈ જશે. ક્રોધ કરનાર જાગૃત હશે તો જ ક્રોધને પ્રવેશવાનો અવકાશ નહિ મળે. ભગવાને પણ વારંવાર કહ્યું છે કે, **"समय गोयम! मा पमायजे"**

હે ગૌતમ! એક ક્ષણનો પણ પ્રમાદ ન કર, એનો અથ જ એ છે કે, જો આત્મા જાગૃત હશે તો કોઈજ ખોટી વસ્તુ તેમાં પ્રવેશી શકશે નહિ. માટે જાગૃતિપૂર્વક જીવો, પ્રમાદ રહિત બની જીવો! કોઇપણ વ્યક્તિ સમગ્રતાથી આ જ ક્ષણે જાગી જાય તો તેના જન્મજન્માંતરનાં પાપનો કચરો, પાપના ઢગલા, પાપના પહાડો ક્ષણ માત્રમાં નાશ પામી જાય છે. સ્વાધ્યાયથી એક વાતનું તો સ્પષ્ટ જ્ઞાન થઈ જાય છે કે, મોટામાં મોટું કોઈ પાપ હોય તો તે મૂર્ચ્છા છે; અને મોટામાં મોટું કોઇ પુણ્ય હોય તો તે જાગૃતિ છે.

માણસને પ્રાયઃ તે જ દેખાય છે જેમાં તેનું ધ્યાન હોય છે, જેના તરફ તેનું ધ્યાન નથી તે તેને દેખાતું નથી. મનુષ્ય હંમેશાં બહિર્દષ્ટિ ધરાવે છે. તેનું ધ્યાન હંમેશાં વસ્તુમૂલક હોય છે તેથી તેના અંદરમાં અંધારું જ રહે છે. વસ્તુઓ તરફનું ધ્યાન પણ અંદરથી જ આવે છે. પરંતુ અંદર અંધારાં સિવાય કશુ જ હોતું નથી. કારણ ધ્યાન વસ્તુ તરફનું છે. બાહ્ય વસ્તુઓમાંથી પ્રકાશને સંકેલી અંદરની દિશામાં વાળવો એ જ સ્વાધ્યાય છે; અંદરમાં જોવાનો અભ્યાસ કરવો એ જ સ્વાધ્યાયનો અર્થ છે.

દાખલા તરીકે, એક સુંદર સ્ત્રી રસ્તા પર જતાં તમે જોઇ. સ્ત્રી પોતાને કામે જઇ રહી હતી અને તમે તમારે કામે જઈ રહ્યા હતા. તે સ્ત્રીને જોવાનો આ તો માત્ર આકસ્મિક સંયોગ હતો. પરંતુ તેની સુંદરતાને જોતાં જ તમારામાં સુષુપ્ત રહેલી વાસના જાગી ગઇ અને તમારા

પ્રાણોને સ્પર્શી ગઇ. પરિણામે, તમે ભલે ચાલી તો તે સડક ઉપર રહ્યા હતા, તમારા પગની ગતિ પણ તે રાજમાર્ગ ઉપર જ હતી પરંતુ તમારું મન પાગલ થઇ તે સ્ત્રી પાછળ દોડવા લાગ્યું. તમારું સારુયે ધ્યાન તે સ્ત્રી તરફ કેન્દ્રિત થઈ ગયું. તમારામાં આવી માનસિક વિકૃતિ આવી એનો અર્થ જ એ થયો કે તમે સ્વાધ્યાયથી દૂર ખસી ગયા છો, તમારો વિવેક નાશ પામી ગયો છે, તમારી જાગૃતિ નષ્ટ થઈ ગઈ છે! એ સ્ત્રીના સૌંદર્યમાં તમે મુગ્ધ બન્યા, તે મુગ્ધ બનેલી દૃષ્ટિમાં તમે મૂર્છિત બન્યા, ખોવાઇ ગયા, એટલે સ્વમાં, તમારામાં જ તમારી અનુપસ્થિતિ થઈ ગઈ અને વાસનાને પ્રવેશવાનો મોકો મળી ગયો. પરંતુ જેવા તમે જાગૃત થઈ ગયા, વિવેકની પવિત્ર દૃષ્ટિ તમારામાં ઉદ્‌ઘાટિત થઈ ગઈ, તે સ્ત્રી તરફનું તમારું આકર્ષણ વિકર્ષિત થયું કે તરત જ તમે વિચારવા લાગ્યા; અરે, મારામાં આવી કામવાસના કેમ ઊભી થઈ? બસ, આત્મમંથનની આ પળે તમારી દૃષ્ટિ આત્મગત થતાં, એ જ પળથી સ્વાધ્યાયનો પ્રારંભ થઈ ગયો.

જ્યારે કોઈ ઘટના ઘટે છે ત્યારે તેની બે બાજુઓ હોય છે. એક વસ્તુગત અને બીજી આત્મગત. ધ્યાનને આત્મગત વાળવાનું નામ સ્વાધ્યાય છે; અને ધ્યાનને વસ્તુગત વાળવાનું નામ મૂર્છા છે. પરંતુ આપણી એ સ્વાભાવિક નબળાઈ છે કે, આપણું અધિકાંશ ધ્યાન વસ્તુગત જ હોય છે. કોઈ આપણને ગાળો દે તો તરત જ એ ગાળો આપણા પ્રાણને સ્પર્શી જાય છે અને તેની ગાળો પ્રતિક્ષણ આપણી સ્મૃતિનો વિષય બની જાય છે. ગાળો આપનાર વ્યક્તિની બોલવાની પદ્ધતિ, ગાળો આપતી વખતની તેની ચેષ્ટાઓ અને તે ક્ષણની તેની આવેશભરી વિકૃતિઓ આપણી નજર સમક્ષ તર્યા કરે છે. આપણી સ્મૃતિમાં તે ગાળો આપનાર જ રમ્યા કરે છે અને તેના ઇતિહાસનું સંશોધન આપણે શરૂ કરી દઇએ છીએ. આપણા મનમાં તેના વિષેના એક મહાનિબંધની રચના શરૂ થઇ જાય છે. તે ગાળો તો બહાર હતી છતાં આપણે તે બહારની ગાળોને આપણા પ્રાણોમાં પ્રવેશાવી દઇએ છીએ અને અંદરમાં ક્રોધની જ્વાલાઓ સળગાવી મૂકીએ છીએ. તે ગાળ દેનાર વ્યક્તિમાં જે વસ્તુઓ આપણને પહેલાં ક્યારેય નહોતી દેખાઇ, તે હવે દેખાવા માંડી. આપણી સારીયે ચેતના તે ગાળો દેનાર તરફ એકાંત કેન્દ્રિત થઇ જાય છે. ગાળ આપનાર તો પોતાને ઘેર જઇ શાંતિપૂર્વક સૂઇ પણ ગયો હોય છે; પરંતુ આપણી રાત્રિની ઊંઘ હરામ થઇ જાય છે. ગાળ આપનાર કદાચ મજાકમાં પણ ગાળ બોલ્યો હોય, ગાળ બોલીને તે પાછો તેને ભૂલી પણ ગયો હોય; પણ તેની ગાળોથી આપણા આત્માને શાંતિ મળતી નથી.

હવે આમ અશાંત કે દુઃખી થવાને બદલે, જ્યારે કોઇ આપણને ગાળ આપે ત્યારે આત્મ નિરીક્ષણ કરીએ કે, તે ગાળની આપણા પર શી શી અસર થઇ? આપણામાં ક્રોધ શા માટે ઉદ્‌ભવ્યો? તે ક્રોધને કારણે આપણામાં તેનો બદલો લેવાની ઇચ્છા થઇ કે નહિ? બદલો વાળવાની ઇચ્છા થઇ તો કેવી રીતે બદલો વાળવાનો વિચાર આવ્યો? શું તેની હત્યા કરવી? શું તેને સામે ગાળો દેવી? શું તેનું ગળું દબાવી દેવું? આમ જો આ પૂર્ણ સત્યને જોવા

તરફ અંદરમાં ઊતરી જઈશું તો અનુભવી થઈને આપણે બહાર આવશું. આવો અનુભવ એ જ સ્વાધ્યાય છે. આ સ્વાધ્યાયથી જ આપણે જ્ઞાની થઇ બહાર આવી શકીએ છીએ. એનાથી બે સારા અનુભવો થશે. એક તો આપણી પોતાની જાણકારી વધી જશે અને બીજું આપણા મનમાં એક નિશ્ચય થઈ જશે કે તેણે ગાળો આપી એ કોઈ મહત્ત્વપૂર્ણ વાત નહોતી. મહત્ત્વપૂર્ણ વાત તો એ છે કે ગાળો ખાધા પછી આપણે કેવો અનુભવ કરીએ છીએ! પછી તે ગાળોનો જવાબ આપવા આપણે ક્યારેય નહિ ઇચ્છીએ!

આપણે આપણી નબળાઇઓ જેટલે અંશે છુપાવીએ છીએ તેટલે અંશે તે સઘન બનતી જાય છે. આપણી નબળાઇઓને જ્યારે આપણે સ્વયં જોવા અને તેને દૂર કરવા લાગીએ છીએ ત્યારે જ તે નબળાઇઓના મૂળિયા હચમચવા લાગે છે. ગંદકી, કચરા, કાંટા, કાંકરા વગેરે તો ધરતીના ઉપરના તળ ઉપર જ હોય છે, જેમ જેમ ધરતીના ઊંડાણમાં ઊતરીએ છીએ તેમ તેમ અંદરથી હીરા, માણેક, મોતી મળે છે.

સ્વાધ્યાયનો અર્થ છે આપણે આપણા હાથથી અર્જીત દુઃખમાં ઊંડા ઊતરવું. આપણી આંતરિક ગંદકીના ઊંડાણમાં ઊતર્યા વગર સ્વચ્છ થઇ શકાતુ નથી. દુઃખમાંથી પસાર થયા વગર સુખનો અનુભવ કરી શકાતો નથી, સુખની ઝલક માણી શકાતી નથી નરકમાંથી પસાર થયા વગર સ્વર્ગ મળતું નથી. કારણ નરક આપણે નિર્મિત કરેલાં છે. આપણે તેમાં જ ઊભાં છીએ. દરેક માણસ નરકમાંથી સ્વર્ગમાં જવા માંગે છે; પરંતુ આપણે જ નિર્માણ કરેલાં નરકને મીટાવ્યા વિના સ્વર્ગમાં ક્યાંથી જવાય? સ્વર્ગ અથવા અપવર્ગ અહીં અને આ જ ક્ષણે મૌજૂદ છે. પરંતુ આપણે નિર્મિત કરેલા નરકમાં તે છુપાએલું છે. અપવર્ગ એ આપણો સ્વભાવ છે, નરક આપણી ઉપલબ્ધિ છે. નરક ઊભું કરવામાં આપણે ભારે શ્રમ કર્યો છે. તે નરકની દીવાલોને તોડવા સ્વાધ્યાય કોદાળીનું કામ કરે છે.

શ્રીઉત્તરાધ્યયન સૂત્રના ચાલતા સ્વાધ્યાય તરફ હવે એક દૃષ્ટિ નાખવી જરૂરી છે. શ્રી કેશીકુમાર શ્રમણ પોતાના દ્વીપ સંબંધેના પ્રશ્નનું સમીચીન સમાધાન થઇ જતાં, શ્રી ગૌતમ સ્વામી તરફની પોતાની માનભરી અને વિવેકભરી દૃષ્ટિ દાખવતા કહે છે–

साहु गोयम! पन्नाते छिन्नो मे ससओ इमो।
अन्नो वि ससओ मज्झ तं मे कहसु गोयमा!॥
अन्धयारे तमे घोरे चिट्ठन्ति पाणिणो बहू।
को करिस्सइ उज्जोयं सव्व लोगम्मि पाणिणं॥

હે ગૌતમ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. તમે મારી શંકા દૂર કરી છે. મારો હજી એક સંદેહ છે. હે ગૌતમ! તે વિષે તમે મને કહો.

ભયંકર પ્રગાઢ અંધકારમાં ઘણા જીવો રહે છે. આખા લોકમા તેમને માટે પ્રકાશ કોણ કરશે?

અનાદિ કાળથી જગતના જીવો અજ્ઞાનને આધીન થઈ અંધકારમાં ભટકી રહ્યા છે. અજ્ઞાન એ જ મોટું પાપ છે, મોટું અંધારું છે. અજ્ઞાનના આવા પ્રગાઢ અંધકારમાં અટવાતા આ જીવોના ઉદ્ધારનો કોઈ ઉપાય દેખાતો નથી. અહીં તો આંધળાઓ આંધળાઓનું નેતૃત્વ કરી રહ્યા છે એટલે પ્રકાશને પ્રવેશવાનો ક્યાંય અવકાશ દેખાતો નથી. અજ્ઞાન એ મોટી પીડા છે. પરંતુ જ્યાં સુધી પ્રકાશનાં દિવ્ય કિરણોનો અનુભવ થયો નથી ત્યાં સુધી અંધકારમાં અથડાતા આ જીવોની પીડાને હટાવવાનો બીજો કોઈ ઉપાય પણ નથી. આવા અજ્ઞાનમાં સબડતા, અંધકારમાંથી અંધકારમાં પડતા જીવોનાં કલ્યાણ માટે આ લોકમાં કોણ દિવ્ય પ્રકાશ કરશે ?

'તે અંધારું કયું છે ?'–શ્રી કેશીકુમાર શ્રમણના આ પ્રશ્નનો શ્રી ગૌતમસ્વામી શો જવાબ આપશે તેના ભાવભેદો અવસરે કહેવાશે.

# ઉપાદાન–નિમિત્ત મીમાંસા

કાર્યની ઉત્પત્તિમાં ઉપાદાન કારણનું અને નિમિત્ત કારણનું શું સ્થાન છે તેમજ તેનાં સ્વરૂપો શું છે તેનો વિચાર આજનાં પ્રવચનમાં કરવાનો છે. કારણ ઉપાદાન અને નિમિત્ત સહચારી છે. એકના અભાવમાં બીજાનો સાંગોપાંગ વિચાર અશક્ય છે. એટલે ઉપાદાન અને નિમિત્ત બન્નેને સાથે રાખી વિચાર કરીએ છીએ.

આ વિષયને સુસ્પષ્ટ કરવા માટે દર્શનશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે તે ઘટનો દાખલો લઇએ. ઘટ એ માટીની અવસ્થા છે; કારણ ઘટમાં ઠેઠ સુધી માટીનો અન્વય દેખાય છે. એટલે ઘટનું ઉપાદાન કારણ માટી ગણાય. પરંતુ માટીથી જ જો ઘટ જન્મતો હોય તો માટી પછી તરત જ ઘટની ઉત્પત્તિ થવી જોઇએ. માટી અને ઘટની વચ્ચે જે પિંડ, સ્થાસ, કોશ અને કુશૂળ આદિ રૂપ અનેક સૂક્ષ્મ અને સ્થૂલ પર્યાયો થાય છે તે ન થવી જોઇએ. જો કે ઘટની પૂર્વવર્તી આ બધી અવસ્થાઓ પણ માટીની જ છે છતાં જે માટી ખાણથી લઇ આવવામાં આવેલ છે, તે માટી ઉપર જણાવેલી અનેક અવસ્થાઓમાંથી પસાર થયા વગર, ઘટ પર્યાય રૂપમાં પરિણત થઇ શકતી નથી. એટલે માત્ર માટીને ઘટનું ઉપાદાન કારણ કહેવું તે દ્રવ્યાર્થિક નયની દૃષ્ટિ છે. હકીકતે ઘટની ઉત્પત્તિ અમુક પર્યાય-વિશિષ્ટ માટીથી થાય છે, ખાણમાંથી સીધી આવેલી અવસ્થાવિશિષ્ટ તે માટીથી નહિ. આ અપેક્ષાથી (ઋજુસૂત્ર નયની દૃષ્ટિથી) ઘટની પૂર્વવર્તી પર્યાય ઘટનું ઉપાદાન ગણાય છે. તાત્પર્ય એ છે કે, ઘટનું ઉપાદાન કારણ વિવક્ષિત અવસ્થાવિશિષ્ટ માટી જ હોય છે. અન્ય અવસ્થાવિશિષ્ટ માટી નહિ. પ્રમાણથી તો પૂર્વપર્યાયવિશિષ્ટ માટી જ ઘટનું ઉપાદાન કારણ છે.

આ જ વસ્તુને વધારે સુસ્પષ્ટ કરવા માટે જીવનો પણ દાખલો લઇ શકાય છે. મુક્ત અવસ્થા એ પણ જીવની અવસ્થા છે. કારણ, મુક્ત અવસ્થામાં પણ જીવનો અન્વય દેખાય છે. એટલે ઉપર જણાવેલ પ્રક્રિયા મુજબ દ્રવ્યાર્થિક નય–વ્યવહાર નયથી મુક્ત અવસ્થાનું ઉપાદાન કારણ જીવ કહેવાય છે પરંતુ જો માત્ર જીવથી મુકત અવસ્થા જન્મવા લાગે તો નિગોદના જીવોને પણ તે પર્યાયના અનંતર તત્કાળ મુકત અવસ્થા જન્મવી જોઇએ અને નિગોદ અને મુક્ત જીવ વચ્ચે જે અનેક અવસ્થાઓ છે તે દષ્ટિગોચર ન થવી જોઇએ. જો કે નિગોદ અને મુકત અવસ્થા વચ્ચે જે જે પર્યાયો જન્મે છે તે બધામાં વ્યવસ્થિત જીવનો અન્વય દેખાય છે. પરંતુ આ એક સુનિશ્ચિત સત્ય છે કે, જે જીવ નિગોદમાંથી નીકળે છે તે નિગોદ અને મુકત અવસ્થા વચ્ચેની સંભવિત અનેક પર્યાયોને સ્પર્શ્યા વગર, મુક્ત અવસ્થાની વિશુદ્ધ પર્યાય પામી શકતો નથી. એટલે જીવને મુકત અવસ્થાનું ઉપાદાન કારણ કહેવું તે માત્ર દ્રવ્યાર્થિક–વ્યવહાર નયની દષ્ટિ છે. વસ્તુતઃ મુકત અવસ્થાની ઉત્પત્તિ અંતિમ ક્ષણવર્તી અયોગી કેવલી અવસ્થાવિશિષ્ટ જીવથી જ થાય છે. એના પૂર્વે ક્રમથી સયોગીકેવલી, ક્ષીણકષાય, સૂક્ષ્મસંપરાય, અનિવૃત્તિકરણ, અપૂર્વકરણ અને અપ્રમત્તસંયત અવસ્થા ગર્ભિત વિવિધ પર્યાયો નિયમથી હોય છે. અપ્રમત્ત સંયત અવસ્થાના પૂર્વે કઇ કઈ અવસ્થાઓ હોય છે તે વિવિધ જીવોની અપેક્ષાથી વિવિધતા ભરેલી હોય છે. પોતપોતાના ઉપાદાન અનુસાર બીજી બીજી અવસ્થાઓ યથાસંભવ હોય છે. જેમ બધા પુદ્ગલો ઘટ નથી બનતા તેમ એ પણ નિયમ છે કે, બધા જીવો તે તે અવસ્થાને નથી પ્રાપ્ત થતા. જીવોમાં જે ભવ્ય જીવરાશિ છે તે જ પોતપોતાના ઉપાદાન મુજબ તે અવસ્થાઓને ઉપલબ્ધ કરી મુકત થાય છે. મુકત થવા પૂર્વે અયોગી અવસ્થા નિશ્ચિત હોય છે એટલે ઉપાદાન કારણ અને કાર્યના આ લક્ષણો જણાય છે–'**नियतपूर्वक्षणवर्तित्व कारणलक्षण, नियत्तोत्तर क्षणवर्तित्वं कार्यं लक्षणम्**''– નિશ્ચિત પૂર્વ સમયમાં ઉપસ્થિતિ કારણનું લક્ષણ છે અને નિયત ઉત્તર ક્ષણમાં રહેવું તે કાર્યનુ લક્ષણ છે.

જો કે ઉપર્યુકત લક્ષણમાં નિયતપૂર્વ સમયમાં સ્થિત તેને કારણ અને જે નિયત ઉત્તર સમયમાં સ્થિત છે તેને કાર્ય કહેવામાં આવેલ છે. પરંતુ આથી ઉપાદાન કારણ અને કાર્યનો ખાસ બોધ થતો નથી. કારણ નિયત પૂર્વ સમયમાં દ્રવ્ય અને પર્યાય બન્ને અવસ્થિત હોય છે. આ લક્ષણથી કોણ કોનું ઉપાદાન કારણ છે અને કયા ઉપાદાનનું કયું કાર્ય છે એનું સ્પષ્ટ જ્ઞાન થતું નથી, છતાં ઉપાદાન કારણ અને કાર્યમાં એક સમયના વ્યવધાનનો ખ્યાલ તો અવશ્ય આવી જાય છે. ઉપાદાનનું લક્ષણ આ છે.

त्यक्ता त्यक्तात्म रूपं यत् पूर्वा पूर्वेण वर्तते ।
कालत्रयेऽपि तद् द्रव्यमुपादानमिति स्मृतम् ॥

જે દ્રવ્ય ત્રણે કાળમા પોતાના રૂપને છોડતું અને ન છોડતું પૂર્વ રૂપથી અને અપૂર્વ રૂપથી વર્તતું હોય છે તે દ્રવ્ય ઉપાદાન કારણ છે એમ જાણવું જોઇએ.

આ શ્લોકમાં દ્રવ્યને ઉપાદાન કારણુ બતાવ્યું છે. એનાં વિશેષણો પર ધ્યાન આપવાથી એ તો સ્પષ્ટ સમજાય છે કે દ્રવ્યનો માત્ર સામાન્ય અંશ પણુ ઉપાદાન થતો નથી અને વિશેષાંશમાં પણુ ઉપાદાન થવાની યોગ્યતા નથી. ઉપાદાન તો સામાન્ય વિશેષાત્મક દ્રવ્ય જ હોય છે. વસ્તુના માત્ર સામાન્ય અંશ અથવા વિશેષ અંશને ઉપાદાન માનવાથી એકાંત ક્ષણિકવાદ અથવા નિત્યવાદમાં આવતા દોષોનાં ઉદ્ભવનો સંભવ થઇ જાય છે. બૌદ્ધદર્શન જે પદાર્થને એકાંત ક્ષણિક માને છે, તેમના મતમાં ક્ષણિક પદાર્થ જેમ કાર્યનું ઉપાદાન થઇ શકતું નથી અને વૈશેષિકાદિ દર્શનો જે એકાન્ત નિત્યવાદને સ્વીકારે છે તેમને ત્યાં એકાન્ત નિત્ય પદાર્થ પણુ જેમ કાર્યનું ઉપાદન થઇ શકતું નથી તેમ દ્રવ્યનો માત્ર સામાન્ય કે માત્ર વિશેષ અંશ પણુ ઉપાદાન થઇ શકે નહિ.

સ્વામી કાર્તિકેયે આ બધી આપત્તિઓને અનુલક્ષી ઉપાદાન કારણુ અને કાર્યનું જે લક્ષણુ કરેલ છે તે આ પ્રકારે છે—

पुव्व परिणाम जुत्त कारण भावेण वट्टदे दव्वं ।
उत्तर परिणाम जुद तं चिय कज्जं हवे णियमा ॥

અનંતર પૂર્વ પરિણામથી યુક્ત દ્રવ્ય કારણુ રૂપથી પ્રવર્તિત થાય છે અને અનંતર ઉત્તર પરિણામથી યુક્ત તે જ દ્રવ્ય કાર્ય હોય છે.

સ્વામી વિદ્યાનંદે ઉપાદાન કારણુ અને કાર્યના સ્વરૂપ વિષે સંક્ષિપ્ત સમાધાન કરેલ છે. "उपादानस्य पूर्वाकारेण क्षयः कार्योत्पाद अेव, हेतोर्नियमात्" અર્થાત્ ઉપાદાનનો પૂર્વના આકારથી ક્ષય એ કાર્યનો ઉત્પાદ જ છે. કારણુ એ બન્ને એક જ હેતુથી થાય છે એવો નિયમ છે.

આ બધા વિવેચનથી આ હકીકત સ્પષ્ટ થઈ જાય છે કે જે અનન્તર પૂર્વપર્યાય વિશિષ્ટ દ્રવ્ય છે તે ઉપાદાનના નામે ઓળખાય છે. આ અનન્તર ઉત્તરપર્યાય વિશિષ્ટ દ્રવ્ય કાર્ય સંજ્ઞાના નામથી ઓળખાય છે. આ ઉપાદાન–ઉપાદેય વ્યવહાર અનાદિ કાળથી ચાલી રહ્યો છે અને અંતકાળ સુધી ચાલતો રહેશે.

આ વિષયની સ્પષ્ટતા કરવા માટેનો સર્વ પ્રથમ ઘટરૂપ કાર્યનો દાખલો આપ્યો છે. તદનુસાર, ખાણુમાંથી આવેલી માટીમાંથી જો ઘટ બનશે તો તેને અવશ્ય સ્થાસ, કોશ, કુશૂળ આદિ પર્યાયોમાંથી પસાર થવું પડશે. ગમે તેટલો નિષ્ણાત અને કુશળ કુંભાર કેમ નથી હોતો છતાં ઘટને બનાવવામાં, માટીથી માંડી ઘટ સુધીની તમામ નિષ્પત્તિની દરેક પ્રક્રિયાઓને જાળવીને રાખવી પડે છે! ખાણુમાંથી લાવવામાં આવેલી માટી જેમ જેમ ભિન્ન ભિન્ન અવસ્થાઓને ધારણુ કરતી જશે તેમ તેમ કુંભારના ક્રિયા વ્યાપારો પણુ તે તે મુજબ પરિવર્તિત થતા જશે. માટીની અવસ્થાઓના પરિવર્તન અને ક્રિયા વ્યાપારોના પરિવર્તનની સાથે કુંભારના ઉપયોગમાં પણુ પરિવર્તન આવતું જશે. આ જ ક્રમથી માટીમાંથી ઘટની નિષ્પત્તિ થાય છે. એક બાજુ ઘટની

નિષ્પત્તિ થઇ જાય છે ત્યારે બીજી બાજુ એજ સમયે કુંભારનો યોગ–ઉપયોગ રૂપ વ્યાપાર પણ અટકી જાય છે. ઉપાદાન–ઉપાદેય સંબંધની સાથે નિમિત્ત–નૈમિત્તિક સંબંધની આ વ્યવસ્થા અનાદિ કાળથી ચાલી આવે છે અને અનંતકાળ સુધી ચાલતી રહેશે.

નિમિત્ત નૈમિત્તિક વ્યવહાર એક જ દિશાથી નથી થતો પરંતુ બન્ને દિશાઓથી થાય છે. જ્યારે ઘટ કાર્યની વિવક્ષા મુખ્ય હોય છે ત્યારે યોગ–ઉપયોગથી જોડાએલો કુંભાર નિમિત્ત ગણાય છે અને તેનું ઘટ કાર્ય નૈમિત્તિક કહેવાય છે. પરંતુ જ્યારે કુંભારના યોગ–ઉપયોગ રૂપ વ્યાપારની વિવક્ષા મુખ્ય અને પ્રધાન હોય છે ત્યારે કયા બાહ્ય નિમિત્તના આધારે તેના ક્રિયા–વ્યાપારો વર્તતા હતા આવી વિવક્ષામાં જે માટી ઘટરૂપે પરિણમી રહી છે તે નિમિત્ત કહેવાશે અને વિવક્ષિત યોગોપયોગ વિશિષ્ટ કુંભાર નૈમિત્તિક ગણાશે. આગમ પણ આ સત્યના સાક્ષી પૂરે છે.

આગમ કહે છે કે, કોઇ ઔપશમિક સમ્યગ્દૃષ્ટિના ઉપશમ સમ્યક્ત્વના કાળમાં ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે છ આવલિકા સમય જ્યારે અવશિષ્ટ રહે છે ત્યારે અનંતાનુબન્ધી ચતુષ્કમાંથી કોઇ એક પ્રકૃતિની ઉદીરણા થવાથી સાસ્વાદન ગુણસ્થાનની પ્રાપ્તિ થાય છે. એક બીજો એવો ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ જીવ લો કે જેણે અનંતાનુબંધી ચતુષ્કની વિસંયોજના કરી હોય. આવા જીવને બીજા ગુણસ્થાનની પ્રાપ્તિ ત્યારે જ થઇ શકે જ્યારે અનંતાનુબંધી ચતુષ્કની સત્તા થાય અને તેમાંથી કોઈ પણ એક પ્રકૃતિની ઉદીરણા થતી હોય. અનંતાનુબંધી ચતુષ્કની સત્તા અને તેમાંથી કોઈ પણ એક પ્રકૃતિની ઉદીરણા ત્યારે થઈ શકે જ્યારે સાસ્વાદન ગુણ સ્થાનની ઉપલબ્ધિ હોય. આથી સ્પષ્ટ જ છે કે સાસ્વાદન ગુણસ્થાનની પ્રાપ્તિનું કારણ (નિમિત્ત) અનંતાનુબંધીની ઉદીરણા છે અને અનંતાનુબંધીના સત્વની સાથે ઉદીરણાનું નિમિત્ત અન્ય પરિણામો સાથે સાસ્વાદન ગુણસ્થાન પણ છે. છતાં પણ આવા જીવને સાસ્વાદન ગુણસ્થાનની પ્રાપ્તિ કયા નિમિત્તથી થાય છે એ બતાવવાનું જ પ્રયોજન હોવાથી એમ કહી શકાય કે, અનંતાનુબંધી ચતુષ્કમાંથી કોઇ એક પ્રકૃતિની ઉદીરણાના નિમિત્તથી તે થાય છે. આને વધારે સ્પષ્ટ કરવા માટે દ્વયણુકના સ્કંધનું ઉદાહરણ પણ લઇ શકાય છે. કારણ દ્વયણુકના બન્ને પરમાણુ પોતપોતાની બંધપર્યાયની ઉત્પત્તિ પરત્વે ઉપાદાન થઈને પણ પરસ્પર બન્નેમાં નિમિત્ત નૈમિત્તિક ભાવ પણ છે.

આમ છતાં નિમિત્તને પ્રધાનતા આપી કાર્યની ઉત્પત્તિને સ્વીકારનારા ઉપાદાન કારણના સાક્ષાત્ રહસ્યને ન સ્વીકારી આવી શંકા કરે છે કે, ખાણથી લાવેલી માટીમાંથી ઘટની ઉત્પત્તિ ઉપર બતાવેલા ક્રમ પ્રમાણે જ થશે એમાં શંકા નથી; પરંતુ ખાણમાંથી લાવેલી અમુક જ માટી ઘટનું ઉપાદાન થશે, અને અમુક માટી ઘટને બદલે શકોરાનું ઉપાદાન થશે. આ બધું માટી ઉપર આધારિત નથી, પણ આ બધાનો આધાર કુંભાર પર છે. કુંભાર જે માટીથી ઘટનું નિર્માણ કરવા માંગશે તે માટી ઘટરૂપે પરિણમશે, અને જે માટીથી શકોરાં બનાવવાનો નિર્ણય લેશે તે

શકોરામાં પરિવર્તિત થશે. એટલે એમ લાગે છે કે, કાર્યની ઉત્પત્તિ ઉપાદાન સાપેક્ષ હોવા છતાં તે નિમિત્તને અનુસરીને થાય છે. એટલું જ નહિ, જો કોઇ વિશિષ્ટ ઘટની નિષ્પત્તિ અભીપ્સિત હોય તો તે માટે વિશિષ્ટ કુંભારના શરણની પણ અપેક્ષા હોય છે. જો વિશિષ્ટ માટી માત્રથી ઘટની નિષ્પત્તિ થઈ જતી હોય તો કુશળ કુંભાર કારીગરને શોધવાની જરૂર જ ન રહે. એટલે જગતમાં યોગ્ય ઉપાદાન સામગ્રી સાથે યોગ્ય અને નિષ્ણાત કારીગરનો પણ વિચાર કરવો પડે છે. આવો સુયોગ્ય સુમેળ થવાને કારણે કાર્ય પણ વિશિષ્ટ બને છે. આથી સિદ્ધ થાય છે કે કાર્યની ઉત્પત્તિ ઉપાદાન સાપેક્ષ હોવા છતાં નિમિત્તને અનુસરીને થાય છે. નિષ્કર્ષ એ છે કે, કયા સમયે કયા દ્રવ્યની કઈ પર્યાય થવી તે માત્ર ઉપાદાન પર આધારિત નથી, તેનો આધાર તો નિમિત્તાધીન છે. નિમિત્તની સાર્થકતા પણ આમાં જ છે, અન્યથા નિમિત્તના સ્વીકારનો કોઇ અર્થ જ નથી.

નિમિત્તવાદી તરફથી ઊઠાવવામાં આવેલી આ શંકા નિમિત્ત–નૈમિત્તિક સંબંધ અને ઉપાદાન–ઉપાદેય સંબંધના તાત્ત્વિક રહસ્યોને ન સમજી શકવાના કારણે છે. ઉપાદાનના સ્વરૂપનું વિધાન કરતાં ઉપર્યુક્ત શંકાનું નિરસન સહજ થઈ જાય છે. કારણ તેનાં સ્વરૂપનો ઉલ્લેખ કરતાં અગાઉ કહ્યું છે કે, અનંતર પૂર્વ સમયના ઉપાદાનને અનુસરી અનંતર ઉત્તરક્ષણમા તેવાં જ કાર્યનો ઉત્પાદ થશે. નિમિત્ત તેને અન્યથા ન પરિણમાવી શકે. છતાં નિમિત્ત દૃષ્ટિએ સમાધાન કરવા માટે બધી જાતનાં નિમિત્તોનો વિચાર કરવો પડશે. જગતમાં ગણાતાં નિમિત્તોનું વર્ગીકરણ આ ત્રણ પ્રકારોમાં યથાસંભવ થઈ શકે છે–

(૧) એવાં નિમિત્તો જે સ્વયં નિષ્ક્રિય છે. જેમકે–ધર્મ, અધર્મ, આકાશ અને કાળ દ્રવ્ય.

(૨) એવાં નિમિત્ત જે સક્રિય હોવા છતાં પણ ઇચ્છા, પ્રયત્ન અને કારણસાકલ્યના જ્ઞાનથી રહિત હોય છે. જેમકે–મેઘ, વીજળી, વાયુ કર્મ, નો કર્મ.

(૩) એવાં પણ નિમિત્ત છે જે ઇચ્છા, પ્રયત્ન અને કારકસાકલ્યના જ્ઞાનથી યુક્ત હોય છે. જેમકે–મનુષ્ય આદિ.

આ ત્રણે પ્રકારનાં નિમિત્તો કઈ રીતે કાર્યોત્પત્તિમાં નિમિત્ત થાય છે તેનો ક્રમશઃ વિચાર કરીએ.

(૧) જે નિષ્ક્રિય પદાર્થો છે તે બધા પ્રકારનાં કાર્યોમાં નિમિત્ત નથી થતાં પરંતુ તેમનામાં જેવાં પ્રકારનાં કાર્યોમાં નિમિત્ત થવાની પોતાના ગુણાનુસાર યોગ્યતા હોય છે, તે જ કાર્યોમાં તે નિમિત્ત થાય છે. જેમકે, ધર્માસ્તિકાયમાં ગતિ હેતુત્વ ગુણ છે. એટલે તે ગતિ પરિણત જીવો અને પુદ્ગલોની ગતિમાં નિમિત્ત થાય છે. અધર્માસ્તિકાયમાં સ્થિતિ હેતુત્વ ગુણ છે એટલે સ્થિત થવા માંગતાં જીવો અને પુદ્ગલોની સ્થિતિમાં નિમિત્ત થાય છે. કાળ દ્રવ્યમાં વર્તનાગુણ છે એટલે તે પરિણમન કરતા જીવાદિ દ્રવ્યોના ઉત્પાદ–વ્યયમાં નિમિત્ત થાય છે અને આકાશ

દ્રવ્યમાં અવગાહન આપવાનો ગુણ છે એટલે નિમિત્ત હોવા છતાં પણ એ દ્રવ્યોને અનુસરીને જ તે કાર્ય થાય છે એમ નથી; પરંતુ યથાયોગ્ય જીવાદિ દ્રવ્યોની જ્યારે ગતિ આદિ ક્રિયાઓ થાય છે ત્યારે તે તે દ્રવ્યો નિમિત્ત થાય છે.

(૨) બીજા પ્રકારના જે નિમિત્તો છે તે ઇચ્છા, પ્રયત્ન અને કારક સાકલ્યના જ્ઞાનથી રહિત હોવા છતાં પણ સક્રિય હોય છે. પરંતુ એટલા માત્રથી તેમની સક્રિયતા મુજબ, અન્ય દ્રવ્યોનું પરિણમન થાય છે એમ કહી શકાય નહિ. જળ સ્વયં ક્રિયાવાન અવશ્ય છે અને માછલાંની ગતિક્રિયામાં નિમિત્ત પણ છે; પરંતુ આનો અર્થ એ નથી કે, જે દિશામાં જળનો પ્રવાહ છે તે જ દિશામાં માછલાંનું ગમન થશે. તેમજ આનો અર્થ એ પણ નથી કે જળ માછલાંનાં ગમનમાં નિમિત્ત છે. એટલે જળમાં સદા માછલાંનું ગમન થતું જ રહેશે. હાં, આનું તાત્પર્ય એટલું જ છે કે, જ્યારે માછલું ગમન કરશે ત્યારે જળ તેની ગતિ ક્રિયામાં નિમિત્ત થશે. માછલું ક્યારે ગતિ કરે અને ક્યારે ગતિ ન કરે તેનો આધાર જળ ઉપર આધારિત નથી, પરંતુ માછલા ઉપર અવલંબિત છે.

જળની માફક વૃક્ષની છાયાનો પણ દાખલો લઈ શકાય છે. છાયા ક્રિયાવાન પદાર્થ છે. અને વટેમાર્ગુની સ્થિતિમાં નિમિત્ત પણ હોય છે. પરંતુ આનો અર્થ એ નથી કે વૃક્ષની છાયા મળતાંની સાથે વટેમાર્ગુને પણ રોકાઈ જ જવું પડે. આનો અર્થ આટલો જ છે કે, કોઈ થાકયોપાકયો પથિક વિશ્રાંતિની ભાવનાથી વૃક્ષનો આશ્રય લઈ રોકાવા ઈચ્છે તો તે વખતે છાયા નિમિત્તની ગરજ સારી શકે છે.

સારાંશ એ છે કે, કાર્યની ઉત્પત્તિ તો ઉપાદાન અનુસાર જ હોય છે. પરંતુ તેમાં જે ક્રિયાવાન પદાર્થો નિમિત્ત થાય છે તેમની તે નિમિત્તતા ધર્માદિ દ્રવ્યોની જેમ જ જાણવી જોઈએ.

તમે શંકા કરશો કે, ધર્માદિ દ્રવ્ય નિષ્ક્રિય છે એટલે તે જીવો અને પુદ્ગલોની ગતિ આદિમાં હેતુ નથી થઈ શકતા. કારણ જળાદિ પદાર્થો ક્રિયાવાન થઈને જ માછલાં આદિની ગતિમાં નિમિત્ત દેખાય છે.

આ શંકાનું સમાધાન એ છે કે, આ કાંઈ દોષ નથી. કારણ ચક્ષુરિન્દ્રિયની માફક આ બળાધાનમાં નિમિત્ત છે. જેમ રૂપની ઉપલબ્ધિમાં ચક્ષુ નિમિત્ત છે પરંતુ જેનું મન વ્યાક્ષિપ્ત છે તેને ચક્ષુ આદિ ઈન્દ્રિયોના હોવા છતાં પણ રૂપનું ગ્રહણ થતું નથી તેમ પ્રકૃતમાં પણ જાણવું. તાત્પર્ય એ છે કે, કાર્યોત્પત્તિ વખતે બળનું આધાન સ્વયં ઉપાદાન હોય છે; પરંતુ નિમિત્ત અન્ય દ્રવ્ય થાય છે.

સક્રિય પદાર્થો પણ નિષ્ક્રિય ધર્માદિ દ્રવ્યોની માફક જ નિમિત્ત હોય છે. જે રીતે જીવ અને પુદ્ગલ દ્રવ્ય જ્યારે સ્વયં ગતિ આદિ પરિણામથી પરિણત થાય છે ત્યારે ધર્માદિ દ્રવ્ય સ્વયં તે ગતિ આદિ પરિણામમાં નિમિત્ત થાય છે. એવી જ રીતે અન્ય દ્રવ્યો જ્યારે સ્વયં

ક્રિયા આદિ પરિણામોથી પરિણત થાય છે ત્યારે તદ્‌ભિન્ન અન્ય 'દ્રવ્ય સ્વયં' તેમાં નિમિત્ત થાય છે. દ્વાદશાનુપેક્ષામાં સ્વામી કાર્તિકેયે ઉક્ત અભિપ્રાયને સમર્થન આપતાં જણાવ્યું છે કે-

णिय णिय परिमाणं णिय-णिय दव्वंपि कारणं होरि ।
अण्णं बाहिर दव्वं णिमित्तमत्त वियाणेह ॥

બધા દ્રવ્યો પોતપોતાના પરિણમનના ઉપાદાન પ્રધાન-મુખ્ય કારણ હોય છે. અન્ય બાહ્ય દ્રવ્યને માત્ર નિમિત્ત જ જાણવું જોઇએ.

આ તો ઉપાદાન-નિમિત્તની ભૂમિકારૂપે કથન કરેલ છે. વિષયની ગંભીરતાને અનુલક્ષી આ વિષય યોગ્ય રીતે લંબાશે એમાં શંકા નથી. આજે તો આટલેથી જ અટકીએ છીએ. આજે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની વાત ઉપાદાન-નિમિત્તની ગંભીરતામાં કહેવી રહી જાય છે, તો તે વિષે આવતી કાલે વધારે વાત કરીશું.

## ઉપાદાન-નિમિત્ત સમીક્ષા

બે નિમિત્તોનું વિવેચન ગઇકાલના પ્રવચનમાં થઈ ગયું છે. આજે ત્રીજા નિમિત્તના સંબંધમાં યોગ્ય રીતે વિચાર કરીશું. તે મુજબ ત્રીજા નિમિત્તમાં ઇચ્છા, પ્રયત્ન અને કારક સાકલ્યના જ્ઞાનથી યુક્ત મનુષ્યાદિનો સમાવેશ થાય છે. ગઇકાલે મેં ક્રિયાવાન નિમિત્તોને લક્ષ્ય કરી જે કાંઈ કહ્યું છે તે પ્રકૃતમાં પણ ઉપયોગી છે. આમ છતાં જો એમ કહેવામાં આવે કે, અન્ય દ્રવ્યોનાં કાર્યો પરત્વે ક્રિયાવાન નિમિત્તોનો પ્રયત્ન ઇચ્છાપૂર્વક હોય છે, તો આ પણ વિચારવું જોઇશે કે, પોતાના ઇચ્છાપૂર્વકના પ્રયત્ન વડે તે કયા પ્રકારના કાર્યની ઉત્પત્તિમાં પ્રેરક કારણ છે? શું જે દ્રવ્ય વિવક્ષિત કાર્યરૂપથી પરિણમી રહ્યું છે તેને કાર્યરૂપમાં પરિણમન કરવામાં તેઓ નિમિત્ત કારણ છે? અથવા જે દ્રવ્ય વિવક્ષિત કાર્યરૂપથી પરિણમી રહ્યું નથી તેને વિવક્ષિત કાર્યરૂપથી પરિણમાવવામાં તેઓ પ્રેરક કારણ છે? પ્રથમ પક્ષને સ્વીકારવામાં તો તેમની અંશમાત્ર પણ પ્રેરકતા સિદ્ધ થતી નથી. કારણ, જે દ્રવ્ય સ્વયં કાર્યરૂપમાં પરિણમન થઈ રહ્યું છે તેમાં તેમણે શું કર્યું કે જેથી તેમની પ્રેરકતા સિદ્ધ થાય? દ્રવ્ય પોતાની મેળે જ પરિણમી રહ્યું છે તેથી તેમાં તેમને કાંઇ કરવાપણું રહેતું નથી.

બીજા પક્ષને સ્વીકારવાથી જે દ્રવ્ય સ્વયં વિવક્ષિત કાર્યરૂપથી પરિણમી રહ્યું નથી તેને શું બીજા કોઈ વિવક્ષિત કાર્યરૂપથી પરિણમાવી શકશે ખરા? દાખલા તરીકે, બાવળ વાવવામાં આવે અને આપણે ઇચ્છીએ કે તે આંબો થઈ જાય, તો શું તે આપણી અભિલાષા માત્રથી અથવા અભિલાષા મુજબના આપણા પ્રયત્નથી, આંબો થઈ જશે ખરો? નિમિત્તવાદીઓએ પણ આ સત્ય સ્વીકારવું જ પડશે કે, બાવળ વાવીને આંબો થઈ શકે નહિ. આમ જ્યારે બાવળમાથી

આંખો થઈ શકતો નથી ત્યારે અન્ય દ્રવ્યોને પણ આપણી ઇચ્છા પ્રમાણે આપણે પરિણમાવી શકતા નથી.

કદાચ નિમિત્તવાદી કહે કે વિવક્ષિત દ્રવ્યથી કાર્ય તો જે થવાનું છે તે જ થશે; પરંતુ આપણે માત્ર તે કાર્ય આગળ-પાછળ થાય તેટલું કરી શકીએ. દાખલા તરીકે, જે કેરી પંદર દિવસ પછી પાકે એમ છે, તેને પ્રયત્ન વિશેષથી પંદર દિવસ પહેલાં પકવી શકીએ; અને જે ફળ અઠવાડિયામાં બગડી જવાનું હોય તેને રેફ્રિજરેટર આદિ સાધનોની મદદથી ચાર માસ સુધી સુરક્ષિત રાખી શકીએ. નિમિત્તવાદીની આ દલીલમાં પણ કોઈ સાર નથી. કારણ તિર્યંક પ્રચયરૂપથી અવસ્થિત દ્રવ્યનો એક પ્રદેશ તેના જ અન્ય પ્રદેશરૂપ થઈ શકતો નથી. એક ગુણ અન્ય ગુણ રૂપ થઈ શકતો નથી, અથવા એક દ્રવ્યના પ્રદેશ અન્ય દ્રવ્યના પ્રદેશરૂપ થઈ શકતા નથી. એક દ્રવ્યના ગુણ અન્ય દ્રવ્યના ગુણરૂપ થઈ શકતા નથી. તેમજ દરેક દ્રવ્યની ઊર્ધ્વ પ્રચયરૂપથી અવસ્થિત પર્યાયોમા પણ પરિવર્તન સંભવિત નથી. દરેક દ્રવ્યની પર્યાયો અને ગુણ પર્યાયો સમાન છે. તેમાંથી જે પર્યાયનો જે સ્વકાળ છે તે કાળે જ તે પર્યાય થાય છે.

ઉપલક દૃષ્ટિએ વિચાર કરવાથી એવો પ્રશ્ન થાય છે કે, જે કેરી પંદર દિવસ પછી પાકવાની હતી તેને આપણે પંદર દિવસ પહેલાં પકવી નાખી, પરંતુ વચગાળાના પંદર દિવસમાં કેરીની જે પર્યાયો થવાની હતી, તે નિમિત્તવાદીના કથન મુજબ, આપણા પ્રયોગ વિશેષથી ન થવા પામી, તેનું શું થયું ? તે બધી પર્યાયો થયા વગર જ અતીત થઈ ગઈ કે તે પર્યાયો હવે ભવિષ્યમાં થશે ? થયા વગર તે અતીત થઈ ગઈ એમ કહી શકાય નહિ, કારણ જે વસ્તુ થઈ જ નથી તે અતીત કેમ થઇ શકે ? ભવિષ્યમાં થશે એમ કહેવુ પણ બરાબર નથી. કારણ, આમ માનવાથી કોઇ પણ પર્યાયનો સ્વકાળ થશે નહિ. કારણ તે કેવળ એક જ પર્યાયનો પ્રશ્ન નથી, ભવિષ્યમાં આવનારી અનંત પર્યાયોનો તે પ્રશ્ન છે. કારણ, કોઇ પણ એક વિવક્ષિત પર્યાય જો સ્વકાળમાં ન થાય, તો બધા જીવો અને પુદ્‌ગલોના પર્યાયોના સ્વકાળનો નિયમ રહેતો નથી એટલું જ નહિ, પરંતુ અકાળ પાક આદિના આશ્રયથી જે પર્યાયોની અવસ્થિતિ તેઓ વચમાં માનતા નથી તે બધી પર્યાયોનો અભાવ થઇ જતાં, બધાં દ્રવ્યોનો પર્યાયો કાળ દ્રવ્યના પર્યાયો જેવી છે એ વ્યવસ્થા પણ રહે નહિ. આ વસ્તુ પણ બરાબર નથી. જ્યારે એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે, દરેક કાર્યની ઉત્પત્તિ પોતાનાં ઉપાદાન મુજબ જ થાય છે, ત્યારે નિમિત્તોને અનુસરી આગળ પાછળ કાર્યોનું પરિણમન માનવું તે નિતાંત અસંગત છે. આચાર્ય શ્રી કુન્દકુન્દે સમય પ્રાભૃતમાં કહેલ છે કે-

अण्ण दविएण अण्णदव्वस्स ण कीरऐ गुणुप्पाओ ।
तम्हा उ सव्व दव्वा उप्पज्जते सहावेण ॥

અન્ય દ્રવ્ય વડે અન્ય દ્રવ્યના ગુણ-વિશેષતાનો ઉત્પાદ કરી શકાય નહિ. એટલે બધા જ દ્રવ્યો પોતપોતાના સ્વભાવથી જ ઉત્પન્ન થાય છે.

આ વિષયને જ જરા સરળતાપૂર્વક વધારે સ્પષ્ટ કરવા પ્રયત્ન કરૂં છું. તે મુજબ, જગતના જીવો સમક્ષ મુખ્ય બે પ્રશ્નો છે. પ્રથમ પ્રશ્ન તો એ છે કે, તે વર્તમાનકાળમાં પરતંત્ર કેમ થઈ રહ્યો છે? શું તે પોતાની નબળાઇના કારણે પરતંત્ર છે? અથવા કર્મોની બલવત્તાનાં કારણે પરતંત્ર છે? બીજો પ્રશ્ન એ છે કે, આ પરતંત્રતાથી મુક્ત થઇ તે સ્વતંત્ર કેવી રીતે થશે? અન્ય નિમિત્ત કારણો તેને સ્વતંત્ર બનાવશે કે તે પોતે પોતાના જ પુરુષાર્થ વડે સ્વતંત્ર થશે? આ બન્ને પ્રશ્નોના જવાબથી જૈનદર્શનમાન્ય ઉપાદાન-નિમિત્ત પર થોડો વધારે પ્રકાશ પાડી શકાશે.

દરેક વિચારશીલ માણસ કે જે જૈનદર્શનના માત્ર એકડાને જ ભલે જાણતો હોય, છતાં આ વાત તો તે સ્વીકારે જ છે કે, જૈનદર્શનમાં જેટલા જડ-ચેતન દ્રવ્યોનો સ્વીકાર છે તે બધા પોતપોતાના સ્વતંત્ર વ્યક્તિત્વને લઈને પ્રતિષ્ઠિત છે. એક દ્રવ્ય બીજા દ્રવ્યને પોતાનો નાનકડો ભાગ પણ આપી શકતું નથી. જે દ્રવ્યનું જે વ્યક્તિત્વ અનાદિકાળથી પ્રતિષ્ઠિત છે તેમાં બીજું દ્રવ્ય જરા જેટલી પણ હીનાધિકતા કરી શકતું નથી. આ જૈનદર્શનના અસંદિગ્ધ સિદ્ધાંતો છે. આ સિદ્ધાંત અન્વયે પ્રત્યેક દ્રવ્યના ઉત્પાદ વ્યયરૂપ કાર્યના સંબંધમાં વિચાર કરવાથી વિદિત થાય છે કે, જે દ્રવ્યમાં જે સ્વભાવ અથવા વિભાવરૂપ કાર્ય થાય છે તે પોતાના પરિણમન સ્વભાવના કારણે થાય છે તેમજ ઉપાદાન શક્તિના બળથી જ થાય છે. બીજુ કોઈ દ્રવ્ય તેને ઉત્પન્ન કરે ત્યારે જ તેનું સ્વભાવ અથવા વિભાવરૂપ કાર્ય થાય છે તેમ નથી. કારણ અન્ય દ્રવ્યથી તેની ઉત્પત્તિ માનવાથી પણ દ્રવ્યના પરિણમન સ્વભાવની સિદ્ધિ થતી નથી, અને એક દ્રવ્ય બીજા દ્રવ્યને પોતાનો અંશપણ આપી શકતું નથી. આ સત્યનું સમર્થન પણ કરી શકાય નહિ. એટલે જ્યાં સુધી પ્રત્યેક દ્રવ્યના પરિણમન સ્વભાવનો પ્રશ્ન છે અને જ્યાં સુધી તેના સ્વતંત્ર વ્યક્તિત્વનો સવાલ છે ત્યાં સુધી એમ જ માનવું ઉચિત છે કે પ્રત્યેક દ્રવ્યમાં જે ઉત્પાદ-વ્યયરૂપ કાર્ય થાય છે તેમાં દ્રવ્ય સ્વાધીન છે. આવી માન્યતા પારમાર્થિક સત્ય અને વસ્તુ સ્વભાવને અનુરૂપ પણ છે. આમાં કોઈપણ પ્રકારની શંકાને અવકાશ નથી. કારણ, તેમ શંકા કરવા જતાં દરેક દ્રવ્યના પરિણમન સ્વભાવ અને સ્વતંત્ર વ્યક્તિત્વની અવહેલના થશે જે કોઇપણ રીતે ઉચિત નથી. કારણ, આ તથ્યોની અવહેલનાથી છએ દ્રવ્યો અને તેના ભેદ-પ્રભેદોની આખી વ્યવસ્થા વિકૃત થઈ જશે. છતાં જૈન દર્શનમાં પ્રત્યેક કાર્યની ઉત્પત્તિમાં નિમિત્તોનો સ્વીકાર થએલ છે તેનું કારણ આ પ્રમાણે છે.

દરેક દ્રવ્યના પોતપોતાના સમર્થ ઉપાદાન અનુસાર, પ્રત્યેક સમયમાં કાર્ય થતી વખતે, અન્ય દ્રવ્યની પર્યાય તેના બલાધાનમાં સ્વયં નિમિત્ત થાય છે. પોતાના પરિણમન સ્વભાવ અને સ્વતંત્ર વ્યક્તિત્તના કારણે બલાધાન કરી, કાર્યને સ્વયં ઉપાદાન કરે છે. હાં, કાર્યની ઉત્પત્તિ માટે ઉપાદાન કે જે બળનું આધાન કરે છે તેમાં અન્ય દ્રવ્યની પર્યાય સ્વયં નિમિત્ત થઈ જાય છે. આ વસ્તુસ્થિતિ છે છતાં નિમિત્તની મુખ્યતા માટે આવા તર્કો કરી શકાય છે.

(૧) ઉપાદાન હોય પરંતુ નિમિત્ત ન હોય તો કાર્ય થઇ શકે નહિ.

(૨) સમર્થ ઉપાદાન હોય, પરંતુ બાધક સામગ્રી આવી જાય તો કાર્ય નહિ થશે.

(૩) સમર્થ ઉપાદાન હોય, નિમિત્ત પણ હોય. પરંતુ બાધક કારણ આવી જાય તો કાર્ય થશે નહિ.

આ ત્રણ તર્કો છે. પરંતુ ત્રીજા તર્કમાં ઉપર્યુક્ત બંને તર્કો અન્તર્નિવિષ્ટ થઇ જાય છે. એટલે ત્રીજા તર્કના સંબંધમાં સ્પષ્ટતાપૂર્વક વિચાર કરવાથી બાકીના બે તર્કોનો ઉત્તર પણ અવશ્ય આવી જાય છે.

સમર્થ ઉપાદાન અને લોકમાં આવશ્યક ગણાતાં નિમિત્તોની ઉપલબ્ધિ છતાં જો બાધક સામગ્રીથી કાર્યોત્પત્તિમાં અવરોધ ઊભો થઈ જાય, તો શું વિવક્ષિત દ્રવ્ય બાધક સામગ્રીના કારણે, પોતાના પરિણમન સ્વભાવને છોડી દે છે ખરૂં ? જો આપણે કહીએ કે, દ્રવ્યમાં પરિણમન તો ત્યારે પણ હોય જ છે; કારણ પરિણમન એ તો દ્રવ્યનો સ્વભાવ છે અને જે જેનો સ્વભાવ હોય તે તેને છોડી પણ કેમ શકે, તો આપણે પૂછી શકીએ કે, જેને તમે બાધક સામગ્રી કહો છો. તે કયા કાર્યની બાધક માનીને કહો છો ? જો જવાબમા કહે કે જે કાર્ય અમે તેમાંથી જન્માવવા માંગતા હતા તે થયું નહિ એટલે અમે આમ કહીએ છીએ. તો પછી તમે જ વિચાર કરો કે, તે બાધક સામગ્રી તે દ્રવ્યના ભવિષ્યના કાર્યની બાધક થઇ કે તમારા સંકલ્પની ? વિચાર કરવાથી સ્પષ્ટ જણાય છે કે, તે બાધક સામગ્રી વિવક્ષિત દ્રવ્યના કાર્યની બાધક તો ત્રિકાલમાં પણ નથી. હાં, તમે તે દ્રવ્યનું પરિણમન જે રીતે ઇચ્છતા હતા તે રીતે ન થયું એટલું જ. આ કારણથી તમે તેને વિવક્ષિત દ્રવ્યના કાર્યની બાધક સામગ્રી ગણો છો તે તમારી મૂળમા જ ભૂલ છે. આ જ ભૂલને સમજવાની છે અને તેને દૂર કરવાની છે. વસ્તુતઃ તે સમયે તે દ્રવ્યનું પરિણમન જ તમારા સંકલ્પ અનુસાર ન થતાં, પોતાનાં ઉપાદાન મુજબ થયું, તેથી તમે તમારા મનથી તેને બાધક સામગ્રી માની લીધી હતી અને તે વખતે તે પ્રકારના પરિણમનમાં તે નિમિત્ત થઇ ગઇ.

તાત્પર્ય એ છે કે, દરેક સમયમાં કાર્ય તો પોતાના ઉપાદાન અનુસાર હોય છે અને તે વખતે જે બાહ્ય સામગ્રી ઉપસ્થિત હોય છે તે જ તેમા નિમિત્ત થઇ જાય છે. નિમિત્ત સ્વયં કોઇ દ્રવ્યના કોઇ કાર્યને કરતું નથી. દાખલા તરીકે, એક વિદ્યાર્થી દીપકના પ્રકાશમાં અભ્યાસ કરી રહ્યો છે. તો વિચાર કરો કે તે વિદ્યાર્થી સ્વયં ભણી રહ્યો છે કે દીપક તેને ભણાવી રહ્યો છે ? દીપક ભણાવી રહ્યો છે એમ તો કહી શકાય નહિ. કારણ એમ માનવા જતાં દીપક દૂરી ન જાય ત્યાં સુધી તેનું ભણવું-વાચવું અટકવું ન જોઇએ. પરંતુ આપણે જોઇએ છીએ કે, દીપકના સદ્ભાવમા પણ ક્યારેક તે વાંચે છે અને ક્યારેક તે બીજું કાર્ય પણ કરવા લાગે છે. આથી પ્રતીત થાય છે કે, દીપક તો નિમિત્ત માત્ર છે. વસ્તુતઃ તે સ્વયં વાચે છે; દીપક તેને બલાત્ વંચાવતો નથી. આ રીતે જે નિયમ દીપક માટે છે તે જ નિયમ બધા દ્રવ્યો માટે પણ છે તેમ માનવામા કશો જ વાંધો નથી. નિમિત્ત ભલે ક્રિયાવાન દ્રવ્ય હોય કે નિષ્ક્રિય દ્રવ્ય હોય, કાર્ય તો સદા ઉપાદાનને અનુસરીને જ થાય છે.

જૈનદર્શનમાં ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્‌ગલ અને જીવ આ નામથી ઓળખાતા છ દ્રવ્યો છે. તેમાં જીવ દ્રવ્ય અનંતાનંત છે. પુદ્‌ગલ દ્રવ્ય તેનાં કરતાં પણ અનંતગુણા છે અને ધર્મ, અધર્મ, આકાશાદિ એક એક દ્રવ્ય છે. દ્રવ્યના આ બધા ભેદોમાં દ્રવ્યનું લક્ષણ ઘટિત થઇ જાય છે એટલે આ છએ દ્રવ્યોને એક 'દ્રવ્ય' શબ્દથી અભિહિત કરેલ છે.

નિષ્કર્ષ એ છે કે, આ જગતમાં પોતાની સ્વતંત્ર સત્તાને સ્વીકારીને રહેલા જડ અને ચેતન રૂપ જેટલા પદાર્થો છે, તે બધા શકિતની અપેક્ષા ધ્રૌવ્ય સ્વભાવવાળા છે. અને પર્યાયની અપેક્ષાથી સ્વયં ઉત્પાદ-વિનાશને પામે છે. કર્મ જીવને બાંધે છે કે જીવ સ્વયં કર્મથી બંધાય છે? કર્મ જીવને ક્રોધાદિ રૂપે પરિણમાવે છે કે જીવ સ્વયં ક્રોધાદિ રૂપે પરિણમે છે? આ બન્ને પક્ષોમાંથી જૈન તત્ત્વજ્ઞાનને કયો પક્ષ ઇષ્ટ છે તેની દ્રવ્યાનુયોગના અનેક ગ્રંથોમાં તાત્ત્વિક અને માર્મિક મીમાંસા કરવામાં આવેલ છે. દ્રવ્યાનુયોગનો સ્પષ્ટ અભિપ્રાય છે કે, જો જીવ સ્વયં કર્મથી બંધાતો નથી અને સ્વયં ક્રોધાદિ રૂપમાં પરિણમન પણ કરતો નથી, તો જીવ સદા અપરિણામી રહેશે; અને જીવ જો અપરિણામી રહેશે તો સંસારનો અભાવ પ્રાપ્ત થશે અને સાંખ્યાભિમત માન્યતાની પુષ્ટિ થશે. આના જવાબમાં જીવ સ્વયં તો અપરિણામી છે, પરંતુ ક્રોધાદિભાવ રૂપથી ક્રોધાદિ કર્મો પરિણમાવી દે છે એમ કહેવું ઉચિત લાગતું નથી. કારણ જીવ જો સ્વભાવતઃ અપરિણામી હોય એટલે પરિણમન સ્વભાવવાળો જ ન હોય તો ક્રોધાદિ કર્મ તેને ક્રોધાદિ ભાવરૂપથી કેમ પરિણમાવી શકશે? આ દોષનો પરિહાર કરવા માટે જો જીવને સ્વયં પરિણમનશીલ માનવામા આવે, તો પછી ક્રોધાદિ કર્મ જીવને ક્રોધાદિ ભાવરૂપે પરિણમાવે છે એ કથન મિથ્યા બની જાય છે. સાથોસાથ આ ફલશ્રુતિ નિષ્પન્ન થાય છે કે, જીવ જ્યારે સ્વયં ક્રોધ રૂપથી પરિણમન કરે છે ત્યારે તે સ્વયં ક્રોધ છે; જ્યારે તે માનરૂપે પરિણમન કરે છે ત્યારે તે સ્વયં માન છે; જ્યારે તે સ્વયં માયા રૂપથી પરિણમન કરે છે ત્યારે તે સ્વયં માયા છે; અને જ્યારે સ્વયં લોભ રૂપથી પરિણમન કરે છે ત્યારે તે સ્વયં લોભ છે. પૂર્વાચાર્યોએ આની મીમાસા માત્ર જીવનો આશ્રય લઈને જ કરેલ નથી. કર્મવર્ગણાઓ જ્ઞાનાવરણાદિ કર્મ રૂપથી કેમ પરિણમન કરે છે?–આની મીમાંસા કરતાં પૂર્વાચાર્યોએ તેનું મુખ્ય કારણ પરિણામ સ્વભાવને જ બતાવેલ છે. એક દ્રવ્ય બીજા દ્રવ્યને કેમ નથી પરિણમાવી શકતું તેનાં કારણનો નિર્દેશ કરતાં કહેલ છે–

जो जम्हि गुणे दव्वे सो अण्णाम्हि दुण सकमदि दव्वे ।
सो अण्णम संकंता कह तं परिणामए दव्व ॥

જે જે દ્રવ્ય અને ગુણમાં રહે છે તે તેને છોડી, અન્ય દ્રવ્ય અથવા ગુણમાં કયારેય પણ સંક્રમિત થઇ શકે નહિ. જ્યારે તે અન્ય દ્રવ્ય અને ગુણમાં સંક્રમિત થતું નથી ત્યારે તે તેને કેમ પરિણમાવી શકે? અર્થાત્ ન જ પરિણમાવી શકે.

સારાંશ એ છે કે-લોકમાં જેટલાં કાર્યો થાય છે તે બધાં પોતાનાં ઉપાદાન અનુસાર થાય છે. ઉપાદાન 'ઘટ'નું હોય અને નિષ્પત્તિ 'પટ'ની થાય એ કથમપિ. સંભવિત નથી. ઘટના ઉપાદાનથી જો પટની ઉત્પત્તિ થવા લાગે તો લોકમાં ન પદાર્થોની વ્યવસ્થા રહેશે. કે ન તેના કાર્યોની વ્યવસ્થા રહેશે.

પ્રશ્ન એ થાય છે કે, જ્યારે પ્રત્યેક દ્રવ્ય પરિણમનશીલ છે ત્યારે તે દરેક સમયે પરિવર્તિત થઇ, અન્ય કેમ નથી થઇ જતું ? પ્રથમ સમયમાં જે દ્રવ્ય છે, તે જ્યારે બીજા સમયમાં બદલાઇ જાય ત્યારે તેને પ્રથમ સમયવર્તી દ્રવ્ય જ માનવું કેમ યુકિતસંગત છે ? એટલે યા તો એમ કહેવું જોઇએ કે કોઇ દ્રવ્ય પરિણમનશીલ નથી અથવા એમ માનવું જોઇએ કે પ્રથમ સમયમાં જે દ્રવ્ય છે તે બીજા સમયમાં નથી રહેતું. આનો જવાબ જૈનદર્શને સ્વીકારેલા 'સત્'ના સ્વરૂપ નિર્દેશ ઉપર ધ્યાન દેવાથી મળી રહે છે. જૈનદર્શને જો 'સત્'ને જ માત્ર પરિણમી માન્યું હોત, તો આ આપત્તિ અનિવાર્ય હોત; પરંતુ જૈનદર્શને 'સત્'ને માત્ર પરિણામસ્વભાવી ન માનતાં, સ્પષ્ટ જણાવેલ છે કે, પ્રત્યેક દ્રવ્ય પોતાનાં અન્વયરૂપ ધર્મના કારણે ધ્રુવ સ્વભાવી છે તેમજ ઉત્પાદ-વ્યયરૂપ ધર્મના કારણે પરિણામ સ્વભાવી પણ છે.

समवेदं खलु दव्वं संभव-ठिदि-णास सण्णि दट्ठे हिं।
एक्कम्हि चेव समये तम्हा दव्वं खु तत्तिदयं ॥

દ્રવ્ય એ જ સમયમાં ઉત્પત્તિ, સ્થિતિ અને વ્યય સંજ્ઞાવાળી પર્યાયોથી યુકત છે. અર્થાત્ તાદાત્મ્ય પામેલ છે. એટલે દ્રવ્ય નિયમથી ઉત્પાદ-વ્યય ધ્રૌવ્યરૂપ છે.

पाडुब्भवदि य अण्णो पज्जाओ पज्जओ वयदि अण्णो।
दव्वस्स तं पि दव्वं णेव पणट्ठं ण उप्पण्णं ॥

દ્રવ્યની અન્ય પર્યાય ઉત્પન્ન થાય છે, અન્ય પર્યાય વ્યય પામે છે છતાં દ્રવ્ય સ્વયં ન તો નષ્ટ થયું અને ન ઉત્પન્ન પણ થયું.

જો કે આ કથન થોડું વિલક્ષણ લાગે છે કે, દ્રવ્ય સ્વયં ઉત્પન્ન અને વિનષ્ટ થયા વગર પણ અન્ય પર્યાયરૂપથી કેમ ઉત્પન્ન થાય છે ? પરંતુ આમાં વિલક્ષણતાની વાત નથી. કારણ સત્ પોતાની સામાન્ય સ્વભાવની અપેક્ષાથી ઉત્પન્ન થતું નથી અને અન્વય ધર્મની અપેક્ષાથી વ્યય પણ થતું નથી. આમ છતાં ઉત્પાદ-વ્યય થાય જ છે તે પર્યાયની અપેક્ષાથી જાણવું જોઇએ. એટલે સત્ એક જ વસ્તુમાં ઉત્પાદાદિ ત્રણે રૂપ છે આ વાત સ્પષ્ટ સિદ્ધ થાય છે.

શ્રી કેશીકુમાર શ્રમણ પૂછે છે કે, જીવ અંધકારમાંથી નીકળીને પ્રકાશની પ્રથમ ક્ષીણ રેખા પણ જોઇ શકતો નથી. સત્યના પૂર્ણ પ્રકાશની ઉપલબ્ધિ ભલે ન થાય, છતાં અંધકારના વિરોધી પ્રકાશની એક ક્ષીણ રેખાના પણ જીવોને દર્શન થતા નથી, તો પછી આ બધા જીવો "तमसो मा ज्योतिर्गमय" ઊંડા અંધારેથી પ્રભુ ! પરમ તેજે તું લઇ જા, આમ આ પ્રગાઢતમ અંધકારમાં પ્રકાશનાં કિરણો ક્યાં મેળવશે ?

તેના જવાબમાં શ્રી ગૌતમસ્વામી જવાબ આપે છે—

उग्गओ विमलो भाणू सव्वलोगप्पभंकरो ।
सो करिस्सइ उज्जोयं सव्वलोगम्मि पाणिण ॥

સંપૂર્ણ જગતમાં પ્રકાશ કરનાર અને અજ્ઞાનરૂપ અંધકારને હરી લેનાર નિર્મળ અને પ્રખર સૂર્ય ઊગી ચૂક્યો છે. તે બધા જીવોને અજ્ઞાનના અંધારામાંથી પ્રકાશના દિવ્ય માર્ગે લાવશે. કારણ અંધારાનું પ્રકાશની સામે ટકી શકવાનું સામર્થ્ય નથી. અગાઢતમ અંધકારને દીપકની એક નાનકડી જ્યોતિ પણ હડસેલી શકે છે, ત્યારે આ લોકમાં પરમ તેજસ્વી તારક સૂર્યનો ઉદય થઇ ગયો છે એટલે અંધારામાં અટવાતાં પ્રાણીઓને અવશ્ય પ્રકાશનો માર્ગ મળશે.

## નિમિત્તની શાસ્ત્રીય મહત્તા

ગઇ કાલે 'સત્'ના સ્વરૂપ સંબંધેની વાત થઇ હતી. દાર્શનિક ગ્રંથોમાં તેનાં સ્વરૂપની સ્પષ્ટતા સુંદર દૃષ્ટાંતો સાથે કરવામાં આવેલ છે તે પણ હવે આપણે જોઇ જઇએ.

घट–मौलि–सुवर्णार्थी नाशोत्पादस्थितिष्वयम् ।
शोक–प्रमोद–माध्यस्थ्यं जनो याति सहेतुकम् ॥

ઘટને ઇચ્છતો એક માણસ સોનાના ઘટની પર્યાયનો નાશ થવાથી દુઃખી થાય છે અને મુકુટનો ઇચ્છુક બીજો માણસ સોનાના મુકુટની પર્યાયની ઉત્પત્તિ થવાથી હર્ષિત થાય છે. પરંતુ માત્ર સોનાનો જ ઇચ્છુક ત્રીજો માણસ, ઘટ પર્યાયનો નાશ અને મુકુટ પર્યાયની ઉત્પત્તિ થવા પર, દુઃખી પણ થતો નથી અને હર્ષિત પણ થતો નથી; પરંતુ મધ્યસ્થ રહે છે. આ ત્રણે માણસોનું સોનાના આશ્રયે થનારૂં આ કાર્ય અહેતુક નથી. આથી સિદ્ધ થાય છે કે સોનાની ઘટ પર્યાયનો નાશ અને મુકુટ પર્યાયની ઉત્પત્તિ થતી હોવા છતાં પણ સોનાનો નાશ પણ થતો નથી અને ઉત્પત્તિ પણ થતી નથી. સોનું પોતાની ઘટ, મુકુટ આદિ બધી અવસ્થાઓમાં સોનું જ બની રહે છે. આ જ વાતને પુષ્ટિ આપવા દાર્શનિકો બીજા દાખલાઓ આપે છે.

पयोव्रतो न दध्यत्ति न पयोऽत्ति दधिव्रतः ।
अगोरसव्रतो नो मे, तस्मात्तत्त्वं त्रयात्मकम् ॥

જેણે દૂધ પીવાનું વ્રત લીધું છે તે દહીં ખાતો નથી, જેણે દહીં ખાવાની પ્રતિજ્ઞા લીધી છે તે દૂધ પીતો નથી; પરંતુ જેણે ગોરસ સેવનનો જ ત્યાગ કર્યો છે તે દૂધ કે દહીં એમાંથી એકેયનો ઉપયોગ કરતો નથી. આથી સિદ્ધ થાય છે કે તત્ત્વ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ છે.

પોતપોતાની જાતિનો ત્યાગ ન કરતાં, ચેતન અને અચેતન દ્રવ્ય એ ઉભય નિમિત્તના વશથી અન્ય પર્યાયની પ્રાપ્તિ કરે તે ઉત્પાદ છે. જેમકે, માટીના પિંડની ઘટપર્યાય રૂપથી ઉત્પત્તિ થવી તે

ઉત્પાદ છે અને પૂર્વ પર્યાયનો નાશ થવો એ વ્યય છે. ઘટની ઉત્પત્તિ થવાથી પિંડરૂપ આકૃતિને નાશ તે વ્યય છે; પરંતુ અનાદિકાળથી ચાલ્યા આવતા પોતાના પારિણામિક સ્વભાવથી તે ન તે વ્યય થાય છે, કે ન તો ઉત્પાદ થાય છે પરંતુ તે સ્થિર રહે છે. આનું જ નામ ધ્રુવ છે ધ્રુવનો જ ભાવ અથવા કર્મ એ જ ધ્રૌવ્ય છે. તાત્પર્ય એ છે કે, જેમ પિંડ અને ઘટાદિ અવસ્થાઓમાં માટીનો અન્વય બરાબર ટકી રહે છે, એટલે એક માટી ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય સ્વભાવ છે તેવી જ રીતે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત અર્થાત્ તાદાત્મ્યને લઇ તે સત્ પણ છે.

ગઈકાલના અને અત્યારના આટલા વિવેચનથી સ્પષ્ટ થઇ જાય છે કે, ચેતન અને અચેત દ્રવ્યનું પ્રત્યેક સમયમાં જે પરિણમન થાય છે તે અન્ય કોઇથી કરાયેલું કાર્ય નહિ પરંતુ દ્રવ્યની પોતાની જ વિશેષતા છે. એક દ્રવ્યથી બીજા દ્રવ્યને પરિણમાવાનું નથી. પરિણમન દરેક દ્રવ્યનો સ્વભાવ છે. આ જ કારણે પ્રકૃતમાં પ્રત્યેક દ્રવ્યનું પરિણમન તેનાથી અલગ અન્ય દ્રવ્યનું કાર્ય નથી એ કહેવાઇ ગયું છે. આ રીતે દ્રવ્ય પર્યાય રૂપથી પરિણમન કરતું હોવા છતાં તે અનાદિકાલીન પારિણામિક સ્વભાવરૂપથી સ્થિર રહે છે. તેનો તે પરમ પારિણામિક ભાવ ન તો ઉત્પન્ન થાય છે કે ન તો. તે વ્યય પામે છે. આ પણ તેની પોતાની વિશેષતા જ છે. આ બન્ને વિશેષતાઓના સમુચ્ચયરૂપ દ્રવ્ય અથવા સત્ છે એ જ ગઈકાલના અને અત્યાર સુધીના પ્રવચનનું તાત્પર્ય છે.

આ રીતે યુક્તિ અને આગમથી આ વાત સિદ્ધ થઈ ગઈ છે કે, ચેતન અને અચેતન પ્રત્યેક દ્રવ્યનું ઉત્પન્ન થવું, નાશ થવું અને પરમ પારિમાણિક સ્વભાવમય અન્વયરૂપથી ઉત્પન્ન અને વિનષ્ટ થયા વગર જ સ્થિર રહેવું તે તેનો પોતાનો સ્વભાવ છે. અન્ય કોઇનું કાર્ય નથી. શાસ્ત્રોમાં ઠેકઠેકાણે છ દ્રવ્યો અને તેના લોકરૂપ કાર્યને અકૃત્રિમ અને અનાદિ નિધન કહેવાનું અને કર્તારૂપથી ઈશ્વરનો ઈન્કાર કરવાનું તાત્પર્ય પણ આ જ છે.

અહીં પ્રશ્ન થાય છે કે, જે રીતે દરેક પોતાના અન્વયરૂપ સ્વભાવથી અવસ્થિત છે અને તે બીજા કોઈનું કાર્ય નથી, તેવી જ રીતે પરિણમન કરવું એ પણ તેનો સ્વભાવ હોવાથી, માત્ર તે પોતાના આવા સ્વભાવનાં કારણે જ પરિણમન કરે છે, કે તેનાં આ પરિણમન રૂપકાર્યમાં તેનાથી ભિન્ન બીજાં કારણો પણ અપેક્ષિત હોય છે? આ સંબંધમાં જ્યાં સુધી શાસ્ત્રોનો સંબંધ છે ત્યાં સુધી તે તે દ્રવ્યના ઉકત સ્વભાવ સ્વીકારી લીધા પછી પણ દરેક કાર્યની ઉત્પત્તિમાં નિમિત્ત કારણોનું અસ્તિત્વ પણ સ્વીકારેલ છે. તત્ત્વાર્થ સૂત્રમાં એક દ્રવ્ય પોતાથી ભિન્ન બીજા દ્રવ્યનો શો ઉપકાર કરે છે તેનો નિર્દેશ કરતાં તેના રચયિતા ઉમાસ્વાતિ સ્વામી કહે છે–

गति स्थित्युग्रहौ धर्माधर्मयो रुपकारः ५–१७
आकाशस्यावगाह ५–१८
शरीरवाङ्मनः प्राणापानाः पुद्‌गलानाम् ५–१९
सुखदुःख जीवित मरणोपग्रहाश्च ५–२०

परस्परोपग्रहो जीवानाम् ५–२१
वर्तना परिणाम क्रियाः परत्वापरत्वे च कालस्य ५–२२

અર્થાત્–જીવ અને પુદ્ગલોની ગતિમાં નિમિત્ત થવું એ ધર્માસ્તિકાયનો ઉપકાર છે. જીવ અને પુદ્ગલોની સ્થિતિમાં નિમિત્ત થવું તે અધર્મ દ્રવ્યનો ઉપકાર છે. બધા દ્રવ્યોને અવકાશ આપવામાં નિમિત્ત થવું તે આકાશ દ્રવ્યનો ઉપકાર છે. શરીર, વચન, મન અને શ્વાસોચ્છ્વાસની રચના કરી તે વડે સંસારી જીવો માટે નિમિત્ત થવું તે પુદ્ગલ દ્રવ્યનો ઉપકાર છે. જીવોનાં સુખદુઃખ, જીવન અને મરણ સાથે અન્ય કાર્યોમાં નિમિત્ત થવું એ જીવોનો ઉપકાર છે. તેમ જ બધા દ્રવ્યોના યથાસંભવ વર્તના, પરિણામ, ક્રિયાપરત્વ અને અપરત્વમાં નિમિત્ત થવું એ કાળ દ્રવ્યનો ઉપકાર છે.

પ્રત્યેક દ્રવ્યના વિવક્ષિત કાર્ય થતી વખતે કયા કાર્યમાં, કયું દ્રવ્ય, કયા રૂપમાં નિમિત્ત થાય છે આ અર્થમાં અત્રે 'ઉપકાર' શબ્દ વિવક્ષિત છે. એક દ્રવ્ય બીજા દ્રવ્યમાં નિમિત્ત બને છે–આ તથ્ય શ્રી કુંદકુંદાચાર્યે સમય પ્રાભૃતમાં સ્પષ્ટ રૂપથી સ્વીકારેલ છે–

जीव परिणाम हेतुं कम्म त्त पुग्गला परिणमंति ।
पुग्गल कम्मणिमित्तं तहेवजीवो विपरिणमइ ॥

જીવના રાગદ્વેષ આદિ પરિણામોનાં નિમિત્તને લઈ પુદ્ગલ વર્ગણાઓ કર્મરૂપમાં પરિણત થાય છે અને પુદ્ગલ કર્મનાં નિમિત્તને પામી જીવ પણ રાગદ્વેષ આદિ વિભાવોમાં પરિણમે છે.

કાર્યનો ઉત્પાદ સહેતુક હોય છે. આ તથ્યને 'કાર્યોત્પાદઃ ક્ષયોહેતુઃ' આ શબ્દો વડે સ્વામી સમંતભદ્રે પણ સ્વીકારેલ છે. દ્રવ્યની પૂર્વપર્યાયનો ક્ષય અને ઉત્તર પર્યાયનો ઉત્પાદ એક હેતુક છે એ તેનું કહેવાનું તાત્પર્ય છે. એક હેતુક છે–આનો અર્થ ઉપાદાન હેતુક છે તેમ પણ હોઈ શકે અને નિમિત્ત હેતુક છે તેમ પણ થઈ શકે છે. આ વસ્તુની વધારે સ્પષ્ટતા કરતા કહેલ છે કે, કપાલોત્પાદ અને ઘટ વિનાશમાં એક હેતુપણાનો નિયમ દેખાય છે. એક જ માટી આદિ રૂપ ઉપાદાનથી ઘટ વિનાશ અને કપાલોત્પાદ રૂપ કાર્યની સિદ્ધિ થાય તથા એક મુદ્ગરાદિ રૂપ સહકારી કલાપથી ઘટ વિનાશ અને કપાલોત્પાદ રૂપ જ્ઞાન થાય છે.

પ્રાકૃતમાં એક હેતુ પદથી ઉપાદાનની સાથે નિમિત્તનું ગ્રહણ પણ ઇષ્ટ રહ્યું છે. કાર્યની સિદ્ધિ માત્ર દૈવ નિમિત્તક પણ નથી અને માત્ર પૌરુષ નિમિત્તક પણ નથી એમ સ્વામી સમંતભદ્રે બતાવ્યું છે. આ તથ્યનો નિર્દેશ કરતાં આગમ કહે છે–

अबुद्धि पूर्वापेक्षाया मिष्टानिष्टं सदैवत ।
बुद्धि पूर्वव्यपेक्षायामिष्टा निष्टं स्व पौरुषाव ॥

જો કે સંસારી જીવોના દરેક કાર્યોમાં દૈવ અને પૌરુષ બન્ને નિમિત્ત છે, પરંતુ જે ઇષ્ટ અને અનિષ્ટ કાર્ય અબુદ્ધિપૂર્વક થાય છે તેમાં દૈવની મુખ્યતા હોવાથી તે દૈવ નિમિત્ત કહેવાય છે

તેમજ જે ઇષ્ટ અને અનિષ્ટ કાર્ય બુદ્ધિપૂર્વક હોવાથી તેમાં પૌરુષની મુખ્યતા છે તેથી તે પૌરુષ નિમિત્તક કહેવાય.

જો કે દૈવનો અર્થ યોગ્યતા અને પૌરુષનો અર્થ બળ, વીર્ય એવો ઘણા કરે છે. એટલે આ શ્લોકનો અર્થ ઉપાદાન પરક પણ હોઈ શકે છે; પરંતુ આગમમાં નિમિત્તનો સ્વીકાર નિમિત્તક છે એ બતાવવાનું આ પ્રકરણનું પ્રયોજન છે.

આગમોમા દરેક ગતિમાં સમ્યક્ત્વની ઉત્પત્તિના બાહ્ય સાધનોનો નિર્દેશ કરતાં લખેલ છે કે, નારકીઓને જાતિસ્મરણ, ધર્મશ્રવણ અને વેદનાભિભવ આ ત્રણ બાહ્ય સાધનો સમ્યક્ત્વની ઉત્પત્તિમાં હોય છે. આ વ્યવસ્થા માત્ર ત્રણ નરક સુધી છે. પછીના નરકોમાં ધર્મશ્રવણ સાધન નથી. તિર્યંચોમાં સમ્યક્ત્વની ઉત્પત્તિમાં જાતિ સ્મરણ, ધર્મશ્રવણ અને જિનબિંબ દર્શનને કારણ માન્યા છે. સમ્યક્ત્વની ઉત્પત્તિનાં પણ આ જ ત્રણ સાધનો છે દેવોમાં સમ્યક્ત્વની ઉત્પત્તિનાં જાતિસ્મરણ, ધર્મશ્રવણ, જિનમહિમાદર્શન અને દેવર્દ્ધિદર્શન એ ચારને કારણ માન્યા છે. આ ચાર સાધનો ભવનવાસીઓથી માંડીને સહસ્રારના દેવો સુધી હોય છે. પછીના કલ્પોમા દેવર્દ્ધિદર્શન છોડી ત્રણ સાધનો હોય છે. અને નવ ગ્રૈવેયકમાં તો જાતિસ્મરણ અને ધર્મશ્રવણ આ બે જ સાધનો હોય છે. આ ષટ્ખંડાગમનાં જીવસ્થાન ચૂલિકાની વાત છે. આ જ ચૂલિકામાં ક્ષાયિક સમ્યક્ત્વની ઉત્પત્તિના બાહ્ય સાધન કેવળી અથવા શ્રુત કેવળીના સાન્નિધ્યને બતાવેલ છે.

જીવસ્થાન ચૂલિકાના આ કથનથી જણાય જાય છે કે, એક દ્રવ્ય બીજા દ્રવ્યના કાર્યમાં નિમિત્ત થાય છે. તત્ત્વાર્થ સૂત્રમા સમ્યગ્દર્શનની ઉત્પત્તિનો અંતરગ હેતુ શો છે એનો નિર્દેશ કરતા દર્શન મોહનીયના ક્ષય, ઉપશમ અને ક્ષયોપશમને જે કારણ બતાવેલ છે તે આ હેતુ નિસર્ગજ અને અધિગમજ બન્ને પ્રકારનાં સમ્યગ્દર્શનોની ઉત્પત્તિમાં સમાન છે. માત્ર બન્ને પ્રકારનાં સમ્યગ્દર્શનોમાં જો કોઈ ભેદ હોય તો તે બાહ્ય ઉપદેશના નિમિત્તથી થવા અને ન થવાની અપેક્ષાથી જ છે. તાત્પર્ય એ છે કે, અંતરંગ હેતુના સદ્‌ભાવમાં જે બાહ્ય ઉપદેશને નિમિત્ત કર્યા વગર થાય છે તે નિસર્ગજ સમ્યગ્દર્શન છે અને જે બાહ્ય ઉપદેશના નિમિત્તથી થાય છે તે અધિગમજ સમ્યગ્દર્શન છે.

સામાન્ય નિયમ એ છે કે, જે દ્રવ્ય, જે સમયે, જે રૂપે પરિણમન કરે છે તે સમયે, તે રૂપે, તે તન્મય થઈ જાય છે. શુભરૂપે પરિણત આત્મા શુભ હોય છે, અશુભરૂપે પરિણત આત્મા અશુભ હોય છે. અન્યથા દરેક દ્રવ્યનું પોતાની વર્તમાન પર્યાય સાથે તાદાત્મ્ય બની શકતું નથી. આત્માના સંસાર અને મુક્ત આ બે ભેદો આ જ કારણે હોય છે. સંસારી આત્માના નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવ, ક્રોધી, માની, માયાવી, લોભી, ઉપશમ સમ્યગ્દૃષ્ટિ, ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિ, ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ, મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની, અવધિજ્ઞાની, મનઃ પર્યવજ્ઞાની, ચક્ષુદર્શની,

અચક્ષુદર્શની, અવધિદર્શની મિથ્યાદૃષ્ટિ, સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ આદિ ભેદો પણ આ જ કારણે થાય છે. આ બધા ભેદો આત્માના છે. આ બધાને નોઆગમ ભાવરૂપ કહેવાનું કારણ પણ આ જ છે. એટલે જે સમયે આત્મા જેવા ભાવરૂપથી પરિણત થાય છે તે સમયે તે તન્મય થઈ જાય છે. આ સ્થિતિના સદ્ભાવમાં નારક આદિ ભાવોને પરભાવ કેમ કહેવાય છે? આનું કારણ એ નથી કે તે પર્યાય દૃષ્ટિથી પણ અભૂતાર્થ છે અથવા વસ્તુતઃ પૌદ્ગલિક છે. પરંતુ એનું કારણ માત્ર એનું નૈમિત્તિકપણું છે. આથી પણ એ જ ફલિત થાય છે કે આ ભાવોની ઉત્પત્તિમાં અન્ય પુદ્ગલ કર્મ અને બીજા દ્રવ્યાદિ પદાર્થ નિમિત્ત હોય છે. એટલે આ નૈમિત્તિક હોવાથી મોક્ષમાર્ગમાં પરભાવ કહેવાય છે.

કર્મ આત્માના રાગાદિભાવોના નિમિત્ત પામી આત્મા સાથે જોડાય છે. બંધદશામાં તેમની બંધ, ઉદય, ઉદીરણા, સત્ત્વ, ઉપશમ, ક્ષયોપશમ, ક્ષય, સંક્રમણ, ઉત્કર્ષણ, અપકર્ષણ, નિધત્તિ અને નિકાચિત આદિ વિવિધ અવસ્થાઓ હોય છે. જો કે કર્મોમાં આ બધી અવસ્થાઓનાં રૂપમાં પરિણત થવાની યોગ્યતા હોય છે એટલે તે તે અવસ્થાઓ રૂપે પરિણત થાય છે. છતા પણ આ બધાં કાર્યો જીવના રાગાદિ ભાવરૂપ નિમિત્તોના સદ્ભાવમાં જ થાય છે. આથી એક દ્રવ્યનાં કાર્યમાં બીજું દ્રવ્ય નિમિત્ત થાય છે એ એક હકીકત છે.

લોકમાં પણ ઘટ પટ આદિ કાર્યોની ઉત્પત્તિ નિમિત્તોના સદ્ભાવમાં દેખાય છે. તેથી એક સર્વ સામાન્ય નિયમ તારવી શકાય કે, લોકમાં જે જે સૂક્ષ્મ અને સ્થૂલ કાર્યો હોય છે તે બધાંની ઉત્પત્તિમાં નિમિત્ત રહેલું હોય છે. થોડો વધારે વિચાર કરીએ તો જણાય છે કે, વિશિષ્ટ દ્રવ્યનું કાર્ય શુદ્ધ અવસ્થા છે. જેમકે, સિદ્ધ આત્માનું લોકાંત સુધી ઊર્ધ્વગમન અથવા પુદ્ગલ પરમાણુની સીમિત ક્ષેત્ર સુધી ગતિ અથવા લોકાંત પ્રાપિણી ગતિ– આ બધામાં પણ ધર્મદ્રવ્ય નિમિત્ત છે. આ બધાં દ્રવ્યોની ગતિક્રિયા પોતપોતાના ઉપાદાન અનુસાર થાય છે છતાં એમની ગતિક્રિયા સમયે અન્ય દ્રવ્ય નિમિત્ત થાય છે એમ શાસ્ત્રોનું કથન છે.

સામાન્યત. જીવને ઊર્ધ્વગમન સ્વભાવવાળો કહ્યો છે. તેને લોકાત ગમન સ્વભાવવાળો કહ્યો નથી. આથી પ્રશ્ન થાય છે કે, જીવ ઊર્ધ્વગમનના સ્વભાવવાળો હોય છે તો પછી તે લોકના અંતમાં કેમ સ્થિત થઇ જાય છે? પોતાના ઊર્ધ્વગમન સ્વભાવ મુજબ, લોકાંતનું ઉલ્લંઘન કરી, અલોકમાં કેમ જતો નથી? આ પ્રશ્નનો ઉત્તર ઉપાદાનની મુખ્યતાથી આપેલ છે. કર્મોથી મુકત થએલો આત્મા લોકાંત સુધી જાય છે એમ તો બતાવેલ છે; પરંતુ તેનાં કારણોનો નિર્દેશ કર્યો નથી. હાં, સમર્થ ઉપાદાનની દૃષ્ટિથી વિચાર કરતા પ્રતીત થાય છે કે, જીવની યોગ્યતા લોકાંત સુધી જ ગમન કરવાની છે. જેમકે, અમુક દેવોમાં સાતમી નરક સુધી જવાની શકિત માનવામાં આવી છે, પરંતુ સમર્થ ઉપાદાનની વ્યકિત પોતાના મર્યાદિત ક્ષેત્ર સુધી હોય છે. વસ્તુ સ્થિતિ એ છે કે, જે કાળે, જે જીવની જેટલા ક્ષેત્ર સુધી ગમન કરવાની યોગ્યતા છે, તે ક્ષેત્રને ઉલ્લંઘી, તે ગમન કરી શકતો નથી. આમ છતાં નિમિત્તની મુખ્યતાથી વ્યવહાર નયથી તત્ત્વાર્થસૂત્રમાં

આ પ્રશ્નનો જવાબ આપેલ છે. તે મુજબ લોકાંત પછી ધર્મદ્રવ્ય નથી એટલે મુક્ત જીવ લોકાંતથી વધારે ગમન કરી શકતો નથી.

આચાર્ય કુંદકુંદે પણ નિયમસારમાં આ જ સમાધાન કરેલ છે.

जीवाण पुग्गलाणं च गमणं जाणे हि जाव धम्मत्थी ।
धम्मत्थिकाय अभावे तत्तो परदो ण गच्छन्ति ॥

અર્થાત્–જ્યાં સુધી ધર્માસ્તિકાય છે ત્યાં સુધી જીવો અને પુદ્ગલોનુ ગમન છે. ધર્માસ્તિ કાયના અભાવમાં જીવ અને પુદ્ગલોનું તેનાથી આગળ ગમન નથી

પ્રતિ સમયે પર્યાયરૂપથી દ્રવ્યનું જે પરિણમન થાય છે, પછી ચાહે તે દ્રવ્યનું શુદ્ધ પરિણમન હોય કે દ્રવ્યનું અશુદ્ધ પરિણમન હોય, કાળદ્રવ્ય તેમાં નિમિત્ત છે એમ આગમ પણ સ્વીકારે છે.

સ્વભાવ અને સમર્થ ઉપાદાનમાં અંતર છે. સ્વભાવ સાર્વકાલિક હોય છે. એનું બીજું નામ નિત્ય ઉપાદાન છે. અને સમર્થ ઉપાદાન તો જે કાર્યનો તે ઉપાદાન હોય તે કાર્યના એક સમય પૂર્વે હોય છે. કાર્ય સમર્થ ઉપાદાન મુજબ હોય છે. માત્ર સ્વભાવ અથવા નિત્ય ઉપાદાન તેમાં અનુસ્યૂત રહે છે. સમર્થ ઉપાદાન પ્રત્યેક સમયનું ભિન્ન ભિન્ન હોય છે એટલે તેને ક્ષણિક ઉપાદાન પણ કહેવાય છે.

નિયમસારમાં તો આચાર્ય કુંદકુંદે સ્વપરસાપેક્ષ અને પરનિરપેક્ષ એવી બે પ્રકારની પર્યાયોનો નિર્દેશ કર્યો છે. પરંતુ તેમનાં કથનનો અભિપ્રાય એ નથી કે દ્રવ્યોની શુદ્ધ પર્યાયમાં કાળદ્રવ્ય નિમિત્ત નથી. પરંતુ ત્યાં તેમનાં ઉક્ત કથનનો અભિપ્રાય એ છે કે, જીવો અને પુદ્ગલ દ્રવ્યોની અશુદ્ધ અવસ્થામાં પ્રત્યેક પર્યાયના નિમિત્ત નૈમિત્તિક ભાવથી પ્રાપ્ત જે અલગ અલગ નિમિત્ત હોય છે, એવા નિમિત્તો દ્રવ્યોની શુદ્ધ પર્યાયોમાં ઉપલબ્ધ થતા નથી. એટલે દ્રવ્યોની શુદ્ધ પર્યાયો પરનિરપેક્ષ હોય છે.

વાત એ છે કે, સંસારી જીવોની પર્યાયોમા અશુદ્ધતા નિમિત્તોથી નથી આવતી, પરંતુ નિમિત્ત નૈમિત્તિક સંબંધનાં કારણે એકક્ષેત્રાવગાહી થઇ, પરસ્પર શ્લેષરૂપ બન્ધના સદ્ભાવમાં, પોતાનાં ઉપાદાનમાંથી આવે છે. મુક્ત જીવો અને પુદ્ગલ–પરમાણુ તો અશુદ્ધ છે જ નહિ. ધર્માદિક દ્રવ્યો પણ અશુદ્ધ નથી. એટલે આ બધાની પર્યાયો પરનિરપેક્ષ જ હોય છે. સંસારી જીવોની અશુદ્ધતાનું મૂળ કારણ નિમિત્ત નૈમિત્તિક ભાવવશ એકક્ષેત્રાવગાહી થએલા પરસ્પર સંશ્લેષરૂપ બન્ધના સદ્ભાવમા પોતાનું ઉપાદાન જ છે. બન્ધ દશામાં જ્યાં સુધી તેમની પરિણતિ પરસાપેક્ષ થતી રહે છે, ત્યા સુધી તેની પર્યાયો પણ સ્વપરસાપેક્ષ થતી રહે છે. જ્યારે તેઓ સ્વભાવ સન્મુખ થઇ પરસાપેક્ષ પરિણતિનો ત્યાગ કરી દે છે ત્યારે બંધ તૂટી જાય છે અને

પર્યાયરૂપ અશુદ્ધતા પણ વિલય પામે છે. પુદ્‌ગલ સ્કંધોના સંબંધમાં પણ યથા સંભાવ આજ નિયમ સમજવો જોઇએ.

આ રીતે પોતાની જાતિને છોડયા વગર પ્રત્યેક દ્રવ્યનું સમય સમયમાં પરિણમન સુનિશ્ચિત છે. એવી જ રીતે કાળદ્રવ્ય સિવાય દરેક દ્રવ્યના પરિણમનમાં અન્ય દ્રવ્ય યથાયોગ્ય નિમિત્ત હોય છે. અહીં 'અન્ય દ્રવ્ય નિમિત્ત થાય છે' આમ કહેવાનું તાત્પર્ય વિવક્ષિત પર્યાય વિશિષ્ટ દ્રવ્યથી છે, દ્રવ્ય સામાન્યથી નહિ. કાળદ્રવ્યનાં પરિણમનમાં તે સ્વયં નિમિત્ત છે અને તે જ સ્વયં ઉપાદાન છે. એટલે 'કાળદ્રવ્ય સિવાય' એમ કથન કરેલ છે. આ નિમિત્તનું કથન મુખ્યત્વે દિગંબર ગ્રંથોના આધારે કરેલ છે તે હકીકત આપણે લક્ષમાં રાખવી.

# નિશ્ચય અને વ્યવહાર

મૂળ બે નય છે. (૧) નિશ્ચય નય (૨) વ્યવહારનય. આનો ઉલ્લેખ નયચક્રમાં આ રીતે છે.

णिच्छय–ववहारणया–मूलिम भेया णयाण सव्वाणं ।
णिच्छय साहण हेऊ पज्जय दव्वत्थियं मुणह ॥

બધા નયોના નિશ્ચયનય અને વ્યવહાર નય એવા બે ભેદો છે. તેમજ પર્યાયાર્થિક નય અને દ્રવ્યાર્થિકનયને નિશ્ચયનયની સિદ્ધિના હેતુ રૂપે જાણવા.

આ નયોના સ્વરૂપોને સ્પષ્ટ કરતા સમયપ્રાભૃતમા કહેલ છે–

ववहारोऽभूयत्थो भूयत्थो देसिदो दु सुद्धणओ ।
भूयत्थ मस्सिदो खलु सम्माइट्ठी हवई जीवो ॥

શાસ્ત્રોમાં વ્યવહારનયને અભૂતાર્થ અને નિશ્ચયનયને ભૂતાર્થ કહેલ છે. આમાંથી ભૂતાર્થને આશ્રય કરનારો જીવ નિયમથી સમ્યગ્દૃષ્ટિ હોય છે.

આનું વધારે સ્પષ્ટીકરણ કરતાં ટીકાકારોએ કહેલ છે કેઃ વ્યવહારનય નિયમથી આખોને
હો ખો એટલે કે સંપૂર્ણ અભૂતાર્થ હોવાથી અભૂત અર્થને પ્રગટ કરે છે; અને નિશ્ચયનય એક
કરી, ભૂતાર્થ હોવાથી ભૂત અર્થને અભિવ્યક્ત કરે છે.
મુકત જેમકે, કાદવમિશ્રિત જળ એ જળનો સ્વભાવ નથી તેથી કાદવયુકત જળને જળ સમજવું એ
કર્યો નં છે. જે જળ ફટકડીથી શુદ્ધ કરી, કાદવથી જુદું પાડી લેવાય, તે.જ માત્ર જળ હોવાથી
લોકાંત છે. આવી જ રીતે કર્મસંશ્લિષ્ટ જીવની અવસ્થા એ આત્માનો સ્વભાવ ન હોવાથી તે
માનવામાં ; અને શુદ્ધ દૃષ્ટિ વડે, કર્મસંયુકત અવસ્થાથી જ્ઞાયક સ્વભાવ આત્માને અલગ પાડી,
સ્થિતિ એ છે ।. સમજવો તે ભૂતાર્થ છે. આ રીતે ભૂતાર્થ અને અભૂતાર્થનું સ્પષ્ટીકરણ કરી,
તે ગમન કરી ર

નિષ્પત્તિ એ કાઢવામાં આવે છે કે, વ્યવહારનય અભૂતાર્થગ્રાહી છે એટલે તે અનુસરવા જેવો નથી.

ભૂતાર્થ અને અભૂતાર્થના ઉપર જણાવેલા અર્થો મૌલિક હોવા છતાં પ્રકૃતમાં ભૂતાર્થનું વાચ્ય શું છે અને અભૂતાર્થ શબ્દોમાં કેટલા અર્થો ગર્ભિત છે, એ વસ્તુનો અન્ય પ્રમાણો દ્વારા વિસ્તારથી વિચાર કરવો જોઇશે. પહેલાં ભૂતાર્થનો વિચાર કરીએ. દિગંબરના સમયપ્રાભૃતમાં શુદ્ધ આત્માનો નિર્દેશ કરતાં કહેલ છે—

णवि होदि अप्पमत्तो ण पमत्तो जाणओ दुजो भावो ।
अेवं भणंति सुद्धं णाओ जो सो उ सो चेव ॥

જે જ્ઞાયક ભાવ છે તે અપ્રમત્ત પણ નથી અને પ્રમત્ત પણ નથી. આ પ્રકારે તે શુદ્ધ કહેવાય છે. આવી રીતે જે જ્ઞાન થયું તે તો તે જ છે. શુદ્ધ આત્મા શું છે એવો જ્યારે પ્રશ્ન ઊભો થાય છે ત્યારે આચાર્ય કુંદકુંદ કહે છે કેઃ જે જ્ઞાયક ભાવ છે તે પ્રમત્ત પણ નથી અને અપ્રમત્ત પણ નથી. કારણ, પ્રમત્તતા અને અપ્રમત્તતા એ બન્ને જીવની અવસ્થાવિશેષ છે. આ અવસ્થાઓને લક્ષ્યમાં લેવાથી તે અવસ્થાઓ જ લક્ષ્યમાં આવે છે અને ત્રિકાળી ધ્રુવસ્વભાવ આત્માની પ્રતીતિ થતી નથી. એટલે અહીં આત્માની પ્રમત્તતા અને અપ્રમત્તતાનો નિષેધ કરીને, સદ્‌ભૂત અને અસદ્‌ભૂત બન્ને પ્રકારના વ્યવહારનો નિષેધ કર્યો છે. તાત્પર્ય એ છે કે, જે સંસારી જીવ પોતાના ત્રિકાળી ધ્રુવસ્વભાવની સન્મુખ થઇને તેની શ્રદ્ધા કરે છે, તેની પ્રતીતિ અને રૂચિ કરે છે, તેને આ બન્ને પ્રકારની અવસ્થાથી મુકત એવા એક માત્ર નિર્વિકલ્પક આત્માનો જ અનુભવ થાય છે. ગાથાના પ્રારંભમાં તેને 'જ્ઞાયક' વિશેષણથી સંબોધિત કરવામાં આવેલ છે. પરંતુ ખરેખર તો તેનું કોઇપણ શબ્દોથી કથન કરવું મુશ્કેલ છે. કારણ, જે જે પર્યાયવાચી નામો છે તે તે નામો આત્માને ધર્મ વિશિષ્ટ કરીને જ કથન કરે છે. એટલે નિર્વિકલ્પ આત્માનું જ્ઞાન કરાવવા માટે અંતમાં કહેવામાં આવ્યું છે કે, તે તો તે જ છે.

આ લોકમાં જડ અને ચેતન જે જે પદાર્થો છે તે બધા પોતપોતાના ગુણ પર્યાયોથી વિશિષ્ટ હોવા છતાં પૃથક્ પૃથક્ સત્તાઓ રાખે છે. દરેક આત્માની સત્તા અન્ય જડ પદાર્થોથી ભિન્ન તો છે જ. એટલું જ નહિ, પણ પોતાના જેવા ચેતન પદાર્થોથી પણ ભિન્ન છે. પરંતુ મોક્ષ માર્ગ પર આરૂઢ થવા માટે આટલું જાણી લેવું જ માત્ર પર્યાપ્ત નથી. કારણ, આ જીવને જ્યા સુધી ધર્મશાસ્ત્રોમાં પ્રરૂપિત જીવાદિ નવ તત્ત્વોની વિધિવત્ પ્રતીતિ થતી નથી ત્યાં સુધી તે સમ્યગ્દર્શનનો અધિકારી થતો નથી. કદાચ આપણે એમ જાણી લઈએ કે, રૂપ રસાદિથી ભિન્ન ચેતના લક્ષણવાળો જીવ સ્વતંત્ર દ્રવ્ય છે, તેની સંસારી અને મુકત એવી બે અવસ્થાઓ છે અને સંસારી જીવ ઈન્દ્રિયોની દૃષ્ટિએ પાંચ પ્રકારનો અને કાયાની દૃષ્ટિએ છ પ્રકારનો છે તો પણ આપણને તેનાથી શો લાભ થાય? સંપૂર્ણ શાસ્ત્રોના જ્ઞાતા થઈ જવા માત્રથી મોક્ષ માર્ગ હાથમાં આવી જતો નથી. મોક્ષ માર્ગ પર આરૂઢ થવા માટે ઉપયોગી થનારા જીવાદિ નવ તત્ત્વોના

વિશ્લેષણની પ્રક્રિયા જ જુદા પ્રકારની છે. જ્યાં સુધી તે પ્રક્રિયા મુજબ, જીવાદિ નવ તત્ત્વોનો યથાર્થ બોધ થઈ સ્વરૂપ રૂચિ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી તે સમ્યગ્દૃષ્ટિ થઇ શકતો નથી.

જીવાદિ નવ તત્ત્વોને ભૂતાર્થ નયથી જાણવાનો શો અર્થ છે? કેમકે, બાહ્યદૃષ્ટિથી જીવ અને પુદ્‌ગલની અનાદિ બંધ પર્યાયને લક્ષ્યમાં લઇ, એકત્વનો અનુભવ કરવા છતાં પણ તેઓ ભૂતાર્થ પ્રતીત થાય છે. અને અંતર્દૃષ્ટિથી જ્ઞાયકભાવ જીવ છે અને તેના વિકારનો હેતુ અજીવ છે. એટલે જીવના વિકાર પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ ગણાય છે. તેમજ જીવના વિકારના હેતુ પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષરૂપ પુદ્‌ગલ કર્મ ગણાય છે. આ રીતે આ દૃષ્ટિથી જોવાથી નવ તત્ત્વો ભૂતાર્થ પ્રતીત થાય છે તો પછી ભૂતાર્થ શબ્દનો કયો અર્થ ઈષ્ટ છે? આનો સ્પષ્ટ જવાબ છે કે, શુદ્ધ (ગુણપર્યાયભેદનિરપેક્ષ) આત્માનો ઉપદેશ કરવાવાળો જે નય છે તે શુદ્ધ (ભૂતાર્થ) નય છે. જો આમ કહેવામાં આવે કે 'શુદ્ધ'નો અર્થ સિદ્ધપર્યાયવિશિષ્ટ આત્મા પણ થઈ શકે છે તો તે યોગ્ય નથી. કારણ, શુદ્ધ નયમાં જે રીતે ગુણભેદ અવિવક્ષિત છે તેમ પર્યાય ભેદ પણ અવિવક્ષિત છે. કારણ–

ववहारेणुवदिस्सइ णाणिस्स चरित्त दंसणं णाणं ।
ण वि णाणं ण चरित्त ण दंसणं जाणगो सुद्धो ॥

જ્ઞાનીના ચારિત્ર, જ્ઞાન અને દર્શન આ વ્યવહાર નયનાં કથનો છે. નિશ્ચયથી તો જ્ઞાન પણ નથી, દર્શન પણ નથી અને ચારિત્ર પણ નથી. જ્ઞાની તો માત્ર શુદ્ધ (ગુણપર્યાયનિરપેક્ષ) જ્ઞાયક જ છે. આની વિશેષ-સ્પષ્ટતા આ પ્રકારે છે–

જ્ઞાયક જીવને બંધના નિમિત્તથી અશુદ્ધતા ઉપલબ્ધ હોય છે. આ વાતને તો જવા દો, વસ્તુતઃ તેને જ્ઞાન, દર્શન અને ચારિત્ર પણ નથી હોતાં. કારણ, જે અન્તેવાસી અનંત ધર્મોવાળા એક ધર્મીને સમજવામાં અપરિપકવ છે, તેને તેનો ઉપદેશ કરતા આચાર્યોનો ઉપદેશ છે કે, ધર્મ અને ધર્મીમાં સ્વભાવતઃ અભેદ હોવા છતાં પણ સંજ્ઞાથી ભેદ ઉત્પન્ન કરી, વ્યવહાર માત્રથી જ્ઞાનીને જ્ઞાન છે, દર્શન છે અને ચારિત્ર છે. પરમાર્થતઃ અનંત પર્યાયોથી સંયુકત સ્વાદરૂપ અભેદ એક સ્વભાવવાળા એક જ દ્રવ્યનો અનુભવ કરનાર તે શુદ્ધ એક જ્ઞાયક જ છે.

આ એક જ્ઞાયકભાવ સ્વતઃ સિદ્ધ હોવાથી અનાદિ છે, અનંત છે, નિરંતર ઉદ્યોતરૂપ છે, વિશદ જ્યોતિર્મય છે. સંસાર અવસ્થામાં બંધ પર્યાયના કથનની દૃષ્ટિથી તે ક્ષીરનીરની માફક કર્મ પુદ્‌ગલો સાથે એકરૂપ હોવા છતાં દ્રવ્ય સ્વભાવના નિરૂપણની દૃષ્ટિથી, દુરંત કષાય–ચક્રના ઉદયની વિચિત્રતાનાં કારણે, પુણ્ય પાપને ઉત્પન્ન કરનારા અને વિશ્વરૂપતા પ્રાપ્ત થએલા જે પ્રવર્તમાન શુભાશુભ ભાવો છે તેમને સ્વભાવરૂપે તે પરિણમન કરતો નથી એટલે તે પ્રમત્ત પણ નથી અને અપ્રમત્ત પણ નથી. આ રીતે જે જ્ઞાયકભાવ પ્રમત્ત અને અપ્રમત્ત અવસ્થાથી

ભિન્ન જ પ્રકારે અવસ્થિત છે એવો સમસ્ત અન્ય દ્રવ્યો સંબંધી ભાવોથી ભિન્નરૂપે ઉપાસનાને પ્રાપ્ત થએલો આત્મા તે શુદ્ધ આત્મા કહેવાય છે.

અત્રે જ્ઞાયકભાવને શુદ્ધ કહેવામાં આવેલ છે. આમાં શુદ્ધ અશુદ્ધ પર્યાયોનું પણ ગ્રહણ થતું નથી અને જ્ઞાન, દર્શન તથા ચારિત્ર ગુણનું પણ ગ્રહણ થતું નથી.

આથી એ શંકા સહજ ભાવે ઉદ્‌ભવ થાય છે કે, ભૂતાર્થ શબ્દથી જ્ઞાયક સ્વભાવનો અશેષ વિશેષ નિરપેક્ષ ત્રિકાળી ધ્રુવ સ્વભાવ લેવાય છે તે અવસ્થામાં જીવ દ્રવ્યમાં ગુણભેદ અને પર્યાયભેદની જે પ્રતીતિ થાય છે, તે શું સર્વથા અભૂતાર્થ છે? જો ગુણભેદ અને પર્યાયભેદને સર્વથા અભૂતાર્થ માનવામાં આવે, તો જીવ દ્રવ્યના સંસારી અને મુક્તરૂપે જે વિભિન્ન ભેદો દૃષ્ટિગોચર થાય છે તે ન થવા જોઈએ. અને જો આ ભેદ વ્યવહારને પરમાર્થભૂત માનવામાં આવે તો તેનો નિષેધ કરીને, જ્ઞાયક ભાવના માત્ર ત્રિકાળી ધ્રુવ સ્વભાવને ભૂતાર્થ બતાવી, માત્ર તેને જ આશ્રય કરવા યોગ્ય ન જણાવવું જોઈએ. જૈન દર્શનમાં સામાન્યરૂપે માત્ર પદાર્થને સ્વીકારેલ નથી; તેમજ માત્ર વિશેષરૂપે પણ પદાર્થોને સ્વીકાર્યા નથી. પરંતુ પદાર્થોને સામાન્ય–વિશેષાત્મક માનીને જ વસ્તુ વ્યવસ્થા કરવામાં આવી છે. આવી અવસ્થામાં જ્ઞાયક ભાવના ત્રિકાળી ધ્રુવ સ્વભાવને ભૂતાર્થ બતાવી, મોક્ષ માર્ગમાં તેને જ આશ્રય કરવા યોગ્ય માનવો એ ઉચિત નથી. કારણ, જ્યારે જ્ઞાયક ભાવનો માત્ર ત્રિકાળી ધ્રુવ સ્વભાવ સર્વથા કોઈ સ્વતંત્ર પદાર્થ નથી ત્યારે આવી સ્થિતિમાં માત્ર તેને જ આશ્રય કરવા યોગ્ય કેમ માની શકાય? આ કથનનું તાત્પર્ય એ છે કે, તો પછી એમ માનવું જોઈએ કે સામાન્ય–વિશેષાત્મક કોઈ પદાર્થ નથી. સામાન્યાત્મક જ પદાર્થ છે માટે મોક્ષ માર્ગમાં સામાન્યાત્મક પદાર્થને જ આશ્રય કરવા યોગ્ય માનવો જોઈએ. પરંતુ આ કથન બરાબર નથી. પદાર્થને જો સામાન્ય વિશેષાત્મક માનવામાં આવે તો માત્ર તેના સામાન્ય અંશને ભૂતાર્થ કહેવો અને તેના વિશેષાંશને અભૂતાર્થ બતાવી તેનો નિષેધ કરવો એ જરા પણ ઉચિત નથી. તાત્પર્ય એ છે કે, જીવ દ્રવ્યને સામાન્ય–વિશેષાત્મક રૂપથી ભૂતાર્થ જાણી તેના ઉભય રૂપને જે લક્ષ્યમાં લે છે તે સમ્યગ્દૃષ્ટિ છે.

આ પ્રાણ પ્રશ્ન છે. કારણ શાસ્ત્રોમાં માત્ર જીવ દ્રવ્યને જ નહિ, પરંતુ દરેક દ્રવ્યને સામાન્ય વિશેષાત્મક અથવા ગુણપર્યાયવિશિષ્ટ બતાવવામાં આવેલ છે. સંસારી જીવ જ્ઞાનાવરણાદિ અનેકવિધ કર્મોથી સંયુક્ત થઈને વિવિધ પ્રકારના નર–નારકાદિ પર્યાયોને ધારણ કરે છે. આને કોઈએ અપરમાર્થભૂત પણ કહેલ નથી. એટલે જીવ દ્રવ્ય અથવા અન્ય દ્રવ્યોને કોઈ સામાન્ય વિશેષાત્મક રૂપથી જાણે તો તે અયથાર્થ જાણે છે એ જાતનો પ્રશ્ન જ રહેતો નથી. એક દ્રવ્યના આશ્રયથી વ્યવહાર નયનો જેટલો પણ વિષય છે તે ભૂતાર્થ છે એમા સંદેહ નથી. આમ છતાં અહીં જે વ્યવહારનયના વિષયને અભૂતાર્થ અને નિશ્ચયનયના વિષયને ભૂતાર્થ કહેવામાં આવેલ છે તેનું કારણ બીજું છે. વાત એ છે કે, સંસારી જીવ અનાદિકાળથી પરનિમિત્તથી પોતપોતાના સ્વકાળમાં જ્યારે જે પર્યાય ઉત્પન્ન થાય છે તેને સ્વાત્મા માનતો રહ્યો છે. પરિણામસ્વરૂપ

વિવક્ષિત પર્યાયના ઉત્પન્ન થવાને કારણે રાગવશ તેની પ્રાપ્તિમાં તે હર્ષિત થાય છે અને તેના વ્યયના અભિમુખ થવા પર વિયોગની કલ્પનાથી તે દુઃખી થાય છે. પર્યાયોનું ઉત્પન્ન થવું અને નષ્ટ થવું તે તેમનો પોતાનો સ્વભાવ છે તે સત્ય ભૂલીને, તેના ઉત્પાદ અને વ્યયને તે પોતાનો ઉત્પાદ અને વ્યય માનતો આવ્યો છે. 'આ પર્યાયોમાં રમતો હું ત્રિકાળી ધ્રુવ સ્વભાવ છું' એનું તેને ભાન જ રહેતું નથી. આ જ જીવના અનાદિકાલીન પરિભ્રમણનું મૂળ કારણ છે.

એ તો સ્પષ્ટ જ છે કે, આ જીવને સંસાર સ્વરૂપ જેટલી પર્યાયો પ્રાપ્ત છે તે બધી ત્યાગવા લાયક છે અને એ પણ સ્પષ્ટ છે કે, સિદ્ધ પર્યાય ઉપાદેય હોવા છતાં પણ તે વર્તમાનમાં પ્રાપ્ત નથી. જે પર્યાયો અવશ્ય ત્યાગવા લાયક છે તેનો આશ્રય લેવાથી સિદ્ધ પર્યાયની પ્રાપ્તિ થઈ શકતી નથી. કારણ, તેના આશ્રયથી સંસારની જ વૃદ્ધિ થાય છે. તો પ્રશ્ન એ થાય છે કે, તો પછી મોક્ષ માટે કયા પદાર્થનો આશ્રય લેવો? એનો જવાબ સ્પષ્ટ છે કે, મોક્ષ માટે જે પદાર્થનો આશ્રય લેવામાં આવે તે પોતાથી અભિન્ન અને અવિકારી હોવો જોઈએ. સાથે નિત્ય પણ હોવો જોઇએ. કારણ જે વિકારી હશે તેનો આશ્રય લેવાથી વિકારની સૃષ્ટિ થશે; અને જે અનિત્ય હશે તેનો સર્વદા આશ્રય બની શકશે નહિ. તો પછી આવો કયો પદાર્થ હોઈ શકે જે પોતાથી અભિન્ન હોઈ, વિકારી પણ નથી અને અનિત્ય પણ નથી. વિચાર કરવાથી આવો પદાર્થ માત્ર પરમ પારિણામિક ભાવ જ હોઈ શકે છે. જ્ઞાયક ભાવ અથવા ત્રિકાલી ધ્રુવ સ્વભાવ પરમ પારિણામિક ભાવનું જ બીજું નામ છે.

"पारिणामिक स्त्वनादि निधनो निरूपाधिः स्वाभाविक मेव" અર્થાત્ પારિણામિક ભાવ અનાદિ અનંત, નિત્ય, નિરુપાધિ–સ્વભાવભૂત છે. તે જ મોક્ષ માર્ગમાં આશ્રય કરવા લાયક ભૂતાર્થ છે.

નિશ્ચય શબ્દ 'નિર્' ઉપસર્ગપૂર્વક 'ચિ' ધાતુથી નિષ્પન્ન થએલ છે. તેનો અર્થ છે–જે નય બધા પ્રકારના ચય એટલે ગુણો અને પર્યાયોનો સમુદાય, સંયોગ સંબંધ, નિમિત્ત નૈમિત્તિક સંબંધ અને ઉપાદાન–ઉપાદેય સંબંધને પ્રકાશિત કરનારો જે વ્યવહાર નય છે તેનાથી નિષ્ક્રાન્ત થઇને જે માત્ર અભેદરૂપ ત્રિકાળી ધ્રુવ ભાવ અથવા પરમ પારિણામિક ભાવને જ સ્વીકારે છે તે નિશ્ચય નય છે. સમય પ્રાભૃતમાં આનો ઉલ્લેખ આ રીતે કરેલ છે–

जो पस्सदि अप्पाणं अबद्ध पुट्ठमणण्णय णियदं ।
अविसेसमसंजुत्तं तं शुद्धणय वियाणाहि ॥

અર્થાત્ નિયમથી અબદ્ધ, સ્પૃષ્ટ, અનન્ય, નિયત, અવિશેષ અને અસંયુક્ત આત્માની જે અનુભૂતિ છે તે શુદ્ધ નય છે. તે અનુભૂતિ આત્મા જ છે એટલે આ અનુભૂતિમાં માત્ર આત્મા જ પ્રકાશમાન હોય છે.

મોક્ષ માર્ગમા નિશ્ચયનય વડે જો વ્યવહારનય સર્વથા પ્રતિષિદ્ધ છે તો સાધકની વ્યવહારધર્મમાં પ્રવૃત્તિ કેવી રીતે થશે, તેની વાત આવતી કાલે કરીશું.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં શ્રી કેશીશ્રમણનો અંધકારમાં અટવાતા જીવોને પ્રકાશ કોણ આપશે ?'–આવો પ્રશ્ન છે. આ પ્રશ્ન ઘણો સમજવા જેવો પણ છે. કારણ, જગત સદા પ્રકાશને પૂજતો આવ્યો છે. હિન્દુઓ પ્રતિદિન પ્રાતઃ સાયં સૂર્યને નમસ્કાર કરે છે. મુસલમાનો સદા ચંદ્રમા અને તારાને પૂજે છે. પારસીઓ ચોવીસે કલાક અગ્નિને પ્રજ્જ્વલિત રાખે છે. અંધારાથી સૌ દૂર ભાગે છે. પ્રકાશ માટે સૌ તલસે છે; પરંતુ પ્રકાશનાં દર્શન દુર્લભ છે. કારણ જો પ્રકાશ મળી જાય તો અંધારૂં કોઇપણ જાતના પ્રશ્ન વગર એક ક્ષણમાં પલાયમાન થઇ જાય. પ્રકાશની સામે અંધારાને ટકવાનું ગજું પણ શું ? આને માટે એક રૂપક યાદ આવે છે.

એક વખત અંધારાએ બ્રહ્માને ફરિયાદ કરીઃ 'સૂરજ મારી પાછળ પડયો છે. હું મારૂં અખંડ સામ્રાજ્ય સ્થાપવા જ્યાં પ્રયત્ન કરું છું ત્યાં તો થોડા જ વખતમાં તે મારા સામ્રાજ્યનો ભાંગીને ભુક્કો બોલાવી દે છે. માટે કૃપા કરી આપ સૂર્યને સમજાવો તો સારૂં.'

બ્રહ્માએ અંધારાંને આશ્વાસન આપતાં કહ્યુંઃ 'હું અવશ્ય સૂર્યને ઠપકો આપીશ અને તારા કાર્યમાં અવરોધ ઊભો ન કરવા તેને સમજાવીશ.'

બ્રહ્માએ બીજા દિવસે સૂર્યને બોલાવી અંધારાની વાત કહી સંભળાવી. એટલે સૂર્યે નમ્રતાથી જવાબ આપ્યોઃ 'અંધારાનાં તો મેં કયારેય દર્શન કર્યાં પણ નથી. અંધારૂં મને કયાંય ભેગું પણ થયું નથી. આમ છતાં આપ કહો છો તેમ જ હોય તો અંધારાને મારી સામે ઊભું રાખો એટલે મારે કારણે અંધારાને જે પરેશાની થતી હશે તેની હું અવશ્ય માફી માગીશ.'

બ્રહ્માએ ઘણો પ્રયત્ન કર્યો પરંતુ આજ સુધી બન્નેનો મેળાપ થયો જ નથી.

તાત્પર્ય એ છે કે, પ્રકાશના એક કિરણની સામે અખંડ અને પ્રગાઢતમ અંધારૂં એક ક્ષણ માટે પણ ટકી શકતું નથી.

અંધારામાં અટવાતા જીવોને પ્રકાશ આપનાર તે સૂર્ય કોણ છે ? આવો શ્રી કેશીકુમાર શ્રમણનો પ્રશ્ન છે·

माणू य इह के वुत्ते ? केसी गोयममब्बवी ।
केसिमेवं बुवंतं तु गोयमो इणमब्बवी ॥

તે સૂર્ય કોણ છે એવો પ્રશ્ન શ્રી કેશીકુમાર શ્રમણે પૂછતાં શ્રી ગૌતમ સ્વામીએ જવાબ આપ્યો·

उग्गओ खीण संसारो सव्वन्नु जिण मक्खरो ।
सो करिस्सइ उज्जोय सव्वलोयम्मि पाणिणं ॥

જેનો સંસાર ક્ષીણ થઇ ગયો છે, જે સર્વજ્ઞ છે એવો જિન દેવરૂપ ભાસ્કર ઊગી ચૂકયો છે તે બધા જીવો માટે પ્રકાશ કરશે.

એક યુગ હતો ત્યારે તે જ માણસો ઉપદેશ આપતા જેમણે આત્માનો સાક્ષાત્કાર કર્યો હોય. જેણે જાણ્યું નથી તે બોલવાની ચેષ્ટા પણ કરતો નહિ. કારણ, જાણ્યા વગર બોલવું એ

મોટો અપરાધ હતો. પોતાના અહંકારની વ્યર્થ તૃપ્તિ માટે જાણ્યા વગર બોલનારથી કેટલા માણસો માર્ગથી ચ્યુત થઇ જાય એની ગણના કોણ કરી શકે? સંસારમાં મોટામાં મોટું પાપ હોય તો તે કોઈને માર્ગથી ભટકાવી દેવાનું છે. આત્મ-જાગરણ વગર અન્તર્જ્યોતિ પ્રગટ થતી નથી. અંતર્જ્યોતિ પ્રગટ થયા પછી જે જાગૃત ચેતનાથી બોલાય તે જ અજ્ઞાન અંધકારને હડસેલી શકે છે. આવી આત્મજ્યોતિ જેની પ્રગટ થઇ છે, સંસાર જેનો ક્ષીણ થએલ છે, એવો જિનેશ્વરરૂપ સૂર્યનો ઉદય અજ્ઞાન અંધકારને દૂર કરશે.

# વ્યવહાર અને નિશ્ચય સમીક્ષા

વ્યવહારનય અને નિશ્ચયનય આ પ્રકારે જે બે નયો છે તેમાંથી પ્રકૃત વ્યવહારનય તો કર્મસંયુક્ત વ્યવસ્થાવિશિષ્ટ જીવનો સ્વીકાર કરે છે, પરંતુ જીવ કર્મસંયુક્ત હોવા છતાં, તેની કર્મસંયુક્ત અવસ્થાને ન જોતાં, નિશ્ચયનય માત્ર ધ્રુવ સ્વભાવી પરમ પારિણામિક ભાવરૂપ એક જીવનો સ્વીકાર કરે છે. કારણ, દરેક નયો અંશગ્રાહી હોવાથી એક એક અંશનું જ ગ્રહણ કરે છે. નિશ્ચયનય માત્ર સામાન્ય અંશને જ ગ્રહણ કરે છે અને વ્યવહારનય માત્ર વિશેષ અંશને જ ગ્રહણ કરે છે. સાથોસાથ એ પણ નિયમ છે કે, પ્રત્યેક દ્રવ્યનો જે પારિણામિક ભાવરૂપ સામાન્ય અંશ છે તે સદા અવિકારી હોય છે, એક હોય છે અને દ્રવ્યની બધી અવસ્થાઓમાં તે વ્યાપ્ત થઇને રહેતો હોવાને કારણે તે નિત્ય તેમજ વ્યાપક છે; પરંતુ જે વિશેષાંશ હોય છે તે કર્માદિ સાથે સંપર્કવાળો હોય છે એટલે વિકારી હોય છે. ક્ષણે ક્ષણે અન્ય અન્ય થતું હોવાથી તે અનેકરૂપ છે અને એક ક્ષણ માત્રનું તેનું અસ્તિત્વ હોવાથી તે અનિત્ય અને વ્યાપ્ય હોય છે. આ રીતે બન્ને નયો એક જ દ્રવ્યના જુદા જુદા એક એક અંશને સ્વીકારે છે.

પ્રકૃતમાં વિચારવાની વાત એ છે કે, કર્મસંયુક્ત આ જીવ પોતાની કર્મ સંયોગથી રહિત અવસ્થાને કેવી રીતે અભિવ્યક્ત કરે છે? જો જીવ કર્મસંયુક્ત અવસ્થાનો જ નિરંતર અનુભવ કરતો હોય અને તેનો આશ્રય લઇને જ રહેતો હોય તો તે ત્રિકાળમાં પણ કર્મરહિત અવસ્થાને પ્રગટ કરી શકે નહિ. આ જ કારણથી શાસ્ત્રકારોએ કર્મસંયુક્ત અવસ્થાને મટાડવા, નિશ્ચય રૂપ એક ધ્રુવસ્વભાવી જ્ઞાયક ભાવનો આશ્રય લેવાનો ઉપદેશ આપ્યો છે. આ જીવ આ બન્ને નયો વડે પોતાના જ બે અંશોને જાણે છે. એટલે જાણવાની દૃષ્ટિએ તો વ્યવહારનય નિશ્ચયનય જેટલો જ પ્રયોજનવાળો છે; પરંતુ મોક્ષાર્થીએ આશ્રય માત્ર નિશ્ચય નયનો લેવો જોઇએ. વ્યવહાર નય જાણવાલાયક છે જ્યારે નિશ્ચય નય જાણીને આશ્રય લેવા યોગ્ય છે.

મોક્ષમાર્ગમાં જો વ્યવહાર નય સર્વથા પ્રતિષિદ્ધ હોય અને નિશ્ચય નય જ ગ્રાહ્ય હોય તો સાધકની વ્યવહાર ધર્મની પ્રવૃત્તિ થઈ શકે નહિ. વળી તેની વ્યવહાર ધર્મની પ્રવૃત્તિ થતી જ

નથી એમ કહેવું પણ ઉચિત નથી. કારણ કે ગુણસ્થાનની ભૂમિકા મુજબનો વ્યવહાર ધર્મ અનાયાસે ઉપલબ્ધ થાય છે એટલે બન્ને નયોનો પોતપોતાને સ્થાને દૃઢતમ ઉપયોગ છે જ. આ હકીકતને સિદ્ધ કરનારી આ કીમતી ગાથા છે.

जइ जिणमयं पवज्जह ता मा ववहारणिच्छऔ मुयह ।
ओगेण विणा छिज्जइ तित्थं अण्णेण उण तच्चं ॥

જો જૈનધર્મમાં પ્રવર્તન કરવાની અભિલાષા હોય તો વ્યવહાર અને નિશ્ચય એ બન્ને તત્ત્વોને છોડો નહિ. કારણ વ્યવહાર વગર તીર્થનો નાશ થશે અને નિશ્ચય વગર તત્ત્વનો નાશ થઇ જશે.

સાધકને પોતપોતાના ગુણસ્થાન અનુસાર વ્યવહારધર્મ હોય છે એમાં શંકા નથી; પરંતુ તે બંધ–પર્યાયરૂપ હોવાને કારણે સાધકની તેમાં સદા હેય બુદ્ધિ હોય છે. વળી સાધક રાગનો કર્તા ન હોવાને કારણે તે વ્યવહારને શ્રદ્ધામાં આશ્રય કરવા યોગ્ય માનતો નથી. સાધક શ્રદ્ધામાં તો નિશ્ચયનયને જ આશ્રય કરવા યોગ્ય માને છે. પરંતુ જે ભૂમિકામાં સાધક અવસ્થિત છે તે કાળે, તે ભૂમિકા અનુસાર વર્તન કરતો તે વ્યવહાર ધર્મને વ્યવહારનયથી જાણવો તે પ્રયોજનવાન માને છે.

व्यवहरणनयः स्याद्यद्यपि प्राक् पदव्या ।
मिह निहित पदानां हत हस्तावलम्बः ॥
तदपि परममर्थं चिच्चमत्कार मात्रं ।
परविरहितमन्तः पश्यतां नैष किञ्चित् ॥

જેણે સાધક દશાના આ પ્રથમ ચરણ (શુદ્ધસ્વરૂપની ઉપલબ્ધિની પૂર્વાવસ્થા)માં પગ મૂક્યો છે, તેમને માટે વ્યવહારનયનું હસ્તાવલંબન અવશ્ય ઉપકારક હોયછે. પરંતુ જે પુરુષ પર દ્રવ્યભાવોથી રહિત ચૈતન્ય ચમત્કાર માત્ર પરમ અર્થને અંતરંગમાં અવલોકન કરે છે તેમને વ્યવહારનય બહુ પ્રયોજનવાન હોતો નથી.

જો મોક્ષમાર્ગમાં નિશ્ચયનયની જ પ્રધાનતા હોય તો આચાર્ય કુંદકુંદે સમયસાર (આત્મતત્ત્વ)ને નયોના પક્ષથી રહિત કેમ કહ્યો છે?

कम्मं बद्धमबद्ध जीवे ऐव तु जाण णय पक्खं ।
पक्खातिक्कंतो पुण भण्णदि जो सो समयसारो ॥

જીવમાં કર્મ બદ્ધ છે કે અબદ્ધ છે આ રીતે તો નય પક્ષ જાણવું પરંતુ જે પક્ષાતિક્રાંત કહેવાય છે તે સમયસાર નિર્વિકલ્પ શુદ્ધ આત્મા છે. આને વધારે સ્પષ્ટ કરતાં તેઓ પુનઃ કહે છે:

दोण्ह विणयाण भणिय जाणइ णवरंतु समय पडिबद्धो ।
ण दु णय पक्खं गिण्हदि किंचिवि णय पक्खपरिहीणो ॥

નયપક્ષથી રહિત જીવ, સમયથી પ્રતિબદ્ધ થતો એટલે જ્ઞાનસ્વરૂપ આત્માનો અનુભવ કરતો, બન્ને નયોના કથનને માત્ર જાણે જ છે પરંતુ નય પક્ષને કિંચિન્માત્ર પણ ગ્રહણ નથી કરતો. આ જ વાતને પુષ્ટિ આપતાં આચાર્ય અમૃતચંદ્ર કહે છે:

य अेवमुक्त्वा नयपक्षपातं स्वरूपगुप्ता निवसति नित्यम् ।
विकल्पजालच्युतशान्तचित्तास्तअेव साक्षादमृतं पिबन्ति ॥

જે નયોના પક્ષપાતને છોડી સદા પોતાના સ્વરૂપમાં ગુપ્ત થઈ નિવાસ કરે છે તે વિકલ્પ જાળથી રહિત, શાન્ત ચિત્ત થતાં, સાક્ષાત્ અમૃત પાન કરે છે.

ઉપર્યુક્ત કથન કર્યા પછી, આચાર્ય અમૃતચંદ્રે બન્ને નયોના વિષયોને ઉપસ્થિત કરી, કોઈનો પણ આશ્રય શુદ્ધ આત્મા માટે પક્ષપાત શૂન્ય નથી એમ જણાવે છે. એટલે જે તત્ત્વજ્ઞ પક્ષપાતથી રહિત હોય છે તેને ચિત્સ્વરૂપ આ જીવ સતત ચિત્સ્વરૂપ જ છે. મોક્ષમાર્ગમાં સાધકને માટે એક માત્ર નિશ્ચયનય આશ્રય કરવા યોગ્ય હોવાથી તેનો જ પક્ષ ગ્રહણ કરવો જોઈએ એમ જે કહેવાય છે તે કથન કયાં સુધી ઉચિત છે તેનો આચાર્ય અમૃતચંદ્રે જવાબ આપ્યો છેઃ તદનુસાર–

उभयनय विरोध ध्वंसिनि स्यात्पदांके ।
जिनवचसि रमन्ते ये स्वयंवान्तमोहा: ॥
सपदि समयसारं ते परं ज्योति सच्चै ।
रनयमनय पक्षा – क्षुण्णभीक्षंत अेव ॥

નિશ્ચય અને વ્યવહાર આ બે નયોના વિરોધનો ધ્વંસ કરનારા સ્યાત્પદથી લાંછિત અને જિનવચનમાં મોહનું સ્વયં વમન કરી જે રમનારા હોય છે તેઓ નય પક્ષથી રહિત, સનાતન અને અતિ ઉત્કૃષ્ટ પરમ જ્યોતિ સ્વરૂપ સમયસારને શીઘ્ર જુએ છે.

આથી તો આ રીતે પ્રતીત થાય છે કે, નિશ્ચય અને વ્યવહારને સમાન મહત્ત્વ આપવું જોઈએ; અન્યથા એકાંતના આગ્રહી થઈ જવાથી મોક્ષમાર્ગી થઈ શકાય નહિ.

જ્યાં સુધી જીવના સ્વરૂપ અને તેની બંધયુક્ત અવસ્થાની સાથે નિમિત્ત–નૈમિત્તિક ભાવ આદિને જાણવાનો પ્રશ્ન છે ત્યાં સુધી તો બન્ને નયોના વિષયોને હૃદયંગમ કરવાની વાત અનિવાર્ય છે. જ્યાં તે જાણે છે કે, દ્રવ્યાર્થિક નયની દૃષ્ટિથી જ્ઞાયક સ્વભાવ હું એક છું, નિત્ય છું અને ધ્રુવ ભાવરૂપ છું અને જે નર–નારકાદિરૂપ વિવિધ પર્યાયો અને મતિજ્ઞાનાદિ રૂપ વિવિધ ભાવ દૃષ્ટિગોચર થઈ રહ્યા છે, તે મારા ત્રિકાળી ધ્રુવ સ્વભાવમાં નથી. તે એ પણ જાણે છે કે, વ્યવહાર દૃષ્ટિથી વર્તમાનમાં જે નર–નારકાદિ અવસ્થાઓ અને મતિજ્ઞાનાદિ ભાવ દૃષ્ટિ ગોચર થઈ રહ્યા છે તે બધી અવસ્થાઓ અને ભાવો જીવનાં જ છે. આ જીવ જ અજ્ઞાનને કારણે કર્મોથી સંયુક્ત થઈ વિવિધ અવસ્થાઓનો પાત્ર થઈ રહ્યો છે. તે પોતાના અજ્ઞાનને ત્યાગીને જ મોક્ષનો પાત્ર થઈ શકશે.

આ રીતે જીવ બન્ને નયોના વિષયોને જાણે છે એમાં જરા પણ શંકા નથી. જો તે આવી શ્રદ્ધા કરે કે, હું સિદ્ધની માફક વર્તમાન પર્યાયમાં પણ શુદ્ધ છું અથવા તો એવી શ્રદ્ધા

કરે કે, વર્તમાન પર્યાયની માફક હું પોતાના ત્રિકાળી ધ્રુવ સ્વભાવમાં પણ અશુદ્ધ છું તો તે સર્વથા એકાંત પક્ષનો આગ્રહી હોવાથી, જિનવચનથી બાહ્ય શ્રદ્ધા કરનારો ગણાય. પરંતુ તે આમ શ્રદ્ધા કરતો નથી. કારણ, જ્યાં સુધી જાણવાનો સવાલ છે ત્યાં સુધી તે આ બન્ને નયોના વિષયને યોગ્ય રીતે અને સમાન રૂપથી જાણે છે. આમાંથી તે કોઈ એક પક્ષનું ગ્રહણ કરતો નથી. પ્રકૃતમાં જાણવું એ જ માત્ર પ્રયોજનીય નથી. અહીં તો વર્તમાનમાં જે અશુદ્ધ અવસ્થા છે તેમાં હેય બુદ્ધિ કરી પર્યાયરૂપમાં પોતાના સહજ સ્વરૂપ, નિજ તત્ત્વને પ્રગટ કરવાની દૃષ્ટિ છે. જો તેની આ દૃષ્ટિ ન હોય તો તે મોક્ષમાર્ગી થઈ શકે નહિ અને તે સાધક થવાને પાત્ર પણ બની શકે નહિ. કહ્યું પણ છે–

सुद्धं हि वियाणंतो सुद्धं चेवप्पयं लहई जीवो ।
जाणंतो दु असुद्धं असुद्धमेवप्पयं लहई ॥

જે આત્માને શુદ્ધ જાણે છે તે શુદ્ધ આત્માને ઉપલબ્ધ કરે છે અને જે તેને અશુદ્ધ જાણે છે તેને અશુદ્ધ જ આત્મા પ્રાપ્ત થાય છે.

નિશ્ચયનયના કથનમાં ત્રણ વિશેષતાઓ હોય છે. એક તો એ કે તે અભેદગ્રાહી હોય છે. બીજી વિશેષતા એ છે કે, તે એક દ્રવ્યના આશ્રયથી પ્રવૃત્ત થાય છે, અને તેની ત્રીજી વિશેષતા એ છે કે, તે વિશેષણ રહિત હોય છે. પરંતુ વ્યવહારનયનું કથન આનાથી વિપરીત છે. હવે જો આ દૃષ્ટિને ધ્યાનમાં રાખી વિચાર કરીએ તો શુદ્ધ નિશ્ચય નય જ એકમાત્ર નિશ્ચયનય મનાય છે. કારણ, તેના વિષયમાં ગુણ પર્યાય રૂપથી કોઈ પણ પ્રકારનો ભેદ પરિલક્ષિત ન થતાં માત્ર દ્રવ્યના આશ્રયથી તે પ્રવૃત્ત થાય છે. પરંતુ આ સિવાય નિશ્ચયનયના અશુદ્ધ નિશ્ચયનય વગેરે જે જે પ્રકારો શાસ્ત્રમાં બતાવ્યા છે તે બધા આ વિશેષતાઓને એકીસાથે લીધેલા દૃષ્ટિગોચર થતા નથી. કારણ, તે એક દ્રવ્યના આશ્રયથી પ્રવૃત્ત થઇને, કોઇ ને કોઈ પ્રકારે, ભેદ અથવા ઉપાધિ સહિત વસ્તુનું જ કથન કરે છે. એટલે તે બધા ભેદ, કથન અથવા ઉપાધિ સહિત દ્રવ્ય કથનની મુખ્યતાથી વ્યવહાર નયની પરિધમાં આવી જાય છે.

'વ્યવહાર' આ યૌગિક શબ્દ છે. 'વિ' અને 'અવ' ઉપસર્ગપૂર્વક 'હૃ' ધાતુથી નિષ્પન્ન થએલ છે. આનો અર્થ થાય છે–ગુણ અને પર્યાય આદિનું અવલંબન લઈ, અખંડ વસ્તુને ભેદ દૃષ્ટિથી જોવી. આ વિકલ્પાત્મક શ્રુતજ્ઞાનનો ભેદ છે અને ભેદની મુખ્યતાથી તે વસ્તુનો સ્વીકાર કરે છે. એટલે જેટલા વ્યવહાર નયો છે તે બધા ઉદાહરણ સહિત વિશેષણ–વિશેષ્ય રૂપ જ હોય છે. પંચાધ્યાયીમાં આનું સ્વરૂપ આ રીતે વર્ણવેલ છે.

सोदाहरणो यावान्नयो विशेषण विशेष्य रूपः स्यात् ।
व्यवहारापरनामा पर्यायार्थो नयो न द्रव्यार्थः ॥

જેટલા પણ ઉદાહરણ સહિત વિશેષણ વિશેષ્ય રૂપ નય છે તે બધા પર્યાયાર્થિકનય છે. એનું જ બીજું નામ વ્યવહારનય છે. પરંતુ દ્રવ્યાર્થિકનય એવો નથી. આની સ્પષ્ટતા આ રીતે કરેલ છે.

पर्यायार्थिक नय इति यदिवा व्यवहार अेवनामेति ।
अेकार्थो यस्मादिह सर्वोऽप्युपचार मात्रः स्यात् ॥
व्यवहरणं व्यवहारः स्यादिति शब्दार्थ तो न परमार्थः ।
स यथा गुणगुणिनो हि सदभेदे भेदकरणं स्यात् ॥
साधारण गुण इति यदिवाऽसाधारणः सतस्तस्य ।
भवति विवक्ष्यो हि यदा व्यवहारनयस्तदा श्रेयान् ॥

પર્યાયાર્થિક અથવા વ્યવહાર નય આ સંજ્ઞા એક જ અર્થની વાચક છે. કારણ આમાં સમસ્ત વ્યવહાર ઉપચાર માત્ર છે. વિધિપૂર્વક ભેદ કરવો તે વ્યવહાર છે. વ્યવહારનો આ કલ્પનાથી નિરુપેલો અર્થ છે પરંતુ આ પરમાર્થરૂપ નથી. જેમકે ગુણ અને ગુણીમાં સત્તારૂપથી ભેદ ન હોવા છતાં પણ ભેદ કરવો એ વ્યવહાર નય છે. જે વખતે સત્‌ની સાથે સાધારણ અથવા અસાધારણ ગુણોમાંથી કોઈ એક ગુણ વિવક્ષિત હોય છે તે વખતે વ્યવહારનય યોગ્ય માનેલ છે. નયચક્રમાં આનું લક્ષણ આ શબ્દોમાં દેખાય છે.

जो चिय जीवसहावो णिच्छयदो होइ सव्व जीवाणं ।
सो चिय भेदुवयारा जाण कुडं होई ववहारो ॥

નિશ્ચયનયથી બધા જીવોનો જે સ્વભાવ છે તે જ્યારે ભેદવડે ઉપચરિત કરાય છે, ત્યારે તેને વિષય કરનારો વ્યવહારનય જાણવો. આ જ વાતને બીજા શબ્દોમાં પણ વ્યક્ત કરેલ છે.

जो सिय भेदुवयारं धम्माणं कुणइ अेग वत्थुस्स ।
सो ववहारो भणियो विवरीयो णिच्छयो होदि ॥

જે એક વસ્તુમાં ધર્મોના કથંચિત્ ભેદનો ઉપચાર કરે છે તે વ્યવહારનય કહેવાય છે અને નિશ્ચયનય તેનાથી વિપરીત હોય છે.

આ રીતે જ્યાં જ્યાં ગુણો અને પર્યાયોના આશ્રયથી અથવા સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવના આશ્રય ભેદથી ઉપચાર કરી, જે વસ્તુને વિષય કરે છે તે વ્યવહારનય છે. એના સદ્‌ભૂત, અસદ્‌ભૂત, ઉપચરિત, અનુપચરિત આદિ ઘણા પ્રકારો છે. સંક્ષેપમાં તેનો ઉલ્લેખ સમજવા માટે કરેલ છે–

अहमेदं अेदमहं अहमे दस्सेव होमि मम अेदं ।
अण्णं जं परदव्वं सच्चित्ताचित्त मिस्सं वा ॥

आसि मम पुव्वमेदं मेदस्स अहं पि आसि पुव्वं हि ।
होहिदि पुणो वि मज्झं मेयस्स अहं पि होस्सामि ॥
मेयं तु असब्भूदं आदवियप्पं करेदि संमूढो ।
भूदत्थं जाणंतो ण करेदि दु तं असमूढो ॥

જે પુરુષ સચિત્ત, અચિત્ત અને મિશ્રરૂપ અન્ય પર દ્રવ્યોના આશ્રયથી આવા અસદ્‌ભુત (મિથ્યા) આત્મ-વિકલ્પ કરે છે કે-'આ શરીર, ધન, મકાન આદિ રૂપ હું છું. આ બધાં મારાં સ્વરૂપ છે. હું એમનો છું, આ મારાં છે. આ મારાથી પહેલાં હતાં અથવા હું એમનાથી પહેલાં હતો. આ મારા ભવિષ્યમાં અને હું પણ એમનાં ભવિષ્યમાં હોઇશ'– આમ મિથ્યા આત્મ વિકલ્પ કરનાર મૂઢ છે. પરંતુ જે પુરુષ ભૂતાર્થને જાણી આવો અસદ્‌ભૂત આત્મ વિકલ્પ નથી કરતો તે જ્ઞાની છે.

આ રીતે નિશ્ચય, વ્યવહાર અને ઉપાદાન નિમિત્ત આદિ ગહન વિષયોનું એકધારું વર્ણન એકી સાથે વિશિષ્ટરૂપે દિગંબર આગમ સાહિત્યમાં મળી આવે છે. આ આધ્યાત્મિક વિષયોમાં દિગંબર, શ્વેતાંબરોમાં કિંચિત્ માત્ર પણ ભેદ નથી પરંતુ આ વિષયોનું સ્પષ્ટીકરણ અને આવું પૃથક્કરણ દિગંબરીય શાસ્ત્રોમાં સરળતાથી ઉપલબ્ધ છે એટલે તેનો આશ્રય લીધો છે, તે વાત વાચકોએ સ્મૃતિમાં રાખવી.

શ્રી કેશીકુમાર શ્રમણના પ્રશ્નોનું આત્મસંસ્પર્શી સમાધાન થઇ જતાં તેમનો અંતરાત્મા આનંદિત થયો અને શ્રી ગૌતમસ્વામી તરફની આભારની અભિવ્યક્તિ કરી, તેમણે ફરી પ્રશ્ન પૂછવા આજ્ઞા માંગી :

साहु गोयम ! पन्ना ते छिन्नो मे संसओ इमो ।
अन्नो वि संसओ मज्झं तं मे कहसु गोयमा ॥
सरीर माणसे दुक्खे बज्झमाणाण पाणिणं ।
खेमं सिवमणाबाहं ठाणं किं मन्नसी मुणी ॥

હે ગૌતમ ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. તમે મારો સંદેહ દૂર કર્યો છે. હવે મારો એક બીજો પ્રશ્ન છે તે વિષે પણ તમે મને કહો. હે મુનિ ! શારીરિક અને માનસિક દુઃખોથી પીડિત જીવો માટે ક્ષેમ, શિવ અને અનાબાધ-બાધારહિત હોય એવું કયું સ્થાન છે ? આ જગતના જીવો પ્રાયઃ આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક તાપત્રયથી સંતપ્ત છે. શાંતિના ભાગ્યે જ દર્શન થતા હોય છે. આવી સ્થિતિ એ શારીરિક અને માનસિક ક્લેશોથી મુંઝાતા, પીડાતા અને પરેશાન થતા જીવો માટે નિરુપદ્રવ યોગ-ક્ષેમનું કયું સ્થાન છે કે જ્યાં પહોંચ્યા પછી જન્મ-મરણની પીડા, ભૂખ-તરસની પરેશાની સુખદુઃખની મુંઝવણ અને આત્મિક અસમાધિનું કદી કોઇ કારણ ન રહેવા પામે ?'

શ્રી કેશીકુમાર શ્રમણના આ પ્રશ્નનો શ્રી ગૌતમસ્વામી કેવો જવાબ આપશે તે અવસરે કહેવાશે.

–૦–

# કર્મવાદની કરામત

જીવનું લક્ષણ ઉપયોગ છે. જ્ઞાન અને દર્શનચેતના એ ઉપયોગનો જ અર્થાન્તર છે. જીવની દરેક સ્થિતિમાં તેનો સદ્ભાવ હોય છે. જીવનો આ સ્વભાવ હોવાથી કદી પણ તેનો અભાવ થતો નથી. જૈનોની દૃષ્ટિએ ઉપયોગની અવ્યક્તતમ સ્થિતિ તિર્યંચ યોનિના લબ્ધિ અપર્યાપ્તક નિગોદમાં જન્મતા પ્રથમ સમયવર્તી જીવની હોય છે તો તેની પરમ પરાકાષ્ઠા કૈવલ્ય લબ્ધિને પામેલા, નિજસ્વભાવમાં રમતા, અરિહંતો અને સિદ્ધોની હોય છે.

જેમનામાં આવો ઉપયોગ ગુણ નથી એવા ઘણા પદાર્થો આ જગતમાં વિદ્યમાન છે. વૈજ્ઞાનિકોની દૃષ્ટિએ એની સંખ્યા ગમે તેટલી હોય છતાં જૈનદર્શનની દૃષ્ટિએ એવાં તત્ત્વો પાંચ જ છે. ધર્મ, અધર્મ, આકાશ, કાળ અને પુદ્ગલ. વૈજ્ઞાનિકોએ કલ્પેલા બધા જ પદાર્થોનું વર્ગીકરણ આ પાંચ પદાર્થોમાં થઇ જાય છે. જીવનું સ્વરૂપ આ છે.

अरसमरूवमगधं अव्वत्त चेदणागुणमसद्दं ।
जाण अलिंगग्गहणं जीवमणिदिट्ठसंठाण ॥

અર્થાત્ સમયસારના જીવને રસરહિત, ગન્ધરહિત, રૂપરહિત, સ્પર્શરહિત, અવ્યક્ત અને ચેતના ગુણવાળો બતાવેલ છે. તેને તત્ત્વાર્થ સૂત્રકારે "उपयोगो.जीव लक्षणम्" કહેલ છે. ઉપયોગ શબ્દથી જ્ઞાન અને દર્શન જે ચેતનાના ભેદ છે તેનો બોધ થાય છે.

ઉપર બતાવેલા પાંચ પદાર્થોમાં ધર્મ, અધર્મ, આકાશ અને કાળ તો સ્વભાવતઃ અવિકારી અને શુદ્ધ છે. એમના સ્વભાવમાં ક્યારેય પણ નિમિત્તોને વશવર્તી થઇ વિપરિણામ આવતું નથી; પરંતુ જીવ અને પુદ્ગલ આ બન્ને દ્રવ્યોમાં અવિકારી અને વિકારી એટલે કે શુદ્ધ અને અશુદ્ધ એવી બે પ્રકારની અવસ્થાઓ હોય છે. જ્યારે આ દ્રવ્યો અન્ય દ્રવ્યો સાથે સંશ્લેષાત્મક વિપરિણામને ઉપલબ્ધ થાય છે ત્યારે તે વિકારી હોય છે; અને જ્યારે સંશ્લેષાત્મક વિપરિણામનો અભાવ થાય છે ત્યારે તે અવિકારી બની જાય છે. અવિકારી અને વિકારી જીવની અવસ્થાઓને અનુલક્ષીને જીવના સંસારી અને સિદ્ધ એવા બે ભેદો કરવામાં આવ્યા છે; અને પુદ્ગલ દ્રવ્યના અણુ અને સ્કંધ એવા બે ભેદો પાડવામાં આવ્યા છે. તાત્પર્ય એ છે કે, જીવ અને પુદ્ગલ જ્યાં સુધી એક બીજા સાથે સંયુક્ત એટલે કે જોડાએલા રહે છે ત્યાં સુધી તેમની પરિણતિ વિપરિણતિ અથવા વિકારી ગણાય છે, અને ઔપધિક રીતે પ્રાપ્ત સંશ્લેષણ અવસ્થા જ્યારે ખસી જાય છે ત્યારે જીવ અને પુદ્ગલો અવિકારી થઈ જાય છે. પુદ્ગલ જ્યારે શુદ્ધ પરમાણુરૂપે હોય છે ત્યારે શુદ્ધ અને અવિકારી કહેવાય છે.

સંશ્લેષ પરિણામને પામવાની યોગ્યતા માત્ર જીવ અને પુદ્ગલની છે. ધર્મ, અધર્મ, આકાશ અને કાળ દ્રવ્યમાં સ્વભાવતઃ આ યોગ્યતા નથી એટલે ચારે દ્રવ્યો સનાતન અધિકારી હોય છે. જીવનમાં મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગરૂપ યોગ્યતા છે અને પુદ્ગલમાં

તે યોગ્યતા સ્નિગ્ધ અને રૂક્ષ વગેરે ગુણરૂપે રહેલી છે. જીવ મિથ્યાત્વાદિ નિમિત્તોના વશવર્તી થઇ અન્ય દ્રવ્ય સાથે સંશ્લિષ્ટ થાય છે અને પુદ્ગલ સ્નિગ્ધ તથા રૂક્ષ ગુણને લઇને સંશ્લેષને પામે છે. હાં, જીવમાં મિથ્યાત્વાદિરૂપ યોગ્યતા અનાદિ માનેલ છે અને પુદ્ગલમાં સ્નિગ્ધ અને રૂક્ષ ગુણરૂપ યોગ્યતા સંશ્લેષ વગર પણ છે; માટે તે અનાદિ અને સાદિ બન્ને પ્રકારની છે.

જીવની કર્મ સાપેક્ષ અને કર્મ નિરપેક્ષ અવસ્થા ભારતીય બધા આર્યદર્શનોએ સ્વીકારેલ છે. જીવ જો કર્મ સાથે સંશ્લિષ્ટ ન હોય તો મુક્ત થવા માટેના પ્રયત્નોની કોઇ અપેક્ષા ન રહેત. લગભગ બધા દર્શનોનું પ્રયોજન મોક્ષની પ્રાપ્તિ છે. છતાં જૈન દર્શને જીવની બંધ અને મોક્ષની સ્થિતિના સંબંધમાં જેટલી સૂક્ષ્મતાપૂર્ણ અને ગંભીરતા ભરેલી તાત્ત્વિક વિચારણા કરી છે તેટલી ભાગ્યેજ બીજા કોઇએ કરી છે. જીવ કયારે અને કેમ બંધાયો છે ? બંધાએલા જીવની શી અવસ્થાઓ છે ? તે બાંધનાર બીજો પદાર્થ કયો છે કે જેનો જીવની સાથે બંધ થાય છે ? બંધથી મુક્તિ કેમ મળી શકે ? બંધના કેટલા પ્રકારો છે ? બંધાએલા પદાર્થનો જીવની સાથે કયાં સુધી સંબંધ ટકી રહે છે ? પુદ્ગલની સંશ્લેષાત્મક અવસ્થાને પામેલા જીવની જુદી જુદી અવસ્થાઓ કેવી હોય છે ? બંધાએલો પદાર્થ જેવો ને તેવો અંત સુધી રહે છે કે તેમાં ઉત્કર્ષાપકર્ષ થાય છે ? આ બધા પ્રશ્નોનું બુદ્ધિ અને યુક્તિપૂર્ણ સમાધાન, જેવું જૈનાગમો અને તેના આધારે નિર્માણ થએલા કર્મવિષયક ગ્રંથોમાં મળે છે, તેવું અન્યત્ર ભાગ્યે જ જોવા મળે છે.

આપણે જોઇ ગયા કે, કર્મ બંધનું મુખ્ય કારણ મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગ છે. જયાં સુધી આ વિભાવોનો સદ્ભાવ હોય છે ત્યાં સુધી વિપરિણતિ અવશ્યંભાવી છે. આ વિભાવોના અભાવમાં સ્વભાવની અભિવ્યક્તિ એટલે કર્મોથી મુક્તિ સંભવિત છે. આ મિથ્યાત્વાદિ પણ જીવના જ પરિણામો છે જે સંશ્લેષ અવસ્થામાં હોય છે. આથી જીવમાં કર્મ અને મિથ્યાત્વાદિની અનાદિકાલીન કાર્યકારણ ભાવરૂપ પરંપરા ચાલી આવે છે. કર્મોના નિમિત્તને પામી મિથ્યાત્વાદિ થાય છે અને મિથ્યાત્વાદિના નિમિત્તથી કર્મબંધ થાય છે.

जीव परिणाम हेदुं कम्मत्तं पुग्गला परिणमंति ।
पुग्गल कम्म णिमित्तं तहेव जीवो वि परिणमइ ॥

જીવના મિથ્યાત્વાદિ પરિણામોના નિમિત્તને પામી પુદ્ગલોનું કર્મ રૂપે પરિણમન થાય છે અને પુદ્ગલ કર્મના નિમિત્તથી જીવ પણ મિથ્યાત્વ આદિ રૂપ પરિણમે છે.

આથી સ્પષ્ટ થાય છે કે, સંસારી અને મુકત એ બન્ને જીવની જ અવસ્થાઓ છે. આ અવસ્થાઓનો સ્રષ્ટા પણ જીવ પોતે જ છે. સંસાર અને મુક્તિ જીવને આધીન છે. અશુદ્ધ અથવા શુદ્ધ જે કાંઈ જીવની અવસ્થાઓ છે તે નિમિત્ત સાપેક્ષ છે જેમ પટની ઉત્પત્તિમા વણકર અને

ઘટની ઉત્પત્તિમાં કુંભાર નિમિત છે, તેમ જીવની વિપરિણતિમાં પણ કર્મ નિમિત્ત છે. યાદ રાખજો, સંસારનું પ્રમુખ કારણ કર્મ છે. જે વસ્તુઓ તમને દેખાય છે તે સંસાર નથી; તે તો જીવનો વિકારી ભાવ છે, જે કર્મના સદ્‌ભાવમાં ઉપલબ્ધ થાય છે. એટલે સંસાર અને કર્મમાં અવિનાભાવ સંબંધ છે. પંચાસ્તિકાયમાં આ સંબંધની સ્પષ્ટતા કરતાં કહેલ છે કે–

जो खलु संसारत्थो जीवो तत्तो दु होदि परिणामो ।
परिणामादो कम्मं कम्मादो होदि गदीसु गदी ॥
गदिमधिगदस्सदेहो देहादो इंदियाणि जायंते ।
ते हिं दु विसयगहणं तत्तो रागोव दोसोवा ॥
जायदि जीवस्सेवं भावो संसारचक्कवालम्भि ।
इदि जिण वरेहिं भणिदो अणादिणि धणो सणिधणोवा ॥

જે જીવ સંસારમાં અવસ્થિત છે તેને રાગદ્વેષરૂપ વિકારો થાય છે. રાગદ્વેષના પરિણામોથી કર્મ બંધાય છે. કર્મોથી ગતિઓમાં જન્મ લેવો પડે છે. જન્મથી શરીર ઉત્પન્ન થાય છે. શરીરની ઉપલબ્ધિથી ઇન્દ્રિયોનો આવિર્ભાવ થાય છે. ઈન્દ્રિયોથી વિષયોનું ગ્રહણ થાય છે અને વિષય ગ્રહણથી રાગદ્વેષરૂપ પરિણામ થાય છે. જે જીવ સંસારનાં ચક્રમાં પડેલો છે તેની આવી અવસ્થાઓ થાય છે. આ પ્રવાહ અભવ્ય જીવની અપેક્ષાએ અનાદિ અનંત છે અને ભવ્ય જીવની અપેક્ષાએ અનાદિ સાન્ત છે.

કર્મનો સામાન્ય અર્થ ક્રિયા થાય છે. ક્રિયાઓ તો જેવી આપણે જાણીએ છીએ તેવી અનેક છે. ભણવું, ખાવું, પીવું, કૂદવું આદિ અનેક ક્રિયાઓ છે. તે જડ અને ચેતન બન્નેમાં ઉપલબ્ધ છે. કર્મનો સંબંધ તો જીવની સાથે છે એટલે જડની માત્ર ક્રિયા અત્રે વિવક્ષિત નથી. મુક્ત જીવ નિષ્ક્રિય છે. ભગવતી સૂત્રમાં તો "अवीरिये सिद्धे" સિદ્ધના જીવોમાં પરિસ્પન્દરૂપ વીર્ય પણ નથી. તે આકાશની માફક નિર્લેપ અને નિષ્કંપ હોય છે. અહીં કર્મનો અર્થ ક્રિયા એટલે પરિસ્પન્દ છે. આ પરિસ્પન્દાત્મક ક્રિયા માત્ર પુદ્‌ગલ અને સંસારી જીવોમાં પ્રાપ્ત થાય છે. એટલે સંસારી જીવોની પ્રતિ સમયે પ્રતિસ્પન્દાત્મક જે ક્રિયાઓ થાય છે તે કર્મ કહેવાય છે. કર્મનો મુખ્ય અર્થ તો આ જ છે, છતાં પણ તેના નિમિત્તથી, જે પુદ્‌ગલ પરમાણુ જ્ઞાનાવરણાદિ ભાવને પામે છે તે પણ કર્મ કહેવાય છે.

"यथा भाजन विशेषे प्रक्षिप्तानां विविधरसबीजपुष्पफलानां मदिरा भावेन परिणाम· तथा पुद्‌गलानामपि आत्मस्थितानां योगकषायवशात् कर्मभावेन परिणामो वेदितव्यः"

જેમ પાત્રવિશેષમાં નાખેલા અનેક રસવાળા બીજ, પુષ્પ અને ફળોનું મદિરારૂપે પરિણમન થાય છે તેમ આત્મામાં સ્થિત પુદ્‌ગલોનું પણ યોગ તેમજ કષાયના કારણે કર્મરૂપે પરિણમન થાય છે.

પુદ્દગલો હંમેશાં યોગ અને કષાયોના નિમિત્તને પામીને જ કર્મભાવ રૂપે પરિણમે છે, અન્યથા નહિ. એટલે યોગ, કષાય અને કર્મભાવ રૂપે પરિણમેલા બધા જ પુદ્દગલો કર્મ કહેવાય છે.

શાસ્ત્રમાં કર્મના નિમિત્તરૂપ યોગને ગરમ લોઢાની અને કષાયને ગુંદરની ઉપમા આપવામાં આવેલી છે. જેમ ગરમ લોઢાને પાણીમાં નાખવાથી તે ચારેકોરથી પાણીને ખેંચે છે તેમ યોગને લઇ છએ દિશાઓથી જીવ પણ પોતાના સર્વ આત્મપ્રદેશોમાં કર્મ પરમાણુઓને આકર્ષે છે. જેમ ગુંદર બે કાગળના કટકાઓને પરસ્પર સંશ્લિષ્ટ કરી શકે છે, તેમ કષાયથી જીવના પ્રદેશો સાથે કર્મ પરમાણુઓનો ક્ષીર અને નીરની માફક એક ક્ષેત્રાવગાહરૂપ સંશ્લેષાત્મક સંબંધ થઈ જાય છે. યોગથી કર્મોનો આશ્રવ થાય છે તો કષાયથી તેમનો બંધ થાય છે.

જૈનદર્શનની દૃષ્ટિએ બધા દ્રવ્યો સ્વતંત્ર છે. જીવ દ્રવ્ય પણ એક સ્વતંત્ર દ્રવ્ય છે. દરેક દ્રવ્યમાં જેમ અનંત શકિતઓ છે તેમ જીવ દ્રવ્યમાં પણ અનંત શકિતઓ છે. પરંતુ તે બધી શકિતઓ કર્મથી આવૃત થએલી છે. શકિતઓ અનંત છે, તેમ તે શકિતઓના એક એક જીવની અપેક્ષાથી ઉત્કર્ષાપકર્ષને લઇ અસંખ્ય પ્રકારો છે. છતાં પ્રમુખ શકિતઓને અનુલક્ષી તેને આવૃત્ત કરનારા કર્મોના પણ આઠ પ્રકારો કહ્યા છે. (૧) જ્ઞાનાવરણીય (૨) દર્શનાવરણીય (૩) વેદનીય (૪) મોહનીય (૫) આયુ (૬) નામ (૭) ગોત્ર (૮) અન્તરાય.

**જ્ઞાનાવરણીય** : જીવની જ્ઞાનશકિતને આવૃત્ત કરનાર કર્મ જ્ઞાનાવરણીય છે. તેના પણ પાચ ભેદ છે.

**દર્શનાવરણીય** : જીવની દર્શનશકિતને ઢાંકનાર કર્મ દર્શનાવરણીય છે. તેના પણ નવ ભેદ છે.

**વેદનીય** : સુખ અને દુઃખને વેદન કરાવનારૂં કર્મ વેદનીય કર્મ છે. તેના બે ભેદ છે.

**મોહનીય** : રાગ, દ્વેષ અને મોહને જન્માવનાર કર્મ મોહનીય છે. એના દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય એમ બે ભેદ છે. દર્શન મોહનીયના પણ પાછા ત્રણ ભેદ અને ચારિત્ર મોહનીયના પચ્ચીસ ભેદ છે.

**આયુ** : નરકાદિ ગતિઓના અવસ્થાનમાં કારણભૂત કમ આયુ છે. તેના ચાર ભેદ છે.

**નામ** : અલગ અલગ પ્રકારના શરીર, મન, વચન તથા જીવની વિવિધ અવસ્થાઓનાં કારણરૂપ કર્મ નામકર્મ છે. તેના ૯૩ અથવા ૧૦૩ ભેદ છે.

**ગોત્ર** : નીચ અથવા ઉચ્ચ સંતાન (પરંપરા)નાં કારણભૂત કર્મ તે ગોત્ર છે. તેના બે ભેદ છે. જૈનધર્મ જાતિકૃત ઉચ્ચતા કે નીચતાને સ્વીકારતો નથી. તેમનાં મંતવ્ય મુજબ અંત્ય જ કુળમાં જન્મેલો જીવ પણ સત્સંગના પ્રભાવથી મુનિ અથવા શ્રાવક થઈ ઉચ્ચ ગોત્રવાળો બની શકે છે.

**અંતરાયઃ** જીવના દાનાદિભાવ પ્રગટ ન થવામાં કારણભૂત કર્મ અંતરાય છે. તેના પાંચ ભેદ છે.

કર્મની વિભિન્ન અવસ્થાઓ જે બંધના સમયથી લઇ તેમની નિર્જરા થાય ત્યાં સુધી યથા સંભવ રહે છે તે આ પ્રકારે છે.

(૧) બન્ધ (૨) સત્તા (૩) ઉદ્વર્તન (૪) અપવર્તન (૫) સંક્રમણ (૬) ઉદય (૭) ઉદીરણા (૮) ઉપશાંતિ (૯) નિધત્તિ અને નિકાચના.

**બન્ધઃ** કર્મવર્ગણાઓનો આત્મ-પ્રદેશો સાથે એકક્ષેત્રાવગાહ સંશ્લિષ્ટ થવાનું નામ બન્ધ છે. બન્ધના ચાર ભેદ છે. પ્રકૃતિ બંધ, સ્થિતિ બંધ, અનુભાગ બંધ અને પ્રદેશ બંધ. જે કર્મનો જે સ્વભાવ છે તે તેની પ્રકૃતિ કહેવાય છે. જેમ જ્ઞાનાવરણીયનો સ્વભાવ જ્ઞાનને ઢાંકવાનો છે, દર્શનાવરણીયનો સ્વભાવ દર્શન ગુણને ઢાંકવાનો છે એમ જુદાં જુદાં કર્મોના જે જુદા જુદા સ્વભાવો પડે છે તે પ્રકૃતિ બંધ કહેવાય છે. આત્મ પ્રદેશો સાથે સંશ્લિષ્ટ થએલું કર્મ જ્યાં સુધી આત્મ પ્રદેશોથી જુદું ન પડે ત્યાં સુધીની કાળ મર્યાદાને સ્થિતિ બંધ કહેવાય છે. કર્મોની શુભાશુભ ફળ આપવાની શકિતનું નિર્માણ તે અનુભાગ બંધ છે અને પ્રતિ સમયે આત્મા સાથે સંબંધ થતાં કર્મ પરમાણુઓના સમુદાયને પ્રદેશ બંધ કહેવાય છે.

અહીં સ્વાભાવિક આવો પ્રશ્ન થાય છે કે, જીવ અમૂર્ત છે અને કર્મદ્રવ્ય મૂર્ત છે. બન્ને વચ્ચે કોઇ પણ જાતનું સામંજસ્ય નથી. તો પછી અમૂર્ત આત્મા સાથે મૂર્ત કર્મોનો સંબંધ કેમ સંભવે ? આચાર્ય કુન્દ કુન્દે લખેલ છે—

परिणमदि जदा अप्पा सुहम्मि असुहम्मि रागदोसजुदो ।
तं पविसदिकम्मरयं णाणावरणादि भावे हिं ॥

અર્થાત્-રાગદ્વેષથી ઘેરાએલો આત્મા જ્યારે સારાં નરસાં કાર્યોમાં લાગી જાય છે ત્યારે કર્મ રૂપી રજ જ્ઞાનાવરણાદિ રૂપે આત્મામાં પ્રવેશ કરે છે.

આ રીતે જૈન સિદ્ધાંત અનુસાર કર્મ એક મૂર્ત પદાર્થ છે, પરંતુ રાગદ્વેષ રૂપ વિભાવ શકિતથી જીવમાં વિપરિણતિ ઊભી કરે છે. સારાંશ એ છે કે જન્મ, જરા, મરણરૂપ સંસારચક્રમાં પડેલા પ્રાણીઓ અજ્ઞાન, અવિદ્યા અને મિથ્યાત્વથી ઘેરાએલા છે. આજ અજ્ઞાન, અવિદ્યા, માયા અથવા મિથ્યાત્વના કારણે વસ્તુ સ્વરૂપના યથાર્થ્યને સમજવા જીવ અસમર્થ હોય છે, એટલે તેમના યાવન્માત્ર કાર્યો અને ક્રિયા કલાપો અજ્ઞાનમૂલક હોય છે. તેનામાં રાગદ્વેષનો અભિનિવેશ લાગેલો હોય છે એટલે તેમનું દરેક કાર્ય આત્મા માટે બંધનરૂપ હોય છે.

અન્ય દર્શનોની માફક જૈનદર્શન પણ જીવ અને કર્મના સંબંધના પ્રવાહને અનાદિ માને છે. કોઇ વખતે જીવ પરમ શુદ્ધ હતો અને પછી અમુક સંયોગોને આધીન કર્મથી બદ્ધ

થયો એવી જૈનદર્શનની માન્યતા નથી. કારણ આ રીતે સ્વીકારવા જતાં અનેક જાતના વિસંવાદો ઊભા થવા સંભવ છે.

જ્યારે જીવ અનાદિકાળથી મૂર્તિક કર્મોથી સંશ્લિષ્ટ જ છે ત્યારે જે નવાં કર્મો બંધાય છે તે કર્મો જીવનાં અવસ્થિત મૂર્ત કર્મો સાથે જ બંધાય છે. કારણ મૂર્તનો મૂર્તની સાથે સંજોગ અને બંધ થવામાં કોઇ આપત્તિ નથી. આથી આત્મામાં સ્થિત જુના કર્મો સાથે જ નવાં કર્મોનો બંધ થાય છે. આ રીતે પરંપરાથી કથંચિત્ મૂર્ત આત્મા સાથે મૂર્ત કર્મનો બંધ થાય છે એમ માનવામાં જૈનદર્શન સહમત છે.

અન્ય દાર્શનિકો ક્રિયા અને તે ક્રિયામાંથી જન્મેલા સંસ્કારને કર્મ કહે છે. પરંતુ જૈનદર્શન જીવ સાથે સંશ્લિષ્ટ મૂર્તિક દ્રવ્ય અને તેનાં નિમિત્તથી થનારા રાગદ્વેષરૂપ ભાવોને કર્મ કહે છે.

**સત્તા :** બંધ પછી કર્મ તરત પોતાનું ફળ આપતું નથી, પરંતુ તેની સ્થિતિ મુજબના શાસ્ત્રોમાં નિર્દિષ્ટ અબાધા કાળ વ્યતીત થઇ ગયા પછી, કર્મ ફળોન્મુખ થાય છે. જેમ દારૂ પીનાર માણસને દારૂ પીવાની સાથે જ નશાની અસર નથી થતી, તેમ કર્મ પણ બાંધ્યા પછી થોડા વખત સુધી અસ્તિત્વ એટલે કે સત્તારૂપમાં રહે છે. આ કાળને જૈનદર્શનમાં અબાધાકાળ કહે છે. તે કર્મની સ્થિતિ ઉપર આધારિત છે. એક કોટી કોટી સાગરની સ્થિતિમાં ૧૦૦ વર્ષનો અબાધાકાળ હોય છે. અર્થાત્ કોઇ કર્મની સ્થિતિ એક કોટી કોટી સાગર બાંધી હોય તો તે કર્મ ૧૦૦ વર્ષ પછી પોતાનું ફળ આપવું પ્રારંભ કરે છે.

**ઉદ્વર્તન :** સ્થિતિ અને અનુભાગની વૃદ્ધિ કરવી તે ઉદ્વર્તન છે.

**અપવર્તન :** સ્થિતિ અને અનુભાગનું ઘટવું તે અપવર્તન છે. કોઇ અશુભ કાર્ય કર્યા પછી કોઇ જીવ સારાં કાર્યો કરે છે તો પૂર્વે બાંધેલા અશુભ કર્મની સ્થિતિ અને અનુભાગ શક્તિ ઘટે છે. જેમકે, રાજા શ્રેણિકને કોઈ મુનિના ગળામાં મરેલો સાપ નાખવાથી સાતમી નરકના દળિયા ભેગા થયા હતા. પરંતુ પોતાનાં કાર્યનો પશ્ચાત્તાપ થવાથી ભગવાનના સાન્નિધ્યમાં ક્ષાયિક સમકિતની પ્રાપ્તિ થતાં તેના પ્રભાવથી સાતમી નરકના દળિયા ઘટીને પ્રથમ નરકના રહી ગયા. આ અપવર્તનનું કાર્ય છે. આવી જ રીતે અશુભ કર્મની જઘન્ય સ્થિતિ બાંધી કોઇ તે જ ખરાબ કાર્યો ફરી કરવા લાગે, અને તેનાં પરિણામો પહેલા કરતા પણ વધારે કલુષિત થઇ જાય તો બાંધેલા કર્મોની સ્થિતિ અને ફળદાન શક્તિ ખરાબ ભાવોની અસર પામી વધી શકે છે. આ ઉદ્વર્તનાનું કાર્ય છે. આ રીતે ઉદ્વર્તના અને અપવર્તનાનાં કારણે કોઇ કર્મ સત્વર ફળ આપે છે અને કોઇ વિલંબથી આપે છે. કોઇ તીવ્ર ફળ આપે છે અને કોઇ મંદ ફળ આપે છે.

કર્મનો અવશિષ્ટ વિષય આવતીકાલે કહેવાશે. શ્રી કેશીકુમાર શ્રમણ અને શ્રી ગૌતમસ્વામીના પ્રશ્નોની મીમાંસાની વાત પણ આજે સમય થઇ જતાં આવતીકાલ ઉપર રાખેલ છે, તો યથાવસરે—

# કર્મવાદનો વિજય

જૈનદર્શનના હાર્દસમા કર્મવાદનો વિષય ચાલી રહ્યો છે. કર્મવાદના સૂક્ષ્મતમ અંગોપાંગોની છણાવટ કરી ગહન વિષયને સરળ અને સુબોધ બનાવવાનો પ્રયત્ન અવશ્ય કરાય છે છતાં તેથી ગહન વિષયની ગહનતા કોઇ ઓછી થઈ જતી નથી. ગઈ કાલે ઉદ્વર્તના અને અપવર્તનાનાં સ્વરૂપો બતાવી ગયો છું. હવે તેનાથી આગળ ચાલીએ.

**ઉદય :** કર્મોનાં ફળોને આપવાની અવસ્થાની ઉદય સંજ્ઞા છે. આ ઉદય બે જાતનો છે. એક વિપાકોદય અને બીજો પ્રદેશોદય. જ્યારે કર્મ પોતાનું ફળ આપીને ખરી જાય છે ત્યારે તે વિપાકોદય અથવા તો ફળોદય કહેવાય છે. જ્યારે કર્મ ઉદયમાં આવ્યાં હોય છતાં ફળ આપ્યા વગર નષ્ટ થઈ જાય છે તે પ્રદેશોદય કહેવાય છે. વિપાકોદયની ઉપમા સધવા યુવતીથી અને પ્રદેશોદયની ઉપમા વિધવા યુવતીથી અપાય છે.

**ઉદીરણા :** જૈનદર્શનમાં પણ નિયતકાળથી કર્મફળ દેવાની અવસ્થાને ઉદય કહેવામાં આવેલ છે અને નિયતકાળ પહેલાં અર્થાત્ અનિયત કાળમાં ફળ આપવાની અવસ્થાને ઉદીરણા કહેવાય છે. જેમકે, કેરીઓને વહેલી પકવવા માટે આંબા ઉપરથી કેરીઓ ઊતારી ઘાસના ઢગલામાં દબાવી દે છે કે જેથી તે કેરીઓ વૃક્ષ કરતાં વહેલી પાકી જાય. એમ ક્યારેક ક્યારેક નિયત સમય પૂર્વે કર્મોનો પણ વિપાક થઈ જાય છે. આ જ વિપાક ઉદીરણા કહેવાય છે. આ ઉદીરણા માટે પહેલાં અપવર્તનના કરણ વડે કર્મની સ્થિતિ ઓછી કરી નખાય છે. સ્થિતિ ઓછી થઈ જવાથી કર્મ નિયત સમય પૂર્વે ઉદયમાં આવી જાય છે. જ્યારે કોઈ માણસ નાની ઉમરમાં મરી જાય છે ત્યારે વ્યવહારમાં આવા મૃત્યુને અકાળ મૃત્યુ કહેવાય છે. પરંતુ આનું કારણ આયુ કર્મની ઉદીરણા જ છે. અપવર્તન થયા વગર ઉદીરણા થતી નથી.

**સંક્રમણ :** એક કર્મનું બીજા સજાતીય કર્મરૂપમાં પરિણમવું તે સંક્રમણ કરણ કહેવાય છે. આ સંક્રમણ કર્મોના મૂળ ભેદોમાં નથી હોતું. અર્થાત્ જે મૂળ આઠ કર્મો કહેવાઇ ગયાં છે તેમાંથી કોઈ પણ કર્મ કોઈ પણ બીજા કર્મ રૂપે સંક્રમણ કરી શકતું નથી. જેમકે, જ્ઞાનાવરણીય કર્મ દર્શનાવરણીય કર્મ રૂપે પરિણમી શકતું નથી અને દર્શનાવરણીય કર્મ જ્ઞાનાવરણીય કર્મરૂપે પરિણમી શકતું નથી. આ જ વાત બીજા કર્મોનાં સંબંધમાં પણ સમજવી જોઇએ. એક જ કર્મના અવાન્તર ભેદોમાંથી એક ભેદ પોતાના સજાતીય અન્ય ભેદરૂપ થઈ

શકે છે. જેમકે વેદનીયના બે ભેદ છે. શાતાવેદનીય અને અશાતાવેદનીય. આ બન્ને સજાતીય ભેદો પરસ્પર સંક્રમિત થઈ શકે છે. અર્થાત્–શાતાવેદનીય અશાતાવેદનીય રૂપે અને અશાતાવેદનીય શાતાવેદનીય રૂપે પરિણમી શકે છે. સંક્રમણ સદા સજાતીય પ્રકૃતિઓમાં જ થાય છે. છતાં આયુ કર્મ આમાં અપવાદ છે. ચાર આયુ કર્મોમાં પરસ્પર સંક્રમણ થતું નથી. જે આયુષ્ય બાંધ્યું હોય ત્યાં જ તેને જન્મવું પડે છે. આયુષ્યમાં ફેરફાર કથમપિ સંભવિત નથી.

**ઉપશમન** : કર્મને ઉદય, ઉદીરણા, નિધત્તિ અને નિકાચના આ ચારેય ક્રિયાઓ અયોગ્ય બનાવી દેવાની અવસ્થા ઉપશમન કહેવાય છે.

**નિધત્તિ** : કર્મને ઉદ્વર્તન અપવર્તન સિવાય બાકીના કરણો અયોગ્ય બનાવી દેવાની અવસ્થા તે નિધત્તિ છે.

**નિકાચના** : કર્મોને સમસ્ત કરણો માટે અયોગ્ય બનાવી દેવાનું નામ નિકાચના છે.

उदये संकमसुदये चउसुवि दादुं कमेण णो सक्कं ।
उवसंतं च णिधत्ति णिकाचिदं होदि जं कम्मं ॥

કર્મનો ઉદય અયોગ્ય બનાવવા ઉપશમન છે. કર્મમાં સંક્રમણ અને ઉદયની અયોગ્યતા નિધત્તિ છે અને ઉત્કર્ષણ, અપકર્ષણ, સંક્રમણ અને ઉદય ચારેનો અભાવ તે નિકાચના છે. આ કર્મકાંડની ગાથા છે અને દિગંબર સમ્પ્રદાય મુજબ ત્રણે કરણોનું સ્વરૂપ છે. કર્મનો કર્તા અને ભોક્તા, વૈદિક દર્શનોમાં એક સાંખ્ય દર્શનને છોડી બધા દાર્શનિકો કોઈને કોઈ રૂપમાં આત્માને જ કર્મનો કર્તા અને ભોક્તા માને છે. સાંખ્યદર્શન આત્માને ભોક્તા તો અવશ્ય સ્વીકારે છે પરંતુ કર્તા તરીકે પ્રકૃતિને માને છે. જૈનદર્શનની પદાર્થોના પ્રરૂપણ વિષેની બે દૃષ્ટિઓ છે. એક નિશ્ચયનયમૂલક દૃષ્ટિ અને બીજી વ્યવહારનય પ્રધાન દૃષ્ટિ.

પર નિમિત્તના આશ્રય વગર વસ્તુના મૌલિક વિશુદ્ધ સ્વરૂપને કહેનારી દૃષ્ટિ તે નિશ્ચયદૃષ્ટિ છે; અને પર નિમિત્તનો આશ્રય કરી વસ્તુનું પ્રતિપાદન કરનારી દૃષ્ટિ તે વ્યવહારદૃષ્ટિ છે. જૈનધર્મમાં કર્તૃત્વ અને ભોક્તૃત્વનો વિચાર પણ આ બે દૃષ્ટિઓને સન્મુખ રાખીને કરવામાં આવ્યો છે.

જૈનદર્શન માત્ર સારાં–નરસા કાર્યોને જ કર્મ કહેતું નથી, પરંતુ જીવ વડે કરવામા આવેલાં સારાં–નરસાં કાર્યોનાં નિમિત્તથી જે પુદ્ગલ–પરમાણુઓ આકૃષ્ટ થઇ જીવ સાથે સંબદ્ધ થાય છે તે પુદ્ગલ–પરમાણુ કર્મ કહેવાય છે. તે પુદ્ગલ પરમાણુ જ્યારે વિપાકોન્મુખ થાય છે ત્યારે તેમના નિમિત્તથી જીવમાં જે કામક્રોધાદિક ભાવ થાય છે તે પણ કર્મ કહેવાય છે. પહેલા પ્રકારના કર્મો દ્રવ્યકર્મ છે અને બીજા પ્રકારનાં કર્મો તે ભાવકર્મ છે. જીવની સાથે આ બને પ્રકારના કર્મોનો

અનાદિ સંબંધ છે. આ કર્મોનાં કર્તૃત્વ અને ભોક્તૃત્વના સંબંધમાં જ્યારે નિશ્ચય દૃષ્ટિથી વિચારીએ ત્યારે જીવ દ્રવ્ય કર્મોનો કર્તા કે તેનાં ફળનો ભોક્તા પણ સિદ્ધ થતો નથી કારણ દ્રવ્ય કર્મ પૌદગલિક છે. તેનો કર્તા ચેતન કેમ હોઇ શકે? ચેતનનું કાર્ય ચૈતન્ય રૂપ હોય છે અને અચેતનનું કર્મ અચેતનરૂપ હોય છે. જો ચેતનનું કર્મ પણ અચેતનરૂપ થવા લાગે તો ચેતન અને અચેતનનું સ્વાભાવિક પાર્થક્ય વિલય પામશે અને સાંકર્ય દોષ ઉપસ્થિત થશે. એટલે દરેક દ્રવ્ય પોતાના સ્વભાવનો કર્તા છે; પરંતુ પરભાવનો કર્તા નથી. જેમકે, જળનો સ્વભાવ શીતળ હોય છે, પરંતુ અગ્નિના સંબંધથી તે ઉષ્ણ થઈ જાય છે. જળમાં જે ઉષ્ણતા આવી છે તે તેમના સ્વભાવગત નથી, પરંતુ આગ્નમાંથી આયાત થએલી છે. અગ્નિનો સંબંધ વિચ્છેદ થતાં જળ ક્રમશઃ શીતળ થઇ જાય છે. આજ રીતે જીવોના અશુદ્ધ ભાવોના નિમિત્તને પામી જે પુદ્ગલ દ્રવ્ય કર્મરૂપે પરિણત થાય છે તેનો કર્તા પુદ્ગલ પોતે જ છે. જીવ તેનો કર્તા હોઇ શકે નહિ. જીવ તો પોતાના ભાવોનો જ કર્તા હોય છે. સાંખ્યમતાનુસાર જેમ પુરુષના સંયોગથી પ્રકૃતિનો કર્તૃત્વ ગુણ અભિવ્યક્ત થઇ જાય છે અને પ્રકૃતિમાં સૃષ્ટિની સર્જન ક્રિયા પ્રારંભ થઇ જાય છે છતાં પુરુષ અકર્તા જ કહેવાય છે, એવી જ રીતે રાગદ્વેષાદિક જીવના અશુદ્ધ ભાવોના નિમિત્તને પામી, પુદ્ગલ દ્રવ્ય જીવ તરફ સ્વતઃ આકૃષ્ટ થાય છે તેમાં જીવનું કશું જ કર્તૃત્વ નથી. જેમ કોઈ એક સુંદર યુવાન પુરુષને જોઇ કોઇ સ્ત્રી તેનાં સૌંદર્ય ઉપર મુગ્ધ બની મૂર્છિત થઈ જાય, તો તેમાં તે પુરુષનું શું કર્તૃત્વ? કર્ત્રી સ્ત્રી છે; પુરુષ તો નિમિત્ત માત્ર છે.

जीव परिणामहेदुं कम्मत्तं पुग्गला परिणमंति ।
पुग्गल कम्मणिमित्तं तहेव जीवो वि परिणमदि ॥

ण वि कुव्वदि कम्मगुणे जीवो कम्मं तहेव जीव गुणे ।
अण्णोण्ण णिमित्तेण दु परिणामं जाण दोण्हंपि ॥

एदेण कारणेण दु कत्ता आदा सयेण भावेण ।
पुग्गल कम्म कदाणं ण दु कत्ता सव्व भावाणं ॥

અર્થાત્–જીવ તો પોતાના રાગદ્વેષાદિ ભાવોનો કર્તા છે, પરંતુ રાગદ્વેષાદિ વિભાવોના નિમિત્તોને પામી કર્મરૂપ પરિણમવા લાયક પુદ્ગલો કર્મરૂપે પરિણત થઇ જાય છે; અને કર્મરૂપે પરિણમેલા પુદ્ગલ દ્રવ્યો જ્યારે પોતાનું ફળ આપે છે ત્યારે કર્મ પરમાણુઓના નિમિત્તને પામી, જીવ પણ રાગાદિ રૂપે પરિણમન કરે છે. જો કે જીવ અને પૌદ્ગલિક કર્મ બન્ને પરસ્પર એકબીજાના નિમિત્તને પામી પરિણમન કરે છે તો પણ જીવ પૌદગલિક કર્મોનો કર્તા નથી અને પૌદગલિક કર્મ પણ જીવના ગુણોનો કર્તા નથી. હકીકતે તો પરસ્પર પરસ્પરના નિમિત્તને આશ્રયી એકબીજામાં એક બીજા પરિણમન પામે છે. એટલે આત્મા પોતાના ભાવોનો જ કર્તા છે. પૌદગલિક કર્મકૃત બધા ભાવોનો કર્તા નથી.

સાંખ્યો સાથેના ઉપર જણાવેલા ઉપલક સામંજસ્યથી શ્રોતાઓ (પાઠકો)ને કદાચ ભ્રમ થવા સંભવ છે કે, જૈનો પણ સાંખ્યોના પુરુષત્વની માફક જીવતત્ત્વને સર્વથા અકર્તા માનતા હશે અને પ્રકૃતિની માફક પુદ્‌ગલ તત્ત્વને કર્તા માનતા હશે! પરંતુ ખરી રીતે જૈન માન્યતા આ રીતે સાંખ્યો સાથે મેળ ધરાવતી નથી. સાંખ્યદર્શનમાં પુરુષ તત્ત્વની સાથે કર્તૃત્વને સ્નાનસૂતકનો પણ સંબંધ નથી ત્યારે જૈનદર્શનમાં આત્મા એકાંત અકર્તા પણ નથી. જૈનદર્શનમાં આત્મા પોતાના સ્વાભાવિક ગુણો એટલે જ્ઞાન, દર્શન, સુખ, વીર્યાદિનો અને વૈભાવિક ભાવ રાગદ્વેષાદિનો કર્તા અવશ્ય છે, પરંતુ આ વિભાવોના નિમિત્તથી જે કાર્મણ વર્ગણામાં કર્મરૂપ પરિણમન થાય છે તેનો કર્તા જીવ નથી પણ પુદ્‌ગલ દ્રવ્ય જ છે. વસ્તુતઃ નિમિત્ત કારણ નહિ પરંતુ ઉપાદાન કારણ જ વસ્તુનો કર્તા હોઇ શકે છે, નિમિત્ત કારણમાં તો કર્તૃત્વનો ઉપચાર કરાય છે. પારમાર્થિક કર્તા તો તે કહેવાય જે સ્વયં કાર્યરૂપે પરિણિત થાય. આ રીતે ઘટનો કર્તા માટી છે, પરંતુ કુંભાર નથી. કુંભારને વ્યાવહારિક રીતે જે કર્તા કહેવામાં આવે છે તેનું તાત્પર્ય એટલું જ છે કે, ઘટ પર્યાયમાં કુંભાર નિમિત્ત છે. વાસ્તવમાં તો ઘટ માટીનો જ એક ભાવ છે તેથી તેનો કર્તા તે જ છે.

કર્તૃત્વના સંબંધમાં જે વાત કરવામાં આવી છે તે જ વાત ભોક્તૃત્વના સંબંધમાં પણ સમજવી જોઇએ. જે જેનો કર્તા નથી તે તેનો ભોક્તા કેમ હોઈ શકે? આત્મા જ્યારે પૌદ્‌ગલિક કર્મનો પારમાર્થિક કર્તા નથી ત્યારે તે તેનો ભોક્તા પણ કેમ થઇ શકે? આત્મા પોતાના વિભાવને લઇ જો રાગદ્વેષાદિનો કર્તા થઈ શકે તો સંસાર દશામાં તે તેનો જ ભોક્તા પણ થઇ શકે. જેમકે, વ્યવહારમાં કુંભારને ઘટનો ભોક્તા પણ કહેવાય છે. કારણ, ઘટના વિક્રયથી તે પોતાની આજીવિકાનું ઉપાર્જન કરે છે. તેનાથી પોતાના કુટુંબનું પોષણ કરે છે એટલે તે ઘટનો વ્યાવહારિક ભોક્તા ગણાય છે. પારમાર્થિક દૃષ્ટિએ તો તે પોતાના ભાવોનો જ ભોક્તા છે. એવી જ રીતે આત્મા પણ સ્વકૃત કર્મોનાં ફળસ્વરૂપ મળનારા સુખદુઃખાદિનો ભોક્તા અવશ્ય કહેવાય છે પરંતુ વાસ્તવમાં તે પોતાના ચૈતન્ય ભાવોનો જ ભોક્તા છે.

વૈદિકદર્શનો જે ઇશ્વરને જગતનો સ્રષ્ટા અને નિયંતા માને છે, તેઓ પણ આ હકીકતનો સ્વીકાર કરે છે કે, જીવ કર્મ કરવામાં સંપૂર્ણ સ્વતંત્ર છે પરંતુ ફળ ભોગવવામાં તે પરતંત્ર છે. બૂરાં કર્મોના દુઃખદ ફળો ભોગવવા તે તૈયાર ન થાય એટલે ઇશ્વર બલાત્ તેના કૃતકર્મોના ફળ આપે છે.

अज्ञो जन्तुरनीशोऽयमात्मनः सुखदुःखयोः ।
इश्वरप्रेरितो गच्छेत् स्वर्गं वाश्वभ्रमेववा ॥

આ અજ્ઞાની જીવ પોતાના સુખ અને દુઃખને સ્વયં ભોગવવા સમર્થ નથી. એટલે ઇશ્વર વડે પ્રેરિત થઈ તે સ્વર્ગ અને નરકમાં જાય છે. ગીતામાં પણ કહ્યું છે–

लभते च ततः कामान् मयैव विहितान् हितान् ।

મારાથી વિહિત-નિશ્ચિત કરાયેલા ઇચ્છિત ફળો મનુષ્ય મેળવે છે.

કર્મોનું ફળ ઇશ્વરાયત્ત માન્યા પછી પણ ઇશ્વર જડ ભરતની માફક પોતાની ઇચ્છા મુજબનો એકામ નિર્ણય નથી આપી દેતો. ઇશ્વર પણ તેનાં ફળનો નિર્ણય, જીવો વડે કરવામાં આવેલા શુભાશુભ કર્મોના અનુરૂપ જ કરે છે.

नादत्ते कस्यचित् पापं न चैवं सुकृतं विभुः ।

અર્થાત્–પરમાત્મા કોઇનાં પાપ પણ લેતા નથી અને પુણ્ય પણ લેતા નથી. એટલે પ્રાણી માત્રને પોતાનાં સારાં નરસાં કર્માનુસાર સુખ દુઃખ ભોગવવાં પડે છે.

આ રીતે ઇશ્વરને જે સૃષ્ટિનો સ્રષ્ટા માનનારા દર્શનો છે તેમના મતથી પણ પરમાત્માથી ભિન્ન કર્મફળ યથેષ્ટ કર્માનુસાર ન્યાયી રીતે આપનારી બીજી કોઈ વ્યકિત હોઈ શકે છે? જૈનદર્શન તો સૃષ્ટિના નિયંતા તરીકે ઇશ્વરનો સ્વીકાર કરતું નથી તો પછી કર્મ ફળ આપવામાં તેની હસ્તિનો સ્વીકાર પણ કયાંથી સંભવી શકે? તો પછી કર્મ ફળ આપનાર કઈ શકિત છે? પૌદ્‌ગલિક એવાં કર્મોમાં તો તે શકિતની શકયતા નથી. કારણ, તે અચેતન છે અને અચેતનમાં નિર્ણયશકિત સંભવે જ કયાંથી? અને તેથી તે સારાં નરસા પોતાનાં કર્મોનાં ફળો આપી પણ કેમ શકે? આ માટે તો અવશ્ય કોઈ બુદ્ધિમાન ચેતના હોવી જોઇએ.

જૈનદર્શનની માન્યતા છે કે, કર્મ પોતાનું ફળ પોતાની મેળે જ આપી દે છે. તેમાં બીજા કોઇ ન્યાયાધીશને વચ્ચે લાવવાની જરૂર નથી. માણસ ગરમીના દિવસો હોય, ચટાકેદાર ગરમ ભજિયા ખાતો હોય, ભજિયા ખાઈ તડકામાં ઊભો રહે અને ઇચ્છે કે મને તરસ ન લાગે, તો તેની ઇચ્છા માત્રથી તરસ રોકાઈ જતી નથી. પોતાની મેળે તેને અવશ્ય તરસ લાગી જ જવાની. માણસ દારૂનો ઉપયોગ કરે અને તેને મૂર્ચ્છા ન આવે તે સંભવિત નથી. તેને અવશ્ય મૂર્ચ્છા આવવાની. દૂધ પીવાથી અવશ્ય શરીરમાં પુષ્ટિ આવવાની તેનું ફળ આપવા બીજા કોઈ નિયામક તત્ત્વના સ્વીકારની જરૂર નથી. એવી જ રીતે જીવના દરેક માનસિક, વાચિક અને કાયિક કંપન–પરિસ્પંદનની સાથે જે કર્મ પરમાણુ જીવ તરફ આકૃષ્ટ થઈ, રાગદ્વેષના નિમિત્તને પામી, જીવ સાથે બંધાઈ જાય છે તે કર્મ પરમાણુઓમાં પણ દારૂ અને દૂધની માફક સારી નરસી ફળ આપવાની શકિત હોય જ છે. આવી શકિત જીવના સંબંધથી વ્યક્ત થઇ તેના ઉપર પોતાનો પ્રભાવ જમાવે છે. તે શકિતના પ્રભાવથી મુગ્ધ થએલો જીવ એવાં કામો કરે છે કે જે તેના માટે સુખદાયક અને દુઃખદાયક હોય છે. જો કર્મ કરતી વખતે જીવોના ભાવો સારા હોય છે તો બંધને પ્રાપ્ત થતાં કર્મ પરમાણુઓ ઉપર તેનો સારો પ્રભાવ પડે છે અને કાળાંતરમાં તેનાં ફળો પણ સારાં મળે છે. અને જો કર્મોપાર્જન કરતાં નબળા ભાવો હોય છે તો તેની અસર પણ ખરાબ પડે છે અને કાળાન્તરમાં તેનાં ફળ પણ ખરાબ જ હોય છે. માનસિક ભાવોની અચેતન વસ્તુઓ ઉપર કેવી અસર થાય છે તે વાતને યથાર્થ સમજવા માટે જરા આયુર્વેદ શાસ્ત્રના ભોજન સંબંધેના નિયમોની સૂક્ષ્મતામાં ઊતરવું જોઇએ. તદનુસાર–

આયુર્વેદ શાસ્ત્રના નિયમ મુજબ, જમતી વખતે માનસિક શાંતિ પરમ કોટિએ પહોંચેલી હોવી જોઇએ. જમવાના અર્ધા કલાક પૂર્વે તેમજ અર્ધા કલાક પછી કોઇ જાતનો વિક્ષોભ થવો ન જોઇએ. પરમ શાંતિ અને સમાધિના અનુભવોની પવિત્ર ક્ષણોમાં જો ભોજન કરવામાં આવે તો સ્વાસ્થ્ય અને પાચનક્રિયા પર તેની ભારે સારી અસર થાય છે. પરંતુ આનાથી ઊલટું જો ભોજન પહેલાં અને ભોજન પછી માનસિક અશાંતિ અને અસમાધિના ભાવમાં જો કોઈ વ્યકિત વ્યગ્ર રહે તો વૈદકશાસ્ત્ર કહે છે કે, સ્વાસ્થ્ય પર તે ભોજનની સ્વાસ્થ્યપ્રદ અસર થશે નહિ અને તેના પરિપાકમા અને પાચનમા મુશ્કેલી ઊભી થશે. આમ જો આયુર્વેદશાસ્ત્રના નિયમ મુજબ કામક્રોધાદિ વિકારોની અસર ભોજન સામગ્રી પર પણ સારી નરસી થતી હોય તો એક હકીકત સ્પષ્ટ છે કે કર્તાના ભાવોની અસર અચેતન પર પડે જ અને તે મુજબનો જ વિપાક અનુભવાય. માટે જીવને કર્મ કરવામાં તેમજ ફળ ભોગવવામાં પણ સ્વતંત્ર માનવો જોઇએ.

આ વિષયને આવતીકાલ ઉપર રાખી શ્રી કેશી–ગૌતમના સંવાદ તરફ વળીએ

શ્રી કેશીકુમાર શ્રમણ પૂછે છે કે 'પીડિત માણસો માટે આધારહિત કલ્યાણકારી સ્થાન કયું ?'

શ્રી ગૌતમસ્વામી જવાબ આપે છે :

अत्थिएगं धुवं ठाणं लोगग्गंमि दुरासहं ।
जत्थ नत्थि जरामच्चू वाहिणो वेयणातहा ॥

લોકના અગ્રભાગમાં એક એવું સ્થાન છે જ્યાં જરા, મૃત્યુ, વ્યાધિ અને વેદના નથી. પરંતુ આ લોકાગ્ર ભાગ ઉપર પહોંચવું બહુ મુશ્કેલ છે.

કેન્દ્રમાં જ્યારે અહં હોય છે ત્યારે અહંમાંથી મમની સૃષ્ટિ થાય છે. મમ એ જ મોહનો આત્મા અને પ્રાણ છે. આમાંથી જન્મ અને મરણની પરંપરા રચાય છે. જ્યારે બ્રહ્મભાવ ભૂલાઇ જાય છે ત્યારે માણસ પરમાત્મભાવની સૃષ્ટિ રચવાને બદલે જન્મ, જરા, મૃત્યુ વ્યાધિ અને વેદનાની સૃષ્ટિ રચી નાખે છે. અહં જો કેન્દ્રમાથી ખસી જાય અને અહંને સ્થાને જો બ્રહ્મ પોતાનું સ્થાન અને સિંહાસન સંભાળી લે તો જીવ અત્રે જ જીવનમુક્ત બની જાય. જે અહીં મુકત બને, જીવતા જીવે જો બંધનમાથી છૂટી જાય, સશરીરે જો મુકત થઇ જાય તો જ તે અશરીરે પણ મુકત થવાનો જ છે. પરંતુ તે સ્થાનની પ્રાપ્તિ માટે ભારે સાધના અને કઠોર તપશ્ચર્યાની અપેક્ષા છે. સ્વરૂપની સમજણ વગર આ દિશામાં પગલા ભરવાં પણ શકય નથી.

આ સ્થાન કયું છે ?– એવો પ્રશ્ન કેશીકુમાર શ્રમણ શ્રી ગૌતમ સ્વામીને ફરી કરવાનાં છે, એટલે આવતીકાલે આ વિષેની વધારે સરળ અને સ્પષ્ટ છણાવટ કરવામાં આવશે.

–❀–

# ઈશ્વરકર્તૃત્વ અને કર્મવાદ

ઈશ્વર કર્તૃત્વના સંબંધે વાત ચાલી રહી છે. ગઈ કાલના પ્રવચનમાં સુસ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, જેમ જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે તેમ ફળ ભોગવવામાં પણ તે સ્વતંત્ર છે. જો આમ માનવામાં ન આવે અને ફળ આપવામાં ઈશ્વરાધીનતા સ્વીકારવામાં આવે તો જ્યારે એક માણસ બીજા માણસનું ખૂન કરે છે ત્યારે તે ખૂન કરનાર માણસને દોષિત ન માનવો જોઇએ. કારણ ફળ આપનાર તો સ્વયં પરમાત્મા છે. પરમાત્માએ માત્ર ખૂન કરાવવામાં એક માણસના નિમિત્તની અપેક્ષા રાખી છે. ઇશ્વર સાક્ષાત્ તે ખૂન કરનાર માણસ વડે, જેનું ખૂન થયું છે તેને, દંડ અપાવી રહ્યા છે. જેમ કોઈ શાસક પોતાના અધિકારીઓ વડે કોઇને શિક્ષા અપાવે તો તેમાં અધિકારીઓ તે માટે જવાબદાર કે દોષિત ગણાતા નથી. અધિકારી તો માત્ર શાસકીય આજ્ઞાનું પાલન કરે છે. વસ્તુતઃ શિક્ષા અપાવનાર શાસક જ તે માટે જવાબદાર છે. આ જ રીતે કોઈની ઘાત કરનાર ઘાતક પણ, જેનો ઘાત તેણે કર્યો છે તેના પૂર્વકૃત કર્મનું ફળ જ તે તેને ભોગવાવે છે. કારણ ફળમાં જીવની ઇશ્વરાધીનતા સ્વીકારનારા માટે તો ઈશ્વરે તેનાં પૂર્વકૃત કર્મો માટે આ જ જાતની શિક્ષા નિર્માણ કરી હશે અન્યથા તેનો આમ વધ થયો ન હોત.

કદાચ એમ કહેવામાં આવે કે, કર્મ કરવામાં પુરુષ સ્વતંત્ર છે. એટલે ઘાતકનું કાર્ય ઇશ્વર પ્રેરિત નથી પરંતુ સ્વકીય ઇચ્છાનું જ પરિણામ છે. આમ માનવામાં આવે તો નિષ્કર્ષ એ થયો કે, સંસારી દશામાં પ્રાણીમાત્ર સ્વતંત્ર નથી. તેઓ પોતપોતાના કર્મોથી બંધાએલાં છે. મહાભારતમાં પણ સ્પષ્ટતાપૂર્વક કહેવામાં આવેલ છે કે, "कर्मणा बध्यते जन्तु."—અર્થાત્ પ્રાણી કર્મોથી બંધાએલ છે અને કર્મની પરંપરા આજકાલની નથી, પરંતુ અનાદિની છે. આવી સ્થિતિમાં "बुद्धिः कर्मानुसारिणि"—જેવા પ્રાણીનાં કર્મો તે પ્રમાણે તેની બુદ્ધિ પણ થઈ જાય છે. આ ન્યાય જો સાચો હોય, તો પછી કોઈ પણ કામ કરવા કે ન કરવા સંબંધે માણસ સ્વતંત્ર રહેતો નથી. તે કર્મથી બંધાએલો છે અને જેવાં તેનાં કર્મો, તેવાં કાર્યો તે કર્યા જ કરે છે. કર્મની ઉપર્યુક્ત મર્યાદાનો સ્વીકાર કરવાથી મુક્તિલાભ કેમ પ્રાપ્ત થઈ શકશે? કારણ, જીવ કર્મોથી પરવશ છે અને જેવાં તેનાં કર્મો તેવી તેની બુદ્ધિ છે. એટલે કર્મની અવિચ્છિન્ન પરંપરા ચાલ્યા જ કરવાની આવી શંકા કરવી એ પણ યોગ્ય નથી. કારણ, કર્મો સદા એક સરખાં હોતાં નથી. કર્મો સારાં પણ હોય છે અને બૂરાં પણ હોય છે. સારાં કર્મોને અનુસરનારી બુદ્ધિ માણસને સન્માર્ગ ભણી દોરી જાય છે અને બૂરાં કર્મોને અનુસરનારી બુદ્ધિ માણસને કુમાર્ગે લઇ જાય છે. સન્માર્ગે લઇ જનારી બુદ્ધિ માણસને મોક્ષાભિમુખ બનાવે છે અને કુમાર્ગમાં પ્રવૃત્ત કરાવનારી બુદ્ધિ માણસનાં સંસારના બંધનોને દૃઢ બનાવે છે. પરિણામ એ આવ્યું કે, બુદ્ધિ કર્મોને અનુસરનારી થાય તેથી મુક્તિલાભમાં કશી જ અડચણ ઊભી નથી થતી.

કર્મ કરવામાં પણ જીવ સ્વતંત્ર નથી. એટલે ઘાતકના મનુષ્યવધનું કાર્ય પણ તેની કોઈ પૂર્વની દુર્બુદ્ધિનું જ પરિણામ હોવું જોઇએ; અને બુદ્ધિની ક્રૂરતા પણ તેનાં કોઇ પૂર્વકૃત કર્મનાં ફળરૂપ હોવી જોઈએ. પરંતુ આથી ઊલટું, કર્મનું ફળ જો ઈશ્વરાધીન માનીએ તો તેનો ઉત્પાદક પણ ઈશ્વરને જ માનવો રહ્યો. જો ઈશ્વરને કર્મોનો ફળદાતા ન માનીએ અને જીવોનાં કર્મોમાં સ્વતઃ ફળદાન શક્તિ સ્વીકારી લઇએ, તો ઉપર બતાવેલી બધી સમસ્યાઓ સરળતાથી ઊકલી જાય છે. કારણ માણસનાં દુષ્ટ કર્મો તેના આત્મા ઉપર એવા સંસ્કારો અંકિત કરી જાય છે કે જેનાં પરિણામે તે ક્રોધમાં આવી ખૂન કરવા જેવાં નિંદિત કાર્યો પણ કરી બેસે છે. પરંતુ જો ઇશ્વરને કર્મોનો ફળદાતા માનીએ તો આપણી વિચારશક્તિ એમ કહે છે કે, કોઈ વિચારશીલ ફળદાતાએ ખોટા કર્મોનું ફળ એવી રીતે આપવું જોઈએ કે જે તેની સજારૂપે અવશ્ય હોય, પરંતુ બીજા વડે અપાવવા રૂપે ન હોય. ઉપર જણાવેલ ઘટનામાં તો ઇશ્વર ઘાતકનો આશ્રય લઈ ઘાત કરાવે છે. કારણ, ઇશ્વરને બીજા પાસે શિક્ષા કરાવવી છે. પરંતુ ઘાતક જે બુદ્ધિ વડે બીજાનો ઘાત કરે છે તે બુદ્ધિને દુષ્ટ કરનારા કર્મોનું શું ફળ મળ્યું ? આ ફળ વડે તો બીજાને સજા ભોગવવી પડી. આ રીતે ઈશ્વરને વચ્ચે લાવવામાં ઘણી જાતની વિસંવાદિતા આવીને ઊભી રહે છે. દાખલા તરીકે, કોઈ કર્મનું ફળ જીવને તત્કાળ મળી જાય છે. કોઈ કર્મનું ફળ મહીનાઓ પછી મળે છે. અમુક કર્મોનું ફળ વર્ષો પછી પણ મળે છે. ત્યારે વળી અમુક કર્મોનું ફળ જન્માંતરમાં મળે છે. આ વિષમતાનું કારણ શું છે ? કર્મ ફળના ઉપભોગમાં સમયની આ જે વિષમતા દેખાય છે તેનો ઇશ્વરવાદીઓ પાસે 'ઇશ્વરેચ્છા' સિવાય બીજો કોઈ જવાબ નથી. પરંતુ કર્મમાં જ ફળદાનશક્તિ માનનાર કર્મવાદી જૈન સિદ્ધાંત આ બધા પ્રશ્નોનો તર્ક અને બુદ્ધિગમ્ય જવાબ આપે છે.

આપણે પહેલાં કહી ગયાં છીએ તેમ જૈનદર્શનમાં કર્મનો આશય જીવની ક્રિયા સાથે જીવ તરફ આકૃષ્ટ થનારાં કર્મ પરમાણુઓથી છે. જીવની પ્રત્યેક ક્રિયા વખતે, જેને જૈનદર્શનમાં યોગના નામથી ઓળખાવાય છે તે આ કર્મ પરમાણુઓ આત્મા તરફ આકૃષ્ટ થાય છે અને આત્માના રાગ, દ્વેષ, મોહ આદિ ભાવો કે જેને જૈનદર્શનમાં કષાય કહેવાય છે તેનું નિમિત્ત પામી, આત્મા સાથે બંધાઈ જાય છે. આ રીતે કર્મ પરમાણુઓને આત્મા સુધી લઈ આવવાનું (આશ્રવનું) કામ યોગ કરે છે. યોગ એટલે જીવની કાયિક, વાચિક અને માનસિક ક્રિયા. આ ક્રિયા જ્યારે કર્મોને આત્મા પાસે લઇ આવે છે ત્યારે આત્મા સાથે એકક્ષેત્રાવગાહ સંબંધ કરાવવાનું કામ કષાય અર્થાત્ આત્માના રાગ-દ્વેષ રૂપ ભાવ કરે છે. તાત્પર્ય એ છે કે, આત્માની યોગશક્તિ અને કષાય બન્ને બંધનાં કારણ છે. જ્યારે બારમાં ગુણસ્થાનમાં જીવને કષાયનો અભાવ થઇ જાય છે અને માત્ર યોગશક્તિ જ અવશિષ્ટ રહે છે ત્યારે કર્મ પરમાણુઓનું યોગને કારણે આશ્રવ એટલે આગમન તો અવશ્ય થશે; પરંતુ કષાયના અભાવને લઇ તે ત્યાં રોકાશે નહિ. આ વાતને સરળતાથી સમજવા માટે યોગને વાયુની, કષાયને ગુંદરની, આત્માને

દીવાલની અને કર્મ પરમાણુઓને ધૂળની ઉપમા આપી શકાય છે. દીવાલ પર જો ગુંદર જેવા સ્નિગ્ધ પદાર્થનો લેપ હશે તો વાયુ સાથે ઊડનારી ધૂળ દીવાલ સાથે અવશ્ય ચોંટી જવાની. પરંતુ જો દીવાલ સ્નિગ્ધતાશૂન્ય હશે તો વાયુ સાથે આવેલી ધૂળ ભીંતની સાથે સંસ્પર્શ પામી તરત જ ખરી જશે. ધૂળના પરિમાણનો આધાર વાયુ પર આધારિત છે. વાયુ જો પ્રબળ પરિમાણમાં હશે તો ધૂળનું પરિમાણ પણ વધારે હશે અને જો વાયુ મંદ હશે તો ધૂળનું પરિમાણ પણ મંદ હશે. હાં, દીવાલ સાથે ધૂળને ચોંટી રહેવાનો આધાર ભીંત સાથે ચોંટેલા ગુંદરની ન્યૂનાધિકતા સાથે સંબંધિત છે. જો દીવાલ પર પાણીનો લેપ હોય તો ધૂળ થોડો વખત સુધી ટકે છે, કોઇ વૃક્ષનાં દૂધનો લેપ હોય તો તે થોડો વધારે વખત ટકે છે અને ગુંદરનો લેપ હોય તો તે ધૂળ ઘણા દિવસો સુધી ટકી રહે છે. આ જ વાત યોગ કષાયનાં સંબંધમાં પણ જાણવી જોઇએ.

યોગ શકિત જો ઉત્કૃષ્ટ હોય તો કર્મ પરમાણુઓ પણ અધિક માત્રામાં આત્મા તરફ આકૃષ્ટ થાય છે અને યોગ શકિત જો જઘન્ય અથવા મધ્યમ પ્રકારની હોય તો કર્મ પરમાણુઓની માત્રામાં યોગના અનુરૂપ ન્યુનાધિકતા થઈ જાય છે. આજ રીતે કષાય જો તીવ્ર હોય તો કર્મ પરમાણુઓ આત્માની સાથે વધારે વખત સુધી ટકી રહે છે અને ફળ પણ તીવ્ર આપે છે અને કષાય જો મંદ હોય તો આત્મા સાથે ટકી રહેવાની તેની સ્થિતિ પણ ઓછી હોય છે અને તેની ફળદાનશકિત પણ મંદ બની જાય છે.

**કર્મની કાર્ય મર્યાદા :** કર્મનું મોટામાં મોટું કાર્ય જીવને સંસારમાં રોકી રાખવાનું છે. ચોર્યાસી લાખ યોનિઓ અને તેમાં થતી જીવની વિવિધ અવસ્થાઓનું કારણ કર્મ છે. કારણ "कामादि प्रभवश्चित्रः कर्मबन्धानुरूपतः" જીવની કામ, ક્રોધાદિરૂપ વિવિધ અવસ્થાઓ પોતપોતાનાં કર્મોનાં અનુરૂપ હોય છે. સંસાર દશામાં જીવની પરિણતિ પ્રતિ સમયે ભિન્નભિન્ન થાય છે. તેને માટે નિમિત્તરૂપે ભિન્નભિન્ન કારણો માનવામાં આવ્યાં છે. તે નિમિત્તો સંસ્કારરૂપમાં આત્મા સાથે સંબદ્ધ થયા કરે છે અને તદનુકૂળ પરિણતિ જન્માવવામાં સહાય આપે છે. જીવની શુદ્ધતા અને અશુદ્ધતા આ નિમિત્તોના સદ્ભાવ અને અસદ્ભાવ ઉપર આધારિત છે. જૈનદર્શન આ નિમિત્તોને કર્મનાં નામથી ઓળખાવે છે.

કોઇ શંકા કરે કે, જે સમયે જેવી બાહ્ય સામગ્રી ઉપલબ્ધ થાય છે તે સમયે તદનુરૂપ અશુદ્ધ આત્માની પરિણતિ થાય છે. જેમકે, સુંદર સ્વરૂપવાળી સ્ત્રીના મળવાથી રાગ ભાવ ઉત્પન્ન થાય છે. જુગુપ્સા ઉત્પન્ન કરે એવી સામગ્રી મળે તો ઘૃણા ઉત્પન્ન થાય છે, ધન, સંપત્તિને જોઇ લોભ ઉત્પન્ન થાય છે, ઠોકર લાગવાથી પીડા થાય છે અને ઇષ્ટ વસ્તુના સંયોગથી સુખનું નિર્માણ થાય છે તો પછી કેમ કહી શકાય કે માત્ર કર્મ જ આત્માની વિવિધ પરિણતિમાં નિમિત્ત છે? ઉપર જણાવેલી અન્ય સામગ્રીઓ પણ તેમાં નિમિત્ત છે. માટે કર્મનું સ્થાન બાહ્ય સામગ્રીને પણ અવશ્ય મળવું જોઇએ.

આનો સ્પષ્ટ જવાબ એ છે કે, અંતરંગમાં આવી યોગ્યતાના અભાવમાં બાહ્ય સામગ્રી કોઇ જાતની વિપરિણતિ આત્મામાં જન્માવી શકતી નથી. ગમે તેવી પ્રબળ રાગની સામગ્રીનો સદ્ભાવ પણ વીતરાગી પુરુષની પાસે રાગ જન્માવી શકે નહિ, એટલે અંતરંગની યોગ્યતાના અભાવમાં બાહ્ય સામગ્રી કોઈ વિપરિણામ લાવી શકે નહિ. માટે બાહ્ય સામગ્રી પારંપરિક નિમિત્તમાં અવશ્ય સ્થાન પામી શકે છે પરંતુ સાક્ષાત્ નિમિત્તમાં તે સ્થાન પામી શકતી નથી.

કર્મની કાર્યમર્યાદા ઉપર જણાવ્યા મુજબની છે છતા ઘણા વિદ્વાનોનો અભિપ્રાય છે કે, બાહ્ય સામગ્રીની પ્રાપ્તિ પણ કર્મથી જ થાય છે. પરંતુ ગંભીરતાપૂર્વક વિચાર કરવાથી તે અભિપ્રાય યુક્તિસંગત લાગતો નથી. કારણ કર્મના બે પ્રકારો છે. (૧) જીવ વિપાકી અને (૨) પુદ્ગલ વિપાકી. જે જીવની વિવિધ અવસ્થા અને પરિણામોમાં નિમિત્ત થાય છે તે જીવ વિપાકી છે અને જેનાથી વિવિધ પ્રકારના શરીર, વચન, મન અને શ્વાસોચ્છ્વાસની પ્રાપ્તિ થાય છે તે પુદ્ગલ વિપાકી કર્મ કહેવાય છે. આ બન્ને પ્રકારનાં કર્મોમાં બાહ્ય સામગ્રી ઉપલબ્ધ કરાવનાર એક પણ કર્મ દેખાતું નથી. સાતાવેદનીય અને અસાતાવેદનીય પણ જીવ વિપાકી પ્રકૃતિ છે. આવી સ્થિતિમાં અનુકૂળ અને પ્રતિકૂળ બાહ્ય સામગ્રીના સંયોગમાં કર્મોને નિમિત્ત માનવાની જરૂર નથી. બાહ્ય સામગ્રીની પ્રાપ્તિ તો પોતાનાં કારણોથી થાય છે, કર્મથી થતી નથી. આમ છતાં આધુનિક વિદ્વાનોમાંથી કોઇ વેદનીય કર્મને બાહ્ય સામગ્રીની પ્રાપ્તિમાં નિમિત માને છે તો કોઇ વળી લાભાંતરાય કર્મના ક્ષય અથવા ક્ષયોપશમને નિમિત્ત માને છે. પરંતુ તેમ કહેવા જતાં ઉક્ત કથન કર્મ વ્યવસ્થાને પ્રતિકૂળ આવીને ઊભું રહે છે.

બાહ્ય સામગ્રીની ઉપલબ્ધિમાં પણ કર્મની નિમિત્તતા જોનારા વિદ્વાનોને ઉત્તર ઉપચારથી ભલે આપી શકાય, વાસ્તવિકતાએ તો નહિ જ. તત્ત્વતઃ બાહ્ય સામગ્રીની પ્રાપ્તિ સાતા, અસાતાનું પણ ફળ નથી તેમજ લાભાંતરાય કર્મના ક્ષય તથા ક્ષયોપશમનું પણ ફળ નથી. બાહ્ય સામગ્રી તો પોતપોતાનાં કારણોથી જ પ્રાપ્ત થાય છે. જેમકે વ્યાપાર કરવો, ખેતીવાડી કરવી, ખિસ્સાં કાપવાં, ચોરી કરવી, ભીખ માંગવી, નોકરી કરવી, રાજા મહારાજાઓની ખુશામદ કરવી આદિ કારણોથી બાહ્ય સામગ્રીની પ્રાપ્તિ થાય છે, કર્મનાં કારણે નહિ.

અત્રે એવી શંકા કરી શકાય કે, બાહ્ય સામગ્રીનો લાભાલાભ જો પુણ્ય પાપનું ફળ નથી તો પછી એક ગરીબ અને બીજો શ્રીમાન્ એમ ભેદ શા માટે છે?

જવાબ સ્પષ્ટ છે. શ્રીમંતાઈ કે ગરીબી સામાજિક વ્યવસ્થાનું ફળ છે, પુણ્ય-પાપનું નહિ. જ્યાં પુંજીવાદી વ્યવસ્થા છે ત્યાં પોતાની યોગ્યતા અને સાધનો મુજબ માણસો સંચય કરે છે અને તે વ્યવસ્થા મુજબ ગરીબ અને અમીર સૃષ્ટિનું નિર્માણ થાય છે. રશિયાએ આ વ્યવસ્થા મોટા ભાગે તોડી નાખી છે, છતાં ત્યાં પુણ્ય અને પાપ તો છે જ. તત્ત્વતઃ પુણ્ય અને પાપ બાહ્ય વ્યવસ્થાથી પર છે અને તે આધ્યાત્મિક છે.

આ રીતે કર્મની કાર્ય મર્યાદાનો વિચાર કરવાથી સ્પષ્ટ થઈ જાય છે કે, કર્મ બાહ્ય સામગ્રીના સંયોગ કે વિયોગનું કારણ નથી.

જો કે જૈનદર્શન કર્મનો સ્વીકાર કરે છે, પરંતુ યાવત્ કાર્યો પરત્વે તે કર્મને નિમિત્ત માનતું નથી. તે જીવની વિવિધ અવસ્થાઓ એટલે શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, વચન અને મન આવી અવસ્થાઓ માટે જ કર્મને નિમિત્ત કારણ માને છે. કર્મવાદીઓના મતે અન્ય કાર્યો તો સદા પોતપોતાનાં કારણોથી જ થાય છે. દાખલા તરીકે પુત્રની પ્રાપ્તિ, પુત્રનું મરણ, વ્યાપારમાં લાભ–હાનિ, બીજા વડે સન્માનિત અથવા અપમાનિત થવું, અકસ્માત મકાનનું પડવું, ખેતીના પાકનો નાશ, દુષ્કાળ, સુકાળની ઉપલબ્ધિ, વિજળી પડવી, અનુકૂળ અને પ્રતિકૂળ અનેક પ્રકારના સંયોગો અને વિયોગો ઊભા થવા આદિ ઘણાં કાર્યો છે જેનું કારણ કર્મ નથી. ભ્રમથી આપણે આ બધાંને કર્મોનું કાર્ય માની બેસીએ છીએ. પુત્રની પ્રાપ્તિ થવા પર માણસ ભ્રમવશ તેને પોતાનાં શુભ કર્મોનું કાર્ય સમજે છે અને પુત્રના મરી જવા પર ભ્રમવશ પોતાના અશુભ કર્મનો ઉદય માની બેસે છે. પરંતુ શું પિતાના અશુભોદયથી પુત્રનું મૃત્યુ સંભવ છે? અને પિતાના શુભોદયથી પુત્રની ઉત્પત્તિ સંભવ છે? કથમપિસંભવ નથી. તત્ત્વતઃ ઇષ્ટ સંયોગ અને ઇષ્ટ વિયોગ આદિ જેટલાં પણ કાર્યો છે તે સારાં નરસાં કર્મોનાં કાર્યો નથી. નિમિત્ત બીજી વાત છે અને કાર્ય બીજી વાત છે. નિમિત્તને કાર્ય કહેવું તે યોગ્ય નથી.

દિગંબરોના ગોમ્મટસાર કર્મકાંડમાં એક કર્મ પ્રકરણ આવેલું છે. ત્યાં મૂળ અને ઉત્તર કર્મ પ્રકૃતિઓનાં નોકર્મ બતાવ્યાં છે. જેમકે, ઇષ્ટ અન્ન–પાન આદિને અસાતાવેદનીયનું, વિદૂષક અથવા બહુરૂપીને હાસ્યકર્મનું, સુપુત્રને રતિકર્મનું, ઇષ્ટ વિયોગ અને અનિષ્ટ સંયોગને અરતિ કર્મનું, પુત્ર મરણને શોક કર્મનું, સિંહ આદિને ભય કર્મનું, ગ્લાનિકર પદાર્થોને જુગુપ્સા કર્મનું નોકર્મ દ્રવ્ય બતાવેલ છે.

ટ્રેનમાં મુસાફરી કરતી વખતે આપણને ઘણા પ્રકારનાં માણસોનો સમાગમ થાય છે. કોઇ હસતો હોય છે તો કોઈ રડતો પણ હોય છે. તેનાથી આપણને સુખ પણ થાય છે અને દુઃખ પણ થાય છે. તો શું મુસાફરી કરનારા મુસાફરો આપણાં શુભાશુભ કર્મોનાં કારણે મુસાફરીએ ઉપડ્યા છે? ના, એમ હોઈ શકે નહિ. જેમ આપણે આપણાં કારણે મુસાફરી કરી રહ્યાં છીએ તેમ તેઓ પણ પોતપોતાનાં કારણે જ મુસાફરી કરી રહ્યા છે. આપણા અને તેમના સંયોગ વિયોગમાં ન આપણાં કર્મો કારણ છે, કે ન તેમનાં કર્મો કારણ છે. આ સંયોગ–વિયોગ યા તો પ્રયત્નપૂર્વક હોય છે અથવા કાકતાલીય ન્યાયથી સહજ પણ હોય છે. આમાં કોઇનું કર્મ કારણ નથી છતાં આ સારાં નરસાં કર્મોના ઉદયમાં નિમિત્ત થયા કરે છે.

જૈનાના કર્મવાદના સિદ્ધાંત અનુસાર જનતાને કહેવું જોઇએ કે, જન્મથી કોઈ અસ્પૃશ્ય નથી અને સ્પૃશ્ય પણ નથી. આ ભેદ મનુષ્યકૃત છે. એકની પાસે વધારે ધનનું હોવું

અને બીજાની પાસે એક દોકડાનું પણ ન હોવું, એકનું મોટરમાં ફરવું અને બીજાનું ભીખ માંગવું એ કર્મનું ફળ નથી. કારણ સંપત્તિને પુણ્યનું ફળ અને સંપત્તિના અભાવને પાપનું ફળ માનવામાં આવે તો અલ્પ સંતોષી અને સાધુ બન્ને પાપી ગણાશે.

જૈન વિદ્વાનો પણ નૈયાયિકોના કર્મવાદનું સમર્થન કરતાં જૈન કર્મવાદના આધ્યાત્મિક રહસ્યને ભૂલી ગયા છે. જૈનદર્શનમાં જો કે પુણ્યકર્મ અને પાપકર્મ એવા બે ભેદો અવશ્ય મળે છે, પરંતુ એનાથી ગરીબી પાપકર્મનું ફળ છે અને સંપત્તિ પુણ્યકર્મનું ફળ છે, આ વાત સિદ્ધ થતી નથી. કેટલીક વાર ગરીબ માણસ સુખી દેખાય છે અને સંપત્તિવાળો દુઃખી દેખાય છે. એટલે પુણ્ય અને પાપની વ્યાપ્તિ સુખ અને દુઃખથી કરી શકાય છે, ગરીબ અને અમીરથી નહિ.

વર્તમાનકાલીન વિદ્વાનો પણ આ દોષથી અસ્પૃશ્ય રહી શકયા નથી. તેઓ પણ ધનસંપત્તિના સદ્ભાવ–અસદ્ભાવને પુણ્ય પાપનું ફળ માને છે. પરંતુ આ તેમના ઉપર નૈયાયિક વૈશેષિકોના કર્મવાદની અસર છે. જૈન સાહિત્ય ઉપર પણ આ દોષની ભારે પકડ ચાલુ છે. આ દોષનાં કારણે જ જૈન જનતા કર્મની અપ્રાકૃતિક અને અવાસ્તવિક ગૂંચમાં ફસાઈ પડી છે. જ્યારે તેઓ કથા ગ્રંથોમાં વાંચે છે કે જીવનો ભાગ્યોદય થવા પર તેને ઘર બેઠા જ રત્નો મળી જાય છે અને પ્રારબ્ધના અભાવમાં સમુદ્રનું અવગાહન કરે તો પણ તેને રત્નો પ્રાપ્ત થતાં નથી ત્યારે તે કર્મની સામે પોતાનું માથું નમાવી દે છે અને જૈન કર્મવાદના આધ્યાત્મિક રહસ્યને સદાને માટે ભૂલી જાય છે.

# અનેકાન્ત સમીક્ષા

અનેકાંત શબ્દ 'અનેક' અને 'અન્ત' આ બે શબ્દોના મેળથી બનેલ છે. તેની વ્યુત્પત્તિ આ મુજબ છે. "अनेके अन्ता यस्या सौ अनेकान्तः" જેમાં અનેક અંત એટલે ધર્મોની ઉપલબ્ધિ થાય તે અનેકાન્ત કહેવાય છે. અનેકાન્ત શબ્દનું વાચ્ય માત્ર કોઇ વિવક્ષિત જીવ, પરમાણુ આદિ પદાર્થોના સમ્યકૃત્વ, જ્ઞાનાદિ વિવિધ ધર્મો અથવા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શાદિ ધર્મોવાળા હોવા એટલું જ માત્ર અભીપ્સિત નથી. કારણ, દરેક પદાર્થમાં અનેક ધર્મોનો સ્વીકાર માત્ર જૈનદર્શન જ નથી કરતું, બીજા પણ ઘણા દાર્શનિકો આ સત્ય સ્પષ્ટ સ્વીકારે છે. જો અનેકાંતનો અર્થ એક પદાર્થમાં અનેક ધર્મોનો સ્વીકાર એટલો જ કરવામાં આવે, તો એક પદાર્થના અનેક ધર્મો માનનાર જૈનેતર દાર્શનિકો પણ અનેકાંતવાદી થઈને ઊભા રહેશે. આવી સ્થિતિમાં જૈનદર્શનની અનેકાંતવાદી તરીકેની જે સવિશિષ્ટ છાપ અને પ્રસિદ્ધિ છે તેનું ગણનાપાત્ર મહત્ત્વ રહેશે નહિ. સાથોસાથ અનેકાંતનો આ જ અર્થ સ્વીકારવાથી એક પદાર્થની બીજા પદાર્થથી વ્યાવૃત્તિ તેમજ એક જ પદાર્થમાં એક ગુણની અન્ય ગુણથી અથવા પર્યાયથી

વ્યાવૃત્તિ અને એક પર્યાયની અન્ય પર્યાયથી વ્યાવૃત્તિ બતાવવી પણ શક્ય બની શકશે નહિ. એટલે જૈનદર્શનમાં અનેકાંતની જે સ્વતંત્ર અને સુસ્પષ્ટ વ્યાખ્યા કરવામાં આવી છે તેને સમજીને આનું કથન કરવું જોઈએ. અનેકાંતનું લક્ષણ આ છે–

તત્ર યદેવ તત્ તદેવાતત્, યદેવૈકં તદેવાનેકં, યદેવસત્ તદેવાસત્, યદેવ નિત્ય તદેવાનિત્યમિત્યેકસ્મિન્ વસ્તુનિ વસ્તુત્વ નિષ્પાદક પરસ્પર વિરૂદ્ધ શક્તિદ્વય પ્રકાશનમનેકાન્તઃ"

જે સત્ છે તે જ અસત્ છે, જે એક છે તે જ અનેક છે, જે તત્ છે તે જ અતત્ છે, જે નિત્ય છે તે જ અનિત્ય છે. આ રીતે એક જ વસ્તુમાં વસ્તુત્વને ઊપજાવનારી પરસ્પર વિરુદ્ધ બે શક્તિઓનું પ્રકાશિત થવું તે અનેકાન્ત છે.

જો કે ઉપર્યુક્ત કથનમાં જે તત્ સ્વરૂપ છે તે જ અતત્ સ્વરૂપ પણ છે. આ વાત પરસ્પર વિરુદ્ધ જણાય છે અને એક જ વસ્તુમાં પરસ્પર બે વિરુદ્ધ ધર્મોનો સ્વીકાર કરવામાં સ્પષ્ટ બાધા પ્રતીત થાય છે. પરંતુ તત્ત્વતઃ આમાં પરસ્પર વિરોધની કોઈ શક્યતા નથી. કારણ અનેકાંતવાદમાં વસ્તુને જે અપેક્ષાએ તત્ સ્વરૂપ સ્વીકારેલ છે તે જ અપેક્ષાથી તેને અતત્ સ્વરૂપ સ્વીકારેલ નથી. એક જ વસ્તુમાં બન્ને ધર્મોના સ્વીકારમાં અપેક્ષા અને દૃષ્ટિનો ભેદ છે. દાખલા તરીકે, એક જ વ્યક્તિ પોતાના પિતાની અપેક્ષાથી પુત્ર છે પરંતુ તે જ વ્યક્તિ પોતાના પુત્રની અપેક્ષાથી પિતા પણ છે. એટલે જે રીતે એક જ વ્યક્તિમાં જુદી જુદી અપેક્ષાઓને અનુલક્ષી પિતૃત્વ અને પુત્રત્વ આદિ વિરોધી જણાતા ધર્મોનો સદ્ભાવ સંભવી શકે છે તેવી જ રીતે દરેક પદાર્થ દ્રવ્યાર્થિક દૃષ્ટિથી તત્ સ્વરૂપ છે. કારણ, અનાદિ કાળથી તે જેવો અને જેટલો છે તેવો અને તેટલો જ તે વર્તમાનકાળમાં પણ દૃષ્ટિગોચર થાય છે અને ભવિષ્ય અનન્તમાં પણ તેવો અને તેટલો જ રહેશે. તેમાંથી કોઈ પ્રદેશ અથવા ગુણ ખસી જતો હોય અને તેનું સ્થાન બીજો કોઈ ગુણ અથવા પ્રદેશ લઈ લેતો હોય એમ નથી એટલે તે સદાકાળ તત્સ્વરૂપ જ છે. પરંતુ આ રીતે તે તત્સ્વરૂપ સિદ્ધ થવા છતાં પર્યાયરૂપથી પણ તેનું રૂપાંતરણ થતું નથી એમ તો નથી જ. કારણ, આપણે જોઈએ છીએ કે, જે બાળક જન્મ સમયે જેવો હોય છે તે સમય જતાં, તેવો જ હોઈને પણ અન્ય રૂપમાં થઈ જાય છે. અન્યથા તેમાં બાળક, યુવાન અને વૃદ્ધાવસ્થારૂપ જે ભિન્ન ભિન્ન અવસ્થાઓ દૃષ્ટિગોચર થાય છે, તે અવસ્થાઓની શક્યતા કથમપિ ન રહે. એટલે વિવક્ષાના ભેદથી તત્ અને અતત્ રૂપ પરસ્પર વિરોધી દેખાતા બન્ને ધર્મોનો એક જ વસ્તુમાં સ્વીકાર કરવામાં કોઈ બાધા નથી. માત્ર અન્વયને જ સ્વીકાર કરનાર દ્રવ્યાર્થિક નયની દૃષ્ટિથી વિચાર કરવા પર તો દરેક પદાર્થ આપણને તત્સ્વરૂપ જ પ્રતીત થવાનો છે અને તે જ પદાર્થના વ્યતિરેકને સ્વીકાર કરનાર પર્યાયાર્થિક નયની દૃષ્ટિથી જોવા પર તે જ પદાર્થ માત્ર અતત્ સ્વરૂપ પ્રતીત થવાનો છે. પરંતુ તત્ત્વતઃ દરેક પદાર્થ તત્ સ્વરૂપ પણ છે અને અતત્ સ્વરૂપ પણ છે. આ જ રીતે દરેક પદાર્થ સત્ પણ છે અને અસત્ પણ છે. દરેક પદાર્થ સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવથી અસ્તિરૂપ છે એટલે તે સત્ છે અને તેમાં

પરદ્રવ્ય, પરક્ષેત્ર અને પરકાળનો સર્વથા અભાવ છે એટલે એ દૃષ્ટિએ અસત્ પણ છે. દરેક પદાર્થની નિત્યાનિત્યતા, એકાનેકતા પણ આ જ રીતે સાધી લેવી જોઇએ. જ્યારે આપણે કોઇ પણ પદાર્થનું દ્રવ્ય દૃષ્ટિથી અવલોકન કરીએ છીએ ત્યારે તે જેમ આપણને એક અને નિત્ય પ્રતીત થાય છે તેમ પર્યાય દૃષ્ટિથી જોવાથી અનેક અને અનિત્ય પણ પ્રમાણિત થાય છે.

શાસ્ત્રોમાં પ્રકૃત વિષયને પુષ્ટ કરવા માટે અનેક ઉદાહરણો આપવામાં આવ્યાં છે. વિચાર કરવાથી પ્રતીત થાય છે કે, દરેક દ્રવ્ય એક અખંડ પદાર્થ છે. આ દૃષ્ટિએ તેનો વિચાર કરવાથી દ્રવ્યભેદ, ક્ષેત્રભેદ, કાળભેદ અને ભાવભેદને અવકાશ નથી રહેતો. અન્યથા તે એક અખંડ પદાર્થ હોઈ શકે નહિ. એટલે દ્રવ્યાર્થિક દૃષ્ટિથી (અભેદ દૃષ્ટિથી) અવલોકન કરવાથી તે તત્સ્વરૂપ, એક, નિત્ય અને અસ્તિરૂપ જ પ્રતીતિમાં આવે છે. પરંતુ જ્યારે તેના જુદા જુદા અવયવો, અવયવોના પૃથક્ પૃથક્ ક્ષેત્ર, પ્રત્યેક સમયમાં થનારા તેના પરિણામ લક્ષણ સ્વકાળ અને તેનાં રૂપ, રસાદિ અથવા જ્ઞાન, દર્શનાદિ વિવિધ ભાવ આદિની દૃષ્ટિએ વિચાર કરીએ ત્યારે તે એક અખંડ પદાર્થ અતત્સ્વરૂપ, અનેક, અનિત્ય અને નાસ્તિ રૂપ જ પ્રતીતિમાં આવે છે. પ્રત્યેક પદાર્થ તદ્ ભિન્ન અન્ય અનંત પદાર્થોથી પૃથક્ હોવાને કારણે તેમાં તે અનંત પદાર્થોનો અત્યંતાભાવ કે અન્યોન્યાભાવ હોય છે એ વાત સુસ્પષ્ટ છે. અન્યથા તેના સ્વદ્રવ્યાદિની અપેક્ષાથી સ્વરૂપાસ્તિત્વ જ સિદ્ધ થઈ શકે નહિ અને તે અનંત પદાર્થોમાં પણ પોતપોતાના દ્રવ્યાદિની અપેક્ષાએ ભેદ કરે તો પણ ખેંચી શકાય નહિ. અન્યોન્યાભાવ અથવા અત્યંતાભાવ ન માનવા પર કોઈપણ દ્રવ્યનો વિવક્ષિત દ્રવ્યાદિરૂપથી વ્યપદેશ કરવો સંભવ નથી. સાથોસાથ ગુણપર્યાયોના કિંચિત મિલિત સ્વભાવ રૂપ તે સ્વયં પણ એક છે અને એક નથી, નિત્ય છે અને નિત્ય નથી, તત્સ્વરૂપ છે અને તત્સ્વરૂપ નથી; અસ્તિરૂપ છે અને અસ્તિરૂપ નથી. કારણ, દ્રવ્યાર્થિક દૃષ્ટિથી અવલોકન કરવાથી જ્યાં તે એક, નિત્ય, તત્સ્વરૂપ અને અસ્તિરૂપ પ્રતીતિમાં આવે છે ત્યાં પર્યાયાર્થિક દૃષ્ટિથી અવલોકન કરવાથી તે એક નથી પણ અનેક છે, નિત્ય નથી પણ અનિત્ય છે, તત્સ્વરૂપ નથી અર્થાત્ અતત્સ્વરૂપ છે અને અસ્તિરૂપ નથી પરંતુ નાસ્તિરૂપ છે એમ પણ પ્રતીતિમાં આવે છે.

આ રીતે જો ન માનવામાં આવે તો પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ અન્યોન્યાભાવાદિની સિદ્ધિ ન થઈ શકવાનાં કારણે ન તો તેનો વિવક્ષિત સમયમાં વિવક્ષિત આકાર સિદ્ધ થશે અને ન તેમાં જે ગુણભેદ અને પર્યાયભેદની પ્રતીતિ થાય છે તે પણ સાધી શકાશે. પ્રાગભાવના અભાવમાં કાર્ય અનાદિ થઈ જશે. પ્રધ્વંસાભાવ ન માનવા પર કાર્ય દ્રવ્ય અનંતતાને પ્રાપ્ત થશે અને ઈતરેતરાભાવના અભાવમાં કાર્ય સર્વાત્મક થઈ જશે. દાર્શનિક વિદ્વાનો પદાર્થ કથંચિત્ સત્ છે અને કથંચિત્ અસત્ છે તેની સ્પષ્ટતા કરતાં કહે છે–

सदेव सर्वं को नेच्छेत् स्वरूपादि चतुष्टयात् ।
असदेव विपर्यासान्न चेन्न व्यवतिष्ठते ॥

આવો કોણ પુરુષ છે જે ચેતન અચેતન સમસ્ત પદાર્થ જાત સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવની અપેક્ષા સત્સ્વરૂપ જ છે એમ નથી માનતો અને પરદ્રવ્ય, પરક્ષેત્ર, પરકાળ અને પરભાવની અપેક્ષા અસત્સ્વરૂપ જ છે એમ નથી માનતો. કારણ, એમ સ્વીકાર્યા વગર કોઇપણ ઇષ્ટ તત્ત્વની વ્યવસ્થા સંભવિત નથી.

ઇષ્ટ તત્ત્વની વ્યવસ્થા શકય નથી એ વિષે વધારે સ્પષ્ટતા કરતા દાર્શનિકો કહે છે કે, વસ્તુનું વસ્તુત્વ શું છે? એના જવાબમાં કહી શકાય છે કે, જે વ્યવસ્થાથી સ્વરૂપનું ઉપાદાન અને પરરૂપનું અપોહન થાય તે જ વસ્તુનું વસ્તુત્વ છે. આમ છતાં જે આ વ્યવસ્થાનો સ્વીકાર નથી કરતા તેમની સામે જે આપત્તિઓ ઊભી છે, તેની સ્પષ્ટતા કરતા દાર્શનિક વિદ્વાનો કહે છે-

(૧) જો સ્વરૂપની માફક પરરૂપથી પણ વસ્તુને અસ્તિરૂપ સ્વીકાર કરવામાં આવે તો જેટલા પણ ચેતનાદિક પદાર્થો છે, તે જેમ સ્વરૂપથી ચેતન છે તેમ તે અચેતન આદિ પણ થઈ જશે.

(૨) પરરૂપથી જેમ તે પદાર્થોનું અસત્ત્વ છે તેમ સ્વરૂપથી પણ જો તેનું અસત્ત્વ માની લેવાય તો સ્વરૂપાસ્તિત્વના અભાવમાં સર્વથા શૂન્યતાનો પ્રસંગ આવીને ઊભો રહેશે.

(૩) સ્વદ્રવ્યની જેમ પરદ્રવ્યથી પણ જો વસ્તુમાં સત્ત્વ સ્વીકારી લેવામાં આવે તો દ્રવ્યોના પ્રતિનિયમમાં વિરોધ આવીને ઊભો રહેશે.

ઉપર જણાવેલા દોષોની પ્રાપ્તિ ન થાય તે માટે દરેક ચેતન-અચેતન દ્રવ્યને સ્વરૂપથી સદ્રૂપ જ અને પરરૂપથી અસદ્ રૂપ જ માનવું જોઈએ. ઘટનો સ્વાત્મા શું છે અને પરાત્મા શું છે? તેનો વિવિધ દૃષ્ટિઓથી ઉહાપોહ કરવો ઇષ્ટ માની તત્ત્વાર્થવાર્તિક-કારે જે કહ્યું છે તેનો સંક્ષિપ્ત સાર આ પ્રમાણે છે-

૧. જે ઘટ બુદ્ધિ અને ઘટ શબ્દની પ્રવૃત્તિનો હેતુ છે તે ઘટનો સ્વાત્મા છે અને જેમાં ઘટ બુદ્ધિ અને ઘટ શબ્દની પ્રવૃત્તિ નથી હોતી તે પરાત્મા છે. ઘટ સ્વાત્માની દૃષ્ટિથી અસ્તિ રૂપ છે અને પરાત્માની દૃષ્ટિથી નાસ્તિરૂપ છે.

૨. નામઘટ, સ્થાપનાઘટ, દ્રવ્યઘટ અને ભાવઘટ આમાંથી જ્યારે જે વિવક્ષિત હોય તે સ્વાત્મા અને તદિતર તે પરાત્મા. જો તે સમયે વિવક્ષિતની માફક ઈતર રૂપથી પણ જો ઘટ માનવામાં આવે અથવા ઈતર રૂપથી જેમ તે અઘટ છે તેમ વિવક્ષિત રૂપથી પણ તે અઘટ માની લેવાય તો નામાદિ વ્યવહારના ઉચ્છેદનો પ્રસંગ આવી જાય.

૩. ઘટ શબ્દથી વાચ્ય સમાન ધર્મવાળા અનેક ઘટોમાંથી વિવક્ષિત ઘટનું ગ્રહણ કરવા પર જે પ્રતિનિયત આકાર આદિ છે તે સ્વાત્મા અને તેનાથી ભિન્ન અન્ય પરાત્મા. જો ઈતર ઘટોના આકારથી પણ તે ઘટ અસ્તિત્વ રૂપ થઇ જાય તો બધા ઘટો એક ઘટરૂપ થઇ જશે અને આવી સ્થિતિમાં સામાન્યના આશ્રયથી થનારા વ્યવહારોનો લોપ થઇ જશે.

૪. દ્રવ્યાર્થિક દૃષ્ટિથી અનેક ક્ષણસ્થાયી ઘટમાં જે પૂર્વકાલીન કુશૂલ પર્યંત અવસ્થાઓ થાય છે અને ઉત્તરકાલીન કપાલાદિ અવસ્થાઓ હોય તે બધી અવસ્થાઓ ઘટ માટે પરાત્મા અને તેના મધ્યમાં અવસ્થિત ઘટ પર્યાય તે સ્વાત્મા છે. મધ્યવર્તી અવસ્થા રૂપથી તે ઘટ છે. કારણ ઘટના ગુણ–ક્રિયા આદિ તે જ અવસ્થામાં હોય છે. જો કુશૂલાંત અને કપાલાદિ રૂપથી પણ ઘટ જ હોય તો ઘટ અવસ્થામાં પણ તેની ઉપલબ્ધિ થવી જોઈએ અને આમ જો થશે તો ઘટની ઉત્પત્તિ અને વિનાશ માટે જે પ્રયત્ન કરાય છે તેના અભાવનો પ્રસંગ આવી જશે. આટલું જ નહિ, પરંતુ અન્તરાલવર્તી અવસ્થા રૂપથી પણ જો તે અઘટ થઈ જાય તો ઘટ કાર્ય અને તેનાથી થનારા ફળની પ્રાપ્તિ ન થવી જોઈએ.

૫. તે મધ્યકાળવર્તી ઘટસ્વરૂપ વ્યંજન પર્યાયમાં પણ ઘટ પ્રતિક્ષણ ઉપચય, અપચય રૂપ થયા કરે છે એટલે ઋજુ સૂત્ર નયની દૃષ્ટિથી એક ક્ષણવર્તી ઘટ જ સ્વાત્મા છે અને તે જ ઘટની અતીત અને અનાગત પર્યાયો પરાત્મા છે. જો પ્રત્યુત્પન્ન ક્ષણની માફક અતીત અને અનાગત ક્ષણથી પણ જો ઘટનું અસ્તિત્વ માની લેવાય તો બધા ઘટો વર્તમાન ક્ષણવર્તી થઈ જશે અથવા અતીત અને અનાગત ક્ષણની માફક વર્તમાન ક્ષણ રૂપથી પણ જો અસત્ માની લેવાય તો ઘટના આશ્રયથી થનારા વ્યવહારોનો લોપ થઈ જશે.

૬. અનેક રૂપાદિના સમુચ્ચય રૂપ તે વર્તમાન ઘટમાં પૃથુબુધ્નોદરાકાર રૂપથી ઘટ અસ્તિત્વ રૂપ છે, અન્ય રૂપથી નહિ. કારણ પૃથુબુધ્નોદરાકારથી જ ઘટ વ્યવહાર થાય છે, અન્ય આકારથી નહિ. જો ઉક્ત આકારથી ઘટ ન હોય તો તેનો અભાવ થઈ જશે અને અન્ય આકારથી જો ઘટ હોય તો તે આકારથી રહિત પદાર્થમાં પણ ઘટ વ્યવહાર થવા માંડશે.

૭. રૂપાદિના સન્નિવેશ વિશેષનું નામ સંસ્થાન છે. તેમાં ચક્ષુથી ઘટનું ગ્રહણ થવા પર રૂપ મુખથી ઘટનું ગ્રહણ થયું એટલે રૂપ તેનો સ્વાત્મા છે અને રસાદિ પરાત્મા છે. તે ઘટ રૂપથી અસ્તિત્વરૂપ છે અને રસાદિરૂપથી નાસ્તિત્વરૂપ છે. જ્યારે ચક્ષુથી ઘટને ગ્રહણ કરીએ ત્યારે જો રસાદિ પણ ઘટ છે આવું ગ્રહણ થઈ જાય તો રસાદિ પણ ચક્ષુ ગ્રાહ્ય થવાથી રૂપ થઈ જશે. આવી અવસ્થામાં અન્ય ઇન્દ્રિયોની કલ્પના પણ નિરર્થક થશે અથવા ચક્ષુ ઇન્દ્રિયથી રૂપ પણ ઘટ છે આવું ગ્રહણ જો ન થાય તો તે ચક્ષુ ઇન્દ્રિયનો વિષય રહેશે નહિ.

૮. શબ્દ ભેદથી અર્થ ભેદ થાય છે એટલે ઘટ, કુટ આદિ શબ્દોનો જુદો જુદો અર્થ થશે. જે ઘટન ક્રિયાથી પરિણત થશે તે ઘટ કહેવાશે અને જે કુટિલરૂપ ક્રિયાથી પરિણત થશે તે કુટ કહેવામાં આવશે. આવી સ્થિતિમાં ઘટન ક્રિયાનો કર્તૃભાવ સ્વાત્મા છે અને અન્ય પરાત્મા. જો અન્ય રૂપથી પણ ઘટ કહેવાય તો પટાદિ પણ ઘટ વ્યવહાર થવો જોઈએ અને આ રીતે થતાં બધા પદાર્થો એક જ શબ્દના વાચ્ય બની જશે અથવા ઘટન ક્રિયા કરતી વખતે પણ જો ઘટ અઘટ હોય તો ઘટ વ્યવહારનો જ સદંતર અભાવ થઈ જશે.

૯. ઘટ શબ્દના પ્રયોગ પછી ઉત્પન્ન થએલો ઘટરૂપ ઉપયોગ સ્વાત્મા છે. કારણ તે અંતરંગ છે અને અહેય છે અને બાહ્ય ઘટાકાર પરાત્મા છે. કારણ તેના અભાવમાં પણ ઘટ વ્યવહાર દેખાય છે. તે ઘટ ઉપયોગાકારથી છે, અન્ય રૂપથી નહિ. જો ઘટ ઉપયોગાકારથી પણ ન હોય તો વકતા અને શ્રોતાના ઉપયોગ રૂપ ઘટાકારનો અભાવ થઇ જવાથી તેના આશ્રયથી થનારા વ્યવહારો પણ લુપ્ત થઇ જશે અથવા ઇતર રૂપથી પણ જો ઘટ હોય તો પટાદિકને પણ ઘટત્વનો પ્રસંગ આવી જશે.

૧૦. ચૈતન્ય શકિતના બે આકાર છે. જ્ઞાનાકાર અને જ્ઞેયાકાર. પ્રતિબિંબથી રહિત અરીસા જેવો જ્ઞાનાકાર હોય છે અને પ્રતિબિંબયુકત દર્પણ જેવો જ્ઞેયાકાર. તેમાં ઘટરૂપ જ્ઞેયાકાર સ્વાત્મા છે. કારણ, એના જ આશ્રયથી ઘટ વ્યવહાર થાય છે અને જ્ઞાનાકાર તે પરાત્મા છે. કારણ તે સર્વ સાધારણ છે. જો જ્ઞાનાકારથી ઘટ માનવામાં આવે તો પટાદિ જ્ઞાનના કાળમાં પણ જ્ઞાનાકારનું સન્નિધાન હોવાથી ઘટ વ્યવહાર થવા લાગશે અને જો ઘટરૂપ જ્ઞેયાકારના કાળમાં પણ ઘટ જો નાસ્તિત્વરૂપ માનવામાં આવે તો તેના આશ્રયથી ઇતિ કર્તવ્યતાનો લોપ થઈ જશે.

આ એક પદાર્થમાં એક જ કાળમાં નય ભેદથી સત્ત્વ ધર્મ અને અસત્ત્વ ધર્મની વ્યવસ્થા છે. તાત્પર્ય આ છે કે દરેક પદાર્થમાં જ્યારે જે ધર્મ વિવક્ષિત હોય છે ત્યારે તેની અપેક્ષાથી તે અસ્તિરૂપ હોય છે અને તદિતર અન્ય ધર્મોની અપેક્ષાથી તે નાસ્તિરૂપ હોય છે. અસ્તિત્વ ધર્મનો નાસ્તિત્વ ધર્મ અવિનાભાવી છે એટલે જ્યાં એક વિવક્ષાથી અસ્તિત્વ ધર્મ ઘટિત કરાય છે ત્યાં તદ્‌ભિન્ન અન્ય વિવક્ષાથી નાસ્તિત્વ ધર્મ હોય જ છે. માત્ર અસ્તિત્વ જ વસ્તુનું સ્વરૂપ નથી અને માત્ર નાસ્તિત્વ પણ નથી. સત્તાને જૈન દાર્શનિકોએ સપ્રતિપથી કહેલ છે.

શ્રી કેશીકુમાર શ્રમણ શારીરિક માનસિક દુઃખોથી પીડિત જીવો માટે યોગ ક્ષેમની ઉપલબ્ધિ કેમ થાય અને તેમને માટેનું નિરાબાધ કયું સ્થાન છે એવો પ્રશ્ન પૂછે છે. કારણ જીવનનો છેવટનો સાર મધુર નીવડે, છેવટની ઘડી રૂડી નીવડે તેટલા માટે આખા જીવનની બધી મહેનત હોવી જોઈએ. જેના જીવનનો અંત નીરોગી, સ્વસ્થ અને સુંદર તેનું બધું રૂડું. છેવટના જવાબ પર ધ્યાન રાખી જીવનનો દાખલો કરાય, આ ધ્યેયને દૃષ્ટિ સમક્ષ રાખી જીવનની યોજના ઘડાય તો મનુષ્ય નિશ્ચિત નિરાબાધ શાંતિના સ્થાનને મેળવી શકે છે. શ્રી ગૌતમ સ્વામી આ સંબંધે સામાન્ય નિર્દેશ કરતાં કહે છે–

अत्थि एगं धुवं ठाणं लोगग्गम्मि दुरारुहं ।
जत्थ नत्थि जरामच्चू, वाहिणो वेयणा तहा ॥

લોકના અગ્રભાગમાં એક એવું સ્થાન છે જ્યાં જરા, મરણ, વ્યાધિ અને વેદના નથી. પરંતુ અવા ઉચ્ચસ્થાનને મેળવવું ઘણું અઘરું છે.

ઉચ્ચસ્થાનની પ્રાપ્તિ તો ઉપલક્ષણ માત્ર છે–હા, મરણ વખતે જે વિચાર સ્પષ્ટ અને ઊંડો ઠસી ગએલો હોય તે જ વિચાર મરણની મોટી ઊંઘમાંથી ઊઠયા પછી જીવનની ફરી પાછી નવી

યાત્રાનું પ્રથમ ચરણ બને છે. જન્મનો અંત તે નવા જન્મનો પ્રારંભ છે. માટે મરણનું પ્રતિક્ષણ સ્મરણ રાખી એવું જીવન જીવવા પ્રયત્ન કરીએ કે જન્મજન્માંતરની અનંત યાત્રામાંથી પરમ વિશ્રાંતિની પરમ ઉપલબ્ધિ થઈ જાય.

# કર્મ અને સાધના

વૈદિક દાર્શનિકો જેને નિષ્કામ એટલે અનાસકત કર્મયોગ કહે છે, જૈનદાર્શનિકો તેને નિઃશલ્ય કર્મયોગના નામથી સંબોધે છે. કશા જ ફળની આકાંક્ષા વગર નિરાકાંક્ષિત બુદ્ધિથી કરવામાં આવતા આવા કર્મયોગમાં અપ્રતિમ અને આશ્ચર્ય પમાડનારૂં સામર્થ્ય હોય છે. આવા ફલાકાંક્ષાશૂન્ય કર્મથી જ વ્યષ્ટિ અને સમષ્ટિનું કલ્યાણ સંભવે છે. 'જે ધરતી, સમાજ અને દેશમાં હું જન્મ્યો છુ તેનું મારા ઉપર અસાધારણ ઋણ છે'–આમ તે ઋણમાંથી ઉઋણ થવા માટે આ ધરતી, દેશ અને માનવ સમાજના કલ્યાણની પુનિત ભાવનાથી પ્રેરાઈ સતત સ્વધર્મ આચરનાર પવિત્ર કર્મયોગીની શરીરયાત્રા અવિચ્છિન્નપણે ચાલ્યા કરતી હોય છે. આ રીતે અનવરત શ્રમમાં રચ્યાપચ્યા રહેતા પરમાત્મપરાયણ કર્મયોગીનું શરીર, સાત્ત્વિક પવિત્ર ભાવનાઓ તેમજ ઇશ્વરાર્પણની સાત્ત્વિક બુદ્ધિ અને કર્મયોગના સાતત્યને લઇને નીરોગી, સ્વસ્થ અને પવિત્ર રહ્યા કરે છે. હું સમજું છું ત્યાં સુધી બધા રોગોનું મૂળ મનુષ્યની રજોગુણપરાયણ અને તમોગુણપરાયણ વૃત્તિ જ છે. મોટા ભાગના રોગોનો ઉદ્ભવ આપણી આવી વૃત્તિઓમાંથી જ થાય છે. રજોગુણ માણસને સુખ અને તેનાં સાધનો તરફનું આકર્ષણ ઊભું કરે છે. બીજાનાં ચઢિયાતાં સાધનો જોઈ તે માણસમાં ઇર્ષ્યા અને અસહિષ્ણુતાના રોગો જન્માવે છે. માણસના માનસને વિકૃત બનાવવામાં આ રજોગુણ કીમતી ભાગ ભજવે છે. માણસ રજોગુણને વશવર્તી થઇ રાગદ્વેષમાં લપેટાઇ જાય છે. સુખ અને વૈભવને જીવનનું સર્વસ્વ માની, તેને મેળવવાની ઘેલછામાં તે રાતદિવસના શ્રમભર્યા ઉજાગરા કરે છે અને વધારે પડતાં શારીરિક અને માનસિક શ્રમથી વિકળ બની પોતાના શારીરિક અને માનસિક સ્વાસ્થ્યને ખોઇ બેસે છે. વિષયાસકિત અને તેના સાધનો જુટાવવાનું ઊભું થએલું આકર્ષણ તેને સાત્ત્વિક અને પ્રભુપરાયણ વૃત્તિથી બહુ દૂર હડસેલી મૂકે છે. પરિણામે તે કદી પણ નીરોગિતા કે સ્વસ્થતાની અનુભૂતિ કરી શકતો નથી. તેનામાં સુખો મેળવવાની વૃત્તિ તીવ્ર બનતાં અનેક પ્રકારની માનસિક અસ્વસ્થતાનો તે અનિચ્છયા પણ શિકાર બની જાય છે. રજોગુણથી નિષ્પન્ન થતી આ બીમારી સામાન્ય રીતે તેમને ખ્યાલમાં ન આવે તે સમજી શકાય છે. કારણ, આ બીમારીથી તમે એવા તો ટેવાઇ ગએલા છો, આ બીમારી તમને એવી તો કોઠે પડી ગઇ છે કે, પ્રતિક્ષણ રાગદ્વેષના કીટાણુઓથી તમારી શારીરિક અને માનસિક સ્વસ્થતા હણાતી અને ખવાતી જાય છે છતા તમારા માનસમાં તેનાથી ઉદ્ભવતી હાનિનો તમને ખ્યાલ આવતો નથી !

આ તો રજોગુણથી જન્મતી અસ્વસ્થતાનો સાધારણ અંગુલિનિર્દેશ માત્ર છે. તમોગુણ તો રજોગુણ કરતાં પણ વધારે ભયંકર અને અસ્વાસ્થ્યપ્રદ છે. રાવણના દરબારમાં તેના ભાઇ કુંભકર્ણની જે સ્થિતિ હતી તે તેના તમોગુણને આભારી હતી. જો કે એનો એ તમોગુણ જગતને માટે તો આશીર્વાદરૂપ જ નીવડયો. કારણ, પુરાણોના કથન મુજબ, જો બ્રહ્માએ તેને છ માસ સુવાનું વરદાન આપવાની સગવડતા ન ઊભી કરી હોત તો કુંભકર્ણ પોતાના અસાધારણ રાક્ષસીય આહારથી સારાયે જગતના અન્ન ભંડારને અધૂરા, અપૂર્ણ અને નાના બનાવી દેત! તેના એકલાના આહારથી જ આખાયે જગતના અન્ન ભંડારો ખૂટી જવા પામ્યા હોત! તે છ માસ સુધી સૂઈ જતો તે સ્થિતિ જગતના જીવો અને અન્ન ભંડારો માટે પરમ શાંતિ અને વિશ્રાંતિરૂપ હતી. તમોગુણ નિષ્ક્રિયતાની પરિસીમા રૂપ હોય છે. કર્તવ્ય વિમુખતા તેની નિશાની છે. કાંઇ પણ કર્યા વગર બધું મેળવવાની અનિચ્છનીય રાક્ષસી વૃત્તિનું તેમાં પરિબળ હોય છે. સાપ અને અજગરની માફક ખાઇને પડયા રહેવું તે તમોગુણનું પરમ લક્ષણ છે. આ જગતમાં જેટજેટલા માનસિક રોગો દેખાય છે તે બધા તમોગુણની ઉત્કટતાના છે. પરિણામે તમોગુણને આશ્રય આપનારને એક ક્ષણ માટે પણ શાંત હોતી નથી. ગાંડપણ, હિસ્ટ્રિયા, માનસિક નબળાઇઓ, નિષ્ક્રિયતા અને ક્રૂરતા આદિ અનિચ્છનીય સ્થિતિઓના મૂળમાં તમોગુણની પ્રધાનતા એકમાત્ર કારણ છે. એટલે રજોગુણ અને તમોગુણને આશ્રય કરનારા લોકો શારીરિક કે માનસિક નિરોગીતા કે સ્વસ્થતાને કેમ ઉપલબ્ધ કરી શકે?

સત્ત્વવૃત્તિપરાયણ માણસ પોતાના ભાગે આવેલા કર્તવ્યોને ઇશ્વરીય સેવા માની સતત ઉપયોગ અને કાર્યમાં તન્મય બની રહેતો હોવાથી તેનું શરીર નીરોગી અને ચોકખું હોય છે. તેનાં કર્મો સ્વાર્થ ભાવનાથી ઉત્પ્રેરિત નહિ, પરંતુ સાર્વત્રિક હિત અને નિઃસ્વાર્થ ભાવનાઓથી પ્રેરિત હોઇ માત્ર તેને જ પોષણ આપનારા નથી બનતા પરંતુ તેનાથી આગળ વધી, તે સમાજના પણ પોષક અને વિકાસિક થઇ જતા હોય છે. નિરાસકત કર્મયોગીના કાર્યોમાં સ્વાર્થને જરા જેટલો પણ અવકાશ હોતો નથી. તેનામાં પરમાર્થમૂલક વૃત્તિની પ્રધાનતા હોવાને કારણે તે **"बहुजन हिताय, बहुजन सुखाय"**–પ્રવૃત્તિ કરતો હોય છે. અનાસકત કર્મયોગી કદાચ ખેડૂત હશે તો પણ વધારે આવકની ઇચ્છાથી તે ખેતીના કામમાં જોડાશે નહિ. બીજા ખેડૂતો કરતાં પોતાને પૈસાની આવક વધારે થાય એ દૃષ્ટિને સામે રાખી તે અફીણ અને તમાકુની ખેતી નહિ કરે. પ્રતિક્ષણ જાગૃત રહીને તે પોતાની ખેતીનો સંબંધ પોતાના સ્વાર્થ સાથે ન જોડતાં સમાજ કલ્યાણ સાથે જોડશે. પૈસાની સર્વોપરિતાનું સ્થાન તેનામાં રહેલી સમાજ કલ્યાણની ભાવના લેશે. ફલતઃ તેના સ્વધર્મ રૂપ કર્મ સાર્વત્રિક હિતના થશે. ખેડૂતનો દાખલો તો માત્ર ઉપલક્ષણ છે. ફલાકાંક્ષાશૂન્ય વેપારીનો વેપાર પણ જનસમાજના કલ્યાણ માટે થશે. સમાજને કે રાષ્ટ્રને હાનિ થાય એવું એક પણ કાર્ય તેના હાથથી નહિ થાય. તે સમાજનો કંટક નહિ બને પરંતુ સમાજનો ઉપકારક બનશે. પોતાના આસપાસના સમાજના વ્યાપક હિતમાં ભળી જનારા આવા કર્મયોગી વેપારીઓથી સમાજમાં સમરસતા, સુવ્યવસ્થા, શાંતિ, સમાધિ અને આબાદી સ્થપાય છે.

સાત્ત્વિક અને પરમાર્થમૂલક કર્મયોગીનાં કાર્યોની અસર માત્ર તેનાં શરીરનાં અવયવો ઉપર જ પડે એટલી સંકુચિત અને ક્ષુદ્ર વ્યાપકતા તેની હોતી નથી. તેનાં માનસ અને બુદ્ધિ-પ્રતિભા પણ આવાં કર્મોથી શુદ્ધ, સાત્ત્વિક, તેજસ્વી અને પવિત્ર થઇ જતા હોય છે. પરિણામે પોતાના ક્ષુદ્ર સ્વાર્થોના સંકુચિત ખાબોચિયામાં પડી રહેવાનું ભૂલી જઈ તે બધાનાં હિતના મહાસાગરમાં અવગાહન કરવાનો આનંદ માણતો હોય છે. નિષ્કામ કર્મયોગીને અનાયાસ ચિત્તશુદ્ધિનું ફળ મળી રહે છે. મહાભારતમાં એક તુલાધાર વૈશ્યની કથા આવે છે. તદનુસાર-

જાજુલી નામનો એક બ્રાહ્મણ તુલાધાર વૈશ્યની પાસે બ્રહ્મજ્ઞાન લેવા જાય છે. જ્ઞાન આપનાર વૈશ્ય છે અને લેનાર બ્રાહ્મણ છે. અધ્યયન-અધ્યાપનના કર્મમાં સંલગ્ન બ્રાહ્મણને એક વૈશ્ય પાસે જ્ઞાન લેવા જવું પડે એનો અર્થ જ એ થયો કે, જ્ઞાન કોઈ વિશિષ્ટ વ્યકિતનો કે વર્ણનો ઇજારો નથી. બ્રહ્મત્વની દિશામાં મનુષ્ય માત્રની અબાધિત યાત્રા સંભવે છે. ઇશ્વરોપલબ્ધિ કોઈ વિશિષ્ટ વર્ણની સંપત્તિ કદી પણ થઈ શકતી નથી. માણસની પોતાની પવિત્રતા, સરળતા અને પુરુષાર્થ શકિત જ તેને બ્રહ્મના દરવાજે પહોંચાડી શકે છે.

તુલાધારે આવેલા બ્રાહ્મણને પોતાના વેપાર કર્મના અનુરૂપ એક નાનકડી વાત જ કહી આપી: 'જુઓ, ભાઈ! આ ત્રાજવાંની દાંડી સીધી રાખવી પડે છે.'

આ ત્રાજવાંની દાંડીના સીધાપણાએ બહારનાં કર્મો કરતાં તુલાધારના મનને સરળ અને ઇશ્વરપરાયણ બનાવી દીધું. નાનું છોકરૂ દુકાને આવે કે મોટો માંધાતા તેની દુકાને આવે, ગમે તે કોઇપણ વસ્તુની ખરીદી માટે આવે, પણ ત્રાજવાંની દાંડીના રૂપમાં જરા જેટલો પણ ફેર ન પડે. ન તે દાંડી ઊંચી જાય કે ન નીચી જાય, પરંતુ બરાબર મધ્યમાં રહે. એકધારા ઉપયોગ અને કામની પણ મન ઉપર અસર થયા વગર રહેતી નથી. સુખ-દુ:ખ, જન્મ-મરણ, પ્રેમ-ઘૃણા આવા આવા દ્વંદ્વોથી જગત સભર છે. આ બન્ને દ્વંદ્વોમાંથી કોઇના પણ પક્ષ કે પ્રતિપક્ષમાં પડયા વગર તુલાધારને જેમ ત્રાજવાની દાંડીમાંથી સમવૃત્તિ જડી, તેમ કર્મયોગીને પણ તેના દરેક કાર્યોમાંથી પ્રભુતાનો પડછાયો જડયા વગર રહેશે નહિ. વાણંદ બધાના માથાનું મુંડન કરે છે. કર્મયોગી વાણંદ પોતાના આ કાર્યને નિષ્કામ બુદ્ધિએ જેમ જેમ કરતો જશે તેમ તેમ એક દિવસ તેનાં મનમાં આ આધ્યાત્મિક ભાષા સ્ફૂર્યા વગર રહેશે નહિ કે-બીજાના માથાનાં મુંડન મેં ઘણાં કર્યા, પરંતુ મારી જાતનું મુંડન કરવાનું મેં કદીયે વિચાર્યું નથી. આજ રીતે ખેતરમાં વધી પડેલા નીંદાણ કાઢતાં કાઢતાં ખેડૂતના હૃદયમાં વાસના અને વિકારોનું નીંદાણ કાઢવાની સદ્દબુદ્ધિ સૂઝશે. માટી ખૂંદી ખૂંદીને ગાર બનાવી સમાજને પાકાં માટલાં પૂરા પાડનારો ગોરો કુંભાર પોતાનાં જીવનને પાકું માટલું બનાવવાની મનમાં ગાંઠ વાળે છે. હાથમાં ટીપણી રાખી 'માટલા કાચાં કે પાકાં' એવી સંતોની પરીક્ષા કરનારો તે પરીક્ષક બને છે. કપડાના તાણાંવાણાં વણનારો શ્રી કબીર કપડા વણતાં વણતા પોતાનાં જીવનના તાણાંવાણા વણવાનાં કાર્યમાં સંલગ્ન થઇ પોતાના

ધંધાની ભાષામાંથી બ્રહ્મત્વનું દિવ્ય જ્ઞાન મેળવી લે છે. એ સાત્ત્વિક પુરુષોને માટે તેમનાં કર્મો એ જ તેમના આધ્યાત્મિક જીવન ઘડતરની લોકોત્તર નિશાળો હતી. તેમનાં કર્મો દેખાવમાં ભલે સાંસારિક, સ્થૂલ અને આજીવિકામૂલક દેખાતાં હતાં પરંતુ વાસ્તવમાં તે કર્મો પરમાત્મભાવ ભણી ખેંચી જનારાં હતાં.

આવો નિષ્કામ કર્મયોગી સતત કર્મમા પ્રવૃત્ત રહેતો હોવાથી સમાજમાં દંભને વિસ્તરવાનો અવકાશ મળતો નથી. સમાજમાંથી દંભને હટાવવાનું કામ ભારે ભગીરથ કાર્ય છે. દંભથી સમાજનો નકશો વિકૃત બની જાય છે. જ્ઞાની કર્મની સાધનાથી જો શૂન્ય બની જાય તો બીજાની નિષ્ક્રિયતાને સહજ ટેકો મળી જાય. પરિણામે પાખંડ, દંભ નિષ્ક્રિયતા કે જડતાને વિસ્તરવાનું મોકળું મેદાન મળી જાય. કર્મયોગીને લઈ સમાજ આ પાપોમાંથી ઊગરી જાય છે. કર્મયોગી સ્વયં સંતૃપ્ત હોવા છતાં અને સાધનાના પરમ શિખરને સ્પર્શ્યા પછી પણ નિષ્કામ કર્મયોગને ચીવટથી વળગી રહે છે. નાનાં બાળકોની ઢીંગલા ઢીંગલીની રમતમાં કે ઢીંગલા – ઢીંગલીનાં લગ્નમાં મોટા ગણાતા માબાપો પણ રસ લેતા હોય છે. છોકરાંની રમતમાં ભળી તેના આનંદ અને મીઠાશમાં વધારો કરવાની તેમની વૃત્તિ હોય છે. ભૂલીને પણ જો માબાપ બાળકોની ઢીંગલા ઢીંગલીની રમતમાં રસ ન લે અને બાળકોની રમતથી છેટા રહે, તો બાળકોને પણ રમતમાં મજા ન પડે. એ જ રીતે કર્મયોગી પણ કર્મસંતૃપ્ત થઈ કર્મ કરવાનું છોડી તો શકે છે, તેને માટે હવે કર્મની કોઈ અપેક્ષા પણ નથી પરંતુ બાળકોની રમતમાં માબાપ રસ ન લે અને જેમ બાળકો નીરસ બની જાય તેમ નિષ્કામ કર્મયોગી પણ જો કર્મ કરવાનું છોડી દે તો બીજા જે કર્મ રહ્યા છે તેઓ પણ કર્મ છોડી બેસશે અને મનમાં અધૂરા અને ભૂખ્યા રહી આનંદ વગરના લૂખા થઇ જશે.

કર્મયોગી કદી પણ પોતાની જાતને વિશિષ્ટ વ્યક્તિ તરીકે માનતો નથી. એક સામાન્ય માણસની માફક જ તે કર્મમાં જોડાએલો રહે છે. 'હું મહત્ત્વની અને ગણ્ય વ્યક્તિ છું'–એવી અહંની સામાન્ય રેખાનો સંસ્પર્શ પણ તેને થવા પામતો નથી છતાં સકામ બુદ્ધિથી કર્મને આચરનાર વ્યક્તિ કરતાં તેનાં કર્મમાં હજાર ગણી વધારે મહેનત, વધારે તેજસ્વિતા અને દિવ્યતા હોય છે: કર્મો તો સદા કર્મો જ હોય છે; તેનામાં પારમાર્થિક કે અપારમાર્થિકની કોઈ છાપ લાગેલી હોતી નથી. તેની જાહેરાત કરવાની પણ હોતી નથી. કર્મ કરનારની વૃત્તિ, ઉત્સાહ, ભાવના અને પરમાર્થપરાયણતાના આધારે કર્મો સ્વાર્થી અને પરમાર્થી બની જાય છે. કર્મયોગીના કામમાં સોગણો ઉત્સાહ જણાશે. ખાવાનું ઓછું મળે તો યે આઠ ગણું કામ તેના હાથે થવાનું. તેની પ્રભુપરાયણતા તેનાં દરેક કાર્યોમાં પ્રગટ થવાની. કપૂર અને ચંદન જેવા તેના સ્વચ્છ અને પવિત્ર જીવનની સુવાસ સર્વત્ર ફેલાઈ જવાની.

આ રીતે અનાસક્ત કર્મયોગી ફલાકાંક્ષાથી શૂન્ય હશે. પરંતુ પાર વગરનાં કીમતી ફળો તેને પ્રકૃતિ અને પરમાત્મા તરફથી પરમ અસ્તિત્વ મારફત મળ્યા કરશે. આવા નિષ્ઠાશીલ

વ્યક્તિની શરીરયાત્રા એટલે આજીવિકા તો ચાલશે જ પરંતુ તેનાં શરીર અને બુદ્ધિ વધારે પવિત્ર, સાત્ત્વિક અને પારદર્શક થઈ જશે. જેની વચ્ચે રહી તે પોતાનો વહેવાર ચલાવે છે તે સમાજનો પણ કાયાકલ્પ થઈ જશે. જીવનમાં દંભને અવકાશ રહેશે નહિ અને જીવન ધન્ય બની જશે.

કર્મયોગીનાં કર્મમાં સામાન્ય માણસોના કર્મ કરતાં એક જાતની દિવ્યતા અને પ્રભુતા હશે. કારણ તેને માટે કર્મ પ્રભુપૂજા બની જશે. કર્મ તેનો જપ થઈ જશે. કર્મની આરાધના તેના મંત્રની આરાધના બની જશે. કર્મમાં જ તેનું સર્વસ્વ સમાએલું હશે. યાદ રાખજો, ઊંડી ખેડ અને જમીનમાં ભેજ, બન્ને હશે તો જ અનાજના કણસલાં કાંઠા જેવા માતબર થશે. સારાં કામો અને પ્રભુપરાયણતાની ભીનાશથી જ કર્મ જાચાતક મટી લોકોત્તર બની જશે.

આપણે ત્યા પરમાર્થ શબ્દનો ભારે દુરુપયોગ થયો છે. પરમાર્થીનો અર્થ આપણે ઈશ્વરાર્થી કરીએ છીએ. ફલતઃ એવા ઇશ્વરાર્થી વ્યક્તિને હાથપગ હલાવવાના હોતા નથી. તે કાર્ય કરે તો તેની પારમાર્થિકતા લાજી મરે. તે ભૂલી જાય છે કે, યોગેશ્વર ગણાતાં શ્રીકૃષ્ણને પણ, અર્જુનને યુદ્ધમાં સારથિની સેવા આપતાં, યુદ્ધ સમાપ્તિ પછી રથના ઘોડાના ઘાનો ઉપચાર કરતાં, ઘોડાની શાંતિ માટે ખરેરો કરતાં, રાજસૂય યજ્ઞ પ્રસંગે પધારેલા મહેમાનોની એંઠી પાતળ ઉપાડતાં કર્મો તો કરવાં જ પડયાં છે. અને સંતોએ પણ કોઇએ ચમારનું કામ, કોઇએ દરજીનું કામ, કોઇએ કુંભારનું કામ, તો કોઈએ વણકરનું કામ, કોઈએ વાણિયાનું કામ તો કોઇએ હજામનું કામ અને કોઈએ મરેલાં ઢોરને ખેંચી જવાનું કામ કર્યું જ છે અને આમ કામ કરતાં કરતાં તેઓ મુક્ત થઇ ગયા છે.

શ્રી કેશીકુમાર શ્રમણને શ્રી ગૌતમ સ્વામી ગર્ભિત નિર્દેશ કરે છે કે, મરણનું પ્રતિક્ષણ સ્મરણ રાખી જીવવાની વધારે જરૂર એટલા માટે છે કે, મરણની ભયાનકતાનો સરળતાથી સામનો કરી શકાય.

એકનાથના જીવનનો એક પ્રસંગ છે. એક ગૃહસ્થે એકનાથને પૂછયું : 'પ્રભો ! આપનું જીવન આટલું નિષ્પાપ અને નિશ્છલ કેમ છે ? તમો કોઇ પર ગુસ્સે થતા નથી, કોઈ સાથે મનદુઃખ નથી સૌ ઉપર એકાન્ત પ્રેમની અમી વર્ષા કરી શકો છો અને અમારૂં જીવન એવુ કેમ બનતું નથી ?'

એકનાથે જવાબ આપ્યો : 'મારી વાત તો રહેવા દો, ભાઇ ! મને એક વાતની જાણ થઇ છે કે આજથી સાત દિવસ પછી તમારૂ મરણ છે.'

નાથે કહેલી વાતને ખોટી પણ કોણ માને ? તે માણસ તો હેબતાઇ ગયો. સત્વર પોતાને ઘેર આવ્યો. બધી સોંપણ નોંધણની વાત કરવા માંડી. માનસિક અસર વધી જતાં મૃત્યુના ભયથી તે માંદો પડયો. છ દિવસો આ રીતે વીતી ગયા. સાતમા દિવસે શ્રી એકનાથ

સંત પોતે તેને ઘરે પધાર્યા. તેણે તેમનાં ચરણોમાં વંદન કર્યાં. એકનાથે કુશળ ક્ષેમની પૃચ્છા કરી એટલે તે ગૃહસ્થે જવાબ આપ્યો · 'પ્રભો ! હવે જાઉં છું.'

શ્રીનાથે પૂછ્યું 'ગએલા આ છ દિવસોમાં તમારા હાથે કેટલું પાપ થયું ? પાપના કેટલા વિચારો મનમાં જાગ્યા ?'

મરણ પથારીએ પડેલા અને એકનાથના વચન મુજબ આતુરતાથી મૃત્યુની પ્રતીક્ષા કરતી તે વ્યકિતએ જવાબ આપ્યો : 'નાથ ! પાપનો વિચાર કરવાનો વખત જ ક્યાં હતો ? મારી દૃષ્ટિ સામે તો યમરાજનો ભયંકર પંજો ઘૂમ્યા કરતો હતો ત્યાં અશુભ વિચારને અવકાશ જ ક્યાંથી મળે ?'

એકનાથે જવાબ આપ્યો : 'ભાઇ ! સાત દિવસ પૂર્વે તેં પૂછેલા પ્રશ્નનો જવાબ તને મળી ગયો છે. હવે તને સમજાઇ ગયું હશે કે મારૂં જીવન નિષ્પાપ કેમ છે ? મરણનો વાઘ હંમેશાં સામે ઘૂરકતો ઊભો હોય ત્યારે પાપ કરવાનું સૂઝે પણ ક્યાંથી ? પાપ કરવા માટે પણ જીવને એકદમ નિરાંત જોઇએ. મરણની એક ક્ષણ માટે પણ વિસ્મૃતિ ન થવા દેવી એ પાપમાંથી મુકત થવાનો એક માત્ર ઇલાજ છે. મરણ સામે દેખાતું હોય, ત્યારે કોની હિંમતે માણસ પાપ કરી શકશે ?'

શ્રી કેશીકુમાર શ્રમણ પોતાના પ્રશ્નના સંબંધમાં સમીચીન સ્પષ્ટતા મેળવવા ફરી પોતાના પૂછેલા પ્રશ્નના અનુસંધાનમાં જ પૂછી બેસે છે કે–

ठाणे य इइ के वुत्ते ? केसी गोयममब्बवी ।
केसिमेवं बुवंतं तु गोयमो इणमब्बवी ॥

તે સ્થાન કયું છે ? શ્રી કેશીકુમાર શ્રમણે આમ પૂછતાં શ્રી ગૌતમ સ્વામીએ જવાબ આપ્યોઃ યાદ રાખજો, મૃત્યુ સતત પીઠ પાછળ ઊભું છે છતાં માણસ તેને જ ભૂલવાના પ્રયાસમાં રચ્યોપચ્યો રહે છે. મૃત્યુને યાદ રાખી જીવનની દિશાને બદલવાની વાતને તે વિસારે પાડી દે છે. અરે, 'મરણ' શબ્દ પણ તેનાથી સહેવાતો નથી. 'મરણ' શબ્દના ઉચ્ચારમાં તેને મૃત્યુના ભયના દર્શન થાય છે. પરંતુ જીવતા જીવે જો મૃત્યુનો અનુભવ ન થયો તો પરમ નિર્વાણની પરમ શાંતિની ઉપલબ્ધિ કથમપિ શકય બનવાની નથી. જીવનનો બીજો છેડો મૃત્યુને અડે છે એ વાત ખ્યાલમાં રાખી છેવટની ઘડી પુણ્યમય, અત્યંત પાવન અને રૂડી કેમ થાય તેનો સતત વિચાર કરવો જોઇએ.

o—o

# તમોગુણ અને તેનો ઉપાય

આત્મા સ્વયં સંપૂર્ણ છે. તે અનંત ગુણોનો અક્ષયભંડાર છે. આત્માની પ્રતીતિના અભાવમાં જ વસ્તુઓનું આકર્ષણ માણસના માનસને આકર્ષિત કરે છે. પોતાના અક્ષય નિધાનની સાધારણ પ્રતીતિ પણ જો કોઈ ઉપાયથી માણસને થઈ જાય તો જાગતિક કીમતી ગણાતાં પદાર્થો પણ તેને માટે નિર્મૂલ્ય થઈ ઊભા રહે. આત્માનો સ્વયંભૂ સ્વભાવ પણ ઊર્ધ્વગામી એટલે ઉપરની દિશામાં જ ગતિ કરવાનો છે. ઉપર ફેંકવામાં આવેલો પથ્થર જેમ પૃથ્વીના ગુરુત્વાકર્ષણને લઈ પૃથ્વીની દિશામાં ખેંચાય છે, તેમ ઊર્ધ્વગતિ સ્વભાવવાળો આત્મા પણ વિકારો, દેહાધ્યાસ અને મમાકાર બુદ્ધિના ગુરુત્વાકર્ષણથી દશો દિશામાં આડી--અવળી અને ઊંધી ગતિ કર્યા કરે છે. કોઇ પણ વસ્તુને ભારે વજન બાંધો એટલે જેમ તે નીચે ખેંચાય છે તેમ વિભાવદશાનાં વમળોમાં અટવાએલા આત્માની પણ આવી જ સ્થિતિ છે. મમતા, વિકારો, વાસનાઓ અને દેહાત્મભાવથી જો આત્માને એકદમ અલગ પાડી શકવાની લોકોત્તર દિવ્ય શક્તિનો આવિર્ભાવ થઇ જાય, તો આત્માને પોતાની દિશામાં સ્વતંત્રતા પૂર્વક પ્રગતિ કરવાનું સુગમ બની શકે; પરંતુ આ વાત કહેવામાં જેટલી સરળ અને સાદી સીધી લાગે છે તેટલી જીવનમાં સક્રિય બનાવવી અઘરી છે. આત્માને વિભાવની બેડીમાંથી મુક્તિ મળે તો જ અલૌકિક આનંદની ઉપલબ્ધિ જીવ માટે સરળ બને એમ છે.

આત્મા અનંત શક્તિ અને અનંત ગુણોનો અધિપતિ છે. છતાં પોતાના વૈભવ, સમૃદ્ધિ અને આંતરિક શક્તિઓથી તે અજ્ઞાત હોવાને કારણે, ગુલામીની અવસ્થા તે ભોગવી રહ્યો છે. ઇન્દ્રિયો, મનના વિચારો અને વિકારો આત્માને જે માર્ગે લઈ જવા માંગે છે તે માર્ગે તેઓ તેને સરળતા પૂર્વક દોરી જાય છે. અનાથની માફક તે તેમની પાછળ પાછળ દોરાતો જાય છે. આ બધા બહારના પ્રવાસીઓ છે, મુસાફરો છે, એ સત્ય ન સમજવાના કારણે ઔપધિક અને વિદેશી વિભાવોની સત્તા તે મૂંગે મોઢે સ્વીકારી લે છે એ જ તેની મોટી અજ્ઞાનતા છે. વિકારો, વાસનાઓ, પદાર્થમૂલક સુખદુઃખો તો દેહની સાથે સંબંધ ધરાવનારા છે, પોતાની સાથે તેમનો જરાયે સંબંધ નથી એ સત્ય જો આત્મા એક વખત યથાર્થ રીતે સમજી જાય, તો આત્મા પર આ વિકારોના સામ્રાજ્યની સત્તા એક ક્ષણ પણ ટકી શકે નહિ. આત્માનુ સાર્વભૌમત્વ સ્થપાઇ જાય અને આ રીતે જે પોતાની જાતપર શાસન કરે તે વિશ્વનો સમ્રાટ જ નહિ, સ્વયં વિરાટ બની જાય.

આત્મા અને દેહમાં પાર્થક્ય વિવેક અને વૈરાગ્યને આભારી છે. નાવડી ચલાવવાનું કામ હલેસાં મારનારાઓ કરે છે, પરંતુ દિશાનો નિર્ણય કરવાનું કામ સુકાનીનું છે. નિશ્ચિત દિશાની જળયાત્રા માટે જેમ હલેસાં અને સુકાન બન્નેની અનિવાર્ય જરૂર છે તેમ દેહનાં સુખદુઃખ અને

વિકારમૂલક વિભાવ ભાવોથી આત્માને જુદો પાડવાને માટે પણ વિવેક અને વૈરાગ્ય બન્નેની સમાન જરૂર છે.

આયુર્વેદ શાસ્ત્રમાં જેમ બધા રોગોનાં મૂળમાં વાત, પિત્ત અને કફ હોય છે, રોગનાં મૂળમાં આ ત્રણ વસ્તુઓનો વિકાર હોય છે, ફેર હોય તો એટલો જ કે ક્યાંક એકાદ ઓછો તો ક્યાંક એકાદ વધારે; તેમ આ સચરાચર જગતમાં પણ ત્રણ વસ્તુઓ રહેલી છે. સત્ત્વ, રજસ અને તમસ–એ ત્રણ ગુણો પ્રકૃતિમાં ભરેલા છે. આ ત્રણ ગુણોના કારણે જ સંસાર છે. ગુણાતીત થયા પછી સંસારનું અસ્તિત્વ રહેતું નથી. સંસારમાં જ્યાં સુધી જે ક્રિયા–કલાપ દેખાય છે તેના કેન્દ્રમાં આ ત્રણ ગુણોનું અસ્તિત્વ જ કામ કરી રહ્યું હોય છે. એટલે ભગવાન કૃષ્ણ તો ગીતામાં બહુ જ સ્પષ્ટ શબ્દોમાં અર્જુનને સમજાવે છે કે, **त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन** વેદ અને વેદમાં બતાવવામાં આવેલા ક્રિયાકાંડો સત્ત્વ, રજસ અને તમોગુણમૂલક છે. તેમાં નિર્દિષ્ટ કોઈપણ ક્રિયા આ ત્રણ ગુણોથી અતીત નથી. આ ત્રણ ગુણોથી આત્માને અળગો પાડીએ તો જ દેહ અને આત્મા વચ્ચે ભેદ રેખા ખેંચાય. દેહથી આત્માને અળગો પાડવાનો એક માત્ર માર્ગ આ ત્રણે ગુણોને તપાસી, તેમને જીતી લેવાનો છે. એટલે શ્રીકૃષ્ણ પોતાના સખા અર્જુનને બહુ સરળતાપૂર્વક કહે છે કે, વેદવિહિત કર્મને ધર્મ માની જો તું યજ્ઞ યાગાદિ ક્રિયાકાંડોમાં ફસાઈ પડીશ તો તેનું ઉત્કૃષ્ટતમ ફળ માત્ર સ્વર્ગની ઉપલબ્ધિ થશે પરંતુ એનાથી પરમમુક્તિ કથમપિ શક્ય બનશે નહિ. કારણ, વેદોમાં નિર્દિષ્ટ ક્રિયા કલાપો સત્ત્વ રજસ અને તમોગુણમૂલક છે. વેદ નિર્દિષ્ટ વ્યવહારોથી આત્માને આત્યંતિક મોક્ષ સંભવિત નથી. જો જન્મ, જરા અને મૃત્યુથી મુક્તિ મેળવવાની મહત્તમ મનીષા હોય તો હે અર્જુન! તું ત્રિગુણાતીત થઈ જા! સત્ત્વ, રજસ અને તમોગુણને જીત્યા વગર આ મોહ જાળમાંથી મુક્તિ મેળવવી અશક્ય છે. આ રીતે ત્રણે ગુણો સંસારનાં મૂળ છે એ સમજી ગયા પછી આજે સહુથી વધારે ભયંકર એવા તમોગુણ અને તેને ડાંભવા માટેના ઉપાયનો વિચાર કરીએ. ગઈકાલના પ્રવચનમાં તમોગુણ વિષેનો સામાન્ય નિર્દેશ કરી દેવામાં આવેલ છે. આજે તે વિષે વિશદ વિચારણાપૂર્વક સ્પષ્ટ છણાવટ કરવા પ્રયત્ન કરીએ.

આજે સર્વત્ર તમોગુણની ભારે બિહામણી અને વિકરાળ અસરો જોવા મળે છે. તમોગુણની મુખ્ય નિશાની નિષ્ક્રિયતા છે. પ્રમાદ, આળસ, ઊંઘ, કાર્યથી ગભરાઈ જવું વગેરે તમોગુણના સ્પષ્ટ ચિહ્ન છે: તમોગુણ સદા પ્રમાદ પ્રધાન હોય છે. આળસ તેનું મુખ્ય લક્ષણ છે. કવિઓ અને નીતિ વિશારદો આળસથી સતત જાગૃત રહેવા ભલામણ કર્યા કરે છે. **'आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः'** આળસ મનુષ્યના શરીરમાં રહેલો મોટામાં મોટો દુશ્મન છે. ઘર સમાજ અને દેશને ખેદાન મેદાન કરનારો અને સુખ શાંતિમાં આગ ચાંપનારો એ ભયંકર દુશ્મન છે. આપણામાં ઘર કરવા તે ટાંપીને બેસી રહે છે. થોડી પણ તક મળી જાય કે તે તરત જ આપણામાં ઘૂસી જાય છે. આળસને આપણામાં પ્રવેશવામાં જરા જેટલી પણ

આળસ નથી. જરા એ કોળિયા વધારે ખાધું કે તેણે પોતાને આળોટવા માટે આપણને આડા પાડયા જ જાણો ! આળસ માટેની આપણી સદા પૂર્વ તૈયારી હોય છે. આપણે જે મહેનત પૈસા મેળવવા અથવા કોઇપણ કાર્ય માટે કરીએ છીએ તેની પાછળનું ધ્યેય પણ એક જ હોય છે કે, વૃદ્ધાવસ્થામાં તે કામ આવે. ભવિષ્યની આળસ માટેનો આજનો પ્રયત્ન છે. ઘણો પૈસો મેળવવો એટલે આગળની આળસ માટે બંદોબસ્ત કરી રાખવો. આપણી વિચારવાની દૃષ્ટિ પણ તમોગુણ આશ્રયી છે. અન્યથા સરળતાપૂર્વક અને સહજ પ્રાકૃતિક જીવન જીવનાર વ્યકિત ઘડપણમાં પણ યથોચિત રીતે કામ આપી શકવાની જ છે. ખરી રીતે તો ઘડપણ અનેક વર્ષોના અનુભવોનો સમૃદ્ધ નિધિ છે. આ અનુભવોનો યોગ્ય માર્ગે ઉપયોગ કરી જીવનને પ્રભુતાની દિશામાં યોગ્ય માર્ગે વળાંક આપી શકવાની જેટલી સરળતા ઘડપણ માટે શકય છે તેટલી અન્ય અવસ્થામાં નથી; છતાં ઘડપણ નિષ્ક્રિય બને તે માટેના જ આપણા વિચારો અને પ્રયત્નો હોય છે.

આળસ ભૂલે ચૂકે આપણામાં અવકાશ ન મેળવી લે તે માટે સતત જાગૃતિ અનિવાર્ય છે. એક ક્ષણનો પ્રમાદ પણ જીવને બીજી દિશામા ધકેલી શકે છે. માટે ભગવાને સતત સાવધાની રાખતા સાધકોને પણ સાવધાન રહેવા કહ્યું છે–"**समयं गोयम ! मा पमायओ**" હે ગૌતમ ! એક સમય માટેનો પણ પ્રમાદ આચરીશ નહિ !

નળ રાજાની એક કથા બહુ પ્રચલિત છે. નળ રાજા કેવડા મોટા રાજા હતા તે તો જાણીતી હકીકત છે. દમયંતી તેમનાં ધર્મપત્ની હતાં. સોળ્ સતીઓમાં તેમનું નામ છે. એકવાર આ નળરાજા જ્યારે પગ ધોઈ રહ્યા હતા, ત્યારે તેમના પગનું ફણિયું કોરું રહી જતાં કથાકારો કહે છે કે, કલિએ ત્યાંથી તેમનામાં પ્રવેશ કર્યો. નળરાજા સ્ફટિક જેવા નિર્મળ, પવિત્ર અને સ્વચ્છ હતા. સ્વચ્છતા તેમનો આગવો ગુણ હતો. ઉતાવળમાં તેમનું એક અંગ સહેજ કોરું રહી ગયું એટલે કહે છે કે, એટલા આળસના છિદ્રમાંથી કલિ તેમનામાં પેસી ગયો. આપણું તો આખુંયે શરીર ખુલ્લું પડેલું છે એટલે તેમાં પ્રવેશવાની આળસને ભારે સુગમતા થઈ પડે છે. એ જ્યાંથી પણ આપણા શરીરમા પ્રવેશવા માંગે ત્યાથી તે સરળતાપૂર્વક આપણામાં પ્રવેશી શકે છે. તેને પ્રવેશવા માટેનાં સર્વ દ્વાર ખુલ્લાં છે. એક વખત જો શરીરમાં આળસને પ્રવેશ મળે એટલે મન અને બુદ્ધિની પવિત્રતા પણ અભડાયા વગર રહે નહિ. મન વિકારગ્રસ્ત અને બુદ્ધિ મલિન બની જવાની. મન અને બુદ્ધિ જ્યારે વિકૃતિ બને છે ત્યારે અનેક દુઃખો આવીને ઊભા રહે છે. આ દુઃખોને પાર કરી જવાની જો લેશ પણ ઇચ્છા હોય તો આળસનો પરિત્યાગ એ અનિવાર્ય હકીકત છે.

આળસ અને ઊંઘને મીઠો સંબંધ છે. આળસ જીતવાની વાત સાથે ઊંઘને જીતવાની વાતનો પણ સહજ સંબંધ છે. આમ તો ઊંઘ બહુ મીઠી વસ્તુ છે. જીવનમાં તેની અમુક અંશે જરૂર પણ છે. વધારે વખત સુધી માણસ ઊંઘ ન કરે તો તે ગાંડો થઇ જવાનો ભય રહે છે.

ગીતાકાર ભગવાન કૃષ્ણ કહે છે, या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी–જે આત્મજ્ઞાન સઘળાં પ્રાણીઓ માટે રાત્રિરૂપ છે તેમાં યોગી પુરુષ જાગે છે. અર્થાત્ યોગી પુરુષો જરાપણ પ્રમાદ કરતા નથી. પ્રભુતાની અમુક કોટિએ પહોંચી ગયેલા મહાત્માઓની ઊંઘ પણ એક જાતનો યોગ જ છે. પ્રગાઢ અને શાંત ઊંઘ સૌ માટે શક્ય નથી. ઊંઘનું મહત્ત્વ તેના સમય સાથે નથી પરંતુ તેની પ્રગાઢતા સાથે છે. કૂવો જેટલો ઊંડો હોય છે તેટલું જ તેનું પાણી પણ સ્વચ્છ અને મીઠું હોય છે. પરિમાણમાં નિદ્રા ભલે થોડી હોય, પરંતુ પ્રગાઢ હોય તેનું જ એકંદર મહત્ત્વ છે. ચંચળવૃત્તિ સાથે ત્રણ કલાક સુધી અભ્યાસ કરનાર બાળક કરતાં મનની એકાગ્રતા સાથે અર્ધો કલાક કરેલો અભ્યાસ વધારે કીમતી છે. સાચી ઊંઘ સદા સ્વપ્ન વગરની હોય છે. ઊંઘમા પણ જો જાતજાતના વિચારો છાતી પર ચડી બેસે તો આરામ મળતો નથી.

ઊંઘની મીઠાશ માટે દૈહિક શ્રમના સાતત્યની અનિવાર્ય અપેક્ષા છે. આખા દિવસ દરમિયાન એવી રીતે શારીરિક શ્રમ કરવો કે જેથી પથારીમાં પડતાંવેંત ઘસઘસાટ ઊંઘ આવી જાય. ઊંઘ એ પણ થોડા કલાકોનું મૃત્યુ જ છે. સારી ઊંઘ માટે આખા દિવસના યોગ્ય શારીરિક શ્રમની જરૂર છે. અંગ્રેજ કવિ શેક્સપિયરે કહ્યું છે–'રાજાના માથા પર મુગટ છે પરંતુ તેના અંતરંગમાં ચિંતા છે.' રાજાને ઊંઘ ન આવે તેનું મુખ્ય કારણ તે શારીરિક શ્રમ કરતો નથી તે છે. જે માણસ જાગવાને સમયે ઊંઘે છે તેને ઊંઘને વખતે જાગતા રહેવું પડે છે. દિવસે બુદ્ધિ અને શરીરને ન વાપરવાં એટલે તે ઊંઘ જ થઇ જાણવી. પછી ઊંઘની વખતે બુદ્ધિ વિચાર કરતી રખડે અને શરીરને સાચું નિદ્રાસુખ ન મળે તે સ્વાભાવિક છે. પછી લાંબા વખત સૂઈ રહેવું પડે છે. જીવન પરમ પુરુષાર્થની સાધના માટે છે. તે જીવનને જો ઊંઘ ખાઈ જાય તો પછી પુરુષાર્થ સંપાદન થશે ક્યારે? અર્ધું આયુષ્ય ઊંઘમાં જ ખોવાઇ જાય પછી મેળવવાનું ક્યારે મેળવાય?

ઊંઘણશી માણસનું માનસ કાબેલ અને સાવધ રહેતું નથી. અસાવધાન વ્યક્તિમાં સદા અનવધાન જન્મવાનું. ઝાઝી ઊંઘના કારણે આળસ પેદા થાય છે અને આળસને લઈ માણસ ભૂલકણો થઈ જાય છે. વિસ્મરણ સદા પરમાર્થનો નાશ કરનારી વસ્તુ છે. વિસ્મરણની આ લાંબી પ્રક્રિયા પરમાર્થમાં કે દુનિયાદારીના વહેવારમાં નુકસાન કરનારી જ નીવડે છે. વિસ્મરણ એક મોટી અને અસાધ્ય બીમારી છે. જીવનમા તેથી સડો પ્રવેશી જાય છે અને જીવન તેનાથી ખવાઇ જાય છે.

વિસ્મરણનું કારણ મનની આળસ છે. મન જાગ્રત હોય તો વિસ્મૃતિ શક્ય નથી. આળોટવામાં સ્વર્ગનાં સુખનો અનુભવ કરનારના મનને વિસ્મરણનો રોગ વળગ્યે જ છૂટકો છે. એટલે જ ભગવાન બુદ્ધે પણ કહ્યું છે કે "पमादो, मच्चुनो पदं" પ્રમાદ એજ મૃત્યુનું સ્થાન છે. પ્રમાદને જીતવા માટે આળસ અને ઊંઘને જીતી લો! અંગ મહેનત કરો! સતત જાગૃત

અને સાવધાન રહો ! ક્ષણેક્ષણનો હિસાબ રાખો એટલે અનવધાનપણાનો રોગ નાબૂદ થશે અને આળસને પ્રવેશવાની બિલકુલ જગ્યા મળશે નહિ.

શ્રી કેશીકુમાર શ્રમણ અને ગૌતમ સ્વામીના સંવાદ વિષય શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ત્રેવીસમા અધ્યયનનો સ્વાધ્યાય ચાલી રહ્યો છે. શ્રી કેશીકુમાર શ્રમણનો આ છેલ્લો પ્રશ્ન છે, જેનો જવાબ શ્રી ગૌતમ સ્વામી આપી રહ્યા છે.

યાદ રાખજો, જ્યાં સાધનાની પરાકાષ્ટા છે ત્યાં સિદ્ધિ સામે ચાલી, હાથ જોડીને ઊભી રહે છે. જેને જ્યાં પહોંચવાનું છે, તેના નામના માત્ર જપ કરવાથી તે પોતાના અભીષ્ટ સાધ્યને મેળવી નહિ શકે. તેને મેળવવા માટે તો તે માટેના યોગ્ય પુરુષાર્થની અપેક્ષા છે. દાખલા તરીકે, જેને દિલ્હી પહોંચવું છે તે 'દિલ્હી, દિલ્હી' જાપ જપતો ઝાડ નીચે બેસી રહેશે તો દિલ્હી આઘું રહેશે ને પોતાને ઝાડ નીચે જંગલમાં બેસી રહેવાનો વારો આવશે ! દિલ્હીની યાદમાં ને યાદમાં રસ્તામાં આરામ લેવા થોભશે તો સાધ્ય મેળવવાના આરામથી વંચિત રહી જશે. જેને પહોંચવું છે તેને તો ચાલવાનું કામ ! તેણે તો ચાલવાની મહેનત ચાલુ જ રાખવી જોઈએ ! તેમાં જ મંડયા રહેવું જોઈએ એટલે દિલ્હી પહોંચી જવાય ! મોક્ષના માત્ર પુરુષાર્થહીન સ્મરણથી તેની મહેનતમાં, તેની સાધનામાં શિથિલતા પેદા થશે અને મોક્ષ આઘો જશે. મોક્ષની વાત મનમાંથી સમૂળગી કાઢી નાખવી અને તેની સતત સાધનામાં મંડયા રહેવું એજ મોક્ષને પાસે લાવવાનો ઈલાજ છે. નિષ્ક્રિયતા અને આરામની કશી જ અપેક્ષા રાખ્યા વગર, માત્ર સાધનાના માર્ગ તરફ એકાંત ધ્યાન કેન્દ્રિત રહે અને નિષ્ઠાપૂર્વક સાધનાના માર્ગમાં સતત પ્રગતિ થતી રહે તેની લગની, તેની રઢ, જો અનવરત લાગી રહે તો તે નિરાબાધ, શિવસ્વરૂપ મોક્ષનું પરમોચ્ચ સ્થાન અવશ્ય પ્રાપ્ત થાય. જવાબ જવાબની બૂમો માર્યા કરવાથી દાખલાનો જવાબ આવતો નથી. જે રીત આવડતી હોય તે રીતથી એક પછી એક પગલું લેતાં લેતાં જ જવાબ લાવી શકાશે. તે રીત જ્યાં પૂરી થશે ત્યાં જવાબ ચોક્કસ આવી જશે. સમાપ્તિ પહેલાં સમાપ્તિ ક્યાંથી થાય ? રીત પૂરી કર્યા વગર જવાબ ક્યાંથી આવે ? આ આજના પ્રશ્નની સામાન્ય પૂર્વભૂમિકા બતાવ્યા પછી શાસ્ત્રના મૂળ પાઠ પર આવીએ.

निव्वाण ति अवाह ति सिद्धि लोगग्गमेवय ।
खेम सिवं अणाबाहं जं चरन्ति महेसिणो ॥

तं ठाण सासय वास लोगग्गमि दुरासह ।
जं संपत्तान सोयंति भवो हंतकरा मुणी ॥

અર્થાત્– જે સ્થાન મહર્ષિ મેળવે છે તેનું નામ નિર્વાણ છે. તે અબાધ છે, સિદ્ધિ છે, લોકાગ્ર છે, ક્ષેમ શિવ અને અનાબાધ છે.

ભવ પ્રવાહનો અંત લાવનાર મુનિ જેને પ્રાપ્ત કરીને શોકમુક્ત બને છે તે લોકના અગ્રભાગમા શાશ્વતરૂપ છે, ત્યા પહોંચવું અઘરૂં છે.

યાદ રાખજો, જ્ઞાની પુરુષની છેવટની અવસ્થામાં બધી ક્રિયાઓ ખરી પડે છે. નિર્વાણનો અર્થ પણ આ જ છે. દીપકને ફૂંક મારો અને તે જેમ અનંતમાં વિલીન થઇ જાય છે તેમ જ્ઞાની પુરુષ પોતાની ચરમ સ્થિતિમાં શૂન્યરૂપ થઈ જાય છે. આ અંતિમ મોક્ષાવસ્થા એ જ સાધકની સાધનાની પરાકાષ્ઠા છે અને સાધકની સાધનાની આ જ સહજ અવસ્થા છે. આ અવસ્થામાં સાધક પાપ પણ સહન કરતો નથી અને પુણ્ય પણ સહન કરતો નથી. ખંખેરીને તે બધું ફેંકી દે છે. પોતાની જાત પર એક પણ કર્મ લેવા તે તૈયાર નથી. તેનો સ્પર્શ સરખો તે સહી શકતો નથી. આ અવસ્થા જ્ઞાની પુરુષની સાધનાની પરમ પરાકાષ્ઠાની દશામાં સંભવે છે. આ જવાબોથી શ્રી કેશીકુમાર શ્રમણ સંતુષ્ટિ પામે છે અને બોલી ઊઠે છે:

साहु गोयम ! पन्ना ते छिन्नो मे संसओ इमो ।
नमो ते संसया ईयं सव्वसुत्त महोयही ॥

હે ગૌતમ ! તમારી પ્રજ્ઞા શ્રેષ્ઠ છે. તમે મારી શંકા દૂર કરી છે. હે સંશયાતીત ! હે સવશ્રુતના મહોદધિ ! તમને મારા નમસ્કાર !

શ્રી કેશી શ્રમણના માનસિક સંશયો નાશ પામ્યા. તે પરમ સંતુષ્ટ થયા. તેમના શિષ્યોનાં મનના સંશયો પણ નાબૂદ થયા. તેની ફલશ્રુતિ શી આવવાની તે આવતી કાલે...

## પ્રકાશપર્વ ધનતેરસ

ધનતેરસ, રૂપચતુર્દશી અને દીપાવલી આ ત્રણે શુભ દિવસો પ્રકાશપર્વના નામથી ઓળખાય છે. આ પર્વ વિરાટની માફક વ્યાપક છે. બધા ધર્મના લોકો આ પર્વને પોતપોતાની રીતે મનાવે છે. સામાન્યતયા અમુક પર્વો અમુક ધર્મ અથવા જાતિ સાથે સંબંધ ધરાવે છે. પર્યુષણ પર્વ જૈનો જ ઊજવે છે. જન્માષ્ટમી અને રામનવમી વૈષ્ણવો મનાવે છે. રમઝાન મુસલમાનો ઊજવે છે તો નાતાલ ઈસાઈઓ મનાવે છે. પરંતુ દીપાવલી જાતિ અને ધર્મની ઉપર્યુક્ત લક્ષ્મણ રેખાને ઓળંગી જાય છે. આ મંગળ પર્વ સર્વ જાતિ અને સર્વ ધર્મોના લોકો સમાન રીતે ઊજવે છે. દીપાવલી સૌના સરખા આનંદનો તહેવાર છે.

આ પર્વનો મંગળ પ્રારંભ ધનતેરસના પુનીત પ્રભાતથી થાય છે. આ ધનતેરસ સર્વોત્તમ દિવસ તરીકે અંકાય છે. કોઇપણ મંગલકાર્યના શ્રી ગણેશ આજના દિવસે લોકો 'વગર પૂછ્યું મુહૂર્ત' માની કરતા હોય છે. આ અત્યંત પ્રચલિત અને જુની કહેવત આ જ દિવસ સાથે સંબંધ ધરાવે છે.

अनपूछया मुहूरत भला के तेरस के तीज ।
पूनमनी पडवा भली अने अमावस की बीज ॥

ધનતેરસ, અક્ષયતૃતીયા, હોળીનો પડવો અને ભાઈબીજ આ ચાર દિવસો સ્વભાવતઃ શુભ છે. આ ચાર દિવસોમાં ગમે તે મંગલ કાર્યનો શ્રી ગણેશ કરવામાં જ્યોતિષી કે બીજા કોઈ વિદ્વાનને પૂછવાની ભાગ્યે જ જરૂર રહે છે. આજનું ધનતેરસનું ઊગતું આ પાવન પ્રભાત જીવનમાં અનેરા આનંદ, ઉત્સાહ, સ્ફૂર્તિનાં દર્શન કરાવે છે. જન મન આનંદ અને પ્રમોદના ઉલ્લાસભર્યા વાતાવરણમાં ઘેલાં બને છે. જ્યાં દૃષ્ટિ ફેલાવો અત્ર, તત્ર, સર્વત્ર સ્વચ્છતા અને સુઘડતાના દર્શન થાય છે. મોટા મોટા પ્રાસાદોથી માંડી નાની નાની કુટીરો સુધીના બધાં સ્થાનો જાણે અતિ શોભામાં મરક મરક થઈ રહ્યા હોય તેવાં દીસે છે! કચરો, ઉકરડો વગેરેને યથાસ્થાને ફેંકી દેવામાં આવે છે. ગંદકી અને અશુચિનું નામ નિશાન દેખાતું નથી. સૌનાં હૃદયો હર્ષના હિલોળે ચડયાં હોય છે. સૌનાં મન મલકી ઊઠયાં હોય છે, દિલ ડોલી ઊઠયાં હોય છે. સૌના મન મયૂર નાચવા લાગ્યાં હોય છે. આબાલવૃદ્ધ સૌ હર્ષના નાદે નાદે ડગ ભરી રહ્યા દેખાય છે! જાણે બધું બદલાઈ ગયું હોય તેમ સૌંદર્ય સોળે કળાએ ખીલી ઊઠે છે!

બાળકોના ઉત્સાહનો તો કોઈ પાર નથી. નવાં નવાં કપડાં પહેરી નૂતન ઉત્સાહ સાથે નૂતન વાતાવરણનું સર્જન કરી, તેઓ પોતાના સમગ્ર આનંદમાં નવલી ઉષા પ્રગટાવે છે. માત્ર બાળકોની જ આ સ્થિતિ હોતી નથી. બાળકોમાં પ્રકૃતિએ શિક્ષણ અને સંસ્કારોનો ઓપ ચડાવ્યો હોતો નથી એટલે તેઓ જેવા પ્રકૃતિતઃ સુભગ, સ્વચ્છ, કોમળ અને નિશ્છલ હોય છે તેવાં પ્રગટ થઈ જાય છે અને તમે તમારી આવી સ્થિતિને શિક્ષણ અને સંસ્કારના અંચળા નીચે ઢાંકી તમારા યથાર્થ સ્વરૂપને પ્રગટ થવા દેતા નથી. છતાં આજના દિવસની પવિત્રતા અને સનાતન સત્યતા તમારામાં જન્મેલી મસ્તીની ચાડી અવશ્ય કરી જાય છે. તમને હૃદયથી પ્રિય આ દિવસ, તમારા મનને વ્યાવહારિક આનંદ અને ઉલ્લાસથી તરબોળ બનાવે છે, તો અમારા જેવા વિરક્ત સંતોને તમારા કરતાં સહજ જુદા પરમ વિશુદ્ધ પ્રશમ રસમાં નિમગ્ન બનાવે છે. ગમે તેમ પણ પ્રકાશપર્વના આ ત્રણે માંગલિક દિવસો એક યા બીજી રીતે તમારા અમારા સૌને માટે મહત્ત્વના, ગૌરવના અને આનંદના છે એમાં શંકા નથી. એનો મહિમા અદ્ભુત, અપ્રતિમ અને અલૌકિક છે.

પ્રકાશપર્વનો પ્રથમ દિવસ ધનતેરસના નામથી ઓળખાય છે. મનુષ્યને લક્ષ્મી તરફ સહજ આકર્ષણ હોય છે. સમુદ્રમંથન કરતાં નીકળેલાં લક્ષ્મીજી ભગવાન વિષ્ણુના મનમાં પણ આકર્ષણ ઊભું કરી શકયાં હતા; ભગવાન વિષ્ણુએ કશી જ આનાકાની કે સંકોચ વગર તેમનો સ્વીકાર કર્યો હતો! સમુદ્રમંથનમાંથી પ્રાપ્ત થયેલા વિષને સ્વીકારવા કોઇએ તૈયારી દાખવી નહિ. અમૃત મેળવવાની લોલુપ દૃષ્ટિ સૌ દેવતાઓ અને ભગવાન વિષ્ણુની પણ રહી; પરંતુ વિષને પી જવાની કોઇની તૈયારી ન હોતી. અંતે જગતના સાર્વત્રિક હિતમા ભગવાન શંકરે તેનો સ્વીકાર કર્યો અને તે નીલકંઠના નામે પ્રખ્યાત થયા.

આ તો પૌરાણિક પ્રસિદ્ધ કથા છે. અખિલ બ્રહ્માંડના અધિપતિ વિષ્ણુ જેવા પરમ પ્રતાપી પરબ્રહ્મને પણ જો લક્ષ્મીનું આકર્ષણ થયું, તો તમારા તે તરફનાં આકર્ષણ માટે તો શો અફસોસ કરવો ? આ લક્ષ્મીને મેળવવા તમે તમારી બધી શક્તિ, કે જે શકિત તમને પરમાત્માને પણ મેળવી આપી શકે તેમ છે, તેને તમે આમ ઠાલવી દો, તો તેથી આશ્ચર્ય પામવા જેવું કાંઈ રહેતું નથી. આમ છતાં તમારી આ લક્ષ્મી મેળવવા તરફની જે પ્રીતિ છે, આંતર-પ્રતીતિ અને ભગીરથ પુરુષાર્થ છે, તે જો ભાવલક્ષ્મી મેળવવા માટેના પ્રણયમાં રૂપાંતરિત થઈ જાય તો ત્રૈલોકયની લક્ષ્મી તમારાં ચરણોની દાસી બની જશે અને તમે પોતે લક્ષ્મીદાસ મટી લક્ષ્મી નારાયણ બની જશો. તમે આરાધક મટી આરાધ્ય થઈ જશો, પૂજક મટી પૂજ્ય બની જશો. નર મટી નારાયણ થઇ જશો. નરાકારમાંથી સીધા નિરાકાર સચ્ચિદાનંદ ઘન થઈ ઊભા રહેશો. પછી જે લક્ષ્મી મેળવવા તરફ આજે તમારું અનેરું આકર્ષણ છે તે તરફ તમને ફૂટી આંખે પણ જોવાનું મન નહિ થાય!

ધનતેરસના દિવસે ભગવતી લક્ષ્મીની આરાધનામાં તમે કશી જ કચાશ રાખતા નથી. લક્ષ્મીને જ્યારે ભગવતીનું સ્વરૂપ આપી દેવામાં આવે છે ત્યારે તેના તરફ જે પ્રેમ, શ્રદ્ધા અને લાગણી જન્મે છે તે શબ્દોથી કેમ વર્ણવી શકાય ? તે તો માત્ર તમારી અનુભૂતિનો જ વિષય છે. આજના દિવસે તમે એવા સાધનો અવશ્ય ઊભા કરશો કે જેથી લક્ષ્મીદેવીની પ્રસન્નતા, તેના અનુગ્રહભર્યા આશીર્વાદો, તેની અમીભરી કૃપાદૃષ્ટિની વર્ષા સતત તમારા ઉપર વરસ્યા કરે! તમે ભગવાન વિષ્ણુની દાસી શ્રી લક્ષ્મીના ચાહક છો, પ્રશંસક છો, પૂજારી છો! તેને આત્મસાત્ કરવાની જ માત્ર તમારી સાધના અને તપશ્ચર્યા છે. તેમાં જ તમારો પ્રેમ છે. તમારી મતિ ત્યાં જ ખૂંચેલી છે. એટલે ગમે તે દિશાની પણ તમારી ગતિનું લક્ષ્ય તે ભગવતીની ઉપલબ્ધિનું જ છે. અમારો પણ આદર્શ તો લક્ષ્મી મેળવવાનો જ છે; પરંતુ તે અમારાથી બહાર, પદાર્થો કે હીરા માણેકમાં રહેલી લક્ષ્મી મેળવવાનો નથી. અમે તો અમારી આંતરિક સંપદા જે અનભિવ્યક્ત છે તેને અભિવ્યકત કરવાના પ્રયત્નોમાં રાચેલા છીએ. અમે પણ સંપત્તિના-લક્ષ્મીના ચાહક અને પુજારી તો ખરા પરંતુ અમારી લક્ષ્મી અને તમારી લક્ષ્મી વિષેની સમજણમા પાયાનો ભેદ છે. સાધકો પણ લક્ષ્મી મેળવવા માટે જ જાગૃત અને પ્રયત્નશીલ હોય છે. પરંતુ તે લક્ષ્મી તેમની આંતરિક ગુણ સંપદા છે. સંસારી જીવો ભૌતિક સંપત્તિ મેળવવા માટે ફાંફાં મારે છે ત્યારે સાધકો ભાવલક્ષ્મીની ઉપાસના માટે પ્રતિ પળ તત્પર રહે છે. આ રીતે વિચારતા, બીજા દિવસો કરતાં સંસારી અને સાધકો બન્ને માટે આજના દિવસનું વધારે મહત્ત્વ છે. ધનતેરસના દિવસથી પ્રકાશપર્વનો પ્રારંભ કેમ થાય છે તે સમજવા જેવું છે.

સામાન્યતયા એક મહીનામાં બે તેરસ આવે છે. વર્ષમાં સુનિશ્ચિત ૨૪ તેરસના દિવસો આવે છે; છતાં આસો માસની આ કાલી તેરસનું એવું તો શું મહત્ત્વ છે કે તે ધનતેરસના નામથી ઊજવાય છે અને પૂજાય છે? તમારા માનસમાં એનો સમીચીન મહિમા સમજવાનો

પ્રેમ અને ભાવના જન્મે એ સ્વાભાવિક છે. એટલે આજે આ દિવસ સાથે જોડાએલી કથાઓ, દંતકથાઓ, માન્યતાઓ અને વાસ્તવિકતાઓ વિષે મારો જે અભ્યાસ છે તે હું તમારી સામે પ્રસ્તુત કરું છું.

ભગવાન મહાવીરે, ખીલેલાં ફૂલ જેવી ત્રીસ વર્ષની ભરયુવાનીમાં રાજ્ય–વૈભવ, વિષય વિલાસો અને ભૌતિક સાધનસંપત્તિનો પરિત્યાગ કરીને, માગસર વદ દશમના શુભ દિવસે, વિજય મુહૂર્તમાં, સર્વ વિરતિ ચારિત્રનો સ્વીકાર કર્યો હતો. દીક્ષાભિષેક પછી ૧૨ વર્ષ ૬ માસ અને ૧૪ દિવસ સુધી તેઓ સાધક અવસ્થા (છદ્મસ્થાવસ્થા)માં રહ્યા, ૪૧૬૫ દિવસ સુધી સર્વથા નિરાહાર રહ્યા, માત્ર ૩૪૯ દિવસ પારણાના–આહારના થયા. આ રીતે ભગવાન મહાવીરે સાધનાના પૂરા બાર વર્ષ વ્યતીત કર્યાં હતાં. તેરમા વરસના મધ્ય ભાગ અર્થાત્ ગ્રીષ્મ પક્ષનો બીજો માસ અને ચોથો પક્ષ ચાલતો હતો, એટલે કે વૈશાખ માસની શુક્લ પક્ષની દસમને દિવસે જ્યારે છાયા પૂર્વ તરફ ઢળી રહેલ હતી, પાછલી પોરસી પૂરી થઇ હતી, સુવ્રત નામનો દિવસ હતો, વિજય નામનું મુહૂર્ત હતું ત્યારે ભગવાન જૃંભિકાગ્રામની બહાર ઋજુવાલિકા નદીના કિનારે એક ખંડેર જેવા જુના પુરાણુ ચૈત્યથી બહુ પાસે નહિ તેમજ બહુ દૂર પણ નહિ એવા શ્યામક નામના ગૃહપતિના ખેતરમાં શાલવૃક્ષની નીચે ગોદોહિકા આસને અવસ્થિત રહી, આતાપના દ્વારા તપ કરી રહેલ હતા અને તેમને છઠ્ઠનું તપ હતું તે સમયે જ્યારે ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રનો યોગ આવ્યો ત્યારે તેમને ઉત્તમોત્તમ, સમગ્ર અને પરિપૂર્ણ એવું કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું.

ભગવાન મહાવીરને ૧૪૦૦૦ શિષ્ય સંપદા હતી. ગૌતમ સ્વામીની માફક સિંહ નામના અણગાર પણ પરમ અનુરાગ અને ભક્તિ ધરાવતા ભગવાન મહાવીરના અનન્ય શિષ્ય હતા. ગૌશાલક પણ પોતાને ભગવાનના શિષ્ય તરીકે જ ઓળખાવતો હતો. છતા તેના માનસમાં ભગવાન તરફ ભારે અણગમાની વિષીલી દૃષ્ટિ સંઘરાયેલી હતી. પ્રભુના અવર્ણવાદ બોલનારો, પ્રભુને મારી નાખવા માટે તેજોલેશ્યાનો ભયંકર પ્રયોગ કરનારો તે મહાકૃતઘ્ની જીવ હતો. પ્રભુ ઉપર તેજોલબ્ધિનો પ્રયોગ કરી જ્યારે તે પોતાની આજીવક સભામા પાછો ફરતો હતો ત્યારે ભગવાનના અનન્ય શિષ્ય એવા સિંહ અણગાર સાથે રસ્તામાં તેની આકસ્મિક મુલાકાત થઈ ગઈ. સિંહ અણગાર ભગવાન તરફ પરમનિષ્ઠા ધરાવનાર તેમના અનન્ય શિષ્ય છે એમ ગોશાલક જાણતો હતો. તેથી સિંહ અણગારને જોઈ તે કહેવા લાગ્યો: 'સિંહ! ક્યાં જાય છે? જેની પાસે તું જવા માગે છે તે તારો પ્રભુ તો ક્યારનોયે મારી તેજોલેશ્યાનો ભોગ બંન્યો છે અને મરણ પથારીએ પડયો છે!'

સિંહ અણગાર છદ્મસ્થ છે. ગૌશાલકની આવી મર્મ ભેદી વાણીથી તેઓ વિષણ્ણ અને ખિન્ન બની ગયા. મનમા અસાધારણ પરેશાની, ચિંતા, શોક અને સંતાપના અનુભવતા તેઓ ભારે નિરાશા સાથે માંડ માંડ ભગવાનના સમવસરણ પાસે પહોંચ્યા. પરંતુ અહીં આવીને જોયું

તો તેમણે જુદી જ પરિસ્થિતિ નિહાળી. તેમણે નિરાંતનો દમ ખેંચ્યો. ભગવાન પોતાના જ્ઞાનથી તેના મનોગત ભાવોને જાણી ગયા તેમણે કહ્યું: 'સિંહ ! સોળ વર્ષ સુધી આ પૃથ્વી પર મારી હૈયાતીમાં ધર્મચક્ર પ્રવર્તતું રહેવાનું છે. માટે મારા સંબંધેના અનપેક્ષિત વિકલ્પોથી તારે ઉદાસીનતા લાવવાની જરૂર નથી. હાં, સોળ વર્ષ પછી ભરતક્ષેત્રમાં તીર્થંકરનું ઢાંકણું દેવાઇ જશે.'

સભાજનો પણ ભગવાનની આ ઉદ્‌ઘોષણા સાંભળી રહ્યા. સૌનાં હૃદય આનંદથી, ભક્તિથી ભાવથી ભીંજાઇ રહ્યા. આ મળેલા અવસરનો લેવાય તેટલો લાભ લેવા સૌ કૃતનિશ્ચયી બન્યા. ધર્માચરણમાં વધારો થયો. આ રીતે પંદર વર્ષ વ્યતીત થઈ ગયા. હવે માત્ર એક છેલ્લું જ વર્ષ બાકી રહ્યું !

આ અંતિમ ચાતુર્માસ માટે સૌ ભાવિક ભક્તો ભગવાનને પોતાને ત્યાં ચાતુર્માસ કરવા વિનવવા લાગ્યા. પરંતુ ભગવાને છેલ્લા ચાતુર્માસ માટે મધ્યમ પાવાનગરીના રાજા હસ્તિપાલની વિનંતી સ્વીકારી.

હસ્તિપાલ આમ તો ખંડિયા રાજા છે. નાના રાજાઓમાં તેની ગણતરી છે. પરંતુ પ્રભુ પ્રત્યેની ભાવનાની પ્રબળતામાં મોટા માંધાતા ગણાતા રાજાઓ કરતાં પણ ઘણો આગળ વધી ગએલો, પ્રભુ ભક્તિથી પરિપ્લાવિત અંતઃકરણવાળો તે લોકોત્તર રાજવી છે. ભાવનાની શ્રેષ્ઠતામાં છ ખંડના અધિપતિ ચક્રવર્તી હોય કે મોટા માંધાતા હોય, કોઇની પણ લાગવગ ચાલતી નથી. ભગવાન તો ભાવનાની પ્રચુરતાને લક્ષ્યમાં લેનારા છે. હસ્તિપાલ રાજાની ભક્તિ ભાવનાને તોલે કોઈ આવી શકે તેમ નહોતું. એટલે પ્રભુએ તેની માંગણીનો સ્વીકાર કરી, અંતિમ ચોમાસું હસ્તિપાલ રાજાની રજ્જુક સભામાં કર્યું. આ ચાતુર્માસમાં પ્રભુએ બે દિવસનો સંથારો કર્યો. પ્રસંગે દેશદેશના રાજવીઓ આવ્યા. આવવાનો આ દિવસ તેરસનો હતો. એટલે લોકો આજના દિવસને ધનતેરસ કે ધણેરસના નામથી ઓળખે છે.

અઢાર દેશના આ રાજાઓએ, પ્રભુની પાવન દેશના સાંભળવા અને પૌષધોપવાસના પવિત્ર વ્રતારાધનપૂર્વક ધાર્મિક અનુષ્ઠાન કરવા, પાવાપુરીમાં તેરસના દિવસે સાંજે પ્રવેશ કર્યો હતો. સાંજનો સમય એટલે જંગલમાંથી ચરી ધણને પોતાના ગામ તરફ પાછા વળવાનો સમય. પ્રભુના સંથારા સાથે ચતુર્દશી અને અમાસનો દિવસ તેઓ ધર્મધ્યાનમાં ગાળવાના હતા. એટલે તેરસની સાંજે તે બધા રાજાઓએ પોતાના ભાભાને અનુરૂપ લાવલશ્કર સાથે પાવાપુરીમાં પ્રવેશ કર્યો. હવે બન્યું એવું કે જેવા એ રાજાઓએ પોતાનાં વિપુલ સાધનો સાથે દરવાજામાં પ્રવેશ કર્યો કે સામેથી ચાલ્યું આવતું ધણ ભડકી ગયું. પશુઓને લશ્કરની અને સાધનોની પ્રચુરતા મુંઝવી દે છે. લશ્કરના ભયથી આ દિવસે ધણ ભડક્યું એટલે આ દિવસનું નામ ધનતેરસ પડ્યું. આજે પણ આ પ્રસંગની સ્મૃતિશેષ રહી જવા પામી છે. આજે પણ આજના દિવસે બંધુડાથી ધણને ભડકાવવામાં આવે છે. જો કે આ તો અંધશ્રદ્ધા છે, ખોટું અનુકરણ છે. કારણ પેલા રાજવીઓ

ધણને ભડકાવવા આવ્યા નહોતા. તેઓ તો ભગવત્ સેવા અને સર્વ જીવોને અભય આપવા આવ્યા હતા. તેમનાં જબ્બર સાધનો જોઈ ધણ પોતાની મેળે ભડકી ગયું હતું. આજે આ સત્ય જરા વિકૃત થઈ ગયું છે. આજે તો માણસો આ પરંપરાને સુરક્ષિત રાખવા ઈરાદાપૂર્વક ધણને ભડકાવે છે. તેઓ માને છે કે, આજના દિવસે જો ધણ ભડકે નહિ તો ધનતેરસ ઉજવાણી કહેવાય નહિ અને અમંગળના શ્રી ગણેશ થાય. આ માન્યતા ભ્રાંતિપૂર્ણ છે. કારણ, બીજાને અભય આપવામાં ધર્મની પ્રભુતા છે. ભય પમાડવામાં તો ધર્મનો ધ્વંસ છે.

ધણ એટલે ગાયોનું ટોળું. આર્યો મધ્ય એશિયામાંથી પોતાના બહોળાં પશુધન સાથે આવીને ભારતમાં વસ્યા, અને ખેતી વિકસાવી. ખેતીમાં બળદ જોઇએ. બળદ તે ગાયની સંતતિ અને ખેતીપ્રધાન દેશની સંપત્તિ છે. ગાય એટલે ભારતની લક્ષ્મી અને માતા પણ. તેનું પૂજન ધનતેરસે થાય તો પશુ સંવર્ધન થાય. દૂધ દહીંની નદીઓ વહે. દુષ્કાળ અને ભૂખમરો જેવી આફતો દેશ પર ઊતરે નહિ.

ધનતેરસના સંબંધમાં બીજી પણ એક કથા છે. ઋષભદેવના જ્યેષ્ઠ પુત્ર અને પ્રથમ ચક્રવર્તી શ્રી ભરત છ ખંડની સાધના કરવા ગયા હતા. છ ખંડને સાધવામાં ૬૦ હજાર વર્ષ લાગ્યાં હતાં. જ્યારે છ ખંડની સાધના કરી તેઓશ્રી વનિતા નગરીમાં પાછા ફર્યા તે દિવસ 'ધનતેરસ'નો જ શુભ દિવસ હતો.

આજના દિવસે તેઓ ચક્રવર્તી બન્યા. છ ખંડમાં તેમણે પોતાની આણ પ્રવર્તાવી. આજના દિવસે ચૌદ રત્ન અને નવનિધાન પ્રગટ થયાં. આ બધાંનો ચક્રવર્તી અને પ્રજા તરફથી યથોચિત ઉમળકાભેર સત્કાર કરવામાં આવ્યો અને તેની પરંપરા લક્ષ્મી પૂજાના રૂપે આજે પણ પ્રચલિત છે. આ કથાનો સંબંધ તમારી રૂઢિ અને માન્યતા સાથે વધારે તાદાત્મ્ય ધરાવે છે. એટલે તમને આ પૂજાની વાત વધારે આત્મીય જણાય તે સમજી શકાય છે. હાં, તમે જે લક્ષ્મીને આટલા ભાવપૂર્વક પૂજો છો તે આપણી આત્યંતિક લક્ષ્મી નથી. આજના શુભ દિવસે જે ઉત્તમ આત્માઓ ભાવ લક્ષ્મી–કૈવલ્ય લક્ષ્મી પામી ગયા, તેઓ સાચી ધનતેરસ ઊજવી ગયા.

લોકો સમાન્યતયા આત્માનું આરાધન કરવાને બદલે મોજમજામાં, ખાવાપીવામાં કે હરવા ફરવામાં આ દિવસોની ઊજવણીની ઇતિશ્રી માને છે. ફટાકડા ફોડી પોતાનો અવ્યક્ત આનંદ વ્યક્ત કરે છે. પરંતુ કેટલા જીવો ક્રૂરતાપૂર્વક તમારા આ ક્ષણિક આનંદમા હોમાઇ જાય છે તેનો તમે કદી વિચાર કર્યો છે ખરો? શાસ્ત્રમાં ગૌતમ સ્વામી ભગવાનને પૂછે છે: 'ભગવન્! બે પુરુષો અગ્નિકાયનો આરંભ કરે છે. એક પુરુષ અગ્નિને પ્રગટાવે છે અને બીજો પુરુષ અગ્નિને ઠારે છે. તો બન્નેમાં વધારે કર્મ કોને બંધાય છે? અને અલ્પતર કર્મ કોને?' એનો જવાબ આપતાં પ્રભુ ફરમાવે છે કે: 'હે ગૌતમ! જે અગ્નિ પ્રગટાવે છે તે છ કાયના જીવોનો મોટો આરંભ કરે છે અને અગ્નિ કાયનો અલ્પ આરંભ કરે છે. પરંતુ જે અગ્નિકાયને

ઠારે છે તે પૃથ્વી, પાણી, વનસ્પતિ, વાયુ અને ત્રસકાયનો અલ્પ આરંભ કરે છે અને અગ્નિ કાયના જીવોનો વધારે આરંભ કરે છે. એટલે હે ગૌતમ ! અગ્નિનો આરંભ જીવોનો નાશક છે.'

આથી સ્પષ્ટ છે કે, ફટાકડા ફોડવાથી છ કાયના જીવોની ભયંકર હિંસા થાય છે. આ જીવોની હિંસાની સાથોસાથ ક્યારેક ફટાકડા ફોડનાર માણસ જ ફટાકડાની માફક ફટાકડાથી ફટ દઈને ફૂટી જાય છે. માટે આ માંગલિક દિવસો આત્મકલ્યાણનાં કાર્યો અને વ્રત નિયમોના અનુષ્ઠાનોથી પવિત્ર બનાવવા જોઈએ. કદાચ તે શક્ય ન હોય તો પણ ફટાકડાના ઝેરભર્યા આરંભનો વધારો અટકાવશો તો પણ ઘણા જીવોને તેથી અભયદાન મળશે. અઢાર દેશના રાજાઓ ભગવાનના સાન્નિધ્યમાં આ પ્રકાશપર્વની ઊજવણી કેમ કરે છે અને ભગવાન તેમને ધર્મનો કેવો માર્ગ બતાવે છે તે અવસરે કહેવાશે.......

# પ્રકાશપર્વ રૂપચતુર્દશી

આજે પ્રકાશ–પર્વનો બીજો દિવસ છે. આ દિવસ રૂપચતુર્દશીના નામથી ઓળખાય છે. સંસારથી ઉદાસીન અને વિરક્ત બનેલા મહાત્માઓ માટે પ્રકાશપર્વના આ દિવસો આધ્યાત્મિક ભૂમિકાને વિકસિત કરવા માટેના પ્રેરણાસ્પદ દિવસો છે. પ્રાયઃ ઉત્તમ આત્માઓ ભગવાન મહાવીરની અંતિમ પ્રશસ્ત સાધનાની દિવ્ય પરંપરાને ટકાવી રાખવા માટે આ દિવસોમાં અટ્ઠમ પૌષધોપવાસ વ્રતની આરાધના સાથે આત્મ–જાગરણમાં રમતા હોય છે. વિરક્ત સાધુ સંતો માટે આ દિવસો આધ્યાત્મિક–પ્રકાશની ગરજ સારે છે અને સાંસારિક વિષયોપભોગ અને વાસનાઓમાં રચ્યાપચ્યા રહેલા સાંસારિક જીવોના આનંદની પરિસીમા ખાનપાન, હરવું ફરવું, ફટાકડા ફોડવા, રાગરંગાદિ કાર્યકલાપોમાં સીમિત હોય છે. આજના દિવસથી ભગવાને અનશન વ્રતની આરાધના કરી હતી. આ દિવસ તેમનાં નિર્વાણ પૂર્વેનો ઉપાન્ત્ય દિવસ છે. આ દિવસોને આપણે અતિ પવિત્ર અને આપણા આધ્યાત્મિક વિકાસ માટેની આધાર–શિલારૂપ લેખીએ છીએ. અઢાર દેશના રાજવીઓ તેમજ બીજા અનેક ભવ્ય આત્માઓ છઠ્ઠ પૌષધ કરી, ભગવાનના શ્રીમુખેથી અનવરત વહેતી ધર્મોપદેશની અમૃતમયી વાણીની અખંડ ધારાનું તેઓ આજે સતત પાન કરી રહ્યા હતા. ભગવાનના આ અંતિમ સાંનિધ્યમાં રહેવાનું સદ્ભાગ્ય અને તેમનાં મુખકમળમાંથી અવિરત વહી રહેલા મુક્તિના આ પરમ પાથેયને સ્વીકારવાની ધન્ય ઘડી આજે તેમને સાંપડી હતી. જીવનને રૂપાંતરિત કરી નાખે એવાં પરમ રહસ્યને સાંભળવાનું અહોભાગ્ય જેને જેને સાંપડ્યું, તે સૌ ધન્ય બની ગયા.

આજે આપણી સામે તીર્થંકર પ્રભુની હાજરી નથી; પરંતુ તેમની અસ્ખલિત પરંપરારૂપ શ્રમણ નિર્ગ્રંથો અને તેમના આધ્યાત્મિક વચનોનો વિપુલ સંગ્રહ આપણી પાસે યોગ્ય પરિમાણમાં

અવસ્થિત છે. તેમની અંતિમ દેશના કે જે તેમણે અઢાર દેશના રાજાઓ સમક્ષ આપી હતી, તે આપણી પાસે છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર એ ભગવાનનો અંતિમ સમયનો ઉપદેશ છે. શ્રી કલ્પસૂત્રમાં આ સંબંધે સ્પષ્ટ ઉલ્લેખ છે–

**छत्तीसं च अपुट्ठवागरणाइं वागरित्ता पधाणं नाम अज्झयण विभावेमाणे विभावेमाणे कालगओ वित्तिक्कंते समुज्जओ छिन्न जाइ जरामरण बंधणे सिद्धे बुद्धे मुत्ते अंतकडे परिव्वुडे सव्वदुक्ख पहीणे ।**

અર્થાત્ બીજા કોઈ વડે પ્રશ્ન ન કરવામાં આવેલ છતાં તેના સમાધાન કરનારા છત્રીસ અધ્યયનોને કહેતાં કહેતાં મહાવીર સ્વામી કાળધર્મને પ્રાપ્ત થયા, સંસાર તજીને ચાલ્યા ગયા, ઊર્ધ્વગતિને ઉપલબ્ધ થયા. તેમનાં જન્મ, જરા અને મરણના બંધન વિચ્છિન્ન થઈ ગયા. તેઓ સિદ્ધ થયા, બુદ્ધ થયા, મુક્ત થયા. સંપૂર્ણ કર્મોનો તેમણે નાશ કર્યો. બધી જાતના સંતાપોથી તેઓ મુક્ત થયા. તેમનાં સંપૂર્ણ દુઃખો નષ્ટ થઇ ગયાં.

આ પ્રકાશપર્વના પવિત્ર દિવસોમાં ભગવાનની અંતિમ દેશના રૂપ આ પરમ પાવન વાણીને આપણે પ્રતિક્ષણ સ્મૃતિનો વિષય કરીને રાખવી જોઇએ; અને તેમણે બતાવેલા જીવનોપયોગી આત્મસાધક સિદ્ધાંતોને તાણાવાણાની માફક આપણાં જીવનમાં વણી લેવા જોઇએ, કે જેથી જીવન પરમ પવિત્ર અને વિકાસની દિશામાં હરણફાળ ભરનારૂં બને.

વૈશાલી ગણરાજ્યના પ્રમુખ મહારાજા ચેટક ભગવાન મહાવીરના મુખ્ય શ્રાવક હતા. તેમના છએ જમાઇઓ ઉદયન, દધિવાહન, શતાનીક, ચંદ્રપ્રદ્યોત, નન્દિવર્ધન તથા શ્રેણિક તેમજ નવ મલ્લી રાજાઓ અને નવ લિચ્છવી રાજાઓ એમ અઢાર ગણનરેશો પણ ભગવાનના પરમ ભક્ત હતા. આ અઢારે દેશના રાજાઓ, આ દિવસોમાં, પાવાપુરીમાં આવી, પ્રભુના ચરણે પૌષધોપવાસ વ્રતનો સ્વીકાર કરી, ભગવાનની દેશનામાં સંલગ્ન બન્યા છે. તમે લક્ષ્મીપૂજાના આકર્ષણના પ્રલોભનમાં પૌષધોપવાસ જેવા કીમતી અને પ્રભુતાપૂર્ણ વ્રતોને પણ તિલાંજલિ આપી દો છો. વ્રતોમાં રહેલી પ્રભુતા તમને કેમ દેખાતી નથી અને તમે માનેલી લક્ષ્મીમાં તમને પ્રભુતાનાં દર્શન કેમ થાય છે તે હું સમજી શકતો નથી. આ તો અઢારે દેશના અઢાર રાજવીઓ છે. તમે કલ્પી શકો છો કે તેમની પાસે તમારા કરતાં અવશ્ય વધારે કીમતી સંપદા અને સત્તા હતી. શું તેમને લક્ષ્મી પૂજન નહોતું ગમતું ? શું તેમને તમારી માફક ફટાકડા ફોડવાનો શોખ નહોતો થતો ? શું તમારી માફક તેમને દીવડા પ્રગટાવતા નહોતા આવડતા ? તેમના વૈભવ અને ઐશ્વર્યમા શું ખામી હતી કે તેઓ તમારી માફક પોતાના આનંદ માટે તમારા વ્યવહારોને ન અનુસરી શક્યા ?

વિચાર કરશો તો તમને ખબર પડશે કે, આવા ભગવાન જેવા પ્રબુદ્ધ વ્યક્તિઓનો સમાગમ પરમ પુણ્યની ઉપલબ્ધિનું ફળ હોય છે. આ સાંસારિક વ્યવહારો અને કાર્યકલાપો તો ક્ષણિક સુખને આપનારા છે. ક્ષણિક સુખ ખાતર આત્યંતિક સુખની આરાધના અને ઉપાસના

ભૂલી ન શકાય. પ્રભુના સાન્નિધ્ય જેવી જીવનને સફળ બનાવનારી ઉત્તમ તક મળવી તેમને માટે અશક્ય હતી. ક્ષણિક સુખો ખાતર પરમાનંદમૂલક આધ્યાત્મિક સુખને તિલાંજલિ આપવાનું તેમને ગમતું નહોતું. બાહ્ય સાધનોથી ઉપલબ્ધ થતાં સુખો સાચાં સુખો નથી એ પારમાર્થિક સત્ય તેઓ બરાબર સમજતા હતા. વસ્તુ સાપેક્ષ સુખો સદા દુઃખમૂલક જ હોય છે. બીજામાંથી પ્રાપ્ત થતાં સુખોની કોઇ આધારશિલા હોતી નથી. ખરેખર તો માણસને સુખાભાસમાં સુખનો ભ્રમ જ થઇ જાય છે. વસ્તુ સાપેક્ષ સુખો સદા દુઃખમૂલક જ હોય છે. સાચું સુખ તો સદા આત્માશ્રિત અને વસ્તુ નિરપેક્ષ હોય છે. આત્યંતિક સુખની ગંગોત્રી, તેનું મૂળ ઉદ્‌ભવ સ્થાન પણ આત્મા જ છે. આત્યંતિક સુખ એ જ આત્માનો આત્યંતિક ગુણ છે, એ જ આત્માની ભાવલક્ષ્મી છે. બાહ્ય વસ્તુઓમાંથી મળતો આનંદ મર્યાદિત હોય છે. તેની ચરમ નિષ્પત્તિ દુઃખમાં પરિણમે છે. વસ્તુ સાપેક્ષ સુખનો આધાર વસ્તુ હોય છે. વસ્તુના હોવા પર તે કદાચ દૃષ્ટિગોચર થાય છે અને વસ્તુના અભાવમાં તે વિલીન થઇ જાય છે. આવા સુખનો વિશ્વાસ પણ શો? વસ્તુઓમાંથી કોઇ લોકોત્તર સુખ પ્રગટ થતું નથી. અઢાર દેશના આ ઉત્તમ આત્માઓને અધ્યાત્મનો આનંદ પ્રગટાવવો હતો એટલે સાક્ષાત્ પરમાત્માના પરમ પ્રેરક નિમિત્ત તરફ ઉદાસીનતા રાખવી તેમને પાલવે એમ નહોતી. તેથી સાક્ષાત્ પ્રભુનાં ચરણોની ઉપાસના કરી, અજ્ઞાનનાં અંધારાંને ઉલેચવા, અને કદી નિર્વાણ ન પામે એવા જ્ઞાનના લોકોત્તર દીપને પ્રગટાવવાનો તેમનો પુરુષાર્થ હતો.

આ રાજાઓએ આચરેલા આદર્શોને અનુસરવાની પણ તમારી ઇચ્છા થતી નથી એ શું આશ્ચર્ય નથી? દુઃખ આ જ વાતનું છે કે જ્ઞાનીઓએ જે કરવાનું કહ્યું છે તેને સામાન્ય જીવો જીવનમાં આચરી બતાવતા નથી અને જે કરવાનું નથી કહ્યું તેને સદા કર્યા કરે છે. આપણી આ જ મૂળભૂત અજ્ઞાનતા છે જેને ગમે તે ભોગે આપણે દૂર કરવાની છે.

યાદ રાખજો, દીપક એ સત્યં શિવં અને સુંદરંનું પ્રતીક છે. આજથી પ્રકાશ પાથરી નવા જગતનું નિર્માણ કરવાના સુંદર કાર્યનો શ્રીગણેશ થાય છે. આ માટે હિન્દુ પુરાણોમાં એક સુંદર વાત આવે છે. એકદા યમરાજાએ પોતાના દૂતોને પૂછ્યું: 'તમે જ્યારે લોકોના જીવ લેવા જાઓ છો, ત્યારે તમને દયા નથી આવતી? કોઇ લાગણી નથી થતી?' ત્યારે દૂતોએ જવાબ આપ્યો: 'ના સાહેબ, હવે અમને તે કામ કોઠે પડી ગયું છે. તેમાં વળી દયા કે લાગણી શી? અમે તો જે ઘરે જીવ લેવા જઇએ છીએ તે ઘરેથી તેનો જીવ લઇને તરત જ પાછા ફરીએ છીએ. બસ આટલી જ અમારી ફરજ. અરે હા, એક વખત અમે આપને એક અતિશય કરૂણ પ્રસંગની વાત કરી હતી. આજે પણ તે પ્રસંગ અમારાથી ભૂલાતો નથી. એક રાજકુમાર જે કિશોર અવસ્થા વટાવી નવયૌવનને ઊંબરે આવીને ઊભો હતો. તેની ઉંમર માંડ ૧૬ વર્ષની હતી. એવામાં સર્પદંશથી તેનું અકાળ અવસાન નીપજ્યું. એ રાજકુમારનો જીવ લેવા જ્યારે અમે ગયા ત્યારે તેની નવપરિણીત પ્રિયતમાનું હૈયાફાટ રૂદન, તેમજ સ્વજનોનો

વિલાપ જોઈને અમારૂં પણ હૈયું વલોવાઇ ગયેલું. અમને પણ દયા આવેલી. અમારી પણ આંખો ભીની થએલી. ત્યારે અમે આપને વિનંતિ કરી હતી કે, મહારાજ! આવો કલ્પાંતભર્યો કરૂણ બનાવ અમને હવે પછી જોવા ન મળે એટલી કૃપા કરજો! ત્યારે આપે પ્રસન્ન થઇને કહ્યું હતું કે, અકાળ મૃત્યુ સદંતર બંધ થાય એ તો કેમ બને? પણ એટલું વિચારી શકાય કે, જે ઘરનાં દ્વારે આ દિવસોમાં દીપોનું વિધિપૂર્વક પ્રાગટ્ય થતું હશે તે ઘેર અકાળ મૃત્યુ થશે નહિ.'

વાત પણ સાચી છે. આત્મામાં એક વખત દિવ્ય જ્યોતિ પ્રગટ થઇ જાય એટલે જીવ સ્વયમેવ મૃત્યુંજય બની જાય છે. મૃત્યુના ભયથી તે અતીત થઇ જાય છે. જ્યોતિનાં પ્રાગટ્યના અભાવમાં તે અંધારામાં અટવાય છે અને જન્મ મરણના ભયથી સંત્રસ્ત બને છે. દીપક એ તો આત્મજ્યોતિનો આદર્શ પ્રતીક છે. એ પ્રતીકોને જીવનના સાચા પ્રતીકો બનાવવા સુજ્ઞ માણસોએ પ્રયત્ન કરવા જોઈએ.

આજે રૂપ ચતુર્દશી છે. આનો હિન્દુઓ નરક ચતુર્દશી અને કાળરાત્રિના નામે પણ ઉલ્લેખ કરે છે. આના સંબંધમાં પણ પુરાણોમાં એક કથા છે. નરકાસુર નામનો એક રાક્ષસ ઉત્તર ભારતના ઈશાન પહાડી પ્રદેશમાં રહેતો હતો. માણુસ ગંધાય માણુસ ખાઉં એવો તે હિંસક અને માંસ ભક્ષક! વાડયેથી વઢવેડ લ્યે એવો વઢકણો અને કજિયાળો! ભૂલ્યે ચૂકયે જો ભેટી ગયો તો તેના ભુકકા!

નરકાસુરની દશે દિશામાં હાક લાગે. સત્તાના મદમાં તેણે બળજબરીથી હજારો સ્ત્રીઓને કેદી બનાવી હતી. આ વાતની ખબર જ્યારે ભગવાન શ્રીકૃષ્ણને પડી ત્યારે તેમણે આ મહા રાક્ષસ નરકાસુરનો વધ કરી, તેણે કેદ બનાવેલી બધી મહિલાઓને મુક્ત કરી. સન્માન સાથે તેમણે તે સ્ત્રીઓને સંરક્ષણ આપ્યું. પુરાણો કહે છે, કૃષ્ણના નરકાસુરના વધના આ પરાક્રમની લોકોમાં મુક્ત કંઠે પ્રશંસા થવા લાગી. નરકાસુરવધના આ આનંદને અભિવ્યક્ત કરવા તેમજ શ્રીકૃષ્ણ પ્રભુ પરત્વેની પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરવા, વિજ્યોત્સવ તરીકે ઘેર ઘેર દીપક પ્રગટાવવામાં આવ્યા.

કાળી ચૌદશનું બીજું નામ કાળરાત્રિ છે. કાળરાત્રિ એટલે કાળી, અંધારી રાત. કાળી, અંધારી રાત જામતાં કેટલાક લોકો ભૂત, પ્રેત, પિશાચની સાધના એટલે કે કાળી રાત્રિએ કાળાં કામ કરવા, મેલી વિદ્યાની સાધના કરવા સ્મશાને જાય છે. અને આ રીતે આ ચૌદશને કાળ રાત્રિમાં કે નરક ચતુર્દશીમાં ફેરવી નાખે છે! બીજાને રંજાડવા અને પોતાના મદને પોષવા કાળાં કાર્યો કરનારા કૃષ્ણવર્ણી આત્માઓ આવા સુંદર દિવસોને કાળ રાત્રિના કાળાં કાર્યોમાં પરિણમાવી નાખે છે!

આ દિવસોમાં ઘર આંગણા અને શેરીઓમાથી ગંદકીરૂપ નરકાસુરને દૂર હડસેલવા દરેક વ્યક્તિ પ્રયત્નશીલ હોય છે અને ઘરોઘર સ્વચ્છતા અને સુગંધ સાથે દીપાવલીનો પ્રકાશ પથરાઈ

રહે છે. જ્ઞાની પુરુષો તો આ દિવસની ઊજવણી આધ્યાત્મિક પ્રક્રિયાથી કરે છે. વર્ષભરના કે જીવનભરના પાપોની આલોચના કરી, આત્મિક ગુણોને સંપોષણ આપવા માટે, વ્રત નિયમો અને પ્રભુપરાયણતામાં તેઓ આ દિવસો વ્યતીત કરે છે. જે લોકો આ પારમાર્થિક સત્યને સમજી શકતા નથી તેઓ આ દિવસોમાં વધારેમાં વધારે દેહને પોષણ આપતા હોય છે. ખાવાના સારા સારા પદાર્થો બનાવતા હોય છે અને શારીરિક ટાપટીપ અને શણગાર તેમજ બાહ્ય સૌંદર્ય અને રૂપને નિખારવા મહત્તમ પ્રયત્નો આદરતા હોય છે. જાણે રૂપચતુર્દશી સ્વરૂપ (આકૃતિ)ના સૌંદર્યને પરિપુષ્ટ બનાવવા માટેના પર્વ તરીકે જ પંકાતી હોય તેમ માની લેવાની તેઓ ભૂલ કરી બેસતા હોય છે.

આધ્યાત્મિક દૃષ્ટિએ વિચારીએ તો ચૌદ જીવસ્થાનો શાસ્ત્રમાં વર્ણવેલાં છે. તમે પ્રતિક્રમણ તો કરો છો ખરાને ? શ્રાવકો માટે પ્રતિ દિવસ કરવાનું તે આવશ્યકસૂત્ર છે. તેમાં શ્રમણસૂત્રમાં એક પાઠ આવે છે. '**चउदसहिं भूयगामेहिं**' આ પાઠનો ઉચ્ચાર તો પ્રતિક્રમણ કરનારા તમે બધાં જ સવાર અને સાંજ કરો છો; પરંતુ આ ચૌદ પ્રકારના જીવસ્થાનો વિષે ક્યારેય પણ ગંભીરતાપૂર્વક વિચાર કર્યો છે ખરો ? આ બધા જીવસ્થાનોમાંથી પસાર થઈ, સંજ્ઞી પંચેન્દ્રિયના આ મનુષ્ય ભવને મેળવવામાં, જીવને અનંત ઉત્સર્પિણી–અવસર્પિણીનો સમય લાગ્યો છે. અવ્યવહાર રાશિમાંથી એક જીવને વ્યવહાર રાશિમાં ત્યારે જ અવાય જ્યારે બીજો જીવ મુક્તિને ઉપલબ્ધ થાય. તેની કાળમર્યાદા પણ અસાધારણ છે. શાસ્ત્રોનો ગંભીર અભ્યાસ કરો તો સત્ય ઓળખાય. બાકી તો જીવનમાં પરિવર્તનની કોઈ શક્યતા જ નથી. જીવના ચૌદ ભેદોમાંથી તેર ભેદો પસાર કરી, મનુષ્ય ભવની પ્રાપ્તિની વાત અસાધારણ પુણ્યપુંજની અપેક્ષા રાખે છે. આ બધી આંતરિક સ્થિતિઓનો જીવે કદી ગંભીરતાપૂર્વક વિચાર કર્યો નથી. અરે ! નિગોદની સૂક્ષ્મ કાયમાંથી નીકળતાં પણ જીવને અનંતકાળ વ્યતીત થઈ જાય છે, તો મનુષ્ય જન્મ સુધી પહોંચવાની વાત તો કેટલી દૂર થઈ જાય છે !

તમે કહેશો કે જીવના ૧૪ ભેદ જ અમે જાણતા નથી તો તેની સ્થિતિની ગંભીરતામાં ઊતરવાની તો વાત જ ક્યાં રહી ? તમારા જવાબથી ભલે તમે સંતોષ અનુભવો છતાં જેના અંતરાત્મામાં ખટકો છે તે તો આ બધાનો ગંભીરતાપૂર્વક વિચાર કર્યા વગર રહેશે નહિ. જીવના ૧૪ ભેદો આ પ્રમાણે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| સૂક્ષ્મ | એકેન્દ્રિય | અપર્યાપ્ત | અને | પર્યાપ્ત | ૨ ભેદ |
| બાદર | ,, | ,, | ,, | ,, | ૪ ,, |
| બેઇન્દ્રિય | — | ,, | ,, | ,, | ૬ ,, |
| તેઇન્દ્રિય | — | ,, | ,, | ,, | ૮ ,, |
| ચતુરિન્દ્રિય | — | ,, | ,, | ,, | ૧૦ ,, |
| અસંજ્ઞી | પંચેન્દ્રિય | ,, | ,, | ,, | ૧૨ ,, |
| સંજ્ઞી | ,, | ,, | ,, | ,, | ૧૪ ,, |

આ ચૌદ જીવસ્થાનો છે. આપણે છેલ્લા જીવસ્થાનમાં ક્રમિક વિકાસની રીતે આવી ગયા છીએ. દેવોને પણ ઇર્ષ્યા ઉપજાવે એવી ઉત્તમ મનઃ શક્તિ અને આત્મધર્મ સાધવાનો પુરુષાર્થ તમને અમને સૌને ઉપલબ્ધ થએલ છે. એટલે આ રૂપચતુર્દશીનો ઉપયોગ મેલી, સંસાર વધારનારી, પાપવર્ધિની વિદ્યાઓની સાધનામાં કરવાને બદલે ૧૪ પૂર્વના જ્ઞાન મેળવી લેવામાં કે પોતાના અપ્રતિમ પુરુષાર્થ વડે ૧૪ ગુણ સ્થાનોને પાર કરવામાં વાપરીએ તે જ આપણા માટે હિતકર છે.

૧૮ દેશના રાજાઓની માફક તમારા સૌમાં પણ આ દિવસોનાં માધ્યમથી આવા જ અધ્યાત્મભાવ પ્રગટી જાય તો તમારો પણ બેડો પાર થઈ જાય. પરંતુ તમે તો આ બધું કરવાને બદલે, વહેલી સવારે ઊઠી રંગોળી પૂરો છો, ફટાકડા ફોડો છો, અનેક જીવોનો કચ્ચરઘાણ કાઢો છો અને મંગળમય દિવસોને પોતાની રીતે અમંગળરૂપ બનાવી લો છો.

જ્ઞાનના દીપકો પ્રગટાવવાને બદલે તમે રોશનીથી ઘેલા બનો છો, બીજાને પણ ઘેલા બનાવો છો. આ આખોયે પાપમાં પડવાનો માર્ગ છે. માત્ર દીવડા પ્રગટાવવાથી દીવાળી ઊજવાય નહિ. જ્ઞાનરૂપી દીવા પ્રગટાવીએ તો ચારે દિશા ઝળહળી ઊઠે. આજે સાંજે વડા બનાવી કકળાટ કાઢશો. દર વર્ષે આ અસ્ખલિત પરિપાટી અનુસરાય છે. પરંતુ કકળાટમાં કશો જ ફેર પડતો નથી. જેણે કકળાટ કાઢયો હોય તેનાં દિલને સદા શાંતિ જ હોય. બહેનો વડા નાખવા જાય છે ત્યારે ગોળ કુંડાળું કરીને એક એક વડું ચારે દિશામાં ઊછાળે છે, અને માને છે કે, ઘરનો કકળાટ ઘરમાંથી બહાર નીકળી ચારે દિશામાં વહેંચાઈ ગયો છે. આ તો માત્ર અંધશ્રદ્ધા છે.

ચોવીસ જાતનાં ધાન્યમાંથી આજે અડદની દાળના વડાં જ શા માટે બનાવો છો? કારણ, અડદ શક્તિશાળી ધાન્ય છે. ઉપરથી કાળું છે પરંતુ અંદરથી ઊજળું છે. ચોવીસ ધાન્યોમાં જેમ અડદ વિશેષ શક્તિ આપનાર છે તેમ ચોવીસ દંડકમાં માનવનો દંડક સૌથી વધારે શક્તિશાળી દંડક છે. માટે અડદની માફક હે જીવ! તું તારી કાળાશ કાઢી નાખ. માષતુષ મુનિ જેમ અડદ અને તેનાં ફોતરાંના પાર્થકયથી કશા જ વિશેષ જ્ઞાન વગર આત્મજ્ઞાનને પામી ગયા, તેમ આપણાં સૌ માટે અડદના વડાં જડ–ચેતનના વિવેકમાં એક આદર્શ પ્રતીક બનીને ઊભાં રહે તો મનુષ્યભવ સાર્થક થઇ જાય. આવા કકળાટો તો આપણે રૂઢિને આધીન થઇ પ્રતિવર્ષ કાઢતાં આવ્યાં છીએ, પરંતુ કકળાટ પોતાને સ્થાને જ ઊભો હોય છે. અવસર આવ્યે તે પાછો આવી જાય છે. માટે પ્રતિજ્ઞા કરો કે હવે તો હું કષાયનો જ કકળાટ કાઢું કે જેથી જન્મ મરણની પરંપરામાંથી સદાને માટે ઊગરી જાઉં! જે જીવો પર્વોના પરમાર્થને સમજી આધ્યાત્મિક ગણતરીએ તેને ઊજવે છે તેઓ આત્મ કલ્યાણ અવશ્ય સાધી જાય છે.

શ્રી કેશીકુમાર શ્રમણના શિષ્યોના માધ્યમથી ઉદ્ભવેલી બધી શંકાઓનું નિરાકરણ શ્રી ગૌતમસ્વામી જેવા પરમ આત્મા પાસેથી થઈ જતાં શું થયું તેનો ઉપસંહાર કરતાં શાસ્ત્ર પોતે કહે છે–

एवं तु ससंए छिन्ने केसी घोर परक्कमे ।
अभिवंदित्ता सिरसा गोयमंतु महायसं ॥

આમ સંશય દૂર થતાં ઘોર પરાક્રમી શ્રી કેશીકુમાર શ્રમણે મહાન યશસ્વી ગૌતમસ્વામીને શિરસા વંદન કર્યાં.

શ્રી કેશીકુમાર શ્રમણ સરળ ચિત્ત અને નિશ્છલ હૃદયના ઉત્તમ સંત હતા. તેમને ઉદ્ભવેલી દરેક શંકાઓનું જ્યારે હૃદયસ્પર્શી નિરસન થઇ ગયું ત્યારે બાળક જેવું તેમનું કોમળ હૃદય ગૌતમસ્વામીના ચરણોમાં નમી પડ્યું. કેન્દ્રમાં અહંનો અભાવ હોય અને બ્રહ્મને મેળવવાની તીવ્રતમ મુમુક્ષા વૃત્તિ હોય તો જ આ સંભવિત છે. શ્રી કેશીકુમાર શ્રમણ વંદન કરી કૃતજ્ઞતા જાહેર કરી શું કરશે તે અવસરે....

## પ્રકાશપર્વ દીપાવલી

આ પ્રકાશપર્વમાં દીપાવલી પર્વ મહાપર્વ કે પર્વોની મહારાણી તરીકે જાણીતું છે. ઝાકઝમાળ દીપકોની ભભકાદાર હારમાળા અને મહા મંગળનાં પ્રતીક સમા દિવ્ય દીપક સમુદાયને જોઇ સૌનાં અંતઃકરણમાં પ્રેમ, મમતા સદ્ભાવ અને નિષ્ઠાનો અપ્રતિમ પ્રકાશ પથરાય છે અને વર્ષનો આ ચરમ દિવસ દીપાવલીના નામે ભારે ભભકાથી ઊજવાય છે.

આમ તો આજે અમાવાસ્યાની કાળી રાત્રિ છે. અસંખ્ય દીપમાળાની રોશનીનો ઝળહળાટ તિમિરાચ્છિન્ન રાત્રિની કાલિમાને પણ પ્રકાશમાં ફેરવી રહ્યો છે. આ રીતે આ દીવાળી છે તો અમાસ; પરંતુ પૂનમનેય શરમાવે એવાં અજવાળાં તેને અનેરું અદ્ભુત સ્વરૂપ આપી રહ્યા છે. અમાસનું સ્વાભાવિક અંધારું અદૃશ્ય થઈ રહ્યું છે અને ચારેકોર પ્રકાશ, પ્રકાશને પ્રકાશ પથરાઈ રહ્યો છે. પ્રકાશને પાથરનારું આ અપૂર્વ પર્વ છે. એટલે જ આ મહાપર્વ જીવંત જીવનનું સુંદર અને ભવ્ય પ્રતીક છે. એમાંથી મળતી પ્રેરણામાંથી જીવ જ્ઞાનની એક દિવ્ય ચિનગારી પ્રગટાવવા પુરુષાર્થ આદરશે તો શ્રી ગૌતમ સ્વામીની માફક અનંત ભવોના અનંત અંધારાને ભેદી ઝળહળતા પ્રકાશથી તે ઝળહળી ઊઠશે.

ઇન્દ્રભૂતિ ગૌતમ ભગવાન મહાવીરના અગિયાર ગણધરોમાં પ્રમુખ હતા. તેઓ પ્રકાંડ પંડિત, ચૌદ પૂર્વના જ્ઞાતા, ચતુર્જ્ઞાની, સર્વાક્ષર સન્નિપાતી, તેજોલબ્ધિના ધારક અને ઘોર તપસ્વી હતા. આગમ સાહિત્યનો મોટો ભાગ ગૌતમની જ જિજ્ઞાસાનું સમાધાન છે. તેમને જ જ્ઞાન ગંગાના મૂળ ઉદ્ગમ સ્રોત કહી શકાય. ભગવાન મહાવીર પ્રત્યે ગૌતમ સ્વામીનો અપ્રતિમ અનુરાગ હતો. એક વખત, પોતાના લઘુશ્રમણોને કેવળલબ્ધિ થતી જોઈને તેઓ ચિંતિત થઇ

ગયા કે, હજી સુધી મને કેમ કેવળજ્ઞાન ન થયું? તે વખતે ભગવાને તેની અનુપલબ્ધિનું કારણ બતાવતાં કહ્યું કેઃ 'ગૌતમ! ઘણા ભવોથી તું મારા સ્નેહમાં બંધાએલો છે. અનેક દેવ તેમજ મનુષ્ય ભવમા આપણે સાથે રહેલા છીએ અને અહીંથી આયુષ્ય પૂર્ણ કરીને પણ આપણે બન્ને એક જ સ્થાને પહોંચીશું.

પરિનિર્વાણ પૂર્વે ભગવાને ગૌતમને પાસેના ગામમાં દેવ શર્માને પ્રતિબોધ આપવા મોકલી દીધા હતા. તેઓ તરત જ પાછા ભગવાનનાં ચરણોમાં પહોંચી જવા માગતા હતા; પરંતુ સૂર્યાસ્ત થઇ જવાથી ત્યાં જ રોકાઇ ગયા. રાત્રે આકસ્મિક ભગવાનનાં નિર્વાણના સમાચાર સાંભળતાં તેઓ શોકમગ્ન થઈ ગયા. શોક કરતા તેઓ કહેવા લાગ્યાઃ 'પ્રભો! નિર્વાણના દિવસે જ કયા કારણે આપે મને જુદો પાડયો? અંત સમયે મને દર્શનથી કેમ વંચિત રાખ્યો?' આ રીતે કેટલોક સમય ભાવપ્રવાહમાં વહ્યા બાદ તેમનો સારોયે શોક વિપરીત દિશામાં રૂપાંતરિત થઈ ગયો. હવે ગૌતમ આર્તધ્યાનમાંથી શુકલ ધ્યાન ધ્યાવતા થઈ ગયા. કલ્પસૂત્ર કહે છે કે–**जं रयणिं च णं समणे भगवं महावीरे कालगओ जाव सव्व दुक्ख पहीणे तं रयणिं च णं जेट्ठस्स गोयमस्स इह भूईस्स अणगारस्स अन्ते वासिस्स नायओ पेज्जबंधणे वोच्छिन्ने अणंते अणुत्तरे जाव केवलवरनाणदंसणे समुप्पन्ने ।**

જે રાત્રે શ્રમણ ભગવાન મહાવીર કાળધર્મને પ્રાપ્ત થયા યાવત્ તેમનાં સંપૂર્ણ દુઃખો નષ્ટ થઇ ગયાં, તે રાત્રે તેમના પટ્ટધર શિષ્ય ગૌતમ ગોત્રીય ઇન્દ્રભૂતિ અણગારનું ભગવાન મહાવીર સાથે જે પ્રેમ બંધન હતું તે વિચ્છિન્ન થઇ ગયું અને ઇન્દ્રભૂતિ અણગારને અંતરહિત ઉત્તમોત્તમ યાવત્ કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું.

**जं रयणिं च णं समणे जाव सव्वदुक्ख पहीणे तं रयणिं च णं नव मल्लई नव लिच्छई कासी कोसलगा अट्ठारसवि गणरायाणो अमावसाओ पाराओयं पोसहोववासं पट्ठवईसु, गते से भावुज्जोओ दव्वुज्जोयं करिस्सामो ।**

જે રાત્રે શ્રમણ ભગવાન મહાવીર કાળધર્મને પ્રાપ્ત થયા યાવત્ તેમના સંપૂર્ણ દુઃખો નષ્ટ થઇ ગયાં તે રાત્રે કાશી દેશના મલ્લવી વંશીય નવ ગણ રાજા અને કૌશલ દેશના લિચ્છવી વંશીય બીજા નવ ગણ રાજા આમ આ રીતે અઢાર ગણ રાજા અમાવાસ્યાના દિવસે અઢાર પહોરનો પૌષધોપવાસ કરીને ત્યાં રહેલા હતા. તેઓએ એવો વિચાર કર્યો કે, ભાવઉદ્યોત–એટલે જ્ઞાનરૂપી દિવ્ય પ્રકાશ ચાલ્યો ગયો છે તેથી અમે દ્રવ્ય ઉદ્યોત કરીશું.

આસો વદ અમાવાસ્યાની રાત્રિમાં ભગવાન મહાવીર મોક્ષે પધાર્યા. તે રાત્રિ દેવોની આવજાથી પ્રકાશિત થઇ ગઈ. અઢાર ગણ રાજાઓએ તે સમયે પૌષધોપવાસ કર્યો હતો. તેઓએ જોયું કે, જ્ઞાનરૂપી લોકોત્તર પ્રકાશ વિલીન થઇ ગયો છે. સમસ્ત સંસાર અંધકારથી છવાઈ ગએલ છે. તે કારણે દેવોએ દ્રવ્ય ઉદ્યોત કરેલ છે. હવે આપણે ભગવાન મહાવીરના જ્ઞાનના

પ્રતીક રૂપમાં પ્રતિવર્ષ આ દિવસે દીપ જલાવીને પ્રકાશ કરીશું એવો તેમણે નિર્ણય કર્યો છે. તે દિવસે પ્રકાશ કરવાથી આમ દીપાવલી વર્ષનો પ્રારંભ થયો.

આપણે જોઈ ગયા કે કારતક અમાવાસ્યાની પ્રત્યુષકાળ રાત્રિમાં ભગવાન મહાવીરનું પરિનિર્વાણ થયું અને અંતિમ રાત્રિમાં ગૌતમસ્વામીએ ચાર કર્મોનો ક્ષય કરીને કેવળજ્ઞાન અને કેવળદર્શન પ્રાપ્ત કરી લીધું. આજ કારણથી કારતક સુદ-૧ ગૌતમ પ્રતિપદા (પડવો)ના નામથી પ્રખ્યાત છે. આ દિવસે અરૂણોદયના પ્રારંભથી જ નૂતન વર્ષનો આરંભ થાય છે.

આજના દિવસે ઉપર જણાવ્યા મુજબ શ્રી ગૌતમસ્વામીને કૈવલ્ય પ્રાપ્ત થયું હતું. શ્રી ગૌતમસ્વામીએ મોહ પર વિજય મેળવી મોહાન્ધકારને દૂર કરી જ્ઞાન પ્રકાશ મેળવ્યો. તેથી આજનો દિવસ પરમ હર્ષનો દિવસ છે. લોકો આજે બાહ્ય અંધકારને દૂર કરવા સેંકડો દીવાઓ પ્રગટાવે છે. લોકો દીપાવલીની રોશની માટે સંખ્યાતીત રૂપીઆ ખર્ચી નાખે છે પરંતુ જરા ગંભીરતાપૂર્વક વિચાર કરશો તો જણાશે કે, ગૌતમસ્વામીએ આજના દિવસે જે પ્રકાશ મેળવ્યો હતો, તે આ રીતે તેલના અને વીજળીના દીવામાં કરોડો રૂપીઆ ખર્ચી નાખે છતાં કોઇને મળી શકે ખરો ? આવા ભભકા અને બાહ્ય પ્રકાશથી કાંઈ અંતરનો અંધકાર નાશ થાય ખરો ? અંતરનું અંધારૂં તો શ્રી ગૌતમ સ્વામીના પગલે ચાલવાથી જ દૂર થઇ શકે. દિવાળીની સાચી ઊજવણી તેલ અને વીજળીના દીવાઓ પ્રગટાવવામાં નથી, પરંતુ જ્ઞાન-જ્યોતિ પ્રગટાવવામાં છે. મોહને ખસેડવાથી આન્તર્જ્યોતિ પ્રગટે છે.

આંતરિક ચેતના તો આજે સુષુપ્ત બની છે. બાહ્ય પ્રકાશે એને બદલે અસાધારણ પ્રગતિ સાધી છે. એક યુગ હતો જ્યારે કોડિયાનો પ્રકાશ પણ રાત્રિના અંધકારમાં ખાસા પ્રકાશની ગરજ સારતો. બધાં કામો યોગ્ય રીતે કોડીઆના પ્રકાશમાં પણ થઈ જતાં. સમય જતાં વૈજ્ઞાનિક વિકાસ સાથે કોડીઆના પ્રકાશનો મેળ ન રહ્યો. વિજ્ઞાને જેમ ઉત્ક્રાન્તિની હરણફાળ ભરી તેમ પ્રકાશમાં પણ વૈકાસિક ફેરફાર આવ્યો. કોડીઆનું સ્થાન ફાનસે લીધું. ફાનસનું જીવન પણ બહુ લાંબું ન ટક્યું. ગેસના દીવાઓના તેજસ્વી પ્રકાશે ફાનસને દબાવી દીધું. ફાનસને સ્થાને ઠેકઠેકાણે પેટ્રોમેક્સ ઝિંદાબાદ થઇ ગયા. પેટ્રોમેક્સ સળગાવવામાં ભારે શ્રમ અને અન્ય અનેક અગવડતાઓને કારણે ગેસ બત્તીની જગ્યા વિજળીએ પૂરી; અને આમ વૈકાસિક ક્રમ મુજબ ટ્યુબ લાઇટો અને ત્યારબાદ મરક્યુરી લાઇટો રાત્રિમાં પણ દિવસનું ભાન કરાવતી થઇ. આ રીતે બાહ્ય સૃષ્ટિનું પ્રકાશતત્ત્વ ઉત્તરોત્તર વર્ધમાન સ્થિતિમાં રહ્યું છે.

પરંતુ મારો પ્રશ્ન આ છે કે, બાહ્ય પ્રકાશ સાથે આંતરિક પ્રકાશ વધ્યો છે ખરો ? આજે તો સ્થિતિ સદંતર ઊલટી દેખાય છે. બાહ્ય પ્રકાશ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ અંદરનો અંધકાર વધતો જાય છે. દુનિયા વધારે પ્રગાઢ મોહના વિનાશકારક અંધકારમાં

સળગતી જાય છે. આજનું જન-જીવન વિલાસ અને વાસનાના સાગરમાં વધુ ને વધુ ઊંડી ડૂબકીઓ મારી રહ્યું છે. પરિણામે આજે જગત જ્વાલામુખીના શિખર ઉપર આસીન છે.

દીવાળી શબ્દમાં આમ તો ત્રણ જ અક્ષરો છે પરંતુ તેમાં રહેલો અર્થ ગંભીર છે. દી' વાળે એટલે દીવાળી. દી-વાળેનો અર્થ આપણા આવતા દિવસો કરે, આપણા જીવનને અભ્યુદય અને પ્રગતિની દિશામાં વાળે, જીવનની દિશા બદલી નાખે તે દીવાળી. દીવાળીની આપણે સૌ ઘણા ઉમંગથી પ્રતીક્ષા કરતા હોઈએ છીએ. તમે સંસારી તો પોતાના ઘર, ઓફિસ, દુકાન અને ઘરવખરીની પણ કાળજીથી સફાઈ કરો છો. ઘસી ઘસી વાસણોને અરીસા જેવા બનાવો છો, પરંતુ હૃદય અથવા અંતઃકરણના કચરા તરફ દૃષ્ટિ કરવાની સુદ્ધાં તમને ફુરસદ નથી આ કેટલું આશ્ચર્ય છે? જેમાં પરમ દિવ્ય પરમાત્મા બિરાજે છે, તે મન જો ઉકરડાની માફક દુર્ગંધમય હશે, તો પરમાત્વભાવને પધારવાનો અવકાશ જ ક્યાં રહેશે?

સાંજે ચોપડા પૂજન કરશો, મીઠાઈઓ લેશો, પણ આ બધાથી આત્માની આંતરિક ચેતનાને શો લાભ થવાનો? આજે તો આપણા શાસન-નાયક ભગવાન મહાવીરનો નિર્વાણ દિવસ એટલે આજે લાપસી અને મગ ભાવે પણ કેમ? પ્રભુના પરિનિર્વાણના દિવસે પૌષધોપવાસના અનુષ્ઠાનથી પરમાત્મભાવને પોષણ આપવું જોઈએ કે વિવિધ મીઠાઈઓનો ઉપભોગ કરીને દેહને પુષ્ટિ? પૂજન કર્યા પછી પણ તમે ફરસાણ અને મીઠાઈ વાપરો છો, ફટાકડા ફોડો છો એ તે કઈ જાતની દીવાળી છે? પૌષધોપવાસ જેવા પવિત્ર વ્રતોનું અનુષ્ઠાન ન કરી શકવા માટે પશ્ચાત્તાપની ભાવના જન્મવી જોઈએ. વીર નિર્વાણના આ આધ્યાત્મિક દિવસની આરાધના તમે યોગને બદલે ભોગથી કરો છો તે તમારી આંતરિક નબળાઈ વિષે તમારા મનમાં જો ખેદ રહ્યા કરશે તો જ એક દિવસ અવશ્ય તમારામાં દિવ્ય ચેતના પ્રગટ્યા વગર રહેશે નહિ. તીવ્રતમ અનુષ્ઠાનના પુરુષાર્થો કદાચ તમે ન આચરી શકો તો પણ રાત્રિભોજનના ત્યાગ જેવા અતિ સામાન્ય કક્ષાના પ્રાથમિક અનુષ્ઠાનોની તો શ્રાવકે ઉપેક્ષા ન જ કરવી જોઈએ. તમારે તો વર્ષારંભના શુભ શુકનરૂપે ધાણા અને સાકર ખાવાનાં હોય છે એટલે રાત્રિ ભોજન ત્યાગની વાત તમને ગળે પણ કેમ ઊતરે?

પરંતુ આ જાતના કલ્પેલા શકુનો સાચાં શકુનો નથી. ધર્મરૂપ મંગલ ઉપાર્જન કરવાના પુરુષાર્થમાં જો પ્રમાદને અવકાશ આપશો તો ઉપાર્જિત પુણ્યો ખવાઈ જશે અને કહેવાતાં શકુનો અર્થોપાર્જનમાં સહાયક થશે નહિ. હાં, જ્યાં સુધી આત્મા માટેનો પ્રેમ અને ઉમળકો તમારાં હૃદયમાં જાગશે નહિ ત્યાં સુધી અમારી આ પાયાની વાત તમારે ગળે ઊતરશે નહિ અને જ્યા સુધી એ પાયાની વાત તમારે ગળે નહિ ઊતરે ત્યાં સુધી તમે તમારી ચાલી આવતી પરિપાટી અને પરંપરામાં આંશિક પણ ફેરફાર કરવા નહિ ઇચ્છો તે સ્વાભાવિક છે. છતાં

અમારે તો અમારા કર્તવ્ય મુજબ પાયાના સત્યને પ્રગટ કરવાનું હોય જ છે. જે મુમુક્ષુ આત્મા હશે તેને માટે તે અવશ્ય ઉપકારક થશે.

લગ્ન વખતે ધારણ કરેલાં વસ્ત્રો તમે આજે શારદા પૂજન પ્રસંગે પણ પાછાં પરિધાન કરશો અને આવાં વસ્ત્રોથી મનમાં મલકાશો પણ ખરા; પરંતુ જ્ઞાનીઓનાં વચનો તરફ જો દૃષ્ટિ નહિ નાખો તો જીવનના સરવૈયાનો મેળ મેળવવો મુશ્કેલ થશે. આપણા દિવસો સત્કાર્ય અને પરમાર્થમાં ગયા કે સ્વાર્થ અને અસત્કાર્યોમાં વ્યતીત થયા તેની જો યથાર્થ દૈનિક નોંધ હશે, તો જીવનના સરવૈયામાં ભાગ્યે જ મુશ્કેલી આવશે. પરંતુ માણસ પોતાનાં જીવનની નિયમિત ડાયરી રાખવાના પુરુષાર્થની સતત ઉપેક્ષા કરતો હોય છે. માણસના હાનિ અને લાભ અર્થ સાથે જ જોડાએલા હોય છે. તેમની દૃષ્ટિમાં આર્થિક હાનિ જ મોટી હાનિ છે. જીવનની કીમત પૈસાથી આંકનાર વ્યાપારી માનસમાં સૌથી કીમતી અને પ્રતિષ્ઠિત તત્ત્વ પૈસો જ હોય છે. પૈસાને કેન્દ્રમાં રાખી જીવનારને જીવનના સત્ત્વ અને તત્ત્વ કરતાં પૈસાની કીમત વધારે હોય છે.

દીવાળીના દિવસે ભગવાન વિષ્ણુએ વામન રૂપ ધરીને દાનવીર રાજા બલિને ત્યાં યાચના કરવા પગ મૂક્યો. તેમણે રાજાના ઔદાર્યની કસોટી કરી. કારણ બલિને નિયમ હતો કે નિત્યનિયમ વખતે જે કોઈ જે કાંઈ માંગે તે નિઃસંકોચ આપવું. ભગવાન વિષ્ણુએ વામન રૂપ ધરી ત્રણ ડગલાંની યાચના કરી. બલિરાજા સ્વસ્તિ કહી ઊભો રહ્યો. વામન રૂપધારી વિષ્ણુએ ત્રણ ડગલાંમાં તો ત્રણેલોક–સ્વર્ગ, મૃત્યુ અને પાતાળને માપી લઈ રાજા બલિને પાતાળમાં ચાંપ્યો. આ પૌરાણિક પ્રસંગની પુનીત યાદ આપતી દીપાવલી લાખ લાખ દીવાનો દીપથાળ લઈને રૂમઝૂમ કરતી આવે છે અને એ રૂપરાણી દાનનો મહિમા ગાતી ગાતી ક્ષિતિજને પેલે પાર ચાલી જાય છે.

રાજા વિક્રમના જીવનની પણ આવી જ મીઠી કથા છે. આવતી કાલથી વિક્રમ સંવતનું નવું વર્ષ પ્રારંભ થશે. રાજા વિક્રમે એવું તો શું પરાક્રમ કર્યું કે જેનાથી તેના નામનો સંવત્સર આજે પણ જીવંત છે? પૃથ્વીના આ પટ પર અનેક માંધાતાઓ જન્મ્યા અને મૃત્યુને ભેટ્યા છતાં તે કોઈના નામથી સંવત્સર શરૂ થયા નથી અને જો થયા હોય તો વિક્રમ સંવતની માફક ટક્યા નથી. ત્યારે રાજા વિક્રમમાં એવી તો શી વિશેષતા હતી કે વિક્રમ સંવત અદ્યાવધિ સુવ્યવસ્થિત ઢંગથી ચાલી રહેલ છે?

કહેવાય છે કે, રાજા વિક્રમે આજના શુભ દિવસે પોતાનું બધું લેણું માંડી વાળ્યું હતું. કોઈને પણ દેણાંનો ભય ન સતાવે, કોઈની પણ મુશ્કેલીમાં વધારો ન થાય, સૌ સ્નેહ અને પ્રેમથી પોતાનું સુખપૂર્વકનું જીવન જીવી શકે તે માટે પરમ કરૂણા ભાવથી પ્રેરાઈ, સ્નેહની સ્યાહી અને કરુણાની કલમ લઈ તેણે દુઃખી પ્રજાનું દેણું માફ કર્યું. હજારો માણસોના અંતરના આશીર્વાદ મેળવ્યા. તેણે સાચું સરવૈયું કાઢયું અને નવા ચોપડા સાથે નવા વર્ષથી નવું જીવન શરૂ કર્યું.

વિક્રમ સંવતનું મૂળ આવા ચોપડા અને આવા સરવૈયામાં સમાએલું છે. આજ કારણથી વિક્રમનું નામ સૌના ચોપડા સાથે જોડાઈ ગયું. તે કદી ભુંસાઈ શકાવાનું નથી. તે અમર બની ગયું છે. સામાન્યતયા માણસ પોતાના નામને ટકાવી રાખવા પુત્રની અભિલાષા રાખે છે અને પ્રારબ્ધની નબળાઈના કારણે જો પોતે પુત્રજન્મથી વંચિત રહી જાય તો પોતાના વંશ અને નામને ટકાવવા માટે તે દત્તકપુત્રથી સંતુષ્ટિની અનુભૂતિ કરે છે. આમ પુત્રથી ચાલનારી પરંપરા ક્યાં સુધી ચાલે તે તો ઇશ્વર જાણે, પરંતુ રાજા વિક્રમે ઊભી કરેલી પરંપરા આપણા સૌના મનમાં અને ચોપડામાં એવી રીતે તો કોતરાઈ ગઈ છે કે તે કદી પણ વિસ્મૃત થશે નહિ.

ચોપડા પૂજન કરી તમે સૌ તમારા ચોપડાના મંગળ પ્રારંભમાં આ મંગળો લખો છો–

અભયકુમારની બુદ્ધિ હોજો, શાલિભદ્રની સમૃદ્ધિ હોજો,
કેવન્નાનું સૌભાગ્ય હોજો, ગૌતમ સ્વામીની લબ્ધિ હોજો.

આ જાતનું માંગલિક લખાણ લખી જે માંગવાનું હતું તે બધું માંગી લીધું, જે ભાવના ભાવવી હતી તે ભાવી લીધી. બધાં મંગળો તમારે ત્યાં રમતાં થાય, એવી તમારી મંગળ ભાવના છે. તમારું આ લખાણ તમારા અંતઃકરણની ભાવનાનું પ્રતિબિંબ પાડે છે. ત્રણ મીંડાં કરી દેવ, ગુરુ અને ધર્મની સાક્ષીએ કશું જ ખોટું ન કરવાનો સંકલ્પ પણ જાહેર કર્યો. લાભ અને શુભ લખી સાર્વત્રિક મંગળની વ્યાપક ભાવનાનો પડઘો પણ પાડ્યો. પરંતુ પૈસા મેળવતી વખતે અભયકુમાર અને શાલિભદ્ર જેવી સદ્બુદ્ધિ, સદ્વિચાર અને સદ્વર્તન રહે છે ખરાં ? તમારા ચોપડા સાચા અને વ્યવસ્થિત હોય છે ખરા ? ગરીબોના શોષણના લોહીથી ખરડાએલા તો નથી હોતા ને ? તમારા ચોપડા જો નિશ્છળ, પવિત્ર અને નિર્દોષ ભાવનાથી લખાતા હશે તો અવશ્ય તમારે ત્યાં સૌભાગ્ય, સમૃદ્ધિ, સુખ અને લબ્ધિ રમ્યાં કરશે. અન્યથા દેવ, ગુરુ, ધર્મ, લાભ અને શુભને છેતરવાના પાપમાંથી તો બચી શકશો નહિ.

દિવાળી માટે એક માન્યતા એવી છે કે, મર્યાદા પુરુષોત્તમ ભગવાન શ્રીરામે આજના દિવસે રાવણને હરાવી, સીતાજીને લઈ લંકાથી અયોધ્યામાં મંગળ પ્રવેશ કર્યો હતો. તેમના પ્રવેશના આ દિવસને જનતાએ ઉત્સાહ અને ઉમંગથી અસંખ્ય દીપમાલા પ્રગટાવી ઊજવ્યો હતો. આજે વિશ્વમાં ક્યાંય શાંતિરૂપી સીતાનાં દર્શન થતાં નથી. લોભરૂપી રાવણે શાંતિરૂપી સીતાનું અપહરણ કર્યું છે. બિચારા રાવણને તો માત્ર દશ જ માથાં હતાં. પરંતુ આ લોભરૂપી રાવણનાં તો સેંકડો માથાં છે. આ તૃષ્ણારૂપી રાવણનો નાશ કર્યા વગર શાંતિરૂપી સીતાના દર્શન અશક્ય થશે.

દીવાળી એટલે કષાયરૂપી રાવણ ઉપર વિજય મેળવ્યાની યાદી આપતી રોશની. રાવણ મરાયો અને શ્રીરામનો વિજય થયો. ભારતને રંજાડનારા દુષ્ટો હાર્યા અને મરાયા.

દીવાળીના દિવસમાં ઘર ઘર દીવા થાય,
ફટાકડા ફટફટ ફૂટે બાળક બહુ હરખાય.

આવાં ગીતો ગાતાં આજે સૌ કોઇ હરખઘેલાં બની જાય છે. નવી શ્રદ્ધા, નવા ઉલ્લાસ, નવા ચોપડા અને નવી લેવડદેવડ આજે સૌ ધર્મ, ન્યાય, નીતિ અને માનવતાભર્યા સંકલ્પ સાથે પ્રારંભ કરે છે.

શ્રી ગૌતમસ્વામીની સમજાવટથી શ્રી કેશીકુમાર શ્રમણ પણ આજે પાર્શ્વ પરંપરામાંથી ભગવાન મહાવીરના શાસનમાં મંગળ પ્રવેશ કરે છે અને એ રીતે આજના યુગને અનુકૂળ મહાવીર પરંપરાને પોતાનો ટેકો જાહેર કરે છે. પોતાની કૃતજ્ઞતા તો ગઈકાલે જ નમ્રતાપૂર્વક જાહેર કરી હતી અને આજે તેઓ પ્રથમ તથા અંતિમ જિનો દ્વારા ઉપદિષ્ટ તેમજ સુખાવહ પંચમહાવ્રતરૂપ ધર્મમાર્ગમાં ભાવથી પ્રવેશ્યા.

पंच महव्वय धम्मं पडिवज्जइ भावओ ।
पुरिमस्स पच्छिमम्मि मग्गे तत्थ सुहावहे ॥

શ્રી કેશીકુમાર પાર્શ્વનાથ પરંપરાના હતા. પાર્શ્વ પરંપરાની સાધના ઘણી સગવડતાભરી હતી, પરંતુ જ્યારે શ્રી ગૌતમ સ્વામી સાથેના વિચાર વિનિમયમાં નિર્દંભ સત્યનો તેમને સાક્ષાત્કાર થયો ત્યારે કોઈપણ જાતના વ્યામોહને અવકાશ આપ્યા વગર તેમણે સરળ સત્યનો સ્વીકાર કર્યો અને ભગવાન મહાવીરની કષ્ટસાધ્ય સાધનાના વિકટ માર્ગના સહજ પથિક બની ગયા.

## નૂતન વર્ષાભિનંદન

આજે નવા વર્ષના મંગળ પ્રભાતે આખો સમુદાય એકત્રિત થએલ છે. દિવસ તો જેવો રોજ ઊગે છે તેવો જ આજે પણ ઊગ્યો છે; પરંતુ સૌનાં માનસમાં આજે રોજ કરતાં કોઇ અનેરા ઉત્સાહના અદ્ભુત દર્શન થાય છે. સૌનાં હૃદય પુલકિત અને આનંદિત છે. વિષાદ, ખિન્નતા, પરેશાની અને સંતાપે જાણે આજે દુનિયામાંથી વિદાય લીધી હોય, અને તેને સ્થાને આહ્લાદ, સંતોષ, પ્રસન્નતા અને પ્રમોદભાવ ઊતરી આવ્યા હોય તેમ અનેરા આનંદપૂર્ણ દશ્યો દૃષ્ટિગોચર થઈ રહ્યાં છે. પ્રેમના અમીમય વારિ સૌનાં નયનોમાંથી નીતરી રહ્યાં છે! ઉલ્લાસના ઉમંગભર્યા ભાવો સૌનાં હૃદયમાંથી સરી રહ્યા છે! આબાલવૃદ્ધ સૌ આનંદની મસ્તીએ ચડયાં છે!

સબરસ પીરસતો, શ્રેયસ અને પ્રેયસ નીપજાવનારો, નૂતન વર્ષનો શુભ પ્રારંભ સૂચવતો, નવા વર્ષનો આ પરમ કલ્યાણમય દિવસ છે. આજથી નવા વર્ષનો શુભ પ્રારંભ થાય છે અને

સાલ મુબારક અને નૂતન વર્ષાભિનંદનના શબ્દોથી વાતાવરણ ગૂંજી ઊઠે છે. માનવ સમુદાય જીવનની વિવિધલક્ષી સંઘર્ષાત્મક યાત્રામાં નવાં ડગ ભરતો આગળ વધે છે.

ગઇ કાલે જણાવેલ તેમ, આસો વદ અમાવસ્યાની પ્રત્યુષકાળ રાત્રિમાં ભગવાન મહાવીર પરિનિર્વાણ પામ્યા તો તે જ દિવસની અંતિમ રાત્રિમાં ગૌતમસ્વામીએ ચાર કર્મોનો ક્ષય કરીને કેવળજ્ઞાન અને કેવળદર્શન મેળવી લીધું. આ કારણે કારતક સુદ ૧ ગૌતમ પ્રતિપદા (પડવો)ના નામથી પ્રખ્યાત છે. આ દિવસના અરૂણોદયના પ્રારંભથી નૂતનવર્ષનો મંગળ પ્રારંભ થાય છે.

સનાતની બંધુઓની દૃષ્ટિમાં બેસતું વર્ષ એ બલિ પ્રતિપદા (બલિ પડવો)ના નામથી ઓળખાય છે. ગઇકાલના પ્રવચનમાં જણાવ્યું હતું તેમ બલિરાજાની મુક્તિ કરવા માટે ભગવાન વિષ્ણુને વામનનો અવતાર લેવો પડયો હતો. સાક્ષાત્ ભગવાન વિષ્ણુને ત્રણ ડગલા જમીનની બલિરાજા પાસે માંગણી કરવી પડી. નીતિકારો કહે છે કે, કોઇ ગુણ પણ જો અતિ માત્રામાં હોય, તો તે પણ બંધન બની જાય છે. રૂપની અતિશયતાને લઇને જ રાવણે સીતાનું અપહરણ કર્યું હતું. "अतिरूपाद् हृता सीता"આમ अति दानाद् बलिर्बद्धः अति सर्वत्र वर्जयेत्"— અતિ દાન જ બલિરાજાના બંધનનું કારણ બન્યું. માટે અતિપણું સર્વત્ર વર્જ્ય છે. બલિરાજા તો પોતાની ઉદ્‌ઘોષણા પ્રમાણે હા ભણીને ઊભો રહ્યો અને વામનના સ્વરૂપમાં વિષ્ણુએ ત્રણ ડગલામાં તો ત્રણલોક–સ્વર્ગ, મર્ત્ય અને પાતાળને માપી લઇ, બલિરાજાને પાતાળમાં ચાંપ્યા. વામન ભગવાને બલિરાજાને આજના સુપ્રભાતે પાતાળનું રાજ્ય સોંપી રાજ્યાભિષેક કરેલો એટલે હિંદુ જગતમાં આજનો શુભ દિવસ બલિ પડવાના નામે પ્રખ્યાત છે.

આજથી પ્રારંભ થતું નવું વર્ષ એટલે નવાં અનાજ, નવા દાણાના આગમનનો મંગળ પ્રારંભ. મંદિરોમાં અન્નકૂટ ભરાય, ભાતભાતનાં ભોજન, પાક, પકવાન ભગવાનને ધરાવાય, માનવી માત્ર અનાજની નવી વાનગી પ્રસાદરૂપે પ્રભુને ધરાવીને પછી ખાય. કેવો સુંદર આર્યોનો આદર્શ ! ઉપનિષદો તો કહે છે કે, 'तेन त्यक्तेन भुञ्जीथाः मागृधः कस्यस्विद् धनम्' અર્થાત અસ્તિત્વથી જે ઉપલબ્ધ થાય તેના ત્યાગ ભાવથી તું પોતાનું પાલન કર. કોઇનાં ધનની ઇચ્છા ન કર.

હિન્દુ જગતમાં આ પડવા માટે એક બીજી કથા પણ પ્રચલિત છે. શ્રીકૃષ્ણ ભગવાને જ્યારે ઇન્દ્રાદિની પૂજાના ઉપક્રમો સ્થગિત કર્યા ત્યારે ક્રોધિત થએલા ઇન્દ્રે કૃષ્ણ પર પોતાના અપ્રતિમ પ્રભાવનો અવિસ્મરણીય પરચો પાડવા નિર્ણય કર્યો. વર્ષાના અધિપતિ ઇન્દ્રે વરસાદની વિપુલતાથી વ્રજભૂમિને ખેદાન મેદાન બનાવવાના મનોરથો સેવ્યા. ઇન્દ્રના કોપથી બારે મેઘ ખાંગા થઇ વ્રજભૂમિ પર તૂટી પડયા. મેઘ તાંડવની આફત સામે જ્યારે સારીયે વ્રજભૂમિના પ્રાણીઓ, પશુઓ, ગાયો તેમજ ગ્રામજનોનાં રક્ષણનો બીજો કોઇ ઉપાય ન રહ્યો અને ત્રાહી ભયથી

આકુળવ્યાકુળ થવા લાગ્યા, ત્યારે ગોવર્ધન પર્વતને છત્રીની જેમ ટચલી આંગળી ઉપર ધારણ કરીને, ભગવાન શ્રીકૃષ્ણે વ્રજની સમસ્ત જનતાનું રક્ષણ કર્યું. પ્રલયનાં પૂરને ઓસાર્યાં અને ઇન્દ્રના મિથ્યાભિમાનને ઊતાર્યું. આવા અવિસ્મરણીય ક્રાન્તિના ઇતિહાસને સ્મૃતિગોચર કરાવનાર પર્વ તે પડવો.

આ તો નૂતનવર્ષના સંબંધની પૌરાણિક વાતો થઈ આપણે તો આજસુધી જે જ્ઞાન મેળવેલું છે તેને આજના દિવસથી એક એક મિનિટ વધારતાં જવાનો અને તેને જીવનમાં ઊતારતા જવાનો સંકલ્પ કરવાનો છે. આવો શુભ સંકલ્પ કરી જીવનમાં તેને આચરીશું તો જ આવતા વર્ષના પ્રારંભમાં આપણું આખું જીવન રૂપાંતરિત થઇ લોકોત્તર બની જશે.

એક સત્પુરુષે પોતાના સંતાનને એક પૈસો આપીને કહ્યું: 'તારે આ પૈસાને હંમેશાં બમણો કરતો જવો. એટલે આજે એક પૈસાને બે પૈસા કરવા; બીજે દિવસે ચાર; અને ત્રીજે દિવસે આઠ. આમ એક મહિના સુધી બમણા બમણા કરતાં જવું.

એક નવા પૈસાને બમણા કરવાનું કામ કોઇ મુશ્કેલ કામ નથી, પરંતુ એક નવા પૈસાને બમણા કરવાનું કામ જો યથાવિધિ ચાલ્યા કરશે તો તમારા એક માસના ટૂંકા ગાળામાં તે એક પૈસો રૂ. ૫૩,૬૮,૭૦૯ અને ૧૨ નયા પૈસા; ત્રેપન લાખ અડસઠ હજાર સાતસો નવ અને બાર નવા પૈસા થઇ ઊભો રહેશે. આપણે એક માસના ગાળાને નજીવો ગાળો માનીએ છીએ, તેને ઓછું મહત્ત્વ આપીએ છીએ. પરંતુ જેની તમે ગણતરી કરી શકો છો એવી આ ક્ષર સંપત્તિ પણ જો એક માસના ટૂંકા ગાળામાં ત્રેપન લાખથી ઉપરની રકમ બની જાય, તો આત્મ સાધના અને ભગવદ્ આરાધનાનો સમય એક સેકંડથી શરૂ કરીને પ્રતિ દિવસ જો બમણો કરતાં જઇએ તો આવતા વર્ષના નૂતન પ્રભાતે કેટલા પ્રમાણમાં આપણે શુદ્ધિ સાધી શકીએ તે વિચારવાની વાત છે.

બંધુઓ ! સંસારની બધી વસ્તુઓ અદ્ભુત જીવન અને અનેરા સૌંદર્યથી સભર છે. માત્ર આપણા અહંકારને લઇને તે સૌંદર્ય અને મીઠાશ આપણે જીવનમાં ન જોઇ શકતાં હોઇએ કે ન અનુભવી શકતાં હોઇએ, તો તે આપણી વિકૃતિ અને અહંકારને જ આભારી છે. એક વાર આપણામાંથી અહંકારનો વિકાર ખસી જતાં જગતને જોવાની આપણી આખી દૃષ્ટિ જ બદલાઇ જશે. જ્યાં નજર નાખીશું ત્યાં દિવ્ય સૌંદર્યનાં અદ્ભુત દર્શન થશે. અહંકાર મટી જતાં આખું અસ્તિત્વ માધુર્યથી ભરાએલું અને અનુપમ દિવ્યતાવાળું દેખાશે. જીવનને ખારૂં બનાવનાર તત્ત્વ અહંકાર છે. અહંકારથી મુક્ત થઇ જવાનો માણસ જો આજના શુભ દિવસથી જ સંકલ્પ કરે અને તેવો પ્રયત્ન કરે, તો આખી પ્રકૃતિ તેને માટે ધીરે ધીરે મીઠાશ અને સૌંદર્યથી ભરેલી બની જશે અને તે મધુરતામાં તેને પ્રભુતાનો પદ-ધ્વનિ, ચરણ સંચાર સંભળાવા લાગશે.

મનુષ્ય જ્યારે પિત્તજ્વરની માંદગીમાંથી ઊભો થાય છે ત્યારે તેને સ્વાદિષ્ટ વસ્તુ પણ સ્વાદવાળી નથી લાગતી, મીઠી વસ્તુ પણ રોચક નથી લાગતી. આ રીતે અહંકાર પણ એક

જાતનો જ્વર છે. તે જીવનના સ્વાદને બેસ્વાદ બનાવી દે છે. તેને આજના દિવસે હડસેલવા કૃતનિશ્ચયી બનો. પછી તમે જોઇ શકશો કે, જીવન ભારે સ્વાદથી ભરેલું, મધુર અને અમૃતરૂપ છે.

આપણે ત્યાં અહંકાર માટેનો બાહુબલીજીનો દાખલો છે. તેમણે એવી ભયંકર તપ આરાધના કરી કે તેમના શરીર પાસે ધૂળ અને માટીના ઢગલા થઇ ગયા. શરીરની ચારેકોર લતાઓ વિંટળાઇ ગઇ. પક્ષીઓ આ સાધકને જડવસ્તુ માની તેમના શરીર ઉપર માળાઓ બાંધવા લાગ્યાં. શરીરનું ભાન ભૂલીને આમ તપોમય બની ગએલા આ પરમ આત્માના હૃદયના એક ખૂણામાં આમ છતાં નાનકડું રૂપ લઇને અભિમાન પોતાનો અડ્ડો જમાવીને બેઠું હતું. પરિણામે જે મેળવવું હતું તે પ્રાપ્ત થતું નહોતું. બીજાને ધ્રૂજાવી નાખે એવી ભયંકર તેમની તપશ્ચર્યા હોવા છતાં અભિમાનના એક નાનકડા અંશે તેમની ઈષ્ટ સિદ્ધિના દ્વારો અટકાવી રાખ્યાં હતાં! તેમના મનમાં એ અભિમાન ઝળકી રહ્યું હતું કે, હું મોટો હોઈ મારા નાના દીક્ષિત ભાઇઓને કેમ વંદન કરું? ભગવાન ઋષભદેવના અઠ્ઠાણુ પુત્રોએ પોતાના પિતા ભગવાન ઋષભદેવ પાસે જ દીક્ષા સ્વીકારી હતી. આ બધા ભાઇઓ બાહુબલીથી ઉંમરમાં નાના હતા. પરંતુ જૈન શાસનનો નિયમ છે કે, ઉંમરમાં નાનો હોય છતાં દીક્ષામાં મોટો હોય તો મોટી ઉંમરવાળાએ પણ, ઉંમરમાં નાના પરંતુ દીક્ષાએ મોટાને, નમસ્કાર કરવા જોઇએ. બાહુબલી આ નિયમમાં અપવાદ થવા માંગતા હતા. અભિમાનને કારણે બાહુબલીનું મન આ સનાતન સત્યને સ્વીકારવા તૈયાર નહોતું કે પોતાના નાના ભાઇઓ ભલે ઉંમરમાં નાના છે પરંતુ દીક્ષા પર્યાયમાં મોટા છે માટે મારે તેમને વંદન કરવા જોઇએ. તેમની ઉત્કટ તપ આરાધના હતી છતાં અભિમાનના આ અંશે તેમને સિદ્ધિનો લાભ થવા દીધો નહિ. આ અહંકારનો અવશેષ જ્યાં સુધી તેમનામાં હતો ત્યાં સુધી તેમને કેવળજ્ઞાન કે કેવળદર્શનનો લાભ થતો નહોતો. ભગવાન ઋષભદેવ બાહુબલીના આ શલ્યને પામી ગયા. તેમણે તરત જ પોતાની બ્રાહ્મી અને સુંદરી નામની બે દીકરીઓ (બાહુબલીની સાધ્વી બહેનો)ને બાહુબલીને આ સત્ય સમજાવવા તેમની પાસે મોકલી. ભગવાનના આદેશથી તેમની બંને બહેનો બાહુબલી પાસે આવી. બાહુબલીને સમજાવતાં તેમણે કહ્યું: 'ભાઈ! હાથી ઉપરથી જરા નીચે ઊતરો; અહંકારરૂપી હાથી ઉપર બેઠા બેઠા કેવળજ્ઞાન નહિ થાય!' બંને બહેનોના આ શબ્દો બાહુબલીના હૃદય સોંસરવા ઊતરી ગયા. તેઓ સમજી ગયા કે મેં રાજ્ય, વૈભવ, સંપત્તિ અને સુખોનો તો ત્યાગ કર્યો છે, જે સ્વભાવતઃ પર અને દૂર છે તેને છોડવાનો મેં પ્રયત્ન કર્યો છે પરંતુ મારી સાથે તાદાત્મ્ય પામી ગએલા અને મારા આધ્યાત્મિક વિકાસને અટકાવનારા મારા અહંકાર તરફ જ હું બેદરકાર રહ્યો છું. આટલી તપશ્ચર્યા પછી પણ મને અભિપ્રેત સાધ્યની સિદ્ધિ ન થતી હોય તો તેનું એક માત્ર કારણ મારો અહંકાર જ છે. મારી બહેનો સાચું જ કહી રહી છે. આ અહંકાર રૂપી હાથી ઉપર હું બેઠો છું ત્યા સુધી મારું કલ્યાણ ક્યાંથી થાય? એમ વિચારી અહંકારના વિકારનો તેઓ ત્યાગ કરે છે. અહંકારને સ્થાને

મૃદુતાને સ્થાપે છે. પોતાના નાના ભાઇઓ જે ઉંમરમાં નાના હતા, પરંતુ દીક્ષા પર્યાયમાં મોટા હતા, તેમને વાંદવા જવા જ્યાં તેમણે કદમ માત્ર ઊઠાવ્યો ત્યાં તેમનું હૃદય અલૌકિક પ્રકાશથી ઝગમગી ઊઠ્યું. તે જ વખતે તેમને કેવળજ્ઞાન અને કેવળદર્શનની પ્રાપ્તિ થઈ. મૃદુતા અને નમ્રતા વગર સાધના ફીકી બની જાય છે.

નવા વર્ષના શુભ પ્રારંભમાં તમારા બધાના મોઢા ઉપર રાગ, દ્વેષના વિકારોની વિકૃતિને બદલે સંસ્કૃતિની પ્રતિભા અને આભાના આજે સ્પષ્ટ દર્શન થાય છે. નવા વર્ષનો પ્રારંભ જો મંગળરૂપે થાય તો આખું વર્ષ સુધરે એવી ઊંડે ઊંડે જે તમારી ગણતરી છે તે આજે તમને પ્રભુતાનું સૌંદર્ય બક્ષે છે. આપણું અંતઃકરણ એ આપણું ઘર છે. કામ, ક્રોધ, વૈર, ઝેર, ઈર્ષ્યા, અસહિષ્ણુતા આદિ વિકારોથી શૂન્ય, અહંકારથી રહિત એવું શાંત અને પ્રસન્નચિત્ત એક ભવ્ય અને દિવ્ય પ્રાસાદ છે. રાગ, દ્વેષ, હિંસા, આવેશ, પ્રતિસ્પર્ધા અને માયા શલ્યથી ભરેલા અંતઃકરણ વિષે એમ કહી શકાય નહિ. સુરીલા લયબદ્ધ સંગીતથી ભરેલું, સ્વચ્છ, શાંત, પ્રશાંત, સ્વર્ગ સમું ઘર બનાવવાનું કામ આપણા જ હાથમાં છે. માણસ ધારે તો પોતાનાં અંતઃકરણને ભવ્ય અને દિવ્ય પ્રાસાદ પણ બનાવી શકે છે અને ધારે તો તેને અંધારી ભયંકર ગુફા પણ બનાવી શકે છે.

આજના નવા વર્ષથી, આજ સુધી જે તમે બહારના દીવડાઓ પ્રગટાવતા આવ્યા છો તેને બદલે અંતરની જ્ઞાન-જ્યોત પ્રગટાવવા સંકલ્પશીલ બનો. જ્ઞાનશૂન્ય જીવન દીનતાથી ભરેલું હોય છે. જ્ઞાનના પ્રકાશના અભાવે જીવનમાં દરિદ્રતાનો પ્રવેશ થઇ જાય છે, જીવન અધુરૂં અને અપૂર્ણ લાગ્યા કરે છે; માટે સતત જ્ઞાન મેળવવાની ઉત્કટ ભાવના જગાડવા પ્રયત્ન કરો ! જ્ઞાન એ એક અસાધારણ શક્તિ છે. નીતિકારો પણ આ વાત સાથે સહમત છે. **'सर्वस्य लोचनं शास्त्रं यस्यनास्त्यन्ध अेव सः'**

આજે લોકો નેત્ર વિહોણા માનવીઓ માટે મૃત્યુ વખતે પોતાની આંખો ચક્ષુ બેંકને સમર્પી કૃતકૃત્યતાનો અનુભવ કરતા હોય છે. તેમના મનથી પોતાના અંત સમયે પોતાના હાથે થએલું આ એક પરમ પુણ્ય કાર્ય છે. જો નેત્રહીનને આંખો આપવી એ એક પુણ્ય કાર્ય હોય તો અજ્ઞાનીને જ્ઞાન આપી અન્તર્ચક્ષુ પ્રદાન કરવાનું કાર્ય તો તેના કરતાં પણ મહત્તર પુણ્યનું છે. એટલેજ ઉપર જણાવેલ છે કે, પ્રકૃતિએ આપણને આપેલાં આ નેત્રો, નેત્રો હોવા છતાં, જેના શાસ્ત્રોનાં જ્ઞાનરૂપ ચક્ષુઓ ઊઘડયાં નથી તેની પાસે પ્રકૃતિ પ્રદત્ત નેત્રો હોવા છતાં, તે આંધળો જ છે. માટે જ્ઞાન શાળાઓમાં છૂટે હાથે દાન કરજો, જ્ઞાનની પરબો ઉદ્‌ઘાટિત કરજો કે જેથી જીવો સરળતાપૂર્વક જ્ઞાનનો દિવ્ય પ્રકાશ મેળવી પોતાનું અને બીજાનું કલ્યાણ કરી શકે.

મારણાંતિક ઉપસર્ગ વખતે સ્કંધ સુરિના ૫૦૦ શિષ્યોએ જે નિશ્ચલતા, પ્રભુપરાયણતા અને સ્વરૂપ નિષ્ઠતાનો જબ્બર પરિચય આપ્યો તે આવા આત્મજ્ઞાનના દિવ્ય પ્રકાશને જ આભારી

છે. જયારે તે પાંચસો શિષ્યો ઘાણીમાં શેરડીની માફક પીલાતા હોય, તેમનાં હાડકાંઓના કટકે કટકા થતા હોય, તેમનાં આંતરડાંઓ અને નસોનો ઢગલો બહાર નીકળી આવતો હોય, તેમનાં શરીરમાંથી લોહીના ફુવારાઓ છૂટતા હોય, તેમનાં શરીરના છુંદેછુંદા થઇ જતા હોય ત્યારે કારમી વેદનાના આવા દુઃખદ પ્રસંગે પણ પાંચસો શિષ્યોમાંથી એકપણ શિષ્યના સાડા ત્રણ કરોડ રોમરાઇના એક રૂંવાડાંમાંથી પણ કંપન, ભય કે ધ્રૂજારીનું નામ ન છૂટે તે આત્મજ્ઞાનના દિવ્ય પ્રકાશને આભારી નથી તો બીજું શું છે? જ્ઞાનની કસોટી આવા વિપત્તિના પ્રસંગોમાં જ થાય છે. આવી મુશ્કેલીની ક્ષણોમાં જો આત્મિક સ્થિરતા યથાવત્ ટકી રહે તો જ્ઞાન યથાર્થ રૂપે પરિણમ્યાની સાબિતી થાય

આજના આ પરમ મંગલ દિવસે દિલ અને દિમાગના દરવાજા ખુલ્લા રાખજો. પ્રાણી માત્ર પરત્વેની સદ્ભાવના અને સાહૃદયતામાં વધારો કરજો. જાણ્યે અજાણ્યે પણ કોઇનાં હૃદયને આઘાત પહોંચાડયો હોય, કોઇને સંતપ્ત અને સંત્રસ્ત કર્યા હોય, ન કહેવાના શબ્દો કહી કોઇને દુભવ્યા હોય તો અંતઃકરણપૂર્વક ક્ષમા યાચજો! કોઇના અધિકારો હડપવાની અનધિકાર ચેષ્ટા કરી હોય, બીજાનો યશ પોતાને નામે ચઢાવ્યો હોય, બીજાને સહજ મળતો લાભ રાજનૈતિક કુશળતાથી પોતાની તરફ વાળી લીધો હોય, બીજાના હક્કો ઝુંટવી લેવા કુશળ પ્રયત્નો કર્યા હોય, તો મહેરબાની કરી તેમના અધિકારો, લાભો, હક્કો અને યશઃસંપદા તેમને પુનઃ પરત કરી વિશ્રાંતિ મેળવશો. તમારા આશ્રિતોનું તમારા હાથે શોષણ થયું હોય, કાર્યકરોને વળતર ઓછું આપવાની અને કાર્ય વધારે પરિમાણમાં લેવાની રાક્ષસીય મનોવૃત્તિ ભૂલે ચૂકે પણ તમારામાં પ્રવેશી હોય, તો તેમનાં તમે કરેલ શોષણનો આજે તેમને માટેના સમીચીન પોષણમાં ફેરવી નાખજો કે જેથી તેમનાં હૃદયમાં તમારી પ્રભુતાની પ્રેમ ભરી છાપ સ્થાયીરૂપે અંકિત થઈ જાય.

નવા ચોપડામાં જે ચાર પરમ આત્માઓનાં શુભ નામો પ્રથમ પાને અંકિત કર્યાં છે, અને જેના ગુણો અને લબ્ધિ–સમૃદ્ધિઓ મેળવવાના તમે કામી છો, તેમના પવિત્ર નામને કદી ડાઘ ન લાગે અને તમારા ચોપડાની પવિત્રતા અને પ્રામાણિકતા તમારા દંભભર્યા કાર્યોથી કદી અભડાઈ ન જાય તેની કાળજી રાખજો. કોઈ કરજદાર, ગરીબ, અસહાય, વિધવા અથવા અશક્ત વ્યક્તિ તમારા ચોપડાના બંધનમાં બંધાઈ ગઈ હોય અને તે બંધનમાંથી મુક્ત થવાની તેની આર્થિક શક્તિ ન હોય, તો તેને કૃપા કરી તમામ ચોપડાનાં બંધનમાંથી પ્રેમપૂર્વક મુક્ત કરી દઈ તેમના મૂંગા આશીર્વાદ મેળવજો.

યાદ રાખજો આ જગતમાં કોઈ ક્ષુદ્ર નથી. બધા વિરાટ જ છે. આપણી દૃષ્ટિની ભૂલને કારણે આપણને તે ક્ષુદ્ર દૃષ્ટિગોચર થાય છે એટલું જ. બાકી બધું અસીમ છે. જોવાની ભ્રાંતિથી તે સસીમ દેખાય છે. એક વૃક્ષ જે આપણી દૃષ્ટિએ નગણ્ય દેખાય છે તે પણ

નગણ્ય નથી. આપણી ભ્રાંત દૃષ્ટિને કારણે તે નગણ્ય જણાય છે. તેનાં મૂળિયાં પાતાલ સાથે સંબંધ ધરાવે છે. તેનાં પાંદડાઓ સીધા આકાશને આંબી જવા પ્રયત્ન કરે છે. આ વૃક્ષના પ્રાણો કરોડો માઇલ દૂર રહેલા સૂરજ સાથે જોડાએલા છે, અન્યથા પ્રાતઃકાલીન સૂર્યના કિરણોના સંસ્પર્શથી તે પ્રફુલ્લિત, ઉલ્લસિત અને આનંદિત કેમ થાત ? સાંજ પડયે તે કરમાઈ અને વિલાઈ કેમ જાત ? અરે, બીજાની વાત જવા દો. તમે પોતે પણ તમારા માતા પિતાથી જોડાએલા છો, તમારી માતા તેની માતા અને તેના પિતાથી જોડાએલી છે. તમારા પિતા પણ આ જ રીતે તેમનાં માતાપિતા સાથે સંબંધિત છે. આ રીતે આ સંબંધોની પરંપરાની ગુંચને જરા ઊહાપૂર્વક વિચારીને ઊકેલવા પ્રયત્ન કરશો અને દૂર દૂરના પાછળના સંબંધોને તપાસશો તો અંતમાં તમે મેળવશો કે સૃષ્ટિના પ્રારંભમાં જો કોઈ આદિ પુરુષ હોય તો તમે ઠેઠ તે આદિ પુરુષથી જોડાએલા છો. તમારા બાળકો તમારાથી જોડાએલા હશે. તેમનાં બાળકોનાં બાળકો પણ તેમનાથી જોડાએલા હશે. જો સૃષ્ટિનો કયારેક અંત થશે તો તેમાં પણ તમારો સંબંધ હશે. એક હાથ સૃષ્ટિની આદિ તરફ અને બીજો હાથ સૃષ્ટિના અંત તરફ હશે. બન્ને બાજુ તમો અનંત સાથે જોડાએલા છો. માટે કદી પોતાને કે કોઇને ક્ષુદ્ર માનવાની કલ્પના ન કરશો. સૌનું વ્યકિતત્વ એક યા બીજી રીતે આકાશની માફક વ્યાપક, વિરાટ, અનાદિ અને અનંત છે. તમારા હૃદયની ભાવનાઓ પણ આવી જ આકાશની માફક વ્યાપક, ઉદાર, નિર્લેપ અને વિરાટ થાય એ જ આજના શુભ દિવસે મારા અંતઃકરણની મંગળ કામના છે.

## ભાઈબીજ

ધનતેરસથી ભાઇબીજ સુધીના પાંચ દિવસોને પર્વપંચક કહેવામાં આવે છે. આ પર્વ પંચકની બીજાં પર્વો કરતાં શ્રેષ્ઠતમ મહત્તા છે. પુરાણોમાં આ પર્વના સંબંધેની એક પ્રચલિત કથા છે.

ભાઈબીજનું બીજું નામ યમદ્વિતીયા છે. ભાઈબીજના દિવસે બેનને ઘેર ભાઇ જમવા જાય છે અને જમ્યા પછી બેનના આશીર્વાદ લઈ, બેનને પગે લાગી, તેને કીમતી ભેટ આપે છે. આ પ્રસંગના પાયામાં પડેલી એક ધર્મ કથા જાણવા જેવી છે.

યમુના (યમી)એ પોતાના ભાઇ યમરાજને ભાઇબીજને દિવસે જમવાનું નોતરૂં આપ્યું. ભાઇ યમરાજે બેન યમીને ત્યાં જમવાનું નોતરૂં સ્વીકાર્યું. 'बहिन के घर भाई और सासरे जमाई'–બેનને ત્યાં ભાઈનો ભારે આદર સત્કાર થાય છે. પોતાને ઘેર ભાઇનું શુભાગમન એટલે બેનને મન સાક્ષાત્ પ્રભુની પધરામણી. ભાઇના આગમનથી બેનના મનને જે આનંદ પ્રગટે છે

તે અવર્ણનીય હોય છે. બીજને દિવસે પોતાને ઘેર ભાઈ આવશે એ વિચારે યમીના મનમાં પણ ઉત્સાહ અને ઉમંગનો પાર ન રહ્યો. ભાઇના સ્વાગતમા કશી જ ખામી ન રહેવા પામે તેની મનમાં કાળજી અને ચિંતા સેવતી તે ભાઈના આગમનની આતુરતાથી વાટ જોવા લાગી. બીજનો દિવસ આવ્યો ને યમરાજ પોતાની બેનને ત્યાં જમવા પધાર્યા. ભાઈના આગમનથી યમી રાજી રાજી થઈ ગઇ. તેનું મન ઉલ્લસિત અને પુલકિત બની ગયું. ભાઈના સન્માન ભોજનમાં તેણે બત્રીસ ભાતનાં ભોજન અને તેંત્રીશ જાતનાં શાક અને અનેક જાતના મેવા અને મિઠાઈ બનાવ્યા. આગ્રહ કરી કરીને તેણે ભાઇને જમાડયા.

ભાઈ અને બેનનો પ્રેમ અપૂર્વ હોય છે. બેન પાસેથી ભાઇને લેવાની ઇચ્છા કલ્પનામાં પણ હોતી નથી. પ્રેમ અને સદ્‌ભાવથી બેન જે કાંઈ આપે તેનું સાતગણું વળતર ભાઈ વાળે છે. બેન માટે ભાઈ 'ઇકોપોઇંટ' જેવો હોય છે કે જે ઇકોપોઇંટ પાસે જઈ એક જોરદાર અવાજ કરો તો તેનો સાત ગણો પડઘો પાડી તે અવાજ પાછો વાળે છે. જો એક પહાડ કે ઘાટી અવાજનો આટલો પડઘો પાડે, તો ભાઈ બેનના પ્રેમનો કેટલો પડઘો પાડે! બહેનનું ખાઇને ભાઈ કદી રાજી ન થાય. ખાય તેના કરતાં વધારે કીમતી ભેટ આપી તે રાજી થાય અને બેનના હ્રદયના આશીર્વાદ મેળવે.

યમરાજે પણ બેન પરત્વેની કર્તવ્યનિષ્ઠા એક ભાઇને શોભે એ રીતે બજાવી. તેઓ ખૂબ આનંદથી જમ્યા. જમીને બેનને વંદન કર્યાં અને તેનાં ચરણોમાં કીમતી ભેટ ધરી. બેનનું ઋણ માથે ન રહી જાય તેની કાળજી તેમણે ભેટ આપતી વખતે રાખી.

ભાઇની કીમતી ભેટ મેળવી રાજી થાય એવી આ બહેન નહોતી. એના મનમાં તો ભાઇનો યોગક્ષેમ જ રમતો હતો. બેનના મનમાં ભાઇના યોગક્ષેમની જે ચિંતા અને ચીવટ હોય છે તેનું ચિત્રણ ભાગ્યે જ કરી શકાય છે. લેવાની વૃત્તિ તેનાં માનસમાં પ્રાયઃ હોતી નથી. ભાઇ જેમ બેનને ભેટ ધરી આનંદિત થાય છે, તેમ બેન પણ ભાઇને કાંઈક ભેટ આપવાની જ ઇચ્છા ધરાવતી હોય છે. આ રીતે પરસ્પર લેવાને બદલે દેવાની જ બંનેની વૃત્તિ હોઇ, ભાઇ બેનનો વિશુદ્ધ અને નિખાલસ પ્રેમ સાત્ત્વિકતાના શિખર સમો બની જાય છે.

યમરાજની બેન યમીએ ભાઈએ ધરેલી આ કીમતી ભેટનો અસ્વીકાર કરતાં કહ્યું: 'ભાઇ! હું તો તમે આપો છો એવી ભેટની તમારી પાસેથી અપેક્ષા નથી રાખતી જો તમે ભેટ આપવા જ માંગતા હો તો, હું તો એવી ભેટ માંગું છું કે, ભાઈબીજને દિવસે દરેક ભાઈ પોતાની બેનને ઘેર જમવા જાય. બીજી ભેટ એ માંગું છુ કે, આજના દિવસે જે યમુનામાં સ્નાન કરે તે યમપાશથી મુકત થાય. ત્રીજી ભેટ એ માંગું છુ કે, ભાઈબીજને દિવસે બેનને ત્યાં જમનાર

ભાઈનું કદી કમોતે (અકાળ) મૃત્યુ ન થાય. આ ત્રણ ભેટો જો તમે મને આપશો તો મને ખૂબ જ આનંદ થશે.'

આ તો પૌરાણિક કથા છે. પરંતુ આ નાનકડી કથામાં પણ બેનના હૃદયમાં ભાઈના યોગક્ષેમની જે ચિંતા હોય છે તેનો ભારોભાર પડઘો છે. પોતાના અંગત સ્વાર્થની એમાં ગંધ પણ નથી. ભાઈ પાસેથી પોતાને કાંઈ મળે એની લેશમાત્ર બેનને પરવા હોતી નથી. માત્ર પોતાના ભાઈને ઊનો વા પણ ન વાય, તેની તેના મનમાં કાળજી હોય છે. આ ત્રણે ભેટની માંગણીમાં યમીના સ્વાર્થ પોષણની એક પણ માંગણી નથી. પહેલી ભેટમાં તે પોતાના ભાઈ યમરાજ પાસે માંગણી કરે છે કે, ભાઈબીજના દિવસે દરેક ભાઈ પોતાની બેનને ત્યાં અવશ્ય જમવા જાય. એમાં ભાઈ તરફની બહેનની અપૂર્વ સાત્વિક અને નિષ્ઠાભરી ભાવનાનો પડઘો જોવા મળે છે. ભાઈને સત્કારવાનો બેનને અવસર મળે, ભાઈ માટે બેન ભલે ઘસાય પણ ભાઈના આગમન અને ભાઈને જમાડવાના અપૂર્વ આનંદથી પોતે વંચિત ન રહે તેમજ પોતાનો ભાઈ પોતાને ત્યાં જમી પોતાની માનસિક સંતુષ્ટિમાં વધારો કરે, એવી નિઃસ્વાર્થ અને ભાઈ તરફની અસાધારણ મમતાનું દર્શન કરાવનારી આ પ્રથમ ભેટની માગણી છે. બીજી ભેટની માંગણી છે કે, આજના દિવસે યમુનાજીમાં સ્નાન કરે તે યમપાશથી મુક્ત થાય. આ માંગણીમાં પણ બેનનો કશો જ જ સ્વાર્થ પ્રતિધ્વનિત થતો નથી. સાર્વત્રિક હિતમાં, સર્વજન હિતાય સર્વજન સુખાય તેણે આ માંગણી મૂકેલી છે. આપણે ત્યાં ગંગા યમુના આદિ નદીઓનું ભારે માહાત્મ્ય સનાતનકાળથી ચાલતું આવ્યું છે. પરમ પવિત્રતાના પ્રતીક તરીકે આ નદીઓએ આર્યોના માનસમાં પવિત્ર તીર્થ અને માતાની ગરજ સારી છે. આ નદીઓના પ્રવાહો પણ કેવા સુંદર અને મનોહર છે! તે ભવ્ય અને ગંભીર પ્રવાહો સૌનાં હૃદયને આકર્ષી લે એવા સુરમ્ય છે! હિમાલયમાંથી નીકળીને વહેતી ગંગા અને યમુનાના તીર પર પોતાના રાજ્યોને તૃણવત્ લેખી, ફેંકી દઈ, ભલભલા રાજાઓ પણ રાજર્ષિ બની તપશ્ચર્યા કરવા બેસી જતા એવી એ પરમ પાવનકારી નદીઓ છે! આવી આ નદીઓનાં દર્શનથી આર્યોનાં માનસને પાર વગરની શાંતિ મળતી. યમુના નદીની સાથે તો હિન્દુઓના પૂર્ણાવતાર ભગવાન શ્રીકૃષ્ણની આખી લીલા જોડાએલી છે. કૃષ્ણ ભક્તોને આવી યમુના નદીમાં સાક્ષાત્ પરમાત્માનાં દર્શન થતાં હોય તો તેમાં કોઈ આશ્ચર્યની વાત નથી. રસખાન જેવા મુસલમાન કવિને પણ જો યમુના માટે આવી ભક્તિ જન્મી શકે તો યમુનાને કૃષ્ણમય જોનારા હરિભક્તોને તેમાં પ્રભુતાની ઝાંખી થાય એમાં શું આશ્ચર્ય? રસખાન પોતાની ભાવના ભાવુક હૃદયથી વ્યક્ત કરતાં કહે છે કે—

मानुस हों तो वही रसखानि बसो व्रज गोकुल गांवके ग्वारन ।
जो पसु हो तो कहां बस मेरो चरो नित नंदकी धेनु मंझारन ॥

રસખાન એક મુસલમાન ભક્ત કવિ થઈ ગયા. ભાવના વ્યક્ત કરતાં તેઓ પ્રાર્થના કરે છે કેઃ હે પ્રભો! જો મનુષ્ય તરીકે મારો જન્મ થાય તો ગોકુલ ગામના ભરવાડને ત્યાં

જન્મવામાં હું મારી જાતને ભાગ્યશાળી માનીશ. પ્રારબ્ધવશાત્ જો મનુષ્યને બદલે પશુયોનિમાં જન્મવાની નોબત આવી જાય તો હે પ્રભો! નંદરાજાની ગાયો સાથે ચરવાનું મને સદ્‌ભાગ્ય સાંપડે એવી મારા મનની મુરાદ છે. કવિ આગળ કહે છે કે, જો હું પક્ષીની યોનિમાં જન્મું તો હે પ્રભો! યમુનાજીના કાંઠે કોઈ કદંબના ઝાડ પર મારો વાસ થાય એટલું તું કરજે!

આ તો મુસલમાન કવિના ઉદ્‌ગારો છે. હિન્દુઓ તો ગંગા અને યમુનાને સદા ભાગવતી નદીઓ તરીકે જ ઓળખે છે. 'મરણ પછી મારાં હાડકાં ગંગા અથવા યમુનામાં પધરાવાય તો સારું'– એમ દરેક હિન્દુ ઇચ્છતો હોય છે. આ ઇચ્છામાં ગંગાયમુના તરફની તેમની પરમ ભાગવતી ભાવનાનો પડઘો છે. આના માર્મિક પરમાર્થને ન સમજનારા આ વાતને ઉપહાસમાં પણ લઈ જઈ શકે. પરંતુ તેથી બગડવાનું તો કશું પણ નથી જ. મારી દૃષ્ટિએ તો એ ભાવનાઓ ઘણી પાવન અને સંઘરવા જેવી લાગે છે. મરતી વખતે ગંગા અથવા યમુનાના જળનાં બે ટીપાં મોંમાં મૂકવામાં આવે છે. આ બે ટીપાં એટલે ખુદ પરમાત્મા મોંમાં આવીને બેસે છે. ગંગા એટલે પરમાત્મા. અસ્તિત્વની સાક્ષાત્ પરમ કરુણા ગંગા યમુનાના રૂપમાં સતત વહી રહેલી છે. આપણી બહાર અને અંદરની બધી ગંદકી એ માતાઓ ધોઇ રહી છે. એટલે ગંગા અને યમુનામાં જો પરમેશ્વર પ્રગટ થએલો નહિ દેખાય તો બીજે કયાં દેખાશે? ભાઇબીજને દિવસે પોતાના ભાઈને માટે અને યમુનાજીમાં સ્નાન કરનારા દરેક ભાવુકોને માટે બેન યમપાશમાંથી જે તેમની મુક્તિ માંગે છે તેમાં બેનના કયા અંગત સ્વાર્થની વાત છે?

યમરાજ પાસેથી યમીએ માંગેલી ત્રીજી ભેટ પણ એવી જ પારમાર્થિકતા અને પવિત્રતાથી ભરેલી છે. બેનની ત્રીજી ભેટની માંગણી છે કે, ભાઈબીજના દિવસે બેનના આતિથ્યનો સ્વીકાર કરનાર ભાઇનું અકાળ મૃત્યુ (કમોત) ન થાય. ભાઈ તરફની અનન્ય મમતાના સાત્ત્વિક સ્વરૂપનું આ પરમ શિખર છે. ભાઇના કલ્યાણની સતત આકાંક્ષાનો આમાં મંગળ પડઘો છે. 'મારો ભાઈ સદા સલામત રહે'– બેનના હૃદયની એનાથી ઉત્તમ અને કલ્યાણપ્રદ આકાક્ષા બીજી કઇ હોઇ શકે?

સમુદ્રથી થોડે દૂર તેને કાંઠે ઊભા રહીને જ, ઘૂ ઘૂ ઘૂઘવાટા ને ઊછાળા મારતા વિશાળ સાગરની આનંદમયી ક્રીડાનો આનંદ લૂંટી શકાય છે. પરંતુ જે સમુદ્રમાં પડે છે તે તો તેમાં ડૂબકાં ખાય છે. તેનાં નાક અને મોંમાં પાણી ભરાય છે, તે ગુંગળાય છે, તેને સમુદ્રની તાંડવલીલાના અપ્રતિમ સૌંદર્યને અનુભવવાનો આનંદ મળતો નથી. સંતપુરુષો સમુદ્રને કાંઠે ઊભા રહી સંસારનો આનંદ લૂંટે છે. ભગવાન બુદ્ધે તો કહ્યું છે–'સંતો ઉત્તુંગ પર્વતના ઉન્નત શિખરો પર ઊભા રહી ત્યાંથી નીચે સંસાર તરફ જુએ છે એટલે આટલી ઊંચાઇએથી જોનારને સંસાર ક્ષુદ્ર દેખાય છે. આપણે પણ જો ઊંચે ચઢી જોતાં શીખીશું તો આ અફાટ ફેલાવો ક્ષુદ્ર લાગશે અને પછી સંસારમાં આપણું ચિત્ત ચોંટશે નહિ.

સાધુ પુરુષોના સંબંધની જે ઉપરની હકીકત છે તે બેનના સંબંધમાં પણ છે. ભાઇના વિષે તેની જે સંત અને હંસ જેવી વિશુદ્ધવૃત્તિ છે તે સંત જીવનની એક નાનકડી આવૃત્તિ જ છે. ભાઇ માટેનો આવો અપૂર્વ ત્યાગ બેનના પવિત્ર હૃદય સિવાય ક્યાંય જોવા મળે એમ નથી.

યમરાજ બેનના નિષ્કામ, નિશ્છલ, નિષ્પાપ અને સરળ હૃદયનો યથાર્થ અભ્યાસ કરી ગદ્ગદિત થઈ ગયા. બેનના આવા નિઃસ્વાર્થ પ્રેમની ઝાંખી થતાં તેમની આંખો અશ્રુ ભીની થઇ. એ ક્ષણ માટે તે અવાક્ થઈ ગયા. બેનની માનસિક ઇચ્છાને પરિપૂર્ણ કરવાની ભાવનાવાળા યમરાજને આવી લોકોત્તર માંગણીએ વિચાર કરતા કરી મૂક્યા. તેઓ ગદ્ગદિત થઇ ગયા. કાંઈપણ લીધા વગર ભાઈના યોગક્ષેમની જ એકાંત વિશુદ્ધ ભાવના ભાવવાની બેનની કીમતી વાતથી તેમનું હૃદય પુલકિત બની ગયું. તેઓ હર્ષવિભોર બની ગયા. અને તેમણે બેનની ઇપ્સિત ભાવનાને ફલીભૂત કરતાં કહ્યું: 'તથાસ્તુ–'

આ તો ભાઈબીજના સંબંધની પ્રાસંગિક અને પૌરાણિક કથા છે. રક્ષાબંધનની આવૃત્તિ સમી આ કથા ભાઇ અને બહેનના નિઃસ્વાર્થ, નિષ્કલંક અને નિષ્પાપ સાત્વિક પ્રેમનું જીવંત સ્વરૂપ છે. એટલે જ આર્યોના દરેક તહેવારો અને શુભ કાર્યોમાં ભાઇને બેનની અને બેનને ભાઇની અપેક્ષા રહે છે. ભાઇ વગર બેનના અને બેન વગર ભાઇના જીવનમાં જે એક અપૂર્ણતા રહી જાય છે તેની પૂર્તિ ધર્મભાઈ અને ધર્મબેન તરીકે બનાવી પૂરવામાં આવે છે. ગાર્હસ્થ્ય જીવનના બધા માંગલિક પ્રસંગો આ બંનેની ઉપસ્થિતિથી પૂર્ણતા અને પ્રભુતાને પામે છે. એકના પણ અભાવથી ઉત્સવ ખામી ભરેલો અને અપૂર્ણ રહી જવા પામે છે.

સગાં ભાઇબેનોમાં જેવો વિશુદ્ધ સ્નેહ અને સદ્ભાવ હોય છે, તેવો ધર્મના ભાઇબેનોમાં પણ હોય છે. ધર્મની બેન બનાવવામાં ભાઈ પોતાને ગૌરવશીલ માને છે.

રાજસ્થાનના એક પ્રસિદ્ધ શહેરની આ ઘટના છે. એક શેઠ હતા. તુલારામજીના નામથી તેઓ ઓળખાતા હતા. પૈસેટકે ઘણા સુખી હતા. સંસ્કાર અને આચારશીલ આત્મા પણ ખરા. ઘરમાં માત્ર લક્ષ્મીદેવીની જ કૃપા હતી એટલું જ નહોતું પરંતુ બધી રીતે તેઓ સુખી હતા. પુત્રો, પુત્રવધૂઓથી ઘર ભર્યું ભર્યું લાગતું. એક પૌત્રની ખામી શેઠના માનસને અવશ્ય ચાલ્યા કરતી હતી. પરંતુ બધી ભાવનાઓની જેમ આ આશા પણ નિયતિ અને પ્રારબ્ધવશાત્ અવશ્ય પૂર્ણ થશે એવી તેમના હૃદયમાં શ્રદ્ધા અને નિષ્ઠા હતી એટલે માનસિક રીતે પણ તેમને શાંતિ હતી. આ રીતે આનંદથી દિવસો પર દિવસો પસાર થઈ રહ્યા હતા.

જ્યાં સદાચાર, સદ્વિચાર અને સદ્વાણીનો ત્રિવેણી સંગમ હોય છે તે ઘર સ્વયમેવ તીર્થ બની જાય છે. આપણી પવિત્રતા ઘરને મંદિર બનાવી દે છે અને અપવિત્રતા મંદિરને

પણ નરકનું રૂપ આપી દે છે. વખત જતાં કુદરતની કૃપા આ ધર્મી અને સદાચારી પરિવાર પર ઊતરી. પહેલીજ વાર તેમની પુત્રવધુ ગર્ભવતી થઈ. આ સુખદ વાતથી ઘરમાં આનંદ મંગળ છવાઇ ગયો. સુખી અને સંપન્ન ઘર તો હતું જ. આ ખામી જ્યારે દૂર થઇ જવા પામી ત્યારે સુખના પરમ શિખરને સ્પર્શવાની સ્થિતિમાં સૌ આવી ગયા. આનંદથી ભર્યા વાતાવરણમાં સાત માસ પસાર થતાં વાર ન લાગી. સુખની ક્ષણોમાં સમય જાણે નાનો થઇ ગયો હોય તેમ દિવસો ઝડપભેર પસાર થઇ ગયા। સમય તો જેવો હોય છે તેવોજ હોય છે; પરંતુ દુઃખની ક્ષણોમાં એક મિનિટ કલાક જેવી લાગતી હોય છે અને સુખમાં એક કલાક મિનિટ જેવો થઇ જાય છે. સાત માસ પૂરા થયા કે અઘરણીનો ઉત્સવ ઊજવવામાં આવ્યો. ગામના દરેક ઘરની નોંધ કરવામાં આવી. સૌની સ્થિતિ, સંપત્તિ અને સંખ્યાની પણ યોગ્ય નોંધ કરવામાં આવી. આર્થિક દૃષ્ટિથી ઉત્તમ, મધ્યમ અને સાધારણ સ્થિતિનું સમીચીન વિભાજન કરવામાં આવ્યું. સાધારણ સ્થિતિવાળાઓની ગણતરીમાં એક વિધવા મહિલાના ઘરનો પણ ઉલ્લેખ હતો, જેને ત્રણ દીકરાઓ હતા અને પાસ પડોશમાં કામ કરીને તેમજ સૂતર કાંતીને પોતાની આજીવિકા ચલાવતી હતી. શેઠજીને આ અસહાય વિધવા તરફ સહાનુભૂતિ જન્મી. આવી અનાથ વિધવાને સહાય આપવી તે તેમનાં મનથી એક ભાઈનું કર્તવ્ય હતું. શેઠ આ સત્ય પણ બરાબર સમજતા હતા કે, ખાનદાન ઘરની વિધવા છે. મફતમાં મળેલી વસ્તુનો તે કદી સ્વીકાર કરશે નહિ; એટલે અઘરણી મહોત્સવને બહાને તેઓ તેને સહાય આપવા કૃતનિશ્ચયી બન્યા.

અઘરણી નિમિત્તે દરેક ઘેર મોકલવા માટે લાડવા બનાવવામાં આવ્યા. મધ્યમ સ્થિતિવાળા ગૃહસ્થોને મોકલવાના લાડવામાં એક એક રૂપીયો નાખવામાં આવ્યો અને અત્યંત સાધારણ સ્થિતિવાળા ઘરોમાં મોકલવાના લાડવાનાં એક એક દીનાર મૂકવામાં આવી. બીજા દિવસે નિશ્ચિત વિધિપૂર્વક બધા ઘરોમાં અઘરણી મહોત્સવ નિમિત્તના લાડવા વિતરિત કરી નાખવામાં આવ્યા.

તે વિધવાના ઘરે પણ ચાર લાડવાનું પીરસણું આવ્યું. વિધવાનો બાળક જેવો લાડવો ખાવા લાગ્યો કે તેમાંથી એક દીનાર નીકળી. બીજા લાડવા ભાંગવામાં આવ્યા તો તે દરેકમાંથી દીનારો નીકળી. વિધવા મહિલા વિચાર કરવા લાગી કે, રાતના લાડુ બાંધતી વખતે બુંદી જેવા શેઠ નમ્યા હશે અને તેમનાં ખિસ્સામાંથી દીનારો સરી પડી હશે. આ મહોરો વગર હકની વસ્તુ છે. તેને રાખી લેવામાં ચોરીનું પાપ લાગશે. આમ વિચારી તેણે પોતાના પુત્રને ચારે દીનારો શેઠને પાછી સોંપવા તરતજ શેઠને ઘેર મોકલ્યો.

માતાની આજ્ઞાથી પુત્ર તરત શેઠને ઘેર ગયો. ત્યાં આવી પુત્રે ભૂલથી પડી ગયેલી ચાર દીનારોની વાત શેઠને કરી અને પોતાની માએ પાછી મોકલાવેલી એ અણહકની દીનારો લઈ લેવા શેઠને વિનંતિ કરી.

વિધવા મહિલાની પ્રમાણિકતાથી શેઠ ખુશ થઈ ગયા. તે ચારે દીનારો બાળકના હાથમાં સોંપતાં શેઠે કહ્યું : આ દીનારો ભૂલથી પડી ગએલી નથી બેટા! સમજપૂર્વક જ લાડવામાં નાખવામાં આવેલી છે. તમારા માટે જ છે. તમારાજ હકની છે'.

બાળક જ્યારે ચાર દીનારો સાથે ઘેર પાછો વળ્યો અને પોતાની વિધવા માતાને આખી હકીકત અથથી ઇતિ સુધી કહી સંભળાવી ત્યારે વિધવાનું માનસ શેઠની નિયત તરફ આશંકિત થયું–કદાચ આ દીનારોને બહાને તેઓ મારી કોઇ વસ્તુ લૂંટવા તો નહિ માંગતા હોયને ? એમ માની તેણે ફરી પોતાના પુત્રને તે દીનારો પરત કરવા શેઠ પાસે મોકલ્યો. પુત્રે આ વખતે બહુ સ્પષ્ટ શબ્દોમાં શેઠને કહ્યું : 'અમારે અણહકની કોઈ વસ્તુ જોઈતી નથી. માત્ર આપની કૃપાદૃષ્ટિ છે એટલું બસ છે'–એમ કહી તે ચારે દીનારો તેણે તેમના ચરણોમાં ધરી દીધી.

આ જોઈ શેઠજી પોતે બાળક સાથે વિધવા મહિલાના ઘેર આવ્યા. આ જોઈ મહિલા તો ધ્રૂજી ઊઠી. તેનું માનસ ભય વિહ્‌વલ બન્યું. પરંતુ શેઠ પાસે પડેલા ખાટલા પર બેસી કહેવા લાગ્યા: 'બહેન! મનમાં જરા પણ ભય કે આશંકાને અવકાશ ન આપો. આજથી હું તમારો ધર્મ ભાઇ છું. એક ભાઇ તરીકે બહેનના દુઃખમાં સદા સહાનુભૂતિ બતાવવી તે મારો ધર્મ છે. વળી આજે તો ભાઇ બીજ પણ છે. ભાઇ માટે આનાથી વધારે કીમતી દિવસ બીજો કયો હોઇ શકે? આની પ્રતીતિ માટે બહેન! હું આજે તારા હાથથી રાખડી બંધાવું છું કે, જેથી ભાઇ તરીકેની મારી ફરજમાં હું સદા જાગૃત રહું.

શેઠજીની સહજ સરળતા જોઇ વિધવાનું મન આશ્વસ્ત બન્યું. તે હર્ષિત થઇ ગઈ. તે રાખડી લઈ આવી અને શેઠના હાથે બાંધી અને તેમને પોતાના ભાઈ બનાવ્યા. શેઠે પણ પોતાના ખિસ્સામાંથી ચાર પાંચ મુષ્ટિ દીનારો કાઢી વિધવાનાં ચરણોમાં મૂકી દીધી અને કહ્યું: 'બહેન! એક ભાઇની બહેનને આ તુચ્છ ભેટ છે. તે સ્વીકારી મને કૃતાર્થ કરો!"

આ ભાઇબીજના દિવસે બનેલી એક સત્ય ઘટના છે. આ ઘટનામાં આપણી પવિત્ર સંસ્કૃતિનો દિવ્ય રણકારો અને ભવ્ય પડઘો જોવા મળે છે.

o—o

# ભક્તિની ભવ્યતા

પરમાત્મભાવની ઉપલબ્ધિમા જ્ઞાન, કર્મ અને ભક્તિ ત્રણે પ્રધાન સાધનો છે. જો કે આમાંથી કોઈ એકનું અવલંબન લઈ, ઇષ્ટ સાધ્યમા પ્રવૃત્તિ કરનાર મુમુક્ષુએ, પોતાના સાધ્યની સિદ્ધિ કરવામાં તેણે જેનું અવલંબન સ્વીકારેલ છે તેની પ્રધાનતામાં બાકીના બેને પણ અવકાશ હોય જ છે. અર્થાત્ જ્ઞાનને પ્રધાન સાધન બનાવી સાધનાની સીઢીએ ચઢનારના જીવનમાં જ્ઞાનની સાથે ભક્તિ અને કર્મ પણ અવશ્ય જોડાઈ જ જાય છે. કર્મ અથવા ભક્તિના આશ્રયને અપનાવનાર સાધકની સાધનામાં ક્રમશઃ જ્ઞાન અને ભક્તિ અથવા જ્ઞાન અને કર્મ પણ પોતપોતાને સ્થાને આવીને અવશ્ય ઊભા રહે છે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં તો મન શુદ્ધિ માટે યજ્ઞ, દાન, જપ, તપ, નામસ્મરણ આદિ વિવિધ કર્મો બતાવવામા આવ્યા છે. આ બધાં સાધનો મનઃ શુદ્ધિનાં કારણો છે ખરાં, પરંતુ ભક્તિશૂન્ય હૃદયમાં આ ઉત્તમ સાધનોની કશી જ કીમત હોતી નથી. આ બધા સાધનો જો સોડા અને સાબુનું કામ કરતા હોય તો ભક્તિને પાણી સાથે સરખાવવી શકાય. સોઢા સાબુમાં મેલ કાપી નાખવાની સ્વાભાવિક શક્તિ છે ખરી, પરંતુ પાણીના અભાવમાં સોઢા અને સાબુનો કશો જ ઉપયોગ હોતો નથી. સોડા અને સાબુ કપડાંને સરળતાથી અને સત્વર સ્વચ્છ બનાવે છે ખરા પરંતુ પાણીની સહાયની તેમને અનિવાર્ય અપેક્ષા રહે છે. નિર્મળ પાણી એકલુ પણ સ્વચ્છતા આપી શકે, પરંતુ પાણીની સાથે સોડા અને સાબુનો સહયોગ અવશ્ય કીમતી બની જાય છે. માત્ર હાર્દિક નિષ્ઠા, શ્રદ્ધા, ભક્તિ, પ્રેમપરાયણતા અને પ્રભુતત્પરતા પણ પરમાત્મભાવનું સાન્નિધ્ય કરાવી શકવા સમર્થ હોય છે. તેમા વળી જો જપ, તપ, નામસ્મરણ વગેરે જેવાં સત્વર શુદ્ધિ કરનારાં તત્ત્વો ભળી જાય તો પરમાત્મભાવની ઉપલબ્ધિની સિદ્ધિ વધારે સાત્ત્વિક અને સરળ થઈ જાય.

ભક્તિ વગરના જપ, તપ કે નામસ્મરણ પ્રાણોમાં સ્પંદન કે ધડકન જન્માવી શકતાં નથી. ભક્તિશૂન્ય વ્યક્તિનાં જપ, તપ ટંકોત્કીર્ણ બની શકતા નથી. ભાવના કે લાગણી વગરના યજ્ઞ, યાગ, ધ્યાન અને તપ ચિત્તશુદ્ધિને કેમ સ્પર્શી શકે ? આ બધાં સત્કાર્યો વિષે ઊંડી ભાવના અને લાગણી એ જ પર્યાયાન્તરે ભક્તિ કહેવાય છે.

ભક્તિ એ સાર્વભૌમ સાધન છે. ભક્તિ એ અમોઘ બ્રહ્માસ્ત્ર છે. બધાં કાર્યોના પાયામાં ભક્તિની પ્રબળતા અનિવાર્ય છે. ભક્તિશૂન્ય કાર્યો લૂખાં અને શુષ્ક દેખાશે. ભક્તિવિહીન કાર્યો જીવંત બની શકતાં નથી. સત્ સાધનો અને વિપુલ અનુષ્ઠાનો ભક્તિ પાથેય વગરનાં હશે તો તે નિષ્પ્રાણ અને ચેતનશૂન્ય દેખાશે. દાખલા તરીકે, સેવાના શાસ્ત્રમાં નિષ્ણાત બનેલો, સેવાના બધા આકાર-પ્રકારોને જાણનારો, ઉપચાર શાસ્ત્રનો કોઈ કુશળ કળાકાર હોય, અને તેના હાથમાં માંદા માણસની સારવાર સોંપવામાં આવે, તો વ્યાવહારિક દૃષ્ટિએ તો અવશ્ય એમ જણાશે કે,

આવા સેવાશાસ્ત્ર નિષ્ણાતના હાથમાં સારવાર માટે સોંપવામાં આવેલો દરદી સર્વથા સુરક્ષિત અને ક્ષેમકુશળ રહેશે. પરંતુ ઉપચાર કળામાં નૈપુણ્ય ધરાવનાર તે વ્યકિતના પાંડિત્યપૂર્ણ વ્યકિતત્વમાં જો અનુકંપાનો સહજ ગુણ નહિ હોય, તો દરદીની પ્રાણસ્પર્શી સારવાર અને સેવા થશે ખરી ?

શ્રી વિનોબા ભાવે તો ભકિતના આ મર્મને સમજાવતાં કહે છે કે: 'બળદ જાડો, ખાસો જબરો અને માતેલો હોય પરંતુ ગાડું ખેંચવાની તેની ઇચ્છા જ ન હોય તો તે ગળિયો થઈને બેસી જાય છે. અરે, અડિયલ થઈને ગાડાને ખાડામાં નાખે છે. દિલની ઊંડી લાગણી વગર કરેલાં કર્મથી તુષ્ટિ–પુષ્ટિ થતાં નથી.'

હૃદય જો ભકિતથી ભરેલું અને છલકતું હશે તો પરમાત્મભાવની મૂળ ગંગોત્રી સાથે તેનો સંબંધ બંધાઇ જશે. મૂળ ઉદ્‌ગમ સ્થાન કે જ્યાંથી જ્ઞાનાદિ બધા ગુણોની અસ્ખલિત ગંગા અવિરત વહ્યાં કરે છે તેની અનુભૂતિપૂર્ણ પ્રતીતિ તેને થશે. પરિણામે ભકિતરસના અપૂર્વ માધુર્યનું આસ્વાદન કર્યા પછી જાગતિક બધા ભૌતિક રસો તેને નીરસ અને ફીકા લાગવા માંડશે. મનુષ્ય જ્યાં સુધી અજ્ઞાન અને નાસમજ હોય છે, ત્યાં સુધી ઢીંગલી અને રમકડાં તેના આનંદનાં અંગ બની શકે છે, ગંજીપા અને શેતરંજની રસભરી રમતોમાં તે રાત દિવસ એક કરી શકે છે, પરંતુ સાચા ફળોના રસને ચાખ્યા પછી, લાકડાં કે પ્લાસ્ટિકના ફળો દેખાવે ગમે તેટલાં મોહક અને આકર્ષક હોય, છતાં પણ તે કૃત્રિમ ફળો તરફ તેનો ઝાઝો ઉત્સાહ રહેતો નથી; તેમ અધ્યાત્મરસની અપૂર્વ મીઠાશને ચાખ્યા પછી કૃત્રિમ આનંદનાં સાધનોમાં તેને કોઈ જ આકર્ષણ રહેતું નથી. કેન્દ્રના રસ તરબોળ ઝરાની મીઠાશ જેણે એકવાર પણ ચાખી છે તે બહારનું ગોળ ટોપરું જોઈ મોઢું નહિ મટમટાવે.

ગઇકાલ સુધી પ્રકાશપર્વ પંચકની વાત ચાલી. પ્રકાશપર્વની ઊજવણી એટલે એમાં પ્રકાશ જ મોખરે રહે તેમાં કોઈ જ આશ્ચર્ય નથી. મુંબઈ જેવા શહેરમાં તો પ્રકાશના ઘોડાપૂર જ જોઈ લો. માણસો પ્રકાશના ઘોડાપૂરને નિહાળવા કીડીયારાની માફક ઊભરાય છે. પ્રકાશના આ ઘોડાપૂરમાં એવી તો શી અપૂર્વતા છે તેની તો કાંઇ ખબર નથી, પરંતુ ન જાણે કેમ, માણસોનાં હૃદયમાં તેને જોવાનો ભારે ઉત્સાહ અને ઉમંગ હોય છે ! કચરાઈ જાય, હેરાન પરેશાન થઈ જાય પરંતુ જોવાના વ્યામોહથી તેઓ મુક્ત થઇ શકતા નથી. ખરી રીતે જોતાં તો તેમાં એક પછી એક એ રીતે દીવડા કે લાઈટો ગોઠવેલી હોય છે. સંભવ છે કે સંખ્યામાં તે હજારો, લાખો કે કરોડો હોય, પરંતુ ગોઠવવાની પ્રક્રિયા તો આ જ છે કે કોઈ બીજી ? એમાં નવીનતા કે આશ્ચર્ય શું છે ? જો તમે ગણિતશાસ્ત્ર ભણ્યા હો તો તમે પણ સરળતાથી સમજી શકશો કે ગણિતની શ્રેણીમાં ૧+૨+૩+૪+૫ એમ અનંત સુધી સરવાળો મૂકી શકાય છે. બે સંખ્યા વચ્ચે રાખવાનું અંતર જાણ્યું અને સમજાયું પછી બધી સંખ્યા માંડી જવાની જરૂર રહેતી નથી. દીવાઓ માટે પણ આવી જ જાતનો એક ક્રમ છે તો પછી એમાં આ રીતે તન્મય થઈ જવા જેવું છે શું ?

આપણા રસ અને આનંદની સવારથી ઊઠી સાંજ સુધીના પ્રતિક્ષણના અનુભવની જો આપણે વાતો કરીએ તો આપણને આપણા ઉપર જ હસવું આવ્યા વગર નહિ રહે. આપણો રસ અને આપણો આનંદ આપણા જ મનોરંજનનું સાધન થઈ જશે. સવારની ચામાં થોડી ખાંડ નાખશે, થોડો મસાલો, એલચીના ફોતરાં અને પછી મોં મટમટાવી કહેશે' જેવો તેવો ચા મને ચાલે નહિ. સવારનો ચા બગડયો એટલે આખો દિ' બગડયો. મારા ઘર સિવાય બીજા કોઈના ઘરની ચા મને ફાવે નહિ. માણસો ચામાં પણ શું લોભ કરતા હશે? ઈશ્વર જાણે, બાકી સવારનો ચા તો અપટુડેટ હોવો જોઈએ. કયારેક વળી હાથમાં એક લીંબુ આવી જાય તો તે લીંબુના રસમાં થોડુંક પાણી અને થોડીક ખાંડ મેળવી બોલી ઊઠશે' કેવું મજાનું શરબત! આવું લિજ્જતદાર શરબત ભાઈ સિવાય કોઈ બનાવી શકે નહિ!

' આ તો પ્રાથમિક દાખલા છે. માણસ મૂળ આનંદની મીઠાશને ભૂલી ગયો છે એટલે તે આવા સુખાભાસોમાં સુખની શોધ કરવા લાગી ગયો છે. પ્રકૃતિમાંથી નૈસર્ગિક ઇશ્વરીય આનંદ મેળવવાની વાતમાં તેને દિલચસ્પી નથી. આનંદનાં મૂળ ઝરાઓ કે જેમાથી સતત આનંદ ઝરતો હોય છે તેને તે ખોઈ બેઠો છે અને કૃત્રિમ સુખોની માયાજાળ ઊભી કરી તેમાંથી સુખ લૂંટવા તે પ્રયત્ન કરવા લાગ્યો છે. ઘૂઘવાટા અને ઉછાળા મારતા સમુદ્રમાં, પર્વતોમાં, નદીઓના અસ્ખલિત વહેતા પ્રવાહોમાં, વનરાઈઓ, કુંજનિકુંજો, વનો અને ઉપવનોમાં સ્વાભાવિક પ્રભુતાના દર્શન કરવાની કલા તે મૂલતઃ ખોઈ બેઠો છે એટલે અફાટ, વિરાટ અને વિશાળ આકાશમાં ચમકતા અસંખ્ય તારાઓમાં પ્રકૃતિના ચમત્કારિક સૌંદર્યના દર્શન તેને કયાંથી થાય? છતાં અંદરમાં પડેલી સૌંદર્ય અને આનંદની એક અતૃપ્ત ભૂખ માણસને સતત સૌંદર્ય અને આનંદની તલાશમાં ધકેલતી રહે છે. પરિણામે સાચા સૌંદર્ય અને સાચા આનંદને ઓળખવામાં, મેળવવામાં તે અસમર્થ બને છે અને પોતાના મનથી કલ્પિત, કૃત્રિમ અને અપ્રાકૃતિક વસ્તુઓમાં આનંદની ઝાંખી કરી સંતુષ્ટિ માની બેસે છે. પવિત્ર આકાશના શાંત ચંદ્ર તારાઓને છોડી, તે બંધિયાર થિયેટરનાં આગના ઢીંગલાં નાચતાં જોઇને તાળીઓ પાડવા લાગે છે.

આત્માનું સ્વરૂપ તો સચ્ચિદાનંદ છે. આનંદ એ આત્માનો સ્વાભાવિક ગુણ છે. જે જેનો ગુણ ધર્મ અને સ્વભાવ છે તેનો તેમાં તિરોભાવ કેમ દેખાય છે? આ આનંદગુણ કેમ આવૃત્ત થઈ ગયો છે? માણસ એટલો બધો નિરાનંદમય કેમ બન્યો છે? બંધિયાર થિયેટરના આગના નાચતાં નિર્જીવ ઢીંગલા જોઇને આખરે તો તે થોડો ક્ષણભર આનંદ મેળવશે. પરંતુ એનાથી તેની જે નિરાનંદમય પ્રકૃતિ થઇ ગઈ છે તેમાં ફેરફાર કયાંથી થશે?

માણસને ત્યાં છોકરાનો જન્મ થાય કે તરત જ એકદમ જોરથી થાળી વગાડવામાં આવે છે. છોકરાના જન્મનો આનંદ થાળી વગાડીને વ્યકત કરવામાં આવે છે. પોતાને ઘેર પુત્ર

જન્મથી જાણે સ્વર્ગ ઊતરી આવ્યું હોય એમ માણસ કૂદવા, નાચવા અને ગાવા માંડે છે. શ્રીમંત અને સમૃદ્ધ કુટુંબની વ્યક્તિ હોય તો પોતાની સ્થિતિ અને આબરૂને અનુરૂપ સંગીતનો જલસો ગોઠવે છે. બેંડ વાજાં અને શરણાઈઓના સૂરો વગાડવામાં આવે છે. આનંદને અભિવ્યક્ત કરવાની આજની આ એક સર્વમાન્ય લૌકિક રીત થઈ ગઈ છે. આજે આનંદની ભૂખ એવી તો વ્યાપક, ઊંડી અને ગંભીર બની છે કે, ગામડા ગામમાં સરકસ કે સિનેમા આવી જાય અથવા કોઈ ભવાયા રમવા ઊતરી આવે તો પણ આનંદભૂખ્યા લોકો ટોળેટોળાં મળી, કરવાના બધાં કાર્યો એક બાજુએ મૂકી, સરકસ સિનેમા કે ભવાયાની રમત જોવા દોડી જાય છે. આવી રમત જોવામાં એક રસ બની કૂદકા મારી તેઓ નાચવા મંડી જાય છે.

આપણે બધા આનંદના મૂળ સ્રોતને ખોઈ બેઠા છીએ, એટલે તે સનાતન ધ્રુવ અને ચિરંતન આનંદના ઉદ્‌ગમ સ્થાનને શોધવામાં નિષ્ફળ ગયા છીએ. પરિણામે ઇન્દ્રિયોથી મળતાં સુખોમાં જે આનંદની હૃદયને સ્પર્શનારી રેખા દેખાય છે તેને જ આનંદ માની બેસવાની ભૂલ કરી બેસીએ છીએ. ઇન્દ્રિયોથી જ્ઞાત જગત સિવાયના વાસ્તવિક જગતનો આપણને કોઈ પરિચય થયો નથી. આપણી સૃષ્ટિ ઇન્દ્રિયોથી જણાય ત્યાં સુધીની જ છે. તેને પેલે પાર કોઇ લોકોત્તર અને અપ્રતિમ સૌંદર્ય ભરેલું જગત છે તેની આપણને પ્રતીતિ કે ઝાંખી નથી. એટલે કાનને લતા મંગેશકરના આકર્ષક સ્વરોના મોજાં અથડાય કે તરત જ મસ્તિષ્કને એક ધક્કો લાગે છે. આંખ મારફત એક મનોહર રૂપ દાખલ થવાથી પણ મગજ આશ્ચર્યકારક પ્રત્યાઘાત અનુભવે છે. ઇન્દ્રિયોના જ જગતને આપણે વાસ્તવિક જગત માની બેઠા છીએ. આપણો આનંદ મગજને લાગતા ધક્કાઓમાં સમાએલો છે. બીડી સીગારેટ અને તમાકુના વ્યસનીઓનો આનંદ બીડીના ઠૂંઠાંમાં અને બીડી સીગારેટના ધૂમાડામાં સમાઈ જાય છે. તમાકુ અને બીડી મળતાં જાણે સ્વર્ગનો આનંદ પૃથ્વી ઉપર ઊતરી આવ્યો હોય એમ તમાકુના વ્યસનીઓના આનંદની સીમા રહેતી નથી. તમાકુ વિષે તેમણે જે કલ્પના કરી છે તેને જો તપાસશો તો તેમાં મળતા તેમના આનંદની પ્રતીતિની સાધારણ ઝાંખી થઇ શકશે. તમાકુ ખાનારા અને પીનારા તમાકુની પ્રશસ્તિ આ રીતે કરે છે.

बिडौजा . .. ...धरित्री तले सारभूतं किमस्ति ? ।
चतुर्भिर्मुखै रित्यवोचत् विरञ्चिस्तमाखु स्तमाखु स्तमाखु स्तमाखु. ॥

અર્થાત્ ઇન્દ્રે એક વખત બ્રહ્માને એક પ્રશ્ન પૂછયોઃ 'પ્રભો ! આપે સૃષ્ટિનું આશ્ચર્ય ઊપજાવે એવું નિર્માણ કર્યું છે. અજબગજબની વસ્તુઓની સૃષ્ટિ કરી છે. પરંતુ પૃથ્વી તળ પર સૌથી વધારે કીમતી અને સારભૂત વસ્તુ કઇ છે ? તેના જવાબમાં તમાકુ ખાનારાઓ બ્રહ્માના ચારે મોઢેથી બોલાવે છે કે આ પૃથ્વી પર સૌથી વધારે કીમતી અને સારભૂત વસ્તુ હોય તો તે તમાકુ છે.

આજે માણુસ ઇન્દ્રિયોના આનંદને જ સર્વસ્વ માને છે. જો માણુસને પાંચને બદલે ચાર જ ઇન્દ્રિયો મળી હોત તો સૃષ્ટિમાં ચાર જ આનંદ તે માનવા લાગત, અને વળી કોઈ અન્ય ગ્રહનો એકાદ માનવી આ સૃષ્ટિ ઉપર ઊતરી આવે અને તેને જો પાંચને બદલે છ ઇન્દ્રિયો હોય તો તે પાંચ ઇન્દ્રિયોવાળો માણુસ પોતાની જાતને તેની સામે રાંક અને દરિદ્ર અનુભવવા લાગે !

સૃષ્ટિના બધા અર્થો પાંચ ઇન્દ્રિયોથી ક્યાંથી સમજાશે ? બિલાડા ગધેડા કે કૂતરાના શબ્દો કાને પડે તો અશુભની આપણે કલ્પના કરી બેસીએ પરંતુ આપણા દર્શનથી ગધેડા, બિલાડા કે કૂતરાને જે અનિષ્ટ આપત્તિ આવી હશે તે કોને કહેવા જશે ? એક જ જાતના સંગીતથી એકને આનંદ થાય છે અને બીજાને અણુગમો. એટલે ઇન્દ્રિયોથી મળતા આનંદો સાચા આનંદો નથી. તે નકલી અને છેતરનારા આનંદો છે. આપણુને ખરા અને પારમાર્થિક આનંદનો અનુભવ નથી થયો એટલે આ છેતરનારા આનંદ પર આપણે ઝોલા ખાઈએ છીએ.

મહાભારતમાં આવે છે કે, અશ્વત્થામા જ્યારે બાળક હતા ત્યારે કોઈને દૂધ પીતાં જોઈ તેમને પણ દૂધ પીવાનું મન થયું. બાળકની ગમે તેવી ઇચ્છાને પણ પૂરી કરવા માતા જીવના જોખમે પણ પ્રયત્ન કરે છે. બાળકના મનની સંતુષ્ટિ એ જ માતાના મનનો આનંદ હોય છે. એટલે અશ્વત્થામાને દૂધ આપવાની માતાની અંતર્ભાવના હોવા છતાં અતિશય ગરીબીને કારણે તે બાળકના મનોરથને પૂર્ણ ન કરી શકી. પરિણામે પાણીમાં લોટ ભેળવી દૂધને બદલે અશ્વત્થામાને પીવરાવવા લાગી. શ્વેત રંગની સમાનતા જોઈ અશ્વત્થામા પણ પાણીમાં ભેળવેલો લોટ દૂધ માની પી જતા. સાચા દૂધનો સ્વાદ ચાખ્યો નહિ ત્યાં સુધી લોટ ભેળવેલું પાણી પણ દૂધમાં ખપ્યું. એ જ પ્રમાણે જ્યાં સુધી માણુસે સાચા આનંદનો આસ્વાદ માણ્યો નથી ત્યાં સુધી કૃત્રિમ આનંદ પણ તેને સાચો આનંદ જ લાગે છે. પરંતુ એક વખત આત્માનંદની અનુભૂતિ થાય છે પછી આજ સુધી માણેલા, પકડી રાખેલા અને સંઘરેલા બધા આનંદો તેને ફીકા લાગવા માંડે છે.

ખરા આનંદના સ્રોતને શોધી કાઢવાનો શ્રેષ્ઠતમ માર્ગ ભક્તિ છે. એ માર્ગે યથાવિધિ, યથોચિત રીતે અને અસ્ખલિત પદ્ધતિએ ચાલવા જે કોઈ પણ પ્રેમપૂર્વક પ્રયત્ન કરે છે તેને માટે આગળ જતાં ઈશ્વરીય ભવ્યતાનાં ભવ્ય દ્વારો ઉદ્ઘાટિત થઈ જાય છે. ક્ષુદ્રતા અને તુચ્છતા નામશેષ થઈ જાય છે.

ભક્તિના ભવ્ય મંદિરમા એક વાર પ્રવેશ થયો એટલે ઈશ્વરીય સૌંદર્ય અને સામર્થ્ય જોવા અને ઓળખવા મળે. મહાભારતમાં આ કથા બહુ પ્રચલિત છે. પાંચે પાંડવ અને દ્રૌપદી હિમાલય માર્ગે સ્વર્ગે જવા નીકળ્યા. રસ્તામાં ક્રમિક રીતે યુધિષ્ઠિરના બધા ભાઈઓ અને દ્રૌપદી સુદ્ધાં ઢળી પડયાં. માત્ર યુધિષ્ઠિરની સાથે તેમનો એક કૂતરો જ રહ્યો. ચાલતાં ચાલતા

તેઓ જ્યારે સ્વર્ગના દરવાજા પાસે પહોંચ્યા ત્યારે યુધિષ્ઠિરને કહેવામાં આવ્યું કે, તમને સ્વર્ગમાં જવાનો પ્રવેશ મળશે; પરંતુ કૂતરાને નહિ. આ સાંભળી યુધિષ્ઠિરે તરત જ જવાબ વાળ્યો: 'મારા કૂતરાનો જો સ્વર્ગમાં પ્રવેશ નિષિદ્ધ હોય તો મારા માટે પણ સ્વર્ગ નકામું છે. આવા સ્વર્ગમાં મારે પ્રવેશ કરવો નથી. ઠેઠ સુધી અસાધારણ ભક્તિ દાખવનાર તે પ્રાણી ભલે ક્ષુદ્રતમ હોય, પરંતુ મૂછ પર લીંબુ ઠેરવનારા કરતાં ચડિયાતું છે. ભીમ, નકુળ, સહદેવ, અને સતી દ્રૌપદી કરતાં પણ કૂતરો ચડિયાતો છે. પરમાત્માથી દૂર રહેલા માણસો કરતાં પરમાત્માના નજીક જનારા તુચ્છ જીવડાની પણ મોટી કીમત હોય છે. ભગવાન શંકરના દેવળમાં નંદી બેસાડેલો હોય છે. તે સામાન્ય બળદ કરતાં ચડિયાતો છે. ઈશ્વર સન્મુખ તે બેસનારો છે એટલે શિવજીને વાંદનારા શિવજીની સાથે બળદને પણ વાંદે છે. ભગવદ્ ભક્તિમાં એકાગ્ર બનેલો સામાન્ય જીવ પણ વિશ્વવંદનીય બને છે એમાં શંકાને સ્થાન નથી.

શ્રી કેશીકુમાર શ્રમણની માનસિક બધી શંકાનું સમાધાન થઇ જતાં પાર્શ્વ પરંપરા કરતાં આ યુગને અનુરૂપ એવી ભગવાન મહાવીરની પરંપરા વધારે આત્મકલ્યાણ માટે શ્રેયસ્કર છે એમ માની, તેઓ પોતાના શિષ્યના સમુદાય સહિત મહાવીર ગચ્છમાં પ્રવેશ કરે છે. ત્યાર પછી શું થાય છે ત્યાં તિંદુક એ હકીકતને શાસ્ત્રકારના શબ્દોમાં તપાસીએ–

केसी गोयम ओनिच्चं तम्मि आसि समागमे ।
सुयसील – समुक्करिसो महत्थत्थ विणिच्छओ ॥

ત્યાં તિંદુક ઉદ્યાનમાં કેશી–ગૌતમ બન્ને સતત મળ્યા. તેમાં શ્રુત તથા શીલનો ઉત્કર્ષ અને મહાન તત્ત્વોના અર્થોનો વિનિશ્ચય થયો. નીતિકારો કહે છે કે, 'सतां सद्भिः संगः कथमपि हि पुण्येन भवति' સત્પુરુષોનો સમાગમ સદા પુણ્યબળે થાય છે. શ્રી કેશીકુમાર અને ગૌતમનો મેળાપ તત્ત્વજ્ઞાન અને આત્મકલ્યાણ માટે નીવડયો. આ આધ્યાત્મિક આનંદની મીઠાશ કોઈ અપૂર્વ હતી. આ મીઠાશનો સ્વાદ ચાખ્યા પછી આ સત્પુરુષો પણ તે આનંદને લૂંટવાનું ચૂકયા નહિ. જ્યાં સુધી શ્રાવસ્તી નગરીમાં બન્ને સત્પુરુષોનું અવસ્થાન રહ્યું ત્યાં સુધી પ્રતિ દિવસ બંને મહાત્માઓ કલાકો સુધી અધ્યાત્મચર્ચા અને સત્સંગના આનંદમાં તરબોળ રહેતા. તત્ત્વને પામી ગયેલા આ પરમ આત્માઓને મળવાનો સ્તર પણ સામાન્ય નહોતો. બન્ને આધ્યાત્મિક શિખરને સ્પર્શેલા હતા. બન્નેની ભૂમિકા અસામાન્ય હતી. બન્નેનું વ્યક્તિત્વ શિખરનું હતું.

—❀—

## પ્રાંત : સ્મરણીય બા. બ્ર. નિદ્રાજીત પૂજ્ય શ્રી ડુંગરસિંહજી મહારાજશ્રીના ગોંડલ સંપ્રદાયના વર્તમાન વિચરતા પૂજ્ય મુનિવરો તથા મહાસતીઓના શુભ નામો

(૧) સંપ્રદાય શિરોમણી મહાન તપસ્વીજી પૂજ્યવર બા. બ્ર. શ્રી રતિલાલજી સ્વામી. ૨. પ્રખર પંડિત બા. બ્ર શ્રી જયંતિલાલજી મહારાજ ૩. મધુર વ્યાખ્યાની બા. બ્ર. શ્રી ગિરીશચંદ્રજી મહારાજ ૪. શાસ્ત્રજ્ઞ બા બ્ર. શ્રી જનકરાયજી મહારાજ. ૫. તપસ્વી બા બ્ર. શ્રી જગદીશચંદ્રજી મહારાજ ૬ વિદ્યાનંદી બા બ્ર શ્રી હરિશચંદ્રજી મહારાજ ૭. પ્રખર વ્યાખ્યાતા બા. બ્ર. શ્રી હસમુખ મુનિરાયજી ૮. પ્રવચનકાર બા. બ્ર. શ્રી ગજેન્દ્ર મુનિ ૯. સૌમ્ય સ્વભાવી શ્રી શ્રાતેષ મુનિજી.

(૨) વિદ્યાવિનોદી બા. બ્ર શ્રી જસરાજજી મહારાજ ૨. જ્ઞાન પિપાસુ બા. બ્ર. શ્રી દેવેન્દ્ર મુનિજી ૩. પ્રવચનકાર શ્રી કાન્તિલાલજી મહારાજ ૪. સરલ સ્વભાવી બા. બ્ર. શ્રી પ્રકાશચંદ્ર મુનિજી.

(૧) ૧. પૂ સંતોકબાઈ મહાસતીજી ૨. બા. બ્ર કાંતાબાઈ મહાસતીજી ૩. વિજ્યાબાઈ મહાસતીજી ૪ બા. બ્ર. ભાનુબાઇ મહાસતીજી ૫. બા. બ્ર. દીક્ષિતાબાઇ મહાસતીજી (પ્રાણકુંવરબાઇ મહાસતીજી સાથે) ૬. નાના વિજ્યાબાઈ મહાસતીજી.

(૨) ૧. બા. બ્ર જયાબાઈ મહાસતીજી ૨. બા. બ્ર. શાંતાબાઇ મહાસતીજી ૩ બા. બ્ર. કંચનબાઇ મહાસતીજી ૪. બા. બ્ર. હંસાબાઇ મહાસતીજી.

(૩) ૧. પૂ. મણીબાઇ મહાસતીજી (ગોંડલ)

(૪) ૧. પૂ. પાર્વતીબાઇ મહાસતીજી ૨. બા. બ્ર. સવિતાબાઇ મહાસતીજી ૩. બા. બ્ર. વિજ્યાબાઇ મહાસતીજી ૪. બા. બ્ર ભાનુબાઇ મહાસતીજી ૫ બા બ્ર. શાંતાબાઇ મહાસતીજી ૬. બા. બ્ર. મંજુલાબાઇ મહાસતીજી ૭. બા. બ્ર. લતાબાઇ મહાસતીજી ૮. બા. બ્ર. ઇન્દુબાઇ મહાસતીજી ૯. બા. બ્ર. અનિલાબાઇ મહાસતીજી ૧૦. બા. બ્ર. ચંદનબાઇ મહાસતીજી ૧૧. બા. બ્ર. ધર્મિષ્ઠાબાઇ મહાસતીજી ૧૨. બા. બ્ર. હંસાબાઇ મહાસતીજી ૧૩. બા બ્ર અરવિંદાબાઇ મહાસતીજી ૧૪. બા. બ્ર. જ્યોતિબાઇ મહાસતીજી ૧૫. બા. બ્ર નીરૂબાઇ મહાસતીજી ૧૬. બા. બ્ર. વિનોદીબાઇ મહાસતીજી ૧૭. બા. બ્ર. જ્યોત્સનાબાઇ મહાસતીજી ૧૮. બા. બ્ર. તેજલબાઇ મહાસતીજી ૧૯. બા. બ્ર. પ્રજ્ઞાબાઇ મહાસતીજી ૨૦. બા. બ્ર. ઇંદીરાબાઇ મહાસતીજી ૨૧. બા. બ્ર. સરોજબાઇ મહાસતીજી ૨૨. બા. બ્ર પુનિતાબાઇ મહાસતીજી.

(૫) ૧. બા. બ્ર. વખતબાઇ મહાસતીજી ૨. બા. બ્ર. પ્રભાબાઇ મહાસતીજી ૩. બા. બ્ર. હીરાબાઇ મહાસતીજી ૪. બા. બ્ર ઇન્દુબાઇ મહાસતીજી ૫. બા. બ્ર. હંસાબાઇ મહાસતીજી ૬. બા. બ્ર. દયાબાઇ મહાસતીજી ૭ બા. બ્ર. રમાબાઇ મહાસતીજી ૮. બા. બ્ર. નાના હંસાબાઇ મહાસતીજી. ૯. બા બ્ર. ઇન્દુબાઇ મહાસતીજી ૧૦ બા બ્ર નંદનબાઇ મહાસતીજી ૧૧. બા. બ્ર. જ્યોતિબાઇ મહાસતીજી. ૧૨. બા. બ્ર મધુબાઇ મહાસતીજી ૧૩ બા. બ્ર. કિરણબાઇ મહાસતીજી. ૧૪. બા. બ્ર. સાવિત્રીબાઇ મહાસતીજી ૧૫. બા. બ્ર. શારદાબાઇ મહાસતીજી ૧૬. બા. બ્ર. રંજનબાઇ મહાસતીજી ૧૭. બા. બ્ર જશવંતીબાઇ મહાસતીજી ૧૮. બા. બ્ર. નાના રંજનબાઇ મહાસતીજી ૧૯. બા. બ્ર પ્રજ્ઞાબાઇ મહાસતીજી ૨૦ બા બ્ર. ભાનુબાઇ મહાસતીજી ૨૧ બા. બ્ર. હસ્મિતાબાઇ મહાસતીજી ૨૨ બા. બ્ર મંજુલાબાઇ મહાસતીજી.

(૬) ૧. પૂ. સમજુબાઇ મહાસતીજી ૨. બા. બ્ર. લતાબાઇ મહાસતીજી ૩. બા. બ્ર. સરલાબાઇ મહાસતીજી ૪. બા. બ્ર. પ્રિતિસુધાબાઇ મહાસતીજી.

(૭) ૧. બા બ્ર. સગરતબાઇ મહાસતીજી ૨. પૂ નવલબાઇ મહાસતીજી ૩. બા. બ્ર. કુંદનબાઇ મહાસતીજી ૪ બા. બ્ર. પુષ્પાબાઇ મહાસતીજી ૫. શાંતાબાઇ મહાસતીજી ૬. બા. બ્ર. કંચનબાઇ મહાસતીજી ૭. બા. બ્ર સુશીલાબાઇ મહાસતીજી ૮ બા. બ્ર. જશુમતીબાઇ મહાસતીજી ૯. બા. બ્ર. સરોજબાઇ મહાસતીજી ૧૦. બા. બ્ર. કીરણબાઇ મહાસતીજી.

(૮) ૧. પૂ. માનકુંવરબાઇ મહાસતીજી ૨. પૂ. રંભાબાઇ મહાસતીજી ૩. જેકુંવરબાઇ મહાસતીજી ૪.

લલીતાબાઇ મહાસતીજી ૫. જયાબાઇ મહાસતીજી ૬. બા. બ્ર. નિર્મળાબાઈ મહાસતીજી ૭.
બાઇ મહાસતીજી ૮. બા. બ્ર. ઇન્દુબાઇ મહાસતીજી ૯. બા. બ્ર. શાંતાબાઇ મહાસતી
અનસુયાબાઇ મહાસતીજી ૧૧. બા. બ્ર. જ્યોત્સનાબાઇ મહાસતીજી ૧૨. બા. બ્ર.
મહાસતીજી ૧૩. બા. બ્ર. વનિતાબાઇ મહાસતીજી ૧૪. બા. બ્ર. હર્ષદાબાઇ મહાસતીજી
બ્ર. તારાબાઈ મહાસતીજી ૧૬. બા. બ્ર. પ્રિયબાળાબાઇ મહાસતીજી ૧૭. બા બ્ર મનો
મહાસતીજી ૧૮. બા બ્ર. પ્રફૂલાબાઇ મહાસતીજી ૧૯. બા. બ્ર. વસંતબાઇ મહાસતીજી ૨૦.
ગુણવંતીબાઇ મહાસતીજી ૨૧ બા બ્ર રમાબાઇ મહાસતીજી ૨૨. બા. બ્ર. જ્યોતિબાઇ મ
૨૩. બા. બ્ર. હંસાબાઇ મહાસતીજી ૨૪. બા. બ્ર. ભાનુબાઇ મહાસતીજી ૨૫. બા. બ્ર.
મહાસતીજી ૨૬. બા. બ્ર. તરૂલતાબાઇ મહાસતીજી

(૯) ૧. બા. બ્ર. પ્રભાબાઈ મહાસતીજી ૨. બા બ્ર. ચંપાબાઇ મહાસતીજી ૩. બા. બ્ર. વિ
મહાસતીજી ૪. બા. બ્ર. ઉર્મિલાબાઇ મહાસતીજી

(૧૦) ૧. પૂ. હીરાબાઇ મહાસતીજી ૨. ધીરજબાઇ મહાસતીજી ૩. બા. બ્ર. પુષ્પાબાઇ મહા
બા બ્ર. નાના પુષ્પાબાઇ મહાસતીજી ૫. બા. બ્ર. ઇન્દુબાઈ મહાસતીજી ૬. બા. બ્ર.
મહાસતીજી ૭. બા. બ્ર. કુસુમબાઇ મહાસતીજી

(૧૧) ૧. બા. બ્ર. ધનકુંવરબાઇ મહાસતીજી.

(૧૨) ૧. બા. બ્ર. ચંપાબાઇ મહાસતીજી ૨. કંચનબાઈ મહાસતીજી

(૧૩) ૧ બા. બ્ર. જયાબાઇ મહાસતીજી ૨. બા. બ્ર. વિમળાબાઈ મહાસતીજી ૩: બા. બ્ર
મહાસતીજી ૪ બા. બ્ર. જ્યોતિબાઇ મહાસતીજી

(૧૪) ૧. બા. બ્ર. ગુલાબબાઇ મહાસતીજી ૨. બા. બ્ર. વિજયાબાઇ મહાસતીજી ૩ બા. બ્ર.
મહાસતીજી ૪. બા બ્ર. સાધનાબાઇ મહાસતીજી ૫. બા. બ્ર. ધીરમતીબાઇ મહાસતીજી ૬
કુંદનબાઇ મહાસથીજી ૭. બા. બ્ર. સંગીતાબાઈ મહાસતીજી.

(૧૫) ૧. બા. બ્ર. પ્રાણકુંવરબાઇ મહાસતીજી ૨. બા. બ્ર. યશોમતીબાઇ મહાસતીજી ૩. બા. બ્ર.
મહાસતીજી ૪. બા. બ્ર. શૈલાબાઇ મહાસતીજી ૫. બા. બ્ર. જયેષાબાઇ મહાસતીજી

(૧૬) ૧. બા. બ્ર. લલીતાબાઇ મહાસતીજી ૨. બા. બ્ર. તરૂલતાબાઇ મહાસતીજી ૩. બા. બ્ર. જ
મહાસતીજી ૪. બા. બ્ર. વસુમતીબાઇ મહાસતીજી ૫. બા. બ્ર. સુમિત્રાબાઇ મહાસતીજી ૬
અરૂણાબાઇ મહાસતીજી ૭. બા. બ્ર. જયવંતીબાઇ મહાસતીજી ૮. બા. બ્ર મીરાબાઇ મ

(૧૭) ૧. પૂ. મુક્તાબાઇ મહાસતીજી ૨. બા. બ્ર. લીલમબાઇ મહાસતીજી ૩. બા. બ્ર. પુષ્પાબાઇ
૪. બા. બ્ર. પ્રભાબાઇ મહાસતીજી ૫. બા. બ્ર. ઉષાબાઇ મહાસતીજી ૬. બા. બ્ર.
મહાસતીજી ૭ બા. બ્ર. ભદ્રાબાઇ મહાસતીજી ૮. બા. બ્ર. ભારતીબાઇ મહાસતીજી ૯.
સુમનબાઇ મહાસતીજી ૧૦. બા બ્ર. વનિતાબાઇ મહાસતીજી ૧૧ બા. બ્ર. સન્મતિબાઇ
૧૨. બા. બ્ર. રાજેમતીબાઇ મહાસતીજી ૧૩. બા. બ્ર. હસુમતીબાઇ મહાસતીજી ૧૪
સુમતીબાઇ મહાસતીજી ૧૫. બા. બ્ર અનુમતીબાઇ મહાસતીજી ૧૬. બા. બ્ર. વીરમતી
સતીજી ૧૭ બા બ્ર. જ્ઞાનશીલાબાઇ મહાસતીજી ૧૮. બા. બ્ર. દર્શનશીલાબાઇ મહાસ
બા. બ્ર. વિનોદીનીબાઇ મહાસતીજી ૨૦ બા. બ્ર. રાજુલબાઇ મહાસતીજી ૨૧. બા. બ્ર.
બાઇ મહાસતીજી ૨૨. બા. બ્ર. પ્રિયદર્શનાબાઇ મહાસતીજી ૨૩ બા. બ્ર. કૃપાબાઇ મહા
ભાગ્યવંતાબાઇ મહાસતીજી ૨૫. બા. બ્ર. મીનળબાઇ મહાસતીજી ૨૬. બા. બ્ર હર્ષિદાબાઇ
૨૭ બા. બ્ર. મનીષાબાઇ મહાસતીજી ૨૮. બા બ્ર. કીરણબાઇ મહાસતીજી ૨૯. બા. બ્ર
બાઇ મહાસતીજી ૩૦. બા બ્ર. સુધાબાઇ મહાસતીજી ૩૧. બા. બ્ર. ઉર્વશીબાઇ મહાસતીજી
સ્મિતાબાઇ મહાસતીજી ૩૩. બા. બ્ર. ઉર્મિલાબાઇ મહાસતીજી ૩૪. બા. બ્ર. ડોલરબાઇ
૩૬. બા. બ્ર. નંદાબાઇ મહાસતીજી ૩૭. બા. બ્ર. સુનંદાબાઇ મહાસતીજી ૩૮. બા. બ્ર. અ
મહાસતીજી ૩૯. બા. બ્ર. અર્પિતાબાઇ મહાસતીજી ૪૦. બા બ્ર. અજીતાબાઇ મહા
બા બ્ર અમીતાબાઇ મહાસતીજી.

**મુનિવરો ઠાણા ૧૩ મહાસતીજીઓ ઠાણા ૧૭૪**